

દીવાળી જેવા
શુભ
તહેવારોમાં



લગ્ન જેવા
માંગલિક
પ્રસંગે



જન્મદિન
જેવા ખુશાલીના
પ્રસંગે




પ્રાઈઝ બૉન્ડ જેવું
ભેટણું આપો

દેશના વિકાસ-કાર્યોમાં અને ભાવિ પેઢીની
આબાદીમાં નાની બચત યોજના દ્વારા ભાગ લો.

ગુજરાત સરકારના માહિતી ખાતા તરફથી પ્રકાશિત

DIRINF (G)

૬૬(૩)૬૨

૩

# વિશ્વમાનવ [દ્વૈમાસિક]

[વાર્ષિક રૂ. ૯–૦૦ શિ. ૧૮ * છૂટક ચાલુ અંક રૂ. ૨ * વિશેષાંકોની છૂટક કિંમત કદ મુજબ]
સંપાદક : ભોગીલાલ ગાંધી * [પૂંઠાનું ચિત્રાલેખન : નગેશ પિંગળે]
પ્રકાશક : ભોગીલાલ ગાંધી, ચેતનપ્રકાશન ગૃહ પ્રાઇવેટ લિ; રામજીમંદિર પોળ : સરકારી છાપખાના સામે–વડોદરા [ફોન ૪૯૫૦]
મુદ્રક : નવભારત પ્રિન્ટીંગ પ્રેસ, પાણીગેટ રોડ.–વડોદરા

# આદર્શ સમાજ : આદર્શ વ્યક્તિ | આલ્ડસ હક્સલે

માનવપુરુષાર્થના અંતિમ ધ્યેય વિષે તો આપણી સંસ્કૃતિમાં, છેલ્લી ત્રીસ સદીઓથી સર્વસાધારણપણે એક સહમતિ પ્રવર્તતી આવી છે. છેક ઇસુથી માંડીને તે કાર્લમાર્ક્સ સુધીના તત્ત્વજ્ઞો આ બાબત એકી અવાજે બોલેલા છે. આ લોકોએ સુવર્ણયુગની જે વિવિધ કલ્પનાઓ કરી છે, તેમાં સ્વતંત્રતા, શાંતિ, ન્યાય ને ભાઈચારાનો અમલ સર્વત્ર હોવાની જ વાત છે.

— ' કોઈ રાષ્ટ્ર બીજા રાષ્ટ્ર સામે શસ્ત્ર નહિ ઉપાડે. '

— ' પ્રત્યેક માનવીના જીવનનો વિકાસ જ સમગ્ર માનવજાતના વિકાસની ભૂમિકા બનશે. '

— ' પાણી જેમ આખા સમુદ્રને ભરી રહેલ છે, તેમ પ્રભુ વિષેનું જ્ઞાન સમસ્ત વિશ્વમાં વ્યાપી રહેશે '

આમ સાર્વત્રિક ધ્યેયની બાબતમાં તો ઘણા લાંબા કાળથી એક પ્રકારની સર્વસંમતિ પ્રવર્તતી આવી છે. પરંતુ એ ધ્યેય તરફ લઈ જનાર માર્ગોની બાબત એવું નથી. એટલું જ નહિ, ઉલ્ટાનો એ બાબતમાં તો સર્વસંમતિ ને વિશ્વાસને બદલે નર્યો ગુંચવાડો ને એક બીજાની તદ્દન વિરુદ્ધ એવા મતોની અથડામણ જ જોવા મળે છે તથા આ મતોનો અંધશ્રદ્ધાપૂર્વક સ્વીકાર કર્યા પછી એના આચરણ પાછળ ધર્માન્ધતાનું ઝનૂન કામે લાગેલું જોવા મળે છે.

આમાં કેટલાક લોકો એવા પણ છે, જેઓ એમ માને છે, ને આજે તો એ માન્યતા જ સૌથી વધુ લોકપ્રિય બનેલી છે કે, આજના કરતાં બહેતર દુનિયાના સર્જન માટેનો એક માત્ર ધોરી માર્ગ કોઈ હોય તો તે અર્થરચનાના સુધારનો.

કેટલાકને મન વળી—લશ્કરી વિજયો ને અમુક વિશિષ્ટ રાષ્ટ્રની સરમુખત્યારી—એ જ એક માત્ર રસ્તો દેખાય છે.

આ બધા લોકો મુખ્યત્વે સામાજિક તંત્ર ને મોટા પાયા પરનાં સંગઠનની દૃષ્ટિએ જ બધો વિચાર કરતા હોય છે.

[ વિશ્વમાનવ . જાન્યુઆરી–ફેબ્રુઆરી ૧૯૬

રીતે જ કોઇ વિશિષ્ટ સામાજિક પરિસ્થિતિ પર બીજા કરતાં ઘણો ઓછો આધાર રાખનારાં હોય છે. આ વસ્તુને ધ્યાનમાં લેતાં અહીં આપણને એક નવી જ હકીકત સાંપડે છે. ને તે એ કે—

જેઓ પોતાના સ્થળકાળની મર્યાદાઓ ને પૂર્વગ્રહોથી અલિપ્ત રહેવામાં અમુક અંશે સફળ થઇ શકયા, તેવા લોકોએ માનવીના જીવન માટે સાર્વત્રિક એવા આચાર-વિચારના જે આદર્શો ને પ્રેરણાઓ ઉપસ્થિત કર્યાં છે—એ તમામમાં એક પ્રકારની એકવાકયતા રહેલી છે.

રૂઢિગત આચાર, વિચાર ને લાગણીઓનાં ચોકઠાંમાંથી મુકિત ત્યારે જ પ્રાપ્ત થઇ શકે, જ્યારે અંતિમ વસ્તુસ્થિતિના મર્મને સમજવાની વેધક આંતરદૃષ્ટિ ને નિષ્કામ-વૃત્તિનો યોગ સાધી શકાય. આવી આંતરદૃષ્ટિ એ એક કુદરતી બક્ષિસ જ છે, ને તે હરેક મનુષ્યમાં સુપ્ત અવસ્થામાં પડેલી હોય છે પરંતુ એ સ્વયં પૂર્ણપણે પ્રકટ થઇ શકતી નથી, સિવાય કે એને માટેની અમુક શરતો પૂરી કરવામા આવે. એ આંતરદૃષ્ટિને ખીલવા દેવા માટેની પ્રથમ શર્ત છે, નિષ્કામ આચરણ.

કંઇક અંશે તર્કપૂર્ણ વિવેકબુદ્ધિ પણ મુક્તિપ્રદ બળ ખરું. પરંતુ બુદ્ધિનો ઉપયોગ કયી રીતે થાય છે, તેનો આધાર માણસની ઇચ્છા-શકિત પર રહેલો છે. જ્યાં ઇચ્છાશકિતમાં તટસ્થતા નથી, ત્યાં બુદ્ધિનો ઉપયોગ, વિજ્ઞાન, યંત્રવિદ્યા, ગણિતશાસ્ત્ર અથવા તો એવાં બીજાં બિન-માનવીય ક્ષેત્રો સિવાય કેવળ આવેગો ને પૂર્વગ્રહોને તર્કયુક્ત ઠેરવવામાં, ને સ્વાર્થને જ ન્યાયયુકત દેખાડવામા થાય છે

આથી જ તો અણિશુદ્ધ તત્ત્વજ્ઞોમાં પણ બહુ ઓછા માણસો એવા થઈ ગયા, જેઓ પોતાની જાતને દેશકાળની સંકુચિત કેદમાંથી મુકત કરી શકયા હતા. એથી જ ધર્મસંસ્થાપકો યા રહસ્યવાદીઓ જેટલી મુકિત તેઓ ભાગ્યે જ અનુભવી શકયા છે. આમાંય જે આંતરદૃષ્ટિ ને સદાચારનાં મૂલ્ય વચ્ચેનો મેળ જાળવી શકયા તેઓ જ કંઇક વિશેષ મુકત રહી શકયા છે.

હવે, આપણે જે લોકોને આવા મુકતાત્માઓ તરીકે પિછાણીએ છીએ, એમનામાં આજે લગભગ છેલ્લી એંસી નેવું પેઢીથી 'આદર્શ માનવી' ની બાબતમાં ઘણે અંશે સહમતિ પ્રવર્તતી આવી છે. દેશકાળની દીવાલો વચ્ચે ગોંધાયેલો માનવી કદિક આને, તો કદિક પેલાને, 'આદર્શ માનવી' તરીકે પોતાની પ્રશંસાનાં ફૂલ ચડાવતો આવેલ છે, પરંતુ એવે સમયે ય આ સ્થળકાળની મર્યાદાઓ વટાવી જઈ એમણે તો માનવી માત્રને માટેનો જ આદર્શ રજૂ કરેલો છે.

[ ENDS & MEANS ]

## હ્યુએન સંગની ડાયરીનું એક પાનું

[ભારત સં. ૨૦૧૬-૧૭]

રાજેન્દ્ર શાહ

આવ્યો હું તીર્થે ફરી બુદ્ધભૂમિના.

મેં ગુપ્તકાલીન પ્રજા લહી હતી
સમૃદ્ધ, ખુલ્લે ઘર, ભીતિહીન;
માધુર્ય જ્યાં પ્રેમનું, જ્ઞાન, ઓજસ.
પ્રકાંડ જ્યાં શૌર્ય, શુચિ વિનમ્રતા.

યાત્રા કરું હું ફરી બુદ્ધભૂમિની

જેણે ઝીલ્યાં આક્રમણો અસંખ્ય :
કે હૂણ, કે મ્લેચ્છ ચ શ્વેતલોકનાં.
અગસ્ત્ય ધારે ક્ષત, મૂર્ચ્છનાનત
તે પ્રાણવંતી પણ અમૃતાશને.

સામ્રાજ્યના કાલિયનાગને અહીં
નાથી રહે મોહનમૂર્તિ ગાંધીની :
એને દઈ સાગરસ્થાન દૂરનું
કાલિંદરીને કીધ મુક્ત ઝેરથી.

યાત્રા કરું હું ફરી બુદ્ધભૂમિની.

રે, હ્યાં ક્હીં નાગરસૃષ્ટિ ? જંગલ
અહીં; રમે છે અહીં મૃત્યુ કારમું.
અહીં સડે સંસ્કૃતિનું ફુલ્યું શબ
(દુઃસ્વપ્ન હો દારુણ દૃશ્ય જે લહું.)

ઘેરી વળીને નિજ તીક્ષ્ણ ચાંચથી
ભીંપાતણાં નિર્ભય ગીધ રાક્ષસી
પીંખે છ એને; અહીં પિંડ ન્હોરમાં
બુભુક્ષુ ઊંડે અળગાં અહીં લડી.

આ મારી યાત્રા ફરી બુદ્ધભૂમિની !

ગાથા જરાસંધની અંગ જેનાં
ભેદાયલાં એક થતાં; અહીં તો
ડાળે ફરી ઝૂલતું પ્રેત બોલતું
અમોઘ દે વિક્રમશક્તિ મૌનને.
વૈચિત્ર્ય આ ભૂમિનું નિત્ય કર્કશ !

★

## કવિ | ગુલામ મોહમ્મદ શેખ

ઊંઘને ઓલવીને જો થાય તો તાપણું કરું.
આખી દુનિયાની આંખો ઠરી જાય,
આકાશના જીવ કબર પરના નિશાનો જેવા જીવે,
આણી ધૂળ પર
વનને ખંજવાળતો પવન ઘસાતો જાય,
બધાં – બધાંય રૂપ
કાદવના અદ્ભુત છંદમાં એક રૂપ થઈ જાય.

હું ધામમાં મસ્તકોની છાપ પાડતો ફરું.

ફિરસ્તાઓના ભેજામાં
બેઠી મધપૂડા જામે,
આસમાની ફૂલનાં પીળાં ટપકાં
જીવડાં કોચી ખાય,
માછલાં મીઠાં પાણીમાં
ચત્તી છાતીએ આપઘાત કરે,
રણનાં ઊંટ સમુદ્રનાં પાણી પી જાય,
કડવા લીમડાના ફરેવતી પાંદડે
હું કપાતો ફરું.

★

## ઉત્પ્રેક્ષા | અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

અણુજપ ! માગે એઓનો જપી ગેરો !–
થાકી ગયેલું શ્વાન જાણે ટ્રંટિયું વાળી પડ્યું

મધરાત ચાલી જાય
ઝિ ણીના ઝગઝગ એની આખમા અજાય,
પાનખરના પાદડા
કાળ પરથી દિન સમા
ખરતા રહે—
અવકાશમા તરતા રહે—
ફફડાટ ત્યા આ વાયુનો–
કારમી આ તે ભૂતાવળ શી ઘૂમે !

અધખૂલેલી આખ
થોડીવાર બસ આકાશમા તાકી રહે
ને પોપચે તોળાય પાછો ભાર–
ને પાપણો પાછી ખૂરે !

કોણ એ ?
ઉત્પ્રેક્ષ થઈ જોઈ લીધુ.
એ તો બધા ભણકાર
આખુ જગત પોઢી ગયુ
શિલ્પનગરી વિશ્વકર્માએ અહી જાણે સજાવી !

જાગવાનો શ્રમ કરીને જપવાનુ છે અહી ?
થોડા ભર તા શ્વાસ ને નિશ્વાસ તો
અતનાન્ત સાગરને તળે ડૂબી ગયા–

આખ શુ નિમીનન હવે ભૂલી ગઈ ?
તો કાનને સરવા કરી

ચાલ્યા જવુ
એમ કરતા જો યુધિષ્ઠિર પથની
કઈ કે પ્રતીતિ—

હાડ ગાળી નાખતી ઠંડી પડે
જિંદગીના થાક સૌ અગે ચડે
શિખરો પરે શિખરો વળોટી દૂર બસ ચાલ્યા જવુ
ઊચે ઘણે ઊચે

★

## —તો | રસિક પંડ્યા

અસ્તાચળે દિવસની પ્રગટી ચિતા જે
સ્ફુલિંગમા ચઢી ઊચે અવકાશ છાઈ,
–અધારની ધબકતી લયબદ્ધ નાડી
ચૂપ ગયુ હતુ પુરા ઉ જે અજાણે

ઝૂકતુ અશુ નભ ધરા સમીરે મર્યુ શી
આત્મીયતા ઉભરતી દિલખોલ સ્નિગ્ધ !
દીવા દીવા સ્વપન શા મુજ રોમ રોમ !
રૈગન્યો રગ ઊગ્યા શુ નિહાળવાને !

મેડી પરે દીપ બળે દૂર એક ઝાખો,
બાને દ્યુતિ–પથ દગો સુધી બેય માગ
મેડી ગ્રહુ અનમ રેખ–વિમુક્ત વ્યાપ્તિ,
કા રેખના અબળખા વણવા ઉચાટે !

વીછી રહ્યો મુજ રુધિરમહી ઘૂમી જો
કાઢી હથેની પર ચૂમી લઉ ઘડી તો ?

★

## રહસપેય | રસિક પડયા

મને હજુય યાદ છે મિલનની ઘડી આપણી
હતા ઉભય શા અજાણ, ગભરૂ ય તેથી બન્યા!
હતો ન અણુમાર નામ થકી યે ન'તી કલ્પના
વહ્યા ઝરણુ બે સ્વભાવગત શા નીચાણો ભણી

ચેહે કપમ નીચાં ન જો ઝરણુના ઉરે ઝખના
સમાન ધખતી રહે શિખર ઊર્ધ્વનાં આંખવા
ચઢી જલધિ-ઝોળપે, શશીપરે જઇ લેટવા!
લીધી પલક બે ભરી, ખલક આખું ખાલી થયું.

સેવાલ આંગયા જ બેત્રણુ કર્યાં, તમે પાંપણો
જરા પટપટાવીને મધુર મૌન બ્હેતું કર્યું;
ઉતારી દઇ કાંચળી અધીર વૈખરીની હું ગે
ગયો સરકી તાહરી નયનકુંજમાં, આપણો
થયો ત્યહીં સુમેળ ને જીવનને બહાનું મળ્યું.
અજાણુ અધિકે, વધુ રહસ્યપેય ઝાનું મળ્યું.

★

## બેઠો છું | રસિક પંડ્યા

હું જાણું છું કદિક તો વળશે જ પાછાં
રહેલ બે ચરણુ 'આંગણું' 'બાહરે' આ
ઉપાડયું કે જે 'જીવનનું' 'ગીત' દૂર—ક્યારે,
શબ્દો શરૂ શરૂ તણા 'અહીં' ક્યાંક ખોયા.

તૂટેલ તે શબ્દના સ્વર વ્યંજનોને
ઘૂંટી ઘૂંટી નિજ સૂરે ગીત એક ગૂંથ્યું.
ના બોલ આગળ હવે જડતા, હું કોને
થંભી ગયેલ ગીતના પડધા યે પૂછું?

જે પોહમાં પવનની અહીંથી જતાં'તાં
ગીતો ક્ષિતિજતણી પાર, ભરાય શ્યારે
તેમાં હવે તવ સૂરો, પકડી હું રાખું:
આવે તું આ તરફ શોધ મહીં જ તેની!

ખૂંટેગતા ગીતતણાં શરૂઆત બોલ
બેઠો છું સાચવી, તને બસ સોંપી દેવા.

★



## ગમો-અણગમો | સુરેશ દલાલ

ન્હાઈને આવેલ બાળકના સમો
(નગ્ન ને નિર્દોષ)
એકાદ એવો શબ્દ પણ
કેવો ગમે છે!

જોયા કરું, મોહ્યા કરું;
થાબડું
ને.

(આવડે એવી રીતે)
એને રમાડયા હું કરું!

શબ્દને પણ હોય છે
એનું નિરાળું રૂપ....(નૈસર્ગિક!)

ગીમન
(ગઈ કાલ સુધી તો હતો જે રંક) ના
પોશાક શા

(ભભકાભર્યા)
શબ્દો મને ગમતા નથી!

★

## — — | —સુભાષ શાહ

જર્જરિત થઇ ગયેલો આકાશનો ટોપ;
હવે ઉતારી લો!
એનાં કાણાંમાંથી,
પેલી પારના દીપ્ત આકાશની
મને ખબર પડી ગઇ છે.

ક્ષિતિજમાં ભેગા થયેલા બારણાના તાળાં;
હવે જલદી ખોલી નાખો !
એની પેલી બાજુના દિવ્ય ભંડારની
મને જાણ થઇ ગઇ છે.



## હાશ ! | સુભાષ શાહ

સૂર્યનું પાકી ગયેલું લાલ ફળ મને ખાઇ જવા દો,
પીળા પડેલા ચન્દ્રનો પણ ગર્ભ યે કાઢીને ખાઇ લઇશ,
ઊંઘ આવે છે મને,
ક્યાંક મારા શ્વાસથી–
ગોઠવી મૂકેલ સઘળાં શ્વેત પુષ્પો,
ઊડીને ફેંકાઇ જાયે તે પહેલા;
આકાશનો ઊંધો પડેલો આ પ્યાલો,
ચત્તો કરી સૌ ફૂલ એમાં ભરી દો,
હાશ, હુ અવકાશની એક સોડ તાણી
સૂઇ જાઉ છુ.

## જિંદગીને | પ્રહ્લાદ પારેખ

જિંદગી છે તું થઇ એવી સખત
  કે પ્યાર કરવા સંગ તારી
        ના દીધો રે'વા વખત.
આમ તો હું છું કવિ
        ને મિજાજે શાહજાદો;
તેં ગણ્યો કિન્તુ બળદ
ને ગળા પર ગોઠવી છે ધોંસરી.
ખેર, એનેયે લઇ ચાલી રહું મૂગો થઇ.
મૌન કિન્તુ જાય તૂટી જે ઘડી
આંખ મારી આંખ તારી
        સંગ જાએ જ્યાં મળી
            ભાઇ લઉં.
ને ગળાની ઘંટડીને ડોલવી અજવી રહું.

[ વિશ્વમાનવ જુલાઈ–ઑગસ્ટ અંકમાં છપાયેલ ]

# લોહ–છાયા

## લોરેન્સ વાન દર પોસ્ટ

અનુવાદક: ડૉ. રસિક પંડ્યા

ખેતરોમાં ચાલતાં ચાલતાં અમે ભાગ્યે અક્ષરે બોલ્યા હોઈશું. અને પ્રયત્નપૂર્વક વાતચીત કરવાની મારી તો હિંમત જ ન હતી. મેં જ્હોન લોરેન્સની આ નાતાલ–મુલાકાતની ખૂબ જ અધીરતા પૂર્વક રાહ જોઈ હતી. અને હવે, તે આવી ગયો હતો ત્યારે, અમે સરળતાથી વાત કરવાને પણ અશક્ત લાગતા હતા! હું તેને છેલ્લાં પાંચ વર્ષથી મળ્યો ન હતો. બીજું વિશ્વયુદ્ધ પૂરું થયા પછી કેદમાંથી મુક્ત થઈને જેલના દરવાજે છૂટા પાડ્યા તે પડ્યા. હું પાછો નાગરિક જીવનમાં પડી ગયો અને લોરેન્સ ફરીથી તેની લશ્કરી સેવા ઉપર હાજર થઈ ગયો. તે દિવસ સુધી યુદ્ધના ભયની ભીતરમાં એકબીજાનો હાથ પકડીને જાણે અમે વર્ષો સુધી ચાલ્યા હતા અને જાપાનીઓને હાથે એક સરખા યાતનાઓ વેઠતા આવ્યા હતા. અમારો છૂટકારો થયો ત્યારે જોયું કે અમે પરસ્પર જે સહજસ્ફૂર્ત અને મહાન લાગણી એક સાથે અનુભવતા હતા તે, આજુબાજુની યુદ્ધગ્રસ્ત દુનિયામાંના અમારાં સંવેદનો સાથે, સીવીને તૈયાર રાખેલા પોષાકની જેમ આબાદ બંધ બેસતી હતી. વિદાયની ક્ષણની તે ભરીભરી આત્મીયતા હું હંમેશાં અનુભવતો રહ્યો છું. તે ક્ષણ દરમ્યાન મારા મનમાં વિયોગનો કોઈ ભાવ ન હતો, કે ન હતું અમારી વચ્ચે સ્વાર્થી દોસ્તીનું કોઈ અંતર! અમારી આ ટૂંકી અને ખરા આંતરિક આત્મીયતા સામે બંડ પોકારવા માટે સ્થળ અને સમયે કરેલી ક્રૂર અને બિનજરૂરી (એટલા માટે કે તે બેમાંથી કોઈ પણ એક પૂરતું સમર્થ હતું) દોસ્તીથી હું પૂરેપૂરો [illegible] હતો. પરંતુ મેં પાસે-પાસે રહેવાની અમારી ગોઠવણ કરી જ હતી, તો પછી તેને મારાથી અલગ, આટલો દૂર, શા માટે ફેંકી દેવામાં આવ્યો હતો? બસ આ જ સવાલ મારા મનમાં ઘુંટાવા લાગ્યો. આમ તે એટલો નજીક હતો કે તેના હાથ પકડવા માટે મારે મારો અડધો હાથ જ લંબાવવાનો હતો; છતાં પણ અમારી જુદાઈના આ પાંચ વર્ષ દરમ્યાન આજના જેટલો દૂર તે કયારેય લાગતો ન હતો.

મેં તીરછી નજરે તેના તરફ જોઈ લીધું; યુદ્ધ પહેલાંનો કાપડનો સૂટ હજી પણ તેને બરાબર આવતો હતો. તેના ઊંચા અને પહોળા શરીર ઉપર આ પોષાક ગ્રામીણ પોષાક કરતાં લશ્કરી ગણવેશ જેવો વધુ લાગતો હતો. કોઈ ઊંઘમાં ચાલનારા માનવીની માફક અજાગ્રત વિચાર અને ઉદ્દેશપૂર્વક તે મારી બાજુમાં ચાલતો હતો. તેના ચહેરા ઉપર વિચિત્ર મૂર્છાની રેખાઓ છવાયેલી હતી. ખાનદાન મુખ ઉપરનાં સુંદર ભરાવદાર ભવાં નીચે ઠીક ઠીક અંતરે ગોઠવાયેલી તેની વિશાળ માંજરી આંખો અમારી વચ્ચેના આ અંતરને કારણે વધુ આસમાની લાગતી હતી. જેમ, સમયના ખડકાતા ધુમ્મસમાં ધૂંધવાતા વિસ્મૃત અને પરિત્યક્ત રેતાળ તટ પરથી ઓસરતી સ્તબ્ધ સમુદ્રની ભૂખરી ભરતી ઓસરી જાય, તે રીતે દિવસ પાસેથી સરકી જતો ડિસેમ્બરના નમતા પહોરનો પ્રકાશ સુદ્ધાં તેની આંખમાં ચમકી ઊઠ્યો. પરંતુ આ પ્રકાશ કયાંય બહારથી આવતો ન હતો. તેના પોતાના અંતઃસ્તલમાંના દૂરના તારીખિયામાંની વીતી ગયેલી શિયાળાની કોઈક ક્ષણની ઓસરતી છાયામાંથી તે આવતો હોય એમ લાગતું હતું. તેની આંખો અલબત્ત, પેલી ક્ષણ કે પેલા સ્થળ ઉપર કેન્દ્રિત થયેલી ન હતી. આ વિવિક્તતાને હું વિનાવિરોધે સહન કરી શકું તેમ ન હતું.

[ વિશ્વમાનવ : જાન્યુઆરી–ફેબ્રુઆરી ૧૯૬૨ ]

અમારા સંબંધોમાંથી પ્રગટી શકે તેનાથી જુદાજ પ્રકારના એના વર્તન ઉપર અકળાતો ખિજાતો હું તેની બાજુમાં ચાલતો હતો. તે સમયની મારી જાગ્રતાવસ્થા કરતાં અનેકધા શાણી અને સુજ્ઞ એવી કોઈક આંતરિક અજ્ઞાત ચીજે એકાએક મારો કબજો લઈ લીધો, અને કેમ જાણે રોજ મને સવાલ પૂછવા ફરજ પાડી હોય એમ મેં પૂછી નાખ્યુંઃ "તું ક્યાંક ફરી પાછો 'રૈટાગ હારા'માં તો ફસાયો નથી ને ? "

હું આવું કેંક પૂછવા માગું છું એવી મને પોતાનેય ગંધ આવે તે પહેલા તો, પ્રશ્ન પૂછાઈ પણ ગયો હતો. તે ક્ષણે તે પ્રશ્ન મને એટલો તો અસંબદ્ધ અને દૂરનો લાગતો હતો કે બીજી જ ક્ષણે તે પૂછવામાં રહેલી મારી મૂર્ખાઈ મને પરખાઈ ગઈ. પરંતુ મારા આશ્ચર્ય વચ્ચે તે સાંભળીને લૉરેન્સ ચાલતાં ચાલતાં અટકી ગયો. મારા તરફ ફરીને, જાણે લાગણીઓની ભીંસમાંથી છુટકારો મળ્યો હોય તેમ સાહજિક રાહતનો શ્વાસ લઈને તે બોલ્યો. "તારો આ પ્રશ્ન સાંભળીને મને નવાઈ લાગે છે. કેમકે તે ક્ષણે હું હારા વિષે જ વિચારી રહ્યો હતો." થોડુંક અટકીને જાણે ગેરસમજથી ડરતો હોય તેવું ફિક્કુ હસીને તેણે ઉમેર્યું, "આખો દિવસ તેના વિષે જ વિચારતો રહ્યો છું. મારા મનમાંથી હું તેને દૂર કરી શકતો જ નથી." મને પણ એવી જ રાહત થઈ. કેમકે તેના એકાંત સાથે મારું અનુસંધાન કરનાર તંતુ મેં તરત જ ઓળખી લીધો. આ એક એવી ઉપસ્થિતિ હતી જેને હું સમજી શકું, અને દૂર સુધી સાથ આપી શકું—છેવટ સુધી સાથ ન આપી શકાય તો કૈં નહિ ! હારાના વિચારમાત્રથી અને નામ-શ્રવણથી, જાણે તેનાથી હું હમણાંજ છૂટો પડ્યો હોઉં તેવી, એની સુસ્પષ્ટ જીવતી જાગતી આકૃતિ મારી સમક્ષ ખડી થઈ ગઈ. અને તે એટલી હદે કે તેનો વિચિત્ર, રૂંધાયેલો, ઉત્તેજિત, ડૂંટીમાંથી ગાજી ઊઠતો અવાજ, જાણે એમ લાગતું હતું કે, ગમે તે ક્ષણે મારી પાછળથી પોકારી ઊઠશે "કુરા" ! જાપાનીઓની 'એય, આમ આવ' કહેવાની આ સૌથી અસભ્ય રીત છે.

આ વિચાર આવતા જ મારી ગરદન ઉપરના વાળ હવાની શીતલતા પ્રત્યે સજાગ થઈ ગયા. ઉદ્ધતાઈપૂર્વક એક હાથને પોતાની સામે જ લાંબા કરીને અમારી તરફ ઈશારત કરતા, અને જમીન ઉપર સરકતા ઢસડાતા કીડામાં રૂપાન્તર પામતાં પહેલાં મોટા પીળા અને મરણિયા પતંગિયાની થાપટો મારતી પાંખો જેવો અધીરો બીજો હાથ હવામાં વીંઝતા હારાને 'લોગ બાર્ન'ના દરવાજા પાસે ઊભેલો જોવાની ભ્રમણાથી મેં અજાણતાં જ મોં ફેરવીને પાછળ જોયુ. પરંતુ અમારી પાછળનું ખેતર તો ખાલીખમ પડ્યું હતું. લાંબા સમય સુધી માનવીનો પ્રેમ પામેલી અને તેણે ખૂબ ખૂબ ચાહેલી આતુર ધરતીએ હક્કપૂર્વક મેળવેલા આરામની શાંત અને સમાધિસ્થ આશીષ જેવા શિયાળાનો એક મોટો ભૂખરો ટુકડો થાકેલી અને ઊંઘતી જમીન ઉપર પડ્યો હોય એમ લાગતું હતું. દિવસના પ્રકાશની હળવેથી સંકોચાતી તે ક્ષણે, જાણે એ દૃશ્ય પોતાના જ અંતરમ ઊંડાણની નિદ્રાના આંતરિક સ્વપ્નની જેમ સ્વયં પર્યાપ્ત લાગતું હતું; જાણે—અમે હારાના હાથ નીચે તુરંગમા હતા ત્યારે, 'ઇંગ્લેંડને પૃથ્વી ઉપરનો સ્વર્ગીય ખ્યાલ' માનનારી અમારી કલ્પનાને, આ દૃશ્યદ્વારા આબેહૂબ બનાવવા માટે, કુદરતે નિશ્ચય કર્યો ન હોય ! હારાનું વિકૃત ભૂત હજી પણ અમારા આ આત્મીયતાથી છલકાતા અને આરોગ્યપ્રદ વાતાવરણમા પગલાં પાડી શકે છે, એનું ભાન થતા જ, કડવાશનું એક મોજું આજ પૂર્વેની મેં અનુભવેલી રાહતને ઝાટકો આપી મારા હૃદયમાં સોસરું ઘૂસી ગયું.

'મે હારાના હાથ નીચેની તુરંગમા'—એમ કહ્યું, ખરું ને ? જો કે તે કમાન્ડર ન હતો, છતાં પણ અમારી કેદ-ખાનાની દુનિયા ઉપર તેનું સૌથી વિશેષ શાસન ચાલતું હતું. તે પોતે તો નામદાર જાપાની સરકારના લશ્કરમાં સામાન્ય સાર્જંટ જ હતો. અને અમારા ઉપરી તરીકે તો શોભાના પૂતળા જેવો એક જુવાન નાયબ-કપ્તાન હતો. પરંતુ તે નાજુક જવાન, વિસમી સદીના સમુરાઈ કરતાં મુરાસાકીની નવલકથાના કોઈ રૂપાળા નાયક જેવો અથવા તો તેના ઘૃણિત હરીફની રાત્રીકથાઓના નાયક જેવો લાગતો હતો. અમે ભાગ્યે જ તેને મળ્યા હોઈશું. તેનાં ક્રીડા-શક્તિ-આળીના સંગ્રહમા અમે વિવિધતા અને સંખ્યામાં કેટલોક વધારો કરી શકીએ છીએ તે પૂરતો જ તેને અમારામાં રસ હતો. ટોકિયોમાની બ્રિટિશ ફોજનો એક વખતનો મદદ-નીશ અધિકારી જહોન લૉરેન્સ કહેતો હતો કે અમારો આ કમાન્ડર જાપાનના મહાન લશ્કરી ઘરાણામાં જન્મેલો ન

હતો, તેની તેને ખાત્રી હતી. પરંતુ મોટાભાગે તે કોએ અથવા યોકોહામાનો બીજા વર્ગનો જકાત-અધિકારી હતો. તેથી તો અભિશાપિત યુદ્ધકેદીઓની છાવણી ઉપરની તેની અપમાનજનક નિમણુકથી પણ તે માનહાની અનુભવતો ન હતો. સૈનિકનું ખમીર આ અપમાન કેમે ય વેઠી ન લે. લોરેન્સના મત પ્રમાણે હારા અધિકારી વર્ગનો ન હોવા છતાં તે જ વધુ સુયોગ્ય હતો. ઉપરી અધિકારી અને માલિક સાથે જરા પણ આનાકાની વિના, રણમોરચે જનાર તે વિશ્વસનીય સામંતી અનુચર હતો. તેના માલિકોની તેણે લાંબા સમય સુધી અને સંતોષકારક રીતે સેવા કરી હતી. તેણે કોરિયા, મંચુરિયા અને ચીનમાં યુદ્ધો પણ ખેલ્યાં હતાં. અને તેના પુરસ્કાર તરીકે જ કદાચ તેને તેના લાગની આ નોકરી મળી હતી.

લોરેન્સની વાતમાં કેટલું તથ્ય હતું તે તો શી ખબર ? પરંતુ એક વાત ચોક્કસ હતી કે હારા તેના ઉપરી અમલદાર સાથે કશી નાનપ અનુભવતો ન હતો. કોણ સત્તાધારી અને વિધિ-નિર્મિત લશ્કરી ખાનદાનનો હતો અને કોણ યુદ્ધમાંથી લાભ ખાટતો હતો, તે તો બન્નેને એકી સાથે જોતાં જ જણાઈ આવતું હતું. તેના ઉપરી અમલદાર સાથેના બાહ્ય વ્યવહારમાં હારા જેટલો ચોક્કસ હતો તેટલો જ તે અંદરખાનેથી પોતાની સરસાઈ અનુભવતો હતો, એમાં અમને જરા પણ શંકા ન હતી. જરૂર જણાતાં પરિસ્થિતિને પોતાના હાથમાં લેતાં તે જરા પણ અચકાતો નહિ. ઈન્સ્પેક્શન દરમ્યાન અમારી કતારો અને કમાન્ડન્ટની વચ્ચે ઉચ્છૃંખલ રીતે ચાલતો તેને અમે જોયો હતો. એ પ્રસંગોને છાજતા ગૂઢ નિયમોનો ગફલતથી પણ ભંગ કરનાર તરફ તે ત્રાડ પાડતો. અને ગુસ્સાના એક જાતના અર્ધજાગ્રત આવેશમાં જે કાંઈ હાથમાં આવે તેનાથી પેલા બિચારાને મરણતોલ ઝૂડી નાંખતો. આવે વખતે તેનો બેપરવા કમાન્ડન્ટ તેની જકાતઘરની સભ્ય લાગણીઓ સાથે કવાયતના મેદાનના દૂરના શાંત ખૂણામાં જઈને ઊભો રહેતો. અને ત્યારે, મેંગોળ અને પ્રાગૈતિહાસિક કમર ઉપર ઝૂલતી તેના પૂર્વજોની મોટી બે મૂઠવાળી તલવારની ધાતુ જેવી સખ્ત, પોલાદી, પૂર્વનિર્ણિત અને સુયોજિત ઈચ્છાશક્તિથી શાસન કરનાર હારા જ હતો, અને નહિ કે તેનો કમાન્ડન્ટ.

અમારે કેટલું ખાવું—અકે કેટલું ઓછું ખાવું—તે નક્કી કરનાર હારા જ હતો. અમને પથારીમાં ક્યારે હાંકી મૂકવા, અમારે ક્યારે ઊઠવું, ક્યાં અને કેવી રીતે અમારે કવાયત કરવી, શું અને કેટલું વાંચવું વગેરે નક્કી કરનાર પણ તે જ હતો. જાપાનની નીતિમત્તા અનુસાર ગુનો ગણીને, અમારી પાસેનાં પુસ્તકોમાંનાં એકે એકને તપાસીને જ્યાં જ્યાં 'ચુંબન' શબ્દ કે ચુંબનનો પરોક્ષ નિર્દેશ પણ આવે તેટલાં પાનાં ફાડી નાખવાનો હુકમ પણ તેણે જ આપ્યો હતો. આમે ય અમે અર્ધભૂખી હાલતમાં જીવતા હતા, તેમ છતાં બબ્બે ત્રણ ત્રણ દિવસ લાગટ કે કહેતાં કે જ ખાવાનું ન આપીને, સાંકડી અને ખીચોખીચ ભરેલી કોટડીમાં પૂરી રાખીને તેણે જ અમારી 'વિચાર શુદ્ધિ' કરવા પ્રયાસ કર્યો હતા. અને અમે અમારા વિકૃત અને અપવિત્ર યુરોપીય સિદ્ધાંતો ઉપર એકાગ્રતાથી મનન કરી શકીએ તે માટે અમને પરસ્પર વાત કરવાની પણ મનાઈ ફરમાવવામાં આવી હતી. મારા માણસો પાસે તેણે ઓરાવેલી શીંગો બરાબર ફણગી નહિ તેટલા માટે તેણે મને બરાબરનો ફટકાર્યો હતો. મારી 'વિપરીત વિચારસરણી'ને કારણે જ તેમ બન્યું હતું એવું તેનું માનવું હતું.

દારૂ પીને તે જ હારા, મારી પાસે આવીને ગ્રેટા ગાર્બો અને માર્લિન ડિટ્રીચ વિષે એકધારું કેટલુંય બબડી જતો કેમકે તેમના ચહેરા તેને લગાતાર સતાવી રહ્યા હતા. કલાકો સુધી તે ગોળમેજીના ઉમરાવો, ૬૦૬, સાલ્વરઝાન, અને ચાંદીના રોગમાં છેલ્લામાં છેલ્લી દવા વિષે મને પ્રશ્નો કર્યા કરતો. અમારા જંગલી કોરિયન સંત્રીઓને તેણે જ હરાવીને વશ કર્યા હતા; તેમની ફરજો વિષેના હુકમો આપ્યા હતા. અને તેની દષ્ટિ અને મનોભાવ અનુસાર, ખુદ તેના પોતાના કરતાંય વધુ ઝનૂનપૂર્વક વર્તતા તેમને કરી દીધા હતા. તેણે અમારા માટે કાયદા ઘડ્યા હતા, અને એ [illegible] પણ તે જ તોળાતો હતો, સજા કરતો હતો; અને અમારામાંના કેટલાકને તો તેણે મારી પણ નાંખ્યા હતા.

મહાન તાર્તાર ઈવાનની ભયંકરતાથીય વિશેષ રીતે તે ભયંકર હતો. ખાસ કરીને તેના લોહીમાં રહેલાં કુળાભિમાન અને અમાનુષિતા વધુ ભયંકર હતાં. તે ખરેખર ભયંકર કિંગુજી હતો. તેની ભયંકરતા એટલે, હજારો વર્ષની

ક્ષુલ્લકતા—આટલાં બધાં વર્ષો સુધી આવડી અમથી લઘુતા બની રહેવા માટે જીંદગી પર વેર અને બદલા રૂપે ઝીંકાઈ રહે તેવી ભયંકરતા ! તેને ઊંચા અને કદાવરની ઈર્ષ્યા આવતી હતી; અને તેમાંથી જ તેને એ બને માટે અદમ્ય ધિક્કાર જન્મ્યો હતો. પરિણામે જ્યારે તેનું ભૂત—તેના પોતાના કોઈ અગમ્ય ઊંડાણમાં પોતાની જ પીળી સ્વતંત્રતા અને ઈચ્છાશક્તિ સાથે રહેતું તેનું પોતાનું જ પુરાતન સદા અતૃપ્ત અને અનિરુદ્ધ રીતે હંકારાતું કોઈ અજ્ઞાત તત્ત્વ—તેની અંદર ઘૂસી ઊઠતું ત્યારે અમારામાંના સૌથી ઊંચા માણસોને, તેઓ તેનાથી ઊંચા હોવાના જ કારણસર, તેના હાથે માર ખાતા મેં જોયા હતા. તેનો શારીરિક દેખાવ પણ સર્વસાધારણ આકારના ઈન્કાર-સમો અને વૈરજન્ય લાગતો હતો. જાણે કે તે જાપાની શરીરનું બેઢંગ બુહદ્ રૂપ—કટાક્ષચિત્ર ન હોય !

તે એટલો તો નીચો હતો કે 'વેંતિયો' બનતો માંડ રહી ગયો હતો. તેની પહોળાઈ તેને લગભગ ચોરસ બનાવી મૂકતી હતી. તેની ગરદન ઘણી ટૂંકી હતી—નહિવત્. તેના પહોળા ખભા ઉપર સીધા બેસાડેલા માથાનો પાછળો ભાગ તદ્દન સપાટ હતો. તેના વાળ જાડા અને ગાઢા ભૂરા હતા, ટૂંકા કાપેલા હતા, અને સૂવરની પીઠ ઉપરના વાળની જેમ હવામાં તદ્દન ઊભા થઈ ગયેલા હતા. વાળનું પોત પણ એકદમ બરછટ હતું. તેના હાથ અસાધારણ લાંબા હતા અને ઘૂંટણ સુધી પહોંચતા હતા. તેના વિરોધ રૂપે તેના પગ એકદમ ટૂંકા, અત્યંત જાડા અને એવા તો વળેલા હતા કે અમારી સાથેના ખારવાઓ તો 'તલવાર-પગો ઠુંઠો' કહેતા હતા. કાળજીપૂર્વક સોનાની રેખથી મઢેલા તેના આછા પીળા દાંતથી તેનું મોઢું ભરાઈ જતું હતું. તેનો ચહેરો લગભગ ચોરસ હતો. અને કપાળ નીચું અને વાંદર-છાપ હતું. આમ છતાં તેના સમગ્ર દેખાવ અને આકૃતિ સાથે કશું જ સ્નાન-સૂતક ન હોય તેવી તેની આંખો ખૂબ જ સુંદર હતી. તેના જેવા એક જાપાની માટે તેની આંખો અપવાદાત્મક વિશાળ અને મોટી હતી. તેમાં નાજુક ચીનાઈ રત્નની દ્યુતિ અને ચળકાટ હતો, ઉર્મીપ્રદ સજીવ તેજોમય ગ્રાપ હતી. આ ભયંકર હિંસુજીને કટાક્ષ-ચિત્ર બનતો અટકાવવા આ આંખોનો કેવો ભગીરથ પ્રયત્ન કરવો પડતો હતો ! તેની આંખોમાં જોતાં જ તેનો ઉપહાસ કરવાની વૃત્તિ જ ઓસરી જતી. કેમકે તેની વિકૃત કાયામાં યુરોપીય સમજશક્તિથી પર, એક સમર્પિત અને નિસ્વાર્થ આત્માનો નિવાસ છે એમ લાગ્યા વિના રહેતું નહિ.

જેઓ મરણને શરણ થયા તે સિવાયના અમારા બધામાં જહોન લોરેન્સેજ હારાના હાથે વધારેમાં વધારે 'સહન કર્યું' હતું. અને તેની આંખો તરફ સર્વપ્રથમ અમારું ધ્યાન ખેંચનાર પણ લોરેન્સ જ હતો. એક દિવસ કારાવાસમાં ખૂબ માર ખાધા પછીના તેના શબ્દો મને બરાબર યાદ છે.

તેણે કહ્યું હતું. "તમારે હારા વિષે એક વાત ભૂલવી ન જોઈએ કે તે કોઈ વ્યક્તિ નથી, અરે માણસ પણ નથી." તેના કહેવાનું તાત્પર્ય એ હતું કે હારા એક જીવતી દંતકથા જ હતો; કહો કે મનુષ્ય-સ્વરૂપમાં તેનો આવિષ્કાર માત્ર હતો. જાપાની લોકોની એકતા સાધનાર, અને તેમનાં વિચારવર્તનને પાદ આપનાર, તેમના પોતાનાં અજાગ્રત ઊંડાણોમાં રમખાણ ગહન આંતરદૃષ્ટિનું હારા તો એક સજીવારોપણ માત્ર હતો. તેની સૂર્યદેવીના શાસનમાં, તેનામાં જ કજળી ગયેલાં બે હજાર ને સાતસો વર્ષોને આપણે ભૂલી શકીએ નહિ. લોરેન્સને ખાત્રી હતી કે જાપાનના 'પુરાતન અપ્રગટ કુળાભિમાની આત્માના બધા જે અસ્પષ્ટ મર્મર ધ્વનિને હારા કરતાં વધુ વફાદાર અને સમજનાર બીજું કોઈ ન હતું. જાપાનની રાષ્ટ્રીય ભાવનાના ગર્ભિત આદેશોને સ્વીકારવા જેટલો વિનમ્ર તે હતો જ. તે એક ગ્રામીણ અશિક્ષિત અને સરળ છોકરો હતો. ઉચ્ચ કેળવણીએ તેની આદિ-સચ્ચાઈ પર આક્રમણ કર્યું ન હતું. ભૂતકાળની દંતકથાઓ અને પુરાણોને તે એવી તો શ્રદ્ધાપૂર્વક માનતો હતો કે તેને ખાતર કોઈની પણ હત્યા કરતાં તે ખમચાતો નહિ. મંચુરિયામાં ચીનાઓએ એક ધોરી માર્ગ ઉપર ગુપ્ત સુરંગો પાથરી હતી, ત્યારે સુરંગોને જાપાની સૈનિકોથી ખચોખચ ભરેલી એક આગગાડીને, તેની એક બાજુએથી કૂદી ચાલીને બીજી બાજુએ, કેવી રીતે સહીસલામત મૂકી દીધી—તેની આખી વાત હારાએ લોરેન્સને કહી સંભળાવી હતી.

"પરંતુ તેની આંખમાં તો જુઓ," લોરેન્સે કહ્યું.

[ વિશ્વમાનવ :: જાન્યુઆરી–ફેબ્રુઆરી ]

હતું, "તેમાં ક્યાંય બિનખાનદાની કે અપ્રમાણિકતાની છાયા ય નજરે આવે છે? જાણે કોઈ પુરાતન જ્યોત તેના નવા તેલ સાથે સંકોરાઈને તેમાં ઝગ્યા કરે છે! આ માણસમાં એવું કંઈક છે કે જેને માટે મને માન અને પ્રેમ છે."

આ છેલ્લું વાક્ય અમારામાં એટલું તો અસ્વીકાર્ય હતું કે મેં એકદમ તેનો વિરોધ કર્યો. હારાના વિષેનો અમારો અણગમો અને ધિક્કાર લોરેન્સની કોઈ દલીલથી દૂર થઈ શકે તેમ ન હતો અને હું તો તે સાંભળવાજ તૈયાર ન હતો. "સૈનિકો તેને કાંઈ અમથો જ 'રોટાંગ' કહેતા નથી!" મેં અતિશય તીખાશથી યાદ દેવડાવ્યું. મલાયાનાં નેતરને 'રોટાંગ' કહેવામાં આવે છે. હારાના હાથમાં તે ક્યારે ય ન હોય તેવું બન્યુ ન હતું. સૈનિકોએ તેને એ ઉપનામ આપ્યું હતું. કેમકે ક્યારેક તો દેખીતા કોઈ કારણ વિના જ તે આ નેતર વડે તેમને ઝૂડી નાખતો હતો.

"તેમાં તેનો વાંક નથી," જહોન લોરેન્સ કહેતો હતો: "તમે જોતા નથી કે તેની અંદર વસતા જાપાની દેવતાઓ આ બધું કરાવી રહ્યા છે! ચંદ્રની તેના ઉપર કેવી અસર થાય છે તે તો તમે બધા જાણો છો ને?"

અને સાચે જ મને બધું યાદ આવી ગયું. બધા જ જાપાનીઓમા જાગતું ચંદ્ર પ્રત્યેનું પ્રચ્છન્ન આકર્ષણ—તીવ્ર સભાનતા પૂર્વકનું અને ગહન આકર્ષણ—હારામાં જાણે પૂર્ણતાએ પહોંચતું હતું. જો ક્યાંય ચંદ્રલોલિત, ચંદ્રપીડિત અને ચંદ્રકર્ષિત છત્ર હોય તો તે હારા જ હતો. જેમ જેમ ચંદ્રકલા વિકસતી જાય—ઈન્સુલિન્ડાના પોચા મખમલિયા આકાશમાં તે વિકાસ પણ કેવો!—ત્યાંથી મૃદુ સ્થિતિસ્થાપક હવામાં પોતાના સુવર્ણને દ્વિગુણિત કરતી અને કોઈ ગૂઢ રીતે દાહકતાની હદે પહોંચતી તેની વિકાસયાત્રા પણ કેવી અદ્ભુત! નીચે, પવિત્ર મંદિરના રંગેલા થાંભલાની [illegible] ગાડા ધૂપની જેમ ઈન્સુલિન્ડાના લવિંગ, તેજ [illegible] તેજનાની સુગંધીમાં ભળી જતું મેદાનોમાંનું [illegible] ને ઊંચે ચડતાં વૃક્ષોના થડિયાં વચ્ચે ભમતું હતું. અને દેવ-દીપ જેવો ચંદ્ર જ્વાળામુખીઓની ખીણો ઉપર આકાશમાં શાંતિથી સરતો હતો—સાથે જ આ અવિશ્વસનીય ચંદ્ર જેમ જેમ વૃધ્ધિ પામતો હતો અને અમારા જંગલની રાત્રીઓના અંધકારમાં તેનાં સોનાં પાથરતો જતો હતો, તેમ તેમ અમે જોયું કે હારાના લોહીમાં એક પુરાતન આવેશ તેની પૂર્ણતામાં ઉત્સરતો હતો. પૂર્ણિમાનો દિવસ અને તેની આગળ પાછળના ત્રણ ત્રણ દિવસ, એમ કરીને સાત દિવસ તો હારા સાથે રહેવામાં અમારા માટે મોટામાં મોટું જોખમ જ હતું. મોટાભાગની તેની ક્રૂરતમ મારઝૂડ અને બધી જ હત્યાઓ તેણે આ દિવસોમાં જ કરેલી. પરંતુ એક વખત મારઝૂડ પતી જાય અને ચંદ્ર ઘટવા માંડે એટલે, તેની રીતે તો, તે અમારા તરફ અસામાન્ય ઔદાર્ય દાખવતો—જાણે ઘાત-હત્યા દ્વારા તેનું આંતરિક માલિન્ય, ગાંડપણ અને અનિષ્ટ કોઈ વિચિત્ર રીતે તેનામાંથી ધોવાઈ જતાં ન હોય! અને એથી તો એ ઊલટો એવાં કૃત્યોનો આભારવશ બની જતો.

અમારામાંના એકનો શિરચ્છેદ કર્યો પછીની સવારે, ખરેખર લોરેન્સ સાથે વાત કરતો મેં તેને જોયો હતો. તેના ચહેરા ઉપર યૌવનની તાઝગી અને ઝરણાની નિર્દોષતા સાથે નવશુધ્ધિનો ભાવ જોઈને નવાઈ પામ્યાનું પણ મને યાદ છે. આગલી રાત્રે એ નિર્દોષ બ્રિટિશ વિમાનીની જીંદગીના ભોગથી કેમ જાણે તેનો મૂળભૂત, અંગત અને ખાનગી પાપમાંથી તેનો ઉધ્ધાર થયો હોય, અને કેમ જાણે ચામાચીડીયા જેવા તેના કુળ-દેવોની ક્ષુધા તત્કાળપૂરતી શાંત ન થઈ ગઈ હોય!

મારા મનમાં આ બધું એક સ્વપ્નની જેમ પસાર થઈ ગયું. એક સ્વપ્નની ગતિ અને વર્ણશોભા પણ તેમાં હતી. ત્યાં તો લગભગ અર્ધનિદ્રામાંજ મેં લોરેન્સને વાત કરતો સાંભળ્યો: "જો કે તું પણ અત્યારે હારા વિષે વિચારતો હોય તો નવાઈ ભર્યું તો ખરું જ. ગમે તેટલો પ્રયત્ન કરું તો પણ અવિસ્મરણીય એવા હારાની સંવત્સરી આજે મારા લોહીમાં છે. મેં તને એ વાત કદી કહી હતી?"

એણે કહી ન હતી પણ અમારી વચ્ચેના કોઈ પણ પ્રકારના સેતુને મજબૂત બનાવવાની ઈચ્છાથી—ભલેને પછી તે આના જેવો કઠોર અને જોખમી કેમ ન હોય—મેં એકદમ કહ્યું, "નહિ રે. પરંતુ હવે તો કહે જ."

તેણે શરૂ કર્યું: "બરાબર સાત વર્ષ પહેલાં, ઈન્સુલિન્ડા અને ક્રિસ્તીયના સમય વચ્ચેના તફાવતને ગણત્રીમાં લીધા

પછી પણ એકાદ કથાકની અંતરગત રહેલાં સાત વર્ષ પહેલાની આ વાત છે. મારા ઘવાયેલા અને ખિજરડા પડેલા શરીરના ઊંડા અને તાજા દર્દની પેલેપારના સ્વપ્નને નિહાળતો હું તો સૂતો હતો. તે વખતે અત્યંત દૂરનો, જાણે ફેંકી દેવામાં આવ્યો હોઉં તેમ, ઊંડા કૂવાના સપાટીથી ઘડેલા કાદવ ઉપર બેઠેલા કોક પક્ષીના અવાજ જેવો 'ચી-ચાક'નો આમંત્રણ-બોલ મેં સાંભળ્યો. અવાજ તો અદ્દલ એ જ હતો—ન્યુગિનીઆની દરેક ઝુંપડીમા, મકાનમા અને અંધારિયા ભોંયરાઓના ઊંડાણોમાં પણ રહેતી ચપલ અને અર્ધપારદર્શક પેલી નાની ગરોળિયોનો જ તે ચી-ચાક અવાજ હતો. મારી પોતાની કોટડીમાં તેવી બે ગરોળિયો હતી. અને એ બંનેને હું ખૂબ જ ચાહતો હતો. ઠેઠ શરૂઆતથી જ કારાવાસના મારા એકાન્તમાં તેમણે ભાગ પડાવ્યો હતો. અને તેમના પ્રત્યેની મમતાને કારણે હું માનતો હતો કે માત્ર અવાજ ઉપરથી નર અને માદાને હું ઓળખી શકું છું. જાપાનીઓ કે ક્રોરિયનો સિવાયનાં આક્રમક દુશ્મન પ્રાણીઓમાં તો, કેટલાય અઠવાડિયાં સુધી, મેં માત્ર પેલી બે ગરોળિયોને જ જોઈ હતી. તે બંને મારી એવી તો નીકટની બની ગઈ હતી કે મેં તેમનાં નામ પેટ્રિક અને પેટ્રિશિયા રાખ્યાં હતાં. અવાજ સાંભળીને જ હું જાગી ગયો કે પેટ્રિશિયા બોલતી હતી. બીજી જ ક્ષણે, દર્દ માટે દવા અને દિલાસો બનીને આવેલા સ્વપ્નમાંથી હું બહાર આવી ગયો. અને પેટ્રિશિયાના અવાજે તો, હૃદયને જકડીને બેઠેલી નિરાશાની પણ ભાગ્યે જ શરત રહે એટલી હદે, મારા થાકી ગયેલા ઉઝરડાયેલા અકડાઈ ગયેલા અને દુઃખતા શરીરને કારાગારના ભેજવાળા પથ્થર જડેલા ભોંયતળિયા ઉપર લાવી મૂક્યું.

"આમ તો, પૂરેપૂરું અદીખમ આજુબાજુનું જંગલ તેની ઊંચી કતારો ભૂંસી નાખીને જાંબુડિયા જ્વાળામુખીઓ વચ્ચેના તેના પોતાના જ પડછાયાઓમાં ભરાઈ બેસતું, ત્યારે જ તે (પેટ્રિશિયા) બોલતી. તેને માટે, આસપાસની ખીણોમાંની ચંદ્રરહિત ગહન રાત્રીઓનાં કચરી નાખતાં આક્રમણો સામે, આકાર અને રૂપ રેખાના સંપૂર્ણ વિલોપનની સામે, ટકી રહેવાનો આ જ એક બહેતર માર્ગ હતો. એમ લાગતું કે જાણે આવે વખતે પેટ્રિશિયા ગભરાઈ જઈ ઈચ્છતી કે પેટ્રિક તેની પાસે આવીને એવી હિંમત બંધાવે કે, એ વિશાળ શ્યામ શૂન્યતા કેવળ તેના સાથીદારની નીકટતાની છાયાને જ ભૂંસી નાખે છે, અને નહિ કે સ્વયં નીકટતાને. અને પેટ્રિક તરત જ તેને આશ્વાસન આપતો. હું જાણતો હતો કે મારો પોતાનો ભય વ્યાજબી હતો. કેમકે બરાબર આ સમયે જ જાપાનીઓ મારી ઓરડીમાં આવતા. આ પ્રહરમાં જ તેઓ તમામ ત્રાસ ગુજારતા...કેટલાંય અઠવાડિયાં સુધી તેઓ મને સતાવતા રહ્યા હતા. અલબત્ત તેની વિગતો ઝાઝી અગત્યની ન હતી, પણ નોંધવા જેવી વાત એ હતી કે તેઓ હંમેશાં રાત્રે જ ત્રાસ ગુજારતા હતા..."

હારા અને તેના જાપાની દેશબાંધવો કેવા ચંદ્રલોલિત હતા તે સગી આંખે જોવા છતાં 'હારા એક જીવંત વ્યક્તિ નથી પણ જીવતી જાગતી દંતકથા જ છે' —એવી લોરેન્સની માન્યતા ઉપર હું હસતો હતો; તેજ રીતે આ વાત પર પણ હસી નાખી તને વેદિયો માની લેત. પરંતુ એથી કાંઈ વાતનો અંત આવતો ન હતો. આ તો આખી વાતની અછડતી શરૂઆત જ હતી. સાચી વાત તો એ હતી કે પશુઓ જંતુઓ અને વનસ્પતિની જેમ આ જાપાનીઓ હજી પણ સમયના ક્રમિક પ્રવાહમાં ડૂબેલા હતા. આ પ્રવાહમાં જ દિવસ રાત્રીને ખોળે ઢળતો હતો, દિવસો ચાંદ્રમાસમાં અને મહિનાઓ ઋતુઓમાં બદલાતા હતા; કોઈક સંવાદી લય અને ગતિને તેઓ અનુસરતા હતા; અને યુરોપી માનસ અને સંસ્કૃતિ માટે કલ્પનાતીત એવા કોઈક સંવાદી પરિબળોથી તેઓ દોરવાતા હતા. આ બાબતમાં આજે તો લોરેન્સ ઘણું કહી શકે. પરંતુ તે વખતે તો તે ભારપૂર્વક આટલું જ કહેવા માગતો હતો કે—'માત્ર રાત્રીના સમયે જ, કુદરતનાં પ્રાકૃત-તત્ત્વોમાં આવા ગળાબૂડ લોકો જ તેમના અંતરાકાશમાં રાત્રીને પૂરતા પ્રમાણમાં પામી શકે. સૂર્ય અને સૂર્યરશ્મિ ઉપર સવાર થઈને કાળની અને તેમની પોતાની શ્યામળતાના ઊંડા કૂંડમાં પોતાના અપ્રકાશિત તળિયાં સુધી બરાબર પહોંચી શકે—જ્યાં ત્રાસ માત્ર સમુદ્રની ભરતીની જેમ કેવળ નૈસર્ગિક જ નહિ, અનિવાર્ય બની રહે છે.' લોરેન્સ કહેતો હતો. "કદાચ હું સમજી ન શકું, પરંતુ પેટ્રિક અને પેટ્રિશિયા તો તેમની હિલોળતી પૂંછડીના પ્રત્યેક ઝોલામાં અને પ્રત્યેક જ્ઞાનતંતુમાં એ વાત જાણી ગયા હતા'

પૃથ્વીના ગોળાર્ધોની ગતિમાં મહાકાય અને પુરાણા ભયની ડી આવી પહોંચી હતી...

" પેટ્રિક અને પેટ્રિશિયાના અવાજ શમ્યા પણુ નહિ ાય ત્યાં તો માણુસને બદલે ઉરાંગ–ઉટાંગના પગમાં પહેરેલા ાય તેવા લશ્કરી જોડામાં કર્કશ અને ઘસડાતા પગલાં રસાળમાંથી મારી કોટડી તરફ આવતાં સંભળાયાં.

" ' આકાશમાં વસતા, હે અમારા સહુના પિતા ! ' ારા હોઠ આપમેળે જ ફફડી રહ્યા–' ફરીથી એક તું મમારો ભરવાડ બનજે.' આ પ્રાર્થના હું ત્રીજી વખત બોલી હીો કે તુરત જ દરવાજો ઊઘડયો અને એક કેંરિયન ંત્રીએ, તદ્દન અસંસ્કારી જાપાની અને મલાયી ભાષાનું મેશ્રણુ કરીને, એકદમ ઉધ્ધત અને કડક અવાજે બૂમ ારી, ' અસ્યા એય ! આમ આવ, જલ્દી કર. '

" હું ધીમેથી ઊઠયો. એ પરિસ્થિતિમાં હું બીજું કાંઈ કરી શકું તેમ ન હતો. પરંતુ સંત્રીને તો મારી ઊઠવાની ક્રિયા ઘણી જ ધીમી લાગી. તેણે કોટડીમાં કૂદકો માર્યો, અને ગુસ્સામાં આવીને મને તેના પગ સુધી ઘસડયો, અને બંદૂકના કૂંદાના ગોદે ગોદે બહાર પરસાળમાં કાઢયો. વારં-વાર તે ' જલ્દી કર, જલ્દી કર ' એવી બૂમ મારતો હતો અને ઉશ્કેરાઈને છેક નાભિમાંથી વિચિત્ર રીતે ઘૂરકતો હતો. થોડી વારમાં તો મને કમાન્ડન્ટની કચેરીમાં ધકેલી જવામાં આવ્યો. કમાન્ડન્ટના મેજ પાસે પેલો સ્રેણુ નાયબકપ્તાન બેઠેલો ન હતો; ત્યાં તો હારા પોતે જ બિરાજમાન હતો. તેની પાછળ અદબપૂર્વક હાથમાં ટોપો અને બાજુમાં બંદૂકો રાખીને સંત્રીઓની એક ટુકડી ઊભી હતી. ઝગઝગાટ વિદ્યુતપ્રકાશમાં કેમ જાણે મધમાખીઓ ડંખી ગઈ હોય તેવી આંખો વડે મેં ' તપાસ મંડળીના ' બાકીના સભ્યોને જેવા ઓરડામાં ચારે ખૂણે નજર દોડાવી. છૂપી પોલીસના વડા–મથક કેમ્પેતાઈની નિષ્ણાત ટુકડીને મેં જ આ ઉપ-નામ આપ્યું હતું—ખરો ત્રાસ તો એ લોકો જ ગુજા-રવાન્હતા. પરંતુ તે વખતે તો ઓરડામાં તેમાંનું કોઈ હાજર હોય તેમ લાગ્યું નહિ.

"મારા જાગ્રત ચિત્તમાં જન્મવા જ ન પામે તેવી અગાધ અને સંક્ષોભક આશા પહેલી જ વખત મને ભયંકર રીતે ઘેરી વળી. જો કે હારા આ ટુકડીમાંનો જ એક હતો, છતાં તે સૌથી ખરાબ તો નં જ હતો. તેના દેશબાંધ સામુહિક કરતૂતોમાં ભાગ લેવા પ્રેરતી પેલી રહસ્ય આવશ્યકતાની ઘેરી અનુભૂતિ તેને તેમની સાથે ભળી જ ફરજ પાડે ત્યારે જ તે તેમને સાથ આપતો હતો. લા તો એવું હતું કે જાણે તેઓ વ્યક્તિગત રીતે કં અનુભવી શકતા જ ન હતા. એમ જ માની લો ને કે ક્રૂર એક મોજું, પ્લેગ કે કાળા જવરના જીવલેણુ રોગચા જેમ, પલકવારમાં તો સમગ્ર પ્રજામાં ફેલાઈ જતું તેના મૂળમાં રહેલા આચાર કે વિચાર સામેનો તે વ્યક્તિગત પ્રતિકાર તૂટી પડતો હતો. આખરે જાપાનીઓમાં પણુ વિશેષ જાપાની હતો. અને તેણે આ ત્રાસકૃત્યમાં સામેલ થવું જ રહ્યું. પરંતુ તે ક્યાં પહેલ કરતો નહિ; અને ગમે તેમ પણુ, મને ખબર હ લાંબા ત્રાસ કરતાં એકી વખતે ખતમ કરી નાખવાનું હા વધુ પસંદ હતું. મગજમાં આ બધી દોડધામ સાથે હારાને વધુ બારીકાઈથી નિહાળ્યો. મેં જોયું કે આંખો વધુ પડતી ચમકતી હતી. અને કપોલ ઉપર રક્તિ પથરાયેલી હતી.

"તેણે દારૂ ઢીંચ્યો છે—મેં માની લીધું. કે જાપાનીઓના ચહેરાઓ ઉપર મદિરાપાનથી એકદમ ચ જતી ઈતિહાસપ્રસિદ્ધ રક્તિમ ઝાંય હારાના કપોલ હતી. એમાં તો ભૂલ થાય તેવું હતું જ નહિ. તેને કારણે તો તેની આંખમાં ચમક છે. ' થોડો વખત તાલ જોવામા સાર છે '—મેં વિચાર્યું.

" હારાના કપોલ પ્રદેશની રક્તિમાની બાબતમાં અનુમાન યથાર્થ હતું; પરંતુ આંખમાંની ચમકનું કારણુ બીજું જ હતું, એ વાત તરત સમજાઈ ગઈ. જન્મતાં ગુંગળાવી મારેલા સ્મિતના પ્રતિક સમી આકળંગી ર હારા એકદમ બોલી ઊઠયો, ' સેરેન્સુ સાન, ફાઝેરુ કુરિ માસુ વિષે જાણો છો કે ? '

"મારા નામ પાછળ અણધાર્યો જોડાયેલા વિનમ્ર 'સા (મહાશય) વિશેષણે મને એવો તો વિહ્વળ કરી મૂકયો હારાના સવાલમાંના ' ફાઝેરુ કુરિસુમાસુ'ની રહસ્યમય તરફ મારું ધ્યાન જ ગયું નહિ. પરંતુ મેં હારાની અ ભ્રમરો ઉપર પેલા આવેશની પુરોગામી અણસમજનાં વાદ

રાતાં જોયાં. અને મારી સાન ઠેકાણે આવી ગઈ. '' હા જી, હારા-સાન ' મેં ધીમેથી કહ્યું : ' જગત્ પિતા ઈશુને વિષે ' જાણું છું. ' ' એમ કે ? ' દાંત વચ્ચે આછા સંતોષના ચૂકાર સાથે હારાએ કહ્યું. તેના લાંબા હોઠની વચ્ચે એક જ માટે દાંતમાં જડેલી સુવર્ણરેખા ચમકી રહી. પછી ખુરશીમાં આરામથી લંબાવીને જાહેર કર્યું, ' આજની રાત જગતપિતા ઈશુ છું. ખડખડાટ હાસ્ય સાથે તેણે આ આશ્ચર્યજનક નિવેદન ત્રણ ચાર વખત પોકાર્યું".

" કાંઈ પણ સમજ્યા વિના હું પણ મંદ મંદ હસવા લાગ્યો. મૃત્યુદંડની સજા નીચે, એટલા લાંબા સમયથી મારી ઓરડીમાં હું સાવ એકાકી પડી રહેતો હતો કે રાતનો આ કલાક નિયમસરના ત્રાસ સિવાય બીજા કશા માટે હોઈ શકે તેવો મને ખ્યાલ જ ન આવ્યો. અને મહિનો અને તારીખ યાદ જ ન હતાં. તેમાંય તે નાતાલનો દિવસ હશે એનો તો મને ખ્યાલ જ ન હતો.

" હારાને તેની આ જાહેરાત અને મારી દેખીતી દિગ્મૂઢતામાં એવી તો મઝા આવી કે, તેની એકતરફી અને વિશિષ્ટ આનંદની તે ક્ષણોને હજી પણ તેણે લંબાવી હોત. પરંતુ ત્યાં તો એક સંત્રી બારણામાં આવીને ઊભો રહ્યો અને આર. એ. એફ. ના ગ્રુપ-કેપ્ટનના ઊપડી ગયેલા ગણવેશમાં એક ઊંચા દાઢીવાળા અંગ્રેજને તેણે અંદર ધકેલ્યો.

" હારા બીજી જ ક્ષણે હસતો અટકી ગયો. હિક્સલી એલિસ ની પ.છંદ કાયાને બારણામાં જોઈ ને તેના મોં ઉપર ભારે અણગમો ભરેલી સંકોચની રેખાઓ તણાઈ ગઈ."

લોરેન્સ આ બધી વાત કહી રહ્યો હતો તે જ વખતે હું હારાની મુખરેખાઓ આબેહૂબ જોઈ શકતો હતો. આર. એ. એફ. અમલદારના પ્રવેશ સાથે જ તેને અકડાતો હું જોઈ શકતો હતો. કેમકે અમારા બધામાં ઊંચા અને તોતડાતા હિક્સલી એલિસને તે સૌથી વધુ ધિક્કારતો હતો.

' ગ્રુપકેપ્ટન તરફ તિરસ્કારપૂર્વક હાથ લંબાવીને તેણે લોરેન્સને જાપાની ભાષામાં કહ્યું, " આ હવાઈદળોનો કર્નલ મારી છાવણીમાંના કેદીઓનો કમાન્ડર છે. તેની સાથે તમે જઈ શકો છો. " લોરેન્સને પોતાના કાન ઉપર વિશ્વાસ બેસતો ન હતો. તેના પગ ઊપડતા ન હતા. લોરેન્સના ચહેરા ઉપર અજાણતાં પથરાયેલી અવિશ્વાસની છાયાને પોતાના વર્તનની અતિ ઉદાર ભાવનાની સાબિતીરૂપ ગણીને હારા વધુ ને વધુ હસવા લાગ્યો. ફરીથી પણ તેને આ રીતે હસતો જોઈ ને વિશ્વાસ બેસવાથી લોરેન્સ ગ્રુપ. કૅપ્ટન સાથે જવા ચાલતો થયો. તેમણે બંનેએ મૂંગામૂંગા ચાલવા માંડ્યું. પરંતુ બારણા સુધી જ તેઓ પહોંચ્યા હશે ને હારાએ તેના બિહામણા કંપાવતી અવાજમાં બૂમ મારી ' લોરેન્સુ ! '

લોરેન્સ ભારોભાર હતાશા સાથે પાછો ફર્યો. તે કદાચ સમજી ગયો હતો કે હારાની ઉદારતા એટલી તો આકસ્મિક અને ભભૂકિયાં હતી કે તે સાચી ન જ હોઈ શકે. ત્રાસનો જ તે એક નવો પ્રકાર હોવો જોઈએ. ભવાભોળા હારાં છૂપી-પોલિસના કોઈ માનસશાસ્ત્રીએ જ તેવું બધું શીખવાડ્યું હોવું જોઈએ. પરંતુ હારા તરફ દૃષ્ટિ કરતાં જ લોરેન્સનો વિશ્વાસ પુનર્જીવન પામ્યો. પરોપકારની ઝાંખ હજી પણ તેના ચહેરા ઉપર રમતી હતી. તેના અર્ધ-ઉર્જિત ચહેરા ઉપર ઓષ્ઠભંગી અને સોનરેખથી જડેલા પીળા દાંતની વચ્ચે એક અપરિચિત સ્મિતપ્રક્રિયા તરવરતી હતી. લોરેન્સની આંખમાં આંખ પરોવીને મોટા વિલક્ષ જેવા અવાજે તેણે બૂમ મારી. ' લોરેન્સુ, નાતાલ (કુરિસુમાસુ) મુબારક ! '

મેરી (મુબારક) અને કુરિસુમાસુ (ક્રિસ્ટ ફાઈટ = નાતાલ) — લોરેન્સે માત્ર આટલા જ અંગ્રેજી શબ્દો હારાને મોઢે સાંભળ્યા હતા. અને તે માનતો હતો કે હારાને આથી વિશેષ આવડતા પણ ન હતા. આટલું બોલતા બોલતા તો તેનું મોં લાલચોળ થઈ ગયું હતું પછી તરત જ તેણે બિલાડાની જેમ કમકમું ખાઈને કમાન્ડન્ટની ખુરશીમાં લંબાવ્યું હતું.

" બાકી, તેને નાતાલનો આટલો પાતળો ખ્યાલ તો હતો જ. " હું વચમાં જ બોલી ઊઠ્યો. " એને માટે તો એ અસાધારણ કહેવાય. પેલે, હિક્સલી એલિસે અને મેં મળીને કારાવાસમાંની આપણી પહેલી નાતાલના ઉત્સવનું આયોજન કરવાનો વિચાર કર્યો ત્યારે અમને આપને પણ ખ્યાલ ન હતો કે હારા જેવો જુલમગાર તેની ઉજવણી

આપશે. પરંતુ નવાઈની વાત તો એ હતી કે જ્યારે અમે તેની મંજૂરી માગી ત્યારે દુભાષિયાના કહેવા પ્રમાણે, તે એકદમ બોલી ઊઠ્યો હતો: 'ફ્રાન્ઝ કુરિસુમાસુની મિજબાની?' અને જ્યારે દુભાષિયાએ હા કહી હતી ત્યારે તેણે એકદમ સંમતિ આપી હતી. દલીલો કે વિશેષ વિનવણીની તો જરૂર જ ન હતી પડી. તેણે ભારપૂર્વક હા પાડી હતી અને તે મુજબના હુકમો બધે પહોંચી પણ ગયા હતા. હકીકતમાં તેને અમારું સૂચન એવું તો ગમી ગયું હતું કે તે જાતે તેના હાથ નીચેની બીજી છાવણીઓમાં પહોંચી ગયો હતો. આ છાવણીઓ બિન-ખ્રિસ્તી ચીનાઓ, જંગલી મેનાડોનીઓ અને મુસ્લીમ જાપાનીઓની હતી. તેણે તે બધાંને, મને કે કમને, નાતાલની ઊજવણી કરવાની ફરજ પાડી હતી. દુભાષિયાએ અમને કહ્યું હતું કે— હારાએ ચીની કમાન્ડન્ટને તો મેથીપાક પણ ચખાડ્યો હતો. હારાએ તેને પૂછ્યું હતું કે 'જગતપિતા ઈશુ કોણ છે?' જવાબમાં તેણે નિખાલસતાપૂર્વક અને પ્રામાણિકપણે કહી દીધું કે, 'મને તેની કશી ખબર નથી.' હારાએ તો તેને જુદ્દાડો જ કર્યો. તેના કાયદા પ્રમાણે 'ખોટી વિચાર-સરણી' એ જ ગુનો હતો. આખી દુનિયા જગતપિતા ઈશુ કોણ હતો તે જાણે છે એમ કહીને તે એકદમ આવેશમાં આવી ગયો. નાતાલનો તેણે આંકેલો મહિમા ખરેખર વિચિત્ર લાગતો હતો—તદ્દન અસંગત! અમે ક્યારેય શોધી શક્યા નથી કે આવું બધું તે ક્યાંથી જાણી લાવ્યો હશે! અને મેં લોરેન્સને પૂછ્યું: "તમને ખબર છે?" "નહિ રે"! લોરેન્સે કહ્યું: "વધુ આશ્ચર્ય તો એ છે કે તેથી મારી જીંદગી બચી ગઈ!"

દિંગ્મૂઢ થઈને મેં કહ્યું, "તમે અમને તો કશું કહ્યું જ નથી!"

લૉરેન્સે જવાબ વાળ્યો, "ના, મેં નથી કહ્યું, કેમકે ત્યારે તો મને પોતાને જ ખબર ન હતી. એ કે સાંજ દરમ્યાન જ છૂટી જવાની મેં આશા રાખી હતી. પરંતુ વિશ્વયુધ્ધ પૂરું થયા પછી મેં મારા અંગેના કાગળો જોયા અને જાણ્યું કે તેઓ મને ડિસેમ્બરની ૨૭ મીએ જ મારી નાખવાના હતા. પરંતુ હારાના મગજમાં તમે લોકોએ નાતાલનો વિચાર ઘુસાડી દીધો તેથી હું બચી ગયો. હારાએ નાતાલની શુભેચ્છાના પ્રતીક તરીકે મને મુક્ત કર્યો હતો. મારી જગ્યાએ એક ચીનાને મૂકવામાં આવ્યો હતો. પરંતુ ત્યાર બાદ......"

હારાની ઓફિસમાંથી હિકસલી એલિસની પાછળ પાછળ લોરેન્સ બહાર નીકળી ગયો. અને અમારા સહિયારા કારાવાસમાં આવીને તે મને મળ્યો. મુક્તિના આનંદને ફરીથી દમ લેતાં તેણે અચાનક મારાં તરફ હળવું, યાદગાર તેમજ નખરાંભર્યું આભારવશ સ્મિત વહાવ્યું. મને તે ક્ષણ બરાબર યાદ છે. સ્મરણો તાજાં કરવામાં લોરેન્સને ય આનંદ થયા વિના રહ્યો નહિ. કેમકે ખૂનીઓ અને આડંગ ગુનેગારો માટેની ઠગ સરકારની સાંસ્થાનિક સુરંગમાં અમે બધા ભૂંજાતા હતા છતાં પણ સ્વાતંત્ર્યની અમારી તમન્ના એવી તો સાપેક્ષ બની ગઈ હતી કે લોરેન્સની મુક્તિ બદલ અમે સામા દોડીને તેને અભિનંદન આપવા લાગ્યા. તેમાં છુપાયેલી વિધિવક્રતાની ન તો અમારામાંના કોઈને ખબર હતી કે ન તો તેને પોતાને ગંધ આવી હતી.

ત્યાર બાદ, થોડા વખતમાં જ હારા એકાએક અમને છોડી ગયો. આર. એ. એફ. અમલદારોની એક ટુકડીનો અને હિકસલી એલિસના હાથ નીચેના માણસોનો અધિનાયક બનાવીને તેને બહારના ટાપુઓ ઉપર વિમાનઘરો બાંધવા માટે મોકલી આપવામાં આવ્યો હતો. યુધ્ધના છેવટના દિવસોમાં ટુકડીના જીવતા રહેલા પાંચમા ભાગના માણસો સાથે તે પાછો ફર્યો ત્યાં સુધી તેને અમે જોયો ન હતો. અમારા સૈનિકો પાછા આવ્યા ત્યારે જીવતા ભૂત જેવા અથવા તો દુષ્કાળગ્રસ્ત ઢોર જેવા લાગતા હતા. ફાટ્યાં-તૂટ્યાં કપડાંમાંથી તેમની પાંસળીઓ અને હાસડીનાં હાડકાં દેખાતાં હતાં. એ સૌ એટલા બધા નબળા પડી ગયા હતા કે તેમને લઈને આવેલી, કહોવાયલા મળ-મૂત્રથી દુર્ગન્ધ મારતી, પશુ-ગાડીઓમાંથી તેમને ડોળીમાં નાંખીને ઊંચકી જવા પડ્યા હતા કેમકે કડવી એસરથી ચેતના વડે પકડી રહેલી જીંદગીની મંદ નાડી જ માત્ર તેમનામાં બાકી રહી હતી—આટલી હદે તેમને ભૂખે મારવામાં આવ્યા હતા. એટલું જ નહિ, તેમને બધાંને મરડો કે ઝેરી તાવ અથવા તો બન્ને લાગુ પડેલા હતા. માત્ર એક પંચમાંશ જ બચવા પામ્યા હતા. બીજા બધા મરણને શરણ થયા હતા. જાપાની અમલદારો, એન. સી. ઓ. અને તેમના કોરીયન

નાયકોની વર્તણૂક વિષે અને સૌથી વિશેષ તો હોરા વિષે હિકસલી એલિસ પાસે કહેવા જેવી ભયંકર વાતો પહેલી હતી. વિકૃત સંજોગોની બાંધિયાર પ્રેરણાના પ્રાકૃત જાપાની ગર્ભ જેવો હોરા ફરીથી એક વાર કેન્દ્રસ્થાને આવી ગયો. કાયદેસર નહિ, પણ હકીકતમાં તો તે જ સર્વસત્તાધીશ હતો. મરવા પડેલા માણસોને પણ તે ફટકારતો, અને કહેતો કે, 'ખોટી વિચારસરણી', 'ચેતના' અને 'હૃદયના તરંગી હઠા-ગ્રહ' સિવાય તેમનો બીજો કોઈ દોષ ન હતો. જાપાની યુદ્ધ ઝુંબેશ નબળી પડે તે હેતુથી તે લોકો જાણી બુઝીને બિમાર પડતા હતા. ગામમાંથી ખાદ્ય-સામગ્રી ખરીદવા માટે રાતના વખતે તારની વાડમાંથી છટકી ગયેલા હવાઈદળના ત્રણ સૈનિકોનાં માથાં હોરાએ ધડથી જુદાં કરી નાંખ્યાં હતાં અને ત્રણેય માથાં ધૂળમાં રગદોળાયેલાં જોઈને તેણે તેની તલવારને, આટલી ચીવટથી કામ પાર પાડવા બદલ, ચૂમી હતી. અપૂરતી સાધનસામગ્રી વડે કોરલ-ખડકોમાંથી વિમાન-ઘર તૈયાર કરવા માટે અધમૂવા અને દર્દથી રીબાતા યુદ્ધ કેદીઓને વિષુવવૃત્તના ભઠ્ઠીતા તાપમાં હાંકી જનાર પણ હોરા જ હતો અને તેમાંના કેટલાક તો આખરે ખલાસ પણ થઈ ગયા. રોજના વીસથી ત્રીસ શબોની દરિયાની માછલીઓને ભેટ આપવામાં આવતી હતી. માતાના ઉદરમાં જ આ બધું જોયેલું અને વેઠેલું હોય તેમ હોરાને તેની કંઈ જ અસર થતી ન હતી. જાણે કે જીંદગી, તેના લોક-જીવનના શુદ્ધ મદ્યથી ભરેલા પ્યાલામાં જરા સરખો વધારો કે ઘટાડો કરી શકતી ન હતી. બકારના ટાપુઓમાંથી પાછો ફર્યો ત્યારે હોરા જરા પણ બદલાયો ન હતો. સૂર્યના તાપથી તે ખૂબ જ કાળો પડી ગયો હતો, એટલું જ. જાણે તે ક્યારેય ત્યાંથી ગયો ન હોય, એટલી સ્વસ્થતા પૂર્વક તેણે જીવતા રહેલાઓ ઉપરના શાસનનો દોર સંભાળી લીધો; અને એ જ લોખંડી પંજા વડે અમને પૂર્વવત્ હાંકવા માંડ્યા

છેલ્લા દિવસોમાં, આખું કારાગાર અફવાઓથી ઉભરાતું હતું; હવાની બદલાતી રૂખનો અણસાર પામી જઈને દગાખોર અવિશ્વસનીય કોરિયન સંત્રીઓ તેમના ભૂતકાળના વર્તાવ બદલ અમારી સાથે સમાધાન કરી લઈને પ્રેમ વર્ષાવતા હતા; અને ક્યારેક તો તેઓ અમારી પાસે આવીને જાપાનીઓને હાથે થયેલી તેમના દેશની રૂપાભણ બબડી જતા હતા; તથા હિરોશિમા અને નાગાસાકી ઉપર થયેલા ધડાકાઓના આંચકાથી હોરાના ઉપરી અમલદારોના પગ નીચેની ધરતી ધણધણી રહી હતી અને ફાટતી હતી; અને પોતાના ભારથી પાછા ઝીંકાતા રાક્ષસી સાપની પાંખના વિલક્ષણ વજન નીચે ઢંકાયેલા જાપાનના આત્માનો પ્રકાશ ઝાંખો પડી રહ્યો હતો—આવી પરિસ્થિતિમાં પણ હોરા એક ક્ષણ પણ મૂંઝાયો ન હતો કે એક પણ વાર અસ્થિર બન્યો ન હતો. બીજા સૌની જેમ તે પણ આજુબાજુ શું ચાલી રહ્યું છે તે તો જાણતો જ હશે. તે છતાં સમય-પલટાની હવાની આગળ આગળ નિરંકુશ દોડતી અફવાઓ અને એકામ આવેશોનાં મોજાંની વચમાં તે એક ખડક સમો ઊભો હતો.

યુદ્ધવિરામના ત્રણ દિવસ પહેલાં જ લોરેન્સ એક ભયંકર પ્રસંગમાં સંડોવાયો હતો. એક કોરિયન સંત્રી હવાઈદળના મરવા પડેલા એક સૈનિકને સલામ ભરવા માટે બંદૂકના ગોદે ઊભો કરી રહ્યો હતો. લોરેન્સ તેની આ અધમતા જોઈ ગયો. તેણે બન્ને હાથે તેની બંદૂકને પકડી લઈને એક બાજુ પર ખસેડી નાખી અને પેલા માંદા સૈનિક અને સંત્રીની વચમાં ધસી ગયો. બીજી જ ક્ષણે મંત્રીઓની કચેરીમાં તેને લઈ જવામાં આવ્યો. હોરા નિરીક્ષણ-પ્રવાસેથી તરતનો જ પાછો ફરેલો હતો. સંત્રીએ તેને બનાવની વિગત કહી સંભળાવી. લોરેન્સ પ્રત્યે લાગણી હોવા છતાં તેના દેશના લશ્કરનું અપમાન હોરા માફ કરી શક્યો નહિ. તેણે નેતરની સોટી વડે લોરેન્સને મોં અને માથા ઉપર એવો તો માર માર્યો કે તે પાછો આવ્યો ત્યારે હું ઓળખી શક્યો નહિ.

ત્રણ દિવસ પછી યુદ્ધ-વિરામ જાહેર થયો. અને અમે અમારે નિયત માર્ગે ચાલતા થયા. લગભગ બે વર્ષ સુધી લોરેન્સ હોરાને મળ્યો ન હતો. અને એને જોયો ત્યારે તે આરોપીના પિંજરામાં હતો, અને તેના ઉપર મુકદ્દમો ચાલતો હતો. મેં શું શું સાંભળ્યું ન હતું? હોરાને શોધી લાવીને અમારી યુદ્ધ-ગુનેગારોની અદાલત સમક્ષ ખડો કરવામાં આવ્યો હતો. અલબત્ત, આ પરાક્રમ હિકસલી એલિસનું જ હતું. નરમ, લાગણી પ્રધાન અને તાવડાતા હિકસલીના મનમાં હોરા માટે કેટલી કડવાશ ભરી હતી તેનો મને તો અંદાજ પણ ન હતો. પરંતુ તેણે જે સદ્દન કર્યું હતું તે જોતાં તેની નફરત, અશમ્ય અને નિ:શેષ કટુતા તેમ જ

વૈરવૃત્તિ સમજી શકાય તેમ હતાં. તેણે સુનાવણી વખતે એવી તો ઝેરીલી અને આવેશમય સાક્ષી પુરાવી હતી કે હારાની સજા સ્હેજ પણ હળવી થવાની આશા જ ન રહી—છૂટી જવાની વાત જ ક્યાં ! તેના હૃદયમાં ભરેલી ભારોભાર કટુતાને કારણે હિક્સલીનો મિજાજ યુદ્ધ-અદાલતોમાં જોવા મળે છે તેના કરતાં વધુ તેજ હતો જ; પરંતુ મુકદ્દમાના કાર્યવાહકોની કટુતાનો તો કોઈ ખુલાસો જ મળતો ન હતો.

વિશાળ ભ્રમરો ઉપર અકળાતાની રેખા સાથે લૉરેન્સે કહ્યું : "મને પણ એ જ વસ્તુ વિચિત્ર લાગતી હતી. છેવટે તો, તેમનામાંના કોઈએ જાપાનીઓના જુલ્મ જોયા ન હતા. મને ખ્યાલ છે ત્યાં સુધી હારાના ન્યાયાધિશોમાંના એકે પણ યુદ્ધ મોરચે સક્રીય સેવાઓ આપી ન હતી તેમ છતાં તેઓ બધા જ લોહીતરસ્યા બન્યા હતા. હું પોતે થઈ શકું તેથી પણ વધુ કિન્નાખોર તેઓ બન્યા હતા અને તે પણ આપણે જ કારણે ! "

તેણે વાત એ રીતે કરી કે જાણે તે હારાનો બચાવ કરવાનો નિષ્ફળ પ્રયત્ન કરતો હોય ! અદાલત ઊઠયા પછી જ્યારે લૉરેન્સે વિદાય સમયે હાથ લાંબો કર્યો ત્યારે હિક્સલી એલિસે તે ઝીલ્યો પણ નહિ. અને હવાઇદળને છાજતી સહજ લુચ્ચી અને અક્કડ પીઠ ફેરવી લીધી હતી, તે મારે મન ખાસ સૂચક હતું. તેથી હું લૉરેન્સને પૂછ્યા વિના રહી શક્યો નહિ; "હારાએ તારી જીંદગી બચાવી હતી એમ તેં અદાલતને કહ્યું હતું કે ?"

"અલબત્ત! લૉરેન્સે ઉત્તર વાળ્યો. આ સવાલની આવશ્યકતા અંગે જ તેને આશ્ચર્ય થયું ને બોલ્યો : "મેં એવું કહ્યું કે તરત જ ન્યાયાધિશે તેમનાં સાવ બિનલશ્કરી ચશ્માંમાંથી મને જોઈ લીધો અને ધીમા ગંભીર અવાજે, કોરા કાગળ ઉપર લખતા હોય તેમ, પ્રત્યેક અક્ષરને છૂટો અને ધારદાર બનાવીને મને કહ્યું, 'કર્નલ લૉરેન્સ, તમે કહો છો તે પણ એક મહત્વની ગણત્રી તો છે જ—અત્યંત મહત્વની! તમને છે તેના કરતાં અદાલતને તેનું મહત્વ ભાગ્યે જ ઓછું હશે. પરંતુ આપણે ભૂલવું ન જોઇએ કે તહોમતદારનાં કરતૂતોનાં સીધાં પરિણામના કારણે જે લોકો આજે અહીં હયાત નથી તેમને તેમની જીંદગી જરાપણ ઓછી કિંમતી ન હોત.' તેમની આ વિચારપૂર્ણ વક્રોક્તિ માટે તેમને જરા પણ દોષ દેતો નથી.

"પરંતુ ના...ના હવે તેમાં કાંઈ જ થઈ શકે તેમ હતું. અનિવાર્ય રીતે હારા ફાંસીની સજા માટેનો ગુનો કરી ચૂક્યો હતો."

"તે વખતે હારાની સ્થિતિ કેવી હતી ? " પૂછ્યું. અને મારા મનમાં, પોતાની ગરદન ઉપર હારા બે-મુઠ્ઠી તેજીલી તલવાર તોળાઇ રહી હતી ત્યારે હારા કેદીઓની જે સ્થિતિ થઇ હતી તેનું ચિત્ર તાજું થયું—જાણે આજે સવારેજ તે પ્રસંગનું ચિત્ર બનાવ્યું હોય એટ બધું તાજું !

"તમારી અપેક્ષા પ્રમાણે જ એક પણ ધ્રુજારી ભાવપલ્ટો તેણે અનુભવ્યો નહોતો." લૉરેન્સે કહ્યું: "પે સાવ અણઘડ દુભાષિયાએ કહ્યું હતું તે મુજબ તો—'મેં મ લોકોને ગેરરસ્તે દોર્યા છે અને તેથી હું મૃત્યુને ભેટવા તૈ છું'—એમ કહીને હારાએ આરંભથી જ તેની જા ગુનેગાર કબૂલી લીધી હતી. 'મેં મારી ફરજથી વધુ એ કશું જ કર્યું નથી'—આથી વિશેષ પોતાના બચાવમાં કે જ કહ્યું ન હતું. તેણે કોઈ સાક્ષી બોલાવ્યા ન હ મારે અંગે પણ કોઈ પૂછપરછ એણે કરી ન હતી. છેવટ સુધી તે શાંતિપૂર્વક પિંજરામાં ઊભો રહ્યો હતો. બા આ બધું તો ધાર્યા મુજબનું જ હતું."

"ધાર્યા મુજબનું ?" આશ્ચર્યપૂર્વક મેં પૂછ્યું.

લૉરેન્સે મને સમજાવીને કહ્યું : "હારાએ યુદ્ધ એક યા બીજા પ્રકારે મૃત્યુ સિવાયની કોઈ ફરી આશા રા ન હતી. તેણે અજાણ્યત મનમાં તો કદાચ મૃત્યુની ઝંખ પણ કરી હશે. અજાણ્યત સમજ કરતાં વધુ તો અંતરસ્ફુર દ્વારા જ તે જે કાંઈ કહેવા મથતો હતો, તે મારે સમજવા કોશીશ કરવી રહી. વધારે પડતા શંકાશીલ થવાનો અર્થ ન હતો. શરૂઆતનાં તેનાં કથનનો આ તો ઉત્તરાર્ધ હ એને મન મૃત્યુ ઘણું જ અગત્યનું અને સુસંગત હ એ એક એવો પાયો હતો જેની ઉપર, તેની સમજશક્તિ તો સ્થિર ઊભી રહે, અથવા તો ધરાશાયી બને.

"જાપાનમાં હતો તે વેળાએ પણ તે અનુભવતો હ કે જાપાનીઓ ઉત્કટ, વિપરિત, ઊર્ધ્વમૂલ અને—

કે જેમાંથી આત્મહત્યા કરી કાયરની જેમ ભાગી છૂટવાને બદલે તેનો હિંમતપૂર્વક અંગીકાર કરીને જીવી બતાવવું જોઇએ. પરંતુ હારાને માટે આ દૃષ્ટિબિન્દુ એટલું તો અણધાર્યું અને અજાણ્યું હતું કે તેને તદ્દન અસત્ય કહીને ફગાવી દેવા તે તૈયાર થઈ ગયો. અને બોલી ઉઠ્યો: ' ના . ના.. ના. મરણનો ભય જ તમને બચાવને અટકાવી રહ્યો છે. ' તિરસ્કારપૂર્વક ફર્શ પર થૂંકીને છાતી ઉપર પંજો ઠોકીને તેણે કહ્યું, ' હું મરેલોજ છું. હું હારા, ઘણાં વર્ષો પહેલાં મરણ પામ્યો છું.'

" અને પછી તો અલબત આખી વાત બહાર આવી. સત્તર વર્ષની ઉંમરે, એટલે કે ગર્ભવાસના નવ માસ અને ત્યાર પછીના સોળ વર્ષ અને ત્રણ માસ પૂરા થયા ત્યારે, લશ્કરમાં ભરતી થવા માટે ઘર છોડવાની આગલી રાતે, પાસેની ટેકરીઓમાંના નાના દેવળમાં તે જીંદગીને છેલ્લા રામરામ કહેવા ગયો હતો. તેના પિતૃઓના આત્માને તેણે કહ્યું હતું કે તેના દેશના માટે તો આધ્યાત્મિક અને અધિભૌતિક રીતે તે દિવસે તે મૃત્યુ પામતો હતો. તેથી યુદ્ધક્ષેત્ર ઉપર મરણ જ્યારે તેને લેવા આવશે ત્યારે તે માત્ર એક વિધિ જ હશે. અને તેથી ત્યારે આંચકો લાગવાને બદલે કાં તો અપેક્ષિત પરંતુ મોડા પડેલા કોઈ વ્હાલસોયા મિત્ર તરીકે મૃત્યુને તે સ્વીકારી શકશે, અથવા તો લાંબા સમયથી અસ્તિત્વ ધરાવતી એક સ્થિતિને ઔપચારિક માન્યતા આપીને સહર્ષ અપનાવી શકશે. તેને સાંભળીને તો એમ જ લાગે કે આ ધનુષ્-પગો, ભૂખરા મૂંડેલા માથાવાળો પીળા ચહેરાવાળો અને ડોલતી ચાલવાળો છોકરો તેના વડવાઓને ગ્રાન્ડ ચાર્ટુંજ જેવી કોઈ વિકટ ધાર્મિક સંસ્થા-મઠમાં જોડાવાનો નિર્ણય જાહેર કરવા માટે જતો હતો, અને નહિ કે પાયદળમાં ભરતી થવાના તેના ક્ષુદ્ર નિર્ણયની જાહેરાત કરવા. હવે તો, પરિણામ આગાહી મુજબનું જ હતું, એમ કહેવાનો મારો આશય તમે સમજી શકો છો ને ? "

મેં મૂંગામૂંગા માથું ધુણાવ્યું. મને એવો તો રસ પડ્યો હતો કે બોલવાની ઈચ્છા જ ન હતી. લૉરેન્સે વાત આગળ ચલાવી: " તે રાત્રે કારાવાસમાં પણ, તે ક્ષણના આધિપત્ય બહારના અને એક રીતે તો તેના માટે અતિદેશીય ગણાય તેવા રહસ્ય વિષે હું સભાન હતો. જાણે કે હારાનો અંતકાળ પણ હારાની સાથે મદ્યપાન કરી રહ્યો હતો ! જાણે કે તેમનાં ચિત્તનાં કોઈ અપરિમેય ઊંડાણોમાં આખરી વેણ પણ ઉચ્ચારાઈ ગયું હતું. આત્મહત્યા કરતાં પહેલાં જાપાનનો કોઈ લોકપ્રિય વીરનાયક અચૂકપણે દુનિયાની વિદાય લેતાં લખે તેવી તંગ, ટૂંકી અને તદ્દન ઔપચારિક પંક્તિમાં તેણે સાંજના વખતે કવિતા ઉપર હાથ અજમાવ્યો. આજે આટલે સમયે પાછું વળીને જોતાં, મને તેનું મહત્વ સમજાય છે. હારાની એ છેલ્લી કવિતા મને બરાબર યાદ છે. તેનો સારાનુવાદ કંઈક આવો કરી શકાય—

સત્તર વર્ષની ઉંમરે
કુરાશિયામામાં
દેવદારનાં વૃક્ષોને હું નિરખી રહ્યો હતો.
ત્યારે
પૂર્ણિમાના પીળા ચંદ્ર ઉપર
દક્ષિણમાં ઊડી જતા જંગલી હંસોના પડછાયા
મેં જોયા હતા.
અને આજે,'
કુરાશિયામા ઉપર ઊગતા ચંદ્રમાં
પાછા ફરતા જંગલી હંસોનો
એક પણ પડછાયો નજરે ચઢતો નથી.

" બિચ્ચારો ! હું તેને કાળબંધમાં મોકળો થતા મથતો જોતો-સાંભળતો હતો. ત્યાં એકાએક મેં જોયું કે અમારી ભૂમિકાઓ અરસપરસ બદલાઈ ગઈ હતી. મારા મનના અંધકારમાં વીજળીના ચમકારે મેં જોયું કે હું આઝાદ હતો જ્યારે હારા—મારો દરોગો, બંદીવાન હતો.

" જ્યારે એક નાની-શી કવિતા લખવામાં શાણપણની શોધ કર્યા જેટલો અનુભવ થતો હતો, તેવા યુદ્ધ પહેલાંના મારા યુવાનીથી છલકાતા અને નિશ્ચિંત દિવસોમાં મેં એક વખત ' વ્યક્તિ-સ્વાતંત્ર્ય એટલે જીંદગીમાં પોતાને માટે પિંજરું શોધવાની છૂટ ' એમ લખ્યું હતું. હારાએ તો આ સીમિત સ્વાતંત્ર્ય પણ જોયું ન હતું. તે પિંજરામાં જ જન્મ્યો હતો. ખુદ દેવતાઓના મહાન લુહારે રેણ કરેલા સળિયાઓથી બંધાયેલા, પૌરાણિકતાના કારાગૃહમાં તે કેદી હતો, તેના માટે મને અત્યંત કરુણા ઊપજતી હતી. અને હવે ચાર વર્ષ પછી, હારા આપણે હતા તેવો જ કેદી હતો. અફર મૃત્યુદંડની જાહેર થયેલી સજા નીચે તે છેલ્લી વખત ગુનેગારના પાંજરામાં ઊભો હતો. "

લોરેન્સે આગળ ચલાવ્યું: "હારાને કશું આશ્ચર્ય ન હતું; અને તે એવો તો સ્વસ્થ હતો કે જ્યારે પહેરેગીરોએ તેના હાથ ઉપર બેડીઓ સરકારી ભોંયરામાંની ઓરડીમાં જવા દાદર ઊતરવાનું તેને કહ્યું ત્યારે તે ગુપ્ત સીડીની ધાર ઉપર થોડીક ઊભો રહ્યો. અત્યંત આત્મસંયમ પૂર્વક તેણે ચારે તરફ નજર કરી અને મુકદ્દમો ચલાવનાર અધિકારીની બાજુમાં બેઠેલા મને અને હકસલી એલિસને શોધી કાઢ્યા. દૃષ્ટોદૃષ્ટ મળતાં જ તેણે બેડીબદ્ધ બંને હાથને ઊંચા કર્યા—માથાની ય ઉપર. અને તાજેતરમાં જ દંગલમાં વિશ્વવિજેતા-પદ પ્રાપ્ત કરનાર કોઈ કુસ્તીબાજની અદાથી બન્ને હાથને પરસ્પર ભેરવીને અમારા બન્ને તરફ ઉલટભેર હલાવ્યા. આમ કરતાં સરકેલું તેનું સોનેરી સ્મિત કર્ણોપકર્ણ રણકી રહ્યું.

"તેના તે વર્તનને હું સ્પષ્ટ નિહાળી રહ્યો હતો! તેની એ છેલ્લી ચેષ્ટા તેના વ્યક્તિત્વને, હું જાણું છું તે પ્રમાણે, તદ્દન અનુકૂળ હતી. કેમકે હારાને સ્વસ્થ રાખનાર જે કાંઈ હશે, તેને તે વળગી જ રહેવાનો. તેણે સમગ્ર વસ્તુ-સ્થિતિને આ રીતે લીધી તેથી હું અચાનક જ ખૂબ ખૂશ થઈ ગયો, કહોને કે આભારવશ બની ગયો. તે અમારા દૃષ્ટિપ્રદેશમાંથી આનંદ અને ખેલદિલીભરી વિદાય-ચેષ્ટા સાથે ગયો તેથી કોઈક રીતે મેં માની લીધું કે તેની યાદને મિટાવી દેવાનું અમારે માટે હવે સહેલું બની જશે."

"એટલે કે હારા આ રીતે ચાલ્યો ગયો," મેં ટાપસી પૂરી અને કંઈક અનિચ્છુક-રાહત સાથે ઉમેર્યું, "અંતે આ રીતે હારાનું પ્રકરણ પૂરું થયું!"

"ના રે! જરા પણ નહિ." લોરેન્સ એકદમ બોલી ઊઠ્યો. તેના અવાજમાં કોઈ અજાણ્યો, નવો જ રણકાર હતો. આવા શાંત અને વિચારશીલ માણસના અવાજમાં પણ કેવો ઉભરાસભર અને આશ્ચર્યજનક લાગણીનો રણકો હતો! તે બોલ્યો: "હારાનું પ્રકરણ અહીં પૂરું થતું નથી. મને લાગે વળગે છે ત્યાં સુધી તો એ પ્રકરણ તેના પ્રેમોપચાર બાની જ પૂર્ણાહુતિરૂપ હતું."

પાછળથી વાત બહાર આવી કે ફાંસીની આગલી રાત્રે હારાએ પોતાને મળી જવાની વિનંતી કરતો પત્ર લોરેન્સને પાઠવ્યો હતો. હારાએ તેની આ છેલ્લી ઈચ્છા ઘણા દિવસો પહેલાં નોંધાવી હતી. પરંતુ અમારી જેમ જે લોકો 'રાજ્ય મુજબની સરકારી કાર્યવાહી'ના જાણકાર છે તેમને જાણ્યુ આશ્ચર્ય નહિ થાય કે ફાંસીની સવારની આગલી રાતના વાગ્યા સુધી લોરેન્સને તે વિનંતી પહોંચી જ ન હ બને તેટલી ઝડપે તેણે ગાડી બહાર કાઢી. તેની સાહજિક એ એક જ વિચારે પ્રદિપ્ત બની હતી કે અભિશાપ માણસે તેને મળવાની બધી જ આશા મૂકી દીધી અને તેની છેલ્લી નજીવી ઈચ્છા પણ આ લોકોને ભારે પડી—એવી કડવી ખાત્રી સાથે મૃત્યુને ભેટવાની તે તૈયા કરતો હશે. હારાનું કેદખાનું દ્વિપના બીજા કિનારે હ અને બધી જ અનુકૂળતાઓ છતાં મધરાત પહેલાં પહોંચી શકાય તેમ ન હતું.

સંધ્યા અતિશય સ્તબ્ધ અને શાંત હતી. જાણે અગ્નિનાં આભૂષણો પહેરીને પધારતી કોઈ દેવીની જે પૂર્વમાંથી ધીરે ધીરે નીચે ઊતરતી રાત્રીનાં લાવણ્ય અ જાજ્વલ્યને નીરખીને તે શ્વાસ લેવાનું જ ભૂલી ગઈ હે એમ લાગતું હતું. જાણેકે કોઈ પૌરાણિક વનપર્વ મ સજાવેલાં શાહમૃગનાં પીછાંની કિનાર જેવી વનવિસ્તાર અંધારી સીમા ઉપરથી સામે પથરાયેલી જમીનની કા ભ્રૂકુટિના ઉપરવાસે, મોટો પૂર્ણિમાનો ચંદ્ર ઝોલો ખાઈ પૂરેપૂરો બહાર આવી ગયો હતો. ત્યાંની જીવંત અને સાનુક માદક હવામાં ચંદ્ર તેના મૂળ કદ કરતાં બમણો લાગ હતો; પારાની બીનાશવાળો અને તેની પોતાની જ્યોત્સ્નામાં દ્રવતો લાગતો હતો. જંગલની ઉત્તર બાજુ અને તેની ખાંચોખાંચ પીછાંવાળા કિનારને લાગીને શ્ દૂરપૂર્વનો લહેરી સોદાગર તેની પસંદગીના રેશમના તા ઉકેલે તેવી સાહજિકતાથી અને દક્ષતાથી સફેદ ચળકતી રે ઉપર સમુદ્ર તેનો સોને-રૂપે મઢેલો દરબારી ઝભ્ભો ફરી ફ ઉકલતો-ગડી કરતો હતો. તેનું પુરાણું હળુહળુ ગર્જ લોરેન્સના કાનમાં ગૂંજતું હતું. ઘણે દૂર ક્ષિતિજમાં સ પણ કાળાશ ધારણ કરવા લાગ્યો હતો. જાંબુડિયા રંગ સત્તાવાહી અને સોનેરી રંગમાં ઉદાસ લાગતા ત્રુટક ત્રુ વિદ્યુત-પ્રકાશને લીધે, છેક કિનારી ઉપર ટૂંટિયાંવાળી પડેલાં વાંકાં અને ખાંચાખૂચીવાળાં વાદળનાં શિખ અનાવૃત થતાં હતાં. અને પોતાની સામે ઝીંકાતી મેઘગર્જ અને વીજળીના ભયથી સમુદ્ર સંરક્ષણાત્મક સાંકડા વર્તુળા

ભરાઈ ગયો હોય એમ લાગતું હતુ.. એક દિવસની સાંજ અને બીજા દિવસની સવાર વચ્ચેની સંધિ-પળ જેવી તે પરિસ્થિતિ હતી. અને રાત પણ તેવીજ હતી. ત્યારે લોરેન્સનું સ્પષ્ટ જ્ઞાન પણ, ક્ષિતિજ ઉપર તરવરતી વીજળી અને તેના ચમકાર જેવું જ તરલ, અનિયમિત અને વચ્ચે વચ્ચે ઝબકતું દેખાતું હતું. છતા પણ જિંદગીની સાર્થકતા, સુંદરતા અને સભરતા અંગેની તેની અસ્પષ્ટ અને અકથ્ય જાગ્રતિ કોઈ રાજવંશી પ્રણયીના અભિસારે જતી રાજરાણીની જેમ, ઉપરથી આતુર-પગે સરકતી આવેગપૂર્ણ રાત્રી જેવી મોટી અને વિશાળ હતી. યુદ્ધ, યાતના, પ્રલંબ ક્ષુધા અને અધમ સુરંગનાં મુશ્કેલ યાતનામય વર્ષો—આ બધું જ પેલી ક્ષણની સુવર્ણતુલામાં મૂકતાં તેને હળવું અને નહિવત્ લાગ્યુ. અપણા બદનામ અને અધૂરા અતીતને ચરણે હજી બીજી એક જિંદગીનુ સમર્પણ કરવાનો વિચાર જ તેને તદ્દન અર્થહીન અને અસહ્ય થઈ પડ્યો. તેના મનમાં બળવાની ભાવના જાગી. આવી મનોદશામા તે મધરાત પહેલા થોડી વારે સુરંગ ઉપર આવી પહોંચ્યો. તેણે જોયુ કે તેની રાહ જોવાતી હતી. થોડી જ વારમા તેને હારાની કોટડી ઉપર લઈ જવામાં આવ્યો.

બધા જ અભિશાપિત માણસોની જેમ કોટડીમા હારા એકલો જ હતો. લોરેન્સને અંદર લેવા માટે જ્યારે બારણું ઉઘડ્યુ ત્યારે ખુરશી પાસે હોવા છતા હારા બારી પાસે જ ઊભો હતો. સળિયા પાસે મોં રાખીને તે ચાંદનીને જોઈ રહ્યો હતો. અંદરના અંધકારના વિરોધાભાસમાં બહારની ચાંદની એવી તો વૈવિધ્યપૂર્ણ અને સઘન લાગતી હતી કે જાણે ચોરસ બારી ઉપર રેશમનો ટુકડો જડી દીધો ન હોય! તેણે દેખીતી રીતે જ મુલાકાતોની આશા મૂકી દીધી હતી. વધુમાં વધુ, તેના એકાદ સંત્રી સાથેની યથા-સમયની મુલાકાતની તેને અપેક્ષા હતી. તેથી તેણે દરવાજા તરફ ફરવાની કે ફેં પણ બોલવાની ચેષ્ટા કરી નહિ. પરંતુ સંત્રીએ જેવી બત્તી સળગાવી કે તે વિરોધ દર્શાવવા દરવાજા તરફ ફર્યો અને તેણે લોરેન્સને જોયો. પીઠ ઉપર ભારે ફટકો પડ્યો હોય તેવી ચપળતાથી તે ટટ્ટાર થયો. હોશિયારની સ્થિતિમા આવીને તેના મુલાકાતીને તેણે શાંતિ અને ગંભીરતાપૂર્વક નમન કર્યું. તેના આ નમને લોરેન્સને કહી દીધુ કે તેનુ અંતર અકથ્ય રીતે બળબળી ઊઠ્યુ હતુ. તે નીચે નમ્યો ત્યારે લોરેન્સે જોઈ લીધું કે તેણે માથા ઉપર તાજો જ મુંડો કરાવ્યો હતો. તાજી હજામત કરેલી ચામડી વિદ્યુત્-પ્રકાશમાં સાટીનના જેવી ચમકતી હતી. લોરેન્સે સંત્રીને થોડો વખત તેમને બંનેને એકા આપવા કહ્યું અને ફરીથી દરવાજો બીડાયો એટલે તે નતમસ્તકે પ્રણામ કરી ટટ્ટાર થતા હારાને કહ્યું:

"મોડો આવવા માટે હું દિલગીર છું; પરંતુ મ તમારો સંદેશો છેક રાત્રે નવ વાગે મળ્યો. હું માનુ છું તમે મને ક્યારનો ય નકામો ગણી કાઢ્યો હશે. અને મા લીધુ હશે કે મેં આવવાનો ઈન્કાર કરી દીધો છે."

"ના. લોરેન્સુ-સાન" હારાએ કહ્યું. "ના, એ નથી. તમે આવવાનો ઈન્કાર કર્યો હશે એવો તો મ વિચાર પણ આવ્યો નથી. પરંતુ મને ભય હતો કે અતે કારણોસર મારો પત્ર તમને પહોંચાડવામાં જ ન આવ્યે હોય. તમે આવ્યા તે બદલ હુ તમારો ઋણી છું. અ તમને તકલીફ આપવા બદલ ક્ષમા ચાહુ છું. જો અનિવાર ન હોત તો મેં તમને તકલીફ આપી જ ન હોત. મને મા કરજો. પરંતુ મારી વિચારસરણીમાં કશુંક ખોટું છે અને હું જાણતો હતો કે માથામાં ખોટા વિચારો સંઘરી મરવાનું મારા માટે કેટલું દુષ્કર છે, તે તમે સમજી શકશો.'

હારા ધીમે ધીમે અને સવિચાર, વિનમ્ર, એકધાર અવાજમાં બોલતો હતો. પરંતુ લોરેન્સ તેના અવાજનું ઉપરથી જ કહી શકતો હતો કે તેના વિચારો ઊંડા છત ત્વરિત પ્રવાહમા બહારના સમુદ્ર તરફ વહેતા હતા—અરે પહેલા ક્યારે ય વહ્યા હોય તેથી પણ ઊંડી તેની પોતાની જ ખીણમા તે વહેતા હતા.

'બિચારો! બાપડો દૈત્ય! દુષ્ટ ગરીબડો દૈત્ય! લોરેન્સ વિચારતો હતો. આ ઘડીએ પણ મુશ્કેલી તે 'વિચારસરણી'ની જ છે—તેની પોતાની કે બીજા લોકોની 'વિચાર-સરણી' ભૂલભરેલી હોય છે જ!

'હારા-સાન! ક્ષમા આપવા જેવુ કશું નથી." લોરેન્સે મોટેથી કહ્યુ. "તમારો પત્ર મળ્યો કે તરત જ હું આવ્યો છું. અને ઉભળકાથી આવ્યો છું. હવે વાત શું છે તે મને કહો એટલે હુ પ્રયત્ન કરું અને સહાયરૂપ બની શકું."

તેના નામ પાછળ માનવાચક 'સાન' શબ્દ વાપરતાં સૂર્યદેશીના બાળક સમા હારાની કાળી અને ત્રાંસી આંખો જે રીતે ચમકી ઊઠી તે ઉપરથી લોરેન્સ સમજી ગયો કે કેટલાય મહિનાઓ થયાં તેને આ રીતે કોઈએ બોલાવ્યો ન હતો.

"લેરેન્સુ-સાન!" તે એકદમ બોલી ઊઠ્યો. જાણે પોતાના શિક્ષકને વિદ્યાર્થી કૈં સમજાવતો ન હોય! એક યુદ્ધત્રસ્ત સાર્જન્ટ-મેજર તેના દુશ્મન સાથે અને તેય અમલદાર સાથે વાત કરતો હોય તેવું લાગતું જ ન હતું: "વાત એટલી જ છે: તમે હમેશાં, મને લાગ્યું છે કે, હમેશાં અમને જાપાનીઓને સમજ્યા છો. હું તમને શિક્ષા કરતો હતો ત્યારે પણ મને લાગતું હતું કે શિક્ષા કરનાર હું ન હતો, એટલું તો તમે સમજતા જ હતા. તેમ કર્યા વિના મારો છૂટકો ન હતો. અને તેના માટે તમે ક્યારે ય મને ધિક્કાર્યો નથી, તે પણ હું જાણું છું. મને હંમેશાં કહેવામાં આવ્યું છે કે તમે અંગ્રેજો એક ન્યાયપરાયણ અને સમજદાર પ્રજા છો. અમારી માન્યતા મુજબ તમારામાં બીજા ગમે તે દોષો હશે, અમે તમને ન્યાયપ્રિય તો માન્યા જ છે. તમે જાણો છો કે મને મૃત્યુનો ડર નથી. મારા દેશની જે અવદશા થઈ છે તે જાણ્યા પછી મોત આવતી કાલે આવતું હોય તો ભલે આજે આવે. હું ખુશીથી મરીશ. [illegible]ઓ, મેં માથાના બધા જ વાળ ઉતારી નાખ્યા છે. [illegible]તિમ સંશુદ્ધિનું સ્નાન પણ કરી લીધું છે. મોઢું અને [illegible]ણું સાફ કરી નાખ્યુ છે. હાથ પગ પણ ધોઈ લીધા છે. મને મહાપ્રયાણ માટે તૈયાર થઈને પાણીનો છેલ્લો ઘૂંટડો [illegible]ણ પી લીધો છે. મારા મનમાંથી દુનિયા પ્રત્યેની આસક્તિ [illegible]ખેરી નાખી છે, મારા શરીરમાંથી ધોઈ નાખી છે. [illegible]દૈહિક મૃત્યુ માટે હું હવે તૈયાર છુ. બાકી મનોમન તો [illegible] ક્યારનો ય અવસાન પામેલો છુ—વર્ષો પહેલાં તમને તો [illegible] પરંતુ [illegible]વળ...કેવળ...કેવળ તમે કહો છો તે જ કારણે મારે શા માટે મરવું જોઈએ? જે સૈનિકોને મૃત્યુ દંડ મળ્યો નથી, તેમણે મેં કર્યો હોય તેવો કયો ગુનો મેં કર્યો છે તે જ મને સમજાતું નથી. આપણે બધાએ એક બીજાનાં ગળાં કાપ્યાં છે. હું પણ સમજું છુ કે તે સારું નથી. પરંતુ આ તો યુદ્ધ! મેં તમને સજા કરી છે અને તમારા માણસોની હત્યા પણ કરી છે. પરંતુ તમે મારા હાથ નીચેના જાપાની સૈનિક હોત અને એવું જ વર્તન કર્યું હોત તો મેં તમને જરાય ઓછી સજા કરી ન હોત, કે એક પણ હત્યા બાકી રાખી ન હોત. સાચી વાત તો એ છે કે તમારા બધા પ્રત્યે હતો એટલો કુણો તો હું મારા પોતાના માણસો પ્રત્યે પણ ન હતો. બીજા ઘણાની સરખામણીમાં હું ઘણો જ માયાળુ હતો. લશ્કરી શાસન અને શારીરિક દ્દષ્ટિએ વિચારતાં તો, તમે ભલે ન માનો, હું ઘણો છૂટછાટ આપનારો હતો. હું જે આટલો કરડો અને કઠોર બન્યો ન હોત તો તમારા બધાનું મનોબળ તૂટી ગયું હોત. અને બધા જ મરણને શરણ થયા હોત. કેમકે તમારી વિચાર-સરણી તદ્દન ગલત હતી. અને નામોશી પણ એવડી જ મોટી. હું ત્યાં ન હોત તો હિક્સલી એલીસ અને તેના બધા માણસો ઊંડી હતાશામાં તે ટાપુ ઉપર જ ખતમ થઈ ગયા હોત. ખોરાક અને દવાદારૂનાં વહાણ ન આવી શક્યાં તેમાં મારો હાથ ન હતો. હું મારા સૈનિકોને મારીઝૂડીને જ છેવાડી શકતો હતો. અને જેમનામાં જીવનતત્ત્વ હતું તેમને મારીઝૂડીને વધુ પુરુષાર્થ માટે હું બચાવી રહ્યો હતો. અને જુઓ તો, આજે એજ ગુના માટે મને મૃત્યુદંડ મળે છે! આપણા બધાના સામાન્ય ગુનાથી વિશેષ મેં કયો ગુનો કર્યો, તે જ મને સમજાતું નથી. મેં જો બીજો કોઈ ગુનો કર્યો હોય તો તે કેવી રીતે અને ક્યાં કારણોસર તેટલું મને કહો. અને હું આનંદથી મોતને ભેટીશ."

"શું કહેવું તે જ મને સમજાયું નહિ." લોરેન્સ હતાશ થઈને મારા તરફ ફર્યો. આ કમબખ્ત યુદ્ધ-સમિતિ શરૂ થઈ ત્યારથી હું મારી જાતને પૂછતો આવ્યો હતો તે જ સવાલ તેણે મને પૂછ્યો હતો. ખરેખર મને કૈં જ સમજાતું ન હતું. મને આ કાર્યવાહીનો કોઈ ફાયદો જણાતો ન હતો. આપણા માટે પરાયા એવા જાપાની કાનૂનનું [illegible] આપણને જે રીતે સજા કરતા હતા, ફાંસી દેતા હતા, તેનાથી આ અમારું જરાપણ ઓછું દુષ્કૃત્ય ન હતું—કેમકે હારાને જે કાયદા હેઠળ ફાંસી દેવાની હતી તે તેના દેશનો કાયદો ન હતો. અરે, તેના વિષે તેણે ક્યારેય સાંભળ્યું સુદ્ધાં ન હતું. તેણે તેના પોતાના આત્માનો દ્રોહ તો નહોતો જ કર્યો. જો ક્યારેય કોઈ વ્યક્તિ પોતાની

જાતને વફાદાર રહી હોય અને ઝાખા શા અંતર-દીવડાને અનુસરી હોય તો તે આ ભયંકર ડીંગુજી જ હતો તેણે કદાચ શુભ હેતુઓ માટે અશુભ કામ કર્યાં હશે પરંતુ હવે અશુભ માર્ગે શુભ હેતુઓને વાળીને આપણે તેનો જવાબ કેવી રીતે આપી શકવાના હતા ? મારી નજરે તો જે થઈ ચૂક્યુ છે તે ન થયું કરી શકે, તેવો મને તો કોઈ દંડ દેખાતો નથી કેવળ વૈર પ્રેરિત દંડ જેવી વાઝણી કોઈ સજા નથી અને આ સંકુચિત અને આછકી વૈરવૃત્તિથી તો વર્તમાનને આગણે કંકિત અતીતને જીવાદોરી આપવાનું જ થાય છે મને કે કહેવાનું જ સૂઝતું ન હતું

હારાની શોચનીય દશા માટેની લોરેન્સની સંતપ્તતા આ સ્મરણોથી એટલી તીવ્ર બની ગઈ કે અંધકારથી ઘેરાતા આકાશ તરફ હાથ વિંઝીને તેણે રડી દીધું

"પરંતુ તમે કંઈક તો કહ્યું જ હશે ને ?" મે પૂછ્યું અને થોડી વાર રહીને ઉમેર્યું "તમે પ્રશ્નને જેમનો તેમ તો ન જ છોડી દેશો ને ?"

"અવશ્ય, મે કશુંક તો કહ્યું જ" તેણે ઉદાસ કંઠે ઉચ્ચાર્યું "પરંતુ તે સાવ અપૂરતું હતું મે તેને એટલું જ કહ્યું કે 'હું મારી જાતે જ સમજી શકતો નથી અને જો મારા હાથમા હોય તો હું તને સહર્ષ મુક્ત કરી દઈને સીધો તારા કુટુંબભેગો કરી દઉ'"

"અને તેનાથી તમને સંતોષ થયો ખરો કે ?" મે પૂછ્યું

લોરેન્સે માથું ધુણાવ્યું તે એમ માનતો ન હતો કેમકે ફરીથી ખૂબ નીચા નમીને સલામ કર્યાં બાદ લોરેન્સનો આભાર માનતા માનતા તેણે ઊંચુ જોઈને પૂછ્યું હતું "તો પછી મારે શું કરવાનું ?"

લોરેન્સ માત્ર એટલું જ બોલ્યો હતો "તમારા અંતરથી તમે એમ વિચારી શકો, હારા-સાન, કે મારા દેશ બાંધવો આજે જે કરી રહ્યા છે તે—તમારા મત અનુસારનો અન્યાયી અને અયોગ્ય વ્યવહાર—યુદ્ધ દરમિયાન આપણી વચ્ચે બનેલા પ્રસંગો, ફરીથી ભવિષ્યમા ક્યારેય બનવા ન પામે તેટલા માટે જ કરવામા આવે છે તમારા અંકુશ હેઠળની તુરંગમા હતાશ થઈ ગયેલા મારા માણસોને હું કહેતો હતો તેમ, તમે પણ તમારી જાતને કહી શકો—ત્યાગ દ્વારા પ્રાપ્ત કરવાનો પણ એક માર્ગ છે પરાજયમા જ આપણે વિજયનો રાજમાર્ગ શોધી કાઢવાનો છે કદાચ આજ માર્ગ તમારા મનના સમાધાનનો અને વિજયનો હોઈ શકે"

લોરેન્સ બોલતો ગયો "જાપાનીઓ ખરેખર લાગણી વશ થઈ જાય ત્યારે જે પ્રકારનો શ્વાસ લે છે તેવો ઝડપી શ્વાસ લઈને હારાએ કહ્યું, 'લોરેન્સુ-સાન, આ તો એકદમ જાપાની વિચાર છે!'

"એક અંગ્રેજ અમલદાર અને બીજો જાપાની એન સી ઓ બન્ને એકબીજાની આંખમા આંખ પરોવીને લાંબા વખત સુધી ઊભા રહ્યા બહાર ભરી ભરી ચાંદની પથરાયેલી હતી તેના રૂપેરી તાર દૂરદૂરની અશ્રાવ્ય મેઘગર્જનાના પ્રતિઘોષથી અને અદૃશ્ય ક્ષિતિજ પરની વીજળીના કડાકાથી મંદ મંદ ધ્રૂજતા હતા

"હારાએ જ પહેલો શાંતિનો ભંગ કર્યો તેની અનોખી રીત મુજબ ઓચિંતાના હસીને સાવ અસંબદ્ધ રીતે તેણે કહ્યું મે તમને એક વખત નાતાલની સરસ ભેટ આપી હતી ખરુ ને ?'

"'ખરી વાત છે' મે આનંદરંજિત સ્વરે કહ્યું અને સાહજિકતાથી ઉમેર્યું 'તમે મને સાચે જ નાતાલની ખૂબ સરસ ભેટ આપી હતી આજની રાતે તમે આ વિચારને પણ તમારો સંઘી બનાવી લે'

"'આખા રસ્તે હું તેને મારી સાથે લઈ જઈ શકીશ ખરો ?' અવાજમા આનંદના ઊભરા સાથે હજી પણ હસતા હસતા તેણે પૂછ્યું 'હું જ્યા જાઉં છું ત્યા જવા જેવું ખરું કે ?'

"'જરૂર —ખાસ તો સંયોગો જે રીતે કાવત્રુ રચે છે તેથી' મે જવાબ આપ્યો 'આખા રસ્તે અને તેની પેલે પાર તેને સાથે લઈ જવામા જ તમારું હિત છે'

"તે જ વખતે મનીલા ત્યા હાજર થયો અને તેણે મને જણાવ્યું કે મારો જવાનો સમય તો ક્યારનો થઈ ગયો હતો

"'અનવિદા, હારા-સાન' ખૂબ નીચો, લળીને

મે કહ્યું. તેણે જાપાનીઓનું પ્રાચીન વિદાયવેણ ઉચ્ચાર્યું: 'જેવી ઈશ્વરેચ્છા.' અમાપ અને અદમ્ય નશીબવાદની છાયા આ શબ્દમાં ભરી ભરી હતી: 'અલ્વિદા, પ્રભુ તમારું રક્ષણ કરો'—મેં ફરી કહ્યું.

"'જેવી ઈશ્વરેચ્છા!' હારાએ સ્વસ્થતાપૂર્વક એટલા જ નીચા વળીને કહ્યું. 'જેવી ઈશ્વરેચ્છા! તમારી આવી મોટી ઉદારતા માટે, તમારા શુભ આગમન માટે અને સૌથી વિશેષ તમારા માનવંત શબ્દો માટે આભાર!'

"હારા તરફ ફરીથી જોવા જેટલો આત્મસંયમ ન હોવાની બીકે હું ઝડપથી ઊભો થઈ ગયો, અને ચાલવા લાગ્યો. પરંતુ જેવો હું દરવાજા સુધી આવ્યો કે હારાએ ફરીથી મને બોલાવ્યો, 'લૉરેન્સ!' જાપાનના કારાગૃહમાં સપ્તાહભરના ત્રાસ પછી કમાન્ડન્ટની કચેરીમાં એક વખત તેણે મને આ રીતે જ બોલાવ્યો હતો. હું પાછો ફર્યો. અને મેં હારાને આથી વધુ આનંદ કયારે ય ન પડયો હોય તેવા મોકળા મનથી હસતો જોયો. તેના ઝાંખા પીળા દાંત અને તેની સુવર્ણરેખા દેખાતી હતી. દષ્ટિદષ્ટ મળતાં જ તેણે ઊભળકાભેર કહ્યું: 'નાતાલ મુબારક, લૉરેન્સ સાન!'"

લૉરેન્સે વાત આગળ ચલાવતાં જણાવ્યું—"તેમ છતાં હારાની આંખો હસતી ન હતી. એક એવી ક્ષણનો પ્રકાશ તેમાં હતો કે જે ક્ષુલ્લક ક્ષણોને ઓળંગી ચૂકી હોય અને જેમાં બધા જ પાર્થિવ અને આધ્યાત્મિક સંઘર્ષો ઓગળી જતા હોય, અને બિનમહત્વના બની જતા હોય; તથા સમગ્ર પક્ષપાત અને અપૂર્ણતા જ્યાં અદશ્ય થતાં હોય, અને રાત્રી અને પ્રભાતજ્યોતિ વચ્ચેની ઊંડી ધૂસરતા જે શેષ રહી જતી હોય! પછી હારાના વિચિત્ર અને કઠોર ચહેરામાં પણ પરિવર્તન આવી ગયું...મેં જોયા હોય તેવા બીજા કોઈના કરતાં હારાનો પ્રાગૈતિહાસિક અને અભાગણી ચહેરો વધુ સુંદર લાગતો હતો. એથી અને પેલી આદિ અવસ્થાની આંખોમાંના તેના ભાવોને કારણે હું એવો લાગણીવિવશ બની ગયો હતો કે ઝૂંપડીમાં પાછા વળવાનું મને મન થઈ ગયું. અલબત્ત, મેં પાછા વળવાનો પ્રયત્ન પણ કર્યો. પરંતુ કશુંક મને જકડી રાખતું હતું. મારો અર્ધો ભાગ—ગહન, સ્વયંસ્ફૂર્ત, સહજ અને લાગણીવશ અર્ધું મન પાછું વળવા માગતું હતું; હારાને આશ્લેષમાં લઈને તેના ભાલપ્રદેશ ઉપર વિદાય-ચુંબન ચોડીને કહેવા માગતું હતું: 'બહારના આ વિશાળ વિશ્વનાં કઠોર, પુરાણાં દૂષણો આપણે કદાચ અટકાવી કે મીટાવી તો નહિ શકીએ. પરંતુ જે અપૂર્ણ અને ક્ષણેક્ષણે ભણકારા મારતાં સંવિત્તિના પ્રદેશમાં હું વિચરું છું, અગર તો તમે જે અજ્ઞાતમાં પ્રયાણ કરી રહ્યા છો ત્યાં મારી અને તમારી વચ્ચે કોઈ અનિષ્ટ પ્રવેશી શકશે નહિ. આ રીતે, આપણી વચમાંનાં બધાં જ ખાનગી અને અંગત દુષ્કૃત્યોનો આપણે પરિહાર કરીશું; આ રીતે, આપણાં આંધળાં કૃત્યો અને તેમના પ્રત્યાઘાતમાંથી જન્મતાં ખાનગી અને અંગત પરિણામોને જેર કરીશું; અને આ રીતે, આપણા યુગની અણસમજ અને ગેરસમજો, તિરસ્કાર અને વૈરવૃત્તિને આગળ વિસ્તરતાં આપણે અટકાવીશું......' પરંતુ, શબ્દો બહાર આવી શકતા ન હતા. અને બાકીનું અર્ધમન—બાજુમાં ઊભેલા સતર્ક સુસજ્જ સંત્રી સાથે દરવાજા પાસે ઊભેલા લશ્કરીનું—મારું જાગ્રત મન—મને ઉંબરા ઉપર જ નિર્વીર્ય બનાવીને જકડી રાખતું હતું. અને છેલ્લી વખત હારા અને તેની સોનેરી સ્મિત રેખા ઉપર બારણાં બીડાઈ ગયાં!"

પરંતુ પ્રત્યેક ક્ષણે હારાના મોં ઉપરની છેલ્લી ભાવનકશી પાછા ફરી રહેલા લૉરેન્સની સાથે જ દોડી રહી હતી. પોતે પાછો ન વળ્યો તે બદલ તે પશ્ચાત્તાપમાં સળગી રહ્યો હતો. તેને રોકી રાખનાર આ અનુદાર અરધું મન કોણ હતું? તેને હવે લાગતું કે જો તે પાછો ગયો હોત તો ઈતિહાસનો સમસ્ત ક્રમ બદલી શકયો હોત! સંક્ષુબ્ધ, એકાકી હૈયામાંના નાના અમથા બળવાના નાનકડા બીજમાંથી જ મહાન પરિવર્તનોનો આરંભ થતો આવ્યો છે તે સાચું નથી શું? કોઈ એકલ-એકાકી અને બિન-અનુભવી હૈયામાં પ્રથમ તણખો જાગવો જોઈએ, એ પછી બાકીનું બધું આપમેળે અનુસરતું આવશે. અભિવ્યક્તિ માટે લોહીમાંસનું વાહન શોધતા નૈસર્ગિક ઉન્મેષના પહેલ વહેલા આછા સળવળાટને એક પણ બૌદ્ધિક સવાલ કર્યા વિના સ્વીકારી લે તેવા વિનમ્ર હૈયામાં જ એક નાનકડું પણ તાત્વિક પરિવર્તન જાગવાની જરૂર છે. નવાં મૂલ્યોનો બુદ્ધિપૂર્વક સ્વીકાર કરવા પહેલાં પોતાનામાં પ્રવેશવા દે તેવા વિનમ્ર, આજ્ઞાધારક અને અનુતાપશીલ વ્યક્તિના

ુમાં આવો કોઈ ઉન્મેષ જાગે તે જ પૂરતું છે. એ ી તો, જેમ દિવસ રાતને અનુસરે છે તેમ અનિવાર્યતયા ેણામો આવે છે. અને તો—પ્રહાર, તેનો પ્રતિપ્રહાર, ેપ્રહારનો પ્રતિપ્રહાર—વૈરનો બદલો વૈર—આ દિકાલીન વિષચક્રનો સદાને માટે અંત આવી ગયો હોત. ો લાગ્યું કે તેણે ઈતિહાસનો દ્રોહ કર્યો છે, ભવિતવ્યને ક દીધો છે. તેનું હૈયું તેને ફિટકાર આપવા લાગ્યું. તેણે ંયા કિનારે તાડનાં ઝૂંડ પાસે ગાડી એકદમ ઊભી રાખી, ને રેતી ઉપર થપાટો મારતા પાણીનો સદીઓજૂનો વાજ ઉદાસચિત્તે સાંભળ્યા કર્યો. નિશા—નભ અને સતી—સૃષ્ટિના પર્યટને નીકળેલી પરોઢના પવનોની, માથા પરનાં તાડનાં પાંદડાં સાથેની મર્મર, તે સાંભળી રહ્યો— નવ જાતિમાં તેના ટૂંકા અને અધૂરા નિવાસની શોધમાં ષરતું અનંત પ્રશ્નાર્થ તત્ત્વ જાણે ભટકતું ન હોય! તેણે ટલાક મછવાઓને સમુદ્રમાં જતા જોયા. તેમના કાળા રચલીવાળા શઢ ઉપર થાકેલો અને કૃતકૃત્ય—શો પૂર્ણ ચંદ્ર ્ગતો ડૂબતો આથમતો હતો. ખરી વાત. હવે તો ારાનો આખરી ચાંદ સંપૂર્ણ હતો એટલું જ નહિ, તે ેદાયના પીળા રંગથી છલકતો હતો!—લૉરેન્સ આવું ક વિચારતો હતો ત્યાં જરા દૂર જંગલમાં ઢંકાયેલા લાયાના એક ગામડામાં એકાએક સવારની છડી પોકારતો કૂડો બોલી ઊઠ્યો. એ અવાજ લૉરેન્સ માટે અસહ્ય તો. આખરી સમયની હીનતા સાથે હાથ મિલાવતા પહેલા દ્રોહની ચેતવણી જેવો' તે કૂકડેકૂક અવાજ લાગતો હતો. જાણે કે હારાના ' નાતાલ મુબારક ' કહેતા અવાજનો ઉપહાસ તો ન હોય! અને જો કે તે નાતાલનો સમય ન હતો; અને પાછળની જમીન કોઈ ખ્રિસ્તી પ્રદેશ પણ ન હતો. છતાં પણ તેને લાગ્યું કે તેણે બધી જ નાતાલોનો એક સામટો દ્રોહ કર્યો હતો.

ઝડપથી તેણે ગાડી પાછી ફેરવી. તેને પાછા તુરંગમાં જવું હતું. અને હારાને મળીને પોતાના હયુપચુ મન માટે પશ્ચાત્તાપ કરવો હતો. તેણે આંધળી ઝડપથી ગાડી હંકારી. અને પરોઢ થતાં થતાં તો કારાગૃહના દરવાજે પહોંચી પણ ગયો. તે સમયે પ્રજ્વલિત પ્રભાતની રક્તિમાનો પ્રચંડ ફુવારો ઊંચે કારાગૃહના ટાવર ઉપર અફળાતો હતો.

લૉરેન્સે અત્યંત દુઃખી થઈને કહ્યું—" પરંતુ હું ઘણો જ મોડો પડ્યો હતો. હારાને તે પહેલાં તો ફાંસી દેવાઈ ગઈ હતી!"

મેં તેનો હાથ પકડીને ઘર તરફ જવા માંડ્યું. હું કશું જ બોલી શકતો ન હતો. તેણે મારા કરતાં સવિશેષ તો તેની જાતને જ, અંધારથી ઘેરાતા આકાશને પણ નહિ, પ્રશ્ન કર્યો, " શું આપણે હમેશાં મોડા પડતા રહીશું ? " અજાણ્યે તેણે મારા જ પ્રશ્નને વાચા આપી હતી. આકાશમાં નીકળતા તારાઓ અને અમારી વચમાં કોઈ નવા કારાગૃહના સળિયાનો પડછાયો બનીને તે સવાલ લટકતો હતો. મારું હૈયું આંસુથી છલકી ઊઠ્યું!



# પરમાણુયુગમાં લોકશાહીની વિકટ સમસ્યા

આરનોલ્ડ ટોયન્બી

ગુજરાતી સંક્ષેપ : ભોગીલાલ ગાંધી

આજના યુગને આપણે 'પરમાણુ યુગ કહીએ છીએ, એનો અર્થ શો ? એનું મહત્વ શામાં રહેલું છે ? આજે 'પરમાણુ'ની શોધ થઈ છે, અને 'પરમાણુ'નું વિભાજન કરવાની વૈજ્ઞાનિક તરકીબ શોધી શકાઇ છે, એટલામાં જ આનું રહસ્ય સમાઈ જતું નથી. પરંતુ આ સંજ્ઞાનો મુખ્ય અર્થ તો એ છે કે ૧૭મી સદીથી વૈજ્ઞાનિક ક્રાંતિ જે ગતિ માંડી રહી હતી અને ૧૮મી સદીથી ટેકનોલોજીના ક્ષેત્રે જે ગતિ અને પ્રગતિ શક્ય બની રહી હતી, તે હવે પૂરવેગે નક્કર રૂપ લઈ શક્યા છે. પરંતુ સાથોસાથ એક બીજી પણ અતિ ચોંકાવનારી વાત એ છે કે, આ 'પરમાણુ યુગ' અગાઉના જુગજૂના 'યુદ્ધખોર યુગ' સાથે જોડી ગયેલો છે.

માનવ સમાજે આશરે ૫૯૦૦ વર્ષ પૂર્વે ઉત્પાદનના ક્ષેત્રે પ્રગતિ કરી. 'બચત-ઉત્પાદન' શક્ય બન્યું, વ્યવસ્થા અને સંગઠન ઊભાં થયાં અને ત્યારથી 'યુદ્ધયુગ'નો આરંભ થયો છે. એટલે કે માનવ સંસ્કૃતિના આરંભમાં જ 'યુદ્ધ' અને 'ગુલામ' બંને સંસ્થાઓ જન્મી છે! પરંતુ આગળ જતાં, ગુલામ સંસ્થા લગભગ અદશ્ય થઈ છે જ્યારે યુદ્ધ-સંસ્થા કેવળ ટકી જ રહી છે એવું નથી, વધુ કારમાં સ્વરૂપે વિકસી છે! આજે તો આપણે જોઈએ છીએ તેમ 'પરમાણુ યુગ' 'સર્વનાશી વિનાશક યુદ્ધ યુગ'ની સાથે ઓતપ્રોત બની ગયો છે!

આવા આ યુગમાં આપણે લોકશાહીનો આદર્શ સિદ્ધ કરવાનો રહે છે!

લોકશાહીનો મૂળ અર્થ તો એ છે કે આમ જનતા સીધી રીતે પોતાના માનવીય વ્યવહાર ઉપર કાબૂ ધરાવે. પરંતુ આ તો આદર્શ થયો. વ્યવહારમાં આ આદર્શની નજીક જવાના પ્રયોગ થયા છે (દા. ત. મધ્ય યુગમાં સ્વીટ્ઝરલેન્ડની કેટલીક વન્ય-વસાહતોમાં, અને ગ્રીસમાં એલેકઝાંડરના પૂર્વે આર્કેડિયાના ડુંગરાળ નગર-રાજ્યોમાં); પરંતુ વાસ્તવમાં અને વ્યવહારમાં ઘણીવાર "સૈદ્ધાન્તિક લોકશાહીઓ" અને 'સૈદ્ધાન્તિક જૂથશાહીઓ' (Oligarchies) વચ્ચે ભાગ્યે જ ભેદ જોવામાં આવે છે. મોટે ભાગે તો, જ્યાં ક્યાંય પ્રજાના હાથમાં રોજકાજ નિર્ણયની સત્તા સુપ્રત કરવામાં આવી હોય છે ત્યાં પણ 'સીધી લોકશાહી' અશક્ય જેવી જણાઈ છે અને પ્રાતિનિધિક લોકશાહીએ 'એજન્ટશાહી લોકશાહી'નું જ સ્વરૂપ ધારણ કર્યું છે. પરિણામે નાનકડા પ્રતિનિધિ-એજન્ટ-જૂથના હાથમાં મોટાભાગની સત્તાઓ ચાલી જઈ સત્તાઓનો દુરૂપયોગ થયેલો જોવામાં આવે છે.

શુદ્ધ સ્વરૂપે 'સીધી લોકશાહી' તો જ અમલી બને જો પ્રદેશિક ઘટક નાનુ હોય—પગે ચાલીને ૨૪ક લાકમાં નાગરિક આ છેડેથી બીજે છેડે જઈ શકે એટલી નાની રાજ્યસીમા હોય (દા. ત. એથેન્સમાં અદ્વિતીય નગર-રાજ્ય. પરંતુ ઈ. સ. પૂર્વેની ૩જી સદીમાં રોમન પ્રજાની સત્તા વિશાળ બનતાં સીધી લોકશાહી અશક્ય બની હતી).

આજે તો રેલ્વે, એરોપ્લેન, રેડિયો-ટેલિવિઝન, વગેરેને કારણે દેશદેશ વચ્ચેનાં અંતરો ઓછાં થઈ ગયાં છે; દેશની અંદરના તો ઘણાં ઓછાં. આમ, ભૌગોલિક રીતે 'નીકટતા' સિદ્ધ થઈ શકી છે તેવા આપણા આ યુગમાં 'સીધી લોકશાહી' માટે કેવી શક્યતા ગણાય? સીધી લોકશાહીની આડે જો કેવળ ભૌગોલિક અંતર જ એકમાત્ર કારણ હોત તો, આજની પરિસ્થિતિ તેને માટે સર્વથા અનુકૂળ બની જાત. પરંતુ 'ભૌગોલિક સમીપતા' વિના 'સીધી લોકશાહી' અશક્ય જ હોવા છતાં, અને આજે તેણે એક નવી શક્યતા પ્રગટ કરી હોવા છતાં, તેટલા માત્રથી 'સીધી લોકશાહી' અમલી બની જતી નથી. એને માટે બે ગુણો મોટા ભાગના નાગરિકોમાં હોવા જરૂરી છે—(૧) નૈતિક ગુણ (૨) બૌદ્ધિક ગુણ.

પહેલાં, બૌદ્ધિક ગુણની વાત વિચારીએ. આજની પશ્ચિમી દુનિયામાં, જ્યાં શિક્ષણમાં સારી પ્રગતિ થઈ છે, ત્યાં પણ બૌદ્ધિક વિવેકશક્તિની શી સ્થિતિ છે? વાત એમ છે કે, ૧૮૩૨માં બ્રિટનમાં 'રિફૉર્મ બિલ' દ્વારા ઘડાયેલ બંધારણમાં 'પૂર્વકથન' રૂપે જે વિચાર રજૂ કરવામાં આવેલો છે, તેની પાછળ બે કસોટીઓ ગૃહિત ગણી લેવામાં આવી છે (૧) સર્વસાધારણ બુદ્ધિ, શિક્ષણ અને અનુભવવાળા પુખ્તવયના નાગરિકોની સમજશક્તિમાં આવે તે પ્રકારનું સરકારી કામકાજ હશે (૨) સર્વસાધારણ મતદાનના અધિકારી નાગરિકો સર્વસાધારણ ગુણો ધરાવતા હશે. હકીકતે, આ બેમાંથી એકે શરત કદીય પૂર્ણ રીતે પૂરી થઈ નથી. વીસમી સદીમાં તો બન્ને શરતોનો ઐતિહાસિક ઘટનાઓએ ધરાર ભંગ કર્યો છે. (૧) એક બાજુ, જે પરિબળોએ ભૌગોલિક સામીપ્યને કારણે 'સીધી લોકશાહી' શક્ય બનાવી છે, એ જ પરિબળોએ રાજ્યસંચાલનને અતિશય જટિલ બનાવી દીધું છે! (૨) પુખ્તવયના મતાધિકારને કારણે તથા દુનિયાભરમાં પશ્ચિમી 'પ્રાતિનિધિક લોકશાહી'—સંસદીય (પાર્લમેન્ટરી) પદ્ધતિનો વિસ્તાર થયો હોવાને કારણે મતદારોની સંખ્યા અતિશય વિપુલ બની છે, અને તેનું પોત પાતળું બન્યું છે! એક બાજુ, જ્યારે આજના રાજ્યતંત્રને અતિ જટિલ અને વિસ્તૃત સમસ્યાઓનો ઉકેલ કરવાનો હોય છે, એટલે, કે જ્યારે રાજ્યનું કામકાજ સમજવું પણ વધુ મુશ્કેલ બની ગયું છે અને જ્યારે તેની એકએક ભૂલનું ગંભીર અને જોખમી પરિણામ આવવાની સ્થિતિ પેદા થઈ છે, ત્યારે બીજી બાજુ, પ્રૌઢવયના મતદારોમાંથી બહુ જ નાની સંખ્યાને જરૂરી રાજકીય જ્ઞાન અને અનુભવ હોય છે—મોટા ભાગના તો અજ્ઞાની, અણઘડ અને અસહાય મતદારો હોય છે. તે એટલી હદે કે ખુદ, પાર્લમેન્ટના સભ્યો પણ ઘણી બધી વાર જે વિષયની ચર્ચા ચાલતી હોય તેમાં સમજપૂર્વક ભાગ લઈ શકતા નથી! અને પાર્લમેન્ટની બેઠક દરમ્યાન સરકારને તરેહ તરેહના પ્રશ્નો પૂછી માહિતી મેળવવાનો તેમનો અધિકાર હોવા છતાં, પ્રશ્નો પૂછવા માટે ય જે માહિતી, દ્રષ્ટિ તથા સમજ જોઈએ તેય તેમનામાં હોતી નથી. પરિણામે, આવો એક મોટો લોકશાહી અધિકાર પણ નામનો બની જાય છે! એટલું જ નહિ સરકાર પક્ષેય મૂઠીભર નિષ્ણાત-અમલદારો અને વહીવટકર્તાઓ જ સમસ્યા યા ઘટનાની બધી બાજુઓના જાણકાર હોય છે. (દા. ત. બ્રિટનમાં ઇન્કમટેક્ષની અતિશય ગુંચવણભરી પદ્ધતિ. બ્રિટન જેવામાંય રાજ્યનાં જાહેર કાર્યવ્યવહાર પ્રજાની સમજ બહાર અને પરિણામે કાબુ બહાર ચાલી ગયેલ છે.)

સમજ બુદ્ધિની બાબતમાં આવી સ્થિતિ પ્રવર્તે છે, ત્યાં નૈતિક બાબતમાં તો પૂછવું જ શું? નૈતિક દૃષ્ટિએ વિચારતાં, સૌથી પ્રથમ તો, દરેક મતદાર નિઃસ્વાર્થ વૃત્તિનો હોવો જોઈએ. દરેક સવાલ પર તે તટસ્થ અને વિશાળતર હિતની દૃષ્ટિથી વિચારવા સમર્થ હોવો જોઈએ—ભલે પછી તે તેના અંગત હિતથી વિરોધી હોય. ટૂંકમાં, લોકશાહીની અંદર આદર્શ મતદાર 'પંડિત' યા 'ઋષિ' (Sage) જ નહિ, 'સંત' (Saint) પણ હોવો જરૂરી છે.

*

તો પછી આપણે પરમાણુયુગમાં લોકશાહી પાસે કેવી અપેક્ષા રાખી શકીએ? મને લાગે છે કે, બૌદ્ધિક અને નૈતિક બાબતની બધી મર્યાદાઓનો સ્વીકાર કર્યા પછીય, આપણે બે અપેક્ષાઓ જરૂર સેવી શકીએ—(૧) સ્થાનિક સરકારોથી માંડી માન્ય વિશ્વસરકારો સુધ્ધાંને એ બાબતથી તો સાબદી બનાવી દેવી જ જોઈએ કે, તે તેની ગમે તેવી ગુસ્તાખીમાંય લોકમતને ઠુકરાવવાનું, અમુક હદથી વિશેષ તો, નહિ જ કરી શકે; અને (૨) બે પક્ષો (સત્તાપક્ષ અને વિરોધપક્ષ) માંનો એક અવાર વાર સત્તામાં આવી શકે એવી સુગમતા અને શક્યતા હોવી જોઈએ.

દૃષ્ટાંત રૂપે, ચીનમાં ઘણીબધીવાર અને રોમન સામ્રાજ્યમાં ૩જી સદીમાં તથા અરબ ખલીફના રાજ્ય અમલ દરમ્યાન ૮મી સદીમાં ઘણું અંશે આવું બન્યું છે. અલબત્ત, આ પણ નિષેધાત્મક રીતે જ બન્યું હતું—પ્રજાએ પોતાના હસ્તકે સીધી સત્તા લઈ લીધી હતી એવું નથી, પરંતુ નાનકડા જૂથની નતાની ઇજારાશાહીની સાન ઠેકાણે લાવવા પૂરતું શક્ય બન્યું હતું. જો કે આ બન્ને કિસ્સામાં નવી સરકાર અમલમાં આવી હતી તે આગળની કરતા વધુ આપખુદ અને નોકરશાહી સ્વરૂપની હતી—પરંતુ પ્રજાની તે વખતની લાગણી અને ભાવના સાથે વધુ મેળ ખાતો હોઈ, નિષેધાત્મક સ્વરૂપની 'લોકશાહી' હતી. ગમે તેમ, આનાં બે પરિણામ આવ્યાં હતાં (૧) નાનકડી ટોળકીની મનસ્વી ઇજારદારીની નાબુદી (૨) રાજકારણમાં પ્રજાની સમાનતાની અભિવ્યક્તિ.

—: આજે ઇતિહાસનું જે પ્રકરણ ઊઘડી રહ્યું છે તેનો

વિચાર કરતાં આપણે એમ કહી શકીએ કે રાજકીય ક્ષેત્રે લોકોની સીધી સત્તાના અર્થમાં નહિ, પરંતુ સામાજિક સમાનતાના અર્થમાં લોકશાહી તરફની મજલ વેગીલી બની છે કદાચ એવું ય બને કે આમ જનતા વળી આગળ ઉપર જોયે તે પ્રકારનો સ્વ-શાસનના આદર્શથી વિરોધી એક પણ લે; તે એમ સમજીને કે, 'સ્વ-શાસન' અને તો સ્વાર્થી લઘુમતિ જૂથના હાથનું સાધન જ બની જતું હોય છે; અને આમે પ્રજાનું હિત અસરકારક રીતે સાચવવાનું તો આપખુદ-નોકરશાહી શાસન દ્વારા જ વિશેષ રીતે થઇ શકે. કારણકે આ પ્રકારની સરમુખત્યારી 'પ્રજા તરફી' હોઇને તે નાનકડા સ્થાપિત હિતધારી જૂથના હાથમાં રાજકીય અને આર્થિક સત્તાઓ ખેંચાઇ જતી રોકવા સમર્થ બને છે.

અલબત્ત, આ નવી આપખુદ-નોકરશાહી પણ એક પ્રકારે તો વિશિષ્ટ-અધિકારીઓવાળી લઘુમતિ જ હોવાની, પરંતુ મધ્યમવર્ગી સંસદીય (પાર્લામેન્ટરી) શાસન કરતાં એ રીતે જુદી કે, તે પ્રજાના ટેકા ઉપર અને સહાનુભૂતિ ઉપર જ ટકી શકતી હોય છે. આથી આ પ્રવાહ આમજનતાની દૃષ્ટિએ ઉપકારક અને મુક્તિદાયી દેખાય છે. અને આજના યુગમાં તો, એક બાજુ પરમાણુયુદ્ધના ભયને કારણે તથા બીજી બાજુ સામાજિક સમાનતા તરફના ઝુકાવને કારણે, આ પ્રકારની કેન્દ્રિત-સત્તાધારી-નોકરશાહીના સ્વરૂપની વિશ્વસરકારનો વિકાસ વધુ શક્ય જણાય છે!

આનો અર્થ એટલો જ કે જો આજના પરમાણુ યુગમાં આ નવા પ્રકારનાં દૂષણોમાંથી પ્રજાએ સુરક્ષિત રહેવું હોય તો, માનવ જાતે એવા જ નેતાઓને હાથ વિશ્વસત્તાનું સંચાલન મૂકવું જોઇએ કે, જેમનામાં આ ચાર ગુણો હોય જ હોય: દૂરગામી દર્શન (Vision), મધ્યમવૃત્તિ (Moderation), ધૈર્ય (Patience), અને ખંત (Persistence). ઇતિહાસમાં આવા ત્રણ પુરુષો થઇ ગયા છે.—હાન લિયુ પાંગ-ચીની સામ્રાજ્યનો બીજો સ્થાપક; ઓગસ્ટસ અને મુ'આવિયાહ-અરબ ખિલાફતનો સાચો સ્થાપક. આજના યુગમાં આવા ગુણશ્રેષ્ઠ શક્તિશાળી નેતાઓની દોરવણી વિના આમ-પ્રજાને માટે સલામતી શક્ય જ નથી.

આ ચાર ગુણોમાં:-(૧) દૂરગામી દૃષ્ટિ સૌથી પ્રથમ જરૂરી છે, તે એ રીતે કે, હવે પરમાણુ યુગનાં અનુભવથાં જોતાં સાર્વભૌમ સર્વસત્તાધીશ રાષ્ટ્ર-રાજ્યો (Nation States) હિતાવહ નથી; બીજું, હવે સામાજિ સમાનતા વિના ચાલવાનું નથી; ત્રીજું, જો યુદ્ધ વા શકાય તો જ આજે વધતી જતી વસ્તીનો સવા હલ કરી શકાશે. મને નથી લાગતું કે આજે જે વિશ્વ મતદારવર્ગ છે તે આ ત્રણમાંથી એકે બાબતમાં આટ દૂરગામી દૃષ્ટિ ધરાવતો હોય. દૃષ્ટિશાળી, શક્તિશાળી નેતાઓ વિના આ શક્ય નથી. (૨) મધ્યમ વૃત્તિ: દૂરગામી દૃ તો દુષ્ટ-ઘાતકી નેતાઓમાં પણ હોઇ શકે (હિટલ સિન શી હુવાન્ગ-તી તથા જુલિયસ સીઝર): પર 'દર્શન' ને અમલી બનાવવા માટે 'મધ્યમ' માર્ગ પરિપક્વ વ્યવહારનીતિ પણ હોવી જોઇએ. માનવજાતનું સ્વભાવ સમજીને તેને ઢોરની જેમ બળાત્કારે હંકારવા જાશે, તથા ઉશ્કેરી મૂકી બંડખોરીને રસ્તે ધકેલવા બદલે તેને સ્વસ્થ રીતે દોરવામાં જ વધુ ડહાપણ રહે છે. (હિટલર, સિન શી હુવાન્ગ-તી તથા જુલિય સિઝરની મહેલાતો તૂટી પડી તેનું કારણ આ ગુણ અભાવ છે). (૩) ત્રીજો ગુણ તે ધૈર્યનો: કશી શર દતના દેખાવ વિના અને પૂરી સ્વસ્થતાપૂર્વક મૂ માણસોને (ઘણીવાર સેનેટરો અને પત્રકારો સહિતના) મઠી લેવાની આવડત રાજ્યકર્તા માટે ઘણી જરૂરી અને (૪) ખંત: સ્તાલિનમાં આ ગુણ હતો. હિટલરમ આપણા સદ્‌ભાગ્યે, બિલકુલ જ નહિ. હાન લીયુ પાંગ સૌથી વધુ.

આપણા અતિ વિસ્તૃત વિશ્વ-મતદારોમાં આ ગુ વિકસવા શક્ય છે શું?—તેય, અમુક આવશ્યક પ્રમાણ અને આવશ્યક સમય દરમ્યાન? જો એવું ન જ સંભ દેખાતું હોય તો, પૂરેપૂરા ભય સ્થાનો જાણ્યા પછી કરોડોના સમયમાં લોકશાહીને મદદરૂપ થતા માં આપણે અમુક નેતાઓ, જેમનામાં આવશ્યક પ્રમાણ આ ગુણો હોય, તેમના હાથમાં સત્તાનાં તંત્ર સોંપવાં રહ્યાં.

અંતે તો, આ દુનિયામાં દરેક વસ્તુની કિં ચૂકવવી જ પડે છે; અને આજના પરમાણુ યુગ લોકશાહીને માટે અતિ ભારે કિંમત ચૂકવ્યા વિના છૂટકો જ નથી.

# વાદળના ગર્ભાગારે | ડૉ રસિક પંડ્યા

આપણે સહુ કોઈ જાણીએ છીએ કે સૂર્યની ગરમીથી પૃથ્વીના જળભંડારોનું બાષ્પીભવન થાય છે આ બાષ્પ વરાળની ઘનતા ઓછી હોવાને કારણે તે વાતાવરણમા ઉપર ચઢે છે વરાળના આવા જથ્થાઓને આપણે વાદળ કહીએ છીએ પવનના પ્રવાહમા વાદળો ફંગોળાતા રહે છે અને અનુકૂળ હવામાન મળતા જ ઓગળીને વરસી જાય છે. આ રીતે વરસાદ પડે છે.

પરંતુ વરસતા મેઘબિન્દુઓની જાતક-કથા આટલી સરળ નથી કોઈ પણ પરીકથા કરતા તે વધુ રમપ્રદ છે. વધુ રોમાંચક છે.

પૃથ્વીથી હજારો ફૂટની ઊંચાઈએ, વાદળોમા બરફ બંધાય છે, અને તે આવતા આવતા જ ઓગળી જાય છે અને તેથી વરસાદ પડે છે આટલું સાદું સત્ય પણ છેલ્લા થોડા વર્ષોથી જ જાણીતું થયું છે વાદળવિજ્ઞાન ( Cloud physics )ના અભ્યાસીઓ તરફથી આ દિશામા સતત શોધખોળ ચાલુ જ છે બીજા વિશ્વયુદ્ધ પછી વાદળવિજ્ઞાનની પ્રયોગશાળાઓ ઇંગ્લેંડ, જાપાન, કૅનેડા વગેરે દેશોમા મોટા પાયા ઉપર શરૂ થઈ છે.

પ્રત્યક્ષ અભ્યાસની અનેકવિધ મુશ્કેલીઓને કારણે વાદળોની અંદર શું ચાલી રહ્યું છે તે વિગતવાર જાણવું હજી પણ ઠીક ઠીક રહસ્યમય જ રહ્યું છે છેલ્લા થોડાક વર્ષોમા આ દિશામા ધરખમ પ્રગતિ સધાઈ છે, અને હવે વાદળમા ચાલતી મોટા ભાગની પ્રક્રિયાઓને તેના નાના સ્વરૂપમા પ્રયોગશાળાઓમા ઉપજાવી શકાય છે અને તે દ્વારા વરસાદ વિષે નવા ઘણા સત્યો પ્રકાશમા આવી શક્યા છે

આપણે સૌ જાણીએ છીએ કે વરસાદ વાદળમાથી આવે છે તેથી સૌ પ્રથમ સવાલ તો એ છે કે આ વાદળ શાનું બનેલું છે? જ્યારે તે વરસતું હોતું નથી તે પરિસ્થિતિમા, તે અસંખ્ય જળબિન્દુઓનું બનેલું હોય છે એટલે કે ઝાકળ અને વાદળમા તત્કાલિન કશો તફાવત હોતો નથી આ જળબિન્દુઓનો વ્યાસ (Diameter) ઇંચના હજારમા ભાગ જેટલો હોય છે અને નરી આંખે તે જોઈ શકાતા નથી તો પછી તેમાથી પ્રમાણમા ઘણા મોટા એવા મેઘબિન્દુઓ (Raindrops) શી રીતે બને છે? વાત એમ છે કે આ જળબિન્દુઓ (Water drops) થીજવા માંડે છે બીજા શબ્દોમા આ જળબિન્દુઓનો કાચા માલ તરીકે ઉપયોગ કરીને હીમસ્ફટિક (ice-crystals) બંધાવા શરૂ થાય છે અને જ્યારે આ હીમસ્ફટિક ઓગળે છે ત્યારે મેઘબિન્દુઓ વરસે છે

હવે આવું શા માટે બને છે તે આપણે જોઈએ આ મેઘબિન્દુઓની ખૂબી તો એ છે કે ૧૫° સે જેટલા ઘનબિન્દુ (Freezing point)થી પણ નીચા ઉષ્ણતામાને તે પ્રવાહી જ રહે છે આવા મેઘબિન્દુઓને અતિશીત કહેવામાં આવે છે (Supper-Cooled) ઘનબિન્દુથી નીચા ઉષ્ણતામાને રાખેલા શીતયંત્ર (Refrigerator)મા આપણો ઉચ્છ્વાસ દાખલ કરવામા આવે તો તે ઉચ્છ્વાસમાનો ભેજ તરત જ ઝાકળ સ્વરૂપમા રૂપાંતર થઈ જાય છે તો પછી આ મેઘબિન્દુઓ કેમ જામી જતા નથી? તેનું કારણ એવું છે કે હીમસ્ફટિકની બાંધણીની શરૂઆત માટે હીમકેન્દ્રો (Ice-Nuclei)ના નામથી જાણીતા ઝીણા રજકણોની જરૂર રહે છે સ્ફટિકની શરૂઆત માટે બે પરિસ્થિતિઓ આવશ્યક છે (૧) સ્ફટિકના ચણતર માટે આધાર અથવા પાયો (૨) ચણતર માટેનો માલ મસાલો. એમાથી એક પણ આવશ્યકતા ખૂટતી હોય તો હીમસ્ફટિક બંધાઈ શકતા નથી

હવે ઉપર કહેલા શીતયંત્ર (Refrigerator)મા ઉચ્છ્વાસ દાખલ કર્યા પછી, જો સૂકા બરફના રજકણો

વેરવામાં આવે તો બીજનું પેલું વાદળ ગણત્રીની ક્ષણોમાં જ ચળકતાં બિન્દુઓથી છલકાઈ ઊઠે છે અને આ રીતે સુકા બરફની અતિશય ઠંડીથી અતિશીત જલબિન્દુઓ થીજી જાય છે. આ અતિશીત જલબિન્દુઓના કાચા માલમાંથી બનેલા હીમસ્ફટિકોને આપણે પ્રત્યક્ષ જોઈ શકીએ છીએ. જો કે ઉપર વાદળમાં બંધાતાં હીમસ્ફટિકો માટે બરફનાં રજકણો હીમકેન્દ્રો તરીકે કામ આપી શકે નહિ. હકીકતમાં ખનિજ ધૂળ (Mineral Dust) ના રજકણો જ આ ફરજ બજાવે છે. એમ માનવામાં આવે છે કે આ ખનિજ–ધૂળ ખનિજ–માટી (Mineral Clay) અને જ્વાળામુખીની રાખમાંથી જ મળી રહે છે.

પરંતુ આ હીમસ્ફટિકના જન્મની સાચી ક્ષણને પકડવાનું જેટલું રોમાંચક લાગે છે તેટલું કપરું પણ છે. હવામાં તરતા અસંખ્ય અગોચર રજકણોને જ પકડવાનું નહિ, તેમને નિરીક્ષણની ચોકસાઈ માટે સ્થિર રાખવાનું પણ ખાસ જરૂરનું છે. સાથોસાથ દૃષ્ટિના ક્ષિતિજના એકદમ આવી શકે તેટલા પરિમાણ સુધી સ્ફટિકને વિકસાવવા માટે કશાક સહાયકતત્ત્વની પણ અપેક્ષા રહે છે.

આને માટે, પ્રયોગશાળામાં પાતળા તારની એક વીંટીને ધોવાના સાબુના દ્રાવણમાં બોળતાં તેનો એક પાતળો ગોળાકાર પડદો (Film) બનાવી શકાય. હવે આ પડદાવાળી વીંટીને હવાયંત્રમાં થોડીક ક્ષણો માટે ધીમેથી રાખવામાં આવે તો હવાયંત્રમાંથી હવામાં તરતાં ધૂળનાં રજકણો આ પડદા ઉપર ઝીલી શકાય. આ રજકણો હીમકેન્દ્ર (ice-nuclei) તરીકે કામ આપી શકે. સાબુના દ્રાવણનો પાતળો પડદો તેમને પકડીને સ્થિર રાખે છે તેમ જ નવા બંધાતા હીમસ્ફટિકને આધાર આપીને તે વિકાસની સરળતા કરી આપે છે. થોડી જ વારમાં આ પડદા ઉપર ઠેકઠેકાણે અરધા ઈંચના કદ સુધીના હીમસ્ફટિક બંધાતા જોઈ શકાય છે. ધૂળનાં રજકણો ઉપર હીમસ્ફટિકના વિકાસની આખી પ્રક્રિયાને કેન્દ્રીભવન (Nucleation) કહે છે. જો કે આ સ્ફટિકો ગોળાકાર હોતા નથી અને તેમનો વિકાસ પણ ખૂબ અનિયમિત રહે છે. તે ષટ્કોણ હોય છે.

ઉપરના પ્રયોગમાં આપણે વાદળમાં બંધાતું હીમસ્ફટિકનો જન્મોત્સવ તો ઊજવ્યો; હવે તેનો ઉછેર જોઈએ. હીમસ્ફટિકની વિકાસયાત્રા, તેથી પણ રોમાંચક છે. તે જેટલી રહસ્યપૂર્ણ છે તેટલી જ રમણીય છે.

વાદળમાંનાં મેઘબિન્દુઓ અનુકૂળ ઉષ્ણતામાને એટલે તો ઝડપથી ઠરતાં જાય છે કે તેમનાં બહારનાં પડ ઠરી ગયેલાં હોય છે તે જ ઘડીએ તેમનું આભ્યંતર (અંદરનો ભાગ) તો પ્રવાહી જ રહે છે. દેખીતી રીતે જ મેઘબિન્દુના આભ્યંતરમાં પૂરતો અવકાશ (Space) રહેતો નથી અને તેથી અંદરના પ્રવાહી ઉપરનું દબાણ વધી જાય છે. આ પ્રવાહી ઠરી ગયેલ સપાટી ઉપરના કોઈ એક નબળા બિન્દુમાં થઈને બહાર ધસી આવે છે અને તરત જ ઠરવા લાગે છે. પરિણામે મેઘબિન્દુ કરતાં ત્રણગણી લાંબી પાણીની આંગળી જેમ તીરાડમાંથી એકાએક ધસી આવી હોય તેવું લાગે છે. આ દરમિયાન મેઘબિન્દુનું આભ્યંતર પૂરેપૂરું થીજી જાય છે અને અંદરના પાણીનાં કેદ પકડાયેલી હવાના પરપોટા બરફમાં ચળકતા દેખાય છે. મેઘબિન્દુની થીજી જવાની પ્રક્રિયાના જન્મતા દબાણોને કારણે બહારના થીજી ગયેલા પડનો કેટલોક ભાગ તૂટીને દૂર ફેંકાઈ જાય છે. ક્યારેક તો થીજેલા આખા મેઘબિન્દુના ટુકડેટુકડા ઊડી જાય છે.

આ રીતે એક જ મેઘબિન્દુમાંથી સેંકડો હીમકણો (Splinters of ice) છુટા પડે છે. નરી આંખે તે તો જોઈ શકાતા પણ નથી. આ દરેક હીમકણ નવા હીમસ્ફટિકની શરૂઆત માટેનું હીમકેન્દ્ર બને છે. આ રીતે તુહિનીકરણના પ્રક્રિયાના ચરણો ઝડપ પકડે છે.

કૌતુક તો એ વાતનું છે કે આ મેઘબિન્દુઓ મોટે વિદ્યુતભાર ધરાવતાં હોય છે, પણ આજ સુધી આ વાતની કોઈને ગંધ પણ આવી ન હતી. વીજળીના કડકા ગાજવાળી વાદળી–તૂફાનો (Cloud–storms) નું વિદ્યુતનું મૂળ પણ આ વિદ્યુતભારમાં જ હશે એમ માનવામાં આવે છે. આ સંદર્ભમાં એક નવું રહસ્ય જાણવાનું રસપ્રદ બની રહેશે. સામાન્ય રીતે પાણીનું રાસાયણિક બંધારણ $H_2O$ છે પરંતુ આ હિમસ્ફટિકમાં

હેલાં પાણીનુ રાસાયણિક સૂત્ર $H_2O$ નથી. તેમાં પાણીના અણુનું Ionisation થયેલુ હોય છે

હીમસ્ફટિકની વિકાસયાત્રા દેખાય છે તેટલી સરળ નથી. તેમાં સંડોવાયેલી જટિલ પ્રક્રિયાઓ સમજવા માટે વિશિષ્ટ પ્રયોગોની જરૂર છે. આપણે આ પ્રયોગોની જટાજાળમાં અટવાયા વિના તેના પરિણામો જ જોઇશું.

સૌથી પહેલી રસમય અને રહસ્યમય બીના તો એ છે કે હીમસ્ફટિકના આકાર ઉષ્ણુતામાન પ્રમાણે બદલાતા રહે છે. વાદળની ઉપરની સપાટી ઉપરનુ ઉ. મા. જો ૩૦ સે. હોય (અને આ માત્ર કલ્પના જ નથી) તો ત્યાં હીમસ્ફટિકના ષટ્કોણી થાભલા (Collumn) રચાય છે તેની નીચેના ભાગમાં ૨૫° સે. થી ૨૬° સે. ઉષ્ણુતામાનના પ્રદેશમાં બરફની સપાટ પટ્ટીઓ બનતી જોવામાં આવે છે હજી પણ નીચે ૧૨° સે. થી ૮° સે. ઉષ્ણુતામાનમાં હંસરાજ (Fern) ના આકારની બરફની પટ્ટીઓ બને છે. આ ઉષ્ણુતામાને વાદળની અંદર હિમસ્ફટિકો વધુમાં વધુ પહોળાઇ ધરાવે છે જ્યારે −૮° થી −૩° સે. ઉષ્ણુતામાનના વિસ્તારમા આ સ્ફટિકો દસે દિશાઓમા બાંકાતી બરફની સોય જેવા લાગે છ. વાદળની નીચેની સપાટીના વિસ્તારમા એટલે કે −૩° થી ૦° સે. ઉ. માને ષટ્કોણીયા રકાબીઓ જેવા સપાટ હીમસ્ફટિકો બંધાય છે. આ રીતે ૨૫° સે. જેટલા બદલાતા ઉષ્ણુતામાનના પ્રદેશમાં હીમસ્ફટિકના આકાર પાંચ જાતના બદલાતા રહે છે. જો કે શરૂઆતમાં, હવામાંના ભેજને આ આકારવૈવિધ્ય માટે જવાબદાર માનવામાં આવતો હતો. પરંતુ હવે તે ભ્રમ દૂર થઇ ગયો છે.

વાદળમાની આકાર-વૈવિધ્યવાળી આ બરફરચનાને 'નાતાલ વૃક્ષ' એવુ સુંદર નામ આપવામાં આવ્યુ છે અને તે ઘણું સૂચક છે. આ 'નાતાલ વૃક્ષ'નો પ્રયોગ-શાળામાં વિકસાવીને અભ્યાસ કરવામાં આવે છે પ્રયોગ-શાળામાં આ 'નાતાલવૃક્ષ' નખશીખ ઊંધુ વિકસે છે એટલું ધ્યાનમાં રાખવાનુ છે.

તાજેતરમા, આ હિમસ્ફટિકોના આકાર ઉપર ઉષ્ણુતામાન સિવાયના તત્ત્વો પણ અસર કરે છે એમ સિદ્ધ થયું છે. કપૂર અને મદ્ય (Alcohol) નું થોડું પણ મિશ્રણ હિમસ્ફટિકોના આકારની રચના બદલી નાંખે છે. તેથી હીમસ્ફટિકોની રચના માટે દ્રવણની શુદ્ધિ ખૂબ જરૂરી ગણાય છે.

હીમસ્ફટિકમાંના પરમાણુઓ (Atoms) ખુલ્લા જોડાણવાળા માળખામાં વારાફરતી આવતા પ્રાણવાયુ અને આર્દ્રવાયુ (Hydrogen) ના બનેલા છે. આ જાતની ગોઠવણીને સ્ફટિકરચના (crystal-Lattice) કહેવામાં આવે છે. ઉપરની એક બાજુએથી જોતા તે મધપૂડાના સાથે સાથે ગોઠવેલા ષટ્કોણ જેવી લાગે છે. આને કારણે જ હીમસ્ફટિકનો આકાર હંમેશા ષટ્કોણ રહે છે.

વાદળની પ્રત્યેક પ્રયોગશાળા કેટલી ઉંચાઇએ આવેલી છે અને તે કેવા સંજોગોમાં કામ કરતી હોય છે તે જાણવુ પણ એટલુ જ અગત્યનુ છે. પૃથ્વીથી વાદળનુ અંતર Radar (રાડાર) યંત્રની મદદથી નક્કી કરી શકાય છે. સાધારણ રીતે, વરસનારાં વાદળો ૪૦૦૦ થી ૫૦૦૦ ફૂટની ઊંચાઇએ હોય છે. ક્યારેક તો તે બે માઇલથી પણ વધુ ઉંચાઇએ ઊડે છે.

## કૃત્રિમ વરસાદ

હવે આપણે કૃત્રિમ વરસાદની ખૂબ જ નજીક આવી ગયા છીએ. કૃત્રિમ વરસાદ વિષે ચર્ચા કરતા પહેલાં વરસાદની આખી પ્રક્રિયા તેના નવા પ્રકાશમાં આપણે ટૂંકામા જોઇ લઇએ.

સૂર્યની ગરમીથી પૃથ્વી ઉપરના પાણીનુ બાષ્પીભવન થાય છે. આ વરાળ આકાશમા ઉંચકાય છે અને સંકુચિત બનતાં સુધી તે પવનના પ્રવાહોમાં ફંગોળાતી રહે છે. આ સંકુચિત વરાળ હવે મેઘબિન્દુઓનો સમૂહ-વાદળની અંદરની ઠંડી હવાના સ્પર્શે અતિશીત બને છે. પરંતુ હીમકેન્દ્રની ગેરહાજરીમાં થીજી જતી નથી. ખનીજ ધૂળને હીમકેન્દ્ર (Ice-Nuclei) તરીકે પ્રયોજીને અતિશીત મેઘબિન્દુઓમાંથી હીમસ્ફટિકો બનવા માંડે છે. મેઘબિન્દુઓ થીજી જતા, તેમના વિસ્ફોટથી મળેલાં હીમરજકણો નવા હીમસ્ફટિકો માટે હીમકેન્દ્ર તરીકે સેવા આપે છે.

[ વિશ્વમાનવ : જાન્યુઆરી-ફેબ્રુઆરી ૧૯૬૨

# માનવઈતિહાસ અને ગુજરાત

—ડૉ. હસમુખ સાંકળિયા

[ ગુજરાતી સાહિત્ય પરિષદના ૨૧ મા અધિવેશન પ્રસંગે ઇતિહાસ પુરાતત્ત્વ વિભાગના પ્રમુખપદેથી આપેલા વ્યાખ્યાનમાંથી ]

## માનવ-ઇતિહાસ

આજે 'માનવ-ઇતિહાસ' વિષે બોલવાનું ઉચિત ધાર્યું છે. સામાન્ય રીતે રાજકીય ઇતિહાસ, સામાજિક ઇતિહાસ, સાહિત્યનો ઇતિહાસ ઇત્યાદિ ઇતિહાસોથી આપણે પરિચિત છીએ. આ બધા ઇતિહાસોમાં અમુક દૃષ્ટિ રાખીને તે તે વિષયનો અભ્યાસ કરવામાં આવે છે, અને પછી તેનું ક્રમબદ્ધ નિરૂપણ કરવામાં આવે છે. માનવ-ઇતિહાસમાં એથી ઊલટું માનવ અને તેની આસપાસના વાતાવરણનો સર્વાંગી રીતે અભ્યાસ કરવાનો પ્રયત્ન થાય છે. આમાં ઇતિહાસ, પુરાતત્ત્વ, ભૂગોળ, ભૂસ્તરશાસ્ત્ર, વનસ્પતિશાસ્ત્ર, પ્રાણીશાસ્ત્ર, રસાયણશાસ્ત્ર, હવામાનશાસ્ત્ર અને સૌથી આધુનિક અણુશાસ્ત્ર ઇત્યાદિ બધા શાસ્ત્રોની મદદથી માનવ, તેનો વિકાસ અને વાતાવરણ સાથેનો તેનો સંબંધ એનાં પર એક અનેરો પ્રકાશ પડે છે. માનવ-ઇતિહાસનું કેટલુંય અજ્ઞાત રહેલું જ્ઞાન આ રીતે મળે છે અને ભવિષ્યમાં વધારે અને વધારે મળતું જશે. સંભવ છે કોઈ પણ એક શાસ્ત્ર, પછી એ પુરાતત્ત્વ, ઇતિહાસ કે સમાજશાસ્ત્ર હોય એનાથી માનવ ઇતિહાસ જાણવો અશક્ય છે. ખાસ કરીને આવા અભ્યાસની પ્રાગૈતિહાસિક કાળના સંશોધનમાં બહુ જ જરૂર છે, કારણ કે આ સમયે કોઈ પણ લેખિત સાધન ન હોવાથી માનવની પ્રવૃત્તિઓ જાણવાનો આ એક જ માર્ગ છે.

હું જે કહેવા માગું છું તે એકબે દૃષ્ટાંતથી સમજાવવાનો પ્રયત્ન કરીશ. આજથી લાખો વર્ષ પર થઈ ગયેલા માનવનાં ફક્ત પથ્થરનાં હથિયારો જ મળે છે. આના પરથી માનવનું અસ્તિત્વ અને થોડેક અંશે માનવની પથ્થરનાં હથિયાર બનાવવાની કળા આપણે સાધારણ રીતે જાણી શકીએ છીએ. પરંતુ આ માનવ કેમ કે થઈ ગયો? એ જ્યાં અને જ્યારે વસતો હતો તે સમયે વાતાવરણ કેવું હતું? કયાં કયાં પ્રાણીઓ અને વનસ્પતિઓ માનવના સમકાલીન હતાં અને માનવે એમનો શો ઉપયોગ કર્યો? વળી, આ ઉપયોગથી વાતાવરણ પર શી અસર થઈ? આ બધા પ્રશ્નો માત્ર પુરાતત્ત્વના અભ્યાસથી ઉકેલી ન શકાય.

## વાતાવરણીય પુરાતત્ત્વ

૧ પ્રાગૈતિહાસિક માનવ સામાન્ય રીતે નદીકાંઠે રહેતો; એટલે નદીના તટ અને ભેખડોનો અભ્યાસ કરવો રહ્યો. આમાં ભૂસ્તરશાસ્ત્ર અને માટીશાસ્ત્ર (Pedology) ની જરૂર પડે. અને તે વખતના વાતાવરણના અભ્યાસ માટે નદીની ભેખડોમાં મળી આવતી જાતજાતની માટીના થરો અને તે ઉપરથી વરસાદ હતો કે નહિ અને સૂર્યના તાપે કરેલી અસરનો અભ્યાસ કરવો રહ્યો.

ત્યાં જે પ્રાણીઓ અને વનસ્પતિએ તે કાળે હયાત હતાં તે નદીની ભેખડોમાં ઠેઠ ગરેલાં આ રીતોથી સમજાય. ઘણી વાર માટીમાં પ્રાચીન કૂવા કે ગજકરો પણ સચવાઈ રહી હોય છે. એના અભ્યાસ પરથી પ્રાચીન હજારો વર્ષ પર ઊગતી, જાતજાતની વનસ્પતિ અને તેને પોષતી આબોહવા જાણવાનું બહુ ઉપયોગી થઈ પડે છે.

૨. દૃષ્ટાન્ત પ્રાગૈતિહાસમાંથી લીધું. બીજું ઉદાહરણ પ્રાચીન ઇતિહાસમાંથી લઈએ.

## મૌર્યસમયમાં ગુજરાત-સૌરાષ્ટ્રનું હવામાન

મૌર્યવંશના સૌથી પહેલા રાજા ચંદ્રગુપ્તના વખતમાં જૂનાગઢ પાસે ગિરનારની તળેટીમાં સુદર્શન નામનું તળાવ તેના સૌરાષ્ટ્રના સૂબાએ બાંધ્યું હતું. લગભગ

૨,૩૦૦ વર્ષ પહેલાંનું કેવળ ગુજરાતનું જ નહિ પણ સારાય ભારતનું, માનવે બંધાવેલું આ જૂનામાં જૂનું તળાવ છે. આ તળાવ ૪૦૦ વર્ષ પછી વર્ષાઋતુમાં અતિશય વરસાદ પડવાથી તૂટયું. આનું સમારકામ શક રાજા રુદ્રદામાએ પોતાને ખર્ચે કરાવી તેને પહેલાં કરતાં પણ વધારે સારું અને સુશોભિત બનાવ્યું. ત્યાર પછી ૩૦૦ વર્ષે આ તળાવ આવાં જ કારણોને લીધે ભાદરવા મહિનામાં ભાંગ્યું. તે ગુપ્તવંશના સમ્રાટ સ્કંદગુપ્તના સૌરાષ્ટ્રના ગોપ્તા (સૂબા) પર્ણદત્તે સમરાવ્યું. આ થયો સુદર્શન તળાવનો બહુ જ ટૂંકો ઇતિહાસ.

વધારે ઊંડાણથી તપાસતાં આપણે જાણી શકીએ છીએ કે જે રીતે હમણાં ડુંગરોની કુદરતી રચના ધ્યાનમાં લઇને માનવ (ઇજનેર) ધરણો (અં. "ડેમ") બાંધે છે, તેવી રીતે ભારતમાં, ગિરનારની તળેટીમાં, ધરણ બાંધી આવું તળાવ કરવામાં આવ્યું હતું.

આ તળાવ બાંધવાનું શું કારણ ?

જૂનાગઢ—પ્રાચીન ગિરિનગર માં હમણાં પણ પાણીની બહુ અછત વર્તાય છે. પાણીની આવી જ અછત પ્રાચીન સમયમાં હોવી જોઇએ. તેથી માનવે વિચાર કર્યો કે વરસાદનું પાણી સંઘરવાથી એની તાણ ઓછી કરી શકાશે. તેથી ગતજાનની નહેરોવાળું તળાવ બાંધવામાં આવ્યું હતું.

હજુ પણ સૌરાષ્ટ્રના આ ભાગમાં કોઇ કોઇ વાર પુષ્કળ વરસાદ પડે છે અને તેથી જાનમાલને બહુ નુકસાન થાય છે. આનું કારણ એ છે કે હિંદનો આ ભાગ વરસાદ પ્રવાહ (monsoon current) માં આવે છે, અને ત્યાંની ભૌગોલિક પરિસ્થિતિ આવા વરસાદને બહુ અનુકૂળ છે.

આવું સ્થાન સૌરાષ્ટ્રમાં બહુ પ્રાચીન સમયથી ચાલતું આવ્યું છે તે આપણે સુદર્શન તળાવ જે રીતે ત્રણ ત્રણ વાર ભાંગ્યું તેના પરથી સમજી શકીએ છીએ. આમ, આ એક જ તળાવનો અભ્યાસ ગુજરાતના માનવ, વાતાવરણ અને આબોહવા પર પ્રકાશ નાખે છે.

આવી રીતે કોઈ પણ સ્થળ, પ્રદેશ કે દેશનાં સર્વ ક્ષેત્રોનો આધુનિક શાસ્ત્રસામગ્રીથી અભ્યાસ કરવામાં આવે તો માનવનો એક રસમય માહિતીસભર ઇતિહાસ રચવા આપણે શક્તિમાન થઈ શકીએ.

આવા ઇતિહાસમાં માનવે છેલ્લાં સત્તર લાખ વર્ષના અતિ લાંબા ગાળામાં જંગલી અવસ્થામાંથી કઈ કઈ કેડીએ સંસ્કૃતિમાં પગલાં માંડયાં તે જાણવા મળશે.

ત્યાર પછી ક્યારે અને કેવી રીતે માનવ ધાન્ય ઉગાડતાં શીખ્યો ? આ જ્ઞાન મેળવવાથી તે કાળના સમાજ પર શી અસર થઇ ? માનવે ધાતુઓ ગાળવાનું જ્ઞાન ક્યારે પ્રાપ્ત કર્યું ? આ જ્ઞાન થયું ત્યાર પછી નગરો અસ્તિત્વમાં આવ્યાં કે ધાતુ વિષેના જ્ઞાન પહેલાં તે અસ્તિત્વમાં આવ્યાં હતાં ? આ બધા પર અવલંબન રાખતા બીજા પણ પ્રશ્નો છે: જેવા કે સમાજની જુદા જુદા વર્ગોમાં વહેંચણી, રાજ્યવ્યવસ્થા અને બંધારણ—આ ક્યારથી થયાં અને કેવી રીતે ? તે જ પ્રમાણે, ધર્મવિષયક જ્ઞાનમંદિરો, ધર્મગુરુઓ, પૂજારીઓ આ બધાંને સમાજમાં નિશ્ચિત સ્થાન ક્યારે મળવા માંડ્યું ? સૌથી અગત્યનો એક છેલ્લો પ્રશ્ન પણ છે: વ્યાપાર-ધંધા ક્યારથી શરૂ થયા અને માનવવિકાસમાં એમનું શું સ્થાન છે ?

આવા માનવ-ઇતિહાસમાં કોઇ પણ સંકુચિત મનોવૃત્તિને સ્થાન રહેતું નથી, કારણ કે આપણો ઉદ્દેશ એ જાણવાનો છે કે માનવે કયા, ક્યારે અને કેવી રીતે, આપણે જે આધુનિક સંસ્કૃતિ ભોગવીએ છીએ તે મેળવી, અને નહિ કે અમુક જ પ્રદેશ, પ્રાંત કે દેશનો ઇતિહાસ. આથી એક વિશાળ દૃષ્ટિકોણ કેળવવાનો સંભવ છે, જેથી ભવિષ્યમાં પણ ફાયદો થઇ શકે.

## માનવઇતિહાસ અને ગુજરાત

આવા માનવ-ઇતિહાસમાં ગુજરાતે શો ફાળો આપ્યો છે તેનું એક વિહંગાવલોકન કરીએ.

ગુજરાતનો ઇતિહાસ ત્રણ મુખ્ય વિભાગમાં વહેંચી શકાય:

(૧) પ્રાગૈતિહાસ ( Pre-history ): આમાં મુખ્યત્વે પાષાણયુગોનો સમાવેશ થાય. પ્રચલિત પુરાવાને આધારે આ યુગ ઈ. પૂર્વે ૨,૦૦,૦૦૦ વર્ષથી ઈ. સ. પૂર્વે ૩,૦૦૦ વર્ષ સુધી ચાલ્યો.

(૨) આદિ ઇતિહાસ (Proto-history) : આમાં આપણે પૌરાણિક ઇતિહાસ અને તામ્રપાષાણ યુગોનો હુ સમાવેશ કરું છુ. ઈ. સ. પૂર્વે ૩૦૦૦ વર્ષથી ઈ. સ. પૂર્વે ૭૦૦ સુધીનો આ ગણી શકાય.

(૩) ઐતિહાસિક કાળ : જ્યારથી લેખિત સાધનો મળે છે ત્યારથી આની શરૂઆત ગણવામાં આવે છે-ઈ. સ. પૂર્વે ૩૦૦ થી.

હવે આ કાળ પહેલાં અને પછી માનવે ગુજરાતની ભૂમિમાં પાણી સાચવવાની દૃષ્ટિએ જે પ્રયોગ કર્યા તે આપણે જોઈએ.

* * *

### સોલંકી યુગનાં તળાવ

આજથી એક હજાર વર્ષ પહેલાં શરૂ થયેલો કાળ -ઈ. સ. ૯૭૦ થી ઈ. સ. ૧૨૩૦ સુધીનો કાળ, જેને આપણે સોલંકી યુગ તરીકે જાણીએ છીએ તે-ગુજરાતના ઇતિહાસનો સુવર્ણયુગ કહી શકાય. ગુજરાતનું વિસ્તરેલું સામ્રાજ્ય, જાહોજલાલી ભોગવતુ પાટનગર, અસંખ્ય મંદિરો અને તોરણોથી વિભૂષિત તળ ભૂમિ-આ સર્વ પાણીની પૂરતી સગવડો સિવાય અસ્તિત્વમાં આવવાં અને લાંબો વખત નિભાવવાં, અશક્ય હતા. તેથી જ રાજા, રાણી, અધિકારીવર્ગ અને પ્રજાએ ઠેર ઠેર તળાવો, કૂવા, વાડી બાંધી પોતાને કૃતાર્થ થતાં માન્યા છે. આનુ એક જ કારણ કે ઉત્તર ગુજરાતમાં હમણાની જેમ વરસાદ બહુ અનિયમિત રીતે આવતો. એટલે દીર્ઘદૃષ્ટિ રાખીને રાજાએ અને પ્રજાએ પાણી સંઘરવુ જ રહ્યુ. આ તળાવ કે કૂવો તમે ધાર્મિક દૃષ્ટિએ બાંધો કે બીજા કોઈ હેતુથી, પરંતુ એનો ફાયદો તો એક જ રૂપે થાય.

સોલકી યુગનાં આવાં કેટલાયે તળાવો અને કૂવાઓમાં પાટણનુ સહસ્ત્રલિંગ તળાવ અને વીરમગામનુ મુનસર તળાવ પ્રસિદ્ધ છે.

પાણીની આ કિંમત માનવે ફક્ત સોલકી યુગમાં જ જાણી ન હતી. ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ આવા તળાવોથી શરૂ થાય છે. આ કાળથી જ માનવ એક ઠેકાણે થોડોક સમય પણ ઠરીઠામ રહેવા લાગ્યો અને પોતાનાં કુટુંબીજનોને જ્યાં રહેતો ત્યાં દાટવા લાગ્યો. આ વાતની શરૂઆત હજારો વર્ષ પર થઈ. ઉત્તર અને મધ્ય ગુજરાતમાં જ્યાં જ્યાં કુદરતી તળાવો છે ત્યાં માનવે વસ્તી કરી હતી. એમ અમારા છેલ્લા વીસ વર્ષના અભ્યાસ પરથી માલૂમ પડ્યુ છે. આ કેવી રીતે બન્યુ ને સહેજ વિસ્તારથી જોઈએ.

### પ્રાગૈતિહાસિક તળાવો.

ઉત્તર ગુજરાતમાં અમદાવાદથી માંડીને આરાવલ્લીના પહાડ સુધી જ્યાં જ્યાં જોઈએ ત્યાં એક રેતાળ સપાટ પ્રદેશ દેખાય છે. ગુજરાતના વાતાવરણમાં અમુક ફેરફારો થવાથી આ રેતીના ઢગો પવને અને નદીએ રચ્યા. ઘણી જગ્યાએ આવા રેતાળ પ્રદેશમાં નાના નાના ટીબાઓ જોવામાં આવે છે. આવી રચના પરથી પણ ગુજરાતનુ પ્રાચીન હવામાન કેવા પ્રકારનુ હોવું જોઈએ તે જાણવા મળે છે. હવે જ્યાં જ્યાં ત્રણેક ટીબા ભેગા મળે છે ત્યાં ત્યાં તેમની વચ્ચે એક નાનું તળાવ કુદરતી રીતે જ ઉદ્ભવે છે. આ તળાવમાં વર્ષમાં ૮ થી ૧૦ મહિના પાણી ભરાઈ રહે છે.

આ ટીંબાઓ પર નાનાં પથ્થરનાં હથિયારો મળી આવે છે. સાધારણ રીતે ઉત્તર ગુજરાતમાં પથ્થરનો એક ટુકડો પણ મળવો મુશ્કેલ છે, પરંતુ માનવે ત્રીસ-ચાળીસ માઈલ લાંબેથી અકીક જેવા પથ્થરો લાવીને અને એમાંથી નાના નાના ચપ્પુનાં પાના જેવાં હથિયારો બનાવીને પોતાનો જીવનનિર્વાહ શરૂ કર્યો. આવી રીતે અમુક હવામાનને લીધે બનેલાં તળાવોને સૌથી પહેલી જ વાર (ગુજરાતમાં) માનવે ઉપયોગમાં લીધાં. એટલે જો આપણે કેવળ તળાવોનો જ ઇતિહાસ લખવો હોય તો તેની શરૂઆત ગુજરાતના આ તળાવોથી થાય.

### લાંઘણજનો માનવ

માનવનુ આ જીવન કેવા પ્રકારનું હતુ તે થોડેક અંશે અમને લાંઘણજ નામના ગામ પાસે આવેલા ટીબાઓના ખોદકામથી સમજવા મળ્યુ. લાંઘણજ આંબલિયાસન-વિજાપુર રેલ લાઈન પર એક નાનુ ગામ છે, અને અમદાવાદથી લગભગ ૬૦ માઈલ ઉત્તરમાં આવેલું છે અહીં આવેલા ટીબાઓની શોધ અમે ૧૯૪૨ માં કરી હતી. ત્યાર પછી ત્યાં પાંચેક સાત નાનાં નાનાં ખોદકામ કર્યાં હતાં. આ ખોદકામની બધી વિગતો

અહીં નહિ જઈએ. ટૂંકમાં કહીએ તો ગુજરાતના આ વિસ્તારમાં પાંચથી દસ હજાર વર્ષો પહેલાં હાલ કરતાં હેજ વધારે વરસાદ પડતો અને ગેંડા (Rhinoceros) પાણી આવાં તળાવ અને તેની આસપાસ આવેલાં જગલોમાં ઘૂમતાં. માનવ આ ગેંડાનો શિકાર કરતો, એટલું જ નહિ, પણ એના મોટા ભાગો-જેવા કે ખભાનું હાડકું—એને એરણ તરીકે કે પાટા તરીકે ઉપયોગમાં લેતો. મેં ઉપર કહ્યું તેમ ઉત્તર ગુજરાતમાં પથ્થર જ નથી, એટલે કંઈ કામ માટે ક્યાંયથી પણ આવા પથ્થરો લાવવા રહ્યા. (લાંઘણજમાં] આવા તળાવ પર ગણપતિની મૂર્તિને ઊંધી કરી એના પર કપડાં ધોવાતાં મેં જોયાં છે).

નાના પથ્થરો તો નદીના પાત્રમાંથી લાવવામાં આવતા, પણ આ પથ્થરો એક સપાટ અને પહોળા પાટા પર મૂકીને એમાંથી હથિયારો બનાવી શકાય. આને માટે જો પથ્થર ન મળે તો હાડકું વાપરવામાં આવતું. આમ માનવે વાતાવરણનો બહુ સુંદર અને હોશિયારીથી ઉપયોગ કર્યો હતો.

### દાગીના

આ માનવને દાગીનાનો પણ શોખ હતો એમ લાગે છે. અમારા ખોદકામમાં નાના ચપટા ગોળ મણિઓ અને ભૂંગળા જેવા પણ પાતળા અને નાના છીપલીઓમાંથી બનાવેલા મણિઓ મળ્યા હતા. આ છીપલીઓને અંગ્રેજીમાં Dentetium Shell કહે છે. આ છીપલીઓ ગુજરાતના રેતાળ પ્રદેશમાં નહિ, પણ સમુદ્રકિનારે જ મળે છે. એટલે કાં તો માનવે પોતે ખભાતના અખાત પાસે જઈને આવી છીપલીઓ મેળવી હોય, અથવા તો બીજા માનવો પાસેથી લીધી હોય. ગમે તેમ હો આ છીપલીઓ ગુજરાતના પ્રાગૈતિહાસિક માનવનો દૂર દેશ સાથેનો વ્યવહાર સૂચવે છે.

### પેલેસ્ટાઇનનો માનવ

આનાથી પણ વધારે મહત્ત્વનું એક બીજું અનુમાન સંભવિત છે, જો કે એને માટે જોઇએ તેટલો પુરાવો હજુ મળ્યો નથી.

પેલેસ્ટાઇનમાં માઉન્ટ કાર્મેલ (Carmel) નામની ગુફામાંથી ૧૦ હજાર વર્ષ જૂનાં માનવનાં હાડપિંજરો મળ્યાં છે. એમની સાથે નાના હથિયારો ઉપરાંત માથાની આસપાસ Dentetium Shell ના બના વેલા હાર વીંટાળેલા જોવામાં આવે છે. લાંઘણજમ પણ માનવનાં હાડપિંજરો મળ્યાં છે, પણ માનવ પોતાનુ શરીર આવા મણિઓથી કેવી રીતે શણગારતો તે નિશ્ચિત રીતે જાણવા મળ્યું નથી.

છતાં આવી જ જાતના દાગીના પેલેસ્ટાઇનની બહાર અત્યારસુધી ગુજરાતના લાંઘણજમાં જ મળ્યા છે. આનું શું કારણ? ગુજરાતના અને પેલેસ્ટાઇનના માનવનો કઇ સંબંધ હશે?

### શબને દાટવાની પ્રથા

જે રીતે આ માનવના શબને ગુજરાતમાં દાટવામાં આવતુ તે પણ નોંધવાલાયક છે. શબને દાટતાં માથુ ઉત્તર તરફ અને પગ દક્ષિણ તરફ સાધારણ રીતે રાખવામાં આવતાં. હવે આ જ પ્રથા અહમદનગરમાં નેવાસી સ્થળે કરવામાં આવેલા અમારા ખોદકામમાં અમારી નજરે પડી. અહીં લગભગ ૩,૫૦૦ વર્ષ જૂના ૧૦૦ થી વધારે માટીના ઘડામાં દાટેલાં નાનાં બાળકોનાં અને આધેડ વયનાં માનવોનાં દફનો અમને સાપડયાં છે.

આમ, ભારતના જુદા જુદા પ્રદેશોમાંથી હમણાં જ પ્રાપ્ત થયેલી આ નવી હકીકત પરથી આપણે કહી શકીએ કે આપણામાં હાલ જે વહેમ છે કે રાતના સૂતી વખતે માથુ ઉત્તર તરફ ન રાખવુ તે આવી પાંચ હજાર વર્ષ જૂની દાટવાની પ્રથા ઉપરથી ઉત્પન્ન થયો હશે! અને હવે સાપ ગયા અને લીસોટા રહ્યા તેમ આ પ્રથા વહેમ તરીકે જ ચાલુ રહી છે!!

### પ્રાગૈતિહાસિક કાળમાં લોકો

લાંઘણજમાંથી મળી આવેલાં હાડપિંજરો અને અન્ય ચીજો ગુજરાતના અને હિંદના માનવ-ઇતિહાસ માટે બહુ ઉપયોગી છે. પણ સૌથી મહત્ત્વનાં તો આ હાડપિંજરો જ છે. પ્રાગૈતિહાસિક કાળમાં લોકવસ્તી કેવી જાતની હતી તે સમજવાને આ હાડપિંજરોથી વધારે

સરું સાધન કયું મળે? વળી, હમણાં તો આવા બારેક હાડપિંજરો કેવળ લાંઘણજમાંથી મળ્યા છે ત્યાં બીજાં પણ મળવાનો સંભવ છે અને જ્યારે હું તમને જણાવું કે લાંઘણજ જેવા ઉત્તર ગુજરાતમાં બીજા ૧૦૦ થી વધારે ટીંબાઓ છે ત્યારે તમને ખ્યાલ આવશે કે આપણા ગુજરાતના અને હિંદના પ્રાચીન માનવવંશના ઇતિહાસને માટે આ એક અમૂલ્ય સામગ્રી છે હજુ તે જમીનમાં જ દટાયેલી છે, કારણ કે અન્ય કામોને લીધે ઉત્તર ગુજરાત તરફ હવે જવાતું નથી પણ મને આશા છે કે ગુજરાતની વિવિધ યુનિવર્સિટીઓના પુરાતત્ત્વ અને માનવવંશશાસ્ત્રના વિદ્યાર્થીઓ આ કામ ભવિષ્યમાં ઉપાડી લેશે

લાંઘણજનો આ માનવ હમણાં તો ભારતનો જૂનામાં જૂનો માનવ ગણાય છે લોથલ, મોહનજો દરો, હડપ્પા ઇત્યાદિ સ્થળોમાંથી માનવના જે હાડપિંજરો મળી આવ્યા છે તે કરતા પણ આ વધારે જૂનો છે, છતાં એ ભારતના આદિમાનવ તો નથી જ

## ગુજરાતનો આદિમાનવ

આ આદિમાનવે બનાવેલા પાષાણના હથિયારો મહી, સાબરમતી, ઓરસંગ અને કરજણની ભેખડોમાંથી અમે ૨૦ વર્ષ પર શોધ્યા હતા જે થરોમાંથી આ હથિયારો મળ્યા હતા તેમના અભ્યાસ પરથી અને હથિયારોના આકાર પરથી આ આદિમાનવ ગુજરાતમાં આશરે બે લાખ વર્ષ પર વસતો હશે એમ અમે અનુમાન કર્યું હતું

એ જુદી જુદી રીતે આ માનવના સમય અને હવામાન પર તાજેતરમાં નવો પ્રકાશ પડ્યો છે પ્રથમ તો આદિમાનવ-જેનો કાળ લગભગ સાડા ૭ લાખ વર્ષ જૂનો માનવામાં આવતો હતો તે હવે સત્તર લાખ વર્ષ જૂનો હોવાનો સંભવ છે આ સમય એક તદ્દન નવી આધુનિક શાસ્ત્રીય પદ્ધતિ અનુસાર નક્કી કરવામાં આવ્યો છે અંગ્રેજીમાં એને આર્ગોન પોટેશિયમ પદ્ધતિ (Argon-Potassium Method) કહે છે

### જગતનો સૌથી પ્રાચીન માનવ

પૂર્વ આફ્રિકામાં ટાંગાનિકા નામના પ્રાંતમાં ઓલ્ડુવાઇ (Olduvai) નામની એક ખીણ છે અહીં માનવ તેના સમકાલીન પ્રાણીઓ અને વનસ્પતિઓનો લીકી સંપૂર્ણ ઇતિહાસ સચવાઇ રહ્યો છે, જેનો ડૉ. લિકી અને એમના પત્ની છેલ્લા ૩૦ વર્ષથી શોધ અને અભ્યાસ કરી રહ્યા છે ગયે વર્ષે એક નાના બાળકની દાઢ અને એક આધેડ વયના માણસની ખોપરી જ્વાળામુખીથી બનેલા 'લાવા' નામના ખડકોના બે થરો વચ્ચે મળી આવ્યા આ લાવાના થરો પોટેશિયમ-આર્ગોન પદ્ધતિથી અમેરિકાની ભૂસ્તરશાસ્ત્રની પ્રયોગશાળામાં તપાસવામાં આવ્યા આ તપાસથી માલૂમ પડ્યું કે આ લાવાના થરો સત્તર લાખ વર્ષો ઉપર બન્યા હતા, માનવ અને એના હથિયારો પણ આ જ લાવાના થરોમાં દટાયેલા હોવાથી એમનો સમય સત્તર લાખ વર્ષ જૂનો હોવો જોઇએ એવો અભિપ્રાય 'નેશનલ જ્યોગ્રોફિક મેગેઝિન' માં પ્રકટ કરવામાં આવ્યો છે

હજુ સુધી ગુજરાતમાં અને ભારતમાં ઓલ્ડુવાઇ (Olduvai)ની ખીણમાં મળ્યા છે તેવા જૂના પથ્થરના હથિયારો મળ્યા નથી, પરંતુ ત્યારપછીના ઓલ્ડુવાઇ (Olduvai) અને ભારત-ગુજરાતના હથિયારોમાં એટલું બધું સામ્ય છે કે બંને સાથે મૂક્યા હોય તો એક નિષ્ણાત પણ કયા હથિયારો ગુજરાતનાં અને કયા ઓલ્ડુવાઇ (Olduvai) ના છે એ એકદમ કહી શકે નહિ

હવે જો ઓલ્ડુવાઇ (Olduvai) ના માનવો અને હથિયારો સત્તર લાખ વર્ષ જૂના હોય, આપણા હથિયારો ઓછામાં ઓછા દસ લાખ વર્ષ જૂના હોવાનો સંભવ છે, કારણ કે હમણા પ્રચલિત માન્યતા પ્રમાણે આદિમાનવનું મૂળ સ્થાન આફ્રિકા લાગે છે ત્યાંથી જ ધીરે ધીરે માનવનો બીજા દેશોમાં પ્રસાર થયો હશે

### આફ્રિકા સાથે સંબંધ

ગમે તેમ હો, પરંતુ હિંદ-ગુજરાત આદિમાનવ આફ્રિકાના માનવ સાથે સંબંધ જરૂર રાખતો અભ્યાસ શકાય નથી આ સંબંધ કેમ, ક્યારે અને કેવી રીતે (કયે માર્ગે) થયો હતો તે વધુ શોધ માગી લે છે

જે બીજી એક રીતે ગુજરાતના આદિમાનવના કાળ પર પ્રકાશ પડ્યો છે તે હવે ટૂંકમાં જણાવીશ. મેં ઉપર જણાવ્યું તેમ સાબરમતી અને મહીની ભેખડોમાં માટી અને ખડકોના જે થરો સચવાઈ રહ્યા છે, તેના અભ્યાસ પરથી અમે અનુમાન કર્યું હતું કે જ્યારે ગુજરાતમાં વર્ષા બહુ હતી અને નદી પ્રથમ વહેવા માંડી હતી ત્યારે આદિમાનવ આ નદીઓને કાંઠે આવીને વસ્યો હતો.

પરંતુ આ વર્ષા ક્યારે થઈ હતી ? અને ક્યાં કારણોને લીધે ?—આ પ્રશ્નોની વિગતોમાં હું અહીં નહિ ઊતરું, પણ એમના પર શો પ્રકાશ પડ્યો છે તે જણાવીશ ગયે વર્ષે લંડન યુનિવર્સિટીના ડૉ. ઝોઇનર (Dr. Zeuner), જે ત્યાં વાતાવરણીય પુરાતત્ત્વ (Environmental Archaeology)ના પ્રધ્યાપક છે અને એક આન્તરરાષ્ટ્રીય વિદ્વાન છે, તેમને સયાજીરાવ યુનિવર્સિટી અને ડક્કન કોલેજે આમન્ત્રણ આપ્યુ હતુ એમણે જ્યાં આગળ મહીની ભેખ્પો ખંભાતના અખાત પાસે સમુદ્રને મળે છે તે સ્થાનનું નિરીક્ષણ કર્યું અને તે એવા અનુમાન પર આવ્યા કે સાબરમતીના અને મહીના જે થરોમાં આદિમાનવોનાં હથિયારો મળે છે તે થર જ્યારે જગતમાં બીજો આન્તર-હિમયુગ પ્રવર્તતો હતો, ત્યારે બંધાયા હતા. આન્તર-હિમયુગોમાં હિમનદીઓ (Glaciers)નું પાણી પીગળવાથી બહુ પાણી નદીમાં અને દરિયામાં થઈ જાય છે. આને લીધે દરિયાની અને નદીની પાણીની સપાટી બહુ ઊચે આવે છે, અને નદીઓ પોતાના મુખ આગળ અને મધ્ય ભાગોમાં રેતી અને ઉપલોનો કાંપ લાદ્યા માટે છે. પછી જ્યારે હિમયુગ આવે છે કે બીજા કોઇ કારણને લીધે દરિયાની સપાટી નીચે જાય છે ત્યારે નદી પણ પોતાનું પાત્ર નીચે ખેદતી જાય છે. આમ, નદીની ભેખડોમાં વાતાવરણ અને આબોહવાના ફેરફારનાં સૂચક ચિહ્નો સચવાઈ રહ્યા હોય છે, જે નિષ્ણાત એક ગુનાશોધક (Detective) ની માફક પિછાણે છે

જુદી જુદી શાસ્ત્રીય પદ્ધતિએ અભ્યાસ કરતાં ગુજરાતના માનવનો જગતનાં બીજા આદિમાનવો, વાતાવરણ, આબોહવા ઇત્યાદિ સાથે આપણે સબંધ સાધી શકીએ છીએ, અને એથી માનવ-ઇતિહાસને વધારે અને વધારે સમજવાને આપણે શક્તિમાન થઇ છીએ.

## લોથલનું ખોદકામ

હવે એક છેલ્લું દૃષ્ટાંત લઈ વિરમીશ. ગુજરાત સૌરાષ્ટ્રની સીમા ઉપર અમદાવાદથી ૬૦ માઇલ દૂર લોથલ નામના ટીંબા પર જે ખોદકામ છેલ્લા ૫ વર્ષ પર થયુ છે તેની ઘણાને ખબર હશે આજ પચ્ચીસ વર્ષ પર લીંબડી સંસ્થાનના રંગપુરમાંના ખોદકામે સિંધુ-સંસ્કૃતિના અવશેષો પ્રથમ વાર જ ગુજરાતમાંથી બહાર આણ્યા હતા. લોથલમાં એથી પણ સારા અવશેષો—ઘરો, સ્નાનગૃહ, ગટરો ઇત્યાદિ મળ્યા છે, જાણે કે તે સિંધના મોહનજો-દડોની એક નાની પ્રતિકૃતિ જ ન હોય ! આ બધા ઉપરાંત એક ગોદી (Dockyard)—વહાણોને શહેરની પાસે લાવી એમાંથી માલ ઉતારવાની વ્યવસ્થા કરતા માલધક્કા-જેવું કોઈ મોટું ઈંટથી ચણેલું મકાન પણ મળ્યું છે. લગભગ ૭૦૦ ફૂટ લાંબુ અને...પહોળું આ મકાન છે જે પ્રાચીન સમયમાં ગોદી (Dockyard) હેવાનું શકયતાનું મોટું સૂચન છે.

પરંતુ હવે પ્રશ્ન એ થયો છે કે હમણાં નદી ૯ ભગ બે માઇલ દૂર વહે છે, ત્યારે આ ગોદીમાં પાણી કેવી રીતે લાવતો હતા ? પછી એમ અનુમાન કરવામાં આવ્યું કે નદીને અને ગોદીને જોડતી એક નહેર ખોદવામાં આવી હશે.

## સૌરાષ્ટ્ર : એક બેટ

આ પ્રશ્નનો અભ્યાસ કરવા માટે મેં પ્રાચીન અવશેષો અને ગુજરાત-સૌરાષ્ટ્રના નકશાઓ તપાસવા માંડ્યા. ખાસ કરીને સૌરાષ્ટ્રનો ઇશાન ભાગ અને ગુજરાતનો નૈઋત્ય ભાગ કે જે ભાગમાં લોથલ-રંગપુર વગેરે અતિપ્રાચીન સ્થળો આવેલા છે તે તપાસતાં જણાયુ કે હમણાં પણ દરિયાની સપાટીથી તે ઊંચા નથી તે ભાલપ્રદેશના નામથી ઓળખાય છે અને ત્યાં વરસાદના ચાર મહિના પાણી ભરાઈ રહે છે. ત્યાં “નળ સરોવર” આવેલુ છે. આ નિશ્ચિત રીતે સૂચિત કરે છે કે પ્રાચીન સમયમાં આ ભાગ દરિયાની નીચે હતો અને સૌરા

બેટ હતો. એટલે લોથલ હિંદના પશ્ચિમ કિનારાનું એક જૂનામાં જૂનું બંદર હોવાનો સંભવ છે. આવાં જ અન્ય બંદરો ગુજરાત અને સૌરાષ્ટ્રના કિનારા પર, જો ધ્યાનપૂર્વક શોધ થાય તો, સાંપડવાં જોઈએ. ભરૂચની ખ્યાતિ તો વિશ્વવિખ્યાત છે. અહીં પણ સિંધુસંસ્કૃતિના અવશેષો મળ્યા છે, પણ એ સમયના બંદરના અવશેષો કચ્છના દરિયામાં ડૂબી ગયા હોવાનો સંભવ છે.

આ બંદરો પરથી ઇરાનના અખાત વાટે પશ્ચિમ એશિયાના તે સમયના વધારે જાહોજલાલીવાળા દેશો સાથે આજથી ૫,૦૦૦ વર્ષ પર ગુજરાતનો વ્યાપાર ચાલતો.

હિંદના પશ્ચિમ કિનારાને ત્યાંના પ્રાચીન 'દસ્તાવેજો' જે માટીના ટુકડા પર લખાયેલા છે, તે Meluhha નામથી અને મગન (Magan) નામથી ઉલ્લેખતા.[૧] આમ પહેલી જ વાર હિંદના એક ભાગનું નામ હદ બહારની ઐતિહાસિક સામગ્રીમાં મળે છે.

આપણે માનીએ છીએ કે ગુજરાતનું વહાણવટું બહુ પ્રાચીન છે આ માન્યતાને લોથલની શોધ અને એને લગતી બીજી શોધોએ પૂરેપૂરો ટેકો આપ્યો છે.

વિવિધ રીતે નવા નવાં શાસ્ત્રોની સહાયથી માનવઇતિહાસનાં જુદાં જુદાં પાસાં જાણવાનો અને સમજવાનો આપણને અવસર મળ્યો છે અને મળતો જશે. એટલે ઇતિહાસ લખવાને માટે કેવળ લેખિત સાધનો કાગળપત્રો, તામ્રપત્રો, શિલાલેખો કે પુરાતત્ત્વ પર આધાર રાખી બેસી રહેવું ઇષ્ટ નથી. વિશાળ દૃષ્ટિ અને ઉચ્ચ હેતુ સાથે અખિલ માનવજાત અને જગતનો ઇતિહાસ જાણવાનો પ્રયાસ હોવો જોઈએ. સ્થળ અને કાળ જે કોઈ મર્યાદા મૂકે તે તત્પુરતી જ છે એ હમેશ લક્ષમાં હોવું જોઈએ.

૧. કદાચ આ નામને બલુચિસ્તાનના મકરાણ સાથે સંબંધ હોય?

---

## સાભાર સ્વીકાર

### મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય ( પ્રાચ્ય વિદ્યામંદિર ) વડોદરા

**શ્રી સયાજી સાહિત્ય માળા**

રામાયણ-એક મનન ( પુષ્પ ૩૩૨ ) ડૉ. મંજુલાલ મજમુદાર રૂ. ૬=૭૫

ભારતીય સંસ્કૃતિ ( પુ. ૩૩૧ ) ( સંક્ષિપ્ત આવૃત્તિ )

મૂળ લેખક : સ્વ. રમણલાલ વ. દેસાઈ . સંક્ષેપક-કિશોરલાલ વાસિક રૂ. ૩=૦૦

આપણી ખનિજસંપત્તિ ( પુષ્પ ૩૩૦ ) નરસિંહ મૂ. શાહ રૂ. ૩=૦૦

**શ્રી. સયાજી બાલજ્ઞાન માળા**

જીવનસુવાસ : સ્વ. રસુલભાઈ ન. વહોરા રૂ. ૧=૦૦

ટોમસ આલ્વા એડિસન : ઘનશ્યામ નટવરરાવ મહેતા રૂ ૩=૨૫

**શ્રી. સયાજી આત્મવિકાસ માળા**

લોકનાટ્ય અને ગામડું ( પુષ્પ ૨૭ ) જશવંત ઠાકર રૂ. ૧=૨૦

**ભારતીય સંગીત-નૃત્ય મહાવિદ્યાલય, ગ્રંથશ્રેણી ( ગ્રંથ-૨ )**

નાટ્ય-પ્રયોગ-શિલ્પ : જશવંત ઠાકર રૂ. ૫=૦૦

**નવજીવન પ્રકાશન મંદિર-અમદાવાદ-૧૪**

પ્રેમપંથ ( નં ૯ ) દેસાઈ વાલજી ગોવિંદજી

# કવિતાનો આસ્વાદ | સુરેશ જોષી

આજથી પાંત્રીસેક વર્ષ પહેલાં આનન્દશંકરે 'વસન્ત'માં, કાન્તના 'વસન્ત વિજય'નું 'રસવિવેચન' કરતાં પ્રશ્ન પૂછ્યો હતો : "ગુજરાત વિવેચનનું ભૂખ્યું છે, પણ તે કરતાં એ રસપાનનું તરસ્યું હોય તો વધારે સારું નહિ ?" અહીં 'વિવેચન' અને 'રસવિવેચન' વચ્ચે એમણે ભેદ કર્યો છે કાન્તનાં જ કાવ્યો લઈને આનન્દશંકર, બ. ક. ઠાકોર, ડોલરરાય માંકડ, રતિલાલ જાની, મનઃસુખલાલ ઝવેરી, ભૃગુરાય અંજારીઆ વગેરેએ ઝીણવટથી કાવ્યચર્ચા કરી છે તે પણ એક સૂચક ઘટના છે. આજે, આનન્દશંકરે પ્રશ્ન કર્યો ત્યાર પછી પાંત્રીસ વર્ષ બાદ, કાવ્યના રસવિવેચનની ઊણપ એવી ને એવી વર્તાય છે.

કવિતાની રચના તો એક સાહસ છે જ, પણ કવિતા વિશે લખવું એ ય કાંઈ જેવું તેવું સાહસ નથી; તેમાં ય સમકાલીનોની કવિતા વિશે લખવું એ તો દુસ્સાહસ જ ગણાય. આ જાણવા છતાં એવું દુસ્સાહસ શા માટે કર્યું તેની કેફિયત આપવી ઘટે. કાવ્યના રસાસ્વાદને અપ્રસ્તુત એવા અનેક પ્રશ્નોની 'વિદ્વત્તાપૂર્ણ' ચર્ચાઓ તદ્વિદો કરતા રહે, પણ એમની પરિભાષા પોતે જ વાડ બનીને પૃથગ્જનને કાવ્યથી દૂર રાખે તો સરવાળે કાવ્યને ય કશો લાભ ન થાય. પૃથગ્જન કાવ્યથી દૂર જ જતો જાય, કાવ્યમાં દુર્બોધતાની ફરિયાદ થવા લાગે, કવિ પણ પોતાના અલગારીપણાને ખુમારીથી માણતો થઈ જાય; કાવ્ય અને એનો ભાવક વચ્ચેનું અંતર વધતું જાય ત્યારે વિવેચકને માથે એ બંને વચ્ચે મધ્યસ્થનું કાર્ય બજાવવાનું આવે. રસમીમાંસાની શાસ્ત્રીય પરિભાષાના ચોકઠામાં કાવ્યને તરકીબથી ગોઠવી આપવાને બદલે, જાણે પોતે કાવ્યના સર્જનની પ્રક્રિયાનો સાક્ષી હોય એ રીતે, એની સર્જનપ્રક્રિયાનો પ્રત્યક્ષ પરિચય કરાવવાનો એણે પ્રયત્ન કરવો ઘટે. વ્યવહારના અનુભવમાંથી પ્રાપ્ત થતાં ઉપાદાનને કવિ પોતાની વિશિષ્ટ શક્તિથી આગવું રૂપ આપી રસાસ્વાદની સામગ્રીમાં કેવી રીતે પલટી નાંખે છે એણે બતાવવાનો પ્રયત્ન કરવો જોઈએ.

વ્યવહારમાં થતા સુખદુઃખના અનુભવો અને રસાસ્વાદ—આ બે વચ્ચેનો પાયાનો ભેદ જો ન સ્વીકારી તો કાવ્યવિવેચનમાં ઘણી ખોટી ગૂંચ ઊભી થવાનો ભ[ય] રહે છે. કાવ્યમાં આસ્વાદનો વિષય શો છે? આપણ[ને] અભિમત એવી કશીક લાગણી, ઊર્મિ, અભિગ્રહ, નૈતિ[ક] ભાવના ? કે પછી એ બધાંને નિમિત્તરૂપ લેખીને અદ્વિતી[ય] રૂપનિર્માણને માટેનું કવિનું સર્જનકર્મ ? એક જ કૃ[તિ] આપણે જુદાં જુદાં કારણોથી સારી ગણીએ એવું બ[ને]. રસાસ્વાદની સામગ્રી વ્યવહારના અનુભવમાંથી જ નિપજાવ[ી] લેવાની હોય છે એ સાચું, પણ એ કક્ષા સુધી પહોં[ચ]વા પહેલાં જ જો આપણે અટકી જતા હોઈએ કે કવિ પ[ણ] પરતુ તાટસ્થ્ય કે નિર્મમતા રાખી ન શકવાને કારણે પોતાના નિર્માણમાં પોતાના વ્યાવહારિક વ્યક્તિત્વન[ી] આક્રમકવૃત્તિને જ વિઘ્નરૂપ બનતાં ટાળી ન શકે તો રસાસ્વાદમાં ક્ષતિ થવાની જ.

આપણા જમાનાની રફતાર ભારે તેજ છે. પરિવર્તનોને પૂરાં સમજી લઈએ તે પહેલાં તો જમાને કેટકેટલું આગળ વધી ગયો હોય છે. બાહ્ય પરિસ્થિતિમાં થતાં રહેતાં આવાં પરિવર્તનો, એ પરિસ્થિતિ પ્રત્યેના આપણા પ્રતિભાવો પર એની પડતી અસર, યાંત્રિકતાના વધતા વર્ચસને કારણે આપણું કુંઠિત થતું જતું ઊર્મિજીવન—આ બધું પણ કાવ્ય અને ઇતર સર્જનાત્મક પ્રવૃત્તિઓ પ્રત્યેના આપણા વલણના પર અસર પાડે છે. આથી સાક્ષરોની નવા પ્રકારની નિરક્ષરતાનો આપણને પરિચય થાય છે. જીવનના અન્ય ક્ષેત્રોમાં પ્રયોજાતી ભાષાને પોતપોતાના પ્રયોજન અનુસાર સૌ કોઈ અનુકૂળ બા[...]

પે છે પણ આપણા યુગમા હિ લર જેવા આપખુ
સરમુખત્યારે ભાષાને પોતાની રાજકીય મહત્ત્વાકાંક્ષાના
સ્ત્ર તરીકે પ્રયોજી હતી તે આપણે જાણીએ છીએ ગજ
રણના ક્ષેત્રમા સુમદીઆ - ભેય ભાષાનો એવો ઉપયોગ
રહ્યો છે આથી 'સત્ય' 'શાન્તિ' 'સદ્-અસ્તિત્વ'ના
ર્થો બદલાતા રહે છે આવા સજોગોમા કવિ સિવાય
ણ ભાષાને શુદ્ધ રાખી શકે?

કવિ નવી ભાષા નથી ઘડતો વ્યવહારની ભાષામાથી
એ નવા મ કેતો ઊપજી આવે એવો સદર્ભ રચે છે
 સદર્ભની રચના સમજવી, શબ્દમાથી પ્રગટ થતી
 ધ્વનિના પરિચય આપવો એ રસાસ્વાદની પ્રવૃત્તિનુ
નિવાર્ય અગ છે, કારણ કે એમા જ કવિકર્મનો નિર્દેશ
હેલો છે આપણા ધમા રતિ, ઉત્સાહ જુગુપ્સા
રુણા નિર્વેદ વગેરે ભાવો રહેલા છે પણ એને વિશિષ્ટ
પે સાક્ષાત્કાર કરવાની આન્તર શક્તિનો પરિચય કવિ
મા ણ્ય કરાવે છે આપણે ઇ અપેક્ષાઓ લઈને કવિતા
સે જઈએ છીએ તે પણ તપાસવુ જરૂરી બની રહે
મમ્મટ કાવ્યના પ્રયોજનોમા યશ શિવેતરક્ષતિ કાન્તાની
તે અપાતો ઉપદેશ વગેરે ગણાવે છે ખરો છતા
ધ્વનની મીમાસા કરતી વેળાએ પ્રાધાન્ય આપે છે
ધ્વની શક્તિને કવિતા પાસેથી પણ વ્યવહારનુ કામ
લેવાની લેવાની વૃત્તિ રાખીએ તો કવિના સર્જનકર્મનુ
આપણે પૂરુ ગૌરવ કરતા નથી એમ જ કહેવુ પડે

કવિતાથી ધીમે ધીમે વિમુખ થતી જતી પ્રજાને
ફરીથી કાવ્યાભિમુખ કરવી એ સહુ કોનુ કર્તવ્ય છે આ
દિશામા, કાવ્યને માણવાની પ્રીતિથી પ્રેરાઈને, યત્કિચિત્ કરી
છૂટવાનો આ નમ્ર પ્રયત્ન છે આ કાર્યને માટે મારાથી
વિશેષ અધિકાર ધરાવનાર સહુ કો છે તે હુ જાણુ છુ
મારા આ પ્રયત્નને એઓ ક્ષમાદૃષ્ટિથી જોઈને યથાયોગ્ય
માર્ગદર્શન કરશે તો હુ એમનો ઋણી રહીશ

પુસ્તકમા જે ક્રમમા કાવ્યો છાપ્યા છે તે ક્રમમા મૂળ
લેખમાળામા મે લીધા હતા શરૂઆત 'સદ્ભાવના'થી
કરી હતી પછી ક્રમશ વાચકનો કાવ્યના અતરગમા વધુ
ને વધુ પ્રવેશ થતો રહે એ રીતે કાવ્યો પસદ કર્યાં હતા
અહી પસદ કરેલા કાવ્યો તે તે કવિની શ્રેષ્ઠ કૃતિ છે

એમ માનવાનુ નથી કેટલીક વાર કોઈ કૃતિ તે કવિની
આ ણી લાક્ષણિક કે પ્રતિનિધિરૂપ કૃતિ ન હોય એવુ પણ બને
આપણી કવિતા નરસિહરાવથી તે ગુલામ મોહમ્મદ શેખ
સુધી શુ સિદ્ધ કરવા મથતી રહી છે, માન્યતાની કેવી ઘડાતી
રહી છે, છદોના વિનિયોગ પરત્વે થયેલા નવતર કેવા સ્વરૂ
પના છે, અલકારરચનાની દૃષ્ટિ કેવુ પરિવર્તન પામી છે
—આ બધાને પરિણામે આપણે કાવ્યત્વ કેટલી માત્રામા
સિદ્ધ કરી શક્યા છીએ તેનો કઈક ખ્યાલ, કેવળ
સિદ્ધાતચર્ચા કરીને નહી પણ, કૃતિને જ નજર સમક્ષ
રાખીને આપવો ને એમ કરવામા શાસ્ત્રીય પરિભાષાને
બને ત્યા સુધી ટાળીને એક પદ્ધતિ મે અહી અખત્યાર
કરી છે કાવ્યનુ વક્તવ્ય જે સ્વરૂપ પામે છે તે શી રીતે
પામે છે તે બતાવવા તરફ મારુ વિશેષ લક્ષ છે નાના
લાલનુ 'વીરની વિદાય' કાવ્ય જે વિષયને નિરૂપે છે તે
તો મધ્યકાલીન રાજપુત વીરના જીવનનો પ્રસગ છે
એનાથી તો આપણે ઘણુ દૂર નીકળી આવ્યા છીએ
આપણી વીરત્વની વિભાવના પણ બદલાઈ ગઈ છે તેમ
છતા આપણે એ કાવ્યને માણી શકીએ છીએ તેનુ
કારણ શુ? એ કાવ્યમા વીરરસનુ નિરૂપણ કરવામા જ
સમગ્ર વ્યજિત થાય છે રસધ્વનિ ઉપજાવવાની કવિની
રીતિ અહી આસ્વાદ્ય બની રહે છે, ને એમ કરવા માટે
વિષય તો નિમિત્તરૂપ બનો છે

કાવ્યનો આ રીતે પરિચય કરાવવામા કેટલાક ભય
સ્થાનો રહેલા છે તે હુ જાણુ છુ ગદ્યાન્વય, ઝાઝી
મુશ્કેલી વિના, ફેરવી શકાય એવા કાવ્યના અર્થથી જ
ટેવાયેલા વાચકને કાવ્યમા અનિવાર્યતયા રહેલી નિહા
રિકાના જેવી સમૃદ્ધ અસ્પષ્ટતા કે સદિગ્ધતાના સમ્પર્કમા
મૂકી દેવો ને એ રીતે એની કલ્પનાને વ્યાપારશીલ
બનાવી કાવ્યના મર્મ સુધી આપમેળે પહોચવા અગ્રસર
કરવો એ નજર મે રાખ્યુ છે આથી ટેકનીકવાદ રના
સ્વાદને નામે અનિયત્રિત સ્વૈરવિહારમા આ ણે સરી
પડીએ કવિને અભિપ્રેત ન હોય એવુ ક્યુક તૃતીયમ્
એમાથી કાઢી બતાવવાની આપણી નિપુણતા પર જ
વારી જઈએ એવુ બને આ ભયસ્થાનોની મને જાણ
છે પણ મને એવો વિશ્વાસ છે કે કાવ્ય પોતે જ એવા
ય અતિચારોને નયત્રિત કરવાની શક્તિ ધરાવતુ હોય

છે. કવિને શું અભિપ્રેત હોય છે તે આપણે મન ઝાઝા મહત્ત્વનું નથી, કારણ કે કૃતિ કર્તાને અતિક્રમી જાય છે. કૃતિ રચાઇ ચૂક્યા પછી તો કર્તા આપણા જેવો જ બની રહે છે. આથી કવિએ અમુક પંક્તિનો અમુક અર્થ કર્યો છે એ પ્રમાણે હમેશાં વજનદાર ગણવું જોઇએ એવું નથી. કાવ્યની રચનાને શિસ્તની અપેક્ષા છે, એ અનિયન્ત્રિત યદૃચ્છાવિહાર નથી. એનાં અંગઉપાંગોની વચ્ચેની વ્યવસ્થાનું આગવું ઋત હોય છે. આ જ કારણે કલાકૃતિના પ્રતિભાવમાં પણ જો અનિયન્ત્રિત સ્વૈરાચરણ દેખાય તો તેને આપણે તરત ફેંકી પાડી શકીએ. તેમ છતાં, ગદ્યાન્વયના ચોકઠામાં બેસતા અર્થ પૂરતી જ ગરજ રાખનાર કાવ્યની વ્યંજનાના વિસ્તારને અસંદિગ્ધતા કે અર્થહીન અસ્પષ્ટતા કહીને એ અંગેની અસહિષ્ણુતા સેવે (એમ કરવામાં કેટલીક વાર, દુર્ભાગ્યે, કવિના વચનને જ પ્રમાણ તરીકે ટાંકીને!) તો તે પણ રસાસ્વાદમાં વિઘ્નરૂપ જ નીવડે. એક બાજુથી પોતાનું કાવ્ય પર આરોપીને, કાવ્યને નિમિત્તરૂપ બનાવીને પોતાના નૈપુણ્યની જાહેરાત કરવાની વૃત્તિ જેમ કાવ્યાસ્વાદમાં અપકારક નીવડે તો કાવ્યની સમૃદ્ધ અસંદિગ્ધતાને નિશ્ચિત અર્થના ચોકઠામાં ગોઠવી એ પરત્વે મનૈક્યનો દુરાગ્રહ રાખવો એ પણ એટલું જ અપકારક નીવડે તે ભૂલવાનું નથી.

કવિમિત્રોને મેં કરાવેલા આસ્વાદથી કેટલીક વાર સન્તોષ થયો નથી. શ્રી ઉમાશંકરે તો શરૂઆતમાં જ એમનો અસન્તોષ પ્રકટ કરેલો. આમ છતાં, મારું વલણ કાવ્યને અન્યાય ન થાય તે જોવાનું રહ્યું છે. આ કાવ્યોની ચર્ચાને નિમિત્તે કાવ્યવિવેચનના કેટલાક પાયાના પ્રશ્નો આપોઆપ છેડવા પડ્યા છે, પણ કાવ્યોને એ પ્રશ્નો છેડવાના નિમિત્તરૂપ મેં ગણ્યાં નથી. આવા પ્રશ્નોના ઉત્તર પરત્વે મતભેદ નહીં સંભવે, ને મને અભિપ્રેત પણ નથી. તે દેખીતું છે. પણ કાવ્યરચનાનો વ્યાપાર વધારે સૂક્ષ્મતાથી આપણું વિવેચન તપાસતું થાય એનાં કેટલાંક ગૂઢીનોની ફેરતપાસ કરે, કવિના વક્તવ્ય કરતાં કવિના સર્જનકર્મ તરફ એ વધુ ધ્યાન આપે તો રસાસ્વાદની સાચી દિશામાં આપણે આગળ વધી શકીશું.

મેં પહેલાં કહ્યું તેમ, સમકાલીનોની કવિતા વિશે લખવું એ દુઃસાહસ છે. મારા તરફથી એટલી ખાતરી આપી શકું કે મેં કર્તાને નહીં પણ કૃતિને લક્ષમાં રાખી છે. આપણો કવિ આપણી ભાષાની ગુંજાયશ કેવી રીતે વધારતો રહ્યો છે તે બતાવવાનો મેં પ્રયત્ન કર્યો છે. આ રીતે વિષયવૈવિધ્યને મેં ગૌણ લેખ્યું છે. 'અર્વાચીનતા', 'નવીનતા', 'સમસામયિક પરિબળો,' 'કવિની જીવનદૃષ્ટિ'–આ સંજ્ઞાઓ મેં બને ત્યાં સુધી ટાળી છે. એની ચર્ચા રસાસ્વાદમાં હમેશાં ઉપકારક નીવડે એમ મને લાગ્યું નથી. કાવ્ય વિશેની કોઇ નિશ્ચિત વિભાવનાને સભાનપણે મનમાં રાખીને એ માપથી કૃતિઓને મૂલવવાનો આ પ્રયત્ન નથી, કારણ કે મૂલવવા કરતાં આસ્વાદવા તરફ જ મારો ઝોક રહ્યો છે. આમ છતાં, કોઇ કવિમિત્રોને અન્યાય થયો લાગે તો તેમની ક્ષમા યાચું છું. મારો આ નમ્ર પ્રયત્ન આ ક્ષેત્રના સાચા અધિકારીઓને આ દિશામાં પ્રવૃત્ત કરવાના નિમિત્તરૂપ બને તો યે હું સાર્થકતા અનુભવીશ.

[અગાઉ 'વિશ્વમાનવ'ના અંકોમાં પ્રગટ થયેલ ગુજરાતી કાવ્યોના 'આસ્વાદ'ની લેખમાળા હવે ગ્રંથરૂપે પ્રગટ થાય છે; તેના પ્રવેશકરૂપે લખાયેલ 'મુખબંધ'.]

## અલપ-ઝલપ | અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

ગતકાલીન સાહિત્યનું મૂલ્યાંકન-પુનર્મૂલ્યાંકન કરવું, સ્થાપિત મૂલ્યોની ફેરતપાસ કરવી, અને એ રીતે સમકાલીન પ્રવાહો સાથે એનો સંબંધ જોડી આપી એક વ્યવસ્થા સ્થાપવી, એ સાહિત્યવિવેચનનું એક મહત્ત્વનું કાર્ય છે. માત્ર ગતકાલીન સાહિત્યનું જ મૂલ્યાંકન કરી બેસી રહેવામાં એના કાર્યની ઇતિશ્રી નથી. અદ્યતન પ્રવાહોને, એમની પશ્ચાદ્ભૂમાં રહેલાં પરિબળોને પારખી, તેમનાં લક્ષણો તારવી બતાવીને, અને એમ કરતાં તેમની મર્યાદાઓ પણ દેખાય તો નિર્દેશીને, એમનાં બલાબલ તપાસવાં એ વિવેચનનું કદાચ કપરામાં કપરું કાર્ય છે. એ જ, કહો કે, એની સાચી કસોટી બની રહે છે. એટલે સમકાલીન અને તેમાંય અદ્યતન પ્રવાહોના બલાબલ પરત્વે અંતિમ છેડાનો-આત્યંતિક અભિપ્રાય પ્રદર્શિત કરવો એ વિવેચનની ધીટતા અને તટસ્થતા માટે કદાચ જોખમકારક પણ નીવડે.

+

પ્રો. વિષ્ણુપ્રસાદે કેળવણીકારની દૃષ્ટિથી એમના પરિષદ-પ્રમુખીય વ્યાખ્યાનમાં ભારતની ભાવાત્મક એકતાના આવિર્ભાવરૂપે કલકત્તામાં મળેલા સાહિત્ય પરિષદના આ અધિવેશનને જોયું છે. એ ભાવાત્મક એકતા અખંડિત રહે એવી શુભ દૃષ્ટિથી ભાષાના અને લિપિના પ્રશ્નો એમણે છેડ્યા છે. ભાષાશ્રિત પ્રશ્નો પરત્વે વિવિધ ભાષા-ભાષી પ્રજાનાં મન ઊંચાં થવાના પ્રસંગો આપણે ત્યાં થોડા સમય પહેલાં જ આવી ગયા છે. રાષ્ટ્રની ભાવાત્મક એકતાના મૂળમાં એ વૃત્તિએ કઠોર આઘાત કર્યો છે એની ના કોઈનાથી કહેવાશે નહીં. એ વૃત્તિના પ્રતિકારરૂપે અને સમુચિત ઉકેલ લેખે પ્રો. વિષ્ણુપ્રસાદનું મંતવ્ય અવશ્ય વિચારવા જેવું છે: 'વાહનનું અલબત્ત મૂલ્ય છે; પણ વાહન શું વહે છે તેનું મૂલ્ય વધારે છે, એ જ મારા કથનનું સાદું તાત્પર્ય છે... બંગાળી ભણવાથી હું બંગાળની નજીક ઓછો આવું છું, ટાગોરના અનુશીલનથી હું બંગાળની નજીક આવું છું, પછી ભલે એ અનુશીલન મેં અંગ્રેજી પુસ્તકો દ્વારા કર્યું હોય.'' સાહિત્યના અનુશીલન પરનો પ્રો. વિષ્ણુપ્રસાદનો ઝોક સમજી શકાય તેવો છે. એમાં એટલું ઉમેરી શકીએ કે "મૂળ બંગાળીમાં ટાગોરના અનુશીલનથી હું બંગાળની વધુ નજીક આવું છું.'', પણ સાહિત્યના અનુશીલન વિનાનું માત્ર ભાષાજ્ઞાન ભાગ્યે જ સેતુરૂપ બની શકે. સાહિત્યના અનુશીલન અને પરિશીલન દ્વારા માનવી-માનવી અને પ્રજા-પ્રજા એકમેકની વધુ નજીક આવે છે, હૈયેહૈયાં ખોલીને વાત કરે છે. સાહિત્યમાં નજીકતા સાધીને એકમેકને સમજવાની અને વિખવાદો દૂર કરવાની અમોઘ શક્તિ રહેલી છે. આપણાં પ્રાંતીય સાહિત્યોનું અનુશીલન અન્ય પ્રાંતોમાં જેમ જેમ વધતું જશે તેમ તેમ ઉપર ઉપરની ભેદરેખાઓ ભૂંસાતી જશે. ભાષાભેદને કારણે પ્રાંતીયતાની સંકુચિત વૃત્તિ પોષાતી રહેતી હોય તો સાહિત્યાનુશીલન દ્વારા એને દૂર કરવામાં જ રાષ્ટ્રનું કલ્યાણ અને પ્રજાનું ગૌરવ છે. વિષ્ણુપ્રસાદના વ્યાખ્યાનમાં આપાતતઃ સ્પર્શાયેલો આ મુદ્દો ખાસ કરીને આજને તબક્કે, અત્યંત મહત્ત્વનો ગણાય.

બીજી મહત્ત્વની વાત એમણે માતૃભાષાના ઉચિત ગૌરવ અંગેની કરી છે અને સાથે સાથે સંસ્કૃત અને અંગ્રેજીનું ઉચિત સ્થાન આપણા સંસ્કારજીવનમાં હોવું જોઈએ તે નિર્દેશતાં કહ્યું છે: "સ્વાતંત્ર્યની ભાવનાનો અંગ્રેજીમાં અને સત્યજિજ્ઞાસાનો સંસ્કૃતમાં જેવો આવિર્ભાવ થયો છે તેવો બીજી કોઈ ભાષામાં ભાગ્યે થયો હશે." આમ રાષ્ટ્રીય અને પ્રજાકીય ભાવાત્મક એકતા અને સંસ્કારસમૃદ્ધિના અનુલક્ષમાં ભાષા અંગેની વાત કરી પ્રો. ત્રિવેદી ગુજરાતી સાહિત્યનું વિહંગદૃષ્ટિએ દર્શન કરાવે છે. આ પ્રસંગે એમણે ગુજરાતી સાહિત્યનો આછો વિવેચનાત્મક ઇતિહાસ આપી દેવાનો પણ પ્રયાસ કર્યો છે. જો કે પ્રો. વિષ્ણુપ્રસાદ પાસેથી તો ઊંચી કક્ષાની તાત્ત્વિક મીમાંસાની અપેક્ષા રાખી હતી, જે એમની સ્વાતંત્ર્યની

શ્રેષ્ઠ દ્યોતક નીવડે. એ૨, જે થોડાંક પાનાંમાં સમસામયિક સાહિત્યને મૂલવવાનો એમણે પ્રયત્ન કર્યો છે એના બે-ત્રણ મુદ્દાઓ વિશે થોડીક ચર્ચા કરવાનું મુનાસબ લાગે છે.

પ્રો. વિષ્ણુપ્રસાદનું આ વાક્ય કોઇપણ અભ્યાસીને વિચારવા પ્રેરે એવું છે. "આખી દુનિયાની કલાપ્રવૃત્તિમાં નૂતન પ્રયોગવૃત્તિ દેખા દે છે, કવિતામાં તેમ ચિત્રકલા શિલ્પ આદિમાં એણે ધ્યાન ખેંચવાનો યા સ્વકીય 'કિંચિત્' પ્ર ટ કરવાનો નવો વિધિ ઉપજાવ્યો છે, જે સ્વૈરવિહારી છંદ હોવાથી કલાવિધિના નામને પણ ભાગ્યે લાયક હોય. કલા માટે તેણે મૂકેકુઠાર કર્યો છે, કેમકે તેમાં સૌન્દર્ય-સર્જનની નેમ નથી, આનંદ આપવાનું પ્રયોજન નથી." જો આ નૂતન પ્રયોગવૃત્તિ 'આખી દુનિયા' માં દેખાતી હોય, એકલા સાહિત્યમાં નહિ પણ 'ચિત્ર શિલ્પ આદિમાં' તો પછી એનાં કારણોની, પરિબળોની અને લક્ષણોની તલસ્પર્શી ગવેષણા અને પર્યેષણા પણ થવી જોઇએ.

સવેદનપટુ કલાકારને એના જમાનાની નીપજરૂપ સૂક્ષ્મ સ દનો જગતનાં અન્ય માનવીઓની સરખામણીએ વહેલો જગાડી જાય છે. એ સંવેદનોનો તાગ કાઢવાને એ નિર્વિકાર દ્રષ્ટા બનીને મથે છે, એમના તરફથી મોં ફેરવી લેવાનું, ખાસ કરીને આજને તબક્કે, એને પાલવી શકે તેમ નથી. જમાનો એના પ્રશ્નોના જવાબો માટે કે આંતરપરિસ્થિતિના સાચા દર્શન માટે કલાની સામે જુએ એ અજુગતું નથી. Storm Jameson એક જમાએ કહે છે. "But in the anxiety that weighs on us now, what we sometimes want most of all is to be answered. At those times we shall turn to the writers–there can never be many of them who try with all their force to answer." જમાનાએ કલાએ એ અપેક્ષાઓ સંતોષવી જ જોઇએ એવો કોઇ અવ્યભિચારી નિયમ ન હોઇ શકે એ દેખીતું છે, પણ એ તો હકીકત છે કે જમાનાના ધબકાર સાથે કોઇ ને કોઇ રીતે ધબક્યા વિના એની કલા રહી શકી નથી. દુનિયાની નૂતન પ્રયોગવૃત્તિમાં [illegible] જુગુપ્સા, લપડાક મારીને આંની દિશા ફેરવી નખે એવો વ્યંગ, વિચ્છિન્નતા વરતાતાં હોય તો એનું આ કારણ હોઇ શકે. એ નિરાશા અને જુગુપ્સા, એ વ્યંગ અને વિચ્છિન્નતા વંધ્ય નથી. જમાનાનો ચહેરો બદલી નાખવાનું કૌવત ધરાવવાની એમની ક્ષમતા છે. યુગપરિબળો અને યુગપરિવર્તો અનનુભૂત સંવેદનાઓ જન્માવે છે અને એ સંવેદનાઓ આવિષ્કાર માગે તો તે નવી રીતે અને નવા રૂપે જ શક્ય બને. સાહિત્યમાં, કલામાત્રમાં જ્યારે જ્યારે સંધિકાળ પ્રવર્તે છે ત્યારે ત્યારે એને એનાં સ્વરૂપોની શક્યતાઓ અને એનાં માધ્યમની શક્તિઓનો તાગ કાઢવાના વણથભ્યા પ્રયત્નો કરવા જ પડે છે. પરિણામ એ આવે છે કે પરંપરાથી જાણે કે એનો તંતુ જ છેદાઈ ગયો હોય એવું લાગે છે પણ ખરેખર તો કાળનો વહેતો પ્રવાહ બતાવી આપે છે કે એ વિચ્છેદ ન બનતાં પરંપરાનો એક મહત્ત્વનો વળાંક બની રહે છે.

યુગપરિવર્તોએ જન્માવેલાં સંવેદનોને અભિવ્યક્ત કરીને કલા માનવીને એની અંતરતમ સાચી પરિસ્થિતિનું પણ ભાન કરાવી જાય છે. નિર્ભ્રાન્ત સંવિત્તિ એ કલાનું, કલાની ચર્વણાનું પરિણામ હોઈ શકે. એ સ્વીકારવું જોઇએ. આચાર્ય આનંદવર્ધને કહ્યું છે : નિર્વિઘ્ના સંવિત્તિઃ રસઃ। આપણી વ્યક્તિગત અને સમષ્ટિગત સંવિત્તિ પર અસંવેદનશીલતાનું, જડતાનું આવરણ બાઝી ગયું હોય તો તેને ખસેડીને નિર્ભ્રાન્ત સંવિત્તિનો અનુભવ કરાવવો એ પણ કલાચર્વણાનું એક મહત્ત્વનું મૂલ્ય છે. કલાના 'આનંદ' ને આ સીમાઓ સુધી આપણે વિસ્તારવો રહ્યો. અદ્યતન કલા પ્રત્યે ઊભા થયેલા આ પ્રશ્નનો ઉત્તર આપતાં કોલિંગવૂડે કહ્યું છે:

"To readers who want not amusement or magic but poetry, and who want to know what poetry can be, if it is to be neither of these things, 'the Waste Land' supplies an answer. And by reflecting on it we can perhaps detect one more characteristic which art must have, if it is to forgo both

ntertainment value and magical value, and draw a subject-matter from its audience themselves. It must be prophetic. The artist must prophesy not in the sense that he foretells things to come; but in the sense that he tells his audience, at risk of their displeasure; the secrets of their own hearts."

+

પ્રો. વિષ્ણુપ્રસાદ એક જગાએ કહે છે: "નાટકને જોખમ છે ઉપસ્કરના અતિરેકનું, સિનેમાના અનુકરણનું, સસ્તા મનોરંજનનું. કોઇ નવા વાદનું જોખમ એને ખાસ નથી. એ આવશે તો ય એને સામાજિકોનું શાણપણ પી જશે. પરંતુ નવલકથા અને ખાસ કરીને કવિતા અને ટૂંકી વાર્તાને પ્રગતિ વાસ્તવિકતા અને પ્રયોગને નામે બહુ હાણ થશે એવી મને ભીતિ છે." આમાં નાટકને જે ઉપસ્કરના અતિરેકનું, સિનેમાના અનુકરણનું, સસ્તા મનોરંજનનું જોખમ છે તેનાથી એમણે આપણને ચેતવ્યાં એ સ્વીકારવામાં વાંધો ન હોય, પણ બીજું જોખમ, જેનો ભય ન હોવાની એમણે સામાજિકોના શાણપણ પર શ્રદ્ધા રાખી આપણને ખાત્રી કરાવી, તેની સામે કલાકારમાત્રને વાંધો હોય. સામાજિકોના શાણપણ પર જ આધાર રાખીને બેઠા હોત તો ચેખોવ, ઇબ્સન કે સ્ટ્રીન્ડબર્ગનાં નાટકો કદાચ ન હોત, સામાજિકોના શાણપણને ધક્કો આપીને કલા એમની અભિરુચિની સીમાઓ વિસ્તારતી રહી છે, આસ્વાદના નવાનવા માર્ગો ખોલતી રહી છે.

સાહિત્યના અભ્યાસીઓને એ ખબર હશે કે અન્ય ભાષાના સાહિત્યની જેમ ગુજરાતી ભાષાના સાહિત્યમાં પ્રગતિવાદ, વાસ્તવવાદ કે પ્રયોગવાદ જેવા વાદો પોષાયા નથી. સાહિત્યસ્વરૂપની અનિવાર્યતયા શંકયતાઓ તપાસી જોવાની જરૂર પડે ત્યારે દેખાતી પ્રયોગશીલતાને વાદ-વાદીની ઊણીની સંજ્ઞાઓ લગાડી આપવાનું ભાગ્યે જ કોઇ રીતે લાભકારક નીવડે. ગતિમાત્ર પ્રગતિ નથી હોતી તે તો સૌ કોઇ સમજે છે. પણ ગતિમાત્ર સ્થગિતતા કે જડતા કરતાં તો ઇચ્છવાયોગ્ય છે જ. જડતા તો મૃત્યુનો ઓછાયો છે. એટલે જેનો ધર્મ જ વિકસવાનો છે, નવાનવા માર્ગોએ ગતિ કરવાનો છે એવી કલામાં સ્થિતસ્થ સમર્થનમની વૃત્તિ લાંબો વખત ટકી શકતી નથી. બળવંતરાયની પ્રયોગખોરી ન હોત તો ગુજરાતી કવિતા કેટલા માઇલ પાછળ હોત? પ્રયોગમાં કે નવા માર્ગમાં મળતી મહાન નિષ્ફળતા એટલું તો બતાવી જ શકે કે આ માર્ગે ન જશો. દીવાદાંડી બની રહેવાનું શ્રેય તો એને છે જ.

આગળ વધતાં એમણે કહ્યું છે:- "મારે ભારપૂર્વક કહેવું પડશે કે નવી પ્રયોગશીલ કવિતામાં કવિતાના વ્યાપારનું દર્શન થાય છે, કવિતાનું નહિ. એમાં માનસનું અવયવવિજ્ઞાન છે, દ્રવ્યવિજ્ઞાન છે, માનસચ્છેદ છે, જેમાં ભાવક કરતાં માનસશાસ્ત્રી અને ચિત્તવૈદ્યને વધારે રસ પડે. જીવનનું વાસ્તવ, પ્રકૃતિનું વાસ્તવ કે ચિત્તનું વાસ્તવ એ કવિતા નથી. એ વાસ્તવ જે રૂપમાં આપણને પ્રત્યક્ષ થાય, એનું જે કંઇ સંવેદન થાય, તેને કલારૂપે પ્રગટ કરવા પહેલાં સ્મૃતિમાં ઠરવા દેવું જોઇએ. આવિર્ભાવ માગતું દ્રવ્ય કાગળ ઉપર અક્ષર પાડવા માંડીએ ત્યારે જ આકાર ધરતું થાય એમ ગણવું યથાર્થ નથી. ચિત્તની અંદર તેનું પુદ્ગલ બંધાઇ ગયું હોવું જોઇએ; તો જ તે વાહનમાં યથાવત્ ઊતરે, અને ઊતર્યું છે કે નહિ તેની ખાતરી પણ થઇ શકે." અહીં કહેવું જોઇશે કે દ્રવ્યરૂપ એ પૂર્વનિર્ણિત ન હોઇ શકે. દ્રવ્યનો આવિર્ભાવ થવો અને કાગળ ઉપર અક્ષરો પડવા કે કેન્વાસ પર પીંછી ફરવી એ ભિન્નભિન્ન પ્રક્રિયાઓ નથી. દ્રવ્યનો આવિર્ભાવ અને કલાકૃતિનું આકાર-ધારણ એ બન્ને ય યુગપત્ પ્રવર્તે છે. કલાને સંબંધ છે Process સાથે, Product સાથે નહીં. "નવી પ્રયોગશીલ કવિતામાં કવિતાના વ્યાપારનું દર્શન થાય છે" એ વિધાનમાં અતિવ્યાપ્તિ હોવાની શંકા જાય છે. એમ કહેવાનો એક અર્થ એમને એ અભિપ્રેત હોઇ શકે કે એને પૂરો કલાઘાટ મળતો નથી. વસ્તુસ્થિતિ કદાચ એનાથી ઊલટી જ છે. ગુજરાતીમાં (નવી પ્રયોગશીલ કવિતાની જ વાત કરીએ તો) શ્રી. પ્રિયકાન્ત મણિયાર અને શ્રી. હસમુખ પાઠકનાં કાવ્યો એની પ્રતીતિ કરાવશે. બીજની બંકિમા જેવી કવિતા પણ પોતાની આજુબાજુ પૂર્ણિમાના ચંદ્રની આકૃતિ સંગોપતિ ઉપસતી હોય એ અસંભવિત નથી.

[ વિશ્વમાનવ : જાન્યુઆરી–ફેબ્રુઆરી ૧૯૬૨

આપણે ઇચ્છીએ કે પ્રા. વિષ્ણુપ્રસાદ જેવા પીઢ સાક્ષરની, કલાના પ્રવાહો સાથેની સાક્ષીભૂત પ્રજ્ઞા સર્જનાત્મક કલા–પ્રવાહો પ્રત્યે આત્યંતિક અભિપ્રાયોનાં માત્ર ઉચ્ચારણો કરીને ન અટકે, એનાં સાધક–બાધક લક્ષણો તારવી બતાવીને એનું સમુચિત વિવેચન પણ કરે.

+

શ્રી ગુલાબદાસ બ્રોકરે એમના સાહિત્યવિભાગના પ્રમુખીય વ્યાખ્યાનમાં કલાની સર્જનપ્રક્રિયાના 'સાહિત્યમાં નૂતન અને સનાતન' એ વિષયના અનુલક્ષમાં, અનેક મુદ્દાઓને સ્પર્શવાનો નિષ્ઠાપૂર્વકનો પ્રયત્ન કરેલો છે. એમણે ઊભા કરેલા મુદ્દાઓની રજૂઆતમાં થોડાંક સંદિગ્ધ સ્થાનો રહી ગયેલાં જણાય છે. કલાને સનાતનતા અર્પનાર તત્ત્વને ઓળખાવતાં તેઓ કહે છે: "તો એવું તે શું હશે એ કૃતિઓમાં જે એના આકર્ષણને આમ ચિરકાળ સુધી ટકાવી રાખે? એ આકર્ષણમાં કોઇક સમાન બિન્દુ હોવું જોઇએ, જે સનાતનતાના કોઇક તત્ત્વથી રસાયેલું હોય, કેમ કે કોઇક એક અમુક કાળના અવધિને એ આકર્ષણ લાગુ પડતું નથી, પણ સદીઓ સુધી એનો સ્રોત પથરાયેલો રહે છે." આમાં 'સમાન બિંદુ' સનાતનતાના 'કોઇક તત્ત્વ'થી રસાયેલું હોય એમ કહ્યું છે, પણ એ 'કોઇક તત્ત્વ' કયું તે દર્શાવ્યું નથી. આગળ વધતાં તેઓ કહે છે: "તો, એ સમાન બિન્દુ, એ સનાતન તત્ત્વ સાહિત્યની, કલાની કૃતિઓના પ્રાણભૂત મધ્ય બિન્દુ જેવું હોવું જોઇએ" અને 'જો એ સનાતનનું બિન્દુ કલાકૃતિમાં પુરાયું ન હોય તો દીર્ઘકાળ માટે જીવન ધારવા એ કૃતિ સર્જાઇ નથી એવું ટૂંક સમયમાં જ સિદ્ધ થઇ જાય છે." અહીં તેઓ 'સમાન બિન્દુ' અને 'સનાતનતાના કોઇક તત્ત્વ'ને એકરૂપ ગણી લે છે. તો, સમાનતાનું તત્ત્વ તે જ સનાતનતાનું તત્ત્વ? બીજું, કલાના સૌન્દર્યના સાધનથી સત્યને પામવાની પ્રક્રિયા શ્રી બ્રોકર જુએ છે. સત્યને પામવાને માટે સૌન્દર્ય સાધન બને છે! ત્રીજું, "આખી ને આખી કોઇ અનુભૂતિ, જે મેળવવા માટે કલાકાર નામનાં કોઇ નસીબદાર પ્રાણીઓ જ ભાગ્યવંત બનતાં હોય, 'નિર્ભેળ' એવી જેમાંથી એ વ્યક્ત થતી હોય એ પદાર્થથી પણ તદ્દન સ્વતંત્ર એવી માનવલાગણી, કલાકાર દ્વારા અભિવ્યક્તિ પામે છે. કલાના માધ્યમ સિવાય બીજી કોઈ રીતે એ લાગણી એના આવા નિર્ભેળ સ્વરૂપે કદાચ કદી અનુભવી શકાત જ નહી, એ લાગણીનું સ્વરૂપ કદી એના સાચા સંદર્ભમાં સમજાત જ નહીં." આમ કલાકારને જે લાગણી જન્મી તે લાગણી તેની અંગતતા દૂર કરીને 'નિર્ભેળ' બનીને કલામાં અવતરે છે, એમ એમનું કહેવું છે. 'નિર્ભેળ' એટલે 'સાધારણીકૃત' એમ જો સમજીએ તો કથનની અપૂર્ણતા દેખાશે. કલાકૃતિમાં અવતરતી લાગણી સાધારણીકૃત થવા પછી વિશિષ્ટતાની મુદ્રા ધારણ કરીને નથી અવતરતી? શ્રી બ્રોકરના મનમાં આ પ્રશ્ન તો છે જ. એમણે પોતે જ બીજી એક જગાએ કહ્યું છે: "બીજો માણસ એને એ જ વસ્તુને આલેખતાં કંઇક બીજું જ ઉપજાવી કાઢે એ અત્યંત સંભવિત છે." શ્રી બ્રોકરને મુશ્કેલી પરિભાષાની પડી છે અને એટલે જ કદાચ એમનાં આ વ્યાખ્યાનનું પોત પણ ક્યારેક 'ઢીલું' પડી જતું દેખાય છે. બાકી એમનો આ પ્રયત્ન મુખ્ય મુખ્ય એવા અનેક મુદ્દાઓને આવરી લે છે અને એ રીતે ખાસ નોંધપાત્ર બને છે.

---





પૂર્ણિમા ભગવતી

ભરતનાટ્યમ્

( અગરેનવ )

[ શ્રી સુનિલ કોઠારી તથા કુમાર કાર્યાલય લિ.ના સૌજન્યથી ]

રોગના ભયંકર હુમલામાં ફસડાઈ પડ્યા પછી ય, બીજું કૈં કરી શકવાની 'લાચારી' જ એમને વળગી રહી !

*

જેવા ઓછા બોલનારા તેવું જ ઓછું લખનારા—જીવનમાં જાણે બધી વાતમાં વીણી-વીણીને વર્તનારા ! વર્તનમાં, વાણીમાં કે લેખનમાં—ક્યાંય કશો આડંબર નહિ, આભૂષણ નહિ, અતિરેક નહિ. નીતર્યા સુઘડ વર્તન, જીવન અને લેખનના આગ્રહી ! એમની સાહિત્યિક કૃતિઓ—૨૦ વર્ષની અવધિ દરમ્યાન પે સાવ ટૂંજ : કવિતાના બે સંગ્રહો જ—પરંતુ પૂરતા યશદાયી, પરતા પ્રણયી ! 'ગુલાબ અને શિવલી' બાળવાર્તા—ભાગ્યે જ કોઈનું લક્ષ ખેંચી ગઈ હશે; પરંતુ બાળમાનસ અને બાળસંસ્કાર ઘડતરના રહસ્યથી ભરપૂર. એમ તો, નિશાળમાં પ્રયોગો કરવા પૂરતાં નાટકો લખતા હશે, ને શિક્ષણનો વ્યવસાય હોઈ નિબંધ-લેખો ક્યાંક ક્યારેક લખતા હશે—પરંતુ એવા બધા ફટાટોપનો જીવ જ નહિ. જીવન જીવવાને જ એમણે મુખ્ય અને સાચો વ્યવસાય માન્યો હશે...... ...... ...... નહિ તો, આટલો બંધ સંયમ અશક્ય જ બન્યો હોત—'શાળાઓમાં ભજવવા લાયક નાટકો' અને 'બાળ સાહિત્ય' ના ક્ષેત્રે તથા 'બાળમાનસ અને શિક્ષણ' ના ક્ષેત્રે એમણે ઝંપલાવ્યું હોત તો એમની શક્તિ, ચીવટ, અને હોવકાઈના જોરે 'આગળ' આવી જવા જેટલી તક પણ હતી જ.

*

હમણાં—૯૭ ના જૂન મહિનામાં જ વડોદરા આવ્યા હતા. આટલાં વરસો દરમ્યાન, માડ બેચાર વાર જ મળ્યા હોઈશું. તે અગાઉ અમદાવાદમાં મોતીલાલજીની જન્મશતાબ્દી પ્રસંગે કવિસંમેલનમાં ભેગા થયેલા તેજ...પરંતુ લાંબા વ તે ય સંબંધના આંતરિક સ્વરવાણી એની ને એવી તાજગીભરી જ અનુભવી ! નવી નવી વાતો ને નવી નવી સમસ્યાઓ પરત્વે નિર્ભેળ કુતૂહલ ! કે એમ કે ? '—ભાઈ પ્રહ્લાદને મુખે સરી પડતુ ! (જાણે પંડ્ય્કે સાહેબની ગ્. વિ. પા. ની રમત તાજી કરાવે હોવુ કુતૂહલ ને તેવી જ મુદ્ર !) વર્ષોના ગાળો કશાજ હિસાબમાં નહિ...વેતોમાં ડૂબી ગયા એક મિત્રની કવિતાઓ—નવી કવિતાઓ વાંચી આંખો ચમકાવી; પોતાની કવિતાઓ ઝોળીમાંથી કાઢીને વાંચી, ચીપી ચીપીને ધીમે ધીમે વાંચવાનો લહેકો—રખેને આપણું ગોપન ચૂકી જઈએ એ બીકે વાંચતા જાય ! આપણી આંખો સામે તાકતા જાય. ઉત્સાહિત થાય વળી નવી-જૂની (મારે માટે તો મોટા ભાગે બધી નવી) કવિતાઓ વાચવા માંડે ..ને વળી વાતો ચાલે.. બે દિવસ ખાસ્સા મળ્યા—'માનવ' માટે કવિતાઓ માગી લીધી ત્યારે, આપવા વિષે ને છાપવા વિષે સરખો 'નિષ્કામ ઉમંગ' પણ ખરો અને વળી 'માનવ' મા કંઈક લખવાનું નક્કી કરવાની હોંશ પણ એવી જ દોસ્તોયેવ્સ્કીની નવલિકા 'Dream of Queer Fellow 'નાં થોડાંક પાનાં ઉથલાવ્યાં ને અનુવાદ કરી મોકલવાનુ માથે લીધું, ત્યારે ય 'બહુ ઉતાવળ તો નથી કરો ને ?' નો પ્રશ્ન પણ નિસ્પૃહ ભાવે છતાં મમતાભર્યો અને ત્રણેક મહિના પછી ઉઘરાણી કરી ત્યારેય મ કોઈ ભર્યો ઉત્સાહ.

—પરંતુ 'માનવ' નો તકાદો શા લેખામાં ! બીજો જ તકાદો એમને ખેંચી રહ્યો હશે—કેટલે નિષ્ઠુર !

*

ખોટ ? એમના કુટુંબને તો શી શી વીતશે—વીતી રહી છે, એનો અંદાજ પણ શક્ય નથી. ગુજરાતને અને એના અનેક સ્નેહી-મિત્રોને ? ખોટ ખટકતી રહેશે જ એય નક્કી. પરંતુ આજે એક વિશેષ વાત ભોંકાઈ રહી છે—ભાઈ કૃષ્ણલાલ શ્રીધરાણીના આવાજ આકસ્મિક અવસાન વખતની નોંધમાં લખેલી વાત ફરી આજે, એનાથી વધુ કઠોર રીતે ભોંકાઈ રહી છે.

શ્રીધરાણી અને ભટ્ટ એ સંસ્કૃતિમાં રમમાણ જેવા હતા, ને હૃદયરોગમાં ગયા; હરિશ્ચંદ્ર પણ હૃદયના આઘાતમાં જ એ જ શહેરી સંસ્કૃતિના ફાંસામાંથી, આ.ત્મ હત્યા કરીને, છૂટયા ! અને, હરિશ્ચંદ્રની જેમ એ સંસ્કૃતિથ અલિપ્ત સરખા પ્રહ્લાદ પણ એની વિલક્ષણ આબોહવામ અકાળે શીશાઈને ખરી પડ્યા !

૫-૧-૬૨ —બો. ગાંધી

સ્થાન પામવું, અને ૧૯૫૧ થી ૧૯૬૧ સુધીના એક આખા દાયકા દરમ્યાન, કમ્યુનિસ્ટ પાર્ટીની ડામાડોળ આંતરિક પરિસ્થિતિનું પલ્લું—ખુલ્લા અગર છૂપા 'ઉગ્રમતવાદ' અને 'વિનીતવાદ' તરફ ઝૂકી પડતું બચાવવું, પાર્ટીમાં ભંગાણ પડવાની સ્થિતિને પાછી ઠેલવી, અને સતત સમતુલા જાળવી રાખવી—આ જેવી તેવી કળા ન હતી.

અજય ઘોષ આ કરી શક્યા.

સાર્વત્રિક હડતાળ દ્વારા આંતરિક અધાધૂધી પેદા કરી કેન્દ્રની સત્તા કબજે કરવાના રણદીવેના રશિયા-છાપના ક્રાંતિ-વ્યૂહનાં પરિણામોથી ચોંકી ઊઠેલી પાર્ટીને, આંધ્રના રાજેશ્વરરાવ દેશભરમાં મત્તાનાં 'પોકેટ્સ' ઊભાં કરી, ધીમે ધીમે પગ પસારી, કેન્દ્રસત્તાને શિથિલ બનાવતા જઈ ક્રાંતિ સફળ કરવાના ચીનીવ્યૂહના ખાડામાં ઘસડી રહ્યા હતા! આ બંને અંતિમ અતિરેકોમાંથી પાર્ટીને બહાર કાઢવાનું કામ અતિશય કપરું હતુ—અસાધારણ કૂનેહનું હતું.

અજય ઘોષ એ પાર પાડી શક્યા.

એટલું જ નહિ પણ, પાર્ટીને અસાધારણ વળાંક આપવાનું પણ એમની સરદારી દરમ્યાન શક્ય બન્યું—

ભારતને સ્વરાજ્ય મળ્યુ છે, અને ભારતનાં ૫૮૦ જેટલાં રજવાડાંની અહિંસક નાબૂદી સિદ્ધ થઈ હતી—આંખે ઊડીને વળગે એવી દીવા જેવી વાતનો જ ઇન્કાર કરનારા પક્ષે, હકીકત તરીકે એનો સ્વીકાર કર્યો; પં. નહેરુના નેતૃત્વ નીચે, બબ્બે પંચવર્ષીય યોજનાઓ દ્વારા, ભારત બિન-રજવાડી રાહે આગળ વધી રહ્યું છે, એ વાતનીય આખરે પ્રતીતિ થઈ; અવાડી કોંગ્રેસના (૧૯૫૬) સમાજવાદી ધ્યેય વિષેની ઠંડી ઉપેક્ષા પણ ક્ષીણ થઈ; અને પં. નહેરુની વિદેશનીતિની બાબતમાં ય, ભારત શાહીવાદની પૂંછડીએ વળગીને ઘસડાય છે—એવી માન્યતાને સ્થાને ભારતની ગૌરવશાળી વિદેશનીતિ અંગે પાર્ટીમાં ઉષ્મા અને ઉત્માહ પેદા થયાં; એટલું જ નહિ પણ, ભારત માટે લોકશાહી-પાર્લમેન્ટરી માર્ગે સમાજવાદની સ્થાપના પણ શક્ય છે—પોતાના દેશ માટે આવું સૈદ્ધાન્તિક વિધાન ઉચ્ચારનાર આખા જગતની કમ્યુનિસ્ટ પાર્ટીઓમાં, ભારતની પાર્ટી કદાચ બ્રિટનના અપવાદ સિવાય, એકાકી હતી!

ભારતીય કમ્યુનિસ્ટ પક્ષ માટે આ કાયાપલટો (આંતરિક પલટો ન યે હોય) જેવો તેવો ન હતો.

પરિણામો પણ એને માટે સારાં જ નીવડ્યાં—રણદીવે-તબક્કામાં પાર્ટીની લગભગ તૂટી ગયેલી ઇમારતને ફરી ઊંચી લાવવાનું શક્ય બન્યું; પાર્લમેન્ટમાં અને કેટલાક રાજ્યોની વિધાન સભાઓમાં કમ્યુનિસ્ટ પક્ષ મુખ્ય વિરોધપક્ષ તરીકે અને કેરળમાં તો રાજ્યકર્તા પક્ષ તરીકે આવી શક્યો.

અલબત્ત, જાણકારો-નિરીક્ષકો માટે એ વાત કાંઈ અજાણી નથી કે આ આખા દાયકા દરમ્યાન પાર્ટીની કેન્દ્રીય સમિતિના ઠરાવો અને દસ્તાવેજો અનેક પાયાની અને સિદ્ધાન્તની બાબતમાંય સંદિગ્ધ અને તકવાદી રહ્યા છે; અને પરિણામે પાર્ટીમાં સારો એવો તકરાર ચાલુ છે. અજય ઘોષનાં લખાણો અને ભાષણો 'ઓફિશિયલ' દસ્તાવેજોથી જુદો સૂર કાઢતાં હોય એવું પણ બન્યુ છે; અને વારંવાર તેમનાં પોતાનાં લખાણોમાંય વિરોધાભાસ ડોકાતો રહ્યો છે.

• પરંતુ આવા બધા વાંકાચૂકા વ્યૂહને અંતે અજય ઘોષ ભારતીય પરિસ્થિતિને વધુ ને વધુ સમજતા થયા, સ્વીકારતા થયા, અને અંતે તો તેમનો પોતાની નીતિમાંનો વિશ્વાસ પણ વધતો ગયો—એવું પણ વરતાય છે. ભારત ઉપરના ચીનના આક્રમણ પછી આ વાત વધુ સ્પષ્ટ થઈ છે.

ચીને ભારત પર આક્રમણ કરીને ભારતીય ક. પાર્ટીને એક નવી કસોટીએ ચઢાવેલ છે.* 'આંતરરાષ્ટ્રીય'

* ભારતીય કમ્યુનિસ્ટ પક્ષ માટે આ જેવો તેવો સંઘર્ષ નહિ હોય. ૧૯૫૯ માં આ સંઘર્ષ એટલી હદે વિકટ હોવાનું મનાય છે કે, ડૉ. અહમદ અને ગોવિંદ નાયરે બંગાળના પાર્ટી નેતાઓને એટલે સુધી જણાવી દીધું હતું કે, જો ચીન આગળ વધશે તો પાર્ટીની અંદરની બે પાંખો સામસામે મોરચે ગોઠવાઈ ગયેલી હશે!'

સુખ્યત બંગાળ, આંધ્ર અને પંજાબની નેતાગીરી) અને 'રાષ્ટ્રીય' (ડાંગે, ઝેડ એ. અહમદ, અજય, વગેરે) એમ બે પાંખો વચ્ચે કાતિલ સંઘર્ષ શરૂ થઇ ગયો છે. 'આંતરરાષ્ટ્રીય' વફાદારીવાળાઓએ આર ભમાં ચીનના આક્રમણને અંતરથી વધાવ્યું, ને બહારથી તોડ્યા બચાવો કર્યા, અને ના છૂટકે, ચીન અને ભારત વચ્ચે ગેરસમજ છે, તે શાન્તિપૂર્વકની વાટાઘાટોથી દૂર કરવી જોઇએ—એવું બાધેભારે સ્વીકાર્યું; પરંતુ ચીની આક્રમણનું નામ તો ન જ પાડયું! તો, 'રાષ્ટ્રીય' પાંખે આરંભમાં ચીન-ભારત વચ્ચેની ગેરસમજની વાત કરી, ધીમે ધીમે કરતા ચીનની 'લૂંટણખોરી'નો સ્વીકાર કર્યો, બાદ, ભારતના દસ્તાવેજી પુરાવાઓને સાચા ગણી, ચીનના દાવાઓને ખોટા ગણાવ્યા, અને તેમને પાછા હટી જવાનું જણાવ્યું.

* આ બધામાં, અજય ઘોષના પ્રયાસો નોંધપાત્ર પુરુષાર્થ સમાન ગણાય. તેમણે જાતે ચીન પહોંચી જઇ ચીની કમ્યુનિસ્ટ પાર્ટીને સમજાવવા કોશિશ કરી જોઇ હતી, અને એમાં નિષ્ફળતા મળ્યા પછી, જ્યારે ચીની કમ્યુનિસ્ટ અખબાર 'પીપલ્સ ચાઇના'માં તેમની નમે અનૂની પ્રચાર શરૂ થયો ત્યારે ય, ડઘાવા વિના તેમણે જે વિચારો પ્રગટ કર્યા, એ તેમને ભારતીય કમ્યુનિસ્ટ પાર્ટીના રાષ્ટ્રીય વળાંકના નીડર પુરસ્કર્તા તરીકે આગળ આણે છે.

પોતાના આકસ્મિક મૃત્યુ પૂર્વે, આગલા પખવાડિયા દરમ્યાન (૧૬-૧૨-૬૧) તેમણે દિલ્હીમાં અખબારી પરિષદ સમક્ષ પ્રગટ કરેલ વિધાનો અતિશય મહત્ત્વના છે.

તેમના નિવેદન મુજબ—

* જો ચીનાઓ મેકમોહનલાઇનને ઓળંગશે તો તેને પાછા હટાવવાના હિંદી સરકારના તમામ પગલાંઓ બ્યજખી લેખાશે. આ સ્થિતિમાં ભારતીય કમ્યુનિસ્ટ પક્ષ એને પૂરો ટેકો આપશે.
* ચીન અને પાકિસ્તાન વચ્ચે જમ્મુ અને કાશ્મીરની સરહદો જ છે અને એ આખો પ્રદેશ ભારતનો છે. એ અંગે જો ચીન અને પાકિસ્તાન વચ્ચે આ કહેવાતી સરહદો અંગે કાંઈ નિર્ણય લેવામાં આવશે તો તે સંપૂર્ણ પણે ગેરકાનૂની અને અયોગ્ય જ ગણાશે.
* ચીની પ્રેસમાં એવો પ્રચાર થાય છે કે ભારત શાંતિવાદના પક્ષે ચાલી ગયેલ છે, આ સત્ય હકીકતેથી સાવ વેગળું છે. ભારતની પરિસ્થિતિ અને ભારત સરકારની નીતિ અંગે, ચીનની કે વિશ્વની બીજી કોઇ પણ કમ્યુનિસ્ટ પાર્ટી કરતા અમે ભારતીય કમ્યુનિસ્ટો, વધુ સારા ન્યાયાધિશો છીએ.

('ન્યુ એજ' ૨૪-૧૨-૬૧)

અજય ઘોષના આ ક્રમશઃ દૃઢ અને નીડર વલણ પાછળ રહેલા બળો સ્પષ્ટ છે—

* ૧૯૫૬માં ૨૦ મી સોવિયેટ કોંગ્રેસમાં કુશ્ચોવે સ્તાલિન-પૂજાને વખોડાવી, ત્યારથી દુનિયાભરના કમ્યુનિસ્ટ પક્ષોમાંય નવો ઉઘાડ શરૂ થયો. દરેક દેશની સમાજવાદી ક્રાંતિની રાષ્ટ્રીય લાક્ષણિકતાઓ ઉપર, દરેક દેશના વિશિષ્ટ ગઢ અને વ્યૂહ ઉપર ઝોક અપાયો...આ પછી અજય ઘોષને વારંવાર મોસ્કો યાત્રાનો લાભ મળતો રહ્યો હતો.

* કુશ્ચોવે ભારત સાથેના સબંધોમાં વિશેષ રસ લઇ ભારતની રાષ્ટ્રીય પ્રગતિને બિરદાવી, અને પં. નહેરુની આંતરરાષ્ટ્રીય સિદ્ધિઓની વાહવાહ પુકારી. ગાંધીજીના અને કોંગ્રેસના—ભારતની રાષ્ટ્રીય નેતાગીરીના મૂલ્યાંકનમાં જ ધરમૂળથી ફેરફાર થયા. તેમાંય વળી, રશિયાના ચીન સાથેના વિખવાદ પછી અને ચીનના ભારત ઉપરના આક્રમણ પછી રશિયાનું વલણ ભારત તરફ સવિશેષ હતું.

આ બધાએ ભારતીય કમ્યુનિસ્ટ પાર્ટીની 'રાષ્ટ્રવાદી' પાંખના હાથ મજબૂત બનાવ્યા +ડાંગે-ઘાટે-

---

+ ભારતીય કમ્યુનિસ્ટ પાર્ટી માટે તો બોધપાઠ ફરી ફરી, રહ્યો જ રહ્યો હતો.

લગભગ ૧૯૩૦-૩૨થી જગતના પચાસ દેશોની (અને સવિશેષ ભારતની) કમ્યુનિસ્ટ પાર્ટીને માથે સ્તાલિનને નામે દિમિત્રોવ અને ઝદાનોવને નામે, એકેડેમિશિયન ડ્યાકોવ અને બાલાબુશેવિચને નામે જે સૂત્રો નીત અને કાર્યક્રમો ઠોકવામાં આવ્યાં હતાં, તથા ભારત, બ્રહ્મદેશ આદિ દેશોને ગ્રેટ બ્રિટનની પાર્ટીઓને નામે (૧૯૩૦ અને ૧૯૩૨માં ખાસ) મોકલેલા તથા ખાસ નિષ્ણાત રજની પામદત્તને નામે અનેકવાર સતત રીતે જે વિશિષ્ટ માર્ગદર્શન થતું રહ્યું હતું તે ભારતની સંસ્કૃતિ અને રાષ્ટ્રીય આંદોલન-કોંગ્રેસ અને ગાંધીને નહેરુને અને ભારતીય સ્વરાજ સાધનાને મહદ્ અંશે વિકૃત સ્વરૂપે રજૂ કરનાર હતું, એમ ફરી ફરી પુરવાર થયું હતું—આર્થિક અંધાધૂંધી

અહમદની ઘડાયેલી અને કસાયેલી નેતાગીરીનાં સાથ, સહકાર અને અનુભવોનો લાભ પણ અજય ઘોષને મળ્યો.

પરંતુ આ બધા પછીય, એ વાત તો સ્પષ્ટ જ છે કે, અજય ઘોષની સહજ કારકીર્દિનું શ્રેય, અને તે, તેમને પોતાને જ છે—તેમના રાષ્ટ્રીય ક્રાંતિકારી વારસાને છે; અને પરિસ્થિતિ પારખવાની તથા સમતોલ ઉકેલો લાવવાની, મોકળા મને નવું નવું શીખવાની અને જાતે પલટાવાની તૈયારી અને વિવેકશક્તિને જ છે.

* ભલે અજયઘોષમાં પી. સી. જોષીની સંગઠનાત્મક સૂઝ ઓછી હોય, ને ભલે બી. ટી. રણદીવેનુ બૌદ્ધિક પાંડિત્ય ન હોય, અથવા ડાંગેના જેવુ મૌલિક વ્યાપક દર્શન તથા અનુભવની લખલૂટતા ન હોય,' અને નંબુદ્રીપાદના જેવું વીગતો ઉપજનુ પ્રભુ -કૌશલ ન હોય... પરંતુ આ છેલ્લા એક આખા દાયકાના રાષ્ટ્રીય વિકાસ સાથે ભારતીય કમ્યુનિસ્ટ પાર્ટીનો તાલ મેળવવાના પુરુષાર્થમાં અજય ઘોષને વરેલી સિદ્ધિ ઐતિહાસિક માર્ગસ્તંભ ગણાશે. દિલ્હીમા મળેલી એકાત્મતા પરિષદને પ્રસગે અજયઘોષ પ્રગટ કરેલો પકવતા તેમની આ સિદ્ધિની કલગીરૂપ ગણાશે.

રશિયામાં 'મહાન લોખંડી પુરુષ' સ્તાલિને અનેક રીતે રાષ્ટ્રીય—આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે જે દાટ વાળ્યો હતો, તેમાંથી નવેસરનો ઘાટ ઘડવાનુ ભગીરથ કાર્ય સામાન્ય બુદ્ધિના વ્યવહારદક્ષ આદમી ક્રુશ્ચોવે પોતાને માથે લઈને, દુનિયાના કમ્યુનિસ્ટ રાજકારણમાં નવો ઉઘાડ–નવો વળાંક આપ્યો; ભારતમાં એ કાર્ય અજય ઘોષ જેવા સામાન્યબુદ્ધિના વ્યવહારદક્ષ આદમીએ કરી બતાવ્યુ!

શું કમ્યુનિસ્ટ આંદોલન વિરલ વિભૂતિઓ અને તેજસ્વી બુદ્ધિના બેરખાઓ કરતા સામાન્ય વ્યવહારુ નેતાઓના હાથમાં વધુ સલામત છે એમ માનવું રહ્યુ?

તા ૨૬–૧–૬૨ ] —બો. ગાંધી

* અને ઉર્કરણીનું કારણ બનતું રહ્યું હતું; અને અંતે અંગવિચ્છેદમાં પરિણમ્યું હતું! આ પછી રશિયાઇ કે ચીની કોઇના 'દોરવણી' કામ નથી લાગવાની—ઉલટાના કમ્યુનિસ્ટ નેતાએ, અને ત્યારબાદ અજય ઘોષે આવાં નિવેદનો કર્યાં છે જરાં........

વિશ્વમાનવ : જાન્યુઆરી–ફેબ્રુઆરી ૧૯૬૨ ]

## અજય ઘોષ

**જન્મ :** ૨૦ ફેબ્રુઆરી, ૧૯૦૯ (પિતા સચીન્દ્રનાથ ઘોષ–કનપુરમાં ડાક્તર)

**અભ્યાસ :** અલ્હાબાદ યુનિવર્સિટીના સ્નાતક

**વિષય :** કેમિસ્ટ્રી

**રાજદ્વારી પ્રવૃત્તિનો આરંભ :** કોલેજના અભ્યાસ દરમ્યાન જ ટેરરિસ્ટ પાર્ટી—'હિંદુસ્તાન સોશિયાલિસ્ટ રિપબ્લિકન આર્મી'માં શામેલ.

—૧૯૨૯માં ભગતસિંહની સાથે બીજા લાહોર કાવત્રા કેસમા ગિરફતાર. જતીનદાસની સાથે ઉપવાસ ૫૫ દિવસના. (જેમાં જતીનદાસે પ્રાણ ગુમાવ્યા)

—૧૯૩૦મા જેલમુક્તિ બાદ કાનપુર કામદાર સંઘનુ સંગઠન કાર્ય.

**કમ્યુનિસ્ટ આંદોલનમાં :**

—૧૯૩૧માં કમ્યુનિસ્ટ પાર્ટીમાં સામેલ.

—૧૯૩૩માં સેન્ટ્રલ કમિટીના સભ્ય;

—૧૯૩૬માં 'પોલિટ બ્યૂરો'ના સભ્ય. ('નેશનલ ફ્રન્ટ' તથા 'ન્યુ એજ'ના તંત્રીમંડળમાં)

—૧૯૪૦માં ગુપ્તવાસ દરમ્યાન લખનૌથી ગિરફતાર.

દેવલી કેમ્પમાં ભૂખ હડતાળના અગ્રણી.

—૧૯૪૨માં જેલમુક્તિ; ક્ષય રોગનો શિકાર. (બિમારી અને સારવાર)

—૧૯૪૭માં લિટ્ટો રાય સાથે લગ્ન. (હાલ એક પુત્ર)

—૧૯૪૮ થી ૧૯૫૦ દરમ્યાન યરવડા જેલમાં.

**ક. પા.ના મુખ્ય મંત્રી :** ૧૯૫૧ થી ૧૯૬૨ (મૃત્યુ સુધ)

# ૩ : શ્રી પ્રભુલાલ દ્વિવેદી : (નાટ્યકાર)

ગુજરાતી રંગભૂમિના સમર્થ નાટ્યકાર શ્રી પ્રભુલાલ દ્વિવેદીનું અવસાન થયું છે એ જાણી ગુજરાતની સકલ નાટ્યરસિક જનતાને આઘાત લાગ્યા વિના રહેશે નહિ

ઇજનેર તરીકે કાર્કીર્દીની શરૂઆત કરી શ્રી પ્રભુલાલે કોઇક ગૂઢ અંતઃપ્રેરણાને વશ થઇ નાટ્યક્ષેત્રે ઝંપલાવ્યું. હા, એમણે ભવિષ્યનો કંઇ પણ વિચાર કર્યા વિના જ્યાં પગ સ્થિર થઇને કઇ નહિ તો ઊભા નો રહી શકાય એવા ઇજનેરના વ્યવસાયનો ત્યાગ કરી જ્યાં પગ કે માથું કશું સ્થિર રાખવું અત્યન્ત મુશ્કેલ એવા નાટ્યના ક્ષેત્રે ઝંપલાવ્યું.

૧૯૧૬ માં એમની પ્રથમ કૃતિ " દેવી વત્સલા " કરાંચીમાં પહેલીવાર રજૂ થઇ ત્યાર પછી સતત સાડ-ચાર દાયકા સુધી એમનું નાટ્યસર્જન ચાલુ રહ્યું. અજાણ્યા, ઊગતા, લાગવગ વિનાના, નાટક લખી કીર્તિ અને કંચન બન્ને કમાવાના કોડવાળાને જેવા અનુભવો થાય તેવા અનુભવો એમને પણ થયા પરંન્તુ વિઘ્નૈઃ પુનઃ પુનરપિ પ્રતિહન્યમાનાઃ પ્રારબ્ધમુત્તમજના ન પરિત્યજન્તિ.

એ ન્યાયે કેટલાયે કડવા અનુભવોને મીઠા બનાવી એમણે પોતાની પ્રવૃત્તિ અખંડ રાખી. શરૂઆતમા હાથમાં નવા લખેલા નાટકની હસ્તપ્રત રાખી નાટક કંપનીના માલિકોને મળવા માટે પ્રયત્નો કરતા, પોતાને મળ્યા પહેલાં જ શેઠિયાઓ તરફથી નકારો પામી કચકચતા થઇ પાછા ફરતા અને " બાઈ બાઈ ઉસકે ઘેર " ની રમતના ચકરાવાનો અનુભવ કરતા કવિ શ્રી પ્રભુલાલની સ્થિતિની આપણે કલ્પના જ કરવી રહી. એ કાળમાં નાટકના ધંધામાં સૌથી ઊતરતું સ્થાન જાણે નાટકના લેખકનું હોય એવો વર્તાવ એની સાથે રાખવામાં આવતો. કોઈ કવિનું નાટક સ્વીકારાય તે પછી કવિને પોતાની નાટ્યકૃતિ સાથે સ્નાનસૂતકનો પણ સંબંધ રહેતો નહી. એ અન્યસ્થ તો થાય જ નહિ. રખેને બીજી મંડળીઓ એ ભજવવા મંડી પડે ! " નાટકના ગાયનોનો ટૂંક સાર " ઓપેરાના નામક નામે ઓળખાતી પુસ્તિકાઓ કંપનીના માલિક પ્રસિધ્ધ કરતા, તેમાં ભૂલેચૂકે કવિનું નામ ક્યાંય પણ આવતું નહિ. કંપની બંધ થતાં એ નાટકો પણ કાળની ગુફામાં વિલીન થઈ જતાં.

શ્રી પ્રભુલાલે નાટ્યલેખનનો ધંધો સ્વીકાર્યો ત્યારે નાટ્યકારની સ્થિતિ આવી કપરી હતી. એવી કપરી પરિસ્થિતિમાંથી પણ માર્ગ કાઢી એમણે ગુજરાતી રંગ-ભૂમિને સમૃદ્ધ કરી સાથે સાથે નાટ્યલેખકોની પ્રતિષ્ઠા પણ વધારી.

ઐતિહાસિક, પૌરાણિક, સામાજિક એમ વિવિધ પ્રકારનાં નાટકો એમણે એકસરખી સફળતાથી લખ્યાં છે. સો બસો નહિ, પણ ચારસો ઉપર એમનાં નાટકના પ્રયોગો થઈ ચૂકયા છે.

શંકરાચાર્ય, અરુણોદય, માલવપતિ, સિરાજુદ્દૌલા, એક અબળા, પૃથ્વીરાજ, સમુદ્રગુપ્ત, સાભરરાજ, મમર કેસરી, ઇત્યાદિ એમનાં કેટલાંયે નાટકો અત્યન્ત યશસ્વી નીવડયાં હતાં. પરન્તુ " વડીલોના વાંકે ", " સંપત્તિ માટે ", " સંતાનોના વાંકે ", એ નાટકો એમના કીર્તિ-મંદિરના કળશસ્થાને શોભે છે.

એમણે કોમિક વિભાગની ચાલી આવતી પ્રણાલિકા તોડી નાંખી. જૂના વખતનાં નાટકોમાં નાટકની મૂળ વસ્તુ ને નાટકોમાંનો હાસ્યપ્રધાન ભાગ એકબીજાથી તદ્દન છૂટા પડી જતાં. કવિશ્રી પ્રભુલાલે આવી વિશ્લિષ્ટ રચના નાટકના પ્રાણતત્વને હાનિકારક છે એમ સમજી નાટકના હાસ્ય વિભાગને મૂળ વસ્તુના ભાગરૂપે જ બનાવ્યા, અને બંનેને એમાં એકરૂપ કરી દીધાં કે કોમિક નામે ઓળખાતા એ ભાગને નવું જ સ્વરૂપ આપ્યું.

—જ્યોતીન્દ્ર દવે

[ વિશ્વમાનવ : જાન્યુઆરી–ફેબ્રુઆરી ૧૯૬૨

# ભરતનાટ્યમ્ [પરિચય] | સુનીલ કોઠારી

ભરતનાટ્યમ્ નૃત્ય-કળા આજે દક્ષિણ ભારતની મોખરી અને વિશિષ્ટ કળા તરીકે સર્વત્ર આદર પામી ચૂકી છે. કહેવાય છે કે એક કાળે તે સમસ્ત ભારતવર્ષમાં પ્રચલિત હતી. કાળે કરીને મોગલ રાજવીઓના આક્રમણને કારણે તે દક્ષિણ ભારતમાં જળવાઈ રહી. ઉત્તર ભારતમાં પછી કથક નૃત્યપ્રકાર ફૂલ્યો ફાલ્યો. ધર્મ જોડે અવિચ્છિન્ન સબંધ ધરાવતી નૃત્ય-કળા, રાજ્યાશ્રયે રાજાઓનો મુજરો ભરતી થઈ. દક્ષિણ ભારતમાં પણ ભરતનાટ્યમની યોગ્ય જાળવણી કરવામાં મહામૂલો ફાળો આપનાર દેવદાસીવર્ગની અધોગતિ થતાં ભરતનાટ્યમ્ પણ રાજાઓનાં મનરંજન માટે વામા-વારાંગનાઓનું સાધન થઈ બેઠું ! અને એની અવદશા બેઠી. પરંતુ વર્તમાન શતકની પહેલી પચ્ચીસી દરમિયાન એનું પુનરુત્થાન પણ થયું. એક કાળે લગભગ નષ્ટ : પ્રાય થઈ ચૂકેલી આ કળા, જનસમાજમાં પણ, દેવદાસીઓના ભ્રષ્ટાચારને કારણે તિરસ્કૃત થવા માંડી હતી. તે દશામાંથી તેને ઉગારનાર મસ્કારી સમાજસેવકોએ એની પુનઃપ્રતિષ્ઠા કરી અને આજે ફરીથી ભદ્ર-વર્ગમાં તે આદરણીય સ્થાન પ્રાપ્ત કરી રહી છે.

ગુજરાતમાં વડોદરામાં સર્વપ્રથમ આ કળાની ઉપાસિકાઓ રાજદરબારે આશ્રય પામી હતી. તે ઘટના લગભગ ૮૧ વર્ષ જૂની છે. એટલે એ દૃષ્ટિએ ગુજરાતમાં સર્વપ્રથમ વડોદરામાં આ કળાને વિકસવાની તક સાંપડી તેમ જ ગુજરાતીઓને તે કળાના આગવા સૌંદર્યની ઝાંખી થઈ. મહારાજા શ્રી ખંડેરાવ ગાયકવાડ ઈ. સ. ૧૮૭૦માં મૃત્યુ પામ્યા ત્યારબાદ ઈ. સ. ૧૮૭૫માં સયાજીરાવ ત્રીજા ગાયકવાડે રાજ્યારોહણ કર્યું. એમના લગ્ન તાંજોરના રાજકુંવરી સાથે થયાં હતા. એ રાજકન્યા સાથે બે દેવદાસીઓ ગૌરી અને શારદા નામે વડોદરા આવેલી અને રાજનર્તકીઓ તરીકે નિયુક્ત થઈ હતી. આજેય વડોદરામાં સંગીત નૃત્યનાટ્ય વિદ્યાલયમાં મ્યુઝિક કૉલેજમાં એ બે દેવદાસીઓની પરંપરામાં આવેલ કાન્તીમતી નામની નૃત્ય-પ્રવીણાના વંશજ શ્રી તાંજોરકર હાલમાં ભરતનાટ્યમનું શિક્ષણ આપે છે.

આમ ગુજરાતમાં ભરતનાટ્યમ્ પ્રત્યે લોકદર વધ્યો. વડોદરા પછી ગુજરાતમાં અમદાવાદમાં ભરતનાટ્યમ્-કળાને લોકપ્રિય કરવામાં શ્રીમતી મૃણાલિની સારાભાઈની પ્રવૃત્તિઓ અત્યંત મહત્ત્વની છે. દક્ષિણ ભારતના મલયાળી સમાજનાં મૃણાલિનીનું ડૉ. વિક્રમ સારાભાઈ જોડે લગ્ન થયું અને દક્ષિણ ભારતની આ કળા તેઓ સાથે લેતા આવ્યાં. એમણે છેલ્લાં દસ-બાર વર્ષથી 'દર્પણ' નામે નૃત્ય-પીઠ શરૂ કરી, અનેક ગુર્જર કન્યાઓને 'ભરતનાટ્યમ્' નૃત્યનું શિક્ષણ આપ્યું છે. તેઓ ભરતનાટ્યમના મહાન નૃત્યાચાર્ય સદ્ગત પન્ડનલ્લુર વિદ્વાન મીનાક્ષીસુંદરમ પીલ્લૈનાં શિષ્યા છે અને એ શૈલીના ભરતનાટ્યમ્ નૃત્યની આગળ પડતી નૃત્યાંગનાઓમાં એમની ગણના થાય છે. તે પરંપરા આજે ગુર્જર કન્યાઓ સાચવવા તૈયાર થઈ છે તે ઘણી આશાસ્પદ ઘટના ગણાય. છેલ્લાં દોઢેક વર્ષમાં એમણે સર્વશ્રી કુમારી રૂપાન્દે કાન્તિલાલ શાહ, કુ. દર્શિની ચિનુભાઈ અને કુ. પૂર્ણિમા ભગવતીના 'અરંગેત્રમ્' (દિક્ષાન્ત નૃત્યસમારોહ) યોજ્યા છે. ઓગસ્ટની તા. ૨૪મીએ અમદાવાદના ટાઉન હૉલમાં શ્રી ઉમાશંકર જોશીના પ્રમુખપદે બહેન પૂર્ણિમાએ પોતે આમ

(અનુસંધાન માટે જુઓ પાન ૫૯)

# ભરતનાટ્યમ્ | કુ પૂર્ણિમા ભગવતી

પૃથ્વી પર આદિકાળથી આજ લગી નૃત્યે એક ધાર અને એક સરખુ સ્થાન મેળવ્યુ છે મેઘ ગર્જના કરે છે અને મોર કળા કરી નાચે છે. મોરલીના નાદ પર નાગ ફેણ માંડી ડોલે છે, અને પતંગિયુ દીપક જોઈ નાચે છે, આમ કુદરતમા બાલ–પશુપક્ષી અને મનુષ્યજીવનમા નૃત્ય એકરસ બનીને વણ્યુ છે

જો કોઈ એક લલિત કલામા સૌ કલાઓના સર્વ અંશો સમાઈ જતા હોય તો તે નૃત્ય કલામા સંગીતનો સંપૂર્ણ અર્થ ગાયન, વાદન અને નૃત્ય છે એટલે એકનુ ગાવુ અથવા વગાડવુ તે સંગીતનુ એક જ અંગ થયુ ગણાય. નૃત્યમા સ્વાભાવિક રીતે વાર્તા અથવા ગીતની જરૂર પડે છે ગીત અને વાર્તા એ સાહિત્યના અંગો છે એટલે નૃત્યમા સાહિત્યનો પણ સમાસ થાય છે. નૃત્યકાર પોતાના અંગો, મુદ્રાઓ અને ભાવો વડે ચિત્રની એક સંપૂર્ણ સૃષ્ટિ ખડી કરી દે છે અને કોઈપણ ચિત્રકારને ચિત્ર દોરવા પ્રેરે છે આથી જો નૃત્યને શ્રેષ્ઠ લલિતકલા તરીકે બિરદાવીએ તો કદાચ અતિશયોક્તિ ન લેખાય.

નૃત્યની ઉત્પત્તિ વિષે અનેક વાયકાઓ પ્રચલિત છે, પરંતુ પરંપરાગત માન્યતા અનુસાર બ્રહ્માને સૌ પ્રથમ નૃત્યનો વિચાર આવ્યો હતો બ્રહ્માએ ચાર વેદોનો અર્ક એકત્રિત કરી "નાટ્યવેદ" નામના નવા વેદનુ સર્જન કર્યુ એનો હેતુ આમને આનંદ આપવા સાથે સાથે આત્માનુ શ્રેય સાધવાનો છે.

બ્રહ્મા નૃત્યનુ મહત્ત્વ સમજાવે છે ' હુ એક નવો વેદ –નાટ્યવેદ રચીશ, જેમા ઐતિહાસિક બનાવો તથા નૈતિક અને આધ્યાત્મિક સત્યો રજૂ થશે જે હવે પછી અસ્તિત્વમા આવનાર જગતને સત્કર્મના માર્ગે દોરશે અને એમા બધા જ શાસ્ત્રનુ સૂક્ષ્મમા સૂક્ષ્મ સત્ય અને સર્વે આકારોનુ શિલ્પ પ્રગટ થશે '

ભરતનાટ્યમ્ એ ભારતના ચાર નૃત્ય પ્રકારોમાનો,–કથકલિ, કથક, મણિપુરી ઉપરાંત ભરતનાટ્યમ –એક પ્રકાર છે એની સાધના સામાન્ય રીતે સ્ત્રીવર્ગ કરે છે આ એ જ પ્રાચીન નૃત્યપ્રકાર છે જેનુ શિક્ષણ મહાભારતમા વિરાટ રાજકુમારીએ અર્જુન પાસેથી મેળવ્યુ હતુ, કાલિદાસના નાટકમા માલવિકાએ જે કરી બતાવ્યુ હતુ, અને જેની વિવિધ અંગભંગીઓ અજન્તા તેમજ અમરાવતીની ગુફાઓમા કંડારેલી છે ભરતનાટ્યમ આમ અતિ પ્રાચીન છે અને તેથી શુદ્ધ નૃત્યની બધી જ પ્રણાલિકાઓ એમા જળવાઈ રહી છે નૃત્યકારના હલનચલની ઊર્મિઓ, આદર્શો અને સંવેદનની અભિવ્યક્તિને આમા સંપૂર્ણ અવકાશ મળે છે એથી આ નૃત્યપ્રકાર બહુધા લોકપ્રિય બન્યો છે

'ભરત' શબ્દ નાટ્ય-શાસ્ત્રના કર્તા ભરત મુનિનો નિર્દેશ કરવા ઉપરાંત તેમા યોજાયેલા ત્રણ અક્ષરો 'ભ' 'ર' અને 'ત' નૃત્યના ત્રણ મૂળભૂત તત્ત્વોના માર્ગને સમજાવે છે –ભાવ, રાગ, અને તાલ ભરતનાટ્યમના ત્રણ વિભાગ છે નૃત્ત, નૃત્ય અને નાટ્ય. નૃત્ત એ કેવળ નૃત્ત છે, જેને અંગભંગીઓથી દર્શાવવામા આવે છે એમા અભિનયને સ્થાન હોતુ નથી. નૃત્યમા ગીતના શબ્દોનો અર્થ ભાવ દર્શાવવામા આવે છે તેથી તેમા અભિનય અનિવાર્ય હોવા છતાંયે ભાવ પ્રમુખ તત્ત્વ છે નાટ્ય એ નૃત્યનાટિકા છે એમા જુદી જુદી વ્યક્તિઓ

જુદાં જુદાં પાત્રો ભજવે છે.

'અરંગેત્રમ્' એ ભરતનાટ્યમ કલાના નૃત્યકારનો પ્રથમ નૃત્ય-પ્રયોગ છે. ભૂતકાળમાં એ સાત વર્ષના શિક્ષણ પછી મંદિરમાં ઊજવાતો હતો. એ સવિશેષ ધાર્મિક પ્રસંગ હોઈ રાજા અને પ્રજા એમાં ભાગ લેતા કલાકારોનું બહુમાન કરી શકે એવો એક યોગ્ય પ્રસંગ મનાય છે. મારા જીવનના આ ધન્ય પ્રસંગે જેઓએ મારી નૃત્યકલાના અભ્યાસમાં મને પ્રેરણા અને પ્રોત્સાહન આપ્યાં છે તે સૌની હુ ઋણી છું. અભ્યાસનાં વર્ષો દરમિયાન મને દિનપ્રતિદિન સહાય કરનાર શ્રીમતી જાનકી, શ્રી ગોપાલકૃષ્ણ અને શ્રી રાજગોપાલન તેમ જ 'દર્પણ' સંસ્થામાં તાજેતરમાં સેવાઓ આપનાર ભરતનાટ્યમના વિરલ ગુરુ શ્રી કીટપ્પાની હું સવિશેષ આભારી છું. જે ધીરજ અને ઉત્સાહથી મારા ગુરુ શ્રીમતી મૃણાલિનીબહેને અને શ્રી ચાતુની પણીકરે મને વિદ્યા ભણાવી છે તે અદલ હું કૃતકૃત્યતા અનુભવું છું.

દક્ષિણ ભારતની આ કલા તેના શુદ્ધ સ્વરૂપમાં શ્રીમતી મૃણાલિનીબહેને વર્ષોની સાધનાથી સાચવી છે અને ગુજરાતમાં આ કળા આજે વિકસી હોય અને એનું ભવિષ્ય ઉજ્જવળ હોય તો તે યશનાં તેઓ અધિકારી છે. સાંસ્કૃતિક ક્ષેત્રે ગુજરાત માટે આથી વિશેષ રૂડું શું હોઈ શકે

* ભરતનાટ્યમ્ નૃત્યના વર્તમાન સ્વરૂપ ઘડતરનું માન જે કાળે જાય છે તે, તાંજોરના રાજા સરફોજી (૧૭૯૮–૧૮૨૪) સમયમાં થઈ ગએલા, પ્રખ્યાત ચાર બંધુઓ શિવાનંદ, ચિન્નય પોનય્યા ને વાડીવેલુમાં શિવાનંદના વંશજ અને ખેંગ્લોર કીટપ્પા તરીકે જાણીતા ગુરુ શ્રી. કીટપ્પાએ જાણીતાં નૃત્યાંગના શ્રી રોગ વકીલદારને ભરતનાટ્યમનું શિક્ષણ આપ્યું છે.

## સ્વ. કવિ પ્રહ્લાદ પારેખનાં કુટુંબીઓ માટે ફંડની યોજના

સ્વ. કવિ પ્રહ્લાદ પારેખનાં કાવ્યોના ચાહકોની તથા તેમના કુટુંબીઓ માટે સમાજે કંઈક કરવું જોઈએ તેમ માનનારાઓની એક સભા સોમવાર તા. ૨૨ મી જાન્યુઆરીએ શ્રી. ગગનવિહારી મહેતાના પ્રમુખપદે તેમની ઓફિસમાં મળી હતી. સભામાં સ્વ. કવિ પ્રહ્લાદ પારેખના કુટુંબીઓ માટે સારી એવી રકમ એકઠી કરવાની નીચે પ્રમાણે પ્રહ્લાદ પારેખ ફંડ સમિતિ નિમવામાં આવી હતી.

ફંડ કરવા માટે સ્વ. પ્રહ્લાદ પારેખનાં ગીતોનો એક જાહેર કાર્યક્રમ રાખવાનું અને વ્યક્તિગત ધોરણે તથા સંસ્થાઓ પાસેથી ડોનેશન રૂપે, રકમો લેવાનું, તેમ જ ગીતોના કાર્યક્રમની ટિકિટોના રૂા. ૧૦, ૫ અને ૨ એ મુજબ દર રાખવાનું ઠરાવવામાં આવ્યું હતું.

**નાણાં મોકલવાનું સ્થળ :**

પ્રહ્લાદ પારેખ ફંડ કમિટી, પરિચય ટ્રસ્ટ, બોમ્બે મ્યુચ્યુઅલ ચેમ્બર્સ, ૧૯/૨૧ હમામ સ્ટ્રીટ મુંબઈ–૧

(અનુસંધાન પાન ૫૭ નું ચાલુ)

ઑફ ડેન્સી. કળા ઉપસ્થિત કલારસિકો સમક્ષ રજૂ કરી હતી. એમનું શુદ્ધનૃત્ત અને ભાવાભિનયસહ રજૂ થતા નૃત્ય પર, પણ સારું પ્રભુત્વ મેળવ્યું છે. પૂર્ણિમા બગવતી ગુજરાત યુનિવર્સિટીનાં સ્નાતિકા છે. તેઓએ 'મનોવિજ્ઞાન' વિષય સાથે બી. એ. (પ્રથમ શ્રેણીમા તેઓ સફળ થયાં છે) કર્યા પછી સ્નાતકોત્તર અભ્યાસમાં 'તાતા સ્કૂલ ઓવ સોશ્યલ સ્ટડીઝ' માંથી ડિપ્લોમા મેળવ્યો છે. આ સિવાય સંગીત અને ચિત્રકળા પણ તેમના માનીતા વિષય છે.

# જગત્રયં સંભવ નર્તનસ્થલી | ઉમાશંકર જોશી

ભરતનાટ્યમ્ નૃત્યશૈલી આપણા દેશની બધી નૃત્યશૈલીઓમાં જૂની અને ઘણી જ વિકસિત છે. કથકલી, કથક અને મણિપુરી એ શૈલીઓ કરતાં ભરતનાટ્યમ્‌માં કંઈક પરંપરાને જાળવી રાખવાના પ્રયત્નો સવિશેષ નજરે ચડે છે. એના કાર્યક્રમો જોતાં મને વિચાર આવતો હતો કે આ બધું જોતાં જે મહેનત આ પ્રકાર માગે છે તેવી મહેનતમાંથી કવિતા લખનારને જો પસાર થવાનું હોય તો હું ધારું છું કે કવિઓની સંખ્યા અડધાથી પણ ઓછી થઈ જાય. ભરતનાટ્યમ્ નૃત્ય શીખતી કન્યાઓ કેટલો પરિશ્રમ ઉઠાવે છે તેનો હું દૂરથી કાંઈક સાક્ષી છું.

ભરતનાટ્યમ્ કાર્યક્રમમાં પદમ્ જો પ્રાદેશિક ભાષામાં, એટલે કે બંગાળમાં બંગાળીમાં, ગુજરાતમાં ગુજરાતીમાં રજૂ થાય તો સાંભળનારા પણ તેમાં ડૂબી શકે. હું ધારું છું કે એવું થઈ શકે. મૃણાલિની બહેન, એક દક્ષિણની દીકરી ગુજરાતમાં આવી, તો સાથે મોટામાં મોટી ભેટ પોતાની સાથે લઈ આવી છે. હજારેક વર્ષ પર દક્ષિણથી મીનળદેવી રાણી આવી હતી, જેનાં નામનાં સરોવરો અને વાવ હજુ પણ ગુજરાત સંભારે છે. આજના ભારતમાં ભાવની એકતા, ભાવાત્મક એકતાની અત્યંત જરૂર છે. આ ભાવાત્મક એકતા એક આધ્યાત્મિક વસ્તુ છે. તેમાં આપણી એકતા રહેવી જોઈએ. એકતા એટલે એકવિધતા નહિ. આ દેશ એટલો બધો મોટો છે કે એની રહેનમહેનમાં, બોલચાલમાં અને રહેવાની રસમમાં વિવિધતા છે અને એ સારુ છે. ગુરુદેવ ટાગોર આ વિવિધતામાં એકતા માગતા, અને બધા મહાજન સમજુ લોકો તે માગે છે. એકતા માટે એકમેકનો પરિચય, આત્મીયતાભર્યો પરિચય ખૂબ જરૂરનો છે. સ્થાપત્ય લો, નો તેમાં કેટલી બધી વિવિધતા આપણે કેળવી છે અને નૃત્યમાં આપણું સ્થાન જો ગુજરાતના સીમાડાની બહાર જાય જ નહિ તો તે બરાબર ન ગણાય. દુનિયા આખી કુટુંબ જેવી, એક માળા જેવી બની રહી છે. એમાંથી દહેશત પણ મોટી સેવાઈ રહી છે. પણ તેમ છતાં આપણે પાસે આવી ગયા છીએ એ તો છે જ. તો ભારતમાં દક્ષિણમાં એક ઉત્તમ કળા, જે સૈકાઓથી ખેડાતી આવી છે, તેને ગુજરાતમાં લાવીને રોપી, તે બદલ એ રોપનારાઓને ધન્યવાદ ઘટે છે.

આ સૃષ્ટિની ઉત્પત્તિ આપણા લોકો તો માને છે કે નૃત્યની લહેરીઓ દ્વારા થઈ છે. એ પણ વિધિની એક મઝાની વસ્તુ કહેવાય કે ડૉ. વિક્રમ સારાભાઈ વિજ્ઞાનથી સૃષ્ટિનું રહસ્ય ઉકેલે છે અને એમની પરિભાષામાં આ સૃષ્ટિની ઉત્પત્તિ કેવી રીતે થઈ છે તેનું પણ એક ભાષણ સાંભળવાનો સુયોગ મને પ્રાપ્ત થયો હતો. પણ તેનો ખુલાસો શો હશે તેની મને ખબર નથી પરંતુ મૃણાલિની બહેન અને તેમની વિદ્યાર્થિની કુમારી પૂર્ણિમા નૃત્ય દ્વારા જે ખુલાસો લઈ આવે છે તે તો એ છે કે જે કોઈ Cosmic શક્તિ છે તે અત્યંત લયવાળી, સંવાદી રીતે સંચાર પામી છે અને તેમાંથી સૃષ્ટિની ઉત્પત્તિ થઈ છે. ગ્રીક લોકોએ પણ જૂના વખતમાં એની એ જ વાત કરેલી છે, કે આ નક્ષત્રો એ સંવાદી રીતે સૂર્યની આસપાસ ઘૂમે છે અને ‘जगत्रय संभव नर्तनस्थली’ સૂત્ર, આ જગત-ત્રય એ શિવની નર્તન-સ્થલી–રંગમંચ છે, એ હકીકતનું સમર્થન કરે છે. ધર્મગ્રંથોમાં કહેવાયું છે કે જ્યારે સંહરણ, એટલે કે ભેગું કરવાનો, પ્રલય । દિવસ આવશે ત્યારે કોઈ ઉત્પત થવાનો નથી. તે ક્રિયા પણ નૃત્યથી થશે આ કલ્પના હજારો વર્ષથી આ પ્રજા પાસે પડેલી છે. હું ધારું છું કે માનવજાતિમાં ગ્રીક જેવા બીજા સમાજો પાસે પણ પડેલી છે.

નૃત્ય જેમ વિશ્વમાં ચાલે છે તેમ મનુષ્યહૃદયમાં પણ ચાલે છે ચિદંબરમ્ તો આખા વિશ્વનું કેન્દ્ર! એ ક્યાં છે? જ્યાં શિવ નૃત્ય કરે છે તે જગ્યા—ક્યાં છે? એ તો મનુષ્યહૃદયમાં જ છે. આમ સંવાદિતા જ જીવનનો મુખ્ય સૂર છે. જીવન અને આખું વિશ્વ એ સંવાદિતા વગર ચાલી શકે નહિ. અને એ નૃત્યકાર પોતાના અંગોના માધ્યમ દ્વારા આપણી સમક્ષ રજૂ કરે છે.

ગુજરાતનું જૂનું નામ આનર્ત છે અને આનર્ત એ શબ્દ નૃત્યમાંથી આવે છે. કોઈ વખતે ગુજરાત એ નૃત્યની મોટી ભૂમિ હોવી જોઈએ. ફરી ગુજરાતમાં આ કલા અને તે પણ મોંઘી અને દક્ષિણમાંથી મેળવેલી કલા, સારી રીતે વિકસશે અને અનેક ગુર્જર કન્યાઓ દ્વારા આ કાર્ય પ્રજાના જીવનમાં સંવાદિતા ફેલાવવામાં ફાળો આપશે એવી મને શ્રદ્ધા છે.

[ વિશ્વમાનવ : જાન્યુઆરી–ફેબ્રુઆરી ૧૯૬૨

# નિર્ભેળ અને નિર્ભય કવિને નર્મદચન્દ્રક

સુરતના જાણીતા કવિ અને પ્રોફેસર જયન્ત પાઠક થોડા મહિના પહેલાં મુંબઈમાં મળેલા ત્યારે મને પૂછેલું :

'અમદાવાદમાં તમે નિરંજન ભગતની કનાકેક માટે એપોઇન્ટમેન્ટ લઈ આપશો ?'

મે પૂછ્યુ : 'શા માટે ?'

'અમારી સુરતની નર્મદ સાહિત્યસભા નિરંજનને નર્મદચન્દ્રક અર્પણ કરવા અમદાવાદ જવા માગે છે.'

આવી વિચિત્ર માગણી પાછળનો લાંબો ઇતિહાસ ટૂંકમાં આવો હતો :

સુરતની નર્મદ સાહિત્ય સભાએ પંચવર્ષીય સમય-ગાળાના ઉત્તમ કાવ્યસંગ્રહ માટેનો ૧૯૫૭નો નર્મદ સુવર્ણચંદ્રક "છંદોલય"ના કવિ નિરંજન ભગતને અર્પણ કરવાનો નિર્ણય કરેલો. મુંબઈની ટંકશાળમાંથી ચન્દ્રક ઘડાઈને આવી ગયો, ૧૯૫૭ પછીના ચન્દ્રક-વિજેતાઓ અંગેના નિર્ણયો જાહેર થઈ ગયા છતાં નિરંજનને એમનો ચન્દ્રક અર્પણ થઈ શકેલો નહિ. એનુ કારણ આટલું જ : સાહિત્ય સભાએ સખ્યાબધ નોતરાં મોકલવા છતાં કવિ સુરત ગયેલા જ નહિ. આનાં મુશ્કેલી તો એ થઈ કે નિરંજન પછીના નર્મદ ચન્દ્રકના વિજેતાઓ ઇન્દુલાલ યાજ્ઞિક આ. દનો અર્પણવિધિ પણ અટકી પડયો. પાટા પરથી એક ગાડી ખસે નહિ ત્યા સુધી બીજી ગાડી આવી શી રીતે શકે ?

આવી સ્થિતિમાં બાઈ જયન્ત પાઠકે જે અર્ધગંભીર માગણી કરી એમાં વ્યવહારનુ નહિ તો કવિતાનુ સત્ય તો હતુ જ અને તેથી જ મેં એમને એવી અર્ધગં
રાહે ઉત્તર આપેલો :

'નિરંજન પાસેથી સમય મેળવવાનું તો મારું
ગજુ નહિ પણ સુરતની સાહિત્ય સભ ને એક તરી
અજમાવવાનું કહું. તમે લોકો સુવર્ણચંદ્રક લ
અમદાવાદમા એલિસબ્રિજ નજીક પહોંચી જાઓ. સવા
કૅવ કોલેજમાં જવા માટે ટાઉન હોલ પાસેથી પસાર
ત્યારે એ વેળા એમને જકડી રાખીને પરાણે ચ
પહેરાવી દો.'

સદભાગ્યે મારી કે જયતની કોઈની સુરાદ બર આ
શકી નથી લાંબી લખાપટ્ટી ને એથીયે લાંબી પ્રતી
અતે કવિ પોતે જ ચન્દ્રકસ્વીકાર માટે આ રવિ
સુરત જઈ રહ્યા છે. હવે તો એલિસબ્રિજના' ફૂટપા
બદલે સુરતના નગીનચંદ હૉલમાં જ ચન્દ્રક અપાશે.

અને છતાં, મેં અને જયન્ત પાઠકે મળીને ચન્દ્રક
અર્પણવિધિ માટેનો જે પેંતરો રચેલો એ ઉપરથી એટ
તો સાબિત થાય જ છે કે નિરંજન ભગત કવિ છે; મનમો
છે, મસ્તરામ છે, બેફિકર છે, જરા 'ધૂની' પણ છે; ટૂંક
તેઓ સાચા અર્થમાં કવિ છે.

નિરંજન વિશે વિચાર કરતાં એમની એક જ છ
નજર સામે આવી ઊભે છે : કવિની. બહુ ઓછા સર્જ
માટે આમ કહી શકાશે. નિરંજન વ્યવસાયે તો અમદાવાદ
કોલેજમાં અંગ્રેજી સાહિત્યના અધ્યાપક છે. અંગ્રેજી બ
અને યુરોપી સાહિત્યનું એમનું વાચન બહુ ઊંડું
સાહિત્ય પદાર્થની સમજ પણ સૂક્ષ્મ અને ઘડાયેલી
અને છતા આ અધ્યાપન કામ તેઓ ચુપચાપ કર્યા કરે

વ્યવસાય સાથે સંકળાયેલી "વહેવારની દુનિયા" થી મો વેગળા જ રહે છે. ગુજરાતી સાહિત્યમા તેઓ નવીન વેઓમા મોખરાનુ સ્થાન ધરાવે છે, બહુ ઝીણી ષ્ર ધરાવતા વિવેચક છે ( સંદેશનો સાહિત્ય માગ તેઓ યશસ્વી રીતે ચલાવી ચૂક્યા છે ) અને ા કવિ તરીકે તેઓ જ્યા ત્યા શીગડા ભરાવતા ચાલતા ી એમનુ વિવેચકપદ ચડી વાગતુ નથી સાહિત્યના ા વડે નખશીખ રંગાઈ ચૂક્યા હોવા છતા સાહિત્યના સંસાર" મા ખરડાયા નથી

ટૂંકમા, નિરંજન એક નિર્ભેળ કવિ જ છે બીજુ ; જ નહિ.

આવા નિજાનંદી કવિઓ વ્યવહારડાહ્યા લોકોની ટે અવ્યવહારુ લાગે એ બનવાજોગ છે એમાયે, ષ્રાત જેવા વ્યવહારદક્ષ મુલકમા તો આવા માણસો ી અને તરંગીમા પણ ખપે દુનિયાદારીની દૃષ્ટિએ વ્યવહારુ પણ કવિની દૃષ્ટિએ સાવ વ્યવહારુ અને ાભાવિક ગણાય એવો એક કિસ્સો યાદ આવે છે રંજનના સાહિત્યિક જીવનમા એક નાનો શો ગંમત ડાઈ ગયેલો, "છંદોલય" ની સંવર્ધિત, આવૃત્તિ ર સરકાર મા બાપની મહેર ઊતરતા એ પુસ્તકને નસો રૂપિયાનુ અરધિયુ ઇનામ અપાયેલુ પૂનેથી નસો રૂપિયાના ચેકવાળો નિફાફો આવીને પડ્યો પણ એ પરબિડિયુ ખોયે એ જ બીજા આખરે એ ખોલ્યુ ત્યારે એમાનો ચેક વટાવ્યા વિના જ પડી રહ્યો નિરંજન તો કહેતા રહ્યા, આ ઇનામ તો આકસ્મિક આવક ગણાય એ કાંઈ મારી મહેનતનુ ફળ નથી ચોથિયુ ઇનામ મેળવનાર એક લેખકે ચૌદેક સંસ્થાઓ પાસેથી માનપત્ર ઉઘરાવેલા એને મુકાબલે નિરંજનનો આ વર્તાવ તો ઠેકાણાર ને અવ્યવહારુ લાગે એ સ્વાભાવિક છે પણ આપણા કવિ તો કહેતા જ રહ્યા આ ઇનામની રકમ હુ સ્વીકારીશ નહિ કોઈ સંસ્થાને દાનમા આપી દઈશ પણ એમ કરતા તો ૭ મહિના વીતી ગયા પૂનાની સરકારી કચેરીએથી ચેકની રસીદ માટે ઉઘરાણીઓ આવવા લાગી પણ ચેક તપાસ કરી તો એની તો મુદત વીતી જતા એ આપો આપ રદ થઈ ચૂક્યો હતો "છંદોલય" ના પ્રકાશક મનહરલાલ વોરાએ મહેનત કરીને સરકારી ખાતામાથી નવો ચેક કઢાવ્યો, અને કવિએ એ રકમ મુંબઈની કેન્સર સોસાયટીને અર્પણ કરી વ્યવહારડાહ્યા ગુજરાતની ધર તીમા પણ આવા પિયાલો પીધેલા અને મસ્તરામ માણસો પાકે છે ત્યા સુધી જીવતો છે ગુર્જરીનો પ્રાણ જેની જોડે વીર નર્મદનુ નામ જોડાયેલુ છે એ સુવર્ણચન્દ્રક નિરંજન જેવા નિર્ભય કવિનો સ્પર્શ પામતા સાચે જ સાર્થકના અનુભવશે નર્મદ અને ગાંધીજીના ગુજરાતમા આજે નિર્ભય માણસોનો જ દુકાળ વર્તાય છે એને વિધિની વક્રતા જ ગણવી રહીને?

## સાભાર-સ્વીકાર

## BRITAIN

(An Official Handbook) (1962 Edition) Rs 10-80 nP

*[Prepared by the Central Office of Information London]*

આ ગ્રંથમા નીચેના વિષયો વિષે ઘણી મહત્ત્વની અવતન માહિતી આપવામા આવી હોઈ વ્યાપારી તથા વ્યવસાયી દૃષ્ટિએ ઘણો જ ઉપયોગી છે

વિષયો : The land and the people Government, Law and Order Defence, Social Welfare Housing and Planning The Churches, Promotion of the Sciences and Arts, The National Economy, Industry, Agriculture, Fisheries, Forestry Transport and Communications Finance, Trade and Payments, Labour Sound and Television, The Press, Sport

[and Appendix, Maps, Photographs]

# ઇન્ગમાર બર્ગમેનનાં ચિત્રો | લક્ષ્મી હોમસ્ટ્રોમ

[ભારતમાં તાજેતરમાં જ દ્વિતીય આંતરરાષ્ટ્રીય ચિત્રપટ મહોત્સવ યોજાઇ ગયો. એ વર્ષે સ્વીડીશ, ઈસ્ટ જર્મન વેસ્ટ જર્મન, અને થોડા દિવસો પૂર્વે જ રશિયન અને પોલીશ ફિલ્મસના મહોત્સવ પણ યોજાઇ ગયા. મુંબઇમાં જ્યાં દરરોજ દસ્તાવેજી ચિત્રો બતાવવામાં આવે છે તે તારાબાઇ' હોલમાં ગઇ સાલ સ્વીડીશ દુતાવાસની કચેરીએ ઇન્ગમાર બર્ગમેનનું 'The Seventh Seal' ચિત્ર રજૂ કર્યું હતું.[1] અને સત્યજીતનું 'The Flute and the arrow' ચિત્ર પણ રજૂ થયું હતું.[2] આ ચિત્રોએ તેમની વિલક્ષણ ગુણવત્તાને કારણે કેન્સ અને વેનીસ ફિલ્મ ફેસ્ટીવલમાં સ્પૃહણીય ઇનામો પ્રાપ્ત છે. શ્રીમતી લક્ષ્મી હોમ સ્ટ્રોમે ન્યુયૉ ઇન્ગમાર બર્ગમેનનાં બીજાં ચિત્રો તે વિષે 'ડીઝાઇન' સામયિકમાં નોંધ હતી. તે પરથી પ્રસ્તુત લેખ કર્યો છે.

— સુનીલ કોઠ

ન્યુયોર્કમાં ચાર મહિનાના મારા વસવાટ દરમિયાન મને ઇન્ગમાર બર્ગમેનની ચાર ફિલ્મ્સ જોવા મળી. એમાં ફક્ત 'A lesson in Love' એમનાં આગલાં ચિત્રોમાંનું હતું અને ત્યાં ફરીથી બનાવવામાં આવતું હતુ જ્યારે 'Illicit Interlude' અને 'Naked Night' એમણે તાજેતરમાં તૈયાર કરેલા ચિત્રો છે. અને 'The Magician' ત્યારે છેલ્લામાં છેલ્લુ એમણે તૈયાર કર્યું હતું. આ નામો ઇન્ગમાર બર્ગમેને પસંદ કરેલાં નથી. પરંતુ ત્યાંના સ્થાનિક ચિત્રપટ વિતરકોએ આપેલાં છે. આ ચિત્રો અવલોકતાં એક વાત સ્પષ્ટ થાય છે ખરી, કે દિગ્દર્શક તરીકે કારકીર્દિ શરૂ કરી તે વખતથી જ આ 'પ્રત્યેકનું' કથાવસ્તુ બર્ગમેનના મનમાં ઘોળાતુ હોવું જોઇએ. કાવ્યસભર અને લાલિત્યપૂર્ણ યૌવનસુલભ પ્રણયનું મૃત્યુ કે ભ્રમનિરસનને કારણે અથવા બન્ને કારણોને લઇને શોકમાં પરિણમવુ વગેરે પ્રક્રિયા તેમનાં ચિત્રોમાં નજરે પડે છે. એમાં એવા ભટકતા ખેલાડીનું નિદર્શન પણ ધર્મ અથ પ્રબોધ્યા કોઇ પ્રકારના નીતિનિયમોના બંધનોમાં ન માનનાર અને સ્વચ્છંદી એવા સમાજનું છે. પાત્રોની સૃષ્ટિમાં પણ વૈવિધ્ય નોંધી શકાય છે—સર્કસનો ખેલાડી, અભિનેતા, વિદૂષક, ભાટચારણ અને જાદુગર. 'Naked Night'માં જોવા મળે છે તેમ કથાનક શ્રદ્ધા અને અશ્રદ્ધાના પ્રશ્નોને પણ સ્પર્શે છે.

'One Summer of Happiness' 'Illicit Interlude' બન્ને કરુણાંત છે. બ કથાનકનો પ્રવાહ સમાંતર રીતે વહે છે. યુવાન અને યુવાન પુરુષના પ્રણયની વાત બન્નેમાં વણી છે પહેલામાં યુવતી મૃત્યુ પામે છે જ્યારે બી યુવક. જો બર્ગમેને બન્ને ચિત્રોને ત્યાં જ પૂરાં કર્યાં તો અલ્બત્ત તે રૂઢ ચિત્રોના અંત ધરાવનાર ચિત્રો વગેરાત. પરંતુ હું માનું છું કે, તો એ ચિત્રો કલાત્મક બન્યાં હોત. પરંતુ પહેલાંમાં સ્વીડીશ ધર્મ વિરુદ્ધ ઉગ્ર ઝનૂનપૂર્વક કથાપ્રવાહ લંબાય છે બાજામાં તો યુવતી પોતાના પ્રણયી હેન્રીકને િ પાડી પોતાના જ ભ્રષ્ટ અને વ્યભિચારી કાકા જોડે જાય છે. આવા અંતને પરિણામે તે ચિત્રોમાંના ગા અને મુક્ત ભાવજત દર્શકને ક્ષુબ્ધ કરી મૂકે ક્ષેપકારક જણાય છે. છતાં એ ક્ષોભની અસર હોય છે.

'A Lesson in Love' અને 'Smiles Summer Night'માં કથાનો વિસ્તારફલક વિસ્તૃત છે. મુખ્ય પાત્રો વયમાં પ્રૌઢ છે અને તે વૈયક્તિક સંબંધોનું નિરૂપણ 'કરુણ'ને પ્રાધાન્ય ન આ 'હાસ્ય'ને જ વિશેષ મહત્ત્વ આપતું જણાય છે.

1 તેના રસાસ્વાદ માટે જૂઓ 'મનીષા' અંક ૪.

2 જૂઓ 'ક્ષિતિજ' ફેબ્રુ. ૧૯૬૧ 'તીર અને વાંસળી'

મિકતાની, ધર્મિષ્ઠતાની છદ્મજાળને બર્ગમેન તેમાં ઉઘાડી કે છે વિલક્ષણ પ્રકારનો સૂક્ષ્મ કટાક્ષ આ ચિત્રોમાં વાને કારણે બર્ગમેને આ ચિત્રોમાં ડૉક્ટરની પુત્રી ને વેપારીની સ્ત્રીના પાત્રોની જે માર્દવતાપૂર્વક માવજત રી છે, તે હકીકત દર્શક ભૂલી શકતો નથી જો કે એ ભરૂપણુમાં કટાક્ષ નથી

બર્ગમેનના પાછલા—છેલ્લાના ચિત્રો વધુ ગૂઢતમ નર્યા છે એ વર્ષ પૂર્વે પારિસમાં મે ' The Seventh Seal ' જોયુ હતુ આમા કેવળ એક જ કથાનક નથી અને પ્રતીકોની પણ જટાજાળ છે મધ્યયુગની વાત અને પ્લેગનુ ફેલાવુ, તેનુ અંધશ્રદ્ધાજન્ય ધાર્મિક ઝનૂન, ડાકણોનુ જીવતેજીવત સળગાવી મૂકવુ વગેરે પ્રસંગો બર્ગમેને સાંકળી લીધા છે આની પડકે ક્રુઝેડ ( ધર્મયુદ્ધ ) માથી પાછા ફરતા ( Knight ) સરદારની વાત બર્ગમેન રજૂ કરે છે. એ મૃત્યુને મળવા જ ગયો હતો પણ યુદ્ધમા તે મૃત્યુ પામતો નથી જીવનની રહસ્યમય ઘટનાઓ બાબત તે ઉકેલ મેળવવા મથે છે પણ તેને કયા સમાધાનકારી ઉત્તર મળતા નથી તેનો સાથીદાર ( Squire ) શંકાગ્રસ્ત માણસ છે એ કોઇ પ્રશ્નો પૂછતો નથી, કારણ કે એ માને છે કે આવા પ્રશ્નોમા કોઇ ઉકેલ હોતા નથી આ બન્ને પાત્રોની જોડાજોડ એક ગજરૂ બાન ઇશ્વરમા માનનાર ખેલાડીનુ પાત્ર રજૂ કરી બર્ગમેને આ ચિત્રમા જે સમતુલા જાળવી છે, તે સ્તુત્ય છે

' The Magician ' મા દુઃસ્વપ્નો જેવા પ્રતીકોનો આશ્રય બર્ગમેને લીધો છે આપણે જે વાસ્તવિક જગત ને જાણીએ છીએ તેના પર અધિભૌતિક સૃષ્ટિનો અવાતરણ સદા તેમા જોવા મળે છે વિચારશીલ માનસ જો સભાનપણે શ્રદ્ધાને નકારે છે તો ભય, ત્રાસ અને ગાડપણની કેટલીક એવી પળો પણ જીવનમા આવે છે જ્યારે, કઇક કચવાટ અને અણગમાપૂર્વક આધિ ભૌતિક તત્વોમા માનવા માણસ પ્રેરાય છે ખરો બર્ગમેનને આ પ્રકારની વિચારણા સ્ટ્રીન્ડબર્ગ અને ઇબ્સન જેવા સ્કેન્ડીનેવીઅન લેખકો પાસેથી વારસામા મળી હોય તે બનવાજોગ છે ' The Seventh Seal ' પછી તરત જ મે ' Peer Gynt ' નાટક જોયુ હતુ અને મુખ્ય પાત્રોની આધ્યાત્મિક શોધના પ્રયાસોને લગતા બન્ને કથાનકોના સામ્યનો મારા મન પર વિશિષ્ટ પ્રભાવ પડયો હતો આ સિવાય શરૂના morality playsની સ્પષ્ટ અસર બર્ગમેનમા જોઇ શકાય છે વિશાળ જનસમુદાયના વિવિધ પાસાઓ જે રીતે સર્કસના મેનેજર, ( Knight ) સરદાર, તેના સાથીદાર ( Squire ) અને ખેલાડી વગેરે પાત્રો દ્વારા એમણે રજૂ કરવાનો પ્રયત્ન કર્યો છે, તેમ ' Naked Night ' માનુ મર્કસ, ' Illicit Interlude ' માની ( ballet troup ) નૃત્યમડળી ' The magician ' માનો તેનો વિશાળ કરામતોનો અસબાબ વગેરે માનવીની વિવિધ અવસ્થાના પ્રતીકો તરીકે જ બર્ગમેને યોજ્યા છે

આમ, બર્ગમેનના ચિત્રોમા બહુધા કરુણ સૂરો જોવા મળે છે દુઃસ્વપ્નો જેવા ત્રસ્ત પ્રતીકોમા એની ગૂઢતમનરી વિકારી દશા પણ નોંધી શકીએ છીએ છતા એમની શરૂની ફિલ્મ્સમાની નિર્વ્યાજ, સરળ રમૂજના તત્વો પણ ભૂલવા ન જોઇએ, મારણુ કે કારણ કે બર્ગમેન જે સમસ્યા રજૂ કરે છે, તેમા પ્રત્યેક વ્યક્તિનુ નિરૂપણ ખુદ તે વ્યક્તિને જ ગભરાવી મૂકે તેવુ કરવામા તેઓ કુશળ રીતે કલાકારનો કસબ દાખવે છે પરતુ તેઓ માનવસમાજના જુદા જુદા સ્તરનો પણ એટલો જ ખ્યાલ રાખે છે સામાજિક દરજ્જાની અને વયભેદને કારણે જે વિવિધ સ્તરનુ તેઓ નિરૂપણ કરે છે તે નિખાલસપણે રમૂજી હોય છે આમા જિન્સી ભાવના વિશની સુરુચિ ઢબે રજૂઆત પણ જોવા મળે છે ' A lesson in Love ' મા ડાક્ટર પિતાને એના પુત્રી સવાલ કરે છે ' તમે જો રમત રાખી શકો તો મારી માન અમના ( ધાર ) પ્રણયી કેમ ન હોઇ શકે ? સાચુ કહુ તો , તો માનુ છુ કે તમે બધા જ સ્ખલનશીલ છો ! ' ' A handful of dust ' નવલમા એવીલીન વૉ જેનો ચિતાર આપે છે તે જ ' Bright young things ' ના સમાજનુ આ સમાતર નિરૂપણ કે આવી વિલક્ષણ અને મર્મિક ઢબે બર્ગમેન સમાજનુ હાસ્યચિત્ર આલેખી શકે છે

તો ખરેખર માનું છું કે બર્ગમેનને 'રમૂજ' ની બારે ઊંડી સૂઝ છે.

બર્ગમેનનાં ચિત્રોના કથાનક વિષે મેં જરા વિગતે ચર્ચા કરી છે. કારણું આ બધી જ ફિલ્મ્સ ઉચ્ચ બૌદ્ધિક પરિપાટીની ફિલ્મ્સ છે. એમનાં કથાનકોને નિશ્ચિત બીબાંમાં આદિ, મધ્ય અને અંત નથી. મોટાભાગની તો કેટલાક વિચારોની આસપાસ જ આકાર લેતી ફિલ્મ્સ છે. એનો અર્થ એવો નથી થતો કે કંટાળાપ્રદ લાંબાલચક શબ્દાડંબરભર્યા સંવાદો જ એમાં સાંભળવા મળે છે! ઉલટાના સંવાદો તો સચોટ, ગમ્મતી અને ધ્વન્યાત્મક છે. પ્રત્યેક દૃશ્યદ્વારા મનોગતની જુદી જુદી અવસ્થાઓ આશ્ચર્યજનક સ્પષ્ટતા અને કરકસરપૂર્વક તેઓ વ્યક્ત કરી શકે છે કેવળ બેજ પ્રસંગો હું ટાંકીશ: 'Naked Night' માં સર્કસનો ખેલાડી સર્કસ ગર્લને સોનાની માળાની લાલચ આપી તેની જોડે વ્યભિચાર કરવા ઈચ્છે છે ત્યારે એક આરસામાં બન્નેનાં પ્રતિબિંબ દિગ્દર્શકે ઝીલ્યાં છે. સર્કસ-ગર્લ કંઈક ખચકાય છે, પરંતુ ધનની તૃષ્ણા તે ટાળી શકતી નથી અને પુરુષ પોતે દાખવેલી ચતુરાઈનો જ ગુલામ બની બેસે છે અને બન્ને વચ્ચે સોનેરી લોકેટ આમતેમ ઝોલા ખાય છે (એ out of focus કરીને દિગ્દર્શકે દર્શાવ્યું છે.) આ આખુય દૃશ્ય દર્શકના ચિત્ત પર ઘેરી અસર મૂકી જાય છે. Illicit Interlude માં અંતે મારિયા તેના કાકાના હાથ સામું જોઇ જાણે દૂરથી બોલતી હોય તેમ કહે છે: "કેવા બેડોળ તમારા હાથ છે! જ્યારે હેન્રીકના હાથની હું કલ્પના કરું છું ત્યારે મને જ નવાઈ લાગે છે કે તમારા હાથને મેં મારા અંગેને ખરેખર કઈ રીતે સ્પર્શ કરવા દીધો હશે!" અને આ સાંભળીને દર્શકને જબરદસ્ત આઘાત પહોંચે છે, તેમ જ ખ્યાલ આવે છે કે હેન્રીકના મૃત્યુ પછી પોતાના કાકા જોડે નાસી આવેલી મારીઆને કાકાએ ભ્રષ્ટ કરી છે.

બર્ગમેનનાં ચિત્રો મોટે ભાગે અવાંતરકથા જેવાં છે અને ઘણીવાર તો કેવળ એક રાત્રી અને દિવસની આસ-પાસ જ તેમાંની ઘટના આકાર લેતી હોય છે. આમાં સંવાદની કાબેલિયતભરી યોજના દ્વારા ભૂતકાળને તો તેઓ

બર્ગમેનનાં ચિત્રો મોટે ભાગે અવાંતરકથા જેવાં છે અને ઘણીવાર તો કેવળ 'એક રાત્રી' અને દિવસની આસપાસ જ તેમાંની ઘટના આકાર લેતી હોય છે. આમાં સંવાદની કાબેલિયતભરી યોજનાદ્વારા ભૂતકાળને માત્ર સૂચન દ્વારા જ વ્યક્ત કરે છે. અને આને કારણે ચિત્રોને એક વિશિષ્ટ પ્રકારનું સમગ્ર પરિમાણ સાંપડે છે. આને લઈને તેમ જ ચિત્રોને ગાઢ વ્યવસ્થિત ચીલાચાલુ અંત ન હોવાથી જે સમસ્યાએ બર્ગમેન રજૂ કરે છે તે જોતાં ચિત્ર પડદા પર પૂરું થતું જણાય છે, પરંતુ ખરેખર તે ત્યાં પૂરું થતું જ નથી. સર્કસ બીજા શહેરમાં પડાવ નાખે છે, પરંતુ સર્કસનો મેનેજર વિદૂષક અને સર્કસ ગર્લ તો ફિલ્મ શરૂ થઇ ત્યારે જે અવસ્થામાં હતાં તે જ દશામાં રહે છે!

બર્ગમેને કોઈ રંગીન ચિત્રો બનાવ્યાં નથી. મારા ધારવા મુજબ ઘણા જૂજ દિગ્દર્શકો બર્ગમેન જેવી સૂચનાત્મક રીતે કરકસરપૂર્વક આટલી ઉદારતાથી કોન્ટ્રાસ્ટ ને ફ્લેશબેક્સ પદ્ધતિનો ઉપયોગ કરી શકે છે. "Naked Night' ના પ્રથમ ફ્લેશબેકની વાત કરું. ફિલ્મ શરૂ થાય છે ત્યારે ધુમ્મસ-છાયું સવાર પડી હોય છે અને ફ્લેશબેકની ખૂબી, ચાર્લી ચેપ્લીનની ફિલ્મમાં જોવા મળે છે તે પ્રકારે પુષ્કળ પ્રકાશ, (સહેજ ઓવર એક્સપોઝડ ફિલ્મ દ્વારા) પેલા પ્રભાતના તદ્દન વિરોધાભાસમાં તદ્દન શાંતિ વચ્ચે રજૂ કરીને, તેઓ દર્શાવે છે. આ વિરોધાભાસની ખૂબી તેમણે 'Smiles of a summer-night' માં સૂર્યોદય અને તેની પછી ઘરમાંના નકલી આડંબરભર્યા વાતાવરણને રજૂ કરી દર્શાવી છે અને સ્વીડનનાં ગ્રામદૃશ્યો: ધુમ્મસવાળા વહેલા પરોઢ વહેલી સવારનાં ગાઢા અરણ્ય વરસાદનાં ટીપાંથી છલકતાં તળાવડાં, ગામમાં પ્રવેશ કરતાં કે ગામ છોડીને જતાં ઘોડા જોડેલાં મોટાં સ્વીડીશ ગાડાં ઈત્યાદિ તેઓ અસાધારણ કુશળતાપૂર્વક રજૂ કરે છે.

# કાવ્ય : મહાન આધ્યાત્મિક મૂલ્ય

[ ૧૧-૨-૬૨ સુરત ]

[ નર્મદ-ચંદ્રક અર્પણવિધિ પ્રસંગે તા. ૧૧-૨-૬૨ના રોજ સુરત મુકામે નિરંજન ભગતનું વક્તવ્ય

**આ** પ્રસંગે આ ચંદ્રક જે મહાન પુરુષ અને કવિના પવિત્ર નામથી નવાજ્યો છે એમનું કૃતજ્ઞતાપૂર્વક સ્મરણ કરીને જે સાહિત્ય સંસ્થાએ મારા કાવ્યસંગ્રહ 'છંદોલય'ને આ ચંદ્રક અર્પણ કર્યો છે તે સાહિત્ય સંસ્થા પ્રત્યે અને આ પ્રસંગે અહીં ઉપસ્થિત આપ સૌ કવિતા રસિકો પ્રત્યે આભારની લાગણી જો મૌનથી જ વ્યક્ત થતી હોત તો મેં મૌનથી જ સંતોષ માન્યો હોત ! પણ મૌનથી તો ઈશ્વર પણ મૂંઝાયો એટલે તો એણે મૌનનો ભંગ કરીને કાવ્યનું એટલે કે વિશ્વનું સર્જન કર્યું. તો હું તો મનુષ્ય છું મેં મૌનનો ભંગ તો જ્યારથી કાવ્ય કર્યું ત્યારથી કર્યો છે. કાવ્ય કર્યું એટલે કે મૌનનો ભંગ કર્યો ત્યારે તો આ પ્રસંગ આવ્યો. પણ જે મૌનનો ભંગ કરે છે એને માથે એ ભંગ સાર્થક કરવાની મહાન જવાબદારી આવે છે. એ જવાબદારીનું સતત ભાન રહે એવા આશીર્વાદ લેવા આ પ્રસંગે આપ સમક્ષ, કવિ નર્મદની અક્ષરમૂર્તિ સમક્ષ અને પરમકૃપાળુ પરમાત્મા સમક્ષ નમ્રતાપૂર્વક અહીં ઊભો છું.

## મુશ્કેલીઓ અને મૂંઝવણો

આ પ્રસંગે અર્વાચીન ગુજરાતી કવિતામાં નર્મ-કવિતાની પરંપરાની વ્યાખ્યા કરી શકાય. પણ એ અધિકાર ગુજરાતી સાહિત્યના ઇતિહાસકારનો છે, મારો નહીં. આ પ્રસંગે સાહિત્યનાં પારિતોષિકો, કવિતારસિકો અને સાહિત્યની સંસ્થાઓનું સમાજના સ્વાસ્થ્યની અને કાવ્યરુચિના વિકાસની દૃષ્ટિએ મૂલ્યાંકન કરી શકાય. પણ એ અધિકાર સમાજચિંતકનો અને વિવેચકનો છે, મારો નહીં; આ પ્રસંગે જે કાવ્યસંગ્રહને આ ચંદ્રકને પાત્ર ગણ્યો છે એની સ્તુતિ કરી શકાય. આનંદ અનુભવીને તો કવિ કાવ્યનું સર્જન કરતો હોય છે અને કાવ્યનું સર્જન કરીને વળી આનંદ અનુભવતો હોય છે અને કવિ જ્યારે એ કાવ્યનું સહૃદયો સમક્ષ પ્રકાશન કરતો હોય છે ત્યારે એ આનંદનો સહાનુભવ કરવાની એને લાલચ હોય છે. એટલે એ કાવ્યસંગ્રહની આ સૌની જેમ સ્તુતિ કરવામાં મને સહેજ પણ સંકોચ નથી પણ એમ કરું તો તો નર્યું પુનરાવર્તન થાય. એ અધિકાર તો આપે એ કાવ્યસંગ્રહને આ ચંદ્રક અર્પણ કરીને અને આ પ્રસંગે અહીં ઉપસ્થિત રહીને ભોગવ્યો જ છે એટલે એ ચેષ્ટા કરીને હું આપ સૌમાં ઈર્ષા નહીં પ્રેરું. તો એ કાવ્યસંગ્રહની નિંદા કરીને આપ સૌમાં નિરાશા પણ નહીં પ્રેરું. અલબત્ત, એ કાવ્યસંગ્રહમાંનાં કાવ્યોનું સર્જન કરતાં પહેલાં, કરતાં કરતાં અને કર્યા પછી મેં શી શી મુશ્કેલીઓ અને મૂંઝવણો અનુભવી હતી અને એ મુશ્કેલીઓ અને મૂંઝવણો મેં કેવી રીતે પાર પાડી અથવા તો હું કેવી રીતે પાર પાડવામાં નિષ્ફળ નીવડ્યો એ વિષે એકરાર કરી શકાય. વળી એ મારી મુશ્કેલીઓ અને મૂંઝવણો તથા એ કાવ્યોનાં વાચન કરતાં પહેલાં, કરતાં કરતાં અને કર્યા પછી તમે અનુભવી હોય તે મુશ્કેલીઓ અને મૂંઝવણો એકસરખી ન પણ હોય, તેથી એ એકરાર વધુ રસિક નીવડવા સંભવ. કાનમાં કહું કે કવિ જ્યારે કવિતા પર અને તેમાંય તે પોતાની કવિતા પર અને તેમાંય તે વળી 'ગદ્યમાં' કહે ત્યારે બહુ ધ્યાન નહીં ધરવું. કારણ કે ત્યારે એ પોતે જે પ્રકારની કવિતા કરે છે અથવા ભવિષ્યમાં કરવાનો છે એને પુરસ્કારવાનો અને અન્ય પ્રકારની કવિતાને તિરસ્કારવાનો એ પૂર્વગ્રહથી અનિવાર્યપણે પીડાતો હોય છે. વળી, કવિ કાવ્ય સિદ્ધ કરે પછી પણ એ કાવ્યની સર્જનપ્રક્રિયા વિષે

સંપૂર્ણ સંતોષકારક અને સર્વસ્વીકાર્ય ઉત્તર કે ઉકેલ આપી શકતો નથી, અધકચરો અને આછોઅછડો જ ખ્યાલ કે ખુલાસો આપી શકે છે. જોરશોરથી કહું કે બિનકવિઓ એટલે કે તત્ત્વચિંતકો, વિજ્ઞાનીઓ, મનોવિજ્ઞાનીઓ, સમાજવિજ્ઞાનીઓ, ભાષાવિજ્ઞાનીઓ જ્યારે કવિતા પર કંઈ કહે ત્યારે તો બિલકુલ ધ્યાન ન ધરવું, કારણ કે તેઓ કવિતાનો સાધન તરીકે ઉપયોગ કરે છે, સાધ્ય તરીકે નહિ. ને એ તો આપને સૌને કહેવાનું જ ન હોય કે વિવેચકો જ્યારે કવિતા પર કંઈ કહે ત્યારે તો અંતર્ધ્યાન જ થવું ! કારણ કે તેઓ કવિતાનું 'પોસ્ટમોર્ટમ' કરે છે.

કવિતાની સર્જનપ્રક્રિયા વિશેના કવિઓના એકરારો અને કાવ્ય વિશેના વિવેચકોનાં અર્થદર્શન, ભાવદર્શન, રસદર્શન વ. દર્શનોનો, પૃથક્કરણોનો હું ઓછો આશક નથી. એમનો મહિમા હું સમજું છું. એમનું મહત્ત્વ હું સ્વીકારું છું. પણ આ પ્રસંગે અહીં એમની મર્યાદાનું સ્મરણ કરવા કરાવવા માગું છું.

## ક્ષણાર્ધ માટે જ કવિ

એક વાર કાવ્ય સિદ્ધ થય પછી કવિ એ કાવ્યની સર્જનક્રિયા વિશે એકરારો કરે છે. ત્યાં લગી તો એ કાવ્ય સિદ્ધ થવા વિશે, પોતાના કવિ હોવાપણા વિશે શંકાની સ્થિતિમાં હોય છે. કવિ કાવ્યની અંતિમ પંક્તિ કે એનો અંતિમ શબ્દ યોજે છે તે ક્ષણ અથવા ક્ષણાર્ધ માટે જ કવિ હોય છે, અને એક વાર કાવ્ય સિદ્ધ થાય પછી એ કવિ મટી જાય છે. ક્યારેક હમેશને માટે કવિ મટી જાય છે. કાવ્ય સિદ્ધ થાય ત્યાર પછી અમુક શબ્દ, પ્રતીક, અલંકાર, લય, છંદ, ભાવ, વિચાર એણે એ કાવ્યમાં કેમ યોજ્યાં, એને એ કેમ સૂઝ્યાં, એ વિશે એ એકરારો કરે છે. એ જ યોજ્યાં અને એ જ સૂઝ્યાં, અન્ય કેમ ન યોજ્યાં, અન્ય કેમ ન સૂઝ્યાં એમ એ એમની અનિવાર્યતા વિશે એકરારો કરે છે અને વિવેચક એ વિશે પૃથક્કરણો કરે છે. કવિ અને વિવેચક આ એકરારો અને પૃથક્કરણો એક વાર કાવ્ય સિદ્ધ થયા પછી જ કરે છે, પછી જ કરી શકે, કાવ્ય સિદ્ધ થાય ત્યાં લગી તો એ કાવ્યના સિદ્ધ થવા વિશે જ્યાં સ્વાવલંબી કવિ સ્વયં શંકાની સ્થિતિમાં હોય ત્યાં પરાવલંબી વિવેચક શ્રદ્ધાપૂર્વક શું કહી શકે ? કાવ્ય વિશે કવિ કે વિવેચક આગાહી ન ઉચ્ચારી શકે, ભવિષ્યવાણી ન ભાખી શકે. કવિતાની કુંડળી નથી હોતી. એક વાર કાવ્ય સિદ્ધ થાય પછી એ કાવ્ય વિશેના આ એકરારો અને પૃથક્કરણમાં એ કાવ્યની સર્જનપ્રક્રિયા વિશે સંપૂર્ણ સંતોષકારક અને સર્વસ્વીકાર્ય ઉત્તર કે ઉકેલ હોતો નથી. એમાં અધકચરો, આછોઅછડો ખ્યાલ કે ખુલાસો હોય છે. જો એમ ન હોત તો તો 'કાવ્ય સિદ્ધ કરવાની એકસો ને એક રીત' એ નામનું પાઠ્યપુસ્તક સુલભ હોત ! તો તો કવિ અને વિવેચક કાવ્યની કારિકા–ફોર્મ્યુલા આપી શકત. કાવ્યના કાર્યક્રમો અને કારખાનાં હોત ! તો તે કવિ અને વિવેચક કહી શકત કે અમુક અમુક શબ્દ, પ્રતીક, અલંકાર, લય, છંદ, ભાવ, વિચાર યોજો એટલે 'સાગર અને શશી' કે 'કુબ્જાખ્યાન,' 'મેઘદૂત' કે 'ધી ડિવાઇન કોમેડી' સિદ્ધ થશે. તો તો કાવ્ય સરલ અને સુલભ હોત પણ કાવ્ય દોહ્યલું ને દુર્લભ છે. એમ કેમ? કારણ કે સમગ્ર કાવ્ય કાવ્યનાં સૌ તત્ત્વોના સરવાળાથી કઈક વિશેષ છે. કાવ્ય સમગ્રનો અર્થ કાવ્યનાં સૌ તત્ત્વોનાં અર્થોના સરવાળાથી કંઈક વિશેષ છે. આ 'કઈક વિશેષ' કાવ્યનાં સૌ તત્ત્વો શબ્દ, પ્રતીક, અલંકાર, લય, છંદ, ભાવ, વિચાર દ્વારા જ સિદ્ધ થાય છ. છતાં એ આ તત્ત્વોથી પર . આ તત્ત્વો વિના અલબત્ત, કાવ્ય સિદ્ધ ન થાય; તો માત્ર આ તત્ત્વોથી જ કાવ્ય સિદ્ધ ન થાય, કારણ કે સમગ્ર કાવ્યમાં કાવ્યના સૌ તત્ત્વોથી 'કંઈક વિશેષ' હોય છે. આ 'કઈક વિશેષ' શું છે ? આ સૌ તત્ત્વો વચ્ચે આંતરિક અને અનિવાર્ય સહજ, સ્વાભાવિક અને સરલ સંબંધ. એથી જ સમગ્ર કાવ્યમાં કાવ્યનાં સૌ તત્ત્વોથી કઈક વિશેષ હોય છે. આ કઈક વિશેષ ' શું છે ? જાદુ. આ 'કઈક વિશેષ' એ જ કાવ્યનું આશ્ચર્ય છે, કાવ્યનું રહસ્ય છે, કાવ્યનો ચમત્કાર છે, જાદુ છે. કાવ્યનાં સૌ તત્ત્વો પરંપરાગત છે, પરિચિત છે; છતાં એમનો સરવાળો એટલે કે સમગ્ર કાવ્ય મૌલિક છે, અપરિચિત છે. કાવ્યના આ સૌ તત્ત્વોનું બંધન સ્વીકારીને એ બંધન દ્વારા જ, કાવ્યનાં આ સૌ તત્ત્વોના સરવાળા દ્વારા એટલે કે સમગ્ર કાવ્ય દ્વારા, આ બંધનને કવિ અતિક્રમે છે, અને

પોતાની સ્વતંત્રતા સિદ્ધ કરે છે આથી કાવ્યના આ તત્ત્વો અનુકરણીય હોય છે પણ સમગ્ર કાવ્ય અનનુકરણીય છે, અદ્વિતીય છે એથી જ કાવ્યના સ્વરૂપતત્ત્વમાં, કાવ્ય વિશેના વિવેચકના પૃથક્કરણમાં કે કવિના એકરારમાં કાવ્ય સમગ્રના અર્થનો સમાસ થતો નથી કાવ્યમાં જ્યારે શબ્દ યોજાય છે ત્યારે શબ્દ એનો શબ્દકોષ પ્રમાણેનો અર્થ ગુમાવે તો નહિ પણ કાવ્યમાંના અન્ય સૌ શબ્દોના સંદર્ભમાં, સંબંધમાં નવો અર્થ પામે છે કાવ્યમાં શબ્દનો પુનર્જન્મ થાય છે વિવેચક જ્યારે કાવ્યનું પૃથક્કરણ કરે છે ત્યારે શબ્દને સમગ્ર કાવ્યથી અલગ પાડે છે શબ્દ કાવ્યની બહાર હોય છે ત્યારે એનો જેવો અને જેટલો અર્થ થાય છે તેવો અને તેટલો એનો અર્થ એ શબ્દ જ્યારે કાવ્યની બહાર હોય ત્યારે થતો નથી આથી શબ્દનું મૃત્યુ થાય છે શબ્દનો આ સંદર્ભ, આ સંબંધ એટલે જ સમગ્રતા, સંવાદ, સૌંદર્ય એમાં જ કાવ્યનું રહસ્ય છે, કાવ્યનો જાદુ છે, જેનો કાવ્ય વિષેના કવિના એકરારમાં કે વિવેચકના પૃથક્કરણમાં સમાસ થતો નથી જાદુનો ભેદ જો જાણી શકાય તો જાદુ જાદુ રહે? રહસ્યનો પાર જો પામી શકાય તો રહસ્ય રહસ્ય રહે? આ રહસ્યનું, આ જાદુનું અસ્તિત્વ તો સ્વયં કાવ્યમાં જ હોય છે કાવ્ય એટલે શું? એ વિષે શક્ય એટલું બધું જ કહ્યા કારવ્યા પછી અંતે તો કવિએ એ પ્રશ્નના ઉત્તરમાં સ્વયં કાવ્ય જ ધરવું રહ્યું! કાવ્યનો અર્થ શો એ વિષે શક્ય એટલું બધું જ કહ્યાકારવ્યા પછી અંતે તો વિવેચકે એ પ્રશ્નના ઉત્તરમાં સ્વયં કાવ્ય જ ધરવું રહ્યું! તો આ પ્રશ્નનો ઉત્તર શો? કાવ્ય સ્વયં આ તે શો ઉત્તર? ઉત્તર એ જ કે ઉત્તર નથી કાવ્ય એટલે શું? સસલાનાં શીંગડાં અને આકાશનો વર્ણ! કાવ્યનો અર્થ શો? કાવ્ય

## પ્રતીક્ષા જ કરવી રહી

ઉપમા દ્વારા કહેવું હોય તો કાવ્ય કોઈ પણ સજીવ તંત્ર—living organism—જેવું છે એક વાર બાળક જન્મે પછી એ બાળકના દેહના રાસાયણિક તત્ત્વોનું પૃથક્કરણ કરી શકાય, પણ પછી એ પૃથક્કરણ કર્યા પછી એ રાસાયણિક તત્ત્વોમાંથી પ્રયોગશાળામાં કાચની નળીમાં બાળક સર્જી શકાતું નથી એનું સર્જન તો માતાના ગર્ભમાં જ થાય છે એ બાળકનું રહસ્ય, એનો જાદુ એ પૃથક્કરણમાં નથી, માતાના ગર્ભમાં છે તેવું જ કાવ્યનું કાવ્યનું રહસ્ય, કાવ્યનો જાદુ તો કાવ્યમાં જ છે એક વાર કાવ્ય સિદ્ધ થાય પછી એ કાવ્યના સૌ તત્ત્વોનું પૃથક્કરણ કરી શકાય પણ પછી એ તત્ત્વોનું પૃથક્કરણ કર્યા પછી અમુક અમુક તત્ત્વોથી કાવ્ય સિદ્ધ થશે એવું કવિ કે વિવેચક કહી શકે નહિ જીવનનું વિજ્ઞાન હોવા છતાં જીવન શું એ જેમ રહસ્ય જ રહ્યું છે તેમ વિવેચનનું વિજ્ઞાન હોવા છતાં કાવ્ય શું એ તો રહસ્ય જ રહ્યું છે ભાગ્યે જ કહેવાની જરૂર હોય કે અહીં રહસ્યવાદ કે દુર્બોધતા અભિપ્રેત નથી પણ કવિતામાં જે રહસ્ય અનિવાર્ય છે તે રહસ્ય જ અભિપ્રેત છે. આથી જ કાવ્ય એ કોઈ તર્ક કે તરકીબ, કોઈ કસબ કે કારીગરી, કોઈ કૌશલ્ય કે કરામતનું પરિણામ નથી પણ કવિની કલ્પનાનો કીમિયો છે કવિની પ્રતિભાની સરજત છે, અને પ્રતિભાનું રહસ્ય તો એકમાત્ર પરમાત્મા જ જાણે છે આથી જ કવિ જ્યારે સૌથી ઓછો સભાન હોય છે ત્યારે જ સૌથી વધુ સૌંદર્ય સિદ્ધ કરે છે એ બેભાન ને બેભાન હોય છે ત્યારે જ સૌંદર્ય છાપો મારે છે વણકલ્પ્યું અને અણચિંતવ્યું એકાદ શબ્દમાં કે પંક્તિમાં અકાએક અચાનક આવી પડે છે, આવી ચડે છે એવા શબ્દને કે એવી પંક્તિને ફ્રેન્ચમાં donné કહે છે અંગ્રેજીમાં given ગુજરાતીમાં 'આગંતુક' કાવ્યમાં સૌંદર્ય આમંત્રિત નથી, આગંતુક છે જીવનમાં જેમ પ્રેમ પરાણે ન થાય એ તો ક્યારે જીવનભર ઝંખે ઝૂરો તોયે ન થાય ને થવાનો હોય તો ક્ષણાર્ધમાં થાય, જાણો તે પહેલાં થઈ ચૂક્યો હોય તેમ કાવ્યમાં સૌંદર્ય પરાણે સિદ્ધ ન થાય એ તો પ્રગટે કાવ્યમાં સૌંદર્ય સિદ્ધ થાય પછી સમજાય કે આ કાવ્યમાં સૌંદર્ય સિદ્ધ થયું. કાવ્યમાં એનું અસ્તિત્વ અનુભવી શકાય, એની હાજરી વર્તાય પૃથક્કરણ દ્વારા એનો પાર ન પામી શકાય જેમ જીવનમાં પ્રેમ, અનુભવી શકાય, એના વિષે કોઈને કંઈ કહી શકાય નહીં એનું નામ પાડી શકાય નહીં, પ્રિયજનની આંખમાંથી ઊડતી તેજકણિકા રૂપે અનુભવી શકાય જીવનમાં જેમ પ્રેમનો જાદુ તેમ કાવ્યમાં સૌંદર્ય. સૌંદર્યનો જાદુ પ્રગટે તો પલકમાં પ્રગટે, નહીં તો ન પણ પ્રગટે, અનંતકાળમાં

પણ ન પ્રગટે, મનુષ્યે જીવનમાં જેમ પ્રેમ માટે તેમ કવિએ કાવ્યમાં સૌંદર્ય માટે પ્રતીક્ષા કરવી રહી!

### કવિની કામગીરી

કવિ મનુષ્ય તરીકે પ્રેમ દ્વારા પોતના અહમ્‌માંથી, વ્યક્તિત્વના વળગાડમાંથી છૂટે છે, મુક્તિ મેળવે છે અને જીવન સમગ્રની સાથે, વિશ્વ સમસ્તની સાથે તાદાત્મ્ય અનુભવે છે અને સમજ દ્વારા મધર્ષોની વચ્ચે સંવાદિતા, દ્વૈતની વચ્ચે અદ્વૈત, વૈધર્મ્યમાં સાધર્મ્ય જોવાની શક્તિ કેળવે છે, તાટસ્થ્ય અનુભવે છે, મોક્ષ મેળવે છે. પણ આ તો કવિ થવા માટેની મનુષ્ય તરીકેની એની કેવળ સજ્જતા, પૂર્વ તૈયારી જ માત્ર, આ તો કવિનો ધર્મ. પણ-કવિનું કર્મ તો કાવ્ય સિદ્ધ કરવાનું છે. એટલે કે મનુષ્ય તરીકે પ્રેમ અને સમજ દ્વારા એણે જે મુક્તિ અને મોક્ષ મેળવ્યાં એનું કાવ્યના ઉપાદાન દ્વારા, એટલે કે વાણી દ્વારા, શબ્દ દ્વારા કાવ્ય સિદ્ધ કરવાનું છે. મનુષ્ય તરીકેના એના જીવનના આ અનુભવને કવિ તરીકેના કાવ્યાનુભવ રૂપે સિદ્ધ કરવાનું છે એટલે કે પ્રેમને સૌંદર્ય રૂપે સિદ્ધ કરવાનું છે. એથી એક વાર કાવ્ય સિદ્ધ થાય પછી કવિને કશું કરવાનું રહેતું નથી. કાવ્ય પોતે જ એક મહાન આધ્યાત્મિક મૂલ્ય છે. વિશ્વ સમસ્તના, જીવન સમગ્રના અર્થમાં પરિવર્તન કરે એવી ક્રાંતિ છે. એથી એક વાર કાવ્ય સિદ્ધ થયા પછી કવિને કંઈ કરવાનું રહેતું નથી. પણ કાવ્ય સિદ્ધ થાય એ માટે કવિએ અખૂટ ધીરતા અને સ્થિરતાપૂર્વક પ્રતીક્ષા કરવાની છે, અને એક વાર કાવ્ય સિદ્ધ થાય પછી એનું કૃતજ્ઞતાપૂર્વક સ્વાગત કરવાનું છે.

આ પ્રસંગે, ગુજરાતી ભાષામાં સતત કાવ્ય સિદ્ધ થતું રહો અને એનું સદાય સ્વાગત થતું રહો એવી શુભેચ્છા વ્યક્ત કરીને વિરમું છું.

[સાહિત્ય સંગમ-સંદેશ તા. ૨-૩-૬૨]

# ગુજરાત : ભૂમિકા, પરિણામ અને પૃથક્કરણ | ભોગીલાલ ગાંધી

ભારતની ત્રીજી સાર્વત્રિક ચૂંટણીના પરિણામો મોટા ભાગનાં પ્રગટ થઇ ગયાં છે. પક્ષવાર બેઠકો ( બિન-પક્ષી જૂથ સહિત )ની સંખ્યા અને પક્ષવાર મળેલા મતની ટકાવારી—આટલા ઉપરથી વિજય-પરાજયનો 'ઉપરની સપાટી'નો નકશો તો મળી જાય છે. પરંતુ દરેક બેઠકના વિજય-પરાજય પાછળ અનેક બળો કામ કરતા હોય છે. રાજકીય પક્ષની પ્રતિષ્ઠા, વ્યક્તિગત પ્રતિષ્ઠા—ન્યાત, જાત, કોમ, ધર્મ, સંપત્તિ, ઉચ્ચસ્થાન, મોભા, અનુભવ, સેવા, નિષ્ઠા અને સ્વભાવ વગેરે વગેરે કારણે પ્રાપ્ત થયેલ પ્રતિષ્ઠા તથા ચૂંટણી દરમ્યાનની કામગીરી-કારવાઇ-પદ્ધતિ એટલે કે સંગઠન-શક્તિ, ખંત, શ્રમ, સાધનો, સાથીઓ, ચીવટ, અને વ્યવહારુ—અવગડિયું આચરણ વગેરે ઉપર ઘણો આધાર રહે છે. દરેક બેઠકમાં જય-પરાજય પાછળ એક યા અમુક સ્પષ્ટ કારણો દેખાય એમ ન પણ બને અને આ બધાંને કારણે ચૂંટણી નિષ્ણાતોનું પૃથક્કરણ-કાર્ય અનેકગણું મુશ્કેલ અને જટિલ બનતું રહ્યું છે

આ ઉપરાંત, ભારત જેવા અનેક પ્રકારની વિવિધતા, વિશિષ્ટતા ધરાવતા વિશાળ ખંડ જેવા દેશના વિવિધ રાજ્યોની ચૂંટણીઓનું પૃથક્કરણ સ્થાનિક લાક્ષણિકતાઓ સાથે સંકળાયેલું હોવાનું જ.

આ વખતની ત્રીજી સાર્વત્રિક ચૂંટણીના પરિણામો ઉપર ઊડતી નજર નાખતાં ય આ વાતનો અણસાર મળી રહે છે. દા. ત. ભારતવર્ષના સર્વસાધારણ વિકાસની દિશા અંગે નિષ્ણાતો એવો અભિપ્રાય ધરાવતા આવ્યા છે કે, ભારતમાં કોંગ્રેસનો જે પ્રકારે વિકાસ થયો છે તે જોતાં, અને તેમાંય કોંગ્રેસે સમાજવાદનું ધ્યેય સ્વીકારી લીધા પછી તો પ્રજાસમાજવાદી અગર તે પ્રકારના અન્ય લોકશાહી સમાજવાદી પક્ષો માટે, ખાસ કશું ભવિષ્ય રહેતું નથી. વળી એવું પણ ભવિષ્ય ભાખવામાં આવે છે કે ભારતની જરૂરિયાત અને વિકાસના કક્ષા જ એવી છે કે રજવાડી તથા કોમી હિતો માટે પણ ભવિષ્ય ઊજળું નથી. આના આધારે એવું વિધાન પણ કરવામાં આવે છે કે આ દેશમાં કોંગ્રેસ અને કમ્યુનિસ્ટ—એ બળો વચ્ચે જ સાચો સંઘર્ષ આવી ઊભો છે તો વળી એવું કહેનારા નિષ્ણાતો છે કે ભારતની ભૂમિ, ઇતિહાસ અને પ્રકૃતિ જોતા, તે કમ્યુનિસ્ટ રાજ્યપદ્ધતિનો સ્વીકાર કરી શકશે એવું દેખાતું નથી.

આ અને આવા બીજા અનેક વિધાનો થઈ શકે ને અને ભારતના જુદા જુદા રાજ્યોના દૃષ્ટાંતો સાથે એક અથવા બીજા વિધાનનું સમર્થન થઈ શકેય ખરું. એ કે, આ બધાની વાસ્તવિકતા તપાસવા માટે આપણે દરેક રાજ્યની પરિસ્થિતિની વિશેષતા—લાક્ષણિકતા—ઉપર આધાર રાખવો રહે

## ૧ : ગુજરાતની લાક્ષણિકતા

૧

ગુજરાતનો વિચાર કરતા, આ સંદર્ભમાં જે વાત સર્વપ્રથમ લક્ષમાં આવવી સ્વાભાવિક છે તે એ છે કે,

* ગુજરાતમાં કોંગ્રેસથી સ્વતંત્ર એવા કોઈ રાજકારણનો પુખ્ત વિકાસ અગાઉ થયો નથી.

એક રીતે આપણે એમ પણ કહી શકીએ કે કૉંગ્રેસનો વિકાસ રાષ્ટ્રીય સ્વાતંત્ર્યનાં વરસો દરમ્યાન એક વિસ્તૃત વિશાળ મોરચારૂપે થયો હતો. ગાંધીજીએ ભારતીય રાજકારણનાં સૂત્રો હાથ ધર્યાં તે પછી વિભિન્ન છાયા-પ્રકાશ ધરાવતાં રાજકારણી જૂથો કૉંગ્રેસમાં ઓતપ્રોત થયાં હતાં. જો કે ૧૯૨૪-૨૫થી ટ્રેડયુનિયન-કમ્યુનિસ્ટ પ્રવાહ કૉંગ્રેસથી બહાર વહેતો થયો હતો; પરંતુ કૉંગ્રેસમાંનાં તત્કાલીન ઉદ્દામ બળોનું પીઠબળ મળ્યા પછી જ કૉંગ્રેસની સમાન્તરે સંગઠિત સ્વરૂપે તે ઊભો થયો હતો. જો કે, એ પક્ષ કદીય રાષ્ટ્રીય (રાષ્ટ્રવ્યાપી બનવા છતાં) બની ન શક્યો, વર્ગીય વાડથી બહાર નીકળી રાષ્ટ્રીય અસ્મિતા અને ભાવનાને આત્મસાત કરી ન શક્યો, અને રાષ્ટ્રીય સ્વાતંત્ર્યના સંગ્રામમાં તે કૉંગ્રેસનો હરીફ ન બની શક્યો.

પરંતુ, સ્વાતંત્ર્યસિદ્ધિ પૂર્વેના છેલ્લા દોઢ દાયકા દરમ્યાન, ૧૯૩૨થી કૉંગ્રેસની અંદર જ મૂળભૂત રીતે રાષ્ટ્રીય એવો ઉદ્દામ-સમાજવાદી સમૂહ જન્મ લઈ ચૂક્યો હતો; અને ૧૯૩૪માં કૉંગ્રેસની અંદર જ રહીને 'કૉંગ્રેસ સમાજવાદી પક્ષ' તરીકે પ્રવૃત્તિશીલ બન્યો હતો—પાછળથી આ પક્ષ પણ કૉંગ્રેસથી અલગ થયો હતો. આમ છતાં, રાષ્ટ્રીય મુક્તિના અગ્રણી વિશાળ વિસ્તૃત વડલા તરીકેનું કૉંગ્રેસનું સ્થાન ખંડિત થવા છતાં અવિચળ રહ્યું હતું.

સ્વરાજ્ય પ્રાપ્તિ પછી કૉંગ્રેસનું આ સ્વરૂપ પલટાયું છે. ગાંધીજીનું ચાલ્યું હોત ને કૉંગ્રેસે માન્યું હોત તો હજી આજે ય કૉંગ્રેસ એક વિરાટ લોકસેવક સંઘ તરીકે આ દેશની સૂત્રધાર રહી હોત. પરંતુ સત્તાની લગામો હાથ ધર્યા પછી તેનું આંતરિક સ્વરૂપ મૂળભૂતપણે પલટાયું છે. અલબત્ત, આમ છતાં, રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય-કાળનો તેનો વારસો હજી સર્વથા લુપ્ત થયો છે એવું નથી જ નથી. હજી તે જ આ દેશના નવ-નિર્માણનો સૌથી મોટો સબળ વિસ્તૃત મોરચો રહ્યો છે. પરંતુ હવે તેનો ઘાટ વિશાળ રાષ્ટ્રીય મોરચાને બદલે વધુ ને વધુ એક પક્ષ તરીકે ઘડાઈ રહ્યો છે.

હકીકતે તો, કૉંગ્રેસ માટેની સમસ્યા જ આ છે—કાં તો તેણે રાજ્યસત્તાની બહાર રહી વિરાટ લોકસેવક સંઘ તરીકે દેશના સાચા સૂત્રધાર તરીકે બીડું ઝડપવું રહ્યું; અથવા રાજ્યસત્તાના સૂત્રધાર તરીકે ધીમે ધીમે એક સ્પષ્ટ રાજકીય પક્ષમાં ફેરવાઈ જવું રહ્યું. કદાચ આપણે એમ કહી શકીએ કે, પહેલો વિકલ્પ તો હવે લગભગ અદૃશ્ય થયો છે, આમ છતાં - કેવળ બીજો વિકલ્પ સ્વીકારી લેવા પણ તે (ખાસ કરીને નહેરુ) તૈયાર નથી. તેની મથામણ તો રાજ્યસત્તાની લગામ પોતાના હાથમાં રાખીને, સર્વદેશીય-રાષ્ટ્રીય મોરચો બની રહેવાની છે! આથી જ તો, હજી આજેય મર્યાદિત સમાજવાદમાં માનનાર 'જિન્જર ગ્રૂપ'થી માંડીને સર્વસાધારણ લોકશાહી માળખા ઉપર વિશ્વાસ ધરાવનારાં વિવિધ-વિભિન્ન હિતનાં જૂથો કૉંગ્રેસમાં હયાત છે. આથી જ તો, ઘણી વાર તે પ્રજા સમાજવાદી અથવા સર્વસાધારણ લોકશાહી સમાજવાદી જૂથોની નજીક હોવાનો ખ્યાલ આપે છે; અને બીજી વાર નૈતિક સર્વોદયી વિચારનો-ગાંધીજી-વિનોબાનાં સૂત્રો (વિકેન્દ્રિત રાજ્યસત્તા-પંચાયતી લોકરાજ્ય, વિકેન્દ્રિત ઉદ્યોગો) નો પડઘો પાડતો સંભળાય છે, તો ત્રીજી વાર, પશ્ચિમી અતિકેન્દ્રિત ઉદ્યોગવાદની અને પશ્ચિમી રાજ્યવાદની દિશામાં દોડતો દેખાય છે!

**કૉંગ્રેસની સાધના મધ્યમ માર્ગ માટેની છે—અને તેની સમસ્યા યોગ્ય સમતુલા સાચવવા અંગેની છે.**

આ સમતુલા તે જેટલે અંશે ગુમાવે છે તેટલે અંશે તેનો પોતાનો જ પાયો ખંડિત બને છે-સંકુચિત સંકીર્ણ બને છે. આથી તો, સહજ રીતે જ તેની અંદરનાં વિભિન્ન હિતો અને બળો તેને નિશ્ચિત વળાંક આપવા પ્રયત્નશીલ રહ્યાં છે. આજ સુધી તો અંદર રહીને જ ખેંચવાનું સ્વાભાવિક મનાતું હતું. હજી હમણાં સુધી, ગુજરાતમાં કમ્યુનિસ્ટ અને સમાજવાદી અથવા જમીનદારી અને રજવાડી, કોમી અને વર્ગીય, રૂઢિચુસ્ત અથવા ક્રાંતિકારી—એકે જૂથ કૉંગ્રેસની બહાર અને કૉંગ્રેસની સામે સુદૃઢ મોરચો બાંધી શક્યું નથી. કેરળ, આંધ્ર અને પ. બંગાળમાં કમ્યુનિસ્ટો અને

આક્રિસ્ટ્સો, મહારાષ્ટ્રમા સર્વવર્ણના ઉદ્દામો, બિહાર, યુક્ત પ્રાતમા પ્રજા સમાજવાદી અને ઈતર સમાજવાદી બળો, મધ્યપ્રદેશ રાજસ્થાન અને પજાબમા કોમી બળો, ઓરિસા અને મદ્રાસમા જમીનદારી સ્થપિત હિતો ઠીક ઠીક પ્રમાણમા, આ છેલ્લી ચૂટણી પૂર્વે, કોગ્રેસની સામે સુગઠિત બન્યા હતા—તેવુ ગુજરાતમા બની શક્યુ ન હતુ

૧૯૫૧–૫૨ની પ્રથમ સાર્વત્રિક ચૂટણી વખતે તો ગુજરાતના આજના પરિવર્તનનો અદાજ બાધવો પણ શક્ય ન હતો—કેમ જાણે કોગ્રેસ 'યાવચ્ચદ્ર દિવાકરૌ' રહેવાની ન હોય !

૧૯૫૭ની બીજી સાર્વત્રિક ચૂટણી વખતે પરિસ્થિતિ ઘણી જ સ્ફોટક હતી 'મહાગુજરાત આદોલન' દ્વારા કોન્ગ્રેસ સામેનો આતશ ઊછળી રહ્યો હતો એનુ સ્વરૂપ સાર્વજનીન–વ્યાપક હતુ તેમા કોગ્રેસજનોથી માડી કમ્યુનિસ્ટો, અને કામદાર–ગુમાસ્તાથી માડી માલિક ઉદ્યોગપતિઓ તથા મધ્યમ વર્ગી નાગરિકથી માડી બુદ્ધિજીવીઓની આતરિક અભિલાષાનો પડઘો હતો

પરતુ ત્યારે જ કોગ્રેસ એ સમજવા, સ્વીકારવા, અનુભવવા અને અપનાવવા અસમર્થ હતી !

અને બીજી સાર્વત્રિક ચૂટણી ના અવસરે કાગ્રેસમા ફાટ પડી સર્વસાધારણ નામાત નાગરિક દુભાયેલે, રોષ ભર્યો રહ્યો—અને બહુ કઈ કરી શકતો નહિ પણ ચૂટણીના પરિણામો તો કોગ્રેસના હદેદારોને નાસ્પેત કરવા સારુ પુરતા હતા જ પરતુ કોગ્રેસ એના કોચલામાથી બહાર નીકળી જ શકી નહિ તેણે આમા આઘાતો જ કર્યા !

અલબત્ત, મહાગુજરાતને નામે પોતપોતાના જૂથ–હિતોને મજબૂત બનાવવાના, અને તેને કારણ કોગ્રેસ વિરોધી મોરચામા ફેરવી નાખી ગેરલાભ ઉઠાવવાના વિવિધ પક્ષો અને દળોના પ્રયાસો પણ નિષ્ફળ પુરવાર થયા, અને ગુજરાત–રાજ્યની સ્થાપના થતા જુ ાળ શમવા માડ્યો, રોષ ગળવા માડ્યો પરતુ ત્યારેય કોગ્રેસ પોતે જ સાર્વજનીન ભાવનાનો પડઘો પાડી શકી નહિ, અને હાથે કરી પરિસ્થિતિને તેણે વણસાડી !

## ૨

કોગ્રેસે હાથે કરીને પરિસ્થિતિને વણસાડી ન હોત તો ? આનો જવાબ એક જ હોઈ શકે કોગ્રેસે ગાધીજીની શિખામણ સ્વીકારી રાજ્યસત્તાની બહાર રહી વિરાટ લોકસેવક સઘનો રાહ લીધો હોત તો આજની પરિસ્થિતિ જાગી ન હોત

પરતુ આ તો મનને ભાવતી વાત (wishful thinking) થઈ આજે આપણો દેશ જે રાજમાર્ગે રસમો લઈ ચાલી રહ્યો છે તે જોતા પાર્લામેન્ટરી પક્ષીય લોકશાહીમા રાજ્યકર્તા પક્ષને વહેલો કે મોડો વ્યવસ્થિત પડકાર થાય જ થાય આ જેટલુ સ્વાભાવિક છે એટલુ જ તદુરસ્ત ગણાવુ જોઈએ

કેરળમા એ પડકારે એક રૂપ ધારણ કર્યું હતુ અને બીજા રાજ્યોમા બીજુ રૂપ ગુજરાતમા હજી કોગ્રેસને અગ્રણી રાજદ્વારી પક્ષ તરીકે પડકાર થયો ન હતો (મહાગુજરાત આદોલન જુદા પ્રકારનો પડકાર હતો અને પાછળથી તેને રાજદ્વારી સ્વરૂપ આપવાના પ્રયાસો નિષ્ફળ ગયા હતા તે આપણે જોઈ ગયા ) પરતુ હવે, પક્ષાધારિત પાર્લામેન્ટરી લોકશાહી પદ્ધતિના વિકાસના એક તબક્કે ગુજરાત પણ આવી પહોચ્યુ છે કે જ્યારે કોગ્રેસ એક સાર્વજનીન મોરચો રચી શકે એમ નથી હવે કોગ્રેસની અંદરના વિભિન્ન હિતો પોતપોતાની દૃષ્ટિએ વિકાસ કરવામા શાબ્દિક જોતા નવી સમાજવાદીઓથી માડી સ્થાપિત હિતો અને રૂઢિચુસ્તતાથી માડી પરિવર્તનવાદીએ, ધનવાદીઓથી માડી જમીનદારી હિતો— આજ સુધી સમાજવાદમા સાથે કોગ્રેસની પાખમા જ પોતાની સત્તા સમજી રહ્યા હતા તે હવે અળગા થયા છે

કોગ્રેસના અવાડી અધિવેશનમા સમાજવાદી ધ્યેયો સ્વીકાર કરવામા આવ્યો ત્યાર પછી આ ધ્યેયને અનુરૂપ બધારણી સુધારાઓ થતા ગયા અને તેના

અમલનાં આટલાં વરસોમાં કૉંગ્રેસના સમાજવાદી ઢાંચાનાં અનેક સ્વરૂપો પ્રગટ થયાં—ત્રીજી પંચવર્ષીય યોજનાની કામગીરી તથા ચોથી યોજનાના માળખામાં આનું પ્રતિબિંબ ઊઠયું છે.

ભારતના બીજા પ્રદેશોની જેમ, ગુજરાતમાંય આની સામે અસંતોષ જાગ્યા વિના ન રહ્યો—

૧. આ ધ્યેય, દિશા અને કારવાઈનાં પરિણામોથી ગુજરાતના સંપન્ન ખેડૂતોમાં અસંતોષ ધૂંધવાતો થયો. કૉંગ્રેસના ખેતસુધારા અને ટોચમર્યાદાનાં પગલાંઓ સામે તે 'ગુજરાત ખેડૂત સંઘ' અને 'સૌરાષ્ટ્ર ખેડૂત મંડળ' રૂપે સંગઠિત બન્યો. પરંતુ હજી કૉંગ્રેસની અંદર રહીને પોતાનાં હિતોની રક્ષા કરવાના પ્રયાસો તેણે છોડી દીધા ન હતા.

૨. ગુજરાતનાં આપખુદ રજવાડાંની નાબુદી એક મહાન શાંતિમય સામાજિક ક્રાંતિ હતી. ત્યાર બાદ જામસાહેબની આગેવાની નીચે કૉંગ્રેસ વિરોધી રજવાડી સ્થાપિત હિતોને સંગઠિત કરવાની કોશિશો થઈ હતી; પરંતુ સરદાર પટેલની કુનેહ અને સૌરાષ્ટ્રની પ્રજા અને જાહેર કાર્યકરોની સૂઝને કારણે એ ધમપછાડા ધરાશાયી બન્યા હતા. આ પછી લાંબો સમય વીતી ગયો અને રજવાડી હિતો લગભગ અટૂલાં પડી ગયાં, અથવા કૉંગ્રેસની શેહમાં આવી ગયાં

પરંતુ કૉંગ્રેસની ખેતી–નીતિએ સંપન્ન ખેડૂતોમાં એક પ્રકારનો ધૂંધવાટ પેદા કર્યો હતો, તો ગરાસદાર–જમીનદારોમાં બીજા પ્રકારનો. અલબત્ત, રાજામહારાજાઓ હજી ચિત્રની બહાર જ હતા,

કૉંગ્રેસના અમલથી અસંતુષ્ટ બનેલા આ બંને સમૂહોને કૉંગ્રેસથી બહાર સ્વતંત્ર રીતે સંગઠિત થવાનાં વર્ગીય કારણો હતાં.

**પરંતુ આટલું જ હોત તો વાત જુદી હોત આ બંને નાનકડા સમૂહો આજના જેવો ભારે તરખાટ ( ચૂંટણી પરિણામોમાં જોવા મળતો ) મચાવી ન શક્યા હોત.**



**સૌથી મોટી વાત જે બની તે એ છે કે—**

**૩. લોકશાહી રાજ્ય-અમલમાં સૌને લાગવું જોઈએ કે પોતે રાજ્યસંચાલનમાં ભાગીદાર છે અને સમાજવાદી ઢબના સામાજિક ઢાંચામાં સૌને લાગવું જોઈએ કે પોતાને યોગ્ય અને પૂરતી તકો મળી રહે છે.**

કૉંગ્રેસ રાજ્યની પંદર વર્ષની નોંધપાત્ર પ્રગતિ છતાં બેકારી, મોંઘવારી, નીચું જીવનધોરણ વગેરે સમસ્યાઓ, અનેક કારણોસર, મોં ફાડી ઊભી જ છે. અને લોકશાહીના વિકાસની સાથે સાથે નોકરશાહી તંત્રનો જે વિકાસ થયો છે તેનાથી લોકશાહી સારી પેઠે ખંડિત અને વિકૃત થઈ છે. રાજ્યકર્તા પક્ષ અને પ્રજા વચ્ચેની ખાઈ વધી છે. સત્તા પક્ષ અને વિરોધ પક્ષ વચ્ચેનું બિનલોકશાહી વૈમનસ્ય વધ્યું છે.

૪. વળી, આમ પ્રજાના આ અસંતોષમાં આગ પેટાવવાનું કામ કૉંગ્રેસની અંદરના જ સંકુચિત–સ્વાર્થ અને ટૂંકી દૃષ્ટિના જૂથોએ કર્યું છે. કૉંગ્રેસને હાથે પ્રદેશવાદ, કોમવાદ, સગાવાદ અને બિનસિદ્ધાન્તી જ્ઞાતિવાદ તથા તકવાદ પોષાતો પ્રજાએ જોયો છે. દરેક ક્ષેત્રમાં–શિક્ષણ સહકાર આદિમાંય—કૉંગ્રેસના વર્ચસ્વની રીતિથી પ્રજાને આઘાત લાગ્યો છે અને વારંવાર કૉંગ્રેસી નેતાઓના પ્રજા પ્રત્યેના ધમકી તોછડા વર્તનથી પ્રજાનો અણગમો નિત દિન વધતો ગયો છે.

● પરંતુ આનો અર્થ એવો નથી કે પ્રજા કૉંગ્રેસ વિરોધી બની ગઈ છે.

કોઈ પણ પક્ષની સરકાર સત્તામાં આવી હોત—ગમે તેવાં વચનો આપત, ને ગમે તેટલા માથાં પછાડ્યા હોત, ભારત જેવા લોકશાહી ઢાંચાની અંદર રહીને બેકારી, મોંઘવારી અને નીચું જીવન ધોરણ નિવારવાની બાબતમાં કોઈ મોટો ચમત્કાર કરી શકી હોત,—એમ માનવાને બિલકુલ કારણ નથી. અને બીજા કોઈ પણ પક્ષની સરકાર વિરાટ દેશના રક્ષણનાં સાધનોથી માંડીને અનેક રીતે પછાત રહેલા દેશમાં યંત્રો–ઉદ્યોગો–વેપાર અને શિક્ષણ, સહકાર, આરોગ્ય, તથા જીવનનાં વધતાં જતાં સાધનો ( તેય વધતી જતી વસ્તીને પૂરાં પડે તે

માણસો ) વગેરેના તંત્રસંચાલન માટે નોકરિયાતના [illegible] વિના શી રીતે કાર્યક્ષમ [illegible] શકે, એ કેવળ [illegible]નો નહિ વ્યવહારનોય આજના યુગનો યક્ષપ્રશ્ન —બલ્કે, દુનિયા આખીને મૂંઝવી રહેલો પ્રશ્ન છે. આર્થિક તથા રાજકીય તથા સામાજિક વગેરે તમામ ક્ષેત્રે કેન્દ્રિત વ્યવસ્થાતંત્રનો આગ્રહ જેમણે સ્વીકાર્યો છે તેમનેય હજી તેના [illegible] બહાર આવનારો માર્ગ મળ્યો નથી !

અને એવી જ વાત છે રામરાજ્ય, સમાજવાદ [illegible] આદર્શોની. ભારત માટે આ આદર્શોને મૂર્ત [illegible] નક્કર માળખું કેવું હોવું જોઈએ અને કેવું [illegible] બની શકે—એ સમસ્યાઓ હજી ઊભી રહી છે. [illegible]નિયા આખીમાં સમાજવાદના સ્વરૂપો અંગેનો પુનર્વિચાર ભારે ચિંતનનો વિષય બની ગયો છે.

**આ બધું જોતાં, ભારતે ૧૫ વર્ષ દરમ્યાન જે પ્રગતિ કરી છે ( અથવા કરી નથી ) તેની સામે પ્રજામાં એવો ઉગ્ર અસંતોષ છે કે જેથી પ્રજાએ હવે કોંગ્રેસને જાકારો દઈ દીધો છે—એવું માનવું બિલકુલ અસ્થાને ગણાશે.**

આ પૂર્વભૂમિકા લક્ષમાં રાખીને જ આ વખતમાં ચૂંટણી પરિણામોનું પૃથક્કરણ કરવું જોઈએ.

## : : ચૂંટણી પરિણામોનું પૃથક્કરણ

ગુજરાતમાં ત્રીજી ચૂંટણીનાં જે પરિણામો આવ્યાં છે તેના પક્ષવાર વિજયના આંકડા જોતાં પહેલી નજરે જે ચિત્ર દેખાય છે તે તો આ છે—વિધાનસભાની કુલ ૧૫૪ બેઠકોમાંથી કોંગ્રેસને ૧૧૩, સ્વતંત્ર પક્ષ અને તેના ટેકાવાળા બિનપક્ષી વિજેતાઓ મળીને ૩૦, પ્રજા સમાજવાદી તથા રાજકોટના ઉદ્દામ કાર્યકર (ભાનુભાઈ વૈદ્ય) સહિત ૮, જનતાપરિષદના નેજા હેઠળ વિજય મેળવનાર મ્યુનિસ્ટ કામદાર ૧, અને તદ્દન બિનપક્ષી (અથવા તો હવે પછી કોઈ ને કોઈ પક્ષમાં શામેલ થઈ જવાની સંભાવનાવાળા) માત્ર ૨ તથા લોકસભાની ૨૨ બેઠકોમાંથી સ્વતંત્ર પક્ષને ૪, પ્રજા સમાજવાદીને ૧, જનતા પરિષદના આગેવાન શ્રી ઇન્દુભાઈને ભાગે ગયેલી ૧ ;

આમ જોઈને વળગે એવી નિર્વિવાદ હકીકતના જોરે એવો દાવો થઈ શકે છે—

* કોંગ્રેસને વિધાનસભા તથા લોકસભા બંનેમાં ૭૩ ટકા બહુમતિ-બેઠકો મળી છે.

—સંખ્યાના હિસાબે વિરોધ પક્ષ વિસાત વગરનો રહ્યો છે !

આ દાવાની સામે મતદાનના ટકા ઉપર દૃષ્ટિ નાખનાર એવો રોષો મારી શકે કે—

* *કોંગ્રેસને વિધાનસભામાં માત્ર ૪૬.૮ ટકા મત મળ્યા છે. કોંગ્રેસ કરતાં વિરોધ પક્ષને ફાળે એકંદર વધુ મતદાન થયું છે, એટલે કે કોંગ્રેસને પ્રજાની બહુમતિનો સાથ ન ગણાય.*

બંને દાવાઓ ભ્રામક છે. હકીકતે—બન્ને દાવાઓ સાચા પરંતુ જે ચિત્ર આપે છે વિજયી બેઠકોની સંખ્યા અને કુલ મતદાનના ટકાની સંખ્યા આમેય આંશુ–આંતરિક ચિત્ર આપવા અસમર્થ ગણાય. તમામ ગુજરાતની પરિસ્થિતિમાં તો ખાસ આ વખતના ચૂંટણી પ્રસંગે આટલી વાત સ્પષ્ટ કરી છે કે, કોંગ્રેસની આજ સુધીની રાજકીય ઇજારદારી સામે હવે વિરોધી સંસ્થા–સંગઠન રૂપે વ્યવસ્થિત રાજકીય પડકાર ફેંકાયો છે. એટલે હવે આખા ગુજરાતમાં કુલ બેઠકો અને કુલ ટકાવારીની ગણત્રી કરવા કરતાં ગુજરાતના [illegible] સામે ગણી એકેએક મતદાર વિભાગની બેઠક અને તેની ટકાવારીનું નિરીક્ષણ વધુ મહત્ત્વનું બની ગયું છે. આનું કારણ કેવળ એટલું જ નથી કે સ્વતંત્ર પક્ષે ચૂંટણી જંગમાં ગુજરાતના મોટા ભાગના મતદાર વિભાગોમાં (૧૦૬ બેઠકો માટે) કોંગ્રેસ સામે પડકાર આપ્યો હતો, પરંતુ આ પડકારનું મહત્ત્વ વિશેષ પ્રકારે એ છે કે—

(૧) સ્વતંત્ર પક્ષે (તેના ટેકાવાળી બેઠકો ગણતાં) ૩૦ બેઠકો હાથ કરી છે ઉપરાંત—ખાસ તો,

(૨) જ્યાં કોન્ગ્રેસનો વિજય થયો છે અને સ્વતંત્ર પક્ષની હાર થઈ છે, તેવા આશરે પચીસેક મત વિભાગોમાં વિજેતા કોન્ગ્રેસી ઉમેદવારને મળેલા મતની સરખામણી હારેલા સ્વતંત્રપક્ષના ઉમેદવારને મળેલા મત સાથે કરી જોવાથી કોંગ્રેસ ગુજરાતમાં કેટલી નબળી પડી રહી છે, અથવા સ્વતંત્ર પક્ષ કેટલો સબળ બની રહ્યો છે તેનું ચિત્ર—બંનેના બલાબલનું ચિત્ર વધુ સુરેખ બને છે. (જુઓ આ પાના ઉપરનો કોઠો)

(૩) જો આપણે ગુજરાતનો નકશો આપણી નજર સામે રાખીને વિચારીએ તો, એવું ચિત્ર પણ ઊપસી આવે છે કે—

* સ્વતંત્રપક્ષનું વર્ચસ્વ કચ્છમાં સંપૂર્ણ અને ખેડા જિલ્લામાં લગભગ સંપૂર્ણ છે. ઉપરાંત ગુજરાતની પૂર્વ સરહદ—દક્ષિણ ગુજરાતથી શરૂ કરીને ઉત્તર ગુજરાત સુધી નજર ફેરવતાં—વ્યારા, માંડવી, ડભોઈ, છોટાઉદેપુર નસવાડી, પાદરા, હાલોલ, કાલોલ, દેવગઢબારિયા, દાહોદ, લુણાવાડા, બાયડ, મોડાસા સુધી અને ત્યાંથી ઉત્તર–પશ્ચિમ સરહદ તરફ વળાંક લઈ દક્ષિણમાં નીચે ઊતરતા જઈએ તો વિસનગર, માણસા, કલોલ, વિરમગામ સુધી કેમ જાણે પથરિયત પગેરું પહોંચ્યું છે. અને એ પગરણ સૌરાષ્ટ્રમાં વિસ્તરતું પણ વરતાય છે.

(૪) આ ઉપરાંત આ ઉમેદવારોના વર્ણ–વર્ગ (caste–class) જોતાં એવું જણાય છે કે—

* અગાઉ જ્યાં રજવાડી રાજ્ય હતું તેમાંના કેટલાક પ્રદેશો તથા મોટે ભાગે રજપૂત–ગરાસિયા ઠાકોરોની વસ્તીવાળા પ્રદેશોમાં આ આંદોલનને સારો પ્રવેશ મળ્યો છે.

(૫) પરંતુ આ છતાં એ વાત ધ્યાનમાં રાખવા જેવી છે કે—

* આંદોલનનું કેન્દ્ર અને હાર્દ કાંઈ રજવાડી બળો નથી. એ તો છેઃ ખેડા જિલ્લો–સંપન્ન ખેડૂત વર્ગ–પાટીદાર કોમ અને તેની અસર તથા લાગવગમાં ફેલાયેલા ઠાકરડા, બારૈયા અને ઈતર મધ્યમવર્ગી વર્ણોના સમૂહો.



અને આ પ્રજાના સુકાનીઓ છે—કોંગ્રેસમાં વરસો સુધી કામ કરનારા કેટલાક શક્તિશાળી પુરુષો તેમાં પ્રાણ અને પ્રેરણા ફૂંકી શકાય તેવા છે : ભાઈકાકા (શ્રી ભાઈલાલભાઈ દ્વા. પટેલ–વલ્લભવિદ્યાનગરના પ્રેરક સ્થાપક સ્થપતિ.)

(૬) આ નવી નેતાગીરીનું પૃથક્કરણ કરતાં કેટલી લાક્ષણિકતાઓ ધ્યાન ખેંચે છે. આ સંપન્ન–ખેડૂત પાટીદારી નેતૃત્વનાં મૂળિયાં રાષ્ટ્રીય છે, તેનો વર્ગીય આર્થિક મથાળું તેને કોંગ્રેસથી અલગ કરતો હોવા છતાં સ્વતંત્રપક્ષની સૈદ્ધાન્તિક ઇમારત બિનનોકરશાહી બિનકેન્દ્રિત રાજ્યતંત્ર તથા અર્થવ્યવસ્થા (લોકરાજ્ય+ટ્રસ્ટીશીપની ભૂમિકા ઉપર છે—અને તે ગાંધીજીના સૂત્રો આગળ ધરે છે—ઓછામાં ઓછી રાજ્યસત્તા, વધુ પ્રજાકીય પુરુષાર્થ, અને અન્યાય રહિત મુક્ત અર્થ–રચના આ આદર્શની નિષ્ઠા સાચવીને જેટલા પ્રમાણમાં તે આગળ વધશે તેટલા પ્રમાણમાં તે કોંગ્રેસને ટોકનાર અને ચોકીદાર તરીકે વિરોધ પક્ષરૂપે પોતાની જાતને લાયક પૂરવાર કરી શકશે.

(૭) આ પક્ષનું સામર્થ્ય એ છે કે તે કોંગ્રેસની જેમ સદ્ધર વગદાર પક્ષ છે. આખા ભારતમાં તેની આગલી હરોળ ભૂતપૂર્વ કોંગ્રેસી નેતાઓ (રાજાજી મુન્શી, રંગા) તથા સમાજવાદી (મસાણી તથા ઉદ્યોગપતિઓ અને રાજામહારાજાઓની બનેલી છે. તેનો પાયો સંપન્ન–ખેડૂત છે, અને તેનું પીઠબળ કોંગ્રેસ રાજ્ય અમલથી અસંતુષ્ટ વિવિધ વર્ગના સમૂહો છે જેમાં નિવૃત્ત નોકરશાહો અને પત્રકારો પણ છે.

એટલે કે પ્રતિષ્ઠા, સંપત્તિ ને સાધનો તથા ખંતિલા કાર્યકરોને જોરે તે જોતજોતાંમાં—માંડ ત્રણ વર્ષના ગાળામાં જ (ગુજરાતમાં તો ૧॥ વર્ષમાં) નવા વગદાર કાબેલ પક્ષ તરીકે આગળ આવી ચૂક્યો છે. અલબત્ત આથી એને માટે અવસ્થાન પણ એવડું જ મોટું છે.

સ્મૃતિ એ સ્થાપિત હિતોની રખેવાળી કરતો થઈ જાય.



ઝમાવડાને તથા શ્રી. પાલખીવાળાએ 'તેમનાં' 'અંગ્રેજી' હરીફ ઉપરાંત જાણીતા સાહિત્યકાર અને મહાગુજરાત આંદોલનના એક અગ્રણી જયંતિ દલાલને એક સાથે પરાજય આપીને, તથા દિનકર મહેતાએ અને શાંતિ પટેલે બંને હરીફોને લગભગ હંફાવનારો સંગ્રામ આપીને એ વાત પણ સ્પષ્ટ કરી છે કે—

* કેવળ કમ્યુનિસ્ટ સામેનો હાઉ ગુજરાતમાં પણ કામિયાબ નીવડશે નહિ (બંગાળ અને આંધ્રમાં તથા કેરળમાં આ પક્ષ શાનદાર વિજયો મેળવી રહ્યો છે; અને મુંબઈમાં શ્રી. મેનન સામેનોય 'કમ્યુનિસ્ટ હાઉ' બિલકુલ નાકામિયાબ રહ્યો છે.)

*

ચૂંટણીના ચિત્રે એક બીજી પણ રેખા બહાર આણી છે.

(૧) પ્રજામાં ઓતપ્રોત રહેનારી અને નિષ્ઠાપૂર્વક સેવા કરનારી બિનપક્ષી વ્યક્તિ માટે ય સારી એવી તક રહેલી છે.

(૨) તેની સાથોસાથ જ, એ વાત પણ કેટલેક અંશે પ્રગટ થઈ છે કે, કોઈપણ વગદાર પક્ષ ગમે તેવો વગદાર સ્થંભ ઊભા કરે એટલા જ કારણે પ્રજા એને માથે ચઢાવતી નથી તથા ગમે તેટલા વિરોધી પ્રચાર છતાં પોતાની પસંદગી (સાચી કે ખોટી) કરવામાં પાછી પડતી નથી. ૧૯૫૨ તથા ૧૯૫૭ ની ચૂંટણીઓનો અનુભવ લઈ ચૂકેલા મતદારો માટે એક પ્રકારની બંધાઈ પણ દેખાયા વિના રહી નથી.

(૩) એ વાત, અલબત્ત, સાચી છે કે હજી ન્યાત જાત મોભો, નાણાં, લાંચ-લાલચ ધાક-ધમકી અને બીજા અનેક અનિષ્ટો ચૂંટણીમાં ભાગ ભજવતાં રહ્યાં છે કે જેને ખેદપૂર્વક સ્વીકારીને આચાર્ય મહિનાને સૌએ માગી રહે અંકિત કરી છે. આ વખતનો જય-પરાજયોના પાછળ રહેલી લોકનાયકાઓ અને છાપાંઓની (પરસ્પર વિરોધી) વાતો માનીએ તો કોઈ પક્ષ અતિ ગંભીર આક્ષેપોથી પર નથી.

આ બધા અને ય આપણે એવું જરૂર કહી શકીએ છીએ કે, ગુજરાતમાં પણ તમામ પક્ષો અને પ્રજાએ લોકશાહીનાં મૂળખૂબીનો એકંદર સ્વીકાર કરીને આ વખતની ચૂંટણી જંગ ખેલ્યો છે.

અને એ વાત પણ હરગિઝ ભૂલવા જેવી નથી કે, કોંગ્રેસનો પરાજય જે કાંઈ થયો છે અથવા જે કાંઈ પીછેહઠ તેને કરવી પડી છે તેના ઉપરથી સ્વેરકોઈ એવી ભ્રમણામાં સંડોવાય કે હવે કોંગ્રેસનો સૂર્ય આથમી ચૂક્યો છે. ખુદ એક જીલ્લામાં—જ્યાં કોંગ્રેસનો ગઢ તૂટ્યો છે ત્યાં ય, સ્વતંત્ર પક્ષના વિજયી ઉમેદવારો કરતાં (તેમની સરખામણીમાં) કોંગ્રેસ ૨ ટકા ઓછા મતે હારી છે (એટલે કે જીતનાર ઉમેદવાર કરતાં ૭૫ ટકા-પોણા ભાગના મત તો કોંગ્રેસને મળ્યા છે)

કોંગ્રેસ જો પોતાના કાર્યક્રમની, કાર્ય પદ્ધતિની ઊણપો ટાળી શકશે, અને સૌથી વિશેષ તો, સમસ્ત પ્રજા પ્રત્યેનું, પ્રજાના સ્થાનિક કાર્યકર્તા પ્રત્યેનું અને સર્વધારણ પ્રામાણિક ટીકાકારો તથા વિરોધીઓ પ્રત્યેનું ઉદ્ધત તે જડ વર્તન અથવા ઉપેક્ષાનું વલણ ફેરવી શકશે તો ગુજરાતમાં કોંગ્રેસ માટે હજી સૂરજ આથમવો બાકી છે એમ કહેવામાં કશી અતિશયોક્તિ નથી

---

* વળી આ વાત પણ ધ્યાનમાં લેવા જેવી છે કે

૪૬.૯ ટકા જેટલા ઓછા મત અને ૭૩ ટકા જેટલી બધી બેઠકો'—આ વાત કંઈ કોંગ્રેસના ચૂંટણી પરિણામે માટે નવી નથી આગળની ચૂંટણીઓ અને આ વખતની ચૂંટણી દરમ્યાન મોટાભાગના પ્રદેશોમાં આવું ચિત્ર જોવા મળ્યું છે. આના કારણમાં એવી દલીલ થાય છે કે, વિરોધપક્ષો સામસામા આખડીને પોતાના મત વહેંચી નાખીને કોંગ્રેસને જીતાડે છે. એકંદર પરિણામની દૃષ્ટિએ આ વાત સાચી છે પરંતુ ગુજરાતની આ વખતની ચૂંટણીના સંદર્ભમાં વિચારતાં બે વાત ખાસ જોવા મળે છે કે—

(૧) ઘણી બધી બેઠકોમાં કોંગ્રેસે એના વિરોધી (એક યા વધુ ઉમેદવારોને) ૫૧ થી ૫૫ ટકા બહુમતથી હાર આપીને, પોતાના મતોનો નહિ જેવો દુર્વ્યય કર્યો છે. (૨) ઉપરાંત ખાસ ધ્યાન ખેંચે એવી હકીકત તો એ છે કે, અનેક બેઠકોમાં કોંગ્રેસી ઉમેદવારે પોતાના બે-ત્રણ વિરોધીઓના કુલ મત કરતાં ય વધારે (૫૧ થી ૫૫ ટકા) મત મેળવીને, 'વિરોધીઓના મત વહેંચાઈ જવાને કારણે જ કોંગ્રેસ વિજય મેળવે છે' એવા વિધાનને અનેક સ્થળે ખોટું પૂરવાર કર્યું છે.

# ગુજરાત : ચૂંટણીનું ચિત્ર

## ગુજરાત : વિધાન સભા

કુલ બેઠકો ૧૫૪,
કુલ મતદારો ૯૫,૪૦,૯૪૧
મતદાન ૫૬,૩૫,૧૨૭ ( નકામા ગયેલા મત-૩,૦૪,૧૯૯=૫ ૨૪ ટકા )

| પક્ષ | હરીફાઈની બેઠકો | વિજેતા બેઠકો | મતદાન | ટકા |
|---|---|---|---|---|
| કોંગ્રેસ | ૧૫૪ | ૧૧૩ | ૨૧,૪૫,૫૭૦ | ૪ ૮૪ |
| સ્વતંત્ર | ૧૦૬ | ૨૬ | ૧૭,૯૭,૫૦૮ | ૨૨ ૯૭ |
| પ્રજા સમાજવાદી | ૫૩ | ૭ | ૪,૧૮,૮૫૪ | ૭ ૪૨ |
| જનસંઘ | ૨૨ | — | ૬૬,૨૬૭ | ૧ ૧૭ |
| રિપબ્લિકન | ૧૨ | — | ૩૫,૯૯૮ | ૦ ૬૪ |
| હિંદુમહાસભા | ૧૧ | — | ૨૫,૧૭૭ | ૦ ૪૫ |
| રામરાજ્ય પરિષદ | ૨ | — | ૮૬૧ | ૦ ૦૫ |
| કમ્યુનિસ્ટ | ૧ | — | ૯,૩૯૦ | ૦ ૧૭ |
| સ્વતંત્ર ( જનતા પરિષદ તથા બિનપક્ષી ) | ૧૦૫ | ૮ | ૮,૩૬,૭૯૩ | ૧૪ ૮૫ |
| | ૪૬૬ | ૧૫૪ | | |

ગુજરાતમાં વિરોધ પક્ષોની અસર
[૧૯૬૨ની ચૂંટણીના ધોરણે]

* પ્રજાસમાજવાદી
* સ્વતંત્ર પક્ષ
o કમ્યુનિસ્ટ

# ગુજરાત લોકસભા

| | | | |
|---|---|---|---|
| કોન્ગ્રેસ | ૧૬ | પ્રજાસમાજવાદી | ૧ |
| સ્વતંત્ર પક્ષ | ૪ | જનતા પરિષદ | ૧ |

## સ્વતંત્ર પક્ષની શક્તિ [ કુલ ૨૬+૫ ટેકેદાર=૩૧ વિજેતા બેઠકો ]

આ ઉપરાંત હારેલી બેઠકોમાંય કોંગ્રેસને મળેલા મતના ૬૫ ટકા થી પણ ટકા મેળવનારી બે

| | જીતેલી બેઠક | હારેલી બેઠકોમાં કોંગ્રેસ ઉમેદવારની સરખામણીમાં ટકા |
|---|---|---|
| સુરત જિલ્લો | — | મહુવા : ૮૬ ટકા |
| વડોદરા જીલ્લો | ૨ | ડભોઈ : ૮૯ ટકા |
| | | નસવાડી : ૮૬ ટકા |
| પંચમહાલ જીલ્લો | ૪ | લુણાવાડા : ૭૫ |
| ખેડા જીલ્લો | ૧૦ | માતર : માત્ર ૩૩ મત ઓછા |
| | | કઠલાલ : ૮૯ ટકા |
| | | ભાદરણ : ૭૦ ટકા |
| | | બાલાસિનોર : ૮૨ ટકા |
| સાબરકાંઠા જીલ્લો | ૧ | મોડાસા : ૯૫ ટકા |
| | | પ્રાંતિજ : ૬૫ ટકા |
| બનાસકાંઠા જીલ્લો | ૧ | — |
| મહેસાણા જીલ્લો | ૧ | વિસનગર : ૯૩ ટકા |
| | | કલોલ : ૮૭ |
| | | માણસા : ૯૩ |
| | | સિદ્ધપુર : ૬૫ |
| | | ચાણસ્મા : ૭૬ |
| | | ખેરાળુ : ૬૮ |
| | | લુણાવાડા : ૭૫ |
| અમદાવાદ જીલ્લો | ૧ | દહેગામ : ૮૨ |
| સુરેન્દ્રનગર જીલ્લો | — | વઢવાણ : ૮૮ |
| રાજકોટ જીલ્લો | ૨ | મોરબી : ૬૭ |
| ભાવનગર જીલ્લો | ૧ | સાવરકુંડલા : ૭૫ |
| જામનગર જીલ્લો | ૧ | — |
| કચ્છ જીલ્લો | ૫ | [ પાંચે પાંચ બેઠકો લગભગ બમણા મતથી ] |

# ઔદ્યોગિક પ્રગતિના પ્રતીક...



## પંપ •
## વિદ્યુત મોટર •

ઔદ્યોગિક વપરાશના યંત્રોમાં પંપ અને વિદ્યુત મોટરનું સ્થાન ઘણી મોખરે છે આ અત્યંત ઉપયોગી યંત્રો માટે 'જ્યોતિ' માર્કનો આગ્રહ રાખવાથી માલની જાત વિષે ચોકસાઈ કરવાની જરૂર રહેતી નથી 'જ્યોતિ' નામજ માલની ઊંચી જાતનું પ્રમાણપત્ર છે

### જ્યોતિ પંપ

સર્વ પ્રકારની જરૂરિયાતો માટે
બોરહોલ ટરબાઈન પંપ નૉન ક્લૉગ
હૉરીઝોન્ટલ સ્પ્લીટ કેસીંગ અને 'યુનિબિલ્ટ
સેન્ટ્રીફ્યુગલ પંપ



### જ્યોતિ વિદ્યુત મોટર

૬૦૦ હોર્સ પાવર સુધીની સ્ક્વીરલ કેજ
અને સ્લીપરીંગ મોટર




'Quality is our creed'




એજન્ટ —

વડોદરા સૂરત જીલ્લા માટે

**મેસર્સ મહેન્દ્રકુમાર** એન્ડ કો. વરેગીપુરા ન્યુ રોડ, વડોદરા.

# વિશ્વ માનવ

માનવીય ગૌરવની પુનઃપ્રતિષ્ઠા ઝંખતું દ્વૈમાસિક

માર્ચ-એપ્રિલ ૧૯૬૮

૪૪



સંપાદક : ભોગીલાલ ગાંધી

વાર્ષિક રૂ. ૯-૦૦ છૂટક રૂ. ૨

ચેતન પ્રકાશન ગૃહ પ્રાઇવેટ લિ. રાવજીમંદિર પોળ—વડોદરા

(ફોન : ૪૬૫૦)

# ત્રીજા અરુણ પ્રભાતે...

## ( ગુજરાત રાજ્યનો ત્રીજો સ્થાપના દિન )

સમીક્ષાઓ સ્વતંત્ર હોય તો પણ, હકીકતો તો પવિત્ર જ રહે છે.

નીચે દર્શાવેલ મૂજબની તેમજ એવી જ હકીકતોના પાયા પર ગુજરાત રાજ્ય વિકાસ માર્ગે વણથંભી મજલ ચાલુ રાખે છે.

બીજી પંચવર્ષીય યોજના દરમિયાન ગુજરાત રાજ્યે કુલ રૂ. ૧૪૬ કરોડની જોગવાઈ કરી હતી. જેમાં કૃષિવિકાસ, પ્રજાવિકાસ, સિંચાઈ અને વિદ્યુત યોજનાઓ પર ભાર મૂકાયો હતો અને તેનું ખરેખર આખરી ખર્ચ રૂ. ૧૫૩ કરોડ છે.

### કૃષિવિકાસ ક્ષેત્રે :

૧. ૧૯૫૧-૫૨મા અનાજનું ઉત્પાદન ૧૦ લાખ ટન હતું તે ૧૯૬૦-૬૧માં વધીને ૨૧ લાખ ટન સુધી પહોંચ્યું છે.

૨. કપાસનું ઉત્પાદન જે ૧૯૫૧-૫૨માં ૭ લાખ ગાંસડી હતું તે વધીને ૧૯૬૦-૬૧માં ૧૧ લાખ ગાંસડી થયું છે.

૩. મગફળીનું ઉત્પાદન છેલ્લા દસ વર્ષ કરતાં સાત ગણું અને તમાકુનું ઉત્પાદન બેગણા કરતાં વધારે થયું છે.

### ત્રીજી યોજનાનાં લક્ષ્યાંકો :

૧. ગુજરાત રાજ્યની ત્રીજી યોજનાનાં લક્ષ્યાંક મુજબ—

અ. અનાજ ઉત્પાદન ૮ લાખ ટન વધશે.

બ. કપાસનું ઉત્પાદ ૩ લાખ ગાંસડી વધશે.

ક. મગફળીનું ઉત્પાદન ૩ લાખ ટન વધશે.

૨. જાહેર ક્ષેત્રમાં એક ફર્ટીલાઈઝરનું કારખાનું સ્થપાશે.

૩. ૮.૫ લાખ એકર વધુ જમીન સિંચાઈ તળે લાવવામાં આવશે.

૪. ૪૩ મધ્યમ કક્ષાની અને ૨૨૮ નાની કક્ષાની સિંચાઈ યોજનાઓ રૂ.૫૧૩ લાખના ખર્ચે પૂરી કરાશે.

૫. રૂ. ૧૧૦ લાખના ખર્ચે ૧૩ નવી ઔદ્યોગિક વસાહતો સ્થપાશે.

૬. કોયલી ખાતે ૨૦ લાખ ટનની ક્ષમતાવાળું તેલ-શોધન કારખાનું જાહેર ક્ષેત્રમાં સ્થપાશે.

## ૪૪

# વિશ્વમાનવ [ દ્વૈમાસિક ]

[ વાર્ષિક રૂ.૯–૦૦ શિ. ૧૮ * છૂટક ચાલુ અંક રૂ. ૨ * વિશેષાંકોની છૂટક કિંમત કદ મુજબ ]
સંપાદક : ભોગીલાલ ગાંધી * [ પૂંઠાનુ ચિત્રાલેખન : નગેશ પિંગળે ]
પ્રકાશક:ભોગીલાલ ગાંધી, ચેતનપ્રકાશન ગૃહ પ્રાઇવેટ લિ., રામજીમંદિર પોળ:સરકારી છાપખાના સામે-વડોદરા[ફોન ૪૯૫૦]
મુદ્રક : જયંતિ દલાલ-વસંત પ્રિન્ટિંગ પ્રેસ, ઘેલાભાઇની વાડી, ઘીકાંટા રોડ, અમદાવાદ.

# પત્રો

તા. ૨૨-૨-૬૨

પ્રિય ભાઈશ્રી,

વિશ્વમાનવની ચૂંટણીપૂર્તિ મળી હતી. આવે સમયે અભ્યાસ-લેખ તૈયાર કરી વાચકોને નિર્ભય અને તટસ્થ સમીક્ષા પૂરી પાડવા માટે મારાં તમને અનેકાનેક અભિનંદનો. આ લેખમાંનું તમારું 'આપોઆપ' મને ખૂબ ગમ્યું હતું. આજે 'સંદેશ'માં પણ (આ) પૂર્તિનો ઠીક ઉપયોગ થયેલો જોયો...

—સ્નેહાધીન યશવંત શુક્લ
[આચાર્ય : હ. કા. આર્ટ્સ કૉલેજ]

*

તા. ૧૭-૨-૬૨

સ્નેહી ભાઈશ્રી,

'થોડા દિવસ ઉપર 'વિશ્વમાનવ'નો અંક ૪૨મો આવ્યો ત્યારે મેં એ ઉત્સુકતાથી એને ખોલ્યો હતો કે ચૂંટણી અંગે તમારો અભ્યાસ-લેખ જોવા મળશે. પરંતુ 'નવલકથા અંક' જોતાં આશ્ચર્ય થયું કે આવે ટાણે એના ઉપર કેમ સાવ અંધારપટ! પરંતુ તે પછી પાછળથી પૂર્તિરૂપે એ લેખ મળ્યો ત્યારે થયું કે મારી આશા અસ્થાને ન હતી.

'સંદેશ' તમે જુઓ છો કે નહિ તે જાણતો નથી. મેં હમણાં 'ચૂંટણી' અંગે પાંચ લેખો એમાં લખ્યા હતા. શ્રી. ઉમાશંકરે 'સંસ્કૃતિ'માં ઉલ્લેખ કરતાં કહ્યું



# સહવિચાર

## ચૂંટણી

● ભાઈશ્રી પીતામ્બર પટેલે આ વખતની ચૂંટણી પૂર્વે લખેલો અનુભવ ચૂંટણી દરમ્યાન ઘણે અંશે સાચો ઠર્યો છે એ તો હવે સર્વવિદિત વાત છે. આ દારુણ કરુણા જ છે. આમ છતાં, ૧૯૫૧-૫૨ ની અને ૧૯૫૭ની બન્ને ચૂંટણીના અનુભવી મતદારો ગમે તેના પ્રયાસોથી અને ગમે તેવા પ્રયાસો છતાં ગમે ત્યાં ઘસડાઈ જતા નથી—ગમે તેના પૈસા મળે, ને ગમે તેની મોટરમાં બેસીને મત આપવા જાય તોય પોતાના મનમાં કોઈ પણ કારણસર (અલબત્ત, જ્ઞાતિ, કોમ, જૂથ સહિતનાં સંકુચિત કારણ પણ હજી તો ખરાં જ) નક્કી કરેલાને જ મત આપી આપવાનું મોટે ભાગે કરે છે એ તો ખરું છે ને? અને શરૂઆતમાં મતદારો જેટલા પ્રમાણમાં બીજી ત્રીજી લાલચમાં ઘસડાતા હતા તેનું પ્રમાણ ઓછું થઈને હવે કોઈ ને કોઈ પ્રકારની વિશાળતર વફાદારી (વધતી જતી વિસ્તારની) ધીમે ધીમે ય આકાર લઈ રહી છે—એવું ન કહી શકાય? ટૂંકમાં, લોકશાહી ધીમી ધીમી છતાં ચોક્કસ રીતે ઉપરથી નીચે ચૂર્ણ રહી છે—એવું 'ગામડાંની પલટાતી લોકશાહી સુરત'નો છેલ્લાં બે પાંચ વરસ દરમ્યાન વીગતે અભ્યાસ કરનારા અહીંના કેટલાક પ્રાધ્યાપક વિદ્વાનો પણ હવે સ્વીકારતા થયા છે અને એ વાત મને તો સાચી લાગે છે. અલબત્ત, બને છે એવું કે, એક બાજુ—અમુક વર્ગ આ રીતે તૈયાર થઈ રહ્યો છે તે જ વખતે હજી ૧૯૫૨-૫૭માં ચૂંટણીઓમાં નહિ ઘસડાયેલો વર્ગ, આ વખતે ગુજરાતમાં વધુ રસાકસી હોવાને કારણે, ઘસડાઈ આવ્યો છે. આ વર્ગ પ્રમાણમાં લોકશાહી દૃષ્ટિએ અપક્વ છે ને ચૂંટણી દરમ્યાન એવો દેખાયો પણ છે. આથી આખું ચિત્ર—બલકે વિકસતું ચિત્ર ધૂંધળું બની જવું ન જોઈએ...

## કૃષ્ણમેનન

ભાઈ કિરીટ જોશીની એક મુંઝવણ છે : કૃષ્ણ મેનન અંગેની. કોઈ પણ જીવંત વ્યક્તિ વિષે અંતિમ અભિપ્રાયો આપી દેવા મુશ્કેલ છે. આપણે બહુબહુ તો આજનો અંદાજ કાઢી શકીએ. તે મુજબ મને લાગે છે તે કહું—

● શ્રી. કૃષ્ણમેનનના વિચારો સમાજવાદી છે અને નહેરુ કરતાં એ દિશામાં વધુ ઢળેલા છે: સર્વ સાધારણ રીતે તેઓ રશિયાના વિશેષ તરફદાર છે, અને ચીનના વિરોધી (રશિયા અને ચીન બન્ને કમ્યુનિસ્ટ દેશો હોવા છતાં બંનેની નીતિરીતિ વચ્ચે હમણાં હમણાં ઘણો જ ઉગ્ર વિરોધ જાગ્યો છે); તેજ રીતે તેઓ સામ્રાજ્યવાદના

છે કે, છાપાંઓ અને વ્યક્તિઓએ ચૂંટણી અંગે તટસ્થ રીતે લખવું જોઈએ, આથી તમારા લેખનું ઢંઢેરાઓ સિવાયનું પૃથક્કરણ આજના 'સંદેશ'માં મારા વિભાગમાં મેં ટુંકાવીને મૂક્યું છે સાથે જ એ અભ્યાસીનેય મતદારોને વિચાર ભથ્થું આપશે

નિ પેટલીકરનાં વ મા

[શ્રી ઈશ્વર પેટલીકર]

*

તા. ૧૮-૨-૬૨

સ્નેહી ભાઈશ્રી,

સાર્વત્રિક ચૂંટણી નિમિત્તે તમે પ્રસિદ્ધ કરેલી 'પૂર્તિ' વાંચી ગયો બધાય રાજકીય પક્ષોના ઢંઢેરાની આલોચના સાથે તમે જે તટસ્થ સમીક્ષા કરી છે એ ગમી, ખૂબ ગમી. લોકો પક્ષની રીતે વિચારે અને સમજપૂર્વક મતદાન કરે એ ગમે. આવાં પ્રકાશનો અને માહિતી પ્રસિદ્ધ થતી રહેવી જોઈએ. તમે એ કામ એક સન્નિષ્ઠ અભ્યાસીની નેમથી કર્યું છે એ માટે મારાં અંતરનાં અભિનંદન

પણ ગામડાંમાં ફરતાં અને ચૂંટણીનું જે દર્શન થયું એથી તો ભારે રંજ થયો લોકો જ્ઞાત, ગોળ, ગામ, સગાંસંબંધ, જૂથ, ગામડાં —શહેરની દૃષ્ટિએ વિચારે છે એ રીતે મત આપવાનો પ્રચાર પણ થાય છે આમાં લોકોનું લોકશાહી માનસ કેવી રીતે ખીલે? ત્રીજી ચૂંટણી પણ ગ્રામવિસ્તારમાં તો ઘેંટાશાહી પદ્ધતિએ થશે આ દારુણ

કટ્ટર વિરોધી છે તેમાંય અમેરિકાના વિશેષ ..પરંતુ તેઓ મુખ્યત્વે આ બધું છતાં રાષ્ટ્રવાદી છે—તેમની વફાદારી નહેરુ તરફની તો અપ્રતિમ છે નહેરુનેય તેમની રાષ્ટ્રીય વફાદારી માટે લવલેશ શંકા જણાતી નથી અને પોતાની વિદેશ નીતિ સૌથી વધુ મક્કમ રીતે વિદેશોમાં અને યુનોમાં રજૂ કરનારા તરીકે નહેરુને શ્રી મેનનથી વિશેષ સારો કોઈ સાથી સાંપડયો જણાતો નથી એટલે કેટલીક વાર, આગળ કહ્યા તેવા મેનનના ઝોક-ઝુકાવ છતાં, નહેરુને મેનન અંગે એવી કશી ચિંતા નથી નહેરુને ચિંતા એ છે કે દુનિયાના બીજા દેશોમાં બને છે તેમ આ દેશમાંય 'લશ્કરી જૂથ', 'સિવિલ સત્તા' (પાર્લામેન્ટ પ્રધાનો વડાપ્રધાન, પ્રમુખ આદિ)થી ઉપરવટ જઈ સત્તા કબજે કરવાના પ્રયાસો કરે તેવી કોઈ ગુંજાયશ રહેવા ન પામે આ જ વાત આગળ ધરીને બીજાઓ એવી દલીલ કરે છે કે, મેનન જ પોતાનું લશ્કરી જૂથ જમાવી રહેલ છે—'નહેરુ પછી શું?'— એની મેનન આજથી પુરી તૈયારી કરી રહેલ છે 'નહેરુ પછી' દેશમાં અંધાધૂંધી થાય ત્યારે કોણ શું નહિ કરે? કહેવું મુશ્કેલ છે પરંતુ બીજી બાજુ આ દેશના કોઈ પણ રાજ્યમાં મેનનને અનુસરનારું કોઈ આગવું—સ્વતંત્ર જૂથ દેખાતું નથી એટલે કેવળ લશ્કરમાં તેનું જૂથ ઊભું કરવાનો ભય (તેય નહેરુની ય નજર બહાર રહે તેવો!) પ્રમાણમાં અલ્પ ગણાય આ બધા છતાં, એક બાજુ, મેનન વિષે વિશાળ ધોરણે ઘણી બધી આશંકાઓ પ્રવર્તે છે એ હકીકત છે, તો બીજી બાજૂ કોન્ગ્રેસી બિન-કોન્ગ્રેસી જૂથોના ટેકાવાળા કૃપાલાનીજીની સામે નહેરુ-પાટિલ-ચૌહાણ અને કમ્યુનિસ્ટોનો જોરદાર ટેકો મળતાં મેનન જ વિજયી નીવડયા — તે અસાધારણ મોટી બહુમતીથી!—આ પણ એટલી જ સચોટ નક્કર અને સચોટ હકીકત નથી?

## આધુનિક કવિતા!

૦ આધુનિક કાવ્યો વિષે શ્રી કિરીટ જોશીએ લખ્યું લગભગ તેવી, સંપાદકની અને બીજા એવા અનેકની, સ્થિતિ હશે જ પત્ર-લેખકની જેમ હું ય એ સમજવા માટે ટેવ પાડી રહ્યો છું આધુનિક કાવ્યો, આધુનિક કલા અંગે આપણે સૌ આવી ટેવ પાડી શકીએ તો તેને બહાર આવવાની વધુ અનુકૂળતા રહેશે, અને એમાં જે દૈવત હશે તેને ગુમાવવાનું એટલું ઓછું બનશે બીજી બાજુ એવું જે ઓછાપણું—નકલીપણું હશે તેમ, પ્રગટ થયા કરે તો જ, બહાર આવતાં નહિ કર્ઈ, જશે સાચી વાત તો એ છે કે, કોઈ પણ વાદ સિદ્ધાન્ત, વા કલાસ્વરૂપ, ચીલાચાલુ રૂઢ બની જાય ત્યારે તેની સામે પ્રત્યાઘાત પ્રગટે — પ્રગટવો જોઈએ જ આ પ્રત્યાઘાત હમેશા શરૂઆતથી જ, સ્વસ્થ અને સુરેખ ન પણ હોય -- મોટે ભાગે નથી હોતો. એને પણ સ્વસ્થતા અને પક્વતા પ્રાપ્ત કરતાં સમય જોઈએ છે, અને એ 'પરિપક્વ' બને ત્યાર

કરુણા નથી ! આનો કંઈ ઉપાય જડે છે ખરો ?

—પીતાંબરના વં. મા.
[શ્રી પીતાંબર પટેલ]

*

તા. ૨૨-૨-૬૨

સ્નેહી ભાઈશ્રી,

આ વખતનો અંક (જપાની નવલકથા-વાર્તા વિશેષાંક) ગમ્યો. આંતરરાષ્ટ્રીય સાહિત્યને ગુજરાતમાં લાવવામાં તમે સાચે જ પાયાનું કામ કરી રહ્યા છો. સમકાલીનોને હાથે એનું પૂરું મૂલ્યાંકન ભાગ્યે જ થઈ શકે, એમ છતાં એ નિઃશંક રીતે કહી શકાય એમ છે કે ગુણ તેમ જ ધ્યત્તા એ બંને દૃષ્ટિએ આ ક્ષેત્રમાંનું તમારું ગુજરાતને અઢું મહત્ત્વાન અર્પણ છે.

લિ. ઝીણાભાઈના સપ્રેમ
[ઝીણાભાઈ દેસાઈ : સ્નેહરશ્મિ]

તા. ૧૪-૪-૬૧

શ્રીયુત...

વિશ્વમાનવ દ્વિમાસિક વાંચ્યા પછી મન જે તાજગી અનુભવે છે તે શબ્દોમાં નથી ઉતારી શકતો. પણ એટલું તો ચોક્કસ છે કે અમારી પાસે કંઈક કરી છૂટવાની અપેક્ષા 'માનવ' રાખે છે, તેની પ્રતીતિ થાય છે... કૃષ્ણમેનનના વિચારો, આચરણ અને એમની સામે જે વાદ-પ્રતિવાદ થાય છે તેની ઉપર પ્રકાશ પાડી ભ્રમણાનું નિરસન ન કરો? ××× આધુનિક કવિતાઓ સમજતા નથી અને કયારેક સમજાય છે તો યે એમ લાગે

સુધીમાં તો, તેની સામે ય વળી એક નૂતન વિચાર — વાદ — સ્વરૂપ -પ્રકાર ઊભો થવા માંડે છે. મૂળ વાત એ છે કે વિકાસની આ સહજ પ્રક્રિયા છે. એટલે દરેક તબક્કે નૂતન રૂપે — આધુનિકરૂપે આગળ આવનાર બળ-તત્ત્વ-સ્વરૂપ પોતાની અગાઉ પેઢીની ઉપેક્ષા-ભર્ત્સના ન કરે, પોતે એના ખભે ચઢી — એના પ્રતાપે જ 'આગળ' જઈ શક્યા છે એ સમજે; અને બીજી બાજુ, આ રીતે 'આગળ' જવાનો અધિકાર — બલ્કે સહજ વ્યાપાર સમજી સ્વીકારીને, જૂની પેઢી નવાગન્તુકને સમજવાની ટેવ પાડતો આવકારે; વારસામાં મળેલું જે-કાંઈ 'દૈવત' આ રીતે જ આગળ વધે, તો જ સમાજની અને વ્યક્તિની તંદુરસ્તી જળવાઈ રહે.

## લોકશાહીની સમસ્યા

• શ્રી બાલુભાઈ ભટ્ટે, 'પરમાણુ યુગમાં લોકશાહીની સમસ્યા' વાંચીને મહત્ત્વના અનેક સવાલો પૂછી નાખ્યા : એ બધાનો ઉત્તર તો અહીં ટૂંકમાં શી રીતે આપી શકાય ! તેઓ પોતે જ એક ધીટ કાર્યકર્તા છે — લોકસેવાની અનેક સંસ્થાઓ સાથે સંકળાયેલા છે-એટલે રાજ્ય, પંચાયતો અને સહકારી મંડળીઓ આદિ સંસ્થાઓ આપણી લોકશાહીને સુદૃઢ કરવામાં, નેતાઓ અને પ્રજામાં જરૂરી ગુણો પેદા કરવામાં શો ફાળો આપી શકે છે તેના જાણકાર પણ છે જ...બીજા દેશો અને યુનોની પ્રવૃત્તિ અંગે 'વિશ્વમાનવ'માં અવારનવાર લખાણો આવે છે ને વધુ આવતાં રહેશે. પરંતુ હું તો, જેઓ આ લેખ આટલી કાળજીથી વાંચી ગયા હોય, તેમના ધ્યાનમાં એમાંનો જ એક મહત્ત્વનો મુદ્દો લાવવા માગું છું:— મહાન ઇતિહાસવેત્તા ટૉયન્બી, અંતે તો (પા. ૩૧), એવા નિર્ણય ઉપર આવે છે કે, 'કદાચ એવું ય બને કે આમજનતા વળી આગળ ઉપર જોયો તે પ્રકારનો સ્વ-શાસનના આદર્શથી વિરોધી ઝોક પણ લે...તે એવું માનીને કે પ્રજાનું હિત અસરકારક રીતે સાચવવાનું આપખુદ-નોકરશાહી દ્વારા જ વિશેષ રીતે થઈ શકે...' એમ કહીને તેઓ સ્પષ્ટ કરે છે કે, 'આજના યુગમાં તો, એક બાજુ પરમાણુ યુદ્ધના ભયને કારણે તથા બીજી બાજુ સામાજિક અસ્થિરતા તરફના ઝુકાવને કારણે, આ પ્રકારની કેન્દ્રિત સત્તાધારી નોકરશાહીના સ્વરૂપવાળી વિશ્વસરકારનો વિકાસ વધુ શક્ય જણાય છે!' ટૂંકમાં, ટૉયન્બી 'પ્રજા તરફી આપખુદ-નોકરશાહી'નો વિશેષ શક્ય રાહ જુવે છે! અને તે, એ વાત સ્વીકારીને કે, 'આ દુનિયામાં દરેક વસ્તુની કિંમત ચૂકવવી જ પડે છે; અને આજના પરમાણુયુગમાં લોકશાહીને માટે અતિ ભારે કિંમત ચૂકવ્યા વિના છૂટકો જ નથી.'

આ વિધાન વાંચ્યું ત્યારે જ મેં ચોંક અનુભવી હતી, અને ભાષાંતર કરતી વખતે તથા અત્યારે અહીં ઉતારતી વખતે ય એ ચોંક

છે આ તે શું? કદાચ સમજવા માટે ટેવ પાડવી પડશે, નહીં?

સિ કિરીટ જોશીના પ્રણામ
( બુચ–૬૭ )

*

તા ૨૩–૩–૬૨

બાહશ્રી

'વિશ્વમાનવ નો જાન્યુ–ફેબ્રુ' અંક જોઈ રહ્યો છું તેમાં પરમાણુયુગમાં લોકશાહીની સમસ્યા'–સુંદર લેખ વાંચ્યો સમયોચિત પણ છે અણુબોમ્બના નાશમાં સપડાવુ ન હોય તો જગતે કેવા પ્રકારની લોકશાહી તૈયાર કરવી જોઈએ એ વાત મહત્ત્વની જ છે આજે જગતમાં લોકસ્થિતિ શું છે, અને લોકશાહી કઈ કક્ષાએ છે તે તો તેમાં સરસ રીતે જણાવ્યું છે તેમા લોકોમાં અને નેતાઓમાં કયા ગુણોની અનિવાર્ય આવશ્યકતા છે તે પણ ખરાબર કહ્યુ છે પરંતુ આવી લોકસ્થિતિ, નેતાઓના આવા ગુણો અને આવી લોકશાહીની તૈયારી માટે શાં શાં પગલાં લેવાવાં જોઈએ તે બતાવવુ પણ આવશ્યક છે આમ કરવામાં ચાલુ સરકારો શું ભાગ ભજવે? કઈ યોજનાઓ દ્વારા કયાં પગલાં લઈ શકે? અર્ધસરકારી સંસ્થાઓ સાર્વજનિક સંસ્થાઓ, મંડળો આમાં કઈ રીતની અને કેટલે સુધી યોજનાઓ કરી કામ કરી શકે? દેશદેશની પરિસ્થિતિ મુજબ યોજનાઓ હોઈ શકે, છતાં મુનો કેટલી હદે સર્વસાધારણ રીતે મદદ કરી શકે? વગેરે વિષે પ્રકાશ પાડવો જરૂરી લાગે છે ખાસ આપણે ત્યાં પંચાયતો અને સહકારી મંડળીઓ વગેરે શો ફાળો ભજવી શકે તે પણ વિચારીને લખાય તો સારુ

લિ બલુભાઈના
શ્રી ( બાનુભાઈ ભટ્ટ · સધનક્ષેત્ર–જાળિયા )

અદૃશ્ય થઈ નથી. લોકશાહી — શુદ્ધ સીધી લોકશાહી નહિ ને પ્રતિનિધિક લોકશાહીય નહિ, પૂર્ણ લોકશાહી નહિ ને ક્રમિક (gradual) લોકશાહી પણ નહિ! સંરક્ષિત લોકશાહી (guarded democracy) પણ નહિ! લગભગ ઉપકારક જૂથશાહી ( benevolent autocracy ) જેવું જ કંઈ હવેના યુગમાં શક્ય છે એમ કહીને, ટૉયન્બીએ જેવો–તેવો આઘાત આપ્યો છે શું? અલબત્ત, જેમના હાથમાં વિશિષ્ટ અધિકારો મૂકવાની વાત છે તેમના ગુણો વિષે વિચારતાં આપણે એને 'કલ્યાણકારી જૂથશાહી' (Welfarist oligopoly) જેવું કહી શકીશું? કે પછી કેટલીક વાર વિનોબા કહે છે તેવું?—હરેક પુખ્ત ઉંમરના માણસ દીઠ મતવાળી સંખ્યાત્મક બહુમતિને સ્થાને ગુણાત્મક ઐક્યના આધાર પર સ્થપાયેલી 'ઋષિશાહી' સમાજરચના તો ટૉયન્બીને અભિપ્રેત નહિ હોય શું? ગમે તે હો, 'સ્વશાસન' તો નહિ જ! કેમકે આજની સ્વશાસન–પદ્ધતિઓ અંતે તો કોઈ ને કોઈ પ્રકારની આપખુદ સત્તા જ બની જતી હોય છે — એના કરતાં આ ગુણાત્મક, પ્રજાના રંગવાળી અને પ્રજાહિતકારી આપખુદ–નોકરશાહી સારી જ!

— આપણે સૌએ ટૉયન્બીના આ વિચારો કસવા જરૂરી નથી શું?

---

○ જે મિત્રોએ 'વિશ્વમાનવ'ને બિરદાવતું હૂંફભર્યું લખાણ લખ્યું છે તે સૌના જવાબમાં 'વિશ્વમાનવ' હજી વધુ શ્રમ અને નિષ્ઠાથી વધુ પરિણામદાયી કામ કરવાની ખાત્રી આપી એ સૌ મિત્રોનો આભાર માને છે

—સંપાદક

## પાતાળ નગરી

( સાહસકથા )
લે ગિરીશ ગણાત્રા
રૂ ૩=૦૦

ટારઝન શ્રેણી
મૂળ લેખક એડગર રાઈસ બરો
······ શાંતિ ના ( સત્યમ્ )

(૧) ટારઝનની મિલાપ રૂ ૪=૦૦
(૨) ટારઝનની હકૂમત રૂ ૪=૦૦
(૩) ટારઝન અને એમિલા રૂ ૪=૭૫
(૪) હીરા–મોતીનો ટાપુ રૂ
(૫) ગુફા સુંદરી રૂ ૪=૫૦

## આવો– | રસિક પંડયા

જ્વાળામુખી ધ્વનિતશો ભભૂક્યો; બપોર
ઓખે ચડેલ ઉંચકાઈ ગઈ જ આખી;
ગોઠીંબડે ચઢી ગઈ નભની ય પાર-
એવાં ઉડયાં રજકણો, ધરગોખ મારે
પારેવડાંની ગૂરતી રહી વામકૂક્ષી !
ઊંધો પિરામિડ થયો તરતો હવામાં
એન્જીનની વ્હિસલનો, નભ–સોગટા શો.
–દોડી ગયાં જલદ સૌ વનગાજી પૂઠે.

હું ગોળી શો વિંધી ગયો રવિની પછીતો
ને ક્ષિતિજે ભીખુ–દિવાલ સમી ઢળી ગૈ.
અસ્તિત્વનું સકલ વ્હેણ પ્રચંડ વેગે
દોડી ગયું ત્યજી મને; અવકાશ હું યે.

આવો બધા સજીવ ને મૃત તારલાઓ !
આયુષ્યનું અસલ ગીત શરૂ થવામાં.

## નભ હે ! | રસિક પંડયા

નિરભ્ર નભ હે ! તને નિરખી આજ એવું થતું
સમક્ષ બસ બેસીને મધુર નૈભ્ય પીવા કરું !
નવાં નયન તેજ ના અફળ ક્યાંય હું વાવરું;
અયિ નિઃસીમ ! આજ આ મન તને ય પામી જતું.

સવાર ધણી, યે ઝૂક્યો નયન–ગોખને ઠેકવા
રૂપાળી જલ–વાદળી પર, રસેલ તેજે ફૂલો;
તરંગ પર રંગના ચઢી ફુલોની મ્હેફિલમાં
ધૂરેલ સૂરને જરા ગણગણી, બહેકી જવા.



અને ક્ષિતિજથી ઊઠી જલદકેરી વણઝાર કે–
પહેલું સ્મિત ભાનુનું ફૂટયું ન ફૂટયું અંધારમાં
ગયું જ અટવાઈ, રંગ–રમણા ન ખીલી શકી
ચહુદિશ રહી ભીંસી નજરને તમસ્ છાલકે.

ફરીથી નભ ઊઘડયાં, ક્ષિતિજ મારી ખૂલી ગઈ !
પ્રશાંત નિલીમામહીં નજર મારી ડૂબી ગઈ !

## ?…ખાતર | રસિક પંડયા

અરે, હલમલે જુઓ ઊકરડો તમિસ્ર વિંટયો !
કઈક નભતારલા મરડના ઊઠે આળસ
ફુગાઈ નિજ હાડપિંજર વિશે જ; કો પ્રત્યૂષ
ધીરેથી નિજ શ્વાસપત્તી વિખરેલ શોધી રહ્યું.

કુંવારી ધરતીતણો કણકણે ઢળ્યાં દીમકાં,
મળી ન કબરોના છાંય પણ જેમને આંસુની;
પ્રવેશી લવ ના શકે ભિનર વાયુની લ્હેરખી;
રહ્યો દિવસ આથડી અવગતે, ઊડે આગિયા.
નિશા–પરી ઉતારતી પ્રતિ પ્રભાત જે ચીવર
ચઢે કુનિતણી લીલી નજરપે ત્વચાનાં સ્તર;
કળાય અવ રંગ ના મૂળતણો અશો વિવર !
રહ્યો સળવળી ઊંડાં દર બનાવી અજ્ઞાતમાં.

જરાક ખમી જાવ, શાંત થઈ તે જશે આખર.
મનુજ–કુલ ક્યારીમાં અદકું આથી કો ખાતર !!

## પ્રિયે, ચાલો પાછાં | ઉશનસ્

પ્રિયે, ચાલો પાછાં પરિચય વિનાનાં પ્રથમ શાં
અજાણ્યાં યે જૈએ. પરિચય વિનાની ભીડ મહીં
ભળી જૈએ થોડો અતીત 'અમ' તે મૂકી જ અહીં
પળી જૈએ ભાવિ તરફ ભૂંસી આ સપ્ત પગલી.

તમોને ના ફાવી મુજ પ્રીત, ખરું? તો પડી રહી,
ન ફાવે એ કોને–અર્થું કશુંક મારી પ્રીત મહીં.
નિયો તો આ ગીતો, સપન, સ્મરણો સૌ પરત લો,
તમારે હાથે આ અધર પરથી ચૂંટી સ્મિત લો,
જરી ના ખંચાશો–સ્વચ્છ મુજ ભલે લો ઉતરડી
તમારે તો એવું પરત કશું દેવાનું જ નથી!
સુખી બડભાગી છો પરમ કશુ મારું લીધુ નથી!

હતાં તેવાં પાછાં પરિચય વિનાનાં પ્રથમનાં
હવે આવો સામાં મુજપથ...
નહીં હે પ્રિય, નહીં,
ન આવો; હું ચાહ્યા વગર તમને ન્હૈ શકું રહી.

## નિશીથે જ્યાં | જગદીશ ત્રિવેદી

સવારે જ્યાં મૂકું કદમ ઘરની બ્હાર, ઉર તો
જતું ખેંચાતું શું પરિચય થતો ના પ્રથમ હો—
શિશુનાં સોનેરી સ્વપનમય ઘેઘૂર દગ ને
ગીકેની સૃષ્ટિનાં જરીક ઊઘડ્યાં લોચન તણો!—

કદી ઊડે ઊંચે ખગ ગગન આખ્ખુ છુપવવા
પ્રસારી પાંખો, તો કદીક તરુડાળેથી તરતા
સરે ધીમા ધીમા સ્વર મધુર, ને ક્યાંક ધનકે
ધરાહૈયું પુષ્પે, મનુજજલધિ મત્ત ઊછળે!

—અને આ સૌનીયે પૂંઠળ બસ વંટોળ સરખુ
કરે ઘૂમ્યા હૈયું: મન હી મન હું તો ઝૂમી રહું—
અહીંકાં ઝખેલાં ગગન અડતાં સિદ્ધિશિખરો
બધાંયે આજે તો દિવસ ઢળતાં પાય પડશે!
નિશીથે જ્યાં માંડુ ચરણ મુજ એ પંચ મજલી

હવેલી–સોપાનેઃ હૃદય ફસડાઈ જ પડતું!
તા. ૨૪–૪–'૬૨

## | જગદીશ ત્રિવેદી

ઘડીક અહીં થોભીને નગરભીડ–કોલાહલ
તણા અતલ પુંજને વિકલ ચિત્ત ફંફોસતો
રહું હું મથી શોધતોઃ ક્વન લુપ્ત ક્યાં માહરાં?
પરંતુ દગ જેમ જેમ જડું ફેંદતો તેમ તો
અનેક ડલવાઈ રહે ઉપર કકોલાહલો!
જઈશ ચગદાઈ હું જ અહીં આખરે આમ તો!

અને હમ થકી રહું સરકી એક બાજુ, લઈ
નિતાંત નમણું કશું ઊઘડતું અહા સાંજનું
સુગંધમય પુષ્પ ને જરીક ધ્યાન ભારે હવી
નિહાળું ત્યહીં તો સુદૂર ભડકે બળ્યો સૂર્ય શો
કરે પડતું મૂકવા નગથી; શૂન્યના સાગરે
પ્રચંડ પણ ત્યાં તરંગ કદી એક એવો ઊઠયો
કશું ન અવશેષ, માત્ર અહીં શિર્ષ પે ઘૂમતું
રહે દગથી ઊડીને સમડી શું હવામાં કશું!
૧૮–૪–૧૯૬૨

## વિદાય વેળા | સ્વપ્નસ્થ

આ સંધ્યા ઉતરી ઉદાસ,
હરતી સૃષ્ટિ તણો ઉલ્લાસ

નહિ છટા, ન અદ્ભુત રંગ,
અંધકારમાં લુપ્ત થતાં આ વટવૃક્ષનાં ઝુંડ,
તેમાં 'કા–કા' કરે કલહરત કાકપક્ષીનાં વૃંદ
હણતાં જગત તણો ઉમંગ —કિન્તુ આ સંધ્યા

શાં ઉષા લાલીમા ચેતન?
જ્યાં રોમ રોમ અમી સેચન!
નયન મિલન પ્રકટાવે પલપલ
ઉર સહજ પ્રેમનાં સ્પંદન! —કિન્તુ આ સંધ્યા

શાં મધ્યાનાગ્નિ દહન?–
કર્મરત–શ્રમરત તન ને મન.
કારમી કસોટીઓ ને ક્રંદન—
તો યે હર્ષ: અહો આ જીવન!—કિન્તુ આ સંધ્યા

ને શી આ સાયંવેળા,
આ અસ્તવ્યસ્ત સહુ ડેરા–
પડ્યાઃ 'વ્યર્થ જીવનના ફેરા!' —કિન્તુ આ સંધ્યા
ત્યાં બંકિમ બીજ રેખા ચમકી,
ને જાગ્યા તારકનાં દલ,
રચ્યો રાસ ને નૂપુર ઠમક્યા,
હો વિદાય ઉત્સવની પળ!
૧૪/૧૫–૩–૬૨

['વિશ્વમાનવ': માર્ચ–એપ્રિલ '૬૨]

મૂલ્ય વિચાર

# વસ્તી, યુદ્ધ અને વિશ્વઐક્ય

આરનોલ્ડ ટૉયન્બી

વસ્તીનો સવાલ, અલબત્ત, નવો નથી—યુદ્ધ અને ગુલામીની સંસ્થા કરતાં ય વધુ પુરાણો છે. આ બધાં સંસ્કૃતિનાં સમવયસ્ક છે. માનવસંગઠન સંસ્કૃતિની કક્ષાએ પહોંચ્યું તે પૂર્વે ગુલામી વા યુદ્ધને સ્થાન ન હતું. વસ્તીનો સવાલ એથી ઊલટો જ છે. એ તો માનવજાત જેટલો જૂનો છે. આજે એમાં જે નવીનતા છે તે એ છે કે, તાજેતરમાં તે માનવ જાતની પોતાની જવાબદારી બની ગઈ છે. અને એથી એણે આપણું લક્ષ ખેંચવા માંડ્યું છે.

હમણાં સુધી, માનવજાત પાસે પોતાના માનવીય વિચારો અને આદર્શોને અનુરૂપ માનવ સંખ્યાનું નિયંત્રણ કરવાની શક્તિ ન હતી. આપણે માનવીઓ આ સૃષ્ટિમાં પેદા થનાર પ્રત્યેક માનવીનું નિરપેક્ષ મૂલ્ય આંકીએ છીએ. આપણી દૃષ્ટિએ તેનું (સ્ત્રી વા પુરુષનું) વ્યક્તિ તરીકે મહત્ત્વ છે; અને આપણે માટે તો જેમના દ્વારા માનવ જાત સંગઠિત રૂપે પ્રગટ થયેલી છે તે વ્યક્તિઓને વૈયક્તિક રીતે સારું જીવન જીવવાની તક મળે, તેમાં જ માનવ જાતનું મહત્ત્વ અને તેની સાર્થકતા છે. માનવીએ રચેલાં મૂલ્યોનાં ત્રાજવે પ્રત્યેક વ્યક્તિ અનંત મૂલ્યવાન આત્મા છે; એ કોઈ કેવળ જુદી જુદી ઉપજાતિઓ (species)નો એક નાશવંત નમૂનો નથી. પરંતુ, કુદરત તો, તેની અપરંપાર ઉપજાતિઓને ઉધઈની જેમ વાપરવાની વસ્તુ જ માને છે; અને કુદરત આ પૃથ્વી ઉપરનાં ઉંદરો, સસલાં અને મચ્છરની સંખ્યાને કાબુમાં રાખવા માટે જે રસ્તાઓ લે છે, તે જ માર્ગો દ્વારા તે આ પૃથ્વી પરની માનવવસ્તીનું નિયંત્રણ કરી રહી છે; અને હજી હમણાં સુધી તો, માનવ જાતે એની તરફ અસહાય બની જોઈ રહેવું પડ્યું છે. માણસ કુદરત ઉપર છોડી દે તો, કુદરતની પાસે તો આ એક અને એકમાત્ર પદ્ધતિ છે. આ પદ્ધતિ અમાનુષી રીતે દુર્વ્યયી અને નઠોર છે. કુદરત ઉપજાતિઓના નમૂનાઓનો વિપુલ પ્રમાણમાં નાશ પામવા દે છે; પરિણામે કુદરતી રીતે તેમનો જીવન-યુગ પૂરો થાય તે પૂર્વે જ તે ઉપજાતિઓ અદૃશ્ય થઈ જાય છે.

એક બાજુ, ઉંદરની જેમ અમુક હદ સુધી માનવ જાતની વંશવૃદ્ધિ થવા દઈ, વળી તેને નિયંત્રિત કરવા માટે કુદરત પાસે ત્રણ જીવલેણ શસ્ત્રો છે: દુષ્કાળ, રોગચાળો, અને યુદ્ધ. આ ત્રણમાંથી યુદ્ધ એ તો માનવીની વિકૃતિએ કુદરતને બક્ષેલું સાધન છે.

કુદરત પાસે ઉપજાતિઓના નિંદામણ-ઉચ્છેદનની અનેક પદ્ધતિઓમાંની એક પદ્ધતિ એ છે કે તે જુદી જુદી જાતની ઉપજાતિઓનો ઉપયોગ પરસ્પરનો શિકાર કરવા માટે કરે છે. પરંતુ આદિ પથ્થરયુગના માનવીએ પોતે વાઘ અને સિંહનો શિકાર કરવાનું શીખી લઈને કુદરતને થાપ આપી; અને એ પછી, કુદરતે જેનો વિચાર કર્યો ન હતો, અને કદાચ માનવીની બુદ્ધિ વિના જેની યોજના કરવાનું કુદરત માટે અશક્ય બન્યું હોત, તેવું જ કંઈક વિચારીને માનવી પોતે જ કુદરતના હાથમાં વિકૃત રૂપે રમી ગયો! માનવીએ પરસ્પર માનવસંહારની યુદ્ધખોરી શોધી કાઢીને તથા તેનું વધુ ને વધુ ખૂની

રીતે સયોજન કરીને પોતાના જ શિકારની કળા પોતાને શિખવાડી માનવી સિંહ યા વાઘ કરતાં શિકારનું વધુ કામેન પ્રાણી છે તે રોગના જીવાણુ કરતાં ય વધુ કામેન છે. એટલે, માનવમનાવટનું શસ્ત્ર—યુદ્ધ તો કુદરતને માટે 'આશ્વાસક પારિતોષિક' બની ગયુ છે! બલ્કે, માનવીના કૌશલ્યે કુદરત પાસેથી, એક પછી એક છીનવી લીધેલાં એવાં જાત-મનાવટનાં બે શસ્ત્રો ગુમાવી દીધાનું જાણે તેને વળતર મળી ગયુ છે! આદિ પથ્થર યુગમાં જ આપણી જાતને વાઘ અને સિંહના શિકારમાંથી બચાવી લઈને કુદરતના સહારક હાથને આપણે આપણા પૂરતા થ ભાવી દીધા છે અને આજના યુગમાં રોગનાં જીવાણુઓના શિકારમાંથી આપણી જાતને બચાવી લઇને આપણે તેના હાથ રોકી દીધા છે કુદરત ઉપરનો માનવીનો આ બીજો વિજય પ્રથમ કરતાં સવિશેષ નોંધપાત્ર છે, કેમકે એ વિશેષ દુ સાધ્ય છે આમ છતાં, યુદ્ધદ્વારા આપણે પોતે જ કુદરતનું (માનવ સહારનું) કામ સ્વેચ્છાએ કરી રહ્યા છીએ-કદાચ કુદરત પોતે માનવીની સહાય વિના કરી શકી હોત તેના કરતાં ય અધિક અસરકારક રીતે હજી આપણે માનવસર્જિત યુદ્ધસસ્યા ટકાવી રહ્યા છીએ!

આજે આપણે રોગચાળાને કારણે થતાં અકાળ મૃત્યુમાંથી ઘણે અશે ઊગરી ગયા છીએ, તેના જ અનુસધાનમાં ધારો કે આપણે યુદ્ધદ્વારા મૃત્યુ અને સહારમાંથી ઊગરી જઈશુ, એવી મારી ભાવિ-માન્યતા સાચી પડે એટલે જો આપણે કુદરત ઉપરના બેવડા વિજયમાં સફળ થઈએ, તો માનવીનાં જન્મ અને મૃત્યુની વચ્ચેની કુદરતી સમ તુલાને આપણે સદતર ઊ ધીચત્તી કરી નાખી હશે જ જો કે આપણા જીવનકાળ દરમ્યાન જ, આપણે બબે યુદ્ધો કર્યા છે, છતાં આ દરમ્યાન જ, રોગોના કારણે થતાં અકાળ મૃત્યુનાં ભારણને હળવુ કરવામાં આપણે તાજેતરમાં સારી એવી સિદ્ધિ પ્રાપ્ત કરી ચૂકયા છીએ, આને પરિણામે માનવવસ્તી કૂદકે ને ભૂસકે અતિ ઝડપે વધતી થઇ છે નિરોધાત્મક ઔષધિ (preventive medicine)ની દિશામાં કરેલા આપણાં વર્તમાન વૈજ્ઞાનિક સશોધનો, તથા આ સશોધનો દ્વારા જાહેર આરોગ્યની બાબતમાં સુધારા થઇ શકે માટે જરૂરી વર્તમાન વહીવટી તત્રો—આ • કુદરતની કામગીરી ઉપર માનવીય હેતુઓ લાદવા આપણા સગ્રામમાં માનવજાતના મોટામાં મો વિજયો છે પરતુ આ વિજયોને જ કારણે પરિસ્થિ એવી ઊભી થઇ છે કે, કુદરત ઉપરના પૂર્ણ વિ માટે આપણે આ આંશિક વિજયનો પૂરો લાભ ઉઠા શકીએ તે પૂર્વે જ, આપણે માટે આગળ વધવુ મુશ્કે બની ગયુ છે! આ પૃથ્વીના ગ્રહ ઉપરની માન વસ્તીને નિયન્ત્રિત કરવાની કુદરતની પદ્ધતિને સ્થા માનવ-તરકીબ શોધી કાઢવામાં આપણને આંશિ વિજય પ્રાપ્ત થયો છે, પણ એથી જ તો આપ આપણી જાતને એક એવી પસદગી સામે લાવીને ખ કરી દીધી છે કે, જે હવે ટાળી શકાય એમ નથી કુદરત ઉપરના આ ક્ષેત્રના વિજયને પૂર્ણ કરવા સારુ આપણે માનવ-જન્મ પ્રમાણ ઉપર કાબૂ મેળવવાની • પસદગી કરવી રહે છે તાત્પર્ય કે, માનવ-કાર્ય પરિણામે મૃત્યુ-પ્રમાણ ઓછાવનારી હદે ઘટી ગયુ હોઈ, જન્મપ્રમાણ અને મૃત્યુપ્રમાણ વચ્ચેનું સતુલ પાછુ લાવવા માટે જરૂરી પ્રમાણમાં ઇરાદાપૂર્વ જન્મપ્રમાણ મર્યાદિત રીતે ઘટાડીએ. નહિ તો પછી કુદરત ઉપરનો આપણો આંશિક વિજય અલ્પાયુ બનવાનો એટલું જ નહિ માનવ-જાતિનું અસ્તિત્વ પણ અલ્પાયુ બનવાનુ!

કુદરતની લીલા વધુમાં વધુ જન્મ પ્રમાણ ચાલુ રાખવાની હોય છે, કેમકે મૃત્યુ પ્રમાણ પણ વધુમાં વધુ ચાલુ રાખવાનુ તે કરે છે પરતુ હવે આપણે માનવ-કર્મ દ્વારા મૃત્યુ-પ્રમાણ ઘટાડી નાખ્યુ છે, એટલે જ્યાં લગી જન્મ અને મૃત્યુના પ્રમાણ વચ્ચેની સતુલા પુનસ્થાપિત કરી ન શકીએ ત્યાં લગી પૃથ્વીના ગ્રહ ઉપરની માનવ-વસ્તી વધે જ જવાની! એક વાત નિશ્ચિત છે કે વહેલાં યા મોડાં સતુલા પાછી સ્થપાશે જ. આ પૃથ્વીના ગ્રહ પરની કોઈ પણ ઉપજાતિએ પોતાની વસ્તી અનત રીતે વધારી નથી અને કદિ એમ કરી શકે નહિ આ ગ્રહ ઉપર જીવના સર્જનમાં ખપ લાગે તેવી સામગ્રીનો જથ્થો

મર્યાદિત છે. જ્યારે ઉપજાતિના પ્રતિનિધિઓ પોતાના સજાગ પ્રયાસોથી પોતાની સંખ્યા મર્યાદિત રાખી ન શકે, ત્યારે તેની વૃદ્ધિનો આધાર હમેશાં બાહ્ય બળો ઉપર રહેતો હોય છે. બિન-માનવ ઉપજાતિઓ પોતાના પ્રયાસથી પોતાની સંખ્યા મર્યાદિત રાખી શકવા અસમર્થ હોય છે. આથી કાં તો કુદરત અથવા તો માનવી દ્વારા એમની સંખ્યાની મર્યાદા રખાતી આવી છે. માનવ જાતની સંખ્યાને પણ મર્યાદિત રહ્યા વિના છૂટકો નથી; પરંતુ આપણે માનવ-પ્રાણી હોઈને, કુદરત ઉપર તેનો નિર્ણય છોડવાને બદલે જાતે જ તેનો ઉકેલ લાવવાની અનન્ય સ્થિતિમાં છીએ.

હજી આપણે આ પસંદગી કરવાની બાકી છે. આ પસંદગી જ આપણા ભાવિના શુભ અને અશુભની નિર્ણાયક બનવાની છે. માનો કે આપણે રોગદ્વારા થતા મૃત્યુનું પ્રમાણ ઓછું કરવાના આજ સુધી સફળ થયેલા માર્ગને વળગી રહીએ છીએ; અને માનો કે આપણે યુદ્ધ દ્વારા થતા માનવસંહારનેય નાબુદ કરવા કટિબદ્ધ થઈએ છીએ; અને માનો કે આ બને કરતાં વિશેષ અઘરી સિદ્ધિ– આપણા જન્મ પ્રમાણને મર્યાદિત રાખવાની સિદ્ધિ પણ હાંસલ કરી લઈએ છીએ. અલબત્ત આ સિદ્ધિ ઘણી જ અઘરી છે કેમકે, સરકારો વચ્ચેના કરારોથી જ એ સિદ્ધ થઈ શકે એમ નથી. એનો આધાર તો લાખો પતિઓ અને પત્નીઓના વ્યક્તિગત નિર્ણયો ઉપર જ છે. અને બાળકોની મર્યાદાના આ નિર્ણયનું કામ પતિ-પત્નીઓ ઉપર દબાણ લાવીને થઈ શકે નહિ. એ તો શિક્ષણ અને ખંતપૂર્વકની સમજાવટથી જ શક્ય બને; અને એને લાંબો સમય લાગવાનો. પરંતુ માની લો કે, આપણે, વિજ્ઞાનની મદદથી વિશ્વનું અન્ન-ઉત્પાદન અમુક હદ સુધી વધારી શકીશું ને સમયને જીતવામાં સફળ થઈશું; અને માની લો કે, આ રસ્તે આપણા ગ્રહ (પૃથ્વી)ની માનવ સંખ્યાનું સંપૂર્ણ નિયંત્રણ આપણા પોતાના હાથમાં લઈ શકીશું. જો આવું બની શકે તો, માનવજીવન કેવું હોવું જોઈએ એને અંગેના આપણા આદર્શોને વ્યવહારુ મૂર્ત સ્વરૂપ આપવાની નવી શક્યતા પણ ઊપડી જશે– આ સદીમાં જન્મ લેનાર પ્રત્યેક નવાગંતુક માનવને માનવમૂલ્યની દૃષ્ટિએ શુભ જીવન જીવવા માટેની મોટામાં મોટી શક્ય તકો આપણે પૂરી પાડી શકીશું. આપણા માનવીય દૃષ્ટિ બિંદુથી જોતાં પૃથ્વી પરની માનવવસ્તીના નિયંત્રણની આ પદ્ધતિ અર્થભરપૂર બનશે, કેમકે એનો અર્થ એ કે, આ સૃષ્ટિમાં આગમનમાં, આવેલ પ્રત્યેક માનવીને, તે માનવી હોવાને જ કારણે આપણે અનંત મૂલ્યવાન લેખતા હોઈશું. કુદરતની પદ્ધતિમાં તો તેનું સ્થાન મૂલ્યવાન ઉપજાતિના મૂલ્યરહિત સંખ્યાંક જેટલું જ છે. પરંતુ આપણા હાથે એવું વર્તન નહિ જ શક્ય બને.

અને હવે આપણે આપણી સામેના વિકલ્પ-માર્ગનો વિચાર કરીએ. જો આપણે જન્મ પ્રમાણની બાબતનો નિર્ણય કુદરત ઉપર જ છોડી દઈએ—મોટા ભાગના દેશોમાં આજે આપણે એ જ કરી રહ્યા છીએ—તો પછી અન્ય ઉત્પાદનની બાબતમાં વિજ્ઞાનની ગમે તેટલી મોટી સિદ્ધિ પ્રાપ્ત કર્યા પછીય, આપણે આપણો 'કયામત'નો દિન પાછો ઠેલી શકીશું નહિ: વિજ્ઞાનની સિદ્ધિઓથી થોડોક મુલતવી રાખી શકીશું, પરંતુ બહુ લાંબો સમય તો નહિ જ. કુદરત સામો-આઘાત ઝીંકયા વિના નહિ રહે, અને એ વિજયી જ હોવાનો. કેમકે કુદરતના ભાથામાં હજી એક મારક અસ્ત્ર પડેલું જ છે—જે માનવી એની પાસેથી છીનવી નહિ શકે અને એ છે દુષ્કાળનું અસ્ત્ર! જો જન્મ પ્રમાણની બાબતમાં આપણે કુદરતના જ હાથમાં નિર્ણય છોડી દઇશું તો એક એવો સમય આવશે જ જ્યારે તે આપણા ઉપર દુષ્કાળનું આક્રમણ કર્યા વિના નહિ રહે, અને દુષ્કાળ પોતાની પાછળ રોગચાળો અને યુદ્ધને લઈ આવ્યા વિના નહિ રહે!

માનવી હજી પરમાણુયુગની પહેલાંના સમયમાં જીવતો હોત તોય આવો પરાજય તેને પોતાને માટે અને તેના માનવીય આદર્શો અને હેતુઓ માટે

અસલી બન્યો હોત પરંતુ પૃથ્વીની માનવ સંખ્યાના નિયંત્રણની બાબતમાં અર્ધો નિર્ણય આપણે એના ઉપર લીધી શકયા છીએ ત્યાર બાદ, ફરી એનું નિયંત્રણ કુદરતના હાથમાં, તેની જ પદ્ધતિએ કરવા દેવાનું પાછું પગલું, આપણે સહન જ નહિ કરી શકીએ એ રીતે તો આપણે આપણી જાતને ઉંદરો અને સસલાંની સ્થિતિએ ઉતારી પાડવાનું જ કરીશું આપણા ભિન્નમાનવીય સહ-પ્રાણીઓની ઉત્પત્તિ અને સંહાર—બંને અઢળક મોટી સંખ્યામાં કુદરત કરતી આવી છે—કુદરતની આ ઉડાઉ પદ્ધતિથી ઓછી નઠોર અને ઓછી દુર્વ્યયી પદ્ધતિ અમલમાં મૂકવાની શક્તિ તેમનો પાસે હોતી નથી પરંતુ આ પરમાણુયુગમાં તો આવું ભવિષ્ય પણ માનવ જાત માટે શક્ય રહેવાનું નથી કેમકે દુષ્કાળને અંતે જે પ્રકારનું યુદ્ધ ફાટી નીકળશે તે પુરાણયુગી તીરકામઠાંનું અથવા બંદૂક-તોપનું યુદ્ધ નહિ હોય, એ તો અણુશસ્ત્રોનું સર્વનાશી યુદ્ધ હશે એટલે જ તો આપણી સામેની પસંદગી એ છે કાં તો આપણે આપણા જન્મ પ્રમાણનું માનવીય અને માનવતાપૂર્ણ નિયંત્રણ કરીએ, અગર તો દુષ્કાળની આંગળીએ રમતા મૂકેલાં પરમાણુ-યુદ્ધ દ્વારા માનવજાત પોતાનું આમ-નિમ્દન સ્વીકારે

## વિશ્વસંગઠનની અનિવાર્યતા

અહીં મારે એક જ મુદ્દો ઉમેરવાનો રહે છે કે અન્નની સમસ્યા, વસ્તીની સમસ્યા અને યુદ્ધના નિકંદનની જરૂરિયાત માટે સમસ્ત માનવીયવિશ્વ-સંગઠન વિના બીજો કોઈ આરો નથી એક દેશમાં અથવા એક ખંડમાં જન્મ પ્રમાણ મર્યાદિત કરવાથી માનવ-વસ્તીની વિશ્વ સમસ્યા હલ થવાની નથી અનેક પશ્ચિમી રાષ્ટ્રોમાં જન્મ-મર્યાદા સિદ્ધ થઈ છે, પરંતુ આખા વિશ્વની વસ્તી ભયજનક દરે વધી રહી છે! આ બાબતમાં અસરકારકતા લાવવી હશે તો, જન્મ પ્રમાણને મર્યાદિત કરવાનું કાર્ય વિશ્વ વ્યાપી હોવું જોઈશે વળી વૈજ્ઞાનિક પદ્ધતિએ અન્ન ઉત્પાદન કરવાનો પ્રયાસ પણ અસરકારક બનો વવો હશે તો ય, પૃથ્વીની સમસ્ત ઉત્પાદક-ભૂમિનો વહીવટ એકજ ઘટક તરીકે થવો અનિવાર્ય છે, અને જગતમાં ગમે તે સ્થળે પેદા થયેલ અન્ન જગતના કોઈ પણ બીજા ખૂણામાં, જ્યાં ક્યાય જે કોઈ ભૂખે મરતું હોય ત્યાં, તેમને મુખે પહોંચાડવું જોઈશે

આવી સંગઠનાત્મક જરૂરિયાતો પૂરી નહિ પ ત્યાં નવી વસ્તીનું નિયંત્રણ આણવાના પ્રયાસો કરવામાં વિજ્ઞાન પોતે જ રૂંગળાતું-અટવાતું રહેશે આ જરૂરિયાતો રાજકીય છે જ્યાં સુધી સ્થાનિક રાજ્યસત્તાઓ પાસેથી ઉત્પાદન અને વહેંચણીનો કાર લઈને સર્વોચ્ચ અધિકારોવાળી વિશ્વસત્તાને હસ્તક સોંપાઈ ન જાય ત્યાં સુધી આ જરૂરિયાતો પૂરી પડશે નહિ આ ઉપરાંત પણ, પરમાણુ-શક્તિના ઉત્પાદનના કેન્દ્રીય નિયંત્રણ માટે ય વિશ્વસત્તાની જરૂર રહેશે આમ બંને જરૂરિયાતો ભેગી કરીએ તો, આજે વિશ્વ-સરકારરૂપી રાજકીય સિદ્ધિ માટે વૈશ્વિક એકતાની ગરજ વરતાયા વિના નહિ રહે

આમ, આપણા યુગમાં ! વિશ્વએકતા અને તે અમુક અંશે ચોકસ પ્રકારની રાજકીય સંસ્થાગત સ્વરૂપે, માનવજાતના રક્ષણ માટે તાકીદે જરૂરી છે પ્રત્યેક માનવી માટે આ સર્વોચ્ચ મહત્વનું ધ્યેય હોવું જોઈએ. જો માનવજાત જ નહિ બચે તો માનવીના ઉત્તમ જીવનની શક્યતા જ ક્યાં રહેવાની? આજે આપણી માનવજાત જે નવા ભયની સામે—પોતાના હાથે જ પોતનો સર્વનાશ કરવાના ભયની સામે—આવી ઊભી છે, એનાથી આપણામાં સમસ્ત-માનવતાની ભક્તિ (નૂતન રાષ્ટ્ર-પ્રીતિ) પ્રગટવી જોઈએ, અને પરંપરાગત આ કે તે ભૂ-ખંડના ટુકડા પ્રત્યેના માનવ સમૂહના પ્રત્યેના સંકુચિત રાષ્ટ્રપ્રેમને સ્થાને આપણાં હૈયાં અને ચિત્તમાં વિશ્વ-રાષ્ટ્રીયતા પ્રગટવી જોઈએ. જો 'સમગ્રનો વિનાશ થશે તો તેના તમામ અંગો આપોઆપ નાશ પામવાના જ આથી તો, માનવ જાતની એકતાની આજે સર્વોચ્ચ જરૂરિયાત છે'

## ૨

આજે આપણને ચાર વસ્તુઓ મૂંઝવી રહી છે—(૧) કટોકટીના યુગમાં જીવીએ છીએ એવી લાગણી (૨) યુદ્ધનો તોળાતો ભય (૩) દેશ દેશ વચ્ચેનાં અંતરો ઓછાં થઈ જવાને કારણે વિશ્વનું કદ જાણે ઘટી ગયાની—સમીપતાની લાગણી (૪) જીવનનાં વિવિધ ક્ષેત્રોએ વધતી જતી ગૂંચવણભરી લગામો.

એક પછી એક વાતનો વિચાર કરીએ : (૧) ઇતિહાસભરમાં દરેક યુગના માનવીને તેને પોતાનો યુગ બહુ મહત્વનો લાગ્યો છે—ભારે સિદ્ધિઓથી ભરેલો. (દા. ત. ઈ. સ. પૂર્વે ૪૩૧ પહેલાંનું પાંચમી સદીનું એથેન્સ, ૧૪૯૪ પૂર્વેનું ૧૫મી સદીનું ફ્લોરેન્સ, અમેરિકા ૧૮૨૦ની આસપાસનું, ઇલિઝાબેથના સમયનું ઇંગ્લેન્ડ). તો વળી કેટલીક વાર આખો યુગ કટોકટીથી ભરેલો, અને તે રીતે મહત્ત્વનો લાગ્યો છે (દા. ત. સેન્ટ ઑગસ્ટિનને દેખાયેલ ૧૫મી સદી, પશ્ચિમી ખ્રિસ્તીઓની દૃષ્ટિએ ઈ. સ ૧૦૦૦ની આસપાસનાં વર્ષો, ગ્રીક કવિ હેસીઓડને દેખાયા મુજબ ઈ. સ. પૂ. ૭૦૦નો, અને આપણને દેખાય છે તે આજનો યુગ !) પરંતુ આ સૌને દેખાયું તે જ ઐતિહાસિક સત્ય હોય એવું પણ નથી. પાછળના લોકોને એજ ઇતિહાસ જુદી રીતે પણ દેખાતો હોય છે.

હકીકતે આપણા પોતાના યુગનું મૂલ્યાંકન કરવું આપણે માટે ઘણું મુશ્કેલ હોય છે. કેટલીક વાર આપણને એમ લાગે કે આપણે પૃથ્વીના આ આપણા મદ સહિત સર્વનાશના આરે ઊભા છીએ; પણ કદાચ આપણે એજ વખતે શાશ્વત શાંતિ અને ન્યાયના કિનારે આવીને ઊભા રહી ગયા હોઈએ—એવું પણ હોય ! આપણે નિશ્ચિત રીતે કહી શકતાં નથી. એટલું ખરું કે જો આપણે કટોકટીના યુગમાં જીવી રહ્યા છીએ એમ સમજીને, સારાં પરિણામો માટેના શુભ પ્રયાસો આરંભી દઈએ તો, શુભ યુગના પ્રવર્તક બનવાનું આપણે ભાગે આવે—એ વાત કંઈ અશક્ય નથી.

(૨) યુદ્ધ—ત્રીજું વિશ્વયુદ્ધ !—પરમાણુ શક્તિથી લડાનારું સર્વનાશી યુદ્ધ ! એમ તો, આજ પૂર્વેની દુનિયા માટે યુદ્ધ કોઈ નવી ઘટના નથી. યુદ્ધોએ ભયંકર યાતનાઓ ઉતારી છે,-સંસ્કૃતિઓનાં મૂળિયાં ઉખાડી નાખવામાં એણે ભાગ ભજવ્યો છે,—પરંતુ ફરી કદિ સંસ્કૃતિનો વિકાસ શક્ય જ ન બને તેવું થયું નથી; અથવા આખી પૃથ્વી માણસજાત માટે ને કોઈ પણ પ્રકારના જીવ માટે વસવાયોગ્ય જ ન રહે એવી હદે કદિ ભય જાગ્યો નથી. ભૂતકાળમાં, ટેક્નોલોજીની પ્રગતિએ જરૂર વધુ ને વધુ ઘાતકી શસ્ત્રો પેદા કર્યાં છે. મુક્કીઓની મારામારીની જગાએ ધારદાર પથ્થરો, એ પછી તીરકામઠાં, વધુ વિકસિત સ્વરૂપનાં બાણ, દારૂગંધકનાં અસ્ત્ર-શસ્ત્રો (તોપ બંદૂક આદિ). આ બધાને પરિણામે યુદ્ધ વધુ કાતિલ બનવા છતાં, માણસજાતે યુદ્ધનો ત્યાગ કર્યો નથી ! એ રીતે તો પરમાણુ-અસ્ત્રો આ વિકાસનો જ એક નવો તબક્કો છે.

ભૂતકાળમાં પણ યુદ્ધને અંતે ભૌતિક વિનાશ અને નૈતિક હતાશાએ માણસને યુદ્ધવિસર્જનનો વિચાર કરતો તો કરી જ મૂક્યો હતો—કેટલીક વાર સંપૂર્ણ નિષ્ફળતા મળી હતી, તો કેટલાક કિસ્સામાં આંશિક સફળતા પણ મળી છે—સદીઓ સુધી મોટા ભાગની પૃથ્વી પર યુદ્ધ ન ખેલાયાનું પણ જોવા મળે છે (દા. ત. ઇન્ડીઝમાંના સ્પેન સામ્રાજ્ય દરમ્યાન, અશોકના સામ્રાજ્ય દરમ્યાન, રોમન અને ચીની સામ્રાજ્ય દરમ્યાન).

ભૂતકાળમાં બે મુખ્ય ધારણાઓ ઉપર યુદ્ધ ખેલાયાં છે. (૧) યુદ્ધમાં જોડાઈને જોખમો ખેડીને અને જાન પણ દઈને અંતે સૈનિક પોતાનું કુટુંબ, પ્રજા, દેશ અને રાજ્યની રક્ષા કરી શકશે એવી ધારણા. (૨) ગમે તેમ તો ય, એક પક્ષ હારવાનો ને બીજો જીતવાનો છે—માટે પોતાનો જાન આપીને પણ પોતાના દેશને જીતાડવો જોઈએ.

પરંતુ આજે તો આ બંનેમાંથી એકે ધારણા માટે સ્થાન રહ્યું નથી. પરમાણુ શસ્ત્રોની શોધખોળ પછી તો સર્વનાશ જ નિશ્ચિત પરિણામ દેખાય છે; કોણ જીત્યો ને કોણ હાર્યો એવો ભેદ પણ રહેવા પામશે નહિ ! એટલે કે આજે તો યુદ્ધ પાછળની એકે ધારણા

કાયમ રહી નથી, કોઈ હેતુ જ શક્ય રહ્યો નથી। આથી જ તો અણુશસ્ત્રોની શોધ એ જૂની શસ્ત્ર-પરંપરાનો એક અંકોડો નથી; ગુણાત્મક રીતે ભિન્ન જ પરિણામ લાવનારો છેલ્લો અંકોડો છે। આમ પરિસ્થિતિ સર્વાંશે પલટાઈ ગયેલી છે—યુદ્ધની સંસ્થાનો જ નાશ કરવાનો સમય પાકી ગયો છે. આજ પૂર્વે ઇતિહાસમાં યુદ્ધના જેવી જ પુરાણી ગુલામીની સંસ્થા નાબુદ થઈ શકી છે, તો હવે યુદ્ધની નાબુદી યુગધર્મ છે.

(૩) વિશ્વ આખું સંકોડાઈ ગયું છે. એક તો, એ અર્થમાં કે રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેના અને ગ્રહો ઉપગ્રહ વચ્ચેનાં અંતર છેદાઈ ગયાં છે. પરંતુ બીજા એ અર્થમાં કે, માનવીની વસ્તી એટલા મોટા પ્રમાણમાં વધી છે કે માથાદીઠ ભૌતિક સાધન-સામગ્રીનો હિસ્સો નાનો થતો ગયો છે. અને પરિણામે એવું બન્યુ છે કે, બીજી રીતે હજી સાવ અજાણ્યા ને પરાયા રહેલા માનવીઓ એકાએક એકબીજાના પડોશી જેવા બની બેઠા છે; અને અધૂરામાં પૂરું એમની પાસે અણુ-અસ્ત્રો છે. આ પડોશીઓ પરસ્પર ભીતિમાં જીવે છે, અને આ ભીતિ પરસ્પરની શત્રુતાને ઉત્તેજે છે આખી ધરતી પર આ ભીતિ અને દ્વેષની આબોહવા પ્રસરી ચૂકી છે તમામ સરકારો 'ભયપ્રદ વિચારો' એટલે કે 'પરદેશી વિચારો'થી ભડકતી રહી છે; અને એ પરદેશી સિદ્ધાન્તોની પોતાની પ્રજા ઉપરની અસરનાં પરિણામોથી ચિંતાતુર પણ છે વળી દેશની અંદરનાં અને બહારનાં ભૌગોલિક અંતર છેદાઈ જવાને કારણે એક રાષ્ટ્રની અંદર પણ અનેક પ્રકારની જાતિઓ, ભાષાઓ, ધર્મો, જીવન-પદ્ધતિઓ અને રિવાજોવાળાં પ્રજાસમૂહો એક સાથે નિવાસ કરતા થયા છે (દા. ત. દક્ષિણ આફ્રિકા, મધ્ય આફ્રિકા, કેન્યા, ટ્યુનિશિયા, અલ્જેરિયા, મોરોક્કો, મલાયા, હાવાઈ, અમેરિકા, કેનેડા, મેક્સિકો, ઇ. ઝિન્ય)

એમ તો ભૌગોલિક અંતરો છેદાઈ જવાની વાત પણ ઇતિહાસમાં કંઈ નવી નથી ક્રમશઃ એ વિકાસ થતો જ રહ્યો છે ઘોડાને પાળીને પલાણવામાં આવ્યો તે દિવસથી તો એનો આરંભ થઈ ગયો હતો, અને એ દિશાની બીજી મોટી ફલાંગ તે-૧૫મી સદીમાં વરાળયંત્રથી ચાલનારાં વહાણોની શોધ, ત્યાર પછી એરોપ્લેન (અને હવે રોકેટ!) ક્રમશઃ વિવિધ જાતિની પ્રજાઓનો અને વિવિધ વિચારધારાઓનો શંભુમેળો ઇતિહાસમાં થતો આવ્યો જ છે. તેને પહોંચી વળવાની શક્તિ પણ સફળ રીતે પ્રજાઓએ વિકસાવી છે. (દા. ત. રોમન સામ્રાજ્યમાં ખ્રિસ્તીઓના શાંતિમય વિજયને કારણે પેદા થયેલી વિચારધારા સાથેનો સંઘર્ષ, તુર્ક (ઓટોમાન) સામ્રાજ્યમાં વિશુદ્ધ પ્રજા સમૂહોમાં શંભુમેળો તથા મેક્સિકોમાં પણ). પરંતુ આગળની ઘટનાઓ કરતાં આજે મુખ્ય ભેદ એ છે કે, હવે વર્તમાન યુગી રાષ્ટ્રીય-રાજ્ય-સંગઠનો (national-State)ની મર્યાદામાં રહીને ઉકેલ શક્ય રહ્યો નથી.

આપણી પૃથ્વી ઉપરની સામગ્રીના ભંડારનો આજે જે રીતે વપરાશ થઈ રહ્યો છે, એ જ એક ચોંકાવનારી ઘટના બની ગઈ છે આજે તો ધરતી ઉપર આપણે જે પ્રકારે ખેડાણ કરી રહ્યા છીએ, એ પછી એને ફરી સુફલા બનાવવાનું શક્ય જ રહેવાનું નથી। તેજ રીતે આ પૃથ્વીના પેટાળમાં પડેલાં ખનિજ દ્રવ્યો-બળતણ અને પ્રત્યેક બીજા પ્રકારના-આપણે અપૂર્વ ઝડપે અને પ્રમાણમાં બહાર ખેંચી કાઢીએ છીએ. પરિણામે આ ધરતીનો બધો પૂરવઠો જ આપણે વેડફી તો નથી રહ્યા ને? ભવિષ્યમાં ક્યાં સુધી અનાજ, બળતણ અને બીજો કાચો માલ આમ ને આમ મળ્યા કરશે, એની ચિંતા જાગી છે.

ભૂતકાળમાં, આજ પૂર્વે, એ વાત સાચી છે કે માણસની અસાધારણ ટેકનોલોજીની શક્તિને કારણે, અનાજ અને કાચા માલનો પૂરવઠો ખૂટી પડ્યો નથી વપરાશ કરતાં હંમેશાં મોટો રહ્યો છે (દા. ત. ધરતી ઉપર હજી પથ્થરની શીપો ખૂટી પડે તે પહેલાં તો માનવીએ ધાતુની શોધ કરી લીધી હતી; અને ધાતુનો પૂરવઠો ખૂટી પડવાની અણી આવશે એ પૂર્વે કદાચ માણસે એની જગાએ બીજી વધુ ઉપયોગી સામગ્રીની શોધ કરી પણ લીધી હશે, અગાઉના જમાનામાં જેમ લાકડાની જગા કોલસાએ લીધી હતી, અને કોલસાની જગા પેટ્રોલે લીધી તે રીતે, પેટ્રોલની જગાએ કદાચ પરમાણુ શક્તિ જ કામે લગાડીશું

[ વિશ્વમાનવ ' માર્ચ-એપ્રિલ '૬૧

વળી રેસકસમાર્યો ધરતી ઉજ્જડ બની ગયાની ઘટના પણ કાંઈ ઇતિહાસમાં નવી નથી. છેલ્લા હિમ-યુગ પછી સહરા, અરેબીઆ અને મધ્ય એશિયા, માનવીને કારણે નહિ, કુદરતી પ્રકોપને કારણે ઉજ્જડ બની ગયાં છે. પરંતુ કુદરતના આ પડકારને માનવીએ સામી છાતીએ ઝીલી લીધો, અને શિકારી અને ભરવાડની જીવન પદ્ધતિની જગાએ તેણે ખેતી જીવનનો આરંભ કરીને અગાઉના કરતાં અનેક ગણી મોટી વસ્તીને માટે, અગાઉના કરતાં વધુ ઊંચા જીવન ધોરણ પર નિભાવ કરવાનું શક્ય બનાવી દીધું.

વસ્તીવધારાનો સવાલ કાંઈ નવો સવાલ નથી. ભૂતકાળમાં અનેક વાર ટેક્નોલોજીની પ્રગતિને કારણે એકાએક ઘણો મોટો વસ્તી વધારો થયો છેઃ દાન્ત વલ્કલધારી રાનીપરજ દશામાંથી શિકારી જીવન પદ્ધતિનો વિકાસ; શિકારી દશામાંથી ભરવાડ જીવન પદ્ધતિ અને તેમાંથી ખેતી તથા નાનાં નાનાં કારખાનાં અને વેપાર જીવન પદ્ધતિ.

છેલ્લી બે સદી દરમ્યાન તો, આ દિશામાં અજબ પ્રગતિ શક્ય બની છે. વર્તમાનયુગી પશ્ચિમી ઔષધિઓ અને ઉપચારોને કારણે મૃત્યુપ્રમાણ ખૂબજ ઘટી ગયું છે. એક રીતે તો, આજનો વસ્તી વધારો આજસુધીની વસ્તીવધારાની સાંકળનો જ એક અંકોડો છે.

પરંતુ ઊંડો વિચાર કરતાં એવું લાગે છે કે, યુદ્ધના ઇતિહાસમાં પરમાણુ બોમ્બનો જે ફાળો છે, તેવો જ ફાળો વસ્તી-વધારાના ઇતિહાસમાં આ રોગનિવારક ઉપચારોનો છે. પરિણામે સર્વથા અભૂતપૂર્વ પરિસ્થિતિ પેદા થઈ રહી છે.

ભૂતકાળમાં ટેક્નોલોજીની પ્રગતિએ હંમેશાં વસ્તી-વધારાને થાપ આપી પાછળ નાખી દીધેલ છે. પરંતુ હવે તો જાણે એમ લાગે છે કે, રોગનિવારક ઔષધિઓ ઇતિહાસમાં પહેલીવાર માલ્થુસના કાનુનને સિદ્ધ કરી રહેલ છે। અને જો આમ થયું તો, એનો અર્થ એ કે કુટુંબ અને સમાજ વચ્ચેના સંબંધમાં જ ક્રાંતિ આવવાની. આજ સુધી, કેટલાં સંતાનો હોવાં જોઈએ એ સવાલ માબાપોનો અંગત સવાલ રહ્યો છે. પરંતુ હવે તો એ જાહેર સવાલ ગણાઈને સરકારી સત્તાધારીઓને હસ્તક તેનો નિર્ણય રહેવાનો। અને ભૂતકાળમાં ભલભલા આતતાયી રાજકર્તાઓને હાથે ય ન ઉતરી હોય તેવી અને કોઈએ કલ્પી ન હોય તેવી વ્યક્તિ-સ્વાતંત્ર્ય ઉપર તલવાર પડવાની।

(૪) આમ વસ્તી વધારાની સમસ્યાના પરિણામ રૂપે વ્યક્તિ-સ્વાતંત્ર્યના રૂંધામણની સમસ્યા ઉપર આવી પહોંચીએ છીએ. આજ પૂર્વે, માનવીએ હંમેશાં સંપત્તિ અને સત્તાની વૃદ્ધિ માટે ભારે કિંમત ચૂકવવી પડી જ છે. આદિ રાનીપરજનું જીવન શિકારી જીવન કરતાં વધુ મુક્ત હતું, અને શિકારીનું જીવન ભરવાડ યા ખેડૂત કરતાં વિશેષ સ્વતંત્ર હતું; અને ઔદ્યોગિક યુગના કામદાર કરતાં ભરવાડ-ખેડૂતનું જીવન વધુ મુક્ત હતું.

આપણી આ સૃષ્ટિમાં બીજાં બે નવાં બળો ઉમેરાયાં છે, જે આજ પૂર્વેના regimentation માં વધારો કરી રહ્યાં છે-(૧) આજની યાંત્રિકી સૃષ્ટિમાં ઉચ્ચ-શક્તિવાળી યંત્રરચના એક મોટો ભય છે (રસ્તાઓ ઉપર અવરજવરનું નિયંત્રણ કરનાર પોલિસ આનું સુંદર પ્રતીક છે. એટલું જ નહિ, રાહદારી નિયંત્રક-પોલિસની હાજરી જે કારણે જરૂરી બની છે તેવાજ કારણે જીવનનાં બધાં ક્ષેત્રોએ આવું નિયંત્રણ ઊભું થઈ રહ્યું છે।) (૨) બીજું નવું બળ સામાજિક ન્યાયની વધતી જતી માંગ છે. બળિયાની હરોળમાં કમજોરને મૂકવા માટે કોઈ સ્વરૂપનું નિયંત્રણ એક માત્ર માર્ગ છે. આ નિયંત્રણ સ્વૈચ્છિક અથવા તો ફરજીઆત પ્રકારનું હોઈ શકે દા. ત. ક્રમિક કરવેરા આર્થિક ક્ષેત્રના બળિયાનું ફરજીયાત નિયંત્રણ છે; તો કામદાર મંડળો આર્થિક ક્ષેત્રે કમજોરોનું સ્વૈચ્છિક નિયંત્રણ છે.

બલ્કે આગલા કોઈપણ યુગ કરતાં આજના જમાનામાં નિયંત્રણનું દબાણ સવિશેષ હોવાનો સંભવ છે.

ભૂતકાળમાં, કહેવાતાં વિશ્વસામ્રાજ્યો—રોમન સામ્રાજ્ય, ચીની સામ્રાજ્ય, જપાની તોગુકાવા શોગુનેત વગેરે સામ્રાજ્યોએ યુદ્ધ અને ક્રાંતિમાંથી સમાજને ઉગારી લેવા માટે નાની નાની ઉમરાવશાહીઓ, ખાનગી

[ પાના ૨૩ ઉપર ]

વાર્તા

# પ્રવાસી | સ્નેહરશ્મિ

ઓરડામાં ગમગીન શાન્તિ હતી. એક વિખ્યાત ડૉક્ટર એક વિશ્વ–પ્રવાસીની જીવન–ઓટને પકડી રાખવા ને તેમાં ભરતીના રૂપવહનો જગાડવા મથી રહ્યો હતો ને આશા નિરાશાનાં આન્દોલનોથી મુખર બનેલી નીરવતાની પકડ વધુ ને વધુ કારમી બન્યે જતી હતી.

સાંજ પડી ગઈ હતી, ને તેને હજુ આખો ડુંગર ઊતરી મેદાનમાં રાત ગાળવાની હતી. ચોમેર ઝાડીઓ ને રાનના ઓળા ધરતી પર ઊતરવા માંડ્યા છે જાણી ગુફામાંથી બહાર નીકળી ચાળ હવાની સ્ફૂર્તિ પામવા મથતાં સિંહ, વાઘ ચિત્તાદિના સંચારથી વાતાવરણમાં એક પ્રચંડ પ્રકંપ પથરાયો અને એના ધક્કાથી એની નજર તળેટીની શોધ તરફ વળી. પણ આ ડુંગરને તળેટી જ નથી કે શું એવી એની ઊંચાનીચી થતી જાણે અનંતને આંબવા મથતી અને ઝાંખી થવા માંડેલી ધારો પરથી શંકા જન્મતી હતી. એણે એની બધી શક્તિ એની ચાલવાની ગતિમાં કેન્દ્રિત કરી અને એક ઊંચી ધાર ઉપરથી ઊતરાય માટે હાથ આવે એવી કોઈ કેડી માટે ચોમેર નજર નાખી. પણ દૂર કોઈ નદીના પ્રવાહમાં ઊછળતાં મોજાંઓ એકમીજા સાથે અથડાતાં હોય એવા ધ્વનિ સિવાય બીજું કશું એને લાધ્યું નહિ. એણે એ અવાજની દિશામાં ચાલવા માંડ્યું. અવારનવાર હિંસ્ર પશુઓની ગર્જનાઓ પણ હવે ચોમેર સંભળાવા માંડી અને એને નીચે ઊતરવાની કેડી લાધે તે પહેલાં અંધારામાં એ આખો ડુંગર ઢંકાઈ ગયો. એણે એના ડાબા હાથ ભણીની એક કાળી ટેકરીની પેલી પારથી અંધારાને ભડકાવી મૂકતાં પ્રકાશનાં મોજાં જોયાં અને ત્યાંથી કદાચ દિશા લાધી જશે એવી આશામાં તે એ બાજુએ વળ્યો. ટેકરી પર ચડી એણે જોયું તો દૂર એક ઝાડ નીચે તાપણાની ફરતે થોડાંક માણસો હાથમાં વિવિધ હથિયારો સાથે નાચ કરી રહ્યાં હતાં અને તાપણાની મધ્યમાં ઝાડની ડાળી ઉપરથી ટિંગાડેલી અને તાપણામાંથી થતા ભડકાના હડસેલાથી જાણે કે ઝોલાં ખાતી એક માનવઆકૃતિ તેણે જોઈ. હિંસ્ર વન્ય ચોપગાં પશુઓના જડબામાંથી હડસેલાઈ પોતે માનવપશુના સર્વસંહારક જડબામાં ધકેલાઈ રહ્યો હોય એવું લાગ્યું અને એણે પીઠ ફેરવી.

એની આંખ ઊઘડી ત્યારે એને લાગ્યું કે અરુણોદય થઈ ગયો છે અને એની ફરતે સસલાં ને હરણાં રમી રહ્યાં છે. એણે આંખ ચોળી ને ખાતરી કરી કે પોતે સ્વપ્નામાં તો નથી. શું આ વનનાં જેને એ હિંસ્ર લેખતો હતો એવાં પ્રાણીઓએ ભૂલા પડેલા એ અજાણ્યા પથિકને એ જંગલની કોઈ જડીબુટ્ટીથી ઉગારી લીધો હતો?

એને જળલહરીઓના નૂપુરનો ઝંકાર સંભળાયો ને અરુણોદયમાં નહાતી એક ઊંચી ટેકરી પર ચઢી એણે ચોમેર નજર કરી. દૂર દૂર તળેટીમાં એક નદી વહી જતી હતી અને તેમાં કમળોનાં વન હીલાળી રહ્યાં હતાં!

ડુંગર ઊતરી તે નદી કિનારે આવ્યો. દૂરથી એણે કિનારા તરફ ચાલી આવતી એક હોડી જોઈ. કોઈ એક

યૌવનની હોડીને હલેસાથી ચલાવી રહી હતી. હોડીમાં તે એકો.

અરુણોદય થતાં ફીકી પડેલી ચાંદની જેવી એની કાન્તિ હતી. એમાં નહોતા કોઈ ભાવ, નહોતાં સ્પંદન. હતી જાણે ચૈતનશૂન્ય જડતા. અને છતાં એનામાં એવું કંઈક હતું જેથી એ જુવાનની નજર તેના પર ચોંટી રહી. ન એણે નદીનું સંગીત સાંભળ્યું, ન કમળની પાંદડીઓમાંથી વહી આવતી રંગભરી સુરખી અનુભવી. કેવળ તે જ તેની સકલ ચૈતનાને ભરી રહી! તે કશું બોલી નહિ હલેસાં માથે જ ગઈ! હોડીને ચલાવવા સિવાયની બીજી કોઈ સંવેદના, બીજી કોઈ ગતિ એનામાં વરતાતી ન હતી. દિશા બદલવા તે સુકાન તરફ વળી, અને યુવાનના મુખમાંથી નીકળી ગયું: 'ચુડેલ! ચુડેલ!' એ તે પીઠ હતી કે શૂન્યતા? ઠરી ગયેલા લાવાની પ્રચંડ બખોલ! કંચુકીની ગાંઠની ઉપર નીચે એની ખુલ્લી પીઠ બે ભાગમાં વહેંચાઈ ગઈ હતી પણ એના પર નજર પડતાં સ્થળ–કાળ–સીમા બધું જ જાણે સરી પડ્યું. શૂન્યતાની એક અલગ બખોલ! અને ઊંચે દષ્ટિ ચડતાં દગાડશે કે શું એવી ભીતિપ્રેરતી પ્રચંડ પણ થીજી ગયેલી જ્વાળા! કંઈક અજાણ્યા ધડાકાથી યુવાન એના તરફ હડસેલાયો. અંદર જોતાં તેને લાગ્યું કે શિશિરને પણ એ વિરાટ શૂન્યમાં નિરપંદનાતી કબર હેઠળ દબાઈ જવું પડ્યું હતું અને એની ફરતે ભડથું થઈ પડેલા અસંખ્ય વીંછી, સાપ, અજગર, ચિત્તા, વાઘ વગેરેના પ્રાણશૂન્ય અંગારા હતા. જુવાનના ઉરમાં એણે કદીયે ન અનુભવ્યો હોય એવો અનુકંપાનો એક મોટો જુવાળ આવ્યો, અને એનાં શીકરો એ પીઠની શૂન્યતાના આકાશમાં જાણે ધૂમસ બની દષ્ટિગોચર થવા માંડયાં. પ્રવાહી પાણીમાં નહિ ઊગી શકે એવાં એ અલૌકિક કમળોની પાંદડીથી પીઠની એની બખોલને જાણે કે ભરી દેતી ન હોય તેમ યુવાને કમળ–પાંદડીઓનો અભિષેક કરવા માંડ્યો, અને તે યુવતીએ તેની પીઠ ફેરવી. હવામાં પલટો આવ્યો. પરીઓ ગુંજગોષ્ઠિ કરી રહી હોય એવી એ જલલહરીઓની ફોરમોથી એનું મન પાંગરી ઊઠ્યું. ફીકી, ચેતનવિહોણી મ્લાન ચાંદનીની જગાએ તેણે એને અંગે અંગે ઉષાની સુરખી ખીલી રહેલી જોઈ. વસંત એમને ચામર ઢાળી રહી!

જ્યારે તે નદીની ભેખડ ઉપર ચડયો ત્યારે હોડીમાંથી અમૃતસ્રવાના વ્યાકુળ બોલ તેને કાને પડ્યા: "અર્જુન, અહીં જ તારી રાહ જોતી આ પારથી તે પાર હું હોડી હંકારતી રહીશ. આકરી અવધે તું પાછો નહિ આવે તો–" જુવાને મનોમન બોલી ઊઠ્યો: "ચિત્રાંગદે! ચિત્રાંગદે!"

વન એવું તો ગાઢ બનતું જતું હતું કે સૂરજ પણ ક્વચિત જ ત્યાં પ્રવેશવાની હિંમત કરી શકતો. પ્રકાશને માટે ઝંખતાં પ્રાણીઓ એનાં ઉત્તુંગ વૃક્ષોની શિખરાવલીઓ ઉપર જ અહીં તહીં સંચાર કરતાં રહેતાં અને એમાંથી હવામાં પ્રસરતાં અદિલનો કોઈ કોઈ વાર એના મર્મને સ્પર્શી જતાં. આ વનનો ક્યાંય છેડો નથી કે શું?—એવી તેને શંકા થવા માંડી, ત્યાં આકાશનો એક નાનકડો ટુકડો તેની નજરે પડયો. તેમાંથી એક રાજહંસ–યુગલ પૂર્વ તરફ ઊડી રહેલું તેણે જોયું. એ દિશામાં તે વળ્યો. થોડા સમયમાં તે એક અલૌકિક સરોવરતીરે પહોંચી ગયો. મનુષ્યવિહોણું પ્રકૃતિસૌંદર્ય–સભર એ સ્થાનમાં પ્રવેશ કરતાં જ તેનું હૈયું ગાતું બની ગયું. અને ત્યાં દૂરથી એ સરોવરની લહરીઓને જાગી ઊઠી એની ઉપર મીટ માંડી એના તરફ આવી રહેલી એણે જોઈ. એમનો થનગનાટ, અંગભંગિ, લયમાધુર્ય તેના અંતરમાં અનેક સ્મૃતિઓ જગાડી ગયાં. અને એનું રહસ્ય તે પામે ન પામે તે પહેલાં તો અનેક યૌવનાઓનું કલહાસ્ય તેને કાને પડયું. તેણે જોયું તો એ બધી લહરીઓ જલકન્યકા જેવી ધરતીની પુત્રીઓ હતી. અનવદ્ય સૌંદર્ય એજ માત્ર તેમનાં ચીર અને તેમનાં આભૂષણ. વસ્ત્રાહરણની કથાનું પુનરાવર્તન ભજવાતું હોય તેમ એ બધી રૂપસીઓ ચોમેરથી તેને વીંટી વળી. 'હે અજાણ્યા યુવાન, અમારામાંથી પહેલી તેં કોને જોઈ?' એવા બોલ તેને કાને પડ્યા અને તેણે જોયું તો કોઈક પોતાની નાજુક તર્જની પોતાના હૃદય તરફ ચીંધી પૂછી રહી હતી: 'મને?' તો બીજી નેત્રપલ્લવીથી; ત્રીજી મુખભંગીથી;

ચોથી એના ઉત્કંઠાળથી આમ દરેક જાણે 'કહી દે, કહી દે સૌથી પહેલાં મને તે જોઈએ છે, મને જ જોઈએ છે' —એવું કહેવા એને આજંવથી પ્રેરી રહી હતી. એના વિભ્રમની કોઈ સીમા રહી નહિ ત્યાં એના અંગે અંગમાં કોઈ અનનુભૂત સંવેદના જગવતું એક બીજું દૃશ્ય તેની નજરે પડ્યું. સરોવરમાં જલક્રીડા કરી રહેલી બીજી કેટલીક લાવણ્યવતીઓ તેણે જોઈ તે સૌના અંગ ઉપર તરેહ તરેહનાં વસ્ત્રો અને અલંકારો હતાં ઉત્સુકતાથી એના તરફ જોઈ રહેતી યૌવનાઓને જુતી એની નજર એ દૂરના નારીવૃંદના કોડભર્યા અનુનયમાં અટવાઈ ગઈ એ જોતાં એની ફરતેની રૂપસીઓમાંથી કોઈક બોલી 'હે ભોગકામી યુવાન, જેને તું ઝંખે છે એ બધી ચિરસૌભાગ્યવતીઓ તો તારા તરફ વળીને જોતી પણ નથી એક દિવસ એ અભાગ જેવી જ હતી સહજપ્રાપ્યનું તારે મન કંઈ મૂલ્ય જ નથી કે શું?' અને એ યુવાને સાંભળ્યું કે જનશૂન્ય આનંદવનમાં કોઈકવાર જ કોઈ મનુષ્ય ભૂલો પડે છે અને ત્યારે ચિરકુમારી, અહર્નિશની ઝંખનાથી વિહ્વલ વ્યાકુળ, સૌભાગ્ય માટે અધીરી આ સુંદરીઓમાંથી એકને સૌભાગ્યવતી બનવાની તક મળે છે અને એ સદ્ભાગ્ય જેને હજુ લાધ્યું નથી એવી બીજી બધી દૂરની ક્ષિતિજો પર બીજા આગંતુકની રાહ જોતી પોતાની અતૃપ્ત ઝંખનાથી સરોવરના નીરમાં ચંચળતાની લહરી જગાડતી રહે છે, ને એમનું વૃંદ દિનપ્રતિદિન વધતું જ જાય છે એમનામાંથી આગંતુકની નજરે જે સૌથી પ્રથમ પડે તે યુવતીનો તેના ઉપર આપોઆપ હક્ક થઈ જાય છે અને એની સાથે એ અજાણ્યો એ સરોવરને પેલે કાંઠે આવેલી એક ઊંચી ટેકરી ઉપર સાત દિવસ રહે છે તે દરમ્યાન ત્યાં સૂરજનાં કિરણોમાંથી વિવિધરંગી હીરની દોરીઓ કાંતી તેને મનોરમ તાણાવાણામાં વણી લઈ પોતાની નવવધૂને સુંદર વસ્ત્રો ને અલંકારોથી તે સજ્જ કરે ત્યારે એમની સપ્તપદી પૂરી થયેલી લેખાય અને અરુંધતીનું દર્શન કરી પોતાના પરિચિત જીવનમાં તેઓ પ્રવેશ કરે આ બધું જાણ્યા છતાં પણ કોણ જાણે કેમ સમીપના નિર્બંધ આચ્છાદિત સૌંદર્યને અતિક્રમી એની નજર દૂરની પેલી વસ્ત્રમંડિત અંગનાઓની ગોપિત સુન્દરતા પ્રતિ જ આકર્ષાઈ રહી હતી! એની ચોમેર ઘંટડીઓ રણકતી હોય તેમ 'સૌથી પહેલાં તો મને તે જોઈતી હતી ને યુવાન!'—એવા અધીરા આતુર તરસ્યા બોલ ગુંજી રહ્યા ત્યાં તો સ્વર્ગદ્વારે ઊભેલા ધર્મરાજ યુધિષ્ઠિર પર મંડાયેલી પેલા શ્વાનની નજર તેના મર્મોને વીંધી ગઈ એની સંવેદનાએ વળી એક વધુ ઉન્મેષ અનુભવ્યો જેટલી ગોપી તેટલા કૃષ્ણવાળો અખંડ મજનો સનાતન રાસ જેને તે વિલાસી કલ્પનાઓના ગભારાની જેમ હસી કાઢતો હતો તેના રહસ્યનું કોઈક નવું પણ ધૂંધળું ચિત્ર પોતાની દૃષ્ટિ સમક્ષ અંકાતું તેણે અનુભવ્યું ત્યાં વળી બીજું એક વધુ ચિત્ર ઊપસી આવ્યું જગતના દુઃખના ઈલાજની ખોજમાં નીકળતી વખતે યશોધરા પર મંડાઈ રહેલી કરુણાર્દ્ર દૃષ્ટિ!

પોતે જેનો મર્મ પૂરો કળી શકે તે પહેલાં ઉપરાઉપરી પલટાતાં આવાં અનેક દૃશ્યો જોતાં જોતાં પોતાના પર મંડાઈ રહેલી અધીર, આતુર, તરસી નજરોની વેદનાને પોતાની આંખમાં તેણે ભરી લીધી અને 'આપે આપની લીલાને અખંડ મજા પૂરતી જ કેમ મર્યાદિત રાખી છે, પ્રભો?' એવું કંઠમાં આથે છુપાયેલા તે લીલાબિહારીને પૂછતા અને એમ કરીને આખા વિશ્વમાં એ ચિરંતન રાસની રમઝટ રમતી મૂકવા તેને વિનવવા ન હોય તેમ સરોવરની પાળે કદંબના વનમાં તે સરકી ગયો.

* * *

ડૉક્ટરના હાથની આંગળીઓ એની નાડીમાંથી છટકી જવા મથતી છેલ્લી ધબકને પકડી રાખવા વલખાં મારતી હતી, અને પરોઢે માળામાંથી ઊડી જતા પંખી જેવી એના મુખ પરની આછી-અતિ આછી એવી રેખા જેમાં વેદના હતી કે સ્મિતની લકીર તેનો તાગ મેળવવા તેની નજર વ્યર્થ આયાસ કરી રહી હતી.*

* તાજેતરમાં પ્રકટ થનાર વાર્તાસંગ્રહમાંથી




# પૂર્વયુરોપમાં

મૃણાલિની સારાભાઈ

પારિસમાં જ્યારે વિમાનદ્વારા અમે આવી પહોંચ્યા ત્યારે આકાશના ગાઢ ભૂરા રંગે અમારા સૌનું ધ્યાન ખેંચ્યું અને થોડી પળોમાં તો આખુય શહેર ઝળાંઝળાં થઈ ઊઠયું. આવું રમણીય શહેર બીજું કોઈ હશે ખરું ? પાછળથી હું બુડાપેસ્ટ નગરના પ્રેમમાં પડી. તો ય આજે પણ પારિસ મને ઘણું ગમે છે. એવેન્યુ દ ચેમ્પ્સ્ એલીસીસ તરફ જતાં ડ્રાયવરે અમારા પરિચિત ચોક–ચૌટા તરફ ગાડી હંકારી: પ્રણાલી અને પરંપરાથી સમૃદ્ધ, છતાંય આધુનિક આ શહેરના એ માર્ગો, શેરી, ચોક–ચૌટાંનાં નામો વાંચતાં ફ્રાન્સના ઇતિહાસની યાદ તાજી થતી હતી. અમે થાકી ગયાં હતાં, છતાંય આ શહેરની હવામાં જ ઉત્તેજના ( excitement )નું કશુંક એવું તો અદ્ભુત તત્ત્વ રહ્યું છે કે જ્યારે અમારી નાનકડી ભવ્ય (!) હોટેલે પહોંચ્યાં ( નામ તો જૂઓ : વીલા સેન્ટ મારીઆ ! ) તો ય અમને થાક વરતાયો નહિ !

બીજે દિવસે વહેલી પરોઢે હું જાગી ત્યારે પારિસના મારા આ માનીતા રંગભવન ચેમ્પ્સ એલીસીસમાં નૃત્ય કરવાની છું એ વિચાર માત્રથી, એક તીવ્ર આનંદની લાગણીથી મારું મન વિભોર થઈ ઊઠયું. રંગભવનની ઉપલી મેડીએ સ્ટુડિયોમાં 'રીહર્સલ' કરતાં હું પરદેશમાં છું તેવી લાગણી થઈ નહિ, પરંતુ સ્વદેશમાં જ ન હોઉં એવી નીરાંત મેં અનુભવી.

પારિસના દર્શકો અને વિવેચકો જેટલા નિષ્ઠુર લોકો મેં કયાંય જોયા નથી. વિવિધ કલા–પ્રકારો પ્રત્યેની તેઓની પ્રીતિ અને ઉત્સાહભર્યો આવેશમય પ્રતિભાવ ( reactions )ની લાગણીને કારણે તેઓએ કલાપ્રકારોને, અને કલાજગતે એમને, ખૂબ માથે ચડાવ્યા છે કારણ કે બધી કલાઓના 'મક્કા' જેવા આ ધામમાં સમગ્ર વિશ્વના ઉત્તમ કલાકારો, વિવિધ concerts નૃત્ય–પ્રયોગો, નાટકો અને પ્રત્યેક કલાપ્રકાર તેમજ તે તે પ્રકારનું ઉત્તમ પ્રતિનિધિત્વ રજૂ થાય છે. પરિણામે તેઓની રસવૃત્તિ ઉચ્ચ કક્ષાની તેમજ પારદર્શક પરીક્ષણનાં ગુણો ધરાવે તેવી સહજ છે. હલકું કે સાધારણ તો તેમને કદીય ખપે જ નહિ.

અમે નૃત્ય–પ્રયોગો રજૂ કરવાના હતા તે પૂર્વે જ બે નૃત્ય–મંડળીઓએ, ( તેમાંય એક મંડળીને તો ભારતીય સરકારે મોકલેલી ) પારિસમાં ભારે કચવાટ પ્રસારેલો.* પારિસનું પ્રેસ એ કારણે ખફા થએલું. સદ્ભાગ્યે અમે સરકારે મોકલેલી કોઈ સાંસ્કૃતિક મંડળીના સદસ્ય નહોતા. અમે એક ઇમ્પ્રેસારીઓ મારફત ધંધાદારી નૃત્ય–પ્રવાસે પારિસ ગયા હતા. પરંતુ પૂર્વગ્રહો એમ ઝટ સંપૂર્ણપણે નાબૂદ થતા

* આઈ. એન. ટી. સંસ્થાએ 'કૃષ્ણ–લીલા' અને 'દેખ તેરી બમ્બઈ' બેઉ રજૂ કરેલાં અને જાણીતી અભિનેત્રી અને ભરતનાટ્ય–નૃત્ય–નિપુણ વૈજયંતિમાલા અને મંડળીએ નૃત્યોનો નિત્યક્રમ આપ્યો હતો. —મુ. કો.

નથી વળી આ ટાણે તો ભારતીય નૃત્યકારો વિરુદ્ધ ઊંડો પૂર્વગ્રહ બંધાયો હતો.

અને છતાં અમારા ઉત્સાહનો પાર નહોતો. અમારા સનિષ્ઠ પ્રયાસો અને કલા માટે આ આહ્વાન હતું! "દર્પણ" સંસ્થાએ હરહંમેશ આપણી ભારતીય કળાનું શ્રેષ્ઠ અને ઉત્તમ તત્ત્વ રજૂ કરવાનો આગ્રહ કેળવ્યો છે અને લોકરુચિ સારુ થઈ કલાનું ધોરણ ક્યારેય હેઠું પડવા દીધું નથી એટલે ખરેખર આ આકરી કસોટી હતી. અગાઉ આજ રંગમંચ પર અનેકવાર નૃત્યો રજૂ કરવા છતાં પહેલી જ રાત્રે સભાક્ષોભની મારી હું વિક્ષુબ્ધ થઈ ઊઠી હતી. મારું શરીર ધ્રુજી ઊઠ્યું હતું અને હાથપગ ઠંડાગાર થઈ ગયા હતા. ફ્રાંસના, ચીનના અને ભારતના શુભેચ્છકોનો અજસ્ર પ્રવાહ અમને શુભેચ્છા વ્યક્ત કરવા નેપથ્યે વહી રહ્યો હતો. અસંખ્ય શુભેચ્છાના સંદેશા તે દેશની રીતરસમ અનુસાર કાર્યક્રમના આરંભપૂર્વે મળતા રહ્યા હતા. અમે સૌ અધિરાઈથી પડદો ઊંચકાવાની રાહ જોઈ રહ્યાં હતાં. હમેશ બને છે તેમ પહેલી નાઈટે, એ પંદરેક મિનિટ મોડો જ ઊપડ્યો કારણ પારિસના બધા જ રંગભૂમિના 'એનાર્ઈટ' ગણાતા રસિયાઓ નવો ખેલ જોવા ભીડ મચાવતા રહે છે.

પછી આ ભવ્ય રંગમંચ પરથી પડદો ઉંચકાયો અને દર્શકો ઊંચે શ્વાસે કાર્યક્રમ જોઈ રહ્યા છે તેની મને પ્રતીતિ થઈ દીપની શિખા પરથી અગરબત્તીના ધુમ્રવલય અને સુગંધ ઊંચે ચડ્યાં અને પ્રાર્થનાના મંત્ર-સૂરો આપણા દેશની પરંપરા અને હાર્દ પ્રગટ કરતાં રંગાલયમાં ઘૂમી વળ્યા. ધીરે ધીરે ચણ્ડવાઘનો ચણ્ડપ્રચણ્ડ ઘોષ દશે દિશાઓને ભરી રહ્યો અને કાર્યક્રમનો પ્રારંભ થઈ ચૂક્યો. બધા ભય દૂર થઈ ગયા, ક્ષોભ ટળી ગયો અને એકવાર રંગમંચ પર 'તૈયુમ તૈયા' સોનુકટ્ટુ ગાજવા લાગ્યા કે ગમે રીતે એ બધી જ અસ્વસ્થતા લોપ પામી છેલ્લે પડદો પડ્યો ત્યાં લગી કશું વિચારવાની સૂધ-સાન રહી નહિ અને તાળીઓના ગડગડાટ કાને પડતાં જાણે અમે સૌ તંદ્રામાંથી જાગ્યાં રંગમંચ પર પુષ્પોના ઢગના ઢગ થયા. અને વારવાર અમે સ્ટેજના અગ્રભાગે 'curtain call' લેવા આવ્યાં. એવો કયો હતભાગી કલાકાર હશે જેણે આ પળ નહિ ઝંખી હોય? મેં નીરાંત અને સુખનો શ્વાસ ખેંચ્યો. કારણ બધું હેમખેમ પાર ઊતર્યાની મને ખાત્રી થઈ હતી. દર્શકો અમે શું રજૂ કરવા માગતા હતા તે સમજ્યા હતા અને એ બદલ તાળીઓ વડે અમને નવાજી રહ્યા હતા. અચિંતાનો નેપથ્યે ધસારો થવા માંડ્યો અને સાચી ફ્રેન્ચ પરંપરા અનુસાર અભિનંદનનો વરસાદ વરસ્યો. અમે સૌ જાણે સ્વપ્ન જગતમાં હોઈએ એવી ભ્રાંતિ થવા લાગી. અમારામાંના પ્રત્યેકની આસપાસ શુભેચ્છક અને મિત્રોનાં ટોળાં જામી પડ્યાં હતાં. અમે થાકી ગયાં હતાં છતાં સૌના આ સદ્‌ભાવ બદલ મારું હૃદય એમને કૃતજ્ઞ ભાવે નમી પડ્યું. એક સ્વપ્ન સેવવું, તે સાચું પડે તે અનુભવવું, અને જીંદગીની આ ધન્યપળે મારું હર્ષોન્મત્ત થવું—મારે માટે કંઈક પ્રાપ્ત કર્યાના સંતોષ જેવું હતું! મંદિરના પ્રાંગણમાં જે ભાવની ઉત્કટતા અનુભવું છું, તે મેં અનુભવી અને જીવનની સાર્થકતાનો હું સાર પામી.

પછીની સવારે, બીજે દહાડે અને વાસ્તવમાં એક સપ્તાહ પર્યંત, સચિંતભાવે અમારા કાર્યક્રમની આલોચના અમે ઉત્કંઠાપૂર્વક જોવા લાગ્યા. પારિસના વિવેચકોનાં ખેલદિલી અને ભાભીર્ય સ્તુત્ય હતાં. 'લા કોમ્બેત' 'લા પારીસીએન,' 'લા મોન્દ,' 'લા લીબરેશન,' 'ફ્રાન્સ સોઇર્ ' 'ફિગારો' વગેરે પત્રોએ અમારી કદર બૂઝી અમારા હરખનો પાર નહોતો. કલ્પી ન શકાય એમ અમારા દિવસો પારિસમાં ચીનઝડપે પૂરા થયા કારણ પ્રત્યેક રાત્રિએ કાર્યક્રમ માટે અમે બધા ગોંધાયેલા રહેતાં અને કેવળ અડધો દિવસ માંડ પારિસમાં મિત્રોને મળવાનું કે શહેરમાં ફરવાનું પ્રાપ્ત થતું હતું! તેમાંય શનિ અને રવિવારે તો બહુજ રોકાણ રહ્યાં. પારિસના 'મ્યુઝી ગ્યુમેત સંસ્થાના માદામ ન્યુનીરાતે અમને છટકવા દીધા નહિ બલ્કે ભારતથી આવતા કોઈપણ સંગીતકાર, કલાકાર, નૃત્યકાર એમની નજર બહાર ભાગ્યે જ રહી જાય છે કાં તો વ્યાખ્યાન, નૃત્ય-પ્રયોગ કે સંગીતની મહેફીલ ત્યાં યોજાવાની જ એમનો ભારતીય કલામાંનો રસ અદ્વિતીય છે પારિસમાં જ્યારે કોઈ ભારતીય કલાકારો પ્રવાસે હોય છે ત્યારે ભાગ્યે જ એવું

અને કે 'મ્યુઝી ગ્યુમેન'માં ભારતીય કળા-વિષયક પ્રવૃત્તિ ન યોજાઈ હોય. નાનાશા રંગમંચ પર મેં ભારતીય નૃત્ય વિષે વ્યાખ્યાન આપ્યું અને કુમારી રૂપાશાહ, દર્શિની ચીનુભાઈ તેમજ મીનજી મહાદેવીઆ વગેરે મારી સાથી-કલાકાર ગુજરાતી કન્યાઓએ ભરત-નાટ્યમના નૃત્યપ્રયોગો રજૂ કર્યા. કથકલી કલાકાર શ્રી ચાતુની પણીકરે કથકલી નૃત્યશૈલીનું ઉચિત પ્રદર્શન કર્યું. આ પ્રયોગો પછી પ્રશંસકોના ટોળાથી છટકવા, અમે શબ્દશઃ ચેમ્પ્સ એલીસીસ થીએટર ભણી દોટ જ મૂકી. અનેક પ્રશંસકોએ તે રાત્રિના કાર્યક્રમની ટિકિટો માટે પડાપડી કરેલી. રવિવારે એક મેટિની શો પણ યોજાયો. અને બીજે દહાડે સોમવારે વહેલી સવારે તો અમે સ્વિત્ઝર્લૅંડ જવા ઊપડયાં. સ્વિત્ઝર્લૅંડ અને હૉલેન્ડના પ્રવાસ દરમિયાન અનેક જૂના મિત્રોને ભેટ-ભેર મળ્યાં અને અનેક નવા મિત્રો પણ થયા. સ્ટૉક-હોમમાં અમારી આ ધધાદારી સફર પૂરી થઈ.

સ્ટૉકહોમના ઑપેરા હાઉસ થીએટરમાં અમે નૃત્યો કર્યાં. અમને મળેલા આવકાર (ovation)ની લાગણી કઈ રીતે શબ્દબદ્ધ કરવી? પશ્ચિમ યુરોપમાં સૌથી ભવ્ય અને મહાન આ રંગભવન છે. ત્યાં નૃત્ય કરવા બદલ ગર્વની લાગણી સહજ રીતે થઈ આવે. સ્ટૉકહોમથી અમે જુગ્સ્લાવિઆ જવા ગાડી પકડી અને મધ્ય યુરોપમાં પ્રવાસ આરંભ્યો. હવે અમે કેવળ ધંધા-દારી નર્તકોની મંડળીનાં સભ્યો નહોતાં. પરંતુ ભારત-સરકારે 'પૂર્વ-યુરોપ'માં નૃત્યો રજૂ કરવા મોકલેલી મંડળીનાં સભ્યો હતાં. યુગોસ્લાવીઆથી અમે શરૂઆત કરી સ્વીડન છોડયું તે પૂર્વે અનેક પ્રશ્નો અમારા મનમાં ઘોળાયા કરતા હતા. અનેક તરેહવાર ચર્ચા-વિચારણા વાતો આ દેશો પરત્વે અમારા મનમાં ઘોળાયા કરતી હતી. ૧૯૫૪માં પૂર્વજર્મનીના અમારા પ્રવાસનાં કટુ સ્મરણો હજી હું ભૂલી શકી નહોતી. આ પ્રવાસમાં પણ શું એવુંજ થશે? તો આ ત્રણ મહિના હું કઈ રીતે બધુ સંભાળી શકીશ? પરંતુ સાહસના ભાવસાથે અને મોસ્કોમાંની આપણા એલચીની કચેરીની અવિશ્રાન્ત યોજનાઓને પરિણામે, પ્રસ્તુત પ્રદેશોના પ્રવાસ દરમિયાન ઉત્તમ પ્રયોગો રજૂ કરવા, બની શકે તેટલું બધુંજ કરી છૂટવા અને તે તે દેશો વિષે જાણવા મળે તેટલું જાણવા અમે દૃઢ નિર્ધાર કર્યો. અને છતાંય આટઆટલું સાંભળ્યું, વાંચ્યું તો પણ એ દેશ અમારે માટે રહસ્યમય જ રહ્યો.

માનશો? પહેલવહેલી કોઈ હકિકત નજરે ચડી તો તે હતી પ્લેટફોર્મ વિનાના સ્ટેશનને લગતી. ધોધમાર વરસાદમાં અમે જાણે છલકાતાં તળાવડાંમાં ઊતર્યાં! એક ટ્રેન-અકસ્માતને કારણે અમારાં બિસ્ત્રા-પોટલાં સમયસર આવ્યાં નહોતાં. એમાં આ પ્રતિકૂળ હવામાને અમારો ઉત્સાહ હણ્યો. સ્ટૉકહોમના ઉજ્જવળ પ્રકાશમાંથી યુગોસ્લાવીઆના ભેજવાળા અને અર્ધધુમ્મસ-છાયાપ્રકાશમાં અમે આવી ચડયાં હતાં.

યુગોસ્લાવીઆમાં જુબ્લીઆના મુકામે અમારો પહેલો પડાવ હતો. જુબ્લીઆના નદીને કાંઠે વસેલું એક અતિ પ્રાચીન નગર છે. નવસો વર્ષ જૂનો એક પુરાણો કિલ્લો પણ ત્યાં છે. અને દુનિયાભરની મૅરફુત વસ્તિમાંના ગણાવી શકીએ તેવા ભદ્રજનો પણ ત્યાં વસે છે. આ બધું અમારા ઊંચા અને દેખાવડા દુભાષિયા કાકાએ (Caca) અને થીએટર મેનેજરે અમને જણાવેલું. અમારો સરસામાન સમયસર ન આવી પહોંચ્યાં એ ઉત્પાત થયા જણાતા હતા. પણ એ સૌ તો થીએટરના જૂના જોગીઓ હતા. આવા અકસ્માતની સંભાવનાથી તેઓ રીઢા થએલા લાગ્યા. અમારી મંડળીના મૅનેજર શ્રીમતી સુશીલા કુન્હીકૃષ્ણને મ્યુનિચ ટેલિફોન કરી કરીને અને તેટલી વહેલી તકે અમારા સરસામાનની ભાળ કાઢી, સ્ટેશન માસ્તરને, એ અમને રવાના થાય એવી વિનતિઓ કરીને કંઈ કેટલીય માથાકૂટ કરી. અમને સૌને આશા હતી કે અવશ્ય સમયસર બધું આવી પહોંચશે અને કાર્યક્રમ હેમખેમ પાર પડશે. પણ આ સૌમાં આપણા એલચી ખાતાના પ્રતિનિધિનું મોં ચડી ગયું અને દુનિયાભરની કદુના જીગમાં કાલજી કાલવી અમને દોષ દેવામાં એણે પાછું વાળી જોયું નહિ: તમારે એ બધાનું પહેલેથી ભાન રાખવું જોઈતું હતું!', એનો ધૂધવાટ શમ્યો. સુશીલાએ ધીરજ રાખી હકીકત સમજાવી કે 'અમે સૌએ લગેજ બારોબાર બુક કરેલ અને નહિ નહિ તોય અહીં આવતાં લગભગમાં તો પાંચવાર અમારે ગાડીઓ બદલવી પડી હતી. સાથે હતાં તેટલાં

બિસ્સા–પેટીઓ તો અમે જાતેજ ઉપાડયાં મૂક્યાં હતાં!' યુરોપમાં પોર્ટર મળવા એ કેવો આશીર્વાદ છે તે તો પ્રવાસ ખેડનાર સૌ કોઈ જાણે છે.

તે રાત્રે અમારો ખેલ કેન્સલ કરવામાં આવ્યો. એક ઉત્સાહી સ્થાનિક યુવક અમને મળવા આવ્યો. એણે ભારતમાં બે વર્ષ રહી કલા–વિષયક અભ્યાસ કર્યો હતો. એણે આવીને અમને કેટલાંક સ્થળો બતાવવાની હોંશ બતાવી. અમે તો થાકીને લોથપોથ થઈ ગયાં હતાં. આખરે કેટલાક પુરુષનર્તકો એની જોડે બહાર ગયા. એ એમને એક 'નાઈટક્લબ'માં લઈ ગયો અને 'બૉલરૂમ ડાન્સીંગ'નાં કેટલાંક પદચલનો એ સૌ ત્યાં શીખ્યાં. અલબત્ત, અમે જ્યારે એ નૃત્યપાઠ અમને દેખાડવાની વિનંતિ કરી ત્યારે એમાંના કોઈએ એ લાભ અમને આપ્યો જ નહિ!

બીજે દિવસે સવારે અમે ઝાગ્રેબ જવા ઊપડયાં. કોન્સર્ટ બ્યુરોના મેનેજરે અમારું 'લગેજ' પટારા–ટ્રક વાટે મોકલી આપવાનું માથે લીધું, જેથી સરહદ પર પહોંચીએ ત્યારેથીએટરમાં બારોબાર એ મોકલી આપવામાં કશો વિલંબ ન થાય. બપોરે અમને સમાચાર મળ્યા કે 'લગેજ' આવી પહોંચ્યું હતું અને કસ્ટમ્સના અધિકારીઓએ કેવળ પાંચ મિનિટમાં જ બધી તપાસ કરી લીધી હતી. રાત્રેજ ખેલ માટે એ બધો સામાન જરૂરી હતો એ કારણને વાજબી માની એ ભલા માણસોએ કશી ડખલ કરી નહિ. થોડી પળોમાં તો અમારા ટોળાને લોકો ઘેરી વળ્યા. એક સાર્વભૌમ સંજ્ઞાસૂચક ભાષામાં અમે સૌ વાતો કરી શક્યાં અને મોકળે મને આનંદ માણી શક્યાં. પરંતુ એ બધું બેકાબૂ બને તે પહેલાં અમારી હોટલ તરફ અમે નાઠાં અને રાત્રે સફળ કાર્યક્રમ રજૂ કર્યો. બીજી સવારે ખુશખુશાલ ચિત્તે અમે બીજે મુકામે જવા ઊપડયાં. ઠેઠ અંતે આપણા એલચી ખાતાના પ્રતિનિધિએ મહેરબાનીની રાહે એક સ્મિતની અમને ભેટ કરી અને બેલગ્રેડની ઓફિસે આપણા એલચીને 'સમસલામત'નો ફોન કર્યો!

ઝાગ્રેબ શહેર ક્રોશિયામાં આવેલું છે. અહીંના લોકો ઉજ્જવળ વર્ણના અને યુરોપીઅનો કરતાં વધુ ઘેરા રંગની ભૂરી આંખો ધરાવે છે. દક્ષિણમાં અમે જે લોકો જોયા, તેમના કરતાં આ પ્રદેશના લોકો વધુ રૂપાળા હતા. તેઓ બહુધા ખેડૂતો જ હતા. અ... આપણા ભારતીય ખેડૂતો જેવા જ અંધશ્રદ્ધાળુ અ... ધાર્મિક વૃત્તિવાળા હતા. અનિષ્ટ ટાળવાનાં પ્રતી... પાક સારો ઊતરે તે સારુ ભરતગૂંથણની ભાતભાત... રચના–રીતોવાળાં આલેખનો વગેરે નોંધપાત્ર હતુ... જો કે એ બધું હવે ઝડપભેર લુપ્ત થઈ રહ્યું છે. ક... કેવળ ઉત્સવના દિવસોએજ તેઓ તળભૂમિના રંગ... બેરંગી વિવિધ પોશાકો પહેરે છે. નહિ તો સામાન્યત... કથ્થાઈ રંગના અથવા કાળા રંગના, યુરોપીઅ... સ્ત્રીઓના ગણવેશ જેવો જ પોશાક તેઓ પહેરે છે. ઝાગ્રેબવાસીઓ માને છે કે તેઓ સમસ્ત યુગોસ્લા... વીઆમાં સૌથી વધુ સંસ્કૃત લોકો છે. યુગોસ્લાવીઆનું બીજા નંબરનું એ મોટામાં મોટું શહેર છે. અલબત્ત, આપણાં શહેરો જોડે તુલના કરતાં, ત્યાંની વસતિ ઓછી છે, છતાં ત્યાં સાત તો રંગભવન અને કેટલાંક કલા–પ્રદર્શનો માટેનાં કલાગૃહ–વિથિઓ છે. યુગોસ્લાવીઆના સ્વાતંત્ર્યનો ઇતિહાસ કહેતું 'નેશનલ લીબરેશન' મ્યુઝિયમ પણ ત્યાં છે. અહીં સ્વાતંત્ર્ય–સંગ્રામ સત્તરમી સદીમાં શરૂ થયો હતો. માતીજાગુબે... નામે એક ખેડૂતે ખેડૂતોની વેઠિયા પદ્ધતિની નાબૂદી માટે ચળવળ ઉપાડી ત્યારથી ખેડૂતો જમીનના માલિક પણ બન્યા. એ વીરને અનેક યાતનાઓ વેઠવી પડેલી અને પાછળથી એને જીવતે જીવત સળગાવી મૂકવામાં આવેલો. આજે તે રાષ્ટ્રીયવીર તરીકે ત્યાં પૂજાય છે.

વળતી સવારે ટ્રેન પકડી ડુબ્રોવનિક શહેરમાં સાંજે સાડા પાંચે આવી પહોંચ્યાં. ત્યારે રાત્રિનાં અંધારાં ઊતરી ચૂક્યાં હતાં અને કોઈ એકાદેક બંદરમાં અમે ઊતર્યાં. થોડે દૂર ઊભી હતી એક નાની બસ. એમાં અમારે આ બાળિયા મુલક ડુબ્રોવનિક જવાનું હતું. અમારી અને બસ વચ્ચે જે અંતર હતું તે વટાવતાં કેટલી વીસીએ સો થાય છે તેનો પૂરો અનુભવ થયો. બે જુવાનીઆ... ઓની મદદવડે માંડ માંડ અમારો સરસામાન બસમાં ચડાવ્યો. આટલા દિવસોમાં તો અમે ઉસ્તાદ 'પોર્ટર્સ' બની ગયાં હતાં. અને સતત એ વિષે ટોળટીખળ

[ પાના ૨૭ ઉપર ]

## સાભાર સ્વીકાર

નવજીવન પ્રકાશન મંદિર—અમદાવાદ-૧૪
હિંદમહાસાગરના દ્વીપ મોરિશિયસ અને બીજા ટાપુઓ
[શ્રી કાકાસાહેબ કાલેલકર સાથે કરેલો પ્રવાસ]
સરોજિની નાણાવટી
૧ = ૫૦
ત્રિવેણી સંગમ (ગાંધીજી, સરદાર વલ્લભભાઈ તથા મહાદેવભાઈની પ્રસંગ માધુરી)
સંપાદક : મુકુલભાઈ કલાર્થી
૧ = ૫૦
હિંદી વિદ્યાર્થીઓને
[ગાંધી વિચારમાળા : મણકો ૧૯]
૦ = ૬૦
મગનલાલ ગરીબો
[ગાંધી વિચારમાળા : મણકો ૨૦]
પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ—મુંબઈ-૧
કાનની સંભાળ (પુસ્તિકા ૭૯)
ડૉ. કે. મુ. શાહ
૦ = ૪૦
દરિયાની દોલત (પુ. ૮૦)
વિજયગુપ્ત મૌર્ય
૦ = ૪૦
જ્ઞાનકૌશલ્ય પ્રકાશન શ્રેણી—અમદાવાદ
પ્રકાશ અને છાયાસૃષ્ટિ
છોટુભાઈ સુથાર
૦ = ૪૦
અનડા પ્રકાશન—અમદાવાદ
સફાઈ પખવાડું
નારાયણ તપોધન
૦ = ૫૦
ગુજરાત ઇતિહાસ સંદર્ભ સૂચી
[ગુજરાત-ઇતિહાસ પરિષદ – અમદાવાદ]
ખંડ ૧ : ગ્રંથો; ખંડ ૨ : અભિલેખો
સંયોજકો : ખંડ ૧ – પુરુષોત્તમ ના. ભટ્ટ; રસેશ ચ. જમીનદાર
સંયોજક : ખંડ ૨ – પ્રવીણચંદ્ર ચિ. પરીખ.
[વિશ્વમાનવ માર્ચ–એપ્રિલ '૯૨]

[પાના ૧૫થી]

સંગ્રહનો, સ્થાનિક સરકારો અને ટેકનોલોજીના સંશોધનો ઉપર દમન-નિયંત્રણો મૂકીને, જે તો ચિંમત ચૂકવી હતી! પરંતુ આજે આપણને એ વાતની નિરાંત થાય છે કે, આ બધાને અંતે, માનવીની સ્વાધીનતા તથા માનવીની સર્જક શક્તિનું નિકંદન અશક્ય છે એ વાત જ પુરવાર થઈ છે. ગજકારણી અને આર્થિક ક્ષેત્રે રૂંધામણ વરતાતાં વિજ્ઞાનક્ષેત્રે (તોકુગાવાના જપાનમાં), અથવા ધાર્મિક ક્ષેત્રે (રોમન સામ્રાજ્યમાં) માથું ઊંચું કર્યું હતું. માનવીય સ્વભાવને ખીલડે બાંધી રાખી શકાતો નથી.

વિશ્વસામ્રાજ્યો તો વિશ્વના મહાન ધર્મોનાં પારણાં હતાં. નવી રૂંધામણ અને નિયંત્રણોમાંથી અંતે ફરીવાર શું માણસ ધર્મની શ્રદ્ધાને આવકારતો થશે? નિયંત્રણાધીન પરમાણુ યુગમાં ધર્મ માનવીની સ્વાધીનતાની મહાન તક હોઇ પણ શકે!

['ઇન્ડિયા એન્ડ વન વર્લ્ડ'ના આધારે]

---

[પાના ૨૨ થી]

અમારી વચ્ચે ચાલતાં. કોણ બગલ હેઠળ, ખભે લટકાવી, હાથમાં ઝાલીને અને ક્વચિત માથે મેલીને પોતપોતાનો સામાન કુશળતાપૂર્વક ઉપાડી શકતું તે વિષે ગમ્મતો ચાલતી. આમાં સુશીલા કુન્હીકૃષ્ણન્ અને નાની નર્તકીઓ રૂપા કાન્તિલાલ શાહ, દર્શિની ચીનુભાઈ અને મીનળ મહાદેવીઆને પહેલું ઇનામ સહેજે પ્રાપ્ત થતું! માની ના શકીએ એટલી ઝડપે એ સૌના પટારા અવનવી વસ્તુઓ ખુબીપૂર્વક સમાવી શકતા યુરોપની દુકાનોમાંની અનેક આકર્ષક ચીજ-વસ્તુઓ કેમ કરી એ સૌ પોતપોતાની બેગમાં કુનેહ-પૂર્વક ગોઠવી શકતાં તે વિષેનું મારું આશ્ચર્ય હજુ શમ્યું નથી!"

(ક્રમશઃ)

[મૂળ અંગ્રેજી પરથી અનુવાદ : સુનીલ કોઠારી]




# માયકોવ્સ્કી : કવિનું બીજું મરણ | લે. પેટ્રિસીઆ બ્લેક |

સંક્ષેપક–અનુવાદક ડૉ. રસિક પંડ્યા

રશિયા જ માત્ર નહિ, સમસ્ત વિશ્વના સાહિત્ય ધુરંધરો જેના જીવન, કવન અને મરણ વિશે સતત દ્વિધામાં રહ્યા છે તેવા આ પ્રતિભાશાળી કવિ માયકોવ્સ્કીનો જન્મ ૧૮૯૩માં જ્યોર્જિયા પ્રાન્તના બગદાદી (હાલના માયકોવ્સ્કી) ગામમાં થયો હતો. તેના પિતા એક રશિયન ઉમરાવ હતા, પરંતુ કૌટુંબિક સ્થિતિ કથળી જતાં પાછળથી જંગલખાતાની નોકરી કરતા હતા. બાલ્યકાળ સાથે બાંધી રાખે તેવું માયકોવ્સ્કીને ઘણું ઓછું મળ્યું હતું. તેને બગદાદીમાં ગૂંગળામણ થતી હતી. પુશ્કિન અને લર્મન્તોવ જેવા કવિ-સાહિત્યકારોનાં હૈયાંને હલાવી મૂકનાર કોકેશિયસની ભવ્યતાથી તો તે વાજ આવી ગયો હતો. સાત વર્ષની ઉંમરે તેના પિતા સાથે ચોકી કરવા જતાં એક રાત્રે તેણે નિબીડ અંધકારમાં ઝગઝગારાથી આંજી નાંખતું બીજા બનાવવાનું એક કારખાનું જોયું તે પ્રસંગને યાદ કરીને પોતાની આત્મકથામાં તે લખે છે: 'વિદ્યુતશક્તિ જોયા પછી મને નિસર્ગમાં રસ રહ્યો નહિ.'

અભ્યાસમાં તેને તેથી પણ ઓછો રસ પડતો. સુખ્યાત શાળાઓએ તેને હાંકી કાઢ્યો હતો. પરંતુ ૧૯૦૫માં તેણે આ કંટાળા અને થાકનો ઉપાય શોધી કાઢ્યો. બાર વર્ષની વયે તે તેના પિતાની સંતાડી મૂકેલી બંદૂકો ચોરી જતો અને સ્થાનિક સોશ્યલ ડેમોક્રેટ (સમાજવાદી લોકશાહી) સમિતિને આપી આવતો. પંદરમે વર્ષે, મોસ્કોમાં રહેવા ગયા પછી, તે બોલ્શેવિક ચળવળમાં જોડાયો અને ધરપકડ થતાં સુધી ભૂગર્ભ પ્રચાર કરતો ર

તેણે પૂરા અગિયાર માસ કારાવાસમાં વીતાવ્યા ।
તેણે તેનાં શરૂઆતનાં કાવ્યો લખ્યાં, અને સમકાલીન લેખકોનો અભ્યાસ કર્યો—તેના શબ્દોમાં પતાવી દી

કારાવાસમાંથી છૂટયા બાદ તેણે લલિત કળાઓ ઉપાસના અર્થે રાજકારણને તિલાંજલિ આપવાં નિર્ણય કરી લીધો હતો અને લાક્ષણિક ઢબે તે કા રશિયામાં ચાલી રહેલી અગ્રગામીઓની (Avai grade) પ્રવૃત્તિઓમાંની સવિશેષ નામચીન 'ફ્યુચરિઝ ની પ્રવૃત્તિમાં તે જોડાઇ ગયો હતો. ટૂંક સમયમાં તેણે તેના સદકાર્યકરોથી પણ વિશેષ વાણી–ગર્જ જાહેર કરવા માંડયું કે પુશ્કીન, દોસ્તોયેવ્સ્કી અ તોલ્સ્તોયને અર્વાચીનતાના જહાજ ઉપરથી ઊંચકીને ફગાવી દેવા જોઈએ.

'માયકોવ્સ્કી! જન્મથી અસ્તવ્યસ્ત' (beatnik)' 'મોસ્કોના એક વયોવૃદ્ધ બુદ્ધિજીવીનો આ અભિપ્રાય છે. પોતાનાં સ્મરણોને તાજાં કરતાં તેઓ કહે છે, 'મ બરાબર યાદ છે ક્રાંતિ પહેલાંનો તે નાનો કિશોર હતો અને તાજો જ કારાવાસમાંથી બહાર આવ્યો હતો ત્યારે, તેને સંગીતના જલસા, કાવ્યવાચન અને ચિત્રપ્રદર્શનો યોજવાનું ઘણું ગમતું. પીળો ઝભ્ભો (ચણિયા જેવો) અને કપાળમાં ચીતરેલું સૂર્યમુખીનું ફૂલ - 'ફ્યુચરિસ્ટો'નો આ પોશાક ચઢાવીને, પગ પછાડતો તે ત્યાં આવી ચઢતો, ગોર્કી, બ્લોક, બેની અને બીજી ગમે તે પ્રતિષ્ઠિત વ્યક્તિને અપશબ્દો સંભળા

વતો ક્રાંતિકાળનો આપણો ધુરંધર 'કવિ તે સમયે આવો હુલ્લડખોર જ રહ્યો હતો!"

ઉપરોક્ત વિધાન માયકોવ્સ્કીને અન્યાયકર્તા હોવા છતાં યુવાનીમાં તેણે આવાં દૃષ્ટાંતો અચૂક પૂરાં પાડેલાં છે. તેના પોતાના જ કહેવા પ્રમાણે તે મનસ્વી બાળક હતો અને તોફાની તરુણ હતો. તેની વેરવિખેર આત્મકથા અને બીજાં કેટલાંક કાવ્યો વધુ સૂચક રીતે નિર્દેશ કરે છે કે તેના મહાન વિષયો—માનવીની એકલતા અને સ્નેહશૂન્યતા—તેની સગીરાવસ્થામાં જ પ્રસ્થાપિત થઈ ચૂક્યાં હતાં.

'હું ચાહું છું'-(I love) નામના કાવ્યમાં તે સ્મરણોને તાજાં કરે છે.

મળ્યો હતો સ્નેહ મને સુમિત
અક્ષિસમાં, શૈશવથી જ ક્રમે
લોકો ધકેલાય, પરંતુ હું તો
રિઓન - કાંઠે છટકી ગયો ને
—રખડયા કર્યું ત્યાં
કર્યા વિના કૈં પણ મા ખીજાઈ
હતી, ઉપાલંભ : ન કામનો કૈં.
ડરાવતા હાથકડીથી તાત.

માયકોવ્સ્કીની કવિતાના મૂળમાં તો છે માતા પ્રત્યેની તેની આર્દ્રતા :

મા! અજબ મારો તવ પુત્ર, માડી!
રે હૈયું તેનું સળકે બળે છે,
ઓલ્યા, લ્યુડા—તેની ભગિનીઓને
કહેજો : નથી કહીં આશ્રયસ્થાન તેને. (૧૯૧૫)

તેના પિતામાં તેને ઘણી વખત ભયંકર પ્રતીક મળી આવે છે.

સવિતા!
પિતા હે મમ! કૈં તમે તો
દયા કરો, ના મુજને સતાવો.
ઢોળ્યા તમે હા, મુજ રક્ત આજે
નીચે નીચાણોમહીં ઉષ્ણ લોહ! (૧૯૧૩)

બન્યું પણ એવું. મોસ્કો જ્યારે માયકોવ્સ્કીને માટે ઉદ્દીપક હતું તે જ ઐતિહાસિક પળે માયકોવ્સ્કી મોસ્કોની સાહિત્યપીઠ ઉપર પ્રવેશ્યો. પાટનગર આધુનિકતાની ઘેલછામાં ગળાબૂડ હતું. ઘણા લેખકો ચિત્રકારો અને નાટ્ય-નિદર્શકો પાશ્ચાત્ય 'અગ્રગામી' દળથી રંગાયા હતા. પ્રતિમાથી આણીને પાટનગરમાં ટોળે વળતા બુદ્ધિશાળી યુવાનવર્ગે સંખ્યાબંધ અર્વાચીનવાદી (મૉડર્નિસ્ટ) પ્રતિસ્પર્ધી જૂથો રચ્યાં હતાં. તેઓ કલામાં ક્રાંતિ લાવવાના તેમના જાહેરનામાની ચર્ચા કરવા માટે રોજ રાત્રે એકત્ર થતા હતા. તેમનો બળવો મુખ્યત્વે તો ઝારશાહી-રશિયાના ગૂંગળાવતા સત્તાવાદ અને રૂઢિવાદ સામે પોકારાયેલો હતો. વધારામાં સમસ્ત રશિયાના બુદ્ધિવાદી સમાજના માનસમાં કોઈ અકળ દુર્ઘટનાની, ભયની, અસ્વસ્થતાની અને વિનાશની લાગણી ઘુમરાયા કરતી હતી. માયકોવ્સ્કી સિવાય બીજું કોણ આ અનુભૂતિને પ્રતીતિકર રીતે નિયોજી શકે? તેની બુદ્ધિમત્તા અને પ્રકૃતિનો સમયની ગતિ-શક્તિ સાથેનો સુમેળ નિરપેક્ષ હતો, સંપૂર્ણ હતો. સામ્રાજ્યના છેલ્લા દાયકાનો ભયનો ઓથાર બીજા કોઈ લેખકે આટલો આબેહૂબ મૂર્ત કર્યો નથી.

વિનીત બુદ્ધિવાદીઓના પ્રતિનિધિરૂપ બ્લોક કવિ ૧૯૦૮માં લખે છે : "અમારી જાતને અમે જોઈએ છીએ...ધરતીથી ખૂબ ઊંચે એક અદ્ભુત વિમાનમાં ઊડતા. પરંતુ અમારી નીચે તો ધડાકા ભડાકા સાથે આગ ઓકતો જ્વાળામુખી પડ્યો છે. રાખોડીનાં વાદળોની પાછળ, તેની ચારે બાજુએ લાલચોળ લાવાની નદીઓ ઉછાળા મારે છે." આ વિસ્ફોટના ઉદ્ગાતા બનવાનું માયકોવ્સ્કીના જ ભાગ્યમાં લખાયું હતું. તેના ઉગ્ર અસભ્ય લાગતા વાક્યપ્રયોગો પ્રાકૃત રશિયાના મનોભાવની વધુ સમીપ હતા.

વધુ અગત્યનું તો એ હતું કે વિનીત બુદ્ધિવાદીઓનાં મૂલ્યો અને અનુભૂતિઓનો ખુલ્લો તિરસ્કાર કરનારાઓનો માયકોવ્સ્કી અગ્રણી હતો. રશિયન કવિતાના સુમધુર અને ગંભીર નિયોજનના હરકોઈ ચાહકને માયકોવ્સ્કી એક ભયંકર ઝંઝાવાત જેવો લાગતો હતો. તેનો ઠેકડા મારતો લય, તેની વાક્પટુ શૈલી, તેના શ્લેષ, નવીન શબ્દપ્રયોગો અને કઢંગી કલ્પનાઓ વડે શબ્દ વિનિયોગનાં બધાં જ સ્થાપિત

મૂલ્યોને તેણે છિન્નભિન્ન કરી નાખ્યાં હતાં. રશિયન બુદ્ધિવાદીઓની માનવતાવાદી પરંપરાનો પુરસ્કાર કરનાર સહુ કોઈને માટે માયકોવ્સ્કીના આત્મનિમજ્જનમાં કંઈક ભયાનક હતું. નાટ્યતત્ત્વ(મેલોડ્રામા) માટેની તેની ઝંખના, ઉગ્ર કરુણાંત ('ટ્રેજડી') માટેનો તેનો આગ્રહ અને ક્રાંતિના શબ્દધ્વનિની મોહિની—આ બધું ભયાનક હતું.

પશ્ચિમની દૃષ્ટિએ વિચારતાં તો તે ગઈ પેઢીના બુદ્ધિવાદીઓનો દ્રોહી જ લાગતો હતો. અને વધુ આઘાતજનક તો એ હતું કે તેમના જીવનધર્મના અંતિમ નકૂચાનો તે પ્રતીક હતો.

તેની શરૂઆતની કવિતામાં તો તે લગભગ નિરંતર *તેની અંગત વેદનાઓમાં નિમગ્ન હતો. ક્યારેક તો* તેનાં ઊર્મિગીતોમાંથી માનવી માટે અસહ્ય એવી વેદનાનો એકાકી સૂર ઊઠતો હતો. તેનું કાવ્યકૌશલ, સૌથી વિશેષ તો વાચકની—કહો કે શ્રોતાની—કેમકે તેની કવિતાઓ ખુલ્લે અવાજે વાંચવા માટે જ લખાતી હતી—ભાવકતા ઉપર પોતાની લાગણીઓની અસરને ચોટ આપતી હતી. કવિતા તો તેની કબૂલાત હતી. તે હંમેશાં પ્રથમ પુરુષ એકવચનમાં 'હું' નો પ્રયોગ કરીને મોટે ભાગે લખતો હતો, જેથી કરીને પોતાની ઝીણામાં ઝીણી અંગત ઊર્મિઓ અને લાગણીઓની છાયાઓ તે શ્રોતાઓની સમક્ષ રજૂ કરી શકતો હતો.

તેની ગેય-કવિતાનું મુખ્ય વસ્તુ બની રહેનાર તેની પ્રણયપ્રેરિત કમનસીબીઓ કાં તો ઉપજાવી કાઢેલી હતી યા તો માગી લીધેલી હતી. તે દેખાવડો હતો અને ઘણી બધી સ્ત્રીઓનો પ્રીતિપાત્ર હતો. તેના બરછટ પરિવેશમાં કવિ-મનોભાવની પ્રતિરોધ્ય મોહિની પણ હતી. તરુણવયી હોઈને તેને પોતાની સફળતાઓની બડાશો હાંકવાનું પણ ગમતું હતું. છતાં ય હકીકતમાં] તેને સરળતાથી અને સહજભાવે પ્રેમ કરનાર સ્ત્રીઓનો તેણે ઝડપથી પરિત્યાગ કર્યો હતો. બીજી બધી બાબતોની જેમ પ્રણયમાં પણ માયકોવ્સ્કીને 'અશક્ય' તરફ પક્ષપાત રહેતો હતો. એક યા બીજા કારણસર અપ્રાપ્ય હોય તેવી સ્ત્રીઓને જ તે પસંદ કરતો હતો. મહત્ત્વના બે પ્રણય-પ્રસંગો તેની જિંદગીમાં બન્યા હતા—બન્ને આરંભથી જ નષ્ટપ્રાય નિષ્ફળ!

આ પ્રણયિનીઓમાંની પ્રથમ હતી લીલી બ્રીક જેની બેદિલી અને બે-વફાઈ માયકોવ્સ્કીએ પંદર વર્ષ સુધી જાહેરમાં ગાયા કરી હતી. ૧૯૧૫ના જુલાઈ માસમાં તેની સાથે પ્રથમ મુલાકાત થયા પછી થોડાક મહિને તેણે 'ધ બેક-બોન ફ્લુટ!' (કરોડ-મણકાની વાંસળી) લીલીને અર્પણ કર્યું. આપણા યુગની કેટલી હદનું સ્ત્રી અને સ્ત્રીત્વ વિષેનું એ સૌથી જલદ લખાણ હતું. તે લખે છે: લીલીની પથારીમાંથી બળતા ઝીનની વાસ આવે છે. શયતાનની વાસ ભડકતી જ્વાળાઓમાં ઊતરે છે. લીલીના અધરો કબ્રસ્તાનમાંથી ખોદી કાઢેલા મડદાં જેવા છે. લીલીની આંખો, તેના ચહેરા ઉપર બે કબરોના ખાડા ખોદી કાઢે છે અને આ બધાનું કારણ? શયતાન લીલીએ કોઈ બીજા પુરુષને કારણે માયકોવ્સ્કીનો ત્યાગ કર્યો હતો. તેને હૃદયના સાઈબેરિયામાં દેશનિકાલ કરવામાં આવ્યો છે, જ્યાંથી તે લખે છે–

આજીવ બેડીપર નામ લીલીનું હું—ને
ઘેરા પરિભ્રમતણા તિમિરે હું તેને–
ચૂમું—ફરીફરીથી રટીશ ચૂમી.

પરંતુ ૧૯૧૫માં તો તેઓ પ્રેમમાં પણ ન હતાં અને ૧૯૨૩ સુધી લીલીએ તેનો ત્યાગ પણ કર્યો ન હતો. આમ તે 'ટ્રેજેડી'થી એક ડગલું આગળ જ રહેતો! તેનાં ગીતો આ ભ્રાંતિ ભુલાવણમાં જ રચાયાં હતાં.

ક્રાંતિને આરે ઊભો રહીને માયકોવ્સ્કી ક્યારનો ય તેના પોતાના અંતરની આગાહી કરતો હતો.

એક ગોળી કાજ તલસે છે હૃદય
ને મૃત્યુ અસ્ત્રાતણી ઝંખના કરે

તેણે 'માનવ' (Man)માં લખ્યું હતું

થથરે છે પ્રાણ
ફસાયો ભ્રમમાં ને
નથી એનું કહીં યે ત્રાણ

પછી—ને પ્રણયના સુવર્ણયુગના પૂર્વદર્શન કરે છે ત્યારે તેની હાથકડીઓ ખખડે છે, એને ત્યારે બધું જ નાશ પામશે સર્પના છેલ્લાં ફિટ્ણોને ભગવાન

સંભળાવી મૂકશે અને માંત માયકોવ્સ્કીનું દુઃખ જ ખ્યના પામશે અને ઘેરું બનશે ! અંતે સમાપનમાં લખે છે :—

અને ઊભો છું,
જ્વાલાથકી ઘેરાયેલો હું, અકલ્પ્ય
મારી પ્રીતિના ખીલડે અનશ્વર
બંધાઈને——

ખીલડો, બેડીઓ, હાથકડીઓ—આ પ્રતીકો અનુરાગની ઉત્કટતા જ દર્શાવે છે. બીજી એક સ્ત્રીના સંબંધમાં આવ્યા પછી પણ ઘણા સમય સુધી તે લીલીને લાગણીભર્યા સંદેશાઓ મોકલ્યા કરતો હતો, તે હકીકત જ સૂચવે છે કે લીલીને તેણે પોતાના દુખિતાનંદને (Masochism) પોષવા માટે જ શોધી કાઢી હતી. અને લીલી પણ આ સમજતી હતી, તેથી તો તે બચી ગઈ, પરંતુ લાગણીવશ અને આત્મહત્યાની વૃત્તિધરાવનારાં લોકોનું તો આવી જ બનતું. એક સત્તરવર્ષની છોકરીએ તેની સાથે પ્રણયભંગ થવાથી આખરે આત્મહત્યા કરી હતી. માયકોવ્સ્કીએ આ પ્રસંગને ગૂંથીને એક મજાકભર્યો ચિત્રપટસંવાદ લખ્યો હતો. પરંતુ તેની પ્રખ્યાત કૃતિ તો હતી સર્ગી એસેનીનની આત્મહત્યાને લગતી. આ મહાન નૂતન–રોમાન્ટિક એકાકી કવિએ ૧૯૨૫માં આત્મહત્યા કરી હતી. રશિયાના સોવિયતીકરણથી ભ્રમમુક્ત બનેલા અને દારૂ ઢીંચીને લગભગ બેશુદ્ધ બનેલા કવિએ પોતાના કાંડાની નસ કાપી નાખીને તેનાં શોણિતથી અંતિમવિદાયની કવિતા લખી હતી, તેની છેલ્લી બે પંક્તિઓ આ પ્રમાણે હતી.

આ જિંદગીમાં મરવાતણી કૈં
નવાઈ ના કિન્તુ જીવી જવાનું
નથી નથી ખાસ નવીન કામ તો !

માયકોવ્સ્કીએ વળતા શ્વાસે એક પ્રતિકાવ્ય લખી નાખ્યું—

આ જિંદગીમાં મરવું ન દુષ્કર
મુશ્કેલ છે જિંદગીકેરું ઘડતર !

એક વર્ષ બાદ, આ પ્રતિકાવ્ય લખવાનો ઉદ્દેશ સમજાવતાં તેણે કહ્યું હતું, "મારો ઉદ્દેશ એસેનીનની છેલ્લી પંક્તિઓની અસર ઈરાદાપૂર્વક સ્થગિત કરવાનો, એસેનીનના અંતને રસહીન કરી મૂકવાનો, મૃત્યુના સુગમ સૌંદર્યના સ્થાને બીજા કોઈ સૌંદર્યની પ્રતિષ્ઠા કરવાનો હતો. કેમકે ક્રાંતિને ગતિશીલ રાખવા માટે શ્રમજીવી વર્ગને તાકાતની જરૂર છે અને ક્રાંતિ માગે છે કે સૌથી વિકટ એવા સામ્યવાદના માર્ગે આવી મળનાર આનંદની અને જિંદગીની આપણે પ્રતિષ્ઠા કરીએ."

ચાર વર્ષ પછી માયકોવ્સ્કીએ પોતે આપઘાત કર્યો ત્યાં સુધી તેના આ આડેધડ ઉદ્ગારો સંપૂર્ણતયા સમજી શકાતા નથી. તે અલબત્ત તેની પોતાની દ્વિધા વિશે જ બોલતો હતો. તેના મનમાં હંમેશાં રમી રહેલા વિકલ્પની જ તે, આ અણઘડ સંજ્ઞાઓથી, સ્પષ્ટતા કરતો હતો : મૃત્યુનું સુગમ સૌંદર્ય અથવા સામ્યવાદનો વિકટ માર્ગ. અંગત જીવનની ભ્રષ્ટતામાંથી માર્ગ કાઢવાની ઑક્ટોબર ક્રાંતિએ તેને આશા આપી હતી. તેની પ્રકૃતિમાં જે કાંઈ રોગગ્રસ્ત હતું તેમાં ગળાબૂડ રહેનાર તેના કવિ–ભાવને, આકર્ષક લાગતા સામ્યવાદના આદર્શો જેવી ઉચ્ચતર વસ્તુ માટે, કદાચ હવે ઝંખના જાગી પણ જાય ! ઉપરાંત તેના તરુણાવસ્થાના અનુભવાનુસાર તેને બિમાર કરી મૂકનાર રગશિયા જીવનના ઓથાર માટે ક્રાંતિ સ્વાસ્થ્યકર પણ હતી.

એથી જ તો, ૧૯૧૭ ના ઑક્ટોબરે, માયકોવ્સ્કીને કલાના સૈન્યને હુકમો આપતો જોયો, તેમાં આશ્ચર્ય ન ગણાય :

શીઘ્ર શેરી-મોરચે દોસ્તો, ધપો !
શેરીઓ છે આપણી પીંછી અને
રંગદાની ચોકને લેવી ગણી.

સમસ્ત રશિયા આંતર્વિગ્રહ, દુષ્કાળ અને રોગચાળાની વેદનાથી પીડાતું હતું ત્યારે માયકોવ્સ્કી આનંદવિભોર હતો. રશિયાની પ્રજા જ્યારે મૃતદેહો ઉપર ગુજરાન ચલાવી રહી હતી ત્યારે માયકોવ્સ્કી એશઆરામ અને કીર્તિમાં આળોટતો હતો. મેક્સિમ ગોર્કી જેવાને પણ ત્રાસવાદની બર્બરતાને કારણે દુઃખ અને ભીતિમિશ્રિત સ્વાસ્થ્યભંગ આવી પડ્યો હતો, ત્યારે માયકોવ્સ્કી તો ઈશુના પુનરાગમનનું આર્ષદર્શન પામેલા કોઈ ફિરસ્તાની જેમ પ્રફુલ્લિત હતો ! આ ઉપમા પણ તેની પોતાની જ છે. 'ઈજારમાં વાદળ (The Cloud in Trousers)—માં તેણે ક્રાંતિની આ શબ્દોમાં આગાહી કરી હતી.

અન્ય કો દેખે નહિ તે હુ નિહાળુ '
માનવીની દૃષ્ટિ જ્યા અટકી જતી
ત્યા ક્ષુધાર્તોનાં જુથોની મોખરે
ઓગણીસસો સોળનું સવત્સર
ક્રાંતિઓના તાજ, પહેરી કટકોના
કાળના ગિરિ ઉપરે આવી રહ્યુ

—તેની આગાહીમાં તે એક જ વર્ષ વહેલો પડયો

ગમે તે કારણે માયકોવ્સ્કી નવો સોવિયેત માનવી બનવામાં ઘણો પાછળ રહી ગયો આવડા ઊમળકાભેર વધાવી લીધેલી સરમુખત્યારશાહી તુરત જ તેની સમજ-શક્તિને ખૂચવા લાગી સોવિયેત અમલદારશાહીથી તે ઉત્તરોત્તર ગુગળામણ અનુભવવા લાગ્યો. એક બાજુએ તેણે તોફાની ટોળાંના વાચાળ ઉશ્કેરણીખોર તરીકે કામ કરવા માંડયુ; તો બીજી બાજુએ સોવિયેત સાહિત્યના પ્રગલ્ભ નવોદિત અગ્રણી થવાની તેણે મનોમન ગાંઠ વાળી તેનું કામ રાજ્યને દાંભિકો અને ઔપચારિકવાદીઓની સામે ઝૂકી જતું અટકાવવાનું હતું

૧૯૨૮ સુધી તો, મનની મોકળાશે વર્તવાનું સ્વાતંત્ર્ય તે બહુધા ભોગવતો હતો હજી વાતાવરણ સહિષ્ણુ હતું. કલાવિષયક નવતર પ્રયોગો હજી પણ ચાલુ હતા અનેરુકુન વિવાદગ્રસ્ત રચનાઓ અને વિશાળતમ વક્રોક્તિઓ દ્વારા માયકોવ્સ્કી તેની મૌલિકતા બહુધા જાળવી રહ્યો હતો

સોવિયેત સત્તાવિશે પ્રત્યેની તેની ઉગ્ર ખફતા મોરકોમાં જાણીતી હતી તેણે ટ્રોટ્સ્કીના ભોગે પણ અપમાનજનક શ્લેષ કરવાનું છોડયુ ન હતું પ્રચાર અને કટાક્ષમય લખાણો જ ક્રાંતિ પછી તો તેનો મુખ્ય વ્યવસાય બની ગયો હતો. છતાં પણ તેણે ગીતો લખવાનું છોડી દીધું ન હતું. પરતુ હવે તેનાં ગીતો માટે તેને શરમ આવતી હતી લેનિનના મૃત્યુ ઉપર ૩૦૦૦-લીટીનું પ્રશસ્તિ કાવ્ય લખ્યા પછી, ૧૯૨૪ માં તેણે લીલી બ્રીકને લખ્યુ હતું "કમભાગ્યે ફરીથી ગેય કવિતા લખવાની મને પ્રેરણા રહ્યા કરે છે" અદમ્યરીતે ઉભરાઈ જવાને સતત પ્રયત્નશીલ રહેતી તેની અગત વેદના અને તે તેની કવિતામાં સમાવી લેતા મથી રહ્યો હતો. તેના મિત્ર રોમન જેકોબ્સને આ મનોયત્નને અગત સમીક્ષા (Personal Censorship) કહી છે

મૃત્યુનાં ત્રણ અઠવાડિયાં પૂર્વે જ તેનાં પોસ્ટરો અને લખાણોના પ્રદર્શન પ્રસંગે તેણે કહ્યુ હતું—"મારી જાતને આયુષ્યનું સવર્ધન કરનાર રાજ્યતંત્રનું એક અગ ગણવાને બદલે, મેરીના પીટર પ્રત્યેના પ્રણય વિશે મારે શા માટે ન લખવુ જોઈએ ?"

વીસીની અધવચમાં માયકોવ્સ્કીના અતરમા ચાલતું 'પ્રચારક' અને 'ગીતકાર' વચ્ચેનું ઘર્ષણ વધુ ઉગ્ર બન્યું હતું. ઉદ્દામ ક્રાંતિવાદી કવિ તરીકેનું તેનું સ્થાન શકાસ્પદ બનતું હતું. પોતાની જાતને સૈદ્ધાંતિક-રીતે રૂઢિચૂસ્ત ગણાવનારા લેખકોએ માયકોવ્સ્કીના પ્રયોગવાદ અને સ્વાતંત્ર્ય માટે ખબર લેવા માંડી હતી. અન્ય 'ફ્યુચરિસ્ટ'ના સહકારથી તેણે ઊભી કરેલી એલ ઈ એફ (L E F)—'સાહિત્યનો ઉદ્દામ મોરચો'ની ચળવળ ઉપર પણ તડી પડવા લાગી હતી. આ સંસ્થાનો કાર્યક્રમ 'યત્રપ્રધાન અને ક્રાંતિશીલ યુગને અનુરૂપ ધીર નવીન પ્રકારો કળામાં વિકસાવવાનો હતો ઈઝાક બાબેલને વાર્તાકાર તરીકે આ એલ. ઈ એફ દ્વારા જ જાહેરાત મળી હતી

એલ. ઈ એફ ની નિષ્ફળતાથી માયકોવ નાસીપાસ થઈ ગયો હતો. અને કૈક તો ,તે ટીકાકારોથી બચવા માટે તે ૧૯૨૫માં યુરોપ અમેરિકાની લાંબી યાત્રાએ ઊપડી ગયો. પરતુ પ્રવાસથી તો તેના અંતઃક્ષોભમાં ઉમેરો જ થયો તેની ઓછામાં ઓછી એક દીર્ઘકાલીન માન્યતા-યત્રવિદ્યા મનુષ્યજાતિ માટે એક નિર્મળ આશી સમાન છે—આ માન્યતા બદલવાની તેને અમેરિકા પ્રવાસે ફરજ પાડી હતી. અપ્તરગી વાજતી ગાજ ધનલોલુપ વીસી દરમિયાન બીજા ઘણા યુરોપિયનો જેમ માયકોવ્સ્કી પણ અમેરિકાથી ડરી ગયો હતે ન્યુયોર્ક તેને ગુગળાવનારા કારાગૃહ જેવુ લાગ્યુ હ ઘર તરફ પાછા ફરતાં તેણે બીજી એક શોધ કરી એક વેળાનો, મૂડીવાદી દેશોમાં સૌથી વિશેષ સડેલ જેવો દેશ ફ્રાંસ, આ વખતે તેને એક જાતનો આન આપતો હતો—ગમતો હતો

આ પ્રવાસમાંથી તે ન ખાઈ ગયેલા મનોભાવ સાં પાછો ફર્યો અને તેને સામ્યવાદની સુપરિચિત સક્ષમતીને

આશરો લેવાનું અનિવાર્ય લાગ્યું. તે વિશે તે લખે છે :–

હું
કાવ્યના અગનીયકો
કૂબડો મારી રહ્યો છું સામ્યવાદે.
કેમકે
તે વિના
હું સ્નેહ સ્પર્શી શકું ના.

જો કે આ મનોભાવ લાંબો સમય ટક્યો નહિ. 'પ્રત્યાગમન' લખતી વેળાએ જ તેને ગંધ આવી ગઈ હતી કે મૉસ્કોમાં તેનું ઊમળકાભર્યું સ્વાગત નહિ થાય. કાવ્યનો પાઠ તે આ રીતે પૂરો કરે છે : 'હું ઇચ્છું છું કે મારો દેશ મને સમજી શકે, પરંતુ જો હું ન જ સમજાઉં તો શું?'

મારા વતનની આરપાર
અન્ય છેડે જેમ હું
—જાણે ત્રાંસી વરસાદની ત્રાંસ.

૧૯૨૭માં તેણે એલ. ઈ. એફ. પત્રને પુનર્જીવન આપવાનો પ્રયત્ન કરી જોયો. પરંતુ 'શ્રમજીવીઓ' (પ્રોલેતારિયત)ના હાથે તેને નિષ્ફળતા મળી. ૧૯૨૮માં તો 'શ્રમજીવી લેખક સંઘ' (RAPP)નું વર્ચસ્વ સોવિયેતસાહિત્ય ઉપર જામી ગયું હતું. કલામાં ઉદારમતવાદનો હવે અસ્ત થયો હતો. સોવિયેત બુદ્ધિવાદીઓમાંના સવિશેષ સ્વાધીન અને મૌલિક લેખકો ઉપર હવે 'અરાજકતાવાદ' માટે અને ખાસ કરીને તેમના 'ટ્રોટસ્કી તરફી–વામપક્ષી વલણ' માટે વિદ્વેષપૂર્વક પ્રહારો કરવામાં આવતા હતા. સ્તાલિનના નેતૃત્વ નીચે હવે લેખકોને પ્રથમ પંચવર્ષીય યોજનાના અગ્રણી 'શ્રમજીવી–કલા–ટુકડી'રૂપે આગળ આવવા આવાહન થઈ ચૂક્યું હતું.

આ તબક્કે માયેકોવ્સ્કી તેની જિંદગીની આત્યન્તિક કરૂણામાંથી પસાર થઈ રહ્યો હતો. આત્મહત્યાનાં બે વર્ષ પહેલાંના આ દિવસોમાં એક વખત પોતે જ ઉપજ માનેલા સામાજિક સ્વરૂપની સમાનતાની લગોલગ તે આવી ગયો હતો. સામ્યવાદના સિદ્ધાંત અને વ્યવહાર, વ્યક્તિ અને સમષ્ટિ વચ્ચેનો તેમજ કલાકાર અને અમલદારશાહી વચ્ચેનો સંઘર્ષ તેણે જોઈ લીધો હતો. જો કે સમગ્રતયા તો આ જ્ઞાન તેને અસહ્ય થઈ પડયું હતું, પરંતુ અંતે તો તેણે કલામાં–વાઙ્મયમાં જ તેનો પડકાર ઝીલી લેવાનું પસંદ કર્યું હતું, તે માટે તો તેને બિરદાવવો જ જોઈએ.

માયેકોવ્સ્કીની મોટાભાગની જિંદગી તેને ભરકાવનારા કોઈ દર્દમાંથી છટકબારી શોધવામાં જ વેડફાઈ ગઈ હતી. તેણે સમકાલીન નિરપેક્ષનામાં જ તેની ખોજ કરી હતી. જેમકે બોલ્શેવિક ક્રાંતિ અને સામ્યવાદી નિષ્ઠા; અને આ પણ નિષ્ફળ જતાં, મૃત્યુમાં! જીવનકાળ દરમિયાન તે એક પ્રયોગમાં ગુંથાયેલો હતો. તેનું તે આ પ્રમાણે વર્ણન આપે છે.

દિવસ–પાલખથી દઉં કૂદકો
સડસડાટ, ઊંડા ખીણ ઉપર
કસીકસી મુજ પ્રાણનું દોરડું
શબ્દનાં રચી ખેલ રમ્યા કરું.

આ પ્રયોગમાં તે જે જે પાત્ર ભજવતો—કાર્નિકાર, પ્રચારક, કટાક્ષકાર, પત્રકાર, અભિનેતા કે પટકથા-લેખક અને અથવા કવિ—આ બધી જ વખતે તેને મોટા શ્રોતા–સમુદાયની આવશ્યકતા રહેતી. સમસ્ત રશિયાના શહેરે શહેરમાં વ્યાખ્યાનો આપતા અને પોતાની કવિતાનું જાહેર વાચન કરતા સૌથી વધુ પીડાક્ષમ અને આત્મલક્ષી આ કવિએ પંદર વર્ષ સુધી પ્રવાસ ખેડયા હતા. તેનાં લખાણોમાં આ પ્રતિબિંબિત થયેલું છે જ. રશિયન ભાષાનાં કેટલાંક ઉત્તમ ઊર્મિકાવ્યો તેણે આપ્યાં છે અને તે જ શ્વાસમાં સોવિયેત પ્રચારના ઉત્સાહમાં કેટલીક સુર્ખીઓમાં જોડકણાં, ભીંતપત્રો અને સૂત્રો પણ લખ્યાં છે. શ્રમજીવીઓ અને સોવિયેત સમાજની અમલદારશાહીની સુર્ખીઓ ઉપરની 'માંકણ' (Bed-bug) અને 'સ્નાનાગાર' (Bath house) જેવી તેજસ્વી કટાક્ષ નાટિકાઓ પણ તેણે જ આપી છે.

તેની વધુ ઉન્માદક ક્ષણોમાં તે કોઈ જાહેર સભાખંડમાં અથવા તો નાટ્યગૃહમાં ધણીવખત ધ્વનિવર્ધક યંત્ર ઉપર કાવ્યવાચન કરતો મળી આવતો.

પ્રાણને મુજ સ્પર્શતું વાર્ધક્ય ના
ને પિતામહ ના થતું મુજને ગમે
હું મુખવું છું ધરા સ્વરશક્તિથી.
ચાલી રહ્યો હું ફૂટડો બાવીસ વયનો યુવા.

માયકોવ્સ્કીએ મોસ્કો તો ખળભળાવી મૂકયું જ હતું મોસ્કોના જુવાન બોલ્શેવિકો તેનાથી મંત્રમુગ્ધ હતા પ્રતિષ્ઠિત લોકો તેની જ ઉડાડેલી અફવાઓમાં ફસાયા હતા

'બખ્તરમાંના વાદળ' માંની તેની એક ભગ્નહૃદય પ્રેમીની ઉક્તિ કેટલી વેધક છે ! પોતાના હૃદયને ઉખાડી નાખીને અને લોહિયાળ દંડ ઉપર તેને બાંધીને પોતાની પ્રિયતમાને એક વિજય-પતાકારૂપે તેની ભેટ ધરશે ! તે કહે છે

જુઓ ! શિરચ્છેદ કરૂમલોનો
થયો ફરીથી નભ લોહીલીપ્યુ
બની ગયુ કે ખૂનરેજથી ભૂખી

અહીં ભય અને હિંસાના આ પ્રતીકોમાં, માયકોવ્સ્કીનું ઉત્તમ અને કનિષ્ઠ પ્રગટ થયેલુ છે મોટાભાગે તો તેની સામગ્રીનો તે સમ્યકશિલ્પી હતો પરંતુ ક્યારેક તે કાબૂ ગુમાવી બેસે છે અને કલાની મર્યાદાઓનું ઉલ્લંઘન કરીને માનસવિકૃતિના પ્રદેશમાં ભટકતો થઈ જાય છે, તે વખતનો કવિનો આક્રોશ અનાવશ્યક અનિશ્ચિતતાભર્યો અને બનાવટી લાગે છે આવી ક્ષણોમા જ માયકોવ્સ્કીની મોટામાં મોટી નબળાઈ સવિશેષ ખુલ્લી થઈ જાય છે આ નિર્બળતા લાગણીના સાવેશમય બાહુલ્યમાં નથી પરંતુ ઘણી વેળા તેની રિક્તતા-માં જ રહેલી છે સાચે જ તે પોતાની અંદર પ્રાણનો સંચાર માગતી મૃતાવસ્થા અનુભવી રહ્યો હતો તેથી તેની લાગણીઓની તે બહુધા અતિશયોક્તિ કરતો હતો અને આ રીતે અંતક્ષોભની પરાકાષ્ઠાએ પહોંચે ત્યારે જ તેને સંપૂર્ણ સજીવતાનો અનુભવ થતો આ માણસની જિંદગીનું બધું જ ઉડાઉપણું, સ્ત્રીઓ સાથેના તેના નાટ્યસહજ પ્રસંગો, તેનો બોલ્શેવિઝમનો નશો અને તેના વિરોધાભાસમાં તેનો આત્મહત્યાનો ભડકો ઓથાર—આ બધું આ પ્રકાશમાં જ જોવું જોઈએ ૧૯૨૮માં તેણે સમકાલીન સાહિત્યમાં સામ્યવાદી સમાજ ઉપરની અત્યન્ત કઠોર વક્રોક્તિઓમાંની એક ('ધી બેડબગ') 'માંકણ' લખ્યું હતું નાટકના પૂર્વાર્ધમાં તે સોવિયેતના શ્રીમંતોની નજરે રશિયાનું વર્ણન કરે છે નાટકના ઉત્તરાર્ધમાં માયકોવ્સ્કી પોતાની યુવાન વયની અભિલાષાઓનો ઉપહાસ કરે છે ૧૯૧૯મા તેણે ભવિષ્ય ભાખ્યુ હતુ કે –

વિશ્વમાં અભિનવ
કવિએ કરેલ ભ્રષ્ટ
ગુંડો દિવાસ્વપ્ન
ઉકરી ખોલી
હસાવવા
લોચનો
વય વટી ગયેલ બાળકો સમાન આપણાં

પરંતુ પ્રિસિપ્કિન નાટકનું પાત્ર જ્યારે સહજતા પૂર્વક (!) ગુનો અને દિવાસ્વપ્નો ઉપરનાં પુસ્તકો માટે માગણી કરે છે ત્યારે તેને કહેવામાં આવે છે કે તમે શું માગો છો તે કોઈ સમજી શકતું નથી ઉદ્યાન શાસ્ત્રના પાઠ્યપુસ્તકોમાં જ ગુલાબનો ઉલ્લેખ આવે છે અને તબીબી પુસ્તકોમાં હિપ્નોસિસના વિભાગમા દિવાસ્વપ્નો વિશે છણાવટ કરવામા આવી છે

'આ વિષે' (About this)માં (૧૯૨૩) વીસમી સદીના માનવવિજ્ઞાનની પ્રયોગશાળાના રસાયણશાસ્ત્રીને માયકોવ્સ્કીએ વિજ્ઞાપન કર્યું છે

હજી અધૂરું મુજ આ અવતરણ
ધરા પરે
ન ચાહવાનું હજી યે પૂરું થયું
વિચ્છેદને ખોલી દિયો મને કે
જીવી જવી જિંદગી આજ મારે
કરીશ જે કૈં અમથું ય કહેશો
તમે ખરે ? રાખ્યુ છ પ્રાણીગૃહ ?
મારે થવુ છે રખવાળ તેનો

પ્રિસિપ્કિન પ્રાણીઘરના એક પિંજરામાં એક અજગર રખવાળ સાથે જ ધપી જાય છે પ્રિસિપ્કિનની છેલ્લી પંક્તિઓમાં અશુભ નિમંત્રણ છે અલ્પકાળ માટે પિંજરામાંથી મુક્ત થઈને તે વ્યાસ-પીઠની ધાર ઉપરના દીવાઓ તરફ ચાલતો થાય છે અને શ્રોતાગણને સંબોધે છે 'નાગરિકો ! ભાઈઓ ! મારા આત્મજનો ! વ્હાલુડાં, તમે અહીં કેવી રીતે આવી ચડ્યાં ? આટલી મોટી સંખ્યામાં ! ! હું એકલો જ પિંજરામાં શા માટે ? મિત્રો આવો મને સાથ આપો હું શા કારણે રીબાઉં છું નાગરિકો !

૧૯૨૮માં માયકોવ્સ્કીનો શ્રોતાગણ તેની આ ચેતનાને ઓળખવા જેટલો સજાગ ન હતો. સ્તાલિનવાદી મનોરાજ્યનું (યુરોપિયા) સ્વરૂપ હજી તો કલ્પનાતીત હતું—માત્ર ફિરસ્તા, ભ્રમચિત્ત અને કવિઓ જ તેને જોઈ શકતા હતા. ઉપરાંત 'માંકણ' સમકાલીન જાહેર પ્રેક્ષકગણને માટે લગભગ નિષ્ફળ ગયું હતું. પરંતુ માયકોવ્સ્કીનું સ્થાન હજી સલામત હતું. 'પ્રાવદા'એ 'માંકણ'ની પ્રશંસા કરી હતી. નાટકની ઉપર જાહેરમાં હુમલો કરવાની કોઈ હિંમત કરતું ન હતું આમ છતાં માયકોવ્સ્કી પડદા પાછળના અણુ-ગમાથી સુપરિચિત હતો.

'માંકણ'ના પ્રથમ જાહેર વાચન પછી થોડા જ દિવસે તેણે એક કાવ્ય પ્રસિદ્ધ કર્યું. તેના મને તે ઘણું જ વિસ્ફોટક હતું. 'યંગ ગાર્ડ' (યુવાન જામદાર) નામના પત્રના સંપાદક કોસોવે તેને પેરિસથી થોડાક રાજકીય લેખો અને કાવ્યો લખી મોકલવાનું કહ્યું હતું. સંપાદકને ફ્રાંસની અધોગતિનો ચીલાચાલુ અહેવાલ મોકલવાને બદલે તેણે તો એક આવેશપૂર્ણ પ્રેમ કાવ્ય લખી મોકલ્યું હતું.

માયકોવ્સ્કીએ ૧૯૨૮માં પેરીસમાં એક માસ ગાળ્યો હતો અને તે પેરીસમાં જ પ્રેમમાં પડ્યો હતો. પેરિસમાંની તેની આ પ્રણયિની ટિશિયાના એક શ્વેત રશિયન પુરદેશવાસિની હતી.

પેરિસના પ્રખ્યાત ચિત્રકાર એલેક્ઝાંડર યેકોવ્લેવ તેના કાકા થતા હતા. માયકોવ્સ્કી સારી રીતે જાણતો હતો કે તેના જેવા માનવંતા સોવિયેત નાગરિકને માટે કલ્પી શકાય તેટલી ઉદારમનવાળી સુયોગ્ય સાથીદાર તે હતી. તેઓ શારીરિક તેમજ માનસિક રીતે સવિશેષ સમાનતા ધરાવતાં હતાં.

તેને મળવા માટે તે વારંવાર પેરિસની મુલાકાત લેતો હતો. પરંતુ ટિશિયાનાને તેની સાથે મોસ્કો આવવા સમજાવી શક્યો નહિ. ૧૯૨૯ના અંતભાગમાં તેણે ટિશિયાનાને મળવા માટે ઘણા ધમપછાડા કર્યા. પરંતુ સોવિયેત સત્તાવાળાઓએ તેને વીસા આપવાનો ઇન્કાર કરી દીધો. ડિસેમ્બરમાં તેને ખબર મળી કે ટિશિયાના કોઈ ફ્રેંચ સાથે પરણી ગઈ હતી.

દેખીતી રીતે જ માયકોવ્સ્કીને વીસા આપવાનો ઇન્કાર કરવામાં તેની સ્વાધીનતા રૂંધવાનો જ પ્રયત્ન હતો. ટિશિયાનાને ગુમાવ્યાના દુઃખમાં પણ આ અન્યાયનો પ્રતિકાર કરવાની તેનામાં હિંમત હતી. તેને ગુંગળાવી રહેલી અમલદારશાહી ઉપર 'સ્નાનગૃહ' (The Bath House) નાટિકા એક સીધો હુમલો જ છે.

'માંકણ' (The Bedbug)માંના સામ્યવાદી સુવર્ણયુગ ઉપરના માયકોવ્સ્કીના કટાક્ષોને સે.રિયેનના સંસ્કારક્ષેત્રના અમલદારશાહીએ વેઠી લીધા હતા. પરંતુ 'સ્નાનગૃહ' તો તત્કાલીન શાસનવ્યવસ્થા ઉપર આક્રમણ હતું. હવે માયકોવ્સ્કીને સલામત છટકી નહિ જવા દેવાનો તેમણે નિશ્ચય કર્યો હતો. ૧૯૩૦ના ફેબ્રુઆરીમાં 'નાટ્ય સમીક્ષક સમિતિ' તરફથી જાહેર કરવામાં આવ્યું હતું કે આ નાટિકા તેના પ્રસ્તુત સ્વરૂપમાં અસ્વીકાર્ય હતી. માયકોવ્સ્કીની પ્રચંડ નામનાને કારણે જ તે સમૂળગી રદબાતલ થતી બચી ગઈ. થોડાક ફેરફાર સાથે બીજા મહિને તેને ફરીથી રજૂ કરવામાં આવી, પરંતુ 'માંકણ'ની જેમ 'સ્નાનગૃહ'ને પણ ધરાર નિષ્ફળતા જ સાંપડી.

આ વખતે માયકોવ્સ્કીના કેટલાક દુશ્મનો છાપાઓમાં તેમજ સભાઓમાં તેની સામે બહાર પડ્યા હતા. સખ્યાબંધ અવલોકનોએ એક વિષયક ઝીણું કર્યું હતું. 'સમીક્ષક' અને 'આર. એ પી. પી.'ના હોદ્દેદાર વ્લાડિમિર એર્મિલોવે પ્રાવદામાં આક્ષેપ કર્યો હતો કે માયકોવ્સ્કી ત્રોત્સ્કીવાદી વિરોધ-પક્ષનું વાજિંત્ર બની ગયો હતો. થોડા જ દિવસો બાદ માયકોવ્સ્કીએ ભીંતપત્ર તૈયાર કરીને મેયર-હોલ્ડની નાટ્યશાળામાં પ્રદર્શિત કર્યું. એર્મિલોવે તેનો વિરોધ કર્યો અને 'આર. એ. પી. પી.'એ વિના વિલંબે તેને હટાવી લેવરાવ્યું. તેની આત્મહત્યા પછી હાથ આવેલી એક ચીઠીમાં આ પ્રમાણે લખેલું હતું : "એર્મિલોવને કહેજો કે ભીંતપત્રને ઉતારી લેવરાવવામાં તેની પામરતા જ હતી. આપણે લડી લેવું જોઈતું હતું."

હંમેશાં વિવેચન પ્રત્યે અતિ આળા અને નૈષ્ફલ્યથી ઘાયલ માયકોવ્સ્કીને લાગતું કે તે કિન્નાખોરીનો ભોગ

જન્મ્યો હતો. હકીકતમાં તો, તેના પ્રતિસ્પર્ધીઓ તેમનાં વિવેચનોમાં માયકોવ્સ્કીની કલ્પના કરતાં, અથવા તો પશ્ચિમમાં બહુધા માનવામાં આવે છે તેના કરતાં, ઘણા જ સંયમી હતા, ઉદાર હતા. છતાંપણ માયકોવ્સ્કીનો પોતાના કરુણાંતનો પૂર્વાભાસ હંમેશ મુજબ રહસ્યમય જ રહ્યો છે બુદ્ધિવાદીઓની સાફસૂફી હાથવેંતમાં હતી માયકોવ્સ્કી આપોઆપ સમજી ગયો હતો કે તેનું નામ ગુનેગારોની યાદીમાં મોખરે જ હશે તેનું છેલ્લું અગત્યનું પણ અપૂર્ણ રહેલું કાવ્ય 'At the top of my voice'–'મારા અવાજની ટોચેથી' એક તારાજ થઈ ગયેલા માનવીના સ્મૃતિલેખ તરીકે જ લખાયું હતું તેમાં સ્પષ્ટરીતે પુશ્કિનની જ પ્રેરણા હતી. અવસાનના પાંચ મહિના પૂર્વે આડત્રીસ વર્ષની વયે પુશ્કિને લખ્યું હતું—

મારી સમાધિ નહિ કોઈની કૃતિ
ન રાષ્ટ્રની કેડી ત્યહીં લગી જતી
નિંદામણે ગુમ થઈ જશે—નહીં
વધી જશે ચાર અલેક્ઝાંડર—
તણા મિનારાથકી રમ્ય દુર્દમ
ઉંચાઈમાં તે.

માયકોવ્સ્કીએ તેનો પડઘો પાડયો—

મારી કવિતા
શ્રમથી જ
તોડશે વર્ષોતણા પર્વતની દિવાલો
અને થશે સન્મુખ ખુદ
બલીર,
અપક્વ
સ્પર્શક્ષમ
અન્વયિની સમા
ગુલામે રચી રોમના જે,
પ્રવેશતી તે ઇતિહાસ આજને.

અહીં 'મારા અવાજની ટોચેથી,'માં તેણે પોતાના આદર્શોની પરિશુદ્ધતા અને પોતાની સિદ્ધિઓની ગુણવત્તાનો સમાજવાદના અંચળા હેઠળ છેલ્લો બચાવ કર્યો છે.

કવિ અને ધૂર્તતણા સ્વાર્થી જુથોની
બુદ્ધિથકી જે પર...

આ સ્થળે પણ તેણે આ સિદ્ધિઓની ચૂકવવી પડેલી કિંમતનો અણસાર આપ્યો છે—

એજીટપ્રોપ*
બાઝી રહે છે
મુજ દાંતમાંયે
પરંતુ હું
—જાતેજ મેં
કાપી હુ પો
મારી જ એડી બાસીને
મારા જ ગીતતણા ગળા પર !

તેણે જાહેર સભાઓમાં તેના સમાલોચકોની સાથે વિવાદ કરવાનો પ્રયત્ન કરી જોયો પરંતુ સભાગૃહમાંથી ઊઠતી ટિકિયારીઓના તેણે આપેલા પ્રત્યુત્તર ઘણીવાર પરસ્પર વિરોધાભાસી નહિ, અસંગત રહેતા હતા એક સભામાં તેને પૂછવામાં આવ્યું હતું 'તમે પક્ષના (સામ્યવાદી) સભ્ય છો ?' અને એણે જવાબ વાળ્યો હતો 'ના હું નથી.' ત્યારે સામેથી પડકાર ફેંકાયો હતો 'તમારે સભ્ય બનવું જોઈએ.' અને માયકોવ્સ્કીએ પ્રત્યુત્તર વાળતાં કહ્યું હતું—

'વ્યવસ્થિત કાર્ય' સાથે મેળ ન ખાય તેવી ઘણી ટેવો મને પડેલી છે. કદાચ તે નિરપેક્ષ પૂર્વગ્રહ પણ હોય. પરંતુ હું અત્યારે તીખો જંગ ખેલી રહ્યો છું. મારા ઉપર ઘણા હુમલા થતા રહ્યા છે. વ્યવસ્થિત સંગ્રામને બદલે મેં વેરવિખેર રમખાણો જ મચાવ્યાં છે કેમકે સાહિત્યમાં આવી પ્રણાલિકા ભ્રમભંજી ક્રાંતિકારી પ્રણાલિકાને જ જઈને મળશે એમ મને લાગતું હતું. હું મારી જાતને પક્ષથી અલગ કરતો નથી અને મારી પાસે પક્ષનું સભાસદ-કાર્ડ ન હોવા છતાં બોલ્શેવિક પક્ષના બધા જ આદર્શોનું પાલન કરવાને હું મારી જાતને બંધાયેલો માનું છું'

એપ્રિલની શરૂઆતમાં માયકોવ્સ્કીને માનસિક ભગ્નાવસ્થાને કારણે થોડા દિવસ ક્રેમલિનની હોસ્પિટલમાં રાખવામાં આવ્યો હતો નિદાનમાં જ્ઞાનતંતુઓનો થાક જ જણાયો હતો ત્યાંથી છૂટયા પછી લખકોના એક સંમેલનમાં તેણે કહ્યું હતું 'મારી ઉપર એટલી બધી

* એજીટેશન અને પ્રોપેગેન્ડા કમિટી

ગાળો વરસાવવામાં આવે છે, એટલાં બધાં સાચાં-ખોટાં પાપ ઓઢાડવામાં આવે છે કે, મને ક્યારેક થઈ આવે છે કે એકાદ વર્ષ માટે હું ક્યાંક ચાલ્યો જાઉં, કે જેથી આ બધા દોષારોપણો તો સાંભળવા ન પડે!'

પ્રાવદામાં પ્રસિદ્ધ થયેલા તેના 'સ્નાનગૃહ'ના વાસ્તવિક મૂલ્યાંકન-લેખ માટે તેણે કહ્યું હતું: "ફિકર ન કરશો; હવે ઘણું મોડું થઈ ગયું છે." અને તેના ચાર દિવસ બાદ તેના અવસાનના સમાચાર આવ્યા!

'સહુ કોઈને' ઉદ્દેશીને લખાયેલી તેની આત્મહત્યા ટાણની ચબરખીનો કેટલોક ભાગ આ પ્રમાણે છે—

'મારા અવસાન માટે કોઈને ય દોષ દેશો નહિ અને કૂથલીબાજોની કરી અફવાઓ ઉડાડશો નહિ. મરનારને આવું બધું મુદ્દલે ગમતું ન હતું. મા, બહેનો અને બિરાદરો મને ક્ષમા કરો—આ કોઈ ઉકેલ નથી (હું બીજાઓને તેની સલાહ આપતો નથી) પરંતુ મારા માટે બીજો માર્ગ ન હતો. લીલી! તારા પ્રેમની અભ્યર્થના કરું છું. આર. એ પી. પી.-ના બિરાદરો! મને મંદપ્રાણ ન સમજશો; સાચે જ આ સિવાય હું કંઈ જ કરી શકું તેમ ન હતો. સ્નેહવંદન!'

તેના અવસાન પછી તુરતના કલાકોનું વર્ણન કરતાં તેના મિત્ર બોરિસ પાસ્તરનાકે લખ્યું હતું કે—

"દિવાલ તરફ મોં કરીને માયકોવ્સ્કી સૂતો-નિઃસંગ અને સભ્ય! તેણે હડપચી સુધી ચાદર ઓઢેલી હતી અને સરઘસમાં હોય તેમ તેનું મોં અધખૂલ્લું રહી ગયું. બધાં તરફ ગુસ્સામાં પીઠ ફેરવીને આજના આરામમાં પણ, આજની આ ઊંઘમાં પણ તે ક્યાંક ચાલ્યા જવા માટે અનુનમપણે મથી રહ્યો હતો. તેનો ચહેરો પાછલા દિવસોની યાદ તાજી કરાવતો હતો કે જ્યારે તેણે પોતાની જાતને બાવીસ વર્ષનો સ્વરૂપવાન યુવાન કહ્યો હતો—કેમકે અહીં મૃત્યુએ અલભ્ય આંગિક મુદ્રા ધારણ કરી હતી. આ એક એવી ભાવમુદ્રા હતી કે જેનાથી જીવનયાત્રાનો આરંભ થાય છે વિરામ નહિ. તે પ્રકોપિત અને અનુનમ લાગતો હતો."

માયકોવ્સ્કીની અંતિમ કાવ્ય પંક્તિઓ આ પ્રકારે હતી—

> અને બધાંના કહેવા પ્રમાણે
> પૂરી થઈ વાત પરે ય પરી.
> ઝીંકાઈ ચટ્ટાનપર રોજ રોજની
> તૂટી ગઈ પ્રીત-પનાહ આખરે.
> હવે પરિત્યક્ત જ જિંદગી, હું યે.
> વિષાદ, પીડા, ભભૂતા પરસ્પર
> હિસાબ ચૂકતે કરવા ય બેસવું
> —શાને હવે?

તેના અવસાન બાદ અભ્યાસ—સંશોધન માટે કાઢી લીધેલા તેના મગજનું વજન ૧૭૦૦ ગ્રામ થયું હતું (સામાન્ય રીતે તે ૧૪૦૦ ગ્રામનું હોય છે). તેને રાજ્ય-સંસ્થાના સંગ્રહસ્થાનમાં રાખવામાં આવ્યું હતું. તેના મૃતદેહને લેખકોની મધ્યસ્થ સંસ્થાની કચેરીમાં રાખવામાં આવ્યો હતો. તેના ઉપર હથોડાઓ, ચક્રો અને નટુચાઓની માળાઓ મૂકવામાં આવી હતી અને તેની ઉપર લખાણ હતું કે-'લોખંડી કવિને લોખંડનું કફન.'

છત્રીસ વર્ષની ઉંમરે થયેલા માયકોવ્સ્કીના આકસ્મિક અવસાનથી રશિયાની સૌંદર્યલક્ષી સર્જનાત્મક વીસીના કવિ પાસ્તરનાક અને બીજા યુવાન લેખકો તો સાવ એકલા જ પડી ગયા. તેમને તો આગમનાં એંધાણ જાણે કે મળી ગયાં. તેના આપઘાતનું કૃત્ય એક આખા યુગને ઉન્મૂલ કરીને, નિર્દય, રીતે ભાવિષ્યને ખુલ્લું કરી દેનાર દુષ્પ્રાપ્ય ઐતિહાસિક સીમાચિહ્નોમાંનું એક હતું. તેણે પોતાનો ઉત્કૃષ્ટ વૈયક્તિક ઉપહાર સમાજની સામુદાયિક સેવામાં અર્પણ કરવાનો પ્રામાણિક પ્રયાસ કર્યો હતો. સમગ્ર જીવનકાળ દરમિયાન તેના અવાજથી રશિયન કવિઓની એક આખી પેઢીની પ્રજ્ઞાને તેણે જગાડી હતી.

તેના મૃત્યુ અંગેના સંજોગોમાં એટલો સત્યાંશ નથી જેટલો તેની જીવન-પરિસ્થિતિમાં છે. સોવિયેત યુગનો મહાકવિ માયકોવ્સ્કી હકિકતમાં તો રશિયન સાહિત્યમાં સૌથી વિશેષ દેશવટો ભોગવતો હતો. અરે! ગોગોલ કે દોસ્તોયેવ્સ્કીએ પણ માયકોવ્સ્કીની અદ્વિતીય વિરાનતા અનુભવી ન હતી. બાવીસ વર્ષની ઉંમરે જ તેણે આ વિરાનતાની વ્યાખ્યા શોધી કાઢી હતી: 'પરંતુ મારા જેવો માણસ ક્યાં જઈને શિર ઢાળે? મારા માટેનું આરામગૃહ ક્યાં છે? સમગ્ર કેલિફોર્નિયાનું સુવર્ણ પણ મારી વાસનાઓના હિંસાત્મક ભંડારને છલકાવી શકશે નહિ. મારા પ્રેમનો બોજો ઢસડતો હું ચાલ્યો જઈશ. કેવી ઉન્માદી અને કણસતી રાત્રે બેવિએથોએ મારું સન્માન કર્યું હતું! હું આવડો વિશાળ! આવડો અકિંચન!!'

લેનિનને મન તેની કોઈ ગણુત્રી ન હતી. જ્યારે સ્તાલિને તેને 'સોવિયેત યુગનો સર્વોચ્ચ પ્રતિભાશાળી કવિ' તરીકે બિરદાવ્યો હતો. સ્તાલિનના ગમા-અણગમા સાથે ભાગ્યે જ સંમત થનાર પાસ્તરનાકે તેને પોતાની પેઢીનો પ્રથમપંક્તિનો કવિ કહ્યો હતો. બીજા એક નોબેલ પારિતોષિક વિજેતા ઇવાન બુનિને તેને જોડકણાં લખનાર રખડેલ કહીને ઉતારીપ પાડ્યો હતો. માયકોવ્સ્કીની સાચી મહત્તા તો આ બધા વિરોધાભાસો આજે પણ ટકી રહ્યા છે તેમાં છે.

આજે તેનાં દેશાભિમાની કાવ્ય 'મારો સોવિયેટ પાસપોર્ટ' અને 'વ્લાડિમીર ઈલીચ લેનિનની કરુણ-પ્રશસ્તિ' સોવિયેત શાળાઓમાં શીખવવામાં આવે છે. સાથોસાથ, સમાજવાદી વાસ્તવવાદની રૂઢીચુસ્તતાની સામે ઝઝૂમતો યુવાન કવિ-લેખકોની પણ તે આજે આદર્શમૂર્તિ છે. તેના અવસાનને ત્રીસ ઉપરાંત વર્ષ વીતી ગયાં પછી પણ તેના 'હું' અને 'ઇજારમાંનાં વાદળ' જેવાં કાવ્યો આ યુવાનોને મન સોવિયેત સાહિત્યમાં બિનરૂઢિચુસ્તતાના નમૂના જેવાં છે.

હજી આજેય, માયકોવ્સ્કીની આત્મહત્યાનાં કારણો ડહોળવાનું ચાલુ છે. કેટલાક તેને પ્રકોપજન્ય અયોગ્ય અથવા ગૂઢ અકસ્માત ગણી કાઢ્યો છે; તો સામ્યવાદીઓ એની આત્મહત્યાને બીજી રીતે ઘટાવે છે: માયકોવ્સ્કી એના જીવનને પૂર્ણ ક્રાંતિકારી ઘાટ આપી ન શક્યો એના પરિણામરૂપ ઘટના તરીકે આગળ ધરે છે. આ પછી સ્તાલિને ઊંડો ફેરવ્યો હતો: ૧૯૩૨માં 'આર એ. પી. પી.'ને બરખાસ્ત કરી એવો અભિપ્રાય પ્રગટ કર્યો હતો—કે આ સંસ્થાની જ સતામણીના કારણે માયકોવ્સ્કીને આત્મહત્યાનો માર્ગ અપનાવવો પડ્યો હતો! અલબત્ત, યુરોપ અને પશ્ચિમ દેશોમાં એવો મત દૃઢ રીતે પ્રચલિત રહ્યો છે કે માયકોવ્સ્કીની આત્મહત્યાની પાછળ સામ્યવાદી સતામણી અને સર્જકની સ્વતંત્રતા સામેની રૂંધામણ કારણરૂપ છે. ખેર... અને તે, આ મૃત કવિને અંજલિ આપતાં સ્તાલિને ૧૯૩૫માં કહી નાખ્યું: 'માયકોવ્સ્કી આપણા સોવિયેત યુગનો શ્રેષ્ઠતમ અને ઉત્કૃષ્ટ બુદ્ધિશાળી કવિ હતો અને રહે છે.' સંદેશાનો ઉત્તરાર્ધ કે, જેનો આજકાલ ભાગ્યે જ ઉલ્લેખ થાય છે, પરંતુ તે વખતે જે અત્યંત અર્થસૂચક હતો તે આ પ્રમાણે છે: 'તેનાં સ્મરણ અને સર્જનની ઉપેક્ષાને અપરાધ ગણવામાં આવશે.' અને મોસ્કોના નોવા ડેવેચી કબ્રસ્તાનમાં ગોગોલ અને સ્તાલિનની પત્નીની કબરો સાથે તેની ભસ્મને લાવીને રાખવામાં આવી હતી! અત્યારે પણ તે લાલ અને કાળા આરસ નીચે પડેલી છે.

સ્તાલિનની જાહેરાત પછી માયકોવ્સ્કીના ભવિષ્ય વિષે પાસ્તરનાકે લખ્યું છે કે "મહાન રાણી કેથેરાઇનના સમયમાં જે પ્રકારે બટાકાની સિફારસ કરવામાં આવી હતી, તેમ હવે માયકોવ્સ્કીને જીવનદાન અપાઈ રહ્યું હતું! આ તેનું બીજું મરણ હતું અને તેમાં તેનો પોતાનો કોઈ હાથ ન હતો!"



## ગુજરાતી સાહિત્ય પરિષદની પરીક્ષાઓ

આ સંસ્થા તરફથી લેવાતી આસ્વાદ, સંસ્કાર અને દીક્ષા-પરીક્ષાઓ ચાલુ વર્ષે આગામી ઑગસ્ટ માસમાં લેવાશે. જે સંસ્થાઓ કેન્દ્રો ખોલવા માગતી હોય તેમણે નીચેને સરનામે જાણ કર્યેથી જરૂરી સાહિત્ય મોકલી આપવામાં આવશે.

મંત્રી, ગુજરાતી સાહિત્ય પરિષદ
C/o. શ્રી હ. કા. આર્ટ્સ કૉલેજ,
આશ્રમ રોડ, અમદાવાદ.

## અંત્યોદયનો કાર્યક્રમ (બ્લ્યુ પ્રિન્ટ) | અભ્યાસી

ભારત સરકારના સામૂહિક વિકાસ અને સહકાર ખાતાના સંયુક્ત ઉપક્રમે સમાજના નબળા વર્ગોના કલ્યાણ માટે ચોક્કસ કાર્યક્રમો સૂચવવા માટે જાણીતા સર્વોદય નેતા શ્રી જયપ્રકાશ નારાયણના પ્રમુખપદે એક સમિતિ નીમવામાં આવી હતી. છેલ્લા આઠ વર્ષોથી સામૂહિક વિકાસ કાર્યક્રમ મારફતે ગામડાંના વિકાસનું કામ હાથ ધરાઈ રહ્યું છે. બીજી અનેક રીતે આ કાર્યક્રમથી ગામડાંઓને ફાયદો થયો છે, પણ આમ સમાજનો સૌથી નીચલો ગરીબ વર્ગ જેને મદદ કરવાની સૌથી વધુ જરૂર છે તે આ કાર્યક્રમોનો લાભ બહુ ઓછા પ્રમાણમાં લઈ શક્યો છે, એવી એક જોરદાર ફરિયાદ ઊઠવાને લીધે સ્થિતિની યોગ્ય તપાસ કરી તે અંગે ચોક્કસ માર્ગસૂચન કરવા માટે ઉપરની સમિતિની નીમણૂક કરવામાં આવી હતી. સમિતિના બીજા સભ્યોમાં શ્રીમતી સુચેતા કૃપલાણી, શ્રી અણ્ણાસાહેબ સહસ્રબુદ્ધે, શ્રી એમ. આર. કૃષ્ણ (એમ. પી.), શ્રી બ્રિજરાજસીંગ (એમ. પી.), શ્રી બી. શિવ રામન (ચીફ સેક્રેટરી, ઓરીસ્સા રાજ્ય), શ્રી લક્ષ્મીદાસ શ્રીકાંત, શ્રી આર. જગન્નાથન, (ડિરેક્ટર, સેન્ટ્રલ ઈન્સ્ટીટ્યુટ ઓફ કમ્યુનિટી ડેવલપમેન્ટ) હતા. આ સમિતિએ સારો પરિશ્રમ ઉઠાવી વિગતવાર અહેવાલ તૈયાર કર્યો છે. અહેવાલમાં કેટલાયે એવાં કીમતી સૂચનો પડેલાં છે કે જેનો અમલ કરવામાં આવે તો આપણા આયોજનને સાથે રહેલો ગંભીર દોષ કે તેણે ગરીબ વર્ગોની સ્થિતિ સુધારવામાં બહુ ફાળો નથી આપ્યો—એ ખરેખર ટાળી શકાય. આવા આ અહેવાલનો પ્રજાના સૌ વર્ગો ધ્યાનપૂર્વક અભ્યાસ કરે એ જરૂરી છે ખાસ એટલા માટે કે, અહેવાલ માત્ર રાજ્યે શું કરવું જોઈએ એટલું જ સૂચન કરીને અટકી નથી જતો, પરંતુ પ્રજાના સૌ વર્ગોએ છેક નીચી કક્ષાના ગરીબ વર્ગના કલ્યાણ માટે શું શું ભોગ આપવાનો છે તેનાં પણ સ્પષ્ટ સૂચનો આપે છે. અહેવાલ આ વર્ગના કલ્યાણની મોટા ભાગની જવાબદારી પંચાયતરાજ પર નાખવા ઈચ્છે છે, તેથી પંચાયતો, પંચાયતસમિતિઓ અને જીલ્લા પંચાયતોના હોદ્દેદારોને આ અહેવાલનો વિગતે અભ્યાસ કરવાનું સૂચવવું જોઈએ, અને અહેવાલ અંગે તેમનાં મંતવ્યો જાણવાં જોઈએ. અહેવાલના કેટલાક સૂચનો તરંગી છે એવી પણ ટીકાઓ થએલી વાંચી છે. સમાજના છેક તળિયે પડેલા વર્ગને ઊભો કરવો હશે તો ચીલાચાલુ ઉપાયો કારગત નહિ નીવડે, એ માટે પહેલી નજરે તરંગી લાગે એવા ઉપાયો યે અજમાવવા પડશે. તરંગી કહીને એને કાઢી નાખ્યે નહિ ચાલે. વહેલામાં વહેલી તકે સામૂહિક મંત્રાલયે આ અહેવાલના આધારે લેવા જોઈતાં પગલાંઓ વિષે નિર્ણય કરવો જોઈએ, અને ગરીબ વર્ગોના કલ્યાણ વિષેની પોતાની નિષ્ઠા પૂરવાર કરવી જોઈએ.

આ અહેવાલનો ટૂંકસાર નીચે આપ્યો છે.

**હેતુઓ**

૧. હિંદુસ્તાનના સમાજની બધાંજ પાસાંઓને આવરી લેતી અહિંસક સામાજિક ક્રાંતિ વિના નબળા વર્ગોનું કલ્યાણ થઈ ન શકે. આવી ક્રાંતિનું સૌ પ્રથમ સોપાન છે જ્ઞાતિ પ્રથાને જડમૂળમાંથી ઉખેડી નાખવાનું છે. એ વિના નબળા વર્ગો કદી ઊંચે આવી શકશે જ નહિ

**સમસ્યાનું પ્રમાણ**

૨. ગામડાંના ૮૦ ટકા કુટુંબોની વાર્ષિક આવક રૂા. ૧૦૦૦ થી ઓછી છે; અને ૫૦ ટકા કુટુંબોની વાર્ષિક આવક તો રૂા. ૫૦૦ થી પણ ઓછી છે. આ બીજા વર્ગના કુટુંબોમાં ખેત મજૂરો, ખૂબ ટૂંકી જમીન ધરાવતા ખેડૂતો, કારીગરો, અને જેમની પાસે ગુજરાનનું કોઈ સાધન નથી તેવા નિરાધારોનો સમાવેશ થાય છે.

૩. સમિતિએ નબળવર્ગોના વર્ગીકરણ માટે આવકનું ધોરણ (Means-test) લાગુ પાડવાનું સૂચવ્યું છે. દા. ત જે કુટુંબોની વાર્ષિક આવક રૂા ૧૦૦૦થી ઓછી હોય તેમનો આર્થિક રીતે પછાત વર્ગોમાં સમાવેશ કરવો ગાંધીજીના "અંત્યોદય"ના સિદ્ધાંતને અનુસરીને આ ઓછી આવકવાળા વર્ગમાંથી પણ જેમની વાર્ષિક આવક રૂા. ૫૦૦ થી ઓછી હોય તેમને વિકાસના કાર્યક્રમોમાં પ્રથમ પસંદગી આપવી. **સૌથી ઓછી આવકવાળાથી શરૂઆત કરવી જોઈએ.** જેમની વાર્ષિક આવક રૂા. ૨૫૦ થી પણ ઓછી હોય તેમને **નિરાધાર** ગણવા.

પછાત જ્ઞાતિઓ અને પછાત વર્ગોની સમગ્ર વસ્તીને નબળા વર્ગમાં ગણી લેવા તેમના કિસ્સામાં "આવકનું ધોરણ" લાગુ પાડવાની જરૂર નથી

**ન્યૂનતમ આવશ્યકતા**

૪. નબળા વર્ગો ન્યૂનતમ જીવનધોરણ મેળવી શકે તથા સમાજમાં ગૌરવભર્યું સ્થાન પ્રાપ્ત કરી શકે તે માટે તેમને ઓછામાં ઓછી નીચેની સગવડો મળવી જોઈએ.

(૧) પૂર્ણ રોજગારી
(૨) રહેવાનાં મકાનો અને પીવાનું ચોખ્ખું પાણી
(૩) શિક્ષણ
(૪) આરોગ્ય
(૫) આર્થિક શોષણ સામે સંરક્ષણ
(૬) સામાજિક અને સાંસ્કૃતિક બંધનોમાંથી મુક્તિ
(૭) નુકસાનકારક ટેવો અને રૂઢિઓમાંથી મુક્તિ

**ખેતી**

૫. જમીનના નાના નાના ટુકડાઓને કારણે મોટા ભાગના ખેડૂતો કાયમને માટે નિરાશાજનક પરિસ્થિતિમાં રહે છે. આ એક હઠીલો સામાજિક–આર્થિક રોગ છે તેની નાબૂદી માટે ક્રાંતિકારી ઉપાયોની જરૂર છે સામાજિક ન્યાયની દૃષ્ટિએ ખેતીના વિકાસની દૃષ્ટિએ, અને ગ્રામીણ ઔદ્યોગીકરણ માટે અનુકૂળ વાતાવરણ સર્જવાની દૃષ્ટિએ ગામની સમગ્ર જમીનમાલિકી ગામની જ હોવી જોઈએ અને ગામ જ તેનો વહીવટ કરે તો જ આ પ્રશ્નનો ઉકેલ આવે.

આના સંદર્ભમાં નીચેનાં બે સૂચનો કરવામાં આવ્યાં છે—

(૧) વિકાસઘટકનું એક ધ્યેય એ હોવું જોઈએ કે- 'સહકાર અને પરસ્પરાવલંબનને પ્રોત્સાહન આપીને સામૂહિક જીવનની ભાવના પ્રગટાવવી, અને અને ઉત્પાદનનાં મૂળભૂત સાધનો જેમકે જમીન વગેરેની મરજિયાત સામૂહિક માલિકી માટે લોકોને તૈયાર કરવા"

વિકાસ ઘટક ખાતાએ આ ધ્યેય પાછળ જોઈએ તેટલું ધ્યાન આપ્યું નથી. તેથી, અમે સૂચવીએ છીએ કે સામૂહિક માલિકીના પ્રોત્સાહન અને વૃદ્ધિના કામને શિક્ષણ અને નવા મોડના કામના અગત્યના અંગ તરીકે ગણીને વિકાસ ઘટકોએ અને તેની સહાયક સંસ્થાઓએ કામ કરવું જોઈએ. (૨) વિકાસ ઘટક ખાતાએ સામાજિક ન્યાય, ખેતી અને ઔદ્યોગિક વિકાસ માટે કાયદાથી જમીનનું ગ્રામીણીકરણ કરવાના કાર્યક્રમ અંગે વૈજ્ઞાનિક સંશોધન કરાવવું જોઈએ

**જાહેર બાંધકામોના કાર્યક્રમમાંથી રોજગારી**

૬. સરકારે જે માણસને કામની જરૂર હોય અને જો તે કામ કરી શકે તેવો હોય તો તેને રોજગારી આપવાની ખાત્રી આપવી જોઈએ. આ પ્રકારની ખાત્રી અને જાહેરાતથી એક મોટો માનસિક ફેરફાર થશે, અને લોકો નિરાશાની ગર્તામાંથી બહાર આવશે. સાથે જ

એમ થાય તો સુષુપ્ત વિરાટ શક્તિને જાગૃત કરવા જેવું થશે.

### ગ્રામોદ્યોગો

૭. ગ્રામ અર્થતંત્રને તેની આજની અવદશામાંથી ઉગારવા માટે તથા સામાજિક અને આર્થિક રીતે પછાત વર્ગોના જીવનધોરણને ઊંચે આણવા માટે ગ્રામીણ ઔદ્યોગીકરણ ખૂબ જ અગત્યનું છે. ખેતી કરતાં પણ તેનું સ્થાન ઊંચું ગણાવું જોઈએ, કારણ કે ઔદ્યોગિક વિકાસ માટે ખેતીનો વિકાસ જરૂરી હોવા છતાં ખેતીના વિકાસને અને વિકાસની ગતિને મર્યાદા હોય છે. બીજી બાજુ, શહેરી કે ગ્રામીણ ઔદ્યોગીકરણનો ઝડપી અને મોટા પાયા પર વિસ્તાર કરવાની પૂરેપૂરી તકો છે. ગ્રામીણ ઔદ્યોગીકરણ આજે જે રૂઢ અર્થમાં ગ્રામોદ્યોગો તરીકે ઓળખાય છે તેટલા પૂરતું અથવા કાચામાલનું રૂપાંતર કરવાના ઉદ્યોગો પૂરતું મર્યાદિત ન રહેવું જોઈએ.

ગ્રામીણ ઔદ્યોગીકરણ નીચે અનેક જાતના ઉદ્યોગો ગ્રામવિસ્તારોમાં શરૂ કરવા જોઈએ. અને આ બધા ઉદ્યોગો બધે **સમાન રીતે પથરાયેલા** હોવા જોઈએ. આજે દેશમાં એવી એક પણ સંસ્થા નથી કે જેની મુખ્ય જવાબદારી ગ્રામીણ ઔદ્યોગીકરણ અંગે સમગ્ર રીતે વિચારવાની, અભ્યાસ કરવાની, યોજના ઘડવાની કે તેનો અમલ કરવાની હોય. ગ્રામીણ ઔદ્યોગીકરણનો વિચાર કટકે કટકે નહિ, પણ સર્વાંગદ્રષ્ટિએ થવો જોઈએ. સરકારે (આજે છે તે જુદી જુદી સંસ્થાઓના પ્રતિનિધિઓ લઈને કે નવી સમિતિ સ્થાપીને) એક એવી સમિતિ સ્થાપવી જોઈએ કે જે ગ્રામ વિસ્તારોમાં ઝડપી ઔદ્યોગીકરણની જવાબદારી ઉપાડે. એને એ જવાબદારી પૂરી કરવા માટે પૂરી સત્તા અને જરૂરી નાણાં આપવામાં આવે.

### શિક્ષણ

૮. નીચેની સગવડોની જોગવાઈ થવી જોઈએ—

(૧) "આવકનું ધોરણ" લાગુ પાડીને માધ્યમિક શાળાંત સુધીનું મફત શિક્ષણ.

(૨) "આવકનું ધોરણ" લાગુ પાડીને માધ્યમિક શાળાના વિદ્યાર્થીઓ માટે મિશ્ર છાત્રાલયોમાં રહેવા ખાવાની મફત સગવડ.

(૩) હોંશીઆર વિદ્યાર્થીઓને ઉચ્ચ અભ્યાસ માટે સ્કોલરશીપ.

(૪) પ્રાથમિક શાળાનાં બધાં જ બાળકોને બપોરનું ખાણું.

(૫) નબળા વર્ગોનાં બાળકોને ગણવેશ, સ્લેટ, પેન, પેન્સીલ, પુસ્તકો વિનામૂલ્ય.

૯. ગામની શાળાએ ગામના વિકાસમાં—ભળી જવું જોઈએ. શિક્ષકો તથા વિદ્યાર્થીઓએ ગામની પ્રવૃત્તિઓમાં—રોપણી, લણણી, વૃક્ષારોપણ, ખાતર વેરવું, નાટક, રમતગમત, તહેવારો, પ્રૌઢશિક્ષણ વગેરેમાં સક્રિય ભાગ લેવો જોઈએ. પ્રાથમિક શાળાઓ ચલાવવાની જવાબદારી પંચાયતનો અને માધ્યમિક શાળાઓ ચલાવવાની જવાબદારી પંચાયત સમિતિઓને સોંપાવી જોઈએ.

### આરોગ્ય

૧૦. ગ્રામવિસ્તારમાં દાક્તરોની અછત નિવારવાનો એક ઉપાય એ છે કે સરકારી મેડીકલ કોલેજોમાં દાખલ થતાં વિદ્યાર્થીઓ પાસે લખાવી લેવું જોઈએ કે, જરૂર પડે તેમણે ઓછામાં ઓછું બે વર્ષ ગામડાંમાં રહીને સેવા આપવી પડશે (બીજા ટેકનીકલ માણસો માટે પણ આવી શરત કરી શકાય.) પ્રાથમિક આરોગ્ય કેન્દ્રોના બધા દાક્તરોને ખાસ ગ્રામનિવાસ-ભથ્થું આપવાનો અમારી ભલામણ છે.

૧૧. અશક્ત, અપંગ અને અનાથોની દાક્તરી સારવાર કરાવવાની જવાબદારી ગ્રામજનતાની છે તેવું ભાન તેમને કરાવવું જોઈએ. આ માટે ગ્રામપંચાયતે મરજિયાત ફાળો ઉઘરાવવો જોઈએ જેથી, ગામના નિરાધારોને માંદગીના સમયમાં મદદ કરી શકાય.

૧૨. હજી ઠીક ઠીક સમય સુધી રાજ્ય–આરોગ્ય–યોજના તરફથી મળતી મદદ અપૂરતી રહેશે, તેને ખ્યાલમાં લઈને, તેમજ લોકરાજ્ય અને સ્વાવલંબી રાજ્યના લક્ષ્યને ખ્યાલમાં લઈને રાજ્યે તથા તેની અન્ય સંસ્થાઓએ લોકોને આરોગ્ય–વીમા–મંડળીઓ

ઊભી કરવા પ્રોત્સાહન આપવુ જોઈએ, તથા આવી મંડળીઓને આર્થિક મદદ કરવી જોઈએ. આવી મંડળીઓ ખાનગી દાક્તરો અને રાજ્યનાં આરોગ્ય કેન્દ્રો પર અસરકારક કાબૂ રાખી શકશે.

## પીવાનું પાણી

૧૩ કેટલાંક રાજ્યોમાં જે લોકો અમુક જમીન આપે તેમને જ કૂવાની સગવડ કરી આપવામાં આવે એવો કાનૂન હોય છે સામાન્ય રીતે હરિજનો પાસે આવી જમીન હોતી જ નથી પીવાના પાણીની બાબતમાં આવી કોઈ જાતની શરત હોવી જોઈએ નહિ એટલું જ નહિ, પણ ગામડાંના દરેક માણસને ચોક્ખુ પીવાનુ પાણી પૂરુ પાડવાની રાજ્યની (પંચાયતરાજ્ય સંસ્થાઓની પણ) ફરજ ગણાવી જોઈએ

## આર્થિક શોષણમાંથી રક્ષણ

૧૪ શાહુકારો અને વેપારીઓ નબળા વર્ગોનું આર્થિક શોષણ ખૂબ કરે છે આ શોષણ સામે રક્ષણ—એ પામવાનો એક માત્ર અસરકારક ઉપાય, બને તેટલી ત્વરાથી સહકારી પદ્ધતિએ ધીરાણ, ઉત્પાદન અને વેચાણની સગવડ કરવાનો છે અહીં સહકારી ચળવળ ખૂબ સહાયરૂપ થઈ શકે

## સામાજિક બંધનોમાંથી મુક્તિ

૧૫ શિક્ષકોને તાલીમ આપીને તેમને ગળે ઠસાવવુ જોઈએ કે વિદ્યાર્થીઓમાં માનવ-સમાનતાની ભાવનાનો વિકાસ કરવાની અત્યંત જરૂર છે પંચાયતોમાં પછાત જાતિઓ અને પછાત વર્ગોના પ્રશ્નો અંગે ખાસ સમિતિઓ નીમવી જોઈએ—આ સમિતિઓએ સામાજિક બંધનો સામે પણ જેહાદ જગાવવી જોઈએ

૧૬. ભંગીઓની અલગ જાતિ તાત્કાલિક નાબૂદ કરવી જોઈએ.

(૧) માથાપર મળની ડોલો લઇ જવાની પ્રથાને કાયદાથી નાબૂદ કરવી જોઈએ

(૨) બને તેટલી ઝડપથી જૂના જાજરુઓમાં સેપ્ટિક ટેંક સુધારી દેવી જોઈએ અને જે મકાનોમાં સેપ્ટિક ટેંકવાળા જાજરૂની સગવડ કરવામાં ન આવે તેના બાધકામની મજૂરી આપવી ન જોઈએ.

આ કામનો ઝડપી નિકાલ લાવવા માટે વ્યક્તિગત સહાય અથવા મ્યુનિસિપાલિટીઓને મદદ આપવી જોઈએ

૧૭. નબળા વર્ગોની કોઈ ભૂરામાં બૂરી ટેવ હોય તો તે દારૂ પીવાની તેથી દારૂબંધીનો અમલ વધુ કડક રીતે થવો જોઈએ. સરકારી અને બિનસરકારી કાર્યકર્તાઓએ ભેગા મળીને આ કામ ઉપાડવુ જોઈએ

## સામૂહિક વિકાસ કાર્યક્રમ

૧૮ સામૂહિક વિકાસને માત્ર સાધન તરીકે નહિ પણ ધ્યેય પણ ગણવુ જોઇએ સામૂહિકવિકાસ કાર્યક્રમનું એક માત્ર ધ્યેય ગ્રામ જનતાનો સર્વાંગી વિકાસ કરવાનું હોવુ જોઇએ

૧૯. નબળા વર્ગોની આર્થિક સ્થિતિ માત્ર તેમના પોતાના પુરુષાર્થથી સુધરી શકશે નહિ તે માટે સમગ્ર જનતાએ તેમાં સહકાર આપવો જોઈએ વધુ સાધનસંપન્ન માણસોએ તો આ કાર્યની આગેવાની લેવી જોઈ શે

૨૦ નબળા વર્ગોના કલ્યાણ માટેની યોજનાઓને પંચવર્ષીય યોજનામાં **પ્રથમ પસંદગી** આપવી જોઈએ સારી સ્થિતિવાળા વ્યક્તિગત ખેડૂતોને આર્થિક મદદ કરવાની યોજનાઓ હવે બંધ કરવી જોઈએ કોઈક યોજનાઓ એવી હોય કે તેમાં વ્યક્તિગત મદદ જ આપી શકાતી હોય તો પછી નબળા વર્ગોને જ તેનો લાભ અપાવો જોઇએ તેમાં પણ સૌ **પ્રથમ પસંદગી** પછાત વર્ગોને અને ત્યારબાદ રૂ. ૫૦૦ થી ઓછી વાર્ષિક આવકવાળાં કુટુંબોને માટે આપવી જોઈએ.

૨૧. વિકાસ ઘટકના સ્ટાફનાં મકાનોનાં નાણાં ઘટકના ફંડમાંથી ન લેવાં જોઈએ પરતુ બીજેથી દાન જીવન વીમા કોરપોરેશન પાસેથી ઊછીનાં લેવા જોઈએ.

૨૨ બધા બ્લોકમાં સમાન વિકાસ થાય તે માટે પછાત વિસ્તારોમાં અને જે બ્લોકમાં નબળા વર્ગોની વધુ વસ્તી હોય ત્યાં વધુ પ્રમાણમાં મદદ આપવી જોઈએ દરેક બ્લોકમાંથી રૂ ૧૦,૦૦૦ (રૂ. ૫૦૦૦ની લોન અને રૂ, ૫૦૦૦ની ગ્રાંટ) ઉપરાંતને જિલ્લામાં

એક ફંડ બનાવવું જોઈએ. આ ફંડનો ઉપયોગ પછાત વિસ્તારોને વધુ મદદ આપવા માટે કરવો જોઈએ.

૨૩. દર વર્ષે કેટલાં નાણાં વિકાસ ઘટક પાસેથી મળશે, તેની પંચાયત સમિતિને ખાત્રી નથી હોતી; તેથી તેવી ખાત્રી અગાઉથી મળી જવી જોઈએ. વિકાસ ઘટકનું અંદાજપત્ર દર પાંચ વર્ષે તૈયાર થાય છે. તેથી પંચાયતોને દર વર્ષે વધુમાં વધુ પાંચમા ભાગની ગ્રાંટ અને લોન વાપરવાની છૂટ આપવી જોઈએ. છૂટના અભાવે તેઓને કાર્યક્રમો ઘડવાની સમજ પડતી નથી.

### બીજા વિકાસ કાર્યક્રમો

૨૪. ખેતી, સિંચાઈ, પશુપાલન, મત્સ્ય ઉદ્યોગ અને નાના ઉદ્યોગો જેવી ઉત્પાદક-યોજના માટે અપાતી ગ્રાંટ અને લોનની શરતો નબળા વર્ગોને માટે હળવી બનાવવી જોઈએ. ઉપરાંત જે યોજના માટે મદદ અપાતી હોય તે પૂરતા પ્રમાણમાં હોવી જોઈએ. મોટા ભાગના કિસ્સામાં તે પૂરતી હોતી નથી, અને તેથી ગરીબ ખેડૂતો શાહુકારોના પંજામાં ફસાય છે.

૨૫. સામાજિક સેવાઓની મોટા ભાગની યોજનાઓ નબળા વર્ગોના લાભાર્થે દાખલ કરવી જોઈએ. ત્રીજી પંચવર્ષીય યોજનામાં દરેક ગામ માટે ન્યૂનતમ જરૂરીયાતો દર્શાવાઈ છે. દા. ત. પીવાના પાણીની, શાળાની તથા રસ્તાની સગવડ. આ સગવડો માટે પછાત વિસ્તારો અને નબળા વર્ગોવાળા વિસ્તારોને પ્રથમ પસંદગી આપવી જોઈએ.

૨૬. મકાનો અંગેની બધી જ યોજનાઓનો લાભ નબળા વર્ગોને પહેલો મળવો જોઈએ.

૨૭. મોટા ભાગનાં સ્થાનિક વિકાસ કાર્યો નબળા વર્ગોના વિસ્તારોમાં શરૂ કરવા જોઈએ. લોકફાળાની શરતો ત્યાં હળવી બનાવવી જોઈએ. જે તે ગામની પંચાયત સમિતિને લોકફાળાનો નિર્ણય લેવાની સત્તા આપવી જોઈએ.

## ખાસ યોજનાઓ

### ૨૮. સિંચાઈ અને જમીન સુધારણા

નબળા વર્ગોની જમીન એકજથ્થે કરવાનો પ્રયાસ થવો જોઈએ. ત્યારબાદ તેમને કૂવા ખોદવા માટે મોટા પ્રમાણમાં નાણાંકીય મદદ આપવી જોઈએ. સામાન્ય રીતે તેમની જમીન ઘણી ટૂંકા હોય છે. તેથી એક કૂવો બે ત્રણ જણની જમીનમાં સિંચાઈ કરી શકે. અથવા તો પંચાયતો આ લોકોને કૂવા ખોદી આપે અને તેમની પાસેથી ટૂંકા હપ્તે રકમ વસૂલ કરે. નવી જમીન ખેડાણ તળે લાવવા માટે અને જમીન સુધારણા માટે પણ આવા જ ઉપાયો અજમાવી શકાય.

૨૯. ગામના ઉત્પાદનની યોજના તૈયાર કરતી વખતે જમીનના નાના ટુકડાઓના માલિકોના પ્રશ્નોનો અભ્યાસ થવો જોઈએ, અને તેમને મદદ કરવાનો ખાસ કાર્યક્રમ ઘડાવો જોઈએ. ભૂમિહીન મજૂરને જમીન આપવામાં આવે, ત્યારે પહેલો પાક તેના હાથમાં આવે ત્યાંસુધી અને તે પોતાના પગ પર ઊભો રહી શકે, ત્યાં સુધી તેને ખોરાકીની મદદ આપવી જોઈએ.

૩૦. બની શકે ત્યાં સુધી સુધારેલી ખેતી-પદ્ધતિનું નિદર્શન નાના ખેડૂતોની જમીન પર કરવું જોઈએ. તેમ કરતાં જો ખોટ આવે તો ખેડૂતને તે ભરપાઈ કરી આપવી જોઈએ.

### ૩૧. દૂધ યોજના

ખેતમજૂરને દૂધ ઉત્પાદન સાથે સાંકળવાનો ખાસ પ્રયાસ કરવો જોઈએ. જે ગામડાં શહેરની નજદીક છે અને જ્યાં સરકાર દ્વારા દૂધ ઉત્પાદન અને વહેંચણીનું કામ થાય છે ત્યાં આ કાર્યક્રમ તાત્કાલિક અમલમાં મૂકી શકાય. આ યોજના અંગેના ઓછામાં ઓછા ૨૫ ટકા નાણાં ભૂમિહીન ખેતમજૂરોના લાભાર્થે વપરાવા જોઈએ.

### ૩૨. મરઘાં-બતકાં ઉછેર-યોજના

મરઘાં ઉછેરની અર્વાચીન પદ્ધતિની ટૂંકા ગાળાની તાલીમની વ્યવસ્થા મોટા પાયા પર કરવી જોઈએ, જેથી મોટી સંખ્યામાં તાલીમ આપી શકાય. ઉપરાંત સુધારેલી જાતનાં મરઘાં, ઘટાડેલા દરે તેમનું ખાણ, ઇંડાનું વેચાણ -વગેરે માટે મદદ આપવી જોઈએ.

### ૩૩. ભૂંડ-ઉછેર

જો પૂરતી મદદ આપવામાં આવે તો નબળા

વર્ગના ઘણા કુટુંબો આ ધંધો અપનાવે. શરૂઆતમાં સુધારેલી જાતના ભૂંડ અને ઘટાડેલા દરે ખાણ આપવાની વ્યવસ્થા થવી જોઈએ જરૂર હોય હોય ત્યાં તેના માલના વેચાણ માટે પણ મદદ કરવી જોઈએ.

## ૩૪ નિરક્ષરતા નિવારણ

નબળા વર્ગો માટે નિરક્ષરતા-નિવારણ યોજના તૈયાર કરવી જોઈએ આવી યોજનામાં જેઓ લખતાં વાંચતાં શીખે તેમને ખાસ પ્રોત્સાહન આપવું જોઈએ જેમ કે સરકારી કામકાજોમાં આવતા મજૂરો હાજરી-પત્રકમાં અંગૂઠો પાડવાને બદલે પેનની સહી કરી શકે તેમને થોડીક વધુ મજૂરી આપવી જોઈએ

## ૩૫ શિક્ષણ અને તાલીમ

વિકાસ ઘટકોમાં ઊંચા પ્રકારની નોકરી માટે નબળા વર્ગોના જુવાનોને શિક્ષણ અને તાલીમ આપવાં જોઈએ આને લીધે નબળા વર્ગોના વિકાસની યોજનાઓ વધુ સારી રીતે અમલમાં મુકાશે.

## ૩૬. કલ્યાણ યોજનાઓ

નીચેની કલ્યાણ યોજનાઓ દરેક ઠેકાણે લાગુ કરવી જોઈએ

(૧) કેન્દ્રની સરકારે કેટલાક સમયથી વૃદ્ધાવસ્થાના પેન્શનની યોજના શરૂ કરી છે આંધ્રપ્રદેશ અને મદ્રાસની સરકાર ટૂંક સમયમાં આ યોજના દાખલ કરવાનું વિચારે છે બીજા રાજ્યોની સરકારોમાં પણ આવી યોજનાઓ દાખલ કરવાનો વિચાર કરવો જોઈએ.

(૨) મજૂર સહકારી મંડળીઓ પોતાના સભ્યોના લાભાર્થે જીવન-વીમાની યોજના શરૂ કરી શકે આગળ જણાવેલ રોજગારીની ખાત્રીની જાહેરાતને પરિણામે આવું પગલું વધુ સુગમ બનશે. આ વર્ગો માટે સામૂહિક વીમા યોજના પણ વિચારી શકાય

(૩) રાજ્ય સરકાર અને બીજી સંસ્થાઓ દ્વારા અમલમાં મુકાતી સમાજકલ્યાણ યોજનાઓનું મુખ શહેર ભણી વળેલું હોય છે તેને ગામડાંના નિરાધારો પ્રતિ વાળવાનું આવશ્યક છે.

## ૩૭ સહકારી મંડળીઓ

સામાન્ય જમીન કરતાં નાની અને હલકા પ્રકારની જમીનના ખેડાણમાં વધુ જોખમ હોય છે સહકારી ધીરાણ મંડળીઓ પાસે "રીસ્ક ફંડ" હોવા છતાં આવી જમીનોને ધીરાણ આપવાનું જોખમ વધારે હોવાથી નાના ખેડૂતોને પૂરતું ધીરાણ કરવામાં આવતું નથી "રીસ્ક ફંડ'માં ઉમેરો કરવો જોઈએ, અને જે મંડળીઓ આ જોખમ લેવા તૈયાર થાય તેમને જરૂરી મદદ કરવી જોઈએ

૩૮. નાનો ખેડૂત કાયમ દેવામાં ડૂબેલો હોય છે, તેથી પોતાની જમીન સુધારણા માટે કે ખેતીની સુધારણા માટે કે પોતાની સ્થિતિ સુધારવા માટે સહકારી ધીરાણ મંડળીઓ પાસેથી નાણાં મેળવવાનું તેને માટે અશક્ય બની જાય છે આ મુશ્કેલ પરિસ્થિતિમાંથી બહાર આવવા માટે અને નવેસરથી જીદગી શરૂ કરવા માટે રાજ્યે તેને મદદ કરવી જોઈએ

ગામડાંનાં જાહેર બાંધકામો એ રીતે ગોઠવવાં જોઈએ કે નાના ખેડૂતોની જમીન સુધારણાનું રોકાણ તેમાંથી મળી રહે જો જાહેર બાંધકામના કાર્યક્રમમાં આ નાના ખેડૂતોની જમીન સુધારણાનું કામ રાહત-દરે કરી આપવામાં આવે, અને તેમને માટે નાની સિંચાઈના પાળા બાંધવાની વગેરે જોગવાઈ કરવામાં આવે તો જ આ પ્રશ્ન સારી રીતે ઉકેલી શકાય આજ રીતે ભૂમિહીનોને આપેલી પડતર જમીન પણ સુધારી શકાય, તથા તેમને સિંચાઈ વગેરેની સગવડો આપી શકાય

૩૯ સ્થાનિક વપરાશ માટે તથા વધારાના માલની નિકાસ માટે ખેતી ઉત્પન્નના રૂપાંતરનું કામ ખરીદ વેચાણ-સંઘ કરી શકે અત્યારે મંડળીઓ ખેડૂતોને ખેતી માટે ખાતર બી વગેરે પૂરાં પાડે છે તેના બદલામાં તેઓ ખેડૂતો પાસેથી માલ વેચાણ લે અથવા સારા ભાવ ઉપજાવી આપે

આ સંઘોએ એક વધારાનું પગલું ભરી, રૂપાંતર માટેનાં પોતાનાં કારખાનાંઓ નાખી, માલનું રૂપાંતર કરી સ્થાનિક જરૂરીઆતો પૂરી પાડવી જોઈએ તથા વધારાનો માલ બહાર વેચી દેવો જોઈએ

૪૦. તેવી જ રીતે અન્ય ખેતી ઉત્પન્નનું કેટલુંક રૂપાંતર પણ ખરીદ વેચાણ સંઘ પોતાનાં કારખાનાં

દ્વારા કરી શકે. જુદા જુદા પ્રકારનાં ખાદ્ય તેમજ અખાદ્ય તેલીબિયાંને બદલે તેલની નિકાસ કરી શકાય. આનાથી વાહનવ્યવહારનો ખર્ચ બચી જશે, અને ખાતર તથા ઢોરોના ખાણ તરીકે સ્થાનિક વપરાશ માટે ખોળ મળશે. આ કામો માટે રીઝર્વ બેંકનું ધીરાણ ઘણું સહાયભૂત બની શકે.

૪૧. હાથશાળ ઉદ્યોગની સુધારણા માટે અમલમાં મૂકાએલો કાર્યક્રમ આવા જ બીજા કારીગરો માટે ઝાઝા ફેરફાર સિવાય અમલમાં મૂકી શકાય. આ કારીગરોને પણ હાથશાળના વણકરો જેવી જ મુશ્કેલી હોય છે. પાસે પાસે આવેલા કારીગરોની સહકારી મંડળી ઊભી કરીને તેઓ એક 'સહકારી પાવર યુનિટ' શરૂ કરે તો તેમની આર્થિક સ્થિતિ ચોક્કસ સુધારી શકાય. ઉદ્યોગોની યોજનામાં આવાં 'સર્વીસ સેન્ટર'ની અને સુધારેલી પદ્ધતિની તાલીમની જોગવાઈ હોવી જોઈએ. ચાલુ ખર્ચ અંગે ધીરાણ આપવા માટે આ યોજનામાં મર્યાદા હોય છે. સહકારી બેંક લાંબી લખાપટ્ટીમાં પડ્યા વિના આ અંગે જરૂરપૂરતું ધીરાણ કરી શકે. તેથી એવું સૂચવવામાં આવે છે કે ખેતી-ઉત્પન્ન માટે જેમ રીઝર્વ બેંક ધીરાણ આપે છે તેમજ ઔદ્યોગિક બેંકો સ્થાપીને તેની મારફતે ગ્રામીણ ઔદ્યોગીકરણ માટે ધીરાણની સગવડ કરવી જોઈએ.

૪૨. કારીગરોની આર્થિક સ્થિતિ હાથશાળના વણકરો જેવી જ હોય છે. તેથી માત્ર તેમની સહકારી મંડળીઓ સ્થાપી દીધે તેમનો દા'ડો નહિ વળે. તેમને બીજી મદદ પણ આપવી પડશે. દા. ત.

(૧) સહકારી મંડળીની સભ્યપદની ફી શરૂઆતમાં રાજ્ય આપે. આ ફી તેના નફામાંથી વાળી લેવાય.

(૨) સારાં સાધનો ખરીદવા માટે રાજ્યે અથવા રાજ્યના સહકારી ખાતાએ આર્થિક મદદ આપવી જોઈએ.

(૩) રાજ્યના ખર્ચે સુધારેલી પદ્ધતિની તાલીમ.

(૪) જ્યાંસુધી પરિસ્થિતિ સુધરે નહિ ત્યાંસુધી વેચાણની સગવડ કરી આપવી.

(૫) અમુક વસ્તુઓનું ઉત્પાદન અને અમુક ઉત્પાદન ક્ષેત્રોને અનામત રાખીને મોટા ઉદ્યોગો સામે સંરક્ષણ આપવું.

(૬) જ્યાં કારીગરો પોતાની કળા વ્યક્ત કરી શકે ત્યાં હાથ કારીગરીને ઉત્તેજન આપવું.

(૭) એ સિવાયના ઉદ્યોગોના નાના યંત્રોનો લાભ લઈ જથ્થાબંધ ઉત્પાદન કરવા માટે કારીગરોનું સંગઠન ઊભું કરવું.

૪૩. જો મોસમ સિવાયના સમયમાં રહેતાં અર્ધ-બેકારોની ગણત્રી કરીને પંચાયતોના વિસ્તારમાં બાંધકામ કાર્યક્રમ પહેલેથી તૈયાર કરવામાં આવે તો અર્ધબેકારોને રોજી આપી શકાય, તેથી નાના ખેડૂતોને પોતાનું સ્થાન છોડયા સિવાય નવરાશના વખતમાં રોજી મળી રહેશે. આ કાર્યક્રમ પંચાયત સમિતિએ કરવો જોઈએ.

૪૪. પંજાબની મજૂર મંડળીની વિગતો સામૂહિક વિકાસ તથા સહકાર ખાતાએ બધે મોકલી છે. આ કાર્યક્રમથી ભૂમિહીન મજૂરોને ઘણો લાભ થઈ શકે તેમ છે.

## સહકારી ખેતી :

૪૫ સહકારી ખેતી મંડળીઓ માટે નીચેની શરતો રાખવી જોઈએ, તથા તેમને નીચેની સગવડો આપવી જોઈએ.

(૧) જમીનનું એકત્રીકરણ ઓછામાં ઓછું દસ વર્ષ માટે કરવું જોઈએ.

(૨) બિન-મજૂરો સહકારી ખેતી મંડળીઓમાં ભાગ લઈ શકે તે માટે તેમને લોન આપવી જોઈએ.

(૩) ૪૦ ટકા નફો જમીન આપનારાઓને વહેંચવો જોઈએ, ૪૦ ટકા નફો શ્રમ કરનારાઓને, અને બાકીનો ૨૦ ટકા નફો અનામત રાખવો જોઈએ.

૪૬. જમીન જ્યારે એકત્ર કરવામાં આવે ત્યારે તેની કિંમત ઉત્પાદનના ધોરણે નક્કી કરવી જોઇએ. તેજ ધોરણે સુધારણા બાદ ફરી તેની કિંમત આંકવી જોઈએ. આને લીધે જે નફો થાય તે જમીનમાલિકોને ત્રીજા ભાગે અને મજૂરોને બાકીના બે ભાગે વહેંચી દેવો જોઈએ.

૪૭. મોટા ખેડૂતોને તેમની આવકનો અમુક ભાગ જમીન સુધારણામાં ખર્ચવાની ફરજ પાડવી જોઈએ.

૪૮. નાના ખેડૂતોને પોતાની જમીન એકત્ર કરીને જ સહકારી ખેતીમંડળી સ્થાપવા માટે સઘળું પ્રોત્સાહન આપવું જોઈએ તેમની જમીન ઘણી થોડી હોવાને કારણે જો તેમને એકત્રિત ન કરવામાં આવે તો જમીનની સુધારણા અશક્ય બની જાય.

૪૯. ભૂમિહીનોને પડતર જમીન આપીને તેમને સહકારી મંડળી રચવા માટે સમજાવવા જોઈએ. ઉપરાંત તેમની જમીનની સુધારણા માટે રાજ્યે સીધી મદદ પણ આપવી જોઈએ.

**પંચાયતી રાજ્ય અને નબળા વર્ગો :**

૫૦. ગ્રામ પંચાયતોને નીચેની જવાબદારીઓ સોંપવી જોઈએ :–

(૧) પંચાયતનાં અથવા રાજ્યનાં જાહેરકામો દ્વારા ગામના નબળા વર્ગોને પૂર્ણ રોજગારી આપવી.

(૨) ગ્રામજનતાને આવશ્યક સામાજિક સેવાઓ પૂરી પાડવી.

૫૧. દર વર્ષે પંચાયત સમિતિએ કામની પ્રગતિનું મૂલ્યાંકન કરવું જોઈએ. ઉપરાંત, આર્થિક વિકાસ કાર્યોની ગામના નબળા વર્ગો પર શી અસર થઈ તેનું મૂલ્યાંકન પ્લાનિંગ કમિશનના 'પ્રોગ્રામ ઇવેલ્યુએશન ઓર્ગેનાઈઝેશને' કરવું જોઈએ.

૫૨. પંચાયતે નબળા વર્ગોને સહકારી મંડળીના સભ્યો થવા માટે આર્થિક મદદ કરવી જોઈએ

૫૩. જાહેર કામોમાં કેટલો લોકફાળો હોવો જોઈએ, તેની શરતોને અમુક વિશિષ્ટ પ્રસંગોમાં હળવી બનાવવાની પંચાયતને સત્તા હોવી જોઈએ. કામ કરનાર મજૂરને કોઈપણ હિસાબે મજૂરી મળવી જોઈએ, તે સિદ્ધાંતને અનુસરવું જોઈએ.

**વહીવટ**

૫૪. નબળા વર્ગોના કલ્યાણની જવાબદારી કેન્દ્રના વિકાસ ઘટક ખાતાની તથા રાજ્યના વિકાસ ખાતાઓની હોવી જોઈએ. તેમના વાર્ષિક અહેવાલોમાં આ અંગે લીધેલાં પગલાં અને તેની અસર અંગેનું વિવરણ હોવું જોઈએ.

૫૫. ગ્રામવિકાસ અને કલ્યાણ અંગેનાં બધાંજ ખાતાઓ વચ્ચે નીકટનો સંપર્ક હોવો જોઈએ. તે માટે એક એવી સમિતિ નીમવી જોઈએ કે જેમાં વિકાસ ઘટક ખાતાના, સહકારી ખાતાના, ખેતીવાડી ખાતાના, ઉદ્યોગ અને વ્યાપાર ખાતાના, શિક્ષણ ખાતાના, કાર્યક્રમ-મૂલ્યાંકન સમિતિના, અને ગૃહખાતાના પ્રતિનિધિઓ તથા પછાત જાતિ અને પછાત વર્ગના કમીશનર સભ્ય તરીકે હોય. આ સમિતિનું કામ કાર્યક્રમોનો અસરકારક અમલ કરવાનું, મૂલ્યાંકન સમિતિએ ચીંધેલી ભૂલોને દૂર કરવાનું, અને કાર્યક્રમમાં ગતિ લાવવાનું હોવું જોઈએ.



## એશિયાઈ કાવ્યકૃતિઓનું અંગ્રેજીમાં સંકલન

સાહિત્ય અકાદમી–દિલ્હીથી તેના મંત્રી શ્રી. પ્રભાકર માચવે જણાવે છે કે–અમેરિકાની એશિયા સોસાયટી (ન્યૂયોર્ક)નાં પ્રકાશન–નિયામક શ્રીમતિ બેની કાઉન એશિયાઈ કવિઓની કૃતિઓનું સંકલન અંગ્રેજીમાં પ્રગટ કરવા માગે છે. જે કવિઓ આ સંકલન માટે પોતાની કાવ્યકૃતિ મોકલવા ઇચ્છતા હોય તેમણે, અંગ્રેજીમાં અનુવાદ કરેલી કૃતિ તથા કર્તાનો અને અનુવાદકનો ટૂંકો પરિચય, નીચેને સરનામે રવાના કરવાં. કર્તાની ઉંમર ૪૦ વર્ષથી વધુ ન હોવી જોઈએ. અને એ કૃતિ ક્યાંય અંગ્રેજીમાં અગાઉ થયેલી ન હોવી જોઈએ. મૂળ હિંદી–ઉર્દૂમાં લખાયેલ કૃતિઓ તે તે ભાષામાં મોકલી શકાશે. સરનામું : શ્રી. પ્રભાકર માચવે, સાહિત્ય અકાદમી, રવીન્દ્રભવન, ન્યુ દિલ્હી.




# નૂતન–સનાતન

અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

આજકાલ 'જૂનું' અને 'નવું' 'જૂની પેઢી' અને 'નવી પેઢી' એવી સંજ્ઞાઓ ચર્ચાવિચારણામાં અને વિવાદોમાં આપણું ધ્યાન ખેંચે એવી રીતે પ્રયોજાય છે. એમના સાચા સ્વરૂપની પણ વિચારણા કરી લેવી જોઈએ. 'જૂનું' એટલું બધું જ ભદ્રંભદ્રીય એવી દૃષ્ટિ નવી પેઢીના સર્જકો અને વિવેચકો રાખતા હોય, અને 'નવું' એટલું બધું જ પાયા વગરનું, હવાઈ બાચકાં જ, એવો મત જૂની પેઢીના સર્જકો અને વિવેચકો બાંધી બેસતા હોય, તો 'નવીનતા'ને નામે નિઃસત્ત્વ કૃતિઓ પણ તરી જાય અને 'ઘરડું'ને નામે સત્ત્વશાળી કૃતિઓને પણ ઉપેક્ષાના ભાર તળે કચડાવું પડે; એથી ઊલટું, પ્રયોગશીલ સર્જકોને શરૂઆતમાં સહન કરવા વારો પણ આવતો હોય છે. આવી સ્થિતિમાં એક આશ્વાસન એ હોય છે કે આજે ભલે કોઈ સત્ત્વશાળી કૃતિને સહન કરવું પડે, પણ કાળ આખરે તો સાચો પરીક્ષક છે. કોઈ ને કોઈ કાળે એ કૃતિને એની સાચી પ્રતિષ્ઠા મળી રહેવાની જ છે; અને જો કૃતિ નબળી હશે તો કાળના પ્રવાહમાં ખેંચાઈને ભૂંસાઈ જવાની છે. પણ જો આપણે આટલું આશ્વાસન રાખીને જ બેસી રહીએ તો બધું જ ભાવિ પર છોડીને બાજુપર સરી જવા જેવું થાય, જે સાચા વિવેચનને ભાગ્યે જ પાલવે. વિવેચન ભાગેડુ બને તો એ એનો ધર્મ ચૂકે છે એમ જ કહેવું જોઈએ.

સાહિત્યમાં 'જૂનું' શું અને 'નવું' શું! સાચું સર્જન હમેશાં નવું જ હોય છે, નિત્યનૂતન હોય છે. એટલે 'નવીનતા' શબ્દનો એક વિશેષ અર્થ અહીં આપણને અભિપ્રેત છે. સાહિત્યનું કોઈપણ સ્વરૂપ, ભલે પછી એ નવલકથા હોય, નવલિકા હોય, કવિતા હોય કે લલિત નિબંધ હોય, એની સ્વરૂપગત શક્યતાઓ તપાસવાનો જ્યારે જ્યારે સબળ પ્રયત્ન થયો છે ત્યારે ત્યારે આ 'નવીનતા' એ સાહિત્યમાં દેખા દીધેલી છે. પણ અહીં એક પ્રશ્ન થશે. સાહિત્યસ્વરૂપની નવી શક્યતાઓ, એના આકારની નવી ભંગીઓ પ્રગટ કરવામાં જ આ 'નવીનતા' સમાઈ જાય છે? કે એને જીવનનાં તત્કાલીન પ્રેરક બળો અને સંવેદનો સાથે પણ સંબંધ ખરો? આ પ્રશ્નો જમાને જમાને ઊભા થયા છે અને એના ઉત્તરમાં અનેક મતભેદો પણ પ્રવર્તતા રહ્યા છે. એમાંથી દેખાતો ઉકેલ તો એ લાગે છે કે પરિબળો અને એમાંથી જન્મતા માનવસંવેદનો જમાને જમાને જુદાં જુદાં હોય છે અને પરિણામે એમની અભિવ્યક્તિ માટે સર્જનનાં સ્વરૂપોને પોતાની શક્યતાઓ અનિવાર્ય રીતે વિસ્તારવી અને વિકસાવવી પડે છે. એટલે સાહિત્યસ્વરૂપોના અનેકવિધ આકારોની 'નવીનતા' જમાનાનાં પરિબળો અને એમાંથી જન્મતાં માનવસંવેદનોની 'નવીનતા'ની સગોત્ર હોય છે.

પણ આનો અર્થ એ નથી કે પરમ્પરા સાથેનો પોતાનો નાડીસંબંધ સર્જને તોડી નાખવો. માતબર સાહિત્યમાં તો એની પરમ્પરા એની પૂરી શક્તિઓ ખીલવીને અભિનવરૂપે જીવ્યા કરતી હોય છે. એટલે ઉપર ઉપરથી લાગતો વિરોધ એ સાચો વિરોધ નથી, વિરોધાભાસ છે. જૂના–નવાના આ ઝઘડાને સ્વ. બળવંતરાય ઠાકોરે 'સોરાબ-રુસ્તમી' કહીને ઓળખાવ્યો હતો, એ વાત ભૂલવા જેવી તો નથી જ.

આમ થી એ વસ્તુ ફલિત થાય છે કે નિષ્ઠાવાન સર્જન એના જમાનાના આંતર ધબકારથી અસ્પૃષ્ટ રહી શકતું નથી, અને સાથે સાથે માનવહૃદયના ચિરંતન ધબકારને ઝીલ્યા વિના એ સંપૂર્ણ થઈ શકતું નથી. એનું પ્રથમ પાસું એને વિશિષ્ટતા અર્પે છે અને એનું બીજું પાસું એને ચિરંજીવિતા કે સનાતનતા અર્પે છે. વિશિષ્ટતામાં એનું સંધિકાળનું નાવીન્ય છે, સનાતનતામાં એનું ચિરકાળનું નાવીન્ય છે.

## કહેવત–કથાનકો

લેખક : સ્વામી પ્રણુવતીર્થજી
પ્રકાશક : મ. સ. વિશ્વવિદ્યાલય, વડોદરા.
મૂલ્ય રૂા. ૬–૫૦

કહેવતો અને બહુધા કહેવતો વિશેના કથાનકોનો, હાલ હાથવગો આ એક માત્ર સુંદર સંગ્રહ છે લોક-સાહિત્યને જીવંત રાખવાના એક પ્રામાણિક પ્રયત્નના નિદર્શન રૂપ આ સંગ્રહની મહત્તા ઓછી આંકીને એની સિફતથી અવગણના થઈ શકે. વખાણ કરીને પણ એનું વાસ્તવિક મૂલ્ય ના આંકતુ ફાવે એ વિવેચનાનું કમનસીબ મનાય.

'ઉત્તરાપથમાં'ની ચાંદની રાતે હિમશિખરો તારાખચિત આકાશ સામે ઉદ્ગ્રીવ કંઠે ચાંચ લમાવી કંઈક (નક્ષત્રરૂપી મોતી?) ચૂનતા–ચરતા ના હોય! એ ગદ્ય–કવિતા અધ્યા. અનિરુદ્ધ બ્રહ્મભટ્ટને મુખે, તેમની યાદદાસ્તમાંથી મારી સ્મૃતિમાં ઝીલી લીના થયુ કે સ્વામીજી પણ આવા એક હસ છે. અનેક ઠેકાણેથી અનુભવ અને વ્યવહારમૌક્તિકોનો ચારો ચરતા ભાષાના અભિવ્યક્તિ–સામર્થ્યની તેમનાથી ઠીક સાધના થઈ ગઈ છે. આખા પુસ્તકમાં જ્યાં એ પાત્રોના સ્વભાવ વિશે ટીકા ટિપ્પણ કે અહેવાલ–અભિપ્રાય આપવા નથી બેસતા ત્યાં સુરેખ ચિત્રો–તે ચરિત્રો–ઉપસાવવાની (કેટલેક ઠેકાણે તો ઉપજાવવાનીયે), કથયિતવ્યને મઝાની મઝાવીને સ્ફોટકરૂપે રજૂ કરવાની અને યોગ્ય શબ્દપસંદગીની એમનામાં સૂઝ છે વિવિધ પ્રદેશોની અને ખાસ તો ઉત્તર ગુજરાતની તળપદી બોલીના લહેકા અને મરોડમાં એક પ્રકારનું સુરભિસુખ અનુભવાય છે, જો કે, એકી સપાટે કલમ ચલાવવાની આદતથી જ કદાચ, સ્વામીજીના લખાણમાં સફાઈબંધ (Polished) લખાણના કેટલાક ગુણો નથી. વળી કોઈને ક્યાંક ક્યાંક સુરુચિભંગ થતો જણાય, પણ તે તે સ્થાનોએ તો લેખકની નિર્ભીકતા જ દષ્ટિ–ગોચર થાય છે માનવ-જીવનના અને માનવીના મનોજીવનના અનેક મહત્ત્વના પાસાનું વર્ણન, લોકસાહિત્યમાંથી ઉતારવા તેઓ 'મરજાદી' બની નથી ગયા એ હર્ષની વાત છે. 'ચપે ચડચે બે દેખાય' (પૃ. ૯૩), 'આંધળે બહેરું કૂટી આવ્યું' (પૃ. ૧૯) 'સગાઈમાં સગાઈ તેમાં શાની ઠગાઈ! (પૃ ૨૯૩) વગેરે કથાનકો આનાં સારાં ઉદાહરણો છે. કામતત્ત્વ (Sex)નું આલેખન સ્વામી સ્વસ્થતા-પૂર્વક કરી શકયા છે "બેરા ભાગોળે" જેવી અત્યંત પ્રચલિત કહેવતના કથાનકનો અંત, જાણીએ છીએ તેનાથી જુદી રીતે વાચતા થાય છે કે આવો ફેરફાર લેખક જ કરી શકે. પટેલ–પટલાણી વચ્ચે ઝઘડો જામ્યો ત્યારે "વાણિયો હાલપીલો થઈ" ધમકાવતાં કહે છે "તમે બે વઢી મરો છો પણ તમારી પાડીએ માથું મારીને મારી વંડી પાડી નાંખી છે, તે પહેલાં સમી કરી જાઓ, ને પછી કજિયો કરો." ક્રિયાપદના કાળજીભર્યા ઉપયોગથી ચિત્ર તાદૃશ્ય કરવાના દાખલાયે છે (દા. ત. "રસ્તે જતાં બપોર થયા એટલે એક મોટા ઝાડ નીચે ગાડુ છોડીને બળદને સાંસ્તાં કર્યાં.")

કહેવત–કથાનકોમાં બ્રાહ્મણ અને પાટીદાર એ કોમો કરતાં પણ વાણિયા અને મુસલમાનને લગતા ટુચકાઓમાં લેખકની કથન–કસબની સિદ્ધિ નોંધપાત્ર છે 'આંધળે બહેરુ કૂટી આવ્યું' (પૃ. ૧૯), 'નિતનિત મરીઓ મસાવરું' 'મિટ્ટી ચૈયે તો દસ ટાકરે લે લો' 'એક જાશે મે સો સાપ' 'વાણિયો,' વગેરે તેનાં સારાં ઉદાહરણો છે પૃ ૩૦૩ ઉપર "હાથનાં કર્યાં હૈયે વાગે" એ સનાતન અને વ્યાપક લોકકથા લાગે છે. આલ્બેર કામૂએ એવા કાચા સોનામાંથી જ "Cross purpose"* એ ત્રિઅંકી સર્જ્યું હશે ને? ટુચકાની સાહિત્યસ્વરૂપ તરીકેની ક્ષમતા અને શકયતાની ચર્ચા એક–બે વાર સ્વ. રામનારાયણ પાઠકની વિવેચનામાંથી મળે છે.

સ્વામીજી તેમની વિશિષ્ટ પ્રસ્તાવના–શા માટે!–માં કહે છે, "કહેવત કોને કહેવી, તે કોઈ પણ સંગ્રહકારે નક્કી કર્યું નથી." પણ હુ કહુ છુ સ્વામીજીએ પણ એ નક્કી કર્યું નથી તેઓ પાછા કહે છે, 'અહીં 'કહેવત એટલે શુ' વગેરેની ચર્ચા કરવી નથી, કહેવત

* ઉપર્યુક્ત નાટકનો અનુવાદ જાન્યુઆરી ૧૯૬૧ના 'ક્ષિતિજ'માં જિજ્ઞાસુઓએ જોવો. લોકકથાના ને નાટકના વસ્તુ વચ્ચે કેટલુ તો સામ્ય છે!

છું, એ સહુ કોઈ સહજભાવે સમજે છે." બીજા કોઈ સંગ્રહકારે કેમ નક્કી નહિ કર્યું હોય તેનો એક જવાબ તો સ્વામીજીએ અને જ આપી દીધો !

પ્રવચન કે વ્યાખ્યાન લોકગમ્ય ને લોકપ્રિય બને તે માટે ચીવટ રાખનારા, વાર્તચીતમાં હાસ્યના ફુવ્વારા ઉડાડનારા અને લોકશિક્ષણના ક્ષેત્રમાં લોકસાહિત્યની લગની લગાડવા ઝંખનારા સૌ કોઈ માટે આ પુસ્તક આશીર્વાદ જેવું છે. કોઈ કે કહ્યું છે તે કે Proverb is a personal property. તેની આ પુસ્તક વાંચતાં ખાતરી થાય છે

લેખકની સામે "પ્રકાશકભય કે.ળા કાદનો" ક્યારે અટકે અને તેમના સમર્થ હાથે શાસ્ત્રીય દૃષ્ટિથી મુક્ત, "કહેવતોનો પર્યાપ્ત સંગ્રહ" ક્યારે આપણને મળે છે તેની વાટ જોઈએ. જો કે, આ પુસ્તકની નકલ યથોચિત ઊપડી જાય એવી હોવા છતાં કિંમતભય વાચક–ગ્રાહકની સામે ડોળા કાઢતી જણાય છે ! એ અંગે કંઈક થવું જોઈએ. —રાધેશ્યામ શર્મા

## તુલસીદલ

લે. સુંદરજી ગો. બેટાઈ

પ્રકાશક : આર. આર. શેઠની કું. મુંબઈ–૨

મૂલ્ય રૂ. ૩=૨૫.

'જ્યોતિરેખા', 'ઇન્દ્રધનુ' અને 'વિશેષાંજલિ' પછીનો શ્રી સુંદરજી બેટાઈનો આ ચોથો કાવ્યસંગ્રહ છે. 'વિશેષાંજલિ' પછી બારસો આઠ વર્ષ બાદથી બેટાઈનાં કાવ્યો આ સંગ્રહમાં સ્થાન પામે છે. બે વર્ષ પહેલાં જુદી પુસ્તિકારૂપે પ્રગટ થયેલું નિવાપાંજલિ કાવ્ય 'સદ્‌ગત ચન્દ્રશીલાને' પણ આ સંગ્રહમાં સમાવી લેવામાં આવ્યું છે.

શ્રી બેટાઈની કવિતા આપણા સુન્દરમ્–ઉમાશંકરની પેઢીના કવિઓના કાવ્યપ્રવાહમાં એક સંયત સરવાણીની પેઠે ઠીક ઠીક સાતત્ય જાળવીને પ્રગટ થતી રહી છે. આ સંગ્રહમાં ભવને તુલસી–ક્યારો જાણીને માણનાર કવિની પરમાત્મા પ્રત્યેની આસ્થા અને એની પ્રાપ્તિ માટેની પિપાસા આપણા મધ્યકાલીન કવિઓએ પ્રયોજેલા ભજનઢાળો પ્રયોજાવે છે. સાગરકાંઠાના માછીમારનાં ગીતોના ઢાળ પણ કવિએ ઠીકઠીક સફળતાપૂર્વક પ્રયોજ્યા છે. 'શ્રાવણી વિદાય'માં નાવિક અને નાવિકની વચ્ચેનો સંવાદ અને 'દરિયાપીર' આ દૃષ્ટિએ નોંધપાત્ર છે. છંદોબદ્ધ કાવ્યોમાં સંસ્કૃતસાહિત્યની પ્રશિષ્ટ શૈલીની યાદ અપાવે એવી હથોટીથી કવિએ અનુષ્ટુપ અને ઉપજાતિને પ્રયોજ્યા છે. આપણાં સંસ્કૃત મહાકાવ્યોમાં પણ આ બે છંદોનો જ પ્રયોગ મુખ્યત્વે થયેલો છે. 'સદ્‌ગત્ ચન્દ્રશીલાને' નામના લાંબા કાવ્યમાં આ બે છંદોનું જ બાહુલ્ય છે. ભાવની સચ્ચાઈ, વિષાદયુક્ત ચિંતન અને ઊંડે ઊંડે વહી રહેલી શુદ્ધ દામ્પત્યની ધન્યતા આ કાવ્યને આ સંગ્રહનું ઉત્તમ કાવ્ય ઠેરવે છે. અનુષ્ટુપ અને ઉપજાતિમાં એની ગંભીરતા અને સંયતતા સફળ રીતે અવતરી છે. પણ બીજાં કાવ્યોમાં ગુલબંકી કે પરંપરિત જ્યાં જ્યાં કવિ પ્રયોજે છે, ત્યાં ત્યાં અભિવ્યક્તિની સંયતતા જોખમાયેલી જોવા મળે છે. પરિણામે કાવ્યનો બંધ પણ શિથિલ પડી ગયેલો દેખાય છે. પ્રાસની રમત અને એને લીધે આવતા થોડાક તરંગ–ટુચકા જ આ કાવ્યોમાં દેખાય છે. એને લીધે જ કદાચ 'છે તે અજબ !' અને 'એ બે મિત્ર છે' જેવાં કાવ્યો ચાતુરીમાં સરી પડ્યાં છે.

વાસ્તવને નામે શુષ્ક પ્રસંગાલેખનમાં અટવાતાં અને વિચાર–ઘનતાને બહાને પદનિબંધો તરફ ઢળી પડતાં કાવ્યો આ પેઢીમાં ઠીક ઠીક સંખ્યામાં લખાયાં છે, અને શ્રી બેટાઈની કવિતા પણ એ અસરોમાંથી મુક્ત રહી શકી નથી. 'મિત્રાવરુણૌ'ની સાનમા ખંડની રચનાઓ આનાં ઉદાહરણો પૂરાં પાડે તેમ છે. સંસ્કૃત કાવ્યના એક પ્રકારરૂપે ખેડાયેલી સ્તોત્રશૈલી આ સંગ્રહનાં કેટલાંક કાવ્યોમાં જરા જુદા રૂપે ઊતરી આવેલી છે. એથી થતી ભાવ કે વિચારની સીધેસીધી રજૂઆત કાવ્યના ધ્વનિને ઉપકારક બનતી નથી. 'જેમને જોતાં જ' કવિએ ઉચ્ચારેલું કે 'अहो ध्वनिमयं काव्यम् । अहो काव्यमयो ध्वनिः ॥' એવો ઉદ્‌ગાર કઢાવે એવાં કાવ્યોની અપેક્ષા જ આપણે આવા સંયત અને હથોટીવાળા કવિ પાસેથી રાખીએ. —અ. બ.

"માંહી પડયા તે મહાસુખ માણે .."

એનો સચોટ અનુભવ લેવા તા ૩૦ મી જૂને
પ્રાઈઝ બોન્ડનુ વેચાણ બંધ થાય તે પહેલા

## પ્રાઈઝ બૉન્ડ ખરીદી

રાષ્ટ્રના વિકાસ કાર્યમા હિસ્સેદાર બનવાની અને
સાથે સાથે તકદીર અજમાવવાની અનુપમ તક ઝડપી લો



સ્ટેટ બૅન્ક ઓફ ઇન્ડિયાની ગુજરાત રાજ્યમાની શાખાઓ, બચત
બૅન્કનુ કામકાજ કરતી તમામ પોસ્ટ ઓફિસો, સરકારી તિજોરીઓ
અને પેટા તિજોરીની કચેરીએથી રૂ પાચ અને રૂ ૧૦૦ ની કિંમતના
પ્રાઈઝ બૉન્ડ ખરીદી તે પછી યોજનારા ડ્રોમા નસીબ અજમાવવા

## આજે જ પ્રાઈઝ બૉન્ડ ખરીદો

# પુનરુત્થાન કાળ : ૧ (Renaissance) | ગુલામમોહમ્મદ શેખ

ગોથીક યુગની ધાર્મિક અને સામજિક અંધા ધૂંધીએ છેવટે બળવાનું રૂપ લીધુ. સમાજસુધારાનો જુવાળ આવ્યો ધર્મના પક્ષો પડ્યા, પાદરીની એક-હથ્થુ સત્તા હેઠળ સપડાયેલ શિક્ષણ સૌને પ્રાપ્ય બન્યું દેવને બદલે દેવની મૂર્તિને ઘૂંટણિયે પડી શ્રદ્ધા થતા મનુષ્યે માથું ઊચુ કર્યું અને જાતને ઓળખવાનો પ્રયત્ન કર્યો. હવે એ દેવળનો ચાકર ન રહ્યો. ધર્મના અને સમાજના કાટ ખાઈ ગયેલ આદર્શો અને આદેશોને એણે ફેરવી ફેરવી તપાસ્યા. માનવતાવાદના ફેરી મંડાણ થયાં.

બાઈબલના ભાર નીચે દબાઈ ગયેલા સાહિત્ય અને ધર્મના અન્ય ગ્રંથોનું વાચન-મનન થવા લાગ્યું. હોમર અને સોફોકલીસનાં લખાણો પ્રકાશમાં આવ્યાં. પ્રાચીન સાહિત્યની આ નવી સૃષ્ટિએ પંદરમી સદીના આ નવ માનવ માટે જ્ઞાનની અભિનવ સૃષ્ટિનું બારણું ખોલી આપ્યું અને ધર્મનો આશરે ગાય થઈ જીવના સાહિત્ય-કલા-વિજ્ઞાનના ક્ષેત્રોમાં જોમ આવ્યું. શ્લેમાન્ન-Schlemagne જેવા સોદાગરે પ્રાચીન પવિત્રભૂમિ ગ્રીસ અને રોમમાં ખોદાણ કરાવ્યું, મૂર્તિઓ પરની મધ્યયુગની ઉપેક્ષાની ધૂળ ઝાટકી અને જુદની ત્રુટીએ બેમઝોળા બનાવવા વાપરેલ દેવળ પાર્થેનોન તેમજ અન્ય સ્થળોએથી, ગમે તે ઉપાયે મૂર્તિઓ ખસેડીને સલામત સ્થળે ભેગી કરવા માંડી. ક્યાંક પુરાતત્ત્વ શાસ્ત્રી શ્લેમાન્ન કલાને જીવાડવાના ઉત્સાહમાં ને ઉત્સાદમાં મૂર્તિઓને ખંડિત કરીને પણ લઈ આવ્યો. પ્રાચીન કલા-સાહિત્યની આ પુનર્શોધે સમકાલીન કલામાં પણ પ્રાણ પૂર્યો. પ્રાચીન 'ક્લાસીકલ' યુગના આદર્શોને આ કળાકારે પોતાના કરી પચાવ્યાં અને ત્યાર પછી આપણે જોઈએ છીએ તેમ પરંપરાશુદ્ધ કલાકૃતિઓના સંઘેડા-ઉતાર સર્જનને બદલે આગવી પ્રતિભા ધરાવનાર કલાકારોની હરોળની હરોળ ઊભી થઈ ઈટાલી ચિત્રકલાનું થાણું થઈ ગયું, ફ્લોરેન્સ, વેનીસ, સીએના અને સ્થળે સ્થળે ચિત્ર-કલાના વર્ગો શરુ થયા, Schools સ્થપાઈ. ચિત્રકારો પણ ખાનગી ચિત્રશાળાઓ-Bottega ચલાવતા થયા. ધીમે ધીમે સમૃદ્ધ થતી જતી પ્રજાએ પણ કળા અને કળાકારને આશરો આપ્યો. દેવળના અંધારા ખૂણાની દિવાલોને બદલે ચિત્રે હવે શ્રીમંતોના બંગલાઓની આલીશાન ભીંતો પર સ્થાન લીધું.

દેવળની કળા પણ કાંઈ, આનાથી નાશ પામી નહિ, બલ્કે એને પણ જાગૃતિનાં ફળ મળ્યાં કળા સાથે કળાકારનું પણ સન્માન થવા લાગ્યું. હવે એ દેવળને થાંભલે ટાંકણું લઈ ખોદતો કારીગર કે ચૂનો ચોડતો કડિયો કે હસ્તપ્રતોનાં પાનાં કટાળાપૂર્વક રંગ્યે જતો રંગારો ન રહ્યો, સમાજે એને સર્જક તરીકે પિછાણ્યો. તે ત્યાં સુધી કે ડ્યુચ્ચિયો નામના કલાકારે એનાં ભીંતિ-ચિત્રો પૂર્ણ કર્યાં ત્યારે આખા ગામે રજા પાળેલી બીજા કેટલાક ચિત્રકારોનાં ચિત્રોમાં પ્રજાનો બહોળો સમુદાય આજના ક્રિકેટ અને સિનેમાના શોખીનોની જેમ રસ લેતો.

## જ્યોત્તો

ગોથીક કળાના સૂર્યાસ્તે હજી ધર્મનું વર્ચસ્વ સારું એવું હતું ધર્મને આશરે દેવળમાં જ ઉછરતી આ કળાને નવી પ્રગટતી કળાનું અને સામાજિક જાગૃતિનું તેજ મળ્યું આમ દેવળમાં જ રહીને ગોથીક યુગને સીમાડે અને પુનરુત્થાન કાળના સૂર્યોદયે જે કલાકારો થયા તેમાં જ્યોત્તો સદાય સ્મરણીય છે ભરવાડનો છોકરો આપમેળે ચિત્ર શીખી આરેના અને પાદુઆના દેવળોમાં એવાં તો સુંદર ભીંતિચિત્રો કરી ગયો છે કે કળા-જગતનાં તે મૂલ્યવાન સગ્રહો છે. જ્યોત્તોનો એક જીવનપ્રસંગ પુનરુત્થાન કાળના લેખક-ચિત્રકાર વાસારીએ નોંધ્યો છે તે એ વખતની ચિત્રકારની પરિસ્થિતિ અને ગૌરવની જાગૃતિનો દ્યોતક છે. રોમના મહાદેવળના ધર્મગુરુએ પોતાના પ્રતિનિધિને જુદા જુદા ચિત્રકારો પાસે તેમના કામના નમૂનાઓ ઉઘરાવવા મોકલેલો જે શ્રેષ્ઠ ઠરે તેને ભીંતિચિત્રો આપવાનું નક્કી થયેલું ફરતો ફરતો આ પ્રતિનિધિ જ્યારે જ્યોત્તો પાસે આવ્યો અને ચિત્રના નમૂનાની માગણી કરી ત્યારે તેણે પીંછી ઉપાડી એકજ લસરકે O ચીતરી આપેલો. જ્યોત્તોની ચિત્રકુશળતા એવી હતી કે એ સપૂર્ણ ગોળાકાર હતો

વાસારીએ નોંધેલી 'જ્યોત્તોના O, તરીકે પ્રખ્યાત', આ કથા તો ચિત્રકળાનો માનદંડ જાણે કુશળતા હોય તેવું દર્શાવે છે કદાચ એ જમાનામાં (અને હજી પણ) કળાનું મૂલ્યાંકન એ રીતે થતું-થયું હશે, પરંતુ જ્યોત્તોનાં ચિત્રોમાં કલાકાર તરીકેનો જે વિશેષ રહેલો છે તેની છટા તો આ બધી પદ્ધતિ-નિપુણતાઓથી પર, આગવી જ છે. કળાને કયા નિયમો વડે તપાસવી તેવા પ્રશ્ન પર પણ એ આપણને લાવી ઊભા રાખે. ઘણા વિવેચકો એના ચિત્રોની સંવિધાન-રચનાને લક્ષ્ય સમક્ષ રાખી, પૃથક્કરણને આધારે જ્યોત્તોને મહાન સાબિત કરવાનો પ્રયત્ન કરે છે. કેટલાક એની વાસ્તવ દર્શનની ત્રુટિઓને Primitive માં ખપાવી, તેમજ એનો

આધુનિક કલા સાથે છેડો બાંધી કર્યા તો મહાન્ કર્યા તો અબૂધ ઠેરવવાનો પણ પ્રયત્ન કરે છે. કુશળ કલાકારોની સરખામણીએ કેટલાક એને નીચો ઠેરવે છે, જ્યારે આથી ઉલટું, કેટલાક એના શરીરશાસ્ત્રના અજ્ઞાનને આભૂષણરૂપ ગણાવે છે.

અલબત્ત, જ્યોત્તોનાં ચિત્રો જોતાં આ બધું સાવ ખોટું પણ નથી જણાતું. એનાં ચિત્રોમાં કલાશિક્ષણનું ગર્વિત અને ઉપરછલ્લા Sophistication ની જડતા નથી. એની આકૃતિઓની શરીરરચના અને ભૂમિદૃશ્યોના પરપેંક્ટિવમાં ખામીઓ જણાય છે. એની આકૃતિઓના હાથનાં આંગળાં, શિખાઉ અને અણઘડ ચિત્રકારો, શરુઆતમાં દોરે તેમ, શરીરના પ્રમાણમાં નાનાં છે. એની અવકાશ–રચના ભાતીગળ ચિત્રોની જેમ સપાટ નથી કે વાસ્તવદર્શી ચિત્રો જેવી ફોટોગ્રાફિક પણ નથી. એની આકૃતિઓને પડછાયા હોતા નથી. એની મનુષ્યાકૃતિઓ મોટે ભાગે આરેઆરે કપડાંથી લદાયેલી હોય છે. એના રંગો બાગેજ આંખને આકર્ષે તેવા ભભકદાર હોય છે. ઉત્તરાર્ધની ગૉથીક કલાનાં નાટકી છટાનો એમાં અતિરેક નથી, એનાં ઇશુના મોં પર એવો ત્રસ્ત ભાવ નથી. એના ચિત્રોનું વાતાવરણ ઘેરું, ગમગીન, ખુશખુશાલ કે રહેવા ગમે તેવા પ્રદેશ જેવું નથી. પણ પ્રસંગને અનુરૂપ, પૂર્ણ શ્રદ્ધાપૂર્વક સાચું અને ધાર્મિક છે.

કેટલીકવાર આપણે શીખેલું બધું ભૂલી જઈએ અને તેજ ઉપકારક નીવડે તેવું કંઈક જ્યોત્તોમાં છે. કલાના શિક્ષણની નિયમબંધીની સાહજિક ઉપેક્ષા એમાં છે એ ધર્મ–નિષ્ઠ કલાકાર છે અને ચિત્રો એણે દેવળની ભીંત પર જ કર્યાં છે, પરંતુ એ ગૉથીક કળા પાસે તાલીમ લેવા કે પ્રેરણા લેવા ગયો નથી. એની દૃષ્ટિ તે અબૂધ–નિર્દોષ ભરવાડની નિર્મલ કલાદૃષ્ટિ છે. એના ઇશુ રેશમનો ઝભ્ભો પહેરી, અપરંપાર તેજ ધરાવતી મુખાકૃતિ ધરાવનાર ઉચ્ચવર્ગના સુંદર કુમળા યુવાન નથી, કે ગુલામની જેમ સજા પામી માથે કાંટાના તાજની વેદનાથી ક્રૂસના લોહી નીંગળતા દુઃખી દુઃખી પામર નથી. એણે ચીતરેલ પ્રાણીઓ પણ કોઈ જુદીજ સૃષ્ટિના હોય તેવાં લાગે છે. વનસ્પતિ કે સ્થાપત્યનો અતિરેક એ કરી મૂકતો નથી, જો કે એના મોટાભાગનાં ચિત્રોની પશ્ચાદભૂમિમાં ભૂમિદૃશ્ય કે સ્થાપત્યનો જ કોઈ અંશ હોય છે. કોઈ દિવાલ, બારણું કે ગઢનો દરવાજો, તો કોઈવાર એકાદ ટેકરી, ઝૂંપડી કે રડ્યુંખડ્યું બેચાર પાંદડે આત્મમગ્ન એવું કો વૃક્ષ એના ચિત્રોમાં જોવા મળે છે. મકાનની બારીઓ, કાંગરા, ઝાડનાં પાંદડાં

છાપરાંના નળિયાં, થડ કે ટેકરાના પથ્થરોની વિગત એ ચાળી નાખે છે. મનુષ્યની મુખાકૃતિમાં એ આંખ–નાક હોઠના ભેદને ઘેરા–આકરા બનાવતો નથી. ઘણીવાર તો આછા રંગની એક જ લિસોટી બધાં અંગોને એકી સાથે ઉપાસવવાનું કામ કરે છે. શરીરને એણે ભાગ્યે જ ઉઘાડું દર્શાવ્યું છે, પરંતુ કપડાંના ચિત્રણમાં સહજ પડતી કરચલીઓના ઉપસાટ અને પોલાણને એણે એટલાં તો સ્પર્શક્ષમ બનાવ્યાં છે કે એની નીચે આવો પગ, આવો હાથ કે આવું અંગ જ રહ્યું હશે તેની પ્રતીતિ થઈ જાય છે. જ્યોત્તોની કળાકાર તરીકેની સંવેદન શક્તિનો પરિચય આપણને એની સ્પર્શભાવનાની આ તીવ્ર અભિવ્યક્તિ દ્વારા મળે છે. ચક્ષુહીન મનુષ્યની જેમ એ પદાર્થના રંગ–સ્વરૂપને ઓગાળી, એની ઘન-તાથી કે એવા આકારના અવકાશ સાથેના સંબંધથી (occupied Space થી) અને એની સપાટી પરના પોતથી આકૃતિને ફલકપર આલેખે છે. રંગની મોહક લીલાને એ આગળ ધૂકવા દેતો નથી, રંગના આભાસ ઊભો કરવાના સ્વભાવને પણ એ મચક આપતો નથી. બદલે રંગ પાસેથી ઘનાવકાશનું સર્જન કરવાનું કામ એ લે છે.

પદાર્થના માધ્યમના ગુણનું સૂચન કરતી, હંમેશ આપણા સ્પર્શના જીવકોષોને આકર્ષતી આ સ્પર્શ-ભાવનાનું જગત જ્યોત્તોની ચિત્રકૃતિઓમાં સાકાર થાય છે. એકજ આકારનાં લોઢું, લાકડું, ફળ, ઈંડું, પ્લાસ્ટીક વગેરેને જોઈએ ત્યારે આપણને વિવિધ માધ્યમના વિવિધ સ્પર્શ–રૂપોનો અનુભવ થાય છે. ઘાસથી ભરેલ ગાડાનું પોલાણ, ઝાડના પાંદડાની છિન્ન ગીચોગીચતા, લોખંડનો ભાર, પાણીની પ્રવાહિતા–શીતળતા અને ગરમીનો અનુભવ કેવો આહ્લાદક હોય છે. પીઠ પાછળ દબાયેલ કોથળામાં ખાંડ છે કે રેતી, ત્યાં સુધીનું જ્ઞાન આપણી સ્પર્શેન્દ્રિય આપવા શક્તિમાન છે અને ચારચાર કપડાંના થર ચામડી પર ખડક્યા હોય તો પણ કોઈકનો જરાક સ્પર્શ આપણા ચિત્ત સુધી ક્ષણવારમાં એ નવી અનુભૂતિના સમાચાર પહોંચાડી દે છે તે, અને બનાવટી હેંગર પર લટકાવેલ કપડાંનું પોલાણ તેમજ સાચા માણસનાં કપડાં નીચે રહેલ શરીર હોવાની પ્રતીતિ, આપણી આંખ જ નહિ, આપણી સ્પર્શેન્દ્રિય પણ કરાવે છે.

આ ઉપરાંત જ્યોત્તોનાં ચિત્રોમાં આગવું તરી આવે તેવું તત્ત્વ છે એની ચિત્ર કરવા પાછળની નિષ્ઠા






અને તેને લીધે, નિયમોની જંજાળને બદલે આવતી આત્મીયતાના સંવેદનની ઉષ્મા. બાળક જેવી તન્મયતાથી એ ચિત્ર આલેખે છે. પક્ષીઓને ઉપદેશના સંત ફ્રાન્સીસ, સુવર્ણદ્વારે આલિંગતાં મેરીનાં માતા પિતા (ચિત્ર ૧) દેવદૂતના સંદેશાથી અજ્ઞાત, ધ્યાનમગ્ન, નિઃસંતાન જોઆશીમ અને હાસી ઉડાવતા રીપબ્લીકનોની વચ્ચે વેદનાગ્રસ્ત ઈશુની આકૃતિઓનું ચિત્રણ એટલું તો આત્મીયતા ભરેલું, સરળ અને સત્યનિષ્ઠ છે કે એમાં ક્યાંય આછકલાપણાનો અંશ જણાતો નથી. ક્રૂરતા, જંગાલિયત, શહીદી, ક્રૂસારોહણ જેવા વિષયો પણ જ્યોત્તોએ સાવધાની પૂર્વક અને અપાર શાંતિ પૂર્વક આલેખ્યા છે. 'નિર્દોષોની કતલ'માં રડતી સ્ત્રીઓ અને કપાયેલાં બાળકોનાં માથાંનો ઢગલો પડ્યો હોવા છતાં, એ વાતાવરણની ભીષણ જુગુપ્સા દર્શાવવા તરફ ઢળી પડતો નથી. રંગદર્શીપણાને બદલે સત્ય અને હાર્દ-પ્રતિ એની દૃષ્ટિ રહેલી છે, એથી જ એના ઈશુમાં કે બીજાં સંતપુરુષોની-આકૃતિઓમાં સામાન્ય રીતે જોવા મળતી બજારુ સાદાઈ નથી—ત્યાં જ્યોત્તોના ઈશુ સાદા, સરળ અને સ્થિતપ્રજ્ઞ છે જ.

રંગની ભભકને એ ઝાઝી કામમાં લેતો નથી. પદાર્થનાં ઘનતા અને કદ એને આકર્ષે છે. નાનું બાળક બધી વસ્તુઓને અડીને જ ઓળખે (અરીસા સામે પણ હાથ પછાડે) તેમ જ્યોત્તોમાં પણ સૃષ્ટિનાં અંગાંગને અડકીને ઓળખવાનું આદિમ કુતૂહલ રહેલું છે. 'જોઆશીમના દર્શન'માં ટેકરીનો ઢોળાવ, ઝૂંપડી, સ્તબ્ધ જેવા ભરવાડો અને સંતાપલીન જોઆશીમનાં કપડાંની કરચલીઓનો લયબદ્ધ પ્રવાહ આપણને જોવાને બદલે અડવાનો અનુભવ કરાવે છે.

ઘણીવાર આડીઅવળી ગોઠવાઈ ગયેલી કોઈ આકૃતિ પણ પ્રસંગના પવિત્ર અને સરળ-રહસ્યમય વાતાવરણમાં એકરૂપ છતાં, આગવી એવી તો જડાઈ હોય છે કે એકવાર જોયા પછી સહેલાઈથી ભૂલાય નહિ. 'સુવર્ણદ્વારે મિલન'માં મેરીની માતા આન્નાની પાછળ, લાંબા લૂગડે અર્ધમુખ ઢાંકી ઊભેલી સ્ત્રી (ચિત્ર ૨.)નું ટગર ટગર તાકતું ચિરરહસ્યમય મુખ કેવું પ્રભાવશાળી અને ગૌરવશીલ છે! આપણામાં પ્રવેશીને રહસ્યરૂપે પ્રગટ થવાની માનવીય શક્તિ એમાં રહેલી છે.

જ્યોત્તો આકૃતિઓના સંયોજનમાં ગૂંચવાળુ કે કલેશકર એવું ભાગ્યે જ પ્રયોજે છે. એક જાતના શિષ્ટ ગૌરવની તીવ્ર જાગૃતિપૂર્વક અને ગંભીરતા પૂર્વક આ

આકૃતિઓ કશાવ કોલાહલ વિના ઊભેલી માનવીય છતાં અપાર્થિવ સૃષ્ટિની હોય તેવી ભાસે છે

## પિએરો દેલ્લા ફ્રાન્સેસ્કા

જ્યોત્તોની જેમ પિએરોનાં ચિત્રો પણ કલાના મૂલ્યાંકનના જડ નિયમો પ્રતિ આંગળી ચીંધે છે એનાં ચિત્રોનું પણ માત્ર રૂપની દૃષ્ટિએ થતું મૂલ્યાંકન એકપક્ષી બની જાય છે ધર્મ, વિષય, બારીકી અને ચિત્રતત્ત્વો (Pictonal elements) નું પણ એમાં ઘણું મહત્ત્વ છે જ્યોત્તોની સરખામણીએ પિએરો પદ્ધતિકુશળ અને તાલીમ પામેલો કલાકાર છે એની આલેખન પદ્ધતિ, અને અવકાશને સ્થાપત્યનાં ખડકો કે મેદાનની વિશાળતામાં વહેંચી નાખવાની રીતિ પૂર્વનિશ્ચિત જેવી અને ગણતરીવાળી છે, છતાં આશ્ચર્યજનક રીતે એ આ બધી આકૃતિઓમાં ફ્વાની સૃષ્ટિના પ્રાણરૂપ વિસ્મયનું જીવિત રેડી શક્યો છે એની આકૃતિઓ જડ છતાં જરા ધ્યાનથી જોતાં ઘણુંઘણું કહેતી, અને ટગરટગર તાકતી આંખો દ્વારા આપણી આરપાર ઊતરી જવાની શક્તિ ધરાવતી જણાય છે

પિએરો એની આકૃતિઓને અવકાશનાં જુદાંજુદાં બિન્દુઓએ ગોઠવે છે અવકાશના આ નાના નાના અગોચર સીમાડે ઊભેલી આકૃતિઓ એકસરખી હોવા છતાં કેવાં અવનવાં રૂપો ધારણ કરે છે તેનું જાદુ એને આકર્ષે છે (આકૃતિ ગ) આકૃતિઓ જોડે એ પ્યાદાંઓની જેમ રમે છે કદીક એ આકૃતિઓને થોડાથોડા અંતરના ક્રમે ગોઠવે છે, ત્યારે અવકાશની અંદર એકધારાં મોજાંની જેમ ઉપર નીચે થતી આપણી દૃષ્ટિને અંતર (Distance) ના સૌન્દર્યના વિસ્મય અને આનંદનો અનુભવ કરાવે છે કદિક એ આકાશને તદ્દન કોરું મૂકી આકૃતિ સાવ આગળ (*Foreground*માં) ગોઠવી, એમની પછી તે વૃક્ષોવાળાં મેદાનોની દૂરતા સ્પર્શક્ષમ બનાવે છે આછા આછા રંગો મેળવણથી ઉત્પન્ન થતી રંગીન ધૂંધળાશ એ અવકાશી ભૂમિદૃશ્યોમાં આલેખે છે, અને તેની અડોઅડ હોઠના ખૂણાને કે ભ્રમરના ઝીણેઝીણા વાળને પણ ગણી શકાય તેવી બારીકી ગોઠવે છે અત્યન્ત નજીકની આકૃતિના છેડા પરથી જરાક ખસરી પડાય તો માઇલો દૂરની ધૂંધળાશમાં ઊડી જવાય ઊંચા મકાનને ઝરૂખે ઊભેલ આકૃતિની પાછળ જેમ અફાટ પ્રદેશના અવકાશ લગી આપણે ખેંચાઈએ, તેમ પિએરોનાં ચિત્રોમાં Closeness અને વ્યાપનો એકીસાથે અનુભવ થાય છે (આકૃતિ ઢ) અને આ આલેખન પણ માત્ર કુદરતની નકલ જેવું નહિ, આકૃતિઓને એ નવા વાતાવરણનાં પ્રતીક બનાવવા માટે કોઈવાર પરસ્પેક્ટિવના નિયમોમાં પણ

ટળાર લઈ જુદાંજુદાં ક્ષેત્રો (areas) અને જુદાજુદા ંડેર્ગોમાં ગોઠવે છે.

સ્પર્શ (હાથ પહોંચે ત્યાં લગીની), સ્પર્શશક્ય પૃથ્વી પરના પદાર્થોની), અને આભાસી (તારાઓ, આકાશ, વ. ની) દૂરતા એક તાંતણે જોડાય છે ત્યારે ઈના વિરોધાભાસી ઘટકોમાંય સંવાદિતા અને ઐક્ય અનુભવાય છે; અલૌકિક વિશ્વસંગીત સંભળાય છે. પિકાસોનાં ચિત્રોમાં મનુષ્યો, જડ પદાર્થો અને આકાશ તેમજ મેદાનો, ચિત્રના અવકાશના ખંડો માં, ચીજી ગયેલ દિવાસ્વપ્ન જેવી અપાર્થિવ સૃષ્ટિ ઊભી કરે છે.

રૂપક્ષમ (Plastic) કલાઓમાં સ્થાપત્ય (એના પ્રયોગને બાદ કરતાં) એક એવી કલા છે કે જેમાં અવકાશનો વધારેમાં વધારે ઉપયોગ થાય છે—કદ અને પરિમાણ બન્ને દૃષ્ટિએ. પરસ્પેક્ટિવના નિયમોને કારણે, સામાન્ય છતાં એકબીજામાં મળી જતી રેખાઓ અને આકારસમૂહોનો દર્શનાભાસ અવકાશના આયોજનમાં યત્નની સમસ્યાઓ ઊભી કરે છે—સ્થપતિ માટે એ ઘણી જ અગત્યની બની જાય છે. માત્ર ઇમારતની ઊંચાઈ, પહોળાઈ કે કદ નહિ પરંતુ એની વિવિધ ખંડોમાં વહેંચણી પણ નવા પ્રશ્નો જન્માવે છે. લાંબી પરસાળ, નાના ઓરડા, એક સરખા ઓરડા, નાના મોટા ઓરડા, થાંભલે ટકી રહેલ ઇમારત, મોટા ચોગાનવાળી—સુશોભન તરીકે વાપરેલ થાંભલાવાળી ઇમારત—આ બધું દૃષ્ટિ, સ્પર્શ અને ઊંડાણનાં જુદાં જુદાં પરિમાણો અને સ્વરૂપરચનાની શક્યતાઓ અને મર્યાદાઓની અસંખ્ય સમસ્યાઓ પ્રગટાવે છે સ્થપતિનું કામ માત્ર માથું ઢાંકવા છાપરું અને ઊભા રહેવાની ભોંય ચણવાનું નથી—ઓરડાનું પોલાણ અને ઝરૂખાનો ઉપસાટ (આકૃતિ ક અને ક) ઇમારતના પૂરા બાંધકામમાં કેટલા દૃષ્ટિક્ષમ છે તે પણ જોવાનું છે—આ પોલાણ, સપાટતા અને ઉપસાટ (Hollow-flat-Projection) સ્થપતિની કલાની Raw Material છે.

પિકાસોની ચિત્રરચના પાછળ પણ કોઈ સ્થપતિનો જીવ રહેલો છે. આકૃતિઓને એ ઇમારતના જુદા જુદા ભાગોમાં ગોઠવી નવો—નાટકી પરિવેશ—યોજે છે. આકૃતિઓમાંથી અમુકનું મહત્ત્વ કે અમુકની ઉપેક્ષા તે એને નાની–મોટી કરીને કે ઉજળા–ઘેરા રંગોથી તારવી–દબાવીને યોજે છે. અવકાશના જુદા જુદા ઘન-ખંડો (compartments of depth)માં લઈ જાય છે, પાછા લાવે છે, જુદા જુદા ખૂણેથી આકૃતિઓને જોવા પ્રેરે છે. અંદર જવાનો, જેટલો પ્રવાસ કરાવે છે, તેટલો જ દબાણપૂર્વક એ પાછા આપણને બહાર ધકેલે છે. દાખલ થતી દૃષ્ટિને આપણે ઘન, પોલા અને

સપાટના આરોહ–અવરોહ પર પસાર થતી માણીએ છીએ. પાછા ફરતી વખતે ફરી એ એવા જ અવકાશને પાર કરતી આવે છે. અવકાશને આપણે પડઘા રૂપે (Space in echoes) પામીએ છીએ ( ચિત્ર ૩ )

પિકેસો આકૃતિઓનું ચિત્રમાં બાંધકામ કરે છે (સ્થાપત્યની પરિભાષા જ એનાં ચિત્રોને વર્ણવવા કામ લાગે તેવી છે), તેથી મનુષ્યો ઇમારતની સ્થિરતા ( stilness અને immobility ) પામે છે, જેમને છતનો ભાર વહેવાનો નથી તેવા સ્થંભો જેવા લાગે છે. પ્રાચીન ખંડેરોનાં છતહીણા સ્થંભો જેવી ગૌરવશીલ, ઉન્નત, છતાં રહસ્યથી ભારોભાર ભરેલ શૂન્યતાની અનુભૂતિ પિકેસોની આકૃતિઓ કરાવે છે. અને જ્યાં જ્યાં એણે સ્થાપત્યના પરિવેશમાં આકૃતિઓ ગોઠવી છે, ત્યાં ત્યાં સ્થિરતા જ એક માત્ર એનું આસ્વાદ્ય અંગ બની જાય છે. કોઈ અપૂર્વક્ષણે ક્રિયાશીલતાનું આખરી બિન્દુ સ્થિર થઈ જાય તેવું, પ્રાચીન ક્લાસીકલ ગ્રીક કલાકારો જેવું, દર્શન પિકેસોને પણ માયરોન અને ફિડિયાસની હરોળમાં મૂકે છે.

આવી શાંતિ અને શૂન્યતા પિકેસોનાં ચિત્રોનું હાર્દ છે, પ્રસંગનું નાટ્યતત્ત્વ અને સ્થાપત્યના grandeur પર પણ આ શૂન્યતાનું પડ લાગેલું હોય છે. અહીં છાપેલ પુનર્જીવિત ઈશુ (ચિત્ર ૪)નું મુખ જુઓ– વેદનામિશ્રિત મુખાભિવ્યક્તિની સાથોસાથ દૈવી ગૌરવ, અને જડતાનો અચલ એ ઠી Hipnotise કરી શકે તેવી આંખોની અનિમેષતા પાછળ, સાગરની સપાટી જેવું ઠેઠું ગહન મૌન છે!

પહેલી નજરે પિકેસોને ઘણા ઉપેક્ષી જાય છે, તેથી રેનેસાંના કલાકારોમાં ઘણા વખત લગી એની ગણત્રી નહોતી થઈ. જડતાની છીછરી સપાટીને ભેદી, શાશ્વત રહસ્યોને તાગતી આ અનિમેષતાને ન પામીએ ત્યાં લગી આ ચિત્રો, કદાચ 'ન સમજાય તેવા' કે વિચિત્ર લાગે. અતિશય ગતિમાન વસ્તુ જેમ સ્થિર જણાય ( ફરતું પૈડું ) અને અત્યંત Tensionમાં આવેલો 'પદાર્થ' (ઉદાહરણાર્થ ખેંચાયેલ રસ્સી) જડ લાગે તેવું આભાસી મૌન પિકેસોનાં ચિત્રોમાં છે નટરાજની પ્રતિમામાં તાંડવની સંહારક ગતિશીલતાને બદલે, શાંતિ અને સ્થિતપ્રજ્ઞતાનો અનુભવ થાય છે તેવી શૂન્યપળને પિકેસોએ આ લેખી છે. અવકાશના આરોહઅવરોહના સંગીતની રહસ્યમયી ભાવનાઓની કવિતા એણે ચિત્રમાં લખી છે.

# નવી નવલિકા

સુરેશ જોષી : ભોગીલાલ ગ

સુ : કેમ કોઈ ટેબલ ઉપર પુસ્તકોની થપ્પી ખડકીને બેઠા છો?

ભો : હા, મને થયું લાવ જરા નવી નવલિકા ઉપર નજર નાખું.

સુ : આ નવી નવલિકા તે વળી શી બલા છે?

ભો : વાહ! તમેય કમાલ કરો છો—કેમ જાણે તમને એની કશી ખબર જ ન હોય!

સુ : નવલિકા નામની વસ્તુને હું ઓળખું છું, પણ એની આગળ કશુંક વિશેષણ લગાડવામાં આવે છે ત્યારે મારા જેવાને ઝાઝી ગમ પડતી નથી. નવલિકા એટલે નવલિકા; એમાં વળી નવી શું ને જૂની શું? ૧૯૪૦ માં જે નવલિકા લખનો હતો તે લેખક આજે પણ નવલિકા લખે છે, એથી ૧૯૪૦ ની 'નવલિકાને જૂની કહેશો ને એ જ લેખકની આજની લખેલી નવલિકાને નવી કહેશો?

ભો : ના સમયને હિસાબે સાહિત્યમાં નવી–જૂની સંજ્ઞાનો વિનિયોગ નથી. પરંતુ '૪૦ નો લેખક પહેલાં જે સ્વરૂપની નવલિકા લખતો હતો, તેનાથી જુદી નવતર સૂઝથી આજે લખતો હોય તો હું એને 'નવી' કહું; અને આજનો 'નવોદિત' કહેવાતો લેખક ચીલાચાલુ ધાટીએ લખતો હોય તો તેને 'જૂની' કહું. મને તો લાગે છે કે આ પચીસ વરસ દરમ્યાન વાર્તારચનાની સૂઝ અને કૌશલમાં ઘણો ફેર પડવા લાગ્યો છે.

સુ : ફેર પડવો જ જોઈએ. નહિ તો સાહિત્યસ્વરૂપનો વિકાસ સ્થગિત થઈ ગયો ગણાય. પણ ઘણી વાર આપણે ત્યાં કેવળ 'વિષયવિસ્તાર'ને જ નવીનતા તરીકે આગળ ધરવામાં આવે છે; એટલે જ—

ભો : તમારો મુદ્દો હું સમજી ગયો. 'કેવળ વિષય વિસ્તાર' કહીને તમે એમ સૂચવવા માગો છો ને, કે એવો ફેરફાર કલામાં મૂળભૂત મહત્ત્વનો નથી? —મને ય એ બરાબર લાગે છે. હું તો એમ પણ કહું કે સર્જકનો વિષય તો—વિશાળ અર્થમાં કહીએ તો—એક જ હોય છે: 'માનવ.'

સુ : તમે 'માનવ'ને કશું વિશેષણ ન લગાડ્યું એ મને ગમ્યું. વારુ તો ફેરફાર થયા તે કેવા સ્વરૂપના થયા એનો વિચાર કરતાં પહેલાં એ ફેરફાર કરવાની આવશ્યકતા શાથી ઊભી થઈ એનો વિચાર કરીએ...

ભો : ફેરફારો મને લાગે છે કે સર્વથા અનિવાર્ય છે, પણ એ સભાનપણે થતા હોય છે, એમ કહી શકાય?

સુ : કશું અકળ રીતે બની આવે છે એમ હું માનતો નથી. સર્જકને પણ પોતાનું સર્જન રગશિયે ચીલે ચાલતું લાગે ત્યારે એ અકળાઈ ઊઠે, ને કંઈક નવું કરવા પ્રેરાય...

ભો : પણ સર્જકને તમે કહો છો તેમ, અકળાવનારું અને કૈંક નવું કરવા પ્રેરનારું બળ કયું!

સુ : વિષય પરત્વેની સર્જકની નવી દૃષ્ટિ, નવો approach.

ભો : પરંતુ આ નવી દૃષ્ટિ અને નવા વલણનું નવાપણું શામાં રહેલું છે?

સુ : નવાં સાહિત્ય સ્વરૂપોની શક્યતાઓનો તાગ કાઢવાની તાલાવેલીમાં...પદાર્થ તો એકનો એક છે, પણ હું એને નવા નવા પરિવેશ વચ્ચે મૂકીને perspective બદલીને તેજછાયાના જુદા જુદા પોતમાં જોઉં છું, ત્યારે એનાં અનેક રૂપો મારી

વિશેની મારી જાણકારી વધી છે અને અનેક પાસાંઓનો મને પરિચય થયો એમાં હું સાર્થકતા જોતો નથી, કારણ કે એ અર્થમાં કદાચ જાણકારી વધતી પણ નથી, પણ રસાસ્વાદ કરાવે એવાં નવાં રૂપોનું નિર્માણ થયું, એમાં જ એની સાર્થકતા.

બો : આ તમે ચત્રનિર્માણની પરિભાષામાં વાત કરી એક કળાને બીજી કળાથી સમજાવવામાં સગવડ રહેલી છે તો થોડીક વધારાની ગૂંચ આપણે ઊભી કરી બેસીએ એવું પણ બને. ભાષાનું માધ્યમ અને ચિત્રકળાનું માધ્યમ એ બેમાંય પાયાનો ભેદ રહેલો છે, એ યાદ રાખવું જોઈએ.

સુ : મને તો એવી કશી મુશ્કેલી દેખાતી નથી. મુશ્કેલી હોય તો તે એક જ વાતની, ને તે એડવર્ડ બુલો જેને psychic distance કહે છે તે રાખવાની. ચિત્રકારની તટસ્થતા વાર્તાકારમાં હોવી ઘટે. પણ વાર્તાનો વિષય, વાર્તાનાં પાત્ર, પરિસ્થિતિ એ આપણને કોઈ ને કોઈ રીતે સ્પર્શતાં હોવાથી આપણે અણજાણપણે એમાં આપણી મર્યાદાઓ અને માન્યતાઓને પરિણામકારી બનવા દઈએ છીએ. કવિતા અને નવલિકા—એ બંને ભાષાને વાપરે છે, તેમ છતાં બંનેમાં વાસ્તવિકતા અને પ્રતીતિકરતાના પ્રશ્નો કેવી જુદી જુદી ભૂમિકાએ આપણે ચર્ચતા હોઈએ છીએ?

બો : તમારો મુદ્દો છે તો મહત્ત્વનો, પણ એમાં જ દરેક સાહિત્યસ્વરૂપનું વૈશિષ્ટ્ય નથી રહ્યું? નવલિકામાં માનવવ્યવહારનો સંદર્ભ જે રીતે રજૂ થાય છે તે, અને કાવ્યમાં કે ચિત્રમાં જે રીતે રજૂ થાય છે તેમાં તમને ભેદ રહેલો નથી લાગતો?

સુ : એ ભેદ મને ઝાઝો પરિણામકારી નથી લાગ્યો.

બો : વારુ, આ બાબતનો આપણી વચ્ચેનો મતભેદ ઘડીભર બાજુ પર રાખીએ. પણ હું આ આખી સમસ્યા કયા દૃષ્ટિકોણથી વિચારું છું તે કહું—તમારો એને અંગેનો અભિપ્રાય જાણવા જ તો!

બો : મને એમ લાગે છે કે, સર્જકને આકર્ષનાર અને સર્જનક્ષેત્રે નવાં નવાં સાહસો કરવા પ્રેરનાર મુખ્ય બળ વ્યાપક પરિસ્થિતિ પરત્વેની સર્જકની પોતાની awareness છે. કદાચ આ સંવિત્તિ કારણે જ, એનો ધક્કો જ—બદલે એ સંવિત્તિ પ્રકટ કરી શકે તે સારુ જ એ નવાં નવાં રૂપે રચનાઓ તરફ વળે છે. આજની નવી નવલિકાનાં લક્ષણો વિચારતાંય, મને તો, પરિસ્થિતિ પરત્વેની લેખકની નવી જાગૃતિ, સમજ અને તેની સાથે સાથ જ નવાં કલાસ્વરૂપો માટેની સૂઝ અને સાધના—બંને એક બીજા સાથે ઓતપ્રોત દેખાય છે. બલ્કે, જ્યાં જેટલા પ્રમાણમાં આ બંને ઓતપ્રોત થાય છે ત્યાં તેટલા પ્રમાણમાં નવી નવલિકા સિદ્ધ થઈ રહી લાગે છે.

સુ : આમ શા આધારે કહો છો?

બો : આપણે ત્યાં જે જૂજ નવા પ્રયોગો થઈ રહ્યા છે તેનું અવલોકન કરતાં. આપણે ત્યાં, ઘણીવાર આજકાલ જેને નવા વિષયો કહેવામાં આવે છે તે—દા. ત. ડોકમાં કામ કરતા મજૂરોનું અને ખાણીઆઓનું જીવન, જેલનું વાતાવરણ, હડતાલ, શહેરી જીવનનાં બહારથી કુત્સિત દેખાતાં અથવા બહારથી રૂપાળાં દેખાતાં અનેક અંગો અને રંગોનું આલેખન, સ્ત્રી પુરુષના જાતીય સંબંધની વિકૃતિ અને વિચિત્રતાઓનાં બેધડક વર્ણનો વગેરે. હકીકતે, વિષય તરીકે આપણે ત્યાં આ બધું નવીન નથી. આજથી એક પચ્ચીસી પૂર્વેની બકુલેશની વાર્તાઓમાં આનો તોટો નથી. જો કે એ વખતે શિષ્ટ પ્રવાહથી એ દૂર હોઈ ને ઉવેખાયેલ એટલું જ.

સુ : બરાબર છે એ તો. પણ હવેની આવા વિષયોની નવલિકાઓમાં તમે નવું કહો છો તે શું છે?

બો : હા, જે કેટલાક નવા પ્રયોગો થઈ રહ્યા છે—એમાં ગમે તેટલી કચાશ હોય છતાં, મને એક દર એટલું તો સ્પષ્ટ વરતાય છે કે હવે પ્લોટ અને ઘટનાનું મહત્ત્વ ઓછું થઈ રહ્યું છે; પાત્રોનાં વર્તનો,

વસ્તુઓ અને લાગણીઓમાં સંઆણભર્યાં વર્ણનો માટેનો આગ્રહ રહ્યો નથી, મનોવિશ્લેષણનું ય—વચગાળાના સમયમાં હતું તેવું—અનિવાર્ય સ્થાન રહ્યું નથી. વાર્તા સાચો વાર્તા તરીકે કથા લપેડા અને થોથરના જોર વિના પોતાના જ રૂપ ઉપર ગયવા મથતી દેખાય છે એકંદર એમ કહી શકાય કે, સર્જનના મુક્ત વાતાવરણ તરફ, એટલે કે 'કલાત્મક ધ્વનિમયતા' તરફ † નવી વાર્તા ગતિ કરી રહી છે. તમને એવું નથી લાગતું?

સુ : શુદ્ધ કવિતાની જેમ શુદ્ધ નવલિકાની સંભાવના દેખવા લાગી છે, એમ ને?

મો : અલબત્ત તમારા તો ખ્યાલમાં હશે જ કે નવલિકા ક્ષેત્રે Surrealism અને Existentialism ની વાતો આપણે કાને નાખનાર અને 'પ્લોટ રહિત કલાત્મક ધ્વનિમયતા'ની બાંગ* પોકારનાર બકુલેશ પોતાની વાર્તાઓમાં ઘણે અંશે નિષ્ફળ ગયા હતા; પરતુ આજે એ દિશામાં આગળ વધી રહેલી નવી કલાસૂઝ સાથેના નવા પ્રયોગો, એની કચાશો છતાં, મને તો આશાદાયી લાગે છે.

સુ : નવલિકાની રચના વિશેનો સિદ્ધાન્ત સ્પષ્ટ રીતે રજૂ કરવાથી માત્ર ન વળે; આખરે તો જરૂર છે કલાસૂઝની. એ જ મહત્ત્વની વસ્તુ છે.

મો : પણ આ કલાસૂઝની પાછળનું મુખ્ય પ્રેરકબળ મને તો એક જ લાગે છે—તે એ,—જીવનની સમજ હવે પલટાઈ ગઈ છે, અને એથી કલાની સૂઝ તથા નવી તટસ્થતા અને સ્વસ્થતા ધીમે ધીમે આવી રહી છે.

સુ : જીવન વિશેની સમજ પલટાઈ ને તેથી કલાસૂઝ પણ પલટાઈ—આમ કહીને તમે બંને વચ્ચે કાર્ય-કારણ સંબંધ જોડો છો?

મો : તર્કની આંટીઘૂંટીમાં પડ્યા વિના કહીએ તો—બે વચ્ચે ગાઢ સબંધ નથી એમ તો તમેય નહિ જ કહો ને?

સુ : હું ઝીણું કાંતવા નથી ઇચ્છતો. પણ આ પ્રશ્ન આપણાથી ઊભો જ થયો છે તો, કાંઈ નહિ તો, આ પ્રશ્નનું સ્વરૂપ બરાબર સમજી લઈએ. જીવનની સમજ બદલાઈ એનું કારણ એ કે જીવન પણ બદલાયું. એક દાયકામાં સદીને સમેટી લે એવી તેજ રફતારથી આપણો જમાનો ચાલે છે. સમયના પરિમાણ વિશેની અભિજ્ઞતાનું સ્વરૂપ બદલાયું, આને

† આ કેટલાક નવા પ્રયોગોમાં, મારે મતે શ્રી. સુરેશ જોષીના પ્રયોગો ('ગૃહપ્રવેશ' અને 'બીજી થોડીક') અગ્રણી છે. ઉપર જણાવેલ અનેક લક્ષણોનું એમાં સાતત્ય જોવા મળે છે, અને રચનાની પક્વતા પણ. આમાનાં જ કેટલાક લક્ષણોની દૃષ્ટિએ ધ્યાન ખેંચનારાઓમાં બીજા બે—શ્રી ચંદ્રકાન્ત બક્ષી અને શ્રી શિવકુમાર જોષી છે. આ બંનેની વાર્તાઓ ઉપર પણ 'એક્ઝિસ્ટન્શિયાલિઝમ'ની ઝાંય વરતાય છે. શિવકુમારમાં આ દર્શન પ્રગટ કરવાનો પ્રયત્ન દેખાય છે. અને કેટલીક વાર તો વાર્તાના અંતમાં, બિનજરૂરી ઉપસંહારરૂપે તે દાખલ થઈ જઈને, વાતાવરણની જમાવટની દૃષ્ટિએ ઉત્તમકક્ષાની વાતાને કથળાવે છે (દા. ત. રહસ્યમંજરી); બક્ષીમાં વાતાવરણની જમાવટ કરવાની સાહજિકતા હોવાથી અને જીવનનું દર્શન પ્રગટ કરવાનો જાગ્રત પ્રયાસ ન હોવાને કારણે, એકંદરે એમની વાર્તાઓ, પોત અને રચનાની દૃષ્ટિએ, સારી સફળતા પ્રાપ્ત કરે છે (દા. ત. પ્યાર, પડઘા, કાળા માણસો.) પરંતુ કેટલીક વાર શૈલી અથવા ટેકનિકની ચબરાકીને કારણે વાર્તા ચમત્કાર બનવા છતાં, સરવાળે ફિસ્સી પડી જાય છે. (દા. ત. 'ના', 'એક આદમી મર ગયા.' 'અફેર', 'જ્યોતિએ લવ મેરેજ કર્યું'' વગેરે). એકંદર, આ બંને લેખકો કેટલીક વાર એકસરખાં વિષય, ઘટના લઈને ય લખે છે, ત્યારે ય બક્ષી વધુ સફળ દેખાય છે (દા. ત. સરખાવો—'અનવર' સાથે 'ચદેરી ને ચાંદરણું''; 'અફેર' સાથે 'મુક્તમાનવ') શિવકુમારની 'મનોમયની સૃષ્ટિ' (શ્રી. ઓકરે સાહિત્ય-પરિષદના મોડાસા-જ્ઞાનસત્રમાં કહેલી 'લોલિતા'ની અસરની વાર્તા) તથા બક્ષીની 'કાબુલીવાલા'ની ઘડીક યાદ આપતી 'અધૂરી વાત'—અને સફળ પ્રયોગો છે. ઉપરાંત, બક્ષી વિષય દૃષ્ટિએ અને શૈલીની દૃષ્ટિએ બકુલેશની અનેક વાર્તાઓની યાદ તાજી કરાવે છે—પરંતુ બક્ષીની કલાની સૂઝ અનેક રીતે બકુલેશને ભુલાવીને આગળ ચાલી જાય છે... બક્ષીની મુખ્ય સિદ્ધિ વાતાવરણની સહજ જમાવટ છે.

* જુઓ 'જીંદગીનો તરજુમો' વાર્તા તથા તેની પ્રસ્તાવનાઓ. ('કાદવનાં કંકુ')

કારણે નવા પ્રકારની સંકુલતા ઊભી થઈ. આથી બાહ્ય કે આંતરિક પરિસ્થિતિઓ પ્રત્યેના આપણા પ્રતિભાવનું સ્વરૂપ પણ બદલાયું. આ પરિવર્તન એક સતત ક્રિયાશીલ એવો વ્યાપાર છે. સર્જકની સૂક્ષ્મ સંવેદના એ પરિવર્તનના લયથી આંદોલિત થઈને એનું રૂપ ગ્રહે છે આ રૂપ પછી એ પોતાના માધ્યમ દ્વારા પ્રગટ કરે છે.

ભો : આટલા પૂરતા આપણે નજીક છીએ.

સુ : ખરું, પણ આથી વિશેષ સ્પષ્ટતા પણ જરૂરી છે. વાર્તા લખતી વેળાએ સર્જક કાગળ પર વાક્ય લખે છે ત્યારે વાક્યનાં જુદાં જુદાં અંગો વચ્ચેના સંબંધનો આવિષ્કાર કરે છે. પણ એ માત્ર વાક્યને નથી ગોઠવતો. સાથે સાથે વિશ્વને પણ ગોઠવતો હોય છે. આથી જ તો સાર્ત્ર કહે છે કે " It is the style that corrects reality." આથી જ્યારે તમે એમ કહો છો કે ફૂલાણાની વાર્તામાં ક્યારા હશે પણ એ સાચી દિશાનું દૃષ્ટાંત પૂરું પાડે છે ત્યારે મને એ વાત ગળે ઊતરતી નથી. ક્યારા હોય, રૂપવિધાનમાં જ જો શિસ્ત ન હોય તો સૃષ્ટિની છબી પણ અવિકલ ન જ હોઈ શકે.

ભો : દૃષ્ટિ સાચી હોય પણ શિસ્ત પૂરતી ન હોય એમ પણ ન બને ?...પેર પણ તમે આ શરૂ કરેલો વિચાર પૂરો કરો.

સુ : આ સૃષ્ટિની સંકુલતા અને અરાજકતાને હું શાના વડે પહોંચી વળી શકું છું ? મારા માધ્યમની શક્તિ વડે. જેમ એકવાર કાવ્યાભાસી ઇમારતના ચોકઠામાં કવિતા બંધિયાર થઈને પડી હતી તેમ નવલિકા પણ આજે મધની અમુક જ મર્યાદિત માટીના ચોકઠામાં બંધિયાર થઈને પડી છે. હકીકતથી તે આંતરિક જગતના સત્ય સુધી પહોંચવાને, ભાષા પણ નરી હકીકત, સત્ય અને કલ્પના આ ત્રણેયને આવરી લઈ શકે એવી ત્રિવિક્રમ બનવી જોઈએ. આ નહિ બને ત્યાં સુધી નવા વલણો કેવળ ફેશન બની રહેશે.

ભો : દરેક વિષયની ઊંડે ઊતરીને ચર્ચા કરીએ તો જીવન અને સર્જન સંબંધીના કેટલાક યક્ષપ્રશ્નો આગળ આવીને જ આપણે ઊભા રહેવાના.

સુ : ખરું છે. પરંતુ અત્યારે તો—ઉત્તરનો નહીં તો પ્રશ્નનોય સાથે સાક્ષાત્કાર થાય એ બસ નથી !

ભો : એ જ તો આપણી આજની મર્યાદા છે...

સુ : અને કદાચ ચિરકાળ રહેશે !

[ આકાશવાણી તા. ૨૬-૨-૬૨ ]



## —'ને'

તારા બિછેલાં નેનમાં,
(ઝૂમી પડેલી રાત શો !)
ઝૂમી રહું ?
○ તારા....

—કમલ કે. શાહ

[ વિશ્વમાનવ : માર્ચ–એપ્રિલ

## ૧ : ટિટોના લલાટે કાળી ટીલી

**૧૯૩૬ થી ૧૯૫૩ :**

—ત્યારે સ્તાલિનનો પ્રકાંડ સૂર્ય તમામ કમ્યુનિસ્ટ રાજ્યસત્તાઓ જ નહિ, જગતની તમામ કમ્યુનિસ્ટ પાર્ટીઓના માથે ધીકતા ભળભળતા અંગાર સમો તપતો હતો. રશિયાની આંતરિક મનોદશાની વાત જ છોડો, પરંતુ સર્વોચ્ચ કક્ષાના વિદેશી કમ્યુનિસ્ટ ધુરંધરો—રાજદ્વારી નેતાઓ, તત્ત્વદર્શીઓ, અર્થશાસ્ત્રીઓ, ભાષા શાસ્ત્રીઓ અને સાહિત્યકારો—સૌ સ્તાલિનની હા માં હા ભણવામાં પૂર્ણસત્યની જ આરાધના જોતા હતા!

અંધ-સંમતિવાદના આવા ઘોર યુગમાં ૧૯૪૭–૪૮માં સ્તાલિન સામે કમર કસનાર યુગોસ્લાવીઆનો પ્રમુખ ટીટો હતો. આ પૂર્વ રશિયાઈ-કમ્યુનિસ્ટ જૂથના દેશોમાં એનું ઉચ્ચ સ્થાન હતું. પરંતુ સ્તાલિનની નીતિ સામે (આરંભમાં મુખ્યત્વે કૃષિક્રાંતિ અંગે) મતભેદો પડ્યા પછી તો, 'ક્રાંત' અને 'ગદ્દારી' એ બે જ સ્થિતિનું અસ્તિત્વ જ્યાં સ્વીકારાયું હોય તેવી મંડળીમાં, 'ક્રાંતિકારી બહાદુર ટીટો' એકાએક 'ગદ્દાર-પ્રત્યાઘાતી' બની ગયો! પરંતુ ટીટોએ આંચ ન આવી, નમતું ન આપ્યું અંતે સ્તાલિનની નાગચૂડમાં સપડાઈને હંગેરીના જેવી હાલતમાં મુકાઈ જવાનું થાય તે પૂર્વે જ તેણે સિફતથી પોતાનું અંગ ખસેડી લીધું—પોતાનું ઘર મજબૂત કરી લીધું; અને પશ્ચિમી દેશો સાથેના સંબંધ સુધારીને યુગોસ્લાવીઆને બચાવી ય લીધું.

ટીટો સ્તાલિનવાદી કમ્યુનિસ્ટ દુનિયામાં હડધૂત થયો ત્યારે કમ્યુનિસ્ટ સિવાયની સારી આલમમાં તે 'આંતરરાષ્ટ્રીય મિરાતદારીને નામે ચાલતી આંતરરાષ્ટ્રીય સરમુખત્યારી સામે બહારવટે પડેલો વીર' બની ગયો! એને નિન્દાવનારા સૌનો સવાલ એ ન હતો કે સ્તાલિનનો સિદ્ધાંત સાચો હતો કે ટીટોનો. એમને મન સવાલ એટલો જ હતો કે, કોઈ પણ આંતરરાષ્ટ્રીય મૈત્રીનો પાયો સન્માન પૂર્વકની સમાનતાનો જ હોઈ શકે—કમ્યુનિસ્ટ જૂથમાં એ અશક્ય બન્યું ત્યારે ટીટોએ, તમામ જોખમો ખેડીને, અપ્રતિમ હિંમતથી રાષ્ટ્રીય સ્વતંત્રતાનો આદર્શ સ્થાપિત કર્યો હતો.

'આજે અંતરાત્માની સ્વાધીનતા'નો એ જ અધિકાર ટીટોના તંત્રમાં અધિકતર હીણી રીતે છુંદાયો છે! પાંચેક વર્ષ પૂર્વે જ, પોતાની સ્વાધીનતા માટે સ્તાલિન સામે માથું ઊંચું કરનાર ટીટોના લલાટે, કાળી ટીલી લાગી ગઈ હતી.

પ્રમુખ ટીટોના ચંદ ચુનંદા સાથીઓમાં મિલોવાન જિલાસ એક તેજસ્વી વિદ્વાન મિત્ર હતો. તેનું સ્થાન યુગોસ્લાવીઆમાં ઉચ્ચ સત્તા સ્થાનેય હતું—એ નાયબ વડો પ્રધાન હતો. પરંતુ ધીમે ધીમે તે ટીટોની નીતિનો વિરોધી બનતો ગયો. અને ૧૯૫૮માં ટીટોએ એને ૩ વરસની કેદમાં ગોંધીય દીધો!

ટીટોને થયું હશે કે આમ કરીને તે કટ્ટર 'વિરોધી'-ની સીધી ડખલમાંથી બચી ગયો. પરંતુ જિલાસે જેલમાં જે ચિંતન-અધ્યયન કર્યું એથી એનો પોતાનો આત્મવિશ્વાસ વધ્યો અને 'ધ ન્યુ ક્લાસ' ગ્રંથ તૈયાર કર્યો. યુગોસ્લાવીઆમાં તો તેને પ્રગટ કરવાની કોઈ ગુંજાયશ રહી ન હતી એટલે પરદેશમાં એ પ્રગટ કરવાનું ગોઠવ્યું—ને પ્રગટ થયો.

'ધ ન્યુ ક્લાસ' પ્રગટ થતાં આખી દુનિયાના કમ્યુનિસ્ટોમાં જબ્બર ગોખારો ઊઠ્યો; ટીટોને જ

પોતાના માટીપગ ઢીલા પડવાની ભીતિ જાગી હશે અને ૩ વરસની સજા ૯ વરસમાં ફેરવી નાખવામાં આવી!

દુનીયાભરમાં આની સામે આવાજ ઊઠયો દરમ્યાન જેલમાં જિલાસની તબીયત લથડી આંતરરાષ્ટ્રીય બુદ્ધિજીવીઓનુ આંદોલન ઊપડયુ ચારેક વરસથી વિશેષ કારાવાસને અંતે તેને મુક્ત કરવામાં આવ્યો

જિલાસની મુક્તિ સવા વરસથી અધિક ટકી નહિ ટીટો બદલાયો ન હતો—ટીટોને નેતાગીરીનો રોગ લાગ્યો હશે કે શુ જિલાસથી એ ડરતો રહ્યો અને જિલાસ એના અનુભવ-ચિંતનને છેહ દેવા તૈયાર ન થયો!

બહાર આવીને જિલાસે **'કૉન્વરસેશન વિથ સ્તાલિન'** (સ્તાલિન સાથે સવાદ) નામક પુસ્તક તૈયાર કર્યું, પ્રગટ થવાનીય તૈયારીઓ થઈ ચૂકી હતી. ત્યાં તો ટીટોનો હથોડો તૂટી પડયો છે જિલાસને ફરી કારાવાસમાં ધકેલી દેવામાં આવ્યો છે—૭મી એપ્રિલ ૧૯૬૨ને રોજ!

આ નવા પુસ્તકમાં જિલાસે એવુ તે શુ ગુપ્ત રહસ્ય પ્રગટ કર્યુ હશે કે સ્તાલિનના આખા યુગ પર નવો પ્રકાશ પડવા ઉપરાંત તેનાથી ટીટો અને યુગોસ્લાવીઆની બદમોઈ પ્રગટ થવાની હશે?

હજી સુધી તો કોઈ જાહેરાત, કોઈ સચન આ પ્રકારનુ થયુ નથી ગિરફતારી કરતી વેળા કે ત્યાર બાદ પણ આવો કોઈ આરોપ જાહેર કરવામા આવ્યો નથી અલબત્ત, એક બીજી હકીકત એવી પ્રગટ થઈ છે કે જિલાસે એક ટૂકી વાર્તા* લખી હતી, જે ઇટાલીના એક માસિકમાં પ્રગટ થઇ હતી—એમાં કશુક બદનામી જેવુ હશે? ખેર આપણે એની સાથે નિસ્બત નથી. જિલાસની ટીકા સાચી હો યા ખોટી, કોઈને ગળે ઊતરો યા ન ઊતરો, પરતુ જિલાસને પોતાને જે લખવાનો અધિકાર હતો—કોઈ પણ સ્વાધીન દેશમાં અંતરાત્માને વફાદાર માણસ જે રીતે વિચારે એને પ્રગટ કરે એવા—જન્મસિદ્ધ અધિકારને મોઢે ડૂચો મારવાનું કૃત્ય અક્ષમ્ય જ છે. સ્વતંત્ર વિચાર અને સ્વતંત્ર વ્યવહારના અધિકાર માટે જ એકવાર સ્તાલિન સામે મોરચો માંડનાર ટીટોને જ હાથે, આવુ હીણ કૃત્ય ફરી વાર નોંધાયુ છે—એ વધુ આઘાતજનક છે. પાસ્તરનાક-ઘટનાના પુનરાવર્તન સમાન છે અને એટલે જ યુગોસ્લાવીઆમાંના સમાજિક આર્થિક સુધારાની તરફદારી કરનારા પણ ત્યાંના સરમુખત્યારના આ દમનદોર સામે અવાજ ઉઠાવવા તૈયાર થયા છે, સુયોગ્ય જ છે

—ભો ગાંધ

**નોંધ :** આ પ્રસંગે સ્વાધીનતાનો અવાજ પ્રગટ કરવા સારુ દિલ્હીમાં આંદોલન શરૂ થયું છે અને અગ્રગણ્ય લેખકો-બુદ્ધિજીવીઓએ તેમાં પોતાનો સૂર પુરાવ્યો છે એ આનંદની વાત છે

લેખકોના અને બુદ્ધિજીવીઓના નિવેદમાં એવુ જણાવવામાં આવ્યુ છે કે- જિલાસ પોતે તો પોતાની બૌદ્ધિક માન્યતાને દ્રઢ પણે વળગી રહેવા ખાતર ગમે તે કિંમત ચૂકવવા-ગમે તે ભોગ આપવા તૈયાર જ હોય, પરતુ અમે માનીએ છીએ કે આવી કિંમત ચૂકવવાની ફરજ પડવી જ ન જોઈએ"

* તાજેતરમા Encounter ના ૧૦૩મા અંકમા જિલાસની WAR નામની ટૂકી વાર્તા પ્રગટ થઈ છે તે જ આ હશે પરતુ તેમા તો ટિટો યા યુગોસ્લાવીઆની બદનામી જેવુ કશું જ નથી—તમામ યુદ્ધખોરો ઉપરનુ વહેમ્મતાનાસુ કહી શકાય —સપાદક (૩ ૫ ૬૨)

## ૨ : કયાં છે તરવરિયા તીખા તરુણો ?

આપણા વિખ્યાત 'એગ્રી ઓલ્ડ મેન' (એનુ ગુજરાતી 'તીખા વૃદ્ધજન' કરીશુ? કે પ્રકોપિત પ્રૌઢ કહીશુ-?) શ્રી. વિજયરાય વૈદ્યકૃત નવા વિવેચન-સગ્રહ "નીલમ અને પોખરાજ"નાં પાનાં ફેરવતાં ફેરવતાં આ ૧ ઉપર દ્રષ્ટિપાત કે કુદ્રષ્ટિપાત થઈ ગયો.

'આજથી ૨૫-૩૦ વર્ષ' પરના ગુજરાતમાં સાહિત્ય તેમ જ સાહિત્ય જીવનની ટીકા ચર્ચા નિર્ભયપણે થઈ શકતી અને (એટલે ત્યારનો જુવાન લેખક વર્ગ) પોતાનાં હૃદય-મન ને ભાવના તેજે દીપતા અનુભવી સિદ્ધાંતનિષ્ઠા રાખીને જે કાંઈ સાહિત્યસૃષ્ટિનુ કાર્ય કરતા,

પરિચય

# કારાવાસમાં સર્જાયેલું અમર સાહિત્ય | જગદીશ ત્રિવેદી

કેદખાનાની અંધારી અને સાંકડી ઓરડીઓએ મહત્ત્વના અનેક ગ્રંથો આપવાનો આપણા પર ઉપકાર કર્યો છે એ સાંકડી અને ગંદી ગંધાતી ઓરડીઓમાનો અમાનુષી અત્યાચાર, પ્રગટવા મથતાં જ્ઞાનકિરણોને અટકાવવામાં અસમર્થ નીવડયા છે. પથ્થરની ઊંચી અને દુર્ભેદ્ય દીવાલો પણ સદ્‌વિચારોની પાંખને કાપવામાં તદ્દન નિષ્ફળ નીવડી છે. એટલા માટે તો ગ્યિાર્ડ લવલેસે પોતાના કેદખાનાની દીવાલ પર એક અર્થપૂર્ણ અને અમર પંક્તિ કોતરાવી હતી:

"પથ્થરની દીવાલોથી જેલ રચાતી નથી, લોઢાના સળિયાઓથી પાંજરું બનાવી શકતા નથી"

ભારતના સ્વાતંત્ર્યસંગ્રામના કેટલાક સેનાનીઓએ પોતાની અમર કૃતિઓનું ઘડતર કારાવાસની અંધારી ઓરડીઓમાં કર્યું હતું

પંડિત જવાહરલાલ નેહરુની પ્રસિદ્ધ કૃતિ "ડિસ્કવરી ઓફ ઈન્ડિયા' અહમદનગરની જેલમાં ૧૯૪૪ની સાલમાં લખાઈ હતી. એ જ રીતે પંડિતજીએ પોતાની આત્મકથા ઈ સ ૧૯૩૪–૩૫ ના નવ માસના જેલનિવાસ દરમિયાન રચેલી, અને વિશ્વ-ઈતિહાસની ઝલક' નામની કૃતિ નૈનિતાલ, બરેલી તથા દહેરાદૂનના જેલનિવાસ દરમિયાન ૧૯૩૦–૧૯૩૨ના અરસામાં લખાઈ હતી.

લોકમાન્ય ટિળકની તો સઘળી રચનાઓ કેદખાનામાં જ સર્જાઈ હતી. એમનો ચિરંજીવ અને અભ્યાસપૂર્ણ ગ્રંથ "ગીતારહસ્ય" માંડલેની જેલમાં લખાયો હતો.

વિદેશોની વાત કરીએ તોય—માર્કો પોલોએ તેના પ્રવાસના રોમાંચક વર્ણનો જેલમાં લખ્યાં હતાં જગતનાં અતિ પ્રસિદ્ધ પાત્રો 'ડોન કિવક્ઝોટ' અને 'સાંકો પાંઝા'નું સર્જન પણ સરવેન્ટિસે જેલમાં કર્યું હતું.

આંગ્લ પ્રજા ઉપર બાઈબલ પછી જો કોઈ અન્ય ગ્રંથની ઘેરી અસર હોય તો તે "પિલગ્રિમ્સ પ્રોગ્રેસ" નામના ગ્રંથની તેની રચના પણ જેલમાં થઈ હતી જોન બનિયને બાર બાર વર્ષની કપરી જેલયાતનાઓ દરમિયાન રાતદિવસ જાગીને કેદખાનામાં પ્રસ્તુત ગ્રંથની સમાપ્તી કરી હતી. આજે તો આ વિશ્વવિખ્યાત પુસ્તક લગભગ બધી જ ભાષાઓમાં સુલભ છે.

હોલેન્ડવાસી હ્યુગો ગ્રોશ્યસે પોતાનો અમર ગ્રન્થ "કન્સર્નિંગ ધી લૉ ઑફ વૉર એન્ડ પીસ" જેલમાં સર્જ્યો હતો રાજદ્રોહી હોવાના ગુના હેઠળ તેને અંધારી કોટડીમાં ધકેલવામાં આવ્યો હતો.

ઈતિહાસ–પ્રસિદ્ધ સર વોલ્ટર રેલેની જેલ જીવનની કથા અત્યંત રોમાંચક છે. જેલમાં જતાં પહેલાં તે ખૂબ વિનાસપ્રિય હતો. કહેવાય છે કે તે તેના બૂટે હીરા મઢાવતો હતો અને કાનમાં મોતી પહેરતો! એના ગુસાથી સ્વભાવનો પરિચય એક પ્રસંગ પરથી થયા વગર નહિ રહે એ વખતની બ્રિટનની મહારાણી ઇલિઝાબેથના માર્ગમાં વોલ્ટરે પોતાનો મખમલનો અત્યંત કીમતી કોટ કાઢીને પાથરી દીધેલો—રાણીના નાજુક પગને રસ્તાની નાચીઝ ધૂળ સ્પર્શ ન કરે તે માટે! ત્યાર પછી તો વોલ્ટર રાજદરબારમાં ખૂબ ઊંચા પદનો અધિકારી બની ચૂક્યો પરંતુ તે પદને પામ્યા પછી તરત જ તે અન્ય પ્રતિસ્પર્ધી અધિકારીઓની ઈર્ષ્યાનો વિષય થઈ પડયો અને તે ત્યાં સુધી કે આખરે તેને જેલમાં જવા વારો આવ્યો!

વોલ્ટરનું લગભગ ચૌદ વર્ષનું જેલ જીવન ખૂબ કષ્ટદાયક હતું. કહે છે કે એને જે કોટડીમાં પૂરવામાં આવ્યો હતો તેની આજુબાજુ સતત ગંદું પાણી વહેવડાવવામાં આવતું હતું. વળી ઓગાળી નાખે એવી આકરી ઠંડીને કારણે તેના શરીરનું ડાબું પડખું કામ આપતું બંધ થઈ ગયું હતું. ડાબો હાથ પણ અશક્ત અને અચેતન થઈ ગયો હતો.

. આવડું મોટું કાયા-કષ્ટ છતાં તેણે ધીરજ ગુમાવી નહિ, હિંમત હાર્યો નહિ! અંતિમ શ્વાસ સુધી તેના મુખમાંથી નિરાશા, અશ્રદ્ધા કે હતોત્સાહનો એક શબ્દ સુદ્ધાં ખર્યો નહોતો. આવડી બધી હિંમત, શ્રદ્ધા, આશા અને ધીરજને પરિણામે જ તે "સંસારનો ઇતિહાસ" નામનો મહત્ત્વપૂર્ણ ગ્રંથ લખી શક્યો. આજે ત્રણસો વર્ષ પછીયે એનો એ ગ્રંથ ખૂબ આદર અને ઉત્સાહપૂર્વક વંચાય છે.

વોલ્ટરને કલમ ધારણ કરવાની પ્રેરણા જ જેલની અંધારણપૂર્ણ અને ગંદી કોટડીએ આપી. ઑસ્કર વાઈલ્ડની પણ અનેક કલાપૂર્ણ કૃતિઓ તેના એકાકી જેલ નિવાસની પળોનું પરિણામ છે. ઑલિવર ગોલ્ડસ્મિથે પણ જેલજીવનની ભીષણ યાતનાઓ વચ્ચે કલમ કસી હતી!

રશિયના મશહૂર નવલકથાકાર દોસ્તોવસ્કીને તેના ક્રાંતિકારી વિચારોના પ્રચારના ગુનાને કારણે જેલમાં પૂરવામાં આવ્યો હતો, સ્વાસ્થ્યને છિન્ન ભિન્ન કરી મૂક્યું હતું, અને આખરે તે વાયુના દર્દમાં સપડાયો હતો. પણ આ એકાંતવાસ અને શરીર-વ્યાધિઓ તેના દૃઢ આત્મબળને તલભાર પણ ઠેસ પહોંચાડી શક્યાં નહિ. એની કલ્પનાશક્તિ અને ઘેરું ચિંતન ભાવનાઓની ભઠ્ઠીમાં તપી તપીને સુવર્ણનાં થવા લાગ્યાં!

તેની વિશ્વવિખ્યાત રચના "ક્રાઈમ એન્ડ પનિશમેન્ટ" પણ જેલમાં સર્જાવા પામી હતી.

રૂસીક્રાન્તિના જન્મદાતા લેનિને પણ પોતાના કેટલાક મહત્ત્વપૂર્ણ વિચારોને જેલમાં જ કાગળ ઉપર મૂર્ત સ્વરૂપ આપેલું! જેલ અધિકારીઓથી બચાવવા માટે તે પોતાના લખાણો શાહીને બદલે 'દૂધ'થી લખતા હતા અને આ દૂધઅક્ષરો ત્યારે જ સ્પષ્ટ થઈ શકતા જ્યારે તેના પર ગરમ પાણીનો ઉપયોગ કરવામાં આવે!

પણ આ બધા કરતાંયે સવિશેષ રોમાંચક ઘટના તો છે અમેરિકી નવલકથાકાર ઓ.' હેનરીની ઓ' હેનરીની નવલિકાના તો કદાચ કરોડો પ્રશંસકો છે. પણ આવડા મોટા વિશાળ વાચક વર્ગમાંથી અતિ-અલ્પને ખબર હશે કે તેની મોટા ભાગની કૃતિઓ જેલમાં જ લખાઈ હતી.

જેલમાં જવા પૂર્વે તેણે સાહિત્ય સર્જનના હેતુથી ક્યારેય કલમ ઉપાડી નહોતી.

ઓ' હેનરીનું સાચું નામ તો છે વિલીઅમ સિડની પોર્ટર.

૧૮૯૮ થી ૧૯૦૧ સુધીનો સમય એણે જેલમાં વિતાવ્યો હતો. ત્યારપછી તેને નિર્દોષ ગણીને છોડી મૂકવામાં આવ્યો હતો. જ્યારે તેણે જેલબહારની દુનિયામાં પગ મૂક્યો ત્યારે તેને અનુભવ થયો કે 'પોર્ટર' ને તો લોકો ક્યારનાયે વિસરી ગયા છે અને વાર્તાકાર ઓ' હેનરી તરીકેની સુપ્રસિદ્ધ કૃતિઓ "ધી જેન્ટલ માફ્ટર", "વોઈસ ઑફ ધી સીટી" અને 'રોડસ ટુ ડેસ્ટિની" જેલમાં જ લખાઈ હતી.

પ્રસિદ્ધ વાર્તાકાર ઓમલી ઝોલાએ પણ તેના જેલકાળ દરમ્યાન એક રોમાંચક વાર્તા લખી હતી. ઝેકોસ્લોવાકિયાના અમર શહીદ જુલિયસ ફ્યુચિકે પણ તેનું પ્રેરણાદાયી પુસ્તક "નોટસ ફ્રૉમ ધી ગેલોઝ" જેલમાં જ લખ્યું હતું.

ચોરે ને ચૌટે ચર્ચાનો વિષય બનેલા અપરાધી ચેસમેને જેલમાં જે બે પુસ્તકો લખેલાં તે તો હાથોહાથ ત્યાં ને ત્યાં જ વેચાઈ ગયેલાં.

આજેયે જેલનું જીવન ખૂબ કષ્ટદાયક અને નીરસ લેખાય છે, પરંતુ પ્રતિભાશાળી સર્જકો અને પ્રતાપી આત્માને જેલની યાતનાઓ કાંઈ કરી શકતી નથી.

---

તા. ક : આ જ અંકમાં—'અંતરાત્માની સ્વાધીનતા'માં યુગોસ્લાવીઆના જિલાસની કહાણી છે. જબરી ઉહાપોહ જગાડનારું એનું પુસ્તક 'ધ ન્યુ ક્લાસ' જેલમાં જ લખાયેલું.
—સંપાદક.

# સાભાર – સ્વીકાર

Harold Laski Institute of
Political Science, Ahmedabad

THE LASKI INSTITUTE (Rs 1=50)
[A Brochure giving a general outline of the nature and work of the Harold Laski Institute of Political Science (1960)

*

LASKI INSTITUTE REVIEW
Vol V. No I and II each Rs. 2=00

*

Other Important Publications

THE UNITY OF INDIA (No 26)
(Political and Cultural)
K. N Katju 0=40 nP.

HAROLD LASKI REVISITED (No 27)
(The Sixth Annual Lecture 1960)
G. L Mehta 1=50 nP.

KUTCH AND ITS ECONOMY (1960)
Premjibhai B Thacker 0=50 nP.

LAND POLICY (No. 30)
Rasiklal U. Parikh 0=40 nP.

DEMOCRACY AT WORK IN INDIA (No. 31)
By H. M. Patel 0=50 nP.

HUMAN NATURE & POLITICS
By Y. N. Sukhtankar (No. 35)
1=50 n.P.

INDUSTRIAL RELATION PATTERNS (U S.A. and INDIA)
(1961) (No. 42)
*Monroe Berkowitz* *3=00*

WORKING OF THE INDIAN CONSTITUTIO
*H V* Pataskar (*1961*) (*No. 45*
0=5(

**ઈકબાલ એકેડેમી—કરાચી**

ઈકબાલકૃત ઝમૂરે અજમ
ભાષાંતરકર્તા : સય્યિદ અઝીમુદ્દીન 'મુનાદી'
રૂ. ૧૦=૦૦

**ધી પાકિસ્તાની-જર્મન ફોરમ, કરાચ**

જર્મન જગત કવિ ગિટેનું
પશ્ચિમી દીવાન
ભાષાંતરકર્તા : સય્યિદ અઝીમુદ્દીન 'મુનાદી'
[ સુંદર ડિલક્સ આવૃત્તિ ]
રૂ. ૪=૦૦

અલ્લાજીરપુલ ખાતિમ
કિંવા
અન્તિમ નબી
મૂળ લેખક : મવલાના સય્યદ મનાઝિર અહસન ગીલાની
અનુવાદક : અહમદ યસુફ ખાનાણી 'અખ્તર'
પ્રકાશક : ઈકબાલ અહમદ ખાનાણી
ગ્રીન હાઉસ થાનાઈ લેન, મીઠાદર, કરાચી

**રાજકોટ સંન્યાસ આશ્રમ**

વિચાર શિવગિરિ પ્રદીપિકા (હિંદી)
રૂ ૨=૦૦

કોને મત આપું ? (ત્રીન પક્ષીય મતદારનું મનોમંથન)
લે : ડાહ્યાભાઈ નાગરિક ૦=૫૦

આર. આર. શેઠની કું. મુંબઇ-૨

દિવ્યા
(બૌધયુગીન હિંદી નવલકથા)
લે : યશપાલ
અનુ : સુભદ્રા ગાંધી
રૂ. ૫=૫૦

# અલ્જેરિયા : [ પરિચય ]

( વિસ્તાર : ચો. મા. ૮૯૦,૯૩૭ * મુખ્યત : પહાડી-વન્ય પ્રદેશ * વસ્તી : ૧ કરોડ )

* આફ્રિકા ખંડના મથાળે ઉત્તરમાં આવેલો ફ્રાન્સ તાબાનો પ્રદેશઃ અગાઉ ફ્રાન્સ-તાબાના અને તાજેતરમાં સ્વતંત્ર બનેલા બીજા બે પ્રદેશો : ઉત્તર-પૂર્વનાં ટુનિશિયા અને ઉત્તર-પશ્ચિમના મોરોક્કોની વચ્ચે આવેલો છે. (ફ્રાન્સ અને અલ્જેરિયા, ટુનિશિયા તથા મોરોક્કોની વચ્ચે ભૂમધ્ય સમુદ્ર).

* ૧૮૩૦ થી ફ્રાન્સને તાબે.

* **વસ્તી** : આશરે ૯૦ લાખ (મુસ્લિમ, આરબ, બર્બર) તથા આશરે ૧૦ લાખ ૭૦ હજાર બિન-મુસ્લિમ યુરોપિયન વસાહતીઓ (૨૫ટકા ફ્રેન્ચ અને બાકીના સ્પેન, ઈટલી, ગ્રીસ, માલ્ટા, કોર્સિયા, તથા ભૂમધ્ય સમુદ્રના બીજા પ્રદેશોમાંથી આવેલા).

ફ્રેન્ચ શાહીવાદીઓએ પોતાના દેશનાં 'નિંદ્ય સામાજિક' તત્ત્વો (લૂંટારા, ગુંડા અને રાજદ્વારી વિદ્રોહીઓ)ને અલ્જેરિયાની ધરતી પર ઠાલવ્યા હતા. અને મૂળ વતનીઓને સહરાના રણમાં ધકેલી દઈ વિદેશી વસાહતીઓને વસાવ્યા હતા. રાજકીય :-ફ્રાન્સની પાર્લામેન્ટમાં ૧૬ પ્રતિનિધિ અલ્જેરિયાના. અલ્જેરિયાનું રાજ્યતંત્ર ગવર્નર-જનરલના હસ્તક! રાજ્ય-વ્યવસ્થા માટે અલ્જેરિયાના ૧૩ અને સહરાના બીજા ૨ = ૧૫ પ્રાદેશિક વિભાગો.

**આર્થિક સ્થિતિ :**

**મિલ્કત :** અલ્જેરિયાની ૯૦ ટકા મિલ્કત ૧૦ ટકા યુરોપી વસાહતીઓને હસ્તક.

**ખેતી :** ૧,૨૦,૦૦૦ યુરોપીય વસાહતીઓને હસ્તક ૨૨૦૦ ખેતરો (૨૩,૫૦,૦૦૦ હેક્ટર); મુસ્લિમ પ્રજાને હસ્તક ૬,૧૫૦૦૦ ખેતરો (૪૭,૫૦,૦૦૦ હેક્ટર)

**આવક :** યુરોપીય માલિકને ખેતર દીઠ સરેરાશ આવક : ૨૮૦૦ પૌંડ.

મુસ્લિમ માલિકને ખેતર દીઠ સરેરાશ આવક : ૧૦૦ પૌંડ.

**વાર્ષિક આવક :**

યુરોપી વસાહતીની માથાદીઠ વાર્ષિક આવક (શહેરમાં) ૪૫ પૌંડ.

મુસ્લિમ વસ્તીની માથાદીઠ વાર્ષિક આવક (ગ્રામપ્રદેશ) ૧૬ પૌંડ.

**બેકારી :**

એકંદર ૨૩ લાખની પુખ્ત મુસ્લિમ પ્રજામાંથી ૪ લાખ પૂરા બેકાર, ૪॥ લાખ અર્ધ-બેકાર!

**શિક્ષણ :** લગભગ સંપૂર્ણ નિરક્ષરતા!

## ૧૮૩૦ થી ૧૯૧૬

**૧૮૩૦માં ફ્રેંચોના પ્રથમ આક્રમણે ૨૦ લાખની કતલ કરી હતી!**

૧૮૫૧ થી ૧૯૧૬ દરમ્યાન ગોરા-ફ્રેન્ચ-યુરોપી દમન સામે અલ્જેરીઅન પ્રજાએ ૧૮૫૧, ૧૮૫૭, ૧૮૫૯, ૧૮૬૩, ૧૯૧૬માં વારંવાર નાના મોટા બળવાઓ જગાવ્યા હતા. આ બધા પ્રયાસોને લોહીના ખાબોચિયામાં ડુબાડી દેવામાં આવ્યા હતા.

★

## ૨૬૯૬ દિવસ!

**[ ૭ વરસ ૪ મહિના ૧૮ દિવસનો ભયંકર ઓથાર ]**

૦ આશરે ૧૦ લાખની કતલ.

૦ આશરે ૨ લાખ જેલમાં.

૦ આશરે ૨૦ લાખ 'કોન્સન્ટ્રેશન કેમ્પ'માં!

૦ સેંકડો ગામડાંઉજ્જડ; ભયંકર અમાનુષી અત્યાચારો.

૦ વધતા જતા કરવેરાનું અસહ્ય ભારણ.

અલ્જેરિયાના મુક્તિજંગનો કટ્ટર દુશ્મન
હત્યાકાંડનો પ્રણેતા : ગુપ્ત સૈન્ય-સંગઠનનો પ્રાણ

# જનરલ રાઓલ સાલાન

૧૮૯૯માં જન્મેલો; પિતા કરઉઘરાવનાર નાના અમલદાર હતા અને વિચારે ચૂસ્ત સમાજવાદી.

૧૯૧૭માં પ્રથમવિશ્વયુદ્ધમાં સાલાન રણમોરચે ઝીપડયો હતો, અને ઘવાયો હતો : બાદ લેબેનાન અને સીરિયામાં તેને કામગીરી સોંપવામાં આવી હતી. ત્યાં પણ ત્યાંની આદિવાસી ટોળીઓ સામેના જગમાં તે ઘવાયો હતો. બાદ, ઇન્ડોચાઇના (હિંદી ચીન)માં, ચીન, બ્રહ્મદેશ અને લાઓસની સરહદો આગળના વન્ય-પ્રદેશમાં મૂળ વતનીઓ સામેના સંઘર્ષમાં તેણે ઝંપલાવ્યું હતુ ત્યાં જ તેને એક હિંદી-ચીની રખાતથી પુત્ર થયો હતો, જેને તેણે પોતાના પુત્ર તરીકે ઊછેર્યો હતો અને પાછળથી તે તેના જ લશ્કરમાં જોડાયો હતો.

બીજા વિશ્વયુદ્ધના આરંભ પૂર્વે તેણે ફ્રાન્સના હોટેલ માલિકની દીકરી લુસીન બાઉગ્નિન સાથે લગ્ન કર્યું. આ સ્ત્રીએ સાલાનને હંમેશાં એની પ્રવૃત્તિમાં ઉત્સાહ અને પ્રેરણા આપી છે.

૧૯૪૦માં ફ્રાન્સ ઉપરના હિટલરી આક્રમણ દરમ્યાન સાલાન ભારે દ્વિમતથી લડયો હતો. અને જેનરલ પેતાંની સરકારે દગાખોરી કરી નાઝી હકૂમતના હાથા તરીકે કામ શરૂ કર્યું ત્યારે સાલાનના જીવનમાં એક જબરજસ્ત ગડભાંજ જાગી હતી. અને જનરલ દ'ગોલે ફાસિવાદ સામેના મોરચાની આગેવાની લીધી ત્યારે સાલાન એના પક્ષે જઈ ઊભો હતો. અને અનેક જોખમોભર્યા મોરચે એણે સફળ કામગીરી કરી બતાવી હતી.

યુદ્ધ બાદ, વળી તે હિંદી-ચીન ઊપડી ગયો હતો; ત્યારે હો-ચી-મિનની સરદારી નીચે રાષ્ટ્રીય દળો ફ્રેન્ચ દળો સામે જીવન-મરણનો જંગ ખેલી રહ્યાં હતાં. અને અદ્યતન ટેન્ક, વિમાનો તથા જંગી શસ્ત્ર સરંજામવાળા ફ્રેન્ચ શાહીવાદને પીછે હઠ કરાવી રહ્યાં હતાં. ૧૯૫૨માં સાલાને આ જંગનો દોર પોતાને હાથ લીધો. અનેક રીતે કુશળ કામગીરી કર્યા છતાં એમાં તેને સફળતા મળવી શક્ય જ ન હતી. પરંતુ ફ્રાન્સના આ પરાજયનું રહસ્ય સાચી રીતે સમજવા જેટલો તે સ્વસ્થ પણ ન હતો. આ અનુભવ પછી તેણે કમ્યુનિસ્ટોને જગત-

## S. A. O. (OAS)

[સીક્રેટ આર્મી-ઓર્ગેનિઝેશન]

ફ્રેન્ચ-વસાહતીઓના હિતોને આગળ ધરનાર ગુપ્ત ફોજીતંત્ર.

૧૯૫૮ માં ચાર્લ્સ દ'ગોલે ફ્રાન્સનું તંત્ર પોતાના હાથમાં લીધું ત્યાં સુધી દ'ગોલની પડખે રહેલા ફોજી અમલદારો જ પાછળથી આ ગુપ્ત ફોજીસંગઠનના સૂત્રધારો બન્યા હતા. દ'ગોલ અલ્જેરિયાને સ્વતંત્રતા આપવા માગે છે તેવું સમજાતાં તેમણે બહુજ મહત્ત્વનાં સ્થાનો ઉપર ચાલુ રહી અંદરખાનેથી પોતાનું બળ જમાવવા માંડયું હતું ૧૯૬૦થી તો તેમણે ખુલ્લી રીતે દ'ગોલની નીતિ સામે મોરચો માંડયો હતો અને ખુલ્લી બગાવતોનો આશરો લીધો હતો.

* આ સંગઠનના મુખ્ય નેતાઓ : જનરલ રાઓલ સાલાન, જનરલ જોહાદ, જનરલ ચાલ્સે અને જનરલ ઝેલર તથા તેમનો ૨૮ વર્ષનો યુવાન બુદ્ધિજીવી સિદ્ધાન્તશાસ્ત્રી સુસિનીઃ ઉપરાંત ઓર્ડિનન્સ-ચીફ ગાર્ડેસ અને ઓપરેશન-ચીફ ગોડાર્ડ.
* આ સંસ્થાના વડામથકનો સ્ટાફ ૨૦ થી ૩૦ જેટલા ગુનેગારોનો છે. અને અલ્જેરિયાના મુખ્ય ત્રણ મથકો દ્વારા ૭૭ કેન્દ્રોમાં તેમનાં ગુપ્તતંત્રો કામ કરે છે. અલબત્ત શહેરી વિસ્તારમાં જ તેમનુ મુખ્ય બળ છે. એમની

[ સામા પાના ઉપર ]

આખી સેના–૧૦૦૦થી૨૦૦૦ ટેરરિસ્ટો, બંદૂકધારીઓ, બોમ્બ-નિષ્ણાતોની છે; ૨૦,૦૦૦ બ્લૉક-લીડર્સ છે, અને આ ઉપરાંત ૧૦૦,૦૦૦ યુદ્ધના અનુભવી ફૌજી સૈનિકો છે.

* આ સૈન્ય પાસે તમામ પ્રકારનાં ફૌજી સાધનો છે—બોમ્બ, શસ્ત્રો અને સરંજામ.

મુખ્ય સાથ–સહકાર

* અલ્જેરિયાના ફ્રેન્ચ વસાહતીઓ; તથા અન્ય યુરોપી વસાહતીઓ.
* અલ્જેરિયામાંની ફ્રેન્ચ ફૌજમાં-નાં અને સત્તાતંત્રમાંનાં અનેક જૂથો.
* અલ્જેરિયાની સ્વતંત્રતાના વિરોધી ફ્રેન્ચ નાગરિકો તથા ફ્રેન્ચ લશ્કરનાં કેટલાંક જૂથો.

(ફ્રાન્સમાં ૭૦૦૦ સક્રિય કાર્યકરો આ પક્ષે છે)

ભારમાંથી ઉખેડી નાખવાનાં સ્વપ્નાં સેવ્યાં અને કમ્યુનિસ્ટો ઉપરના અત્યાચારોને તેણે પવિત્ર ફરજ લેખી. ત્યાર પછી તો, લિબરલ, જયુ, ઉદામ કેથોલિક અને અંતે દ'ગોલ સુદ્ધાં તેને મન કમ્યુનિસ્ટ–ટેકેદારો જ ઠર્યા!

૧૯૫૬ માં સોશ્યિયાલિસ્ટ ગાય મોલેત ફ્રાન્સનો વડો પ્રધાન થયો. આ વરસોમાં અલ્જેરિયાનો સ્વાતંત્ર્ય જંગ ફ્રાન્સને નવી ભીંસમાં લઇ રહ્યો હતો. અને સમાજવાદી મોલેને સાલાનને અલ્જેરિયાના મોરચે રવાના કર્યો. પરંતુ ૧૯૫૮ માં ફ્રેન્ચ પ્રજાસત્તાક ઉથલી ઠપકાં લઇ રહ્યું હતું, ત્યારે સાલાને રેસિડન્ટ મિનિસ્ટર લાકોસ્ટેની મદદથી ફ્રેન્ચ સરકારના હુકમ માનવાનો ઇન્કાર કરતો બળવો કર્યો હતો.

અલબત્ત દ'ગોલ સત્તા ઉપર આવતાં, તે યુરોપીયનોનો પક્ષકાર છે એવું માનીને તેણે દ'ગોલની 'જય' પુકારી ઉશ્કેરાયેલા યુરોપી વસાહતીઓને શાંત પણ કર્યા હતા.

પરંતુ થોડા જ સમયમાં સાલાન સમજી ગયો કે દ'ગોલ અલ્જેરિયાની સ્વતંત્રતાના સિદ્ધાન્તનો સ્વીકાર કરે છે, અલ્જેરિયાના રાષ્ટ્રીય મોરચાનો સ્વીકાર કરે છે, અને તેની સાથે સમાધાન કરવા પણ તૈયાર છે. આ પછી સાલાનને મન દ'ગોલ દગાખોર બની ગયો. અને દ'ગોલે પણ અગમચેતીથી સાલાનને પારિસ પાછો બોલાવી લીધો.

૧૯૬૧ના જાન્યુઆરીમાં દ'ગોલે અલ્જેરિયા અંગે રેફરેન્ડમ લીધું જેમાં ૭૫% મત અલ્જેરીઆની તરફેણમાં મળ્યા. આથી ચોંકી ઊઠેલો સાલાન, ૧૯૬૧ ના એપ્રિલની ૨૩ મીએ, હવાઈ જહાજ દ્વારા, અલ્જેરિયા પહોંચી ગયો. અને ત્યાંની ફ્રેન્ચ સરકારી ઑફિસમાં જઈ, સરદારોની બગાવતનો ઝંડો તેણે ફરકાવ્યો—પરંતુ નિષ્ફળ! પરિણામે, જનરલ ચાલ્સે અને ઝેલર પકડાઇ ગયા; સાલાન અને જૌહાદ નાસી છૂટયા અને ગુપ્તવાસી બન્યા.*

થોડાક જ અઠવાડિયાંમાં તો 'ગુપ્તફૌજી સંગઠન' S. A. O. ના વડા તરીકે સાલાનનું નામ અલ્જેરિયા અને ફ્રાન્સ ભરમાં ચમકતું થઇ ગયું.

ત્યારથી આ ગુપ્ત સંગઠને અલ્જેરિયાના યુદ્ધને ખતમ કરવાના, અલ્જેરિયન દેશભક્તો સાથે સમાધાન કરવાનાં એકે એક પગલાંની સામે શક્ય એટલા ધમપછાડા માર્યા છે; અને અલ્જેરિયાની મુસ્લિમ વસતી ઉપર અપરંપાર અત્યાચારોની વર્ષા વરસાવી છે.

તાજેતરમાં, દ'ગોલે અલ્જેરિયાની મુક્તિનો સ્વીકાર કરી, અલ્જેરિયન દેશભક્તોને હસ્તક સત્તા સોંપવાનું વચન આપી સમાધાન કર્યું; પછી તો, સાલાનના ગુપ્ત સંગઠને મરણિયા બની, કેવળ આંધળા ઝનૂની ક્રૂર કૃત્યો કરીને દુનિયા ભરમાં નાલેશી અને ફિટકાર વહોરી લીધાં છે.

---

* તા. ક. જૌહાદ અને સાલાન હવે પકડાઈ ગયા છે. જૌહાદને ફાંસીની સજા ફરમાવાઈ ગઈ છે અને સાલાન ઉપર મુકદ્દમો હવે થનાર છે.

# અલ્જેરિયા : રાષ્ટ્રીય મુક્તિની અકથ્ય યાતનામય મજલ

એક કરોડની વસ્તીવાળા નાનકડા 'અલ્જેરિયા'ને ફ્રેન્ચ સામ્રાજ્યવાદની પકડમાંથી સ્વાધીનતા પ્રાપ્ત કરતાં જે અસહ્ય ભીષણ યાતનાઓમાંથી પસાર થવું પડ્યું છે, જે અગણ્ય ભોગો આપવા પડ્યા છે એનો જોટો કદાચ જગતના ઇતિહાસમાં નહિ હોય એવું એક ખાસ કારણ એ પણ છે કે ખુદ અલ્જેરિયાની પ્રજાને સુદ્ધાં અલ્જેરિયા એક સ્વતંત્ર ઘટક છે, અલ્જેરિયાને એની આગવી સત્વશીલ અસ્મિતા છે—એવી જાગૃતિ ઘણાં લાંબા વર્ષો સુધી હતી જ નહિ અલ્જેરિયામાંના ફ્રેન્ચ અને યુરોપી વસાહતીઓ જ નહિ, અલ્જેરિયાના મુસ્લિમ મૂળ-વતનીઓ સુદ્ધાં ફ્રેન્ચ પ્રજાતંત્રના જ એક ભાગ તરીકે ગણાતા આવ્યા હતા અને ફ્રાન્સની પાર્લામેન્ટમાં અલ્જેરિયાના ચૂંટાયેલા પ્રતિનિધિઓ બેસતા હતા ૧૮૪૮થી અલ્જેરિયા ત્રણ વિભાગમાં વહેંચાયેલું હતું અને ફ્રાન્સના અન્ય વિભાગોની જેમ ત્યાંય ગવર્નર-જનરલ ( પ્રિફેક્ટ ) દ્વારા વ્યવસ્થાતંત્રનું સચાલન થતું હતું, આથી સીધી ગુલામી, સીધા સંસ્થાનવાદ જેવું લાગતું ન હતું! આર્થિક શોષણ અને ઇતર જુલ્મોની ઝડી વરસતી હોવા છતાં, ખુલ્લી રાજદ્વારી ગુલામી દેખાતી ન હતી અને અલ્જેરિયા ભવિષ્યમાં ફ્રેન્ચ રાજ્યના-રાષ્ટ્રના જ એક સ્વાભાવિક સમાન ઘટક તરીકે બની રહેશે—એવી ધારણાઓ પણ એકધારી સેવાતી આવી હતી!

તે એટલે સુધી કે અલ્જેરિયાના રાષ્ટ્રીય મુસ્લિમ નેતા ફરહાત અબ્બાસ જેવા પણ વારવાર કહેતા કે-' હું અલ્જેરિયાના રાષ્ટ્રની ખોજમાં છુ પરતુ ક્યાંય મને એનું દર્શન જ થતું નથી!' અને છેક ૧૯૧૨ થી ૧૯૩૫ સુધી જે માંગ આગળ ધરવામાં આવતી હતી તે એટલી જ હતી કે, અલ્જેરિયાવાસીને પૂર્ણ પ્રકારનું ફ્રેન્ચ નાગરિત્વ બક્ષવામાં આવે!

બલ્કે—અલ્જેરિયાના શુદ્ધ રાષ્ટ્રવાદની શક્યતા જ હજી ખુદ અલ્જેરિયાના ભલભલા જાગ્રત મૂળ વતની-ઓને સુદ્ધાં વરતાતી ન હતી* કોઈ જાતના ભેદભાવ વિના તેમને પણ ફ્રેન્ચ નાગરિક તરીકેના તમામ અધિકારો આપવામાં આવે અને સમાન વર્તન દાખવવામાં આવે એ જ તેમની મનોકામના રહી હતી સૌ કોઈ 'assimilation'ની વાત રટતું હતું!

અલબત્ત, ૧૯૨૫માં ફ્રેન્ચ કમ્યુનિસ્ટ પાર્ટીના એક નેતા "મેસ્સાલી હજ'એ પૂર્ણ સ્વાતંત્ર્યની માંગ ઉઠાવી હતી, અને ૧૯૩૧માં ધાર્મિક ઉલેમાઓએ 'ઇસ્લામ ધર્મ', 'અરબી ભાષા' અને 'અલ્જેરિયા દેશ'—નું સૂત્ર આગળ ધરી 'સ્વાધીનતા આ ધરતી પર તમામ પ્રજાનો કુદરતી અધિકાર છે', એવું જાહેર કર્યું હતું આમ છતાં, છેક બીજા વિશ્વયુદ્ધના અંત પછી ય લાંબા કાળ સુધી અલ્જેરિયાના વિકાસ અને ઉદ્ધારની ભાવના પાછળ યુરોપ અને ફ્રાન્સની પ્રેરણા જ કામ કરી રહી હતી એથી જ તો, ફરહાત અબ્બાસથી માંડી—જનરલ દ'ગોલ સૌની નજર ર 'ફ્રાન્સમાં ઓતપ્રોત ( assimilate ) બની ગ અલ્જેરિયા' જ સ્વાભાવિક હતું

એથી જ તો, અલ્જેરિયાના રાષ્ટ્રીય ઇતિહાસ વિટંબના જ એ છે કે જ્યારે ૧૯૫૪માં રાષ્ટ્ર અસ્મિતાનો બુલંદ પડકાર ઊઠયો ત્યારે તેના પ્રારંભ પાયાના રાષ્ટ્રવાદી નેતા ફરહાત અબ્બાસ વા કમ્યુનિ મેસ્સાલી વા ધાર્મિક ઉલેમા—ત્રણેથી તદ્દન સ્વત રીતે જ ઊઠયો હતો!

## કઠોર સત્યની ઝાંખી !

હકીકતે, જે યુરોપી વસાહતીઓના ઐતિહાસિ કારણે આ assimilationની ભાવના વરસો થ દૃઢ સ્વરૂપે જીવંત રહી હતી, તે જ વસાહતીઓ

* અલ્જેરિયામાં જન્મેલા મહાન સાહિત્યકાર આલ્બ કામૂએ પણ ઘણા સમય સુધી સ્વતંત્ર અલ્જેરિયા કરતાં ફ્રેન્ચ સંસ્કારિતા અને રાજકારણી પ્રવાહમાં ઓતપ્રો બનેલા અલ્જેરિયાની જ સિફારસ કરી હતી, તથા ૧૯૩૬ યુરોપના ઇતિહાસમાં નોંધપાત્ર બનેલી ફ્રાન્સની 'પોપ્યુલર ફ્ર (લિઓ બ્લુમની) સરકાર' પણ વધુમાં વધુ એટલું જ વિચા શકી હતી કે 'અલ્જેરિયાના મુસ્લિમોને ફ્રાન્સના નાગરિ તરીકેના રાજકીય હકો આપવા ' અને તેય ક્રમશ અને વરસો દરમ્યાન!

સ્વાર્થાંધતા અને સત્તાશીલતાએ અલ્જેરિયાની મૂળવતની મુસ્લિમ પ્રજાને સંપૂર્ણ સ્વતંત્રતાના રાહે ધકેલી હતી. એણે જ તો ' અલ્જેરિયા ફ્રાન્સ છે નહિ, થઈ શકશે નહિ '—એવું સત્ય અપમાનો અને આઘાતો દ્વારા શીખવ્યું હતું !

વાત સાફ હતી—અલ્જેરિયાને પોતાનામાં ઓતપ્રોત કરવાનું ફ્રેન્ચપ્રજા અને કેટલાક ફ્રેન્ચ પ્રગતિશીલોને ભલે જોઈતું હોય, અલ્જેરિયાના યુરોપી વસાહતીઓ માટે તો એ, પોતે જે ડાળી પર ચઢેલા છે તેને જ વાઢવા જેવું, સ્પષ્ટ દેખાતું હતું !

આવા અસંખ્ય આઘાતો સહ્યા પછી, ફરહાત અબ્બાસે ૧૯૩૮માં 'યુનિયન પોપ્યુલર અલ્જેરિયન' પાર્ટીની સ્થાપના કરી હતી—જો કે 'એકાકાર' થવાનું સ્વપ્નું હવે ઊડી ગયું હતું, પરંતુ ફ્રાન્સમાંથી તેની શ્રદ્ધા હજી ખતમ થઈ ન હતી !

ત્યાં તો, ૧૯૩૯ માં બીજું વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું ૧૯૪૦ માં હિટલરી-હલ્લો થતાં ૭ અઠવાડિયામાં જ ફ્રાન્સ ઊખડી ગયું અને ફાસિવાદનું શરણું લેનાર માર્શલ પેતાંને હાથ પડ્યું ! ત્યારે અલ્જેરિયાના યુરોપી વસાહતીઓ પોતાને જ પંપાળી રહ્યા હતા, અને પોતાની સરકારને પડકાર કરી, આખા રાષ્ટ્રનો મોરચો ખડો કરવા મથતા દ'ગોલને દુશ્મન તરીકે જોતા થયા હતા. તો, અલ્જેરિયાના રાષ્ટ્રવાદી નેતા ફરહાત અબ્બાસ દ'ગોલ અને મિત્ર રાજ્યો (અમેરિકા, બ્રિટન)ના પક્ષે યુદ્ધમાં શામેલ થવા તૈયાર હતા—જો યુદ્ધ દરમ્યાન પણ કોમી કે ધાર્મિક ભેદભાવ દાખવવામાં ન આવે, અને યુદ્ધ બાદ મૂળવતની મુસ્લિમોના પ્રતિનિધિઓને રાજકીય આર્થિક અને સામાજિક પુનર્રચના કરવાના અધિકાર સોંપવામાં આવે તો. ત્યારબાદ, ૧૯૪૩ માં અબ્બાસે પોતાની સરકારને ઉદ્દેશી જાહેરનામું પણ પ્રગટ કર્યું હતું, જેમાં ૫૫ અગ્રણી મુસ્લિમ દાક્તરો, વકીલો, શિક્ષકો અને રાજકારણી પુરુષોની સહી હતી. તેમાં સ્પષ્ટ માગણી કરવામાં આવી હતી કે—કોમ અને ધર્મના ભેદ વિના સ્વતંત્રતા અને સમાનતાના પાયા પર અલ્જેરિયન બંધારણ ઘડવામાં આવે, અરબીભાષાને રાજ્યભાષા તરીકે ફ્રેન્ચની સાથોસાથ માન્યતા આપવામાં આવે, ખેતીવિષયક સુધારા દાખલ કરવામાં આવે, અખબારી સ્વતંત્રતા અને સંગઠનની સ્વતંત્રતા આપવામાં આવે, મફત ફરજિયાત શિક્ષણ અને મુક્ત રીતે ધર્મનું પાલન કરવાની તક રહે, તથા રાજ્ય અને દેવળને અલગ પાડવાની નીતિ અખત્યાર થાય...'

આ પછી તેમણે જ સ્પષ્ટ શબ્દોમાં ' અલ્જેરિયાના રાજ્ય ' ની વાત પણ પૂર્તિરૂપે રજૂ કરી હતી. પરંતુ જવાબમાં અબ્બાસને પકડીને ગોંધી દેવામાં આવ્યો હતો !

બાદ, અબ્બાસે 'ફ્રાન્સના ફેડરેશનમાં અલ્જેરિયાને સમાન સ્થાન' આપવાની માગણી પ્રગટ કરી. કમ્યુનિસ્ટ મેસ્સાલી તથા ધાર્મિક તત્ત્વોએ એનો વિરોધ કર્યો; અને આંતરિક ફાટફૂટ જોઈ ફ્રાન્સની ફોજોએ તથા યુરોપી વસાહતીઓએ સશસ્ત્ર દમનદોર વીંઝ્યો.

## નવું સૂત્ર : નવાં શસ્ત્ર

૧૯૪૫ના મેની ૮મીએ યુદ્ધ-વિજયદિન'ની ઊજવણીમાં સેતિફ શહેરમાં હજારો મુસ્લિમોએ ફ્રેન્ચ, રશિયન, બ્રિટિશ, અને અમેરિકાના ધ્વજો હાથમાં લઈને નિદર્શન કર્યું અને 'સામ્રાજ્યવાદ ખતમ હો'નાં સૂત્રો ઉચ્ચાર્યાં; આમાંથી ફોજ સાથે અથડામણ થઈ. પછી તો યુરોપીઅનો અને મુસ્લિમો ( વસાહતીઓ અને મૂળવતનીઓ ) વચ્ચે આંતરવિગ્રહ સળગી ઊઠ્યો ! સેંકડોની કતલ થઈ—૨ લાખ યુરોપીઅનો હિજરત કરી ગયા...ફ્રેન્ચ દળોએ અમાનુષી અત્યાચારોની વણઝાર ઉતારી વેર વાળ્યું. ૧૦૦ યુરોપીઅની હત્યા સામે હજારો ( સરકારી આંકડા મુજબ ૧૦૦૦, ખુદ ફ્રેન્ચ અધિકારીઓના કહેવા મુજબ ૬૦૦૦ થી ૮૦૦૦ અને ફ્રાન્સના માજી વડાપ્રધાન બિદોલના અંદાજ મુજબ ૨૦,૦૦૦ તથા અલ્જેરિયન રાષ્ટ્રવાદીઓના કહેવા મુજબ ૪૦,૦૦૦ થી ૫૦,૦૦૦ ! ) મુસ્લિમોની કતલ કરવામાં આવી...અબ્બાસ (ત્યારે ફ્રાન્સ હોવા છતાં)ની અને ૪૫૬૦ મુસ્લિમોની ધરપકડ થઈ ! ૯૯ને ફાંસીએ લટકાવીદેવામાં આવ્યા; ૬૪ને જનમટીપની સજા દેવાઈ.*

* આ દમનકાર્યમાં કમ્યુનિસ્ટોનો પણ હાથ હતો—આ વખતની ફ્રેંચ સરકારમાં કમ્યુનિસ્ટ નેતા મોરિસ થોરેઝ નાયબ વડાપ્રધાનપદે હતો; અને ચાર્લ્સ ટિલન વિમાની પ્રધાન તરીકે. આ ઘટના પછી અગાઉનો કમ્યુનિસ્ટ નેતા મેસ્સાલી કમ્યુનિસ્ટ-વિરોધી બની ગયો હતો.

અલ્જેરિયાના ઇતિહાસમાં ૧૯૪૫ના મેના આ દિવસો અમર અક્ષરે કોતરાઈ ગયા—આ અનુભવ પછી જ, 'સશસ્ત્ર ક્રાંતિનો એક માત્ર રાહ' નું સૂત્ર આગળ આવ્યું અને સાથેસાથ અલ્જેરિયાના સ્વતંત્ર રાષ્ટ્રનું સુદૃઢ સ્પષ્ટ સૂત્ર પણ પ્રુવદ બન્યું ૧૯૪૬ના જૂનમાં જેલમાંથી છૂટીને તરત અબ્બાસે પણ આ નિશ્ચિત ધ્યેયવાળું જાહેરનામું પ્રગટ કર્યું હતું—૭૧% એ એમાં સ્પષ્ટ સમતિ નોંધાવી હતી

બીજી બાજુ—'સેતિફ'નાં આંતરવિગ્રહ પછી ફ્રેન્ચ સરકાર પણ ગભરાઈ ગઈ હતી તેણે ઠંડુ પાણી રેડવા ઘણા પ્રયાસો કર્યા—૧૯૪૭ અને ૪૮માં 'અલ્જેરી આની ધારાસભા' (યુરોપીઅનોના વર્ચસ્વવાળી)ની ચૂંટણી કરવાના દંભી પ્રયાસો કરી જોયા—પરિણામ ઊલટું જ આવ્યું અલ્જેરિયાના વતનીઓએ લોકશાહીનો નવો ફરેબ જોઈ લીધો.

આ પછી તરત જ સશસ્ત્ર ક્રાંતિ સિવાય કોઈ જ રાહ રહેતો નથી એવી પૂરી પ્રતીતિ જેમને થઈ ચૂકી હતી તેવો એક નવો જ યુવાન ક્રાંતિકારી સમૂહ 'બેનેટ નહિ બુલેટ' ('મતપત્ર નહિ, બંદૂકની ગોળી')નું સૂત્ર લઈ રણમેદાને પડ્યો આ નવી નેતાગીરીમાં હતા—૨૮ વર્ષનો યુવાન અહમદ બેન બેલા તથા મહમદ ઈખદર શુભ ક્રાંતિ કેન્દ્રની સ્થાપના કરવામાં આવી અને ફ્રેન્ચ ફોજી કોરપોરલ બેન કાસેમ ક્રિમ તેનો સયોજક બન્યો ઇજીપ્ત-કેરોમાં તેનું કેન્દ્ર સ્થાપ્યુ ત્યાં 'ક્રાંતિકારી કમિટી'ની સ્થાપના થઈ—પાછળથી તે જ વિશાળ 'નેશનલ લિબરેશન ફ્રન્ટ' (NFL = રાષ્ટ્રીય મુક્તિ મોરચા) રૂપે પલટાઈ ગઈ તેણે જ ૧૯૫૪ના નવેમ્બરની ૧લીએ અલ્જેરિયન પ્રજાને 'માથાં હાથમાં લઈ આખરી જંગ ખેલી લેવા' હાકલ કરી • 'દિવસો નહિ લેવો એ ગુનો છે, વિરોધ કરવો એ દેશદ્રોહ છે' બીજી બાજુ ફ્રેન્ચ રાજ્યસત્તાને માન ભરી રીતે વાટાઘાટો કરવાની પણ ઓફર આપી.

આ દિવસોમા જ બાન્ડુંગમા આફ્રિકી-એશિયાઈ રાષ્ટ્રોની પ્રથમ પરિષદ મળી અને તેણે ટ્યુનિશિયા મોરોક્કો તથા અલ્જેરિયાના સ્વાતંત્ર્ય સંગ્રામમા નવો પ્રાણ ફૂંક્યો!

## નવી આબોહવા

આ વરસો દરમ્યાન જ, ખાસ નોંધપાત્ર હકીકત એ બની કે, ટ્યુનિશિયા અને મોરોક્કોની આઝાદીની લડાઈ ઉચ્ચ કક્ષાએ પહોંચી ગઈ હતી આ બને પ્રદેશો અલ્જેરિયાના જમણા-ડાબા જોડિયા ભાઈ જેવાં હતાં. બને સ્થળે અલ્જેરિયાની જેમ વસ્તી ૮૦ ટકા મુસ્લિમ વતનીઓની અને બીજી યુરોપી વસાહતીઓની હતી બને પ્રદેશો ફ્રાન્સની નાગચૂડમાંથી મુક્ત થવાની આખરી લડાઈ ખેલી રહ્યા હતા

•૧૯૫૬ના માર્ચ-એપ્રિલમાં ફ્રેન્ચ હસ્તકનું મોરોક્કો સ્વતંત્ર બન્યું, બાદ ૧૯૫૮ સુધીમાં સ્પેન હસ્તકનો મોરોક્કોનો પ્રદેશ પણ પાછો મળતાં તે અખંડિત બન્યું તે જ રીતે, ૧૯૫૬ના માર્ચમાં જ ટ્યુનિશિયાની આઝાદી પણ પ્રાપ્ત થઈ

બીજી બાજુ ફ્રાન્સના હાથ હિંદી-ચીન (ઇન્ડો-ચાઈના)માં સારી પેઠે સલવાયા હતા, અને ૧૯૫૪ સુધીમાં તો હો-ચી-મિનની ગેરિલા ફોજોએ ફ્રાન્સના લશ્કરી નિષ્ણાતને સપૂર્ણ પરાજયમાં ધીબેડી દીધો હતો, ફ્રેન્ચ પ્રજા પણ ભારે હતાશા અને મૂંઝવણમાં ફેંકાઈ ગઈ હતી

આ સ્થિતિમાં ય, મેન્ડેસ-ફ્રાન્સ (રેડિકલ સોશિયાલિસ્ટ) ની ફ્રેન્ચ સરકાર (૧૯૫૪ થી ૧૯૫૫) હિંદી-ચીન, ટ્યુનિશિયા, મોરોક્કો અને અલ્જેરિયા અંગેની નીતિ પરત્વે કોઈ નિશ્ચિત સુદૃઢ પગલું ભરવા અસમર્થ રહી, ૧૯૫૫માં તેનું પતન થતાં સમાજવાદી મોલેતની સરકાર અસ્તિત્વમાં આવી (૧૯૫૬-૫૭) આ પછીય, અત્યાચાર ગુજારવામાં બાકી રહી ન હતી ગામડાંનાં ગામડાં ઉજ્જડ કરી નાખવામાં આવ્યાં હતાં પરંતુ આથી તો હમેશ બને છે તેમ, બગાવતની ચિનગારી બ્યવસ્થિત આગની જેમ ફેલાઈ ગઈ હતી એફ એલ એન (રાષ્ટ્રીય મોરચો)નાં થાણાં ગામડે ગામડે નખાઈ ચૂક્યાં હતાં, કર-ઉઘરાણાથી માંડી રાજદ્વારી પ્રતિનિધિઓ અને ન્યાયપંચો સુધીનું વ્યવસ્થિત તંત્ર સ્થાયું હતું બીજી બાજુ, આરબ લીગમાં જોડાયેલા દેશો (ઈજીપ્ત, ઈરાક, જોર્ડાન, લેબનોન,

સાઉદી અરેબિયા, સિરિયા, યેમેન ) તરફથી તેને નાણાં, શસ્ત્રો અને બીજી જરૂરીઆતની વસ્તુઓ મળતી હતી. રાષ્ટ્રીય મોરચાનું મુખ્ય મથક પણ ટુનિશિયા બન્યું હતું.

સમાજવાદી વડાપ્રધાન મોલેતની સરકારે એક બાજુ આંધળી દમન નીતિ ચાલુ રાખી; બીજી બાજુ, તે વખતે પારિસમાં વસતા જૂના વિનીત નેતા ફરહાત અબ્બાસને પોતાને પક્ષે ખેંચવા પણ પ્રયાસ કર્યો. પરંતુ અબ્બાસે સ્પષ્ટ સંભળાવી દીધું :

"રાષ્ટ્રીય મોરચાને પક્ષે મેં મારો સંપૂર્ણ ટેકો ધરી દીધો છે...મેં પંદર-પંદર વર્ષ થયાં સહકાર, ચર્ચા વાટાઘાટનો રસ્તો લીધો હતો—એ નાકામિયાબ નીવડ્યો છે. હવે સશસ્ત્ર બંડનો રસ્તો બીજાઓએ અખત્યાર કર્યો છે, ત્યારે હું એમની આડે નહિ આવું...અને હવે તો જ્યાં લગી રાષ્ટ્રીય મોરચા તરફથી મને ફરમાયેશ ન થાય ત્યાં લગી હું કોઈ રાજકીય પગલું નહિ ભરું...'

મોલેત ઢીલો પડ્યો. એણે કટ્ટર યુરોપી સાઉસ્ટેલની જગાએ વિનીત કાટ્રોક્સની અલ્જેરિયામાં નીમણૂક જાહેર કરી. પરંતુ એથી તો અલ્જેરિયામાંના યુરોપી વસાહતી દળો ધૂંધવાયાં. પરિસ્થિતિનો ક્યાસ કાઢવા અલ્જેરિયા ઊપડેલા વડાપ્રધાન મોલેતને પોતાના જ યુરોપી બંધુઓને હાથે અપમાનિત થઈ પાછા ફરવું પડ્યું (૧૯૫૬-ફેબ્રુઆરી ૬ ઠ્ઠી)! યુરોપી હિતોને પોતાના બળની ખાત્રી થઈ ગઈ. તેમણે અલ્જેરિયા વિષેની સ્પષ્ટ (એટલે કે કટ્ટર યુરોપી) નીતિ જાહેર કરવા મોલેત ઉપર દબાણ આણ્યું–જનરલ કાટ્રોક્સને અલ્જેરિયા મોકલવાનું માંડી વાળવું પડ્યું. અને 'ફ્રાન્સ અલ્જેરિયામાંથી નહિ ખસે' એવી જાહેર બાહેંધરી રેડિયો ઉપરથી મોલેતે આપી ય ખરી!

## ૪થા પ્રજાસત્તાકનો અંત!

પરંતુ સમસ્યા વધુ ને વધુ ગુંચવાતી જતી હતી. ૪ લાખનું ફ્રેન્ચ સૈન્ય અલ્જેરિયામાં ખડે પગે ગોઠવવા છતાં પરિસ્થિતિમાં કશો 'સુધારો' થતો ન હતો. બીજી બાજુ–'રાષ્ટ્રીય મોરચો' તો હવે વિદેશોના—બેલ્જિયમ, ઇટલી, જર્મની, પૂર્વ જર્મની તથા ઝેકોસ્લોવાકિયાના—ખુલ્લા બજારોમાંથી શસ્ત્રોની ખરીદી કરતો હતો. મોરોક્કો અને ટુનિશિયા, લિબિયા ઉપરાંત ઇજિપ્ત અને સીરિયાની, તથા પાછળથી ઇરાકની પણ, પૂરેપૂરી કુમક તેને મળી રહી હતી. આ બધા સામે ફ્રેન્ચ સરકાર કશું જ કરી શકે એમ હતી નહિ, ઊલટી બદનામ થઈ રહી હતી. વળી, રાષ્ટ્રીય મોરચાએ તો યુનોમાં પોતાનો કેસ રજૂ કરવાની ધમકી ય આપી દીધી હતી!

વધુમાં, ક્રાંતિકારી નેતા બેન બેલા મોરોક્કોના રાજા મહમદનો મેમાન હતો તે દરમ્યાન તેનું અપહરણ કરી જવા માટે દુનિયાભરમાં વાવટોળ ઊપડ્યો હતો. અધૂરામાં પૂરું ટુનિશિયા ઉપર ફ્રેન્ચ બોમ્બમારો થયાની ઘટનાએ બળતામાં પેટ્રોલ રેડ્યું હતું!

અંતે બધી બાજુના ધૂંધવાટે લશ્કરમાં ઉશ્કેરાટ આણ્યો. મોલેતે રાજીનામું આપી દીધું અને પીઅરી ફ્લિમલિન સત્તામાં આવવાના ભણકારા વાગી રહ્યા હતા; ત્યાં (૧૯૫૮ના મે મહિનામાં) અલ્જેરિઆની રાજધાનીમાં જનરલ સાલાનની દોરવણી નીચે રેસિડન્ટ–મિનિસ્ટર સાઉસ્ટેલની હાજરીમાં યુરોપીઅનોએ બંડ પોકાર્યું. પરિસ્થિતિ હાથથી બહાર નીકળી જાય તે પૂર્વે દ'ગોલે રાજસત્તા માટે બીડું ઝડપી લીધું : 'ફ્રેન્ચ પ્રજાસત્તાકનાં સૂત્રો મારે હાથ લેવા હું તૈયાર છું.'

જૂનમાં વડા પ્રધાન તરીકે અને ડિસેમ્બર ૧૯૫૮માં ફ્રાન્સના સર્વસત્તાધીશ રાષ્ટ્રપતિ (પ્રેસિડન્ટ) તરીકે તેણે સત્તાનાં તમામ સૂત્રો પોતાને હસ્તક લઈ લીધાં–અને ૪થા ફ્રેંચ પ્રજાસત્તાકનો અંત આવ્યો!

## નવું પ્રકરણ :

ફ્રાન્સ અને અલ્જેરિયાના ઇતિહાસમાં વરસોના ધૂંધવાટ અંતે એક નવું પ્રકરણ—આશા અને ઉત્સાહનું પ્રચંડ મોજું વ્યાપી ગયું.

દ'ગોલે થોડાક મહિના અનિશ્ચિત સ્થિતિમાં ગાળ્યા, બાદ, દૃઢ પગલાં આરંભી દીધાં. પોતેજ નીમેલી 'અલ્જેરિયન કમિટી ઓફ પબ્લિક સેફ્ટી' (લશ્કરી કમિટી) ને વિખેરી નાખી ઓક્ટોબરમાં બધી સત્તા સિવિલિયન અમલદારને હસ્તક રહે તેવી વ્યવસ્થા કરી; તથા પોતાના હુકમોને તાબે નહિ થનાર અમલદારો પર કેસ ચલાવવાની હિંમત કરી. આની સામે, તત્કાળ દબાઈને રહેલા, અલ્જેરિયાના માજી લશ્કરી અમલદારો જનરલ રાઓલ સાલાન

અલ્જેરિયાના ઇતિહાસમાં ૧૯૪૫ના મેના આ દિવસો અમર અક્ષરે કોતરાઈ ગયા—આ અનુભવ પછી જ, 'સશસ્ત્ર ક્રાંતિનો એક માત્ર રાહ' નું સૂત્ર આગળ આવ્યું અને સાથોસાથ અલ્જેરિયાના સ્વતંત્ર રાષ્ટ્રનું સુદૃઢ સ્પષ્ટ સૂત્ર પણ બુલંદ બન્યું ૧૯૪૬ના જૂનમાં જેલમાંથી છૂટીને તરત અબ્બાસે પણ આ નિશ્ચિત ધ્યેયવાળું જાહેરનામું પ્રગટ કર્યું હતું—૭૧% એ એમાં સ્પષ્ટ સંમતિ નોંધાવી હતી.

બીજી બાજુ—'સેતિફ'નાં આંતરવિગ્રહ પછી, ફ્રેન્ચ સરકાર પણ ગભરાઈ ગઈ હતી. તેણે ઠંડુ પાણી રેડવા ઘણા પ્રયાસો કર્યા—૧૯૪૭ અને ૪૮માં 'અલ્જેરીઆની ધારાસભા' (યુરોપીઅનોના વર્ચસ્વવાળી)ની ચૂંટણી કરવાના દંભી પ્રયાસો કરી લીધા—પરિણામ ઊલટું જ આવ્યું. અલ્જેરિયાના વતનીઓએ લોકશાહીનો નવો ફરેબ જોઈ લીધો.

આ પછી તરત જ સશસ્ત્ર ક્રાંતિ સિવાય કોઈ જ રાહ રહેતો નથી એવી પૂરી પ્રતીતિ જેમને થઈ ચૂકી હતી તેવો એક નવો જ યુવાન ક્રાંતિકારી સમૂહ 'બેલેટ નહિ બુલેટ' ('મતપત્ર નહિ, બંદૂકની ગોળી')નું સૂત્ર લઈ રણમેદાને પડયો. આ નવી નેતાગીરીમાં હતા—૨૮ વર્ષનો યુવાન અહમદ બેન બેલા તથા મહમદ ઇખદર... ગુપ્ત ક્રાંતિ કેન્દ્રની સ્થાપના કરવામાં આવી અને ફ્રેન્ચ ફોજી કોરપોર બેલ કાસેમ ક્રિમ તેનો સંયોજક બન્યો. ઇજીપ્ત-કેરોમાં તેનું કેન્દ્ર સ્થાપ્યું...ત્યાં 'ક્રાંતિકારી કમિટી'ની સ્થાપના થઈ—પાછળથી તે જ વિભાગ 'નેશનલ લિબરેશન ફ્રન્ટ' (NFL = રાષ્ટ્રીય મુક્તિ મોરચા) રૂપે પલટાઈ ગઈ. તેણે જ ૧૯૫૪ના નવેમ્બરની ૧લીએ અલ્જેરિયન પ્રજાને 'માથાં હાથમાં લઈ આખરી જંગ ખેલી લેવા' હાકલ કરીઃ 'દિરસો નહિ લેવો એ ગુનો છે, વિરોધ કરવો એ દેશદ્રોહ છે' બીજી બાજુ ફ્રેન્ચ રાજ્યસત્તાને માન ભરી રીતે વાટાઘાટો કરવાની પણ ઑફર આપી.

આ દિવસોમાં જ બાન્ડુન્ગમાં આફ્રિકી-એશિયાઈ રાષ્ટ્રોની પ્રથમ પરિષદ મળી અને તેણે ટુનિશિયા, મોરોક્કો તથા અલ્જેરિયાના સ્વાતંત્ર્ય સંગ્રામમાં નવો પ્રાણ ફૂંક્યો!

## નવી આબોહવા

આ વરસો દરમ્યાન જ, ખાસ નોંધપાત્ર હકીકત એ બની કે, ટુનિશિયા અને મોરોક્કોની આઝાદીની લડાઈ ઉચ્ચ કક્ષાએ પહોંચી ગઈ હતી. આ બંને પ્રદેશો અલ્જેરિયાના જમણા-ડાબા જોડિયા ભાઈ જેવાં હતાં બંને સ્થળે અલ્જેરિયાની જેમ વસ્તી ૯૦ ટકા મુસ્લિમ વતનીઓની અને બીજી યુરોપી વસાહતીઓની હતી. બંને પ્રદેશો ફ્રાન્સની નાગચૂડમાંથી મુક્ત થવાની આખરી લડાઈ ખેલી રહ્યા હતા.

●૧૯૫૬ના માર્ચ–એપ્રિલમાં ફ્રેન્ચ હસ્તકનું મોરોક્કો સ્વતંત્ર બન્યું; બાદ ૧૯૫૮ સુધીમાં સ્પેન હસ્તકનો મોરોક્કોનો પ્રદેશ પણ પાછો મળતાં તે અખંડિત બન્યું તે જ રીતે, ૧૯૫૬ના માર્ચમાં જ ટુનિશિયાની આઝાદી પણ પ્રાપ્ત થઈ

બીજી બાજુ, ફ્રાન્સના હાથ હિંદી-ચીન (ઇન્ડો-ચાઈના)માં સારી પેઠે સલવાયા હતા; અને ૧૯૫૪ સુધીમાં તો હો-ચી-મિનની ગેરિલા ફોજોએ ફ્રાન્સના લશ્કરી મિજાજને સંપૂર્ણ પરાજયમાં થીજાવી દીધો હતો; ફ્રેન્ચ પ્રજા પણ ભારે હતાશા અને મૂંઝવણમાં ફેંકાઈ ગઈ હતી

આ સ્થિતિમાં ય, મેન્ડેસ-ફ્રાન્સ (રેડિકલ સોશિયાલિસ્ટ) ની ફ્રેંચ સરકાર (૧૯૫૪ થી ૧૯૫૫) હિંદી-ચીન, ટુનિશિયા, મોરોક્કો અને અલ્જેરિયા અંગેની નીતિ પરત્વે કોઈ નિશ્ચિત સુદૃઢ પગલું ભરવા અસમર્થ રહી, ૧૯૫૫માં તેનું પતન થતાં સમાજવાદી મોલેતની સરકાર અસ્તિત્વમાં આવી (૧૯૫૬–૫૭). આ પછીય, અત્યાચાર ગુજારવામાં બાકી રહી ન હતી...મામડાંનાં ગામડાં ઉજ્જડ કરી નાખવામાં આવ્યાં હતાં. પરંતુ આથી તો હમેશ બને છે તેમ, બગાવતની ચિનગારી વ્યવસ્થિત આગની જેમ ફેલાઈ ગઈ હતી. એફ. એલ. એન (રાષ્ટ્રીય મોરચો)નાં થાણાં ગામડે ગામડે નખાઈ ચૂકયાં હતાં; કર-ઉઘરાણુવાળી માંડી રાજદ્વારી પ્રતિનિધિઓ અને ન્યાયપંચો સુધીનું વ્યવસ્થિત તંત્ર સ્થાયું હતું. બીજી બાજુ, આરબ લીગમાં જોડાયેલા દેશો (...' ઇરાક

સાઉદી અરેબિયા, સિરિયા, યેમેન ) તરફથી તેને નાણાં, શસ્ત્રો અને બીજી જરૂરીઆતની વસ્તુઓ મળતી હતી. રાષ્ટ્રીય મોરચાનું મુખ્ય મથક પણ ટ્યુનિશિયા બન્યું હતું.

સમાજવાદી વડાપ્રધાન મોલેતની સરકારે એક બાજુ આંધળી દમન નીતિ ચાલુ રાખી; બીજી બાજુ, તે વખતે પારિસમાં વસતા જૂના વિનીત નેતા ફરહાત અબ્બાસને પોતાને પક્ષે ખેંચવા પણ પ્રયાસ કર્યો. પરંતુ અબ્બાસે સ્પષ્ટ સંભળાવી દીધું :

'રાષ્ટ્રીય મોરચાને પક્ષે મે મારો સંપૂર્ણ ટેકો ધરી દીધો છે...મેં પંદર-પંદર વર્ષ થયાં સહકાર, શર્થા વાટા-ઘાટનો રસ્તો લીધો હતો—એ નાકામિયાબ નીવડયો છે. હવે સશસ્ત્ર બંડનો રસ્તો બીજાઓએ અખત્યાર કર્યો છે, ત્યારે હું એમની આડે નહિ આવું...અને હવે તો જ્યાં લગી રાષ્ટ્રીય મોરચા તરફથી મને ફરમાયેશ ન થાય ત્યાં લગી હું કોઈ રાજકીય પગલું નહિ ભરું...'

મોલેત ઢીલો પડયો. એણે કટ્ટર યુરોપી સાઉસ્ટેલની જગાએ વિનીત કાટ્રૌક્સની અલ્જેરિયામાં નીમણૂક જાહેર કરી. પરંતુ એથી તો અલ્જેરિયામાંના યુરોપી વસાહતી દળો ધૂંધવાયાં. પરિસ્થિતિનો ક્યાસ કાઢવા અલ્જેરિયા ઊપડેલા વડાપ્રધાન મોલેતને પોતાના જ યુરોપી બંધુઓને હાથે અપમાનિત થઈ પાછા ફરવું પડયું ( ૧૯૫૬ ફેબ્રુઆરી ૬ ઠ્ઠી )! યુરોપી હિતોને પોતાના બળની ખાત્રી થઈ ગઈ. તેમણે અલ્જેરિયા વિષેની સ્પષ્ટ ( એટલે કે કટ્ટર યુરોપી ) નીતિ જાહેર કરવા મોલેત ઉપર દબાણ આણ્યું-જનરલ કાટ્રૌક્સને અલ્જેરિયા મોકલવાનું માંડી વાળવું પડયું. અને ' ફ્રાન્સ અલ્જેરિયામાંથી નહિ ખસે' એવી જાહેર બાંહેધરી રેડિયો ઉપરથી મોલેતે આપી ય ખરી !

## ૪થા પ્રજાસત્તાકનો અંત !

પરંતુ સમસ્યા વધુ ને વધુ ગુંચવાતી જતી હતી. ૪ લાખનું ફ્રેન્ચ સૈન્ય અલ્જેરિયામાં ખડે પગે ગોઠવવા છતાં પરિસ્થિતિમાં કશો 'સુધારો' થતો ન હતો. બીજી બાજુ–રાષ્ટ્રીય મોરચો' તો હવે વિદેશોના—બેલ્જિયમ, ઇટલી, જર્મની, પૂર્વ જર્મની તથા ઝેકોસ્લોવાકિયાના—ખુલ્લા બજારોમાંથી શસ્ત્રાસ્ત્રોની ખરીદી કરતો હતો. મોરોક્કો અને ટ્યુનિશિયા, લિબિયા ઉપરાંત ઇજિપ્ત અને સીરિયાની, તથા પાછળથી ઇરાકની પણ, પૂરેપૂરી કુમક તેને મળી રહી હતી. આ બધા સામે, ફ્રેન્ચ સરકાર કશું જ કરી શકે એમ હતી નહિ, ઊલટી બદનામ થઈ રહી હતી. વળી, રાષ્ટ્રીય મોરચાએ તો યુનોમાં પોતાનો કેસ રજૂ કરવાની ધમકી ય આપી દીધી હતી!

વધુમાં, ક્રાંતિકારી નેતા બેન બેલા મોરોક્કોના રાજા મહમદનો મેમાન હતો તે દરમ્યાન તેનું અપહરણ કરી જવા માટે દુનિયાભરમાં વાવટોળ ઊપડયો હતો. અધૂરામાં પૂરું ટ્યુનિશિયા ઉપર ફ્રેન્ચ બોમ્બમારો થયાની ઘટનાએ બળતામાં પેટ્રોલ રેડયું હતું!

અંતે બધી બાજુના ધૂંધવાટે લશ્કરમાં ઉશ્કેરાટ આણ્યો. મોલેતે રાજીનામું આપી દીધું અને પીઅરી ફ્લિમલિન સત્તામાં આવવાના ભણકારા વાગી રહ્યા હતા; ત્યાં ( ૧૯૫૮ના મે મહિનામાં ) અલ્જેરિઆની રાજધાનીમાં જનરલ સાલાનની દોરવણી નીચે રેસિડન્ટ-મિનિસ્ટર સાઉસ્ટેલની હાજરીમાં યુરોપીઅનોએ બંડ પોકાર્યું. પરિસ્થિતિ હાથથી બહાર નીકળી જાય તે પૂર્વે દ'ગોલે રાજસત્તા માટે બીડું ઝડપી લીધું : 'ફ્રેન્ચ પ્રજાસત્તાકનાં સૂત્રો મારે હાથ લેવા હું તૈયાર છું.'

જૂનમાં વડા પ્રધાન તરીકે અને ડિસેમ્બર ૧૯૫૮માં ફ્રાન્સના સર્વસત્તાધીશ રાષ્ટ્રપતિ ( પ્રેસિડન્ટ ) તરીકે તેણે સત્તાનાં તમામ સૂત્રો પોતાને હસ્તક લઈ લીધાં!–અને ૪થા ફ્રેંચ પ્રજાસત્તાકનો અંત આવ્યો!

## નવું પ્રકરણ :

ફ્રાન્સ અને અલ્જેરિયાના ઇતિહાસમાં વરસોના ધૂંધવાટ અંતે એક નવું પ્રકરણ—આશા અને ઉત્સાહનું પ્રચંડ મોજું વ્યાપી ગયું.

દ'ગોલે થોડાક મહિના અનિશ્ચિત સ્થિતિમાં ગાળ્યા, બાદ, દઢ પગલાં આરંભી દીધાં. પોતેજ નીમેલી 'અલ્જેરિયન કમિટી ઓફ પબ્લિક સેફ્ટી' (લશ્કરી કમિટી) ને વિખેરી નાખી ઓક્ટોબરમાં બધી સત્તા સિવિલિયન અમલદારને હસ્તક રહે તેવી વ્યવસ્થા કરી; તથા પોતાના હુકમોને તાબે નહિ થનાર અમલદારો પર કેસ ચલાવવાની હિંમત કરી. આની સામે, તત્કાલ દબાઈને રહેલા, અલ્જે-રિયાના માજી લશ્કરી અમલદારો જનરલ રાઓલ સાલાન

(હવે પછીના દ'ગૉલ સામેના 'ગુપ્ત ફોજી મોરચા'ના સૂત્રધાર) અને જનરલ મૉરિસ ચાલ્લે એ હલ્લો બોલાવ્યો : ૧૯૬૦ના જાન્યુઆરીની ૨૪ મીએ ફોજી અમલદારોની નવી બગાવત જાગી ઊઠી જનરલ માસ્સુ (દ'ગૉલે તેને અલ્જેરિયાથી ખસેડયો હતો) નોય એની પાછળ હાથ હતો. એણે આ બગાવત પૂર્વે કહી નાખ્યું હતું કે 'દ'ગૉલ કરતાં અલ્જેરિયાના યુરોપી વસાહતીઓની વફાદારીને હું પ્રથમ સ્થાન આપું છું' અને જનરલ ચાલ્લેએ અલ્જેરિયામાંના ફ્રેન્ચ લશ્કરનો દાણો દબાવી જોયો હતો—'બગાવતીઓ' ઉપર બંદૂકો નહિ ચલાવે એવી ખાત્રી મેળવી લીધી હતી. યુરોપી વસાહતીઓ તો એમની પડખે હતા જ. આથી દ'ગૉલને ઉથલાવી પાડવાની ધારણાઓ—ગણત્રીઓ થઈ રહી હતી. 'બગાવત' શરૂ થઈ ગઈ અને અલ્જિઅર્સ (રાજધાની) ના મધ્યભાગો ઉપર તેમણે કબજો મેળવી પણ લીધો. પરંતુ બધી ગણત્રીઓ ખોટી પડી, બધી બાજી ધૂળમાં મળી ફ્રેંચ સેના દ'ગૉલને વફાદાર રહી, 'બગાવત' નિષ્ફળ ગઈ.

## ચમત્કારિક પલટો

પરિસ્થિતિમાં ચમત્કારિક પલટો આવ્યો. ફ્રાન્સ અને દુનિયા આખીએ સુદૃઢ સ્વસ્થ નીતિનો ઘડનારો નેતા દ'ગૉલમાં જોયો. 'રાષ્ટ્રીય મોરચો'ના સૂત્રધારોને પણ ખાત્રી થઈ કે, યુરોપી વસાહતીઓ સામે ઝૂઝી જનારામાં તો એક દ'ગૉલ ન હતો આ પછી દ'ગૉલની અલ્જેરિયા વિષેની નીતિ વધુ મક્કમ અને વધુ સ્પષ્ટ બનતી ગઈ, તેમ તેમ લાંબા નિષ્ફળ આંતરિક વિગ્રહથી થાકેલી અને હતાશ બનેલી ફ્રેન્ચ પ્રજામાં પણ પલટો આવવા લાગ્યો. દ'ગૉલની ધીટ સમતોલ પ્રગતિશીલ નીતિ તરફ પ્રજામત ઝૂકવા લાગ્યો

દ'ગૉલે ૧૯૬૦ના નવેમ્બરથી જ 'રાષ્ટ્રીય મોરચા' સામે 'ઑફર' મૂકવા માંડી—

**'અલ્જેરિયાવાસીઓ આત્મનિર્ણયના અધિકારી છે. તેઓ ફ્રાન્સ પ્રજાતંત્રની અંદર રહે કે બહાર નીકળી જાય, મૈત્રીથી રહે કે વિરોધી તરીકે —નિર્ણય કરવા અધિકારી છે. પ્રજામતના આધારે નિર્ણય આવશે તો, ફ્રાન્સ એનો વિરોધ નહિ કરે'**

આ પછી ખુદ દ'ગૉલે અલ્જેરિયાનો પ્રવાસ ખેડયો (ડિસેમ્બર ૧૯૬૦), અને યુરોપી વસાહતીઓએ એના સામે રોષભર્યા દેખાવો કર્યા... પરંતુ ત્યારે, મુસ્લિમવતનીઓએ એથી ય પ્રચંડ સંખ્યામાં 'આવકાર-નિદર્શનો' કર્યા પરિણામે બંને જૂથો વચ્ચે વળી ભયંકર પ્રસ્ફોટ થયા વિના ન રહ્યો—૧૦૦ મુસ્લિમોની લાશ પડી, અને સામે મુસ્લીમોએ યુરોપીઅનો પર હલ્લા કર્યા આ વખતે, અલ્જેરિયાના ઇતિહાસમાં પહેલીવાર ફ્રેન્ચ લશ્કરે ફ્રેન્ચો-યુરોપીઅનો ઉપર ગોળીઓ છોડી !

દ'ગૉલે જરાય ગભરાટ વિના ફ્રાન્સ અને અને અલ્જેરિયામાં 'રેફરેન્ડમ' (મતદાન) લીધું (૧૯૬૧ જાન્યુઆરી); આ પરિણામે સ્પષ્ટ કર્યું કે ફ્રેન્ચ પ્રજા દ'ગૉલની નીતિને આવકારે છે.

## માર્ગની સરળતા ?

આ પછીનો દ'ગૉલનો માર્ગ પ્રમાણમાં સરળ હતો. એકંદર પ્રજા અને ફોજ અલ્જેરિયાની મુક્તિના અધિકારની વાત સ્વીકારતી થઈ હતી, 'રાષ્ટ્રીય મોરચા'ની સાથે વાટાઘાટો કરવાના પ્રયાસોને ન્યાયી લેખતી થઈ હતી.

'રાષ્ટ્રીય મોરચો' પણ આ દરમ્યાન વધુ મજબૂત બન્યો હતો, વધુ વિસ્તૃત બન્યો હતો, અને વિશાળ ધોરણે અલ્જેરિયાના ભાવિ વિષે વિચારતો થયો હતો

૧૯૬૧ સુધીમાં તો 'કામ ચલાઉ સ્વતંત્ર અલ્જેરિયન સરકાર'ના પ્રતિનિધિઓ-એલચીઓ—વિદેશોમાં બિરાજતા થઈ ગયા હતા. એનું વડું મથક ટુનિશિયામાં સલામત હતું. આ ગુપ્ત સરકારની પાર્લામેન્ટ ૫૪ નેતાઓની બનેલી હતી. અને ૧૯૬૧ સુધીમાં ૧૫૦૦૦નું શિસ્ત અને કૌશલ્યવાળું સૈન્ય તેની પડખે તૈયાર હતું

બધી રીતે અલ્જેરિયા સ્વતંત્રતાને આરે આવી ઊભું હતું. દ'ગૉલ માટે હવે વૃથા વિલંબ કરવો

હિતાવહ ન હતો. જેટલો સમય વધુ વીતે એટલી વધુ તૈયારીઓ કરવાની તક સાલાનના ગુપ્ત ફોજી સંગઠનને મળે—એ વાત સ્પષ્ટ હતી. ઇવિયાન (ફ્રેન્ચઆલ્પ્સ)માં વાટાઘાટોનો આરંભ થઈ ગયો–ઘડીભર તૂટું તૂટું થતી વાટાઘાટોને વળ આપીને દંગોલે તંતુ પકડી રાખ્યો. એક વાર આંતરિક યુદ્ધ અટકી જાય, એક વાર કામચલાઉ શાંતિનો ઝંડો ફરકે અને કોઈ પણ પ્રકારના આવેશમાંથી બહાર નીકળીને વાટાઘાટો આગળ વધે એ જરૂરી હતું. મુખ્ય મુદ્દાઓ વિષે સમજૂતી થાય તો બીજી અનેક વધુ જટિલ સમસ્યાઓનો ઉકેલ અશક્ય નથી, એવી શ્રદ્ધા પણ બંને પક્ષે ખરી જ ખરી.

ક્રાંતિકારી રાષ્ટ્રીય સરકારની બેઠક રાબાતમાં મળી ત્યારે સરકારના નાયબ વડાપ્રધાન બેન બેલા અને તેના ચાર સાથીઓ જેલમાંથી મુક્ત થઈ એરોપ્લેન દ્વારા તેમની વચ્ચે આખરી નિર્ણયની વેળાએ આવી પણ પૂગ્યા હતા!

રાષ્ટ્રીય સરકારના મુખ્ય મુદ્દાઓ આટલા હતા—

૧ અલ્જેરિયાની સંપૂર્ણ સ્વાધીનતાનો સ્વીકાર.

૨ અલ્જેરિયાના ભાગલા પાડવાનો ઇન્કાર.

૩ કા. ર. સરકારને અલ્જેરિયન પ્રજાની એકમાત્ર સત્તાવાર સરકાર તરીકે માન્યતા.

આ મુદ્દાઓ ઉપર સંમતિ જણાતાં વધુ વીગતો પર વિચારણા શક્ય બની, અને અંતે તા. ૧૯ માર્ચે નીચેના મુદ્દાઓ પર કરાર કરવામાં આવ્યા—

(૧) અલ્જેરિયામાં વસતા તમામ ફ્રેન્ચોના જાનમાલની સલામતીની બાંયધરી એફ. એલ. એન. (અલ્જીરિયન રાષ્ટ્રવાદી સરકાર) આપે છે. એના બદલામાં ફ્રાંસ તેને દર વર્ષે લગભગ બે અબજ રૂપિયા જેટલી મદદ આપશે.

(૨) અલ્જેરિયન રાષ્ટ્રવાદી સરકારે સામ્યવાદી ગણી શકાય એવી જમીનની ટોચ મર્યાદાની અને વધારાની જમીન ભૂમિહીનોને આપવાની યોજનાને હળવી બનાવવી, જેથી તેની અસર બહુમાં બહુ ૩૦૦ જેટલા મોટા ફ્રેન્ચ જમીન-માલિકો પૂરતી જ થવા પામે. વધુમાં એ યોજનાને પણ રફતે રફતે અમલમાં મૂકવી.

(૩) અલ્જેરિયાએ ફ્રાંસને મર્સ-એલકબીરનું જંગી નૌકા મથક તથા સહરામાંના વિમાની મથકો ૧૦ વર્ષના પટે ભાડે આપવા.

(૪) અલ્જેરિયાની પ્રજાકીય સંસ્થાઓમાં ત્યાંના ફ્રેન્ચોને તેની વસતિના પ્રમાણમાં પ્રતિનિધિત્વ અપાશે, અને ગમે તે હોદ્દા પર આવી શકશે.

(૫) શરૂઆતનાં પાંચ વર્ષ સુધી અલ્જેરિયન લોહીની તેમજ ફ્રેન્ચ લોહીની પ્રજાઓ અલ્જેરિયા તેમજ ફ્રાંસ, બન્નેનું નાગરિકત્વ ધરાવી શકશે, પણ પાંચ વર્ષ પછી એમણે બેમાંથી ગમે તે એકની પસંદગી કાયમ માટે કરવાની રહેશે.

(૬) ફ્રેન્ચોને પડખે રહી લડનારા મુસ્લિમો સામે અલ્જેરિયન ભાવિ સરકાર વેરવૃત્તિ રાખશે નહિ.

આ પછી તરત જ ફ્રાંસમાં પાર્લામેન્ટ બોલાવવામાં આવી. તેમાં સમાધાનના કરારની જાહેરાત કરાઈ.

'અલ્જેરિયામાં ફ્રાંસના સહકાર સાથેનું સ્વરાજ્ય તમને મંજૂર છે?' એવા એક પ્રશ્ન પર લોકમત લેવાશે. તેજ રીતે, ફ્રાંસમાં પણ અલ્જેરિયા સાથેના કરાર પર લોકમત લેવાશે.

પછી અલ્જેરિયાને છૂટ પાડવા પૂરતો ફ્રેન્ચ બંધારણમાં ફેરફાર કરાશે; પછી હાલની પાર્લામેન્ટ વિખેરાઈને નવી ચૂંટણીઓ અને નવી સરકાર ફ્રાંસમાં આવશે.

લોકમતના આધારે હવેપછી અલ્જેરિયામાં બંધારણ સભા મળશે. વર્ષના અંત સુધીમાં બંધારણ ઘડાઈ ગયા પછી ત્યાં ૧૯૬૩ની શરૂઆતમાં ચૂંટણીઓ થઈને પ્રથમ રાષ્ટ્રીય સરકાર હોદ્દા પર આવશે.

### કંટકમય રાહ

પરંતુ એ વાત રખે ભૂલાઈ જાય કે—

* યુદ્ધવિરામના કરાર એક વાત છે, અને શાંતિની સ્થાપના બીજી વાત છે.

* વચગાળાનો સમય કાંઈ સ્વતંત્રતા નથી.

કોંગોમાં સ્વતંત્રતાનો સ્વીકાર થયા પછી જે બન્યું તે કદિ કોઈની નજર બહાર જઈ શકે એવું નથી.

# સર્વસંમત શાંતિ !

રશિયા અને અમેરિકાએ સૈદ્ધાન્તિક રીતે નીચેના ૧૨ મુદ્દાઓ ઉપર સંમતિ દર્શાવી છે—(૬–૪–૧૯૬૨)

૧, નિઃશસ્ત્રીકરણ સર્વસાધારણ અને સંપૂર્ણ હોવું જોઈએ.

૨. નિઃશસ્ત્રીકરણને અંતે રાજ્યો પાસે કેવળ એટલાં જ બિન–પરમાણુ શસ્ત્રો, સૈન્યો, સગવડો અને સાધનો હશે જે તેમની આંતરિક વ્યવસ્થા માટે અને નાગરિકોની સલામતી માટે જરૂરી હોય.

૩. હાલની નિઃશસ્ત્રીકરણની દરખાસ્તો એવી હોવી જોઈએ કે જેથી ફોજોને વિખેરી નાખવાનું, ફોજી સાધન–સંગઠનને નાબુદ કરવાનું, શસ્ત્રોના ઉત્પાદનને વિદાય આપવાનું અને જે સાધન–સામગ્રીનો શાંતિમય ઉપયોગ શક્ય હોય તેનું તે રીતે પરિવર્તન કરવાનું થઈ શકે.

૪. ન્યુકલીઅર (આણુવિક), કેમિકલ (રાસાયણિક), બેકટેરીઓલોજીકલ (જંતુવિષયક) ,તથા ઇતર સામૂહિક સંહારનાં હથિયારોના જથાનો નાશ કરવો, તથા તેનું નવું ઉત્પાદન બંધ કરવું

૫. સામૂહિક સંહારનાં તમામ હથિયારોની લાવ–લઈજાનાં વાહક–સાધનોનો નાશ કરવો.

૬. ફોજી તાલિમ બંધ કરવી અને તેવી તમામ સંસ્થાઓને તાળાં મારવાં.

૭. લશ્કરી ખર્ચને માથે મીંડું મૂકવું

૮. 'આંતરરાષ્ટ્રીય નિઃશસ્ત્રીકરણ સંગઠન' અસરકારક રીતે કાર્ય કરી શકે તે માટે એવી ચોક્કસ વ્યવસ્થા કરવી કે જેથી નિઃશસ્ત્રીકરણના કાર્યક્રમ અનુસારની તમામ ફરજો પાર પાડવામાં આવે.

૯. નિ.શસ્ત્રીકરણની પ્રક્રિયા એવી સમતોલ હશે કે જેથી કોઈ પણ તબક્કે કોઈ પણ રાજ્ય અથવા રાજ્યસમૂહને લશ્કરી દૃષ્ટિએ લાભ થવા ન પામે.

૧૦. દરેક રાષ્ટ્રનો શસ્ત્ર–સરંજામ ઓછો થતો જાય તેમતેમ યુનો વધુ ને વધુ મજબૂત બનવું જોઈએ; અને દેશો–દેશો વચ્ચેના મતભેદોનું નિરાકરણ શાંતિમય રીતે થઈ શકે તે પ્રકારે તેની શક્તિ વધારતા જવી.

૧૧. નિયમ અને કરાર મુજબ પાલન થયુ છે કે નહિ તેને અંગેની નિરીક્ષણની વ્યવસ્થા ક્રમશઃ (નિઃશસ્ત્રીકરણના તબક્કા અનુસાર) ઉત્તરોત્તર દાખલ કરવી. [ સામે પાને ચાલુ ]

# ૩ : શાંતિની શોધમાં યુદ્ધનું આયોજન!

બીજું વિશ્વયુદ્ધ પૂરું થયું ત્યારે કોઈને હૈયે—વિજેતા રાષ્ટ્રો કે પરાજિત રાષ્ટ્રો—એકેને ને હૈયે શાંતિ ન હતી. આ યુદ્ધ કરવાનો 'હેતુ' જગતની લોકશાહી અને શાંતિની રક્ષા કરવાનો હતો, પરંતુ યુદ્ધને અંતે શાંતિ સ્થપાવાની શ્રદ્ધા કોઈને જ ન હતી.

એમ તો, પ્રથમ વિશ્વયુદ્ધનો 'હેતુ' પણ શાંતિ જ હતો, અને છતાં તે યુદ્ધને અંતે ય શાંતિની ખાત્રી ન હતી—ક્યારે ફરી પાછું યુદ્ધ ફાટી નીકળશે એની જ ચિંતા હતી!

પ્રથમ વિશ્વયુદ્ધ દરમ્યાન જે ભયંકર સંહાર, વિનાશ અને લખલૂટ ધન-સંપત્તિનો ધુમાડો થયો, તે તાત્કાલિક પરિણામો, તથા યુદ્ધને અંતે—બેકારી, ગરીબી, ભૂખમરો, રોગચાળો સામાજિક-નૈતિક અંધાધૂંધી, ભ્રષ્ટતા અને માનસિક-આધ્યાત્મિક વિકૃતિ વગેરે દૂરગામી પરિણામો જગતે જોયાં-અનુભવ્યાં હતાં, તે પછી, 'ફરી પાછું યુદ્ધ'નો ખ્યાલ પણ જગતની પ્રજાને હબકાવી રહ્યો હતો.

એથી જ તો, ૧૯૧૮ થી છેક ૧૯૩૯ દરમ્યાન વારંવાર શસ્ત્રમર્યાદા અંગે ઉહાપોહો કરવામાં આવી હતી; લીગ ઑફ નેશન્સ દ્વારા ય દેશ-દેશ વચ્ચે આ બાબત નિર્ણયો લેવા પ્રયત્નો થયા હતા. અને છતાં, સૌના હૈયામાં સળગતી શંકા જ અંતે સાચી ઠરી—ફરી બીજું વિશ્વયુદ્ધ!

અલબત્ત, બીજા વિશ્વયુદ્ધનાં વર્ષો દરમ્યાન બ્રિટનના વડા પ્રધાન ચર્ચિલ અને અમેરિકાના પ્રમુખ રૂઝવેલ્ટે નાઝી સૈન્યને હરાવ્યા બાદ, જગતમાં કાયમી શાંતિનું સ્વપ્નું સેવતાં, તમામ રાષ્ટ્રોમાં નિઃશસ્ત્રીકરણ કરવાની યોજના વિચારી હતી.

અને ૧૯૪૩માં, યુદ્ધ શમે તે પૂર્વે જ, અમેરિકા, બ્રિટન, ચીન અને રશિયાના વડેરાઓએ 'મોસ્કો ડેક્લેરેશન' દ્વારા યુદ્ધને અંતે શસ્ત્ર-નિયંત્રણ કરવામાં અને તેના વ્યવહારુ માર્ગ અખત્યાર કરવામાં મહત્ત્વ માન્યું હતું જ.

પરંતુ એ વાત તો ક્યાંય ભૂલાઈ ગઈ અને યુદ્ધનો વહેલેરો અંત લાવવાને નામે અમેરિકાએ જ ૧૯૪૫માં જપાનના હિરોશિમા-નાગાસાકી નગરો ઉપર એટમ-બોમ્બ નાખીને તો દુનિયા આખીને માથે અભૂતપૂર્વ ચિંતા અને ભીતિનો ઓથાર ઉતારી દીધો હતો.

આજે આ વાતને ૧૭ વર્ષ વીતી ગયાં છે—અને આ દરમ્યાનનું એકે એક વર્ષ આ ઓથારનો ભાર જ વધારતું વીત્યું છે—અલબત્ત, બીજા વિશ્વયુદ્ધ પછી એક આખો યુગ વહી જવા આવ્યો છે, ત્યારે શાશ્વત શાંતિને બદલે વિશ્વ સર્વનાશને આરે આવી ઊભું રહી ગયું છે!

શું આ સ્થિતિ આકસ્મિક છે? બિલકુલ જ નહિ. આ જ અંકમાં આપેલી માહિતી—૧૯૪૬ થી ૧૯૬૨ સુધીની વાટાઘાટોની વીગતો—શું પુરવાર કરે છે!

---

૧૨. નિઃશસ્ત્રીકરણની એક કક્ષામાંથી બીજીમાં કૂદકો મારવા પૂર્વે એ બાબતમાં નિર્ણય થઈ જવો જોઈએ કે ચાલુ કક્ષાનાં જે પગલાં ભરવાનાં હતાં તે બધાં ભરાઈ ચૂક્યાં છે, અને તેની તપાસ-ચોકસાઈ થઈ ગઈ છે, તથા હવે પછીની કક્ષા માટે જરૂર પડે ત્યારે, વધારાની તપાસ-નિરીક્ષણની વ્યવસ્થા પણ તૈયાર રાખવામાં આવી છે.

[આ ખરડો નિઃશસ્ત્રીકરણ પરિષદના કરારની પ્રસ્તાવના તરીકે માન્ય કરવામાં આવ્યો હતો—જીનિવા તા. ૧૭-૪-૬૨ ]

**નોંધ :** અગાઉ ૨૦-૯-૬૧ને રોજ આવા જ મુદ્દાઓવાળો ખરડો રશિયા-અમેરિકાએ માન્ય કર્યો હતો જ.

એક બાજુ, સેંકડો બેઠકોમાં હજારો કલાકો સુધી ચર્ચા કર્યા બાદ આજે તેઓ 'નિઃશસ્ત્રીકરણ અને શાંતિ'ના સર્વસાધારણ વ્યવહારુ મુદ્દાઓ ઉપર સંમત થયા છે.

તો, બીજી બાજુ—વ્યવહારમાં અને નક્કર હકીકતમાં બન્યું છે આથી સાવ ઊલટું જ! બીજા વિશ્વયુદ્ધના અંત સમયે, અમેરિકાએ યુદ્ધ દરમ્યાન એટમબોમ્બનો પ્રયોગ કર્યો હતો, અને એ પછી ૧૯૫૨ના નવેમ્બરમાં અમેરિકાએ એટમબોમ્બ કરતાં અનેકગણા સંહારક હાઇડ્રોજન બોમ્બની જાહેરાત કરી, રશિયાએ લાગલા જ અમેરિકાને પકડી પાડવા દોટ મૂકી, અને ૧૯૫૩ના ઑગસ્ટમાં તો હાઇડ્રોજન બૉંબનો પ્રયોગ કરીને સંહારક શક્તિનું અમેરિકાને પક્ષે નમી પડેલું પલ્લું 'સમતોલ' કરી દીધું! ત્યાર બાદ, બંને મહાસત્તાઓ વચ્ચે અણુ-ન્યુ ક્લીઅર શસ્ત્રોની વ્યવસ્થિત 'રેસ' શરૂ થઈ ગઈ, અને સર્વનાશની નક્કર શક્યતા જાગી ગઈ!

જોતજોતામાં બ્રિટન, ફ્રાન્સ, પશ્ચિમ જર્મની અને નાટોદેશો અણુશસ્ત્રોની હોડમાં ઊતર્યાં અમેરિકાએ દુનિયા ભરમાં પોતાનાં અણુમથકો (અણુશસ્ત્રો સાથેનાં રોકેટ મારાનાં કેન્દ્રો સહિત) વિસ્તાર્યાં. અને રશિયાએ પશ્ચિમી દેશોને પરમ ણુશસ્ત્રની હરીફાઈમાં પાછળ નાખી દેવા ગુપ્ત અખતરાઓની હારમાળા ચલાવી

એક વાર 'અમેરિકા હોડમાં આગળ છે', તો બીજી વાર 'રશિયા આગળ છે'—એવા સમાચારો પ્રગટ થતા રહ્યા, અને બન્નેની મતિ-અગણિત ગતિએ વધતી ચાલી ત્યાં રશિયાએ 'અણુ-અખતરા'ની બંધીનો પોતાનો નિર્ણય જાહેર કર્યો (૧૯૫૮), અને અમેરિકા પણ (૧૯૫૯માં) તે જ માર્ગે પળ્યુ

'અણુઅખતરા'ની બંધીના આ નિર્ણયથી કામ ચલાઉ શાંતિ કાયમી શાંતિમાં ફેરવાઈ જવાની સંભાવના જાગી, અને શાશ્વત શાંતિની વાટાઘાટોએ જોર પણ પકડ્યું

પરંતુ એને બદલે રશિયાએ સ્વૈચ્છિક મોકૂફીનો સ્વેચ્છાએ જ ત્યાગ કર્યો (૧૯૬૧ ઑક્ટોબર ૨૩); અને ભયંકર વિનાશક શક્તિવાળા ૨૦-૩૦-૫૦ મેગેટોન શક્તિવાળા બૉમ્બના અખતરાની હારમાળા શરૂ કરી દીધી, તથા આગળ વધી ૧૦૦ મેગેટોન ઉપર પહોંચી જવાની ધમકી પણ આપી!

કેવી વિચિત્ર ઘટના!

એક બાજુ, ૧૫-૧૫ વર્ષ સુધી 'અણુઅખતરા ઉપરના પ્રતિબંધ'થી માંડી 'શસ્ત્રો ઓછા કરવાની' અને અંતે 'સંપૂર્ણ શસ્ત્રસંન્યાસ'ની હજારો પાનાંઓ ભરાય એટલી વાટાઘાટો! એજ ઢાલની પૂંઠે એનાથી બરાબર અવળો અમલ!

એક બાજુ—વિશ્વશાંતિનો જાપ, અને બીજી બાજુ, ન્યુક્લીઅર શસ્ત્રો દ્વારા—આ શસ્ત્રોની હરીફાઈમાં એકબીજાની સામે સરસાઈ જાળવી રાખીને જ શાંતિ ટકાવવાની અભિલાષા!

એક બાજુ—સહઅસ્તિત્વનો જાપ, અને બીજી બાજુ કેવળ સામાના સંહાર દ્વારા જ પોતાના અસ્તિત્વનો સધિયારો!

—સંહારની શક્તિ સામાની પાસે છે એના કરતાં પોતાની પાસે વધારે રાખવાની સતત મથામણ!

પરિણામે, આજે કે નહિ તો, આ પૃથ્વી પર વસતા અઢી અબજ માનવીઓની ગણતરીએ, માથાદીઠ ૨૦ ટન ***મગેનેટ શક્તિ તો પેદા થઈ ચૂકી છે! અને ૧૯૬૬ સુધીમાં આનાથી બમણી સંહારક શક્તિ પેદા થઈ જવાની ગણત્રી છે! બ્રિટનના સુવિખ્યાત 'નોબેલ'

---

*૫૦ મેગેટોન બૉમ્બ = ૫૦૦ લાખ ટી. એન. ટી. હિરોશિમા અને નાગાસાકી ઉપર નખાયેલા બૉમ્બ કરતા ૨૫૦૦ ગણી શક્તિ

બીજી રીતે કહીએ તો—૫૦ મેગેટન એટલે બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન નખાયેલા તમામ બૉમ્બથી ૧૦ ગણી શક્તિ!

અણુ શક્તિના પ્રખર નિષ્ણાત-'નોબેલ' ઈનામ વિજેતા ડૉ. લિનસ પોલિંગના મત અનુસાર ૨૦, ૩૦, ૫૦ મેગેટોન ના અખતરાથી જે ઝેરી રજકણ દુનિયાભરમાં ફેલાશે તેનાથી ૨ કરોડ બાળકો મરેલા અવતરશે અથવા માનસિક કે શારીરિક વિકૃતિવાળા અવતરશે!

ઇનામ વિજેતા પી. એમ. એસ. બ્લેકેટના અભિપ્રાય મુજબ તો, એકલા અમેરિકા પાસે જ રશિયાની ૨૦ કરોડની વસ્તી ગણતાં, માથાદીઠ ૧૫૦ ટન ટી. એન. ટી. જેટલો જથ્થો છે।

* હજી ગયે વરસે જ આઇઝનહોવરનું શસ્ત્ર-બજેટ ૪૧ મિલિયાર્ડ ( અબજ ) ડોલરનું હતું તે કેનેડીના તંત્રમાં ૪૩ સુધી પહોંચી ગયું છે; અને નવા વર્ષનું બજેટ ૪૮ મિલિયાર્ડનું જાહેર થઇ ચૂક્યું છે।

* દુનિયા આખીમાં થઇ દર વરસે ૧૨૦ મિલિયાર્ડ ડોલર શસ્ત્રો પાછળ ખર્ચાઇ રહ્યાનો અંદાજ છે—મોટા ભાગના દેશોને માથે તો તે અસહ્ય બોજો જ છે.

આમ, રોકેટો, બોમ્બ, એરોપ્લેનો અને સબમરિનોનો ગંજ વધતો જ જાય છે, જેની સાથે અખતરાબંધી અને શસ્ત્રસન્યાસનાં સૂત્રોનો કોઇ મેળ ખાતો નથી।

## ૪ : સમુદ્રમંથનને અંતે?

નિઃશસ્ત્રીકરણ દ્વારા વિશ્વ શાંતિ સ્થાપવાના ૧૫-૧૫ વર્ષના લગાતાર પ્રયાસોને અંતે બંને પક્ષે સિદ્ધાન્ત અને કાર્યક્રમના મુદ્દાઓ અંગે સંમતિ અને સમીપતા, કાગળ ઉપર અને વાણીમાં તો, સારા પ્રમાણમાં પ્રગટ કરી છે—

(૧) બંને પક્ષ સંપૂર્ણ નિઃશસ્ત્રીકરણનો આદર્શ સ્વીકારે છે.

(૨) બંને પક્ષ આ આદર્શ સિદ્ધ કરવા માટે જુદા જુદા તબક્કા—કક્ષા.ની વાત સ્વીકારે છે.

(૩) બંને જુદા જુદા તબક્કે જુદા જુદા પ્રકારનાં આંતરરાષ્ટ્રીય નિરીક્ષણ અને નિયંત્રણનો સિદ્ધાન્ત સ્વીકારે છે.

આમ છતાં, વ્યવહારમાં એક પણ વાત—નાની સરખી વાત પણ બની શકી નથી, એને પરિસ્થિતિની કે વિધિની વક્રતા કહેવી?

ગુંચવાયેલી મહાસમસ્યા એ છે કે—

¹ કેઆ રકમ અવિકસિત દેશોની તમામ વાર્ષિક આવક જેટલી છે. જો એનો ઉપયોગ એમના વિકાસ માટે થાય તો દુનિયામાં ગરીબી જેવું કંઇજ રહેવા ન પામે।

(૧) નિઃશસ્ત્રીકરણની પ્રક્રિયા દરમ્યાન કોઇ એક દેશ યા જૂથની બીજા દેશ-જૂથ સામેની શક્તિનું પલ્લું વધી જવું ન જોઇએ. એટલે કે કયાં શસ્ત્રોનો કેટલા પ્રમાણમાં કયી ગતિએ ( કયા અનુક્રમે ) અને સ્થળોએ નાશ કરવામાં આવશે કે જેથી કશોકશી ભરી વિપરિત તુલા પેદા ન થાય—આવો વ્યવસ્થિત કાર્યક્રમ હોવો જોઇએ. (૨) આ આખી પ્રક્રિયાના વ્યવહારુ આરંભની સાથોસાથ જ યુનોના હસ્તકની આંતરરાષ્ટ્રીય નિરીક્ષણ સમિતિને તે તે કક્ષા પૂરતા જાતતપાસના અધિકારો હોવા જોઇએ—જેથી અંતે સ્થળ, જળ, અવકાશ અને ભૂગર્ભના અખતરા ઉપર, કાચા-પાકા માલના જથ્થા તથા ઉત્પાદન ઉપર અને લાવ-લઇજાનાં સાધનો અને સંશોધનો ઉપર નિયંત્રણ મૂકી શકે.

ટૂંકમાં **ક્રમશઃ** વિશ્વસરકારની સત્તા સુધી પહોંચી શકાય એવી, છતાં આજે મર્યાદિત રીતે, દરેક કક્ષાએ વધતી જતી, સત્તા સાથેની નિરીક્ષણ સમિતિની સ્થાપના થવી જોઇએ।

માનવ-ઇતિહાસના મહાન અભૂતપૂર્વ પરિવર્તનની આ સમસ્યા છે. અને એથી જ—પરસ્પર ૧૦૦% અવિશ્વાસ પર રચાયલી અને વધુ ને વધુ શસ્ત્રની હોડમાં રચીપચેલી બે છાવણીઓની હકીકત વાટાઘાટોને વંધ્ય બનાવી રહી છે। એના જ કારણે, કાગળ ઉપર અનેક આદર્શો અને કાર્યક્રમોમાં સંમતિના અંગૂઠા અપાઇ ગયા પછી પણ નક્કર કાર્યમાં કશું જ અવતરવા પામતું નથી। નાનો સરખો સર્વસંમત નિર્ણય કે—વાટાઘાટો ચાલે ત્યાં લગી તો અણુશસ્ત્રઅખતરા બંધ રાખવા જ—આટલું પણ વ્યવહારમાં અમલી બનાવી શકાતું નથી। અખતરા બંધ રાખવાનું સ્વીકાર્યા પછી પણ સામો પક્ષ તેટલા પૂરતી પ્રતિજ્ઞા તો પાળશે જ—એટલી પણ ખાત્રી બંનેમાંથી એકે પક્ષે છે નહિ. અને ગુપ્ત રીતે અણુઅખતરા થાય તો સેંકડો માઇલ દૂર વસનારા પ્રતિસ્પર્ધીને તેની ૧૦૦ ટકા પૂરાવા સાથેની ખાત્રી, પોતાપૂરતી ય થાય અને બીજાને કરાવી શકે—એટલી હદે હજી વિજ્ઞાન વિકસ્યું નથી। ભૂગર્ભના આંદોલનનું વિજ્ઞાન કેટલીક વાર ધરતીકંપના આંચકા અને અણુશસ્ત્રના અખતરા વચ્ચે

ગોટાળો કરી મૂકે છે—જેમ કેટલીક વાર પક્ષીઓના મોટા કાફલાના અવાજથી અથવા એવા બીજા પ્રકારની ભૂલથાપથી 'રાડાર' યંત્ર પણ મુક્ત નથી

આ સ્થિતિમાં અણુઅખતરો થયો છે કે ધરતી-કંપના આંચકા છે—તેને માટે નિરીક્ષણ ટુકડીએ તે તે સ્થળોએ જાતે તપાસ કરવી રહી, પણ આ નિરીક્ષણ ટુકડીઓ (આંતરરાષ્ટ્રીય હોય અથવા તટસ્થ ગણાતા દેશોની હોય તો ય) નિરીક્ષણ જ કરશે કે એ નામે અને એ બહાને વિરોધીજૂથને ઉપયોગી ગુપ્ત માહિતીઓ મેળવી જશે ફોટા પાડી લેશે અને 'આપણા રામ રમી જશે'—એવી બીતિ રશિયાને સ્મરમ પસરી ગયેલી હોઈ, વાતનો મુખ્ય તત્તુ જ તતૂતતો રહી ગયો છે!

પરિસ્થિતિ સંપૂર્ણ વિષચક્રની છે—

○ પરસ્પર અવિશ્વાસ છે માટે સંરક્ષણ સારુ સામાના કરતા અધિકતર શસ્ત્રાસ્ત્રની સરસાઈ સાચવવી

○ એમ કરતા સર્વનાશની હરીફાઈમા ઊતરવુ!

એનાં શક્ય પરિણામોથી હબકી જઈ શાંતિ—વિશ્વ શાંતિનો સૂત્રનો જાપ કરવો!

આ સૂત્રજાપનો ઉપયોગ સામાપક્ષની સામે ઠંડાયુદ્ધ તરીકે—રાજદ્વારી દાવપેચ તરીકે કરવો

○ ઠંડુ યુદ્ધ કઈ ઘડીએ ગરમયુદ્ધમા ફેર થાઈ જશે એ બીકે આત્મરક્ષા માટે, આખરી દાવ ખેલી લેવા શસ્ત્રાસ્ત્રો વધાર્યે જ જવા!

પરિસ્થિતિ અત્યંત ગુચવાયેલી છે, એ વિષે કશી જ શકા નથી. પરંતુ કુદરતી પરિસ્થિતિમાં જ આ વિસવાદ રહેલો છે શુ? કે માનવસર્જિત પરિસ્થિતિએ સર્જેલુ વિષવર્તુળ માનવીય નિષ્ઠા અને પુરુષાર્થથી તોડી શકાય ખરું?

શસ્ત્રહરીફાઈ દ્વારા સરસાઈ સ્થાપવાની રશિયા અને અમેરિકાની હઠનીતિ પોતે જ પરિસ્થિતિને વધુ ગૂચવી રહેલી નથી શુ?

શસ્ત્રહરીફાઈમાં શુ એ વાત હવે તો અત્યંત સ્પષ્ટ નથી કે આજના અતિ ઝડપે વધી રહેલા સશોધનની શક્યતાઓ જોતાં, રશિયા કે અમેરિકા કોઈ એક બીજાને લાંબો ગાળો પાછળ નાખી શકે એવુ શક્ય જ નથી? ધારી તાક લેનારાં બૉમ્બ—વાહકો—ટર્બો-પ્રૉપ અને જેટ-મેસિરો પણ હવે વાસી ગણાય તો નવાઈ નહિ, અને બાહ્ય-અવકાશ ઉપરની હરીફાઈનાં કેવાં અણધાર્યાં પરિણામો આવશે, આજે વિચારવુ જ અશક્ય છે ગમે તેમ પણ ૧૦૦ ટકા સલામતી હવે શક્ય જ નથી. આવી હાલતમાં, ઝાઝવાના જળની પૂઠે પડતા અને માથુ પછાડી પછાડી મરતા મૃગજળના જેવી હાલત થવાના ભણકારા રશિયા-અમેરિકાને હજી સભળાતા નથી!

## સત્યનાં બે અરધિયા

તા ૬ ૪ ૬૨ના રશિયા-અમેરિકાના સયુક્ત ખરડાને નિ શસ્ત્રીકરણ પરિષદે તા ૧૭-૪-૬૨ના રોજ બહાલી આપી, આ બે વચ્ચેના ૧૧ દિવસોમાં જ આપણે જાણવા પામીએ છીએ કે—

૧ રશિયા કોઈ પણ પ્રકારની નિરીક્ષણ-નિયત્રણની સમિતિનો સ્વીકાર કરવા તૈયાર નથી

૨ અમેરિકા, હાલ જો કોઈ નિરાકરણ ન આવે તો, નવેસરથી અણુઅખતરા આરભી દેવાની તૈયારીમાં જ છે*

રશિયાને 'નિરીક્ષણ'ને નામે જાસૂસીનો ભય છે, એ ભય દૂર થઈ શકે તે સ્વરૂપની તટસ્થ રાષ્ટ્રો અને યુનોની બાહેધરીવાળી શુ કોઈ યોજના શક્ય જ નથી?

અને—

રશિયા પ્રથમ શર્ત તરીકે અમેરિકાનાં બધાં અણુ અને ફોજી મથકો ઉઠાવી લેવાની હઠ કરે, અને બર્લિનનું અભાડિયુ સળગતું રાખી સતત ડરાવ્યાં કરે—તો મોટી મોટી વાતો કરવાનો અર્થ જ શો છે?

* હવે આ અખતરા શરૂ પણ થઈ ચૂક્યા છે

બંને પોતપોતાની હઠોને પકડી રાખી આ કે તે પૂર્વ શર્ત રજૂ કર્યા જ કરે તો સાફ વાત છે કે કૈં જ વળવાનું નથી.

• પરંતુ અમને આશ્ચર્ય તો એ થાય છે કે, નાનામાં નાની અને ઓછામાં ઓછી કહેવાય તેવી, તટસ્થ રાષ્ટ્રોએ સૂચવેલી અને સૌની સાધારણ બુદ્ધિમાંથી પ્રગટેલી, એકવાર મહાસત્તાઓએ પણ સ્વીકારેલી અને બાદ-ફરી ફરી દોહરાયેલી, **સર્વપ્રથમ શર્તનો** જ સમાવેશ ૧૨–મુદ્દાળા શાંતિ-કરારમાં જ નથી! તે શર્ત એ કે—વાટાઘાટો ચાલે ત્યાં લગી તો બંને પક્ષે અણુ–અખતરા બંધ રાખવા જ.

એ વાત સાચી છે કે રશિયાએ આવેશમાં આની આ કબૂલાત ફોક કરી હતી. પરંતુ એ વાત યે સાચી નથી શું કે એમ કરીને તેણે આખી દુનિયાનો રોષ વહોરી લીધો હતો? તો એવી જ અવળચંડાઈને વળગી રહીને અમેરિકા શું ખાટી જવા માગે છે? હમણાં જ ડીન રસ્કે નિવેદન કર્યા મુજબ અમેરિકા અણુ-સંશોધનમાં રશિયાથી હજી તો તે આગળ જ છે. અને રશિયા હાલ તો અણુઅખતરા શરૂ ન કરવાની કબૂલાત આપે છે. તો પછી અમેરિકા ઉતાવળ કરીને, વાટાઘાટોનો પાયો જ તોડી નાખીને અથવા ખોટો બનાવી દઈને, રશિયાને ય એ જ માર્ગનું ઝનૂન ચઢાવીને, કયો હેતુ અને કોનું હિત સિદ્ધ કરવા માગે છે?

પરિસ્થિતિ અત્યંત ગૂંચવાયેલી છે એટલું જ નહિ, પરિસ્થિતિ અત્યંત સ્ફોટક છે. ખાસ કરી, એ હકીકત વિસરાય એવી નથી કે આજની ગતિ-વિધિની વિધાતા માત્ર બે મહાસત્તાઓ છે! પૃથ્વી પરની અઢી અબજ વસ્તીનો શિરચ્છેદ એમનાં કરતૂતને આધીન છે!

આ બધા છતાં, તાજેતરમાં ઘનઘોર અંધાર નીચે માનવીની આશા અને આસ્થા જીવતી રહી છે એ જેવી તેવી હકીકત નથી. અને આ આશા અને આસ્થાને માટે ભૂમિકા સાવ છે જ નહિ એમ નહિ કહી શકાય. બલ્કે, અંધારમાં ૧૫ વરસના અંતની નવીનતા પણ છે. એ છે—યુનોનું રૂપાંતર.

* બે મહાસત્તાઓનાં હાથમાં વિશ્વની અસ્તિ-નાસ્તિનો દોર હોવા છતાં, યુનોમાં બે મહાસત્તાઓથી સ્વતંત્ર–તટસ્થ રાષ્ટ્રોનું મોટું જૂથ યુનોમાં ઊભું થયું છે. એના અવાજને સાંભળવો પડે અને અંતિમ આંધળિયું કરતાં રોકાઈ જવું પડે એટલી હદે (અને મર્યાદામાં) આ સ્વતંત્ર-તટસ્થ જૂથને નિઃશસ્ત્રીકરણ પરિષદમાં ય સ્થાન પ્રાપ્ત થયું છે. (પશ્ચિમી દેશોના પાંચ, રશિયન જૂથના પાંચ અને તટસ્થ આઠ મળી ૧૮ : જો કે આ આઠે પૂરા અર્થમાં તટસ્થ નથી, એ કયારે પણ નજર બહાર ન જવી જોઈએ.)

એટલે જ તો આપણે—જગતનાં જાગ્રત માનવીઓ બેમાંથી એકે અર્ધસત્યોથી દોરવાઈ જવા ઈન્કાર કરીએ છીએ કે—

૧. હવે તો ૧૫–૧૫ વર્ષને અંતે બંને મહાસત્તા વચ્ચે સંપૂર્ણ નિઃશસ્ત્રીકરણના સિદ્ધાન્ત અને તેનાં પગલાં અંગે સંમતિ થઈ છે, એટલે વિશ્વશાંતિ નિશ્ચિંત બની છે.

અથવા—

૨. હવે તો, યુનોમાં અને નિઃશસ્ત્રીકરણ સમિતિમાં ય બે મહાસત્તા જૂથો ઉપરાંત તટસ્થ રાષ્ટ્રોની મોટી સંખ્યા હોવાને કારણે નિઃશસ્ત્રીકરણના સ્વીકૃત સિદ્ધાન્તો અને યોજનાઓનો વ્યવહારુ અમલ શક્ય બની જશે.

—સત્યનાં આ બંને અરધિયાંને એકત્ર કરનાર શક્તિ હજી તો દૃષ્ટિમર્યાદાની બહાર છે તે દૃષ્ટિગોચર થાય ત્યાં લગી માનવજાતે અદ્ધર જીવે જ જીવવાનું રહે છે!

પરંતુ—ત્યાં લગી જીવશે જ! કે એ પૂર્વે જ પા—અરધી—પોણી—આખી માનવજાત અદૃશ્ય થઈ ચૂકી હશે?

સમુદ્ર મંથનની અધવચ્ચે હળાહળ વિષ હાથ લાગ્યું હતું, અંતે તો પરમ અમૃત!— પુરુષાર્થ કરતો રહેશે ત્યાં લગી માનવી અમૃતનો અધિકારી રહેશે જ. અને માનવી પુરુષાર્થ કરતો જ રહેશે, એ શું પૂરતું પ્રેરક અને સૂચક નથી? [ ૧૯–૪–૬૨ ]

## ભારતના મુદ્દા

[ તા ૨૮-૩-૧૯૬૨ ]

૧. અણુસત્તા રહિત દેશોને અણુશસ્ત્રો આપવાં નહિ.

૨. આફ્રિકા, મધ્યયુરોપ અને બાલ્કન દેશોમાં અણુમુક્ત વિસ્તારોનું સર્જન કરવું

૩ બાહ્ય અવકાશનો શાંતિમય ઉપયોગ કરવો.

૪. યુદ્ધપ્રચાર પર નિષેધ મૂકવો.

૫. અણુશસ્ત્રો માટેનાં વાહનોના સરંજામના ઉત્પાદનમાં કાપ મૂકવો

૬. અકસ્માત, ગેરઅંદાજે અથવા અચાનક આક્રમણથી યુદ્ધને અટકાવવા માટેનાં પગલાં લેવાં

# યુદ્ધના ખપ્પરમાં.........................................

## મુખ્ય રાષ્ટ્રોનું વાર્ષિક ફોજી ખર્ચ (૧૯૫૭–૫૯ સરેરાશ)

| દેશ | ચલણ | ફોજી ખર્ચ | રાષ્ટ્રીય આવક | રાષ્ટ્રીય મૂડી રોકાણ | રાષ્ટ્રીય આવકના ટકા | રાષ્ટ્રીય મૂડી રોકાણના ટકા |
|---|---|---|---|---|---|---|
| અમેરિકા | (ડોલર) | ૪૪,૬૧૩,૦ | ૪૫૫,૬૨૮,૦ | ૭૬,૫૪૨,૦ | ૯ ૮ | ૫૮ ૩ |
| ફ્રાન્સ | (ન્યુફ્રાન્ક) | ૧૪,૭૧૩,૦ | ૨૩૬,૨૦૦,૦ | ૪૨,૪૩૩,૦ | ૬ ૨ | ૩૪ ૭ |
| બ્રિટન | (પૌંડ) | ૧,૪૬૭,૧ | ૨૨,૬૯૪,૦ | ૩,૪૮૨,૦ | ૬.૫ | ૪૨ ૧ |
| રશિયા | (રૂબલ) | ૯૪,૧૦૦,૦ | ૧,૩૬૦,૩૩૦,૦ | ૨૭૩,૫૭૦,૦ | ૬ ૯ | ૩૪ ૪ |
| ચીન | (યુઆન) | ૫,૪૩૭,૦ | ૧૨૩,૮૦૦,૦ | ૧૯,૫૩૩,૦ | ૪ ૪ | ૨૭ ૮ |
| યુગોસ્લાવીઆ | (દિનાર) | ૧૭૭,૪૦૦,૦ | ૧,૯૭૭,૩૦૦,૩ | ૬૩૯,૦૦૦,૦ | ૯ ૦ | ૨૭ ૮ |
| ભારત | (રૂપીઆ) | ૨,૮૦૮,૦ | ૧૧૯ ૪૫૦,૦ | ——— | ૨ ૪ | ——— |
| બ્રાઝિલ | (ક્રુઝેઇરો) | ૩૮,૮૦૦,૦ | ૧,૩૯૯,૯૦૦,૦ | ૧૭૨,૦૦૦,૦ | ૨ ૮ | ૨૨ ૪ |
| ઇન્ડોનેશિયા | (રૂપૈઆહ) | ૮,૬૪૨,૦ | ૧૮૭,૧૦૦,૦ | ૮,૨૬૫,૦ | ૪ ૬ | ૧૦૪ ૬ |
| દ. કોરિયા | (હવાન) | ૧૨૭,૩૦૦,૦ | ૧,૭૨૦,૮૦૦,૦ | ૨૨૮,૪૦૦,૦ | ૭ ૪ | ૫૭ ૮ |
| ટર્કી | (લીઅર) | ૧,૦૨૦,૫ | ૩૮,૬૫૩૦ | ૫,૫૯૧૦ | ૨ ૬ | ૧૮ ૩ |
| પાકિસ્તાન | (રૂપીઆ) | ——— | ——— | ——— | ૩ ૦ | ——— |
| પ જર્મની | (માર્ક્સ) | ૮,૫૯૧,૦ | ૨૩૦,૦૭૭,૦ | ૫૧,૪૦૦,૦ | ૩ ૭ | ૧૬. |

વિશ્વના તમામ દેશોનુ કુલ વાર્ષિક ફોજી ખર્ચ ૧૨૦ અબજ ડૉલર

# અંગ્રેજી : જ્ઞાન-વિજ્ઞાનની સમૃદ્ધ સામગ્રીનું સાધન

આજની દુનિયામાં વિવિધ ક્ષેત્રોમાં જ્ઞાન અને વિજ્ઞાનની દિશામાં કૂદકે અને ભૂસકે અપરંપાર નવી નવી સિદ્ધિઓ હાંસલ થઈ રહી છે. આજની દુનિયામાં કોઈ પણ દેશ આ આગેકૂચ તરફ આંખમીંચામણાં કરી ન શકે. જેને પોતાનો દેશનો સર્વાંગી ઝડપી વિકાસ કરવો હશે તે સૌ દેશોએ, ખાસ કરીને ભૌતિક રીતે પછાત રહેલા દેશોએ તો, આ વિકાસમાં ત્વરિત મજલ કાપ્યા વિના છૂટકો નથી.

અલબત્ત કોઈ પણ દેશ બીજા આગળ વધેલા અને સુધરેલા ગણાતા દેશોનું અંધળું અનુકરણ કરીને તો ઊલટો ખાડામાં જ પડવાનો છે; પરંતુ બીજી બાજુ જ્ઞાન-વિજ્ઞાનની વિકસતી શાખા-પ્રશાખાઓ તરફ આંખો બંધ કરીને ય તો તે પોતાનો આત્મઘાત નોતરશે.

આથી સવાલ એ છે કે—

આ જ્ઞાન-વિજ્ઞાનની સમૃદ્ધ સામગ્રી આપણે કેવી રીતે મેળવી શકીશું ? આજે તો એ નથી ગુજરાતીમાં ઉપલબ્ધ, નથી હિંદીમાં ઉપલબ્ધ, કે નથી કોઈ પણ ભારતીય ભાષામાં ઉપલબ્ધ. આજે એ ઉપલબ્ધ છે મોટા ભાગે પશ્ચિમની ચારેક મુખ્ય ભાષાઓમાં—અંગ્રેજીમાં, ફ્રેન્ચમાં જર્મનમાં અને રશિયનમાં એટલે જો આપણે એ જ્ઞાન પ્રાપ્ત કરવું હોય તો આમાંની ગમે તે એક ભાષાનું પ્રભુત્વ મેળવવું જ રહ્યું. આ પ્રભુત્વ મેળવ્યા ...ી એ જ્ઞાનનો ઉપયોગ તાત્કાલિક નવી પ્રગતિ-તરક્કી ...રે કરવો રહ્યો. ઉપરાંત એના આધારે નવાં મૌલિક ...ન-સંશોધન માટે પણ મથવું રહ્યું—કેવળ ડીગ્રીનું ...સ્તિયા જ્ઞાન મેળવીને એના શબ્દેશબ્દનો અમલ ...યે આપણો દહાડો નહિ વળે. જ્ઞાન તો જેટલું પચાવી ...કીએ તેટલું જ વ્યવહારમાં ખપમાં આવે.

આ હેતુથી, આપણે ઉપર ગણાવી તે વિદેશી ...ાષાઓમાંથી, આપણને વધુમાં વધુ અનુકૂળ ભાષાઓના શિક્ષણ ઉપર જેટલો ભાર મૂકીએ તેટલો ઓછો છે. આપણા દેશમાં ઉચ્ચ જ્ઞાનની કક્ષાએ આ ભાષાઓ જાણનારા અનેક નિષ્ણાતો તૈયાર કરવા પડશે. પરંતુ, વ્યવહારની દૃષ્ટિએ વિચારતાં આપણા દેશ માટે સૌથી વધુ અનુકૂળ અંગ્રેજી ભાષા છે અને રહેવાની.

અંગ્રેજ રાજ્ય-અમલનાં પરિણામે અને અંગ્રેજ પ્રજા સાથેના એથીય લાંબા સંપર્કના પ્રતાપે આપણે ત્યાં અંગ્રેજીનું શિક્ષણ નિરંતર રહ્યું છે. આજ સુધી અને હજી અત્યારેય ઘણી શાળા-વિદ્યાપીઠોમાં અંગ્રેજી દ્વારા ઈતર વિષયોનુંય શિક્ષણ અપાતું આવ્યું છે. માતૃભાષા અને રાષ્ટ્રભાષા કરતાંય તેનું અધિક સ્થાન રહ્યું છે એ કાંઈ યોગ્ય છે એમ નહિ, પરંતુ હકીકત એટલી તો છે જ કે ભારત માટે વિદેશી ભાષાઓમાંથી સૌથી વધુ અનુકૂળ કોઈ ભાષા હોય તો તે અંગ્રેજી જ છે.

વળી, આજે તો અંગ્રેજી ભાષા એટલી બધી સમૃદ્ધ છે કે દરેક દરેક ક્ષેત્રના સેંકડો-હજારો ગ્રંથો (મૌલિક, અનુવાદિત અને રૂપાંતરિત) તેમાં પ્રાપ્ત છે, અને વધુ ને વધુ પ્રાપ્ત થતાં જાય છે એટલે સ્વાભાવિક રીતે જ જગતનું સદા વિકસતું જ્ઞાન-વિજ્ઞાન પ્રાપ્ત કરવા માટે આપણે અંગ્રેજી ભાષા ઉપર મુખ્ય આધાર રાખીએ તો બધી રીતે યોગ્ય ગણાશે.

આનો અર્થ બિલકુલ જ એવો નથી કે ભારતમાં ભારતીય ભાષાઓના વિકાસ તરફ આંખો બંધ રાખીને, આપણે જ્ઞાનની સાધના અંગ્રેજી દ્વારા જ કરવાની છે. અથવા તો માતૃભાષા અને રાષ્ટ્રભાષાને ઓરમાયું સ્થાન આપી આપણે વિદેશી અંગ્રેજી ભાષાને ઉચ્ચાસને બેસાડવા માગીએ છીએ.

આપણો આદર્શ તો, નિ:સંશય રીતે એકજ હોઈ શકે—

માતૃભાષા દ્વારા શિક્ષણ પ્રાપ્ત કરવું. માતૃભાષા જ શિક્ષણનું શ્રેષ્ઠ માધ્યમ છે માતાનું દૂધ બાળકને માટે સહજ છે, રોચક છે, પુષ્ટિદાયક છે, છતાં માતાનું દૂધ અપૂરતું પડે ત્યારે બહારનું બાટલીનું દૂધ આપણે બાળકના ઉછેર વિકાસ માટે ઉપયોગમાં લઈએ જ છીએ, તેજ રીતે ગુજરાતીના માધ્યમ દ્વારા આપણે આપણા શિક્ષણનો પાયો રચીએ છીએ પરંતુ જ્ઞાન પ્રાપ્તિના સતત વિકસતા, અને આજ પૂર્વે અદ્ભુત વિકાસ પામેલા મહાસાગરમાંથી ગુજરાતી–હિંદી દ્વારા કેટલું આચમન કરી શકીએ એમ છીએ? બિલકુલ નહિવત્!

અને આ વાત માત્ર આજને માટે જ સાચી છે એવુ નથી આપણે ગુજરાતીમાં ગ્રંથો અને અનુવાદિત–રૂપાંતરિત ગ્રંથો દ્વારા સજ્જિત અને ભગીરથ પ્રયાસ કરીશુ જ તો ય, પાંચ દશ–પચીસ વરસે આપણે માંડ થોડાક ઉચ્ચ કક્ષાના અધિકૃત અભ્યાસ–સંશોધનના ગ્રંથો પેદા કરી શકીશુ શુ આ સત્ય હકીકત નથી? બાકીના સેંકડો–હજારો અંગ્રેજી ગ્રંથો દ્વારા મળતા જ્ઞાનનો શુ આપણે ત્યારે કે તે પછીના ભવિષ્યમાં તિરસ્કાર કરીશુ?

આ પાંચ દસ–પચીસ વરસ દરમ્યાન દુનિયાભરના નિષ્ણાતોના, અનેકાનેક વિષયો ઉપરના સેંકડો નવા ગ્રંથો અંગ્રેજી ભાષામાં તો પ્રગટ થવા જ હશે–આમાંથી કેટલા ગુજરાતીમાં ઉતારવા શક્ય થશે? ગુજરાતી ભાષાની કક્ષા લાંબા સમય સુધી, જનસંખ્યા અને શિક્ષણની કક્ષાની દૃષ્ટિએ ય, મર્યાદિત રહેવાની

હકીકતે—આજે અંગ્રેજીની હરીફાઈ કરવાનો, એટલે કે જ્ઞાન–વિજ્ઞાનના ક્ષેત્રે એનું સ્થાન ગુજરાતીએ કે બીજી કોઈ ભારતીય ભાષાએ છીનવી લેવાનો સવાલ જ ઉપસ્થિત થતો નથી.

અમારી દૃષ્ટિએ આ સવાલ માતૃભાષા અને રાષ્ટ્ર ભાષાનુ સ્થાન નક્કી કર્યા પછી અંગ્રેજીને મહત્ત્વનુ યોગ્ય સ્થાન આપવાનો છે.

## વંધ્ય વિતંડાવાદ

આટલું સ્વીકાર્યા પછી, આપણે અંગ્રેજીના શિક્ષણને જેટલું મહત્વ આપીએ તેટલું ઓછુ છે અંગ્રેજી દ્વારા જ્ઞાન પ્રાપ્તિ કરવા માટે ઉચ્ચ કક્ષાનું ને ઉચ્ચ ધોરણનું અંગ્રેજીનુ શિક્ષણ અનિવાર્ય ગણાવું જોઈએ એ પણ નિર્વિવાદ છે.

પરંતુ આ શિક્ષણ પાંચમા ધોરણથી શરૂ કરવુ કે આઠમા ધોરણથી? આ વિવાદ અમને વિતંડાવાદ જેવો લાગે છે આપણા સૌનો અનુભવ કહે છે કે મેટ્રિક કક્ષા સુધીમાં અંગ્રેજીનું શિક્ષણ પાંચમા ધોરણથી અગિયારમા સુધી (એટલે કે ૭ વર્ષ) અપાતું હતું, એટલા જ માત્રથી કંઈ અંગ્રેજીના શિક્ષણની કક્ષા અને તેનું ધોરણ ઊંચુ આવી જતું હતું એવુ નથી, અને ૮માથી શરૂ થાય (એટલે કે ૪ વર્ષ માટે જ અપાય) તો તેટના જ માત્રથી તે નીચી કક્ષા અને નીચા ધોરણનું હોવુ અનિવાર્ય નથી વર્ષ કરતાં સવાલ તો શિક્ષણ પદ્ધતિનો છે આજની શિક્ષણ પદ્ધતિને કારણે આપણે સૌ અનેક વિષયોના શિક્ષણની બાબતમાં જાણીએ છીએ કે, ૧૧ ધોરણો સુધીમાં (૧૧ વર્ષ દરમ્યાન) ઘણું વ્યર્થ પુનરાવર્તન થતું હોય છે ઘણી શક્તિ અને સમય વ્યર્થ વપરાતાં હોય છે એટલે શિક્ષણ પદ્ધતિમાં જ પરિવર્તન પ્રાપ્ય અને અંગ્રેજી ભાષાના શિક્ષણનો મુખ્ય હેતુ નજર સામે રહે એ મહત્વનું છે

દુનિયાના જ્ઞાન–વિજ્ઞાનના ક્ષેત્રમાં પ્રવેશ કરીને, આપણે મૌલિક ચિંતન અને અનુભવને આધારે, આપણો વિકાસ કરવા માગીએ છીએ તેમાં સહાયરૂપ થવાના સાધન તરીકે જ અંગ્રેજીનું મહત્વ છે સરકારી નોકરીઓ માટે (જતે દિવસે નોકરીઓ માટે અંગ્રેજી અનિવાર્ય નહિ રહે), પરદેશ જવા કામ લાગે તે માટે (પરદેશ જનારનો આખી વસ્તીનો અત્યંત નાનો અલ્પાંશ રહેવાનો), અથવા અંગ્રેજીમાં આપણે લેખો–ગ્રંથો લખી શકીએ (એ તો વિરલ વ્યક્તિઓ માટે જ જરૂરી અને શક્ય ગણાય)—તે માટે તેનુ મહત્વ આંકના નથી

—આ દૃષ્ટિએ વિચારતાં આખા ભારતમાં અમુક ચોક્કસ ધોરણથી તેનુ શિક્ષણ આપવાનુ શિક્ષણ–

નિષ્ણાતો તરફથી નક્કી થાય એ હિતાવહ છે. અને હિંદીનું શિક્ષણ પાંચમાથી દાખલ થતું હોઈને, છમા યા ૮માથી અંગ્રેજી દાખલ થાય તે ય હિતાવહ છે. પરંતુ આજે અખિલ ભારતીય ધોરણે કોઈ પ્રકારનો નિર્ણય નથી ત્યારે દરેક રાજ્ય, ઉપરનો ઉદ્દેશ ધ્યાનમાં રાખીને, નવો પ્રયોગ કરે (પાંચમાથી અંગ્રેજી દાખલ કરવાનો પ્રયોગ વર્ષો સુધી ચાલ્યો જ છે) તો તેમાં ગભરાઈ જવાનું કે ઉહાપોહ કરવાનું કોઈ કારણ નથી. પાંચમાને બદલે આઠમા ધોરણથી શરૂ કરવાનો પ્રયોગ કરનાર રાજ્ય જો 'ઇન્ટેન્સિવ' પદ્ધતિ* દ્વારા છને બદલે ૪ વર્ષનો શિક્ષણ ક્રમ અખત્યાર કરીને, ઊંચું ધોરણ સિદ્ધ કરી શકે તો, ઊલટા આવા પ્રયોગને વધાવી લેવો જોઈએ.

શિક્ષણની પદ્ધતિ સુધારવાને બદલે ઓછાં–વત્તાં વર્ષો ઉપર જ મદાર બાંધીને ચલાવવામાં આવતો વિતંડા-વાદ અસ્થાને–અયોગ્ય નથી શું?

તા. ૮–૩–૬૨

—મો. ગાંધી

[મૂળ પ્રકાશન : તા. ૧૦–૩–૬૨ 'સ્વતંત્ર સર્જન' દૈનિક]

## ૨ : રાજ્ય સરકારની ઇનામી યોજના

દર વરસે ગુજરાત રાજ્ય તરફથી સાહિત્યના વિવિધ ગ્રંથોને જે પ્રકારે ઇનામોનાં દાન થઈ રહ્યાં છે તેનાથી હવે તો ચારે બાજુ સારો એવો અસંતોષ પ્રગટ થઈ ચૂક્યો છે—

૧. આ ઇનામોમાં ગુણવત્તાનું જ નહિ, પણ કોઈ નિશ્ચિત ધોરણ સચવાતું નથી.

૨. આ ઇનામોની વહેંચણી વધુમાં વધુ લેખકોને સંતોષવાની પદ્ધતિથી થઈ રહી છે.

૩. સુપ્રતિષ્ઠિત લેખકોની કૃતિઓ, તેમની જ આગલી કૃતિઓ કરતાં ચઢિયાતી નહિ જ, નબળી હોવા છતાંય તેમને ઇનામો અપાય છે.

૪. બધા પરીક્ષકો બધાં પુસ્તકો વાંચતા હશે, જ એવો દાવો પણ તેઓ કરી શકે એમ નથી.

૫. પરીક્ષક મંડળી પૂરતી અને ગંભીર ચર્ચા વિચારણાને અંતે જ નિર્ણયો લે છે, એવું ય નથી.

સમગ્ર રીતે જોતાં—

આવાં ઇનામોથી નથી વાચકોને લાભ થતો, નથી પ્રકાશકોને લાભ થતો, (ઇનામી પુસ્તકની નકલો સરકાર ખરીદતી નથી), નથી સરકારની પ્રતિષ્ઠા વધતી, અને લેખકની ઇજ્જત તો નથી જ સચવાતી. આ આખી પદ્ધતિ ધરમૂળથી બદલવી જરૂરી છે. એક ઉપાય એ છે કે—સરકારે જાગ્રત થઈ જઈ, ચોક્કસ ઉચ્ચ-કક્ષાના સાહિત્યને જ બિરદાવવાની દૃઢ નીતિ અખ-ત્યાર કરી તે રીતે જ તેની યોજના કરવી જોઈએ. આ યોજનામાં નીચેના મુદ્દાઓ ધ્યાનમાં રાખવા જરૂરી છે—

૧. સાહિત્ય કોઈ સ્થિર પાણી નથી. એ સદા વહેતી સરિતા છે. એમાં અનેક પ્રકારના નવા નવા ઉન્મેષો અને આકારો પ્રગટ થાય તો જ એ જીવંત રહી શકે. એટલે કોઈ અમુક ચીલાચાલુ યા નવા ઢાંચાનો માપદંડ કામ ન લાગે. વિવિધ દૃષ્ટિ અને કલાસૂઝના આધારે વારંવાર, લાંબી, જુદી જુદી કક્ષાની અને વિષયવાર પૂરતી અને ગંભીર ચર્ચા વિચારણાને અંતે જ નિર્ણય લેવાવો જોઈએ.

૨. સાહિત્યના વિકાસના તમામ પ્રકારો અને સ્વરૂપો તરફ પૂરતું મહત્ત્વ અપાવું જોઈએ. લલિત અને વિવેચન સાહિત્ય ઉપરાંત પણ તત્ત્વજ્ઞાન; ઇતિહાસ, અર્થકારણ, રાજકારણ, મનોવિજ્ઞાન, તથા ઇતર ક્ષેત્રોના

* આ લખાણ પછી, શિક્ષણ પ્રધાને ગુજરાત વિધાન-સભામાં આને અંગે આપેલો જવાબ વાંચવા મળતાં નીચેની હકીકતો તરફ ધ્યાન દોરવું જરૂરી છે—

પાંચથી સાત સુધીની કક્ષામાં ૮ લાખ બાળકો અભ્યાસ કરે છે. તેમાંથી ૭૦ હજાર ૮મા ધોરણમાં જાય છે; તેમાંથી ૫૦ હજાર એસ. એસ. સી. સુધી જાય છે, અને તેમાંથી આશરે ૩૦ હજાર પાસ થાય છે. તેમાંથી ૧૫ હજાર કોલેજોના ઉચ્ચ શિક્ષણમાં જાય છે. પાંચમાથી અંગ્રેજી શરૂ કરવામાં આવે તોય બે જ વર્ષમાં ૯૦ ટકા વિદ્યાર્થીઓ તો એટલાથી અટકી જવાના છે! એ જોતાં ભયંકર દુર્વ્યય થવાનો.

૬ વર્ષમાં ૧૦૮૦ પીરીઅડ અંગ્રેજીને આપવાની સેંટ્રલ એડવાઈઝરી બોર્ડની ભલામણ હતી. તેને બદલે હવે ૪ વર્ષમાં ૧૪૪૦ પીરિયડ તથા ખાસ સઘન અને ઉત્તેજન આપવાનું પણ ગુજરાત રાજ્યની નવી યોજનામાં સ્વીકારાયેલું છે.

અભ્યાસ અને સંશોધનોને ન્યાય આપી શકે તે પ્રકારની નિષ્ણાત સમિતિ (ઉપસમિતિઓ) દ્વારા કામ લેવાવુ જોઈએ.

૩. માહિતી ગ્રંથો, જ્ઞાન ગ્રંથો, શબ્દકોશ તથા અભ્યાસ કક્ષાની પુસ્તકાઓ અને સામયિકો સહિતના ઉચ્ચ કક્ષાના સંપાદનનો સમાવેશ થવો જોઈએ.

૪. શ્રેષ્ઠ અનુવાદોને પ આ યોજનામાં પૂરતું સ્થાન અપાવું જોઈએ *

અંતે–

૧. કોઈ પણ પ્રકારની પ્રકાશિત સાહિત્યિક પ્રવૃત્તિને બાકાત ન ગણવી જોઈએ અને કોઈ પણ પ્રકારના (સાહિત્યિક, રાજકીય–જૂનીનવી પેઢી આદિ) પૂર્વગ્રહો વા વાડાને સ્થાન નહોવું જોઈએ.

૨. ગુજરાતી સાહિત્યના વિકાસની જે–તે કક્ષાએ ને સમયે ઉચ્ચ ધોરણ જળવાય તેવી જ કૃતિઓને બિરદાવવી જોઈએ, અને ચપટીચપટી ઈનામો ભાગીદારીમાં (વિરલ અપવાદ સિવાય) વહેંચી આપવાં ન જોઈએ.

અમે તો ઇચ્છીએ કે રાજ્યસરકાર આવી પ્રવૃત્તિ સાહિત્ય પરિષદ અથવા બીજી કોઇ પણ પ્રજાકીય સંસ્થાને હસ્તક સોંપે કે જેથી તેના સંચાલન અને વિકાસમાં પ્રજા સહેલાઈથી સીધો ફાળો આપી શકે.

૨૦–૪–૬૨ —ભો. ગાંધી

## ૩ : ભારતીય 'નોબેલ' યોજના :

દિલ્હીની ભારતીય જ્ઞાનપીઠ તરફથી એવી જાહેરાત કરવામાં આવી છે કે, ભારતવર્ષની તમામ મુખ્ય ભાષાઓમાં પ્રગટ થનાર કોઈ પણ એક પુસ્તકને ૧ લાખ રૂપિયાનું વાર્ષિક પારિતોષિક આપવામાં આવનાર છે. એક રીતે, 'નોબેલ પ્રાઈઝ'ની આ નાની આવૃત્તિ ગણાય. પરંતુ આવાં ઈનામોની પ્રથા પોતે જ કેટલીક ત્રુટીઓથી ભરેલી હોય છે–દા.ત. નોબેલ કમિટીમાં પણ રાજકીય પૂર્વગ્રહ કામ કરતો રહ્યો છે. પરંતુ આપણે એની ત્રુટીઓને ઢાલ રૂપે ન વાપરીએ તોય આ કાર્ય ઘણું દુષ્કર છે. પ્રદેશિક ગુજરાતની નાનકડી ઈનામ પ્રવૃત્તિના અનુભવ પછી તો રાષ્ટ્રીય–ભારતીય કક્ષાની આવી પ્રવૃત્તિ પરત્વે અનેક ગણી વધુ સજાગતા રહેવી જરૂરી છે જ. અમે આવું સાહસ ખેડનારને બે રીતે ધન્યવાદ આપીએ છીએ—એક તો, એણે ઉચ્ચ સાહિત્યની તમન્નાથી પ્રેરાઈ આવું સાહસ ખેડવા હિંમત કરી છે, તે માટે; તથા બીજું કે બિન–સરકારી સંસ્થા આવું સાહસ ખેડે છે તે માટે.

૨૦–૪–૬૨ —ભો૦ ગાં૦

## ૪ : 'વાર્ષિક–આલોચન' સહિયારી–સહકારી યોજના :

આ સ્થળે અમે કેવળ સાહિત્ય પ્રત્યેની પ્રીતિથી દોરવાઈને જ એક એવું સૂચન કરવા માંગીએ છીએ, કે, આપણે ત્યાં ગુજરાત સાહિત્ય સભા તરફથી વાર્ષિક સમાલોચનાનું કાર્ય ઘણાં વરસથી થતું આવ્યું છે. આ સમાલોચનાના કાર્ય અંગેની જે કાંઈ ત્રુટીઓ હોય તે તે સંસ્થાના સત્ત્વધારો સુધારવા મથતા હશે જ, એમ માનીએ છીએ. પરંતુ આ પ્રવૃત્તિની સહોદર થઈ શકે તેવી એક વધુ પ્રવૃત્તિ શરૂ કરવા તરફ અમે અભ્યાસ વર્તુળોનું ધ્યાન ખેંચીએ છીએ–તે એ કે,

—આપણે ત્યાં સાહિત્યના અનેક વિવિધ ક્ષેત્રોમાં જે પ્રકાશનો થાય છે, તે ક્ષેત્રોના પાંચેક વિભાગો પાડવા : (૧) લલિત સાહિત્ય; (૨) ગદ્ય અને વિવેચન સાહિત્ય; (૩) તત્ત્વજ્ઞાન, મનોવિજ્ઞાન, વિજ્ઞાન આદિ (૪) ઇતિહાસ, અર્થકારણ, રાજકારણ તથા ઇતર સમાજ–વિજ્ઞાનો (૫) સંશોધનો ઈત્યાદિ. પાંચેક ગુજરાતનાં અભ્યાસ–વર્તુળો આ પાંચે વિભાગના ગ્રંથોની 'વાર્ષિક' આલોચનાનું માથે લે, અને સહકારી નિયોજક જૂથ તરીકે કામ' કરે; અને દરેક વિભાગીય આલોચક–સમિતિને જરૂરી પુસ્તકો મેળવી

[ પા '૮૯ ઉપર ]

*અત્રે કેવળ નોંધવા પૂરતી યાદ આપી શકાય કે, શ્રી જયંતિ દલાલે તોલ્સતોય કૃત 'યુદ્ધ અને શાંતિ'ના ૪ ગ્રંથોનો અનુવાદ કરી એક શ્રેષ્ઠ પ્રકારની સાહિત્ય–સેવા કરી છે—તેવા પ્રયાસો આવી યોજનાઓમાં સમાવિષ્ટ હોવા જ જોઈએ.

## ૧ : આકૃતિ અને રંગ

જહાંગીર આર્ટ ગેલેરીમાં માર્ચના અંતમાં શ્રીમતી અરુણા પુરોહિતનાં ચિત્રોનું 'એક્સ્પ્રેશન' પ્રદર્શન યોજાઈ ગયું. આધુનિક ચિત્રકલાના પ્રમુખ પ્રવાહોમાંના એક, અમૂર્ત (ઍબ્સ્ટ્રૅક્ટ) પ્રકારમાં તેમણે કુલ્લે ૫૫ કૃતિઓ રજૂ કરી હતી. આ શૈલીના ચિત્રકારોની હરોળમાં આ પ્રદર્શન દ્વારા તેમણે અવશ્ય નોંધપાત્ર સ્થાન પ્રાપ્ત કર્યું છે. વર્તમાન પરિસ્થિતિમાં કલાકાર પોતાની આંતરિક સહાનુભૂતિઓ અને સંવેદનો આ માધ્યમ દ્વારા પ્રસ્તુત શૈલીમાં રજૂ કરતા થયા છે અમૂર્ત ચિત્રકલાનો આ પ્રવાહ એટલો તો સંદિગ્ધ અને મૂંઝવનારો છે કે તેમાં રજૂ થયેલી કૃતિઓનું ભાવક યદચ્છયા ભાવાંતર (મિસ્ઇન્ટરપ્રીટેશન) કરી શકે. કલાકારને તે દ્વારા કહેવાનું શું ઉદ્દિષ્ટ છે તેનો ભાવ કે ઘટાવેલ અર્થ જોડે મેળ ન બેસે તેવું પણ બને. છતાં સાંપ્રતકાળમાં આવી મોટી એક પ્રયોગ–પરંપરા ચિત્રકલામાં થઈ રહી છે તેનાથી કલારસિકો અસ્પૃષ્ટ રહી શકે નહિ.

આ ચિત્રો જોતાં પ્રેક્ષકોના ચિત્ત પર શ્રીમતી અરુણા પુરોહિતની વૈજ્ઞાનિક શૈલીની છાપ પડે છે. ઘેરા કાળા રંગોની પશ્ચાદ્ભૂમાં તેમણે ઝડપપૂર્વક 'ક્વીક–ડ્રાઈંગ વૉટરપ્રુફ ઈંક' દ્વારા વિવિધ ભાતો અને 'ટેક્ષ્ચર'ની અસરો ઉપજાવવાનો પ્રયત્ન કર્યો છે તેમાં અનેકવિધ રંગોનો ઉપયોગ કરી તેઓ સંવેદનોને એક દૃશ્યરૂપ આપવા મથે છે. આ સર્વમાં એમની સ્વતંત્ર શૈલીની છાપ પાડતું સફેદ રેખાઓનું ચિત્રો ઉપરનું આલેખન નોંધપાત્ર છે લયવાહી, વિવિધ ભૌમિતિક તેમ જ નિર્બંધ પ્રવાહે વહેતી આત્મસહજ ભાવે આલેખેલી એ રેખાઓ ઘડીમાં ક્ષોભ પમાડી જાય. તો ઘડીમાં પુષ્ટ થતી ચિત્રને કંઈક વિચિત્ર ઊઠાવ આપે છે. આ રેખાઓનાં મૂળ, પૂર્વે તેઓ ભૂમિઅલંકરણો–'અલ્પના' કરતાં તેમાં જોઈ શકાય છે. તે સિવાય ભરતગૂંથણ કળા પરના કૌશલે, તેમને આમ તે કળાનો વિનિયોગ આ માધ્યમમાં કરવા પ્રેર્યાં હોય તેવું પણ બને આ રેખાઓ તે તે ભાગમાં મૂળ ચિત્ર ફલક–કેન્વાસની તેટલી જગ્યાને રંગ્યા વિનાની કેવળ ખાલી (બ્લૅંક) રાખીને તેમણે આલેખી છે તે પ્રયોગ નોંધપાત્ર છે. ચિત્રો કરતી વખતે, ખ્યાતિમુદ્રિત વાદ્યસંગીત સાંભળતાં સાંભળતાં તેઓ ચિત્રકૃતિઓ સર્જે છે. એ દ્વારા અમૂર્ત, કેવળ શ્રાવ્ય સૂરોને, આમ રેખાઓ દ્વારા દૃશ્ય સ્વરૂપ આપવાનો તેમણે પ્રયત્ન કર્યો છે, એમ તેમનું કહેવું છે. આ પ્રયોગ અને કથન કેટલે અંશે સ્વીકાર્ય ગણવા તે ચર્ચાસ્પદ મુદ્દો છે. છતાં આ આખીય શૈલી પ્રયોગશીલ હોવાને કારણે તેમાં વાંધો ઉઠાવવા જેવું કશું રહેતું નથી.

ચિત્રકૃતિઓને એમણે આપેલાં નામ અને તે કૃતિ બન્ને વચ્ચે હરહંમેશ મેળ ખાતો હોય તેવું જણાતું નથી. અલબત્ત ચિત્રોનાં નામ પણ ચિત્રકૃતિઓ જેટલાં જ સંદિગ્ધ હોઈ શકે. તેમ છતાં પ્રીમિવલ ફૉરેસ્ટ, રિધમ ફ્લેમસ, એક્સ્પ્લોઝન, ફાયર ફ્લાઈ, મેલડી મૂવમેંટ વગેરે ચિત્રોમાં તે તે કૃતિઓનાં આકૃતિ (ફૉર્મ) અને અંતસ્તત્ત્વ (કન્ટેન્ટ) બન્નેમાં એક વાક્યતા જણાતી હતી. કાળા ઘેરા રંગોની વચમાંથી ફૂટતી, લપકારા લેતી લાલ–કેસરી અગનરંગોની જ્વાળાઓ જોતાં તેની ઘેરી અસર પ્રેક્ષક તરત જ અનુભવે, તો બીજે પક્ષે કેટલાંક ચિત્રોમાં એકબીજા પર આક્રમણ કરતા, કેટલાકમાં પરસ્પર ભળી જતા, તો ક્યાંક સ્વતંત્ર વ્યક્તિત્વ જાળવી રાખતા રંગો તેમ જ અન્યત્ર

---

[ પા. ૮૮ થી ચાલુ ]

આપે; તથા યત્કિંચિત્ પુરસ્કાર આપી શકે—તેવું પણ ગોઠવવું જોઈએ. આ વિભાગીય નિયોજક જૂથના એક પ્રતિનિધિએ તે તે વિભાગીય આલોચક સમિતિનું સહકારી ધોરણે સંચાલન કરવાનું પણ રહે જ. પરંતુ, સાચવવાનું એટલું જ કે, તેનો નિર્ણય આખરી નિર્ણય ન હોય, આખી સમિતિનો જ એ અધિકાર ગણાય.

અમને લાગે છે કે સક્રિય રાજકારણ આદિ ક્ષેત્રોની જેમ, સાહિત્ય–અભ્યાસ ક્ષેત્રે પણ સંકુચિતતા અહમહમિકા અને જૂથબાજીના પૂર્વગ્રહો સારા પ્રમાણમાં પ્રવર્તે છે. રસ્તો ભિન્ન–પ્રકારના પરંતુ અભ્યાસનિષ્ઠ જૂથોની સહિયારી–સહકારી પ્રવૃત્તિઓના વિસ્તારથી નીકળી શકે. —સો. ગાંધી

વિસંવાદ પ્રગટાવતા રંગોના આલેખનો કોઈ પ્રકારની નિશ્ચિત છાપ કે અસર જન્માવતાં નહોતાં. કેટલીક કૃતિઓ તો સહૃદયોને પણ નબળી લાગે તેવી હતી જે આ પ્રદર્શનમાં રજૂ ન કરવામાં આવી હોત તો પણ ચાલત. આ બધું જોતાં એક વાત સ્પષ્ટ જણાતી હતી. કે કલાકારને હજી અભિવ્યક્તિની મથામણ ભોગવવી પડે છે. અલબત્ત, તેઓ જે. જે. સ્કૂલ ઓફ આર્ટસમાં શિક્ષણ લેતા હતા ત્યારની અભ્યાસકાળની કૃતિઓ અને ત્યારબાદ વડોદરા યુનિવર્સિટીની ફેકલ્ટી ઓફ ફાઈન આર્ટસ કોલેજમાં થોડો વખત તેમણે કરેલા અભ્યાસ પછીની આ કૃતિઓ તેમણે સાધેલી પ્રગતિ અને તેઓ કેળવવા માગે છે તે અને પોતાની કહી શકાય તેવી આગવી શૈલી માટેના સતત પરિશ્રમની ઘોતક ગણવી જોઈએ.

## ૨ : લઘુચિત્રોમાં વિરલ પ્રદર્શન

મ્યુઝિયમમાં નવા ખૂલેલા 'મરુી પરપઝ' હોલમાં સર કાવસજી જહાંગીરના અંગત સંગ્રહમાંના 'મીની-એચર પેઈન્ટીંગ્સ' લઘુ છબિચિત્રોનું સુંદર પ્રદર્શન પૂરા એક મહિના લગી માર્ચ માસમાં યોજાયું હતું આ સંગ્રહ દ્વારા કેટલાંક વિરલ ચિત્રો જાહેર જનતા સમક્ષ પહેલીવાર જ રજૂ કરવામાં આવ્યાં હતાં. પ્રખર કલા વિવેચક શ્રી આનન્દ કુમારસ્વામીએ ભારતીય લઘુચિત્રો પરત્વે તેમનાં વિદ્વત્તાસભર લખાણો દ્વારા ધ્યાન દોર્યું ત્યારથી માંડીને તે રાષ્ટ્રીય લલિતકલા અકાદમીએ પ્રગટ કરેલા તદ્વિષયક લખાણો, નમૂનેદાર બહુમૂલ્ય સચિત્ર પુસ્તકો અને તે ચિત્રોની મૂલગામી પર્યેષણા, રસાસ્વાદ વગેરેને કારણે આ પ્રકારનાં ચિત્રો ચિત્રકલાના ઇતિહાસમાં મહત્ત્વના તબક્કા (પીરીઅડ) દરમિયાન રચાએલ કૃતિઓ તરીકે સર્વત્ર માન્ય થયાં છે રાજપુત, મુગલ, મેવાડી, દખ્ખણી (ડેક્કન) ઇત્યાદિ કલમોના આ ચિત્રો તેમાંના વર્ણ્યવિષય, નિરૂપણ, સન્નિધાન અને રંગોની મોહકતા ઉપરાંત સફાઈદાર કામ માટે અત્યંત નોંધપાત્ર ચિત્રો છે. કેટલાય અનામી કલાકારોએ આલેખેલાં પરંપરાગત આ ચિત્રોમાં પ્રસંગોનું ઋજુ ભાવજતભર્યું આલેખન રંગાવટની વિશિષ્ટતાને કારણે ચિરસ્મરણીય બની રહે છે. પૂર્વે રાજ્યાશ્રયને કારણે આ લઘુચિત્રોની કળા વિકાસ પામી હતી. જે ખંત, ધીરજ અને સ્વસ્થતાપૂર્વક અનેક કલાકારોએ પ્રાણ પૂરીને આ ચિત્રો આલેખ્યાં છે, તે જોતાં તેમનાં કૌશલ, કસબ અને હથોટી માન મૂકાવે તેવાં છે.

આ ચિત્રોના બે સ્પષ્ટ વિભાગો નજરે ચડે છે. એક તો, તસ્વીર ચિત્રો (પોર્ટ્રેટ), અને બીજા પ્રસંગ-નિરૂપણનાં ચિત્રો. તેમાંય રાજપુત અને મુગલ કલમના ચિત્રો તેમાંના સુષ્ઠુ (સોફીસ્ટીકેટેડ) આલેખનોને કારણે કમનીય બન્યાં છે. કલાકારોએ તેમાં નાજુકાઈને બહુ કુશળતાપૂર્વક બહેલાવી છે. દખ્ખણી કલમનાં અને મેવાડ કલમનાં ચિત્રોમાં કંઈક અંશે એ સફાઈ ઓછી છે તો બીજે પક્ષે એ ચિત્રોમાં પશ્ચાદ્ભૂનાં રંગોમાં લાલ રંગનો વિનિયોગ અત્યંત આકર્ષકપણે કરેલો જોવા મળે છે. કથાપ્રસંગ નિરૂપતાં ચિત્રોમાં કૃષ્ણની બાલ-લીલાનાં ચિત્રોમાં, ગોપીઓને ત્યાં માખણચોરી કરતા, ગોપીઓને હાથે પકડાઈ વઢ ખાતા, તો ક્યારેક ગાય દોહવાને બહાને બળદની પાછળ સંતાઈ જતા કૃષ્ણ વગેરે ચિત્રોમાં રમુજના તેમજ મધુરતાના અંશો ચિત્રકારોએ ખૂબી પૂર્વક આલેખ્યા છે. 'રાગમાલા'નાં ચિત્રો તે તે રાગની વિશિષ્ટતાના દૃશ્યરૂપ સમાં છે. જ્યારે પ્રાણી-ચિત્રણામાં પણ કુંજર (હાથી), નંદી (બળદ), હરણો, પંખીઓ વગેરેનાં તાદૃશ્ય તેમજ સજીવ જણાતાં મુલાયમ ચિત્રો અત્યંત મનહર છે, પ્રદર્શનમાં આ ઉપરાંત ગંધાર, ચોલ ઇત્યાદિ શૈલીના ધાતુના તેમ જ પથ્થરનાં શિલ્પો પણ રજૂ થયાં હતાં, જેની પસંદગી અને ગોઠવણી બન્ને સ્તુત્ય હતાં.

આ સંગ્રહ જાહેરમાં પ્રદર્શનાર્થે રજૂ કરવા બદલ સર કાવસજી જહાંગીરને ધન્યવાદ ઘટે છે. અગાઉ જાહેર કરવામાં આવ્યું હતું તદનુસાર, હવે આ ચિત્રોનું સચિત્ર વર્ણન કરતું 'કેટલોગ' (યાદી) વેળાસર તદ્વિદ્ શ્રી મોતીચન્દ્ર પ્રગટ કરશે તો, નિઃશંક પ્રસ્તુત ચિત્રોના અભ્યાસ માટે ચિત્રકારો સારુ એ એક મહત્ત્વનું ઉપકારક કાર્ય લખાશે.

## ૩ : માટી કામની સુંદર કલા

પશ્ચિમના દેશોમાં કલાક્ષેત્રે થએલા અને થતા રહેતા અવનવા પ્રયોગો એટલા તો વ્યાપક અને પરિવર્ત-

નથીક હોય છે કે તેનો પ્રભાવ અન્યત્ર પડ્યા વિના રહેતો નથી. કલાપ્રકાર માત્રનું આ સાર્વજનીન (યુનિવર્સલ) તત્ત્વ ઉલ્લેખનીય છે. ગયે સપ્તાહે તાજમહાલ હોટલમાં આવેલ રૂપા આર્ટ ગેલેરીમાં શ્રીમતિ વિધુ સંઘવીનું 'સેરેમિક્સ' માટી–પાત્રોનું કલા પ્રદર્શન યોજાયું હતું. આ ક્ષેત્રે શ્રીમતિ પ્રમીલા પંડિત તેમ જ તાજેતરમાં ભારત ખાતે પ્રવાસે આવી ગયેલાં અમેરિકન કલયત્રી બીએટ્રીસ વુડનાં માટીનાં પાત્રોનાં પ્રદર્શન પણ અગાઉ યોજાઈ ગયાં છે. શ્રીમતિ સંઘવીએ આ કલાની સાધના લંડનમાં મેરીએન હેર્બલના માર્ગદર્શન હેઠળ કરી છે. ત્યાર પછી દક્ષિણમાં ડેગન પરગણામાં તેઓએ વિશેષ તાલીમ લીધી. ત્રણેક વર્ષ પૂર્વે દિક્ષા લઈ ભારત પાછા ફર્યા બાદ શ્રીમતિ સંઘવીએ સ્વતંત્ર સ્ટુડિયો તૈયાર કર્યો. ઇલેક્ટ્રીક ભઠ્ઠી ઊભી કર્યા પછી પાત્રો તૈયાર કરવાનું સુગમ થતાં તેમણે એ દિશામાં અવનવા પ્રયોગો કર્યા છે. આપણે ત્યાં આ કલાપ્રકાર પરંપરાગત ઘાટનાં માટી પાત્રો પૂરતો જ મર્યાદિત રહ્યો છે. વડોદરા યુનિવર્સિટીની ફેકલ્ટી ઓવ ફાઈન આર્ટસમાં આ વિષય શીખવવામાં આવે છે, તેમજ ત્યાં ભઠ્ઠી અને અન્ય અગત્યનાં સાધન–સગવડો પણ ઉપલબ્ધ છે, છતાં આ ક્ષેત્રે પરદેશ જઈ આવેલા કલાકારો સિવાય બીજા સ્થાનિક કલાકારોએ ખાસ મહત્ત્વનું અર્પણ કર્યું નથી.

રકાબીઓ, વાડકા, ફુલદાનીઓ, ઘડા, પ્યાલા અને બીજાં ઘરગથ્થુ વપરાશનાં વાસણોના આ પ્રદર્શનમાં શ્રીમતિ સંઘવીએ તે પાત્રોના ઉપયોગના (ફંક્શનલ) ગુણને પણ લક્ષમાં રાખીને પ્રયોગની અમર્યાદ શક્યતા ટાળી છે. તે પાત્રો પરનું અલંકરણ વધુ પડતું ભારે ન હોવાથી તેના સૌંદર્યઅંશો પણ યોગ્ય રીતે જળવાઈ રહ્યા છે. અલબત્ત, આ જોતાં તેમના પરદેશી કેળવણીની છાપ ઊઠે છે. પરંતુ એને આ કલા હસ્તગત કરવાની પ્રામાણિકતાનું સૂચક ગણવું જોઈએ. સાધનો અને મોટી ઇલેક્ટ્રીક ભઠ્ઠીઓને અભાવે મોટાં પાત્રો તેઓ આ પ્રદર્શનમાં રજુ કરી શક્યાં નથી. એ દિશામાં તેમની કલા કેટલી વિકાસોન્મુખ બનશે તેનો અંદાજ હાલને તબક્કે કાઢી શકાય નહિ. છતાં કલાકારની વ્યક્તિગત વિશેષતા આ પાત્રોમાં અછતી રહેતી નથી. આ પાત્રો સાદાં અને કેટલાક તો પરંપરાગત–ઘાટ–ઘૂંટવાળાં પણ છે. પરંતુ તેમનાં પરની ચમક (ગ્લેઝ), આકારવૈવિધ્ય અને તેની જોડે વપરાશના ગુણનો સમન્વય નોંધપાત્ર છે. આ માધ્યમમાં આગળ ઉપર તેઓ જરૂરી સાધનો મળતાં ઉચિત પ્રયોગો કરીને પ્રગતિ સાધી શકશે તે નિઃશંક છે.

## ૪ : આશાસ્પદ પ્રતિભાનો પરિચય

ચિત્રકળામાં આસ્વાદ્ય વસ્તુ કેવળ ચિત્ર–વિષય ન રહેતાં, કલાકારે કરેલું તેનું ચિત્રક્ષમ નિરૂપણ, ચિત્રની રીતિ (ટેકનીક), રંગોનો વિનિયોગ અને 'ચિત્ર'ની કલાકૃતિ તરીકેની એક સમગ્ર છાપ કૃતિના આસ્વાદ માટેનાં સામગ્રી–તત્ત્વો ઠરે છે. આધુનિક કલાના સતત બદલાતા રહેતા પ્રવાહમાં પ્રત્યેક કલાકાર પોતે અનુભવેલી સંવેદનાઓ અથવા કલાકારના ચિત્તે ઝીલેલી ચીજ, વસ્તુ, વિષય કે અનુભવની છાપ, તે ચિત્રકૃતિ દ્વારા રજૂ કરવા મથે છે. ત્યારે તેની નિજી કહી શકાય તેવી સ્વતંત્ર શૈલીનું મહત્ત્વ સવિશેષ હોય છે. બીબાંઢાળ, સ્વેચ્છાએ દોરેલાં ચિત્રો અથવા જેમાં કલાકારની 'વ્યક્તિતા' પ્રગટ ન થતી હોય તેવી કૃતિઓ આસ્વાદ માટે ઊણી ઊતરે તે સહજ છે. આધુનિક ચિત્રકલામાં મોડર્ન આર્ટમાં–નિરૂપણ, ટેકનીક વગેરેના જેટલા પ્રયોગો થાય છે તેટલા વ્યાપક પ્રયોગો અન્ય લલિતકલા પ્રકારોમાં નજરે ચડતા નથી. ગયે મહિને યોજાઈ ગએલ શ્રીમતિ અરૂણા પુરોહિતનાં ચિત્રોના પ્રદર્શન પછી તે ક્ષેત્રે કુ. જ્યોતિ શાહનાં ચિત્રોનું પ્રદર્શન ગયે સપ્તાહે જહાંગીર આર્ટ ગેલેરીમાં યોજાઈ ગયું. આ આશાસ્પદ કલાકારની કુલ્લે ૩૨ કૃતિઓ પ્રદર્શનમાં રજૂ થઈ હતી. તે જોતાં એમની નિજી શૈલીની અભિવ્યક્તિના પ્રયોગની નોંધ લેવી જોઈએ.

કુ. જ્યોતિ શાહનાં આ ચિત્રો જોતાં આ અગાઉ પ્રતિ વર્ષ યોજાતાં 'બરોડા ગ્રુપ'ના કલાકારોના ચિત્રોનું સ્મરણ થાય છે. ગ્રેજ્યુએટ થયા પછી જે. જે. સ્કૂલ ઓફ આર્ટસમાં ચિત્ર કળામાં ડીપ્લોમા લઈ, જાણીતા પ્રમુખ કલાકાર અને વડોદરા યુનિવર્સિટીની ફેકલ્ટી

ઓફ ફાઈન આર્ટસના ડીન શ્રી બેન્દ્રેની દોરવણી હેઠળ કુ. જ્યોતિ શાહે ચિત્રકળાનું શિક્ષણ લીધુ છે સૌ પ્રથમ શહેર-આયોજિત બાલ-ચિત્ર સ્પર્ધામાં પુરસ્કાર પ્રાપ્ત થતાં આ દિશામાં તેઓ ઊંડો રસ લઈ વિકાસ સાધતાં ગયાં 'ગ્રુપ'ના કલાકારોએ આધુનિક ચિત્રકલાના ક્ષેત્રે આંતરરાષ્ટ્રીય ઈનામો પ્રાપ્ત કરીને નામ કાઢ્યુ છે કુ જ્યોતિ શાહનાં ચિત્રોમાં તે 'ગ્રુપ'ના અન્ય કેટલાક સભ્યોનાં ચિત્રોની અસર જણાય છે પરંતુ તે ટાળીને પોતાની સ્વતન્ત્ર શૈલી કેળવવાનો તેમનો પ્રયત્ન સફળ નીવડ્યો છે

એમનાં ચિત્રોમાં વાતાવરણની જમાવટ, રૈખિક (લીનીઅર) પ્રયોગો (ચિત્રમાંના પાત્રોનું રેખા દ્વારા વિશિષ્ટ આલેખન) અને રંગોનો ઉપયોગ ધ્યાન ખેંચે તેવાં છે. તેમનાં ચિત્રો 'અમૂર્ત' 'એબ્સ્ટ્રેક્ટ' નથી પરંતુ આકૃતિપ્રધાન ચિત્રો છે એક્સપ્રેશનિસ્ટિક આ ચિત્રોમાં પાત્રોની સાદૃશ્ય નકલ નથી તેમનાં પાત્રો પાતળાં ઊંચાં અને ચિત્રફલકને ભરી દેતાં, કંઈક અંશે અણિયાળાં છે ચિત્રમાં તેમની રૈખિક રચનાની સમસ્યાઓ કલાકારે સફળતાપૂર્વક હલ કરી છે. વળી પાત્રોનાં આલેખનમાં શૈલીકરણ અને ભિન્નતા પણ છે 'ફેસ્ટીવ ક્રાઉડ'માં (ઉત્સવઘેલાં ટોળાં) પરસ્પર ભળી જતાં અને છતાં ઝાંખા જણાતાં બબ્બે રંગના વિનિયોગથી ચિત્ર-વિષય આસ્વાદ્ય બન્યો છે 'ધી બ્લેઈઝીંગ-સન'માં એમની સ્વતન્ત્ર શૈલીની સ્પષ્ટ છાપ ઊઠે છે, તેમાં ય લાલ રંગનો અસરકારક ઉપયોગ બહુ કુશળતાપૂર્વક તેમણે કર્યો છે તેજ રીતે બોઝને વહી જતા બે પાત્રોવાળુ, કાળાશ ગથી ચિત્રના પોણાભાગના ફલકને ભરી દેતું ચિત્ર ઘણી સફળ કૃતિ બન્યુ છે ચિત્રના નીચેના ભાગમાંનો પીળો રંગ, પાત્રોનું આલેખન અને ચિત્રની રચના તેમજ કાળીડિબાંગ પશ્ચદભૂ ધ્યાન ખેંચે છે

'ધી ઓરેન્જ ફોરેસ્ટ', 'વ્હેર કામ પ્રીવેઈલ્સ' 'નાઈટ ડીસેન્ડ્સ', 'વીન્ટર મોર્ન' વગેરે ચિત્રોમાં વાતાવરણની રંગદ્વારા આગવી જમાવટ એમણે કરી છે. એબ્સ્ટ્રેક્ટ ચિત્રોમાં અવકાશમાં વિવિધ ભૌમિતિક આકૃતિ દ્વારા સયોજન રચી તેમની સમસ્યાઓ (પ્રોબ્લેમ્સ) ઉકેલવા તેમણે પ્રયત્ન કર્યો છે પરંતુ તે ચિત્રફલક પર કોઈ ચોક્કસ સમસ્યાઓરૂપે અસરકારક જણાતાં નથી એટલે તે નિરૂપણ આકૃતિ-પ્રધાન પાત્રોવાળાં ચિત્રો જેટલું સ્પષ્ટ જણાતુ નથી છતાંય સમગ્રપણે જોતાં રંગ પરત્વેની સૂઝ, ચિત્રફલક પર કલાકારે રજૂ કરવા ધારેલા પ્રશ્નો, સમસ્યાઓ અને તેના સયોજનો આ સજાગ કલાકારની કૃતિઓને ધ્યાન-પાત્ર ઠેરવે છે, કારણ અભિવ્યક્તિની મથામણ અનુભવવા છતાં આ કલાકારે પ્રયોગશીલ રહીને ક્યાંય ભીરુતા દાખવી નથી

['સુકાની' સાપ્તાહિકના સૌજન્યથી]

## સાભાર સ્વીકાર

**કૃપાત્ સદામંગલમ્**
(નવલકથા)
લે સારંગ બારોટ
રૂ

**ગ્રામલક્ષ્મી**
(મૂળ ૪ ભાગની નવલકથાનો સક્ષેપ)
મૂળ લેખક રમણલાલ વ દેસાઈ
રૂ ૫=૦૦

**ગોમતીઘાટ**
(જીવન પરિચયો-પ્રસંગો)
લે : ઈશ્વર પેટલીકર
રૂ ૫=૦૦

**સંસાર માધુરી**
(સાંસારિક સમસ્યાઓ-ઘટના-વિવરણ)
લે : લાભુબેન મહેતા
રૂ ૫=૦૦

**અબ્રહમ લિંકન**
(જીવન અને વિચાર)
મૂળ લે પોલ, એમ એંગલ
અનુ : જ્યોતીન્દ્ર હ દવે
રૂ ૧=૦૦



# જેરામ પટેલનાં ચિત્રો | ગુ. મો. શેખ

૧૯૫૭ માં જ્યારે જેરામ પટેલને લલિતકલા કાદમીનો પુરસ્કાર મળ્યો — તે કાળનાં, અને હાલ ાર્ચ-મહિનામાં દિલ્હીના કુનીક આર્ટસેન્ટરમાં એમણે રેલ પ્રદર્શનનાં ચિત્રો જોતાં લાગે છે કે એમણે શ્રી સ્વૈરથતા પૂર્વક રૂપનિર્મિતિના પ્રયોગો કર્યા છે. તગે વિદના ઉદાહરણ જેવા એ ચિત્રોમાં ય એમણે ાણી, ચોક્કસ, ભૌમિતિક અને ઊભી રેખાઓ દ્વારા મજ આછા આછા સોનેરી — પીળા રંગો દ્વારા જે દેવડાવ્યું છે, તેથી વિષયવિશેષનો રસ ઓગાળી માધ્યમ ત્યેની તીવ્ર સંવેદનાનું આગવું તત્ત્વ ઉમેર્યું છે. આપણે ત્યાં ઘણા ચિત્રકારો એવા જૂના વિષયો ઈને પ્રિમિટિવ કરતા હતા અને હજી કરે છે, પરંતુ મોટા ભાગના, કથા વસ્તુને શ્રદ્ધાપૂર્વક રજુ કરવાની મોહક સુમાસમાંથી છટકી શક્યા નથી જે લોકોએ જરાક આડ રસ્તે જઈ નવી શૈલી, પદ્ધતિએ ચીતરવાનો પ્રયત્ન કર્યો અને ત્યારે તો ક્રાન્તિકારી પણ કહેવાયા, તેઓ પણ અત્યારે તો એવી શૈલીઓના દાસ થઈ ગયા છે અને જાતનું અનુકરણ કરવામાંથી ઊંચા આવતા નથી. જેરામ પટેલે આમ ઉદાહરણ — ચિત્રોથી શરૂ કરીને ધીમે ધીમે અમૂર્ત ચિત્રો તરફ પ્રસ્થાન કર્યું છે. ૧૯૫૭ માં જ યુરોપ જતાં પહેલાં કરેલ ચિત્રોમાં જાડી-કાળી રેખાઓની સંયોજનાઓ, જો કે જૂનાં ચિત્રોની મૃદુતાથી વિરુદ્ધ, રંગના ઘેરા રંગનાં ચોસલાં તેમજ અવકાશના અવનવા વિભાજનથી ધ્યાન ખેંચે તેવી હતી. લંડનમાં જો કે અભ્યાસ કરવા ગયેલા ઈન્ડસ્ટ્રીયલ ડિઝાઈનનો, પરંતુ ત્યાં પણ એમણે ચિત્રો કરવાનું છોડ્યું નહોતું એ વખતનાં એમનાં અ લેખનો-માં મનુષ્યમુખની રેખાઓને એમણે સ્થાપત્યરૂપે પ્રયોજી હતી એ મુખચિત્રોની ભાવશીલાનું જગત મનુષ્યની યાતનાનું દર્શન કરાવતું હતું. અંદરથી રહી, રહીને,

# વિશ્વશાંતિ પરિષદનું નિવેદન

જીવનમાં લગભગ બધાં ક્ષેત્રે વ્યક્તિ અને સમાજ એક મહાન કટોકટીમાંથી પસાર થઈ રહ્યાં છે. પોતાની સમસ્યાઓના ઉકેલ માટે કાં તો તેઓ હિંસક ઉપાયો તરફ ઘસડાય છે અથવા તો નિરાશ થઈ બેસી જાય છે.

આજની આપણી દુનિયા ભૂખી દુનિયા છે—જીવનની સામાન્ય આવશ્યકતાઓની ભૂખી, સ્વતંત્રતા ન્યાય અને માનવીય પ્રતિષ્ઠાની ભૂખી, સમન્વય અને શાંતિની ભૂખી !

અને આ દુનિયા પાસે આ બધી ભૂખોને બુઝાવવાનાં ભરપૂર સાધનો પણ છે. આપણી પાસે પૂરતાં ભૌતિક સાધન છે ને કૌશલ પણ છે. સ્વતંત્રતાના વાસ્તવિક અર્થની ઉત્તરોત્તર વિકસતી અનુભૂતિ પણ છે, બૌદ્ધિક અને આધ્યાત્મિક વારસો પણ છે, આ બધાંની મદદથી આપણે ગુલામી, ગરીબી, અને યુદ્ધથી છુટકારો પામી શકીએ.

પરંતુ દુર્ભાગ્ય એ વાતનું છે કે આપણી દૃષ્ટિ પુરાણી માન્યતાઓથી વિકૃત થઈ ગયેલી છે. એને કારણે આજના અણુયુગમાં દુનિયાનુ જે વાસ્તવિક સ્વરૂપ છે એને આપણે જોઈ શકતા નથી. વ્યક્તિ, સરકાર અને સમાજ સૌ પોતે જ સરજેલી પરંપરાઓ, સિદ્ધાન્ત અને હિંસક સંસ્થાઓની જાળમાં ફસેલાં છે.

સહેજબુદ્ધિ, રાજનૈતિક દૂરદર્શિતા અને નૈતિક પ્રેરણાઃ આ સૌનો તકાદો તો એ છે કે આપણે આ પરિસ્થિતિથી બહાર નીકળીએ. આપણી આ સંસ્કૃતિનું અને કદાચ માનવ જાતિનુ રક્ષણ આ બંધનોના ઉચ્છેદ ઉપર જ નિર્ભર છે. માનવીએ આ હયાત તરીકા અને સાધનોને સ્થાને બીજા વિકલ્પો શોધવા જ રહ્યા; અને નવા પ્રયોગો કરવાની તૈયારી રાખવી પડશે.

આ વિકલ્પ અહિંસા છે. અમારી દૃઢ માન્યતા છે કે માનવજાતિને એની હાલની ગુલામીમાંથી મુક્ત કરવાનો અને મનુષ્યનાં મન અને શક્તિઓને સર્જનાત્મક કાર્યો માટે મુક્ત કરવાનો આજ માર્ગ છે.

વિશ્વકુટુંબની ભાવના યુદ્ધનું સ્થાન લઈ શકે છે. સ્વતંત્રતા અને સમાનતા સામ્રાજ્યવાદ અને બીજા પ્રકારના અન્યાયોનું સ્થાન લઈ શકે છે

માનવીની પ્રતિષ્ઠા એનાં અપમાન અને વિનાશનું સ્થાન લઈ શકે છે.

અહિંસા આ ઉદ્દેશોને પૂર્ણ કરવાનો માર્ગ છે. એ જાણવા છતાં કે એને માટે ગાઢ ચિંતન, પ્રયોગ, પરિશ્રમ, અધ્યયન અને સમર્પણ આવશ્યક છે, અમે આ માર્ગ પર ચાલવાનો સંકલ્પ કરીએ છીએ અને દુનિયાના તમામ મુલ્કોનાં નિવાસીઓને આ સાહસમાં શામેલ થવા આહ્વાન કરીએ છીએ.

[ વિશ્વમાનવ : માર્ચ–એપ્રિલ '૬૨

# વિશ્વ માનવ

માનવીય ગૌરવની પુનઃપ્રતિષ્ઠા અંગેનું દ્વૈમાસિક

મે–જૂન ૧૯૬૨

૪૫

સંપાદક : ભોગીલાલ ગાંધી

વાર્ષિક રૂ. ૯-૦૦ છૂટક રૂ. ૨



ચેતન પ્રકાશન ગૃહ પ્રાઈવેટ લિ. રામજી મંદિર પોળ વડોદરા



કુમારી દક્ષા અને શ્રીમતી સુવર્ણા

કુમારી યામિની કૃષ્ણમૂર્તિ
[કુમાર કાર્યાલય લિ૦ તથા સુનીલ કોઠારીના સૌજન્યથી]

## ૪૫

# વિશ્વમાનવ [ દ્વૈમાસિક ]

[ વાર્ષિક રૂ. ૯—૦૦ શિ. ૧૮ * છૂટક ચાલુ અંક રૂ. ૨ * વિશેષાંકોની છૂટક કિંમત કદ મુજબ ]
સંપાદક : ભોગીલાલ ગાંધી * [ પૂંઠાનું ચિત્રાલેખન : નગેશ પિંગળે ]
પ્રકાશક ભોગીલાલ ગાંધી નૂતન પ્રકાશન ગૃહ પ્રાઇવેટ લિ., રામજીમંદિર પોળ, સરકારી છાપખાના સામે–વડોદરા [ફોન ૪૯૫૦]
મુદ્રક : જ્યોતિ દલાલ વસંત પ્રિન્ટિંગ પ્રેસ ઘેલાભાઈની વાડી, ઘીકાંટા રોડ, અમદાવાદ.



[ કુલ પાનાં ૬૪ ]

# પત્રના ઉત્તરમાં– [કેટલીક સસ્તી શ્રેષ્ઠ સાહિત્ય–કૃતિઓ]

**શ્રી. ગીતા શાહજી (મુંબઈ)–**

આપે, 'ઓસામૂ દાઝાઈ' તથા 'લોરેન્સ વાન દર પોસ્ટ'ની વાર્તાઓ ખૂબ સુંદર લાગી એમ જણાવી, અનેની બીજી વાર્તાઓનાં નામ માગ્યાં છે : તથા બીજી કેટલીક શ્રેષ્ઠ નવલકથાઓ વિષે પુછાવ્યું છે. ઘણે વખતે તેની યાદી અહીં છાપું છું–ઘણાને ઉપયોગી થવાની આશાએ.

**Lawrens Van der Post**

1 The Heart of the Hunter
2 In a Province
3 Venture to the Interior
4 The Face beside the fire
5 Flumingo Feather
6 The Dark eye in Africa
7 The Lost world of the Kalhari
('પેન્ગવિન'માં પણ પ્રાપ્ય)
8 The Bar of a Shadow
(વિ. મા. અંક ૪૩ માં પ્રગટ)

[લોરેન્સ વાન દર પોસ્ટે મોરિસાગે પ્રવાસ-લેખન કર્યું છે.]

**Osamu Dazai**

વિ. મા. ૪૨ મા અંકમાં પ્રગટ થયેલી નવલકથા તથા નવલિકા ઉપરાંત તેની 'No Longer Human' નામની નવલકથા છે. તેમાં મુખ્ય પાત્ર (કલાકાર) પોતાના જીવનનો અંત આત્મહત્યાથી આણે છે; અને આપણે પાછળથી જાણવા પામીએ છીએ તેમ લેખકે પોતે ય આત્મહત્યા કરીને જ ભરે જુવાનીમાં જીવનનો અંત આણ્યો છે!

(બીજી કેટલીક શ્રેષ્ઠ કૃતિઓની યાદી આ સાથે છાપી છે)

**Osamu Dazai**
The setting Sun 2=50

**Johan Boyer**
The Great Hunger 3=00

**Goethe**
Sufferings of young Werther 2=50

**Herman Hess**
The Prodigy 3=00
Siddahrth 2=00

**Kunt Hamsun**
Growth of Soil 5=00
Pan 2=50
Hunger 2=50

**Laxness**
The Happy Warriors 3=00

**Andre Maurois**
Climate of Love 2=50

**Thomas Mann**
Transposed Heads 3=50

**Dostoevsky**
Notes from the Underground 3=75

**Anais Nin**
The Four Chambered heart 4=50

**Andre Malraux** sh.
Man's Estate 3/6

**Murdoch Iris**
The Bell 3/6
The Sand Castle 3/6

**O. P. Snow**
The New Man 3/6
The Affairs 4/-
The Conscience of the Rich 3/6

**Issac Babel**
Collected Stories 3/6

**Albert Camus**
The Outsider 2/6
The Plague : 3/6

**William Faulkner**
Go down Moses 3/6
Intruder in the Bus 3/6
Requium for a Nun 3/6
The Wild Palms 3/6

**Andre Gide**
The Immoralist 2/6
The Vatican Cellars 2/6

**Graham Green**
Brighton Rock 2/6

**Hamingway**
A Farewell to Arms 2/6
To Have & Havenot 2/6
Men without Women 2/6

**Kafka**
Metamorphosis and other Stories 3/6
The Trial 2/6

**Musil Robert**
Young Torless 2/6

**Jean Paul Sartre**
The Age of Reason 3/6

**Thomas Mann**
Budden Brooks 7/6
Death in Venice 3/6
The Holly Sinner 3/6

**Arthur Miller**
The Misfits 2/6

★

**Thurber James**
(Cartoonist, Humourist & Satirist)
The Beast in me 3/6
Further Fables of Our Time 2/6
Thurber Carnival 2/6
Thurber Album 3/6
Thurber Country 3/6
Thurber's Dogs 2/6

★

## યંત્ર-માનવ અને માનવ

પ્રિય ભાઈ,

અગાઉના પત્રોમાં, ભાતભાતની ગૂંચવણ ભરેલી પરિસ્થિતિમાં, ચોક્કસ નિર્ણય આપી શકે એવા અસાધારણ કોમ્પ્યુટર-યંત્રોની વાત આપણે કરતા હતા; અને તેની નવી નવી શક્યતાઓ વિષે ય તમે આંગળી ચીંધી હતી. આગાઉ પણ એકવાર થોડીક અછડતી માહિતી તમે આપેલી. ત્યારથી યંત્રશક્તિ અને માનવીની ચેતના શક્તિ વચ્ચેના સંબંધની કેટલીક મૂળભૂત સમસ્યા મારા મનમાં, નવા સંદર્ભમાં, ઉહાપોહ જગાવી રહી હતી. ત્યાર બાદ, કવિતાનું સર્જન પણ કરી શકે તેવા યંત્રના સંશોધનની વાત વાંચી.

આ બધા સંશોધનો અંગેની વ્યવસ્થિત માહિતી તમે મને આપવાના છો જ. મને એમાં રસ છે: પરંતુ મૂળભૂત સમસ્યા અંગે જે થોડાક મુદ્દા 'સહવિચાર' માટે સૂઝે છે તે તો લખી જ નાખું :

એ વાત તો સિદ્ધ થયેલી છે કે, માણસ પોતે ચોક્કસાઈ પૂર્વક જે નથી કરી શકતો તેવું ઘણું યંત્ર કરી શકે છે. આંકડાશાસ્ત્ર, ગણિતશાસ્ત્ર, ફોટોગ્રાફી, સંદેશા અને વિજ્ઞાનની અનેક શાખાઓ વગેરેમાં તો આવાં યંત્રોનો ઉપયોગ ખૂબ જ કુશળતાપૂર્વક વર્ષો થયાં થઈ જ રહ્યો છે. પરંતુ એથી ય આગળ વધી, માણસને પુસ્તક વાંચી સંભળાવે અને તેનો સાર કહી જાય (!) તેવાં યંત્રો વિષે ય સાંભળવા મળે છે. અને તમે કહો છો તેમ, માણસ યંત્રની અંદર પોતાના મગજના જેવી સૂક્ષ્મવિદ્યુત-તંતુ સૃષ્ટિની રચના કરે, અને અનેકવિધ બાદબાકી સરવાળા-ગુણાકારના ક્રમચય-(permutation-combination)ની શક્યતાવાળી યોજના કરે તો, જટિલ સમસ્યાઓના જવાબો પણ આપી શકે. આ જવાબો 'બુદ્ધિશાળી' અને 'ચોક્કસ' પણ હોઈ શકે.

પરંતુ આનો અર્થ એ કે માણસ જો યંત્રને જુદી જુદી પરિસ્થિતિની માહિતીથી 'તૈયાર કરે' તો જ યાંત્રિક ક્રમચય (permutation-combination) દ્વારા, અમુક પરિસ્થિતિમાં તમુક ઉકેલ – એ પ્રકારના dogmatic તર્કની હદે યંત્ર, બહુ બહુ તો, પહોંચી શકે. પરંતુ આજના અતિ જટિલ અને સેંકડે સેંકડે અનિશ્ચિત બનતા જતા, બદલાતા જતા, સતત જાગ્રત સાવધ-સચેત-માનવીના અંતિમ નિર્ણયો તો એ નહિ જ આપી શકે ને? યંત્રને એક વાર તૈયાર કરી દીધા પછી, એના ગોઠવનાર માનવીને પણ ન સૂઝેલો તેવો જવાબ યંત્ર આપે એ પણ મને શક્ય લાગે છે. પરંતુ યંત્રને જેટલી સામગ્રી feed કરીને તૈયાર કર્યું હશે, તેના જ આધાર પર તેણે પરિણામો આપ્યાં હશે એટલું તો નક્કી જ ને? ત્યારે માનવી તો, છેક હોઠે આવેલો અથવા અર્ધો ઉચ્ચારાઈ ગયેલો, ઉકેલ અને નિર્ણય પણ, ગળી જઈને સર્વથા જુદું જ રહસ્ય પ્રગટ કરી શકે છે! ને એ પ્રગટ કર્યા પછી ય તેના અમલ પૂર્વે વળી પાછો કેટકેટલા વિવિધ શોધના બારી ને અંતે શુંનું શું કરશે, એ તો એના કર્યા પછી જ ખબર પડે છે!

આનું કારણ શું એ નથી કે, માણસનું મગજ અસંખ્ય સુવ્યવસ્થિત નિશ્ચિત મજ્જાતંતુઓનું બનેલું હોવા છતાં, અને એની સ્થિતિ-ગતિ નિશ્ચિત હોવા છતાં, એના જેવી જ વિદ્યુત-રચનાવાળા મગજથી તે હંમેશાં વિરલ અને વિશેષ રહેવાનું જ!—આજ સુધીમાં ક્રમશઃ માનવીની અંદર જ વિકસેલી અને ક્ષણે ક્ષણે નવાં નવાં ઉન્મેષો પ્રગટાવતી ચેતનાને કારણે જ, તે ગુણાત્મક રીતે (qualitatively) વિરલ અને વિશેષ બની જાય છે?

માનવીની મહત્તા જ શું એ નથી કે પરિસ્થિતિ

જેમ જેમ જેમ વધુ જટિલ બનતી જાય છે, અને માનવીની ચેતનાને જેમ જેમ પડકાર થતો જાય છે, તેમ તેમ તેની ચેતના નિશ્ચિત વર્તુળોથી ઉપરવટ જઈને, અનેક નવાં **પરિમાણો** (Dimensions)ના પ્રકાશમાં વિકસતી રહે છે?

આથીજ તો,—

માણસ યંત્રને મતિશક્તિ અર્પી શકે છે, ને માણસે પોતે ન ધારેલાં અથવા તો તે સિદ્ધ ન કરી શકે તેવાં કેટલાંક પરિણામો યંત્ર તેને **બદલામાં** આપી શકે છે. પરંતુ માનવી યંત્રને સર્જક-ચેતનાશક્તિ આપી શકતો નથી; અને યંત્ર હજાર વરસેય, પોતાનામાં એવો **સ્વયંવિકાસ** સાધી શકતું નથી. એનો વિકાસ, અને તો, માનવોની ચેતનાએ એને **ધીરેલી** મતિની મર્યાદામાંજ શક્ય છે—એ સ્વયં સર્જક નથી જ નથી.

—શું આ વિધાન સાચું નથી? ખેર...આ પ્રકાશમાંજ, 'કવિતા બનાવનાર યંત્ર'ની વાત પણ વિચારવા જેવી છે.

માણસ યંત્રમાં અમુક શબ્દચોસઠાં (પોતે જ પસંદ કરેલ) ગોઠવે છે, અને ક્રમચયદ્વારા એ શબ્દ-ચોસઠાંમાંથી 'રંગીપાખણી રચનાવાળી કવિતા' તૈયાર કરી આપે છે† મને લાગે છે કે, અંતરાનુભૂતિ અને અર્થ-સંક્રાંતિ પરત્વે સર્વથા ઉદાસી એવી કેવળ રચનાકૌશલની દૃષ્ટિએ, માનવ-કવિ કરતાં આ યંત્ર-કવિ વધુ કુશળ પણ પૂરવાર થાય તો નવાઈ નહિ. સર્જનમાં માનવીય મૂલ્યોની અપેક્ષા જ ન હોય ત્યારે યંત્રની કવિતા આભાસી સૌંદર્યની છલના સહેલાઈથી કરી શકે! તે જ રીતે, કોઈ યંત્ર અલગ્છી રેખાઓ, રંગો અને અને અફલાતુન આકારો ચીતરીને, કેવળ રચના કૌશલની નમૂનાવાદી હરીફાઈમાં, માનવ-ચિત્રકારને મહાત કરી જાય તો ય નવાઈ નહિ! પરંતુ માનવ-ચિત્રકાર ચિત્રના આલેખન દરમ્યાન, પોતાના અંતરનો કોક વિલક્ષણ વિશેષ પ્રગટાવવા માટે જ તો, દરેક વીગતની બાબતમાં અજંપો સેવતો, પીંછી ફરતી જાય તેમ તેમ પોતાના ખ્યાલો બાંધતો જાય છે, તોડતો જાય છે, પલટતો જાય છે; અને અંતે, પૂરી આકૃતિનો સંતોષ (તે ય શાશ્વત તો નહિ જ હોય!) મળે ત્યારે જ જંપે છે. આ પ્રકારનું 'સર્જન' યંત્ર માટે કદીય શક્ય છે ખરું?

વિજ્ઞાનના વિકાસને પ્રતાપે હવે પછી જટિલ સમસ્યાના ઉકેલમાં યંત્રની વધુ મદદ માનવી લઈ શકશે, અને કવિ-ચિત્રકાર યે યંત્રનો વધુ લાભ લઈ શકશે. પરંતુ એનો અર્થ એ કે, યંત્ર માનવીના ચિંતન અને સર્જનમાં એક કુશળ સાધન રૂપે વધુ ને વધુ સ્થાન પામી શકશે; પરંતુ તે કદીય ચેતોમય સર્જક માનવીનું સ્થાન છીનવી શકશે નહિ, એટલું તો સ્વીકારશો જ ને!

૧૬-૬-૬૨ ]

† પ્રો. મેક્સ બેન્સ અને હેર થીઓ લુટ્ઝની દોરવણી નીચે યંત્ર દ્વારા કાવ્ય રચનાનો પ્રયોગ થોડા વખત પર થયો હતો. તેમણે કાફકાના 'ધ કાસલ'માંથી ૧૬ નામ, ૧૬ ક્રિયાપદ અને થોડાંક સંયોગી અવયવો ને 'છે' ક્રિયાપદ સાથે, વીજળીથી ચાલતા ગણતરી કરવાના યંત્રમાં નાખીને, આંકડાનાં નિયમ મુજબ તેમાંથી અમુક પ્રકારની કાવ્યોચિત પદાવલિ ઉદ્ભાવવાનો પ્રયોગ કર્યો. તો તેમાંથી ૩૫ જેટલી કાવ્ય પંક્તિઓ તૈયાર થઈને બહાર આવી. તેમાંની નમૂના-દાખલ ત્રણ ચાર પંક્તિઓ:

દરેક દશ્ય નજીક નથી,
કોઈ ગામડું ગોડું નથી
કિલ્લો મુક્ત છે અને દરેક ખેડૂત દૂર છે.
પ્રત્યેક પર અંધારિયું છે, આંખ ઊંડી છે.

× × × લોગ્માર્ડી પ્રોવિન્શિયલ સેવિંગ્ઝ બેંકના ગણતરી યંત્ર ઉપર પણ આવો જ અખતરો કરવામાં આવ્યો હતો. તેમાંથી અમુક લયના નિયમોને અનુસરીને, કાવ્યોચિત વાક્યો ઉત્પન્ન [illegible] પરંતુ એ વાક્યોમાંથી અર્થ નિષ્પન્ન કરવા માટે તેના સંપાદકને વિરામ ચિહ્નો અને ઉપયાન્વયી અવ્યયો વગેરે મૂકીને સમગ્ર રચનાનું સંમાર્જન કરવું પડ્યું હતું.

(ગુ. સમાચાર: 'સાહિત્ય સંસ્કાર')

# કવિનો વિશેષાધિકાર | વિલિયમ ફૉકનર †

[ ૧૯૫૦ ડિસેમ્બર તા. ૧૦ મીએ સ્ટૉકહોમમાં નોબેલ પારિતોષિક પ્રદાન-વિધિ વખતના પ્રવચનમાંથી— ]

આજનાં જુવાન લેખક-લેખિકાઓ પોતાના જ આંતરિક સંઘર્ષમાં માનવહૈયાંની સમસ્યાઓને જ વિસરી ગયેલ છે! પરંતુ આ માનવહૈયું જ તો એક માત્ર એવું છે જે સારું લેખન જન્માવી શકે છે, કેમકે એ જ એક-માત્ર લખવા જેવું છે, દર્દ અને શ્રમને યોગ્ય છે.

જૂની સામગ્રીઓ અને આંતરિક સત્યો, જેમના વિનાની કોઈ પણ વાર્તા અલ્પાયુ અને નાશવંત બની જાય છે, તે પુરાણાં સાર્વત્રિક સત્યો—પ્રેમ અને સન્માન, દયા અને ગૌરવ, કરુણા અને ત્યાગ—સિવાય બીજા કશાને માટે એના વ્યવસાયમાં કશું સ્થાન રહેવું ન જોઈએ. જ્યાં સુધી તે આ રીતે નવેસરથી નથી શીખતો ત્યાં સુધી એ કેવળ શાપિત માનવીની જેમ વેઠ કરતો જ રહી જાય છે; ત્યાં સુધી એ પ્રેમ રહિત લાલસા વિષે, જેમાં કશું મૂલ્યવંતું ગુમાવવા જેવું નથી એવા પરાજય વિષે, આશારહિત વિજયો વિષે, અને સૌથી બદતર તો, કશી જ દયા કે કરુણા વિના જ આ બધા વિષે એ લખતો રહે છે! એનાં દુ:ખોને કોઈ સાર્વત્રિક આધાર હોતો નથી; એની વ્યથાઓને અંતે ક્યાંય ઘા રહી જતો નથી. અને એ હૈયાં વિષે નહિ, ( આત્મા રહિત પિંડ વિષે ) શારીરિક ગ્રંથીઓ વિષે લખતો રહે છે...

જ્યાં સુધી એ પુનર્‌શિક્ષણ નહિ પામે ત્યાં સુધી જાણે ટોળાંની વચ્ચે ઊભીને માનવીના અંતનું અવલોકન કરતાં એ લખ્યા કરશે! હું માનવીના અંતનો સ્વીકાર કરવાનો જ ઇન્કાર કરું છું.

હું આ વાત સ્વીકારવાનો ઇન્કાર કરું છું. હું માનું છું કે માનવી કેવળ આ બધામાંથી જેમતેમ ટકી રહેશે એટલું જ નથી; એ સર્વોપરી રહેશે. એ અમર છે, એનું કારણ એ નથી કે જગતનાં પ્રાણીઓમાં એક માત્ર માનવીને જ અદમ્ય કંઠ મળેલો છે; પરંતુ એનું કારણ એ છે કે એને આત્મા સાંપડેલો છે; એને કરુણા, ત્યાગ અને સહનશીલતાની ભાવના પ્રાપ્ત થયેલી છે.

કવિ-લેખકનો ધર્મ આ બધી વસ્તુઓ વિષે લખવાનો છે. માનવીને તેનું હૈયું સાબૂત રાખવામાં અને તેના ભૂતકાળનાં ગૌરવરૂપ હિંમત અને સન્માન, આશા અને સ્વાભિમાન, કરુણા અને દયા તથા ત્યાગની સ્મૃતિ તાજી કરાવવા સહાયરૂપ થવામાં જ તેનો વિશેષાધિકાર છે. કવિનો કંઠ કેવળ માનવીની નોંધ રૂપે નહિ, પરંતુ તેને સહન કરવામાં અને સર્વોપરિ બનવામાં સહાયરૂપ બનનાર આધાર સ્થંભરૂપે પ્રગટવો જોઈશે.

† જન્મ: ઈ. સ. ૧૮૯૭ અવસાન : તા. ૬-૭-૧૯૬૨

## ખાલી ઘર | રાજેન્દ્ર શાહ

(કાવ્યપંચક)

૧

ગોધૂલિ વેળાએ ઘેર આવું છું હું ત્યારે બંધ
લહું છું દુવાર.
ખુલ્લાં બારણાંની અંદરથી હવે–
ઝળુંબતા અંધારની વચ્ચે ટમટમી રહી
તેજલ બે તારલીનો સમુત્સુક આવકાર...નહીં
બંધ છે દુવાર.

મારે જ તે હાથે આગળે દીધેલ તાળું
જાહાર દિયે છે: શેષ સમય કર્યા ગાળું?
બહાર વિશ્વનો મેળો ગયો વિખેરાઈ
દૂરની દિગન્તે આછા રવનું શમન
કેવલ શૂન્યતા રહી છાઈ
સકલ વિલુપ્ત નિજને જ નિલયન!

ખોલું હું કમાડ.
(મોહાને ઉઘાડવાથી ફૂટે નહિ વાચા)
પોકળ તિમિર
મૃત્યુની નિબિડ મૌન છાયા
– મહીં ભરી રહું ડગ
હું નહિ સદેહ મારું પ્રેત ભમે, લહે એવું દગ.
પેટાવું દીપ
અભરાઈ પર અઢેલીને રહ્યાં પાત્ર—ઓળા
આડેમુખે કરે ચીકચીક, ગઢ હાસી
અતીતકાલ તણો જાણે કોલાહલ
હૃદયધબક રહી જાય
રહી જાય સરી જવું ભૂલી પલ!

સામેના આયને જરી મંડાય નજર;
કોઈ પ્રતિબિંબ નહિ,
કેવલ નિઃસીમ સૂનકાર
ખાલી ઘર.

૨

ઉગમણી બારી થકી એક વેળ આવેલ તે ચંદ્રનાં કિરણ
પશ્ચિમ ઝરુખે જઈ આવે ફરી વાર.
અંધકાર મહીં જે સકલ બને લુપ્ત
એની અનિદ્ર આંખની સામે ધરે અલગાર.
ન કોઈ અવાજ
આલોક ને છાયા – ભરમ ચોળી જાણે ભમે ભૂતદેહ
નીવિબદ્ધ વાસનાનું અપલક મૌન સ્વેન સ્વેન!

હવામહીં
અંગમહીં ઠાર
ગત અનાગત
સ્મૃતિ સ્વપ્ન કોરો
સ્પર્શ ન લગાર
જાગરિત
અંગને મિટાવી જાણે પાથર્યો સૂનકાર!

ગતિમય
નિખિલ-નિરતિ પરિવાર–
એક અતીન્દ્રિય સુબબિંદુમહીં
પામી રહે છે વિલય...

૩

કરોળિયાની જાળની અવિચલ ધૂદત્ છાયા
આવરી રહી છે આખી દિવાલ ને છત...

# કવિનો વિશેષાધિકાર | વિલિયમ ફોકનર †

[ ૧૯૫૦ ડિસેમ્બર તા. ૧૦ મીએ સ્ટોકહોમમાં નોબેલ પારિતોષિક પ્રદાન-વિધિ વખતના પ્રવચનમાંથી— ]

આજનાં જુવાન લેખક-લેખિકાઓ પોતાના જ આંતરિક સંઘર્ષમાં માનવહૈયાંની સમસ્યાઓને જ વિસરી ગયેલ છે! પરંતુ આ માનવહૈયું જ તો એક માત્ર એવું છે જે સારું લેખન જન્માવી શકે છે, કેમકે એ જ એક-માત્ર લખવા જેવું છે, દર્દ અને શ્રમને યોગ્ય છે.

જૂની સામગ્રીઓ અને આંતરિક સત્યો, જેમના વિનાની કોઈ પણ વાર્તા અલ્પાયુ અને નાશવંત બની જાય છે, તે પુરાણાં સાર્વત્રિક સત્યો—પ્રેમ અને સન્માન, દયા અને ગૌરવ, કરુણા અને ત્યાગ—સિવાય બીજા કશાને માટે એના વ્યવસાયમાં કશુ સ્થાન રહેવું ન જોઈએ. જ્યાં સુધી તે આ રીતે નવેસરથી નથી શીખતો ત્યાં સુધી એ કેવળ શાપિત માનવીની જેમ વેઠ કરતો જ રહી જાય છે; ત્યાં સુધી એ પ્રેમ રહિત લાલસા વિષે, જેમાં કશું મૂલ્યવંતું ગુમાવવા જેવું નથી એવા પરાજય વિષે, આશારહિત વિજયો વિષે, અને સૌથી બદતર તો, કશી જ દયા કે કરુણા વિના જ આ બધા વિષે એ લખતો રહે છે! એનાં દુઃખોને કોઈ સાર્વત્રિક આધાર હોતો નથી; એની વ્યથાઓને અંતે ક્યાય ઘા રહી જતો નથી. અને એ હૈયાં વિષે નહિ, ( આત્મા રહિત પિંડ વિષે ) શારીરિક ગ્રંથીઓ વિષે લખતો રહે છે…

*જ્યાં સુધી એ પુનર્શિક્ષણ નહિ પામે ત્યાં સુધી જાણે ટોળાંની વચ્ચે ઊભીને* માનવીના અંતનું અવલોકન કરતાં એ લખ્યા કરશે! હું માનવીના અંતનો સ્વીકાર કરવાનો જ ઇન્કાર કરું છું.

હું આ વાત સ્વીકારવાનો ઇન્કાર કરું છું. હું માનું છું કે માનવી કેવળ આ બધામાંથી જેમતેમ ટકી રહેશે એટલુ જ નથી; એ સર્વોપરી રહેશે. એ અમર છે, એનું કારણ એ નથી કે જગતનાં પ્રાણીઓમાં એક માત્ર માનવીને જ અદમ્ય કંઠ મળેલો છે, પરંતુ એનું કારણ એ છે કે એને આત્મા સાંપડેલો છે; એને કરુણા, ત્યાગ અને સહનશીલતાની ભાવના પ્રાપ્ત થયેલી છે.

કવિ-લેખકનો ધર્મ આ બધી વસ્તુઓ વિષે લખવાનો છે. માનવીને તેનું હૈયું સાબૂત રાખવામાં અને તેના ભૂતકાળનાં ગૌરવરૂપ હિંમત અને સન્માન, આશા અને સ્વાભિમાન, કરુણા અને દયા તથા ત્યાગની સ્મૃતિ તાજી કરાવવા સહાયરૂપ થવામાં જ તેનો વિશેષાધિકાર છે. કવિનો કંઠ કેવળ માનવીની નોંધ રૂપે નહિ, પરંતુ તેને સહન કરવામાં અને સર્વોપરિ બનવામાં સહાયરૂપ બનનાર આધાર સ્થંભરૂપે પ્રગટવો જોઈશે.

† જન્મ: ઈ. સ. ૧૮૯૭ અવસાન: તા. ૬-૭-૧૯૬૨

## ખાલી ઘર | રાજેન્દ્ર શાહ

(કાવ્યપંચક)

૧

ગોધૂલિ વેળાએ ઘેર આવું છું હું ત્યારે બંધ
લહું છું દુવાર.
ખુલ્યાં બારણાંની અંદરથી હવે–
ઝળુંબતા અંધારની વચ્ચે ટમટમી રહી
તેજસ બે તારલીનો સમુત્સુક આવકાર...નહીં
બંધ છે દુવાર.

ત્યારે જ તે હાથે આગળે દીધેલ તાળું
ઝણકાર દિયે છે: શેષ સમય ક્યાં ગાળું?
બહાર વિશ્વનો મેળો ગયો વિખેરાઈ
દૂરની દિગન્તે આછા રવનું શમન
કેવલ શૂન્યતા રહી છવાઈ
સકલ વિલુપ્ત નિજને જ નિલયન!

ખોલું હું કમાડ.
(મોઢાને ઉઘાડવાથી ફૂટે નહિ વાચા)
પોકળ તિમિર
મૃત્યુની નિબિડ મૌન છાયા
– મહીં ભરી રહું ડગ
હું ય્યદિ સોહ્ઠ મારું પ્રેત ભમે, લહે એવું દગ.
પ્રગટાવું દીપ
અભરાઈ પર અઢેલીને રહ્યાં પાત્ર—ઓળા
આડેમુખે કરે ચીકચીક, ગૂઢ હાસી
વ્યતીતકાલ તણો જાગે કોલાહલ
હૃદયધબક રહી જાય
રહી જાય સરી જવું ભૂલી પલ!

સામેના આયને જરી મંડાય નજર;
કોઈ પ્રતિબિંબ નહિ,
કેવલ નિઃસીમ સૂનકાર
ખાલી ઘર.

૨

ઉગમણી બારી થકી એક વેળ આવેલ તે ચંદ્રનાં કિરણ
પશ્ચિમ ઝરૂખે જઈ આવે ફરી વાર.
અંધકાર મહીં જે સકલ બને લુપ્ત
એની અનિદ્ર આંખની સામે ધરે અલગાર.
ન કોઈ અવાજ
આલોક ને છાયા – ભરમ ચોળી જાણે ભમે ભૂતદેહ
નીવિબદ્ધ વાસનાનું અપલક મૌન શ્વેન શ્વેન!

હવામહીં
અગમહીં કાર
ગત અનાગત
સ્મૃતિ સ્વપ્ન કેરો
સ્પર્શ ન લગાર
જાગરિત
અંગને મિછાવી જાણે પડ્યો સૂનકાર!

ગનિમય
નિખિલ–નિરતિ પરિવાર–
એક અતીન્દ્રિય સુનબિંદુમહીં
પામી રહે છે વિલય...

૩

કરોળિયાની જાળની અવિચલ ઘૂસર છાયા
આવરી રહી છે આખી દિવાલ ને છત...

## કવિનો વિશેષાધિકાર | વિલિયમ ફોકનર †

[ ૧૯૫૦ ડિસેમ્બર તા. ૧૦ મીએ સ્ટોકહોમમાં નોબેલ પારિતોષિક પ્રદાન-વિધિ વખતના પ્રવચનમાંથી— ]

આજનાં જુવાન લેખક-લેખિકાઓ પોતાના જ આંતરિક સંઘર્ષમાં માનવહૈયાંની સમસ્યાઓને જ વિસરી ગયેલ છે! પરંતુ આ માનવહૈયું જ તો એક માત્ર એવું છે જે સારું લેખન જન્માવી શકે છે, કેમકે એ જ એક-માત્ર લખવા જેવુ છે, દર્દ અને શ્રમને યોગ્ય છે.

જૂની સામગ્રીઓ અને આંતરિક સત્યો, જેમના વિનાની કોઈ પણ વાર્તા અલ્પાયુ અને નાશવંત બની જાય છે, તે પુરાણાં સાર્વત્રિક સત્યો—પ્રેમ અને સન્માન, દયા અને ગૌરવ, કરુણા અને ત્યાગ—સિવાય બીજા કશાને માટે એના વ્યવસાયમાં કશું સ્થાન રહેવું ન જોઈએ. જ્યાં સુધી તે આ રીતે નવેસરથી નથી શીખતો ત્યાં સુધી એ કેવળ શાપિત માનવીની જેમ વેઠ કરતો જ રહી જાય છે; ત્યાં સુધી એ પ્રેમ રહિત લાલસા વિષે, જેમાં કશું મૂલ્યવંતું ગુમાવવા જેવું નથી એવા પરાજય વિષે, આશારહિન વિજયો વિષે, અને સૌથી બદતર તો, કશી જ દયા કે કરુણા વિના જ આ બધા વિષે એ લખતો રહે છે! એનાં દુઃખોને કોઈ સાર્વત્રિક આધાર હોતો નથી; એની વ્યથાઓને અંતે ક્યાય ઘા રહી જતો નથી. અને એ હૈયાં વિષે નહિ, (આત્મા રહિત પિંડ વિષે) શારીરિક ગ્રંથીઓ વિષે લખતો રહે છે...

જ્યાં સુધી એ પુનરૂશિક્ષણ નહિ પામે ત્યાં સુધી જાણે ટોળાંની વચ્ચે ઊભીને માનવીના અંતનું અવલોકન કરતાં એ લખ્યા કરશે! હું માનવીના અંતનો સ્વીકાર કરવાનો જ ઇન્કાર કરું છું.

હું આ વાત સ્વીકારવાનો ઇન્કાર કરુ છું. હું માનું છું કે માનવી કેવળ આ બધામાંથી જેમતેમ ટકી રહેશે એટલુ જ નથી; એ સર્વોપરી રહેશે. એ અમર છે, એનું કારણ એ નથી કે જગતનાં પ્રાણીઓમાં એક માત્ર માનવીને જ અદમ્ય કંઠ મળેલો છે, પરંતુ એનું કારણ એ છે કે એને આત્મા સાંપડેલો છે; એને કરુણા, ત્યાગ અને સહનશીલતાની ભાવના પ્રાપ્ત થયેલી છે.

કવિ-લેખકનો ધર્મ આ બધી વસ્તુઓ વિષે લખવાનો છે. માનવીને તેનું હૈયું સાબૂત રાખવામાં અને તેના ભૂતકાળનાં ગૌરવરૂપ હિંમત અને સન્માન, આશા અને સ્વાભિમાન, કરુણા અને દયા તથા ત્યાગની સ્મૃતિ તાજી કરાવવા સહાયરૂપ થવામાં જ તેનો વિશેષાધિકાર છે. કવિનો કંઠ કેવળ માનવીની નોંધ રૂપે નહિ, પરંતુ તેને સહન કરવામાં અને સર્વોપરિ બનવામાં સહાયરૂપ બનનાર આધાર સ્થંભરૂપે પ્રગટવો જોઈશે.

† જન્મ: ઈ. સ. ૧૮૯૭ અવસાન: તા. ૬-૭-૧૯૬૨

## ખાલી ઘર | રાજેન્દ્ર શાહ

(કાવ્યપંચક)

૧

ગોધૂલિ વેળાએ ઘેર આવું છું હું ત્યારે બંધ
સહુ છું દુવાર.
ખુલ્લાં બારણાંની અંદરથી હવે–
ઝળુંબતા અંધારની વચ્ચે ટમટમી રહી
તેજલ બે તારલીનો સમુત્સુક આવકાર...નહીં
બંધ છે દુવાર.

મારે જ તે, હાથે આગળે દીધેલ તાળું
જાકાર દિયે છે : શેષ સમય ક્યાં ગાળું ?
બહાર વિશ્વનો મેળો ગયો વિખેરાઈ
ફૂલની હિમન્તે આછા રવનું શમન
કેવલ શૂન્યતા રહી છાઈ
સકલ વિલુપ્ત નિજને જ નિલયન।

ખોલું હું કમાડ.
(મોંઢાને ઉઘાડવાથી ફૂટે નહિ વાચા)
પોકળ તિમિર
મૃત્યુની નિબિડ મૌન છાયા
– મહીં ભરી રહું કમ
હું નહિ સદેહ મારું પ્રેત ભમે, લહે એવું દગ.
પ્રગટાવું દીપ
અભરાઈ પર અઢેલીને રહ્યાં પાત્ર—ઓળા
આડેમુખે કરે ચીકચીક, ગઢ હાસી
વ્યતીતકંઠાલ તણો જાગે કોલાહલ
હૃદયધબક રહી જાય
રહી જાય સરી જવું ભૂલી પલ !

સામેના આયને જરી મંડાય નજર;
કોઈ પ્રતિબિંબ નહિ,
કેવલ નિઃસીમ સૂનકાર
ખાલી ઘર.

૨

ઉગમણી બારી થકી એક વેળ આવેલ તે ચંદ્રનાં કિરણ
પશ્ચિમ ઝરુખે જઈ આવે ફરી વાર.
અંધકાર મહીં જે સકલ બને લુપ્ત
એની અનિદ્ર આંખની સામે ધરે અલગાર.
ન કોઈ અવાજ
આલોક ને છાયા – ભરમ ચોળી જાણે ભમે ભૂતદેહ
નીવિગઢ વાસનાનું અપલક મૌન શ્વેત શ્વેત !

હવામહીં
અગમહીં હાર
ગત અનાગત
સ્મૃતિ સ્વપ્ન કેરાં
સ્પર્શ ન લગાર
જાગરિત
અંગને બિછાવી જાણે પડયો સૂનકાર !

ગતિમય
નિખિલ–નિરતિ પરિવાર–
એક અતીન્દ્રિય સુનબિંદુમહીં
પામી રહે છે વિલય...

૩

કરોળિયાની જાળની અવિચલ બૃહત્ છાયા
આવરી રહી છે આખી દિવાલ ને છત...

શત શત પાશમહીં બદ્ધ
બાજુ પર એક ભરેલ જે ડાધ
બીજું કોઈ નહિ: છાયામય હું જ, હું જ.
અવિચલ મહીં ગતિશીલ ઉછળંત ગુંજ ગુંજ
નહિ કો નિરોધ
જળ રહે છે અતૂટ.

કયહીંથી ત્યાં આવે રે કબંધ
અંધ
તારે તારે વેગ થકી ભમે
આઠ પગે જાણે ગ્રસી રહે મને
નહીં કોઈ ભીંસ
નહીં ડંખ
એકમેકમહીં ઓતપ્રોત ને છતાંય
અવકાશ ત્યાં અનંત!

દક્ષિણ બારીની બ્હાર છાયા અંતહીન
–અંધકાર...–
દીપ નહીં
નહીં અવ ભેદ
લય-લીન સહુ
કેવળ અભાવ...
કાલરાત્રિ મહીં મંદ નાડીધબકાર ગાય રહી
કંઈ નહીં નહીં...

૪

લખલખ તારલઅંગાર ભરી શ્યામલ શર્વરી જેવું મન...
ઝીણી ઝીણી રુંવે રુંવે ઝાળ
(કજળેલ નહીં
કદાપિ વળેલ ન રાખ, આવરણ)
પોતે જ દેખાય એક એટલું જ
તેજ નહીં તાપ
લખ લખ તારલઅંગાર શીળી શ્યામલ શર્વરી!

અન્તહીન—કેરું યદિ થાય આકલન
—ધરે સીમ
અવચ્છિન્ન આય યદિ બની રહે એક

તો આ રાત્રિ
સહસ્ર સૂર્યની દીપ્તિ થકી સોહી રહે રે સ્વયમ્
અવકાશ મહીં અણુદીઠ ગ્રહે ગ્રહે
એની ઉષ્માવતી રંગની સુષમા વહી રહે
અન્તહીન કેરું યદિ થાય આકલન...

અહીં તો સહુ છે શવ
અચેતન ગાત...
(અબાધિત કાળ)
અંગ અંગ મહીં એક રમી રહે સ્પંદ
એવા ઈહાર સંપાત–
(ગતિ ચાલ)
—વિશ્વ શાન્ત
શાન્ત સહુ અહીં શવ...

૫

વાતાયન કને પત્રહીન ડાળ પર આવી બેઠેલ ઉલૂક
અંધકાર ઢાળવાને ઘડ્યો એનો દેહ
એની આંખમહીં આજી દીપ્ત સર્જનનું સત્ત્વ...
અહર્યામિની—મહાકાલ
પર્ણ જેવડું જ ધરી રહે રૂપ!

સામસામી મંડાય નજર
હૃદયની મહીં જે આવેગ–
—નહીં મનોમય, નહીં વાચામય વાણી
એનાં લોચનમાં લાગે ત્યહીં લખ આંદોલન.
એક બિંદુ થકી ઊઠી
તરંગ વર્તુલ
નાના રંગ કેરી ગાય મહીં વહી
વિસ્તરંત
કાંઈનહીંને કિનાર...પાર...
પર્ણહીન ડાળ પર મૂક છે ઉલૂક.

[ વિશ્વમાનવ : મે-જુન '૬૨

# આ માણસ ઈશ્વર જેવો છે!

## [ મેક્સિમ ગોર્કીનાં તોલ્સતોય વિષેનાં કેટલાંક સંસ્મરણ* ]

—અનુવાદ : સુભદ્રા ગાંધી

### ૧.

તમને લખેલો પત્ર ટપાલમાં નાખીને આવ્યો કે મને તાર મળ્યો, એમાં તોલ્સતોયે "પલાયન"† કર્યાના સમાચાર હતા. ને તમે જુઓ છો કે હું તમને ફરીથી પત્ર લખવા બેસી ગયો છું...તમારી સાથે મારા મનનો તાર હજી જોડાયેલો છે.

અલબત્ત, અત્યારે મને મળેલા આ સમાચારની બાબતમાં હું જે કંઈ અનુભવી રહ્યો છું, ને તમને લખી રહ્યો છું, તે બધું ડૉળાયેલું જ હશે, કદાચ કંઈક અંશે નિષ્ઠુર ને હૃદયની ઉદારતા વિહોણું હશે–પણ એ બદલ તમે મને ક્ષમા કરજો. અત્યારે મને એવું લાગે છે, જાણે મારી ગળચી દાબીને કોઈ મને ગુંગળાવી રહ્યું હોય.

એણે મારી સાથે ઘણી બધી વાતો કરી છે, ને ઘણી લંબાણપૂર્વક. હું જ્યારે ક્રિમીઆમાં ગાસ્પ્રા ખાતે રહેતો, ત્યારે હું એને ઘણીવાર મળવા જતો; ને એને પણ મારે ત્યાં આવવાનું બહુ ગમતું. હું પ્રેમપૂર્વક ઉત્સુકતાભેર એનાં પુસ્તકો વાંચતો, એથી જ હું માનું છું, કે આજે એના વિષે હું શું માનું છું, તે કહેવાનો મને અધિકાર છે. ભલે પછી મારે માટે એ કંઈક વધારે પડતું ગણાય, યા તો લોકોના એના વિષેના સામાન્ય મતથી હું જુદો પડતો હોઉં.

સૌ કોઈ જાણે છે, તેમ હું પણ જાણું છું કે કોઈ અનન્ય બુદ્ધિપ્રતિભાવાળો આ માણસ હતો, જેને સાચા અર્થમાં વિચક્ષણ કહી શકાય એવો—એનાં અટપટાં આંતરવિરોધી લક્ષણો છતાં, એ દરેક રીતે અદ્‌ભુત હતો. હા, બધી રીતે એ અદ્‌ભુત છે, એના વિશિષ્ટ તેમજ વિશાળ અર્થમાં પણ. એને વર્ણવવા માટે ભાગ્યે જ શબ્દોનો આધાર પૂરતો પડે. એનામાં એવું કંઈક તત્ત્વ છે, જે મને સૌ કોઈની આગળ બૂમ મારી કહેવા પ્રેરી રહ્યું છે: "જુઓ તો ખરાં, કેવો ભવ્ય માનવી, આપણી આ પૃથ્વીના પટ પર જીવી રહ્યો છે!" કારણ એની શક્તિઓ સર્વાંગસ્પર્શી છે, ને છતાં એ સૌથી પ્રથમ કંઈ હોય તો 'માનવ' છે—માનવીઓ વચ્ચે જીવતો એક માત્ર માનવ જાણે.

પરંતુ કાઉન્ટ લિઓ નિકોલાયેવિચ તોલ્સતોયની જીંદગીને "સાધુપુરુષ લિઓ" ની જીંદગીમાં પલટી નાખવાના એના જિદ્દી ને નિષ્ઠુર પ્રયાસોએ હંમેશા મારા મનને ધક્કો લગાડ્યો છે. પોતાની જાત પર એ લાંબા વખતથી જુલ્મ ગુજારી રહ્યો છે, એ તો તમે જાણો જ છો. પેવજેની સોલોવ્યોવ ને સુલર આગળ પોતાની આ યાતનાઓને સફળ બનાવવા માટેની આતુરતા વ્યક્ત કરતાં એણે કહેલું કે પોતે એ બાબત સફળ થયો નથી, ને તે માટે પોતે કેટલો દિલગીર છે. એ દુઃખ સહન કરે છે, પણ તે કેવળ પોતાના આત્મબળની કસોટી કરવાની કુદરતી વૃત્તિથી નહિ, પરંતુ દેખીતી રીતે જ—મને ફરીથી કહેવા દો—પોતાના જિદ્દી સિદ્ધાંતોનું વજન વધારવા, પોતાના ઉપદેશોને અજેય બનાવવા, પોતાનાં દુઃખ કષ્ટથી એનું મૂલ્ય વધારી લોકોને એનો સ્વીકાર કરવાની ફરજ પાડવા માટે—હા, સ્વીકાર માટે ફરજ પાડવા જ. તમે સમજી શકો છો!

*હવે પછી પ્રગટ થનાર મેક્સિમ ગોર્કીકૃત 'સાહિત્યિક સંસ્મરણો 'માંથી.

† તા. ૨૮–૧૦–૧૯૧૦ તોલ્સતોયનો આખરી ગૃહત્યાગ : મહાભિનિષ્ક્રમણ દિન. —સં.

કારણ, એ સારી રીતે જાણે છે કે, એના ઉપદેશ કોઈને ગળે ઊતરે એવા નથી એની પોતાની રોજનિશી બહાર પડે, ત્યારે તમે જોશો તો એમાં, એણે પોતાની માન્યતાઓ વિષે, તેમજ પોતાની જાત વિષે સેવેલા સંશયવાદનાં કેટલાંક સુંદર ઉદાહરણ મળશે.

એ જાણે છે કે, "શહીદો ને દુઃખ સહેનારા હમેશાં અનિવાર્ય રીતે નિષ્ઠુર ને બીજાંને પીડનાર માણસ હોય છે" આમ છતાં એ કહે છેઃ "જો મારા વિચારો માટે મારે સહન કરવાનું થશે તો એથી તો જુદીજ છાપ ઊભી થશે."

આ વિચારે હમેશાં મને એનાથી પાછો પાડયો છે. કારણ એવા વ્યક્તિત્વમાં હું હમેશ મને દમવાની કોશીશ થતી અનુભવું છુ, મારા આત્માને વશ કરવાની ઇચ્છા જોઉં છું શહીદના રક્તની લાલિમા વડે આંજી નાખીને મારે ગળે સિદ્ધાંતની ધૂસરી લાદવાની કોશીષ અનુભવ્યા વિના હું રહી શકતો નથી.

એણે હમેશાં જ્યાં ને ત્યાં પરલોકની અમરતાનાં ગીત ગાયા કર્યા, પરંતુ એને મન તો આ દુનિયાની અમરતા જ ઝંખવા જોગ હતી એક રાષ્ટ્રીય લેખક —શબ્દના પૂરેપૂરા અર્થમાં, જેટલા દુર્ગુણો હોઈ શકે, એ તમામ આ એક મહાન આત્મામાં મૂર્તિમંત થયેલા જોવા મળશે આપણા ઇતિહાસે જે બધી વિકૃતિઓ ને યાતનાઓ આપણે માથે લાદેલાં છે, તે તમામનાં દર્શન એનામાં થશે એનામાં જે કંઈછે, તે બધુ જ રાષ્ટ્રીય છે એનો ઉપદેશ એ કેવળ પ્રત્યાઘાત છે, પરંપરાગત લાક્ષણિકતાઓ—જેને ખખેરી નાખી, જેના પર વિજય મેળવી, આજે આપણે ઉપર આવવા મથી રહ્યા છીએ.

૧૯૦૫માં એણે લખેલો પેલો પત્ર 'બુદ્ધિજીવીઓ, રાજ્ય ને લોકો" યાદ છે? કેવુ અળખામણુ ને દંભીનું લખાણ! જાણે કે "હુ તો પહેલેથી જ કહેતો હતો"—જેવો ભાવ! સંપ્રદાયથી જુદો સૂર ઉઠાવતો હોય એમ એ દિવસોમાં જ મે એને જવાબ લખેલો. મારા માટે એણે વાપરેલા શબ્દોનો આધાર લઈને જ, મેં કહેલું કે, રશિયન લોકોની બાબતમાં યા એમના નામે કંઈ પણ બોલવાનો અધિકાર એણે ઘણા લાંબા વખતથી ગુમાવી દીધેલો છે કારણ લોકોને સાંભળવાની, એમને સમજવા માટે ય અંતર ખોલી વાત કરવા આવનારને સાંભળવાની એની અનિચ્છાનો હું પોતે સાક્ષી રહેલો છું મારો એ પત્ર બહુ કડક શબ્દોમાં લખાયેલો હતો, જે મે ટપાલમાં જ નાખેલો નહિ.

ને આજેય જોઉં છું તો પોતાના વિચારોને કંઈક ઉચ્ચ હેતુ બક્ષવાની આશાએ જ કદાચ એણે આ ફૂદકો લીધેલો છે એ પણ વાસિલી બુસ્લાયેવની માફક 'ફૂદકાઓનો' શોખીન છે પણ એનો હેતુ હમેશાં એક જ—ને તે, પોતે જે કહે છે તેને માન્યતા અપાવવાનો, એની આસપાસ કંઈક આભામંડળ રચવાની મથામણ! આમાં ધાર્મિક અસહીષ્ણુતાની જ ગંધ આવશે. જો કે રશિયાનો પ્રાચીન ઇતિહાસ એના ઉપદેશોને, વ્યાજબી ઠરાવે છે, તેમ જ એક વિચક્ષણ પ્રતિભાવાન વ્યક્તિના અંગત દુઃખને હેતુ બક્ષે છેઃ પાપનું ચિંતન કરીને ને જીવવાની ઇચ્છાને નાથીને પવિત્રતા પ્રાપ્ત કરવી એ એનો આશય છે.

તોલ્સતોયમાં ઘણું ઘણું એવું છે, જે મારા અંતરમાં ધિક્કારને મળતી લાગણી જગાડે છે. ઘણું ઘણું એવુ છે, જે શીશાની માફક બોજ બનીને મારા આત્માને ચાંપી નાખે છે. અસાધારણ વધી ગયેલો એનો અહંકાર એ કોઈક ગજબની વસ્તુ છે તદ્દન અસામાન્ય—પેલા બોગાતીર સ્વ્યાતોગોર જેવુ કંઈક, કે જેનો ભાર વહેવો એ પૃથ્વી માટે ય અસહ્ય થઈ પડેલો!

હા, એ મહાન છે હું પૂરેપૂરી રીતે માનું છું કે, એ જે કંઈ કહે છે, એથી અધિક 'કશુક' એવુ રહી જાય છે, જેને માટે એ મૌન સેવે છે—ખુદ એની રોજનિશીઓમાંય. ને કદાચ એ વસ્તુઓ વિષે એ આ દુનિયાના કોઈ જીવ આગળ કશું કહેશે પણ નહિ. આ 'કશુક' કોક કોક વાર, તાત્પૂરતું, એની "સંધિ" વાતો કરતાં અનુભવાય છે, ને એનો કંઈક ઈશારો એણે મને તે સુનરને વાંચવા આપેલી એની રોજનિશીઓમાં મળે છે. મને તો એમાં 'આજ સુધી એ' જે કંઈ કહેતો આવ્યો છે, એ તમામ વસ્તુનો ઈન્કાર' વંચાય છે મને તો એમાં સંપૂર્ણ-ખુલ્લો 'નેતિવાદ'

(નિહિલિઝમ) દેખાય છે, જે ખાલીશ હતાશા ને એકલતાની ભૂમિ પર પોષાયેલો છે. આજલગી કોઈ એનો નાશ કરવા શક્તિમાન બન્યું નથી, ને આટલી ભયંકર સ્પષ્ટતાથી આજલગી કોઈએ જ કદાચ એનો અનુભવ કર્યો નથી. એ મને ઘણીવાર એક અચળ, લાપરવાહ આદમી જણાયો છે; એના અંતરના ઊંડાણમાં માણસ પ્રત્યેની ઉદાસીનતા ભરેલી છે. એ એટલો ઊંચી કક્ષાનો છે, એટલો બધો શક્તિશાળી છે કે, એની આગળ સામાન્ય માણસ તુચ્છ જંતુ લાગે, એની જીવનભરની ગડમથલો હાસ્યાસ્પદ ને દયાજનક લાગે. એ પોતે, તો સામાન્ય જીવોથી ક્યાંય છેટો, પોતાની રણભૂમિમાં નીકળી ગયેલો છે, જ્યાં પોતાના આત્માની એકાગ્રતાની સમસ્ત તાકાત વડે, એકાન્તમાં બેઠો બેઠો એ "સૌથી મહત્ત્વનો સવાલ" તપાસ્યા કરે છે: ને તે છે મૃત્યુનો!

જિંદગીભર મૃત્યુની ભીતિએ એને સતાવ્યા કર્યો છે, મૃત્યુને એણે ધિક્કાર્યાં કર્યું છે. જિંદગીભર બારેમાસના દુષ્કાળની ભૂતાવળ એનો પીછો કરતી રહી છે : શું તોલ્સતોયે પણ મરવું પડશે? આખી દુનિયાની—અરે વિશ્વની દૃષ્ટિ એના પર મંડાયેલી છે. જીવંત સ્પંદનોથી થરકતા તંતુઓ છેક ચીન, હિંદ ને અમેરિકાથી એના તરફ લંબાઈ રહેલા છે. એનો આત્મા એટલે સર્વદેશીય સર્વકાલીન માનવ માટેની થાપણ. કુદરતે પોતાના નિયમોમાં એક અપવાદ બનાવીને પણ સર્વ માનવોમાં આ એક માત્ર માનવીને, દૈહિક અમરતા શા માટે ન બક્ષવી જોઈએ? અલબત્ત, ચમત્કારોમાં વિશ્વાસ ધરાવવા માટે એની બુદ્ધિ ને તર્કશક્તિ ઘણાં તીવ્ર ગણાય. ને છતાં બીજી બાજુથી એ એક બળવાખોર છે, એક શોધક છે. અજાણી છાવણીઓ સામે ખડા રહી જનાર, નવા ભરતી થયેલ જુવાન સૈનિક જેવો એ ભય ને હતાશાથી ઉન્મત્ત છે.

## ૨

કોઈ વાર એવું લાગે, જાણે આ બુઢ્ઢો જાદુગર એના મૃત્યુ સાથે રમત રમી રહેલો છે, એની સાથે પ્રેમ ચેષ્ટા કરી રહેલો છે. ગમે તેમ કરી એની ઉપરવટ થવા માગતો હોય એમ. જાણે એને કહેવા માગતો હોય : 'હું કંઈ તારાથી બીતો નથી. હું તો તને ચાહું છું. હું તો તારી વાટ જોઈ રહ્યો છું.' ને જાણે આખો વખત એની ઝીણી ઝીણી આંખોની તીવ્ર દૃષ્ટિ વડે એ એનાં બધાં પાસાં ફંફોળી રહ્યો હોય—'પણ તું છે કોના જેવો?' 'તારી પછવાડે શું છે?' 'શું તું મારો સમૂળગો નાશ કરી નાખવા માગે છે? કે પછી મારી પાછળ પણ કંઈક શેષ રહી જવાનું છે?'

એના શબ્દો : "હું સુખી છું. અત્યંત સુખમાં. ખૂબ જ સુખી!" આ શબ્દો કંઈક વિચિત્ર છાપ મૂકી જાય છે. ને તે પછી તરત એ કહે છે : "ઓહ! છતાંય સહન કરવું." દુઃખનું સહેવું, એ પણ એનામાં એટલું જ સચ્ચાઈભર્યું છે, એ વિષે મને રંજમાત્ર શંકા નથી. હજી તો એ માંદગીમાંથી છોડીને શક્તિ ભેગી કરી રહ્યો હતો પણ તે જ ક્ષણે જો એ પોતાની જાતને કોઈક જેલમાં યા નિર્વાસનમાં કેદ થઈ ગયેલો પામતે, તો પણ એને એટલો જ આનંદ થાત. અર્થાત્ કે શહીદીનો તાજ પહેરવા સદા એ તત્પર હતો.

તો શું એને એમ લાગતું હશે કે, શહીદી એ મૃત્યુને કંઈક હેતુ બક્ષનારી વસ્તુ છે? એ એને વધુ સ્પર્શ્ય, સહજસ્વીકાર્ય બનાવી દે છે—બાહ્ય, ઔપચારિક દૃષ્ટિએ પણ? મને ખાત્રી છે કે એના જીવનમાં એ કદી જ સુખી થયો નથી—"શાણપણ ભરી કિતાબોમાં," "ઘોડાની પીઠ પર," કે "સ્ત્રીના આલિંગનમાં" એ કદી "ભૌતિક સ્વર્ગ"નું પૂર્ણ સુખ માણી શક્યો નથી. આ રહ્યા એના પોતાના કેટલાક શબ્દો :

"ખલીફ અબ્દર રહેમાનને એમની જીંદગીમાં પૂર્ણ સુખમય એવા ચૌદ દિવસ મળેલા. પણ હું નથી ધારતો કે મને એટલાય મળ્યા હોય. ને એ બધાંનું કારણ એક જ કે હું જીવ્યો જ નથી—મારે માટે, મારા પોતાના આત્માને માટે કેમ જીવવું, તે મને કદી આવડયું જ નથી—કોઈ ને કોઈ પરિણામ ઉપજાવવાની લતમાં કોઈને ખાતર હું જીવ્યો છું."

છૂટા પડતાં ચેખોવે મને કહેલું: "એણે કદી જ સુખ માણ્યું નથી, એવું હું નથી માનતો."

મેં કહેલું, "હું તો માનું છું કે એણે કદી સુખ જોયું

જ નથી. પરંતુ એ કેવળ કોકને ખાતર જીવ્યો છેઃ ભિખારીઓને આપીએ છીએ એમ બીજાને આપ્યું છે–પોતાની પાસેના વધારામાંથી એ લોકો 'કંઈક કરે'–વાંચે, લખે, બોલેચાલે, નિરામિષ ભોજન પર નભે, ખેડૂતને ચહાય ને લિઓ તોલ્સતોયના ધાર્મિક વિચારો ને એના તર્કશુદ્ધ સિદ્ધાંતોની અચળતામાં વિશ્વાસ મૂકે—એ જોવાનો એને બહુ અભરખો હતો. લોકોને સંતોષી શકે એવું કંઈક એમને આપવું જોઈએ; એમને રત રાખી શકે એવું કંઈક આપો, તો જ એમનાથી તમે તમારી જાનને મુક્ત રાખી શકો. શું કામ લોકો માણસને નિરાંત નહિ લેવા દેતા હોય ! એની યાતનાઓમાં–નજર સામે પથરાઈ રહેલ, અનંત ઊંડાં કળણવાળી ખાઈને કિનારે બેઠાં બેઠાં હમેશનું, 'યાતનાપૂર્ણ' અને કદીક વળી સુખ–સગવડભર્યું' એકાંત માણતાં, માણસને એક માત્ર મહત્વ ધરાવતી વસ્તુ (મૃત્યુ)નો વિચાર કેમ નહિ કરવા દેતાં હોય ?

રશિયાના તમામ ઉપદેશકો–અનાકુમ તથા તિખોન ઝાદોન્સ્કીને બાદ કરતાં–બધા જ ચેતન વિહોણા માણસો હતા. એમાંથી કોઈની પાસે કાર્યસાધક ને જીવંત એવી શ્રદ્ધા જ હતી નહિ–'લોઅર ડેપ્થ્સ' (નાટક)માં મેં એવા એક પરકા ડોસા લુકાનું પાત્ર સર્જવાની કોશીશ કરેલી. તરેહ તરેહના "જવાબો"માં જ એનો બધો રસ હતો, લોકોમાં બિલકુલ નહિ ને તેમ છતાં લોકો સાથે એનો ભેટો થતાં એ એમને આશ્વાસન પણ આપતો. પણ તે માત્ર પોતાના રસ્તામાં કોઈ આડું ન આવે તેટલા જ ખાતર. ને એની આખી ફિલસૂફી–એક વ્યક્તિનો સમગ્ર ઉપદેશ, આખરે તો છૂપા તિરસ્કાર સાથે આપેલ ભીખના ટુકડા જેવો જ તો છે ! એમના એ ઉપદેશ હેઠળ દીનતા ને યાચક વૃત્તિવાળા શબ્દો સંભળાય છેઃ

'મને એકલો મૂકો બાપુ ! ભગવાનને ને તમારા પડોશીને ચાહો, પણ મને તો છોડો જ ! જોઈએ તો ભગવાનને શાપ દો, પડોશીને નહિ તો છેટે રહેનારાંને ચાહો, પણ મને તો છોડો જ. મને છોડો–કારણ આખરે તો હું ય એક માણસ જ છું. ને છેવટે તો મરવાને માટે જ સરજાયેલો છું.'

આખરે જીંદગી છે, ને તે લાંબા કાળ સુધી આવી ને આવી જ રહેવાની છે ! એ આનાથી જુદી હોઈ શકે નહિ, કદી બની શકશે નહિ કારણ માણસ જાત એક સતાવાયેલ, યાતનાઓ સહેતી આવેલ, એકદમ વિખુટી પડી ગયેલ જાત છે. એકલતાની શૃંખલાએ જકડાયેલ માનવીની એ એકલતા એવી છે, જે એના આત્માને શોષી રહેલ છે.

તોલ્સતોય આખરે દેવળમાં જઈ મન મનાવતો થાય, તો એમાં મને નવાઈ નહિ લાગે. એની પાછળ એનો પોતાનો તર્ક લડાવેલો હશે–માણસ માત્ર ક્ષુદ્ર વસ્તુ છે, બિશપો સુદ્ધાં. હકીકતે આને દેવળ સાથેનું સમાધાન પણ નહિ કહી શકાય. એને મન તો એ કેવળ એક તર્કસંગત પગલું હશે; જે લોકો મને ધિક્કારે છે, એમને પણ હું ક્ષમા બક્ષું છું. એક ઈસાઈને શોભે એવું કૃત્ય ! ને છતાં એની હેઠળ જુઓ તો હળવા દિલની તીખી મજાક જ હશે. એક શાણા માણસે બેવકૂફો પર લીધેલું વેર જ સમજો.

ના, પણ હું અહીં મારે શું જોઈતું હતું, અથવા તો શું હોવું જોઈએ, તે કહેવા નથી બેઠો. મારા આત્મામાં રહ્યો રહ્યો એક કૂતરો સતત ભૂકી રહ્યો છે, મારી આંખો આગળ સત્યાનાશનું તાંડવ ફરી જાય છે. છાપાં હજી હમણાં જ મળ્યાં. તે હવે શું થશે, બનશે, એ હું જોઈ શકું છું. દુનિયાના–તમારા કહેવાતા ખંડમાં એક દંતકથા સર્જાઈ રહી છે "કોઈ એક કાળે બેઠીઓ ને બેવકૂફોની એક જમાત હતી, ને એણે એક સંત પેદા કરેલો."

વિચાર કરો કે, આપણા દેશને આનાથી કેટલું બધું નુકસાન થવાનું છે ને તે ય એવા સમયે કે જ્યારે ભ્રમમુક્ત થયેલ લોકો હતાશ બની, માથાં ઢાળી બેઠેલા છે. બહુસંખ્યક જનતાનો આત્મા વેરાન શૂન્યતાથી છવાયેલો છે. ગણ્યાગાંઠ્યા શિષ્ટજનોનો આત્મા ગ્લાનિમાં ડૂબી રહેલ છે. આ બધા જ ભૂખ્યાડાંસ ઘાયલ આત્માઓ કોઈક આધાર આપે એવી મનોરમ્ય કલ્પના માટે શોર મચાવી રહ્યા છે પોતાની યાતનાઓમાંથી છૂટવા, દુઃખના બોજમાંથી મુક્તિ મેળવવા લોકો એટલા તો તલખી રહ્યા છે કે ન પૂછો વાત.

બસ એને આવા જ કોઈક કલ્પના–જગતની ખેવના છે. ને એમાં ય સૌથી અનિર્વચનીય વસ્તુ કોઈ હોય તો તે એક પવિત્ર પુરુષના — એક સંતના જીવનની ઝંખના. ખરી રીતે જોતાં તોલ્સતોયની મહાનતા ને પવિત્રતા એ છે કે, એ સાચો માણસ છે, પાગલ બનાવી મૂકે એવો—કરપીણ સુંદરતા ધરાવનારો માણસ —અસંખ્યમાં એક એવો 'માનવ' એ છે!

અહીં તમને લાગશે કે, હું કંઈક પરસ્પર વિરોધી એવી વાતો કરી રહ્યો છું. પણ પરવા નહિ એ માણસ ભગવાનને શોધવા નીકળ્યો છે, પણ તે પોતાને માટે નહિ, બીજાંને માટે. ને તે એટલા માટે કે, લોકોને ભગવાન મળી જાય તો એને પોતાને કંઈક શાંતિ મળે, કે જેથી પોતે પસંદ કરેલા વેરાન-માં એ એકલો જીવી શકે. એણે આપણને 'નૂતન ધર્મકરાર' - આપ્યો ને એણે આપણને ઈશુના અંતરમાં ખેલાઈ રહેલ વિચાર દ્વંદ્વથી મુક્ત કર્યા. એણે ઈશુની પ્રતિમાને સરળ સાદી બનાવી મૂકી. ઈશુના વ્યક્તિત્વમાં રહેલ આક્રમક પાસાંને ઘસી કાઢી એણે લીસાં બનાવી દીધાં છે; ને એ તત્ત્વોને ઠેકાણે, "મને પૃથ્વી પર મોકલનારની ઈચ્છા" આગળ ઝૂકનારી આજ્ઞાધારિતાને ગોઠવી દીધી છે.

એ વિષે શંકા નથી કે, તોલ્સતોયનો 'નૂતન ધર્મકરાર' આજે સર્વસ્વીકૃત બને એમ છે. રશિયન જનતાની આજની બિમારીમાં એ વધુ અનુકૂળ આવે એમ છે. કંઈક તો લોકોને આપવું જ પડશે. કારણ લોકો ફરિયાદ કરે છે, એમનાં દુઃખનો કણસાટ આખી દુનિયાને હચમચાવી રહ્યો છે, આખી માણસજાતના ચિત્તને એ 'મહાન વસ્તુ'ના ચિંતન-માંથી ડોલાવી રહેલ છે. અને એની 'યુદ્ધ અને શાંતિ' (મહાનવલ) તથા એ જ ધારાએ પેદા થયેલ બીજી અનેક વસ્તુઓ, આ શોકગ્રસ્ત રશિયન ધરતી પર વિચરતી હતાશા ને દુઃખને હળવાં બનાવવા કશું જ કરી શકતી નથી.

"યુદ્ધ અને શાંતિ" વિષે એકવાર એણે પોતે કહેલું કે : "બધો ખોટો વિવેક બાજુએ મૂકું, તો કહી શકાય કે એ એક બીજું ઇલિયડ છે" પોતાના "બાળપણ ને કિશોરજીવન" (આત્મકથાત્મક) વિષે પણ એમ. આર્ટ. આર્ટકોવસ્કીએ ખુદ તોલ્સતોયના મોઢેથી આવાં જ વખાણ સાંભળેલાં.

કેટલાક ખબરપત્રીઓ હજી હમણાં જ નેપલ્સથી આવ્યા છે. વળી કેટલાક રોમથી પણ દોડી આવ્યા છે. એ લોકો મને પૂછે છે કે, તમે તોલ્સતોયના 'પલાયન' વિષે શું માનો છો? જોયું? એ લોકો એને 'પલાયન' કહે છે! મેં એમની સાથે વાત કરવાનો ઇન્કાર કરી દીધો. તને સમજાય છે! મારો આત્મા અત્યંત વિક્ષુબ્ધ અવસ્થામાં છે. હું નથી ઇચ્છતો કે તોલ્સતોય એક સંત બની પૂજાય. એને એક પાપી જ રહેવા દો, આ પાપથી ભરેલી દુનિયાના હૃદયની નિકટ, આપણા જેવા અનેકના અંતરતમ સાથી તરીકે. પુશ્કિન ને તોલ્સતોય—એ બેઉ કરતાં મહાન ને પ્યારું એવું બીજું કશું જ આપણી પાસે નથી...

## ૩

લિયો તોલ્સતોયનું અવસાન થયું.*

હમણાં જ એક તાર આવ્યો, એમાં, તદ્દન સામાન્ય શબ્દોમાં કહેલું છે કે, 'એ મરી ગયો.'

મારા હૈયા પર ફટકો પડ્યો, હું દુઃખ ને શોકથી કકળી ઊઠ્યો, ને અત્યારે અર્ધ ઉન્મત્ત અવસ્થામાં હું એની છબીને મારી આંખો સામે ખડી કરી રહ્યો છું... હું એને જેવો જોયેલો, જેવો ઓળખેલો એવા–એને વિષે કંઈક વાત કરવાની ઇચ્છાથી તલસી રહ્યો છું. મારી નજર સામે એનું ચિત્ર ખડું થાય છે : એ એની કફનપેટીમાં પોઢેલો છે—કોઈ ઝરણાને તળિયે પડેલા સુંવાળા પત્થર જેવો, મુખ પર એનું એ જ છલનાભર્યું સ્મિત રમી રહ્યું છે—તદ્દન ન્યારું—એની સફેદ દાઢી હેઠળ લગભગ લપાઈ ગયેલું, ને એના હાથ આખરે શાંતિથી અદબમાં બીડાયેલા છે—એનો કઠિન પરિશ્રમ હવે પૂરો થઈ ગયો છે.

મને એની વેધક દૃષ્ટિની યાદ આવે છે. એ સોંસરું જોતી કેમ જાણે બધું જ પામી લેતી હોય. ને

* તા. ૭–૧૧–૧૯૧૦

એની આંગળીઓ, જે હંમેશાં જાણે હવામાં કશાકને આકાર આપી રહી હોય એમ થરકતી. એની વાતો, એની ગમ્મત, એના એ વ્હાલસોયા ખેડૂની બોલીના શબ્દો, ને વિચિત્ર રીતે અસ્પષ્ટ એવો એનો કંઠસ્વર! ને મને ખ્યાલ આવે છે કે, એ માણસ જીવનના કેટલા મોટા ક્ષેત્રને આવરી બેઠેલો હતો. કેવા અતિમાનવીય શાણપણથી ભરેલો માણસ—ને કેવો અદ્‌ભુત!

મેં એક વાર એને જોયો છે, એવા સ્વરૂપમાં કદાચ બીજા કોઈએ એને કદી નહિ જોયો હોય. ગારપ્રામાં હતો ત્યારે હું એક દિવસ ફરતો ફરતો દરિયા કિનારે નીકળી પડેલો. ત્યાં એકાએક યુસુપોવના બગીચા નજીક, ખડકો વચ્ચે મેં એક નાનકડા માનવીને જોયો. એનો હાડકાંના કાટખૂણા પાડતો દેહ ભૂખરા, કરચલી-વાળા લેબાશમાં લપેટાયેલો હતો. માથા પર ભાંગી ગયેલ ટોપો. એ ત્યાં બેઠો હતો. એની હડપચી બેઉ હથેળી પર ટેકવેલી હતી અને આંગળાં વડે દાઢીના ધોળા વાળને આમળતો, એ દરિયા ભણી તાકી રહ્યો હતો. લીલાશ પડતા રંગનાં પાણીની હળવી હળવી લહેરો એના આગળ લોટતી, મમતા ભરી એના પગ પંપાળી રહી હતી; કેમ જાણે પરીકથાના આ બુઢ્ઢા જાદુગરને પોતાની કહાણી ન કહેતી હોય! સૂર્યપ્રકાશની શુભદૃષ્ટિનો એ દિવસ હતો. વાદળાંના પડછાયા ખડકો પર લસરતા હતા, એને કારણે પેલા બુઢ્ઢા ને એની આસપાસના ખડક પર અવારનવાર તેજછાયાનો ખેલ ચાલ્યા કરતો હતો. ખડકો—જબરજસ્ત મોટા ને ઊંચા ખડકનાં કોતરો વચ્ચે પડતી ખાઈઓ બધી દરિયાઈ વનસ્પતિથી ઢંકાઈ ગયેલી હતી. આગલે દિવસે જ દરિયામાં ભયંકર તોફાન આવી ગયેલું એને જોતાં મને એમ જ લાગ્યું જાણે એકાએક કોઈ પુરાણો ખડક જ જીવતો થઈ ગયો હોય, જેને આ પૃથ્વીના આદિથી માંડીને તે એની તમામ વસ્તુઓ પાછળના હેતુનું જ્ઞાન હોય, ને એ અત્યારે આશ્ચર્ય પામતો વિચાર કરી રહ્યો હોય કે—આ પથ્થર, ઘાસ, પૃથ્વી, તેમ જ આ સમુદ્રનાં પાણીનો, માણસ તેમજ આખી દૃષ્ટિનો, અરે, સૂરજથી માંડીને તે આ ખડકો સુધીના તમામ પદાર્થોનો અંજામ શું હશે? સમુદ્ર તો એના આત્માના એક અંશ સમ હતો ને આસપાસની તમામ સૃષ્ટિ જાણે એના-માંથી જ ઉત્પન્ન થઈ હોય, ને એનું જ એક અંગ હોય! આ દશામાં અચલ પ્રતિમાશો એ બુઢ્ઢો જાણે કંઈક ગૂઢ રહસ્યનું સૂચન કરી રહ્યો હોય એવો, મંત્ર-મુગ્ધ ને એક વિરાટ અખંડ ઉદાસીનતાને પોતાની હેઠળ ચાંપીને બેઠો હોય એવો લાગતો હતો. કેમ જાણે પૃથ્વીને વિંટળાઈ વળેલ અનંત નીલ અવકાશનાં ઊંડા-ણોમાં ખોવાઈ જતો, સમુદ્રના મોજાંને સાદ દઈ પોતાની નીકટ બોલાવનારો ને એમને વિખેરી નાખનારો એ પોતે જ હોય, ખડક પર વાદળાં ને એની છાયાની ગતિને દોરવનારો ને પ્રેરનારો એ પોતે જ હોય, એમ પોતાની ઇચ્છાશક્તિને એકાગ્ર કરી એ બેઠેલો હતો.

ને એકાએક મને એવી લાગણી થઈ આવી: જાણે હમણાં, એકાદ ક્ષણમાં જ, આ માણસ ઊભો થઈ જશે ને પોતાનો હાથ હલાવી, સમુદ્રનાં મોજાંની ગતિને થંભાવી એને કાચની માફક નિશ્ચલ બનાવી દેશે, ને આ ખડકો જીવંત બની બૂમ પાડી ઊઠશે. ચોપાસ વિસ્તરેલ સૃષ્ટિની પ્રત્યેક વસ્તુ સજીવન બની ઊઠશે, એમને પોતાની વાણી જડશે, ને અજસ્ર જીહ્વાએ એ બોલી ઊઠશે – પોતાના વિશે – એના વિશે – ને એની વિરુદ્ધ પણ. તે ઘડીએ મેં જે અનુભવ કર્યો એનું શબ્દમાં વર્ણન કરવાની મારી પાસે શક્તિ નથી. પરમ આનંદે ને ભયે મારું અંતર છલકાઈ રહ્યું હતું એ બધામાંથી એકાએક એવો સુખદ વિચાર મારા મનમાં પ્રગટી ગયો:

"આ દુનિયામાં જ્યાંલગી આ માનવીનો વાસ છે, ત્યાંલગી હું અનાથ નથી."

તે પછી કાળજીપૂર્વક, પગ હેઠળના કાંકરા ય ન ખખડે એમ, હું ત્યાંથી પાછો વળી ગયો. એની વિચાર સમાધિમાં ભંગ પાડવાની મને ઇચ્છા જ ન થઈ.

ને આજે—અરે જ આજે મને લાગે છે કે હું અનાથ બની ગયો છું, ને લખતાં લખતાં મારી આંખો આંસુ ટપકાવી રહી છે. આશ્વાસનની મર્યાદાને પેલે પાર પહોંચી ગયેલ, મારી છાતીને ભરી રહેલ આવું રુદન આજ પહેલાં મેં કદી કર્યું નથી આટલું હતાશા ભર્યું—આટલું કડવું! ને છતાં હું એને ચાહતો

[વિશ્વમાનવ : મે-જૂન '૬૨

હતો કે નહિ તે હું આજે ય જાણતો નથી. પણ એના પ્રત્યે મેં અનુભવેલી લાગણીને પ્રેમ કહો યા ધિક્કાર કહો, એથી શો ફેર પડવાનો હતો! એણે હંમેશાં મારા અંતરાત્મામાં સુપ્ત એવી લાગણીઓને જગાડી છે. કેવું વિરાટ, અદ્ભુત હતું એનું આંદોલન! અણગમાની ને વિરોધની જે લાગણીઓ એણે જગાડેલી, તે અંતરમાં એવા આકાર ધરીને વિલસતી કે એને કારણે કષ્ટ થતું નહિ. માણસના અંતરમાં એ ફૂટી નીકળતી, વિકસતી ને એને વધુ ફૂલ્યું બનાવતી, એની શક્તિને અનેકગણી વધારતી હતી.

આત્મગૌરવથી ઓપતો, એનમા ડગલાં ભરતો, ધરતી ખૂંદતો એ ચાલતો ત્યારે બહુ ભરવો દીસતો. કેમ જાણે અસમ ધરતીના ખાડાટેકરાને પોતાનાં પગનાં તળિયાં વડે ખૂંદી એને સમતળ ભૂમિ બનાવી દેવા ન મામતો હોય! કદીક એકાએક કોક બારણા પાછળથી ડોકાતો હોય કે, રસ્તાના વળાંક આગળ છતો થયો હોય, પોતાનાં ટૂંકાં, હળવાં, ઝડપી ડગલાં ભરતો, એ એની રીતે ચાલતો જોવા મળતો કે જાણે સતત પૃથ્વીની સપાટી પર વિચરવા ટેવાયેલો માણસ હોય. હાથના અંગૂઠા પોતાના કમરપટ્ટામાં ખોસેલા હોય, ને પળભર થંભી, ચોમેર એની શોધક નજર ફેરવી લઈ, આસપાસની દુનિયામાં જે કંઈ નવીન હોય એને એકી નજરે અપનાવી લઈ, તત્ક્ષણ એના તથ્યને પચાવી લઈ આગળ વધતો હોય!

## ૪

એક દિવસ એણે કહ્યું:

"હું ક્રીવના રાજમાર્ગ પર થઈ ચાલ્યો જતો હતો. મે માસના અંતિમ દિવસો હતા. પૃથ્વી સ્વર્ગીય ભાસતી હતી. કુદરતની પ્રત્યેક વસ્તુ આનંદમય બની ગઈ હતી. નિરભ્ર આકાશમાં ઊડતાં પંખીઓ ગીત ગાઈ રહ્યાં હતાં. મધમાખીઓનું ગુંજન ચાલી રહ્યું હતું. સૂર્ય મમતાળુ તાપે તપી રહ્યો હતો. મારી ચોપાસની સૃષ્ટિ કેમ જાણે ઉત્સવ માણી રહી હતી! માણસો પણ અદ્ભુત લાગતાં હતાં. મારું અંતર ગદ્ગદ બની ઊઠ્યું. મને એવી અનુભૂતિ થઈ કેમ જાણે હું ય આ સંસારના કોઈ એક અપૂર્વ સુંદર ફૂલ પર ઘૂમતી ને ગૂંજતી મધમાખી હોઉં, ને પ્રભુ જાણે મારી આત્માની તદ્દન નીકટ આવી બેસી ગયો હોય! ને એકાએક મેં શું જોયું? રસ્તાને છેક છેલે છેડે, એક ઝાડીની ઘટા હેઠળ બે યાત્રાળુઓ, એક પુરુષ ને એક સ્ત્રી બને એક બીજાની બાથમાં વિષયથી મત્ત, ગંદા, જરાગ્રસ્ત, કીડાની જેમ સળવળતા, કંઈક બડબડાટ, ગણગણાટ કરી રહ્યાં હતાં. સૂર્યનો પ્રકાશ એમના ઉઘાડા, નિસ્તેજ પગ તેમ જ જર્જર દેહને નિર્દય રીતે ઉજાગી રહ્યો હતો. મારા હૃદયમાં એક ઘાવ ભોંકાઈ ગયું—ઓહ! ભલા ભગવાન! ઓ સૌંદર્યના સર્જક! તને તારી જાત માટે શરમ નથી આવતી? મારું મન કડવું થઈ ગયું...

"તું જુએ છે—કેવું બધું બની રહ્યું છે! બોગોમાઈલ્સ (બલ્ગેરિયાનો એક ધાર્મિક સંપ્રદાય) જેને શયતાનની કૃતિ માનતા એ કુદરત અત્યંત નિષ્ઠુર રીતે, હાસ્યાસ્પદ બનાવી મૂકીને માણસને સતાવે છે. એ એની બધી શક્તિ ઝૂંટવી લે છે, પણ એની વાસનાને એની પાસે અકબંધ રહેવા દે છે. જેની જેની પાસે જીવંત આત્મા છે, એ તમામને માટે આ વાત સાચી છે. એક માત્ર માણસ જ એવો છે, જે આ વસ્તુની શરમ ને એની યાતનાની અનુભૂતિ, પોતાને મળેલ દેહ થકી ધરાવે છે. કોઈક અકાટ્ય શિક્ષાની માફક આપણે આપણી અંદર ને અંદર આ સજા ભોગવીએ છીએ, પણ તે ક્યાં પાપે?"

બોલતી વખતે એની આંખોનો ભાવ અનોખી રીતે બદલાયા કરતો હતો. ઘડીકમાં બાલીશ રીતે શોકાકુલ બની ગયો હોય, તો ઘડીકમાં કડપભર્યું લુચ્ચાઈનું તેજ એમાં ચમકી જતું. એના હોઠ અમળાયા કરતા, એની મૂછોને જાણે રોમાંચ થઈ આવતો. બોલવાનું પૂરું થયું, એટલે એણે પોતાના ઝભ્ભાના ગજવામાંથી હાથરૂમાલ કાઢ્યો, એના વડે ઘસીને પોતાનું મોં લૂછી નાખ્યું—જોકે મુખ પર પરસેવાનું નામ ન હતું; ને પછી ખેડૂ જેવા ખડતલ હાથની છતર જેવી આંગળીઓ વડે પોતાની દાઢી પસવારતાં એણે મૃદુ સ્વરે દોહરાવ્યું:

"હા, પણ તે ક્યાં પાપે?"

એક દિવસ હું એની જોડે ક્રુકમરથી તે આઈ ટોડોર

જતી નીચથી સડકે ફરવા નીકળેલો. જુવાન માણસની જેમ હળવાં પગલે ચાલતાં ચાલતાં, એના સ્વભાવ ને ઉંમર માટે કંઈક અસાધારણ લાગે એવી ઉત્તેજના-પૂર્વક, એણે મને કહ્યું

"માણસનું શરીર સારી રીતે કેળવેલા પાવલુ કૂતરાની માફક એના આત્માના કબજામાં હોવું જોઈએ, કે જેથી આત્મા એને મોકલે ત્યાં જ એ જાય. પણ આપણી હાલત તો જો! ઇન્દ્રિયની વાસનાઓ ધાંધલ મચાવી મૂકનારી, ઝંઘડાખોર ને અશુજંપ છે. અવશ, ને દયામણો આત્મા એની પાછળ પાછળ પગલાં માંડી રહ્યો છે."

એણે જોરથી છાતી પર હાથ ફેરવ્યો, પોતાના હૃદયને પંપાળ્યું, ને ભર્યા ભીચકી, મંદ મંદ મરકતાં વળી આગળ ચલાવ્યું:

"મોરક્કોમાં, સુખારેવ ટાવરની બાજુમાં, મેં એક વાર—એ શિયાળાનો દિવસ હતો—ખૂબ ઢીંચીને પડેલી એક વેશ્યાને જોયેલી. એક ગટરમાં એ પડી હતી. વાડામાંથી નીકળતી મોરીનું ગંદું પાણી એમાં દદડી રહ્યું હતું—તે બરાબર એની ડોક ને પીઠ પર પડતું હતું. ને ઠંડાપાણીમાં લાંબી થઈને એ પડેલી હતી—હોઠ ફફડાવતી, આમથી તેમ પાસાં ફેરવતી, અમળાતી. પણ એ જગમાંથી ઊભી થઈ બહાર નીકળી શકતી નહોતી."

ને આટલું બોલતાં એ ધ્રૂજી ઊઠ્યો. ઘડીભર એણે પોતાની આંખો મીંચી દીધી, ને માથું ધુણાવી વળી એણે ધીમા સાદે આગળ ચલાવ્યું:

"આવ, આપણે જરા વાર અહીં જ બેસી લઈએ. પીધેલી સ્ત્રી જેવું ઘૃણાજનક ને ભયંકર દૃશ્ય આ દુનિયામાં બીજું એકેય નથી. હું જઈને એને એમાંથી કાઢવા માગતો હતો, પણ મારાથી એ ન બન્યું હું સંકોચાઈ ગયો. એનું આખું શરીર એવું ચીકણું ને ભીનું હતું, એને અડક્યા પછી કદાચ મહિનાઓ સુધી મારા હાથને હું ચોક્ખા ન કરી શક્યો હોત—કેવું બિભત્સ! પણ બાજુમાં જ સડકના પથરાની બાજુમાં મેં રમતિયાળ આંખોવાળો ને સોનેરી વાળવાળો એક નાનકડો છોકરો બેઠેલો જોયો. એની આંખનાં આંસુ ગાલ પર થઈ ટપકી રહ્યાં હતાં, નાક ખેંચતો ને ડૂસકાં ભરતો, એ દીન બની માને વીનવી રહ્યો હતો:

"મા...આ...મા...આ...! ઊઠને..."

થોડી થોડી વારે એ સ્ત્રી પોતાના હાથ આમથી તેમ હલાવતી, નસકોરાં બોલાવતી, માથું ઊંચકવા મથતી ને વળી પાછી ગટરના ગંદવાડમાં સરી પડતી"

"ભયંકર, બિભત્સ! તેં તો પીધેલી ઘણી સ્ત્રીઓને જોઈ હશે, ખરું ને? હા, તેં તો જોયેલી છે. ઓહ! પ્રભુ! પણ તું એમના વિષે કદી લખતો નહિ. કદી ન લખતો..."

"શા માટે નહિ?"

મારી આંખોમાં આંખ પરોવી હસતાં એણે પડઘો પાડયો:

"શા માટે નહિ?"

ને પછી જાણે વિચારપૂર્વક ધીમેથી કહેવા લાગ્યો:

"તે તો હું નથી જાણતો. પણ આ તો મારાથી... માણસની પશુતા વિષે લખવું એ કોણ જાણે કેમ પણ શરમભર્યું લાગે છે. પણ આખરે તો—શા માટે નહિ? માણસે બધા જ વિષે લખવું જોઈએ..."

ને એની આંખોમાં આંસુ છલકાઈ આવ્યાં. એણે એ લૂછી નાખ્યાં, ને સ્મિત-ભીંજ્યા ચહેરે એણે પોતાના રૂમાલ તરફ જોયા કર્યું, ત્યાં વળી એના ગાલની કરચલીઓ પર થઈ આંસુનાં બિંદુ દડી રહ્યાં.

કહે: "હું રડું છું. હું બુઢ્ઢો થઈ ગયો છું, આવી ભયંકર વસ્તુઓને જ્યારે જ્યારે યાદ કરું છું, ત્યારે મારું હૈયું ધડકી ઊઠે છે."

તે પછી મને સ્હેજ હળવેકથી કોણી મારતાં કહે: "તું પણ એક દિવસ તારી જિંદગી જીવી નાખશે, ને છતાં બધું એમનું એમ રહેલું જોશે, ત્યારે તારું રડવું આજે હું રડ્યો છું, એ કરતાં ય કડવું હશે,— ખેડુતની સ્ત્રીઓ કહે છે તેમ બોર બોર જેવડાં આંસુડે... પણ હા, બધા વિષે લખાવું જોઈએ, પ્રત્યેક વસ્તુ વિષે, નહિ તો પેલા સોનેરી વાળવાળા ભુલકાને ખોટું લાગશે; એ દુભાશે, એ તને ઠપકો દેશે: 'ના, આ પૂર્ણ સત્ય

નથી.' કહેશેઃ 'આ અપૂર્ણ સત્ય છે.' એણે પોતાનું આખું શરીર ઝંઝેડી નાખ્યું, ને મારું શાસન કરતો હોય એ રીતે કહેવા લાગ્યો :

"ચાલ ત્યારે, હવે તું મને કંઈક કહે. તને વાત કરતાં બહુ સરસ આવડે છે. કોઈ બાળક વિષે કંઈક કહે, તારા પોતાના વિષે કહે. તું પણ એક દિવસ બાળક હતો–એ વાત જ જાણે માનવી મુશ્કેલ લાગે છે. તું એક અનોખો જ માણસ છે. તારામાં ઘણું એવું છે, જે બાલીશ લાગે. તારા વિચારોમાં પણ તું જાણે કાચો છે. ને છતાં જીવન વિષે તું એટલું બધું જાણે છે— જાણે તારે જાણવાનું હવે કશું બાકી જ રહેતું નથી. ચાલ, હવે મને કંઈક વાત કર, તું..."

ને એણે પોતાની જાતને પાઈન વૃક્ષના એક ઊપસી આવેલ મૂળિયાં ઉપર સ્વસ્થપણે ગોઠવી, પોતાનું આસન જમાવ્યું. ને પાઈનનાં અણિયાળાં પાનની ભોંયે પડી સુકાઈ ગયેલ ભૂખરી સોયો વચ્ચે થઈ, ઉતાવળી ઉતાવળી દોડધામ મચાવી રહેલ, કામગરી કીડીઓની હીલચાલને તે નીરખી રહ્યો.

આ દક્ષિણનાં પ્રકૃતિદૃશ્યો ઉત્તર પ્રદેશના વસનારની આંખો માટે અદ્ભુત રીતે વિવિધતા ભર્યાં છે. એની સમૃદ્ધિથી છલકાતી વનરાજી વચ્ચે, નિઃસ્કોચ જોબનના જોમથી ઉભરાતી આ જીવંત વનસ્પતિ વચ્ચે, લિઓ તોલ્સતોય બેઠો છે—એનું નામ જ એના આંતરિક જીવનના આવેગને વ્યક્ત કરી રહ્યું છે !* પોતે દેખાવે તો છે એક નાનકડો માણસ. એવો ગંઠિ-ગંઠીલાવાળો ને ખરબચડો કે જાણે ધરતીમાંથી નીકળી આવેલ વનસ્પતિનું મૂળ જ જોઈ લ્યો. ક્રિમિયાનાં ચમકદાર પ્રકૃતિ સૌંદર્ય વચ્ચે આ માણસ એનો જ એક ભાગ બની સમાઈ જતો હોય એમ લાગતું, તો વળી બીજી જ પળે એ એનાથી તદ્દન અડવો પડી જતો હોય એવું પણ લાગતું. જાણે કોઈ એક અતિ પ્રાચીન પુરુષ, સમગ્ર ગ્રામપ્રદેશનો સ્વામી–એનો કર્તા ને નિર્માતા, કેમ જાણે સોએક વર્ષની ગેરહાજરી પછી, પોતે યોજેલ અર્થ વ્યવસ્થામાં જ પાછો આવીને બધું જોતો હોય—જેમાં એવું ઘણું ય છે, જે પોતે ભૂલી ગયેલો છે. કેટલું ય એવું પણ છે, જે એને માટે તદ્દન નવીન છે. બધી સૃષ્ટિ જેમ ચાલવી જોઈએ તેમ ચાલ્યા કરે છે, પણ તેમ છતાં એમાં ક્યાંક કશીક ઊણપ રહી જાય છે—આ કશીક ઉણપ તે કયો, ને એને ઠેકાણે રેવું હોવું જોઈએ, એ વસ્તુ જાણે હવે એણે તત્કાલ શોધી કાઢવાની હોય !

કેડીઓ પર ને રસ્તાઓ પર એ ઉતાવળે પગલે, લાંબી ફાળ ભરતો એવી રીતે ચાલતો, કેમ જાણે પૃથ્વીની પરિક્રમાએ નીકળેલો કોઈ અનુભવી પ્રવાસી હોય. એની તીક્ષ્ણ દૃષ્ટિની ઝપટમાંથી એક પથ્થર તો શું, એક વિચાર પણ છટકી શકતો નહિ–એની દૃષ્ટિએ દુનિયાને નિહાળતો, માપતો એની કસોટી કરતો, એના તોલમાપ કાઢતો, એ જીવ્યે જતો હતો. ને અવિરત ગતિએ વહ્યે જતા વિચારો રૂપે એણે પોતાની ચોપાસ જીવંત બીજ વેરી મૂક્યાં હતાં.

## ૫

સુલરને એણે એક દિવસ કહેલુંઃ

"તું વાંચતો નથી, સુલર ! એ તો બહુ ખરાબ કહેવાય. એ નર્યો અહંકાર છે. ને આ આપણો ગોર્કિ કેટકેટલું વાંચે છે. પણ એ ય સારું નથી–એ પણ આત્મવિશ્વાસની કમીનું લક્ષણ છે; ને હું પોતે–ખૂબ ખૂબ લખ્યા જ કરું છું બસ, એ પણ સારું નથી. કારણ હું જે કરું છું તેની પાછળ મારો વૃદ્ધાવસ્થાનો એક મિથ્યા અહંકાર જ રહેલો છે. અલબત્ત, હું જે રીતે વિચારું છું, વિચારની એ રીત મારે પોતાને માટે સારી છે; છતાં ગોર્કિને લાગે છે કે, એને પોતાને માટે એ બરાબર નથી. ત્યારે તું તો એ બધી બાબતમાં કશો વિચાર જ કરવા તૈયાર નથી ! બસ, તું તો કેવળ આંખો પટપટાવતો ચોમેર નજર ફેરવ્યા કરે છે કે, ક્યાંય મારી નજરને પકડી લે એવું કંઈક જડે છે ! ને તું એવી વસ્તુઓ પકડીને બેસી જાય છે, કે જેને તારી સાથે કશો મેળ જ ન હોય. તેં ઘણી વાર બસ આ જ કર્યું છે. તું કોઈક વસ્તુને પકડી લે છે, પછી એને જ વળગી રહે છે. ને તું જેને પકડીને બેઠો હોય છે, એ વસ્તુ ઓસરી જવા લાગે, ત્યારે તું એને છોડી દે છે.

* લિઓ એટલે સિંહ ને તોલ્સતોય એટલે જાડો.

ચેખોવે એ વિષે એક બહુ સરસ વાર્તા લખેલી છેઃ 'ધ ડાર્લિંગ'–'બીકડી'–તું એ વાર્તામાંની સ્ત્રી જેવો છે."

"એ કયી રીતે ?" સુલરે હસતાં હસતાં પૂછ્યું.

"ચાહવા માટે હંમેશાં તૈયાર, પણ એમાં પસંદગી કેમ કરવી તે તું જાણતો નથી, ને એમાં જ તારી શક્તિઓને તું નકામી તુચ્છ વસ્તુઓ પાછળ વેડફી નાખે છે."

"બધા જ એવા હોય છે, એમ નથી લાગતું તમને ?"

તોલ્સતોયે એના સવાલનો પડઘો પાડતાં ઊંધું કહ્યુંઃ "ના, ના, બધા એવા નથી હોતા."

ને અચાનક એણે મારા તરફ ફટકો વીંઝયોઃ

"તું ભગવાનમાં કેમ નથી માનતો ?"

"મને એમાં શ્રદ્ધા જ નથી, લેવ લેવ !"*

"ના, એ સાચું નથી. તું પ્રકૃતિથી શ્રદ્ધાળુ જીવ છે. ભગવાન વિના તારું ચાલવાનું નથી. તને થોડા જ વખતમાં એની ખોટ સાલવા માંડશે, જોજે. તું આજે માનતો નથી કારણ તું જક્કી છે. તું રોષે ભરાયેલો છે —તું ઇચ્છે, તને ગમે, એ રીતે દુનિયા બનેલી નથી માટે. કેટલાક લોકો કેવળ એમના શરમાળપણાને કારણે નાસ્તિક હોય છે. જુવાનિયાઓમાં ઘણે ભાગે એવું જોવા મળે છે. એ લોકો કોઈ સ્ત્રીને ભજતા હોય છે, પણ કોઈ જાણી જાય, જોઈ જાય, તે તેમને નથી ગમતું. એમને એમ થાય છે કે, કોઈ અમારા વિષે ગેરસમજ કરી બેસશે ! ને બીજી વાત એ પણ ખરી કે એમનામાં હિંમતની જ કમી હોય છે. શ્રદ્ધામાં પણ પ્રેમની માફક હિંમત–સાહસની જરૂર હોય છે. તારે તારી જાત આગળ કબૂલ કરવું જોઈએ કે 'હું ઈશ્વરમાં માનું છું.' ને તું જોશે કે બધું બરાબર થઈ ગયું છે. તું જે ઇચ્છે છે, એ પ્રમાણે જ બધું ગોઠવાયેલું તું જોશે. પ્રત્યેક વસ્તુ તને પોતાને વિષેની સમજ આપતી હશે–તારા હૃદયનું આકર્ષણ કરતી હશે. દુનિયામ એવું ઘણું છે, જેને તું ચાહેછે, ને ગાઢ બનાવેલો પ્રે એટલે જ શ્રદ્ધા. તારે હજી વધુ ચાહતું જોઈએ ને ત જોશે, કે તારો પ્રેમ શ્રદ્ધામાં પલટાઈ ગયો છે. દુનિયામ ઉમદામાં ઉમદા સ્ત્રીને જ પુરુષ ચાહે છે. ને જ્ય પ્રત્યેક માણસ દુનિયાની ઉમદા સ્ત્રીને જ ચાહતો હો છે–એવો જ છે આ કાયદો–એનું નામ જ શ્રદ્ધા નાસ્તિક કદી ચાહી શકતો નથી. એ આજે એકની સાથે પ્રેમમાં પડશે, ને વરસને અંતે એ બીજીને ચાહતો હશે આવા માણસનો આત્મા ભટકેલ છે, નપુંસક છે, ને એ સારું નથી. તું જન્મે શ્રદ્ધાળુ છે, ને તારી એ પ્રકૃતિથી વિરુદ્ધ જઈને જીવવાની કોશીશ કરવી, એ વ્યર્થ છે. તું હમેશાં કહે છેઃ 'સૌંદર્ય' એ સૌંદર્ય શી વસ્તુ છે ? પરમ ને પરિપૂર્ણ સૌંદર્ય એટલે જ પ્રભુ !

એણે આ અગાઉ ભાગ્યે જ કદી મારી સાથે આ અંગે વાત કરેલી. આ વિષયના મહત્વથી, એના આ અણધાર્યા ઊર્મિઉચ્છ્વાસે બેખબર એવા મને ઘેરી લીધો, મને લગભગ પરાસ્ત કરી દીધો.

હું કંઈ જ બોલી શક્યો નહિ. સોફા પર બેઠેલ તોલ્સતોયે એના પગ મારી બેઠક હેઠળ લંબાવ્યા. એના દાઢીવાળા મુખ પર વિજયનું એક સ્મિત દોડી આવ્યું. ને મારી સામે આંગળી હલાવતાં એણે કહ્યું :

"કશું નહિ બોલીને, મૂંગા રહી કંઈ તું એનાથી છટકી શકવાનો નથી, એ જાણે છે તું !"

ને હું–જે ઈશ્વરમાં માનતો નથી–એણે ચોર-નજરે, લગભગ સજાગણ દૃષ્ટિએ એની સામે જોઈ લીધું, ને પોતાની જાતને હું કહી રહ્યો :

"આ માણસ ઈશ્વર જેવો છે."

* તોલ્સતોયનું પ્રથમાક્ષરી ટૂંકું નામ

# વૈજ્ઞાનિક સર્વોદય

## વિજ્ઞાન–યોગ | પ્રબોધ ચોકસી

વૈજ્ઞાનિક સર્વોદય !

પણ 'વૈજ્ઞાનિક' એટલે શું ? યંત્રોવાળો ? ના. યંત્ર વિજ્ઞાનથી બને છે, પણ યંત્રમાં જ વિજ્ઞાન સમાઈ જતું નથી. એમ કહેવું હોય તો 'યંત્રપ્રધાન સર્વોદય' એવા શબ્દો વાપરી શકાત.

'વૈજ્ઞાનિક' શબ્દ 'સ્વપ્નવાદી' (યુટોપિયન) થી ભિન્ન અર્થ દર્શાવવા વપરાયો છે. સ્વપ્નવાદી સમાજવાદીથી પોતાની વિચાર–પદ્ધતિની ભિન્નતા દર્શાવવા માટે 'વૈજ્ઞાનિક સમાજવાદ' એવા શબ્દો અગાઉ સમાજવાદના ઇતિહાસમાં વપરાયા હતા. એમાં સમાજની ગતિવિધિના વિજ્ઞાનની વાત છે, યંત્રની ગતિવિધિના વિજ્ઞાનની નહીં.

સ્વપ્ન અને વિજ્ઞાન વચ્ચે વિરોધ નથી, ભેદ છે. બાપ–દીકરા વચ્ચે—બે પેઢી વચ્ચે—સ્વાભાવિક સ્વસ્થ તફાવત હોય તેવો તફાવત છે. પ્રાચીન ઇઝરાયેલના પેગમ્બરોએ વેરાનમાં જળાશયોનાં સ્વપ્ન જોયાં અને તે સ્વપ્નોની પ્રેરણા હેઠળ આજે ઇઝરાયેલની મરુભૂમિ બગીચો બની રહી છે. સ્વપ્ન મનુષ્યને પ્રેરે છે, અશક્યને શક્ય બનાવવાનું ઇજન આપે છે; વિજ્ઞાન મનુષ્યને એના સ્વપ્નને સાકાર કરવાનો માર્ગ રચી આપે છે. સ્વપ્નથી સ્થિતિને પલટવાની વૃત્તિ બંધાય છે, વિજ્ઞાનથી સ્થિતિને પલટવાની શક્તિ સિદ્ધ થાય છે સ્વપ્ન સ્વતંત્ર છે, અબાધિત છે, આજે જે સ્થિતિ છે તેની એ પરવા નથી કરતું, કાલે કેવી સ્થિતિ જોઈએ તે સ્વપ્ન મનુષ્યને દેખાડે છે. સ્વપ્નદ્રષ્ટા સ્વૈર વિહારી હોય છે, પરિસ્થિતિ–નિરપેક્ષ હોય છે. તો જ એ શુદ્ધતમ ને સ્પષ્ટતમ સ્વપ્ન નીરખી શકે છે દૂર જેની દૃષ્ટિ મંડાયેલી છે, જે પાર જોવા જોવા મથે છે તે નિકટનું ધૂંધળું જુવે તે તદ્દન સ્વાભાવિક અને આવશ્યક છે. સ્વપ્નના સ્પષ્ટ દર્શનથી આદર્શ બંધાય છે અને આદર્શની પ્રેરક મદદ વિના આગળ વધાતું નથી.

આદર્શવાદનો કે ધ્યેયવાદનો અતિરેક સામાન્યપણે થાય છે આદર્શ તો પૂર્ણ જ હોવો જોઈએ, બિંદુની વ્યાખ્યા તો યુક્લિડે પૂર્ણ જ કરવી જોઈએ, એમાં અપૂર્ણતા ન જ ચાલે, એટલે અશક્ય ને કદી સાકાર ન જ થઈ શકે તેટલી હદે સંપૂર્ણ વ્યાખ્યા તો કરવી જ પડે અને વ્યાખ્યાની એ સંપૂર્ણતાના આધારે જ પ્રયત્નના પરિણામને મૂલવવું પડે. આમાં કશું ખોટું નથી. પરંતુ આદર્શની પૂર્ણતાનો આગ્રહ જ્યારે નકારાત્મક રૂપે લે છે ત્યારે તેમાંથી આદર્શાંધતા અને પૂર્ણતાવાદનાં અનિષ્ટો જન્મે છે, પુરુષાર્થને શક્યતાની સીમાએ પહોંચાડવાનો ઇષ્ટ આગ્રહ ઘણી વાર અપૂર્ણ પરિણામના આંધળા અસ્વીકારમાં પરિણમે છે. અથવા પુરુષાર્થના ક્ષેત્રનો આવશ્યકતા કરતાં પણ વધુ સંકોચ કરવામાં પરિણમે છે. એક નમૂનો બનાવી દઈએ, આદર્શ ગ્રામ રચીએ, ઇત્યાદિ નમૂનાવાદ સેંકડો વર્ષોથી એની અવૈજ્ઞાનિકતાને કારણે ને સંકુચિતતાને કારણે નિષ્ફળ જતો હોવા છતાં વારંવાર પાછો બેઠો થાય છે તેનું કારણ આદર્શ પ્રત્યેની મનુષ્યની સ્વાભાવિક ને પ્રાથમિક વૃત્તિમાં પડેલું છે.

સ્વપ્ન કે આદર્શની ઉપાસના વૈજ્ઞાનિક રીતે કરવી જરૂરી છે. વિનોબા કહે છે તેમ "વિજ્ઞાનની મદદથી કરુણામૂલક સામ્ય લાવવું."

આ વિજ્ઞાન એટલે યંત્ર નથી, તંત્ર ને પદ્ધતિનો જ પ્રશ્ન ફક્ત નથી. આદર્શનો પાયાનો ધર્મ પરંધામ છે, સામો પાર છે. વિજ્ઞાનનો પાયાનો ધર્મ આ પાર

છે. આ પાગની વાસ્તવિકતાઓને સ્પષ્ટ ને નિસ્વપ્ન દૃષ્ટીથી પારખીને તેની કઠણુમાં કાણુ ભેખડા પર પુનની કમાન ખોડવાની છે એવી પાકી કે સામે પાગ પુનનો છેડો બરાબર જઈને પડે આદર્શે જે દિશા બાંધી હોય તે દિશામાં આજની પરિસ્થિતિને એના પોતાના નિયમોની મદદથી વાળવાનો પુરુષાર્થ કરી છૂટવાનો છે મનુષ્યનુ પોતાનું પરમ વૈજ્ઞાનિક બળ જ્ઞાન છે શ્રદ્ધા એ માનવી આદર્શનું પરમ બળ છે પરંતુ સમસ્ત પરિસ્થિતિને ચલાવવાનું મનુષ્યનું પોતાનું ગજુ નથી એવો અહંકાર એનાથી ન કરાય મનુષ્ય ક્રાંતિનો કર્તા નથી બની શકતો, દૃષ્ટા અને નિમિત્ત બની શકે છે તેથી એણે આજે ને અહીં જે પરિસ્થિતિ છે તેની ત્રિવિધ ગતિઓને ઓળખવી પડશે એમાં પોતાને પ્રિય સ્વપ્નના મોહમાં પડીને ગમા–અણગમાની માનસિક ભૂમિકાથી ઊંચે ચડતાં શીખવુ પડશે આ હકીકત નથી ગમતી, મેં ફેરવી લીધુ, ક્ષેત્ર સંકોચી લીધુ કે ત્યાગી દીધુ ને વ્યક્તિગત સાધનામાં ડૂબકી મારી ગયા, એવી માનસિક ભૂમિકાની નબળાઈ નહીં ચાલે આજે આ નક્કર ભોંય છે, તેમાં આદર્શનાં બીજ વાવવાં છે જેથી આવતી કાલે ફળ આવે એકદમ તો જેવાં જોઈએ તેવાં ફળ નહીં આવે બીજે ત્રીજે ફેરે કંઈક સારાં આવશે ધીરજ વિના આરો નથી આદર્શ વિશેની શ્રદ્ધા પાકી છે, પણ પરિણામ વિશે અસંહષ્ણુતા નથી, તેમજ વ્યાપક યુગકાર્યને સંકોચી નાખીને વ્યક્તિગત સંપૂર્ણતા કે એકાદ નાના ક્ષેત્રને આદર્શ બનાવી નાખવાની મોહમાયામાં ફસાવાનું નથી હરિના જન એવી ટૂંકી ને સસ્તી મુક્તિ નથી માંગતાં, જનમોજનમ અવતાર માગે છે, કારણ આજની અપરિપક્વ સ્થિતિ અવતારે અવતારે પાકતી પોકતી આદર્શ પ્રત્યે વધે છે તેનાં દર્શનથી એ ધન્ય થવા માગે છે, તેમાં પોતાની ભક્તિનું જળ સીંચવા મગે છે.

વિજ્ઞાનની ભક્તિ કોગ છે, કેમ જાણે 'આદર્શ તજી દીધો?' સ્વપ્ન ભાંગીને ભૂકો થયુ? એવો ભાસ થાય છે છતાં પગ નીચેની ભોંય છોડાતી નથી, આજની હકીકતોને ઉવેખાતી નથી આજે આર્થિક અસમાનતા છે, નફા, માલિકી અને શોષણ છે કોઈ જાદુઈ લાકડીથી એમને અદૃશ્ય કરી શકાતાં નથી હિંસાથી વાઢી નાખો તો અહિરાવણ–મહિરાવણની જેમ એમાં લોહીને ટીપેટીપેથી પ્રત્યાઘાતી ક્રાંતિઓના રાક્ષસો ખડા થાય છે નિંદા કરીને પોતાને પવિત્ર ને શ્રેષ્ઠ માનવાથી પ્રશ્ન ઊકલતો નથી. એકાદ ગામને સ્વચ્છ કે દારુ વગરનુ કર્યાથી ગરીબી, અસમાનતા ને અન્યાયમાંથી નિત્ય નીપજતી માનસિક હતાશા, બે જવાબદારી ને ભાગેડૂ વૃત્તિ, મરણિયા થઈને મોજ કરી લેવાની વૃત્તિ નાશ પામતી નથી પલટો સમસ્તનો લાવવો પડે તેમ છે, ક્રાંતિમાં ભાગલા પાડી શકાતા નથી સમગ્રતા ને વ્યાપકતા એ ક્રાંતિના વિજ્ઞાનનો અનિવાર્ય નિયમ છે ગાંધીજી કહેતા જે કરોડોની નથી તેવી વ્યક્તિગત અહિંસા મારે ખપની નથી, મારા સાથીઓના ખપની નથી. કરોડોમાં ગાંધીજીએ બ્રહ્મ જોયુ ને તેથી અહિંસાનો જનસમાજ સુધી વિકાસ કરી શક્યા લોકો જેવા હતા તેવા તોયે તેમના પ્રત્યે આસ્થા રાખી અને સત્ય પ્રત્યેની નિષ્ઠા છોડી નહીં તેથી તેમનો પુરુષાર્થ વૈજ્ઞાનિક બન્યો ને સિદ્ધિ પામ્યો

સર્વોદયમાં આદર્શ છે, સ્વપ્ન છે, અધ્યાત્મ છે તેથી વૈજ્ઞાનિક સર્વોદય કહીને વિજ્ઞાન પર સ્વતંત્ર ભાર મૂકવો પડે છે વૈજ્ઞાનિક સર્વોદયને બદલે કેવળ સામ્યયોગ શબ્દ વાપરી શકાય માર્કસે વૈજ્ઞાનિક સમાજવાદને માટે સામ્યવાદ શબ્દ વાપરેલો, વૈજ્ઞાનિક સર્વોદય માટે સામ્યયોગ શબ્દ સર્વથા ઉચિત છે. એમાં કેવળ વૈદિક અધ્યાત્મ અને અવ્યવહારુ આદર્શવાદ નહીં હોય; આજની નક્કર પરિસ્થિતિમાં વણાઈ જઈને કાલે મહોરી ઊઠતો ધૈર્યવાન ને કર્મકુશળ વિજ્ઞાનયોગ હશે

વૈજ્ઞાનિક એટલે વ્યાવહારિક.

(નવી દિલ્હી, ૧૦–૪–૬૨)

# ૨ : વૃત્તિ આધ્યાત્મિક, પ્રવૃત્તિ વૈજ્ઞાનિક | નારાયણ દેસાઈ

આપણા કાર્યમાં વૃત્તિ આધ્યાત્મિક હોય, પ્રવૃત્તિ વૈજ્ઞાનિક હોય. આ રીતે આગળ વધીશું તો પગલાં સાચી દિશામાં મંડાશે. હવે પ્રશ્ન એ ઊઠશે કે કોને આધ્યાત્મિક વૃત્તિ કહીશું અને કોને વૈજ્ઞાનિક પ્રવૃત્તિ કહીશું.

અધ્યાત્મના અનેક અર્થ થતા હશે. એમાં ઊંડા ગયા વિના અહીં આપણા કાર્ય અંગે આધ્યાત્મિક વૃત્તિ કહેતાં મારા મનમાં શું છે એ કહી આગળ વધીશ.

આધ્યાત્મિક વૃત્તિમાં અનાસક્તિ ને ભક્તિ બંને આવશ્યક છે. અનાસક્તિ એટલે મનુષ્યને લેપ ન લાગવા દે એવી વૃત્તિ. વૈજ્ઞાનિક પરિભાષામાં એને તટસ્થતા કહે છે અને આધુનિક તત્ત્વજ્ઞાનની ભાષામાં કહેવું હોય તો તે નિરુપાધિક વૃત્તિ કહેવાય.

ભક્તિની અંદર ત્રણ તત્ત્વ આવે...શ્રદ્ધા, મસ્તી, સ્ફૂર્તિ. ભક્તિમાં આસ્થાનું, શ્રદ્ધાનું—faithનું તત્ત્વ આવે છે. વિશ્વના કલ્યાણ વિશેની શ્રદ્ધા. દૃઢ વિશ્વાસને હું ભક્તિના અંગમાં જ ગણું છું. દૃઢતામાં પોતાની નમ્રતા જોઈએ ત્યારે શ્રદ્ધા—faith થાય છે. મને વિશ્વાસ છે કે કલ્યાણ થશે; પણ હું કરીશ એટલે નહીં પણ વિશ્વમાં કલ્યાણમય છે એનાથી થશે. ભક્તિમાં બીજું તત્ત્વ છે આનંદમયતા, મસ્તી. આખરી ધ્યેય વિશે આસ્થા. તેને પહોંચવા માટે આવતી મુશ્કેલીઓ છતાં આનંદ, મસ્તી અને તેમાંથી પ્રગટતી સ્ફૂર્તિ.

અનાસક્તિ એ અધ્યાત્મની અભિવ્યંજના છે. અધ્યાત્મને વ્યક્ત કરવાનો ભાવ આપણી પાસે હોય તો તે અનાસક્તિનો છે. આ અનાસક્તિ આપણને વિવિધતા પ્રત્યે રુચિ ને ઉદારતા આપશે. ભક્તિને કારણે આ બધી વિવિધતામાં એકતા દેખાશે.

આ થઈ વૃત્તિની વાત. પછી પ્રવૃત્તિ અંગે આપણે કહ્યું કે આપણી પ્રવૃત્તિ વૈજ્ઞાનિક હશે. વૈજ્ઞાનિક પ્રવૃત્તિનું લક્ષણ એવું હોય કે આપણી પાસે દરેક બાબતના તૈયાર ઉકેલ ન હોય પણ તે આપણે શોધવાના હોય. વિજ્ઞાન પાસે જેમ સૃષ્ટિનો ઉકેલ નથી, પણ તે શોધે છે, તેમ ક્રાંતિનો પણ કોઈ તૈયાર ઉકેલ ન હોવો જોઈએ પણ તે ખોળવો જોઈએ. આની સંશોધનની ભૂમિકા એ વૈજ્ઞાનિક ક્રાંતિનું પહેલું લક્ષણ છે. એમાં છેવટનું તૈયાર ચિત્ર નથી. એમાં કોઈ હાજરાહજૂર કાર્યક્રમ નથી.

આજે અપણામાં મુખ્ય આ ચીજ જ ખૂટે છે. આજે આપણી પાસે સમસ્યાઓના જવાબ તૈયાર છે. પછી જ્યારે પરિસ્થિતિ એને અનુરૂપ જણાતી નથી ત્યારે આપણે વાંક બહાર શોધવા જઈએ છીએ. ખરી રીતે તો શોધવું છે એ વાત જ આપણને પૂરતું પ્રેરકબળ આપી રહેવી જોઈએ. ગણિતના દાખલામાં ઉત્તર લખ્યા જ ન હોય તો દાખલો ગણવાનું મન થાય છે. દાખલો ગણીને જવાબ શોધવો એ વૈજ્ઞાનિક સર્વોદયનું પહેલું પગથિયું થશે. ક્રાંતિ વિશેના જવાબ એ કોઈ પણ એક જણની બુદ્ધિનો ઇજારો નથી, ખુદ વિનોબાનો પણ નહીં. સંશોધનવૃત્તિથી સહુએ એ શોધવાનો પ્રયત્ન કરવાનો છે. લોકશાહી તત્ત્વ એ વૈજ્ઞાનિકતાનો પ્રાણ છે.

વૈજ્ઞાનિક સંશોધનના જે અખતરા કરવા પડશે એમાં ત્રણ વસ્તુ હોય. નિરીક્ષણ, કાર્યનું સમાપન, કાર્યની સમીક્ષા. આપણે અત્યાર સુધી જે અખતરા કર્યા છે તેમાં આ ત્રણેય વસ્તુ જળવાઈ નથી. આપણામાં પ્રેમ, આનંદ, વળગી રહેવાની વૃત્તિ વગેરે છે પણ તટસ્થ નિરીક્ષણની, કાર્યને સમાપ્ત કરવાની, એની સમીક્ષા કરતા રહેવાની વૃત્તિનો અભાવ છે. વૈજ્ઞાનિક પ્રવૃત્તિમાં કાર્યનું મૂલ્યાંકન એ આવશ્યક અંગ હોવું જોઈએ. આપણી પ્રવૃત્તિમાં સંસ્થાગતતા, લકીરકી ફકીરી ન આવી જાય તેની સાવધાની રાખવી પડશે.

નિરીક્ષણ બે પ્રકારનું થાય. એકાગ્ર ને સમગ્ર. ગુજરાતમાં ઓછામાં ઓછું એક તાલુકામાં ભૂમિ-વહેંચણીનું શું પરિણામ આવ્યું છે એનું મૂલ્યાંકન આજે આપણી પાસે નથી. એકાદ જગ્યાએ ઊંડાણથી નિરીક્ષણ થાય. બીજી બાજુ આખા પ્રાંતની પરિસ્થિતિનુંયે સમગ્ર નિરીક્ષણ થતું રહે. આ સમગ્ર નિરીક્ષણ પણ એટલું જ જરૂરી છે.

સમીક્ષા પણ બે પ્રકારની રહે એક તો આપણી મારફત થાય આપણાં કામોના અનુભવોની પરસ્પર આપલે થાય. આપણા કામનું જાતે મૂલ્યાંકન કરતા રહેવુ જોઈએ. વળી બીજાઓ મારફત પણ મૂલ્યાંકન કરાવતા રહેવુ જોઈએ. બીજાઓ જે મૂલ્યાંકન કરશે એમાં તટસ્થના આવશે. એમાં સહાનુભૂતિ ઓછી હોય તો એની ચિંતા ન કરશો.

આપણી પ્રવૃત્તિ અંગે વિચારીએ ત્યારે પણ કેટલીક વસ્તુ ખ્યાલમાં રાખવી પડશે. હું જે પ્રવૃત્તિ કરું છુ, જે ક્ષેત્રમાં કરું છુ, જે વ્યક્તિઓ સાથે કરુ છું, એમાંથી કોઈ પ્રત્યે આસક્તિ તો નથી ને? જો એવી આસક્તિ હશે તો તે વૈજ્ઞાનિકતામાં બાધારૂપ બનશે.

વળી આપણી પ્રવૃત્તિ એવી હોય કે તેમાં આપણી જાત અભિવ્યક્ત થતી હોય, એ આપણે માટે બોજરૂપ નહીં પણ આનંદદાયક હોય અને સાથોસાથ એ આપણા પુરુષાર્થને પડકારરૂપ હોય. વળી એ પ્રવૃત્તિનો અનુબંધ ક્રાંતિ સાથે જોડાવો જોઈએ. ગાંધીજીએ કહેલું કે દેશના ગરીબ માણસનો વિચાર કરીને તમારા કામને મૂલવજો. આપણી પ્રવૃત્તિ પણ ક્રાંતિને પોષક છે કે નહીં તે વિચારવું પડશે. એનાથી લોકનીતિની દિશામાં આગળ પગલું ભરાય છે કે? પ્રજા જાગૃત થાય છે કે? મને લાગે છે કે આ વૈજ્ઞાનિક ક્રાંતિનો પાયો થશે. પ્રજા જાતે પ્રવૃત્ત થશે તો વૈજ્ઞાનિક સર્વોદય ઊભો થશે. ક્રાંતિ આપણે કરવાના નથી ક્રાંતિ પ્રજા કરવાની છે સરકારના મોઢા સામે તાકી રહેતી પ્રજા શુ ક્રાંતિ કરશે? પહોથી વિશે ઉદાસીન પ્રજા શું ક્રાંતિ કરશે? સજાગ ને સક્રિય પ્રજા જ ક્રાંતિ કરી શકે પ્રજાને સજાગ ને સક્રિય કરવી એ જ આપણું ક્રાંતિકારી તરીકેનું કામ હશે.

## ૩ : આદર્શ અને વ્યવહારનો શ્રેષ્ઠ સમન્વય | ભોગીલાલ ગાંધી

'વૈજ્ઞાનિક સર્વોદય' એટલે આમૂલ વ્યાપક પરિવર્તન—માનવીય ક્રાંતિ. આવી વૈજ્ઞાનિક ક્રાંતિના બે પાસા છે. એક છે—'વૈજ્ઞાનિક આદર્શ' (ચિંતન-વિચાર), અને બીજું છે: 'વૈજ્ઞાનિ વ્યવહાર' (કર્મ-આચાર). અવૈજ્ઞાનિક આદર્શ વૈજ્ઞાનિક વ્યવહારની પ્રેરણા ન બની શકે; અવૈજ્ઞાનિક વ્યવહાર વૈજ્ઞાનિક આદર્શને મૂર્ત ન કરી શકે.

૧. 'વૈજ્ઞાનિક આદર્શ' એટલે શુ? કેવળ અને કોઈ પણ પ્રકારનું ચિંતન નહિ; કેવળ અને કોઈ પણ પ્રકારનું દર્શન નહિ. 'પરિસ્થિતિ-નિરપેક્ષ' ચિંતન અને દર્શન શુદ્ધ સ્વપ્નદર્શન હોય પણ એ શુદ્ધ આદર્શ કે વિશુદ્ધ ચિંતનનુ સ્થાન લઇ ન શકે. એવુ સ્વપ્નદર્શન સ્વપ્ન રંજનનો આનંદ આપી શકે, એનુ ઘેન મસ્તી ચઢાવી શકે, પરંતુ તે કદીય વૈજ્ઞાનિક વ્યવહાર-આચારની પ્રેરણા ન બની શકે જે આદર્શ 'આવતી કાલ કેવી હોવી જોઈ શે' કહીને અટકી જાય છે, અને જે એના સ્વપ્નરંજનમાં આજની પરવા નથી કરતો તે આદર્શ નથી વિશુદ્ધ, નથી પરિપૂર્ણ. જે આદર્શને આજની પરવા નથી એ આવતી કાલનું બંધારણ કરવાનો સ્વધર્મ પણ બજાવી શકતો નથી આદર્શ અને ચિંતનની વિશુદ્ધિ અને ફલશ્રુતિ શામાં રહેલી છે?

૨. વૈજ્ઞાનિક આદર્શ પરિસ્થિતિ-સાપેક્ષ છે. અને છતાં પરિસ્થિતિ-નિયંત્રિત નથી ગતકાલીન પરિસ્થિતિમાંથી જ તેનો જન્મ છે, અને છતાં એનાથી જ તે સીમિત નથી. તે જ રીતે, તે વર્તમાન પરિસ્થિતિથીય સર્વથા નિરપેક્ષ નથી; વર્તમાન પરિસ્થિતિમાં તો તેનું વિશિષ્ટ પ્રદાન છે. પરંતુ વર્તમાન પરિસ્થિતિની મર્યાદાઓ તેની આપોઆપ સ્વત સિદ્ધ મર્યાદાઓ બની જતી નથી. વળી, ભાવિ પરિસ્થિતિથીય તે સર્વથા નિરપેક્ષ રહી શકે નહિ—કેમ કે વર્તમાનમાં જન્મીને તેણે ભાવિના ગર્ભમાં પુનર્જન્મની તૈયારી કરવી પડતી હોય છે.

આમ, ત્રણે કાળ સાથે તે સંકળાયેલ હોવા છતાં, એકેકની મર્યાદાઓથી તે સર્વથા પરિબદ્ધ અને નિયંત્રિત નથી. ભૂતકાલીન ચિંતન-શાખાઓ તેની પાર્શ્વભૂમિ છે, પરંતુ એની મર્યાદાઓ તેને માટે અવશ્યંભાવી નથી. ભૂતકાલીન મર્યાદાઓને ઓળંગી જવામાં જ તેની સાર્થ-

કતા છે. ચિંતનની નવી નવી ક્ષિતિજો વિસ્તારીને જ તે વર્તમાન સાથેની તેની આત્મીયતા સ્થાપી શકે છે; અને છતાં વર્તમાનના ખૂંટે બંધાઈ રહેવાને બદલે વર્તમાનને જ ઘાટ આપનાર, જાગ્રત સર્જક બની જાય છે. માનવીય ચિંતન અને ચેતનાનું આ જ તો વિશિષ્ટ રહસ્ય છે.

૩. 'વૈજ્ઞાનિક ચિંતન' વ્યાપક–આમૂલ–માનવીય પરિવર્તનનું કર્તા, કારણ અને પ્રેરણા છે; સાથોસાથ તેનું સાધન પણ છે. આથી જ તો કર્તા સ્વયમ્ કર્મમય બનીને જ, પૂર્ણ રૂપાંતર પામીને જ, પૂર્ણ સાધક બને છે, અન્યથા નહિ. કર્તા અને કર્મના આવા અભેદમાં જ ક્રાંતિનો પૂર્ણયોગ સિદ્ધ થાય છે.

૪. તો વૈજ્ઞાનિક વ્યવહાર–કર્મ એટલે શું? જે વ્યવહાર વૈજ્ઞાનિક આદર્શ–ચિંતનને ચિત્તની ભૂમિકામાંથી કર્મરૂપે પ્રગટવાનું શક્ય બનાવે તે જ કર્મ અને વ્યવહાર વૈજ્ઞાનિક છે. કેવળ કર્મ અને ગમે તે પ્રકારનું કર્મ કોઈ ને કોઈ પ્રકારના ચિંતનના અવતરણનું કારણ બને જ છે.. એવું ગમે–તે કર્મ આવેગનો આનંદ આપી શકે છે. એની ગતિનું ઘેન અધિકતર આવેગનો પાનો ચઢાવી શકે છે. પરંતુ જે કર્મ વૈજ્ઞાનિક આદર્શ અને વિચારનું વાહન ન બની શકે—એવું કર્મ અંધ અને વંધ્ય રહે છે; સર્જનાત્મક નહિ, ખંડનાત્મક બની જાય છે.

૫. જેમ વૈજ્ઞાનિક ચિંતન કાલ–નિરપેક્ષ નથી અને કર્મ–નિરપેક્ષ પણ નથી—એટલે કે પરિસ્થિતિ–નિરપેક્ષ નથી; તે જ રીતે વૈજ્ઞાનિક કર્મ પણ કાલ–નિરપેક્ષ નથી, ચિંતન–નિરપેક્ષ નથી. ગતકાલીન, વર્તમાન અને ભાવિની ચિંતન–શક્યતાઓનો એક પરિપાક જે કર્મમાં ઝીલાયો નથી તે કર્મ પરિસ્થિતિનું દાસ બની રહે છે; પરિસ્થિતિની પાછળ ઘસડાતો–લંગડાતો અનુચર બની જાય છે; નવાં ચિંતન અને કર્મોને–નવી પરિસ્થિતિને પેદા કરનાર કર્તા તરીકે તે વંધ્ય ઠરે છે. વૈજ્ઞાનિક કર્મ સર્જક તરીકે ભૂત, વર્તમાન અને ભાવિને એક ધાગે પરોવીને પોતાનું સાર્થક્ય સિદ્ધ કરે છે, ઈતિહાસમાંની એકે ઘટનાને તે વેડફાઈ જવા દેતું નથી; પ્રકૃતિના એકે અંશને તે વૃથા ઉડાવી દેતું નથી, ક્રાંતિને નામે અગણિત ઉડાઉગીરીને સ્થાને તે વિકાસક્ષમ સાધનોની પૂરી રક્ષા અને માવજત દ્વારા જ પોતાનું કાર્ય અતિ કુશળતાપૂર્વક પાર પાડે છે; માટે જ તો તે વૈજ્ઞાનિક ઠરે છે—(સાધનશુદ્ધિનું એક લક્ષણ અહીં પ્રગટ થાય છે.)

૬. વૈજ્ઞાનિક આદર્શ અને વ્યવહારનાં લક્ષણો એ છે કે—

(અ)—આદર્શ એવો ન હોવો ઘટે કે જે કદી વ્યવહારમાં ઊતરી જ ન શકે.

આદર્શ એવોય ન હોવો ઘટે કે જે વ્યવહારમાં ઊતરતાં નિઃશેષ બની જાય.

આદર્શ એવો હોવો જોઈએ કે વ્યવહારમાં પ્રગટ થતો જાય તેમ તેમ તેની ક્ષિતિજો વિસ્તરતી જાય, તેનાં સ્વરૂપો વિકસતાં જાય. આદર્શ કદીય સંપૂર્ણ પ્રગટ થઈ જઈ નામશેષ થતો નથી.

(બ)—વ્યવહાર એવો હોવો ન ઘટે જે કદી આદર્શને સ્પર્શી જ ન શકે.

વ્યવહાર એવો હોવો ન ઘટે જે આદર્શને પોતાની ભીંસમાં ભીંસી દઈ નિર્માલ્ય–નિઃશેષ બનાવી દઈ શકે.

વ્યવહારનો વિકાસ આદર્શના વિકાસની સાથોસાથ થતો જ રહે.

## ૨

આદર્શ અને વ્યવહારના લાક્ષણિક અદ્વૈતસંબંધની સૈદ્ધાન્તિક ભૂમિકાનો માત્ર સ્વીકાર કરી લીધાથી જ કાંઈ વ્યવહારની નક્કર ભૂમિકા રચાતી નથી. આપણે તો 'આદર્શ' અને 'વ્યવહાર'ની ચિંતનભૂમિકા જ જોઈ ગયા. પરંતુ આદર્શ અને વ્યવહારની કર્મભૂમિકા—આચારસંહિતા તો હવે જ શરૂ થાય.

૧. વ્યવહારનો સ્વભાવ જ એ છે કે—'ટકાની તોલડી તેર વાનાં માગે!' વિરાટ અને વ્યાપક પરિવર્તનનું લક્ષ્ય સિદ્ધ કરવા માટે કર્મની, અનેકવિધ, અનેક વિગતોથી પૂર્ણ નક્કર પરિપાટી અનિવાર્ય છે.

૨. આદર્શ અને વ્યવહારની ચિંતનભૂમિકાનાં સૂત્રોનો સતત અને વ્યાપક પ્રચાર કરવા માત્રથી

વ્યવહાર સિદ્ધ થતો નથી—વ્યવહારનો એથી આરંભ થાય છે પરંતુ પૂર્ણાહુતિ નહિ. લાખો કાનો ઉપર અને આંખો સુધી વિચાર પહોંચાડવો એ પોતે જ એક ભગીરથ કર્મ છે. પરંતુ માણસનાં કર્ણ અને ચક્ષુ એ કંઈ એનું ચિત્ત અને હૃદય નથી. શ્રવણ અને વાચન સ્વયમ્ જ્ઞાન અને ચેતના નથી. શ્રવણ અને વાચન ઉપરાંત તે તે પ્રકારનાં કર્મનો યોગ સધાતાં જ, પ્રત્યક્ષ વ્યવહાર-દર્શન દ્વારા જ પરિવર્તનની નક્કર પરિપાટી તૈયાર થાય છે.

૩. દરેક વ્યવહારનો અનુબંધ નિશ્ચિત સ્થળ-કાળ પરિસ્થિતિની નક્કર પ્રક્રિયા સાથે હોય છે—આ અનુબંધ શોધવો અને તેની સાથે નવાં કર્મનો યોગ સાધવો અનિવાર્ય છે એટલે જ તો કેવળ અથવા મુખ્યતઃ સનાતન આદર્શ અને વ્યવહારનાં સૂત્રોનું રટણ-પ્રચાર અપર્યાપ્ત ઠરે છે.

૪. નિશ્ચિત પરિસ્થિતિ સાથે જેનો તાર વ્યવહારમાં સધાતો ન હોય તેવા 'વિશિષ્ટ પ્રયોગો' અલાયદા અને એકાંગી 'નમૂના' તરીકે ગમે તેટલા સનિષ્ઠ હોય, અને એથી નવું વાયુમંડળ, નવી સુગંધ પસારવામાં તેનું પ્રદાન મહત્ત્વનું હોય છતાં તે પર્યાપ્ત નથી.

૫. આમૂલ સામાજિક-વ્યાપક પરિવર્તન માટે ત્રિવિધ ઉચ્ચાલનોનું સંશોધન અનિવાર્ય છે—(૧) આંદોલનનાં સ્વરૂપો (૨) સંગઠનનાં સ્વરૂપો અને (૩) ટેકનિકનાં સ્વરૂપો. આ સ્વરૂપો એવાં હોવાં ઘટે જે અભિપ્રેત આદર્શને અનુરૂપ હોય.

(સાધનશુદ્ધિનું બીજું લક્ષણ અહીં પ્રગટ થાય છે.)

૬. 'પરિવર્તન' પોતે જ સદા ગતિશીલ છે; અને છતાં 'ગતિ' અને 'સ્થિતિ'નો સમન્વય સાધવામાં જ નવાં શુભ મૂલ્યોની રક્ષા, દૃઢતા અને દીર્ઘાયુતા રહેલી છે. આથી જ તો, યુગે યુગે આચારસંહિતા અને નિયમવિધિયુક્ત નવી નવી સામાજિક પરિપાટીની અનિવાર્યતા રહે છે.

૭. વિસ્તૃત વ્યવહારક્ષમ ઉચ્ચાલનનાં ત્રિવિધ પરિબળો અને મૂલ્યરક્ષાની સામાજિક પરિપાટીના સંશોધનમાં જ તો વૈજ્ઞાનિક ક્રાંતિ (સર્વોદયી ક્રાંતિ)ની કસોટી અને ફલશ્રુતિ રહેલી છે

'સર્વોદય'ની સામે યુગનો આ તકાજો છે તેનું પૃથક્કરણ કરીને જ તેની વૈજ્ઞાનિકતા સિદ્ધ કરવાના પ્રયાસો શક્ય બને.

૩

૧. ગાંધીજીની સામે 'રામરાજ્ય'નો આદર્શ હતો 'સ્વરાજ્ય' તાત્કાલિક સાધ્ય હતું, અને તે 'રામરાજ્ય'નું એક સાધન-સોપાન પણ હતું.

(સાધ્ય પોતે સિદ્ધ થતાં વળી નવી કક્ષાના સાધ્યનું સાધન બનતું હોય છે)

૨. ગાંધીજીની ક્રાંતિનાં ઉચ્ચાલનો હતાં: (૧) **આંદોલન:** વ્યક્તિગત અને સામૂહિક-વ્યાપક સ્વરૂપનાં; તેના **કાર્યક્રમમાં**—(અ) ખાદી, ગ્રામોદ્યોગ, અસ્પૃશ્યતા નિવારણ, બુનિયાદી શિક્ષણ, સામાજિક સાંસ્કારિક સુધાર (બ) સવિનય કાનૂનભંગ, અસહકાર અને સત્યાગ્રહનાં અનેકવિધ સ્વરૂપો (૨) **સંગઠન:** રચનાત્મક સંસ્થાઓ, આશ્રમો, કોંગ્રેસ અને ઈતર સભા-સંસ્થા-મંડળો. (૩) **ટેકનિક:** અહિંસાત્મક પ્રતિકાર: સૌમ્ય, સૌમ્યતર, સૌમ્યતમ—ત્રણે પ્રકારનો અને (૪) મૂલ્ય રક્ષાની સામાજિક પરિપાટી હતી: વ્રત-નિયમોનું પાલન.

૩. આ ચારે પરિબળોના બૃહદ્ વ્યાપને કારણે, એક જ ધ્યેયને લક્ષ બનાવી, સર્વાંગી લોકશક્તિનું સર્જન ગાંધીજી કરી શક્યા

૪. લોકોમાં શ્રદ્ધા અને શક્તિ પ્રગટ કરવાનો, એટલે કે લોક-અભિક્રમ અને લોકનીતિના અમલનો ગાંધીજીનો પ્રયોગ લોકસેવકો અને આશ્રમો દ્વારા લોકજીવનમાં ઓતપ્રોત બનવાનો, અને તેમની તમામ સમસ્યાઓમાં યથાશક્તિ સહભાગી બનવાનો હતો

૫ અહિંસાત્મક પ્રતિકાર દ્વારા તેમણે લોકશક્તિને જાગ્રત કરી પુરુષાર્થને માર્ગે દોરી હતી (કેવળ પ્રેરી ન હતી).

૬. ગાંધીજી સ્વયમ્ શુદ્ધ અહિંસાના ઉપાસક હતા. અને સંપૂર્ણ આદર્શ અપૂર્ણ માનવથી કદી સિદ્ધ થઈ શક્ય જ નથી, એમ માનવા છતાં માનવીના આચરણની મર્યાદાના કારણે આદર્શને વામણો ન બનાવવાની

બાબતમાં સાવધ હતા. બીજી બાજુ, પ્રજા, કાર્યકરો, સેવકો, સાથીઓ તથા કોન્ગ્રેસ અને અન્ય સંસ્થાઓની ક્ષતિઓ અને ઊણપો જાણતા હતા. તેમાંના મોટા ભાગનાઓએ તો અહિંસાનો સ્વીકાર આધ્યાત્મિક શ્રદ્ધાની રીતે નહિ, વ્યાવહારિક રાજદ્વારી નીતિના ભાગ કરીકે જ કર્યો હતો. આમ છતાં, સ્વરાજ્યની સિદ્ધિ માટે આ અધકચરાં, ક્ષતિપૂર્ણ, વ્યવહારદૃષ્ટિ પર ઝોક આપનારાં બળો-સાધનોને જ 'અનિવાર્ય' કાચા સામગ્રી' તરીકે સ્વીકારી લઈ સામૂહિક વિરાટ પ્રતિકારના પ્રયોગો કરતાં ગાંધીજી પાછા પડ્યા ન હતા. પ્રયોગવીરની જેમ સદા નવી નવી પ્રવૃત્તિ, નવા નવા કાર્યક્રમો, અને નવી નવી સંસ્થાઓ (તેની સવિશેષ ઊણપો અને જોખમો જાણ્યા છતાં) પાછળ—એ સૌને એક જ ધ્યેય સાથે સાંકળવા—સ્થાપ્યા હતા.

૭. ગાંધીજીએ આદર્શને વ્યવહારક્ષમ અને વ્યવહારને આદર્શલક્ષી બનાવીને, આદર્શ અને વ્યવહારના શ્રેષ્ઠ સમન્વયની સાધનાનો અખંડ પુરુષાર્થ ખેડીને વ્યાપક આમૂલ માનવીય ક્રાંતિનું નૂતન વિજ્ઞાન રચ્યું હતું.

## ૪

ગાંધીજી પછી વિનોબા.

સ્વરાજ પછી રામરાજ્ય—સર્વોદયી સમાજનું નિર્માણ. અધિકતર કઠોર, દુઃસાધ્ય સાધના.

૧. અધિકતર કઠોર અને કૂટ પરિસ્થિતિમાંય અનેક પ્રકારની સાનુકૂળતાઓની ખોજ કરવી રહી—અધૂરી અનુકૂળતાઓને અધિકતર સાનુકૂળ બનાવવી, અને અધકચરી સામગ્રીને પાકા માલમાં પરિવર્તિત કરવી, ક્રાંતિકારને માટે પોતાની પૂર્વસ્થિતિનાં પરિબળોનો ક્યાસ કાઢી, નવા વિકાસને અનુરૂપ, વ્યવહારક્ષમ ઉચ્ચાલનો (આંદોલન-કાર્યક્રમ, સંગઠન, અને ટેકનિક તથા નવી સામાજિક પરિપાટી) તૈયાર કરવાં અનિવાર્ય હોય છે.

૨. આજની અધિકતર કઠોર પરિસ્થિતિમાંની સાનુકૂળતાઓ પણ અસાધારણ છે—

(અ) ગાંધીની સિદ્ધિઓને કારણે રાષ્ટ્રીય-આંતરરાષ્ટ્રીય સાનુકૂળ વાતાવરણ.

(બ) ગાંધીના વારસારૂપ નક્કર સૂત્રો, કાર્યક્રમો, સંગઠનો અને ટેકનિક.

(ક) ગાંધીના રાજદ્વારી વારસ નહેરુના કલ્યાણકારી લોકશાહી સમાજરચનાના નક્કર કાર્યક્રમો અને પ્રયાસો.

૩. આ બધાંનો ક્યાસ કાઢવો, અને શક્ય એટલાંને સહયોગી બનાવવાં. આ અને ઈતર ક્ષેત્રનાં વિઘાતક, વિકૃત પરિબળોને બને એટલાં અલ્પ વિક્ષેપક અને અલ્પ વિઘાતક બનાવવાં એટલે કે—

૪. વર્તમાન રાષ્ટ્રીય-આંતરરાષ્ટ્રીય કટોકટીની મુખ્ય ઘટનાઓ અને સમસ્યાઓના ઘનિષ્ટ સંપર્કમાં રહી, કેવળ પ્રેરણા નહિ, તેમાં સહભાગી બનીને દોરવણી આપવાની તત્પરતા દાખવવી.*

સર્વોદયનાં આજ સુધીનાં સૂત્રો, કાર્યો તથા કાર્યક્રમોની કસોટી આ રીતે થવી જરૂરી છે. અને કશા જ પૂર્વગ્રહ કે પક્ષપાત વિના એમ કહેવું અસત્ય નહિ ગણાય કે—'સર્વોદય' વૈજ્ઞાનિક ક્રાંતિનું વિજ્ઞાન બની નથી શક્યું.

(અ) ક્રાંતિનું વિજ્ઞાન જડ અને સ્થાયી નથી. તે સદા પરિવર્તનશીલ છે. પરંતુ તેની પ્રક્રિયાનાં ઉચ્ચાલન-બળોનું અસ્તિત્વ સ્થાયી અને સુનિશ્ચિત છે—સામૂહિક આંદોલન, સંગઠન, કાર્યક્રમો, અને ટેકનિકનો સહયોગ. આ પરિબળોનાં સ્વરૂપો, તેમની સીમા-રેખાઓ અને તેમના પારસ્પરિક ક્રમના નિયમો અનિશ્ચિત છે, પલટાતા છે.

(બ) ક્રાંતિનું વિજ્ઞાન શુદ્ધ સંશોધનનું વિજ્ઞાન ('પ્યોર સાયન્સ') નથી; તે 'એપ્લાઈડ સાયન્સ' પણ

*છેલ્લાં થોડાંક વરસો દરમ્યાન ઉગ્ર કટોકટીની કેટલીક મુખ્ય ઘટનાઓ :

**રાષ્ટ્રીય**—કેરળમાં રાજદ્વારી વિખવાદ, આસામમાં ભાષા દંગલ, ગોવાની અહિંસક મુક્તિનો સંગ્રામ, તથા પાકિસ્તાન અને ચીનનું ભારતીય ભૂમિ પરનું આક્રમણ. **આંતરરાષ્ટ્રીય :** સૌથી પ્રમુખ ઘટના—અણુશસ્ત્રોના પ્રયોગ. છેલ્લાં પાંચેક વર્ષથી બ્રિટનમાં બર્ટ્રાન્ડ રસેલના નેતૃત્વ નીચે સત્યાગ્રહો, શાંતિ યાત્રાઓ તથા યુરોપના અનેક દેશોમાં અને અમેરિકામાં શાંતિ-નિદર્શનો, છેલ્લું બ્રિટનનું નિદર્શન ૧ લાખ નગરજનોનું!

વ્યવહાર સિદ્ધ થતો નથી—વ્યવહારનો એથી આરંભ થાય છે પરંતુ પૂર્ણાહુતિ નહિ લાખો કાનો ઉપર અને આંખો સુધી વિચાર પહોંચાડવો એ પોતે જ એક ભગીરથ કર્મ છે પરંતુ માણસનાં કર્ણ અને ચક્ષુ એ કાંઈ એનું ચિત્ત અને હૃદય નથી શ્રવણ અને વાચન સ્વયમ્ જ્ઞાન અને ચેતના નથી. શ્રવણ અને વાચન ઉપરાંત તે તે પ્રકારનાં કર્મનો યોગ સધાતાં જ, પ્રત્યક્ષ વ્યવહાર-દર્શન દ્વારા જ પરિવર્તનની નક્કર પરિપાટી તૈયાર થાય છે.

૩. દરેક વ્યવહારનો અનુબંધ નિશ્ચિત સ્થળ-કાળ પરિસ્થિતિની નક્કર પ્રક્રિયા સાથે હોય છે—આ અનુબંધ શોધવો અને તેની સાથે નવાં કર્મનો યોગ સાધવો અનિવાર્ય છે એટલે જ તો કેવળ અથવા મુખ્યતઃ સનાતન આદર્શ અને વ્યવહારના સૂત્રોનું રટણ-પ્રચાર અપર્યાપ્ત ઠરે છે.

૪. નિશ્ચિત પરિસ્થિતિ સાથે જેનો તાર વ્યવહારમાં સધાતો ન હોય તેવા 'વિશિષ્ટ પ્રયોગો' અસાધારણ અને એકાંગી 'નમૂના' તરીકે ગમે તેટલા સન્નિષ્ઠ હોય, અને એથી નવું વાતાવરણ, નવી સુગંધ પસારવામાં તેનું પ્રદાન મહત્ત્વનું હોય છતાં તે પર્યાપ્ત નથી

૫. આમૂલ સામાજિક-વ્યાપક પરિવર્તન માટે ત્રિવિધ ઉચ્ચાલનોનું સંશોધન અનિવાર્ય છે—(૧) આંદોલનના સ્વરૂપો (૨) સંગઠનનાં સ્વરૂપો અને (૩) ટેકનિકનાં સ્વરૂપો. આ સ્વરૂપો એવા હોવાં ઘટે જે અભિપ્રેત આદર્શને અનુરૂપ હોય.

(સાધનશુદ્ધિનું બીજુ લક્ષણ અહીં પ્રગટ થાય છે)

૬ 'પરિવર્તન' પોતે જ સદા ગતિશીલ છે, અને છતાં 'ગતિ' અને 'સ્થિતિ'નો સમન્વય સાધવામાં જ નવાં શુભ મૂલ્યોની રક્ષા, દૃઢતા અને દીર્ઘાયુતા રહેલી છે આથી જ તો, યુગે યુગે આચારસંહિતા અને નિયમવિધિયુક્ત નવી નવી સામાજિક પરિપાટીની અનિવાર્યતા રહે છે

૭. વિસ્તૃત વ્યવહારક્ષમ ઉચ્ચાલનનાં ત્રિવિધ પરિબળો અને મૂલ્યરક્ષાની સામાજિક પરિપાટીના સંશોધનમાં જ તો વૈજ્ઞાનિક ક્રાંતિ (સર્વોદયી ક્રાંતિ)ની કસોટી અને ફલશ્રુતિ રહેલી છે

'સર્વોદય'ની સામે યુગનો આ તકાજો છે તેનું પૃથક્કરણ કરીને જ તેની વૈજ્ઞાનિકતા સિદ્ધ કરવાના પ્રયાસો શક્ય બને

૩

૧. ગાંધીજીની સામે 'રામરાજ્ય'નો આદર્શ હતો 'સ્વરાજ્ય' તાત્કાલિક સાધ્ય હતું, અને તે 'રામરાજ્ય'નું એક સાધન-સોપાન પણ હતું.

(સાધ્ય પોતે સિદ્ધ થતાં વળી નવી કક્ષાના સાધ્યનું સાધન બનતું હોય છે)

૨ ગાંધીજીની ક્રાંતિનાં ઉચ્ચાલનો હતાં: (૧) **આંદોલન:** વ્યક્તિગત અને સામૂહિક-વ્યાપક સ્વરૂપનાં, તેના કાર્યક્રમમાં—(અ) ખાદી, ગ્રામોદ્યોગ, અસ્પૃશ્યતા નિવારણ, બુનિયાદી શિક્ષણ, સામાજિક સાંસ્કારિક સુધારા (બ) સવિનય કાનૂનભંગ, અસહકાર અને સત્યાગ્રહનાં અનેકવિધ સ્વરૂપો (૨) **સંગઠન:** રચનાત્મક સંસ્થાઓ, આશ્રમો, કોન્ગ્રેસ અને ઈતર સભા-સંસ્થા-મંડળો. (૩) **ટેકનિક:** અહિંસાત્મક પ્રતિકાર· સૌમ્ય, સૌમ્યતર, સૌમ્યતમ—ત્રણે પ્રકારનો અને (૪) મૂલ્ય રક્ષાની સામાજિક પરિપાટી હતી: વ્રત-નિયમોનું પાલન

૩. આ ચારે પરિબળોના બૃહદ્ વ્યાપને કારણે, એક જ ધ્યેયને લક્ષ બનાવી, સર્વાંગી લોકશક્તિનું સર્જન ગાંધીજી કરી શક્યા

૪. લોકોમાં શ્રદ્ધા અને શક્તિ પ્રગટ કરવાનો, એટલે કે લોક-અભિક્રમ અને લોકનીતિના અમલનો ગાંધીજીનો પ્રયોગ લોકસેવકો અને આશ્રમો દ્વારા લોક-જીવનમાં ઓતપ્રોત બનવાનો, અને તેમની તમામ સમસ્યાઓમાં યથાશક્તિ સહભાગી બનવાનો હતો

૫ અહિંસાત્મક પ્રતિકાર દ્વારા તેમણે લોકશક્તિને જાગ્રત કરી પુરુષાર્થને માર્ગે દોરી હતી (કેવળ પ્રેરી ન હતી).

૬ ગાંધીજી સ્વયમ્ શુદ્ધ અહિંસાના ઉપાસક હતા. અને સંપૂર્ણ આદર્શ અપૂર્ણ માનવથી કદી સિદ્ધ થવો શક્ય જ નથી, એમ માનવા છતાં માનવીના આચરણની મર્યાદાના કારણે આદર્શને વામણો ન બનાવવાની

બાબતમાં સાવધ હતા. બીજી બાજુ, પ્રજા, કાર્યકરો, સેવકો, સાથીઓ તથા કોન્ગ્રેસ અને અન્ય સંસ્થાઓની ક્ષતિઓ અને ઊણપો જાણતા હતા. તેમાંનાં મોટા ભાગનાઓએ તો અહિંસાનો સ્વીકાર આધ્યાત્મિક શ્રદ્ધાની રીતે નહિ, વ્યાવહારિક રાજદ્વારી નીતિના ભાગ તરીકે જ કર્યો હતો. આમ છતાં, સ્વરાજ્યની સિદ્ધિ માટે આ અધકચરાં, ક્ષતિપૂર્ણ, વ્યવહારદૃષ્ટિ પર ઝોક આપનારાં બળો-સાધનોને જ 'અનિવાર્ય પ્રાપ્ત સામગ્રી' તરીકે સ્વીકારી લઈ સામૂહિક વિરાટ પ્રતિકારના પ્રયોગો કરતાં ગાંધીજી પાછા પડ્યા ન હતા. પ્રયોગવીરની જેમ સદા નવી નવી પ્રવૃત્તિ, નવા નવા કાર્યક્રમો, અને નવી નવી સંસ્થાઓ (તેની સવિશેષ ઊણપો અને જોખમો જાણ્યા છતાં) પાછળ—એ સૌને એક જ ધ્યેય સાથે સાંકળવા—રચ્યાપચ્યા હતા.

૭. ગાંધીજીએ આદર્શને વ્યવહારક્ષમ અને વ્યવહારને આદર્શલક્ષી બનાવીને, આદર્શ અને વ્યવહારના શ્રેષ્ઠ સમન્વયની સાધનાનો અખંડ પુરુષાર્થ ખેડીને વ્યાપક આમૂલ માનવીય ક્રાંતિનું નૂતન વિજ્ઞાન રચ્યું હતું.

૪

ગાંધીજી પછી વિનોબા.

સ્વરાજ પછી રામરાજ્ય—સર્વોદયી સમાજનું નિર્માણ. અધિકતર કઠોર, દુઃસાધ્ય સાધના.

૧. અધિકતર કઠોર અને કૂટ પરિસ્થિતિમાંય અનેક પ્રકારની સાનુકૂળતાઓની ખોજ કરવી રહી—અધૂરી અનુકૂળતાઓને અધિકતર સાનુકૂળ બનાવવી, અને અધકચરી સામગ્રીને પાકા માલમાં પરિવર્તિત કરવી, ક્રાંતિકારને માટે પોતાની પૂર્વસ્થિતિનાં પરિબળોનો ક્યાસ કાઢી, નવા વિકાસને અનુરૂપ, વ્યવહારક્ષમ ઉચ્ચાલનો (આંદોલન-કાર્યક્રમ, સંગઠન, અને ટેકનિક તથા નવી સામાજિક પરિપાટી) તૈયાર કરવાં અનિવાર્ય હોય છે.

૨. આજની અધિકતર કઠોર પરિસ્થિતિમાંની સાનુકૂળતાઓ પણ અસાધારણ છે—

(અ) ગાંધીની સિદ્ધિઓને કારણે રાષ્ટ્રીય-આંતરરાષ્ટ્રીય સાનુકૂળ વાતાવરણ.

(બ) ગાંધીના વારસારૂપ નક્કર સૂત્રો, કાર્યક્રમો, સંગઠનો અને ટેકનિક.

(ક) ગાંધીના રાજદ્વારી વારસ નહેરુના કલ્યાણકારી લોકશાહી સમાજરચનાના નક્કર કાર્યક્રમો અને પ્રયાસો.

૩. આ બધાનો ક્યાસ કાઢવો, અને શક્ય એટલાને સહયોગી બનાવવાં. આ અને ઇતર ક્ષેત્રનાં વિઘાતક, વિઘ્ન પરિબળોને બને એટલાં અલ્પ વિશેષકે અને અલ્પ વિઘાતક બનાવવાં એટલે કે— .

૪. વર્તમાન રાષ્ટ્રીય-આંતરરાષ્ટ્રીય કટોકટીની મુખ્ય ઘટનાઓ અને સમસ્યાઓના ઘનિષ્ઠ સંપર્કમાં રહી, કેવળ પ્રેરણા નહિ, તેમાં સહભાગી બનીને દોરવણી આપવાની તત્પરતા દાખવવી.*

સર્વોદયનાં આજ સુધીનાં સૂત્રો, કાર્યો તથા કાર્યક્રમોની કસોટી આ રીતે થવી જરૂરી છે. અને કશા જ પૂર્વગ્રહ કે પક્ષપાત વિના એમ કહેવું અસત્ય નહિ ગણાય કે—'સર્વોદય' વૈજ્ઞાનિક ક્રાંતિનું વિજ્ઞાન બની નથી શક્યું.

(અ) ક્રાંતિનું વિજ્ઞાન જડ અને સ્થાયી નથી. તે સદા પરિવર્તનશીલ છે. પરંતુ તેની પ્રક્રિયાનાં ઉચ્ચાલન-બળોનું અસ્તિત્વ સ્થાયી અને સુનિશ્ચિત છે—સામૂહિક આંદોલન, સંગઠન, કાર્યક્રમો, અને ટેકનિકનો સહયોગ. આ પરિબળોનાં સ્વરૂપો, તેમની સીમા-રેખાઓ અને તેમના પારસ્પરિક ક્રમના નિયમો અનિશ્ચિત છે, પલટાતા છે.

(બ) ક્રાંતિનું વિજ્ઞાન શુદ્ધ સંશોધનનું વિજ્ઞાન ('પ્યોર સાયન્સ') નથી; તે 'એપ્લાઈડ સાયન્સ' પણ

---

*છેલ્લાં થોડાંક વરસો દરમ્યાન ઉગ્ર કટોકટીની કેટલીક મુખ્ય ઘટનાઓ :

રાષ્ટ્રીય—કેરળમાં રાજદ્વારી વિખવાદ, આસામમાં ભાષા દંગલ, ગોવાની અહિંસક મુક્તિનો સંગ્રામ, તથા પાકિસ્તાન અને ચીનનું ભારતીય ભૂમિ પરનું આક્રમણ. આંતરરાષ્ટ્રીય : સૌથી પ્રમુખ ઘટના—અણુશસ્ત્રોના પ્રયોગ. છેલ્લાં પાંચેક વર્ષથી બ્રિટનમાં બર્ટ્રાન્ડ રસેલના નેતૃત્વ નીચે સત્યાગ્રહો, શાંતિ યાત્રાઓ તથા યુરોપના અનેક દેશોમાં અને અમેરિકામાં શાંતિ-નિદર્શનો, છેલ્લું બ્રિટનનું નિદર્શન ૧ લાખ નગરજનોનું!

# વિજ્ઞાનનાં બે પાસાં

લે. સરજ્યોર્જ પેજેટ થોમ્સન* | અનુ ડૉ. મધુકર શાહ

નિસર્ગ પરની સત્તા વધારવા માટે વિજ્ઞાને માનવને માટે જે કાર્ય કર્યું છે તે વિષેની તેની મહત્તા બધાને ક્યારની સમજાઈ ગઈ છે. પણ આ સાથે તેમાંથી કેવાં ભયંકર પરિણામો આવવાની શક્યતા છે તે વિચારતાં વિજ્ઞાનનો મોટો ભય લાગે છે કેટલાક માણસો તો એમ જ માને છે કે વિજ્ઞાનનાં પરિણામો જ વિજ્ઞાનના અસ્તિત્વ માટે જવાબદાર છે. પણ વિજ્ઞાન વિષેનો આ જાતનો ખ્યાલ તદ્દન સીમિત છે. તેનું બીજુ પાસુ છે અને તે આ છે—

વિજ્ઞાન તો વસ્તુઓનાં સ્વરૂપ સમજવા મથે છે આ દૃષ્ટિએ તે ધર્મ અને તત્ત્વજ્ઞાન સાથે સહમત થાય છે પણ તેનો માર્ગ તદ્દન ઊંધો છે ધર્મ અને તત્ત્વજ્ઞાન આખી સૃષ્ટિનું જ્ઞાન એક સામટું મેળવવા પ્રયત્ન કરે છે. ધર્મ તે જ્ઞાન કોઈ આવિષ્કૃત કે પ્રેરિત દેવની સવિત્તિદ્વારા પ્રાપ્ત કરવા મથે છે, જ્યારે તત્ત્વજ્ઞાન મૂળભૂત નિયમોને ધ્યાનમાં રાખી શબ્દોની મદદથી સવિધાન પામેલી વિચારસરણી દ્વારા આ જ્ઞાન મેળવવા પ્રયત્ન કરે છે; તો વિજ્ઞાન બીજા છેડેથી શરૂઆત કરે છે. તે પ્રથમ તો ઝીણુવટભરી વીગતોનો અભ્યાસ શરૂ કરે છે ઘણીવાર આ વીગતો સામાન્ય હોય છે પણ તે વિચિત્ર હોય છે અને માનવીય જિજ્ઞાસાને ઉત્તેજે તેવી હોય છે. દા. ત. કાળો ખડક લોહ આકર્ષે છે અને ઘસેલું એમ્બર થૂલું આકર્ષે છે.

આપણે ધારીએ તે કરતાં આ પ્રકારનો માર્ગ વધારે સફળ નીવડ્યો છે. આ પદ્ધતિનો ઉપરની પદ્ધતિઓથી બચાવ કરવો મુશ્કેલ છે. તેની ઘણી વખત મજાક ઉડાવવામાં પણ આવી છે. કાકડીમાંથી સૂર્યપ્રકાશ કેવી રીતે મેળવવો તેનો અભ્યાસ કરતા લાપુટાના તત્ત્વજ્ઞાનીઓની સ્વિફ્ટે ઠેકડી ઉડાવી છે. પણ આ પદ્ધતિ સફળ નીવડી છે.

આ પ્રકારની ઝીણુવટભરી વીગતોના અભ્યાસમાંથી વિભાવનાઓ ( Concepts )નો જન્મ થાય છે અને વાર્તા કે નવલકથામાં જેમ અનેક પાત્રોમાંથી કોઈએક મહત્ત્વનું બને છે તેમ આમાંથી કેટલીક વિભાવનાઓ અગત્યની નીવડે છે.

અનુમાનિત સિદ્ધાંતો (hypotheses) અને નિયમોનો મૂળભૂત પાયો આ વિભાવનાઓ છે અને તે જ જુદાં જુદાં નામ ધારી આપણી સામે આવે છે– દ્રવ્ય (Mass), શક્તિ, ઉષ્ણતામાન, એન્ટ્રૂપિ (અપ્રાપ્ય-શક્તિ), તરંગલંબાઈ, વિદ્યુત ભાર, ઈલેક્ટ્રોન, શક્તિ કણ–અંક( Quantum Number ) આ તો મારા વિષયમાંથી થોડાક દાખલા આપ્યા.

કેટલીક વિભાવનાઓ લાંબો સમય ટકતી નથી. દા.ત. કેલોરિક અને ફ્લોજીસ્ટોન કેટલીક વિભાવનાઓને તેમના ઊંચા સ્થાનેથી ભ્રષ્ટ કરવામાં આવે છે અને તેઓ વધારે સફળ વિભાવનાઓની સેવામાં જોડાઈ જાય છે. દા. ત. અત્યારે દ્રવ્ય (mass) શક્તિની અને સમાસમાત્રા ( valency ) એ ઈલેક્ટ્રોનીય રચનાની સેવામાં લાગી ગયાં છે.

પણ આવી સફળ વિભાવનાઓ કે પછી તેમાંની શ્રેષ્ઠ વિભાવનાઓ પછીથી આવી ઝીણુવટભરી વીગતો સાથે સંબંધ નથી ધરાવતી. તે તો ઊંડે વસ્તુઓનાં હાર્દ સુધી પહોંચી જાય છે. દાખલા તરીકે બધા જ સામાન્ય પદાર્થમાં ઈલેક્ટ્રોન છે, એમ ધારવામાં આવે છે, અને પદાર્થની ભૌતિક, રાસાયણિક કે પછી જીવશાસ્ત્રીય પ્રક્રિયાઓ સમજાવવા માટે આપણે અંતે તો ઈલેક્ટ્રોન પર જ આવી ઊભા રહીએ છીએ. અત્યારે તો ઇલેક્ટ્રોન એક મૂળભૂત વિભાવનાનું સ્થાન ભોગવે છે, પણ ધારો કે તેનાથી પણ વધુ સર્વગ્રાહી વિચારનો ઉદ્ગમ થાય તો પણ

* ઈલેક્ટ્રોન વિષેના સંશોધન માટે સર જ્યોર્જ થોમ્સનને ઈ. સ. ૧૯૩૭નું નોબેલ પારિતોષિક એનાયત કરવામાં આવ્યું હતું.

જેમ યંત્રશાસ્ત્રમાં માલ નો ઉપયોગ થાય છે તેમ ઈલેક્ટ્રોનની વિભાવનનો ઉપયોગ કરવાનું ચાલુ રહેશે. અનેક ક્ષેત્રોની હકીકતો વિષેના આપણા વિચારોને તે સંવાદી બનાવે છે.

આ દૃષ્ટિએ જોતાં એમ જરૂર માની શકાય કે ઈલેક્ટ્રોન અને તેનું સ્થાન વર્ણવવા વપરાતી તરંગ-લંબાઈ-આખું રસાયણશાસ્ત્ર સમજાવી શકે છે. જો કે આનું ગણિત શોધવું ઘણું જ મુશ્કેલ છે તે છતાં આ વિચારને અત્યંત સરલ બનાવી દે છે. એટલે કોઈ વ્યવહારુ પ્રશ્નનો જવાબ મેળવવો હોય તો આ દૃષ્ટિએ જોતાં ટેસ્ટ ટ્યુબ્સ એ ઈલેક્ટ્રોનિક ગણકયંત્રોથી ઘણી જ સસ્તી છે, એનું કંઈ મહત્ત્વ નથી.

દુનિયાની કેટલીક અત્યંત જટિલ બાબતો સમજવામાં વૈજ્ઞાનિક વિભાવનાઓ માણસના મગજને મદદ કરે છે. મુખ્યત્વે તે પ્રયોગોમાંથી માણસને સૂઝે છે પણ અંશતઃ ગણિત પણ તેમાં ભાગ ભજવે છે. અને વિભાવનાનું સર્જન થવાની પ્રક્રિયામાં અનિવાર્ય વાત એ છે કે તેનાથી કોઈ અતાર્કિક પરિણામ ન આવવું જોઈએ.

આ વિભાવનાઓ માનવબુદ્ધિનો વિકાસ દર્શાવે છે. તે એટલી સરલ નથી અને કેટલીક તો એટલી સૂક્ષ્મ અને અર્થઘન છે કે વિજ્ઞાનને લોકભોગ્ય રૂપે રજૂ કરનાર લેખક તેમને સમજાવવામાં ખૂબ કાળજી રાખે છે; નહિ તો તે સાદી રીતે સમજાવવા જતાં કદાચ તદ્દન ખોટાં જ કથનો કરી બેસે. કેટલીક વિભાવનાઓ બીજી કરતાં વધારે મૂળભૂત છે. છતાં ખરી ઘટનાઓનો અછડતો ખ્યાલ આપતી વિભાવનાઓ પણ તેમની ઉપયુક્તતા જાળવી રાખે છે. સંપૂર્ણ ચિત્રની સરખામણીમાં તેમને રેખાચિત્રો કહી શકાય, અને ઘણીવાર માહિતીની જરૂર ન હોય તો ઘણીવાર રેખાચિત્ર વધારે સારો ખ્યાલ આપે છે.

વિભાવનાઓ તો શોધો જેવી છે; અને માણસે નવીન સર્જેલા યંત્રની શોધ કરતાં પણ વધારે છે. કાંતવાનાં યંત્ર કે ઇલેક્ટ્રોનિક ગણકયંત્રની શોધ કરતાં અમેરિકાની શોધ સાથે તેમને વધારે સામ્ય છે. કેટલીક વિભાવનાઓ તો, તેમને માનવા જરાય તૈયાર નહિ એવા માણસોને, હકીકતોને લીધે પોતાની ઈચ્છા વિરુદ્ધ માનવી પડે છે. અને તેમને પદભ્રષ્ટ કરવાના ઘણા પ્રયત્ન નિષ્ફળ ગયા છે. હું અહીં મુખ્યત્વે શક્તિકણવાદ (Quantum Theory)ને ખ્યાલમાં રાખી આ વાત કહી રહ્યો છું.

તે ફક્ત માનવમગજને માટેની કસોટી નથી. એ તો તત્ત્વજ્ઞાનની કે ગણિતની કોઈપણ વિચારસરણી જેટલી જ પ્રભાવશાળી છે. તદુપરાંત તે વાસ્તવનું દર્શન કરાવે છે.

તે બે વચ્ચેનો સંબંધ મારે માટે તો રહસ્યરૂપ છે પણ તે માત્ર માનવ મગજે સર્જેલી વસ્તુ નથી એટલું તો નિર્વિવાદ છે.

વિજ્ઞાન એ તો વિવિધ હકીકતોના પાયાપર ચણેલા પિરામિડ જેવું છે. તેની ટોચ પર વિચારોનો મુગટ છે અને તે છેક ઊંચે આકાશમાં પહોંચે છે. આ વિચારો એ તેના ફળસ્વરૂપ છે પણ તેની સ્થિરતા પર કંઈપણ અસર કર્યા વગર તે પરિવર્તન પામી શકે છે. કેટલીક વાર હું વિચારું છું કે તત્ત્વજ્ઞાનમાં પિરામિડ આથી ઊંધો છે.

વિજ્ઞાની તરીકે આપણે જે ઈચ્છીએ છીએ તે આ છે—મને ખાત્રી છે કે મોટા ભાગના વિજ્ઞાનીઓ તે સાથે સમત થશે. લોકોએ સમજવું જોઈએ કે માત્ર નવી ઔષધિઓ, ટેલિવિઝન કે શસ્ત્રો બનાવવામાં અમને રસ નથી, જો કે આ બધાં અગત્યનાં છે, પણ અમારો મુખ્ય રસ તો માનવના જ્ઞાનની સીમા વિસ્તારવામાં છે.

મનુષ્યજાતની મહાનતા ખરે જ અનેકલક્ષી છે. દાખલા તરીકે કળાક્ષેત્રે સંગીત સર્જવાની કે સમજવાની શક્તિ, મહાન નવલકથા લખવાની શક્તિ કે મહાન ચિત્ર દોરવાની શક્તિ—આ બધાંમાં ફેર છે; અને છતાં તે બધાં મહાનતા દર્શાવે છે અને તે નામને યોગ્ય પણ છે. આથી મોટી તો નૈતિક મહાનતા છે. "સૂર્યની ભવ્યતા એક પ્રકારની, ચંદ્રની બીજા પ્રકારની અને તારાઓની જુદા જ પ્રકારની છે."

આપણા મથાને હું અણછાજતી રીતે ઊંચે ચઢાવવા ઇચ્છતો નથી પરન્તુ ઘણી જ મર્યાદિત રીતે પણ આજુબાજુની સૃષ્ટિને સમજવાની શક્તિ માટે માણસને અભિમાન લેવાનો હક્ક છે અને ખરે જ આ શક્તિ તેને પ્રાણીઓથી વધારેમાં વધારે જુદો પાડે છે

કોયલનું ગીત, પોતાનાં બચ્ચાંનો દુશ્મનથી બચાવ કરવા હિંમત દાખવતું પક્ષી, પોતાનાં બચ્ચાંનું રક્ષણ કરવા રીંછનો સામનો કરનાર બિલાડી—આ બધાં માનવ ધોરણો પ્રમાણે પણ નોંધપાત્ર છે, પણ મને એવા કોઈ પ્રાણીની ખબર નથી (જો કે આ વાત હું ઘણા અવિશ્વાસથી કહી રહ્યો છું) કે આમાંનું કોઈ પ્રાણી સામાન્ય નિયમો શોધવા પ્રયત્ન કરતું હોય

મૂળભૂત અને સનાતન મહત્ત્વની વસ્તુઓને સમજવાની તક એ જ વિજ્ઞાનની સાધનાને આપણા માટે અત્યંત આકર્ષક બનાવે છે અને એટલે જ વિજ્ઞાન સાધના કરવા યોગ્ય છે

વિજ્ઞાનના આ બે પાસાં વચ્ચે ખરેખર તો કંઈ જ ઘર્ષણ નથી તમીમીવિજ્ઞાન કે એન્જિનિયરિંગના ક્ષેત્રે ટેક્નોલોજીમાં વિકાસ સાધવા માટે શ્રેષ્ઠ માર્ગ તો આ મૂળભૂત નિયમો સમજવા તે જ છે અને આ શોધ આપણે થોડા સમય પહેલાં જ કરી છે અને તે કદાચ હમણાં જ સત્ય ઠરી છે દાખલા તરીકે પાષાણયુગના માનવી કે થોડાં સૈકા પહેલાંના માનવીએ રસાયણશાસ્ત્રના મૂળભૂત જ્ઞાન સિવાય ચામડું પકવવાના નિયમો સમજવા પ્રયત્ન કર્યો હોત તો તે કંઈ ખાસ ઉપયોગી ન નીવડત, આ તો તે જૂનો કરીને જ વધારે સારી રીતે શીખ્યો આ વરાળથી ચાલતા એન્જિનની શોધ તેના મૂળભૂત નિયમોના જ્ઞાન વગર જ થઈ હતી પણ તે વખતના મોટા વિજ્ઞાનીઓ આ મૂળભૂત નિયમો સમજવા પ્રયત્ન કરતા હતા અને તેમાંથી ઉષ્માગતિશાસ્ત્ર (*Thermodynamics*)ની શોધ થઈ

વૈજ્ઞાનિક નિયમોને આધારે સૌપ્રથમ વિકાસ વિદ્યુતીય એન્જિનિયરિંગનો થયો આ ક્ષેત્રે પણ એડિસને ઘણાં ઓછાં જ્ઞાનના આધારે મોટી વસ્તુઓ સિદ્ધ કરી પણ હવે વધારે ને વધારે શોધો સંશોધન માટેની પ્રયોગશાળામાં થાય છે અને એમ ને એમ કામ કરનારા ઘણી જ ઓછી શોધો કરે છે અને આપણી માન્યતા પણ આવી છે મૂળભૂત નિયમો આપણે જેમ જાણતા જઈએ તેમ તેમનાં પરિણામોનો બુદ્ધિપૂર્વક ઉપયોગ કરવાનું શક્ય બને છે આ પરિણામો ઘણી વખત એવાં બધાં ગુંચવાડાભર્યાં હોય છે કે તેમની ગણતરી કરવી મુશ્કેલ પડે છે પણ સામાન્ય રીતે શું બનશે તે આ નિયમોના જ્ઞાનથી જાણી શકાય અને એટલે અંશે તેઓ મદદકર્તા નીવડે છે

ઉપરાંત આધુનિક ટેક્નોલોજી ઇલેક્ટ્રોનિક્સ અને પરમાણુશક્તિ જેવી અગત્યની મૂળભૂત શોધોમાંથી સીધી ઊતરી આવે છે

ટેક્નોલોજી આમ શુદ્ધ વિજ્ઞાન પર નિર્ભર છે એ વાત ઉપર ઉદ્યોગક્ષેત્રમાં ખાસ ધ્યાન આપવામાં આવે છે કેટલાક વિકસતા ઉદ્યોગો પોતાની સંશોધન-પ્રયોગશાળાઓ રાખે છે આ પ્રયોગશાળાઓ વિશ્વવિદ્યાલયો અને બીજા ક્ષેત્રોમાં થયેલી મૂળભૂત શોધોનો ઉપયોગ કરે છે, તેમજ પોતે મૂળભૂત સંશોધન કરે છે આ પ્રયોગશાળાઓ કોઈ જુદી ઉદ્યોગપેઢી ચલાવતી હોય કે પછી કોઈ આખો ઉદ્યોગ સરકારની મદદથી તે ચલાવતી હોય આમાં પણ ઘણું ખરાબ બને છે એ નકારી નહિ શકાય કેટલાક ઉદ્યોગો સંશોધનમાં ઘણો જ ઓછો ખર્ચ કરે છે કે પછી તેનું બરાબર વિધાન કરતા નથી પણ સામાન્ય રીતે જોતાં લાગશે કે ઉદ્યોગમાં મૂળભૂત સંશોધનની અનિવાર્યતા સ્વીકારવામાં આવી છે અને તે માટે પૂરતાં પગલાં પણ લેવામાં આવ્યાં છે એમ કહી શકાય

ટેક્નોલોજીને તે આપે છે તેની સામે શુદ્ધ વિજ્ઞાનને બે રીતે બદલો મળે છે—ભૌતિક રીતે અને વિચારોની દૃષ્ટિએ સૌ પ્રથમ આ ભૌતિક બદલાની વાત વિચારીએ ભૌતિકશાસ્ત્રની આધુનિક પ્રયોગશાળા ટેક્નોલોજી માટે બનાવવામાં આવેલાં સાધનો સિવાય ચલાવી શકાય તેમ નથી. અને આ સાધનો સોંઘાં મળે છે તેનું કારણ પણ એ છે કે ઉદ્યોગોને આવાં સાધન મોટા પ્રમાણમાં જોઈએ છે ફક્ત બે ઉદાહરણ લઈએ વિદ્યુતના ગોળા

બનાવતા ઉદ્યોગ અને રેડિયો વાલ્વ બનાવવાના ઉદ્યોગને લીધે અત્યંત વાતશૂન્યતા કેવી રીતે પેદા કરવી તેમાં સારી પ્રગતિ થઈ છે અને તે કેટલી બધી મહત્ત્વની છે! વળી અત્યારે ભૌતિકશાસ્ત્રની દરેક પ્રયોગશાળામાં જે મોટા ઇલેક્ટ્રૉનિક યંત્રો વપરાય છે તે પ્રથમ રેડિયો અને હવે ટેલિવિઝન માટે મોટા પ્રમાણમાં બનાવવામાં ન આવતા હોત તો મળવા મુશ્કેલ બનત. ઉદ્યોગ આપણને જે આ બદલો આપે છે, તે માટે મને લાગે છે કે આપણે—સિદ્ધાન્ત લક્ષી વિજ્ઞાનીઓ જેટલું તેનું ઋણ સ્વીકારવું જોઈએ તેટલું સ્વીકારતા નથી.

૨

ટેક્નોલૉજીની બીજી અસર વધુ સૂક્ષ્મ છે પણ એટલી જ અગત્યની છે. જેમ વિજ્ઞાન પ્રગતિ કરે છે તેમ વિભાવનાઓ વધારે ને વધારે અમૂર્ત સ્વરૂપ ધારણ કરવા માંડે છે. આપણે તેનો કોઈક રીતે પણ સ્પર્શ કરી શકીએ તેનાથી તે દૂર જતી જાય છે. એક જ ઉદાહરણ લઈએ : શક્તિએ અત્યારે માસ (Mass)નું સ્થાન લીધું છે અને તે માસ કરતાં વધુ અમૂર્ત સ્વરૂપવાળી છે. સૈદ્ધાંતિક ભૌતિકશાસ્ત્રના ભવ્ય કથનોમાં તો આ અમૂર્તતા વધતી જ જાય છે. તો આ રીતે વાસ્તવથી માણસ તદ્દન દૂર જતો રહે અને માનવમગજની સર્જક પ્રતિભાએ આવિષ્કૃત કરેલો ગણિતનો કોઈ સિદ્ધાંત જ વાસ્તવનું દર્શન કરાવે છે એમ આપણે માનવા માંડીએ એવો ભય નથી લાગતો? જો કે આ જાતનું દર્શન ભૌતિક વાસ્તવ પર જ નિર્ભર થયેલું છે જ્યાં કોઈ આધુનિક ચિત્રની માફક તે પણ વાસ્તવની પાસે તો નથી જ રહેતું. હું માનું છું કે ભૌતિકશાસ્ત્રના નવા સિદ્ધાંત શોધનારા, જ્યાં સુધી આ સિદ્ધાંતોનો વ્યવહારમાં ઉપયોગ કરનાર માત્ર પ્રયોગશાળાઓની જ નહિ પણ ખુદ ઉદ્યોગની નજીક છે, ત્યાં સુધી આપણે સુરક્ષિત સ્થળે ઊભા રહ્યા છીએ.

જો સિદ્ધાંત એક ઇંચના ખર્વાંશમા ભાગ જેટલા કદનાં કણો પર નિર્ભર છે તેને તો સ્વિફ્ટે ટેકડી ઉડાડવા માટે પણ યોગ્ય ન ગણ્યો હોત. પણ જ્યારે તે કાદર હોલ કે ચેપલ ક્રોસની મોટી પરમાણુ ભઠ્ઠીઓમાં પરિણમે ત્યારે તેમને માત્ર દિવાસ્વપ્ન તો ન જ કહી શકાય. પરમાણુ કેન્દ્રની શક્તિનો ઉપયોગ ઘરમાં રાંધવા માટે કરવો! અત્યંત દુર્ગમ ભૌતિક સિદ્ધાંતો અને રોજ-બરોજની ચીજો વચ્ચેનો આ પ્રકારનો અચંબો પમાડે તેવો સંબંધ—એ મારે માટે બહુ આશ્ચર્યજનક વાત છે અને આપણી દુનિયા વિષેની ઉત્તેજક હકીકત છે. ખરેખર આ વાતની શોધ ખૂબ જ આનંદજનક છે. જે લોકો ટેક્નોલૉજીને બૌદ્ધિક રીતે વિજ્ઞાનની દીન અનુગામી ગણે છે તેમને માટે મને કંઈ માન નથી. મારે મન તો ટેક્નોલૉજી વગરનું વિજ્ઞાન અપૂર્ણ અને પરિણામ રહિત છે. તત્ત્વજ્ઞાનની અનેક પદ્ધતિઓ રચાય છે અને તે જતી રહે છે. તેમાંથી કેટલીક કદાચ ખરી હોય, પણ તે કોણ કહી શકે? પણ ગણિતના સિદ્ધાંતોની મદદથી રચવામાં આવેલા ચોક્કસ પ્રયોગોના પરિણામોથી તારવેલા અનુમાનથી ઝીણવટીભરી ભવિષ્યવાણી કરી શકાય, અને આ ભવિષ્યવાણીનો ઉપયોગ કરી ભવિષ્યમાં લાખો વર્ષ સુધી ગણિતની મદદ વગર કોઈએ વિચાર પણ ન કર્યો હોત તેવા યંત્ર બનાવી શકાય; તો આપણને જરૂર લાગે કે આપણે બુદ્ધિગમ્ય વિશ્વમાં રહીએ છીએ અને આપણને તેના એકાદ ઓરડાની ચાવી મળી ગઈ છે.

દુનિયાનાં વિચાર અને બુદ્ધિની આબોહવા પર વિજ્ઞાનનું જ્ઞાન કેવી રીતે અસર કરે છે તેના હું તમને દાખલા આપું. સૌ પ્રથમ તો ઉત્ક્રાંતિ (Evolution)નો ખ્યાલ લો. કોઈ પણ વસ્તુ સતત પરિવર્તન પામ્યા કરે છે અને અનુક્રમિક તબક્કામાંથી પસાર થાય છે—પછી તે ઉંદર હોય કે તારા. વિશેષ તો જીવસૃષ્ટિમાં દરેક વ્યક્તિગત પરિવર્તનોમાંથી પસાર થાય છે એટલું જ નહિ પણ પેઢીઓના પ્રવાહમાં આખી જાતિ કે તેનો ભાગ બદલાય છે અને આ પરિવર્તનો બે જીવો વચ્ચે મોટો તફાવત પેદા કરે છે. દાખલા તરીકે માણસ અને માછલી વચ્ચેનો. 'ઓરિજિન ઑફ સ્પેસિઝ' (Origin of Species) ના શતાબ્દી વર્ષ દરમિયાન આ ખ્યાલનાં મહાન પરિણામો વિષે હું કહું તેના કરતાં તમે ઘણું વધારે સાંભળ્યું છે.

મારા જીવન દરમિયાન શક્તિકણવાદે, ભૌતિક-

શાસ્ત્રમાં ડાર્વિને જીવશાસ્ત્રમાં સર્જેલી તેવી, ઉત્ક્રાંતિ સર્જી છે. ભૌતિકશાસ્ત્રના સિદ્ધાંતો મૂળે શું થવું જોઈએ તે કહેતા નથી પણ બીજાં વિવિધ વિકલ્પોની કેટલે અંશે શક્યતાઓ છે તે કહે છે—આ વાત ના છૂટકે અને મરજી વિરૂદ્ધ આપણે માનવી પડે છે. ગ્રહો વિષે આપણે ચોક્કસ રીતે વાત કરી શકીએ છીએ તેનું કારણ એટલું જ છે કે પરમાણુના પ્રમાણમાં તે અત્યંત મોટા છે અને સૂર્યથી તેમનુ અંતર ઘણું જ છે. અને જો સૂર્યમાળાનું કદ અણુ (molecule) જેટલું થઈ જાય તો નોટીકલ આલ્માનેક (ગ્રહોનું પંચાંગ) બનાવવું અશક્ય બની જાય. મોટા પ્રમાણમાં દ્રવ્યના જથ્થાને લીધે જ આ જાતની ચોક્કસતા આવે છે. અગર તો જો તે વસ્તુ નાની હોય તો એટલી બધી હોવી જોઈએ કે જેથી અંકશાસ્ત્રના નિયમો અત્યંત અચોક્કસ ઘટનાઓમાંથી પ્રાયઃ ચોક્કસતા સર્જી શકે. દા. ત. જીવનનો વીમો ઉતારનારી પેઢીઓ આવું જ કરતી હોય છે.

આ વસ્તુ આપણે દુનિયા તરફ કઈ દષ્ટિએ જોઈએ છીએ તેમાં ઘણો ફેર લાવી દે છે. છેલ્લા ત્રીસ વર્ષથી મોટા ભાગના ભૌતિકશાસ્ત્રીઓએ આ સિદ્ધાંત સ્વીકાર્યો હોવા છતાં મને લાગે છે કે સામાન્ય કેળવાયેલા માણસને તેનાં પરિણામોનો હજુ પણ ખ્યાલ આવ્યો નથી. મોટા કદની કે સામાન્ય કદની વસ્તુઓના જ્ઞાનના આધારે નાની વસ્તુઓ વિષે વિચારવું એ કેટલું ભયાવહ છે તેનો આ પરથી ખ્યાલ આવશે. દાખલા તરીકે બે કાણાંવાળા કોઈ પડદા પર એક કણ ગબડાવવામાં આવે તો આ બેમાંથી એકમાં થઈ બહાર નીકળી જશે પણ ઇલેક્ટ્રોન વિષે આ રીતે કહી શકાય તેમ નથી.

શક્તિકણવાદ બીજી પણ એક અગત્યની વાત પર ભાર મૂકે છે. આધુનિક વિજ્ઞાનની દષ્ટિએ તે મૂળભૂત સ્થાન ધરાવે છે. તે વાત છે નિરીક્ષક (observer)–ના મહત્ત્વ વિષે. કોઈપણ પ્રયોગનું નિરીક્ષણ ન થાય તો તે કંઈ ઉપયોગનો નથી; પણ તેનો નિરીક્ષક ગમે તે હોઈ શકે. દા.ત. ફોટોગ્રાફીની તકતી તેના પરના સુક્ષ્મ પ્રતિબિંબ પાછળથી તપાસી શકાય. પણ આ રીતે નિરીક્ષણ કરનાર કંઈક તો હોવું જ જોઈએ. અર્થાત્ ભૌતિક દુનિયા વિષે વિજ્ઞાની ઇન્દ્રિયોના ઉપયોગથી જ જાણી શકે તેમ છે. ભૌતિકશાસ્ત્રના સિદ્ધાંતોનો હેતુ ઇન્દ્રિયોથી થતી આ અનુભૂતિમાં સંવાદિતા લાવવાનો છે અને એ રીતે તેમને સમજાવવાનો છે. પણ આ સિદ્ધાંતો અંતે ઇંદ્રિયોથી થતા જ્ઞાન પર જ નિર્ભર છે.

નિરીક્ષકે સૌ પ્રથમ પૂરતું મહત્ત્વ સાપેક્ષતાવાદના સિદ્ધાંતમાં પ્રાપ્ત કર્યું. જ્યાં સુધી ઈથર છે એમ મનાતું ત્યાં સુધી આ ઈથરને સાપેક્ષ એક સ્થિર વિશેષ નિરીક્ષક છે એમ માનવું પડતું. પણ તે સિવાય બધા જ નિરીક્ષકો સરખા થઈ જાય છે અને તે બધાનો સરખો ખ્યાલ રાખવો પડે છે. અને સાપેક્ષતાવાદનો સિદ્ધાન્ત કહે છે કે આ બધાં જ નિરીક્ષકો માટે એક જ રહે એવા સ્વરૂપમાં નિયમો સ્થાપી શકાય એટલે કોઈ નિરીક્ષકને વિશેષ હક મળે નહિ.

ઘડિયાળ અને ગજ લઈને જતા સાપેક્ષતાવાદનાં નિરીક્ષકો પોતે જે જોતાં તેમાં પરિવર્તન નથી લાવતાં એમ મનાતું. પણ શક્તિકણવાદનો નિરીક્ષક તો જે જુએ છે તેમાં પણ સતત પરિવર્તન લાવ્યા કરે છે. અગર તો વધારે વૈજ્ઞાનિક રીતે કહીએ તો નિરીક્ષણ દરમિયાન જે સંજોગો હોય છે તે જેનું નિરીક્ષણ થઈ રહ્યું હોય છે તેમાં પરિવર્તન કરે છે અને આ પરિવર્તન એવી રીતે થાય છે કે નિરીક્ષણ પૂરું થયા પછી તે કેટલું થયું છે એ જાણી શકાતું નથી. દાખલા તરીકે નિરીક્ષણ માટે જોઈતો પ્રકાશ જ જેનું નિરીક્ષણ કરીએ છીએ તેમાં ફેરફાર કરે છે. અર્થાત્ આપણી જ્ઞાન મેળવવાની એક સીમા છે, કારણ કે દરેક નિરીક્ષણ દરમિયાન કંઈક એવો ફેરફાર થાય છે જે આપણે જાણવો જોઈએ પણ જાણી શકતા નથી. વૈજ્ઞાનિક જ્ઞાનને ચોક્કસ સીમા છે તેનો આ સૌ પ્રથમ જ ખ્યાલ આવ્યો. આ સીમા માણસની ધીરજ કે બુદ્ધિ પર નિર્ભર નથી. આ મારી દલીલ પ્લેન્કના કાર્ય માટેના શક્તિકણના સીમિત કદ પર નિર્ભર છે, એમ બધા જ ભૌતિકશાસ્ત્રીઓ જાણે છે. પરન્તુ શક્તિકણવાદ પહેલાં પણ આપણે આ જાતના અનુમાન પર આવી શક્યા હોત.

ભૌતિકશાસ્ત્ર આટલા બધા સમય સુધી નિયતિવાદી રહ્યું એ ખરે જ એક વિચિત્ર વાત છે, એમ મને લાગે છે. જેમ વખત જાય તેમ દરેક ક્ષેત્રે ચોક્કસ રીતે ભવિષ્યવાકયતા કરવાની શક્તિ ઘટતી જાય છે. તદ્દન નિયમો પ્રમાણે ગતિ કરનારા આ ગ્રહો વિષેનું ૧૦,૦૦૦ વર્ષ માટેનું પંચાંગ (નોટિક આલ્માનેક) બીજા વર્ષના પંચાંગ કરતાં ઓછું ચોક્કસાઇવાળું હોવાનું અને જ્યારે કોઈ વ્યક્તિગત પરમાણુઓની વાત કરે ત્યારે આ ચોક્કસાઈમાં ખૂબ મોટી ભૂલ આવે અને તે ભયાવહ પણ છે. હમણાં આપણે શક્તિકણવાદની વાત નહિ કરીએ. ધારો કે એક વાયુના બધા જ અણુઓની અમુક સમયે સ્થિતિ અને વેગ આપણે જાણતા હોઈએ, તો પણ ભવિષ્યમાં અમુક સમયે અમુક કિરણોત્સારી અણુ ક્યાં હશે તે આપણે કહી શકીએ નહિ. જે વાસણમાં આ વાયુ ભર્યો હોય તેની બાજુ પર તે પ્રથમ ક્યારે અથડાશે તે પણ આપણે કહી ન શકીએ. આપણે માનીએ છીએ કે બે અણુઓ ક્યારે અથડાશે તે નિયત થયેલું છે છતાં મેક્સ બોર્ને સાબીત કર્યું છે તેમ આ પ્રથમ નિરક્ષણમાંની ભૂલ ખૂબ ત્વરાથી વધતી જાય છે. એક સેકંડના લાખોમા ભાગમાં તો અણુઓ વિષેની બધી ઝીણવટભરી માહિતી નકામી થઈ જાય છે. પછી તો વાયુ પ્રસરે છે એ રીતે જ અણુઓની ગતિ તરફ જોઈ શકાય અને તે માટે તો સંભાવના પર નિર્ભરિત જવાબ જ આપી શકાય. એટલે પ્લેન્કનો સ્થિરાંક ઘણો ઓછો હોય તો પણ આપણે સમયનો ખ્યાલ રાખીએ છીએ ત્યારે આપણને એવું જ પરિણામ પ્રાપ્ત થાય છે. આ જાતની વાસ્તવિક અનિયતિ મેક્સવેલના ગતિ–સિદ્ધાંતમાં પણ રહેલી છે. જેમ શક્તિ-કણવાદ, માણસ માટે અમુક પ્રકારનું જ્ઞાન મેળવવાની પરિસીમા બાંધે છે તેમ આ ગતિસિદ્ધાન્ત પણ માણસની જ્ઞાન મેળવવાની આટલી બધી કુનેહ હોવા છતાં, આવી મર્યાદા બાંધે છે, અને તે જે સંજોગોમાં લાગુ પડે છે તે ખરે જ માનવીય દૃષ્ટિએ મહત્વનું છે. કોઈપણ ભવિષ્યવાકયતા જેટલી વધારે દૂરના ભવિષ્ય માટે કરવામાં આવે તેટલી તે ઓછી ચોક્કસ બને છે. અમુક મર્યાદા પછી તો તેને એક સંભાવના તરીકે જ જાણી શકાય. અને ઘણી વાર તો તે માત્ર અનેક શક્યતાઓ તરીકે જ જાણી શકાય છે. વાતાવરણની લાંબા ગાળા સુધી કેવી સ્થિતિ રહેશે તે અગાઉથી કેટલી સારી રીતે જાણી શકાય તે પ્રશ્ન વિચારવો ખરે જ રસપ્રદ છે. દશ વર્ષ પછી વાતાવરણની સ્થિતિ આવી હશે એ જાતની ભવિષ્ય-વાકયતામાં કેટલે અંશે વિશ્વાસ મૂકી શકાય?

આ છતાં આશ્ચર્યની વાત એ છે કે પરમાણુઓ ઘણી જ સીધી રીતે વર્તે છે. ટેનિસના દડાઓની જેમ તેઓ એકબીજા પર ગોઠવાઈ જાય છે. તેમને સહેજ સંકોચી શકાય છે અને તેમની વચ્ચેનું અંતર તેમની વચ્ચેના રાસાયણિક સંબંધ પર આધાર રાખે છે. પણ અણુ (Molecule)માં તેમને વ્યવસ્થિત રીતે ગોઠવી શકાય છે અને સ્ફટિકમાં તો તેથી પણ વધારે વ્યવસ્થિત રીતે. કેમ્બ્રિજ વિશ્વવિદ્યાલયમાં પેરુત્સ અને કેન્ડ્રયુ જે સંશોધન કરી રહ્યા છે તે આ પ્રકારનું જ છે. તેમણે હીમોગ્લોબિન નામના રક્તના એક પ્રોટિનના અણુના ૧૦,૦૦૦ પરમાણુઓ કેવી રીતે ગોઠવાયેલા છે તે શોધી કાઢયું છે. આવી રીતે રચના શોધાઈ હોય તેવું આ સૌ પ્રથમ પ્રોટિન છે.

ઈલેક્ટ્રોન–સૂક્ષ્મ–દર્શકયંત્રમાં પરમાણુઓની પંક્તિઓ કે કોઈકવાર તો જુદા પરમાણુઓ જોઈ શકાય છે અને તે રૈનીના દાણા જેટલા જ સાચા લાગે છે અને તેઓ એટલા જ સામાન્ય છે.

પરમાણુઓની વર્તણૂક આમ આપણે સીધી જોઈ શકીએ છીએ પણ ઈલેક્ટ્રોન્સ તો પરી જેવા વિચિત્ર છે. તેમને માટે કોઈ ચોક્કસ સ્થાન નથી. તેઓ પરમાણુના એક ભાગ છે તે છતાં તેના અમુક ભાગમાં તેમના મળવાની વધારેમાં વધારે શક્યતા છે એટલું જ કહી શકાય. અને તેમનામાં વધારે શક્તિ ન હોય તો તેઓ કયા માર્ગે જાય છે તે પણ જાણી શકાતું નથી. આ રીતે તેમની વર્તણૂક વિષે જે આછું પાતળું જાણી શકીએ છીએ તે પણ વિચિત્ર છે અને તેમને સમજવા માટે તો અતિ દુર્ગમ ગણિતની જરૂર પડે છે.

વિકિરણની શક્તિમાંથી તેમને સર્જી શકાય છે. પણ તે માત્ર ધન અને ઋણવિદ્યુતભારના દ્વંદ્વ રૂપે જ અને આમાંથી ધનવિદ્યુતભાર બીજા

ઋણવિદ્યુતભાર સાથેની આત્મહત્યાની સૂલેહમાં નાશ પામે છે. એ જ પ્રમાણે પ્રોટોન અને પ્રતિ પ્રોટોન સર્જી શકાય છે અને તેઓ નાશ પામે છે. અને બીજાં મૂળભૂત કણોના પણ પ્રતિકણો છે એટલું ચોક્કસ છે.

૩

સામાન્ય વિચારની દૃષ્ટિએ અગત્યના બે કલ્પના-સભર વિચારો વિષે કહી હું અનો ઉપસંહાર કરીશ.

પ્રથમ છે માલ (Mass), શક્તિ અને પદાર્થ (Matter) વચ્ચેનો સંબંધ સામાન્ય ગતિશાસ્ત્રમાં માલ એ પદાર્થનો પ્રાથમિક ધર્મ છે. તેનો આ ધર્મ કદાચ તેના કદ કરતાં પણ વધુ અગત્યનો છે કારણ કે તે વધારે અચલ છે. પણ તમે જાણો છો કે સાપેક્ષતાવાદના સિદ્ધાંતે એવી સંભાવના ઊભી કરી કે માલ એ તો બીજી દૃષ્ટિએ જોયેલી શક્તિ જ છે. આ વાત આઇન્સ્ટાઇનના પ્રસિદ્ધ સૂત્ર $E=mc^2$ થી દર્શાવાય છે. જો કોઈ બંધ સરણી (System)માં શક્તિ ઉમેરવામાં આવે કે તેમાંથી લઈ લેવામાં આવે તો તે સરણીનો માલ (Mass) વધશે કે ઘટશે. પણ માલમાં વધારે ફેર કરવા માટે ઘણી શક્તિની જરૂર પડે છે. પરમાણુ શાસ્ત્રના પ્રયોગોથી આઈન્સ્ટાઈનનું આ પરિણામ સારી રીતે સાબીત થયું છે. તદુપરાંત શક્તિને બે વિરુદ્ધ વિદ્યુત ભારવાળા કણોમાં ફેરવી શકાય છે. એટલે એવું લાગવા માંડયું કે પદાર્થ એ શક્તિનું બીજું નામ માત્ર જ છે.'

'શક્તિને પદાર્થના ગુણધર્મ માલ સાથે સરખાવવી એ ખરે જ વિરોધાભાસ લાગે છે અને આ માલ તો ગુરુત્વધર્મ (Inertia) માપે છે. પણ એ યાદ રાખવું જોઈએ કે ન્યૂટનના ગતિશાસ્ત્ર પ્રમાણે બુલેટ કક્ષામાં પણ પ્રવેશે છે તે તેના ગુરુત્વધર્મ (Inertia)ને લીધે. કારણ કે આ ગુરુત્વધર્મ જ તેને ગતિની સ્થિતિમાં રહેવા દે છે. આ છતાં માલ એ તો પદાર્થનો એક જ ગુણધર્મ છે અને કદાચ તે એટલો બધો અગત્યનો પણ નથી. બીજા અનેક સૂચનો પરથી એવું લાગે છે કે પદાર્થ એ શક્તિનું માત્ર બીજું નામ નથી. આ વાત સામે આપણે આંખ આડા કાન કરી શકીએ તેમ નથી. વિશ્વકિરણોમાં મળેલા કેટલાક વિચિત્રકણો અને તે પછી રાક્ષસી પરમાણુ-કેન્દ્ર-ભંજકો (Atom-Smashers)માં ઉત્પન્ન કરવામાં આવેલા આ કણોના અભ્યાસે દર્શાવ્યું છે કે આ કણો નૈસર્ગિક રીતે પરિવર્તનો પામે છે છતાં તેમનાં અમુક લક્ષણો તો સ્થાયી જ રહે છે. બે પ્રકારનાં મૂળભૂત કણો એવી રીતે પેદા થાય છે કે દરેક પ્રકારના કણોની વાસ્તવિક સંખ્યા હમેશાં એક જ રહે છે. આથી ઊલટું ત્રીજા પ્રકારના કણમાં આવું સાતત્ય જોવા મળતું નથી. આ 'વાસ્તવિક સંખ્યા' નો અર્થ સામાન્ય કણો અને પ્રતિકણો વચ્ચેનો તફાવત થાય છે. દાખલ તરીકે ઈલેક્ટ્રોન્સ એ લેપ્ટોન્સ વર્ગનો કણ છે. આ વર્ગમાં ન્યુટ્રીનોનો પણ સમાવેશ થાય છે એટલે ઈલેક્ટ્રોનની વાસ્તવિક સંખ્યા શોધવા માટે ઈલેક્ટ્રોનની કુલ સંખ્યામાંથી પોઝીટ્રોનની સંખ્યા બાદ કરવી પડે. એટલે જો પોઝીટ્રોન-ઈલેક્ટ્રોનનું નવું યુગ્મ પેદા થાય તો પણ તેમાંથી ઇલેક્ટ્રોનની વાસ્તવિક સંખ્યામાં ફેર પડતો નથી. નિયમ પ્રમાણે ગમે તે જાતના કણો વચ્ચેની પ્રતિક્રિયાથી ઈલેક્ટ્રોન, ન્યુટ્રીન અને મ્યુમિસોનની વાસ્તવિક સંખ્યાના સરવાળામાં કંઈ પણ ફેરફાર થતો નથી. આ ત્રણે કણોનો લેપ્ટોન વર્ગમાં સમાવેશ થાય છે. અને આ નિયમ પ્રકાશનાં કણો ફોટોન અને વિશ્વ-કિરણના મિસોન કણોને પણ લાગુ પડે છે. આ જ નિયમ બેરિયોન વર્ગનાં કણો—પ્રોટોન, ન્યુટ્રોન વગેરે ને લાગુ પડે છે. લેપ્ટોન વર્ગના કણોનું કદી બેરિયોન વર્ગના કણોમાં રૂપાંતર થઈ શકતું નથી અને તે રીતે બેરિયોન કણોનું લેપ્ટોન કણોમાં રૂપાંતર થતું નથી.

આ ઉપરથી કંઈક એવું સૂચન મળે છે કે પદાર્થના મૂળમાં બે પ્રકારનાં મૂળભૂત તત્ત્વો છે. જુદા જુદા માલ (Mass) પ્રમાણે આમાંથી દરેક તત્ત્વ અનેક સ્વરૂપ ધારી શકે છે. કોઈ વખત વિદ્યુતભાર સાથે તો કોઈ વખત વિદ્યુતભાર વગર પણ મૂળે તો તે એક જ રહે છે. હું માનું છું કે પદાર્થ માલ કે શક્તિ કરતાં કંઈક વધારે છે. ન્યુટ્રીનોનો સ્થિર માલ (Rest Mass) શૂન્ય છે છતાં તે એક મૂળભૂત તત્ત્વ (entity) છે. સામાન્ય પદાર્થ અમુક ચોક્કસ લેપ્ટોન અને બેરિયોનમાંથી બનેલો હોય છે.

સ્થિર અવસ્થામાં પરમાણુનો માસ (Mass) એક પ્રકારનું શક્તિનું સ્વરૂપ છે. પણ પદાર્થ તેનાથી કંઈક વધારે હોઈ શકે.

આમાંથી આપણે ભૌતિકશાસ્ત્રમાંથી જડેલા બીજા વિશદ વિચાર પાસે આવીએ છીએ. નિસર્ગની સૌથી વધુ વિચિત્ર હકીકત એ છે કે તેને સંપૂર્ણ આંકડાઓનો ભારે શોખ છે. દરેક વર્ગમાં એકબીજાને સરખી એવી અનેક વ્યક્તિઓના અનેક વર્ગ હોવા—એટલી જ વાત આશ્ચર્યચકિત કરવા માટે પૂરતી છે. દા. ત. ઇલેક્ટ્રોન, પ્રોટોન, ફ્લોરિનના પરમાણુઓ, ઇથાઇલ આલ્કોહોલના અણુઓ અને એવાં બીજાં ઘણાં. કદ, વજન અને વિદ્યુતભારની ઊંચે ચઢતી કે નીચે ઊતરતી એક સતત પંક્તિ હશે એમ આપણે ધારીએ, પણ તેમ નથી. નાનામાં નાના કણ જોઈએ તો અમુક જ પ્રકારના કણો અસ્તિત્વ ધરાવે છે. તે પછી તેમનાથી જરા વધારે મોટી રચનાવાળા પરમાણુઓ ઇલેક્ટ્રોન, પ્રોટોન અને ન્યુટ્રોનની સંપૂર્ણ સંખ્યામાંથી બનેલા છે અને આ અંક મૂળભૂત અને લાક્ષણિક છે. દા.ત. કાર્બનનો પરમાણુમાં ૭ આંકડો મૂળભૂત છે. તેમાં ૭ ઇલેક્ટ્રોન, ૭ પ્રોટોન અને ૭ સાત કે આઠ ન્યુટ્રોન (તે સંખ્યા કાર્બનના પરમાણુના પ્રકાર પર નિર્ભર છે) હોય છે.

વિજ્ઞાનમાં આ વાત એટલી બધી સામાન્ય છે કે આવું તો હોય જ એમ આપણે માની લઈએ છીએ. ણ જો આપણે વિચારીએ તો આ હકીકતો ખરે જ ાશ્ચર્યજનક લાગશે. તદુપરાંત ઇલેક્ટ્રોન જે રચના ઃજે છે તેની ઝીણવટનો આધાર બીજા સંપૂર્ણ ાંકડાઓ પર છે. તે છે શક્તિકણાંક (Quantum lumber). પરમાણુ કેન્દ્રમાંના પ્રોટોન અને ન્યુટ્રોન વેે પણ આવું કહી શકાય કે નહિ તેની આપણને ાણુ ખબર નથી. પણ આવું હોઈ શકે એવા ઘણાં ્યનો મળ્યાં છે. આપણે વિજ્ઞાનના એક જૂનામાં જૂના ેચાર તરફ જઈ રહ્યા છીએ. પાયથાગોરાસ કહેતો ોતો કે પૂર્ણાંક એ તો શ્રેષ્ઠ છે.

સ્થિર સ્થિતિમાં કે ઓછામાં ઓછી શક્તિવાળી સ્થિતિમાં પણ પરમાણુનો માસ (Mass) ફક્ત ખૂબજ આછી વ્યવસ્થા દર્શાવે છે. તેને બનાવવા માટે જોઈતી શક્તિ અને તે કેટલા માસ (Mass)માં હોય તે બંને બદલાયા કરે છે. જો કે શક્તિનું એકમ દ્વારા વિભાજન કરવામાં આવે છે છતાં અહીં તે સતત બદલાયા કરે છે. કારણ કે તેનો એકમ hv છે અને v નું મૂલ્ય ગમે તે હોઈ શકે. અહીં પણ એક અર્થમાં આપણી પાસે એકમ છે. એક જ કંપનાવૃત્તિવાળા ફોટોનમાં સરખી જ શક્તિ હોય છે.

વળી અણુઓ (molecules) પણ પૂર્ણાંક સંખ્યાના પરમાણુઓમાંથી બનેલા હોય છે. પ્રક્રિયા દરમિયાન કયા પરમાણુઓ અમુક અણુના છે તે કહેવું મુશ્કેલ છે, કે અણુનો ખ્યાલ પોતે જ ખરો છે કે નહિ તે કહેવું મુશ્કેલ છે. છતાં કોઈક જ માણસ અણુની સામાન્યરીતે જે અગત્ય છે તે નકારશે. માણસનું મગજ બધું સરલ કરવા મથે છે; તેને અણુની આ વિભાવના આભારી છે; છતાં તે નિસર્ગમાંથી જ અનિવાર્ય રીતે ઊભી થઈ છે. જો મંગળ પરના લોકો નિષ્ણાત રસાયણશાસ્ત્રીઓ હોય તો તેઓ પણ કોઈક વખત તો અણુની પરિભાષામાં વિચારવાના.

આ જ વાત જીવકોષની વિભાવના વિષે પણ કહી શકાય તેમ છે. જીવંત પદાર્થ સામાન્યતઃ જીવકોષોનો બનેલો છે અને એક અવયવમાં આવેલા જીવકોષો કદ અને આકારમાં લગભગ સરખા હોય છે. તેઓ જે જીવોની રચનામાં વપરાય છે તે જીવોનું પણ વર્ગીકરણ કરી શકાય છે અને દરેક વર્ગમાં એકબીજાને સરખાં જીવો હોય છે. અને દરેક જીવમાં શરીરમાંના અમુક ભાગ અનેક હોય છે. દા.ત. પાંદડાં.

ઇલેક્ટ્રોનનું વિભાજન એકદમ સંપૂર્ણ છે. તેઓને એકબીજાથી ઓળખી શકાય તેમ નથી. આ સિદ્ધાંત પ્રમાણે તેમને એકબીજા સાથે બદલવાથી કંઈ ફેરફાર થતો નથી. પણ અમુક જીવવર્ગના જીવો, જીવકોષો અને તેમના અણુઓ વચ્ચેનું વિભાજન આટલું જડ નથી. પણ આ વિભાજન (Atomicity)ની વિભાવના ઘણી ઉપયોગી છે અને દુનિયામાં કંઈક વાસ્તવિકતા દર્શાવે છે.

( અનુસંધાન ૩૯મા પાન પર )

# ઈટાલીનો પત્ર

—પ્રદ્યુમ્ન તન્ના

[ ભારતીય કેંદ્ર સરકારના 'મિનિસ્ટ્રી ઑફ કલ્ચરલ એફેર્સ ઍન્ડ સાયન્ટીફીક રીસર્ચ' દ્વારા અપાતી શિષ્યવૃત્તિ મેળવી ચિત્રકાર-કવિ શ્રી પ્રદ્યુમ્ન તન્ના ઈટાલીના નાપોલી Naples શહેરમાં એક વર્ષ માટે ચિત્રકળાના વિશેષ અભ્યાસ અર્થે ગયા છે. ત્યાંની રસપ્રદ માહિતી આપતો તેમનો પત્ર અહીં પ્રગટ કર્યો છે ]

પ્રિય ભાઈ,

આ વખતે ઈટાલીનાં કેટલાંક ચલચિત્રો અને તેને લગતી માહિતી લખવા ધાર્યું છે. જાણીતા ચલચિત્ર દિગ્દર્શકોમાં તો ઘણાં નામો ગણાવી શકાય. સૌ પ્રથમ તો જૂના અને જાણીતા થઈ ગએલ રોબર્ટો રોઝેલીની, વીટ્ટોરીઓ ડી સીકા; એ બેને આપણે ઓળખીએ છીએ. એ પછી બીજા નવા અને ગાજેલામાં ફેલીની× ગણાય. એણે, વીટ્ટોરીઓ ડી સીકા—વીસ્કોન્તી અને એન્ટોનીઓની—એમ ચાર દિગ્દર્શકોએ મળીને એક ચિત્ર તૈયાર કર્યું છે 'Boccaccio-70'. Boccaccio ફરીને ઇટાલીનો એક જાણીતો કવિ થઈ ગયો ૧૪મી સદીમાં ચિત્ર તો હજી મેં જોયું નથી પણ provoking છે. ચાર જુદી જુદી વાતો છે. '-70' નો શો અર્થ થાય છે એ તો ચિત્ર જોયે જ ખબર પડશે આ ચિત્રનો પ્રોડ્યુસર છે કાર્લો પોન્ટી. સોફિયા લોરેન એને પરણી છે. હવે સાથે રહે છે કે નહિ તેની ખબર નથી. નટ-નટીઓનું ભલુ પૂછવું હમણાં જ, તમે કદાચ છાપામાં વાંચ્યુ તો હશે, ઈલીઝાબેથ ટેઈલર એના પતિ એડી ફિશરથી છૂટાછેડા લેવાની છે તે વિષે વાતો વહેતી થઈ છે. 'કલીઓપેટ્રા'ની ફિલ્મમાં માર્ક એન્ટનીનુ પાત્ર ભજવતા બ્રીટીશ એક્ટર રીચાર્ડ બર્ટન જોડે એ પ્રેમમાં પડી છે વગેરે. આ એનો પાંચમો પતિ, રીચાર્ડ બર્ટન પણ પરણેલો છે! રોબર્ટો રોઝેલીનીની પત્ની સોનાલી (દાસગુપ્તા) રોમમાંજ રહે છે. હું અહીં આવવા નીકળ્યો તે પૂર્વે શ્રી સતીશ ઘોષે એના પર ભલામણ પત્ર આપેલો. ને એક દુર્ગાપૂજાનો અંક મેં સેનાલીને પત્ર લખી એ વિષે જણાવેલું પછી એનો પત્ર આવ્યો. નાનો પણ મજાનો હતો એમાં રોમ જઈએ ત્યારે એને મળવા જણાવેલું ફરીને જ્યારે રોમ ગયા ત્યારે ફોન કરીને મળવા માટે પૂછ્યું. ખૂબ આગ્રહ પૂર્વક એણે ઘરે અમને જમવા નિમંત્ર્યા. એને ઘરે કોઈ બિમાર હતું અમે જે 'યુથ હોસ્ટેલ'માં ઊતરેલા ત્યાથી તેનું ઘર ઘણું દૂર. રાત્રે ગાડી મોકલીને અમને તેડવા માટે કોઈને મોકલવાની વ્યવસ્થા કરેલી પણ અચાનક એના ઘરમાં માંદગી વધી પડી (કે પછી બીજું કોઈ કારણ હોય) એટલે એણે એમના નાનાભાઈ સાથે એક પત્ર મોકલી અમારી માફી માગી અને ફરીને ક્યારેક જમવાનો કાર્યક્રમ ગોઠવાશું એમ જણાવેલું આમ હજી એને નજરે દીઠી નથી પણ લખાણ પરથી તો બાઈ ભલી હશે એમ લાગે છે એને ઘણા કલાકારો જોડે પરિચય છે એટલે હવે પાછો રોમ જઈશ ત્યારે એની મદદથી તે તે કલાકારોનો સંપર્ક સાધી શકીશ.

વચ્ચે બે ત્રણ ફિલ્મ્સ જોઈ ત્યારે તમને સૌને બહુ યાદ કર્યા હતા એમાંની બે યાદ રહી જાય એવી હતી.

---

× ફેલીનીનું બહુ ચકચાર જગાવી ગએલું ચિત્ર છે 'લા ડોલ્સી વીટા' (સ્વીટ લાઈફ) ને નામે તે જ ચિત્રની પેપરબેક્સમાં પુસ્તિકા પ્રગટ થઈ છે. —સુનીલ કોઠારી

પહેલી serious 'social drama અને ' બીજી comedy. પહેલીનું નામ 'Le Lettere di novizia' — The Letters of New Comer'. સારાંશ કંઈક આવો: એક ભારે શ્રીમંત કુટુંબની રૂપાળી યુવતી અચાનક 'Religious Order' ધારણ કરે છે. પણ પછી એને કાંઈ ગોઠતું નથી. ત્યાંથી નીકળવાના એના પ્રયાસરૂપે એ સંસ્થાના વડાને નનામા કાગળો લખે છે. વડાને એની ગંધ આવી જાય છે. અને ખુલાસા માટે બોલાવે છે. પેલીને તો કંઈક એવું જ જોઈતું હોય છે. એ માંડીને વાત કરે છે, એટલે કે confession કરે છે. ને વાર્તા flash-backમાં આગળ વધે છે.

એના પિતાના મોટા estate પર એની મા સાથે એ રહે છે. બાપ મરી ગયો છે. માને આ 'એસ્ટેટ'માં રસ નથી. ધીમે ધીમે એ બધું વેચવાની ઇચ્છા રાખે છે. છોકરીને એ બહુ પસંદ નથી. મા હજી યુવતીમા ખપી જાય એવી લાગે છે. અવારનવાર બનીઠનીને રખડવા જાય. રાત્રે મોડી આવે. આ છોકરી પણ કસબમાં જાય. ને દિવસો વીતાવે. મીજાજની તેજ. મરજી પડે એ વસ્તુ હાથ કરી લેતાં એને આવડે. એક યુવકના પ્રેમમાં એ પડી. એની સાથે અવારનવાર બહાર રખડે. પણ યુવતીને ખબર નહિ કે એ યુવક એની માતાનો પણ પ્રેમી છે. કેટલો વખત આમ સતાકૂકડી ચાલ્યા કરે! પેલાની વૃત્તિ કાંઈક સ્વાર્થી પણ ખરી. આ મા-દીકરીની દોલત દાઢ સળકાવે એવી. પણ એક દિવસ યુવતીને એની દગલબાજીનો ગંધ આવી ગઈ. અને એણે યુવકનો પીછો કર્યો. દૂર દૂર County-side માં એક નાનું એવું મકાન. ત્યાં એની માને પેલો પ્રેમી મળે અને પ્રેમ કરે. પેલી યુવતીને duck-shooting નો ઘણો શોખ. એ બ્હાને એ ત્યાં જતી. એણે દૂરથી પોતાની મા અને પ્રેમીને પ્યાર કરતાં જોઈ લીધા. ઘડીક તો છતા થઈને બેયને સ્તબ્ધ કરી દેવાનો વિચાર કર્યો, પણ પછી બીજું વિચાર્યું. આગલે જ દિવસે યુવકે આપેલ ફૂલોનો ગુચ્છ એ મકાનના દ્વાર આગળ ફેંકીને ચાલી ગઈ અને એક જગ્યાએ સંતાઈ રહી. એની મા ગઈ પછી પેલો યુવક બહાર આવ્યો. પણ આવતાવેંત એની નજર પેલા ગુચ્છ પર પડી અને તે કાંઈક સમજી ગયો. પેલી યુવતીને પોકારતો શોધવા લાગ્યો. અચાનક પેલી યુવતી દિવાલની આડેથી બહાર આવી અને એની જ ' ડક શુટીંગ 'ની બંદૂકથી એને મારી નાખ્યો. પેલો તળાવમાં પડ્યો ને મરી ગયો. યુવતી તો પાછી સ્વસ્થતાથી કંઈ બન્યું નથી એમ ઘરે આવી ગઈ. પણ માને વહેમ પડ્યો. પછી તો મા-દીકરી વચ્ચે ઘર્ષણ જામ્યું. વચ્ચે વચ્ચે આ confession અટકે. એમાં પેલો સંસ્થાનો વડો એ યુવતીની માની મુલાકાત લઈ આવ્યો અને એની વાત તેમ જ દૃષ્ટિબિંદુ જાણી આવ્યો. ખૂબ જ સંકુલ ઘટનાક્રમ. છેવટે એ યુવતિની એક રુઆબદાર ગવર્નેસ એને આ સંસ્થામાં મૂકી જાય છે. કહેતી જાય છે કે હવે આ સિવાય તારે માટે કોઈ સ્થાન નથી. પાદરી બધી વાતો સાંભળી ખૂબ અસ્વસ્થતા અનુભવે છે. ત્યાં પેલી એને કહે છે, હવે તું જ મારો હાથ ઝાલ—મારે એ સિવાય કોઈ આરો નથી. આવી રૂપાળી અને જુવાન છોકરી સીધી માગણી કરે...પાદરી અકળાઈને ચાલ્યો જાય—ધ્યાન માટે.

પછી તો કોર્ટમાં કેસ ચાલે છે ને યુવતી ગુનેગાર ઠરે છે. પણ સંસ્થાનો વડો એ સંસ્થા છોડી એક એકાંત સ્થળે ચાલ્યો જાય છે. એના આ પગલાંને કોઈ સમજી શકતું નથી. યુવતી પોતાના બચાવમાં એટલું જ કહે છે, ' હું ગુનેગાર નથી!' ને ચિત્ર પૂરું થાય છે.

બીજી એવી સરસ 'કોમેડી': ૩૮-૪૦ વર્ષનો એક એન્જીનીઅર રાત્રે, એટલે કે બ્રાહ્મમૂહૂર્તે મોડો ઘરે જાય છે. ત્યાં વાટમાં એને આઠદસ 'જુવાનીઆઓનું જૂથ ભેટી જાય છે—બે માડીઓ, પીધેલા હોય એવી રીતે ચલાવતા ચલાવતા 'અટકાવી' દે છે અને પછી એની પાસે વધારાનું પેટ્રોલ હોય તો માગે છે. પેલો ભલમનસાઈ બતાવી કાઢી આપે છે. એમાં સોળેક વર્ષની એક ચબરાક છોકરી હોય છે. બધાની લીડર પણ દેખાવે ભોળી, રૂપાળી અને Provocating. એને વાતમાં ભુરકી નાખે છે અને પછી પ્રસંગોની હારમાળા જામે છે. હસી હસીને પેટ દુઃખી જાય—પણ એવું ચિત્ર આપણે ત્યાં આવે જ નહિ.

આવે તો એટલું બધું સેન્સર થઈને બતાવવામાં આવે કે મજા ન પડે. ફોટોગ્રાફી તો બધાં જ ઈટાલીઅન ચિત્રોની સરસ.

અવારનવાર ટેલીવીઝન પર સરસ કાર્યક્રમો રજૂ થાય છે. ૧૯૬૧ના અંત લગી તો Studio-I માંથી નૃત્યોના સુંદર કાર્યક્રમો રજૂ થતા. બધાંજ જીવંત અને આધુનિક. ગીતોની એક સીરીઝ આવતી હતી. એમાં વરસને અંતે કયું ગીત પહેલું આવે એ માટે શ્રોતાઓના મત મગાવેલા. સાથે એ માટે એક મોટી લોટરી પણ જાહેર કરવામાં આવેલી આપણી જેમ હળવા સંગીતના પણ આ લોકો ભારે શોખીન છે. આપણા ફિલ્મી ગીતોના ઢેકાઓ પકડી ઈટાલીઅન ગીતોની સ્વરરચના કરવામાં આવે તો સારું વેચાણ થાય. હાલ ઘણા લોકપ્રિય થયા હોય એવા ગાયકોમાં ટોની ડલારા. એનું 'બામ્બીના બામ્બીના' ૧૯૬૧નું સૌથી વધુ લોકપ્રિય ગીત તરીકે ઠરેલું. એનું એક બીજું પણ સરસ ગીત છે: Novia-નવવધૂ એ ગીત મૂળે સ્પેનીશ છે પરંતુ ગાયકે તેનું ઈટાલીઅન રૂપાંતર કરી ગાયું છે. એના શબ્દો આપણા લોકગીત જેવા. એક સ્ત્રી એના પ્રિયતમને પરણી નથી શકતી. અને સમાજના બંધનોમાં તણાઈ બીજાને પરણે છે. દેવળમાં જતી વેળા એને પ્રિયતમની યાદે આંસુ આવે છે. લોકો સમજે છે કે એને હરખનાં આંસુ છે. પણ દૂર અજાણ્યો રહી આ બધું જોતો પ્રિયતમ જાણે છે કે એ શાથી રડે છે. ગીત પ્રિયતમના મુખે ગવાતું હોય એવી રીતે રજૂ થાય છે. બીજા છે Peppino di Capri. એનાં twists બહુ જાણીતા થયા છે. અવારનવાર ટેલીવીઝનપર અને મોટી હોટેલોમાં આવે છે. Betty Curtis, Mina Sergio Bruno, Tony Renis અને Domenic Modungo. ડોમેનીક મોડુન્ગો તો વળી ગાયક અને લેખક છે કમ્પોઝર અને નટ પણ ખરો. ફિલ્મમાં પણ અવારનવાર કામ કરે છે. એનો દેખાવ રાજકપૂર જેવો છે. મૂછો પણ તેવી રાખે છે. ખૂબ લોકપ્રિય કલાકાર છે: કંઠ સરસ. આવતી વખતે મારે-આ બધા ગાયકોની શક્ય તેટલી રેકર્ડ્ઝ લાવવી છે.

અહીની અમારી કલાશાળા ભલે મુંબઈની જે. જે. સ્કૂલ ઓવ આર્ટ્સ જેવી જ લાગતી હોય પણ વાતાવરણ અને આજુબાજુ થતી પ્રવૃત્તિ પરથી હું પણ ઘણું શીખવા પામ્યો છું ચિત્રો કરવાની ખૂબ મઝા આવે છે. ઘણી ઘણી નવી ટેકનીક ખોળી કાઢી છે. કરતો જાઉં અને સૂઝ પડતી જાય.

ઉપર ફિલ્મ વિષે લખ્યું તેમાં કેટલુંક ઉમેરવાનું રહી ગયું છે. એન્ટોનીઓનીનું બીજું ગાજેલું ચિત્ર La Notte-'The Night' ૬૧મા આવી ગયું ફરીને આવશે તો જોવું છે. ફેલીનીનું La-Notte di cabiria Visconti નું 'I Vitellohi', De Laurentius નું 'Barbba'. એ 'Benhur' જેવું costume ચિત્ર છે. ખર્ચાળ મોટું ને lavishly produced. ઈટાલીનો એ મોટો Producer. રોમથી થોડેક દૂર એક ગજબનો મોટો સ્ટુડીઓ બાંધે છે કહેવાય છે કે એ પૂરો થયા પછી ફિલ્મનું પાટનગર હોલીવુડ મટી રોમ બનશે. Pier Paolini ની Stark realism વાળી ફિલ્મ અને એવાંજ લખાણો ઘણાં જાણીતાં થયાં છે. Leftist-communist છે. એને કારણે એની ટીકા કરનારાઓ પણ ઓછા નથી. એ કવિતા પણ લખે છે. ઘણો પ્રતિભાશાળી માણસ

લેખકોમાં Riccardo Bocchelli પીરાન્દેલોની યાદ આપે. Vasco Pralolini અને Lo sciolo એનાં જાણીતાં પુસ્તકો. Carlo Levi લેખકનું 'Cristo de e', fermato ad Eboli' એટલે 'Christ stopped at Eboli' જાણીતું છે આ પુસ્તકને ઈટાલીમાં ખૂબ સફળતા મળેલી. એ લેખક ચિત્રકાર પણ છે. ડૉ મુલ્કરાજ આનંદે એમના પર એક ઓળખ-પત્ર લખી આપ્યો છે પણ હજી સુધી હું એમને મળી શક્યો નથી. બીજા છે Ceasare Pavese. તેમનું 'La Luna ei falo'-'The moon and the Harvest' જાણીતું પુસ્તક છે. La caprio Reffaelle-'Ferito o morte' ('Wounded or dead') Curzio Polaporte -La pelle ('The skin') ઈત્યાદિ-આનું અંગ્રેજી ભાષાંતર મુંબઈમાં જોયાનું મને યાદ છે.

મોરાવીઆ ઉપરાંત જાણીતા લેખકોમાં પિરાન્દેલોનાં નાટકો અહીં અવારનવાર ભજવાય છે. એની કૃતિઓ ઉપરથી ફિલ્મ પણ તૈયાર થઈ છે. પણ હજી મને જોવા મળી નથી. એનું એક નાટક '6 personagi in cerca d' authore'—Six characters in Search of an author અમે જોએલું બેએક મહિના પૂર્વે. એટલી બધી સમજ પડી નહોતી. તોયે ભારે રસ પડેલો. એક ટોળકી નાટકની તૈયારીઓ કરે છે, રીહર્સલ વગેરે, ત્યાં આ છ જણા આવી ચડે છે. એક આધેડ વયનું યુગલ, એના બે છોકરાઓ—એક યુવક ને એક યુવતી અને એ બાઈના આગલા લગ્નથી થએલ બે જુવાન છોકરાં—એક પુત્ર ને બીજી પુત્રી આવીને પૂછે છે કે કોઈ એવો લેખક છે કે અમારી વાતો, અમારી જીંદગી પરથી નાટક લખે? ઘણો unusual પ્લોટ. પછી તો પેલા લોકોનું નાટક નાટકને ઠેકાણે રહ્યું અને આ લોકોનું નાટક જામ્યું. અંદર અંદરનો સંઘર્ષ. કામુકતા અને ઈર્ષ્યા–tense drama. એને બરોબર અંગ્રેજીમાં વાંચવું પડશે અને ઈટાલીઅન ભાષા બરાબર આવડયે મૂળ ભાષામાં. અહીં એક મિત્રે ઈટાલીઅન કાવ્યોની એક એન્થોલોજી ભેટ આપી છે. હજી ઘણી ઘણી કવિતાઓ વાંચવી બાકી છે. થોડીક વાંચી છે. એમાં જાણીતા ઈટાલીઅન કવિઓમાં Angiolieri (1250-1319), Gimignano (1309-?), Dante (1256-1321) Petrarca(1304-74), Boccaccio (1313-75), Leopardi(1798-1837), Campano (1885-1932), Ungaretti (1888-) (એમને તો નોબેલપ્રાઈઝ મળી ગયું છે!), Piontale (1896-), Quasimodo (1901-) વગેરે. લીટી કરેલા કવિઓની કૃતિઓ અને તેમના વિષે તો હવે આપણે જાણીએ છીએ.

વિશેષ આવતા પત્રે...

લિ. પ્રદ્યુમ્ન.

( અનુસંધાન પાના ૩૪નું ચાલુ )

જીવશાસ્ત્રમાં અને ખગોળશાસ્ત્રમાં આપણે આ અપૂર્ણ વિભાજન જોઈએ છીએ તે મૂળભૂત કણોના સંપૂર્ણ વિભાજન પર કેટલું નિર્ભર છે તે વિષે અત્યારે તો આપણે કલ્પના જ કરી રહી જો તે આની સંપૂર્ણ સમજ ન આપે તો આ વિભાજનના નિયમને શોધવા આ મૂળભૂત કણોની પેલે પાર આપણે તપાસ આદરવી પડશે. એટલે આ વિભાજનનો સિદ્ધાંત મૂળભૂત નીવડશે.

આકાશમાં એકબીજાથી અત્યંત દૂર ગમેતેમ વેરાયેલા નાનામાં નાના તારાના પ્રમાણમાં અત્યંત નાચીઝ એવા જીવને માટે, તેના અસ્તિત્વ પર સત્તા ચલાવતા થોડા પણ સિદ્ધાંતો સમજવા અને તેમનું જ્ઞાન મેળવવું, એ ખરે જ એક મોટી સિદ્ધિ કહી શકાય.

ભરતીની ગતિ, આકાશની ભૂખરાશ, વીજળીનો ચમકાર, અને ઝાડ પરથી પડતું સફરજન; આ સિદ્ધાંતોની સમજથી ગમે તેવી નાની પણ નવી રચનાઓનું નવી રીતે સર્જન કરવું, જીવંત પદાર્થ વિષે નવું જ્ઞાન મેળવવાની શરૂઆત કરવી અને જીવંત પદાર્થ ભવિષ્યની પેઢીને પોતાની આનુવંશિકતા કેવી રીતે આપે છે વગેરે ઘટનાઓને લાગુ પડતા નિયમો સમજવા એ ખરે જ એક મહાન વાત છે અને તે શિલ્પ, સંગીત અને સાહિત્યની કક્ષાને યોગ્ય છે.

માત્ર નિસર્ગ પર સત્તા મેળવવી તે વિજ્ઞાન નથી; નિસર્ગ વિષેની ઊંડી સૂઝ મેળવવી તે પણ વિજ્ઞાન છે. તેની આ બંને બાજુ તરફ સરખી રીતે ધ્યાન આપવું જોઈએ.

## શયદા : ગઝલ-ગુલઝારનું પુષ્પ | —ચુનીલાલ મડિયા

મુંબઈમાં થોડાં વર્ષ પહેલાં પ્રિન્સેસ સ્ટ્રીટમાંથી ભૂલેશ્વર તરફ મોટા મંદિરે દર્શન કરવા જનાર ગુજરાતી ગૃહિણીઓ માર્ગમાં બુકસેલરોની દુકાને પૂછગાછ કરવા થોભતી. 'એ વાર્તાની ચોપડી ક્યારે આવશે?'

આવી પૂછગાછ કરનાર કેટલીક સ્ત્રીઓ તો નિરક્ષર પણ હશે, છતાં એમણે દૈનિક અખબારમાં હપ્તાવાર સાંભળેલી એક નવલકથા ગ્રંથરૂપે સળંગ કોઈકને વંચાવીને એનો આસ્વાદ લેવાની એમને તાલાવેલી લાગી હતી.

જેના પ્રકાશન પૂર્વે આવી ઇંતેજારી સેવાતી હતી એ નવલકથાનું નામ 'મા તે મા.' મુંબઈ સમાચાર દૈનિકમાં હપ્તાવાર લખાતી એ વાર્તાના લેખક હતા શયદા.

'મા તે મા', 'નાની નણદી', 'ખમાભાઈને', 'લાખેણી લાજ' વગેરે કુટુંબકથાઓ જેવી નાનીમોટી પચાસેક લોકપ્રિય નવલકથાઓ લખનાર શયદા ગયે અઠવાડિયે (મુંબઈમાં લ્યુકેમિયાના રોગથી અવસાન પામ્યા.)

### ગઝલકારની સિદ્ધિ

સૌરાષ્ટ્રમાં ધોલેરા ખાતે એક ગરીબ ખેડૂતને ઘેર જન્મેલા આ લેખક શાયરનું સાચું નામ તો હરજી લવજી દામાણી. એક વેળા તેઓ સાચેજ શ્રમજીવી હતા. જેમનાં લોકપ્રિય પુસ્તકો માટે બુકસેલરોને ત્યાં ઇંતેજારીથી પૂછપરછ થતી, એ લેખક પોતે એક જમાનામાં બીજાઓએ લખેલાં પુસ્તકોની ફેરી કરતા. આવા એક આપબળે આગળ વધેલા લેખક, કવિ અને પત્રકારને ગુજરાતે સ્વયંસ્ફુરણાથી જ 'ગઝલસમ્રાટ'ના બિરુદ વડે નવાજ્યા, એ હકીકતમાં એ ગઝલકારની સિદ્ધિ અને ગુજરાતની શોભા રહેલી છે.

### શાયરીના ઘાયલ જીવ

શયદાના પરિચયમાં આવનારાઓ સહુ જાણે છે કે તેઓ શાયરીના ઘાયલ જીવ હતા. એમના પરિચિતો સ્વાનુભવે જાણે છે કે મુંબઈની ટ્રામમાં, મોટરબસમાં, હૉટેલ-રેસ્ટોરાંમાં ક્યાંય પણ જનાબ શયદાનો ભેટો થઈ જાય તો તેઓ હોંશેહોંશે પોતાની ગઝલોના તાજા 'ટુકડાઓ' સંભળાવ્યા જ કરતા. કહેવાય છે કે એકવાર શયદાસાહેબને ઘેર એમના પ્રતિષ્ઠિત જ્ઞાતિજનો આવી ચડેલા. એમને આ ગઝલકારે કલાકો સુધી એટલી તો નઝમો સંભળાવી, આગ્રહ કરીકરીને એટલી તો ગઝલપ્રસાદી પીરસ્યે રાખી કે અતિથિઓ જે કામ માટે મળવા આવેલા, એની વાત કાઢવાનો જ એમને અવકાશ ન રહ્યો. આપણા શાયરને પછીથી જાણ થઈ કે એ અતિથિઓ તો શયદાસાહેબના પુત્ર માટે પોતાની પુત્રીના વેવિશાળની વાત કરવા આવેલા... કવિતારચના એ શયદા માટે એકાદી મનોરંજન માટેનો વ્યાસંગ નહોતો. એ તો એમના જીવનમાં તાણાવાણાની પેઠે વણાઈ ગયેલી વસ્તુ હતી. એમનું વ્યક્તિત્વ સદૈવ શાયરીથી ઉભરાતું દેખાતું.

### અલવિદા

શયદાની પહેલવહેલી કવિતા આજથી પચાસ વર્ષ પહેલાં—છેક ૧૯૧૨ માં 'મુંબઈ સમાચાર'માં, હરજી લવજી દામાણી માસ્તર, ધોલેરાવાળા, એવી લાંબી સહીથી છપાયેલી. અને છેલ્લી કવિતા પણ એમણે મૃત્યુશય્યા પરથી જ, સમાચારના સંપાદકને લખેલા

પત્રમાંથી એ અખબારમાં જ છપાઇ છે. એમાં એમણે પોતાના જીવનસખાસમા શાયરો અને શ્રોતાઓને 'અલવિદા' કહ્યા છે.

જેમાં તને મજા છે એમાં મને મજા છે.
ઓ દર્દ, તું જ મારા દિલની હવે દવા છે.
મારા જીવનમાં આજે છેલ્લી મને મજા છે.
ખેંચે છે શ્વાસ દોરી, મૃત્યુના હીંચકા છે.
ઓ મૃત્યુ ધીર ધર તું છેલ્લી વિદાય લઈ લઉં.
શ્રોતા ને શાયરો, એ મારા જીવનસખા છે.
તૈયાર મૃત્યુ ત્યાં છે, કરવાને કામ પૂરું
લ્યો મિત્રો સૌથી શયદાની અલવિદા છે.
હું દોડી દોડી જલદી હમણાં જ પકડી પાડું
આ હાથવેંત છેટી મુજથી હવે કજા છે.
આવાઝ એવો પડયો એ રીત છે જગતની
જે તું હશે ભલો તો દુનિયામાં સૌ ભલા છે.
તારું શું નામ શયદા તારી તે નામના શી?
તારાથી લાખો સારા આવ્યા અને ગયા છે.

### ગાંધીજીને ગમ્યું

'શયદાનું મોટામાં મોટું અર્પણ એ કે એમણે ગઝલ કાવ્યપ્રકારને સાહિત્યમાં મોભાદાર સ્થાન અપાવ્યું. ગઝલના પિંગળનો અભ્યાસ કરીને એક ગંભીર કાવ્યપ્રકાર તરીકે એની પ્રતિષ્ઠા કરી બતાવી. છેલ્લી પચીસીમાં ગુજરાતમાં ગઝલકારોનું એક ખાસ્સું જૂથ ઊભું થયું, અને મુશાયરાપ્રવૃત્તિને વેગ મળ્યો એનો યશ શયદાને જાય છે. દુરારાધ્ય સાક્ષરો ગઝલને હજી મંદેગિઓનો કાવ્યપ્રકાર ગણતા, એ જમાનામાં શયદાએ ઇરાદાથી પ્રેરાઈને જે કેટલીક રચનાઓ આપી, એ તો યુનિવર્સિટીમાં પણ અભ્યાસને યોગ્ય લેખાઈ હતી. એમનું એક કાવ્ય વાંચીને ગાંધીજી પણ પ્રસન્ન થયેલા અને એ કાવ્યની હસ્તપ્રત ઉપર લખી આપેલું: 'બહુ મીઠું લાગ્યું.'

ગઝલક્ષેત્રે શયદા એક વ્યક્તિ મટીને આંદોલન સમા, વિશાળ સંસ્થા જેવા બની રહેલા. એમાં એમની પ્રલંબ પત્રકારચર્યાનો પણ ફાળો છે. ૧૯૨૪માં એમણે 'બે ઘડી મોજ' સાપ્તાહિક શરૂ કરેલું. આ અઠવાડિક ઉચ્ચ કોટીનાં મોજમનોરંજન પીરસેલાં. એમાં ઝવેરચંદ મેઘાણીની કલમ 'સાહિત્યના સૂર' વહાવતી. નરસિંહરાવ, કૃ મો. ઝવેરી, મુનશી, મસ્ત ફકીર વગેરે એમાં નિયમિત લખાણો આપતા. શામજી ભાઈ તેલવાળા સંપાદિત 'બે ઘડી મોજ' ના દિવાળી અંકોએ તો એ જમાનામાં એક ઉજમાળી ભાત ઉપસાવેલી. મુંબઈની મેડોઝ સ્ટ્રીટને છેડે બૅંકહાઉસ લેનમાં 'બે ઘડી મોજ'ના છાપખાનાનો એ મેડો ફ્રાન્સનાં લિટરરી સલોંની પેઠે લેખકો કવિઓનો અડ્ડો બની રહેલો. સ્વ. હાજીમહમદના વીસમી સદીની જેમ જ શયદાના આ સાપ્તાહિકની આ કામગીરીની પણ ભવિષ્યમાં નોંધ લેવાશે જ.

### પણ છે મનન માટે

શયદાએ એકવાર વાતવાતમાં મને કહેલું કે મારાં માતાએ મારા ઉપર પ્રબળ હિન્દુધર્મના સંસ્કાર પાડયા છે...એમની કેટલીયે ગઝલો આ વાતની શાખ પૂરતી જણાય છે. આમ તો, પોતાની ગઝલો વિશે કવિએ પોતે જ કબૂલ કર્યું છે:

નિચારી વાંચનારા વાંચશે
ને સાફ કહેશે કે
ગઝલ શયદાની સાદી સાવ છે,
પણ છે મનન માટે.

આ સાવ સાદી ચીજ પણ ઘણી વાર ગૂઢ વિચારો અને ગહન ફિલસૂફીની અભિવ્યક્તિની ગુંજાશ ધરાવતી જણાય છે:

હું ય જાણું છું કે મારી
જિન્દગી આ શૂન્ય છે
શૂન્યમાં ઇશ્વર છુપ્યો છે;
શૂન્ય છું, એકમ નથી.
એ નિયમ છે વિશ્વનો,
તડકા ને છાયા સાથ છે:
એ ખુશી થાનાર,
તું તારી ખુશીમાં ગમ નથી!

### ઇશ્વરની ખોજ

જીવન, મૃત્યુ, ઇશ્વર આદિ પ્રશ્નો અન્ય કલાકારોની જેમ શયદાને પણ પજવી ગયા હશે. છેલ્લી 'અલવિદા' માગતાં, હાથવેંત જ છેટી જણાતી કઝા

પોતાને પકડી પાડે, એ પહેલાં પોતે જ દોડીને સામેથી કઝાને પકડી પાડવા મથતા હોય એવું ચિત્ર તેઓ આંકી રહે છે. ઈશ્વરની ખોજ અંગે પણ તેઓ આવી જ ખુમારી ધરાવે છેઃ

શોધી શોધી થાક્યો,
હું તો જાઉં છું;
શોધવા તું આવજે
પરવરદિગાર !
એજ રીત જઈશ
હું સંસારથી
કાફલો પાછળ અને
આગળ ગુબાર.

## આજીવન આરાધક

પાંસઠ વર્ષે અવસાન પામેલા આ શાયર આપણા સાક્ષરયુગના પ્રત્યક્ષ સાક્ષી હતા. અરધી સદી સુધી યથાશક્તિ શાયરી કર્યા પછી છેલ્લે-છેલ્લે બિમારીમાં તેઓ પથારીવશ થઈ ગયેલા. પણ ત્યારેય એક મુશાયરામાં હાજરી આપવા તેઓ હબીબ હૉસ્પીટલમાંથી ખાસ ખેંચાઈને, ડૉક્ટરને સાથે લઈને આવી પહોંચેલા. અને તમીઅની નિગેહબાની તળે નઝમો સંભળાવી ત્યારે જ એમને ચેન પડ્યું. એમણે એકરાર કર્યો :

મેં ગઝલ મરતાં સુધી મૂકી નથી,
ન્હાય તેવા હાલ શયદા થઈ ગયા.

## છેલ્લો મુશાયરો

જિંદગીના એ છેલ્લા મુશાયરામાં કવિએ રજૂ કરેલી રચનામાં, નજર સામે જ દેખાતા મૃત્યુને તેઓ પોખી રહ્યા જણાય છે. જીવતો માણસ જિંદગી અને મોતનો તાળો કેવી મર્દાનગીથી મેળવતો હોય છે, એના એક નમૂના લેખે આ રચના સંઘરી રાખવા જેવી છેઃ

કાળ, તું શું આવીને લૂંટી ગયો ?
પ્રાણ ! એ તો દેહથી છૂટી ગયો.
જાળ પાથરનાર મૂરખ પારધી !
તું ફસાયો, પ્રાણ તો છૂટી ગયો.
જિન્દગીનો સાર જો પાણીમહીં,
એક પરપોટો થયો, ફૂટી ગયો.
હું કહો ફરિયાદ ક્યાં જઈને કરું ?
રક્ષનારો ખુદ મને કૂટી ગયો.
છે કિનારા પર હવે એનું રુદન.
સાથ મોજાંનો હતો, છૂટી ગયો.
એ જ આ સંસારનો વ્હેવાર છે,
કોઈ લુંટાયો, કોઈ લૂંટી ગયો.
આંખ મારી કેમ આ ફૂટી નહીં ?
આયનો શા વાસ્તે તૂટી ગયો ?,
રૂપ એમાં જોઉં છું મારાં અનેક,
બહુરૂપી છું, ભેદ એ મારો ફૂટી ગયો.
સાત સાગર બંધ પાંપણમાં હતા,
બંધ કંઈ કાચો હતો, તૂટી ગયો.
ખાક ઊડે છે હવે તો આંખમાં,
આંસુનો જળધોધ પણ ખૂટી ગયો.
હાશ ! એની યાદ તો 'શયદા' થશે.
કાળજે કાંટો ભલે તૂટી ગયો.

## જિંદગીની રંગભૂમિ ઉપર

જિંદગીના છેલ્લા દિવસોમાં શયદા ઘણી આત્મખોજ કરતા હતા. ઉપર ટાંકી છે એ ગઝલ પણ એ આત્મખોજની જ નીપજ છે. શ્રી. શાન્તિકુમાર ભટ્ટ ઉપરના છેલ્લા પત્રમાં તાજા કલમની રાહે એમણે ઉમેરેલું:

કદી રંગભૂમિને ગજવી બતાવી,
કરી એને ઉજ્વળ કે લજવી બતાવી,
મળી ભૂમિકા તે મેં ભજવી બતાવી.

ચાર ચોપડી ભણેલા ખેડૂતપુત્રની આ કાવ્યપંક્તિઓમાં શેક્સપીઅરશાઈ કલ્પનોડ્ડયન અને અતિરૂપ દેખાય છે એમ કહીએ તો શયદાએ પોતે જ એ વાત હસી કાઢી હોત તેથી, અત્યારે તો સરખામણીઓ કરવાને બદલે કવિના આ છેલ્લા ઉદ્દગારો ઉપરથી એટલું જ કહીએ કે જીવનનાટકમાં પોતાને જે કોઈ ભૂમિકા મળી એ યશસ્વીરીતે ભજવી બતાવીને એમણે જિંદગીની રંગભૂમિને સાચે જ ઉજ્વળ કરી બતાવી છે.

# સંશોધન–પુરાતત્ત્વનું ગૌરવ | અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

ગયા રવિવારે તા. ૧લી જુલાઈ ૧૯૬૨ના રોજ ગુજરાત વિદ્યાસભા તરફથી પ્રાચ્યવિદ્યા અને પુરાતત્ત્વના જાણીતા વિદ્વાન ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રીને રણજિતરામ સુવર્ણચંદ્રક અર્પણ કરવાનો વિધિ ભોળાનાથ સેઠીઝ ઇન્સ્ટીટ્યુટમાં અમદાવાદ ખાતે યોજાઈ ગયો. રણજિતરામ સુવર્ણચંદ્રક એનાયત કરીને ગુજરાતના સર્જક તેમ જ શાસ્ત્રીય સાહિત્યમાં વિશિષ્ટ પ્રદાન કરનાર વ્યક્તિનું બહુમાન કરવાનો શિરસ્તો જાણીતો છે. સર્જનાત્મક સાહિત્ય રચનાર સાહિત્યકારોની સાથે સાથે જ સંશોધન–ઇતિહાસ આદિ શાસ્ત્રીય સાહિત્યનું ખેડાણ કરનાર વિદ્વાનોનું બહુમાન કરી શાસ્ત્રીય સાહિત્યની શાખાઓની પ્રવૃત્તિઓને પ્રેરવી અને પોષવી એ ગુજરાત વિદ્યાસભાની પ્રવૃત્તિનું એક મહત્ત્વનું અંગ છે. સંશોધન અંગેનો રણજીતરામ સુવર્ણચંદ્રક ડૉ. ભોગીલાલ સાંડેસરાને થોડાં વર્ષો પહેલાં જ અર્પણ કરવામાં આવ્યો હતો એ જાણીતી વાત છે. ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રીને ૧૯૬૦ના વર્ષનો સુવર્ણચંદ્રક એમના 'મૈત્રકાલીન ગુજરાત' નામના સંશોધનાત્મક ગ્રંથને લક્ષમાં લઈને અર્પણ કરવામાં આવ્યો હતો.

*

ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રીની સંસ્કૃત અને પ્રાચ્યવિદ્યા ક્ષેત્રોની વિદ્વતા એમને વારસામાં મળી છે એમ કહીએ તો ખોટું નથી. ગુજરાતી ભાષાનો ઇતિહાસ લખનાર સ્વ. વ્રજલાલ કાળિદાસ શાસ્ત્રી એમના પિતામહ થાય અને 'સાહિત્યના ઓવારેથી' નામના વિવેચન–સંશોધન લેખોના સંગ્રહથી જાણીતા સ્વ. શંકરલાલ ગં. શાસ્ત્રી એમના મોટાભાઈ થાય. એટલે સંસ્કૃત, ભાષાશાસ્ત્ર અને સંશોધન અંગેની પ્રેરણા તો તેમને કુટુમ્બના વાતાવરણમાંથી જ મળી રહી. સંસ્કૃત સમગ્ર વિષય લઈને ૧૯૪૦ માં તેઓ જુનાગઢની બહાઉદ્દીન કોલેજમાંથી બી. એ. માં પ્રથમ વર્ગમાં પાસ થયા અને પછી ગુજરાત વિદ્યાસભાના અનુસ્નાતક વિભાગમાં જોડાઈને સંસ્કૃત મુખ્ય અને અર્ધમાગધી ગૌણ વિષયો લઈને એમ. એ.ની પરીક્ષામાં બીજા વર્ગમાં પાસ થયા. પુરાતત્ત્વ વિદ્યા અને સંશોધન પ્રત્યેની અભિરુચીને કારણે એમણે એમ. એ. માં વૈકલ્પિક શાસ્ત્ર તરીકે અભિલેખ વિદ્યા (એપિગ્રાફી) પસંદ કરી હતી. ભો. જે. વિદ્યાભવનમાં એમ. એ. થયા પછી એમણે થોડા વખત ફેલો તરીકે કાર્ય કર્યું અને ત્યારબાદ અનુસ્નાતકોના અધ્યાપક તરીકે એમને માન્ય કરવામાં આવ્યા. ૧૯૪૭માં એમને મુંબઈ યુનિવર્સિટી તરફથી "વલભી રાજ્યના અભિલેખો" એ વિષય પર મહાનિબંધ લખવા બદલ પી. એચ. ડી. ની પદવી આપવામાં આવી. રાવબહાદુર ન. ન. દીક્ષિત અને ડૉ. હસમુખ સાંકળિયા જેવા પુરાતત્ત્વવિદોના સંપર્ક અને સમાગમને કારણે સંશોધન અંગેની એમને ઠીક ઠીક તાલીમ મળી. એમના મહાનિબંધ પરથી "હડપ્પા અને મોહેંજો દડો" વિશેનું ગુજરાતી પુસ્તક અને "મૈત્રકકાલીન ગુજરાત" વિષેના બે ગ્રંથો અનુક્રમે ૧૯૫૨ અને ૧૯૫૫ માં આપણને મળ્યા. આ ગ્રંથોને લક્ષમાં લઈને નર્મદ સાહિત્ય સભા, સુરત, તરફથી નર્મદ સુવર્ણચંદ્રક એમને અર્પણ કરવામાં આવ્યો– ૧૯૫૭.

*

ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રીના છેલ્લા એક દસકામાં લખાયેલા સંશોધન અને પુરાતત્ત્વ અંગેના લેખોએ એમને ઠીક ઠીક પ્રસિદ્ધિ અપાવી છે અને ગુજરાતના વિદ્વદ્‌ગંનું પણ ધ્યાન ખેંચ્યું છે. દાનપત્રો પરથી મળતી માહિતીને આધારે ગુજરાતનાં પ્રાચીન ઇતિહાસ સાહિત્ય, શિલ્પ, સ્થાપત્ય, ધર્મ વગેરે સંસ્કારિક પાસાંઓ પરત્વે એમણે સારો એવો પ્રકાશ ફેંક્યો છે. એમના આ વિષયના ગ્રંથોમાં "ભારત બહાર વિકસેલી ભારતીય સંસ્કૃતિ: ઇન્ડોનેશિયામાં અને "હિસ્ટોરીકલ એન્ડ કલ્ચરલ ક્રોનોલોજી ઓફ ગુજરાત" મહત્વનું પ્રદાન છે.

પ્રાચ્ય વિદ્યામંદિર, વડોદરા તરફથી "હિસ્ટરી એન્ડ કલ્ચર ઓફ ગુજરાત ઇન ધ મૈત્રક પિરિયડ", તેમજ ગુજરાત યુનિવર્સિટી તરફથી "ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ" એ બે ગ્રંથો ટૂંક સમયમાં બહાર પડશે. આપણે આશા રાખીએ કે તે બે ગ્રંથો પણ

ડૉ. શાસ્ત્રીની ઉંડી વિદ્વત્તાપૂર્ણ દ્રષ્ટિના પરિચાયક નીવડશે.

સંશોધન ક્ષેત્રે તેમણે પોતાના પૂર્વજ કવિ છોટમની અનેક કૃતિઓનું સંશોધન કરી સંપાદન કર્યું છે. જેમાં 'સાંખ્યસાર', 'યોગસાર', 'સુમુખ આખ્યાન', 'એકાદશી માહાત્મ્ય' વગેરે કૃતિઓનો સમાવેશ થાય છે સંસ્કૃત ગ્રંથોના એમના અનુવાદોમાં ભાસકૃત 'મધ્યમ વ્યાયોગ' અને 'ભર્તૃહરિ નિર્વેદ' નાટકના અનુવાદો ધ્યાન ખેંચે તેવા છે

ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રી ગુજરાત ઇતિહાસ પરિષદના પ્રથમ અધિવેશનના પ્રમુખ હતા, એ ઘટના એમના ઇતિહાસ પુરાતત્ત્વ ક્ષેત્રના સ્થાન અને માનનો પરિચય કરાવે છે પ્રમુખ સ્થાનેથી એમણે આપેલું વ્યાખ્યાન ગુજરાતના ઇતિહાસ–પુરાતત્ત્વ અંગેની અનેક નવી ક્ષિતિજો બતાવી આપનારું નીવડ્યું હતું આપણે ઇચ્છીએ કે ડૉ શાસ્ત્રી તે દિશામાં પણ મહત્ત્વનું કાર્ય કરી આપણી અપેક્ષાઓને સંતોષે રણજિતરામ સુવર્ણ ચંદ્રક એમને તે દિશાના કાર્ય માટે પ્રેરક બની રહો.

# કરસનદાસ માણેક ( ષષ્ટીપૂર્તિ સમારંભ )

જુલાઈની ૧ લીએ મુંબઈમાં કવિ કરસનદાસ માણેકનો ષષ્ટીપૂર્તિ–સમારંભ ઉજવાયો.

એક ગુજરાતીની આગવી ખુમારી અને મસ્તીભરી કારકીર્દિનો એ સમારંભ ગણાશે.

માણેકે આખી જિંદગી કૈંક કરી જવાની, કૈંક કહી જવાની, કૈંક લખી જવાની, કૈંક એવું અર્પી જવાની, અને કૈંક એવું જીવી જવાની આરત અનુભવી છે કે જેથી આ ભારતદેશ મુક્ત બને, ઉન્નત બને; એનાં બેટાબેટી મર્દ બને, માણસ બને

આ એકધારી, એકાગ્ર એકનિષ્ઠ ખેવનાએ એમને વિદ્યાર્થીવયથી જ 'સા વિદ્યા યા વિમુક્તયે'નું ભાથું બંધાવ્યું, એ ખેવનાએ એમને અનગારી શિક્ષકની નિષ્ઠા બક્ષી, ને એ ખેવનાએ એમને માભોમના મુક્તિ યજ્ઞમાં માથું હાથમાં લઈ ભમવાનો નશો ચડાવ્યો, ને આસપાસનાં દીન–દુખિયાંની મહોબ્બત શિખવાડી; ને એ ખેવનાએ એમને મુક્તમના ધૂની કવિ–સાહિત્યકાર બનાવ્યા, ને ઉત્સાહી આખ્યાનકાર બનાવ્યા; કોઈ કશી વાડાબંધી–પક્ષાપક્ષી વિનાના ગાંધી–પ્રેમી–રાજકારણી બનાવ્યા, ને કોઈ કશી રાષ્ટ્રીય સંકુચિતતા વિનાના સ્વસ્થ શાંતિવાદી બનાવ્યા; ને સંસાર સુધારથી માંડી ભારતીય સંસ્કારિતાના સંરક્ષક બનાવ્યા.

આવડી જબરજસ્ત એકધારી ખેવનાને પ્રતાપે જ તો તેઓ આડબરી સિદ્ધિ પાછળ, છીછરી કીર્તિ પાછળ, ધનસંપત્તિના ઢગલા પાછળ, કે ભોગ–વિનાસિતા પાછળ પડયા નહિ, ને એકાંગી એકદેશીય સિદ્ધિથી લલચાયા નહિ

એમ તો, સ્વાર્થ સૌને હશે પણ સ્વાર્થે એમને લપટાવ્યા નથી, આપમતલબી બનાવ્યા નથી, ને ભય સૌને હશે પણ ભયે એમને બીરુ બનાવ્યા નથી, ને ગણત્રી ઘણીય કરી હશે ને ખોટા પ્રણિધાનવાર પડયા હશે, પણ એથી નથી 'ઉદાસી' બન્યા, નથી 'કડવા' બન્યા, કે નથી કર્તવ્યવિમુખ બન્યા

માણેકે નોકરીઓ કરી ને છોડી – એકજ ધૂનમાં, ને અઠવાડિકો–માસિકો કાઢયાં ને નાણાંનો ધુમાડો કર્યો તે એકજ લગનીમાં મુંબઈ રેડિયોના ગુજરાતી વિભાગના સંચાલનની જવાબદારી ઉઠાવી, ને કોલેજમાં પ્રોફેસરી બજાવતા થયા – કદાચ આર્થિક ભીડ ભાંગવાય હશે. પરંતુ એ એકજ ગરજ એમને કદી બાંધી શકી નથી, સમેટી લઈ શકી નથી બધી જ પ્રવૃત્તિઓ એમની જાગ્રતધમણના શ્વાસોચ્છ્વાસ જેવી જ રહી છે.

શિક્ષક તરીકે માણેકને કોઈ સરપાવ–ઈનામ મળ્યો નહિ હોય, ને સત્યાગ્રહી તરીકે એમની છબીઓ ક્યાંય ટિંગાઈ નહિ હોય, ને કવિ–નાટયકાર–ભજનિક, આખ્યાનકાર–તંત્રી–પંડિત–પ્રોફેસર તરીકેનો એમનો કીર્તિધ્વજ દેશમાં ને ગુજરાતમાંય બહુ ઊંચો કાઢીએ ચઢયો નહિ હોય. કીર્તિ એમને પ્રાપ્ત થઈ છે, પણ પાછળ પાછળ ઘસડાતી આવી એટલી જ; સંપત્તિ

એમને મળી હશે, તે પસીનો પાડ્યા જેટલી જ. પરંતુ એક શિક્ષકની જાગ્રતિ, એક સત્યાગ્રહીની ફનાગીરીની વૃત્તિ, એક લેખકનો સ્વૈર મિજાજ, એક ભજનિકની ભીની ભક્તિ, ને એક પત્રકાર–આખ્યાનકાર તરીકેનો લોકશિક્ષણ સંસ્કારનો અભરખો; અને એ બધાયને પાછળ નાખી દે એવી એક મસ્ત દિલની દિલાવરી, ને એક પ્રેમીની ન્યોછાવરી – સેંકડો નહિ, હજારોને હૈયે આમાંનો કોક ને કોક ધબકારો આજેય શમ્યો નહિ હોય – ગુજરાતમાં એક સાથે અને આટલાં વરસો લગી લગભગ એકધારી આટલી સંપત્તિ ક્યાંક જ જોવા મળશે.

ગુજરાતની અસ્ત થઈ રહેલી પેઢી (૧૯૦૧ ની) નો 'પૂરો મિજાજ' માણેકથી અધિક ભાગ્યે જ ક્યાંક જોવા મળશે.

*

શ્રી. કાકા સાહેબ કાલેલકર અને શ્રી. ગગનવિહારી મહેતાના આશીર્વાદ સાથે આ સમારંભ ઉજવાયો. રૂ. ૧૫૦૦૦ની થેલી અને 'અભિનંદનગ્રંથ'ની અર્પણ-વિધિ થઈ. આ સમારંભમાં અમે આ લાગણી ને ભાવના સાથે શામેલ થઈએ છીએ.

—ભોગીલાલ ગાંધી

## રાહુલજીની ગંભીર માંદગી

ભારતના મહાપંડિત રાહુલ સાંકૃત્યાયન ગંભીર બિમાર હાલતમાં દાર્જીલિંગની હોસ્પિટલમાં લાંબા સમયથી પીડાય છે. એમને તત્કાલ વધુ નિષ્ણાત ઉપચાર માટે કલકત્તા, અને જરૂર પડે તો પરદેશ મોકલવા અંગેની વિચારણા પણ અખબારોમાંથી જાણવા મળે છે.

એ વિષે કોઇ શંકા નથી કે રાહુલજી જેવા વિશ્વવિખ્યાત વિદ્વાન લેખકની જીંદગી બચાવવા અને તેમની ગંભીર બિમારીનો તત્કાલ શ્રેષ્ઠ ઉપચાર કરાવવા અંગે, કેવળ તેમનાં કુટુંબીજનો અને મિત્રો જ નહિ, કેવળ હિંદી ભાષાના જ સાહિત્યકારો નહિ, ભારત ભરના વિદ્વાનો–સાહિત્યકારો ઉપરાંત, જેમના જીવનમાં રાહુલજીની ઓજસ્વની લેખિનીએ સ્વાતંત્ર્ય અને સમાજવાદની, સંસ્કારિતા અને માનવગૌરવની ભાવના પ્રગટાવી છે તેવાં હજારો–લાખો ભારતવાસી નાગરિકો ય ચિંતાતુર હશે જ હશે. આથી તેમનાં સ્નેહી–સ્વજનો તરફથી રાહુલજીની માંદગીના ઉપચાર અંગે આર્થિક અને બીજી સગવડો મેળવવાની બાબતમાં થતા પ્રયાસોમાં સૌ કોઈ સહાયરૂપ બને એ સ્વાભાવિક છે.

આટલું જ શા માટે? એ પણ સ્વાભાવિક છે કે ઉત્તર પ્રદેશની સરકાર પોતાના હિંદીભાષી મહાન પંડિતને આવે વખતે સહાયરૂપ બને; અને એ પણ અપેક્ષિત છે કે ભારતની કેન્દ્ર સરકાર પણ ભારતના ગૌરવરૂપ સારસ્વતપુત્રની જિંદગીની ગંભીર પળે સહાયરૂપ બને.

અમને એ જાણી આનંદ થાય છે કે, ઉત્તરપ્રદેશની સરકારે તથા ભારતની કેન્દ્ર સરકારે ય આર્થિક સહાય–સગવડ આપીને પોતાની નિષ્ઠા પ્રગટ કરી જ છે.

પરંતુ એમનાં નીકટનાં વર્તુળો તરફથી અને એમની પત્ની તરફથી જે રીતે સમાચારો અને અપીલો પ્રગટ થઈ રહેલ છે તે જોતાં એવી છાપ ઊભી થાય છે કે કેમ જાણે પ્રજા અને સરકાર તરફથી. ખાસ કશી જ સહાય–સગવડ થઈ નથી.

આ વાત કેટલે અંશે યથાર્થ છે તે અમે જાણતા નથી. પરંતુ એક વાત તો અમને સ્પષ્ટ દેખાય છે કે રાહુલજી જેવી વ્યક્તિની સુયોગ્ય સારવાર–સગવડ માટે અખિલ ભારતીય ધોરણે શ્રેષ્ઠ ચિંતકો અને સાહિત્યકારોની પ્રતિનિધિ–શુભેચ્છક–સમિતિની વ્યવસ્થિત સ્થાપના થવી જોઈતી હતી. હાલ રાહુલજીના શ્રેષ્ઠ શક્ય ઉપચારની સંપૂર્ણ સગવડ ઊભી કરવામાં જો કાંઈ મુશ્કેલીઓ હોય તો તે આવી સમિતિ ત્વરિત દૂર કરી શકે. રોગનું સંપૂર્ણ નિદાન, ઉપચારની શક્યતા, તેની તમામ આવશ્યક વ્યવસ્થા માટે આવી સમિતિ, રાજ્ય અને કેન્દ્ર સરકારથી માંડી પ્રજાજનોનો

# નવનિર્માણ

# નવનિર્માણનો પંથ | પ્રથમ દર્શને

—ભોગીલાલ ગાંધી

## ૧

અંગ્રેજોના હાથમાંથી દેશીઓના હાથમાં રાજ્ય-સત્તાનાં સૂત્રો આવ્યાં. 'સ્વરાજ' પ્રાપ્ત થયું. આ જેવી તેવી સિદ્ધિ ન હતી. અને તેય, કેટકેટલી યાતનાઓ અને સાધનાઓને અંતે, પરિસ્થિતિને પ્રતાપે અને ગાંધીજીનાં પુણ્યબળે એ સિદ્ધિ ફળી હતી! પરંતુ સ્વરાજ્ય તો, ગાંધીજી જેને 'રામ રાજ્ય' કહેતા, અને ગાંધીજીના આધ્યાત્મિક 'વારસ વિનોબા જેને 'સર્વોદય' કહે છે, અને ગાંધીજીના રાજકીય વારસદાર પં. નહેરુ જેને 'સમાજવાદ' કહે છે, તેનું સાધન માત્ર હતું

વરસો ઉપર વરસ વીતી રહ્યાં હતાં. સ્વરાજના આરંભમુહૂર્તે જ (૧૯૪૬થી) આંતર વિગ્રહનાં બીજ વવાઇ ગયાં હતાં અને ૧૯૪૮ સુધીનાં ત્રણ સંક્રાંતિ વર્ષ તો અંધાધૂંધી, અનિશ્ચિતતા, ભાંગફોડનાં ચિંતાભર્યાં વરસો હતાં. દોષ દેવાનો સવાલ ન હતો. સવાલ તો એનાં દુષ્પરિણામોનો હતો, એમાંથી બહાર નીકળવાના દૂરંદેશી-ભર્યા રાષ્ટ્રીય પુરુષાર્થનો હતો. અને હજાર હાડમારીઓ છતાં એવો પુરુષાર્થ આરંભાઈ પણ ચૂક્યો હતો. જરાક ઠરી વળતાં, ૧૯૫૧ થી રાષ્ટ્રીય આયોજન દ્વારા કડી-બધ્ધ સુવ્યવસ્થિત સર્વાંગી વિકાસનો રાહ અપનાવાયો હતો. યોજનાના ઘડનારા પોતાની સામેની અનેકવિધ સમસ્યાઓથી જાણીતા હતા, અને તેના વિકાસની પ્રક્રિયા દરમ્યાનની વિટંબણાઓથી છેક અસાવધ ન હતા. જો કે ક્યાંથી આરંભ કરવો, કોને પ્રાથમિકતા અને અગ્રિમતા આપવી વગેરે આરંભના અતિ મહત્ત્વના નિર્ણયો અંગે પૂરતી સ્પષ્ટતા અને નિશ્ચિતતા હતી, એમ ન કહી શકાય.

પરંતુ એકંદર, બબ્બે પંચવર્ષીય યોજનાઓ પૂરી થયા પછી, અને યોજનાઓના આરંભમાં નક્કી કરેલાં મોટાભાગનાં લક્ષ્યાંકો સારા પ્રમાણમાં સિદ્ધ કરવા છતાં, બેકારી, નીચું જીવન ધોરણ, નીચું ઉત્પાદન, ભયંકર વધતી જતી મોંઘવારી—ભારતની વિરાટ જનતાની કમ્મર ભાંગી રહી હતી.

સમગ્ર રીતે જોતાં, રાષ્ટ્રની એકંદર આવક વધી હતી. સરેરાશ ગણતાં ભારતીય પ્રજાજનની માથાદીઠ વાર્ષિક આવક પણ વધી હતી. સર્વસાધારણ રીતે ઉત્પાદન પણ વધ્યું હતું. પરંતુ બીજી બાજુ, વસતી વધતી હતી અને બેકારીનો રાક્ષસ વધુ બિહામણું રૂપ ધારણ કરતો જતો હતો. રાષ્ટ્રીય આવક અને માથાદીઠ સરેરાશ આવક વધવા છતાં, દેશની અંદરના જુદા જુદા સમૂહો વચ્ચેની આવકની અસમાનતા પણ વધતી જતી હતી. અને તેથી ય વિશેષ તો, માલેતુજારોની વધતી જતી સંપત્તિની સરખામણીમાં અકિંચનો ઊંડી ને ઊંડી ખાઈ તરફ ધકેલાઈ રહ્યા હતા.

ભારતના યોજકો અને ઘડવૈયાઓ આ બધાં દુષ્પરિણામોથી જાણકાર ન હતા, એમ તો કેમ કહી શકાય? અને જાણ્યા પછી ઉકેલ માટે ચિંતાતુર ન હતા, એમ પણ શી રીતે કહી શકાય? પરંતુ એટલી વાત નક્કી કે, ભારત સરકારના પ્રધાનો અને જવાબદાર કર્મચારીઓ, અર્થશાસ્ત્રીઓ અને નિષ્ણાતો—સૌ સારી પેઠે મૂંઝવણમાં હતા; અનેક રીતે એક સાથે ગુંચવાયેલી પરિસ્થિતિનો સર્વથા ઉકેલ કરવામાં લગભગ નાસી-

પાસી અનુભવતા હતા તો વળી ઘણાક એક પ્રકારના ભવિષ્યવાદ-ઇતિહાસવાદ ઉપર શ્રદ્ધા રાખી સાંત્વન લેવા મથતા હતા કે, એક વાર ઉત્પાદન વધી જવા દો; વહેંચણી શાની કરશું? ગરીબી અને ભૂખમરાની તો નહિ ને? ટૂંકમાં, ઉત્પાદન ગમેતેમ ઉપાયે વધારીએ, રાષ્ટ્રીય સંપત્તિ વધારીએ, માથાદીઠ આવક વધારીએ, નાણી બચત વધારીએ, દરમ્યાન વહેંચણીની સમસ્યા દરવેરા અને ભાવ નિયંત્રણ દ્વારા, જકાત અને હેરફેરના કાનૂન દ્વારા, કાબૂમાં રાખતા જઈશું એ પછી જેવું થશે તેવું દેવાશે—વગેરે...પરંતુ જેમને એમ લાગતું હતું કે આ દાંધ, રામરાજ્ય તો ઠીક, સર્વોદય પણ બાજુ પર રહ્યું, પરંતુ પં. નહેરુના ભારતીય સમાજવાદનો ય રાહ નથી જ નથી, એમની વિમાસણનો પાર ન હતો: પ્રજા પોતેજ એકવાર હતાશ થઈ બેસી ગઈ, તો તેને ઊભી કરવી અશક્ય બની જશે; સરકાર અને નિષ્ણાતોની બધી ભવિષ્યવાદી આશાવાદી ગણતરીઓનો પાયો જ હાલી ઊઠયો તો, સિદ્ધિની શક્યતા અને સહનશીલતાની સમતુલા જ શી રીતે ટકાવી શકાશે?

પ્રજાના માનસનો પારો માપવો ઘણો આકરો છે શહેરોમાંનો બોલકો વર્ગ એક એક વાતમાં રજનું ગજ કરવાની આવડત વાળો છે. તો ગામડાંમાં સારી એવી વ્યાપક ઉદાસીનતાની છાપ વરતાય છે—આશાવાદ એટલા પૂરતો કે 'સરકાર અમારું આ કરી આપે અને પેલું કરી આપે!' સરકાર એની રીતે એવું કામ કરવા ટેવાયેલી હતી, અને વિરોધ પક્ષો પરિસ્થિતિની બધી કમજોરીઓનો 'લાભ' લેવાની હરીફાઈમાં જાણે રચ્યાપચ્યા હતા! આવી સ્થિતિમાં લોકશાહીની આધારશીલાનું અસ્તિત્વ ક્યાં શોધવું?

'એકવાર આવડો મોટો દેશ ખોટે પાટે ચઢી ગયો તો?'—જેવી તેવી મથામણ ન હતી. એને પાછો વાળવો શું શક્ય હતો? કદાચ આ પાંચ દસ વરસ જ હજી આપણે માટે નિશ્ચિત વળાંક લેવા પૂર્વેના વચગાળાના બાકી હશે—Time-Sense મનને અસ્વસ્થ કરી રહી હતી.

આવી મનઃસ્થિતિમાં બે એક વર્ષ પૂર્વે, કાશી (સર્વ સેવા સંઘના એક પરિસંવાદમાં) જવાનું થયું હતું ત્યારે વ્યક્તિગત રીતે આને અંગે કિંચિત્ વિચાર-વિમર્શ થયો હતો અને પ્રત્યક્ષ કાર્ય જોવાની મારી ઇંતેજારી જાણી શ્રી ઝવેરભાઈ (ઈન ચાર્જ'-સઘનક્ષેત્ર સંચાલક : દિલ્હી)એ પોતાની સાથે મને લીધો. અમદાવાદનાં બે એક ક્ષેત્રો જોયાં, ને દિલ્હી નજીકના ઘનેરા—ફમેલપુરનું ક્ષેત્ર પણ જોયું આ ક્ષેત્રોની છાપ મારા મન ઉપરથી ભુંસાઈ ન હતી, અને આની ય પહેલાં, વાલોડ પાસે નવા સવા શરૂ થનાર ક્લમકૂઈમાં, ત્યાંના સુશિક્ષિત યુવાન કાર્યકર-મિત્રો સાથે લગભગ આખો દિવસ ચર્ચા-વિચારણામાં ગાળ્યો હતો. તેની ય ભૂમિકા અખંડ હતી. એ પછી વરસો દરમ્યાન, કેવળ સઘન ક્ષેત્રો જ નહિ, પરંતુ સર્વોદય યોજના (રાજ્ય હસ્તકની)નાં કેન્દ્રો, તથા રાજ્ય સંચાલિત વિકાસ ઘટકો અને ભૂદાન પ્રેરિત તથા ગાંધી પ્રેરિત અન્ય રચનાત્મક આશ્રમો જોવાનો અભરખો મનમાં જોર કરી રહ્યો હતો. એટલે જ વિમળભાઈ (વિભાગીય સયોજક : સઘનક્ષેત્ર યોજના-ખાદી ગ્રામોદ્યોગ કમિશન-અમદાવાદ) સાથે થોડીક શક્યતા જોડવાતાં, બધું પડતું મેલી, દોડી જ પહોંચ્યો.

માત્ર દસ દિવસમાં સૌરાષ્ટ્રનાં શાહપુર, જુનાગઢ, જાળિયા, બાબાપુર, સાવરકુંડલા, વંડા, ખડસલી, સણોસરા અને આંબલા, ભાવનગરનો આંટો મારી પાછો ફર્યો ત્યારે, શરીર ગમે તેટલું થાકેલું છતાં, મનની પ્રસન્નતાનો પારો ખાસો ઊંચો હતો. આ ક્ષેત્રોમાંના ખાદી કાર્યો, ગ્રામોદ્યોગો, સહકારી પ્રવૃત્તિઓ, શિક્ષણ-સંસ્કારની સંસ્થાઓ અને ખેતી તથા પશુપાલનના અખતરાઓનો પરિચય જેમ જેમ વધતો ચાલ્યો તેમ તેમ તેની સમગ્રતાની છબી ચિત્તપટ ઉપર ઊંડી અંકાતી થઈ...આ બધા પ્રયોગોનો શાસ્ત્રીય અભ્યાસ કરવાનો, તેના ગુણદોષોની જાચ-તપાસનો ઉદ્દેશ ન હતો, છતાં સ્પષ્ટ ચિત્ર ઊભું થાય તે હેતુથી જરૂરી રેખા-રંગો માટેની પૃચ્છા કરતો, માહિતી ભેગી કરતો, થોડી શંકાઓ પણ પ્રગટ કરતો, ને ચર્ચાઓમાં ય ઊતરતો હતો. સાવરકુંડલાની રાત્રીસભામાં મેં કહ્યું હતું તેમ, હું ભારતની વિકસતી લોકશાહી મુદ્રાનું યત્કિંચિત્ દર્શન કરવાની ખોજમાં નીકળી પડયો હતો. અને એવી

ઉત્સુકતામાં એક પછી એક મથક મારેનો મારો ઉત્સાહ વધતો ગયો હતો.

મનને પ્રફુલ્લ કરનારી અનેક બાબતોમાં, સૌથી મહત્ત્વની—મોટા ભાગના કાર્યકરોની નિષ્ઠા અને દૃષ્ટિ હતી, મોટા ભાગના કાર્યક્રમોમાં જળવાઈ રહેલી તાજગી હતી, સાથેસાથ નવી નવી પ્રયોગખોરી માટેની મસ્તી ય હતી.

## ૨

### શાહપુર : સર્વદેશીય સૌમ્યતા

આ છાપ શાહપુર (જુનાગઢથી ૮ માઈલ) થી જ સાથે થઈ. સ્વરાજ્ય મળતાં જ, ૧૯૪૮થી અહીં અનેકવિધ પ્રવૃત્તિઓનો નક્કર પાયો નખાઈ ગયો હતો. ઇસ્માઈલભાઈ નાગોરી, રતુભાઈ અદાણી, નારણદાસભાઈ ગાંધી જેવાના મુખ્ય પ્રયાસોના પ્રતાપે અહીં 'સર્વોદય કેન્દ્ર' ની સ્થાપના થઈ ચૂકી હતી—બાળ શિક્ષણ, માધ્યમિક શિક્ષણ, લોક શાળા, ગ્રામ પંચાયત, અધ્યાપન મંદિર, લોક શિક્ષણની પ્રવૃત્તિ, રાષ્ટ્રભાષા પ્રચાર, તથા ખાદી અને વિવિધ ઉદ્યોગોની તાલિમ અને શિક્ષણની લાંબી પરિપાટી અહીં વરસો દરમ્યાન ગોઠવાઈ ગઈ હતી. એકાએક ધ્યાન ખેંચે એવી એક માહિતી પાછળથી જાણવા મળી : એક વિશેષ-વિષય તરીકે અહીં સંગીતના વર્ગોને સ્થાન આપવામાં આવ્યું હતું!

*સઘનનાં બધા ક્ષેત્રોમાં ખાદી-ઉદ્યોગને પ્રથમ મહત્ત્વ હોય જ છે. ચાલુ રેંટિયા અને અંબર ચરખા ઉપયોગમાં લેવાતા હોય છે. પરંતુ ખાદી કેન્દ્રોમાં 'સ્વાવલંબી' એટલે કે પોતાના પંડ અને કુટુંબ પૂરતી ખાદી પેદા કરી લેવાનો આગ્રહ મર્યાદિત રીતે જ સફળ થયો દેખાય છે. જ્યારે બીજી બાજુ રોજગારીના એક વ્યવસાય તરીકે ખાદી-ઉદ્યોગના વિકાસની અનેક શક્યતાઓ પડેલી છે. એ વાત તો સ્પષ્ટ છે કે ચાલુ રેંટિયા ઉપર મળતી રોજી બહુ જ નહિ જેવી ગણાય.

પરંતુ અંબરની પ્રગતિને પ્રતાપે હવે રોજની સરેરાશ આવક રૂ. ૧| જેટલી તો સહેજે ગણી શકાય. અને કાપડની વધતી જતી જરૂરિયાતની દૃષ્ટિએ વિચારતાં વધુ ને વધુ સુધારાવાળા અંબરના વિસ્તાર માટે અખૂટ તક પડેલી જ છે.

આ ક્ષેત્રનાં ૧૭ ગામોમાં થઈ ૧૯૫૯-૬૦ના વર્ષમાં આશરે ૧૦૦૦ રેંટિયા અને ૫૦ અંબર કામે લેવાયા હતા. ખાદી-ઉત્પાદન વાર્ષિક આશરે રૂ. ૮૦ હજારનું હતું; અને વેચાણ ૭૦ હજારનું. પરંતુ આમાંથી અરધોઅરધ સૌરાષ્ટ્રના કાયમી અને જથ્થાબંધ ખરીદનાર ખાદી ભંડારો હસ્તક હતું. એકંદર આ ઉદ્યોગ દ્વારા આ પ્રદેશમાં ૧૯૫૯-૬૦માં આશરે રૂ. ૨૧-૨૨ હજારની રોજગારી આપી શકાઈ હતી. જો કે આ ક્ષેત્રમાં આ આંકડો ધ્યાન ખેંચે એવો નથી, કેમકે ખાદી, સરંજામ (ખેડૂતોને તથા કારીગરોને ઉપયોગી સાધનો બનાવવાનો ઉદ્યોગ), તેલઘાણી, કુંભારકામ, ચર્મોદ્યોગ, નીરા-તાડગોળ, વાંસકામ, મોચી-કામ તથા ચૂના-પથ્થર ઉદ્યોગ—આ નવ ઉદ્યોગોમાં થઈ ૧૯૫૯-૬૦ના એક વરસ દરમ્યાન રૂ. ૩ લાખથી વધુ રકમની રોજગારી ત્યાંના સ્થાનિક મજૂરોને આપી શકાઈ હતી, તેમાં ખાદી-કામની મજૂરી માત્ર રૂ. ૨૦-૨૧ હજાર જેટલી જ છે; અને સૌથી વધુ આશરે રૂ. ૨ લાખ જેટલી મજૂરી ચૂના-પથ્થર ઉદ્યોગ દ્વારા આપી શકાઈ છે! ચર્મોદ્યોગ દ્વારા રૂ. ૧૫-૧૬ હજારની અને સરંજામ ઉદ્યોગ દ્વારા રૂ. ૪૬-૪૭ હજારની...

આંકડા બાજુ પર રાખીએ, તો ય નજરે ચઢે તેવા વિશેષ પ્રકારના ઉદ્યોગોમાં કુંભાર કામને ગણી શકાય. અહીંનાં હાંલ્લાં-માટલાં-રમકડાં-સુશોભનો જોતાં જ, તેની પાછળની કેવળ આર્થિક દૃષ્ટિ નહિ, કલા-કામગીરીની અને ગૃહ-સુશોભનની દૃષ્ટિ દેખાઈ આવતી હતી. અહીં એની રીતસર તાલિમ આપવામાં આવતી હતી. કચ્છ, સૌરાષ્ટ્ર, ગુજરાત અને રાજસ્થાન તથા મધ્ય પ્રદેશમાંથી દર વરસે તાલીમ લેવા આવનારાઓ પણ હતા! આ કુંભારકામ દ્વારા મેંગલોરી નળિયાં, પાણીના પાઈપ, તથા વિશેષ ઉલ્લેખયોગ્ય તો—જનતા શીતક (રેફ્રિજેટર) અને નિર્ધૂમ ચૂલા

* ખાદી-ગ્રામોદ્યોગ કમિશન સંચાલિત 'ઈન્ટેન્સિવ એરીઆ સ્કીમ' (સઘન યોજના)માં બધે જ ખાદી અને ગ્રામોદ્યોગોને મહત્ત્વ આપવામાં આવે છે.

ગણાય ગાંધીનાં આ સસ્તાં રેફ્રિજેટરનો પ્રચાર સૌરાષ્ટ્રમાં વધી ગયો હશે—બીજે સ્થળોએ પણ એવું નિર્માણ થતું હશે, ગુજરાતમાં મોટે ભાગે નજરે ચઢતું નથી અને 'નિર્ધૂમ ચૂલા' નો ઉપયોગ આશરે હજારેક ઘરોમાં થઈ રહ્યો જણાય છે આ ચૂલાને કારણે રસોઈ દરમ્યાન ધૂણી–ધુમાડો શરીરમાં જવાને બદલે ચીમની વાટે બહાર નીકળી જાય છે, આથી આંખ અને ફેફસાં બન્નેને લાભ થવા ઉપરાંત, આ ચૂલાની રચના એ પ્રકારની છે કે ઈંધન–બળતણની દૃષ્ટિએય કરકસર થાય

પરંતુ શ્રી અકબરભાઈ (અહીંના મુખ્ય સંચાલક) પ્રૌઢ લોકસેવક છે, અને કુશળ કસબી હોવા ઉપરાંત નિષ્ણાત એન્જિનિયર પણ છે સ્વરાજ્ય પૂર્વે તેમણે ખંભાતના નવાબી રાજ્યમાં કુશળ એન્જિનિયર તરીકે વર્ષો સુધી કામ કરેલું, એટલે નવા નવા અખતરા એમના લોહીમાં છે જમવા ટાણે જ વાત થઈ ત્યારે જાણ્યું કે મહિનાબેન (શ્રી અકબરભાઈનાં પત્ની પણ લોકસેવિકા છે, આ વખતે તેઓ વિધાનસભાનાં સભ્ય પદે ચુંટાયાં છે) જે ચૂલા ઉપર રાંધતાં હતાં તે ગૅસનો ચૂલો હતો! ગામડામાં વળી ગૅસનો ચૂલો? મુંબઈ જેવા શહેરમાં થોડાક ગૅસના ચૂલા જોવા મળે છે પણ અહીંનો આ ગૅસ શુદ્ધ 'સ્વદેશી' હતો આ ગૅસ ઢોરનાં છાણમાંથી ત્યાં ને ત્યાં જ પેદા કરવામાં આવતો હતો—છાણને સડાવીને તેમાંથી ગૅસ કાઢી લીધા બાદ રહેલો કચરો એક ઉત્તમ પ્રકારના ખાતર તરીકે ખપમાં આવતો હતો આવા ગૅસ–પ્લાન્ટ ઉપર આશરે રૂ ૧ હજારની મૂડી રોકાણથી અને ચાર પાંચ ઢોરના નિયમિત છાણથી, પાંચ માણસના કુટુમ્બની રસોઈ રાંધી શકાતી હતી છાણની વધુ સગવડ હોય ત્યાં ગૅસનો ઉપયોગ દીવાબત્તી માટે પણ થતો હતો (સૌરાષ્ટ્રમાં આવા દોઢસો જેટલા ગૅસ પ્લાન્ટ હશે)

આ કેન્દ્રમાં 'શબવાહિની'–એક નવો પ્રયોગ હતો ગામડાંમાં ઢોરના મૃતદેહને ચમારકામની જગાએ સાધારણ રીતે ઢસડીને લઈ જવામાં આવે છે તેથી ચામડું બગડે છે ને નુકસાની થાય છે આથી ઓછી મહેનતે જાળવીને લઈ જવા માટે આ 'શબવાહિની'નો ઉપયોગ થાય છે

કેમજાણે આટલું પૂરતું ન હોય તેમ, જે મકાનમાં અકબરભાઈ સહકુટુંબ વાસ કરે છે તે મકાન પણ તેમની એક પ્રયોગ–શોધન–વૃત્તિનું જ સર્જન છે! સિમેન્ટ લગભગ નાબુદ કરીને માટીચૂનાના પ્રેશર–સ્લૅબ વડે સમશીતોષ્ણ હવામાન જળવાઈ રહે તેવાં ટકાઉ મકાનો સસ્તા દરે તૈયાર કરવાની તેમની યોજનાનો આ તો આરંભ માત્ર છે

તેલઘાણીના ઉદ્યોગમાં અહીં સુધારેલી ઘાણી (ઓછા શ્રમે વધુ પરિણામદાયી) શરૂ કરવામાં આવી છે, તેનું તાલિમ કેન્દ્ર પણ ચાલે છે વળી આ કેન્દ્રના હસ્તક લુહારી–સુથારીનું કારખાનું ચાલે છે તેમાં એટલું સારું ફરનિચર બનાવવામાં આવે છે કે આજુબાજુની સરકારી, અર્ધસરકારી સંસ્થાઓના ઑર્ડરો પણ તેમને મળ્યા કરે છે બ્લેન્ડસો (યાંત્રિક કરવત), દળવાની ચક્કી, ઑઈલ એન્જીન, પાવર–મોટર, ટ્રેક્ટર આદિનો ઉપયોગ ખેતી અને ઉદ્યોગોમાં છૂટથી કરવામાં આવે છે ખેતી સુધારણા (ખાતર, બી, સિંચાઈ વગેરે) અને પશુપાલન તરફ ખાસ ધ્યાન અપાય છે

**વાડલા :** આ ક્ષેત્રનું આયોજિત–આદર્શ ગામ છે એની વસ્તી આશરે ૫૨૫ માણસની હશે. આયોજન અગાઉ અહીં માંડ રૂ ૫૦૦૦નું ઉત્પાદન થતું ત્યાં આયોજન બાદ રૂ ૨૧૦૦૦નું થયું છે, આખા ગામની આવક રૂ ૧,૫૭ હજારની હતી તેને બદલે ૧૯૬૦–૬૧માં રૂ ૩ાા લાખ ઉપર પહોંચી છે! અને કુટુંબ દીઠ તથા વ્યક્તિદીઠ સરેરાશ આવક ૧૦૦ ટકા વધી છે

એકંદર, આ પ્રદેશમાં આશરે ૧૫૦ જેટલાને સંપૂર્ણ રોજગારી અને ૧૦૦૦થી વધુને આંશિક રોજગારી આપી શકાઈ પરિણામે બેરોજગારી સદંતર અદૃશ્ય થઈ છે

આ બધાજ ઉદ્યોગો વિવિધ પ્રકારની સહકારી મંડળીઓ દ્વારા અથવા તો સીધા સંસ્થાદ્વારા ચલાવવામાં આવે છે એટલું જ નહિ પણ શિક્ષણ સંસ્કાર (મહિલા, યુવકમંડળ) અને પંચાયતોનાં કામોમાં પણ આ સંસ્થા જ પ્રેરક અને સંયોજક રહી છે (રોજબરોજનો મુખ્ય બોજો હળવી હસતી મુખાએ ગોવિંદભાઈ જ ઉપાડતા લાગ્યા.) આમ નૂતન ગ્રામ–નિર્માણનો એક નાનેરો પણ નક્કર પાયો નખાઈ ચૂક્યો છે

## જૂનાગઢ : ઉદ્યોગ–કલાકારીગીરી ને લોકસાહિત્ય

શાહપુરની એકાગ્ર અને સર્વાંગી પ્રવૃત્તિની ઝાંખી લઈને અમે જુનાગઢ પહોંચ્યા. ત્યાં 'સૌરાષ્ટ્ર ખાદી ગ્રામોદ્યોગ બોર્ડ' (હવે ગુજરાત રાજ્ય ખા.–ગ્રા. બોર્ડ) તરફથી સંચાલિત 'ઉદ્યોગમંદિર'ની પ્રવૃત્તિ જોવા મળી. આ સંસ્થાની મુખ્ય પ્રવૃત્તિ ગ્રામોદ્યોગોના વિકાસમાં સહાયરૂપ થવાની રહી છે. સંસ્થા તરફથી ચર્મોદ્યોગ, આટાચક્કી, મધમાખી–ઉછેર (નામનોજ ગણાવવા પૂરતો), દિવાસળી, ફરનિચર, સાબુ વગેરેના ઉદ્યોગો ચલાવવામાં આવે છે. અને ત્યાંની વર્કશોપમાં ગોબર–ગેસ માટેના પ્લાંટ, ખેતી તથા બાગાયતનાં સાધનો તથા ગ્રામોદ્યોગનાં જરૂરી સાધનો—સ્લાઈ યંત્ર, હાથછડનું યંત્ર, અંબર ચરખો વગેરે, ઉપરાંત ઢાળાકામ અને ઇલેક્ટ્રોપ્લેટિંગનું કામ પણ થાય છે. ચર્મોદ્યોગમાં જેમ મરેલાં ઢોરનાં જ ચામડાં (અહિંસક ચામડાં) વપરાય છે, તેમ તેના સાબુ–ઉદ્યોગમાં પણ ખાવાના કામમાં ન આવે તેવાં જ અખાદ્ય તેલ (કણજી, ડોળિયું, લિંબોળી વગરે)નો જ ઉપયોગ થતો હોય છે. આ રીતે ખાદ્યતેલનો બચાવ થાય છે. અહીંના સાબુની વિશેષતા એ હતી કે તે કુલ–બોઈલ્ડ પ્રક્રિયાથી અને સેલિસિકા–રેતીના ઉપયોગ વિના બનેલા હતા.

જૂનાગઢમાં પગ મૂક્યા પછી ગિરનારનું આકર્ષણ અમે તેવાને પોતાની પાસે ખેંચી ગયા વિના રહે નહિ. જો કે ઉપર ચઢવાનું તો ગજું ન હતું પણ તેની તળેટીમાં એક સવિશેષ આકર્ષણ હતું—'રૂપાયતન'! નવીનભાઈ અને ધીરુભાઈ કલાકાર રહ્યા, અને કારીગર પણ એવાજ. માટીનાં અત્યંત સુંદર રમકડાં–સુશોભનો અને મૂર્તિઓ—આકાર અને રંગની કુશળતાને જોરે—મન હરી લેનાં હતાં. અને જેવું તેમનું હાથકાગળનું નાનું કારખાનું એવું જ નાનું છાપખાનું અને બ્લોક તથા ફોટોગ્રાફીનો સ્ટુડિયો. બધું સુઘડ, જાણે કસબીને હાથે કાળજીપૂર્વક કંડારાયેલું! થોડી જ મિનિટમાં તો નવીનભાઈએ ગિરનારની ઊંચી ટેકરીઓ તરફ અમારી દૃષ્ટિને આકર્ષી; ગાંધી–રવીન્દ્રની પાસેપાસે સૂતેલી મૂર્તિઓ એમાંથી ઊપસી આવતી હોય તેવું દૃશ્ય બતાવી, પોતાના અંતરમાં એની સાથે વસેલી બે મહાન વિભૂતિઓની પ્રેરણાની પ્રતીતિ કરાવી દીધી! શાહપુરથી જૂનાગઢ શિક્ષામાં આવેલા, અને તરતમાંજ બહાર નીકળી ગયેલા, તેનો થાક જાણે અહીં ઊતરી ગયો; ને મધુરું સ્મરણ લઈને હળવા–પ્રફુલ્લ બની પાછા ફરતાં, અશોકના શિલાલેખ જોઈને ઉતારા તરફ વળ્યા ત્યારે મારા અને વિમલભાઈના મનમાં એક જ વિચાર ઘોળાતો હતો: આવા કલાકારોને તેમની પૂરી લાક્ષણિકતાઓ સાથે, તેમની જ રીતે કામ કરવા દઈને, અહીંની લોકસંસ્થાઓની પ્રવૃત્તિઓમાં ઓતપ્રોત ન જ કરી શકાય? શું સરકાર, સંસ્થા, અને મંડળીઓના ઢચાઢાળ નિયમ–બંધનો બધે જ અચળ રહે એમાં જ એમની સદ્ધરતા–સુરક્ષિતતા માનવી?

મુકામે આવતાં, 'ઉદ્યોગ મંદિર' ની લગભગ સામે જ આવેલું 'લોકસાહિત્ય કેન્દ્ર' નું પાટિયું જોઈ અંદર દાખલ થયા. ત્યાં ય વળી એક નવો જ ઉન્મેષ અનુભવવા મળ્યો. ચારણી લોકસાહિત્યને સદા માટે અદૃશ્ય કરી નાખનારાં નવાં પરિબળો સામે એક નાનકડી સંસ્થા, એન કેન પ્રકારે સરકારી ટેકો લઈ, ટકુમકુ જીવી રહી હતી! ત્યાંના સંચાલકભાઈએ ચારણી રામાયણ અને મહાભારત વગેરેની વાત કરી—થોડાક નમૂના પીરસ્યા. ત્યારે થયું કે આ બધા કીમતી વારસાને સાચવવા, હજારો પૃષ્ઠનું મૌખિક સાહિત્ય છાપવું ભલે હાલને તબક્કે અનુકૂળ ન હોય, પરંતુ 'ટેપરેકોર્ડિંગ' જેવી સગવડ પણ શું આવી સંસ્થાને ન આપી શકાય? સરકારનું શિક્ષણ ખાતું કે સાહિત્ય પરિષદ—એકને માટે આ મુશ્કેલ ન બનવું જોઈએ.

## જાળિયા : સાહસનો સરવાળો

જૂનાગઢથી અમારો ડેરો જાળિયા જવા ઊપડે તે પૂર્વે જ વિમળભાઈને એકાએક અમદાવાદ પાછા જવાનું થયું. અજાણી સંસ્થાઓમાં, કશાજ પૂર્વનિશ્ચિત કાર્યક્રમ વિના, એકલા જઈ ઊભા રહેવાનો મારો સંકોચ વિમળભાઈ સમજી ગયા હશે જ—તેમણે બબ્બે ભલામણ ચીઠ્ઠીઓ સાથે મને વળાવ્યો.

જાણે લાંબા સમયના કોઈ મિત્રને ત્યાં જ આવી પહોંચ્યો હોઉં એવો અનુભવ બસમાંથી ઊતરી ઉતારે

જતાં જતાં જ બાબુભાઈ (શ્રી. બાબુભાઈ વૈદ્ય) એ ફરાવ્યો. અને કેમ જાણે મારા 'મનને ધક્કો આપવાના આશયના હોય તેમ, રાતે જ એમનાં નવાં નવાં સાહસ બતાવવા લઈ ગયા! એક જંગી ગોડાઉનમાં હજારો મણ મગફળીનો ઢગ બતાવી વાત શરૂ કરી. મેં તરત સમજી લીધું કે સહકારી મંડળીનું આ સાહસ હોવું જોઈએ. પરંતુ—મોટે ભાગે વેપારીઓ અને ઘણીવાર ખરીદ-વેચાણની સહકારી મંડળીઓ પણ નવો તૈયાર થયેલો પાક ખેડૂતો પાસેથી સસ્તામાં ખરીદી લઈ નફો કરતી હોય છે...ખેડૂતો રોકડની ગરજમાં વેચી નાખતા હોય છે. અહીં કેવીક વ્યવસ્થા હશે? જવાબ સ્પષ્ટ હતો: 'ઉત્પાદકોની જ સહકારી મંડળી છે. માલ વ્યવસ્થિત તોલમાપ મુજબ અહીં તોળાઈને સુરક્ષિત રહે છે...આ બધો માલ જાંગડ જ પડ્યો છે. ૭ મહિનાની અંદર ખેડૂતને સૌથી ઊંચો બજાર ભાવ લાગે તે દિવસે તે વેચાતો લઈ લેવામાં આવે છે અગાઉથી જ માલની સામે અમુક લોન તો તેને મળી ચૂકી જ હોય છે, (મંડળી બેંક પાસેથી નાખું વ્યાજે લાવીને, ત્રણેક ટકાનું વધુ વ્યાજ લઈને ધીરે છે) એટલે ખોટી ઉતાવળ રહેતી નથી ..' અને વધુ વીગતે વાત થાય તે પહેલાં જ તો, અમે બહાર નીકળ્યા. અને ત્યાં જ બીજું સાહસ જોવા મળ્યું. ગોડાઉનને અડીને જ 'એક્સપેલર' ધમાકો બોલાવતું ઊભું હતું. ગોડાઉનમાં પડેલી મગફળીની બહારગામ નિકાસ કરવાને બદલે અહીં જ તેલ તૈયાર કરીને ડબ્બાના ડબ્બા ભરાઈ રહ્યા હતા! ગયે વરસે ૩૨૦૦૦ મણની પિલાઈ ઉપર રૂ. ૧,૬૪,૦૦૦ની બચત થઈ હતી; ઉપરાંત ૨૦ કુટુંબોને કામ મળ્યું હતું—એટલે કે રૂ. ૨૦ હજારની મજૂરી! અને ગામમાં જ તેલ તૈયાર થતાં રૂ ૨૧૦૦૦નો ખોળ સ્થાનિક ઉપયોગમાં લેવાયો હતો, તે વધારામાં.

પછી તો—આ 'એક્સપેલર' માટે એંજિન તો છે જ, તો ફાજલ સમયમાં તેનો ઉપયોગ એવા જ બીજા 'પ્રોસેસિંગ'ના કામમાં શું કામ ન કરવો? એમ વિચારીને જિનિંગ મશીન પણ આવ્યું હતું.

પરંતુ વાત આટલેથી જ અટકતી ન હતી. હજી વધારે મોટો ધક્કો આપવાનો હોય તેમ, કશી જ પ્રસ્તાવના વિના અમે જે શેડમાં પ્રવેશ કર્યો ત્યાં હતી પૂણી બનાવવાની યાંત્રિક મિલ! બાબુભાઈ કહે: 'જોઈ અમારી આ લોકલઅની મિલ? ૧ લાખ માણસોને કાપડ પૂરું પાડવાની યોજના છે'

આ 'પૂણી-પ્લાન્ટ' બધી રીતે સાહસ જ હતું. ઓછામાં ઓછી ૧ લાખ રૂ. ની મૂડીનું રોકાણ તો આ પૂણી-પ્લાન્ટનું જ હતું. આ ઉપરાંત વણાટ અને કંતાઈ માટે અઢી લાખથી વધુ મૂડી જોઈએ. આટલી મોટી મૂડી મેળવવાની જ મુશ્કેલી. અને ત્યાર પછી પણ સમસ્યાઓનો પાર નહિ! યોજના પાછળની ગણત્રી આવી છે કે હતી: ૧ લાખની વસતીને માથાદીઠ ૧૬ વાર લેખે ગણતાં ૧૬ લાખ વાર કાપડનું ઉત્પાદન કરવું. આ ૧૬ લાખ વાર કાપડનું વજન આશરે ૪ લાખ પૌંડ (રતલ) થાય તેટલી પૂણી ૧૬૦ નાકાંવાળું આ યંત્ર રોજના ૮ કલાક લેખે, ૧૨ મહિનામાં પૂરી પાડી શકે. આ પૂણી બનાવવાનું ખર્ચ પૌંડ દીઠ માત્ર ૯ નયા પૈસા આવવાની ધારણા છે. (મિલમાં આવે છે તેનાથી લગભગ અરધું) અને કાપડ લગભગ ૧ રૂપીએ વાર (આશરે ૨૪ આંકનું) પડતર પડે કેટલાકને મને આ ગણત્રી ભૂલ ભરી છે*. અને ઘણાને માટે તો ખાદીના ઉત્પાદનમાં આ રીતે યંત્રોનો ઉપયોગ જ ગાંધી-વિચારનો વિરોધી અને આઘાતજનક બન્યો છે, એમેય જાણ્યું.

*કેટલાક ટીકાકારોનું એવું માનવું છે કે, યંત્રદ્વારા પૂણી અને યંત્રદ્વારા વણાટ અને હાથનું કાંતેલું સૂતર હોય તો વારદીઠ આશરે રૂ ૧-૫૦ પડતર આવશે; અને યંત્રદ્વારા પૂણી અને હાથ-કંતામણનું સૂતર, અને હાથનું વણાટ હશે તો આશરે રૂ. ૨ પડતર આવશે. આજના અંબર ચરખા કરતાં આ સસ્તું તો નહિ જ. વળી આ નવા પ્રયોગમાં રૂ. ૩॥ લાખ જેવી મોટી મૂડી રોકીને માત્ર ૧૯૦૦ માણસોને જ રોજી આપી શકાશે. જ્યારે બધી ક્રિયા હાથે કરતા જતાં ૧૯૦૦ માણસો માટે રેંટિયા, પિંજણ, શાળ માટે આશરે રૂ. ૨ લાખથી વધુ મૂડી રોકાણની જરૂર નહિ રહે. (પરંતુ બંને વચ્ચેની રોજગારીની રકમ-કક્ષામાં ફેર ખરો કે!)

ગણત્રી અને અંદાજ સાચા હો વા ન હો, એ જુદી વાત છે. કદાચ હજી નિષ્ણાતોના કસાયેલા આંકડા-અંદાજ લેવાના બાકી હશે. નક્કર પરિણામથી કસવાનું

વળી અહીં, એ કરપેલર, જિનિંગનું માશીન, ટ્રેક્ટરો, યંત્રપંપો અને બીજા નવાં સાધનો વપરાતાં ગયાં, તેમ તેમ તેના સમારકામની એક નવી સમસ્યા ઊભી થઈ હતી. ગાંધીજીએ યંત્રની ચર્ચા કરતાં જે કેટલીક સુખ્યશરતો કરેલી તેમાંની એક આ પણ છે કે એ યંત્રસાધન ગામમાં ને ગામમાં (એ વિસ્તારમાં) દુરસ્ત થાય તેવું હોવું જોઈએ. ૪૦ વર્ષ પૂર્વે આ શરતનું પાલન કરવું એટલે યંત્રથી જ દૂર રહેવું—એવી સ્થિતિ હતી. અંબર સુદ્ધાં આ મર્યાદામાં આવી જાત! આજે એવી કોઈ જરૂર રહી નથી આજે તો વિકેન્દ્રિત-નાના ઉદ્યોગોની યંત્ર-સૃષ્ટિને હાથમાં રમાડવાનું હવેના ગામડાં માટે મુશ્કેલ રહ્યું નથી. એટલી ઔદ્યોગિક તાલીમ તો હવે ગામેગામ પહોંચી રહી છે ને વધી રહી છે।

અહીં જાળિયામાં જ જોયું—યંત્રસૃષ્ટિ વધતી ગઈ તેમ તેમ, રાજકોટ લઈ જઈ તેની દુરસ્તી કરવાનું અશક્ય બનતું ગયું એટલે ઘરઆંગણે જ ફાઉન્ડ્રી અને વેલ્ડીંગનું કામ શરૂ કરીને મોટાભાગની ઉપાધિ અને દોડધામ તેમણે ટાળી દીધા છે.

જાળિયાના ૨૭ ગામના ક્ષેત્ર-વિકાસ અંગેનો ભાગ્યે કોઈ સવાલ બાલુભાઈની નજર બહાર રહ્યો હશે. બાળશિક્ષણથી હાઈસ્કૂલ શિક્ષણ સુધીની વ્યવસ્થામાં તેમની દૃષ્ટિ મૂલગામી દેખાઈ છે. હમણાં હમણાં તો ગામના આરોગ્ય અને સ્વચ્છતા તથા સારી આદતોનો ય વિચાર કરીને જાહેર નળવાળાં સ્નાનગૃહો અને ધોબી-ખાતાં શરૂ કરવાની પેરવી ચાલે છે. ઉપરાંત એથીય આગળ વધી સ્ત્રીઓને ઘરની રસોઈના અપ્રમાણ બોજામાંથી મુક્ત કરવા જાહેર રસોડાની યોજનાની વાત પણ બાલુભાઈએ જમતાં જમતાં જ કરી. ને મેં કહ્યું કે ખરું કે—આપણા સામાજિક જીવનનો આધાર તે કુટુંબ સંસ્થા. એના ઉપર જાહેર રસોડાની ઉત્સાહી યોજનાથી માઠી અસર થાય, એમ પણ ન બને? આથી, 'રસોડા મુક્તિ'ને બદલે 'રસોડા-રાહત' ની (અથાણાં, પાપડ, વડી, સેવ, ખાખરા, બિસ્કીટ, પાંઉ આદિ પૂરક ખોરાક પૂરો પાડવાની) યોજનાનો વિચાર કરવો વધુ યોગ્ય ન ગણાય?

આ વિસ્તારમાં ખાદી, સાબુ, સરંજામ, કુંભાર કામ વગેરે ઉદ્યોગો ચાલે છે. અને સંસ્થાને પોતાનું નાનું શું પ્રેસ છે, ને માસિક પત્રિકા પણ પ્રગટ કરે છે. વળી, અહીંની મજૂર-પરસ્પર-સહકારી મંડળી વિશેષ ધ્યાન ખેંચે છે. હોસ્પિટલ, મકાન, કેનાલ, નાળાં,

---

પણ બાકી હશે. પરંતુ ગાંધી વિચારની નિષ્ઠાની વાત તો બાલુભાઈની નજર બહાર ન જ હોય. ગાંધીજીની યંત્ર-વપરાશની કસોટી કઈ? યંત્રના ઉપયોગથી બેકારી ઓછી થવાને બદલે વધે નહિ; એટલે કે કોઈનો રોટલો છિનવાઈને બીજાને મળે નહિ; અને કોઈ નફાખોર માલિકની તિજોરી ભરવા બીજાઓનું શોષણ થવું ન જોઈએ; કદાચ ત્રીજી વાત એ કે યંત્રસંસ્કૃતિને પરિણામે માનવીનું મન કેવળ ઉપભોગ પાછળ, વધતી જતી ભોગલાલસા પાછળ ઘસડાઈ જવાનો ભય છે, માટે ચેતવું. અહીં સહકારી—શુદ્ધ શોષણરહિત સાચી સહકારી પદ્ધતિનો પ્રયોગ હોઈ ખાનગી શોષણ કે સામૂહિક શોષણનો સવાલ ન હતો. અને હજી આપણા દેશમાં શારીરિક ઓછામાં ઓછી જરૂરિયાતો પણ પૂરી પડી નથી તેથી એ જરૂરિયાતો પૂરી પાડવાના પ્રયાસમાં, ભોગલાલસાનો ભય ઊભો કરવો જ બેહૂદું છે. અલબત્ત, સૌથી મુખ્ય અને ગંભીર મુદ્દો તો પહેલો જ છે. દર વરસે આ રીતે ૧૬ લાખ વાર કાપડ ઉત્પન્ન કરવા જતાં આજુ બાજુના કોઈ પ્રદેશો ઉપર માઠી અસર થવાનો ભય છે ખરો?

પરંતુ, કેવળ આ 'પૂણીપ્લાન્ટ' જ નહિ, કોઈ પણ પ્રકારના સાધન-સુધારા કરતી વખતે આ વાત પાયાની સમજીને વિચારવી જ રહી: દા. ત. 'અંબર'ના આવવાથી જૂના રેંટિયા પર ફટકો પડ્યો? અને ઘાણીમાં સુધારો કરવાથી જૂની ઘાણીવાળાનો ધંધો ઝૂંટવાયો? માટીકામ અને ચર્મ ઉદ્યોગ વગેરેમાં સુધારો કરવાથી જૂની પદ્ધતિવાળાને પાછળ ફેંકાવાનું થયું! સાચા યોજકે આ બધાને પોતાની સમગ્ર યોજનામાં વણી લઈને, કોઈને સહન ન કરવું પડે ને સૌની ઉન્નતિ થાય તેવા આયોજનો દ્વારા જ આગળ ચાલવું રહે છે.

રસ્તા વગેરે બધાં બાંધકામો અને રીપેરનાં કામો આ સહકારી મંડળી હસ્તક થતાં રહ્યાં છે

હજી હમણાં હમણાં લગભગ સર્વાંગી કહી શકાય તેવી મોજણી-તપાસ કરીને જે પ્લાન તૈયાર કરવામાં આવ્યો છે તેનું તારણ કાઢતાં આયોજિત-ગ્રામનો નક્કર અર્થ શો તે ઊડીને આંખે વળગ્યા વિના રહેતો નથી—

જાળિયાની વસ્તી ૧૯૫૬-૫૭માં ૧૮૩૦ માણસોની હતી તેમાં પુખ્ત વયના ૧૦૩૪ માણસો હતા વરસના પ્રતિવ્યક્તિ ૩૦૦ કાર્યદિન ગણતાં કુલ ૩ લાખ કાર્યદિન થાય. તેમાંથી ૨,૩૭,૮૭૫ કાર્યદિન ઉપયોગમાં લેવાતા, ૭૪,૪૦૦ કાર્યદિન બેકાર રહેતા એટલે જો ૨૫૦ જેટલા માણસોને પૂરું કામ આપી શકાય તો આ પ્રદેશમાંથી બેરોજગારી ટળી જાય છેલ્લાં ત્રણ વર્ષની પ્રગતિ જોતાં, આ સિદ્ધિ, દૂરના ભવિષ્યનું સ્વપ્નું નહિ, નક્કર વાસ્તવિક હકીકત બની ચૂકી છે

● જાળીઆના પ્રયોગો જોતાં એ વાત તરી આવતી હતી કે આજ લગી અધૂરી રહેલી શારીરિક અને સાંસ્કારિક જરૂરિયાતો પૂરી કરવાની પ્રવૃત્તિઓ હાથમાં લઈને (વધારતા જઈને) આપણે આપણી સ્થાનિક બેકારીની સમસ્યાઓ હલ કરી શકીએ છીએ જીવન ધોરણ ઊંચુ લાવવાનો પણ આ જ માર્ગ છે—અલબત્ત, સહકારી-સહયોગી પદ્ધતિ જ તેનો પાયો હોઈ શકે

જાળીઆના આ એકધારા એકાગ્ર પ્રયોગોની પાછળ બાબુભાઈ અને તેમનાં વૃદ્ધ બહેન તથા પત્ની શકુંતલાબેન (મૂળ મહારાષ્ટ્રી બહેન) ના ખડતલ અને અથાગ પ્રયાસો મુખ્ય છે બાબુભાઈ જેટલા આદર્શનિષ્ઠ છે એટલા જ વ્યવહારુ પણ લાગ્યા વડોદરામાં રહી એન્જીનિયરિંગનો અભ્યાસ કરેલો એટલે અકબર-શાહની જેમ એ પણ અભણ રાજ હોય જ ઉપરાંત, આ તો પાકા અલગારી રહ્યા! છેક જુવાન વયે 'સ્વામી રામતીર્થ' નાં વેદાન્ત ઉપરનાં મસ્તીભર્યાં પ્રવચનો વાંચીને ઘરબાર છોડી ભાગી નીકળેલા, પછી ૧૯૩૩-૩૪માં ભગવાં ઉતારી રાષ્ટ્રીય વિકાસનાં કાર્યોમાં ઝંપલાવ્યું ધીમે ધીમે કરતાં, 'જાળિયા સેવક સમાજ' દ્વારા બાળમંદિર કુમાર-આશ્રમ પુસ્તકાલય, દવાખાનું, યુવક મંડળ, મહિલા મંડળ, વસ્તુ ભંડાર, વગેરે રચનાત્મક કામો ઉપાડેલાં...આજે આ કેન્દ્ર ખેતી, ખાદી ગ્રામોદ્યોગ તથા સમગ્ર ગ્રામ-નવનિર્માણનું એક મહત્ત્વનું મથક બની રહ્યું છે

## સર્વોદય આશ્રમ : કૃષિક્ષેત્રે અનોખી સિદ્ધિ

અલબત્ત, આ પ્રદેશમાં જ સર્વોદયની સરવાણી જોવા મળી—જાળિયાથી માત્ર બે માઈલ દૂર બાબાપુર સર્વોદય આશ્રમ છે બાબુભાઈ જ તેના સંસ્થાપક હતા અને ૧૯૪૯-૫૫ સુધીમાં સંચાલક પણ ખરા ત્યાં ખેતી અંગે ખૂબ જ અખતરા થઈ રહ્યા છે ભારતસરકારના અન્ન-કૃષિ મંત્રાલય તરફથી આ પ્રદેશના ખેડૂતને 'શ્રેષ્ઠ પાક' માટે પારિતોષિક આપવામાં આવેલ છે આપણી આંખ જોઈ જ રહે એવું—૨॥ ફૂટની જગી સાઈઝનું બાજરીનું ડૂંડું! અને મોપળા જેવડું પપૈયું ને ગલકા જેવડું કારેલું! પપૈયાના નાના શા ઝાડની ટોચેથી તે જમીનથી એક ફૂટ ઊંચે સુધી પપૈયાંની લૂમ! તે જ રીતે, અહીં એકર દીઠ ૮૫ દેશી મણ બાજરીનો અને ૭૦ દેશી મણ ડાંગરનો પાક પણ જેવી તેવી સિદ્ધિ ન કહેવાય વરસોનાં સંશોધનો અને પરિશ્રમને અંતે, ઉત્તમ ખાતર, બી, પાણી અને સાધનો તથા વાવણીની સુધરેલી (જાપાની, રશિયન ચીની) પદ્ધતિના પ્રતાપે આ સિદ્ધિઓ શક્ય બની હતી

● આ પ્રયોગને નજર સમક્ષ રાખી એક મુદ્દાની વિચારણા કરવી રહી કે, ખેતીનું ઉત્પાદન વધારવા માટે *યંત્રો-ટ્રેક્ટરો વગેરે સાધનો એટલાં નિર્ણાયક રીતે* લાભદાયી નથી હોતાં (ઊલટાં ભારત જેવા ફાજલ શ્રમવાળા દેશ માટે તો સાચવીને વાપરવા જેવાં!), જેટલાં સુધરેલાં બી ખાતર, અનુકૂળ પાણી સિંચાઈ, અને ખેડ-વાવણીની સુયોગ્ય પદ્ધતિ નિર્ણાયક હોય છે

આ સર્વોદય આશ્રમમાં કુમાર—કુમારિકા આશ્રમ એક મુખ્ય પ્રવૃત્તિ છે અને આશ્રમ દ્વારા ખાદી, ગોપાલન આરોગ્ય અને સરકારી તથા સહકારી પ્રવૃત્તિઓનું સંચાલન થાય છે

આશ્રમનું સંચાલન શ્રી. ગુણવંતભાઈ પુરોહિત તથા તેમનાં પત્ની કરે છે. અમે ત્યાં ગયા ત્યારે ગુણવંતભાઈ બહારગામ હતા. પરંતુ મિત્રોને મોઢે એમને વિષે જાણ્યું હતું કે—તેઓ વેસ્ટર્ન રેલવેમેન્સ યુનિયનના મુખ્ય મંત્રી હતા અને ૧૯૪૨ની ગુપ્ત પ્રવૃત્તિના એક અગ્રણી હતા. આવા બાહોશ અનુભવી અને સાહસી કાર્યકરની ગોદમાં સર્વોદય આશ્રમ ફુદકે ને ભૂસકે પ્રગતિ કરે એજ સ્વાભાવિક ગણાય.

આમ અનેક રીતે પ્રસન્ન મને હું જાળીઆથી સાવરકુંડલા જવા નીકળ્યો ત્યારે, કેમ જાણે એક–બે માનવીના ખમતીધર ખભા ઉપર ચઢીને મહાલતી મહાકાય પ્રવૃત્તિનું ધસી આવતું ચિત્ર મને સહેજ હળવાવી ય ગયું!

## ૩

### સાવરકુંડલા : લોકસેવાનો વડલો!

સાવરકુંડલા! સૌરાષ્ટ્રનું આ કદાચ એક સૌથી વધુ સંગઠિત અને વિસ્તૃત લોકસેવાનું ક્ષેત્ર હશે બસમાંથી ઊતરતાં જ સૌરાષ્ટ્રના સઘનક્ષેત્રના સંચાલક શ્રી અંતુભાઈ અનેત્યાંના સ્થાનિક મદારથી શ્રી લલ્લુભાઈ મળ્યા. સામેના જ જે મકાનમાં ક્રા.ચ. ઉતારો મળ્યો એ મકાન પોતે જ હતું 'શ્રી સાવરકુંડલા વિભાગીય મોટર વાહન વ્યવહાર સહકારી મંડળી લિ.'નું કાર્યાલય! લલ્લુભાઈએ યુવાન કાર્યકર્તા મનુભાઈ મહેતાને મારી ઓળખાણ કરાવી વિદાય લીધી હતી. મનુભાઈએ કુશળ વ્યવસ્થાપકની છટાથી ટૂંકી મુદ્દાસરની માહિતી આપવા માંડી: લગભગ ૭૦૦ માઈલના રૂટ ઉપર સહકારી બસ વ્યવહાર ચાલે છે. વીસેક મથકોને આવરવામાં આવે છે. આશરે ૫૦ જેટલી બસો–ટેક્સીઓ છે. દરેક શેર રૂ. ૫૦નો છે, અને આશરે ૨૩૦૦ સભ્યોએ થઈ રૂ. ૨ લાખ જેટલું ભંડોળ ભેગું કર્યું છે. બાર વર્ષથી ચાલતી પ્રવૃત્તિ જનતાની સગવડ અને વ્યાપાર વિકાસની દૃષ્ટિએ તો સફળ નીવડી છે; અને વહીવટી દૃષ્ટિએ પણ પણ, ૧૯૬૦–૬૧ના છેલ્લા વર્ષમાં આશરે રૂ. ૬૮૦૦૦ નો ચોખ્ખો નફો કર્યો છે.

આ સહકારી સંસ્થાની વિશેષતા—કદાચ અસાધારણ ધ્યાન ખેંચે તેવી વિશેષતા એ કે, આ નફામાંથી અનામત (૨૫%) અને શેર ડિવિડન્ડ (૬¼%) બાદ કર્યા પછી ૨૧½% લોકસેવાને ફાળે જાય છે! જુદી જુદી સાર્વજનિક સંસ્થાઓને નાણાંકીય સહાય આપવામાં આવે છે: વૈદકીય રાહત, વિદ્યાર્થીઓને પાઠ્ય પુસ્તકો, જાહેર સંસ્થાઓ તથા પંચાયતો અને પુસ્તકાલયોને વર્તમાનપત્રો, સામયિકો વગેરેની સગવડ અપાય છે.

આ બધી વીગતો ઉપરાંત, હિસાબીઆંકડા જોતાં એક વધુ પ્રેરક હકીકત એ જાણવા મળી કે 'સ્ટાફ વેતન' તથા 'સ્ટાફ સવલત' ને ખાતે ખૂબજ મર્યાદિત રકમ (માથાદીઠ વાર્ષિક રૂ. ૧૦૦૦ જેટલી નજીવી રકમ) ખર્ચાતી હતી. તે વખતે તો આથી આશ્ચર્યજ થયેલું પરંતુ પાછળથી આનું રહસ્ય જાણવા મળ્યું કે કુંડલા તાલુકા ગ્રામસેવામંડળની કોઈ પણ પ્રવૃત્તિમાં (મોટર વાહન વ્યવહાર તેનો જ એક ભાગ હતો) કાર્યકરોના વેતન વચ્ચે ૧:૩ થી વધુ અંતર રાખવામાં આવતું જ નથી! એટલે કે ઓછામાં ઓછો પગાર રૂ. ૬૫ અને વધુમાં વધુ રૂ. ૨૦૦ હશે, એમજ ને! જાહેર સેવાના તમામ ક્ષેત્રોમાં આવો કોઈ 'રેશિયો' અનિવાર્ય નથી શું?

### વંડા: 'સહકારી'નો મધપૂડો

બપોર થવા પહેલાં તો અમે સહકારી પ્રવૃત્તિના મધપૂડામાં જ જઈ પહોંચ્યા હતા. આ પ્રદેશમાં આમેય સારી એવી પ્રવૃત્તિઓ વિસ્તરેલી હતી. મારે માટે વંડલા સઘન–વિસ્તારનો કાર્યક્રમ નક્કી થઈ ગયેલો હતો. સદ્ભાગ્યે જીપનું સાધન મળી ગયું. અંતુભાઈ સાથે હતા. અને સ્થાનિક કાર્યકરો બળવંતભાઈ તથા મકુરભાઈ—આ બંને ભાઈઓ બધીરીતે સજ્જ થઈ પોતાના પ્રયોગો બતાવવા ને સમજાવવા ઉત્સાહી અને કામેલ હતા. આશરે ૬૦૦૦ની વસ્તીવાળા વંડામાં અમે જોયું તો, ખાદી, તેલ, કુંભાર, ગોળ–ખાંડસરી, સુથારી–લુહારીની વર્કશોપ, તથા ગ્રામોદ્યોગ–સરંજામ–વસ્તુ ભંડાર ઉપરાંત બાલવાડી, યુવક, મહિલા,

રસ્તા વગેરે બધાં બાંધકામો અને રીપેરનાં કામો આ સહકારી મંડળી હસ્તક થતાં રહ્યાં છે

હજી હમણાં હમણાં લગભગ સર્વાંગી કહી શકાય તેવી મોજણી-તપાસ કરીને જે હેવાલ તૈયાર કરવામાં આવ્યો છે તેનું તારણ કાઢતાં આયોજિત-ગ્રામનો નક્કર અર્થ શો તે ઊંડીને આંખે વળગ્યા વિના રહેતો નથી—

જળિયાની વસ્તી ૧૯૫૬-૫૭માં ૧૮૩૦ માણસોની હતી તેમાં પુખ્ત વયના ૧૦૩૪ માણસો હતા વરસના પ્રતિવ્યક્તિ ૩૦૦ કાર્યદિન ગણતાં કુલ ૩ લાખ કાર્યદિન થાય. તેમાંથી ૨,૩૭,૮૭૫ કાર્યદિન ઉપયોગમાં લેવાતા; ૭૪,૪૦૦ કાર્યદિન બેકાર રહેતા. એટલે જો ૨૫૦ જેટલા માણસોને પૂરું કામ આપી શકાય તો આ પ્રદેશમાંથી બેરોજગારી ટળી જાય છેલ્લાં ત્રણ વર્ષની પ્રગતિ જોતાં, આ સિદ્ધિ, દૂરના ભવિષ્યનું સ્વપ્નું નહિ, નક્કર વાસ્તવિક હકીકત બની ચૂકી છે

● જળીઆના પ્રયોગો જોતાં એ વાત તરી આવતી હતી કે આજ લગી અધૂરી રહેલી શારીરિક અને સાંસ્કારિક જરૂરિયાતો પૂરી કરવાની પ્રવૃત્તિઓ હાથમાં લઈને (વધારતા જઈને) અપણે આપણી સ્થાનિક બેકારીની સમસ્યાઓ હલ કરી શકીએ છીએ. જીવન ધોરણ ઊંચુ લાવવાનો પણ આ જ માર્ગ છે—અલબત્ત, સહકારી-સહયોગી પદ્ધતિ જ તેનો પાયો હોઇ શકે

જળીઆના આ એકધારા એકાગ્ર પ્રયોગોની પાછળ બાલુભાઈ અને તેમનાં વૃદ્ધ બહેન તથા પત્ની શકુંતલાબેન (સ્વ. મહારાજશ્રીનાં બહેન) ના ખંતીલા અને અથાગ પ્રયાસો મુખ્ય છે. બાલુભાઈ જેટલા આદર્શનિષ્ઠ છે એટલા જ વ્યવહારુ પણ લાગ્યા વડોદરામાં રહી એન્જીનિયરિંગનો અભ્યાસ કરેલો એટલે અક્કમર-ભાઈની જેમ એ 'પણ અખતરાબાજ હોય જ. ઉપરાંત, આ તો પાકા અલગારી રહ્યા! છેક જુવાન વયે 'સ્વામી રામતીર્થ' નાં વેદાન્ત ઉપરનાં મસ્તીભર્યાં પ્રવચનો વાંચીને ઘરબાર છોડી ભાગી નીકળેલા; પછી ૧૯૩૩-૩૪માં ભગવાં ઉતારી રાષ્ટ્રીય વિકાસનાં કાર્યોમાં જ પલાંગ્યુ. ધીમે ધીમે કરતાં, 'જળિયા સેવક સમાજ દ્વારા બાળમંદિર કુમાર-આશ્રમ, પુસ્તકાલય, દવાખાનું, યુવક મંડળ, મહિલા મંડળ, વસ્તુ ભંડાર, વગેરે રચનાત્મક કામો ઉપાડેલાં... આજે આ કેન્દ્ર ખેતી, ખાદી, ગ્રામોદ્યોગ તથા સમગ્ર ગ્રામ-નવનિર્માણનું એક મહત્વનું મથક બની રહ્યું છે

## સર્વોદય આશ્રમ : કૃષિક્ષેત્રે અનોખી સિદ્ધિ

અલબત્ત, આ પ્રદેશમાં જ સર્વોદયની સરવાણી જોવા મળી—જળિયાથી માત્ર બે માઈલ દૂર બાબાપુર સર્વોદય આશ્રમ છે બાલુભાઈ જ તેના સંસ્થાપક હતા અને ૧૯૪૯-૫૫ સુધીમાં સંચાલક પે ખરા. ત્યાં ખેતી અંગે ખૂબ જ અખતરા થઈ રહ્યા છે ભારતસરકારના અન્ન-કૃષિ મંત્રાલય તરફથી આ પ્રદેશના ખેડૂતને 'શ્રેષ્ઠ પાક' માટે પારિતોષિક આપવામાં આવેલ છે આપણી આંખ જોઈ જ રહે એવુ—૨॥ ફૂટની ઝગી સાંઈઝનું બાજરીનુ ડૂંડુ! અને ભોપળા જેવડું પપૈયું ને ગલકા જેવડુ કારેલુ! પપૈયાના નાના શા ઝાડની ટોચેથી તે જમીનથી એક ફૂટ ઊંચે સુધી પપૈયાની લૂમ! તે જ રીતે, અહીં એકર દીઠ ૮૫ દેશી મણ બાજરીનો અને ૭૬ દેશી મણ ડાંગરનો પાક પણ જેવી તેવી સિદ્ધિ ન કહેવાય વરસોનાં સંશોધનો અને પરિશ્રમને અંતે, ઉત્તમ ખાતર, બી, પાણી અને સાધનો તથા વાવણીની સુધરેલી (જપાની, રશિયન, ચીની) પદ્ધતિના પ્રતાપે આ સિદ્ધિઓ શક્ય બની હતી.

● આ પ્રયોગને નજર સમક્ષ રાખી એક મુદ્દાની વિચારણા કરવી રહી કે, ખેતીનું ઉત્પાદન વધારવા માટે યંત્રો-ટ્રેક્ટરો વગેરે સાધનો એટલાં નિર્ણાયક રીતે લાભદાયી નથી કરતાં (ઊલટાં ભારત જેવા ફાજલ શ્રમવાળા દેશ માટે તો સાચવીને વાપરવા જેવાં!), જેટલાં સુધરેલાં બી, ખાતર, અનુકૂળ પાણી સિંચાઈ, અને ખેડ-વાવણીની સુયોગ્ય પદ્ધતિ નિર્ણાયક ઠરે છે

આ સર્વોદય આશ્રમમાં કુમાર—કુમારિકા આશ્રમ એક મુખ્ય પ્રવૃત્તિ છે અને આશ્રમ દ્વારા ખાદી, ગોપાલન આરોગ્ય અને સરકારી તથા સહકારી પ્રવૃત્તિઓનું સંચાલન થાય છે.

આશ્રમનું સંચાલન શ્રી. ગુણવંતભાઈ પુરોહિત તથા તેમનાં પત્ની કરે છે. અમે ત્યાં ગયા ત્યારે ગુણવંતભાઈ બહારગામ હતા. પરંતુ મિત્રોને મોઢે એમને વિષે જાણ્યું હતું કે—તેઓ વેસ્ટર્ન રેલવેમેન્સ યુનિયનના મુખ્ય મંત્રી હતા અને ૧૯૪૨ની ગુપ્ત પ્રવૃત્તિના એક અગ્રણી હતા. આવા બાહોશ અનુભવી અને સાહસી કાર્યકરની ગોદમાં સર્વોદય આશ્રમ કૂદકે ને ભૂસકે પ્રગતિ કરે એજ સ્વાભાવિક ગણાય.

આમ અનેક રીતે પ્રસન્ન મને હું જાળીઆથી સાવરકુંડલા જવા નીકળ્યો ત્યારે, કેમ જાણે એક–બે માનવીના ખમતીધર ખભા ઉપર ચઢીને મહાલતી મહાકાય પ્રવૃત્તિનું ધસી આવતું ચિત્ર મને સહેજ હળવાશી થ ગયું!

## ૩

### સાવરકુંડલા : લોકસેવાનો વડલો !

સાવરકુંડલા! સૌરાષ્ટ્રનું આ કદાચ એક સૌથી વધુ સંગઠિત અને વિસ્તૃત લોકસેવાનું ક્ષેત્ર હશે બસમાંથી ઊતરતાં જ સૌરાષ્ટ્રના સઘનક્ષેત્રના સંચાલક શ્રી અંબુભાઈ અનેત્માના સ્થાનિક મદદનીશ શ્રી લલ્લુભાઈ મળ્યા. સામેના જ જે મકાનમાં કા.ચ. ઉતારો મળ્યો એ મકાન પોતે જ હતું ‘શ્રી સાવરકુંડલા વિભાગીય મોટર વાહન વ્યવહાર સહકારી મંડળી લિ.’નું કાર્યાલય! લલ્લુભાઈએ યુવાન કાર્યકર્તા મનુભાઈ મહેતાને મારી ઓળખાણ કરાવી વિદાય લીધી હતી. મનુભાઈએ કુશળ વ્યવસ્થાપકની છટાથી ટૂંકી મુદ્દાસરની માહિતી આપવા માંડી: લગભગ ૭૦૦ માઈલના રૂટ ઉપર સહકારી બસ વ્યવહાર ચાલે છે. વીસેક મથકોને આવરવામાં આવે છે. આશરે ૪૦ જેટલી બસો–ટેક્સીઓ છે. જરેક શેર રૂ. ૫૦)નો છે, અને આશરે ૨૩૦૦ સભ્યોએ થઈ રૂ. ૨ લાખ જેટલું ભંડોળ ઊભું કર્યું છે. બાર વર્ષથી ચાલતી પ્રવૃત્તિ જનતાની સગવડ અને વ્યાપાર વિકાસની દૃષ્ટિએ તો સફળ નીવડી છે; અને વહીવટી દૃષ્ટિએ પણ ખ્યુ. ૧૯૬૦–૬૧ના છેલ્લા વર્ષમાં આશરે રૂ ૧૮૦૦૦નો ચોખ્ખો નફો કર્યો છે.

આ સહકારી સંસ્થાની વિશેષતા—કદાચ અસાધારણ ધ્યાન ખેંચે તેવી વિશેષતા એ કે, આ નફામાંથી અનામત (૨૫%) અને શેર ડિવિડન્ડ (૬¼%) બાદ કર્યા પછી ૨૧½% લોકસેવાને ફાળે જાય છે! જુદી જુદી સાર્વજનિક સંસ્થાઓને નાણાકીય સહાય આપવામાં આવે છે: વૈદકીય રાહત, વિદ્યાર્થીઓને પાઠ્ય પુસ્તકો, જાહેર સંસ્થાઓ તથા પંચાયતો અને પુસ્તકાલયોને વર્તમાનપત્રો, સામયિકો વગેરેની સગવડ અપાય છે.

આ બધી વીગતો ઉપરાંત, હિસાબીઆંકડા જોતાં એક વધુ પ્રેરક હકીકત એ જાણવા મળી કે ‘સ્ટાફ વેતન’ તથા સ્ટાફ સવલત’ને ખાતે ખૂબજ મર્યાદિત રકમ (માથાદીઠ વાર્ષિક રૂ. ૧૦૦૦ જેટલી નજીવી રકમ) ખર્ચાતી હતી. તે વખતે તો આથી આશ્ચર્યજ થયેલું પરંતુ પાછળથી આનું રહસ્ય જાણવા મળ્યું કે કુંડલા તાલુકા ગ્રામસેવામંડળની કોઈ પણ પ્રવૃત્તિમાં (મોટર વાહન વ્યવહાર તેનો જ એક ભાગ હતો) કાર્યકરોના વેતન વચ્ચે ૧:૩ થી વધુ અંતર રાખવામાં આવતું જ નથી! એટલે કે ઓછામાં ઓછો પગાર રૂ ૬૫ અને વધુમાં વધુ રૂ. ૨૦૦ હશે, એમજ ને! જાહેર સેવાના તમામ ક્ષેત્રોમાં આવો કોઈ ‘રેશિયો’ અનિવાર્ય નથી શું?

### વંડા : ‘સહકારી’નો મધપૂડો

બપોર થતાં પહેલાં તો અમે સહકારી પ્રવૃત્તિના મધપૂડામાં જ જઈ પહોંચ્યા હતા. આ પ્રદેશમાં આમેય સારી એવી પ્રવૃત્તિઓ વિસ્તરેલી હતી. મારે માટે વંડલા સઘન–વિસ્તારનો કાર્યક્રમ નક્કી થઈ ગયેલો હતો. સદ્ભાગ્યે જીપનું સાધન મળી ગયું. અંબુભાઈ સાથે હતા. અને સ્થાનિક કાર્યકરો બળવંતભાઈ તથા મધુરભાઈ—આ બંને ભાઈઓ બધીરીતે સજ્જ થઈ પોતાના પ્રયોગો બતાવવા ને સમજાવવા ઉત્સાહી અને હાજર હતા. આશરે ૩૦૦૦ની વસ્તીવાળા વંડામાં અમે જોયું તો, ખાદી, તેલ, કુંભાર, ગોળ–ખાંડસરી, સુથારી–લુહારીની વર્કશોપ, તથા ગ્રામોદ્યોગ–સરંજામ–વસ્તુ ભંડાર ઉપરાંત બાલવાડી, યુવક, મહિલા,

શિક્ષણ અને સરકારની પ્રવૃત્તિઓ તથા એસ્પ્લાન્ટ પણ ખરાજ।

અહીં ખેતી–સહકારી, ખેતીને 'પાણી પૂરું પાડનારી સહકારી, ખેતી અંગેની સેવા–સહકારી, 'વિવિધ કાર્યકારી સહકારી, 'ઔદ્યોગિક સહકારી' વગેરે જુદા જુદા હેતુઓવાળી ૨૫ જેટલી મંડળીઓ ચાલે છે—આ પ્રદેશનું એક પણ ગામ સહકારી પ્રવૃત્તિ વિનાનું નથી। ગામના ૧૦૦ એ ૧૦૦ ટકા ખાતેદારો સભ્ય બન્યા છે, અને 'સહકારી ખેતી'માં બિન ખાતેદાર મજૂરો તથા કારીગરોને ય, પેટા નિયમો મુજબ, ધીરાણ વગેરેની સગવડો આપવામાં આવે છે એકંદર મજૂરી તથા બોનસ દ્વારા આ બંને બિનખાતેદાર વર્ગની સ્થિતિમાં ૧૫ ટકા (બહુ નોંધપાત્ર તો ન કહેવાય) સુધારો થયો છે

વડા પછી શેલણા પહોંચ્યા. અહીં 'પાણી સિંચાઈ સહકારી મંડળી' દ્વારા ગોળ–શેરડીના ઉદ્યોગ માટે ૮૦૦ વીઘાંને પાણી પહોંચાડવાની રૂ ૨૦ હજારના ખર્ચે તૈયાર થતી નાનકડી સિંચાઈ યોજના જોઈ ત્યાંથી 'બેકડા' જૂથ પહોંચ્યા. અહીંની વિવિધકાર્યકારી સહકારી મંડળીની કેટલીક માહિતી જાણવા વિશેષ પ્રયત્ન કર્યો આ ૮ ગામનું જૂથ ૯૦૦૦ની વસ્તી, ૬૦૦ સભ્યો તેમાં ૪૦૦ ખાતેદાર અને ૨૦૦ ભીલડ (મજૂર, કારીગર–બિન ખાતેદાર) ખાતેદાર સભ્યોમાં ૮૦ ટકા સરેરાશ ૫૦ વીઘાવાળા હતા ને ૨૦% ૨૦૦ વીઘાંવાળા આ પ્રદેશમાં મ અગફળીનો ધૂમ પાક ચોમાસુ પાક લીધા પછી કેવળ જમીનની ભીનાશને જોરે એકલા બેકડામાંજ ૧૦ હજાર મણ મગફળીનું ઉત્પાદન ઊતરેલું। આ વિવિધ કાર્યકારી મંડળીનુ શેરભંડોળ રૂ ૯૦ હજારનું, ઉપરાંત રાજ્યની ભાગીદારીની રકમ રૂ ૧૦ હજારની થઈ કુલ મૂડી રૂ ૧ લાખની એના ઉપર લેણદેણનું ટેનિંગ રૂ ૧૨ લાખ ૨૩ હજારનું, જેની આવક કુલ રૂ ૩૦,૦૦૦ની (આમાં વ્યાજની આવક જ રૂ ૧૬૦૦૦ની) આ આવકમાંથી વહીવટી ખર્ચ રૂ ૬૦૦૦ (રૂ ૪૦૦૦ વેતન, અને ૨૦૦૦ પરચુરણ) તથા બેંકને આપવાનું વ્યાજ રૂ ૯૦૦૦ જતાં ચોખ્ખો નફો રૂ ૧૫૦૦૦નો હતો। આ આંકડા સદ્ધર વાણિજ્યના હતા, અને પદ્ધતિ શુદ્ધ સહકારી હતી એટલે ભાગે તો, આવી મંડળીઓ શરાફ–ધીરાણનું જ કામ કરતી હોય છે અગાઉ અહીં પણ એવુ જ હતું પરંતુ સઘનની પ્રવૃત્તિ શરૂ થયા પછી આ મંડળીઓ દ્વારા ખેડૂતોને ઉપયોગી બધા પ્રકારનાં ખાતરો, અને સારું સુધારેલું બીયારણ આપવાનુ, તેમનો તૈયાર પાક ખરીદી લઈ તેનું 'પ્રોસેસિંગ' કરવાનું ય શરૂ કર્યું છે

અહીંની સમસ્ત સહકારી પ્રવૃત્તિ જાગ્રત લોકસેવકોના તાલિમબાજ જૂથને હસ્તક હતી એટલું જ નહિ, અહીં લોકસેવકો અને સરકારી અમલદારો વચ્ચે એવો કોઈ વ્યવહારભેદ દેખાતો ન હતો સહકારી મંડળીઓની ચર્ચા–વાર્તા દરમ્યાન, ગફુરભાઈ અને બળવંતભાઈ ઉપરાંત જે એક ત્રીજા ભાઈ કશા જ ઉપરીપણાના ભાવ વિના સહજ રીતે ભાગ લઈ રહ્યા હતા, એ પોતે ત્યાંના વિકાસ ખાતાના અમલદાર હતા એમની જીપમાં જ અમે સાથે સફર કરી હતી।

## ખડસલી : જેવું રમણીય તેવું પ્રેરક

રાતે સાવરકુંડલામાં વિદ્યાર્થીઓ અને નાગરિકો સાથેનો વાર્તાલાપ મોડે સુધી ચાલ્યો, અને ત્યાર બાદ એક જૂના સ્નેહી (ત્યાંની એકાદ શાળામાં શિક્ષક હતા, અને બોર્ડિંગના સુપ્રિં૦ હતા) પોતાને ત્યાં બીજા સુપ્રિં૦ સાથે 'મેળાપ' કરાવવા ઘસડી ગયા ત્યાર પૂર્વે જ બીજી સવારનો નક્કી કાર્યક્રમ (સણોસરા ઊપડવાનો) ફેરવાઈ ગયો હતો—છટકવાના મારા ઘણા પ્રયત્નો છતાં, ખડસલીની લોકશાળાના અતિ ઉત્સાહી ભાઈ દીપક મહેતા અને લલ્લુભાઈની ય કુમકના જોરે ખડસલીનો કાર્યક્રમ પાકો કરી ગયા હતા।

ખડસલી સાવરકુંડલાથી ૧૬ માઈલ દૂર ત્યાંના સઘન ક્ષેત્ર અને લોકશાળાની ખ્યાતિ ઘણા સમયથી સાંભળેલી અને સાવરકુંડલા જાઉં તો 'ડેડકડી'—૬૦–૭૦ ઘરની વસ્તીનુ એક આદર્શ ગામ—ઘરો અને રસ્તાઓ સુદ્ધાં ગેસ પ્લાન્ટના દીવાથી ઝળહળતાં જોવાનું ન ચૂકવા આનંદનિકેતન–રંગપૂરવાળા ભાઈ હરિવલ્લભે ખાસ ભારપૂર્વક કહેલું વળી પ્રામ આવ્યો. જનોનાં 'મોડેલ' જેવું 'છાપરી' ગામ પણ એ વિસ્તારમાં જ આવેલું હતું પરંતુ ખડસલીમાં જ ખાસો સમય

સઘનની અને શિક્ષણની પ્રવૃત્તિઓ જોવામાં, તથા વિદ્યાર્થી–શિક્ષકભાઈઓ સાથે વાર્તાલાપમાં ગાળ્યો, એટલે 'ટેકડી' અને 'છાપરી' પડતાં રહ્યાં. પરંતુ અહીંનો પ્રદેશ ખુલ્લો અને રમણીય હતો—નાની સરખી નદીને કાંઠે વિશાળ જમીન પર ઊંચાણમાં થોડાંક મકાનો—પ્રવેશ ખરેખર ઉત્સાહભર્યો હતો.

અહીં ખાદીની મુખ્ય પ્રવૃત્તિ જોઈ. ખાદી ઉત્પાદન છેલ્લા વરસમાં અગાઉ કરતાં ૪ ગણું થયું છે; ને બધી જ ખાદી સ્થાનિક ખપી જાય છે, તે ખાસ નોંધપાત્ર લાગ્યું—કદાચ વિરલ દૃષ્ટાંત હશે?

બીજી જોરદાર પ્રવૃત્તિ તેલઘાણીની. લગભગ મૃતઃપ્રાય દશામાં પડેલી આ પ્રદેશની ૧૪ ઘાણીઓને પુનર્જીવિત કરવામાં આવી હતી. હાલ આ કેન્દ્રનાં ૨૩ ગામોમાં મળી ૩૧ ઘાંચીઓ ૩૪ ઘાણી ચલાવે છે—જેમાંની પાંચ સુધરેલી ઢબની છે. એમની સહકારી મંડળી છે. તેલઘાણીનું 'મોડેલ'–સેંટર પણ અહીં ચાલે છે. ઉપરાંત તેમનામાંના ૧૮ કુટુંબોને તો મકાન વગેરેની ખાસ સગવડ ખા. ગ્રા. બોર્ડ તરફથી આપવામાં આવી છે. અને બીજી નોંધપાત્ર બીના એ છે કે આ પ્રદેશમાં ચાલતી તેલની મિલોની હરીફાઈમાં આ ઘાણીપ્રવૃત્તિ સમર્થ રીતે ઊભી રહી છે—ત્યાંના વિસ્તારના ૭૫ ટકા તેલની જરૂરિયાત આ ગ્રામોદ્યોગ પૂરી પાડે છે!

આ જ રીતે પ્રતિવર્ષ ગામડાંમાં ઘસાતા જતા કુંભાર–કામના ઉદ્યોગને પુનર્જીવિત કરવામાં પણ સફળતા મળી છે—કાચા માલનો સંગ્રહ કરવા, માલ પકવવા, કોલસી અગર બળતણ ખરીદવા માટે લોનની સગવડ મળતાં ૧૮ કુટુંબો સહકારી ધોરણે ઊભાં થઈ ગયાં છે. દરજી અને મોચી ઉદ્યોગને પણ અહીં પુનરુજ્જીવન મળ્યું છે; ઉપરાંત ગોળ–ખાંડસરી તથા રેસા–દોરડાંના નવા ઉદ્યોગો શરૂ કરવામાં આવ્યા છે. ત્યાંની વર્કશોપમાં ફરનીચર ઉપરાંત ખેડૂત–કારીગરોનો સરંજામ તૈયાર થાય છે.

આ પ્રદેશમાં વધુ વિસ્તૃત ધોરણે સહકારી ખેતી અંગે પ્રયોગો શરૂ થયાનું લાગ્યું. (જેની પૂરતી માહિતી અને તપાસ જરૂરી છે) અને ખેતી સુધારણાર્થે સિંચાઈ, નવા કૂવાઓ, કંટુર બંડિંગ, પાલા, સુધરેલું બિયારણ, રાસાયણિક ખાતરો, સુધરેલી ખેતી–પદ્ધતિ, ઘીરાણ વગેરેના પ્રતાપે ખેતી ઉત્પાદનમાં ૨૫% વધારો નોંધાયો છે.

અહીંના ક્ષેત્ર હેઠળનાં ૩૭૦૦ કુટુંબોમાંથી ૧૫૦૦ પરિવારને આખું વર્ષ કામ મળે છે; ત્યારે ૧૭૦૦ કુટુંબોને ૮ માસ કામ મળે છે. વધુ રોજગારીનો સવાલ અહીં વધુ કઠોર હશે શું? બાકી, ગામનાં સાર્વજનિક કામોમાં, એટલે કે વિશ્રામ સ્થળ, ધર્મશાળા, જમીન–રસ્તાની સુધારણા, પંચાયત ઘર વગેરે કામોમાં શરૂનાં ૩ વર્ષમાં શ્રમ અને રોકડ મળી રૂ. ૬૦ થી ૬૨ હજારનો ફાળો સ્થાનિક મળ્યો છે; અને ત્યાર પછી ય ૩૭૦૦ કુટુંબોમાંથી ૪૦૦૦ વ્યક્તિઓએ કુલ ૩૦,૦૦૦ માનવ દિનનો શ્રમ ફાળો આપ્યો છે.*

ખડસલીનું એક વિશેષ લક્ષણ મને એ લાગ્યું કે ત્યાં શિક્ષણ અને ખેતી બંને માટે સુંદર રમણીય વાતાવરણ હતું. અને ત્યાંના, કાર્યકરો મોટે ભાગે યુવાનો ઉત્સાહી, ભાવનાશીલ અને વધારામાં જ્ઞાનના તરસ્યા હતા. સૌરાષ્ટ્રની અનેક સંસ્થાઓમાં તાલિમબાજ લોક-

* 'સઘન' 'સર્વોદય' 'પંચાયત' ઈત્યાદિની ગ્રામ-વિકાસની યોજનાઓમાં જે રકમ (શ્રમ સહિત) સ્થાનિક પ્રજા આપે તેના પ્રમાણમાં સરકારનાં જુદાં જુદાં ખાતાં પોતાના તરફથી મદદ આપતાં હોય છે. વળી ગ્રામો-દ્યોગો માટે ખા. ગ્રા. કમિશન તરફથી અને સર્વોદય યોજના માટે, મકાનો વગેરે અંગે ખાસ લોન અને મદદ અપાતી રહે છે. આ પ્રવાસમાં મોટા ભાગે સઘન-ક્ષેત્રો જોયા પછી, મારા મન ઉપર એવી છાપ પડી કે મૂડી રોકાણ મોટા ભાગે (૬૦ થી ૭૫ ટકા!) બહારથી આવે છે; ઉપરાંત સંસ્થાઓના ખર્ચ પેટેની રકમો અને ખાદી વગેરેને મળતી 'સબસીડી' વગેરે દર વરસે ચાલુ રહેતી રકમોનો પણ એકંદર અંદાજ કાઢવો જોઈએ. કોઈ પણ હિસાબે, સ્થાનિક ફાળાનું પ્રમાણ અતિ અલ્પ ન હોવું જોઈએ અને દરવરસે વધતું જતું હોવું જોઈએ.

સેવકો પૂરા પાડવાનું પ્રથમ શ્રેય સણોસરા-લોકભારતીને જાય તો, કદાચ બીજો નંબર ખડસલી-લોકશાળાનો હશે?

## ધબકતી લોકશાહીની ઝાંખી

ખડસલીથી ટ્રેન પકડી ઢસા થઈ સણોસરા જવાનો કાર્યક્રમ હતો. ગાડી કુંડલા સ્ટેશને આવી ઊભી. ત્યાં તો, લલ્લુભાઈ સ્ટેશને આવી પહોંચ્યા અને જો ત્રણ ચાર દિવસમાં જ હું ત્યાં પાછો ફરી શકું તો એ પ્રદેશના જ આશરે ૧૫૦ કાર્યકરોના સંમેલનમાં ભાગ લેવા ભાવ ભર્યું આમંત્રણ આપ્યું. ૧૫૦-જેટલા ખેડપગા કાર્યકરો! એકજ કુંડલા તાલુકામાં! જબરજસ્ત સિદ્ધિ ગણાય. અને એમાંના જ ૨૫-૩૦ નો તો પરિચય આ દોડધામ દરમ્યાન થયો જ હતોઃ બીજા કોઈ પ્રદેશના કરતાં ઓછા કુશળ કે ઓછા ભાવનાશીલ ન હતા, તેની ય ખાત્રી થઇ ગઇ હતી. સૌ એકી અવાજે કહેતું હતુંઃ અમુલખભાઈ અને લલ્લુભાઈની આ તાલિમબાજ સેના છે. સ્વરાજ પૂર્વેથી સેવામાં પડેલા અને ત્યાર બાદ તેમાંજ દટાઈ ગયેલા, આપમેળે આપમુકે ઊભા થયેલા આ unsophisticated બને પીઢ લોકસેવકો હતા. અમુલખભાઈ સાથે આગલી સવારે થોડોક સમય ગાળવાનો મળ્યો હતો ત્યારે એમનું સામાજિક મૂલ્યપરિવર્તનનું ચિંતન અને તેમાંની શ્રદ્ધા અને જાગ્રતિ જોઈ માન થયા વિના રહ્યું ન હતું. પાંચ વર્ષ વિધાન-સભામાં રહ્યા બાદ તેઓ આ વખતે સ્વેચ્છાએ નિવૃત્ત થયા હતા, અને તેમને સ્થાને લલ્લુભાઈને પરાણે ધકેલ્યા હતા! સેવાની જ પ્રથમ-અગ્રિમતાનો આ સુંદર પદાર્થપાઠ હતો.

ગાડી સાવરકુંડલા છોડીને આગળ વધી ત્યારે લોકોની સુષુપ્ત શક્તિને જાગ્રત કરીને, એમનામાં સૂઝ અને હિંમત પેદા કરીને સાચા લોકસ્વરાજની સ્થાપના કરવાની નેમવાળા બહુસંખ્ય લોકસેવકોથી ધબકતી લોકશાહી મુદ્રાની આછી ઝાંખી કર્યાનો સંતોષ હું અનુભવી રહ્યો હતો.

## આંબલા : વૈજ્ઞાનિક પરિપાટીની ઝાંખી

સણોસરા રાત વાસો કરી બીજી સવારે આંબલાના સઘનક્ષેત્રે પહોંચી ગયા. ખેતી, ઢોરઉછેર અને શિક્ષણના પ્રયોગોમાં આ કેન્દ્ર કદાચ બીજા અનેક કરતાં આગળ હશે. રાસાયણિક ખાતરો, સુધરેલાં ઓજારો અને સુધરેલું બિયારણ વાપરી દોઢું ઉત્પાદન હાંસલ કર્યું હતું વળી આ પ્રદેશમાં ભાવનગર રાજ્યના વખતથી, નાના મોટા ઇરિગેશન-તળાવો હોઈને મ પીતની ખેતીને માટે સારો અવકાશ હતો ઉપરાંત સણોસરા સુધી વીજળી આવી ગઈ હોવાને કારણે ય ખેતી માટે ય યંત્રસહાય (પાણી વગેરેમાં ખાસ) સરળ બની હતી. એકંદર ઘઉં અને કપાસ તથા શીંગનું ઉત્પાદન બમણું થયું હતું (વીઘે ૩૦ મણ બાજરો, ૧૭ મણ શીંગ, અને ૨૫ મણ ઘઉંનો પાક). આ પ્રદેશમાં સહકારી ખેતીના પ્રયોગો પણ ઠીક ઠીક થયાનું જણાયું. તો બીજી બાજુથી, સુથાર, લુહાર, દરજી, મોચી, સોની, કુંભારની સ્થિતિમાં સારો સુધારો થયો છે—પાંચ વર્ષે રોજગારી દોઢી થઈ છે. વિશેષ ધ્યાન ખેંચે એવો બીજો ઉદ્યોગ તેલ-ઘાણીનો છે. ૨૩ માંથી ૧૫ ગામોમાં સહકારી ઘાણી મંડળીઓ ચાલે છે. વરીઆભાઈની વાત પરથી જાણે દરેક પ્રવૃત્તિને અહીં વૈજ્ઞાનિક સ્વરૂપ આપવાની એક આખી પરિપાટીની ઝાંખી થઈ.

યંત્રશક્તિનો ઉપયોગ કુંભારી કામમાં (માટી મસળવાનું મશીનરૂપે) કરવામાં આવે છે; એથી ઉત્પાદન બમણું થયું છે અને રોજગારી દોઢી. તેલ-ઘાણીમાં પણ બળદની નાની ઘાણી, બળદની મોટી સુધરેલી ઘાણી, અને ઊંટની મોટી ઘાણી—ત્રણેના પ્રયોગો એક સાથે ચાલતા જોયા, નળિયાં પણ 'પ્રેસ'થી બનાવવામાં આવતાં હતાં, કહે છે કે એથી વધારે ટકાઉ પણ બને છે. વળી અર્ધમેંગલોરી નળિયાંનો પ્રયોગ પણ અહીં જોવા મળ્યો.

એમ તો મારા આ પ્રવાસનું આ છેલ્લું મથક હતું. ઘણી ચર્ચા-વાતો મુખ્ય સંચાલક શ્રી વરીઆભાઈ તથા સદ્દગતશ્રી સવજીભાઈસાથે થઈ. ભારત વર્ષમાં રાષ્ટ્રીય આવક વધી છે, સરેરાશ માથાદીઠ આવક પણ વધી છે, અને છેવાં રંક અને તવંગર વચ્ચેની અસમાનતા પણ વધી છે (રેશિયો ધરોજ વધ્યો છે). આ પ્રદેશમાં કેવા પ્રકારની પ્રગતિ થઈ હશે? કોઈની પાસે ચોક્કસ જવાબ ન હતો. આ રીતે હજી આપણે ત્યાં ભાગ્યે જ

આંકડા અને માહિતી એકત્ર કરવાનો પ્રયાસ પણ થયો છે. પરંતુ અમુક ચોક્કસ કુટુંબોની વાત કરતાં એવી છાપ પડી કે, જીવન ધોરણ "સૌનું" ઊંચું આવ્યું છે; આવક પણ 'બધા' વર્ગની વધી છે, રહેવા જીવવાની ઢબે પણ બદલાઈ છે; 'વચલા' અને 'ઉપલા' વર્ગ વચ્ચેનો ખોરાકી તથા સર્વસાધારણ આનંદના ખરચા અંગેનો ભેદ ઓછો થઈ રહ્યો છે. પરંતુ શું આનો અર્થ એ કે બંનેની સાંપત્તિક સ્થિતિ વચ્ચેનો ભેદ ઓછો થયો છે! બલ્કે અગાઉનો 'સંપન્ન' ખેડૂત આજે વેપારી–ખેડૂત બન્યો છે, અને અગાઉનો 'મધ્યમ' ખેડૂત, જેને surplus બહુ રહેતું જ નથી, તેવો ખેડૂત—બંનેની સ્થિતિમાં ખાસું અંતર વધ્યું છે કે નહિ? વધુ વિચારતાં એમ પણ લાગ્યું કે, આપણે આ બધી સરખામણીનાં દૃષ્ટાંતો લઈએ છીએ તે એકંદર સારી સ્થિતિવાળા પ્રદેશોના કુટુંબોનાં હોય છે; અને તેય મોટે ભાગે સપાટ મેદાનપર વસનારી પ્રજાનાં. આથી ઘણી વાર આપણે નર્યાં આંખે બેકારી–ભૂખમરો ગામડાંમાં જોવા પામતા નથી; અથવા ગામડાંમાં જરૂર પડયે કોઈ મજૂર જ મળતો હોતો નથી—એના ઉપરથી ય ત્યાં ભૂખમરો નહિ હોય—એવો અંદાજ પણ લગાડીએ છીએ! હરિજન–દલિત તથા ડુંગરોમાં વસતી ભીલી અને વન્ય જાતિઓની પણ ગણત્રી કરવામાં આવે ત્યારે જ ખરેખરા ભેદની ખબર પડે. ત્યારે જ નર્યાં આંખે આપણને નહિ દેખાતું સત્ય આંકડારૂપે સાબિત થાય...આવું બધું સાથે બેસી વિચારતા, અંતે છૂટા પડયા.

**સણોસરા અને સૌરાષ્ટ્ર : તાજગી અને જાગ્રતિ**

સણોસરા તો શિક્ષણ સંસ્કારનું આખા ગુજરાત–સૌરાષ્ટ્રનું એક શ્રેષ્ઠ કેન્દ્ર રહ્યું છે. અલબત્ત, લોકભારતીમાં આ દિવસો દરમ્યાન રજાઓ હતી. એટલે એના પ્રયોગોનો પરિચય મેળવવાનું તો ન બન્યું. પરંતુ સાચી વાત તો એ હતી કે સણોસરા જવામાં આ વખતનો મારો એક મુખ્ય ઉદ્દેશ, ઘણાં લાંબાં વરસો બાદ, ભાઈ મૂળશંકર સાથે નિરાંતે થોડોક સમય ગાળવાનો હતો. આથી તો લોકભારતીની રજાઓ અને મારો પ્રવાસનો અંત : અસાધારણ શાંતિ અને નિરાંતનો સુયોગ બની ગયો! પરસ્પરના વિચારોનો તાળો મેળવવાનો આ સુખદ પ્રસંગ હતો—ઘણી વાર તો જાણે એક જ પાટે દોડતા હોઈએ, એવું લાગે. ગુજરાત વિદ્યાપીઠમાં ૧૯૨૬થી ૧૯૨૯ દરમ્યાન સાથે રહેવાનું બન્યું હતું; ત્યાર બાદ એકવાર દક્ષિણામૂર્તિમાં મળેલ. ત્યાર પછી ઘણાજ લાંબાગાળે આ વખતે સાથે વસવાનો, અને વ્યક્તિગત વિકાસથી માંડી રાષ્ટ્રીય વિકાસની અનેકવિધ વાતો વિચારવાનો લ્હાવો મળ્યો! અનુભાઈ તો આંબલાથી સીધા ભાવનગર ઘર ભેગા થઈ ગયા હતા. હું પણ મનુભાઈ (પંચોળી) બહારગામથી આવે એની રાહ જોતો, મળાય તો મળી લેવા આતુર હતો. ઘણું બધું ભાથું આ પ્રવાસે આપ્યું હતું. મનુભાઈનાં અનુભવ અને વેધક દૃષ્ટિનો લાભ, આ પ્રવાસ અંગેના મારા અનુભવોના મૂલ્યાંકનમાં અને વિચારોના ઘડતરમાં, મહત્ત્વનાં હતાં. પરંતુ નીકળવાની છેક છેલ્લી થોડી મિનિટો હશે ને તેઓ આવ્યા. એમણે પૂછ્યુઃ કેમ કેવું લાગ્યું?' ને મેં સહજ ઊમળકાથી એક વાત કહીય નાખી. મારા મનમાં, પ્રવાસ દરમ્યાન વારંવાર, ગુજરાતની પીઢ સંસ્થાઓ અને અહીંની આ સંસ્થાઓ વચ્ચે એક પ્રકારની સરખામણી થઈ રહી હતી. ગાંધીજી, ઠક્કરબાપા, અને સરદાર પટેલના હાથે જેનો રોપો રોપાયો છે એવી અનેક રચનાત્મક સંસ્થાઓમાં આજે ય એક–ધારીથી અને એકાગ્ર નિષ્ઠાથી કામ થઈ રહ્યું હોવા છતાં, આ સૌરાષ્ટ્રમાંની સંસ્થાઓનું વાતાવરણ ત્યાં કેમ અનુભવાતું નથી! આવી તાજગી, આવી સતત મથામણ અને આવી પ્રયોગશીલતા કેમ દેખાતાં નથી? ગુજરાતના આશ્રમો શાથી fossilised ને 'ઘરડાં' લાગે છે! શાથી અહીં જીવન ટકી રહ્યું છે? સવાલ મૂંઝવ્યા કરતો હતો.

સૌરાષ્ટ્રનો ઇતિહાસ જ ખમીરનો, અને એનો સ્વભાવ જ આવેશ અને આવેગોનો છે. હજીય એનો એ રંગ ચાલુ હશે! કદાચ. અથવા સૌરાષ્ટ્રમાં રાષ્ટ્રીય લડતો દરમ્યાન આવેલી જાગ્રતિ પછી તરત તેમને હાથ સીધી રાજ્ય સત્તા—સૌરાષ્ટ્રની સરકાર આવી, એનો લાભ યે ખરો જ ખરો! નક્કી. સત્તા આવ્યા પછી, face to face તાનકડા સમાજમાં

બને છે તેમ, લોકશાહી પ્રત્યક્ષ બની? રાજ્યકર્તાઓ, નેતાગીરી અને પ્રજા વચ્ચે મોટી નોકરશાહીની બખોલ ઊભી થવા ન પામી? ગાંધીના આદર્શો અને પ્રજાની જરૂરિયાતથી તેઓ બહુ જલદી દૂર ન ફેંકાઈ ગયા? શક્ય છે એવું કૈંક બન્યું લાગે છે.

સૌરાષ્ટ્ર સરકારે અસ્તિત્વમાં આવતાવેંત ગ્રામોદ્યોગો અને ગ્રામપંચાયતોના વિકાસની યોજના તૈયાર કરવા માંડી હતી શ્રી મનુભાઈ શાહ ગટુભાઈ અદાણી અને શ્રી મનુભાઈ બક્ષીની સમિતિ રચી તેમની ભલામણોના આધારે ૧૯૪૯ મા ગ્રામોદ્યોગ સમિતિની રચના કરવામાં આવી હતી એણે ગ્રામોદ્યોગના ક્ષેત્રે ઉદ્યોગોની સ્થાપના, નવીનીકરણ તથા સંશોધનનું કાર્ય શરૂ કરી દીધુ હતું આ સમિતિએ પોતાના કાર્યક્ષેત્રમા ગરીબી, ભૂખમરો અને બેકારી નિવારણનો ઉદ્દેશ રાખ્યો હતો જ, તથા વિકેન્દ્રિત અર્થવ્યવસ્થા દ્વારા ખેતી અને ગ્રામોદ્યોગોને સધ્ધર બનાવી ગાંધીજીના આદર્શોને ચરિતાર્થ કરવાનુ વિચારી લીધું હતુ, જેમા સ્વાવલંબન અને સહકારી પદ્ધતિ મુખ્ય હતાં વળી સ્થાનિક નેતાગીરી તૈયાર કર્યા વિના સાચુ લોકસ્વરાજ પ્રગટી ન શકે એ વાત પણ તેમના ધ્યાન બહાર ન હતી

હજી આજેય બળવંતભાઈ-કમિટીનો વિકેન્દ્રીકરણનો હેવાલ, ઢેબરભાઈનાં સમાજવાદી સમાજ રચના અંગેનાં લખાણો-ભાષણો શુ ગાંધી અને નહેરુના આદર્શો વચ્ચે મેળ ખવડાવવા મથતા નથી?

ગમે તેમ વિનોબાએ સૌને ઢંઢોળ્યા છે જ સૌની દૃષ્ટિને એમણે પાછી કરુણાના મૂળ સ્રોત સુધી વહાવી છે નવો વિકાસ એ સૌનને ઉવેખીને થવાનો નથી, તો, ઢાંચાઢાળ પદ્ધતિની જડતા હવે ક્યાં સુધી ટકી શકશે?

સૌરાષ્ટ્રના આ નાનકડા પ્રદેશમાં તો આ વાત સચી ઠરતી જણાય છે ઔદ્યોગિક અને આર્થિક પ્રગતિની સાથોસાથ આખો વિસ્તાર (મોટા ભાગે દરેકનાં મુખ્ય 'મોડેલ' ગામોમા) સર્વાંગી નવનૂતન ગ્રામવિકાસની ભાવનાથી ગુંજતો થયો છે માનવીને રાગ-રોજીની ભીષણ બેડીઓ સાથે જકડી રાખવાને બદલે જાણે તેમનામાં ગતિશીલ જીવનની અભિલાષા જાગી રહી છે અને પોતાના અંગત પરિવારના વિકાસથી આગળ વધી, સામૂહિક ગ્રામોદયની ભાવના પણ પ્રગટતી થઈ છે આર્થિક અને સાંસ્કારિક રીતે પાછળ રહેલાને પોતાની સાથે લેવાની ભાવના, આગળ વધેલાઓમાં જાગી રહ્યાનાં જૂજ દૃષ્ટાંતો* પણ નવી દિશાનાં દ્યોતક છે

આનો અર્થ હરગિઝ એવો નથી કે, સૌરાષ્ટ્રની આ સંસ્થાઓ અને એના કાર્યકર્તાઓ, લોકસેવકોમાં અપૂર્ણતાઓ અને ક્ષતિઓ નહિ હોય એ તો વધુ વીગતે અભ્યાસ કરનાર, વધુ ઝીણવટથી નીરખનાર વધુ ગાઢ સંપર્કમાં આવનારને જણાયા વિના નહિ રહ્યું હોય મારે માટે તો હજી આ ઊડતી મુલાકાત હતી પ્રથમ પરિચયની ઝાંખી માત્ર હતી

બીજા મિત્રો અને અંતે મનુભાઈ (પંચોળી) તરફથી એક વાર 'અંબર'નાં કેન્દ્રો જોવા આવવાનું

* વાડલા : આજે અહીં એક પણ માણસ બેકાર નથી અને ગ્રામ પંચાયત તરફથી તમામ ગ્રામવાસીઓને રોજગારીની ગેરંટી આપવામા આવી છે ૮ હરિજન કુટુંબોનાં નવાં નિવાસસ્થાનો બાંધવામાં આખા ગામે વિના મૂલ્ય 'શ્રમદાન' કર્યું છે એક કોળી કુટુંબને પંચાયત તરફથી આપવામાં આવેલી પડતર જમીનને ખેડવા લાયક બનાવવાનો સવાલ આખા ગામે પોતાનો ગણીને ઉકેલ્યો છે તે જ રીતે, આવકમાં પછાત રહેલાં ૧૨ કુટુંબોને ગામ આખાની મદદથી 'સહકારી ધોરણે દૂઝાળાં ઢોર મેળવી આપવાની પેરવી પણ ચાલે છે!

જાળિયા : બેકારી સમૂળી નાબૂદ કરી છે તળાવના આડાની સારી જમીન, તેના માલિકોએ ખેતમજૂરોને સોંપી છે ૧૯૫૯-૬૦માં વરસાદને કારણે કેટલાંક ઘર તૂટી પડતાં, આખા ગામે એની મરામતમાં મદદ કરી મગફળીની ઉત્પાદક સહકારી મંડળીએ તેમનો નફો ગામનાં હિત-કાર્યો માટે ધરી દીધો આખા અમરેલી જીલ્લામા આ ગામને બે વાર અસ્પૃશ્યતા નિવારણ માટે ઈનામો અપાયાં છે અને જીલ્લાની શ્રેષ્ઠ ગ્રામ પંચાયતનું પારિતોષિક પણ તેને પ્રાપ્ત થયું છે

પ્રલોભન મળ્યું અને સહકારી ખેતીના પ્રયોગો થોડીક વીગતે જોવાની મારી ઈચ્છા હજી બાકી જ રહી હતી—આ વખતના પ્રવાસની દોડાદોડમાં એટલો અવકાશ જ ન હતો.

## ૪

## મૂળભૂત સમસ્યાઓ-ઘેરી આશંકાઓ !!

સાચી વાત તો એ હતી કે, એક બાજુ થોડુંક 'નિર્મળ' જોઈ હરખાતું મારું 'આશુતોષ' મન જરાકમાં રિઝાઈ રહ્યું હતું; બીજી બાજુ ગ્રામ અને સમગ્ર રાષ્ટ્રીય નવનિર્માણની પારાવાર સમસ્યાઓમાં અટવાતું હતું ! પ્રવાસ પૂર્વેના અનેક સવાલો-આશંકાઓ કાંઈ દૂર થઈ ગયાં હતાં એવું ય નથી; અને પ્રવાસને અંતે નવા સવાલો અને આશંકાઓ જાગ્યાં ન હતાં, એવું ય નથી. કેટલાક સવાલો અને શંકાઓ પ્રવાસ દરમ્યાન અવારનવાર વ્યક્ત થતાં રહ્યાં હતાં અને એના મળેલા અથવા માનેલા જવાબો પૂર્ણ સંતોષકારક અને નિશ્ચિત હતા એવું પણ કહી શકાય એમ નથી. આ સવાલો અને આશંકાઓના અનેક પ્રકાર હતા ને છેઃ એક તો, જે પ્રયોગો થઈ રહ્યા છે તેની મર્યાદામાંથી અને તેનાં સીધાં પરિણામોમાંથી જાગતાં. અને બીજાં, આદર્શો અને ધ્યેયની દૃષ્ટિએ વિચારતાં, તથા ત્રીજાં, સમગ્ર રાષ્ટ્રીય વિકાસના સંદર્ભમાં જાગે તે. દા. ત.—

(૧) થોડાકને ધંધો આપીને અન્યને બેકાર તો નથી કરતા ને !†

(૨) જેમને રોજી આપી શકાઈ છે તેય 'પૂર્ણ-રોજી' (ન્યૂનતમ જીવન ધોરણ પૂરતી) છે ખરી !†

(૩) ક્ષેત્રની એકંદર આવક વધી છે; પરંતુ ભારતમાં બન્યું છે તેમ, પ્રજાના જુદા જુદા સમૂહોની આવક વચ્ચેની અસમાનતા વધી તો નથી ને !†

(૪) સહકારી મંડળી બનવા માત્રથી તો સહકારી ભાવના ખીલતી નથી; ખેલટી બ્રિટિશ જમાનાની સહકારી મંડળીઓ અંદર અંદરના અને ખાસ તો પોતા સિવાયના બીજા સમૂહોના શોષણનું સાધન બનતી હતી. આજે સ્વરાજ્યની સહકારી મંડળીઓમાં ભૂતકાળના અનિષ્ટનો પાશ રહેવા તો પામ્યો નથી ને !†

† (૧) થી (૪) પ્રશ્નોનો જવાબ એકંદર સંતોષકારક અને ઉત્સાહપ્રેરક હતો. બેકારી નિવારણ અને ન્યૂનતમ જીવનધોરણની દૃષ્ટિએ, **વાડલા** અને જાળિયાની પ્રગતિ જેવી વેગીલી હતી તેવી જ સદ્ધર પાયા પર ઊભી હતી એમ પણ જણાય છેઃ આ બને ગામોમાં બેકારીનું સંપૂર્ણ નિવારણ થઈ ચુક્યું છે. પરંતુ દર વરસે વસ્તી ૨% વધતી જશે, એવી ગણત્રી છતાં, માથાદીઠ ન્યૂનતમ આવક ઊંચી લાવવાનો પુરુષાર્થ પણ જેવો તેવો નથી—

**વાડલા :** ૧૯૫૬–૫૭માં માથાદીઠ વાર્ષિક આવક રૂ. ૩૦૦; ૧૯૬૧–૬૨માં રૂ. ૬૫૫. ન્યૂનતમ આવકનું હાલનું ધોરણ રૂ. ૨૪૦ ગણતાં કુલ ૮૯ કુટુંબમાંથી અગાઉ ૩૫ કુટુંબોની આવક રૂ. ૨૪૦થી ઓછી હતી, તે સંખ્યા હવે માત્ર ૧૨ ની રહી છે. આ બારે કુટુંબના સભ્યોની માથાદીઠ આવક ૧૯૬૫-૬૬ સુધીમાં રૂ. ૨૬૦ થી ૩૦૦ સુધી લાવવાનો કાર્યક્રમ પણ વિચારાઈ રહ્યો છે; અને ત્યારે, ૧૯૬૫–૬૬ માં ગામની એકંદર માથાદીઠ આવક રૂ. ૬૫૫ થી ય આગળ વધી રૂ. ૯૦૦ સુધી પહોંચી જવાની ગણત્રી છે. વાડલાની આ પ્રગતિમાં ખેતી-સુધારો તથા દૂધાળા-ઢોરનો વિકાસ મુખ્ય કારણરૂપ છે.

**જાળિયા :** કુલ ૩૧૦ કુટુંબોમાં, ૧૯૫૬–૫૭માં માથાદીઠ વાર્ષિક ન્યૂનતમ રૂ. ૨૪૦ થી ઓછી આવક-વાળાં ૧૯૬ અને રૂ. ૨૪૦ ઉપરનાં ૧૧૪ કુટુંબો હતાં.

૧૯૬૦–૬૧ સુધીમાં તો ચિત્ર સાવ બદલાઈ ગયું છેઃ રૂ. ૨૪૦ ની ઉપરવાળાં ૨૨૯ કુટુંબો થઈ ચૂક્યાં છે. અને ઓછી આવકવાળાંની સંખ્યા ૧૯૬માંથી ઘટીને ૯૩ થઈ છે. હવે, ૧૯૬૧–૬૨ દરમ્યાન જ આ ૯૩ માંથી ૪૧ કુટુંબો રહેશે અને તેમાંથી ૬ સિવાયના ૪૬ કુટુંબો પણ ૧૯૬૨–૬૩માં 'ધોરણ' પર પહોંચી જશે; અને રહેલાં ૬માંથી પાંચ કુટુંબો છેવટે ૧૯૬૫–૬૬ સુધીમાં 'ધોરણસર' થઈ જશે. છેલ્લું કુટુંબ તો એક અપંગ માનવીનું છે, જેની વ્યવસ્થાનો ભાર ગ્રામ પંચાયતે જ ઉપાડી લેવો રહ્યો !

(૫) ખાદી-ગ્રામોદ્યોગ અને સહકારી મંડળીઓ પાછળ, મુખ્યતઃ વાણિજ્યવૃત્તિ અને ભૌતિકવાદી સુખ-સગવડની વૃત્તિ પ્રેરક બળ નથીને? આવી વૃત્તિમાંથી જન્મેલી પ્રવૃત્તિ સાચી સહકારી અને સહયોગી સહજીવ'-શાળી બની શકે ખરી? ખાસ કરીને, સહયોગી સામ્ય-યોગી વૃત્તિ વ્યવહારના બીજા અનેક પાસાઓમાં સહજ બન્યા પછી જ 'સહયોગી કૃષિ' હિતાવહ બને—એ સાચું નથી શું? આવી તકેદારી, આવી કસોટી આપણે જાળવી છે ખરી?

અથવા—

(૧) સરકારી વિકાસ ઘટકોમાં સરકારી-અમલદારી પદ્ધતિનાં અનિષ્ટો, અને મર્યાદાઓ જોવા મળે. તો 'સેવકશાહી' પદ્ધતિ દ્વારા ચાલતી લોકકલ્યાણની પ્રવૃત્તિઓનાં દૂષણો અને મર્યાદાઓથી આપણે પૂરતા સાવધ છીએ ખરા? એમાંય બે ચાર નેતાઓના હસ્તક જ તાલુકા યા કેન્દ્રની સમસ્ત સંચાલના રહે તો 'સેવકશાહી'થીય બદતર 'નેતાશાહી'નાં દૂષણો ભવિષ્યમાંય આવ્યા વિના રહે ખરાં?

(૨) સમાજવાદી કલ્યાણરાજ્યનું એક દૂષણ એવું ગણાય છે કે, તેમાં મોટે ભાગે પ્રજાને રાજ્યની ઉપર વધુ આધાર રાખવો પડતો હોય છે. અથવા બીજી રીતે કહીએ તો, રાજ્ય પ્રજાના કલ્યાણના નામે લોક-જીવનની અસંખ્ય બાબતોમાં ડખલ કરવા માંડે છે અને પ્રજાને પાંગળી બનાવે છે. આજે સહકારી વિકાસ-ઘટકોમાં, તથા સરકારી નાણાં અને સગવડો ઉપર મુખ્ય આધાર રાખનારી રાજ્યપ્રણિત 'સર્વોદયી' અને 'સઘન'ની યોજનાઓમાં સરકારની પૂંજી અને સહાયનું પ્રમાણ,* તેની શરતો અને પદ્ધતિ એ પ્રકારનાં છે ખરાં કે સરકારી શેહમાં તણાયા વિના, પ્રજા પોતે પોતાના જીવનને ગોઠવવા સ્વતંત્ર રહે? ઉપરાંત બુદ્ધિ-માન અને શક્તિમાન બને? હજી આજની કક્ષા શું એવી નથી કે સરકાર અથવા સેવકો પ્રજાની મદદ માગે અને પ્રજા તે મુજબ આપે તે અનુકૂળ થાય? પરંતુ હોવું જોઈએ એવું કે પ્રજા પોતાનાથી ન થાય એટલાં જ કામોપૂરતી બીજાની મદદ માગે અને તેટલા પ્રમાણમાં સહેલાઈથી તેને મળી રહે અને અંતે તો, ગમે ત્યારે ય સ્વરાજના રખેવાળ તરીકે, સરકાર અને પ્રજાની વચ્ચે, લોકસેવકે, કેટલીક વાર બેઉને અળખામણા થઈને ય, પોતાની ફરજ બજાવવી પડવાનીજઃ આવી જાગ્રતિ છે ખરી?

(૩) હવે પંચાયતી રાજ શરૂ થવાની તૈયારીમાં છે, ત્યારે પ્રજાના હાથમાં, થોડુંક સાહસ વહોરીને પણ (અને છતાં આંખો બંધ કરી દઈને નહિ જ) વધુ મહત્ત્વની સત્તાઓ સોંપાય એ જેમ જરૂરી છે, તેજ રીતે પ્રજાના સેવકો-નેતાઓ પ્રજાને એને માટે તૈયાર કરે એય તત્કાલ અગત્યનું અને ગંભીર જવાબદારીનું કામ ગણાવું જોઈએ; કેમકે વળી પાછું એક વધુ તંત્ર, 'પીઢ કાર્યકર્તા'ના હાથમાં પહોંચી જશે—અને તે સેવાથી હશે તો તન તોડીને પાર પણ પાડશે; પરંતુ તે મઝિલ લોકરાજ્યની તો નહિ બને. આપણે સાબદા છીએ ખરા?

અથવા, સિદ્ધાન્તની દૃષ્ટિએ—

(૧) ખાદી એ ગાંધીજીના વિકેન્દ્રિત અર્થજીવનનું મુખ્ય પ્રતીક છે ગાંધીજીની સ્વાવલંબી જીવન ભાવના એમાં અંતર્ગત છે આજે ખાદી ઉદ્યોગ જે પ્રકારે વિકાસી રહ્યો છે તે કેટલે અંશે ગાંધીમાન્ય છે? આ સવાલ અનેક રીતે વિચારવો જોઈએ: ગ્રામપરિવારો પોતાના વપરાશનું કાપડ પોતે ખાદી રૂપે તૈયાર કરી લેતા થયા છે? દરેક ગામની કાપડની જરૂરિયાતના કેટલા ટકા સ્થાનિક ખાદીથી સંતોષાય છે? કેટલા ટકા બહારથી આયાત થતી ખાદીથી સંતોષાય છે? અને કેટલા ટકા હાથશાળ અને મિલ કાપડથી સંતોષાય છે? તે જ રીતે, સામેથી એ પણ જાણવું રહ્યું કે, ગામ પોતે જે ખાદી પેદા કરે છે તેમાંથી કેટલા ટકા ત્યાં ને ત્યાં ઉપયોગમાં ન લેવાવાને કારણે બહાર વેચાવા જાય છે? હકીકતે કોઈ ગામ કે કેન્દ્ર પોતાની પૂરી જરૂરિયાતની ખાદી પોતે પેદા કરી લેતું નહિ હોય; તેજ રીતે પોતાની ઉત્પન્ન કરેલી

* મોટા ભાગે સરકારી તથા બહારની મદદ અને લોનનું પ્રમાણ ૫૦% થી ૬૦% હોવાનું આ પ્રદેશોમાં જણાયું છે.

બધી પોતેજ વાપરતું નહિ હોય—આવું ચિત્ર શું સૂચવે છે?

(૨) વસ્ત્ર-સ્વાવલંબનથી વધુ હળવી, છતાં સિદ્ધ થવી ઘણી કપરી છે તે, અન્નસ્વાવલંબનની સમસ્યા. ભાગ્યે કોઈ કેન્દ્ર અન્ન-સ્વાવલંબનનો દાવો કરી શકશે. એનું કારણ એ નથી કે ત્યાંની જમીનમાંથી ખોરાક માટે પૂરતું અનાજ થવું જ શક્ય નથી. પરંતુ અહીં બીજી ઘણી સમસ્યાઓ છે. અનાજ કરતાં રોકડીઆ પાકમાં (આ પ્રદેશમાં ખાસ કરીને મગફળીમાં) ઘણું વધારે વળતર છે. કદાચ ઉગાડવામાંય સરળતા હશે? એક બાજુ રોકડની ગરજ અને બીજી બાજુ અનાજની તાણ! છેવટે પરદેશથી મંગાવીને, જે થોડાક ડોલર મળે તેમનો ઘણો મોટો ભાગ અનાજ પાછળ ખરચી નાખવાની હદે ઉડાઉગીરી! આનો મેળ કેમ ખાવાનો છે? કોણ ખવડાવશે? સરકાર કાયદો કરે કે અમુક એકરમાં અનાજ વાવો, અમુક એકરમાં રોકડીઓ પાક?

(૩) કેવળ ખાદી અને રોકડીઆ પાકનો સવાલ નથી. સવાલ તો સાચા સ્વરાજનો છે. વિનોબા એક નાનકડું સૂત્ર આપે છે ને આપણે સૌ એને ૧૦૦ ટકા સાચું માનીએ પણ છીએ કે, 'ગામમાં કોઈ ભૂખ્યો-નાગો ન સૂવે એટલું કરવું'! સૂત્ર નાનકડું ને સાદું છે. પરંતુ આપણે ઉપર જોઈ તે પરિસ્થિતિમાં તો આ સૂત્ર અત્યંત જટિલ ને મુશ્કેલ પણ છે. આખા ગામના સર્વપ્રકારના સમસ્ત ઉત્પાદનનું આયોજન અને તેનું નિયમન—નિયંત્રણ કર્યા વિના આ શક્ય જ નથી. આવું આયોજન કરવાની અને તેનું પાલન કરાવવાની સત્તા ગ્રામપંચાયતને છે ખરી? આપવાની કોઈ શક્યતા, એવી કોઈ હિલચાલ દેખાય છે ખરી?

(૪) કેવળ ઉત્પાદનના આયોજન અને નિયંત્રણથી, પ્રમાણમાં સરળ ગણાય તેવી સમસ્યા ટળી શકે. પરંતુ સમાનતાવાદી-સર્વોદયવાદી-ગાંધીવાદીનો સવાલ તો ન્યાયી વિતરણનો છે, એનું શું? ફરી એજ ઉપલો સવાલ વધુ ફૂટ રૂપે ઉપસ્થિત થાય છે.

● માલિકી વિસર્જનની અને ટ્રસ્ટીપણાની ભાવના વિના મુખ્યત્વે કાનૂનદ્વારા ઉત્પાદનનું અને વિતરણનું આયોજન અને નિયંત્રણ કેટલું શક્ય બને? અને કાનૂનના જોરે કરાવવા જતાં, લોકશાહી રાજ્ય અને સર્વસત્તાવાદી રાજ્ય વચ્ચેનો મૂળભૂત ભેદ ટકાવવો કેવી રીતે? ટકે ખરો? ક્યાં સુધી? કઈ મર્યાદામાં આવો પ્રયોગ પણ હિતાવહ ગણાય?

(૫) ગાંધીજીએ રામરાજ્યનો જે આદર્શ રજૂ કર્યો છે, અને આપણે સૌ (પં. નહેરુ સહિત) જે સ્વીકારી લીધાનું સાંત્વન લઈએ છીએ તે આદર્શ અને આજે આપણો આખો રાષ્ટ્રીય પુરુષાર્થ જે દિશામાં ચાલી રહ્યો છે તેની વચ્ચે એકરૂપતા નહિ તો નહિ, પરંતુ સંઘર્ષ તો નથી ને? બલ્કે આપણે ઇચ્છા અનિચ્છાએ પશ્ચિમી (રશિયા/અમેરિકા સહિત) યંત્રતંત્રની માયાજાળે પ્રાણઘાતક સંસ્કૃતિ પાછળ ઘસડાઈ તો રહ્યા નથી ને? એક વાર રશિયાઈ રસ્તે કે અમરિકી રસ્તે પૂરપાટ ઘસડાઈ ગયા પછી આપણે માટે પાછા ફરવાનું શક્ય બનવાનું છે ખરું?

● આ છેલ્લાં થોડાંક વરસથી આપણામાંના કેટલાક Time-Sense થી વિચારતા થયા છીએ કે હવેનાં પાંચદસ વર્ષમાં જો આપણે આપણા આર્થિક તંત્રને અને રાજ્યતંત્રને ભારતીય લાક્ષણિક (આ લાક્ષણિકતાઓ વિષેય કોઈ નિશ્ચિતતા પ્રવર્તે છે?) આકાર આપી નહિ શકીએ તો આપણી રાષ્ટ્રીય અસ્મિતા પ્રગટાવવું પાછળથી અશક્ય અથવા અશક્યવત્ બની જશે! (આ વખતના આખા પ્રવાસ દરમ્યાન આ વાત હું સૌને કાને નાખતો રહ્યો હતો; પરંતુ તેજ વખતે એવી લાગણીય અનુભવતો હતો કે આને અંગેની પૂરતી ચિંતા આપણા જાગ્રત કાર્યકર્તાઓના ચિત્તમાં ય હજી જાગી નથી, ત્યાં પ્રજાસમૂહનું પૂછવું જ શું?)

(૬) પ્રગતિની ગતિ વધારવાની વાત વિચારતાં જ યંત્રશક્તિના ઉપયોગનો સવાલ આવી ઊભો રહી જાય છે. યંત્રશક્તિનો આંધળો વિરોધ કે આંધળી ઉપાસના—બંને ભયોમાંથી કયો વધુ કાતિલ? યંત્રશક્તિથી બેકારી આવે જ? કે સગવડ અને સંસ્કારિતાનાં વધતા (આજની સરખામણીએ તો ઘણા ઊંચા) ધોરણને લક્ષમાં રાખીને ચાલીએ તો બેકારીનો ભય ન યે રહે? કે પછી જે દેશમાં ફાજલ મજૂરી અઢળક પડી હોય ત્યાં એનો

## ચહેરા વિહોણો માનવી ! —ભોગીલાલ ગાંધી

ઊંચો કદાવર આદમી, આછા વાળ અને ટાલિયુ માથુ, મોટા કાન પરંતુ ચહેરો સાવ કોરો ધોયેલા ઓરસિયા જેવો, કોઈ પણ પ્રકારના ભાવવિહોણો બહારનો દેખાવ—અંદરનું કઈજ છતું કરતો નથી. જાણે ચહેરા વિહોણો માનવી !

એથી જ કદાચ, આવેશ વિના, કશા જ અંગત આનંદ વિના, કશા જ વિશિષ્ટ ઉદ્દેશ કે હેતુ વિના એ ઠંડે કલેજે, ૬૦ લાખ માનવીનાં દોઝખ પોતાને હાથે રચી શકયો !

એમ તો ઇતિહાસમાં તૈમુરલંગ થયો છે, ને નિરો પણ પાકયો છે. હજારોની કતલમાં એક જણે અંગત આવેશ ને ઝનૂન અનુભવ્યાં છે, તો બીજાએ રોમનગરીમાં આગ લગાડી હજારો નિર્દોષોની હોળી જોતાં જોતાં મસ્ત બની ફિડલ બજાવવાનો આનંદ લૂટ્યો છે !

ત્યારે ૬૦ લાખની કતલ કરનાર આ માનવી ઇતિહાસને ચોપડે અનન્ય જ છે. આગળના ઇતિહાસમાં કોઈ પણ એક માનવીએ કરેલી હત્યા કરતાં આનો આંકડો ઊંચો છે અને છતાં એનોય એને અંગત આઘાત નથી કે અંગત આનંદ નથી ! કેમકે–એ ચહેરા વિહોણો માનવી છે ! એને નથી ભાવ, નથી લાગણી, નથી આવેશ, નથી દયા, ને નથી માનવ-સહજ પશ્ચાત્તાપયે !

એથી જ તો ઇઝરાયેલની અદાલતે એને દેહાંત દંડની સજા કરી ત્યારે, ને પૂરું દોઢ વરસ કેસ ચલાવ્યો તે દરમ્યાન સાધારણ કે અસાધારણ માણસની જેમ તેને કશો પ્રત્યાઘાત થયેલો જણાયો નહિ !

આ રહી ચહેરા વિનાના માનવીની અમાનવી કહાણી :

બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન હિટલરે ' જ્યુ સમસ્યા '–નો 'આખરી ઉકેલ' ચીધ્યો· 'યુરોપની ધરતી પરથી યહૂદીઓનું નામનિશાન મિટાવી દો', અને નાઝી સંરક્ષણ ખાતાના અમલદાર એડોલ્ફ આઇકમાને પોતાના વડા હિમલર સમક્ષ પ્રતિજ્ઞા લેતાં ૧૯૪૨ માં ઉચ્ચાર્યું· 'યુરોપને બિનયહૂદી બનાવીને જ હું જપીશ'

આ પ્રતિજ્ઞા પાછળ કોઈ આદર્શ, કોઈ સમજ કે ઊંડેવનો વિચાર ન હતો. નાઝી સૈન્યની શિસ્ત જ પૂરતી હતી : જે કામ ચીધાયું તે પાર પાડવું જ રહ્યું !

તે જ દિવસથી 'મોતની રાક્ષસી ભઠ્ઠીઓ' (ગૅસ ચેમ્બર્સ) તૈયાર કરવામાં તે મંડી પડ્યો. અને બીજું વિશ્વ યુદ્ધ પૂરું થતાંથતાંમાં તો, કુલ ૧ કરોડમાંથી ૬૦ લાખ યહૂદીઓની હત્યાનો આંકડો તેને નામે ચઢી ચૂકયો હતો! યુરોપમાંથી યહૂદીઓના નિકંદનની પ્રતિજ્ઞા લગભગ પૂર્ણ કર્યાનો સંતોષ તે લઈ શકે એમ હતો ! પરંતુ જંપીને ઠરીઠામ છીવવાનું જ એને માટે અશક્ય બની ગયુ હતું—નહિ કે એનો અતરાત્મા આ હત્યાઓ માટે એને કોરી રહ્યો હતો. પરતુ એના દુર્ભાગ્યે હિટલરની હાર થઈ હતી. જર્મનીના નાઝી હત્યારાઓની એક પછી એક ધરપકડો થઈ હતી હિટલર અને ગોબેલ્સે તો આત્મહત્યા કરીને જાન છોડાવ્યો હતો. પરતુ ગેસ્ટાપો (ગુપ્તચર) ખાતાના વડા મુલર, નાઝી વિદેશ મંત્રી રિબેનટ્રોપ અને તેમના સાગરિતો વિજેતાઓના હાથમાં સપડાઈ ચૂકયા હતા. અને ૧૯૪૬માં ન્યુરેમ્બર્ગ ખાતે એમના પર અદાલતી

ખટલા આરંભાઈ પણ ગયા હતા; અંતે એ તમામને યુદ્ધ-ગુનેગારો તરીકે ફાંસીએ લટકાવી દેવામાં પણ આવ્યા હતા.

એડોલ્ફ આઈકમાનને માથે ય મોત ભમતું હતું.

૧૯૪૫ના મે માંજ, એમ તો તે અમેરિકી ફોજી ટુકડીના હાથમાં જઈ પડ્યો હતો. પરંતુ એનો વેશ જોઈ ટુકડી છેતરાઈ હતી. એક મરણ પામેલા સિપાહીના ફાટ્યા તૂટ્યા ખરડાયેલા ગણવેશમાં, એ સિપાહીનું ઓળખપત્ર જોઈને, તેને એક સાધારણ જર્મન સૈનિક તરીકે માની લઈ, ગિરફતાર કરીને લઈ જવામાં આવ્યો હતો. અને યુદ્ધ કેદીઓની એ છાવણીમાંથી પલાયન કરી જવામાં તે સફળ થયો હતો!

પરંતુ વાતાવરણમાં—આખા યુરોપમાં અને ખાસ કરીને યહૂદીઓના વતન જેરૂસલેમ (ઇઝરાયેલ) માં—સર્વત્ર આઇકમાનના નામના ભણકારા ગાજી રહ્યા હતા. બ્રિટન, ફ્રાન્સ, અમેરિકા અને યુદ્ધમાં જર્મનોને હાથે સહન કરનારા તમામ દેશોના સેંકડો ગુપ્તચરો આ એક નામચીન હત્યારાની ખોજમાં લાગી ગયા. આઈકમાન લિંઝ (ઓસ્ટ્રિયા)માં ઊછર્યો હતો; એની પત્ની અને બાળકો ત્યાં જ રહેતાં હતાં—આ માહિતીના આધારે લિંઝમાં એક ગુપ્તચર-અમલદારે જાતે પહોંચી જઈને આઈકમાનની પત્ની ફ્રો ના મકાનની પડોશમાં જ એક દુકાન ખરીદી લઈ ચાંપતી નજર રાખવા માંડી. થોડા સમય બાદ, ફ્રો એ ઘર ખાલી કરી ગઈ, તોય કદાચ આઈકમાન રખડા-ફરતો અહીં આવી ચડશે, એવી ધારણાએ પેલો ગુપ્તચર ત્યાં ચાલુ રહ્યો.

આ પછી તો, આઈકમાન પશ્ચિમ જર્મનીમાં હોવાના, અને ત્યાર બાદ સીરિયા, ઇજીપ્ત, ટર્કી, સ્પેન વગેરે સ્થળે દેખાયો હોવાના હેવાલો મળ્યા; અને ગુપ્તચરોની સેના એનું પગેરું દૂંઢતી એ બધા પ્રદેશો ખૂંદતી રહી

વરસો વીતતાં ગયાં, તેમ તેમ જાહેર પ્રજાના મનમાંથી તો આઈકમાનની સ્મૃતિ ભૂંસાતી ગઈ. અખબારોમાં પણ હવે તેનું નામ ક્યાંક ક્યારેક જ દેખાતું રહ્યું. પરંતુ હવે તો, ઇઝરાયેલની સરકારે આગેવાની લીધી હતી—અનેકેન પ્રકારે 'હત્યારાને બદલો' આપવા તે માથા પછાડી રહી હતી. ત્યાં વળી ૧૯૫૭માં આઈકમાન બ્યુનો એર્સ (આરજેન્ટિન)-માં હોવાની ભાળ મળી, અને ૨૯ વધુ નિષ્ણાત ગુપ્તચરો એ સ્થળે ધસી ગયા. ૩ મહિના લાગી શહેરની ગલી-ગલી ખૂંદવા છતાં આઇકમાન હાથ-તાળી આપી છટકી ગયો હતો!

આ પછી ૧૯૫૮માં ખુદ પશ્ચિમ જર્મનીમાં જ લુડ વિગ્સબર્ગ નગરીમાં નાઝી ગુનેગારોની નશિયત માટે કેન્દ્ર ઊભું કરવામાં આવ્યું. નવ-નવ નામાંકિત જર્મન ન્યાયાધિશોની નીમણૂક પણ કરવામાં આવી. અને બાકી રહી ગયેલા નાઝી ગુનેગાર ઉપરના કેસો ચલાવવાની કારવાઈ શરૂ થઈ. ઇઝરાયેલની સરકારે આ નવા કેન્દ્ર સાથે સંપર્ક સાધ્યો. ૧૯૫૮માં ઇઝરાયેલમાંથી ચુનંદા ગુપ્તચરો આવી પહોંચ્યા—તેમાં કેટલાક મૂળ હંગેરીના યહૂદીઓ હતા. આમાં નવાઇ જેવું ન હતું આઈકમાને એકલા હંગેરીમાં ૪,૫૦,૦૦૦ સાડા ચાર લાખ યહૂદીઓને ગેસ ચેમ્બરમાં હોમી દીધા હતા.

આ હત્યાકાંડમાં જેણે પોતાનાં માતા-પિતા, બહેનો અને ભાઈઓ ગુમાવ્યાં હતાં તેવા એક હંગેરિવાસી ગુપ્તચરે બીડું ઝડપ્યું. એણે પોતાનું નામ સેન્ડોર ક્રેટ એવું રાખ્યું. એને બીજો એવો જ હંગેરીવાસી સાથી મળી ગયો—'લાજોસ મોલ્નાર'. આ મોલ્નાર આઈકને જોયે ઓળખતો હતો. ૧૯૪૪માં બુડાપેસ્ટમાં તેને તે ઘણીવાર મળેલો. આ બંને જણાએ પોતે યહૂદી તરીકેનો નહિ, પણ હંગેરીના નાઝીપક્ષી સૈનિક તરીકેનો પાઠ ભજવ્યો; અને રશિયનો જર્મનીમાં ઘૂસે તે પૂર્વે જે નાઝી-સૈનિકો ભાગી ગયેલા તેમાંના તેઓ બની ગયા.

આરજેન્ટીનમાં બ્યુનો એર્સ આવું એક કેન્દ્ર હતું. અને આ બંને ત્યાં વસતા નાઝી નિર્વાસિત સૈનિકોમાં ભળી ગયા. આમ, મહિનાઓ વીતતા ક્રેમ્પાન ક્રેટ અને મોલ્નારને યુદ્ધ સમયની બીજી અનેક વાતો જાણવા મળી, પણ કોઈને મોઢે આઈકમાનનું નામ-નિશાન સાંભળવા મળ્યું નહિ!

અંતે, ૧૯૬૦ના જાન્યુઆરીમાં મોલ્નારને કાને અચાનક કોઈકના શબ્દો અથડાયા: 'બિચારો આઈકમાન! એકવાર ગર્જના કરનારો સત્તાશાળી આજે

વળી બોલ્યો : "મારે યુદ્ધના કાનૂન અને મારા રાષ્ટ્રધ્વજને વફાદાર રહેવાનું જ હતું..."

અને ઉમેર્યું : "હું તૈયાર છું."

અંતે, એણે કહ્યું: (ત્યારે એના હોઠ ઉપર ભૂતિયું સ્મિત ફરકી રહ્યું:) "થોડીક ક્ષણોમાં જ, ગૃહસ્થો, આપણે ફરી મળીશું– સૌ માનવીની એજ ગતિ છે. હું આખી જિંદગી ભગવાનમાં માનતો આવ્યો છું, અને હું એક આસ્તિક તરીકે જ, મૃત્યુ પામું છું."

એણે જર્મન ભાષામાં 'આસ્તિક' માટે જે શબ્દ વાપર્યો હતો, એ નાઝી–શબ્દ હતો. નાઝી પાર્ટીના ખ્રિસ્તી સભ્યો, જેમણે દેવળનો ત્યાગ કર્યો હતો, પરંતુ પોતાને આસ્તિક કહેવડાવતા હતા તેઓ આ શબ્દ ખાસ વાપરતા હતા.

મેં મારી ઘડિયાળમાં જોયું. મધરાત ઉપર બે મિનિટ વીતી હતી. અને હિબ્રુ ભાષામાં મોટેથી પ્રાર્થના સંભળાઈ: "હુશિયાર" ગાળિયો બરાબર ગળામાં હતો. મેં છેલ્લી વાર આઈકમાન તરફ નજર નાખી લીધી.

એની આંખો અડધી બીડેલી હતી, માથું ડાબી તરફ જરાક ઝૂકેલું હતું, અને નજર નીચે જમીન ઉપર હતી.

બીજી વાર 'હુશિયાર'નો અવાજ સંભળાયો અને મારા જમણા હાથ તરફના પડદા પાછળ કૈંક સળવળાટ થયો.

આઈકમાનના પગ નીચેનું કાળાર ગનું ચોરસ પાટિયું ખસી ગયું, દોરડું તંગ થયું અને આઈકમાનનું શરીર અંધારા ખાડામાં નીચે ધસી પડ્યું. મારી બાજુએ ઊભેલો પાદરી મિ. હલ 'ઈશુ...ખ્રિસ્ત...' એટલું બબડ્યો. હું ખસી પડેલા પાટિયા પાસે ગયો ને નીચે ખાડામાં મેં જોયું: આઈકમાનનું શરીર બિલકુલ સ્થિર લટકતું હતું. થોડીવારે, જેલના દાક્તરે કહ્યું : 'તત્કાલ મરણ પામ્યો છે...'

## અપરાધ અને સજા | 'વિદુર'

એડોલ્ફ આઈકમાન જેવા આદમીને શી સજા થઈ શકે ! એણે કરેલા ગુનાઓની લાંબી યાદી વાંચતાં જ, થોડીશી કલ્પનાવાળા માનવીના અંતરમાં, અરેરાટી પેદા થયા વિના નહિ રહે. બિહામણી કુશળતાથી એણે ૫૦ લાખથી વધુ યહૂદીઓનાં મોત નિપજાવવાનો સંચો ચલાવ્યો હતો. રાક્ષસી ભઠ્ઠીઓ અને ગેસચેમ્બર્સમાં હોમી દેતી વખતે એણે એટલો ય વિચાર ન હતો કર્યો કે આ વૃદ્ધ છે યા બાળક છે !– અને આ બધાં કૃત્યોનો, ચહેરાવિનાના નોકરશાહીની રીઢી રીતરસમથી, એણે બચાવ કર્યો હતો કે, 'મેં ફરજને વશ થઈ ને જ જે કાંઈ કર્યું છે.' અને જીવનની છેલ્લી પળોમાં એણે કહ્યું હતું : 'મેં મારી આખી જિંદગી ભગવાનમાં શ્રદ્ધા રાખી છે ને આસ્તિક તરીકે જ હું મોતને ભેટી રહ્યો છું.'

આઈકમાનની આ માન્યતાનો જાલિમદેવ એટલે શું ? અને આવા માણસને કરીય શું શકાય ? બહુબહુ તો– ઇઝરાયેલના રાજ્યે એને ગળેથી લટકાવીને મારી નાખ્યો. પરંતુ 'આંખ ફોડનારા ગુનેગારની આંખ ફોડવાનો બદલો ય લઈ શકાયો ખરો ? અહીં તો ૫૦ લાખ માનવીની આંખો બરબાદ કરનાર આદમીની બે આંખો લેવાથી વિશેષ શું થઈ શક્યું ! આ તે કેવી ઢીલીઢસ સજા !

ઢીલીઢસ અને, આખરી પૃથક્કરણની દૃષ્ટિએ, હેતુવિહિન. રે ! આઈકમાનને જીવનના છેક અંત સુધી પશ્ચાત્તાપ થયો નથી; એ ગુસ્તાખીમાં જ રહ્યો. એના લાંબા કેસ દરમ્યાન એ લાગણી રહિત, લોકોના વૈરથી સુરક્ષિત (બુલેટ પ્રૂફ કાચના પિંજરામાં) રહ્યો હતો. કેસ ચલાવનાર વકીલે એનાં કંપાવનારાં કૃત્યોની કહાણી ન્યાયાધિશો અને દુનિયાભરના શ્રોતાઓ સામે જાહેર કરી, ત્યારે, બેલસેન અને ઓશવિત્ઝમાં હિટલરી હત્યાના ભોગ બનેલા, કેટલાક ઇસમો કોર્ટમાં હાજર હતા. એમનાથી આ બયાન સહન ન થયું ને બેભાન બની ઢળી પડ્યા. પરંતુ આઈકમાન એના કૃત્યની એક એક કરપીણ વીગતો સાંભળતો રહ્યો – બિલકુલ દ્રવ્યા વિના ! એનામાં કોઈ કશી લાગણી જેવું જ રહ્યું ન હતું ! કેમ કે, હિટલર, હિમલર, હેડ્રિક, અને

કાલટેન બ્રુનરની માફક તેને પણ ગળા સુધીની ખાત્રી હતી કે આ દુનિયામાં યહૂદી-સમસ્યાનો ઉકેલ કરવો હોય તો તે એકજ છે: એમનું સંપૂર્ણ નિકંદન કરવામાં.

બલ્કે, આઈકમાન નાઝી-યંત્રમાં એક સ્ક્રૂ ન હતો. એ તો એ કાળયંત્રનું સંચાલન કરનાર પાંચ દૈત્યોમાંનો એક દૈત્ય હતો. અરે, જ્યારે હિટલરી સત્તાની ઇમારત કડડભૂસ તૂટી રહી હતી ત્યારે ય એણે અધિક ઝનૂનથી યહૂદી-હત્યાનો સંચો ચલાવ્યો હતો! યહૂદીઓને ગૅસચેમ્બર્સ સુધી પહોંચાડવા માટે પૂરતાં વાહનો ન હતાં. પણ તેથી શું થઇ ગયું? આઇકમાને પોતાના કામમાં ડખલ કરનારા 'ઉપરી' અમલદારોને ય, ધધડાવી કાઢ્યા હતા. એણે હોર્થીને ય દબાવ્યો હતો. અને છેક દૂર પોલાંડ સુધી, હંગેરીનાં યહૂદીઓને એ ખેંચી ગયો હતો— મોતની ભઠ્ઠીઓમાં હોમી દેવા માટે. ઇઝરાયેલની સર્વોચ્ચ અદાલતે એવો ટીકા કરી હતી કે આ માનવીએ એનો હત્યાકાંડ આનંદભેર ભોગવ્યો હતો— આનંદ લૂંટ્યો હતો! આ બધું કાંઇ એની 'ફરજ'માં આવતું ન હતું. એનું પ્રેરકબળ ધિક્કાર અને વૈરવૃત્તિ સિવાય કશું જ ન હતું. એથી જ સોં આખરલગી એ અચળ રહ્યો—બલ્કે, જો ફરી એને તક આપવામાં આવે તો ફરી પાછો એ એનું એ જ કરે!

## ઉદ્દેશ્ય ફળ્યો નથી!

પણ જો આ જ સાચી વાત હોય તો, આઇકમાનનો કેસ ચલાવવાથી મળ્યું શું? કેસનો એક મુખ્ય હેતુ (ઇઝરાયેલના સત્તાધિશ બેન-ગુરિઅનના કહેવા મુજબ) એ હતો કે, આખરે એ હાલી ઊઠશે, દ્રવશે, પશ્ચાત્તાપ કરશે (બલ્કે આખરે એ 'માણસ' પૂરવાર થશે!). અને બીજો ઉદ્દેશ એ હતો કે, આ કેસ પછી ભવિષ્યમાં કોઇ માનવી યહૂદીઓની સતામણી કરવાની હિંમત નહિ કરે. ભગવાનના ભયે નહિ, તો છેવટે ઇઝરાયલ રાજ્યના રાજદંડના ભયે ય એ ગભરાશે— આઈકમાનને છેક આર્જેન્ટિનાના ગુપ્તવાસમાંથી પકડી આણવામાં આવ્યો હતો! પરંતુ બેન ગુરીઅનની આ બધી ગણત્રીઓ ખોટી પડી છે. યહૂદી-દ્વેષીઓ 'હાલી ઊઠે', 'ભય પામે'—એવું કશું જ બનવા પામ્યું નથી. કદાચ બરાબર ઊલટી અસર થવાનો ભય દેખાય છે.

## ચોર કોટવાળને દંડે?

આઈકમાનનો બચાવ કરનારા વકીલે, એવો આક્ષેપ અને દાવો કર્યો હતો કે, કેમ જાણે ઇઝરાયલના રાજ્યને હાથે એક આદમી ઉપર જુલ્મ-સતામણીઓ ઉતારવામાં આવતી હતી! કેમ જાણે, આઈકમાન નિર્દોષ માનવી હતો, રાજ્યના હુકમોને આધીન એક સેવક હતો. ગુનેગાર હોય તો તે નાઝી રાજ્યસત્તા હતી. અને જર્મનીની બોન સરકારે પોતાની આગલી સરકારના દોષોનો બદલો નાણાંથી આપી પણ દીધો છે. હવે આઇકમાન ઉપર કેસ ચલાવવો ગેરકાનૂની હતો. ઇઝરાયેલ તો નહિ, જર્મન સરકાર પણ કેસ નહિ ચલાવી શકે.

આઇકમાને પોતે ય એવો દેખાવ કર્યો હતો કે ઇઝરાયલનું લોહીતરસ્યું રાજ્ય એક અદના આસ્તિક માણસ ઉપર વેર વાળી રહ્યું હતું. દેખાવ એવો કર્યો હતો કે, કોઈ ધ્યેયનિષ્ઠ શહીદ નિર્ભયપણે ફાંસીને માંચડે ચઢી રહ્યો છે!

## ભયંકર કપોળકલ્પના

આ ભયંકર કપોળકલ્પનાનાં બીજ સ્પષ્ટ દેખાય છે. આઈકમાનના સૌથી મોટા દીકરાએ એ બીજ વાવ્યાં છે: "મારા પિતાની સામે ઇઝરાયલ રાજ્યે જે ગુનાહિત વર્તન કર્યું છે તેનો ન્યાય ઇતિહાસ તોળશે. ઇતિહાસ અને સમસ્ત માનવજાતે ફરીથી એ વિચારવું રહેશે કે આ વાતમાં ન્યાયી શું છે અને અન્યાયી શું છે. યહૂદીધર્મે ફરી એક વાર એ પૂરવાર કર્યું છે કે કાનૂન અને ઇન્સાફ કરતાં ધન વધુ બળવત્તર છે."

આ શબ્દો કાંઈ વ્યથિત પુત્રની દૈવાવરાળરૂપ નથી. આ વાણી એજ યહૂદી-દ્વેષની કઠોર ચીખ છે— નવી પેઢીની દ્વેષવાણી છે. કેવળ જર્મનીમાં જ નહિ, પરંતુ અનેક દેશોમાં, હજારો ઘરોમાં, આઈકમાનના પુત્ર કલોસ આઈકમાનની વાણીનો પડઘો પડયા વિના નહિ રહે. યુરોપના અનેક દેશોમાં અને અમેરિકાના રાષ્ટ્રોમાં આજે યહૂદીદ્વેષ છૂપો વહી રહ્યો છે, તેને

દ્યોતક હતાં 'શિલ્પ–સમાં શુદ્ધ અંગમરોડ અને અન્ય નૃત્ય-સ્થિતિઓ લાક્ષણિક ઢબે રજૂ થયાં હતાં કાર્યક્રમ દરમિયાન પ્રકાશ-યોજના યોગ્ય નહોતી પૂરી 'ફ્લડ લાઈટ્સ' નૃત્ય દરમિયાન રાખવી જોઈએ વળી હોલ પણ નાનો ગણાય ભારત સંગીતસભા જેવી સંસ્થાએ આથી વધુ મોટા હાલની પસંદગી કરવી જોઈએ લાંબા ગાળે આવો સુંદર કાર્યક્રમ રજૂ કરવા બદલ સંસ્થાને અનેક ધન્યવાદ

## 'કુરવંજી'ની ભાવવાહી રજૂઆત

છેલ્લા દોઢેક વર્ષથી ભૂલાભાઈ મેમોરિયલ ઈન્સ્ટી ટ્યુટમાં ચાલતી નૃત્ય-સંસ્થા 'ચિત્રામ્બલમ્'નાં સંચાલિકા શ્રીમતી જયલક્ષ્મી આલ્વાની વિદ્યાર્થીઓના ભરતનાટ્યમ્ નૃત્યોનો કાર્યક્રમ તેજપાલ ઑડિટોરિયમમાં યોજાઈ ગયો શ્રીમતી મૃણાલિની સારાભાઈની મંડળીનાં આગળ પડતાં કલાકાર તરીકે શ્રીમતી જયલક્ષ્મી આલ્વાએ અગાઉ પણ મુંબઈમાં કાર્યક્રમો રજૂ કર્યા છે એમની સ્વતંત્ર સંસ્થાની વિદ્યાર્થિનીઓનાં નૃત્યોમાં અધિકારી નૃત્યજ્ઞાન અને પરંપરાગત સ્વરૂપ પ્રત્યેનાં આદર-માન પ્રગટ થતાં હતાં જાણીતા કલાકાર વૈજયંતિમાલાના ગુરુ શ્રી દણ્ડયુધ્ધપાણિ પીલ્લૈનાં શ્રીમતી જયલક્ષ્મી વિદ્યાર્થિની છે અને પરંપરાગત ભરતનાટ્યમ્ નૃત્ય-પ્રકારનું અધિકારી જ્ઞાન આપવા માટે તેમના પ્રયાસોને મહદ્ અંશે સફળતા વરી છે ભરતનાટ્યમ્ પ્રકારમાં જવલ્લે જ રજૂ થતા પ્રયોગ 'નવસંધિ' નૃત્યથી કાર્યક્રમનો આરંભ થયો હતો આઠે દિશાઓ-માં આનંદ પ્રસાર કરવાના હેતુથી અને દક્ષિણ ભારતનાં મંદિરોમાંથી પ્રભુને પાલખીમાં બેસાડી વરઘોડો કાઢવામાં આવતો ત્યારે આ નૃત્ય રજૂ થતું શરૂમાં વિઘ્નહર્તા ગણેશને પુષ્પોનો અર્ઘ્ય અર્પવાની વિધિનાં નૃત્ય-ચલનો સુંદર હતાં.

ભરતનાટ્યમ્ પ્રકારમાં પરંપરાને જાળવી રાખતી રચનાઓમાંની નૃત્ય-નાટિકાઓને 'કુરવંજી' કહે છે તેમાં ઉચ્ચ સાહિત્યિક ગુણવત્તા ઉપરાંત નૃત્યક્ષમ કથાનક હોવાને કારણે પાંચથી સાત સ્ત્રીઓ તે રજૂ કરી શકે છે તેમાં કેવળ સ્ત્રીઓ જ ભાગ લે છે રાજા સરફોજીના સમયમાં ઈ. સ. અઢારમી સદીમાં તેવી કેટલીક રચનાઓ રચાઈ છે, તે સિવાય 'તિરકુટ્રાન કુરવંજી' પણ નૃત્યાંગનાઓની અત્યંત માનીતી કૃતિ છે શ્રીમતી રુકમિણી એરુંડેલે ૧૯૫૭ અને પછી ૧૯૫૮માં મુંબઈ ખાતે તે નૃત્ય-નાટિકા રજૂ કરેલી શ્રીમતી મૃણાલિની સારાભાઈએ પણ તે અરસામાં 'શેરફેન્દ્ર ભુપાલ કુરવંજી' રજૂ કરી હતી આવી રચનાઓ લાંબે ગાળે રજૂ થાય છે જયલક્ષ્મીએ વિદ્યાર્થીઓની સહાયથી તે રજૂ કરી આ પ્રણાલિગત નૃત્ય-સ્વરૂપને જાળવવામાં સારો ફાળો નોંધાવ્યો છે પ્રસ્તુત કુરવંજીની નાયિકા રાજકુમારી વસંતવલ્લી શિવના પ્રેમમાં ગળાડૂબ છે અને ભોળાશંભુને જ વરવાની રઢ લઈ બેઠી છે સખીઓ વિમાસણમાં પડે છે ત્યારે દેવી સરસ્વતી એક વણઝારણનું રૂપ ધારીને રાજકન્યાનો હાથ જોઈ તેની મનોકામના પૂર્ણ થશે તેવું ભાવિ-કથન ભાખે છે રાજકુમારી તેને ભેટ સોગાદથી નવાજે છે અને 'મંગલમ્' પછી આ નાટિકા પૂરી થાય છે

આ નૃત્ય-નાટિકામાં વસંતવલ્લીની ભૂમિકા કુ સોનલ પકવાસાએ સરસ રીતે ભજવી હતી. તેમનાં 'નૃત્ત' (પ્યોર ડાન્સ)માં અંગશુદ્ધિ આકર્ષક હોય છે હજી અભિનય વિભાગમાં તેમણે ઊંડાણ સાધવું જોઈએ. પરંતુ ગારવશાળી અને પ્રણયાસક્ત શિવ-પ્રેમી રાજકન્યાની ભૂમિકામાં તેઓ શોભતાં હતાં. વણઝારણનાં પાત્રમાં કુ સુનીતા પારેખે પણ યોગ્ય અભિનય આપ્યો હતો નાચતી, ગાતી, રમતી, કૂદતી, રાજકન્યાને ચીડવતી, 'નિન્દા સ્તુતિ' દ્વારા શિવનાં ગુણગાન ગાતી વણઝારણના વ્યક્તિત્વને તેમણે સફળતાપૂર્વક બહેલાવ્યું હતું આ સિવાય અન્ય પ્રયોગોમાં કુ શ્રીલેખા મહેતા, 'તિલ્લાના'માં કુ વિણા શેઠ વગેરેએ એમની નૃત્ય-લગનીનો સરસ પરિચય કરાવ્યો હતો શ્રીમતી જયલક્ષ્મીનું 'નટ્વાંગમ' (નૃત્યની સંગતમાં અપાતું સંગીત) અને શ્રીમતી ચેલમ્માલ મૂર્તિનું પાર્શ્વગાન ઉચ્ચ કક્ષાનાં હતાં માત્ર કાર્યક્રમના આયોજનમાં એક પછી એક પ્રયોગની રજૂઆતમાં ભારે શિથિલતા વરતાતી હતી

એક પ્રયોગ પતે બીજો પ્રયોગ શરૂ થાય ત્યારે હોલમાં લાંબા ગાળા લગી અંધારું રાખવામાં આવતું હતું તે ખરેખર અસહ્ય હતું; અને 'નૃત્ય-નાટિકા કુરવંજી'નાં બધાં જ ગીતો તામીલ ભાષાનાં હતાં. તેનો ટૂંકસાર અગાઉથી જણાવવો જરૂરી હતો. તામીલ ન જાણનાર વર્ગ માટે તો ખરેખર આવી ઉચ્ચ કક્ષાની નૃત્ય-કૃતિનું સૌંદર્ય મહદ્ અંશે વણસમજાયું જ રહે. તે માટે સંચાલકોએ ભવિષ્યમાં ધ્યાન કરવું જોઈએ, તો જ પરંપરાગત સ્વરૂપનાં આ નૃત્યો લોકપ્રિય થઈ શકે.

## પદમ્‌ની હૃદયંગમ રજૂઆત

'સુર સિંગાર સંસ્થા'ના આશ્રયે મુંબઈ ખાતે કુમારી મૈથિલીનાં નૃત્યો રજૂ થયાં પછી કુમારી ગીતાનાં નૃત્યો રજૂ થયાં તે બદલ 'ભારતીય મ્યુઝિક એન્ડ આર્ટ્સ સોસાયટી'ને અભિનંદન ઘટે છે. નાટ્યકલાનિધિ ગુરુ ચોકલિંગમ્ પીલ્લૈની આ બન્ને શિષ્યાઓનાં પન્ડનલ્લુર શાખાનાં નૃત્યોમાં અભિનય અને શુદ્ધ નૃત્ત (પ્યોર ડાન્સ) બન્નેનો સુંદર સુમેળ જોવા મળે છે. આ બન્ને કલાકારનાં નૃત્યો જોતાં આજસુધી પન્ડનલ્લુર શાખાનાં નૃત્યો વિષેનો અભિપ્રાય બદલવો પડે છે. અને તેમ કરવું બધી જ રીતે યોગ્ય છે. સાધારણ રીતે પન્ડનલ્લુર શાખાનાં નૃત્યો ખચકાપૂર્ણ (જર્કી) હોવાનું કહેવાય છે અને શ્રીમતી શાંતારાવ તે ઢબે હજી પણ રજૂ કરે છે. તેમાં લાલિત્યનો સર્વથા અભાવ છે. પરંતુ આ કલાકારોએ તેમાંની રુક્ષતા ટાળી નૃત્યોને સફાઈદાર અને લલિત બનાવ્યાં છે. વળી અભિનય વિભાગમાં રજૂ થતી 'પદમ' કૃતિઓમાં પણ ઊંડાણ જોવા મળે છે. અભિનય વિભાગમાં પન્ડનલ્લુર શાખાનાં નૃત્યો ઠીક વગોવાયાં છે, પણ ભરતનાટ્યમ નૃત્યોમાં, ભલે તે કોઈ પણ શાખાનાં હોય, અભિનયને શુદ્ધ નૃત્ત જેટલું જ મહત્ત્વનું સ્થાન છે. અને આ બન્ને કલાકારો તે દક્ષતાપૂર્વક રજૂ કરતાં રહ્યાં છે તે બદલ બન્નેને અભિનંદન.

કુમારી ગીતાએ શુદ્ધ નૃત્તના ત્રણ પ્રયોગો રજૂ કર્યા. 'અલ્લારિપુ,' 'જતીસ્વરમ' અને 'તીલાના.' પરંપરાગત સ્વરૂપ પ્રમાણે 'તીલાના' કાર્યક્રમના અંતે રજૂ થાય છે. તે તેમણે છેવટે જ રજૂ કરેલું. તે દરમિયાન વિરામ પૂર્વે 'અતિ મોહમ્' 'વર્ણમ'માં તેમણે કામદેવનાં પંચબાણથી વિદ્ધ નાયિકાની પ્રણયવિહ્વળ દશાનું નિરૂપણ બહુ સુંદર રીતે કર્યું હતું. વિવિધ સંચારી ભાવો દ્વારા શૃંગારરસ ને બહેલાવીને અને 'રાગ-વિભાગ'માં તેમજ અન્ય 'શુદ્ધ નૃત્ત વિભાગ'માં મનોહર 'તીરમાનમ', વિવિધ 'અડવુ,' વગેરે દ્વારા 'વર્ણમ'ની સફળ રજૂઆત કરી હતી. વિરામ પછીનાં નવેક 'પદમ' તો, મુંબઈમાં કેટલાંક જવલ્લે જ જોવા મળતાં 'પદમ' માંનાં હતાં જ્યારે 'નટનમ્ સૈયુમ' (શિવનાં તાંડવનૃત્યની કથા વર્ણવતું– એમનાં નૃત્ય વખતે અન્ય દેવોએ વિવિધ વાદ્યો વગાડ્યાં તે કથાનું નિરૂપણ કરતું), 'તાયે યશોદા'–બાલકૃષ્ણને ગોપી ભેટવા જાય છે ત્યારે નટખટ કૃષ્ણ તેને સૌ દેખતાં ચુંબન કરે છે અને ગોપી યશોદાને 'આ તમારો નાનકો કંઈ કીકો નથી!' કહી, ફરિયાદ કરે છે તે, અને જે હરિજન ભક્તને મંદિરમાં પ્રવેશની ઝંખના છે તેની વ્યથાનું નિરૂપણ કરતું 'વરુગલામો' પદમ્ અગાઉ અનેકવાર રજૂ થયાં છે. પરંતુ તેની રજૂઆત અને અભિનય આસ્વાદ્ય હતાં. કુ ગીતાના ચહેરા પર દોડતી ભાવની જાદુગીઓ, 'શુદ્ધ નૃત્ત'માંની વિદ્યુત્ સમ ચપળતા અને 'અંગશુદ્ધિ' પ્રશસ્ય હતાં મુદ્રાઓનો સુંદર વિનિયોગ, લાલભાન અને સ્વસ્થતા તેમનાં નૃત્યોનાં આકર્ષક અંગ છે. ભારતીય મ્યુઝિક એન્ડ આર્ટ્સ સોસાયટી માટુંગામાં દક્ષિણ ભારતીય જનો માટે છેલ્લા આઠેક વર્ષથી સુંદર સેવા બજાવી રહી છે. આવી સંસ્થાઓનો સ્વતંત્ર હોલ હોવો જરૂરી છે. પોદ્દાર કોલેજનો હોલ પ્રેક્ષકો માટે નાનો જ નથી, પરંતુ ગરમીના દિવસોમાં પ્રત્યેક કલાક જે અગવડનો દર્શકોને અનુભવ કરવો પડે છે તેનો સંચાલકોએ પૂરતો ખ્યાલ રાખવો ઘટે. ભવિષ્યમાં અન્ય સ્થળે આવા કાર્યક્રમો રજૂ થાય તે ઈચ્છવાજોગ છે. 'પદમ'ની બધી જ કૃતિઓ તામિલ-ભાષામાં હતી. માટે અન્યભાષી પ્રેક્ષકવર્ગ માટે પ્રત્યેક 'પદમ'ની રજૂઆત પૂર્વે તેનો સાર જણાવવો જોઈએ. તે વિના આટલી સુંદર કલાને વેઠવું પડે છે અને

દર્શકો અને નૃત્યાંગના વચ્ચે એકવાક્યતા સધાતી નથી. આ પ્રસંગે પન્ડનલ્લુર શાખાના વર્તમાન ગુરુ ચોક્કલિંગમ્ પીલ્લૈ અને સદ્દગતગુરુ મિનાક્ષી સુંદરમ્ પીલ્લૈના વંશજ શ્રી મથૈયા પીલ્લૈ હાજર રહ્યા હતા. નૃત્યની સાથમાં અપાતા સંગીતનું સંચાલન-'નટ્ટુવાંગમ્' તેમણે સંભાળેલું, જે ઉચ્ચકક્ષાનું હતું.

## મણિપુરી શૈલીનો સફળ વિનિયોગ

શ્રી રવીન્દ્રનાથ ટાગોરની ૧૦૧મી જન્મતિથિ-નિમિત્તે મહારાષ્ટ્ર રાજ્ય-આયોજિત રવીન્દ્ર-સંગીત-નૃત્યનો કાર્યક્રમ બિરલા હોલ ખાતે તા. ૭મી મેના રોજ યોજાઈ ગયો. શ્રીમતી લક્ષ્મી શંકરે ગાયેલાં રવીન્દ્ર-ગીતો અને ઝવેરી બહેનોએ રજૂ કરેલી નૃત્ય-નાટિકા 'ભાનુસિંઘેર પદાવલિ' બન્ને કાર્યક્રમ સમગ્ર કાર્યક્રમનાં આકર્ષક અંગ હતાં. રવીન્દ્રનાથ ટાગોરે 'ભાનુસિંઘ' ઉપનામ ધારીને વ્રજભાષામાં કેટલાંક કાવ્યો રચ્યાં છે તેમાંથી નૃત્યક્ષમ કાવ્યો ચૂંટી નૃત્ય-નાટિકારૂપે શાસ્ત્રીય શૈલીમાં રંજન, સુવર્ણા અને દર્શના ઝવેરીએ નૃત્યો રજૂ કર્યાં હતાં. કથિત સમયે વૃંદાવનની કુંજમાં કૃષ્ણ આવીને ન મળતાં વાસકસજ્જા રાધિકા પ્રાણ ત્યજવાનો નિર્ણય કરે છે. સખી લલિતા કૃષ્ણને શોધવા નીકળે છે. પછી કૃષ્ણ મળતાં રાધિકા, લલિતા અને કૃષ્ણ રાસ-લીલામાં તલ્લીન થાય છે. મંજુલ, કાવ્યસભર, ઋજુ ગીતોને શ્રવણીય સ્વરદેહ આપીને તેમ જ શાસ્ત્રીય નૃત્યોનો આગ્રહ સેવીને, ગુરુદેવને પણ અભિપ્રેત મણિપુરી શૈલીમાં જ, ઝવેરીબ્હેનોએ પ્રસ્તુત નૃત્યનાટિકા ભાવવાહી ઢબે રજૂ કરી હતી રાધાની ભૂમિકામાં રંજન ઝવેરીએ તન્મયતા-પૂર્વક નૃત્યો રજૂ કર્યાં હતાં તેમના ચહેરા પરની ભાવછટા, લલિત નૃત્ય ચલનો અને પાત્ર નિરૂપણ (ઇન્ટરપ્રીટેશન) સ્તુત્ય હતાં. જ્યારે કૃષ્ણની ભૂમિકામાં દર્શના ઝવેરીએ રાસેશ્વર નટવરનાં તોફાન, ઉલ્લાસ અને પ્રણયભાવને સુંદર ઉઠાવ આપ્યો હતો. સંયોગ રસિક સખી લલિતાના પાત્રમાં સુવર્ણા ઝવેરીએ બન્ને પ્રણયીઓના મિલન માટેની ઉત્સુકતાને અને પ્રિય સખાને સહાયરૂપ થઈ પડવાની લાગણીને નૃત્ય દ્વારા સુંદર રીતે રજૂ કર્યાં હતાં. લાલિત્યપૂર્ણ શાસ્ત્રીય મણિપુરી નૃત્યોની નાટ્ય રજૂઆત માટે ઝવેરીબ્હેનો જાણીતાં છે. 'વૃંદાવનવર્ણન,' 'શ્રીમન મધુ વૃન્દાવન,' 'ગહન કુસુમ કુંજ માઝે' (સ્વરમાલા) 'વાસકસજ્જા' નાયિકાનિરૂપણ, અને છેલ્લે 'આજુ સખી' વગેરે રચનાઓ અને નૃત્યો હૃદ્ય હતાં. આવા સુંદર કાર્યક્રમો પૂર્વે રજૂ થતાં લાંબાલચ ભાષણો પર વક્તાઓ સમજીને જ કાપ મૂકે તો કાર્યક્રમ સાવંત માણી શકાય. ટાગોરશતાબ્દી વર્ષમાં રવીન્દ્રનાથ વિષે ખૂબ કહેવાઈ ગયું છે, તેનું પુનરાવર્તન હવે યોગ્ય ન ગણાય.

## રશિયાનાં પ્રશિષ્ટ લોકનૃત્યો

ઇન્ડો-સોવિયેટ કલ્ચરલ સોસાયટી (ઇસ્કસ)ના સૌજન્યથી એશિયાટીક સોસાયટીએ ટાઉનહોલમાં રશિયાનાં પ્રશિષ્ટ (ક્લાસિકલ) નૃત્યો-'બેલે' અને લોકનૃત્યોની કેટલીક નાની દસ્તાવેજી ફિલ્મ્સ રજૂ કરી હતી. હજી લગી ભારતમાં પરદેશની 'બેલે' રજૂ કરતી મંડળીઓ પ્રવાસે આવી નથી એટલે એ શાસ્ત્રીય નૃત્યોની કંઈક ઝાંખી આવાં ટૂંકાં કલાત્મક ચલચિત્રો દ્વારા જ થઈ શકે. 'બેલે' માટે વિશ્વભરમાં રશિયાનો જોટો નથી. ત્યાંની બોલ્શોઈ મંડળીનાં કલાકારોની સહાયથી તૈયાર કરેલું 'સ્વાનલેઈક' બેલે ઉત્તમ બેલેમાંનું એક છે. રશિયાની શ્રેષ્ઠ નૃત્યાંગના ગાલીના ઉલાનોવા તેમાં પ્રમુખ ભૂમિકા ભજવે છે. એની વાર્તા પરીકથા જેવી હોવા છતાં શાસ્ત્રીય નૃત્યરૂપે તેની રજૂઆત ઉત્કૃષ્ટ પ્રકારની છે. એક જાદુગર રાજકુંવરી 'ઓડેટા' ને અને બીજી તેની યુવાન સખીઓને તેના જાદુના પ્રભાવથી હંસ બનાવી દે છે કેવળ રાત્રી દરમિયાન જ સરોવરમાંથી બહાર આવીને તેઓ મનુષ્યદેહે ક્રિડા કરી શકે સૂરજ ઊગતાંવેંત પાછા હંસરૂપે તેઓને પેલા જાદુના પ્રભાવ હેઠળ સરોવરમાં જતાં રહેવું પડે છે. એક રાત્રે રાજકુંવર એ સૌને નૃત્ય કરતાં જોઈ આશ્ચર્ય પામે છે અને પ્રથમ દૃષ્ટિએ જ રાજકન્યા-ઓડેટાના પ્રેમમાં પડે છે. રાજકુંવરી-ઓડેટા પણ આ તેજસ્વી રાજકુંવર પ્રતિ ખેંચાય છે. પરંતુ પેલા જાદુગરથી આ સહન થતું નથી. બંને પ્રેમીઓના માર્ગમાં તે અનેક અંતરાયો ઊભા કરે છે. અને બધી વાર્તાઓમાં બને છે તેમ આમાં પણ રાજકુમાર જાદુગરને દંદ્વયુદ્ધમ

[ પા. ૯૩ ઉપર ]

# MIG–21 : રશિયાઈ વિમાનનો સોદો

## અમેરિકા અને ભારતની કસોટી | ભોગીલાલ ગાંધી

૧

ભારતમાં બધી બાજુથી નવા વાયરા વાઈ રહ્યા છે. અનેક પ્રકારે એની એંધાણીઓ થઈ રહી છે.

એક બાજૂ, પાકિસ્તાને કાશ્મિરમાં દબાવેલા પ્રદેશની સરહદો ઉપર વધુ ને વધુ સૈન્ય જમાવવા માંડ્યું છે; બીજી બાજૂ, ભારતની હજારો ચો. મા. ની સરહદો દબાવી બેઠેલ ચીનની લડાખમાંની હિલચાલ વધુ ખતરનાક રૂપ ધારણ કરી રહી છે. અને ચીન તથા પાકિસ્તાન અંદરખાનેથી શુક્તેગો કરી કાશ્મિરને ભારતથી વિખૂટું પાડવાની વેતરણ કરતાં હોય એવુંય જણાય છે... ભારતના પડોશીઓના આ પેંતરા નવા અને બદતર ભયના ઓળારૂપ છે.

ત્યાં વળી, અમેરિકાની ઈતરાજી ભારત પર ખાસી ઉતરી છે. ભારતે સ્વાધીનતા પ્રાપ્ત કર્યા પછી, તેને હાથે અમેરિકાને વારંવાર દુભાવાનું ને રોષે ભરાવાનું બન્યું છે એ હકીકત છે. યુનો સમક્ષ રજૂ થયેલી આંતરરાષ્ટ્રીય સમસ્યાઓમાં અનેકવાર ભારતે અમરિકી નીતિથી વિરોધી વલણ અખત્યાર કર્યું છે, અને કેટલીક વાર રશિયા અને ભારતનાં મતદાન એક તરફ થયાં હોવાથી ભારત કેમ જાણે અમેરિકાનું વિરોધી અને રશિયાનું પક્ષકાર છે, એવી છાપ પણ ઊભી થતી રહી છે.

પરંતુ બીજી રીતે જોઈએ તો, ભારતના પોતાના મામલાઓમાં અમેરિકાનું વલણ અને વર્તન સુદ્ધાં ભારતવિરોધી હોવાનો અનુભવ ભારતેય વારંવાર કર્યો છે. પાકિસ્તાનને અમેરિકાનું પીઠબળ હમેશાં મળ્યું છે. 'સહાય'માં શસ્ત્રાસ્ત્રોની સહાય પણ તેને આપવામાં આવી છે; અને કાશ્મિરના ઝગડામાં આરંભથી તે છેલ્લે સુધી અમેરિકાનું વલણ સીધી કે આડકતરી રીતે ભારતને ભીંસમાં લેવાનું માલમ પડ્યું છે. વળી સૌ કોઈ જાણે છે તેમ, 'ગોવાની મુક્તિ' સામે દુનિયાભરમાં ઉહાપોહ જગાવવામાં અમેરિકાનો હાથ આગળ પડતો રહ્યો છે.

● એક વાત સ્પષ્ટ છે કે, રાષ્ટ્રીય–આંતરરાષ્ટ્રીય આદર્શો અને કાર્યપદ્ધતિની બાબતમાં ભારત અને અમેરિકા વચ્ચે પાયાનો ભેદ છે અને વારંવાર ઘણું જ વૈમનસ્ય પ્રગટ થતું રહ્યું છે.

● આમ છતાં, એ વાત પણ એટલી જ સાચી છે કે, ભારતને સ્વાધીનતા પ્રાપ્ત થયા પછી તેના આર્થિક વિકાસના પાયાના પુરુષાર્થમાં છેક ૧૯૫૧ થી જો કોઈ એક રાષ્ટ્રનો અસાધારણ મોટો–સબળ સહારો મળતો રહ્યો હોય તે પણ અમેરિકા જ છે. (આ આંકડા પા. ૮૮ ઉપર આપેલા છે). આ દેશે બીજું વિશ્વયુદ્ધ પૂરું થયા પછી યુદ્ધમાં ખુવાર થયેલા દુનિયાના અનેક દેશોને–બ્રિટન અને ફ્રાન્સ તથા જર્મની જેવા વિકસિત દેશોને તથા એશિયાઈ પછાત–અર્ધવિકસિત દેશોને નાણાં અને ઈતર સહાય આપવામાં અને ઊભા કરવામાં અસાધારણ અમીભ ભાગ ભજવ્યો છે.

આ પછી પણ ત્રીજી ય નોંધવા જેવી વાત એ છે કે, તાજેતરમાં ભારતે રશિયા પાસેથી MIG–21

યુદ્ધ-વિમાન ખરીદવાનો અને રશિયાની મદદથી તેનું ઉત્પાદન ભારતમાં કરવાનો વિચાર કર્યો છે (હજી આ કેવળ વિચાર માત્ર છે) એવો અણસારો મળતાં જ અમેરિકા આખું ઉછળી ઊઠયું છે! કેમ જાણે ભારત-અમેરિકી સબંધો હચમચી ઊઠશે કે શું એવો ભય દેખાવા લાગ્યો છે

ગયે મહિને તા ૭-૮ જૂને અમેરિકાની સેનેટની બેઠકે બીજા દેશોને અપાતી 'મદદ' અંગે ૫૭ વિરુદ્ધ ૨૪ મતે જે નિર્ણય લીધો છે, તેમાં અમેરિકાના ધૂંધવાટનો મૂળ હેતુ પ્રતિબિંબિત થયો છે આ બેઠકમાં સૌથી પ્રથમ તો ડેમોક્રેટ સેનેટર પ્રૉક્સ માયરે એવો સુધારો રજૂ કર્યો કે 'યુગોસ્લાવીઆને, તે કમ્યુનિસ્ટ દેશ હોઈ અપાતી મદદ બંધ કરવી' તે ઉપરથી બીજા ડેમોક્રેટ સેનેટર લૉશેએ એવો સુધારો રજૂ કર્યો કે 'કોઈ પણ કમ્યુનિસ્ટ અને (ઉપરાંત) માર્ક્સિસ્ટ સરકારોને મદદ ન કરવી' આના ઉપર વધુ સ્પષ્ટતા કરતો એક ત્રીજો સુધારો રિપબ્લિકન સેનેટર નૉરિસ કૉટને રજૂ કર્યો 'માર્ક્સિસ્ટ એટલે કોઈ પણ પ્રકારની સમાજવાદી સરકાર' પણ

આ સુધારા નીચે પોલાન્ડ, યુગોસ્લાવીઆ તો બહિષ્કૃત બની જ જાય, પરંતુ ભારત આરબદેશ અને નવી સ્વતંત્રતા હાંસલ કરનારા સંખ્યાબંધ દેશોનો સમાવેશ કરી શકાય! અલબત્ત, ઘણી બધી ઉહાપોહ પછી અને ખુદ પ્રેસિડન્ટની આજ સુધીની વિશિષ્ટ સત્તા ઉપર આ ઠરાવથી બેફામ તરાપ પડતી હોઈ, બીજે દિવસે ઠરાવ ઢીલો કરવામાં આવ્યો ખરો, પરંતુ 'લાઈનદોરી' તો સેનેટે આંકી આપી જ ગણાય! આ ઉપરાંત પણ ભારતને લોન આપવાની પ્રેસિડન્ટની દરખાસ્ત સેનેટની 'ફોરેન રિલેશન્સ કમિટી' સમક્ષ રજૂ થઈ ત્યારેય ૨૫% કાપની વાતથી શરૂઆત કરી ૧૦% ઉપર આગ્રહ રખાયો હતો અને ત્યાર બાદ 'એઈડ ઇન્ડિયા કલબ'માં (જેમાં અમેરિકા, બ્રિટન, કેનેડા, પ. જર્મની ફ્રાન્સ અને જપાન— એમ ૭ દેશોના, તથા ગુનો હસ્તકની બે સંસ્થા— 'ઇન્ટરનેશનલ બેંક' અને ઇન્ટરનેશનલ એસોસિએ-શન'—ના એક એક પ્રતિનિધિ થઈ કુલ આઠ સભ્યો છે તે ક્લબમાં) પણ ઘણા કચવાટ અને ચકચાર પછી લોન-ધીરાણનાં આગલાં વચનો કાયમ રહી શક્યાં હતાં

આજ સુધી તો અલબત્ત, એવું બન્યું છે કે, કેનેડીના અત્યંત આગ્રહને કારણે બધું હેમખેમ પાર ઊતર્યું છે પરંતુ હવે થોડાક જ દિવસમાં સમગ્ર અમેરિકન કોન્ગ્રેસ પાસે 'ફૉરેન એઈડ ઑથોરિઝેશન બિલ' આવવામાં છે ત્યાં ભારતને અપાતી સહાય (ગ્રાન્ટ અને લોન) ઉપર સારી પેઠે માઠા ઘાવાશે અને ત્યારે કેનેડી કેટલે સુધી કોંગ્રેસને પોતાની સાથે ખેંચી શકશે, એ સવાલ ઊભો જ છે

આજે MIG પ્રશ્નને કારણે અમેરિકામાં દક્ષિણ અમેરિકાના પ્રત્યાઘાતીઓ, રિપબ્લિકન પક્ષના વિરોધી સભ્યો જ માત્ર નહિ, પરંતુ કેનેડીના પોતાના પક્ષના કેટલાક ડેમોક્રેટો તથા સર્વ સાધારણ જનતા પણ સારા પ્રમાણમાં ઉશ્કેરાયેલી જણાય છે

એટલું જ નહિ, હમણાં સુધી ખુલ્લેઆમ ભારત તરફી ગણાતા માર્ક્વિસ ચાઈલ્ડ જેવા પત્રકાર અને હમ્ફ્રે જેવા સેનેટર સુદ્ધાં આ પછી અકળાઈ ઊઠ્યા છે અને પાકિસ્તાન-ગોવા વગેરે બાબતોમાં ભારતનો પક્ષ કરનારા એવી સલાહ આપતા થયા છે કે-ભારતે MIGના સોદામાંથી હઠી જવુ જ હિતાવહ છે

## ૨

MIG કહાણી આ પ્રકારની છે :

ભારત ઉપર કાશ્મિરમોરચે પાકિસ્તાનનુ દબાણ વધી રહ્યુ છે અને ચીની આક્રમણ પણ દિવસે દિવસે ગંભીર પરિસ્થિતિ પેદા કરી રહેલ છે ભારતે તેની આઝાદી બાદ પોતાની ફોજી સાધન-સામગ્રી અને શક્તિ વિકસાવવા સારી એવી સિદ્ધિ હાંસલ કર્યાનું મનાય છે પરંતુ થોડા સમય પૂર્વે, અમેરિકા તરફ પાકિસ્તાનને 'લોકહીડ' F 104 G Mach 2 નાં વિમાનોની બે ટુકડીઓ બેગમાં મળી છે, અને ચીન પાસે, આજ પૂર્વેની રશિયાઈ સહાયને પરિણામે ઊંચી કક્ષાની શસ્ત્રશક્તિ હોવાની સંભાવના છે આવી પરિસ્થિતિમાં ભારતને પોતાની ફોજી કમજોરી નભાવવી

જોખમકારક જણાતાં તાજેતરમાં તેણે અન્ય દેશો પાસેથી ઊંચી શક્તિવાળાં હવાઈ વિમાનો ખરીદવાના વિચારે પૂછતાછ કરવા માંડી હતી.

સૌથી પ્રથમ તો, બેંગલોરમાં બ્રિટિશ પેઢીની સહાયથી સુપરસોનિક H F 24 Mark II–યુદ્ધ વિમાન તૈયાર થઈ રહેલાં હતાં, તેને અનુકૂળ એંજીન માટેની શોધ જરૂરી હતી. આમ તો, આ બ્રિટિશ પેઢીએ જ Mach–2 એંજિનો પૂરું પાડવાનું જણાવ્યું હતું. પરંતુ પાછળથી તેને બદલે Mach 1.4 એંજિનો પૂરાં પાડવાનું સૂચવ્યું અને તેય અગાઉની જણાવેલી કિંમત કરતાં ઘણી જ ઊંચી કિંમતે! તથા તેની મદદથી એવાં એંજિનો તૈયાર કરવા જતાં ય ઘણું જ વધુ ખર્ચ થવાનો અંદાજ મળ્યો. ઉપરાંત, વિદેશી ચલણની ભીંસ આથી વધે એવું ય જણાયું. આથી ભારતે બીજી બ્રિટિશ, ફ્રેન્ચ, અમેરિકી પેઢીઓનો સંપર્ક સાધ્યો; અને જુદા જુદા પ્રકારનાં એંજિનોની તપાસ અને ચકાસણી કરી જોઈ. પરંતુ આ બધાં બેહદ મોંઘાં જણાયાં; તથા નક્કી મુદતમાં આપવાનું કોઈને માટે શક્ય ન હતું.

આ સ્થિતિએ, ભારતીય ટેકૂનિશિયનો રશિયા પહોંચી ગયા, ત્યાં તેમણે તરેહ તરેહનાં એંજિનો તપાસ્યાં; તેમાં MIG–21 એંજિન, બ્રિટિશ 'ઑરફેયસ બોર–૧૨' કરતાં અરધી કિંમતે, અને તત્કાલ મળી શકે તેવી શક્યતા લાગી. ઉપરાંત રશિયનો એનું ઉત્પાદન ભારતમાં કરવામાં મદદરૂપ થશે અને એનાં નાણાં રૂપીઆમાં (વિદેશી ચલણમાં નહિ) લેવા તૈયાર થશે, એમ પણ સમજાયું.

છાપાંઓમાં તો એવી પણ વાત બહાર આવી કે આ MIG વિમાનો પાકિસ્તાનને અમેરિકા તરફથી મળેલાં વિમાનો કરતાં ચઢિયાતાં છે જ, એટલું જ નહિ પણ, આ 'મોડેલ'ની ટેકનિકની માહિતી હજી ચીન સુદ્ધાંને નથી. એટલે કે ફોજી ગુપ્તતાની દૃષ્ટિએ પણ ઉત્તમ પસંદગી ગણાઈ.

પરંતુ હજી બંને સરકારો વચ્ચે કોઈ કશી વ્યવસ્થિત વાટાઘાટો થાય તે પૂર્વે જ આ અતિ ગુપ્ત બાતમી અમેરિકા અને બ્રિટનનાં પત્રોમાં પ્રગટ થઈ– અલબત્ત, મરચું મીઠું ભભરાવીને; અને પછી તો એના આધારે જબરી ઉહાપોહ જાગી. (આવી ગુપ્ત માહિતી પરદેશ સુધી પહોંચાડનાર ભારતના અમલદારોની જાંચ–તપાસ ચાલુ છે).

આ પછી તો, એક બાજૂથી બ્રિટિશ પેઢી તરફથી, અગાઉ જણાવેલા કરતાં દશમા ભાગના નીચા ભાવે એંજીનો માત્ર તૈયાર કરી આપવાની ઑફર આવી અને બીજી બાજૂથી અમેરિકા અને બ્રિટનની સરકારો તરફથી રશિયાઈ સોદાનો વિચાર છોડી દેવા ભારત સરકાર ઉપર દબાણ વધવા લાગ્યું. બ્રિટિશ હાઈ કમિશ્નરે ત્રણ મુદ્દા રજૂ કર્યા: (૧) જો ભારત રશિયાઈ MIG-ની પસંદગી કરશે તો તેનો અર્થ એ થશે કે ભારતે 'રાજદ્વારી' પગલું ભર્યું છે—જે તેની તટસ્થતાની નીતિથી વિરોધી છે. કારણ કે રશિયાએ જે કિંમત બતાવી છે તે એટલી બધી નીચી છે કે તે એક પ્રકારની 'બક્ષિસ' જ ગણાય, (૨) આ સોદાથી બ્રિટનની સલામતી ભયમાં મુકાવાનો ભય છે. ભારતમાં બ્રિટન તરફથી જે વિમાનોનું ઉત્પાદન થઈ રહ્યું છે તે બ્રિટિશ રોયલ એરફોર્સ (R A F) ને મળતું છે. એટલે જો ભારતમાં MIG વિમાનો પેદા કરવા માટે રશિયન ટેકનિશિયનો આવે તો તેમને બ્રિટનની ફોજી 'ગુપ્તતા'ની જાણ થઈ જાય. (૩) ભારતને ફોજી સરંજામ અને તાલિમ આપવામાં આજ સુધી બ્રિટન અગ્રણી રહ્યું છે, તેને રશિયાઈ પ્રવેશથી ધક્કો લાગશે.

તો અમેરિકી રાજદૂત તરફથી એવું જણાવવામાં આવ્યું કે—કેનેડીની સરકાર ભારતના આર્થિક વિકાસમાં ઘણો ઊંડો રસ લઈ રહી છે, તે જોતાં ભારતે એવું પગલું ન ભરવું જોઈએ કે જેથી ભારત–સહાયનાં કાર્યક્રમ અંગે પૂર્ણ સંમતિ મેળવવામાં જ નવા અવરોધો જાગે. અમેરિકાની કોંગ્રેસને એવું લાગવું ન જોઈએ કે ભારત આર્થિક સહાય વખતે અમેરિકા ઉપર મુખ્ય આધાર રાખે છે, અને ફોજી જરૂરિયાતો માટે રશિયાને આમંત્રે છે. કદાચ અમેરિકાને એવુંય લાગે કે, અમેરિકા તરફથી ભારતને જે નાણાં (ગ્રાન્ટ અને લોન) મળી રહ્યાં છે તેના જોરે જ તો ભારત

એનું એટલું નાણું રશિયા પાસેથી શસ્ત્રો ખરીદવા છૂટું કરી શકશે છે!

આ ઉપરાંત પણ અમેરિકામાં એવી ય ટીકાઓ થઈ રહી છે કે– ધીમે ધીમે કરીને ભારત પશ્ચિમી દેશોની પાસેથી ફોજી સરંજામ ખરીદવાનું બંધ કરીને રશિયા પાસેથી જ ખરીદવા માંડશે–બદલે તેમાં રશિયાની ઇજારદારી આવી જશે.

અને ખરેખરી કરૂણતા (મુદ્દની જ તો!) એ વખતે ભારત રશિયાઈ છાવણીમાં ઘસડાઈ જશે!

અલબત્ત આ બધા માટે મુખ્ય જવાબદાર તેમની નજરમાં ગુપ્ત કમ્યુનિસ્ટ–સાથી (ફેલો ટ્રાવેલર) કૃષ્ણ મેનન છે.

૩

મામલો ભારે તંગ છે.

પશ્ચિમના દેશો—ખાસ કરીને અમેરિકા સાથેના કથળી રહેલા સંબંધોને ફરી સુદૃઢ કરવા ભારત આતુર છે. ભારતે પોતાનો કેસ ભારે ધીરજપૂર્વક અને સ્પષ્ટ રીતે રજૂ પણ કર્યો છે–સિદ્ધાન્ત અને વ્યવહાર બંને દૃષ્ટિએ:

(૧) ભારત સ્વતંત્ર રાષ્ટ્ર છે. પોતાના સંરક્ષણની જરૂરિયાતો પૂરી કરવા, તે સૌથી વધુ પરવડે તેવો અનુકૂળ રાહ અપનાવવા મુખત્યાર છે.

(૨) ભારતની તટસ્થતાની નીતિને આંચ આવે એવું કશું જ આમાં છે નહિ. આજ સુધી એણે બ્રિટન, ફ્રાન્સ અને ઇતર પશ્ચિમી દેશો પાસેથી જરૂરી શસ્ત્ર–સરંજામ ખરીદ્યો છે; અને એમની મદદથી (મુખ્યત: બ્રિટનની મદદથી) શસ્ત્ર ઉત્પાદન પણ થઈ રહ્યું છે. તેમ છતાં જો તટસ્થતાની તેની નીતિ રહી શકી છે તો હવે રશિયા સાથે એવા જ પ્રકારનો સોદો કરવાથી ભારતની તટસ્થતા શા માટે લોપાઈ જવી જોઈએ? ×

(૩) ભારત જતે દિવસે ફોજી સરંજામ અંગે તાલિમની બાબતમાં પશ્ચિમી દેશોનો ટાંટિયો સમૂળો કાઢી નાખશે, રશિયાની ઇજારદારીના ભય નીચે ઘસડાઈ જશે, એવું પણ વિચારવું અયોગ્ય છે કેમકે, એકબાજુ રશિયાઈ MIG નો વિચાર થઈ રહ્યો છે ત્યાર જ ફ્રાન્સની મદદથી હેલિકોપ્ટર્સ, અને જપાનની મદદથી 'રાડાર' સાધનો તથા બ્રિટનની મદદથી યુદ્ધજહાજોના ભારતમાંના ઉત્પાદન અંગે વાટાઘાટો ચાલી રહેલી જ છે!

(૪) ભારતને માટે તો, આ પગલું દૂરંદેશી દૃષ્ટિએ સારું જ ગણાવું જોઈએ. તે પોતાના સંરક્ષણ માટે કોઈ એક દેશ યા જૂથ ઉપર મુખ્ય આધાર રાખ્યા કરે, તેના કરતાં બંને જૂથોની શક્ય મદદ મેળવતા રહી, દરમ્યાન પોતાના સ્વતંત્ર, ફોજી શસ્ત્ર–સરંજામના ઉદ્યોગો ઊભા કરી લે, અને પરવશતામાંથી મુક્ત થાય–એજ તો તેની નક્કર તટસ્થતાની નીતિનું રહસ્ય છે–જે પોતાના વિકાસને અને દુનિયા આખીની શાંતિને પોષક છે.

(૫) તો વળી સંરક્ષણ પ્રધાન કૃષ્ણ મેનને એવો ખુલાસો પણ કર્યો છે કે, બ્રિટને ચિંતા કરવા જેવું નથી. ભારતમાં આજે ય સરંજામના ઉત્પાદનના ક્ષેત્રે બ્રિટિશ, ફ્રેંચ અને રશિયન નિષ્ણાતો કામ કરી રહેલા છે– એ દરેક સ્થળ અને ઘટક સંપૂર્ણ રીતે અલગ અને સ્વપર્યાપ્ત છે. એક બીજાની ગુપ્તતા લુપ્ત થવાનો ભય નથી. MIG અંગે જે રશિયન નિષ્ણાતો આવશે તે ય આ રીતે અલગ સ્વપર્યાપ્ત ઘટકની રીતે કામ કરશે...સૌના તૈયાર સાધનો અને ઉત્પાદનની ટેકનિક અંગે પૂરેપૂરી ગુપ્તતા જળવાતી આવી છે તે રીતે ચાલુ રાખવાની અમારી જવાબદારી છે, ને અમે તે પૂરી પાડીશું...*

× એવી દલીલ કરી શકાય કે–જો રશિયા અત્યંત સસ્તી કિંમતે 'મિગ' આપે છે માટે તે 'બક્ષિસ' ગણાય અને તેથી તટસ્થતા તૂટે, તો છેલ્લે છેલ્લે બ્રિટિશ કંપનીએ તો અગાઉ ઊંચા ભાવ આપેલા છતાં, રશિયા પાસેથી ભારત ખરીદી ન કરે તે હેતુથી, મૂળની ૧/૬ રકમ જણાવી છે—આને શું કહીશું?

* જે કોઈ દેશમાં બે વિરોધી જૂથના નિષ્ણાતો કામ કરતા હોય ત્યાં આખરી પૃથક્કરણની દૃષ્ટિએ તો ગુપ્તતા ખંડાવાનો ભય રહેવાનો જ. આજ સુધીમાં ૧૦૦% ગુપ્તતા ભારત પોતે જ પોતાની બાબતમાં નથી જાળવી શક્યું ત્યાં એવી ગેરંટી બીજાને કેટલી આપી શકાય? પરંતુ ગુપ્તતા ખંડાવાનો ને દુશ્મન–જૂથ સુધી પહોંચી જવાનો ભય તો બંને જૂથો માટે રહેવાનો. MIG ની બાબતમાં તો એમેય કહેવાય કે રશિયનો ભારતને એના ઉત્પાદનની તાલીમ આપવાના હોઈ, આવી અતિ ગુપ્ત–ઉચ્ચ કક્ષાની ટેકનિક રશિયા–વિરોધી જૂથ પાસે ગુપ્ત રીતે પહોંચી જવાનો ભય રશિયાને વધુ હોવો જોઈએ.

(૬) ભવિષ્યમાં યુદ્ધની કસોટીના પ્રસંગે, એટલે કે હાલના અંદાજે, પાકિસ્તાન અથવા ચીન સામે ભારતને યુદ્ધે ઊતરવાનો પ્રસંગ આવશે જ તો, ત્યારે ભારત રશિયાના પક્ષે ઘસડાઈ જશે એવું ય શાથી? એમે ય બને કે, અંતે તો, રશિયા અને ચીન વચ્ચે ગમે તેટલી ચડભડ હશે તો ય, બંને એકજ માળાનાં પંખી હોઈ, રશિયા ભારતને પડતું મૂકી ચીનની વહારે ધાય. પણ ત્યારે MIG નું શસ્ત્ર નકામું શું કામ થશે? એ ચીન સામે વપરાશે. આ છતાં રશિયા આજે એનું ઉત્પાદન ભારત કરે તેમાં મદદ કરવા તૈયાર છે તો ભારતે શું કામ એ લાભ ન લેવો?

(૭) વળી ચીન તો અમેરિકાનું કટ્ટર દુશ્મન છે. અને પાકિસ્તાન એ જ ચીન સાથે દોસ્તી સાધીને કાશ્મિર બથાવી પાડવા પેંતરો સજે છે! ત્યારે એ જ પાકિસ્તાનને શસ્ત્રોથી અને બીજી બક્ષિસોથી અમેરિકા પીઠબળ આપે છે! તો ભારતની કટોકટીની ઘડીએ કોણ ક્યાં ઊભું રહેશે– અમેરિકા પોતે ક્યાં–શું કરશે એ શું કહી શકાય?

(૮) હકીકતે તો, આજે તો, પાકિસ્તાનને પીઠબળ અને શસ્ત્રબળ આપીને અમેરિકાએ ભારતને ઊલટું વધુ શસ્ત્રોની દિશામાં ધકેલ્યુ છે.

(૯) MIG ને કારણે સૌથી વધુ ભય ચીન અને પાકિસ્તાનને લાગવો જોઇએ, અમેરિકા અને બ્રિટનને નહિ.

પરંતુ આ બધી વાતો કાંઈ અમેરિકા–બ્રિટનને ગળે ઊતરી નથી. 'એનો ઘા રૂઝાયો નથી' એવા શિર્ષક નીચે ટા. ઓ. ઈના વોશિંગ્ટનખાતેના પ્રતિનિધિ શ્રી. એચ. આર. વોરાના આજના (તા. ૨ જુલાઈના) સમાચાર પરથી જણાય છે કે અમેરિકામાં તો ધૂંધવાટ વધી રહ્યો છે.

હવે તો અમેરિકામાં ભારતની સચ્ચાઈ વિષેય વહેમ વધ્યો છે. દા. ત. તેઓ એવું માને છે કે– ભારતે MIG અંગેનો સોદો ખાનગીમાં નક્કી કરી લીધો છે, છતાં અમેરિકાની સહાયનું પતે ત્યાં સુધી તે ખુલ્લો એકરાર નહિ કરે. (આ જ વાત એમ પણ કહેવાય છે કે ભારતે રશિયા સાથે કશો નિર્ણય હજી લીધો નથી અને અમેરિકાનો 'આર્થિક સહાય'નો નિર્ણય આવે નહિ ત્યાં સુધી તે આખરી નિર્ણયમાં ઉતાવળ ઇચ્છતું નથી.)

અમેરિકામાં ભારતની કાશ્મિર–પાકિસ્તાન અંગેની નીતિ સામે ય આક્ષેપો વધવા લાગ્યા છે કે– ભારતે અગાઉ 'લોકમત'નો સ્વીકાર કરેલો, તેનો હવે સંપૂર્ણ ઇન્કાર કરીને તે તેના આદર્શોમાં પીછેહઠ કરી રહેલ છે. (આ વિષે એમ પણ કહી શકાય કે ભારતે વર્ષો પૂર્વે જે પરિસ્થિતિમાં લોકમતનો વિચાર સ્વીકારેલો તે પરિસ્થિતિ બિલકુલ રહી નથી. એટલું જ નહિ પણ પાકિસ્તાને એ દરમ્યાન અમલમાં મૂકવા જેવી એક શર્તનો અમલ કર્યો નથી; અને ખુદ અમેરિકા–બ્રિટન પણ ભારતવિરોધી પેંતરામાં ખરડાયા હોઈ, એકલા ભારત ઉપર, બદલાયેલી પરિસ્થિતિમાં, નૈતિક જવાબદારી નાખવી યોગ્ય નથી...)

સાચી વાત એ છે કે, ભારત અમેરિકાને અને અમેરિકા ભારતને પોતાની વાત ગળે ઉતારવામાં સફળ થયાં નથી. અને અમેરિકામાં ભારત વિરુદ્ધ જે વાવંટોળ જાગ્યો છે તેનો પ્રત્યાઘાત ભારતમાં કેવો ને કેટલો જાગશે એ ય ચિંતાનો વિષય છે.

હકીકતે ભારત અને અમેરિકા બંનેની કસોટી થઈ રહી છે.

## ૪

ભારતે આજની પોતાની ઘણી કપરી પરિસ્થિતિમાં ઘણી ગંભીર સમસ્યા માથે વહોરી છે, એ સાચું છે.

ભારત સ્વાધીન થયું ત્યારથી તેણે પોતાની ઝડપી પ્રગતિ માટે મુખ્યતઃ અમેરિકા અને અંશતઃ યુરોપના અન્ય ધનિક રાષ્ટ્રો ઉપર સારો એવો આધાર રાખ્યો છે. અને હજી તો ભારતની આર્થિક અને ફોજી શક્તિના વિકાસમાં 'પરદેશી પૂંજી'ની સ્થિતિ છે. અને ત્રીજી પંચવર્ષીય યોજના ઉપર તેની ઘણી બધી મદાર છે– ભાવિ પ્રગતિનો સદ્ધર પાયો રચવા પૂરતી તો

ખરીજ પરંતુ આ યોજના જેટલી મોટી છે, તેટલા જ મોટા પ્રમાણમાં તેની સફળતા માટે વિદેશી મૂડી–(લોન અને ગ્રાંટ) ઉપર ઠીક ઠીક આધાર રાખવો પડે એમ છે, એટલે સ્વાભાવિક રીતે જ જેમની પાસે ઘણી મોટી સહાયની અપેક્ષા હોય—તે પ ખરેખરીના વિકાસને માટે, ત્યારે તેનો આધાર તેમની સાથેના સબંધો સાચવવા ઉપર પણ રહે જ છે!

ભારતના રાજ્યકર્તાઓ આ વાતથી પૂરા વાકેફ છે એટલે જ તો, કોઈ પણ પ્રકારની અંતિમ અને ઉતાવળી નીતિથી તેઓ દૂર રહી શક્યા છે. સ્વતંત્ર રાષ્ટ્રને છાજે તે રીતે, બને તેટલી સ્વસ્થતાથી મુશ્કેલીઓનો સામનો કરી રહ્યા છે મિત્રોને સમજાવવા મથે છે, એમની મદદ માટે શક્ય એટલા બધા પ્રયાસો પણ કરે છે, અને દરમ્યાન પોતાના પગ ઉપર ઊભા થવાનો પુરુષાર્થ કરતા રહ્યા છે ભારતના રાજ્યધુરંધરો સમસ્યાઓથી ડઘાઈ ગયા વિના, તથા બીજા જૂથને આશરે જઈ પડ્યા વિના, હિંમત અને કુનેહથી– જરૂર મુજબ વ્યવહારુ બાંધછોડ કરતા—આગળ વધી રહ્યા છે

કદાચ ભારતના રાજ્યકર્તાઓને અગાઉ કદી ન હતી એટલી સ્પષ્ટતાથી પોતાની કમજોરીઓનો ખ્યાલ હમણાં– ૩ જી પંચવર્ષીય યોજનાના અમલના આરંભથી જ—આવતો થઈ ગયો છે અને એથી સાબદા થઈ ચારે બાજુ નવા પ્રયાસો આરંભાતા હોવાની એંધાણીઓ દેખાય પણ છે

* એક બાજુ, નાણાં પ્રધાને આવતુંજાવતું આયાતો ઉપર સખત કાપ મૂકવાનું જાહેર કરીને વિદેશી ચલણની ગરજ ઓછી કરવા પ્રયાસ આરંભ્યો છે સાથોસાથ, યુરોપી મજિયારા બજારમાં બ્રિટન જોડાય તોય, ભારતની નિકાસનાં હિતોને બિલકુલ ફટકો ન પડે તે માટે તેની વાટાઘાટો કરવા યુરોપના પ્રવાસે ઊપડી ય ગયા છે

* બીજી બાજુ, વિદેશ–વ્યાપાર–પ્રધાને ભારતની નિકાસ વધારીને વિદેશી ચલણની ભીંસ ઓછી કરવા કમ્મર કસી જણાય છે

* અને છેલ્લાં ઘણાં વરસો થયાં કેન્દ્રના પ્રધાન મંડળમાં સુવ્યવસ્થિત સંકલિત કાર્ય પદ્ધતિનો અભાવ અમર ગંભીર કચાશ રહેતી આવી છે– બીજા પાંચ દશ વર્ષ એ ચાલુ રહે તો સમાજવાદી આયોજિત વિકાસ જ અશક્ય બની જાય–અતિ મહત્ત્વની આ ક્ષતિ દૂર કરવા, પં નહેરુએ, કેટલાક સાથીઓ અને જૂથોનો અણગમો વહોરીને પ, પહેલાં પગલાં રૂપે શ્રી ટી ટી કૃષ્ણમાચારીને પોતાના પ્રધાન મંડળમાં લઈ, આવા આર્થિક સંકલનની ઉચ્ચ જવાબદારી સુપ્રત કરી, એક નવો આવકારદાયી પ્રયોગ આરંભ્યો છે

* તો વળી, પંદર–પંદર વર્ષ પછી, ખુદ કોંગ્રેસી નેતાગીરી અને કાર્યકરોમાં ય હજી ભારતના સમાજવાદી આદર્શની બાબતમાં જરૂરી સ્પષ્ટતા, આગ્રહ અને ઉત્સાહનો સારો એવો અભાવ વરતાતો આવ્યો છે આ પાયાની કમજોરી દૂર કરવા આજ પૂર્વે કોંગ્રેસમાંના જ કેટલાક કાર્યકર્તાઓએ કોંગ્રેસની અંદર જ અલગ જૂથ રચી (દા ત ઝીજર ગ્રૂપ) અધૂકડધૂક પ્રયોગો કર્યા છે, પણ હમણાં કેબિનેટ કક્ષાના પ્રધાન શ્રી નંદાજીએ આવો એક વધુ પ્રયાસ આરંભ્યો છે તે ધ્યાન ખેંચે એવો છે

આ અને આવા તૂટક છૂટક પ્રયાસોના ગુણ–દોષ તપાસવાનો આ પ્રસંગ નથી, પરંતુ આ બધાની પાછળ, ભારતના આવતાં થોડાંક વર્ષો વિષેની ગંભીરતા અને થાય તેટલું કરી છૂટવાની નેમ તો છે જ— કેટલી નિષ્ઠાથી, કેટલા સાતત્યથી, કેટલા ઊંડાણથી અને કેટલી ત્વરાથી આમાંથી શું–કેટલું થાય છે તેના ઉપર ભારતના ભાવિનો ઘણો આધાર છે, એ વાત નક્કી.

૫

સાથોસાથ આપણે એ વાત પણ જોઈ શકીએ છીએ કે કેનેડી પણ પોતાના દેશમાં એક જબરી લડાઈ લડી રહેલ છે

સૌ કોઈએ એ વાત જાણવી જરૂરી છે કે–૧૮–૧૯ મહિના પૂર્વે કેનેડી સત્તામાં આવ્યો ત્યારથી એની 'પ્રગતિશીલ નીતિ' સામેનો આંતરિક ધૂંધવાટ વારવાર ઉછાળા મારતો રહ્યો જ છે. કેનેડીના પોતાના

ડેમોક્રેટ પક્ષના અને આઈઝનહોવરના રિપબ્લિકન પક્ષના (ડેમોક્રેટ અને રિપબ્લિકન વચ્ચે ભાગ્યે જ ચોક્કસ નીતિભેદ હોય છે) અનેક સેનેટરો હજી ગઈ સદીમાં જીવી રહ્યા છે! હજી એમના ચિત્તમાંનો રંગ-દ્વેષ જુસાયો નથી. અમેરિકામાં જીવતા કરોડો નિગ્રો સામેનો અન્યાયી વર્તાવ હજી એવો ને એવો ટકાવી રાખવા તેઓ મુસ્તાક છે. જમીનદારી શોષણ અકબંધ રાખવામાં ઝનૂની છે; અને આંતરરાષ્ટ્રીય ક્ષેત્રના રાજકીય અને આર્થિક સામ્રાજ્યવાદને ટકાવી રાખવામાં મરણિયા છે. કમ્યુનિઝમ, માર્ક્સવાદ અને સમાજવાદ તેમને મન આ સૃષ્ટિપરની અધમમાં અધમ વિચારસરણીઓ છે, ઘોરતમ સમાજરચનાઓ છે. કોઈ પણ ઉપાયે અને ભોગે એનું નિકંદન કરવામાં તેઓ અધીરા—આંધળા છે.

લાઓસ, બર્લિન, દ. વિએટનામ — બધે કેનેડીની 'ઢીલી નીતિ'થી કમ્યુનિસ્ટોનું જોર વધી રહ્યાની તેમની ફરિયાદો ચાલુ જ છે. તથા રશિયા અને ચીન વચ્ચેના વૈમનસ્યમાં, રશિયાની યુદ્ધરહિત સહ—અસ્તિત્વના ઝોકવાળી નીતિને પુષ્ટિ આપવી, અને રશિયાની જ પકડ-માંથી છૂટેલા યુગોસ્લાવિયાને તથા મુક્ત થવાની ઇચ્છા ધરાવતા પોલાંડને તે માર્ગે વધુ મદદરૂપ થવું, ભારત જેવા અનેક રીતે ચાવીરૂપ રાષ્ટ્રને બને તેટલી મદદ કરી, પગભર બનાવીને ય રશિયાઈ—કમ્યુનિસ્ટ અસર નીચે ધસડાઈ જતું રોકવું, આ અને આવા ઉદાર વલણવાળી કેનેડીની રાજનીતિ તેમને ભયંકર સત્યાનાશી પરિણામોવાળી દેખાય છે. એકંદર તેમને કેનેડીની રાજનીતિ (૧) ધીમે ધીમે કરતાં કમ્યુનિસ્ટો આગળ નમતું જોખવાની અને (૨) ઘરનો અંદરના સદ્ધર અર્થતંત્રને નબળું પાડનારી જણાય છે.

એમાં વળી MIG ઘટનાના કારણે બળતામાં તેલ રેડાયા જેવું થયું છે.

એટલે જ તો, શું ગોવા કે શું પાકિસ્તાન—કાશ્મિરની સમસ્યા કે પછી MIG ની ઘટના, આવી બધી બાબતમાં અમેરિકાનાં સરકારી અને લાગવગવાળાં વર્તુળોમાં ને અખબારોમાં ઉગ્ર પડઘો ઊઠ્યો છે; પરંતુ ત્યાર બાદ, કેનેડી અને તેના સલાહકાર—સાથીઓએ ઠીક ઠીક પ્રમાણમાં શાણા બની અંતિમ માર્ગ તરફ ઢસડાઈ જતી નીતિને એ ભયમાંથી તત્કાલ પૂરતી ઉગારીય લીધી છે. પરંતુ લોકમત અને એમને ચગાવ-નારાઓનું ઝનૂન શમતાં વાર લાગે છે.

MIG ની ઘટનાએ ઊભી કરેલી પરિસ્થિતિમાં કેનેડી અને ભારતના રાજદૂત પ્રો. ગાલબ્રેઈથ, આટ-આટલી ઉહાપોહ છતાં, નક્કર પરિસ્થિતિ પામી જઈ ભારતને અપાતી આર્થિક મદદ અને લોનમાં કશો ફેરફાર ન કરવાનું જ વલણ સાચવી રહ્યા છે, અને તે માટે દૃઢ પણે આંતરિક સંઘર્ષ ખેલી રહ્યા છે.

*

હકીકતે અમેરિકા અને અન્ય ધનાઢ્ય રાષ્ટ્રો માટે આવો રાહ જ આખી દુનિયાના અને પોતાના રાષ્ટ્રની ય સુરક્ષિતતા માટે ય શ્રેય છે. દુનિયાના ચિંતકો અને નિષ્ણાતો આનું રહસ્ય પામી ગયા છે. અને એથી જ તો, દુનિયાના ધનાઢ્ય રાષ્ટ્રોને ગળે એ જ વાત ઉતારવા મથી રહ્યા છે કે — જ્યાં સુધી એશિયા, આફ્રિકા કે દ. અમેરિકા — દુનિયાના ગમે તે ખૂણે કોઈ રાષ્ટ્ર પરાધીન દશામાં જીવતું હશે, અથવા સ્વતંત્ર થયા બાદ ભૂખમરાની અને ગરીબી—અજ્ઞતની પછાત દીન અવસ્થામાં ઢસરડો કરતું હશે, ત્યાં સુધી આ યુગમાં ક્યાંય શાંતિ સચવાવી શક્ય જ નથી.

● આજ સુધી જેમ એવું સ્વીકારાયું છે કે, એક દેશની અંદર તવંગર અને ગરીબ, સંપન્ન અને અકિંચન, શોષક અને શોષિત વર્ગો કાયમ રહેશે ત્યાં સુધી એ દેશની આંતરિક સુખશાંતિ શક્ય જ નથી, એની 'પ્રગતિ' સદા ભયજનક રહેશે. તે જ રીતે હવે એ વાત સ્વીકારવાનો સમય પાકી ગયો છે કે, એક જ દુનિયામાં — આ પૃથ્વીના ગ્રહ ઉપર જ્યાં લગી 'ધનાઢ્ય' અને 'બેહાલ' વસતા હશે ત્યાં લગી ('Haves' અને 'Havenots') કોઈ દેશ સુખશાંતિમાં જીવી શકશે નહિ. સમજીને જાગ્રત બનીને આ અન્યાય અને અસમાનતા દૂર કરવામાં જ ભાવિ સુવ્યવસ્થા અને શાંતિની ગેરંટી રહેલી છે.

એટલે જ તો બ્રિટિશ 'ચિંતક' જોન સ્ટ્રેચે તો એટલી હદે ભારત જેવા દેશનો ઉલ્લેખ કરીને પશ્ચિમના ધનાઢ્ય દેશોને સમજાવે છે કે,

જગતની સમતુલા સાચવવી હોય તો ભારત જેવા પ્રાચીન સંસ્કૃતિવાળા અને લોકશાહી–પથે અનેક રીતે સમર્થ બની શકે તેવા સ્વતંત્ર–તટસ્થ રાષ્ટ્રને તેની આર્થિક ભૌતિક કંગાલિયતમાંથી શક્ય એટલી ઝડપે બહાર કાઢવાના પૂણ્યકાર્યમાં લાગી જવું જોઈએ....

અરે, એતો આનાથી ય આગળ વધી ભારતને તો એવીય 'સલાહ' આપતાં ખચકાતો નથી કે—

તમારે ચિંતા કરવાની જરૂર નથી. ધનાઢ્ય રાષ્ટ્રો એમની ગરજે તમને મદદ કરવા આવશે. તમે તમારે લેવાય એટલું લો– અરે, દર પાંચ વર્ષે એ વાપરી નાખી, દેવાળુ જાહેર કરીને ય બીજી લોન–ગ્રાન્ટ માગશો તો ય તમને મળ્યા વિના રહેવાની નથી ...! કેમકે ભારતના વિકાસ અને સ્વાધીનતામાં સૌનાં હિતો અને સુખ સમાયેલાં છે....

ખેર ..ભરતે તો પોતાના શાન અને ગૌરવને છાજે તે રીતે અને છતાં વ્યવહારુ રીતે, સૌની સહાય લેવા છતાં, અને તો, અને જરૂર પડે ત્યારે, પોતાના પગ ઉપર મુસ્તાક રહીને પોતાનો આદર્શ સિદ્ધ કરવા દઢ ત્વરિત કદમ ઉઠાવવાં રહ્યાં

૨–૭–૬૨ ]

## અમરિકી સહાય*

### [ ૧૯૫૨ ના જૂનથી ૧૯૬૨ ના મે સુધીમાં ]

| | | (લાખ ડૉલર) | (કરોડ રૂપીઆ) |
|---|---|---|---|
| ૧. | યુ. એસ એજન્સી ફોર ઇન્ટરનેશનલ ડેવલપમેન્ટ મિશન તરફથી ટેકનિકલ કોઓપરેશન પ્રોગ્રામની— | | |
| | (અ) 'વિકાસ ગ્રાન્ટ' (પાછી વાળવાની નહિ) | ૩૫૧૬ | ૧૬૭.૪ |
| | (બ) લોન (પાછી વાળવાની) | ૧૫૬૧ | ૭૪.૩ |
| ૨. | ઉપરની જ સંસ્થા તરફથી વિકાસ લોન (ડૉલરમાં પાછી વાળવાની) | ૩૬૩૮ | ૧૭૩.૨ |
| ૩ | યુ એસ ડેવલપમેન્ટ લોન ફંડ તરફથી ધીરાણ (રૂપીઆમાં પાછી વાળવાની) | ૫૧૩૪ | . ૨૪૪.૫ |
| ૪ | પબ્લિક લૉ ૪૮૦, ટાઇટલ ૧ (ગ્રાન્ટ અને લોન) (લોન : રૂપીઆમાં પાછી વાળવાની) | ૨૩,૪૮૪ | ૧૧૧૮.૩ |
| ૫. | પબ્લિક લૉ ૪૮૦, ટાઇટલ ૨ તરફથી ગ્રાન્ટ (પાછી વાળવાની નહિ) | ૫૨ | ૨.૫ |
| ૬ | પબ્લિક લૉ ૪૮૦, ટાઇટલ, ટાઇટલ નં. ૩ (ખેતીનાં સાધનોનું દાન) (પાછી વાળવાની નહિ) | ૧૪૩૭ | ૬૮.૪ |
| ૭. | અણધાર્યાં પૂર અને દુષ્કાળની આફતમાં મદદ (પાછી વાળવાની નહિ) | ૫૫ | ૨.૬ |
| ૮. | એક્સપોર્ટ–ઇમ્પોર્ટ બેન્ક લોન્સ (ડૉલરમાં પાછી વાળવાની) | ૨૪૬૯ | ૧૧૭.૬ |
| ૯. | ૧૯૫૧ની ઘઉની લોન (ડૉલરમાં પાછી વાળવાની) | ૧૮૯૭ | ૯૦.૩ |
| | | ૪૩૨૪૩ | ૨૦૫૯.૨ |

| | | |
|---|---|---|
| ● પાછી નહિ વાળવાની ગ્રાન્ટ | ૧૨૯૪૨ | ૬૧૬.૩ |
| ● ડૉલરમાં પાછી વાળવાની લોન | ૮૦૦૪ | ૩૮૧.૧ |
| ● રૂપીઆ અગર ડૉલરમાં (ભારતની ઇચ્છા મુજબ) | | |
| પાછી વાળવાની લોન | ૨૨૨૯૭ | ૧૦૬૧.૮ |
| | ૪૩૨૪૩ | ૨૦૫૯.૨ |

— આશરે ૨૦ ટકા લોન ડૉલરમાં પાછી આપવાની હોઈ, વિદેશી ચલણના વિનિમયની છે.
— આશરે ૩૦ ટકા મદદ–ગ્રાન્ટ છે, જે પાછી વાળવાની નથી.
— આશરે ૫૧ ટકા લોન રૂપીઆમાં પાછી વાળી શકાય છે— જેથી વિદેશી ચલણના વિનિમયનો સવાલ ઊભો થતો નથી.

નિઃશસ્ત્રીકરણનો સવાલ ગુંચવાયેલો છે અને દિવસે દિવસે વધુ ગુંચવાતો રહ્યો છે પરંતુ ૧૭-૧૭ વર્ષથી ચાલતી વાટાઘાટોને અંતે, અણુપ્રયોગ ઉપર પ્રતિબંધ મૂકવા જેટલી સંમતિ પણ બે મહાસત્તાઓ વચ્ચે થઈ શકી નથી ત્યાં તત્કાલ નિઃશસ્ત્રીકરણની વાત ફોફાં ખાંડવા જેવી લાગે છે.

અને આમ ને આમ જો અણુશસ્ત્રોની ન્યપાંજ વધતી ચાલી, અમેરિકા ને રશિયાના હાથમાં જ વિશ્વની 'અસ્તિ' અને 'નાસ્તિ'નો દોર રહ્યો તો, માનવજાતનું નિકંદન તો થવાનું હશે ત્યારે થશે, પરંતુ તે દરમ્યાન વેર, ઝેર, દ્વેષ અને અવિશ્વાસથી તથા ભય અને શંકાથી માનવજાત વિકૃત બની ગયા વગર નહિ રહે

**માનવ અસ્તિત્વની નાબૂદીની પૂર્વે માનવ-વિકૃતિ જ માનવીની મહાન કરુણા બની જશે.!**

પરંતુ સવાલ એ છે કે, મહાસત્તાઓના માંધાતાઓને આવા પાગલ પંથેથી કોણ, કેવી રીતે, રોકી શકે?

આનો જવાબ શોધતાં તાજેતરમાં દિલ્હીમાં મળી ગયેલા 'અણુ-શસ્ત્ર વિરોધી સંમેલન' તરફ સૌનું ધ્યાન ઉત્સુકતા પૂર્વક દોરાય એ સ્વાભાવિક છે. આ પરિષદમાં ભારતના રાષ્ટ્રપતિ ડૉ. રાધાકૃષ્ણન, ઉપરાષ્ટ્રપતિ ડૉ. ઝાકીરહુસેન, નિવૃત્ત રાષ્ટ્રપતિ રાજેન્દ્રબાબુ તથા પં. નહેરુ, રાજગોપાલાચારી અને જયપ્રકાશ નારાયણ તથા ભારતના અન્ય ક્ષેત્રોના પ્રતિનિધિઓ ઉપરાંત, દુનિયાના કેટલાક અતિ ખ્યાતનામ શાન્તિદૂતો—અમેરિકાના એ. જે. મુસ્તે, ફ્રાન્સના પાદરી પિયરી, ઈટાલીના દાનિલો ડૉલ્ચી, બ્રિટનના એમ. છ. જોન્સ અને માઈકલ સ્કૉટ, ઘાનાના ઍડામ ક્વેત, ફિલિપાઇન્સનાં શ્રીમતી પ્રેકસન, જપાનના રેવરંડ નિચી દતાઉ ફુજી, અરબલીગ તરફથી ડૉ. ક્લોવિન્સ મકસૌદ અને રશિયાના પ્રતિનિધિ મિ. તામ્મ હાજર હતા, અને સૌએ સક્રિય ભાગ લીધો હતો.

● આવા શ્રેષ્ઠ શાન્તિદૂતોનું આ સંમેલન આજની ગૂંચનો ઉકેલ બાંધશે, વ્યવહારુ માર્ગ સૂચવશે, અને એ ઉકેલ અને માર્ગને નક્કર સ્વરૂપ આપવા સમર્થ અને વિશાળ કાર્યક્રમ રજૂ કરીને, તેના અમલની નીતિ પાકે પાયે નક્કી કરી દઈને, અંતે, માંધાતા સત્તાઓને ય વિરાટ અહિંસક લોકશક્તિ આગળ ઝુકાવવાનું બીડું ઝડપશે—આવી આશાઓ લોકહૃદયમાં જાગે તેય સ્વાભાવિક હતું. અને આ સમેલનના ઉદ્‌ઘાટન પ્રસંગે માંગલિક પ્રવચન કરતાં રાજેન્દ્રબાબુએ ઉચ્ચારેલી વાણી અસાધારણ ઘટનાની આગાહી રૂપ હતી!

## અંતિમ સત્ય!

ભારતના નિવૃત્ત રાષ્ટ્ર પ્રમુખ રાજેન્દ્રબાબુએ ભારતને ચીમકી આપતાં હાકલ કરી: 'ભારતે આજ પૂર્વે વારંવાર નિઃશસ્ત્રીકરણની અપીલ કર્યા કરી છે. પરંતુ એના આ સંદેશાને તો જ તાકાત મળે જો તે પોતે જ સર્વ પ્રથમ એકપક્ષી નિઃશસ્ત્રીકરણ કરી બતાવે × × જે રાષ્ટ્ર આ રીતે આગે કદમ ઉઠાવશે તે રાષ્ટ્ર ઇતિહાસમાં માનવજાતના ઉધ્ધારક તરીકે અમર બની જશે...' અને એમણે અંતિમ સત્ય પણ ઉચ્ચારી નાખ્યું કે, 'જ્યાં સુધી આ દુનિયામાં એવા માણસો જીવતા હશે કે જેઓ હૃદયમાં દ્વેષ કે રોષ વિના મરણને ભેટવા તત્પર હોય, ત્યાં લગી આપણે એવી શ્રદ્ધા ધરાવી શકીએ કે જીવનનો સ્વાધીનપંથ કદીય નાશ પામશે નહિ.'

અલબત્ત, રાજેન્દ્રબાબુએ ઉચ્ચારેલું આ અંતિમ સત્ય સનાતન સત્ય હતું. પરંતુ સવાલ એ આદર્શને અનુરૂપ કાર્યક્રમનો હતો—ભારત પૂરતીય આવી ભૂમિકા તૈયાર કરવાની જવાબદારીનો હતો.

## કઠોર ઉપચાર

અને કેમ જાણે, કઠોર પરિસ્થિતિને પામી ગયેલા રાજગોપાલાચારીએ કઠોર ઈલાજ સૂચવ્યોય ખરો! તેમણે દરખાસ્ત રજૂ કરી કે સંયુક્ત રાષ્ટ્રસંઘ (યુનો) તરફથી અણુસત્તાઓને ફરમાન થવું જોઈએ કે તેના કોઈ પણ સભ્યે અણુપ્રયોગો કરવા નહિ અને જે રાષ્ટ્ર એનો ભંગ કરે તેને રાષ્ટ્ર સંઘમાંથી બરતરફ કરવો.

શું રાજાજી આ દરખાસ્ત માટે ખરેખર ગંભીર હતા? અલબત્ત, તેઓ આનાં પરિણામ જાણતા જ હતા કે અમેરિકા અથવા / અને રશિયા બેમાંથી એક યા બંને યુનોમાં બહિષ્કૃત બનતાં 'યુનો'નું અસ્તિત્વજ નાબૂદ થયા વિના નહિ રહે એમણે પોતેજ કહી નાખ્યું હતુંઃ 'યુનો જેવી મહાન સંસ્થા વંધ્ય બની જાય એના કરતાં તો તે આત્મહત્યા કરે એ વધારે સારું છે.'

ખરેખર શું રાજાજીના આ શબ્દો ગંભીરપણે ઉચ્ચારાયેલા હતા? પરિણામનો સ્વસ્થચિત્તે વિચાર કરનાર એવું નહિ જ માને.

## 'નેતા' અને 'વિભૂતિ'નો ભેદ!

અંતે આ પરિષદનો ઉપસંહાર કરતાં પં. નહેરૂએ આ બધા આદર્શો અને આગ્રહો સ્વીકારીને આજની ભૂમિકાની વાત યાદ દેવરાવી.

એમણે સર્વપ્રથમ 'વ્યક્તિ' અને રાજ્યસત્તા' વચ્ચેનો ભેદ દર્શાવ્યોઃ "કોઈ એક વ્યક્તિ પૂરતી સબળ હોય તો તે અહિંસાનું આચરણ કરી ય બતાવે, પરંતુ એક મોટા સમૂહને અથવા રાષ્ટ્રને અહિંસક બનવાનું કહેવું એ માટે તો મહાત્મા ગાંધી જેવી વિભૂતિ જોઈએ, અને એવી વિભૂતિ પણ સફળ નયે થાય!"

અને પં. નહેરૂએ ચીમકી પણ આપીઃ "આ દેશમાં લોકો મોટી મોટી વાતો કરવા ટેવાયેલા છે. પરંતુ તે મુજબ આચરણ કરવા નહિ...હું નથી ઇચ્છતો કે લોકો એક ચીજ બોલી બતાવે ને બીજી રીતનું આચરણ કરે."

અને એકાએક પોતાની સ્થિતિની ચોખવટ કરતા હોય એમ બોલ્યાઃ "દેશના નેતા (Leader) અને વિરલ વિભૂતિ (Prophet) વચ્ચે ફરક છે વિભૂતિ પરિસ્થિતિથી નિરપેક્ષ રહી, પરિણામની પરવા કર્યા વિના સત્ય જાહેર કરી શકે...પરંતુ લોકશાહી જમાનામાં સારા નેતાને માટે એ એક મર્યાદા રહે જ છે કે, પોતે જે કહે છે તે કરવાની તેની પ્રજાની તૈયારી છે કે કેમ તેનો વિચાર કરવો. પ્રજાની મદદશક્તિથી ઉપરવટ તે જઈ શકતો નથી. અને જો જાય તો તે નેતા મટી જાય.. નેતા અને વિભૂતિ વચ્ચેનો ભેદ આ લોકશાહી યુગમાં ઘણોજ વધી ગયો છે. નેતાને હંમેશાં એક સિદ્ધાન્તના અથવા આદર્શના અમલમાં બાંધછોડ કરવી પડવાની, નીચા ઊતરવું પડવાનું...દા.ત. એક રાષ્ટ્ર માટે સંપૂર્ણ અહિંસા અગર એકપક્ષી નિઃશસ્ત્રીકરણનો સિદ્ધાન્ત સ્વીકારવાનું મુશ્કેલ રહેવાનું..."

અને આટલા ભાષ્ય પછી તેમણે સનાતન સત્ય ઉચ્ચાર્યું જઃ 'મને એ વાતની પૂરેપૂરી ખાત્રી છે કે, કોઈ દેશ પોતાના આત્મબળે એકપક્ષી–નિરપેક્ષ–નિઃશસ્ત્રીકરણ કરે તો કોઈ તેનો વાળ વાંકો નહિ કરી શકે."

● આમ, પં. નહેરૂએ અતિ ઉચ્ચ આદર્શથી શરૂઆત કરી, વ્યવહારની ભૂમિકાને સ્પર્શી, અંતે વળી આદર્શની નિષ્ઠા પ્રગટ કરી, પ્રવચન પૂરું કર્યું.

આ દરમ્યાન અને ત્યાર બાદનાં અનેક વ્યાખ્યાનોના અંતે જ્યારે સમેલન વિખરાયું ત્યારે માત્ર એટલો જ નિર્ણય કરી શકયું હતું કે—(૧) દુનિયાભરમાં અણુશસ્ત્ર વિરોધી સહીઓ એકઠી કરવાનું આંદોલન શરૂ કરવું. (૨) શ્રેષ્ઠ શાંતિદૂતોને દુનિયાના રાજ્ય કર્તાઓની મુલાકાતે પાઠવવા. [ જો કે, આ પ્રસંગે પ્રગટ થયેલું સાહિત્ય અસાધારણ સુંદર–ચિંતનીય છે. ]

એ વાત સ્પષ્ટ છે કે, સંપૂર્ણ નિઃશસ્ત્રીકરણની દાદ્દલ આજની કક્ષાએ તરંગી હતી અને અણુપ્રયોગો સામે પ્રતિબંધ મૂકીને યુનો પોતાની જ આત્મહત્યાનો માર્ગ અખત્યાર કરે, એય આજની પરિસ્થિતિમાં યોગ્ય શાણું પગલું નજ હતું. પરંતુ તત્કાલ શકય કાર્યક્રમ વિચારાયો જ નહિ. અને વિશ્વના ચુનંદા શાંતિદૂતોની પરિષદ વિખરાઈ ગઈ!

## પરિસ્થિતિનું પૃથક્કરણ

આમ શાથી બન્યુ?

દિલ્હીના આ શાંતિ સંમેલનની સૌથી મોટી કરુણી એ હતી કે તેના કેટલાક અગ્રણીઓએ ફાટી રહેલા આભને થીગડું મારી ઢાંકી દેવાના મનોરથ સેવ્યા હતા.

સૌથી પ્રથમ અને અતિ સ્પષ્ટ વાત એ હતી કે હાલને તબકકે 'અણુશસ્ત્ર વિરોધી' પરિષદની મુખ્ય મકસદ 'સંપૂર્ણ નિઃશસ્ત્રીકરણ' હોઈ જ ન શકે. એવો ઉચ્ચ આદર્શ નજર સમક્ષ રાખીને, પગલું ભરવાનું હતું અણુપ્રયોગ ઉપર તત્કાલ પ્રતિબંધ મૂકવાની દિશામાં.

બ્રિટનના ચિંતક-દર્શક બર્ટ્રાન્ડ રસેલે આ દિશામાં કદમ ઉઠાવ્યાં હતાં. એમણે પોતે અણુ પ્રયોગોવાળા શાપિત પ્રદેશ (પ્રશાંત મહાસાગરના ટાપુઓ) ઉપર જાતે પહોંચી જવાની જાહેરાત કરી હતી, તેમની 'શત સમિતિ' તરફથી બીજા સત્યાગ્રહીઓને લઈને જવાનો નિર્ધાર પણ પ્રગટ થઈ ચૂક્યો હતો. સાથોસાથ તેમણે દુનિયાના તટસ્થ રાષ્ટ્રોને પત્ર લખી, અમેરિકા જ્યાં અખતરો કરી રહેલ છે તે ટાપુઓ પર પોતપોતાના દેશનું જહાજ મોકલી આપવા સંદેશા પાઠવ્યા હતા. ખાસ કરીને ભારતના પં. નહેરુ અને યુગોસ્લાવીઆના ટિટો ઉપર એમની મીટ વિશેષ મંડાઈ હતી.

અને ભારત ઉપરના બર્ટ્રાન્ડ રસેલના આ સંદેશાનો પડઘો ભારતમાં રાજગોપાલાચારીએ પાડ્યો હતો. તેમણે ભારત સરકારના વડા પ્રધાન પં. નહેરુ ઉપર ઉપરાઉપરી પત્રો લખી એ વાત ફરી ફરીને પ્રગટ કરી હતી કે, અમેરિકાને પ્રશાંતના આ ટાપુઓ ઉપર માનવજાત ઉપર વિપરિત પરિણામો લાદનારા ગુનાહિત અખતરા કરવાનો કોઈ અધિકાર નથી. આંતરરાષ્ટ્રીય નીતિ અને કાનૂન એકે રીતે તે વ્યાજબી નથી. એના સક્રિય વિરોધમાં 'સત્યાગ્રહી જહાજ' મોકલીને ભારતે ગાંધીવાદી સત્યાગ્રહી શાંતિપૂર્ણ પ્રતિકારની પરંપરાને આગળ ધપાવવી રહી. આંતરરાષ્ટ્રીય સવિનયભંગનું આ એક ઉમદા દૃષ્ટાંત બની જશે.

## નહેરુની અશક્તિ

પં. નહેરુએ આના જવાબમાં પોતાની અશક્તિ પ્રગટ કરી હતી. તેમના મતે, આવા પગલાંથી અમેરિકા સાથેનો અંટાયેલો સંબંધ વધુ તંગ થશે, દુશ્મનીની લાગણી ફેલાશે, અને આંતરરાષ્ટ્રીય ગૂંચો પણ વધશે. એક રાજ્યકર્તા તરીકે પોતે સૂચિત પગલું ભરવા અસમર્થ હોવા છતાં આવું કદમ કોઈ શાંતિ-સંસ્થા તરફથી ઉઠાવાય તો સરકાર એને સગવડ આપવા તૈયાર છે, એવું પણ તેમણે સ્પષ્ટ કર્યું. અને 'ગાંધી શાંતિ પ્રતિષ્ઠાન'નું - (નહેરુ પોતે એના પ્રમુખ છે) આ બાબત ધ્યાન પણ ખેંચ્યું. અને એણે સંમેલન બોલાવ્યું. પરંતુ તત્કાલ અમલી કોઈ કાર્યક્રમ થઈ ન શક્યો, એ આપણે જોઈ ગયા.

આમ શાથી બન્યું ?

યુરોપમાં બર્ટ્રાન્ડ રસેલ જે કદમ ઉઠાવી શક્યા એવું કદમ ભારત માટે શાથી વસમું બન્યું !

અમને લાગે છે કે શ્રી જયપ્રકાશ નારાયણે આ સંમેલનમાં ઉચ્ચારેલા શબ્દોમાં આનું રહસ્ય આવી જાય છે, તે એ કે-, ભારતના ગાંધીવાદીઓ અને વિનોબાની શાંતિ સેના ભારતની આંતરિક કટોકટીની ઘટનાઓના પ્રસંગે (દા. ત. કેરળ, આસામ, જબલપુર, આદિ ખૂની આંતરવિગ્રહની અંધાધૂંધીના પ્રસંગોએ) લગભગ નિષ્ક્રિય રહ્યા છે-અને કેવળ, સરકારી હિંસા અને સશસ્ત્ર બંદોબસ્તના આધારે એ આગ ઠારવવાનો રસ્તો લેવો પડ્યો છે. તેજ રીતે, પરદેશી એડી નીચે યાતનાઓ સહેતી આવેલી ગોવાની પ્રજા પોતાની મુક્તિ માટે માથાં પછાડતી રહી ત્યારેય ગાંધી-ચીંધ્યો પ્રજાકીય સત્યાગ્રહનો રાહ, જ્યારે ખરેખરી જરૂર હતી ત્યારે, અંતના સમયમાં, ન લેવાયો, અને ત્યાંય ભારત-સરકારને માથે સશસ્ત્ર રીતે ગોવાની મુક્તિ કરવાની ફરજ આવી પડી !

## યુરોપનું આંદોલન

ત્યારે, યુરોપ અને અમેરિકામાં ચિત્ર ઠીક ઠીક નિરાળું હતું-

ત્યાં યુદ્ધ વિરોધી, અણુઅખતરા-વિરોધી, અણુ-મથકો-વિરોધી આંદોલનો, છેલ્લાં ૭-આઠ વર્ષથી તો, નાનાં મોટાં સ્વરૂપે, ચાલતાં જ રહ્યાં હતાં: લાખો સહીઓ, હજારો ઠરાવ ઉપરાંત, પરિષદો, પદયાત્રાઓ, સમારંભો, નાના નાના સત્યાગ્રહો સુદ્ધાં; વળી, યુરોપ-અમેરિકાના હજારો વિજ્ઞાનીઓએ અને મહિલાઓએ અણુસત્તાઓ સમક્ષ માનવતાની ધા નાખી હતી; અને બ્રિટનમાં છેલ્લાં ૭ વર્ષથી નાતાલના તહેવારોના દિવસોમાં શરૂ થયેલી ને ચાલુ રહેલી પદયાત્રાઓ, નિદર્શનો ઊંચી કક્ષાએ પહોંચ્યાં હતાં-૧૯૬૧ ના ડિસેમ્બરની પદ યાત્રામાં ૫૦,૦૦૦ પદયાત્રિકો જોડાયાં હતાં. અને બર્ટ્રાન્ડ રસેલની સરદારી નીચે ત્યાંની 'શત-સમિતિ' એ સત્યાગ્રહીઓને છાજે એવા કાનૂન-ભંગનો કાર્યક્રમ અણુ-મથકો ઉપર યોજ્યો હતો, જેને માટે

# નાની બચત યોજના એટલે

ઉદ્યોગ ધંધાઓનો વિકાસ
વધુ માણસોને રોજગારી

વધુ અનાજનું ઉત્પાદન
શિક્ષણની વધુ સવલતો

નાણાંનું સધ્ધર રોકાણ ઉપરાંત રોકાણ ઉપર સારું વ્યાજ



# વિશ્વ માનવ

માનવીય ગૌરવની પુનઃપ્રતિષ્ઠા ઝંખતું દ્વૈમાસિક

[redacted]

જુલાઈ–ઑગસ્ટ ૧૯૬૨

૪૬

સંપાદક : ભોગીલાલ ગાંધી

વાર્ષિક રૂ. ૯–૦૦ છૂટક રૂ. ૨



ચેતન પ્રકાશન ગૃહ પ્રાઇવેટ લિ. રામજી મંદિર પોળ વડોદરા
(ફોન : ૪૪૫૦)

# New Arrivals

Talks on Planning
P. C. Mahalanobis
[ One of the architects speaks on various aspects of Planning ]
Rs. 14 = 00

*

Trends in Indian Planning
Shriman Narayan
A well-known Gandhian Economist and a member of Planning Commission warns against the neglect of human values in attaining speedy Economic progress
Rs. 10 = 00

*

Planning in India
V. T. Krishnamachari
One of India's elder statesmen and Deputy Chairman of Planning Commission till 1960 very ably deals with the Economic, Cultural and Organisational problems of the growth of an underdeveloped country like India.
Rs. 10 = 00

*

The Planning of Free Societies
Ferdynand Zwfig
[ First Indian edition of the renowned work published abroad ]
The author's purpose is to clear the ground for public discussion by setting forth the vast implications of planned economy.
Rs. 10 = 00

*

Economic Problems of Modern India
Prof. J. K. Mehta
[ Head of the Dept. of Economics, University of Allahabad ]
Prof. Mehta writes with great understanding and conviction. The book is marked for idealism and practicality.

A Decade of Economic Development and Planning in India
Ed : M. R. Sinha
Foreword : Dr. V. K. R. V. Rao
Mr. Sinha has brought together impotant articles by experts, not only revealing the extent of development but also the failures. He has also suggested the improvement in the future.
Rs. 20 = 00

*

Planning in the U. S. S. R.
I. Yevenko
The author gives an outline of the problems of organisation and methodology of the Socialist planned economy.
Rs. 2 = 00

*

The Development of the Indian Economy
W. B. Reddaway
[ with a Preface by P. N. Rosenstein-Rodan ]
The author analyses the *fundamental* nature of the Indian economy and also gives a statistical picture of developing economy of India.
Rs. 24 = 00

*

Problems of Growth of an Underdeveloped Economy-India
Nasir Ahmad Khan
An economist's approach to planning... Masterly and original work.
Rs. 24 = 00

*

Asia in the European Age (1494-1955)
Michael Edwardes
A brilliant survey not only of the events but also of motives behind the great changes during about last five centuries.

"જાપાની નવલકથા અંક (અંક ૪૨) હમણાં વાંચી પૂરો કર્યો શૈલીમાં બળ છે પણ વસ્તુ વધુ સારી હોત તો સારુ થાત. મનને વધારે આવેગોની સાથે સાથે અફીણ-દારૂના શિકાર બનનારા લોકોના પરોક્ષ સંપર્કમાં મૂકવાથી પાઠકનું અંતર્મુખ બનવાનું વલણ વધશે કે ઘટશે?"

★

અને અતિ ગહન સંવેદનો વિના તેવી અસાધારણ મૌલિકતા લાંબો સમય ટકી શકે નહિ, એટલે તો, 'કેવળ પ્રયોગખોરી' અને 'કેવળ 'નમૂનાવૃત્તિ'માંથી શરૂ થયેલો ઝરો તરત સુકાઈ જવાનો; અથવા તો છીછરો, 'અનુકૃતિ'ને માર્ગે, અને બહુ બહુ તો, સર્જન (Creation)-રહિત કૌશલ્ય (Craft) ની રીતિએ, વહ્યા કરવાનો. એટલે એકંદર એમ કહી શકાય કે, નવી દૃષ્ટિની સૌંદર્ય સિદ્ધિ વધુ વિરલ પ્રતિભા માગી લેશે?

વિદેશી સાહિત્યમાં પ્રગટ થતી નવી પ્રતિભાઓની વિવિધ કક્ષાઓ અને તેના વિવિધ પાસાંઓનો આસ્વાદ કરાવવા વિ. મા. આતુર રહે છે, અને આપણા ગુજરાતમાંના (અને ભારતમાંના) પ્રયોગોમાંય, જ્યાં જ્યાં સનિષ્ઠ પ્રયોગો દેખાય ત્યાં, તેટલા જ ઉમળકા પૂર્વક, તેને પ્રકટ કરવાનો ઉત્સાહ પણ સેવે છે પરંતુ 'ચિકિત્સા'ના ભાન સાથે જ

કેમકે—જે દૃષ્ટિ અને સમજ મેં ઉપર રજૂ કરી છે, તે કોઈ નવીન-સમકાલીન સર્જકોની દૃષ્ટિ અને સમજ છે, અથવા એને મળતીય છે, એવુંય નથી સારો એવો ભારે-એમને દૃષ્ટિભેદ છે, અને અંદરો-અંદર સર્જકો વચ્ચે પણ દૃષ્ટિભેદ હોય તે ય સહજ છે એથી સતર્ક રહેવા છતાં, એમનાં સર્જનો પરત્વેની (જ્યાં અનુભૂતિનાં ઊંડાણોભર્યાં સંવેદનનો રણકો ઊઠે ત્યાં ત્યાં) આપણી ઉષ્મા ઓછી થવાને કારણ નથી.

*

## જાપાની નવલકથાનું સત્ત્વ

પ્રભુદાસભાઈએ પોતાની ટીકામાં 'શૈલી' અને 'વસ્તુ'નો જે રીતે ભેદ પાડ્યો છે એવો ભેદ, કહો જેટલે અંશે સિદ્ધ થાય છે તેટલે અંશે, ટળી ગયો નથી હોતો? જાપાની નવલકથા—નવલિકા(અંક-૪૨)ની અસર શું આપણને વધુ અંતર્મુખ બનવા નથી પ્રેરતી? વિશ્વયુદ્ધ પછી જે રીતે પશ્ચિમી વિચારો અને રહેણીકરણીએ જાપાની જીવનની આગવી પ્રણાલીઓનો ધ્વંસ કર્યો તેથી ત્યાંના ઉપલા વર્ગો અને બુદ્ધિજીવીઓમાં જે ભયંકર આંતરિક સંઘર્ષ થયો છે એનું આટલું સબળ આલેખન શું આપણને એક નવી જ સહાનુભૂતિથી આખી ઘટના સમજવા પ્રેરતું નથી? એથી જ તો—આ નવલકથા (નમતો સૂરજ)ને નૂતનયુગી જીવનના પ્રવાહો અને સંઘર્ષોની પ્રતિનિધિ કૃતિ તરીકે સર્વત્ર સ્થાન મળ્યું છે

આ કૃતિના લેખકે (ઓસામૂ દાઝાઈએ) ૩૯ વર્ષની વયે આત્મહત્યા કરીને પોતાના જીવનનો અંત આણ્યો હતો, અને અંતિમ નવલકથા "No Longer Human"માં તેણે તેના કલાકાર નાયકને આત્મહત્યા કરતો જ બતાવ્યો હતો — આ જેટલી રહસ્ય ભરપૂર હકીકત છે, એટલું જ જપાની જીવનને સમજવાનું સત્ત્વ પણ તે પૂરું પાડે છે, એમ મને તો લાગે છે [ ૨૭-૮-૬૨

[ વિશ્વમાનવ : જુલાઈ-ઓગસ્ટ '૬૨

## પહેલું પાનું

કટાક્ષ લેખક જેમ્સ થર્બર કૃત એક સચિત્ર કટાક્ષિકા

# છેલ્લું ફૂલ !

ચિત્ર : ૧ બારમા વિશ્વયુદ્ધની તૈયારીઓ—લશ્કરો ધપે છે!

ચિત્ર : ૨ સૌ કોઈ જાણે છે એવું પરિણામ—સંસ્કૃતિનો નાશ!

ચિત્ર : ૩ —સર્વનાશ! નગરો, ઉપનગરો, અને ગામડાં ધરતી પરથી અદશ્ય થયાં.

ચિત્ર : ૪ —સર્વનાશ! બધી લીલી કુંજો ને બધાં જંગલો ઉજ્જડ–વેરાન બન્યાં.

ચિત્ર : ૫ સર્વનાશ! બધા બગીચાઓ સુદ્ધાં...

ચિત્ર : ૬ —અને કલા-કારીગરીનાં બધાં સર્જનોય સુદ્ધાં!

ચિત્ર : ૭ પુરુષો અને સ્ત્રીઓ અને બાળકો નાચીઝ કરતાંય અધિક નાચીઝ બન્યાં.

ચિત્ર : ૮ હતોત્સાહ અને ભ્રમમુક્ત બનેલા કૂતરાઓ પણ તેમના પતિત માલિકોને છોડી ગયા.

ચિત્ર : ૯ ધરતીના આજ પૂર્વેના માલિકોની દયામણી દશા જોઈ સસલાંય હિંમતવાન બની માનવીઓ ઉપર તૂટી પડયાં.

ચિત્ર : ૧૦ ધરતી પરથી કિતાબો, ચિત્રો અને સંગીત અદશ્ય થયાં હતાં; અને માનવ પ્રાણીઓ, સંપૂર્ણ નિષ્કર્મ બનેલાં, સામસામાં મોં તાકતાં બેઠાં રહ્યાં.

ચિત્ર : ૧૧ વરસો પછી વરસો વીત્યાં...(માનવ પ્રાણીઓ બેઠાં–સૂતાં...)

ચિત્ર : ૧૨ બચી ગયેલા થોડાક લશ્કરી સેનાપતિઓનેય છેલ્લા વિશ્વયુદ્ધના પરિણામોનું વિસ્મરણ થયું હતું...

ચિત્ર : ૧૩ ધરતી પર પ્રેમ અદશ્ય થયો હતો......છોકરા–છોકરીઓ, એક બીજા સામે કશી લાગણી વિના તાકતાં, મોટાં થયાં.

ચિત્ર : ૧૪ જેણે ફૂલ જેવી ચીજ કદિ જોઈ ન હતી એવી એક જુવાન છોકરીની નજર, આખી દુનિયામાં એક માત્ર બચી ગયેલા, ફૂલ ઉપર અચાનક પડી.

ચિત્ર : ૧૫ એણે બીજાં માનવપ્રાણીઓને ખબર આપી કે છેલ્લું ફૂલ પણ મરી રહ્યું હતું...

ચિત્ર : ૧૬ આ વાત પર કંઈક ધ્યાન આપનાર એક જ જણ હતું—એટલામાં રખડતો એક જુવાન.

ચિત્ર : ૧૭ જુવાન આદમી અને આ છોકરીએ ભેગાં મળીને આ ફૂલની માવજત કરી અને એ ફરી સજીવન થયું.

ચિત્ર : ૧૮ એક દિવસ એક માખી ફૂલ પાસે આવી પહોંચી, ને પાછળ પાછળ એક ભમરોય આવ્યો.

જાય છે પક્ષીઓ
કારણ કે બરફ રહે એકલ, અતૂટ અને માત્ર બરફ
હવે ફરીફરી ક્યાં કહેવું એ વ્યર્થ
કે
હિમછાયું સ્મશાન તો છે સ્વપ્નહીન નિદ્રા,
કે ખાલીખાલી આંખો
છતાં એમાં કશુંક
અચાલ્ય અને નિદ્રાવશ દેહ જેવું છે,
જાણે કે શાંતિ પર વરસેલી બીજી શાંતિ
અને વિસ્મરણનું પોકળ અસ્તિત્વ.
ના, ના, બરફથી છવાયેલ સ્મશાન સાથે કશું ન સરખાવાય

બરફ છે બધાથી શાંત
પણ એનાથી શાંત છે
લાલીવિહોણા પાળિયા
અને હવે જે શબ્દોચ્ચારે ભૂલી ગયા છે તે હોઠ

—ઝેવીયર વીલારૂતીઆ

## શહેરનું સ્મશાન

(ગ્લાસ્ગોમાં લખેલું)

ખુલ્લી વાડની પાછળ, દૂર દિવાલોની વચ્ચે
ઝાડ પાન હીણી કાળી ધરતી પર
બે ચાર લાકડાનાં બાંકડા છે ત્યાં
બપોરના થોડા વૃદ્ધ પુરુષો બેસે છે
આસપાસ છે મકાનો અને બાજુમાં છે દુકાનો,
ગલીઓમાં રમે ભૂલકાં
અને મસાણની પાસે થઈને ચાલે ગાડીઓ
વરસાદના પાણીથી તરબોળ, લીંદા જેવા
ચીંથરા લટકે છે ભૂખરા ઝાંપાની બારીઓ પર
બબ્બે સદીઓ પહેલાંની કબરોનાં લખાણો ગયાં છે ભૂંસાઈ

એમને ભૂલવા માટે ન રહ્યો કોઈ મિત્ર પણ
બિચારા મૂંગા મૃત.
પણ જ્યારે જૂન મહિનાના કેટલાક દિવસે
ત્યાં સૂરજ પ્રકાશે છે
ત્યારે એ પુરાણાં હાડમાં જરૂર સળવળાટ થતો હશે.
અહીં ન પાંદડાં ન પક્ષી, માત્ર પથ્થર વિના બધું શૂન્ય
કેવળ ભૂમિ.
નહીં શું આવું હશે
અહીં તો દર્દહીણી વેદના,
અવાજ ને દુઃખ,
પ્રસરતી વ્યર્થ ચોગમ ટાઢ
મૃત્યુની શાંત નિદ્રાનો અહીં વાસ ના,
અચંલિત રાત્રિમાં ચલાવે વેશ્યા એનો ધંધો
તેમ જીવન હજી અહીં સળવળે કબરોમહીં
વાદળિયા આભમાંથી જ્યારે પડછાયા પડે
અને કારખાનાંના ધૂમાડા જામે ભૂખરી ધૂળ થઈ
ત્યારે આવે છે અવાજો હોટેલના
અને જતી ઝડપથી ટ્રેન થથરાવતી જાય પોતાના પડછાયાઓને

એની તીવ્ર સીસોટી થકી
હજી કયામત આવી નથી, ઓ નામશેષ મૃત,
સૂઈ રહો, શાંત થાઓ,
ઊંઘી જાઓ—ઊંઘાય તો
ભૂલી ગયો છે ઈશ્વર કદાચ તમને

—લુઈ સેર્નુદા

## પૃથ્વી પરનું ઘર

હું રહું છું ભૂકાના મકાનમાં,
રેતીના ઘરમાં, હવાઈ કિલ્લામાં,
રાહ જોઉં છું ક્યારે એ
વીજળીના ચમકાર સાથે ધસી પડે
ક્યારે આકાશેથી કયામતના સંદેશ આવે,
ઊડતા જંતુની પાંખમાં પકડાઈ જવાનું આવે
એક જ લોહિયાળ સપાટે દેવદૂતોની રાખ
હવામાં ફેલાઈ જાય, તેના ટૂકમો છૂટે,
ત્યારે હું ખોઈશ મારું રહેઠાણ
અને થઈ જઈશ નગ્ન સાવ.
*ચાલ્યાં. રે. જગતના. તારલા.*
ચડી જશે ઉલટાયેલા આકાશ કેરી કેડીએ.
રંગ પંખી કે નામધારી સર્વ
પાછાં પલટાઈ જાશે મુઠ્ઠી ભર રાત્રિમાં
શૂન્ય પર પિંછ પર
ફળ અને સંગીતથી બનેલા પ્રણયના દેહ પર
નિદ્રા સમી, છાયા સમી
વિસ્મરણની ધૂળ

—જોર્જ કેરેરા આન્દ્રેદ

# ઊગતા સૂર્યની વિદાય | લિયોનિદ આન્દ્રેયેવ

## ૧

## 'બપોરે એક વાગ્યે નામદાર!'

પ્રધાનજી એક તો ખૂબ જાડા, તેમાં પાછું વાયુનું દરદ, એટલે એમના મનને સહેજ સરખોય આઘાત ન લાગે તેની સંભાળ રાખવાની જરૂર હતી. તેમનો જાન લેવાનું જે ભયંકર કાવતરું રચાઈ રહ્યું હતું, તેથી તેમને વાકેફ કરવા અંગરક્ષકોએ સૂક્ષ્મમાં સૂક્ષ્મ કાળજી રાખી હતી. તેમણે સ્વસ્થતાથી આ સમાચાર સાંભળ્યા, એટલે તેમનું મગજ શાંત છે એમ જાણી પેલાએ વીગતો આપવા માંડી. તેમને કહેવામાં આવ્યું. બીજે દિવસે તેઓ હેવાલ રજૂ કરવા પોતાનું નિવાસસ્થાન છોડે, તે જ વખતે તેમના પર હુમલો થવાનો હતો. કેટલાક ત્રાસવાદીઓ બૉમ્બ અને રિવૉલ્વરો સાથે તેમના પ્રસ્થાનની રાહ જોતા તેમના દરવાજા આગળ બપોરે એક વાગ્યે ભેગા થવાના છે. એક પોલિસ જાસૂસે એ ત્રાસવાદીઓને ઓળખાવી દીધા હોઈ, હાલ તેઓ પોલિસની નજર તળે હતા. ગુનેગારોને ગુનો કરવાના સ્થળેથી જ પકડવાના હતા.

'માફ કરો', પ્રધાને સાશ્ચર્ય વચમાં જ પૂછ્યું, 'તેમને ક્યાંથી ખબર કે હું બપોરે એક વાગ્યે જ હેવાલ રજૂ કરવા જવાનો છું? મને પોતાને જ ફક્ત બે દિવસ પર તેની ખબર પડી!'

અંગરક્ષકોના વડાએ અજ્ઞાનનો ભાવ દર્શાવતા કહ્યું.

'બપોરે એક વાગ્યે, નામદાર!'

આ સંબંધે પોલિસે વાપરેલી ચાલાકીથી આશ્ચર્ય તેમજ સંતોષ અનુભવતાં પ્રધાને માથું હલાવ્યું. તેના લાલ જાડા હોઠ પર તુચ્છકારભર્યું સ્મિત ફરક્યું અને એ રાત બીજા બંગલામાં ગાળવા તેણે જલદી જલદી તૈયારીઓ કરવા માંડી. એ પોલિસને કોઈ જાતની મૂંઝવણમાં મૂકવા ઇચ્છતો ન હતો. એથી જ એ ભયભરેલા સ્થાનેથી પોતાની પત્ની અને બાળકોને પણ તેણે ખસેડી લીધાં.

જ્યાંસુધી આ નવા નિવાસસ્થાનમાં રોશની ઝળકતી રહી અને પોતાની આસપાસનાં માણસો ધાંધલધમાલ કરતાં રહ્યાં, ત્યાંસુધી પ્રધાન એક જાતની આનંદની લાગણી અનુભવતો રહ્યો. જાણે કોઇ અસાધારણ મોટો લાભ થયો હોય કે થવાનો હોય એમ એને લાગતું હતું. પણ સ્નેહીજનો ગયા અને રોશની બુઝાવી દેવામાં આવી. રસ્તા પરના દીવાઓના પ્રકાશની આછી સેરો કાચની બારીઓમાં થઈને છત પર, દીવાલો પર, આંગળા અને સાંકળો પર પ્રકાશ પાથરતી જાણે સંરક્ષણની નિરર્થકતા પર તિરસ્કારપૂર્વક હસી રહી. આ અજાણ્યા ખંડની ખામોશી ને એકાન્તમાં એને અકથ્ય ભય લાગવા માંડ્યો.

એને બરોળનું દર્દ હતું. દરેક આવેશ એના હાથ પગ અને મોં પર સોજો લાવી દેતો અને શરીર ભારેખમ થઈ જતું, પલંગની કમાનો તેના શરીરના ભારથી લચી પડતી. માંસના ગાંસડા જેવા શરીરે તે પોતે માંદો પડ્યો હોય એવી વેદના ઉપજતી અન તેના ફૂલેલા મોં સાથે તેના શરીરને કાંઇ પણ સંબંધ ન હોય એમ તેને લાગ્યું. તેના વિચારો તેને વારંવાર દુશ્મનોએ ઘડેલા ઘોર ભાવિ તરફ ઘસડી જતા હતા. તેજ અરસામાં બનેલાં હિંસક કૃત્યો તેની નજર સામે એક પછી એક પસાર થવા લાગ્યાં. તેણે પોતાના જેવાજ અમીરો અને ખિતાબધારીઓનાં શરીરોને બૉમ્બથી હજારો ટુકડા થઈ ઊડી જતાં, એમની ખોપરીઓને ભીંતો સાથે અફડાતી અને દાંત જડબાંમાંથી ખરી જતા જોયા હતા. આ સ્મરણો જાગતાં એને લાગ્યું કે, પોતાના રોગી શરીર સાથે જાણે તેને કશો સંબંધ નથી. તે કોઇ પારકાનું જ

શરીર છે અને ધડાનો કાતિન ધા તેને પીડે છે. હાથ ખભેથી છેદાઈ ગયા હોય, દાંત તૂટી ગયા હોય, મગજ કચરાઈ ગયું હોય, એવું પોતાનું કલ્પનાચિત્ર તેની આંખ સામે રમી રહ્યું. જાણે પથારીમાં લબાવેલા પગ અકડાઈને ચેતનહીન થઈ ગયા હોય, પગના પંજા મરેલા માણસ જેવા ઊંચા થઈ ગયા હોય! પોતે હજુ મરણ નથી પામ્યો તેની ખાત્રી કરવા તેણે દીર્ઘ શ્વાસ લીધો અને ઘડીએ ઘડીએ તે ઉધરસ ખાવા લાગ્યો, પલંગની ધ્રુજતી 'સ્પ્રીંગો'નો અને રેશમી ઓછાડનો અવાજ પોતાને સંભળાતો રહે, એ માટે તેણે પાસા ઘસવા માંડ્યાં. અંતે પોતે ખરેખર જીવતો છે તેની ખાત્રી કરવા તે એકદમ ઘાંટો પાડી બોલ્યો :

'શાબાશ, બહાદુરો શાબાશ!'

આ શબ્દો તેની જિંદગીના રક્ષકો અને તેનું ખૂન કરતું અટકાવનારા પોલિસો, જાસુસો અને સૈનિકોને ઉદ્દેશીને હતા. પણ પલંગ પર સૂતાં સૂતાં તેણે મુક્ત કંઠે કરેલી પ્રશંસા અને ત્રાસવાદીઓની ફજેતી અંગેનું તેનું સ્મિત—એ સઘળું જ અર્થહીન હતું. હજુ પણ તેને પોતાની જાત સલામત લાગતી નહોતી. જ્યાં સુધી ખૂનીઓને પકડવામાં આવે નહિ, તેમના હાથમાંથી બોમ્બ ઝૂંટવી લેવાય નહિ, અને તેમને જેલમાં પૂરવામાં આવે નહિ, ત્યાં સુધી એ બળવાખોરોના મગજમાં રહેલો તેના ખૂનનો વિચાર તેને જંપવા દેશે નહિ. પહેરા પર મૂકવામાં આવેલો કોઈ આતંકિત સૈનિક જેમ પોતાની જગાએથી ખસવા ના પાડે, ખસવાને અશક્ત નીવડે, તેમ આ વિચાર કોઈ અગમ્ય વિચાર શક્તિના જોરે તેના મગજના ખૂણામાં અડગ જ ઊભો હતો.

'બપોરે એક વાગ્યે, નામદાર!' આ એકના એક શબ્દો તેને વિવિધ સૂરોમાં સંભળાવા લાગ્યા. ઘડીમાં એ સૂરમાં હર્ષ હોય, તો ઘડીમાં કટાક્ષ. ઘડીમાં ચીડ હોય, તો ઘડીમાં જીદ્દ અને બેવકૂફી. જાણે સો સો ચાબીવાળા તેના મગજમાં મૂકવામાં આવ્યા હોય અને યાંત્રિક જડતાપૂર્વક એક પછી એક વગર અટક્યે વગાડયા જતાં હોય, એમ જ લાગતું હતું.

'બપોરે એક વાગ્યે, નામદાર!'

અને બીજા દિવસનો—આ 'બપોરે એક વાગ્યા'નો સમય કંઈ બહુ દૂર નહોતો અને તેની પહેલાંના કલાકોથી તે જરાય જુદો પડતો નહોતો એમાં ભયંકર સૂચકતા સમાયેલી હતી. ઘડીઆળના ચંદાથી છૂટો પડી જાય, જિંદગીના બે ભાગ પાડી દેતા વિશાળ કાળા પડદાની જેમ, એ જાણે સ્વતંત્ર અસ્તિત્વ ધરાવતો હતો. તેની પહેલા કે પછીના કોઈ કલાક સાથે એને જાણે સંબંધ જ ન હતો. તેને એકલાને જ જાણે સત્તા અને ખુમારીભર્યું ખાસ અસ્તિત્વ ભોગવવાનો અધિકાર હતો. પ્રધાન દાંત કચકચાવતો પથારીમાં બેઠો થઈ ગયો. ઊંઘવું તેના માટે અશક્ય બની ગયું.

પોતાના સૂજેલા હાથ મોં પર ફેરવતાં, કાયરતાથી પોતે અજાણ હોત તો સવારે કેવી રીતે ઊઠત, એનું ભયંકર અને સ્પષ્ટ કલ્પનાચિત્ર દોરવા માંડ્યું. એ ઊઠીને કોફી પીએ. કપડાં બદલે. અને એને, કોફી પીરસનાર રસોયાને કે એને ફ્રૉકકોટ પહેરાવનાર 'સ્વીસ' ચાકરને—કોઈને ખબર નથી કે, થોડા સમય બાદ આ બધું જ એક ધડાકા સાથે નાશ પામવાનું છે, ત્યારે નાસ્તો કરવો કે કપડાં બદલવાં નિરર્થક છે! સ્વીસ બારણાં ખોલશે, અને એ ભલો, ભૂરી આંખોવાળો, નિખાલસ દેખાતો અને અનેક લશ્કરી માનચાંદ ધરાવતો સ્વીસ જ તેના પોતાના હાથે એ ભયંકર દ્વાર ખોલી આપશે... ..

"આહ!" અચાનક પ્રધાનના મોમાંથી મોટેથી ઉદ્ગાર નીકળી ગયો. તેણે ધીમેથી મો પરથી હાથ ખસેડીને પોતાની સામે પથરાયેલા અંધારામાં ધ્યાનપૂર્વક તાકી વેધક દૃષ્ટિ નાખી. તેણે દીવો પેટવવા હાથ લાંબો કર્યો. પછી તે ઊઠ્યો અને ખુલ્લા પગે આ અજાણ્યા અને અપરિચિત ઓરડામાં ફરવા લાગ્યો. તેણે બીજી ચાંપ જોઈ, બીજો દીવો પેટાવ્યો. ઓરડો પ્રકાશમાં સુંદર દેખાતો હતો, ફક્ત ચુંથાયેલી પથારી અને નીચે પડી ગયેલી રજાઈ, તેનો ભય સંપૂર્ણપણે નષ્ટ ન થયો હોવાનું સૂચવતાં હતાં.

એક તો રોજે રાતનો પોશાક પહેરેલો અને વધુમાં ભરાવદાર દાઢીવાળા તેના ચહેરા પર ઉશ્કેરાટ હતો.

આને લીધે તે દમ અને અનિદ્રાથી પીડાતા ડોસા જેવો લાગતો હતો. એને જોતાં એમ જ લાગે કે બીજાઓએ તેને માટે નીમી રાખેલા મૃત્યુએ તેનું સર્વસ્વ લૂંટી લીધું હતું. અને જે બધા વૈભવથી તે ઘેરાયેલો હતો તેનાથી તેને બળપૂર્વક વિખૂટો પાડી દીધો હતો. કપડાં બદલ્યા વગર જ તે આરામ ખુરશીમાં પડ્યો અને તેની આંખો છત તરફ ચકળવકળ ફરવા લાગી.

"નામર્દો!" તે નિશ્ચય અને તિરસ્કારભર્યા સ્વરે બોલ્યો: "નામર્દો!" થોડા સમય પહેલાં જેમને તેણે "બહાદુરો" નામે સંબોધેલા તે પોલિસોને જ તે આ નવો ખિતાબ અર્પણ કરતો હતો. તેમણે જ ઉત્સાહના આવેશમાં કાવતરાની બધી વિગતો તેને કહી હતી ને?

'ખરેખર!' તેનો વિચારપ્રવાહ ચાલુ થયો, 'મને અગાઉથી ચેતવવામા આવ્યો છે અને હું એ જાણું છું, તેથી જ મને ભય લાગે છે. પણ જો મને કશી ખબર ન હોત તો હું નિરાંતે કૉફી પી શકત. અને પછી તો, સાચે જ, આ મૃત્યુ. પણ તો શું મૃત્યુથી હું એટલો બધો ડરું છું? મને બરોળમાં રોગ છે અને એનાથી કોઈક દિવસ હું મરવાનો જ છું. છતાં એના વિચારે હું ભય પામતો નથી, કારણ એથી ક્યારે મરીશ તેની મને ખબર નથી. આ નામર્દો મને કહે છે, 'બપોરે એક વાગ્યે, નામદાર!' તેઓ ધારતા હશે કે હું એ જાણીને ખુશી થઈશ! એને બદલે તો મૃત્યુનો વિચાર મારા મનના ખૂણામાં એવું તો ઘર કરી ગયો છે કે ત્યાંથી ખસતો જ નથી. મારા મન સાથે તે સજ્જડ ચોંટી ગયેલ છે. મરવું એ કંઈ ભયંકર નથી, પણ પોતે મરવાનો છે, એની જાણ ભયંકર છે. જો માણસ પોતાના મૃત્યુનો નિશ્ચિત દિવસ અને સમય જાણતો હોય, તો તેને માટે જીવવું તદ્દન અશક્ય બની જાય. છતાંયે આ ડોબાઓ મને ચેતવે છે: 'બપોરે એક વાગ્યે, નામદાર'

થોડા સમય પહેલાં જ પોતે માંદો પડ્યો હતો. દાક્તરોએ જણાવ્યું હતું કે, તેણે તેની છેલ્લી વ્યવસ્થા કરી લેવી, કારણ કે તે ઊગરી શકશે નહિ. તેને તેમના શબ્દોમાં ત્યારે વિશ્વાસ બેઠો નહોતો અને ખરેખર તે મૃત્યુ પણ નહોતો પામ્યો.

જુવાનીમાં તેને એકવાર અસાધારણ વૈરાગ્ય ઊપજી આવેલો, ત્યારે ય પોતની જિંદગીનો અંત લાવી દેવાનો નિર્ણય કર્યો હતો. રિવોલ્વર ભરી, કેટલાક પત્રો લખી કાઢી તેણે આપઘાત માટે સમય પણ નક્કી કર્યો હતો. પણ આખરે તેનો વિચાર બદલાઈ ગયેલો. હંમેશાં અણીના વખતે જ કાંઈનું કાંઈ અણધાર્યું બને છે. પોતાનું મોત ક્યારે થશે તે કોઈ જાણી શકતું નથી.

"બપોરે એક વાગ્યે, નામદાર!" તેના એ હિતેચ્છુ ડોબાઓએ તેને કહ્યું હતું. તેમણે તો ફક્ત એનો જાન લેવા માટેના કાવતરાથી એને વાકેફ કર્યો હતો, પણ એ લોકો ક્યારે પોતાનું ખૂન કરવાના છે તેની જાણ માત્રથી તે ગભરાઈ ઊઠ્યો હતો. તે જાણતો હતો કે, આ ત્રાસવાદીઓ કોઈ ને કોઈ દિવસ તેનું ખૂન કરવાના છે જ, પણ તે આવતી કાલે કરવાના છે, તેની તેને ખબર ન હતી. તે ધારતો હતો કે આવતી કાલે તો તે નહિ જ થાય...આવતી કાલે નહિ થાય અને પોતે અમર હોય તેમ નિરાંતે ઊંઘી શકશે...નામર્દો! તેમની ભલમનસાઈ ભરી બેવકૂફી: 'બપોરે એક વાગ્યે, નામદાર!' કહીને તેમણે શો દાટ વાળ્યો હતો, તેની તેમને ક્યાંથી ખબર!

જ્યાંસુધી કાળગતિથી છૂટો પડેલો આ ઘોર શાપિત કલાક વીતી ન જાય, ત્યાંસુધી હૃદયવિદારક કારમી વેદના પ્રધાનને સૂવા દે, ઘડી આરામ લેવા દે તેમ નહોતું. કશો જ હર્ષ તે અનુભવી શકે તેમ નહોતું, તે એ જાણતો હતો. આ ભય સઘળો જ પ્રકાશ લુપ્ત કરી એને ઘોર અંધકારમાં લપેટી લેવાને સમર્થ હતો. અત્યારે તે જાગતો બેઠો હતો, એટલે મૃત્યુનો ભય તેના આખા શરીરમાં, ઠેઠ હાડકાં સુધી વ્યાપી જઈ રોમેરોમમાં ટપકી રહ્યો હતો.

પ્રધાને આવતી કાલે તેનું ખૂન કરનારાઓનો વિચાર સરખો પણ પડતો મૂકી દીધો. તેના જીવનને આવરતી અજાણમાણી વસ્તુઓના ઢગલામાં તે દટાઈ

શરીર છે અને ધડાકાનો કાતિલ ઘા તેને પીડે છે હાથ ખભેથી છેદાઈ ગયા હોય, દાંત તૂટી ગયા હોય, મગજ કચરાઈ ગયું હોય, એવું પોતાનું કલ્પનાચિત્ર તેની આંખ સામે રમી રહ્યું. જાણે પથારીમાં લબાવેલા પગ અકડાઈને ચેતનહીન થઈ ગયા હોય, પગના પંજા મરેલા માણસ જેવા ઊંચા થઈ ગયા હોય! પોતે હજુ મરણ નથી પામ્યો તેની ખાતરી કરવા તેણે દીર્ઘ શ્વાસ લીધો અને ઘડીએ ઘડીએ તે ઉધરસ ખાવા લાગ્યો, પલંગની ધાતુની 'સ્પ્રીંગો'નો અને રેશમી ઓછાડનો અવાજ પોતાને સંભળાતો રહે, એ માટે તેણે પાસા ઘસવા માંડ્યા. અને પોતે ખરેખર જીવતો છે તેની ખાત્રી કરવા તે ચોક્કસ ધારો પાડી બોલ્યો:

'શાબાશ, બહાદૂરો શાબાશ!'

... શબ્દો ...ની જિંદગીના રક્ષકો અને તેનું ખૂન થતું અટકાવનારા પોલિસો, જાસુસો અને સૈનિકોને ઉદ્દેશીને હતા. પણ પલંગ પર સૂતા સૂતા તેણે મુક્ત કંઠે કરેલી પ્રશંસા અને ત્રાસવાદીઓની ફજેતી અંગેનું તેનું સ્મિત—એ સઘળું જ અર્થહીન હતું. હજુ પણ તેને પોતાની જાત સલામત લાગતી નહોતી. જ્યાં સુધી ખૂનીઓને પકડવામાં આવે નહિ, તેમના હાથમાંથી બોમ્બ ઝૂંટવી લેવાય નહિ, અને તેમને જેલમાં પૂરવામાં આવે નહિ, ત્યાં સુધી એ બળવાખોરોના મગજમાં રહેલો તેના ખૂનનો વિચાર તેને જંપવા દેશે નહિ. પહેરા પર મૂકવામાં આવેલો કોઈ આજ્ઞાંકિત સૈનિક જેમ પોતાની જગાએથી ખસતો ના પાડે, ખસવાને અશક્ત નીવડે, તેમ આ વિચાર કોઈ અગમ્ય વિચાર શક્તિના જોરે તેના મગજના ખૂણામાં અડગ જ ઊભો હતો.

'બપોરે એક વાગ્યે, નામદાર!' આ એકના એક શબ્દો તેને વિવિધ સૂરોમાં સંભળાવા લાગ્યા. ઘડીમાં એ સૂરમાં હર્ષ હોય, તો ઘડીમાં કટાક્ષ. ઘડીમાં ચીડ હોય, તો ઘડીમાં ક્ષુદ્ર અને બેવકૂફી. જાણે સો સો થાળીવાજાં તેના ખંડમાં મૂકવામાં આવ્યાં હોય અને યાંત્રિક જડતાપૂર્વક એક પછી એક વગર અટક્યે બરાડ્યાં જતાં હોય, એમ જ લાગતું હતું.

'બપોરે એક વાગ્યે, નામદાર!'

અને બીજા દિવસનો—આ 'બપોરે એક વાગ્યા'નો સમય કંઈ બહુ દૂર નહોતો અને તેની પહેલાંના કલાકોથી તે જરાય જુદો પડતો નહોતો. એમાં ભયંકર મૂચકતા સમાયેલી હતી. ઘડીઆળના ચંદાથી છૂટો પડી જઈ, જિંદગીના બે ભાગ પાડી દેતા વિશાળ કાળા પડદાની જેમ, એ જાણે સ્વતંત્ર અસ્તિત્વ ધરાવતો હતો. તેની પહેલા કે પછીના કોઈ કલાક સાથે એને જાણે સંબંધ જ ન હતો. તેને એકલાને જ જાણે સત્તા અને ખુમારીભર્યું ખાસ અસ્તિત્વ ભોગવવાનો અધિકાર હતો. પ્રધાન દાંત કચકચાવતો પથારીમાં બેઠો થઈ ગયો. ઊંઘવું તેના માટે અશક્ય બની ગયું.

પોતાના સૂજેલા હાથ મોં પર ફેરવતાં, કાવતરાંથી પોતે અજાણ હોત તો સવારે કેવી રીતે ઊઠત, એનું ભયંકર અને સ્પષ્ટ કલ્પનાચિત્ર દોરવા માંડ્યું. એ ઊઠીને કોફી પીએ. કપડાં બદલે. અને એને કોફી પીરસનાર રસોઈયાને કે એને ફ્રોકકોટ પહેરાવનાર 'ગ્વીસ' ચાકરને—કોઈને ખબર નથી કે, થોડા સમય બાદ આ બધું જ એક ધડાકા સાથે નાશ પામવાનું છે, ત્યારે નાસ્તો કરવો કે કપડાં બદલવાં નિરર્થક છે! સ્વીસ બારણું ખોલશે, અને એ ભૂરી, ભૂરી આંખોવાળો, નિખાલસ દેખાતો અને અનેક લશ્કરી માનચાંદ ધરાવતો સ્વીસ જ તેના પોતાના હાથે એ ભયંકર દ્વાર ખોલી આપશે . .

"આહ!" અચાનક પ્રધાનના મોમાંથી મોટેથી ઉદ્ગાર નીકળી ગયો. તેણે ધીમેથી મોં પરથી હાથ ખસેડીને પોતાની સામે પથરાયેલા અંધારામાં ધ્યાનપૂર્વક તાકી વેધક દૃષ્ટિ નાખી. તેણે દીવો પેટાવવા હાથ લંબો કર્યો. પછી તે ઊઠ્યો અને ખુલ્લા પગે આ અજાણ્યા અને અપરિચિત ઓરડામાં ફરવા લાગ્યો. તેણે બીજી ચાંપ જોઈ, બીજો દીવો પેટાવ્યો. ઓરડો પ્રકાશમાં સુંદર દેખાતો હતો, ફક્ત ચુંથાયેલી પથારી અને નીચે પડી ગયેલી ... જોઈ, તેનો ભય સંપૂર્ણપણે નષ્ટ ન થયો હોવાનું સૂચવતાં હતાં.

એક તો તેણે રાતનો પોશાક પહેરેલો અને વધુમાં ભરાવદાર દાઢીવાળા તેના ચહેરા પર ઉદ્વેગ હતો.

આને લીધે તે દમ અને અનિદ્રાથી પીડાતા ડોસા જેવો લાગતો હતો. એને જોતાં એમ જ લાગે કે બીજાઓએ તેને માટે નીર્મી રાખેલા મૃત્યુએ તેનું સર્વસ્વ લૂંટી લીધું હતું. અને જે બધા વૈભવથી તે ઘેરાયેલો હતો તેનાથી તેને બળપૂર્વક વિખૂટો પાડી દીધો હતો. કપડાં બદલ્યા વગર જ તે આરામ ખુરશીમાં પડયો અને તેની આંખો છત તરફ ચકળવકળ ફરવા લાગી.

"નામર્દો!" તે નિશ્ચય અને તિરસ્કારભર્યા સ્વરે બોલ્યો: "નામર્દો!" થોડા સમય પહેલાં જેમને તેણે "બહાદુરો" નામે સંબોધેલા તે પોલિસોને જ તે આ નવો ખિતાબ અર્પણ કરતો હતો. તેમણે જ ઉત્સાહના આવેશમાં કાવતરાની બધી વિગતો તેને કહી હતી ને!

'ખરેખર!' તેનો વિચારપ્રવાહ ચાલુ થયો, 'મને અગાઉથી ચેતવવામાં આવ્યો છે અને હું એ જાણું છું, તેથી જ મને ભય લાગે છે. પણ જો મને કશી ખબર ન હોત તો હું નિરાંતે કોફી પી શકત. અને પછી તો, સાચે જ, આ મૃત્યુ. પણ તો શું મૃત્યુથી હું એટલો બધો ડરું છું? મને બરોળમાં રોગ છે અને એનાથી કોઇક દિવસ હું મરવાનો જ છું. છતાં એના વિચારે હું ભય પામતો નથી, કારણ એથી ક્યારે મરીશ તેની મને ખબર નથી. આ નામર્દો એમને કહે છે, 'બપોરે એક વાગ્યે, નામદાર!' તેઓ ધારતા હશે કે હું એ જાણીને ખુશી થઈશ! એને બદલે તો મૃત્યુનો વિચાર મારા મનના ખૂણામાં એવું તો ઘર કરી ગયો છે કે ત્યાંથી ખસતો જ નથી. મારા મન સાથે તે સજ્જડ ચોંટી ગયેલ છે. મરવું એ કંઈ ભયંકર નથી, પણ પોતે મરવાનો છે, એની જાણ ભયંકર છે. જો માણસ પોતાના મૃત્યુનો નિશ્ચિત દિવસ અને સમય જાણતો હોય, તો તેને માટે જીવવું તદ્દન અશક્ય બની જાય. છતાંયે આ રોગીઓ મને ચેતવે છે: 'બપોરે એક વાગ્યે, નામદાર'

થોડા સમય પહેલાં જ પોતે માંદો પડયો હતો. દાક્તરોએ જણાવ્યું હતું કે, તેણે તેની છેલ્લી વ્યવસ્થા કરી લેવી, કારણ કે તે ઊગરી શકશે નહિ. તેને તેમના શબ્દોમાં ત્યારે વિશ્વાસ બેઠો નહોતો અને ખરેખર તે મૃત્યુ પણ નહોતો પામ્યો.

જુવાનીમાં તેને એકવાર અસાધારણ વૈરાગ્ય ઉપજી આવેલો, ત્યારે પ પોતની જિંદગીનો અંત લાવી દેવાનો નિર્ણય કર્યો હતો. રિવોલ્વર ભરી, કેટલાક પત્રો લખી કાઢી તેણે આપઘાત માટે સમય પણ નક્કી કર્યો હતો. પણ આખરે તેનો વિચાર બદલાઈ ગયેલો. હંમેશાં અણીના વખતે જ કાંઇનું કાંઈ અણધાર્યું બને છે. પોતાનું મોત ક્યારે થશે તે કોઈ જાણી શકતું નથી.

"બપોરે એક વાગ્યે, નામદાર!" તેના એ હિતેચ્છુ ડોબાઓએ તેને કહ્યું હતું. તેમણે તો ફક્ત એનો જાન લેવા માટેના કાવતરાથી એને વાકેફ કર્યો હતો, પણ એ લોકો ક્યારે પોતાનું ખૂન કરવાના છે તેની જાણ માત્રથી તે ગભરાઇ ઊઠયો હતો. તે જાણતો હતો કે, આ ત્રાસવાદીઓ કોઇ ને કોઈ દિવસ તેનું ખૂન કરવાના છે જ, પણ તે આવતી કાલે કરવાના છે, તેની તેને ખબર ન હતી. તે ધારતો હતો કે આવતી કાલે તો તે નહિ જ થાય...આવતી કાલે નહિ થાય અને પોતે અમર હોય તેમ નિરાંતે ઊંઘી શકશે...નામર્દો! તેમની ભલમનસાઇ-ભરી બેવકૂફી: 'બપોરે એક વાગ્યે, નામદાર!' કહીને તેમણે શો દાટ વાળ્યો હતો, તેની તેમને કયાંથી ખબર!

જ્યાંસુધી કાળગતિથી છૂટો પડેલો આ ઘોર શાપિત કલાક વીતી ન જાય, ત્યાંસુધી હૃદયવિદારક કારમી વેદના પ્રધાનને સૂવા દે, ઘડી આરામ લેવા દે તેમ નહોતું. કશો જ હર્ષ તે અનુભવી શકે તેમ નહોતું, તે એ જાણતો હતો. આ ભય સઘળો જ પ્રકાશ લુપ્ત કરી એને ઘોર અંધકારમાં લપેટી લેવાને સમર્થ હતો. અત્યારે તે જાગતો બેઠો હતો, એટલે મૃત્યુનો ભય તેના આખા શરીરમાં, ઠેઠ હાડકાં સુધી વ્યાપી જઈ રોમેરોમમાં ટપકી રહ્યો હતો.

પ્રધાને આવતી કાલે તેનું ખૂન કરનારાઓનો વિચાર સરખો પણ પડતો મૂકી દીધો. તેના જીવનને આવરતી અળખામણી વસ્તુઓના હમલામાં તે દટાઈ

ગયો—મૂલાઈ ગેરો કશાક અકલ્પનીય અનિવાર્યની ભીતિ તેને ઘેરી વળી વાપનો હુમલો થશે, હૃદયમાં દરદ ઊપડશે, નાની મોરી નસ તૂટી જઈ તેમાંથી વહેવા માંડેલા અસ્ખલિત રક્ત પ્રવાહને રોકવા પોતે અસમર્થ નીવડશે, અને સૂજી ગયેલા હાથ પર મોજું ચઢાવતા જેમ તે ફાટી પડે, એમ પોતે ફાટી પડશે!

તેની જાડી ટૂંકી ગરદનનો પણ તેને ભય લાગેલો. તેની સૂજેલી આંગળીઓ તેને કશાક પ્રાણઘાતક પ્રવાહીથી ભરેલી લાગી, તે તરફ જોવાની તેનામાં હિંમત ન રહી જો કે ઘડીક પહેલાં જ અંધારામાં પણ પોતે મરીને લાશ જેવો પડયો હોવાના વિચારને હાંકી કાઢવા હાથપગ હલાવવા પ્રેરાયો હતો, પણ હવે આ ઝગહળતા દીવા, પ્રતિકૂળ, ભયાવહ પ્રકાશમાં તે સીગરેટ સળગાવવા કે નોકર માટે ઘટડી બજાવવા પણ અશક્ત હતો. તેને મુંઝારો થતો હતો, જ્ઞાનતંતુઓ તૂટતા હતા તેની ફૂલેલી આંખોમાંથી તણખા ઝરતા હતા તેના મગજમાં અસહ્ય ઊકળાટ હતો, છતાં તેણે ટૂંસો રોકવા પ્રયાસ કર્યો

એકાએક, ધૂળ અને જાળાથી ઢંકાયેલી છત પરની ઘંટડીએ રણકીને અંધારે ઊંઘતા ઓરડાને જાગૃત કર્યો તેની ધાતુની જીભ તેની રણકારી ધાર સાથે જોરથી અથડાવા લાગી. થોડી વાર વિરમી ગયા બાદ વળી તેણે સતત ને ભયજનક રણકાર શરૂ કર્યો.

માણસો દોડી આવ્યા, અહીં તહીં ભીંતે ભીંતે અને ટોડલે ટોડલે દીવા પ્રગટયા. પૂરતો પ્રકાશ તો તેમાંના થોડાજ આપતા, પણ ઓળા સારા પ્રમાણમાં પાડતા. ચારે બાજુ ઓળા જ ઓળા હતા— ખંડના ખૂણાઓમાંથી લંબાઈને છત ઉપર થઈ ભીંતોને ય ભરી દેતા, મૂક વસ્તુઓના મૂક આત્માઓ સમા આ વાંકાચૂંકા, રાક્ષસી અગણિત ઓળા પહેલાં ક્યાં સંતાયા હતા? તેણે ખોખરા થડકતા અવાજે કંઈક અસ્પષ્ટ ઉચ્ચાર કર્યો, તે પછી દાક્તરને ટેલીફોન કરી પ્રધાનની માંદગીના ખબર આપવામાં આવ્યા અને નામદારનાં પત્નીને પણ બોલાવવામાં આવ્યાં

## ફાંસીની સજા

પોલીસોની આગાહી ખરી પડી હતી ચાર ત્રાસવાદીઓ—ત્રણ પુરૂષો અને એક સ્ત્રી—પ્રધાનના નિવાસના દ્વારા પાસે જ બોમ્બ, રિવોલ્વરો અને પ્રાણઘાતક સરંજામ સાથે પકડાયાં હતા. જ્યાં આ બધી સામગ્રી તૈયાર થઈ હતી અને કાવતરું રચાયું હતું, તે મકાનમાંથી તેમની પાંચમી સાથીદારને પણ પકડવામાં આવી ત્યાંથી જથ્થાબંધ દારૂગોળો અને હથિયારો મળી આવ્યા પાંચે જણ યુવાન હતાં; સૌથી મોટો પુરુષ અઠ્ઠાવીસ વર્ષનો હતો અને સૌથી નાની સ્ત્રી હતી ઓગણીસ વર્ષની. તેમનો કેસ તેમની ધરપકડ પછી જે કિલ્લામાં તેમને પૂરવામાં આવેલાં, ત્યાં જ ચાલેલો—તે સમયના જાલિમ રિવાજ મુજબ જલદીથી અને છૂપી રીતે

અદાલત સમક્ષ પાંચે જણ શાંત ગંભીર, વિચારમગ્ન ઊભા રહ્યાં હતાં. ન્યાય તોળનારાઓ પ્રત્યે તેમને એટલી તો જબરી નફરત હતી, કે પોતાની નિર્ભયતા દર્શાવવા નિરર્થક સ્મિત કે આનંદનો દેખાવ સુદ્ધાં કરવાનું તેમને યોગ્ય લાગ્યું નહિ. તેમના આત્માને આવરી લેતી ઊંડી ગ્લાનિને અજાણ્યા લોકોની કડવી નજરથી બચાવવા માટે તેઓ શાંત જ રહેલાં. કેટલાક પ્રશ્નોના તો જવાબ જ આપવાની તેમણે ચોકખી ના પાડી દીધી, જ્યારે કેટલાક પ્રશ્નોના જવાબ જાણે વસ્તીપત્રકમાં આંકડાઓ લખાવતા હોય એમ તદ્દન ટૂંકાણમાં આપીને, સરળતાથી તેમનામાંનાં ત્રણે—એક સ્ત્રી અને બે પુરૂષોએ—પોતાનાં સાચાં નામો બતાવ્યાં બાકીના બેએ ઓળખાણ ન આપી, તેથી કોર્ટ તેમનાથી અજાણ જ રહી.

આ બાબતમાં તેઓ ગંભીર માંદગી ભોગવતા કે કોઈ મહાન વિચારમાં ડૂબેલા માણસના જેવી નાજૂક જ જિજ્ઞાસા દર્શાવતાં. તેઓ ત્વરિત દૃષ્ટિ ફેંકતા, કોઈ રસમય શબ્દનું શ્રવણ કરતા અને વળી પાછા પોતાના તૂટેલા વિચારની કડીઓ બરોબર સાંધી લઈને એમાં જ પરોવાઈ જતા

ન્યાયાધીશોની સૌથી પાસે ઊભેલો આરોપી, પૂર્વે એક અમલદાર હતો અને નિવૃત્તિ પામેલા કર્નલનો પુત્ર હતો. તેણે તેનું નામ 'સર્જી ગોલોવિન' જણાવ્યું હતું. પહોળા ખભા અને મજબૂત બાંધો ધરાવતો એ હજુ યુવાનીના ઊંબરે પગ મૂકતો હતો, પણ જેલ અથવા નિર્માણ થયેલા મૃત્યુનો વિચાર તેના ગાલનો રંગ ઝાંખો પાડવાને કે તેની ભૂરી આંખોમાંથી મીઠી નિર્દોષતા હરી લેવાને શક્તિમાન નીવડ્યો ન હતો. તેને ટેવ ન હોવા છતાં આખા ય કેસ દરમ્યાન તે તેની ભરાવદાર સુંદર દાઢીને વળ ચડાવતો હતો અને ભમરો ગૂંથી બારી તરફ તાકીને જોતો હતો.

શિયાળાના છેલ્લા દિવસો ચાલતા હતા. બરફનાં તોફાન અને ઠંડા વિષાદ ભર્યા દિવસોમાંય વસંતના આગમનની પૂર્વ તૈયારીરૂપ પ્રકાશ અને ઉષ્માભર્યો કોઈ દિવસ, અરે કોઈ ઘડી સુદ્ધાં, એવી જોબનઘેલી અને મદભર બની રહે છે કે, શેરીમની ચકલીઓ પણ આનંદથી ઘેલી બની જાય છે, અને મનુષ્યોને પણ તેનો નશો ચડે છે. અત્યારે ઊપલી બારીમાંથી ઉનાળાની ધૂળથી આચ્છાદિત આકાશ વિચિત્ર અને સુંદર દેખાતું હતું. પ્રથમ નજરે તે દૂધધોયું સ્વચ્છ ભાસતું હતું. બીજીવાર નજર કરતાં તે ઘેરી ને ઘેરી બનતી જતી નિરાંત નીલ અનંતતામાં લીન થતું લાગતું. પોતાનું નગ્ન સૌંદર્ય વ્યક્ત ન કરતાં તેણે વાદળીઓનો પારદર્શક બુરખો ધારણ કર્યો હતો. તેથી તે કોઈ પ્રેમીની પ્રિયા સમું મોહક લાગતું. સર્જી ગોલોવિને આકાશ તરફ જોયું. મૂછો મરડી, ભારે પોપચાં નીચે ઢંકાયેલી પોતાની આંખો એક પછી એક મીંચકારી, પછી કોણ જાણે કેવી ઊંડી વિચાર ગુફામાં ગરક થઈ ગયો. થોડી વારે તેની આંગળીઓ ઝડપથી સંભાળવા લાગી અને નવીન આનંદની ઊર્મિ તેના મુખ પર તરી આવી. પણ સળગતા અંગારા પર કોઈ ચાલે અને અંગારા તે ઓલવાઈ જાય, તેમ તે આનંદ બૂઝાઈ ગયો. ફક્ત એક પળમાં જરાયે ફેરફાર થયા વગર તેના ગાલની લાલી શબ સમી ફિક્કી પડી ગઈ. વેદનામાં ખેંચી કાઢેલો એક સુંદર વાળ તેણે રક્તહીન આંગળીઓના છેડામાં જોરથી દબાવ્યો. પણ જીવનનો અને વસંતનો આનંદ વધુ પ્રબળ હતો. થોડી જ મિનિટો બાદ તેના મુખપર નવીન લાગણી પથરાઈ અને તેણે વસંતના સ્વચ્છ આકાશ તરફ નજર નાખી.

આકાશ તરફ એવી જ રીતે નજર નાખી રહી હતી એક નમણી યુવતી. એની અટક હતી મુસ્યા. સર્જીથી તે નાની હતી, છતાં તેની ગવિષ્ઠ અને નિષ્ઠાવાન આંખોની મક્કમતા અને ગંભીરતાથી તે તેનાથી મોટી લાગતી. તેની કોમળ ગરદન અને તેના નાજુક હાથ યૌવનની કશીક અગમ્યતાના પ્રતીક સમાં હતાં. તેનો શુદ્ધ સંગીતમય અવાજ સંપૂર્ણ સ્વરયુક્ત કિંમતી વાજીંત્રની સાથે હરીફાઈ કરતો. મુસ્યા ફિક્કી દેખાતી હતી, પણ એ ફિક્કાશ અંતરનાં દવ અંતરમાં જ ભંડારી રાખતી સ્ત્રીસહજ વૃત્તિને આભારી હતી. તાજેતરમાં જ ઉતારેલી વીંટીનો જમણા હાથ પરની ત્રીજી આંગળી પર પડેલો ઊંડો આંકો જોઈ ન શકાય એ રીતે તે પંપાળી રહી હતી. તે સ્વસ્થ ચિત્તે બેપરવાઈથી આકાશ તરફ તાકી રહી હતી. એ સામાન્ય ગંદા ખંડની દરેક વસ્તુ તેના પ્રત્યે વિરોધ દાખવતી હતી અને તેના ચહેરાનું પરીક્ષણ કરી રહી હતી. તે તાકી રહી હતી એ સ્વચ્છ નીલ આકાશ જ માત્ર એવી શુદ્ધ અને સાચી વસ્તુ હતી, જે પર તે શ્રદ્ધાપૂર્વક નજર નાખી શકે.

ન્યાયાધીશો સર્જીની દયા ખાતા હતા, પણ મુસ્યાને તો ધિક્કારતા હતા.

મુસ્યાના અજાણ સાથીની અટક 'વરનર' હતી. તે તેના ઘૂંટણ પર હાથની આંકડી વાળી હાલ્યા ચાલ્યા વિના બેઠો હતો. અજાણે જાણે બીડી દીધું હોય તેવું તેનું મોં જોતાં સજ્જડ બીડેલું કોઠાર યાદ આવતું. તે ભોંય તરફ અનિમેષ જોતો હતો કે ઊંડી લાગણીથી આકુળ હતો, કંઈ વિચારતો હતો કે પોલીસની જુબાની સાંભળતો હતો, તે કહેવું મુશ્કેલ હતું. એનો જરા નીચો બાંધો અને સુંદર પ્રભાવશાળી દેખાવ કંઈ નક્કર તાકાતનો ખ્યાલ પેદા કરતો. નમ્રતા અને વિનય ભરેલા તેના સરળ અને ટૂંકા જવાબ તેના હોઠ પર ભયંકર લાગતા ને બીજા કેદી-

એના અંગ પરનો રિવાજ મુજબનો પોશાક હાસ્યાસ્પદ લાગતો; જ્યારે એના અંગ પર એ જરાય ધ્યાન ખેંચતો નહિ. જાણે એ પોશાકને એની સાથે કાંઇ સંબંધ જ ન હોય બીજાઓ પાસે જ્યારે બોમ્બ અને ભયંકર હથિયારો હતાં, ત્યારે વરનર પાસે ફક્ત એક મામૂલી રિવોલ્વર જ હતી. છતાં ન્યાયાધીશો તેને પકડાયેલા ત્રાસવાદીઓનો નેતા ગણતા હતા. અને તે તેમના તરફ બતાવતો તેવા જ સામાન્ય માનભાવે સૌ તેની સાથે વર્તતા હતા.

તેની જોડેના વાસિલી કાશિરીનના અંતરમા મૃત્યુનો ભય અને તેને દબાવી દઇ, ન્યાયાધીશોથી તે છુપાવવાની પ્રબળ ઇચ્છા વચ્ચે તુમુલ યુદ્ધ ચાલતું હતું. કેદીઓને કોર્ટમાં લાવવામા આવ્યા ત્યારથી તે હૃદયના વધતા ધબકારા દબાવવા મથતો હતો બધોય વખત તેની ભમર પર પરસેવાનાં બિંદુઓ દેખાયા કરતાં હતા તેના હાથ ભીના અને ઠંડા હતા. ભીંજાયેલું ઠંડુ ખમીશ તેના શરીર સાથે ચોંટી ગયું હતું અને તેનુ હલન ચલન મુશ્કેલ બનાવતું હતું. અપાર પ્રયત્ને એણે આંગળાંની ધ્રુજારી રોકી હતી, અવાજમાં દૃઢતા અને નમ્રતા અપનાવી હતી અને નજર શાંત રાખી હતી પોતાની આસપાસ કશું જ તે જોતો ન હતો. તે સાભળતો હતો તે અવાજ પણ જાણે ધુમ્મસ ભેદીને દૂરથી આવતો ન હોય એમ લાગતું હતું. એણે મહાપ્રયત્ને ટટ્ટાર થઇ એ ધુમ્મસમા જ જાણે પ્રયત્નપૂર્વક દૃઢ સ્વરે ઉત્તર આપ્યો; પણ તે બોલી રહ્યો કે તરત જ તેને પૂછાયેલા પ્રશ્નો ને તેના પોતે આપેલા જવાબોથી વિસ્મૃત બની, તે ફરી પાછો પોતાના અંતરમાં ચાલતા ઘોર યુદ્ધમાં ઊતરી પડ્યો. તેના ચહેરા પર મૃત્યુની છાયા એટલી સ્પષ્ટપણે તરી રહી હતી કે ન્યાયાધીશો પણ પોતાની નજર એના પર પડતાંવેંત ખસેડી લેતા હતા સડી રહેલા શબની જેમ તેની પણ ઉંમરનું અનુમાન તારવવું એ એક દુર્ઘટ કાર્ય હતું. તેના કેસના કાગળિયાં પરથી જણાતું હતું કે તે ત્રેવીસ વર્ષનો હતો. એકાદ બેવાર વરનરે તેના ઘૂંટણને હળવેકથી સ્પર્શ કરતાં તેણે ટૂંકો જવાબ આપેલો :

" કંઇ જ નહિ "

શિકારીથી ઘાયલ થયેલા જાનવર માફક રૂંધાયેલ ગળે એકાએક બૂમો પાડવાને તેનું મન બંડ પોકારી ઊઠયું. એ ક્ષણ એને માટે અત્યંત વિષમ હતી. તેણે વરનરને ધીમેથી હડસેલો માર્યો. વરનરે આંખ ઊંચી કર્યા વિના જ ધીમા અવાજે જવાબ દીધો :

" કાંઈ નહિ, વાસ્યા ! એ તો હમણાં પતી જશે ! "

ચિંતાગ્રસ્ત પાંચમી ત્રાસવાદી તાન્યા તેના સાથીઓ પર માતૃસ્નેહભરી દૃષ્ટિની છાયા પાથરી રહી હતી. હજુ તો તે યૌવનને આંગણે પગ મૂકતી હતી તેના ગાલ પણ સર્જે જેવાં સુરખી ભર્યા હતા. છતા તેની ચિંતાની મૃદુ લાગણી, તેનો અગાધપ્રેમ, તેનુ સૌમ્ય વદન, તેનું સ્મિત અને તેનો ભય સુદ્ધાં, તે જેમ જાણે તમામ આરોપીઓની માતા ન હોય એમ દર્શાવતાં કેસના કામકાજમા તેને રસ પડતો નહોતો. તેના સાથીઓનો અવાજ ચડે છે કે નહિ, તેમને ભય લાગે છે કે નહિ, તેમને પાણીની જરૂર છે કે નહિ, તે જાણવા માટે જ તે તેમને ધ્યાનથી સાંભળતી હતી.

પણ વાસ્યા તરફ તે જોઇ શકતી નહિ, કારણ તેની વેદના અત્યંત કારી હતી. પોતાની જાડી આંગળીઓના કડાકા બોલાવી તે મનને સંતોષવા યત્ન કરતી હતી. મુસ્યા અને વરનરને તે ગર્વ અને માનથી જોઇ રહી હતી, અને તેમને જોતા વદન પર ગંભીરતાની ઊંડી લાગણી તરી આવતી હતી. સર્જેનું ધ્યાન પોતાની તરફ ખેંચાય તે માટે તે પોતાના સ્મિત દ્વારા સતત પ્રયાસ કરી હતી તેની આકાશ તરફ જ મંડાયેલી મીંટ જોઇ તેણે મનમાં ને મનમાં ખ્યાલ કર્યો.

" પ્રિય બિરાદર બીજું કંઈ નહિ ને આકાશ તરફ તાકી રહેલ છે, જુઓ તો ખરા ! "

" અને વાસ્યા ? હે ભગવાન ! મારા પ્રભુ !...તેને શી રીતે સાંત્વન આપું ? હું તેની સાથે બોલવા જાઉં ને મામલો કદાચ વધુ બગડે અને તે રડવા જ

મંડી પડે તો ?".

પસાર થતા પ્રત્યેક વાદળનું પ્રતિબિંબ પાડતાં તલાવડીનાં સ્થિર જળની જેમ, તેના સરળ અને ભાવાળુ ચહેરા પર, તેના ચારે સાથીઓની તમામ લાગણીઓ અને વિચારોનું પ્રતિબિંબ પડતું; પછી તે ચાહે તેટલું ક્ષણિક હોય. તેનો પોતાનો ય કેસ ચાલતો હતો અને પોતે પણ ફાંસીની સજા પામવાની છે, એ વાત તો તે ભૂલી જ ગઈ હતી! તેને તેની સહેજ પણ દરકાર ન હતી. દારૂગોળો અને બોમ્બ ખુદ તેના જ ઘરમાંથી મળી આવ્યાં હતાં. અને કદાચ આશ્ચર્ય-જનક લાગશે, પણ પોલિસનો સત્કાર તેણે ગોળીઓથી કરેલો અને એકને તો માથામાંભારે ઈજા કરી હતી.

આઠ વાગે, દિવસના અંત સાથે કેસનો પણ અંત આવ્યો. સર્જી અને મુસ્યાની નજરમાંથી આકાશ ધીરે ધીરે અદ્રશ્ય થયું. તેણે સુરખી ધારણ કરી નહિ. પણ ઉનાળાની સંધ્યાની જેમ-ઝાંખું ભૂખરું થઈ ઠંડું શીતળ બની ગયું. સર્જીએ એક ઊંડો નિઃશ્વાસ નાખ્યો. શરીર મરડ્યું અને બારી તરફ ઊંચે નજર કરી, જ્યાંથી રાતનો ટાઢો અંધકાર પથરાતો જોઈ શકાતો હતો. હજુય હાઢી આમળના રહી તેણે તાન્યા સાથે સ્મિતનો વિનિમય કરીને, ન્યાયાધીશો, સૈનિકો અને તેમનાં શસ્ત્રોને નિરખવાનું ચાલુ રાખ્યું હતું. મુસ્યાને લાગેવળગે છે ત્યાંસુધી તેણે તો સરુજ સંપૂર્ણ આથમી ગયા છતાં પોતાની નજર નીચી કરી જ નહિ. પરંતુ હવે આકાશને બદલે એક ખૂણામાંની સગડીમાંથી આવતી ગરમ પવનની લહરીથી હાલતા કરોળિયાના જાળા પર નજર ઠેરવી હતી. સજા ફરમાવવામાં આવી ત્યાંસુધી તે એજ સ્થિતિમાં બેસી રહી હતી.

ચૂકાદો અપાઈ જતાં તહોમતદારોએ વકીલોની હનપમ, દયાર્દ્ર અને મૂંઝવણભરી નજરને અવગણી તેમની રજા લીધી. એ પછી અદાલતના દ્વાર પાસે તેઓ ક્ષણવાર ભેગાં મળ્યાં અને ટૂંકી વાતચીત કરી લીધી.

"ફિકર નહિ, વાગ્યા! થોડીજ વારમાં બેલ ખલાસ થઈ જવાનો!"

"પણ મને તો કાંઈજ નથી લાગતું, બિરાદર!" વાસિલીએ દૃઢ, શાંત અને લગભગ આનંદિત અવાજે જવાબ આપ્યો. ખરેખર, તેના મુખ પર થોડુંક નૂર આવી ગયું હતું અને તે પહેલાંની માફક શબ જેવું લાગતું નહોતું.

'શેતાનના બચ્ચાઓ! આપણને બધાયને એક સરખી ફાંસીની સજા ફટકારી દીધી!' સર્જી ઠાવકાઈથી બોલ્યો.

'એ તો ધારવા'તા જ ને?' વરનરે જરાયે ક્ષોભ દર્શાવ્યા વિના કહ્યું આવતી કાલે છેવટનો ચૂકાદો અપાશે અને આપણને બધાંને ફાંસીએ ચઢતાં સુધી એકજ કોટડીમાં સાથે પૂરવામા આવશે. તાન્યાએ તેના સાથીઓને આશ્વાસન આપતાં કહ્યું.

## ૩

## "મારે ફાંસીએ નથી ચડવું"

ત્રાસવાદીઓના કેસ પહેલાં, એક પખવાડિયા ઉપર એજ કોર્ટમાં ઈવાન યાનસન નામના ખેડૂતને ખડો કરવામાં આવેલો કેસ ચાલ્યા પછી તેને ફાંસીની સજા થઈ.

ઈવાન યાનસન એક જમીનદારને ત્યાં સાથી હતો અને એ વર્ગના એના અન્ય કંગાલ સાથી કરતાં તે કોઈ પ્રકારે જુદો નહોતો. એસ્થોની-આમાં આવેલા વેસનબર્ગનો તે વતની હતો. થોડાં વરસોમાં જુદાં જુદાં ખેતરોમાં કામ કરી તેણે થોડી પૂંજી ભેગી કરી હતી. રશિયન ભાષાનું તેનું જ્ઞાન અલ્પ હતું. એનો જમીનદાર લાગણીશૂન્ય હતો અને અડોશ-પડોશમાં તેના દેશનું કોઈ વતની ન હોવાથી, લગભગ બે વર્ષ તો તે તદ્દન ખામોશ જ રહ્યો હતો. માણસ કે જાનવર કોઈનેય સંબોધીને તે હરફ સુદ્ધાં ઉચ્ચારતો નહિ. તે આળસુની જેમ લથડતી ચાલે ચાલતો. મૂંગો મૂંગો ઘોડાને પાણી પાવા લઈ જતો. અને પછી ડચકારો ય કર્યા વિના તેને બાંધી દેતો. ઘોડો નાસી છૂટવા જોર કરતો, ત્યારે ય યાનસન મોઢે એક શબ્દ પણ ન બોલતો, પરંતુ કસાઈની જેમ લાંબા ચાબૂક વડે તેને ફટકારતો. દારૂથી તેનું ઠંડું ક્રૂર જડસીપણું

ક્રોધમા ફેરવાઈ જતુ તેના ચાબૂકનો સગકો ને છાવરીમાંની ભોય પર, તેની લાકડાની પાવડીઓનો તાન ૧૬ કે'શ અવા ૮, છેક ફામ-હાઉસ, સુધી સભળાતો ઘોડાને ફટકારવા બદલ જમીનદાર પડેલા તો યાનસનની ખબર લઈ નાખતો પણ આથી તે સુધર્યો નહિ, એટલે તેણે એ પ્રયત્ન છોડી દીધેલો

મહિનામા એકાદ બે વાર, ખાસ કરીને તો તેના માલિકને વળાવવા તે સ્ટેશને જતો ત્યારે, યાનસન ખૂબ હાંચતો માલિક રેલગાડીમા ચઢી જાય એટલે યાનસન થોડે દૂર ઊભા રહી ગાડી ઊપડવાની રાહ જોતો

પછી એ સ્ટેશને પાછો ફરતો, અને પીઠામા જઈ ઢીચતો ૯ ૧૨ બાદ સાત માઈલના આખા યે રસ્તે બિચારા ઘોડાને નિર્દયતાપૂર્વક ફટકારી ખૂબ દોડાવતો, એસ્થોનિયન ભાષામા ન સમજાય તેવા વાક્યો બબડતો અને ગાતા ખેતરે પાછો ફરતો કેટલીક વાર મૂગા મૂગા દાત પીસી અવર્ણનીય ક્રોધ પીડા ઉન્માદ વગેરે લાગણીઓના વંટોળે પ્રેરેલા ગાંડપણમા તે જાણે આંધળો બની જતો યાથી પસાર થતા લોકો પર એ નજર પણ ન નાખતો ન તેમનુ અપમાન કરતો માત્ર ધૂઆંફૂઆં થતો આંટા માર્યા કરતો

યાનસનના માલિકે એને વહેલો જ કાઢી મૂક્યો હોત, પણ તે ભારે પગાર માગતો નહિ એતો ઠીક પણ એના બીજા સાથી કંઈ તેનાથી વધુ સારા તો નહોતા જ

એક દિવસ તેને એસ્થોનિયન ભાષામા લખેલો એક પત્ર મળ્યો તે પોતે તો વાચીલખી જાણતો નહિ, અને પડોશમા પણ કોઈ તે ભાષા જાણતુ નહિ તેથી તેણે એ કાગળ એકાદ અડબંગની જેમ નિસંકોચપણે ખાતરના ઢગલામાં ફેંકી દીધો, કેમ જાણે તના દેશના સમાચાર લાવનાર એ પત્ર હતો તેનુ ય તેને ભાન ન હોય કદાચ ઓરતની જરૂરીઆતને વશ બની, ખેતરમા કામ કરવા રાખેલી છોકરી તરફ તે ભાવ બતાવવા જતો પરંતુ તે નમળો અને નીચા બાંધાનો હતો અને તેના મો પર બિહામણા ચાઠા હતા તેથી તે છોકરીએ તેને તરછોડ્યો અને ત્યાર પછી તેણે ય છોકરીને કદી છેડી નહિ

યાનસન બોલતો થોડુ પણ તેના કાન સરવા હતા બરફથી આચ્છાદિત ખેતરોમા મરફથી ઢંકાયેલી નાની કબરો જેવી ઢગલા ખાતરની ઢેરીઓ તરફ તે કાન માંડતો, એ લોકોની વાતચીતમા આવતી ખૂન-લૂટ અને આગની કહાણીઓ ધ્યાનથી સાંભળતો

ગામમા એ રાતે દેવળનો નાનો ઘટ ધીમા રડતા સૂરે વાગવા લાગ્યો ને ભડકાઓ દેખાયા બદમાશો કોણ જાણે ક્યાથી આવી પહોંચ્યા ને પાસેના ખેતરમા લૂટ ચલાવી તેમણે ઘરધણી ને તેની પત્નીને મારી નાખી ઘરને આગ લગાડી હતી

આ બનાવ પછી આસપાસ બધે ભય વ્યાપી ગયો રાત દિવસ કુત્તાઓ છૂટા રાખવામા આવતા માલિક પથારી પાસે બદૂક રાખતો તેણે યાનસનને પણ એક જૂની બદૂક આપવાનો વિચાર કર્યો પણ યાનસને તે જોઈ ડોકુ ધૂણાવી ના પાડી માલિકને ખબર ન હોતી કે યાનસન ટોટાવાળી બદૂક કરતા પોતાના ફિનલેન્ડના છરા પર વધારે ભરોસો રાખતો હતો

'આ બદૂક ચલાવવા જતા તો હુ જાતે જ મરી જઉ !' તેણે કહ્યુ

"તારામા તો રામ જ નથી !" માલિક બોલ્યો

પણ શિયાળાની એક સાંજે, જ્યારે બીજો સાથી સ્ટેશને ગયો હતો ત્યારે બદૂકથી યાનસને લૂટ અને ખૂન કર્યા અને બળાત્કાર કરવા પ્રયાસ કર્યો ખરુ તેણે આશ્ચર્યજનક સફાઈથી કર્યું નોકરને રસોડામા પૂરી ઊંઘમાં ચાલનારા માણસની જેમ તેણે પાછળથી આવી માલિકની પીઠમા ઘા કર્યા માલિક બેભાન થઈને પડ્યો અને તેની પત્ની બૂમો પાડતી ખંડમા આમતેમ દોડવા લાગી યાનસન દાતિયા કરતો, હાથમા છરો રાખી પેટીઓ અને કબાટના ખાનાઓ તપાસવા મડ્યો તેને પૈસા તો જડ્યા પછી માલિકની પત્નીને પહેલીવાર જોઈ હોય તેમ કશો વિચાર કર્યા વગર, બળાત્કાર કરવા ધસ્યો પણ તેનો છરો પડી ગયો, અને તે સ્ત્રી તેનાથી વધુ બળવાન નીવડી તે યાનસનની સામે થઈ એટલુ જ નહી પણ તેને લગભગ ગુગળાવી નાખ્યો એટલામા જ માલિકને ભાન આવ્યુ અને નોકર રસોડાનુ બારણુ

તોડી બહાર આવ્યો. યાનસન ભાગ્યો. એક કલાક પછી તેને પકડવામાં આવ્યો, ત્યારે તે છાપરીના ખૂણામાં બેસી ઓલવાઈ જતી દીવાસળીઓ ચેતાવવા મથતો હતો ને ખેતરમાં આગ લગાડવા મથતો હતો.

થોડા દિવસો બાદ માલિક મરણ પામ્યો. યાનસન પર કેસ ચાલ્યો અને તેને ફાંસીની સજા થઇ. કોર્ટમાં શું ચાલે છે તેનું તેને ભાન જ ન હતું. તે મોટા દમામદાર ખંડને કૌતુક વિના જોતો હતો. ને પાતળી આંગળીથી જરા યે ઘૃણા કે સંકોચ વગર નાક સાફ કરતો હતો. એને રવિવારે દેવળમાં જોનારને ખ્યાલ આવે કે આ માણસ પણ ટાપટીપ કરી જાણે છે. તેણે રાતો ગૂંથેલો ગલપટો પહેર્યો હતો.. તેના વાળ કોઈ ઠેકાણે કાળા અને વ્યવસ્થિત લાગતા હતા, તો કોઈ ઠેકાણે વળી ઉજ્જડ ખેતરમાંનાં ઝાંખરાં જેવી ગુંચળીઓ હતી.

ફાંસીની સજા ફરમાવવામાં આવી ત્યારે યાનસન એકદમ ઉશ્કેરાઈ ગયો. તે રાતોચોળ બની ગયો અને ફાંસો ખાતો હોય તેમ ગલપટાને છોડવા ને બાંધવા લાગ્યો. પછી તેણે હાથથી અર્થહીન ચેષ્ટા કરી સજા ફરમાવનાર મુખ્ય ન્યાયાધીશને કહ્યું:

"તે કહેતી'તી જ કે મને ફાંસીએ લટકાવવો જોઇએ."

"તે? તે કોણ?" ઊંડા ધીમા સ્વરે મુખ્ય ન્યાયાધીશે પૂછ્યું.

યાનસને મુખ્ય ન્યાયાધીશ તરફ આંગળી ચીંધી તેની સામે ઊડતી નજર નાખી ક્રોધમાં કહ્યું:

"તું જ!"

"શું?"

યાનસને ફરીથી બીજા ન્યાયાધીશને મિત્ર કલ્પી કહ્યું: "તે કહેતી'તી જ કે મને ફાંસીએ ચડાવવો જોઇએ. મારે ફાંસીએ નથી ચડવું."

"આરોપીને લઈ જાવ."

પણ યાનસન ફરીથી દૃઢતાથી બોલ્યો: "મને ફાંસી ન થવી જોઇએ."

ને આંગળી ઊંચી કરી પોતાના ઉશ્કેરાયેલા ચહેરાને ગંભીરતા અર્પવા તે નિષ્ફળ પ્રયાસ કરતો હતો.

તે ચક્રમ જેવો લાગતો હતો. તેને દોરી જતા ચોકીદારે કહ્યું: "ખરેખર, તું અવ્વલ નંબરનો બાયલો છે. ખરેખર!"

"મારે ફાંસીએ નથી ચડવું" યાનસને હઠપૂર્વક ફરીથી કહ્યું. જે કોટડીમાં તેણે મહિનો પસાર કર્યો હતો, તે પરિચિત કોટડીમાં જ તેને પૂરવામાં આવ્યો. તેને દરેક ચીજ—મારપીટ, દારૂ, બરફથી ઢંકાયેલી કબરો, ગામડાંની નાની ઉજ્જડ ટેકરીઓ શી, પરિચિત લાગતી. તેણે પોતાની પથારી અને જાળી તરફ જોયું. અને પછી ખાઇ લીધું. તેને હર્ષ થયો. તેણે સવારથી કાંઇ પણ ખાધું નહોતું. કોર્ટમાં ચાલેલો કેસ તેને પસંદ પડ્યો નહિ. તેના વિશે શું ધારવું તેની તેને સમજ પડી નહિ. ફાંસીએ લટકીને 'મરવાનું' કેવું હશે તેનો તેને કાંઈ ખ્યાલ નહોતો.

ધમકાવતો હોય એવા અવાજે ચોકીદારે કહ્યું: "સંભાળજે, તને ફાંસી મળી છે".

"હેં?. મને ક્યારે લટકાવશે" યાનસને અવિશ્વાસ દર્શાવતાં પૂછ્યું. ચોકીદારે વિચાર કર્યો, ને પછી તે બોલ્યો; "થોભ ભાઈ, તારે જોઈનારો જોઈએ: તારા જેવા એક ટચુકડા માનવી ખાતર તેઓ જાતને તકલીફ આપે તેવા નથી."

"પણ મને ક્યારે?" યાનસને સમય જાણવા હઠ કરી.

તેને એકલાને લટકાવવા માટે તેઓ કોઇ તકલીફ લે એમ નથી—એ વાતથી એને આનંદ થયો. અને આ વાત તો એક બહાનું જ છે, એમ તેને લાગતું. ખરેખર તે એમ ધારતો કે તેની ફાંસી મોકૂફ રહેશે અને તેને માફી મળશે.

ચોકીદાર બોલવા લાગ્યો: "એ તે કાંઈ કૂતરાને મારવાનો સવાલ નથી કે છાપરી પાછળ લઈ જઇ એક ઘાએ ખલાસ કરી દેવાય! તારે એમ મરવું છે, નામર્દ?"

"ના, ના, એવું તો મને પસંદ જ નથી!" આનંદપૂર્વક યાનસને જવાબ આપ્યો : "એણે મને કહ્યું તું જ કે તને ફાંસીએ ચડાવવો જોઇએ... પણ મારે – મારે ફાંસીએ નથી ચડવું."

તેની જીંદગીમાં કદાચ પહેલી જ વાર તેણે મૂર્ખની જેમ દાત કાઢી ભયંકર અટ્ટહાસ્ય કર્યું. તે વખતે તે 'ક્રાક ક્રાક' કરતી બતક જેવો દેખાતો હતો. ચોકીદારે યાનસન સામે આશ્ચર્યપૂર્વક જોયું અને ભમરો ચઢાવી ફાંસીએ ચડનાર માણસનો આ મુર્ખા-ઇભર્યો આનંદ જોયલું અને ફાસીનું અપમાન કરતો હતો, તેમની મજાક ઉડાવતા જેવો હતો! બુઢ્ઢા ચોકીદારને તો જેલના નિયમો પ્રકૃતિના અચલ કાયદા સમા લાગતા હતા. તેણે આખું જીવન જેલમાં પસાર કર્યું હતું. છતાં તેને અચાનક જણાયું કે જેલ અને જીવન બધું યે ગાંડાની ઈસ્પિતાલ જેવું છે, અને પોતે ગાંડાઓનો સરદાર છે!

"શેતાન તારી ખબર લે!" તેણે જમીન પર થૂંકીને કહ્યું : "દાંત શેનો કાઢે છે? આ કાંઈ પીઠું નથી."

"મારે.... મારે ફાંસીએ નથી ચડવું. હા! હા! હા!" યાનસને હસવું ચાલુ રાખ્યુ.

"પિશાચ!" ચોકીદારે ચાળો મારતા કહ્યું.

આ પછીની આખી સંધ્યા યાનસન શાંત અને કાંઇક ખુશ હતો. તે "મારે ફાંસીએ નથી ચડવું"–ના જપ કરતો હતો. એ વાક્યમાં તેને અચળ શ્રદ્ધા બેઠી હતી. તેથી તેને ચિંતાનું કાંઈ કારણ ન હતું. પોતાનો ગુનો તો તે ક્યારનો યે ભૂલી ગયો હતો. ઊલટું, શેઠાણી પર બળાત્કાર કરવામાં સફળ ન થયો તેનો તે શોક કરતો હતો. પણ થોડી જ વારમાં તેના વિચારોના તરંગો શમી ગયા

દરરોજ સવારે યાનસન તેને ક્યારે ફાસીએ લટકાવવાનો છે એમ પૂછતો અને ચોકીદાર દર વખતે ચીડાઇને જવાબ દેતો :

"તારો કાળ ભરાઈ ચૂક્યો છે." અને યાનસન હસે એ પહેલાં તે ઝપાટા બંધ ચાલ્યો જતો.

રોજના આ સવાલ–જવાબથી યાનસનને વિશ્વાસ બેઠો હતો કે તેને ફાંસી દેવાશે જ નહિ. તે આખો દિવસ પથારીમાં પડી, બારણેથી છવાયેલાં ઉજ્જડ ખેતરો, પીઠું, સ્ટેશન વગેરે દૂરથી પ્રકાશભરી વસ્તુ એનાં ઝાંખાં સ્વપ્નાં સેવતો. તેને જેલમાં ઠીક ખાવાનું મળતુ, ને તે જાડો ય થયો હતો.

"હવે તે મને જરૂર ચાહશે" પોતાના શેઠની પત્નીનો વિચાર આવતાં તે બબડ્યો. "હવે તો હું એના ધણી જેટલો જ જાડો થયો છું."

તેને ફક્ત એક જ ઈચ્છા હતી—દારૂ પી, ઘોડો દોડાવતા રસ્તા પર ફરવાની.

જેલમાં બધે ત્રાસવાદીઓ પકડાયા તેની ખબર ફેલાઈ ગઈ. એક દિવસે યાનસને તેનો સનાતન પ્રશ્ન પૂછ્યો, ત્યારે ચોકીદારે ખીજાઇને ટૂંકામાં કહ્યું :

"હવે થોડી વાર છે. હું ધારું છું, અઠવાડિયામાં...."

યાનસન ફીક્કો પડી ગયો. જાણે તેને ઊંઘ આવતી હોય તેમ તેની સ્વચ્છ આંખો ઘેરાવા લાગી.

"મશ્કરી કરે છે?" તેણે પૂછ્યું.

"પહેલાં તું રાહ જોઈ શકતો નહોતો, હવે હું જવાબ આપું છું, ત્યારે તને મશ્કરી લાગે છે. અહીં હાંસીઠઠ્ઠા પાલવે એમ નથી. તને મશ્કરીઓ સૂઝે છે, અમને એ પસંદ નથી." ચોકીદારે ગુમાનપૂર્વક કહ્યું, ને પછી તે જતો રહ્યો.

સાંજ પડી ત્યારે યાનસન લેવાઇ ગયો હતો થોડા દિવસથી તેની ચામડી સુંવાળી થઈ હતી, હવે તે સંકોચાઈ ગઈ, તેમાં ઝીણી ઝીણી હજારો કરચલીઓ પડી ગઈ. તેના મસ્તકનું ડોલન, તેના હાથનો ચાળો, તેનાં પગલાં વગેરે જાણે ઊંડો અભ્યાસ કરી શીખવાની ભારે મહેનતની ક્રિયાઓ હોય તેમ, ધીમાં પડી ગયાં. રાતના યાનસન પથારીમાં પડ્યો, પણ તેની આંખ મીંચાઇ નહિ. સવાર સુધી તે ઉઘાડી હતી

"ઓહ!" બીજે દિવસે ચોકીદાર તેને જોઇને

બોલી ઊઠયો.

કોઈ વિદ્વાનની માફક નવી શોધ કરી હોય તેવો સંતોષ તેના મોઢા પર દેખાતો હતો. તેણે ઉતાવળ કર્યા વિના કેદીને ધ્યાનપૂર્વક તપાસ્યો. હવે બધું રિવાજ અનુસાર બનતું હતું. શેતાને શરમનો અંચળો ઓઢયો હતો, જેલની અને ફાંસીની પવિત્રતાનો વિજય થયો હતો. ચોકીદાર ડોમાએ ઉદારતા અને કરુણા દર્શાવી: "તારે કોઇને મળવું છે?"

"શા માટે ?"

"વિદાય લેવા વળી, તારી માને, કદાચ તારા ભાઇને."

"મને ફાંસીએ નથી ચડવું." યાનસને કતરાતી નજરે ચોકીદાર સામે જોઈ ધીમેથી કહ્યું. "મને ફાંસીએ ચડવાની મરજી જ નથી."

ચોકીદાર અવાચક બની તેની સામે જોઈ રહ્યો.

યાનસન સાંજે જરા શાંત થયો. દિવસ સાધારણ હતો. વાદળાંથી છાયેલું શિયાળાનું આકાશ હંમેશની જેમ ઝળકતું હતું. ઘરમાંથી આવતાં પગલાં અને વાતચીતનો અવાજ પણ પરિચિત હતો. આજ સુધી તો આ બધું જોઇ, પોતાને ફાંસી દેવાશે એવો ખ્યાલ જ તેને આવતો ન હતો. પહેલાં તેને રાત અંધારી નીરવ ક્ષણ જેવી લાગતી. સૂવાના સમયની સૂચના આપતી હોય એમ લાગતું. પણ હવે, તેને રૂઢિના ગૂઢ અને તોફાની તત્ત્વનું ભાન થયું. મૃત્યુને અવગણવા સારુ માણસને પગલાં, અવાજ, પ્રકાશ—દરરોજની માફક સાધારણ લાગવાં જોઈએ. અત્યારે તેને દરેક ચીજ અસાધારણ લાગતી હતી, મૌન અને મૃત્યુના પડછાયા જેવી લાગતી હતી. મૃત્યુની કૂચ રોકાય એવી ન હતી. તેનું આગમન તે અનુભવી રહ્યો હતો. તે બેભાનપણે સમજણ વિના ફાંસીનું પ્રથમ પગથિયું ચડી રહ્યો હતો.

દિવસ અને રાત્રી વારાફરતી તેને આશા અને ભય આપતાં. ત્યાં એક સાંજે તેને ખબર પડી કે ત્રણ દિવસ પછીની સવારે સૂરજ ઊગતાં તેનું મૃત્યુ આવશે. અત્યાર સુધી તેનું મન આશા—નિરાશા વચ્ચે ઝોલાં ખાતું હતું.

તેણે મૃત્યુ વિશે વિચાર કર્યો ન હતો. તેને મન તે નિરાકાર હતું. પણ હવે તેને લાગ્યું કે તેની કોટડીમાં તેણે પ્રવેશ કર્યો છે. અને તે તેને ઢૂંઢવા ફાંફાં મારે છે. તેનાથી નાસી છૂટવા તે દોડવા લાગ્યો.

કોટડી નાની હતી તેથી તે ખૂણામાંથી પાછો વચમાં ધકેલાયો. છૂપાવાને કોઇ જગ્યા તેને જડી નહિ. ભીંતો સાથે તેણે કેટલીય વખત શરીર અફાળ્યું; એક વખત બારણા પર ધસારો કર્યો. તે લથડયો અને જમીન પર ઊંધે માથે પટકાયો. મોતનો પંજો તેને દબાવતો હતો. જમીન સાથેના કાળા ડામર લગોલગ સજ્જડ મોં રાખી, તેણે ભયમાં ચિચિયારીઓ પાડી. ચોકીદારોએ દોડી આવી તેને ઉઠાડયો અને પથારીમાં બેસાડી ઠંડુ પાણી છાંટયું. તો પણ તેણે બન્ને આંખ ખોલવા હિંમત કરી નહિ. તેણે એક આંખ અડધી ઉઘાડી અને કોટડીનો સ્વચ્છ ખાલી ખૂણો જોઈ ચિચિયારીઓ પાડવી શરૂ કરી.

પણ ઠંડા પાણીએ અસર કરી. પેલો બુઢ્ઢો ચોકીદાર તેના માથા પર બાપ જેવી માયાથી થાબડવા લાગ્યો. ચેતનની ઝણઝણાટીએ મૃત્યુના વિચારને હાંકી મૂકયો. યાનસને બાકીની રાત ગાઢ નિદ્રામાં ગાળી. તે જોરથી નસકોરાં બોલાવતો ચત્તોપાટ સૂતો હતો. તેની અર્ધમીંચી આંખમાં ધોળા, કીકી વિનાના, સ્થિર, ચેતનહીન ડોળા દેખાતા હતા.

દિવસ અને રાત, અવાજો અને પગલાંઓ, કોબીજનો શેરવો—બધું યે તેને અકારું લાગતું હતું. તે વિચિત્ર આશ્ચર્યમાં ડૂબી ગયો. મન નબળું પડી ગયું હતું. તે પ્રકાશ અને કોબીજની વાસનો, બે દિવસ પછી આવનારા મૃત્યુ સાથે, સંબંધ જોડી શકતો નહિ. તેને કાંઈ વિચાર આવતો નહિ. તે કલાકો પણ ગણતો નહિ. જીવન–મૃત્યુનો આ વિરોધાભાસ તેને મૂંઝવતો હતો. તે મૂક ભયનો શિકાર બન્યો હતો. આજે જીવન, આવતી કાલે મૃત્યુ? તે કાંઇ ખાતો નહિ, તે જરા યે ઊંઘતો નહિ. આખી રાત તે પગની આંટી વાળી સ્ટૂલ પર ભયગ્રસ્ત બેસી

રહેતો, અથવા મૃદુ પગલે કોટડીમાં આમતેમ આંટા મારતો. તેનું મોં ઉઘાડું રહેતું તેથી તે આશ્ચર્યચકિત લાગતો. તદ્દન સામાન્ય વસ્તુ પણ તે હાથમાં લેતા પહેલા શંકાની નજરે તપાસતો.

"તે મૂઢ બની ગયો છે હવે તેને મોતની ઘડી સુધી કાંઈ લાગશે નહિ" ચોકીદારે અનુભવી નજરે જોયું અને પછી તપાસ કરી : "યાનસન, સાંભળે છે કે અમથા ?"

'મારે ફાંસીએ નથી ચડવું" શુષ્ક અવાજે યાનસને જવાબ આપ્યો. તેનું નીચલું જડબું ભૂલું થઈ ગયું હતું

"તેં ખૂન ન કર્યું હોત તો તને ફાંસીએ ન ચડાવત." અમલદારનો પોશાક પહેરેલા એક જુવાને તેને ઠપકો દેતાં કહ્યું. તે મુખ્ય જેલર હતો "તેં ચોરી કરવા ખૂન કર્યું અને હવે તને ફાંસીએ ચડવું ગમતું નથી!"

'મારે ફાંસીએ નથી ચડવું" યાનસને ઉત્તર આપ્યો.

"વારુ, તારે ના ચડવું હોય તો તું જાણે અમારે તેની સાથે લેવાદેવા નથી. નકામો બકવાદ કરવાને બદલે તું તારી મિલકતની વ્યવસ્થા કરી નાખે તો વધુ સારુ. તારી પાસે કાંઈક તો હશે જ ને?"

"તેની પાસે કાંઈ જ નથી. એક ખમીસ ને બે સુરવાળ અને રુંવાટીવાળી એક ટોપી!"

આમ ને આમ ગુરુવાર સુધી સમય વીતી ગયો. ગુરુવારે મધરાતે યાનસનની કોટડીમાં કેટલાક માણસોએ પ્રવેશ કર્યો. ખભે-પટીવાળો કોટ પહેરેલા માણસે કહ્યું

"તૈયાર થા, ચાલ, જવાનો વખત થયો."

યાનસને તેની સનાતન આળસુ ગતિએ કપડાં પહેર્યાં અને ગળે બંધાતો ગળપટો બાંધ્યો. તે કપડાં પહેરતો હતો, ત્યારે પટીવાળો કોટ પહેરેલો માણસ સીગારેટ પીતાં પીતાં બોલ્યો "ઉંહું, કેટલો ગરમાવો છે! હવે તો વસંત બેઠી છે ને!" યાનસનની આંખો મીંચાઈ. તે ઊંઘથી ઘેરાયેલો હતો. દારોગાએ બૂમ પાડી "ચાલ, ચાલ! જલદી કર! પાછો ઊંઘવા મંડ્યો?"

ચમકીને યાનસન ટટાર થયો.

"મારે ફાંસીએ નથી ચડવું," તેણે ઊંઘમાં હોય એમ કહ્યું.

ને પછી ખભા હલાવી, તાબે થઈ ચાલવા લાગ્યો. ચોગાનમાં વસંતની ઠંડી હવાએ તેના પર અજબ અસર કરી, તેનું નાક દદડવા લાગ્યું. સૈનિકોએ નીચા વળી, તલવારો ખખડાવતા અંધારા વાહનમાં પ્રવેશ કર્યો. યાનસને તેનું નાક આરને આરતે આંગળીથી લૂછ્યું અને બરોબર ન બાંધેલો ગલપટો સમો કર્યો

## ૪
## "અમે ઓરેલવાસીઓ"

જે કોર્ટે યાનસનનો કેસ ચલાવ્યો હતો, તે જ કોર્ટે એલેઝ જીલ્લાના ઓરેલ તાલુકાના મિશ્કા ઝિગાને નામના ખેડૂતને ફાંસીની સજા ફેરી હતી તેનો એ લો આરોપ લૂંટ અને તે પછી કરેલાં ત્રણ ખૂનને લગતો હતો. તેના માટે પરાક્રમો હતા તેના પૂર્વ જીવન વિષે કોઈને ખબર ન હતી. પણ તેણે બીજાં સંખ્યાબંધ ખૂનોમાં ભાગ લીધો હતો, એ માનવાને કંઈક અંશે સાચાં કારણો હતાં. તેણે સંપૂર્ણ સહૃદયતા અને નિખાલસતાથી પોતાને એક "ધાડપાડુ" તરીકે ઓળખાવ્યો તેમાં રહેલો કટાક્ષ પોતાને ગર્વથી બહારવટીઆ તરીકે ઓળખાવનારાઓને આઘાત પહોંચાડે એવો હતો. તેના છેલ્લા ગુનાની વિગતો તે ખુશીથી વર્ણવી. પણ તેના પૂર્વજીવન માટે સહેજ ઉલ્લેખ થતાં તે કહેતો :"જાવ, પૂછો પેલા ખેતરમાં વાતા વાયરાને ?"

અને જવાબ માટે કોઈ જક કરતું ત્યારે ઝિગાને દમામદાર ગંભીર દેખાવ ધારણ કરતો.

"અમે ઑરેલવાસીઓ, બધાયે ગરમ મિજાજના. અમે તો દુનિયાના લુંટારુઓના યે દાદા!" તે ગંભીરતા પૂર્વક અને શાણપણથી કહેતો.

તેની મુખમુદ્રા ઉપરથી અને તેની ચોરી કરવાની ટેવને લીધે લોકોએ તેનું નામ 'ઝિગાને' પાડયું હતું. તે એકવડા બાંધાનો અને વિચિત્ર શ્યામવર્ણો હતો. તેના ગાલનાં હાડકાં પર "તાર્તરો"ના મોં પર તરી આવે છે એવા પીળા ડાઘા હતા. તેની આંખના ડોળા ફેરવવાની રીત ઘોડા જેવી હતી. તેની નજર ઝડપી હતી. તેમાં ઊંડી કુતૂહલવૃત્તિ હતી, જે ભયજનક લાગતી. જે વસ્તુઓ પર તેની નજર ફરતી તે વસ્તુઓ તેને પોતાના તત્ત્વનો કાંઈ અંશ અર્પણ કરતી હતી, તેથી તેમાં કાંઈ ઊણપ લાગતી. તેની નજરે ચડેલી સીગારેટને લેવા જતાં, જાણે તેના મોંમાંથી લેવી પડતી હોય એમ, સૌ કોઈ ખચકાતું. તેનો સ્વભાવ બહુરૂપી હતો. તે ઘડીકમાં વળ ચડાવેલા, ચુંથાયેલા, કરચલીઓવાળા રૂમાલ જેવો જણાતો, તો ઘડીકમાં તણખા ઝરતી ફૂલકણી જેવો લાગતો. તે પીડાની માફક ડોલ ભરેલું પાણી સામટું પી જતો.

ન્યાયાધીશો તેને સવાલ પૂછતા ત્યારે તે માથું ઝડપથી ઊંચું કરી અચકાયા વગર સ્વસ્થતાથી જવાબ દેતો :

"વાત ખરી છે."

કોઈ કોઈ વાર તે ભાર દર્શાવવા અક્ષરને બેવડાવતો.

ભર કોર્ટે, એક વાર, તે ચમકીને કૂદ્યો, ને તેણે મુખ્ય - ન્યાયાધીશને કહ્યું : "મને સીટી બજાવવાની રજા આપો."

"શા માટે?" ન્યાયાધીશે આશ્ચર્યસહિત પૂછ્યું.

"સાક્ષીઓ કહે છે કે, મેં મારા મિત્રોને નિશાની કરી. મેં એ કેવી રીતે કરી તે તમને બતાવું. બહુ મઝાની અજબ રીત છે."

જરા મિજાજ કરી ન્યાયાધીશે તેને રજા આપી. ઝિગાને બન્ને હાથની બબ્બે એમ ચાર આંગળીઓ મોંમાં ઘાલી ક્રોધથી ડોળા ફેરવવા લાગ્યો, અને કોર્ટનો સેથર હવાવાળો ખંડ આખો ખરેખરી જંગલી સીટીથી ગાજી ઊઠયો. એ અર્ધમાનુષી અને અર્ધ પાશવી અવાજમાં શું નહોતું? તેમાં ઘાયલ થયેલાંની મૃત્યુ-વેદના હતી. ખૂનીનો જંગલી હર્ષ હતો. ઇમદાદીને આહ્વાન હતાં. કરુણ એકાંત હતું, અંધકાર હતો, પાનખરની વરસતી રાત હતી.

ન્યાયાધીશે હાથ હલાવ્યો અને ઝિગાનેએ હુકમ સમજી સીટી બંધ કરી. ભારે દુરારાધ્ય સૂર વગાડી સફળતાની ખાત્રી સહિત કોઈ કલાકાર બેસી જાય, તેવી અદાથી તે બેસી ગયો. તેણે ડગલાથી ભીની આંગળીઓ લૂછી, સંતોષથી પ્રેક્ષકો તરફ નજર કરી.

"ભારે ધાડપાડુ!" એક ન્યાયાધીશે કાન ખંજવાળતાં કહ્યું. પણ ઝિગાને જેવી જ 'તાર્તરી' આંખવાળો બીજો ન્યાયાધીશ સ્વપ્નો રચતો હોય તેમ, દૂર જોતો હતો. તેણે સ્મિત કરી ઉત્તર આપ્યો : "ખરેખર મજાની રીત છે."

ન્યાયાધીશોએ જરાયે કરુણા કે સંકોચ બતાવ્યો વિના ઝિગાનેને મૃત્યુની સજા ફરમાવી.

"ખરેખર મારે લાયક!" ઝિગાનેએ એ સજા જાહેર કરવામાં આવી ત્યારે કહ્યું, અને ચોકી કરતા સૈનિક તરફ ફરી તેણે બહાદુરી બતાવતાં કહ્યું "ચાલ, આગળ થા, બાયલા! તારી બંદૂક જોરથી પકડજે; નહિ તો બંદો ક્યારેક એ ખેંચી લેશે!"

સૈનિકે ગંભીરપણે તેના તરફ બ્હીતાં નજર કરી. તેણે તેના સાથી તરફ આંખથી ઈસારો કર્યો અને બંદૂક ચાલુ છે કે નહિ તેની તપાસ કરી; સાથીએ પણ તેમ કર્યું. આખે રસ્તે સૈનિકો ચાલવાને બદલે ઊડતા હતા. તેઓ આ કેસમાં એટલા ધ્યાનમગ્ન થઈ ગયા હતા કે રસ્તાનું, હવાનું કે તેમની જાતનું પણ તેમને ભાન ન હતું.

મિશ્કા ઝિગાને પણ યાનસનની માફક ફાંસીએ ચડતાં પહેલાં જેલમાં સત્તર દિવસ રહ્યો.

નાસી જવાના, સ્વતંત્ર થવાના અને નવું જીવન જીવવાના વિચારમાં સત્તર દિવસો તો એક દિવસ જેટલી ઝડપથી પસાર થયા. દિવાલો, જાળીઓ અને નજરને દૂર જતાં અવરોધતી પાડાસમી બારીઓ વચ્ચે રૂંધાયેલો ઝિગાનેનો વ્યાકુળ બંડખોર આત્મા તેના મગજમાં જોરથી આગ પ્રગટાવતો હતો.

છૂટકારો મુક્તિ અને નવજીવનની મૂર્તિઓ તેના ગંજેરી મગજમાં, વરાળમાં ફરદી ફરતી હોય તેમ ફરતી હતી, અને ત્યારે તે તેજસ્વી પણ અસ્પષ્ટ લાગતી એ ઘૂમતી ત્યારે એકબીજા સાથે અથડાઈ વણોવાઈ એકરૂપ થઈ, એક લક્ષ્ય તરફ ખેંચાતી હતી. તે અબાધિત વેગથી, આંખે અંધારાં આવે એવી ગતિથી પસાર થતી ઘોડાની માફક ઝિગાને કલાકો સુધી હવાને સૂંઘતો અને તેને તેના શ્વાસમાં કાથીની, ભડકાની, ગાઢ ધુમાડાની ગંધ લાગતી. તે તેની કોટડીમા ભીંતો તપાસતો. આંગળીઓથી તેનો સ્પર્શ કરતો માપતો; દૃષ્ટિથી છતને વીંધતો અને મનમા સળીઓ વહેરતો ભમરડાની જેમ ઘૂમતો હતો. તેનો આ હિલચાલ, તેના પર બારીમાંથી નજર રાખનાર સૈનિકને ત્રાસ આપતી હતી. તેણે ઝિગાને પર ગોળી છોડવા કેટલીય વાર ધમકીઓ આપી હતી.

રાતે ઝિગાને થોડા વખત બંધ પડેલ યંત્રની જેમ, ચેતનમય છતા સ્થિર થઈ હાલ્યાચાલ્યા વિના, ગાઢ નિદ્રા લેતો. પણ તે જાગતાવેંત આનંદમા આવી પોતાની યોજનાઓ ઘડતો. તેને માટે ફાંફા મારતો જરૂરી અવલોકનો કરતો તેની હથેળીઓ હમેશાં સૂકી અને ગરમ રહેતી. પણ કોઈ વખત, અચાનક જાણે કોઈએ મોટું, ઓળખી નહિ એવું, ચામડીને ચીરી નાખે એવું બરફનું ગચ્ચું છાતીએ ન મૂક્યું હોય, તેમ તેનું હૃદય ઠંડું પડી જતું. આવા સમયે તેનો કુદરતી શ્યામ ચહેરો વધુ શ્યામ દેખાતો. તેના પર કાંસા જેવી નીલી છાયા પથરાતી. પછી તો તેને વિચિત્ર લત લાગી તેણે કોઈ અત્યંત મીઠી વાનગી ખાધી હોય તેમ તે હોઠ ચાટતો; દાંત દબાવી સિસકાર કરી મોંમાં ભેગી થયેલી લાળ જમીન પર થૂંકતો ને તેના વિચારો એટલા વેગથી દોડતા હતા કે તેની જીભ તેમની ગતિ પકડી શકતી નહિ, ને તે શબ્દો અધૂરા બોલતો.

એક દિવસે મુખ્ય દરોગો એક સૈનિક સહિત તેની કોટડીમાં દાખલ થયો. તેણે લાળથી ખરડાયેલી જમીન પર કરડી નજર કરી તોછડાઈથી કહ્યું: "જો તો, એણે કોટડી કેવી ગંદી કરી મૂકી છે!"

એના જેટલી જ તોછડાઈથી દારોગાએ, ફાંસીઆની જગ્યાએ તેની નીમણૂંક કરવાની શક્યતાની વાત કરી. ઝિગાને દાંત કાઢી હસવા લાગ્યો:

"એમ ત્યારે! તમને બીજું કોઈ ના જડ્યું? વાત છેક નાખી દેવા જેવી નથી. લોકોને બસ ફાંસીએ લટકાવે જ જવું. હા! હા! ગરદનો તૈયાર છે અને દોરડાં પણ તૈયાર છે. છતાં લટકાવનાર જ ન મળે! એ પણ ઠીક."

"તને જીવતો રાખશે"

"હું ય જાણું છું કે મરી ગયા પછી ફાંસીયો ના થઈ શકું."

"ચાલ જવા દે: હા કે ના!"

"પણ અહીં ફાંસીએ કેવી રીતે ચડાવે છે? હું ધારું છુ કે તેઓ છૂપી રીતે માણસોને દૂંપો દે છે"

"ના તેઓ સંગીત સાથે લટકાવે છે", મુખ્ય દારોગાએ પ્રત્યુત્તર આપ્યો.

"નામરદ! સંગીત તો જોઈએ જ.... આવું"

અને તે બેહૂદા સ્વરે ગાવા લાગ્યો.

"તું તો ગાંડો થઈ ગયો છે, દોસ્ત!" દારોગાએ કહ્યું: "ચાલ, બરાબર જવાબ દે. તારો છેવટનો શો વિચાર છે?"

ઝિગાનેએ દાંત કાઢ્યા, ને બોલ્યો: "આટલી ઉતાવળ છે? થોડા વખત પછી આવજો, ત્યારે હું તમને કહીશ"

અને ઝિગાનેની આંખ સામે, તરવરતી, તેને મૂંઝવતી અસ્પષ્ટ છબીઓની અંધાધૂંધીમા એક નવીન વિચાર ઉભરાયો. પોતે ફાંસીઓ થાય તો કેવી મજા પડે? તેણે કલ્પનાચિત્ર દોર્યું. પોતે લાલ ખમીસ પહેર્યું છે, હાથમાં કુહાડો પકડ્યો છે, ને માંચડા પર લટકાવેલા કાળા ઠીંગુજીઓ આગળ રોફથી ચાલે છે. સૂર્યના પ્રકાશમા માથાઓ ચળકે અને કુહાડાની ધારપર તેનાં કિરણો આનંદથી રમે છે દરેક વસ્તુનો આનંદ ઊભરાઈ જાય છે. હર્ષ છલકાઈ

જાય છે....ગાંમડેથી ખેડૂતો આ પ્રસંગ નિહાળવા શહેરમાં આવ્યા છે. અને લોકોનાં ટોળાં પાછળ ગાડાંઓ અને ઘોડાઓનાં નાક દેખાય છે. દૂર દૂર બેનરો જણાય છે....

ઝિગાનેએ હોઠ ચાટ્યા અને તે જમીન પર થૂંક્યો. તેને અચાનક લાગ્યું કે તેની રૂંવાટીવાળી ટોપી કોઈએ તેના મોં પર દબાવી દીધી છે. બધું અંધકારમય બની ગયું છે. તેનો શ્વાસ રૂંધાય છે. તેનું હૈયું બરફનો ગઠ્ઠો થઈ ગયું છે. તેના શરીરમાં ઠંડી કંપારી છૂટે છે.

એ વખત ફરીથી મુખ્ય દારોગો આવ્યો. ઝિગાનેએ ફરી દાંત કાઢી જવાબ દીધો: "તમે કેટલા અધીરિયા છો ! બીજી કોઈ વખત આવજો ને."

છેવટે એક દિવસે જ્યારે તે બારી પાસેથી પસાર થતો હતો ત્યારે ચોકીદારે તેને કહ્યું: "કાળમુખા કાગડા, તેં મોકો ગુમાવ્યો. તેમને તો બીજો માણસ મળી ગયો."

"તને ભૂત ભરખે ! તું જાતે જ ફાંસીએ થા !" ઝિગાનેએ જવાબ આપ્યો. અને આ ધંધાની જાહોજલાલી વિશેનાં સ્વપ્નાંઓ તેણે છોડી દીધાં.

પણ જેમ અંત પાસે આવતો હતો, ફાંસીનો દિન વધુ ને વધુ સમીપ આવતો હતો તેમ પેલી નુકીલી બીકનો વેગ વધતો હતો. અમલ બનતો હતો. ઝિગાને એ જોવા, થોભવા ઇચ્છતો હતો, પણ તે પ્રબળ પ્રવાહ તેને કાંઈ પણ પકડવા ન દેતાં તાણમાં ઘસડી જતો હતો; એક એક વેદનું વમળમાં સપડાઈ હતી. તેની નિદ્રા અશાંતભરી હતી. પેલા નવા, આકારહીન, કઢંગા, ચોરસ રંગેલા સ્વપ્નાંઓ જેવાં સ્વપ્નો તેના વિચારો કરતાંય વધુ વેગથી ઘૂમતાં હતાં. હવે ઊંઘ પડતો ન હતો, પણ અનંત ઊંચાઈથી કાળો કેર વરસતો હતો; રંગોની સૃષ્ટિમાં ઘૂમરીઓ થતી હતી, દોડધામ થતી હતી. પહેલાં ઝિગાને મૂછોની કાળજી લેતો, પણ જેલમાં તેને દાઢી ઉગાડવાની ફરજ પડી હતી. તેની દાઢી ટૂંકી, કાળી અને લાંબા ઝુંપરાવાળી હતી. તેથી તે બેહૂદ

ગેપ જેવો દેખાતો. કોઈ કોઈ વખતે તેનું મગજ ખરેખર ચસકતું. તે ખરબચડી, સપાટી વગરની ભીંતોને સ્પર્શવા ફાંફાં મારતો; કોટડીમાં બેભાનની જેમ આંટા મારતો. હમેશાં તે ઘોડાની માફક ખૂબ પાણી પીતો.

એક સાંજે બત્તીઓ પેટાવવામાં આવી રહી હતી ત્યારે, તેણે કોટડી વચ્ચે પશુની જેમ હાથ પગ પર પડી, વરુના જેવી ચીસો પાડવા માંડી. જાણે કાંઈ અગત્યની ક્રિયા કરતો હોય તેમ ગંભીરપણે તેણે એમ કર્યું. ફેફસાં ફુલાવીને તે ઊંડા શ્વાસ લેતો હતો. અને ધીમે ધીમે લાંબી થડકાતી ચીસ સાથે પાછો કાઢતો હતો. તે ભમરો ગૂંથી ધ્યાનપૂર્વક પોતાની તરફ કાન માંડતો, તેના અવાજનો થડકાર જરા દંભી લાગતો હતો. તેની બૂમો સ્પષ્ટ ન હતી. તેની ચીસ જંગલી જાનવરના જેવા અવાજે દરેક સૂરને છૂટા પાડી, અવર્ણનીય વેદના અને ત્રાસનો ખ્યાલ આપતી.

ઓચિંતો તે થોડી મિનિટો સુધી થંભી ગયો. અને ઊભો થયા વિના શાંત રહ્યો. તે જમીન સાથે વાત કરતો હોય તેમ ધીમેથી બોલવા લાગ્યો: "પ્યારા દોસ્તો, ભલા દોસ્તો...પ્યારા દોસ્તો...... ભલા દોસ્તો......દયા કરો......દોસ્તો !" તે એક શબ્દ બોલતો અને તેને ધ્યાનથી સાંભળતો. તે પછી તે કૂદ્યો અને એક કલાક સુધી અશ્લીલ ગાળો અને સોગનોનો અસ્ખલિત પ્રવાહ વહેવડાવવા લાગ્યો: "જહાંનમમાં જાવ હરામીઓ !" તેણે બૂમો પાડી લોહી ચઢેલા ડોળા ફેરવ્યા: "મને ફાંસીએ ચઢાવવાનો હોય તો ચઢાવી દો. તેના બદલે......કાળમુખાઓ !"

ચોકી કરતો સૈનિક ધોળો પૂણી જેવો થઈ ગયો. અને શ્વાસ ને બીકથી રડી પડ્યો. તેણે બારણે બંદૂકની નળી ઠોકી રડતા અવાજે કહ્યું: "હું તને ઠાર મારીશ ! ખુદાના કસમ, સાંભળે છે ! હું તને ગોળીએ દઈશ."

પણ ગોળી છોડવાની તેનામાં હિંમત નહોતી. અને આગે ય સામે ન થાય ત્યાંસુધી ફાંસી પામેલા કેદી પર તેઓ ગોળી છોડી શકતા નહિ. ઝિગાને

દાંત કચકચાવી, ગાળ દઈને થૂંક્યો.

જીવનને મૃત્યુથી છૂટી પાડનાર સરહદ પર મૂકવામાં આવેલા તેના મગજનો માટીના ઢેફાની જેમ ભૂક્કો થઈ ગયો હતો.

રાતે તેઓ તેને ફાંસીએ ચડાવવા માટે લઈ જવા આવ્યા, ત્યારે તેનામાં કાંઈક ચેતન આવ્યું. તેના ગાલ પર જરા સુરખી આવી, તેનીઆંખમાં જરા જંગલી પણ સાધારણ નૂર ચમકવા લાગ્યું તેણે અમલદારને પૂછયું :

"અમને કોણ લટકાવશે? પેલો નવો માણસ? શું એટલામાં તે ટેવાઈ ગયો?"

"તારે તેની પંચાત કરવાની જરૂર નથી." અમલદારે જવાબ આપ્યો.

"શું મારે પંચાત ન કરવી? મારે ફાંસીએ લટકવાનું છે. આપ નામદારને નહિ! દોરડાના ગાળામાં સાબુ બરાબર લગાવજો, તેનો ખરચ તો સરકાર આપે છે."

"હું તને જીભ સખણી રાખવા કહું છું."

"આ માળો જેલનો બધો યે સાબુ વાપરી નાખે છે. જુઓ તો એનું ડાચું કેવું ચળકે છે" મુખ્ય દારોગાને ચીંધી ઝિગાનેએ કહ્યું.

"ચૂપ!"

"સાબુ બરોબર લગાવજે!" બોલી તે એકદમ હસવા લાગ્યો. તેના પગ થીજી ગયા. છતાં ચોગાનમાં આવ્યો ત્યારે તેણે બૂમ પાડી : "એઈ! અલ્યા! અમે એ, મારી ગાડી આગળ લાવ!"

## ૫

## "તેને ચુંબન કરી શાંત રહેજે"

પાંચ ત્રાસવાદીઓ સામે પંચનો આખરી મત જાહેર થયો, તેજ દિવસે તેને મંજુર રાખવામાં આવ્યો. સજા પામેલાને ફાંસીનો દિવસ જણાવવામાં આવ્યો નહોતો. પણ તેઓ અગાઉથી જ ધારતા હતા કે તેમને રિવાજ મુજબ તેજ રાતે અથવા મોડામાં મોડાં બીજા દિવસની રાતે લટકાવવામાં આવશે. બીજે દિવસે જ્યારે તેમને સગાંસંબંધીઓને મળવાની રજા આપવામાં આવી ત્યારે તેમણે જાણ્યું કે શુક્રવારે પ્હો ફાટતાં ફાંસી દેવાની હતી.

તાન્યાને પામેતું કોઈ સગું ન હતું. તે નાના રશિયામાં રહેતાં કેટલાક સગાંઓને ઓળખતી, પણ જેમને કદાચ તેની કે તેની આ સજાની ખબર નહોતી. મુસ્યા અને વરનરે પોતાની ઓળખાણ આપી નહોતી: તેથી તેઓ કોઈને મળવા ઇચ્છિતાં ન હતાં ફક્ત સર્જી અને વાસિલી તેમનાં કુટુંબને મળવા ઇચ્છતા હતા. મેળાપનો સમય પાસે આવતો હતો: તેથી તેઓ ડરતા હતા. પણ તેઓ છેલ્લી વારની વાતચીત અને આખરી ચુંબન નકારવા અશક્ત હતા.

સર્જી આ મુલાકાતનો વિચાર કરતાં દિલગીર થતો. તે પિતા અને માતાને ખૂબ ચાહતો હતો. તેમને તે થોડા સમય પહેલાં જ મળ્યો હતો. અને હવેના મેળાપ વખતે શું થશે તેના વિચારથી ગભરાતો હતો. કાળથી – જીવનથી વિખૂટી પડેલી આ થોડી પળો કરતા રાક્ષસી ફાંસીનું ગાંડા બનાવી દે એવું ચિત્ર કલ્પનાને વધુ સતેજ કરતું. શું કરવું? શું બોલવું? હાથ મિલાવવા? ભેટવું? 'કેમ છો બાપુ? એમ પૂછવું? પરંતુ આવા વર્તનની ધૈર્યભરી અમાનુષી, રાક્ષસી નિરર્થકતા તેને ગભરાવી નાખતી.

સજા બાદ, તેમને બધાંને, તાન્યાની ધારણા મુજબ, એક કોટડીમાં પૂરવામાં આવ્યાં નહિ માતાપિતાને મળ્યો ત્યાંસુધી, સવાર સુધી સર્જી કસરત, સ્નાન વદને, ટૂંકી દાઢીને આમળતો આમળતો કોટડીમાં આમતેમ આંટા મારતો હતો. કોઈ વખતે તે થોભતો, અને પાણીમાં ઘણો વખત સુધી રહેલા તરનારની જેમ, શ્વાસ લઈ ફેફસાં ફુલાવતો. છતાં તે પૂરતો તંદુરસ્ત હતો; સુપુષ્ટ, યૌવનભર્યો હતો; તેથી સિતમ અને વેદનાભરી પળોમાં પણ તેનું લોહી, બરોબર ફરતું હતું. તેના ગાલ લાલીથી છવાયલા હતા, અને તેની વાદળી આંખમાં હંમેશનું નૂર ટકી રહ્યું હતુ.

દરેક કાર્ય સર્જી ધારતો હતો તેના કરતાં વધુ સારી રીતે પાર પડ્યું. મુલાકાત માટે રાખેલા ખંડમાં

પ્રથમ પ્રવેશ તેના પિતાએ કર્યો. નિકોલાસ સર્જીવિચ નિવૃત્ત થયેલો કર્નલ હતો. તેની દરેક વસ્તુ શ્વેત હતી. વદન, વાળ, હાથ એક સરખાં શ્વેત હતા. બ્રશથી સાફ કરેલો જૂના કોટમાંથી ડામરની ગોળીની વાસ આવતી હતી. કોલરના પટા નવા લાગતાં હતા. તેણે ટટાર થઈ માપસર દૃઢ પગલે પ્રવેશ કર્યો. અને સૂકો શ્વેત હાથ લંબાવી મોટે સ્વરે કહ્યું:

"કેમ છે, સર્જી?"

તેની પાછળ સર્જીની માતા ટૂંકે પગલે દાખલ થઈ. તેના મુખ પર વિચિત્ર સ્મિત ફરકતું હતું. તેણે પણ પુત્ર સાથે હાથ મિલાવી મોટેથી કહ્યું: "કેમ છે, મારા લાડકા?" ને એમ બોલીને સર્જીને ચુંબન કરી અવાચક બની બેસી ગઈ.

સર્જી ધારતો હતો તેમ તે તેના શરીર પર લથડી પડી નહિ, રડવા કે ડૂસકાં કરવા લાગી નહિ. બોલ્યા વિના, તેને ચુંબન કરી બેસી ગઈ. ધ્રૂજતા હાથે તે કાળા રેશમી પોશાકની કરચલીઓ સમી કરવા લાગી.

સર્જીને ખબર ન હતી કે આ મેળાપનો નાટ્ય-પ્રયોગ કરવા પાછળ કર્નલે આખી રાત ગાળી હતી. "આપણે આપણા પુત્રની છેલ્લી ઘડીઓ હળવી કરવી જોઈએ અને નહિ કે વધુ દુઃખદાયી," કર્નલે નિર્ણય કર્યો હતો. અને આવતી કાલની મુલાકાત માટે એકેએક વાક્ય ને ચેષ્ટાનો સંભાળ પૂર્વક વિચાર કર્યો હતો. દરેકની તુલના કરી હતી. પણ રાતભરના તે નાટ્ય-પ્રયોગ દરમ્યાન એ કોઈ વાર મુંઝાઈ જતો અને શું કહેવાનું છે તે ભૂલી જઈ સોફાના ખૂણામાં પડી રડતો. સવારમાં તેણે તેની પત્નીને કેમ વર્તવું તેની સમજણ પાડી:

"સૌ પહેલાં તેને ચુંબન કરજે અને પછી શાંત રહેજે." તેણે આગળ ચલાવ્યું: "તું પછીથી બોલી શકશે...થોડી વાર પછી, પણ ચુંબન કર્યા પછી ચૂપ રહેજે. તેને ચુંબન કર્યા પછી તરત જ બોલતી નહિ, સમજી? નહિ તો, તું કાંઈને બદલે કાંઈ બાફી મારશે."

"હું સમજું છું, નિકોલાસ સર્જીવિચ!" માતાએ અશ્રુ સાથે કહ્યું.

"અને રોતી નહિ. પ્રભુ તને તેમ કરતાં બચાવે. રડીશ નહિ. જો તું રડશે તો તેનું હૃદય ચીરાઈ જશે!"

"પણ તમે જાતે જ કેમ રડો છો?"

"શું અહીં તારી આગળ પણ કોઈએ ન રડવું? પણ ત્યાં તારે રડવાનું નથી, સાંભળ્યું?"

"બહુ સારુ, નિકોલાસ."

ડોસો અને ડોસી મૂંગાં મૂંગાં ટૂંટિયું વાળીને ગાડીમાં બેસીને નીકળ્યાં. શહેરના આનંદી કોલાહલ વચ્ચે તેઓ તો તેમના જ વિચારમાં ડૂબેલાં હતાં. મેળાનો એ સમય હતો, અને રસ્તાઓ ધાંધલીઆ ટોળાંઓથી ખીચોખીચ હતા.

તેઓ બેઠાં. કર્નલે જમણો હાથ ડગલા બહાર કાઢ્યો. તેનો દેખાવ પ્રસંગાનુસાર ગંભીર હતો. સર્જી ક્ષણેક બેસી રહ્યો. તેની દૃષ્ટિ તેની માતાના કરચલી-વાળા મુખ પર ઢળી. તે એકદમ ઊભો થયો.

"બેસી જા, મારા બેટા!" માતાએ વિનતિ કરી.

"બેસી જા, સર્જી!" બાપે ફરીથી કહ્યું.

તેઓ શાંત થયાં. માતાના મુખપર વિચિત્ર સ્મિત હતું.

"અમે તારે માટે કેટલી ધમપછાડ કરી, સર્જી? તારા બાપુએ..."

"એ બધું નિરર્થક હતું, મા!"

કર્નલે દૃઢતાથી કહ્યું: "ભાઈ અમારી એ ફરજ હતી. એમ અમે ન કરીએ તો તને લાગે કે માબાપે તરછોડી મૂક્યો."

તેઓ પાછાં મૂંગાં રહ્યાં. તેઓ એક અક્ષર બોલતાં પણ ડરતાં. તેમને લાગતું કે દરેક શબ્દનો ખરો અર્થ નાશ પામ્યો છે અને હવે તેનો એક જ અર્થ થાય છે—મૃત્યુ. સર્જીએ ડામરની ગોળીની વાસવાળો સ્વચ્છ ડગલા તરફ જોયું. એને વિચાર આવ્યો: 'અત્યારે મેર તેમની પાસે કોઈ ચાકર નથી. એમણે જાતે જ કોટ સાફ કર્યો હશે. કેટલી વિચિત્ર વાત! મેં એમને કોટ સાફ કરતા કદી જોયા નથી. કદાચ સવારમાં એ કામ કરતા હશે.' ઓચિંતા તેણે

પૂછ્યું : ' એનને સારું છે ને ?"

"નિનોચકાનેઅમેતો કશા ખબર આપ્યા નથી." જલ્દીથી માતાએ જવાબ દીધો

કર્નલે કડક થઈ તેને રોકી

"જૂઠું બોલવાથી શું ફાયદો? તેણે બધું વાચ્યું છે...સર્જી! ભલે જાણે . બધું...તેની જાતે ..સમજે છે...અને .."

તે બોલી ન શકવાથી અવાચક રહી. એકદમ માતાનો ચહેરો સેવાઈ ગયો, તેમાં મુંઝવણ જણાઈ. તે બેબાકળી દેખાવા લાગી. તેની નૂર ઊડી ગયેલી આંખો ગાંડા જેવી ફાટેલી હતી. તેનો શ્વાસ ઘુંટાતો હતો.

"સર ..સર...સર...સર" તે હોઠ હલાવ્યા વિના બોલવા લાગી.

"સરજી-"

"ઓ બાપ!"

"કર્નલે એક ડગલું ભર્યું" પોતે કેટલો ફિક્કો અને ભયભર્યો લાગે છે, તેની તેને ખબર ન હતી, તે ધ્રૂજતો હતો. તેણે પરાણે દઢતા ધારણ કરી તેની પત્નીને કહ્યું :

"શાંત થા. એને રિબાવ નહિ, એને રિબાવ નહિ ! એને મરવાનું જ છે...એને રિબાવ નહિ!"

માતા બીકથી શાંત પડી ગઈ, છતાં કર્નલ ફરી ધ્રૂજતા હાથ છાતીએ દબાવી બોલ્યે જતો હતો : "તેને રિબાવ નહિ!"

તેણે એક ડગલું પાછું ભર્યું અને ડગલાના આગળના ગજવામાં હાથ નાખ્યો, તેના હોઠ ફિક્કા હતા. તેણે પરાણે શાંતિ ધારણ કરી મોટે સાદે પૂછ્યું : "કયારે..."

"આવતી કાલે સવારે" સર્જીએ જવાબ આપ્યો.

મા હોઠ કરડતી હતી. તે કાંઈ સાંભળતી ન હોય તેમ શૂન્યમનસ્ક જમીન તરફ જોતી હતી.

"બેટા સર્જી, નિનોચકાએ તને ચુંબન કરવા કહ્યું છે!"

આ સરળ વાક્ય બોલતાં પણ તે હોઠ કરડતી હતી.

"તેને ય મારા વતી ચુંબન કરજો!" સર્જીએ કહ્યું.

"જરૂર! શ્વૉરટવોએ તને સલામ કહાવ્યા છે .."

"એ કોણ ? હા. .બરાબર.."

કર્નલે વચમાં કહ્યું : "ચાલ, હવે અમે જઈશું, ચાલો વખત થયો, ઊઠો."

બે માણસોએ મૂર્છા ખાતી સ્ત્રીને પકડી લીધી.

"એને વિદાય આપ!" કર્નલે આજ્ઞા કરી: "એને તારા આશીર્વાદ આપ!"

તેણે કહ્યા પ્રમાણે માતાએ બધું કર્યું. પણ તેના ઉપર ક્રોસની સંજ્ઞા કરતાં તે ભાન વગર બબડવા લાગી : "ના...એમ નહિ...ના...એમ નહિ!"

"કલ્યાણ થાવ, સર્જી!" પિતાએ કહ્યું. તેમણે હાથ મિલાવ્યા અને આછાં પણ અંતરનાં ચુંબનનો વિનિમય કર્યો.

"તમે .." સર્જીએ શરૂ કર્યું.

"કેમ ?" પિતાએ હેડકી ખાતાં પૂછ્યું.

"ના, એમ નહિ, ના ના! હું શું કહું ?" માતા માથું ધુણાવી બબડી

તે પાછી બેસી ગઈ, તે લથડતી હતી

"તમે..."સર્જીએ આગળ ચલાવ્યું. એટલામાંજ તેનો ચહેરો બાળકના જેવો વીલો પડી ગયો, તેણે રોતી સૂરત ધારણ કરી, તેની આંખમાં અશ્રુ ઊભરાઈ આવ્યાં તેણે ઝળઝળિયાંમાંથી તેના પિતાનો ફિક્કો ચહેરો જોયો.

"બાપુ, તમે તો બહાદૂર છો .."

"શું કહે છે ? તું શું કહે છે?" કર્નલે મુંઝાઈને પૂછ્યું. અચાનક તે હતાશ થઈ પુત્રના ખભા પર માથું ઢાળી લથડી પડયો બન્ને જણા

એકબીજાને પ્રેમભર્યાં, ચુંબનોથી નવરાવવા લાગ્યા. પિતા પુત્રના માથાના આછા વાળ પર ચુંબન કરતો, પુત્ર પિતાના ડગલા પર ચુંબન કરતો.

"અને હું?" કોઇએ ખોખરા સાદે પ્રશ્ન કર્યો.

તેમણે ઊંચું જોયું. માતા ઊભી થઈ. માથું પાછળ ઝુકાવી તે તેમને ક્રોધથી-તિરસ્કારથી જોઈ રહી હતી.

"પાછું તને શું થાય છે?" કર્નલે બૂમ મારી.

"અને હું?" ગાંડાની જેમ જોરથી માથું ધુણાવતી તે બબડી: "તમે એક બીજાને ભેટો છો અને હું? તમે માણસો છો, કેમ ખરુંને? અને હું? અને હું?..."

"માડી!" કહેતો સર્જી તેના બાહુમાં સમાયો.

કર્નલે આખરી વેળા કહ્યું: "તારા મૃત્યુપર મારા આશીષ વરસજો, સર્જી! હિંમતથી મરજે, અમલદારને છાજે એવી રીતે?"

અને તેઓ ગયાં...પાછા ફરી, ભીંત તરફ મુખ રાખી સર્જીએ પથારીમાં પડતું મૂક્યું, ને સૈનિકો ન જુએ તેમ લાંબો સમય રડ્યો.

વાસિલી કશિરીનની મા તેને મળવા એકલી આવી હતી. તેના પૈસાદાર વેપારી બાપે તેની સાથે આવવા ના પાડી હતી. જ્યારે તે ડોસી દાખલ થઈ ત્યારે, વાસિલી તેની કોટડીમાં આંટા મારતો હતો. ગરમી હોવા છતાં તે શરદીથી ધ્રૂજતો હતો. વાતચીત ટૂંકી અને દુઃખદાયી હતી.

"તારે નહોતું આવવું, મા! શા માટે આપણે એ...ક બીજાને દુઃખ દેવું જોઈએ?"

"આ બધું શાને માટે કર્યું, વાસ્યા? તેં આમ કેમ કર્યું, મારા બેટા! પ્રભુ! પ્રભુ!"

ડોસીએ ગળે બાંધેલા કાળા રૂમાલથી આંસુ લૂછ્યાં અને રડવા માંડ્યું.

તે ભણી હતી. તેને તેના પુત્રોની વાતમાં સમજણ પડતી નહિ. તેથી વાસિલી તથા તેનો ભાઈ તેના તરફ ઉદ્ધત વર્તન રાખતા. વાસિલીએ ઊભા થઈને ધ્રૂજતાં ધ્રૂજતાં દરદાઝીમાં કહ્યું:

"મને ખાત્રી હતી. હું જાણતો'તો જ કે આમ થવાનું. તને એમાં કાંઈ સમજ ન પડે, મા! તને શી સમજ પડે?"

"સારુ મારા બેટા, તને શું થાય છે? તને શરદી થઈ છે?"

"હા, શરદી થઈ છે," વાસિલીએ જવાબ આપ્યો. અને તે ઉશ્કેરાયેલા વદને વારંવાર કરડી નજરે ડોસી તરફ જોતો આંટા મારવા લાગ્યો.

"તને શરદી થઈ છે, બેટા:..."

"ઓહ! તુ તો શરદી શરદી કરે છે, પણ થોડા વખત પછી તો..."તેણે નિરાશાદર્શક ચેષ્ટા કરી.

માતા ડૂસકાં ભરવા લાગી.

"મેં તારા બાપને કહ્યું, એને મળવા જાવ, એ તમારો દીકરો છે, તમારું લોહી છે. તેને વિદાય દઈ આવો.' પણ તેણે માન્યું જ નહિ."

"શેતાન એની ખબર લે. એ તે કંઈ બાપ છે? એ તો જીંદગીભરનો બદમાશ છે. હજુ એ એવો ને એવો જ રહ્યો છે!" વાસ્યા બોલ્યો.

"છતાં યે, વાસ્યા! તારો તો એ બાપ છે ને..." ડોસીએ ઠપકો દેતા માથું હલાવ્યું.

દશ્ય હાસ્યજનક અને ત્રાસદાયી હતું. ધસી આવતા મૃત્યુ સમક્ષ મા—દીકરો ક્ષુલ્લક વાર્તાલાપમાં સમય ગાળતાં હતાં. લગભગ રડતા સાદે વાસિલીએ શોકમય વાતાવરણને ભેદતી પોક મારી: "જો તને સમજાતું. તેઓ મને ફાંસી દેવાના છે, ફાંસીએ લટકાવવાના છે! તને સમજણ પડી? હા...કે ના?"

"પણ તેં ખૂન શા માટે કર્યું?" ડોસીએ મોટે સ્વરે પૂછ્યું.

"મારા પ્રભુ! તું શું કહે છે? પશુઓને પણ લાગણી હોય છે. હું તારો દીકરો ખરો કે નહિ?"

તે બેસી ગયો અને રડ્યો. તેની મા પણ રડી. પણ ધસી આવતા મૃત્યુનો સામનો કરતા તેઓ પરસ્પર પ્રેમભર્યું આશ્વાસન આપી શક્યાં નહિ. તેમાં

આમ દિલને ટૂંફ આપે તેવાં ન હતા, ડંખ હતાં.

"તું મને પૂછે છે હું તારી માં છું કે નહિ? તું મારા પર ગાળોનો ધોધ વરસાવતો, છતાં આ થોડા દિવસોમા હું સાવ ધોળી પૂણી જેવી બની ગઈ છું."

"બહુ સારું. મને માફ કરજે, હું રજા લઉં છું. મારા ભાઈઓને મારા વતી ભેટજે."

"શું હું તારી મા નથી? મને તારા માટે દુઃખ નહિ થતું હોય?"

છેવટે તે છૂટી પડી તે એટલું રડતી હતી કે તેને રસ્તો પણ સૂઝતો નહોતો. જેમ જેમ તે જેલથી દૂર જવા લાગી, તેમ તેમ તેનો અશ્રુપ્રવાહ વધતો ગયો. જે શહેરમા તે જન્મી હતી, મોટી થઈ હતી, ઘરડી થઈ હતી, તે શહેરની વસ્તીમાં તેણે ડગલાં માંડ્યા—તેમા તે ડૂબવા લાગી તેણે એક નિર્જન બાગમાં પ્રવેશ કર્યો અને એક ભીના બાંકડા પર બેસી પડી.

ઓચિંતો તેને ખ્યાલ આવ્યો આવતી કાલે એ લોકો મારા દીકરાને ફાંસીએ લટકાવશે! તે ચમકી ઊભી થઈ. બૂમો મારવા લાગી. ને દોડવા પ્રયાસ કર્યો, પણ તેને તમ્મર આવ્યા. જમીન પર ફસડાઈ પડી ઠરેલા બરફથી રસ્તો ભીનો અને લપસણો બન્યો હતો. તેથી તે ફરી ઊભી થઈ શકી નહિ. ફાંડા પર ભાર દઈને તે બેઠી થઈ. પણ ફરી પાછી પટકાઈ. તેમાં ભૂખરાં મેલાં લટીઆં દબાવતો, કાળો માથે બાંધેલો, ગળાનો રૂમાલ તેના માથા પરથી સરી ગયો. તેને લાગ્યું કે તે તેનાં કુટુંબ લઈ જીજવે છે. હા, એને હમણાં જ પરણાવ્યો હતો.

તેણે દારૂ પીધો હતો ને તે નશામાં હતી.

"મારાથી નથી ઊઠાતું! અરે ભગવાન, નથી ઊઠાતું મારાથી!"

અને તે માથું ધુણાવી બબડવા લાગી...તેણે બહુ પીધો હતો...તે જમીન પર આમ-તેમ ઘસડાતી હતી......છતાં તેઓ તેને પીવા માટે દારૂ આપતા ...પાછો દારૂ... વળી પાછો દારૂ.. અને તેને દારૂડીઆની જેમ હસવાની અને જંગલીની જેમ નૃત્ય કરવાની ઉન્માદભરી ઈચ્છા સ્ફુરી આવી. પણ તેઓ તેના હોઠોમા એક પછી એક દારૂની પ્યાલી ઠલવતો હતા...એક પછી બીજી.!

## ૬

## કાળની ખંજરી

જે બંદીખાનામાં ફાંસી પામેલા ત્રાસવાદીઓને પૂરવામાં આવેલા હતા, ત્યાં એક જૂની ઘડીઆળવાળું ટાવર હતું. દર કલાકે, અડધા કલાકે, પા કલાકે, દેશ છોડી દૂર દૂર જતાં પક્ષીઓના અવાજ જેવા મૃદુ, અનંત, શોકભર્યા સૂરે ટકોરા થતા. દિવસના વખતે, આ વિચિત્ર, એકલતાભર્યું સંગીત શહેરના ઘોંઘાટમાં અને બંદીખાનાની આસપાસના રસ્તાઓની ધમાલમાં ડૂબી જતું. ટ્રામગાડીઓ ખખડાટ કરતી, ઘોડાના ડાબલા સંભળાતા. દૂરથી પસાર થતી મોટરના હોર્નનો કર્કશ અવાજ આવતો.

મેળો પાસે આવતો હતો. તેથી પરાંના ખેડૂતો શહેરમાં ગાડી હાંકી પૈસા કમાવા આવ્યા હતા, નીચા રશિયન ઘોડાની ઘંટડીઓ રણકી ઘોંઘાટમાં વધારો કરતી. અને ખરા તહેવારના આ દિવસોની વાતચીત નશાની વાસમા તરબોળ આનંદથી અને હાસ્યથી છલકાતી હતી. વાતાવરણ પણ સમયને અનુકૂળ હતું. વસંત ઋતુ હતી, બરફ ઓગળ્યો હતો, રસ્તો ગંદા કાદવથી રગદોળાયેલો હતો. રસ્તા પરના વૃક્ષોનો રંગ કાળો પડી ગયો હતો. દરિયાપરથી ઉમળકાભર્યો પવન ભેજવાળી લહરીઓ સાથે વાતો હતો. તાજી હવા અનંતતામાં પ્રસરતી હતી.

રાતે સૂર્યના જેવો પ્રકાશ પાડતા વીજળીના દીવાઓ તળે રસ્તો શાંત હતો. સપાટ ભીંતોવાળું જબ્બર બંદીખાનું અંધકાર અને નીરવતામાં ડૂબ્યું હતું. નીરવતા અને અંધકારનો બંધ તેને સદા સજીવ-ચેતન-શહેરથી છૂટું પાડતો હતો. તેઓ અપાર્થિવ, ધીમા, વિચિત્ર સૂરના જન્મ અને મૃત્યુ વખતે થતા કલાકોના ટકોરા સાંભળતા - પારદર્શક કાચના મોટાં બિંદુઓસમા કલાકો અને મિનિટો અમિત ઉંચાઈ-

એથી, કોઈ ધાતુનાં વાસણ પડતાં હોય તેમ, મંદ રણકાર ઉપજાવતા. કોઈ કોઈ વાર તેઓ ઊડતા પંખીઓ જેવા લાગતા.

કોટડીઓમાં ફક્ત આ એકજ અવાજ અહર્નિશ આવતો. અને જાણે છાપરું વીંધતો હોય અથવા પત્થરની દિવાલો કોરતો હોય તેમ નીરવતામાં ભંગાણ પાડતો. કોઈ વાર આ બંદીઓ તેને ભૂલી જતા અથવા સાંભળતા નહિ અથવા કોઈવાર શોકાતુર બની તેની રાહ જોતા. જાણે શાંતિને દ્રોહી ગણી આ અવાજમાં જ—આ અવાજ ખાતર જ જીવન ગાળતા હતા. જેલર, જડ અને કડક કાયદાઓ ખાસ ગુનેગારો માટે હતા. તે ધાતકીપણામાં ઉદારતા હોય તો, તે દરેક શ્વાસને, દરેક ફફડાટને વીંટી વળતી ગંભીર, બહેરી, જડ નીરવતામાં હતી.

ફક્ત ટિકટિક અવાજથી વીંધાતી આ નીરવતામાં દુનિયાથી વિખૂટાં પડેલાં ત્રણ પુરુષો અને ત્રણ સ્ત્રીઓ ધસી આવતી રાતની, ઉષાની, ફાંસીની રાહ જોતાં એકલાં ક્ષણો ગણતાં હતાં. દરેક જણ પોતાને યોગ્ય તૈયારી કરતું હતું.

તાન્યાએ આખી જીંદગી પારકાની ચિંતા કરવામાં જ ગાળી હતી. અત્યારે પણ તે તેના મિત્રોની સ્થિતિના વિચારે વેદના અને ત્રાસથી પીડાતી હતી સર્જી, મુસ્યા અને બીજા સાથીઓ પર ઝઝૂમી રહેલા મૃત્યુની તે કલ્પના કરતી. પણ તે ભાગ્યે જ વિચારતી કે પોતે પણ ફાંસીએ ચઢવાની છે. અને પોતે ન્યાયાધીશો સમક્ષ દાખવેલી દંભી દૃઢતા બદલ કલાકો સુધી રડી. જેમણે બહુ વેઠ્યું છે એવી ડોસીઓની આ એક ખાસિયત છે. જ્યારે તે વિચારતી કે સર્જીને તમાકુ અને વરનરને તેની વહાલી ચા મળતાં નહોતા—અને તે પણ છેક મરવાની ઘડીએ—ત્યારે તેને ફાંસીએ ચડાવવાના વિચાર જેટલું દુઃખ થતું, ફાંસીને કોઈ રોકી શકે એમ ન હતું. તે એક સાધારણ બનાવ હતો—ખાસ વિચાર કરવાયોગ્ય વસ્તુ ન હતી. પણ એક કેદીને મૃત્યુના આંગણામાં ય તમાકુ ન અપાય એ તદ્દન અસભ્ય વિચાર હતો. તો વળી, સામાન્ય જીવનના સુંદર સંસ્મરણોની માદગીરી આપતો સર્જી અને તેનાં માતપિતાની મુલાકાત સંભારી તે, આંસુ સારતી.

મુસ્યા માટે તેને ખાસ અનુકંપા ઊપજતી. તે વરનર સાથે પ્રેમમાં છે એવી તેની ઘણા સમયથી ભૂલ ભરેલી માન્યતા હતી. તે તેમનાં ભાવિ વિષે સુંદર ભભકભર્યાં સ્વપ્નો રચતી. ધરપકડ પહેલાં કેટલાક સમયથી મુસ્યા ચાંદીની વીંટી પહેરતી હતી. તેના પર કાંટાના તાજ વચ્ચે ખોપરી અને હાડકાંની ચોકડી કોતરેલી હતી. ત્યાગના ચિહ્ન સમી આ વીંટીને જોઈ તાન્યા વારંવાર દિલગીર થતી. તે અર્ધ ગંભીરતાથી, અર્ધ મશ્કરીમાં મુસ્યાને વીંટી કાઢી નાખવા કહેતી.

"નહિ તાન્યા, હું તને એમ એ આપી દઈશ નહિ. થોડા સમયમાં તારી આગળીપર જુદી જ જાતની વીંટી શોભશે!"

તેના મિત્રો હંમેશા ધારતા કે થોડા વખતમાં મુસ્યા પરણી જશે, તેમની આ અટકળથી તેને માઠું લાગતું. તેને પતિની જરૂર ન હોતી. તાન્યાને આ બધી વાતચીતો યાદ આવી. તેણે વિચાર્યું કે ખરેખર મુસ્યા બલિદાન બની છે. તેને માતૃસુલભ દયા આવી અને ગળામાં ડૂમો ભરાયો. જ્યારે જ્યારે ઘડીઆળના ટકોરા થતા ત્યારે ત્યારે તે અશ્રુછાયું વદન ઊંચું કરી ધ્યાનપૂર્વક સાંભળતી અને આશ્ચર્ય સહિત વિચારતીઃ આ મૃદુ અને જાડી મૃત્યુના છડીદારો બીજી કોટડીઓમાં કેવો આવકાર પામતા હશે?

## ૭

## મૃત્યુ મરી ગયું રે લોલ!

મુસ્યા અત્યારે ખુશમિજાજમાં હતી.

તેણે પીઠ પાછળ અદબ વાળી હતી. કોઈ જુવાને માગી આણેલો ડગલો પહેર્યો હોય તેમ કેદીના અત્યંત મોટા ઝભ્ભામાં તે માપસર ડગલાં ભરી કોટડીમાં થાક્યા વગર આંટા મારતી હતી. તેણે તેની બાંયો મોટી હોવાથી દોરા ભર્યા હતા. તેના પાતળા સુકલકડી બાળકના જેવા કોમળ હાથો પહોળી ફરકતી બાંયોમાંથી ઠંડગી, ગંદી ફૂલદાનીમાથી બહાર દેખાતી ફૂલની દાંડીઓસમા લાગતા. જાડું ખરબચડું કાપડ તેના શ્વેત મૃદુ

ગળાને ખૂંચતું કોઈ વાગતે બન્ને હાથોથી ગળું ખુલ્લું કરી ચચરતી જ યાએ આગ્રહથી પંપાળતી

તે લાંબા ડગના ભરતી સંકોચ સહિત ગર્વપૂર્વક વિચારતી કે સૌથી શ્રેષ્ઠ, શહીદોને યોગ્ય મૃત્યુ તેના જેવી નમ્ર અને અપકાર્ય કરનારી યુવતી માટે નિર્માયેલું હતું ! જાહેરમાં દેવાની ફાંસી તેને દબદબાભર્યા દંભી દેખાવ સમી લાગતી

વકીલ સાથેની છેલ્લી મુલાકાત વખતે તેણે તેને ઝેર આણી આપવા વિનંતિ કરી હતી પણ એ ખ્યાલ તો તેણે તરત જ પડતો મૂક્યો હતો નોકરો જો એ વાત જાણે તો ? તેઓ તને બીકણ અને દંભી જ ધારે ને ? અને તેનું અણજાણ શાંત મોત નિંદાખોરો અને વહેમીઓને જોઈતા પોષક જ પૂરો પાડે ને ? તેણે તરત જ નિશ્ચય કર્યો હતો "નહિ નહિ, એ નિરર્થક છે "

પણ હવે આખરે તે લોકોને સમજાવવા ઈચ્છતી હતી કે પોતે કોઈ નીરાગના નથી મૃત્યુ કાંઈ ભારે ભયંકર વસ્તુ નથી તેથી તેમણે તેની દયા ખાવાની કે ચિંતા કરવાની કંઈ જરૂર નથી

જાણે તેના બલિદાન માટે કોઈ શંકા ઉઠાવતું હોય તેમ તેનું સમાધાન કરવા સુસ્યા પોતાના બલિદાનનું મૂલ્ય આંકે અને તેનું સંપૂર્ણ મહત્વ બતાવે એવાં કારણો–બહાનાંઓ શોધતી હતી

"એમ તો" તે મનને સમજાવતી "હજુ હું યૌવનના આંગણામાં છું હું ઈચ્છતી હોત તો હજુ લાંબો સમય જીવી શકત છતાં યે

ઊગતા સૂર્યના પ્રકાશ આગળ જેમ મીણબત્તીની જ્વાળા નિસ્તેજ જણાય તેમ તેના મસ્તક પર આરોપવાના ગૌરવમુકુટના તેજોમય પ્રભામંડળ સમક્ષ તેને જીંદગી શુષ્ક અને ચમકહીન લાગતી

' શું એ શક્ય છે ? ' સુસ્યા પોતાનાજ મનને પૂછતી ' શું એ બનવા જોગ છે ? શું હું કોઈના અશ્રુપાતને યોગ્ય છું ?"

અને તેનો અકથ્ય આનંદ ઉભરાઈ જતો શંકાને હવે સ્થાન નહોતું તેણે પણ અમર વીરોના સંઘમાં નામ નોંધાવ્યું હતું આતશના ભડકાઓ અને ફાંસીના દોરડાઓ દ્વારા સ્વર્ગે સિધાવનાર દેશદેશના વીરોમાં ઊભા રહેવાનો તેને પણ હક્ક હતો કેવી પરમ શાંતિ ! કેવું અનંત સુખ ! પાર્થિવતાથી પર દિવ્ય પ્રકાશમાં તે ઊડી રહી હતી

સુસ્યા બીજી કંઈ વસ્તુનો વિચાર કરતી હતી ઘણીએ વસ્તુઓનો કારણ તેને મન મૃત્યુ એટલે જીવનદોરીનો અંત ન હતો, પણ જીવનની શાંત અને સમગ્ર આગાહી હતી તેની ફાંસીના વિચારે શોક પામતા અને દૂર વસતા મિત્રોનો અને તેની સાથે ફાંસીએ ચડનાર નીકટના સાથીઓનો તે વિચાર કરતી હતી હંમેશા બહાદૂરીભર્યા વાસિનીને મૃત્યુના ભયથી હણાયેલો જોઈ તે ખિન્ન થતી

મંગળવારે સવારે જ્યારે તમણે ખૂન કરી મરી જવાનો ઠરાવ કર્યો હતો ત્યારે તાન્યા ઉશ્કેરાટની લાગણીથી ધ્રુજતી હતી તેને દૂર કરવાની તેમને ફરજ પડી હતી પણ વારે વાસિની મજાક ઉડાવતો અને હસતો એઓ વચ્ચે ફરતો હતો તેને વરનર ઠપકો દીધો હતો

માણસે મૃત્યુ સાથે રમવું ન જોઈએ '

તો હવે અત્યારે વાસિની કેમ ડરતો હતો ? તેને આ ભય સમજાયો નહિ તેને તે એનો વિચિત્ર લાગતો કે તેના કારણો પણ તેને સૂઝતાં નહિ તેના વિશે તેને વિચાર આવતો નહોતો. અચાનક તેને સર્જીને મળવાની અને તેની સાથે હસવાની ઈચ્છા થઈ આવી

દૂર અનંત ક્ષિતિજ પર વાદળને આલિંગન કરવા અહીંથી તહીં ઊડતા પક્ષીની જેમ તેનો વિચાર પણ એક જગ્યાએ બહુ વાર સ્થિર રહેતો નહિ ક્લાકોના ટકોરા વાગતા હતા આ માધુર્ય અને ગુંજારવભર્યા વાતાવરણમાં વિચારો ડૂબી જતા ઊડતી કલ્પનાઓ સંગીતના સૂરમાં વિલીન થતી સુસ્યાને લાગ્યું કે તે શાંત પહોળા સપાટ રસ્તા પર રાતે મુસાફરી કરી રહી છે ગાડી આનંદથી હલેસાં મારે છે શરીરનો શ્રમ અંધકારમાં ઓગળી ગયો છે આળસુ અને આનંદી મન કલ્પનાની સજીવ મૂર્તિઓ ઘડી આરામથી

તેમના સૌંદર્યનું પાન કરતાં ઘેનમાં પડયું છે. મુસ્યાને થોડા સમય પહેલાં જ ફાંસીએ ચડેલા ત્રણ મિત્રો યાદ આવ્યા: તેમનાં વદનો દેખાવા લાગ્યાં. જાણે તેઓ પાસે આવ્યા—તદ્દન પાસે અને જીવતા માણસોના વદનો કરતાં વધુ પ્રકાશમય લાગતાં હતાં... આમ તેને સવારમાં સ્નેહી મિત્રોનું આનંદદાયી સ્મરણ થયું હતું...તેઓ પણ તેના સ્વાગત માટે સ્મિત કરતાં તૈયારી કરતાં હશે.

આખરે મુસ્યા ચાલીને થાકી. તે અર્ધ મીંચી આંખે સ્વપ્નાં સર્જતી આરામથી પથારીમાં પડી રહી. "શું મૃત્યુ એ ખરેખરૂં સત્ય હશે? અથવા શું એ બીજું જીવન હશે? મને માલુમ નથી. ખુદાને માલુમ એ કેટલું સુંદર હશે? ખેર, હું જ તો હવે તેને જોવા જવાની છું. કાનોકાન સાંભળવા જવાની છું..."

તેની ધરપકડ પછી બીજા દિવસથી જ અનેક ભ્રમણાઓએ તેના પર આક્રમણ કર્યું હતું. તેના સંગીતપ્રેમી કાન નીરવતામાં યે જીવનના પડઘા સાંભળવા જેટલા તીવ્ર બન્યા હતા. છજામાં ફરતા ચોકીદારોનાં પગલાંઓ ઘડીઆળના ડંકાઓ, પતરાંઓ સાથે અથડાતા પવનનો સુસવાટ, ડોલતાં ફાનસનો અવાજ વગેરેનું સંમિશ્રણ તેને માટે મહા ગૂઢ સૂરાવલી રચતું હતું. આખરે મુસ્યા ભ્રાંતિઓથી ભય પામી, એ બધી તેને જ્ઞાનિમય વિચારોની સક્ષાત મૂર્તિઓ સમી લાગી, પરંતુ આ બધી ભ્રાંતિઓ તંદુરસ્ત છે, ભય પામવાનું કાંઈ કારણ નથી. એમ જાણી તેણે એની સામે ઝઝૂમવું બંધ કર્યું.

હવે તે લશ્કરી બેન્ડનો અવાજ સ્પષ્ટ સાંભળી શકે છે. તે આશ્ચર્યથી આંખો ઉઘાડે છે અને માથું ઊંચું કરે છે. ને રાતે બારીમાંથી ડોકિયું કરે છે. ઘડીઆળના ટકોરા સંભળાય છે. "પાછું!" પ્રયત્ન કર્યા વિના આંખો બંધ કરી તેણે વિચારવું શરૂ કર્યું. પાછું સંગીત શરૂ થાય છે. મુસ્યા જેલના ખૂણામાં ફરતા સૈનિકોનાં પગલાં પારખે છે; એક આખી ટુકડી તેની બારી પાસેથી પસાર થાય છે. એમના જોડાઓ ઠરેલી જમીન પર સંગીતનો તાલ દેતા પડે છે: એક! દો! એક! દો!' કોઈ વખત જોડો ચૂંચૂં કરે છે... લપસતો પગ સ્થિર થાય છે. સંગીત પાસેને પાસે આવે છે, જાણે ઘોંઘાટભર્યા અવાજે પોતો ચલાવતી વિજયકૂચનું સંગીત છે! મુસ્યાને તેમાં સમજણ પડતી નથી. બંદીખાનામાં ઉત્સાહ હોય તેવું જણાય છે.

તેની બારી આગળ જ સૈનિકો ભેગા થયા છે. કોટડી આનંદભર્યા, મધુરા અવાજોથી ગાજી રહી છે. એક મોટા પિત્તળના બ્યુગલમાંથી ખોટો સૂર સંભળાય છે. તે વખતસર તાલ પૂરતુ નથી, ઘડીકમાં વહેલું વાગે છે અને ઘડીકમાં તે હાસ્યજનક રીતે મોડું તાલ દે છે. મુસ્યા આ બ્યુગલ વગાડતા સૈનિકનું કલ્પનાચિત્ર કાળજી પૂર્વક દોરી હસે છે.

ટુકડી પસાર થઈ. પગલાનો અવાજ આછો ને આછો થતો જાય છે. એક! દો! એક! દો! દૂર જતાં સંગીત વધુ ઉત્સાહભર્યું અને સુંદર બને છે. આનંદી ગુંજન અને ઝંકારભર્યો બ્યુગલનો બેતાલ અવાજ થોડી વાર સંભળાઈ બંધ પડે છે. ટાવરના ઘડીઆળમાં કલાકના ટકોરા પડે છે.

નવી આકૃતિઓ આવી તેના ઉપર નમે છે. ઊંચે નભમાં જ્યાં શિકારી પક્ષીઓ ઘુમરીઓ ખાય છે, ત્યાં તેને ઊંચકી જાય છે. પારદર્શક વાદળાંઓ તેની આસપાસ ફરી વળે છે. જમણી બાજુ, ઊંચે અને નીચે, સર્વ સ્થળે પક્ષીઓ છડી પોકારે છે, તેને બોલાવે છે, ચેતવે છે, અવકાશમાં પાંખો વીંઝે છે. તેમની હવા વીંધતી, ફુલાવેલી છાતી પર ભૂરો પ્રકાશ ચળકે છે. મુસ્યાના હૃદયના ધબકારા વધુ ને વધુ નિયમિત બન્યા છે, તેનો શ્વાસોચ્છ્વાસ વધુ સ્વસ્થ અને શાંત થયો છે. તે ઊંઘે છે. તેનું મુખ ફિક્કું છે, તેનું વદન તરડાઈ ગયું છે, તેની આંખોની આસપાસ કાળી રેખાઓ છે, તેના હોઠ પર સ્મિત ફરકે છે. આવતી કાલે સૂર્યોદય વખતે આ પ્રભાવશાળી સુંદર વદન એવું તો તરડાઈને ચાડીઆ જેવું લાગશે કે તેમાં માનવતાનો અંશ પણ જણાશે નહિ! મગજ પર લોહીના થર બાઝી જશે; નિર્મળ આંખોમાંથી ડોળા બહાર ખેંચાઈ આવશે. પણ આજે તો મુસ્યા શાંતિમાં સૂતી સૂતી અમર સ્મિત ફરકાવી રહી છે.

મુખ્યા ઊંઘી રહી

અને આખી જેલ અંધ ગડમથલ ભરેલું, હંમેશાં ચિંતાયુક્ત અનૈસર્ગિક જીવન વીતાવી રહી છે. બંદૂકનો એક ધડાકો થાય છે કોઈ બૂમ પાડતું હોય એમ લાગે છે. આ તો વાસ્તવિકતા કે ભ્રાંતિ?

બારણાની જાળી અવાજ વિના નીચી ઊતરે છે. એ અંધારી બારીમાં દાઢીવાળો વિકરાળ ચહેરો દેખાય છે. ચિરકાળ તે ઉંઘતી મુખ્યાને આશ્ચર્ય અને ફાટી આંખે જોઈ રહે છે. પાછો એ આવ્યો હતો તેમ નીરવતામાં અદૃશ્ય થાય છે.

જાણે થાકેલા કલાકો અર્ધરાતે ઊંચો પર્વત ન ચડતા હોય તેમ ટાવરના ટકોરા અચકાતે સૂરે વાગે છે. આરોહણ વધુ ને વધુ પીડાકારી થાય છે તેઓ લપસે છે, ધિક્કાર કરી પછડાય છે. વળી પાછા કાળા શિખરે પહોંચવા વેદનાપૂર્ણ પ્રયાસ કરે છે.

પગલાનો અવાજ આવે છે. કાનમાં ગણગણતા અવાજોનો ગુંજારવ સંભળાય છે. સૈનિકો પેલા ગૂઢ અંધકારમાં છૂપાવેલી પિંજરગાડીને ઘોડાઓ જોડે છે.

## ૮

## જીવન અને મૃત્યુનું આલિંગન

સર્જીને મૃત્યુનો વિચાર પણ આવતો નહિ. તેને મન તે વિચિત્ર, ગૂઢ અકસ્માત જેવું લાગતું. તે તંદુરસ્તી અને મંગલ જીવનના આનંદથી છલકાતો હતો. જીવન વિશે ઘાતક અને મેલા વિચારો તેના અંતરને આંચ પણ દીધા વિના જલદીથી અદૃશ્ય થઈ જતા. જેમ તેના શરીર પરના ઘા જલદીથી રૂઝાઈ જતા તેમ તેના આત્માના વ્રણો એકદમ લાગણીહીન રીતે થઈ જતા. તેનું બધું વર્તન કઠોર ફરજની આનંદમયી તૈયારી, શાંત અને ગંભીર છે, એ વાત સ્પષ્ટ કરતી જીવનમાં દરેક વસ્તુ હર્ષભરી છે. દરેક કાર્ય સફળતાથી પાર પાડવા જેવું છે.

અને તે પ્રત્યેક કાર્યમાં સફળતા પામતો. તે આબાદ રીતે હોડી હંકારતો હતો. તે મૈત્રીમાં તેમજ પ્રેમમાં વફાદાર હતો. અને ઈમાનથી કહેલા શબ્દોમાં અડગ વિશ્વાસ રાખતો. તેના મિત્રો તેની મશ્કરી કરતા કે જો કોઈ જાસુસ સોગંદપૂર્વક સર્જીને જણાવે કે હું જાસુસ નથી તો એ તેને સાચો માની તેની સાથે હાથ મિલાવે! તેનામાં એક જ ખામી હતી તે માનતો કે પોતે અચ્છો ગાનાર છે. પણ બળવાનાં ગીતો પણ ઢંગધડા વિના, કાન બહેર મારી જાય તેટલા બરાડા પાડી ગાતો. અને બધાં એ સાંભળી હસતા, ત્યારે તે ચીડાતો :

"ક્યા તો તમે બધા ગધેડા છો, અથવા તો હું!" તેનું અભિમાનઘવાતું અને તે મોઢું લગાડી ગંભીરતાથી કહેતો. જરા વિચાર કરી તેના મિત્રો એટલી જ ગંભીરતાથી જાહેર કરતા: "દોસ્ત તું જ ગધેડો છે, તારો અવાજ જ તેની સાક્ષી પૂરે છે ને!" લોકો જેમ શ્રીમંતોને તેમના ગુણો કરતાં ચકમપૈડા માટે વધુ ચાહે છે તેમ તેઓ તેને પણ ચાહતા.

તે મૃત્યુ વિશે નજીવો વિચાર કરતો, તેને ભાગ્યે જ મૃત્યુનો ભય હતો પેલી કમનસીબ સવારે, તાન્યાનું ઘર છોડતા પહેલા તેણે એકલાએ જ નિયમ મુજબ ભૂખ સંતોષે એવો પેટભરી નાસ્તો કર્યો હતો. તેણે બે ગ્લાસ ભરીને ચ્હા પીધી હતી, અને બે સેંટનો, આખો રોટલો ખાધો હતો. પછી દિલગીરીથી વરનરની અડક્યા વિનાની ભાખરી તરફ જોઈ તેણે તેને કહ્યું હતું.

"કેમ ખાતો નથી? ખાવા માંડ, દોસ્ત, ખાવાથી જ તાકાત આવે છે!"

"મને ભૂખ નથી."

"સારું. ત્યારે, હું તારી ભાખરી ઉડાવી જઉં? ચાલ બોલી જા."

"તું તો દુકાળમાથી આવ્યો લાગે છે, સર્જી!"

જવાબ આપવાને બદલે સર્જી ભરેલે મોંએ ખોટા ઢંગા ગળે ગાવા લાગ્યો :

"ઝેરી વાયુ વાય છે ભાઈ...
માથે ઝેરી વાયુ વાય છે"

પકડાયા પછી સર્જીને ક્ષણભર દિલગીરી થઈ કે કાવતરું બરાબર ગોઠવાયું નહોતું. પણ તેણે મનને

મનાવ્યું: 'હવે જે કાંઈ કરવાનું છે, તે બરાબર પાર પાડવું જોઈએ. એ કાર્ય તે મરવાનું.' અને પાછો તે આનંદી બની ગયો. જેલમાં, બાજે દિવસથી તેણે, મુલર નામના જર્મને બુદ્ધિપૂર્વક તૈયાર કરેલો, કસરતનો કાર્યક્રમ ભારે રસપૂર્વક શરૂ કર્યો. તે સાવ નાગો થઈ ગયો, અને દારોગાના આશ્ચર્ય વચ્ચે, કાર્યક્રમની અઢારે જાતની કસરતો તન દઈ કરવા લાગ્યો.

મુલરના અનુયાયી તરીકે તે દારોગાને પોતાની આ હિલચાલમાં રસ લેતો જોઈ સંતોષ પામ્યો. તે જાણતો હતો કે તેને જવાબ નહિ મળે, છતાં તેણે જાળીમાંથી જોતી આંખને ઉદ્દેશી કહ્યું:

"આ એક અચ્છો ઉપાય છે, ભાઈ! તાકાત માટે રામબાણ છે. લશ્કરી ટુકડીઓને આ જાતનું શિક્ષણ આપવું જોઈએ." તેણે ધીમા નમ્ર સાદે સૈનિકને કહ્યું: તારે ગભરાવાની જરૂર નથી; તું તારે મજા કર." તેને ખબર ન હોતી કે ચોકીદાર તેને ગાંડો ધારતો હતો.

આરને આરને મૃત્યુની બીક તેનામાં ભ્રાંતિઓ દ્વારા વધવા લાગી. તેને લાગ્યું કે કોઈ તેના હૃદયને નીચેથી જોરથી ઠોકી રહ્યું છે. વળી પાછી ભ્રાંતિ અદૃશ્ય થઈ. પણ થોડા કલાક બાદ ઊપડી આવી. દરેક વખતે તેનું જોર વધી રહ્યું હતું. હવે તે લાંબો વખત ટકી રહેતી. ભ્રાંતિ એ અસહ્ય વેદનાનું મૂગું ચિત્ર હતું!

"હું ડરું, એ શું બનવા જોગ છે?" સર્જી આશ્ચર્ય સહિત વિચારતો. "કેવો મૂઢ વિચાર!" તે ડરતો ન હતો, પણ મુલરની કસરતોથી કસાયેલું અને ઠંડા પાણીના સ્નાનથી અડગ બનેલું તાજગી, બળ અને યૌવનથી છલકાતું તેનું શરીર તેને ડરાવતું હતું. જેમ તે ઠંડા પાણીનાં સ્નાનથી વધુ બળવાન અને તાજગી ભરેલો બનતો, તેમ તેની ક્ષણિક ભયની લાગણી વધુ દર્દમય અને અસહ્ય થતી. અગાઉ સવારમાં તેને જીવનમાં સ્ફૂર્તિ અને ઉલ્લાસનો અનુભવ થતો, હવે સવારમાં જ ગાઢનિદ્રા અને કસરત પછી, આ સિતમગર ભયની વિચિત્ર લાગણી દેખાતી: તેણે પોતાની જાતને કહ્યું:

"મૂર્ખો નહિ તો!" મારા દોસ્ત, શરીરને મૃત્યુનો આઘાત ન લાગે, તે માટે તો તેને નબળું બનાવવું જોઈએ, નહિ કે અભેદ્ય દુર્ગ જેવું."

આ વિચાર પછી તેણે કસરત અને માલીસ છોડી દીધાં અને ચોકીદારને તેનું કારણ સમજાવવા હાક મારી કહ્યું:

"ભાઈ, વ્યાયામની આ રીત તો ફાયદાકારક છે, પણ ફાંસીએ ચડનારા માટે જ એ નિરર્થક છે."

હવે તેને નિરાત વળી. તેણે શરીરને નબળું બનાવવા ઓછું ખાવાનું શરૂ કર્યું. છતાં એ પૂરતાં હવા ઉજાસ અને કસરત વિના પણ તેની ભૂખનું જોર ભાંગ્યું નહિ. સર્જી એને અવગણી શકતો નહિ, તેને જે કાંઈ ખાવાનું આપવામાં આવે તે બધું યે સફાચટ કરી જતો, પછી તેણે ત્યાગનો ઉપાય યોજ્યો. જમવા બેસતાં પહેલા તે અડધો શેરવો ગંદવાડની ડોલમાં નાખી દેતો. આ ઉપાય સફળ થયો: તેને પુષ્કળ થાક અને સુસ્તી ચડવા લાગ્યાં.

"હું તને બરોબર ખબર પાડીશ!" તેણે પોતાના શરીરને ધમકી આપી અને ઢીલા પડેલા સ્નાયુને દિલગીરી સાથે પંપાળ્યા.

પણ શરીર તો આ નવા ઉપાયથી થોડા વખતમાં ટેવાઈ ગયું. અને મૃત્યુનો ભય વેદનાને બદલે અસહ્ય બેચેનીના સ્વરૂપમાં પાછો દેખાવા લાગ્યો: આ લોકોના વિલંબને લીધે જ આમ થાય છે." સર્જીએ વિચાર્યું. "ફાંસી દેવાના દિવસ સુધી હું ઊંઘ્યા જ કરું તો કેવું સારું?"

તે ઊંઘવા બને તેટલા પ્રયાસ કરતો. તેના પ્રાથમિક પ્રયાસો તદ્દન નિષ્ફળ ન હતા. પણ આખરે તો અનિદ્રાના રોગે ઘર ઘાલ્યું. વિચારોનું દબાણ એટલું વધી પડ્યું કે તેને જીવનથી છૂટા પડવાનું દુઃખ સાલવા માંડ્યું.

"શું હું ડરું છું?" તે મૃત્યુનો વિચાર આવતાં મનને પૂછતો, "મને તો જીંદગીના નાશ માટે જ

દિલગીરી થાય છે. નિરાશાવાદીઓ ફાવે તેમ કહે પણ જીવન એ એક અનુપમ ચીજ છે, જો કોઈ નિરાશાવાદીને ફાંસીએ ચડાવવામાં આવે તો તે શું કહે? ખરેખર, મને જીંદગી ખોવાની દિલગીરી થાય છે—ભારે શોક થાય છે."

હવે, જ્યારે તેને સ્પષ્ટ સમજણ પડી કે તેને હવે મૃત્યુની થોડા કલાક જ, એકના નિરર્થક રાહ જોવાની છે, ત્યારે તેને વિચિત્ર લાગણી થઈ આવી. તેને લાગ્યું કે તેમણે તેના વસ્ત્રો ગેબી રીતે ઝૂંટવી લઈ તેને નાગો કર્યો છે. તેમણે ફક્ત વસ્ત્રો જ નહિ, પણ સૂર્ય, હવા, અવાજ, પ્રકાશ – વાચા અને કાર્યશક્તિ યે ઝૂંટવી લીધાં છે. મૃત્યુ હજુ આવ્યું ન હોતું છતાં યે તેને જીવનની ગેરહાજરી લાગતી! કોઈ વાર તેને ન સમજાય એવી તો કોઈવાર સમજાય એવી અત્યંત મૃદુ અને ગૂઢ, અજાણી લાગણી થઈ આવતી.

"આ વળી શું? સર્જી ત્રાસથી ચકિત થઈ કહેતો: "અને હું, હું ક્યાં છું? હું...કોણ છું?"

તેણે પોતાની જાતને પગમાં પહેરેલા કેદીના સપાટથી તે પેટ પર ઝૂલતા ઝભ્ભા સુધી ધ્યાન દઈ તપાસી. અને કોટડીમાં આમતેમ આંટા મારવા લાગ્યો. હવે તેને કાંઈપણ ભય હોય તો તે પોતાની જાતને માટે જ—થોડા વખત બાદ ફના થઈ જનાર સર્જી માટે જ હતો દરેક વસ્તુ અવનવી ભાસતી હતી

તે ચાલવા લાગ્યો તેને પોતાની આ ચાલ વિચિત્ર લાગી તેણે બેસવા પ્રયત્ન કર્યો, ન બેસી શકવાથી તે આશ્ચર્ય પામ્યો તેણે પાણી પીવા પ્રયાસ કર્યો, તેને પાણી પીવાની, ગળે ઉતારવાની, કુંજો પકડવાની અને આંગળીઓના કંપવાની—વગેરે ક્રિયાઓ વિચિત્ર લાગી. તેણે ખોખારો કર્યો અને વિચાર્યું. "કેવું અજબ છે?" હું ખોંખારું છું!"

"આ શું થઈ રહ્યું છે? હું ગાંડો થઈ જાઉં?" તેણે મનને સવાલ કર્યો "હવે તો આવી જ બન્યું, સાચેસાચ!"

તેણે ભમરો લૂછી, અને એ ચેષ્ટાથી ય તે ચકિત થયો. પછી તેણે શ્વાસ ધીમો પાડી, હાથ ચાલ્યા સિવાય સ્થિર થવા પ્રયત્ન કર્યો. તેને કેટલાક કલાકો સુધી વિચારો સૂઝતા લાગ્યા, શ્વાસ સ્થિર થતો લાગ્યો, હિલચાલ બંધ થતી લાગી. દરેક વિચારમાં તેને ઘેલછા જણાણી, દરેક ચેષ્ટામાં વિકૃતિ જણાણી હવા વિનાના, સર્વ વસ્તુને સ્પર્શતા અવકાશમાં—જમીન, જીવો અને માણસો ભર્યા અવકાશમાં—કાળ ઓગળી જતો લાગ્યો એક જ દૃષ્ટિપાતથી તે અંતને—ગૂઢ, અતલ ઊંડાણને—મૃત્યુને માપવા મથતો હતો. સર્જી મૃત્યુના દર્શનથી ડરતો નહોતો, પણ જીવન અને મૃત્યુનો સંબંધ વિચારતા ત્રાસથી ધ્રુજી ઊઠતો. અનંત કાળથી જીવન અને મૃત્યુની ગૂઢતાને છુપાવનાર પડદાને કોઈ પાપી હાથ ઊંચો કરી રહ્યો હતો. ગૂઢતા ઓસરી ગઈ હતી, છતાં વિદેશી ભાષામાં લખેલાં સત્ય વચનો જેવી તે દુર્ગમ હતી.

"આપણે માટે તો મુલર જ સાચો છે!" તે નિશ્ચિત સ્વરે મોટેથી બોલ્યો. તેણે માથું ધુણાવ્યું, ને ખરેખર આનંદથી હસવા લાગ્યો.

"ઓ મારા ભલા મુલર! મારા પ્યારા મુલર! મારા અચ્છા જર્મન! આખરે તું જ સાચો પડ્યો! મુલર, દોસ્ત મુલર, હું ખરેખર ગભરાઉં છું."

તેણે કોટડીમાં ઝડપથી ગોળ ફેરો લીધો. ને જાળીમાંથી તેના પર નજર રાખતા ચોકીદારની અજાયબી વચ્ચે સંપૂર્ણ નગ્ન થઈ ગયો પછી તેણે અઢારે કસરતો ધ્યાન દઈ કરી લીધી. તેણે પોતાનું, જરા ઊતરી ગયેલું યૌવન-ભરત શરીર વાંકું વાળી ટટાર કર્યું. તેણે શ્વાસોચ્છ્વાસ લીધો. વાંકો વળ્યો, પગના આંગળા પર ઊભો રહી હાથપગ હલાવવા લાગ્યો.

હા, પણ તું જાણે છે, મુલર, સર્જીએ છાતી ફુલાવી તુક્કો ઉઠાવ્યો. પાતળી-ખેંચાયેલી ચામડી તળે પાસળીઓ દેખાતી હતી. "તું જાણે છે, મુલર, એક નવી ઓગણીસમી કસરત છે—તે સ્થિર, અવસ્થામાં ગળેથી લટકવાની. એને લોકો ફાંસીએ-લટકવું કહે છે સમજ્યો કે, મુલર? તેઓ એક જીવતા માણસને

પકડે છે—દાખલા તરીકે સર્જી ગોલોવીનને પકડે. પછી તેને ઢીંગલીની જેમ બરાબર કપડાંમાં વીંટી દે, અને તે મરણ પામે ત્યાં સુધી ગળેથી લટકાવે... એ તને મુર્ખાઈ લાગે છે. ખરું મુસર! પણ એવી રીત જ ન્યારી છે. એમાં જ સંતોષ માનવો રહ્યો!"

તે જમણી બાજુએ ઢળ્યો અને ફરીથી બોલ્યો : "એના વિના છૂટકો જ નથી મુસર!"

## ૯

## ભીષણ એકાંત

એજ છાપરાં તળે અને એ જ એપન્વા કલાકોના મધુર ઘંટાનાદ વચ્ચે, સર્જી અને મુસ્યાથી થોડી કોટડીઓનાં અંતરે છૂટા પડેલો દુઃખી વાસિલી દુનિયામાં અટૂલો પડ્યો હતો. તે વેદના અને ત્રાસભર્યું જીવન વીતાવતો હતો.

પરસેવાથી તેનું ખમીશ શરીરે ચોંટી ગયું હતું. પહેલાંના વાંકડીઆ વાળની લટો હમણુ સીધી લટકતી હતી. દાઢના દર્દથી તે અત્યંત પીડાતો હોય તેમ કરુણાજનક લચકતી ચાલે કોટડીમાં આમ તેમ આંટા મારતો હતો. થોડી વાર બેઠો અને વળી પાછો દોડવા માંડ્યો. બાદ કોઈ ખાસ ઇલાજ શોધતો હોય તેમ ભીંતે માથું ટેકવી ઊભો રહ્યો. તેનો દેખાવ એટલો બધો બદલાઈ ગયો હતો કે જાણે તેને બે ચહેરાઓ હોય! તેનો જુવાન ચહેરો કોણ જાણે ક્યાં અદૃશ્ય થઈ ગયો હતો. તેના સ્થાને બીજો વિકરાળ જાણે અંધકારમાંથી ઊગી ઊઠયો હોય એવો, ચહેરો દેખાતો હતો.

મૃત્યુની બીકે તેના હૃદયપર નાગચૂડ ભેરવવા માંડી હતી. રુવાબદાર પત્નીની જેમ પતિ પર રાજ્ય ચલાવે તેમ તે તેના પર કડક રીતે શાસન કરતી હતી. પેલી અભાગી સવારે, તેણે નિશ્ચિત મૃત્યુ તરફ કૂચ કરતાં, તેણે તેની મશ્કરી કરી હતી. પણ તેજ દિવસે, સાંજે કોટડીમાં કેદ થતાં તે ત્રાસનાં તોફાની મોજાંમાં તણાવા લાગ્યો હતો. આરંભમાં તે સ્વેચ્છાપૂર્વક ભય અને મૃત્યુને ભેટવા ગયા હતા,.અને નશીબની લગામ તેના હાથમાં હતી; ત્યાં સુધી ગમે તેવી ત્રાસજનક સ્થિતિ તેને મન શાંતિકારી અને આનંદી લાગતી હતી. તેની દૃઢ ઇચ્છામાં અને અનંત મુક્તિની ભાવનામાં તેની શરમજનક, શંકાભય, બીકનો અણુ યે અણુ ગળી ગયો હતો તેની કમરે વિન રોક યંત્ર બાંધેલું હતું. તેનાથી તે મૃત્યુને જન્મ આપવા શક્તિમાન થયો હતો, તેણે દારૂગોળા પાસેથી તેની કઠોર બુદ્ધિ અને કાતિલ આત્મઘાતક શકિત ઉછીનાં લીધાં હતા. ટ્રામ અને ગાડીઓની બીકે દોડતા ઉદ્યોગ-ધંધામાં મગ્ન માણસો વચ્ચે તે મૃત્યુ અને ભયથી અલિપ્ત કોઈ અજાણી સૃષ્ટિમાંથી વિચરતો હોય એવું તેને લાગતું હતું.

અચાનક, તેનો, મૂંઝવી મારે તેવો, પાશવી હેરફાર થયો હતો. તે સ્વેચ્છાપૂર્વક હરતો ફરતો નહિ. પણ કોઇ તેને જેમ દોરતું તેમ તે દોરાતો. તેની કોટડી પણ તેણે પસંદ કરી ન હતી, પથ્થરના પિંજરામાં કોઇ વસ્તુને મૂકતા હોય તેમ તેમણે તેને કોટડીમાં મૂકયો-પૂર્યો હતો. તેને જીવન અને મૃત્યુ વચ્ચે પસંદગી કરવાની ન હોતી તેઓ તેને નિશ્ચિત અનિવાર્ય મૃત્યુ તરફ દોરી રહ્યા હતા. ઘડી પહેલાં, જે વાસિલી ઇચ્છાશક્તિ જીવન અને ઉત્સાહના અવતાર સમો લાગતો હતો, તે જ અત્યારે કરૂણ પામરતાના નમૂના જેવો જણાતો હતો. તેની દશા કતલના પશુ જેવી હતી. તેને ખબર હતી કે હું ગમે તેટલું કહું, એ લોકો મને સાંભળશે નહિ; જો હું બૂમો પાડું તો મારા મોંમાં ડૂચો મારશે અને હું ગમે તેટલો છૂટા રહેવા યત્ન કરું, તો યે એ લોકો મને બળપૂર્વક ફાંસીએ ચડાવશે જ. હું સામો થાઉં કે ઝઘડો કરું, અથવા જમીન પર સૂઈ જાઉં તો પણ એ લોકો મારાથી વધુ બળવાન છે, મને ઊંચકીને, બાંધીને ફાંસી તરફ ઊપડી જશે. અને સામાન્ય માનવી જેવા ફ સીઆઓને તે વિચિત્ર, અદ્ભુત અને વિચારહીન યંત્ર જેવા ત્રાસજનક માનતો—જાણે તેમને રોકવા માટે જગતમાં કોઈ શકિત નથી. ! તેઓ માણુસને પકડે છે તેને હંકાવે છે. ફાંસીએ ઊભો કરે છે, પગ પકડી ખેંચે છે, દોરડું કાપે છે, લાશને શબપેટીમાં મૂકી દે છે, ને ઊંચકી જઈ દાટી દે છે.

કેદના પ્રથમ દિવસથી તેને લોકો અને તેમની જીંદગી યાંત્રિક પૂતળાઓથી ભરેલી અને અવર્ણનીય સૃષ્ટિ

લાગી. જાણે આ યાંત્રિક સૃષ્ટિમાં લોકોને જીવ છે અને તેઓ બોલે છે, તેમના હોઠ ઊઘડે છે અને કાંઈ અવાજ જેવું બહાર પડે છે; પછી તેઓ પણ હસવાની છૂટા પડે છે. બધું ખવાસ થાય છે. રાતે એકાંત ઘરમાં બધી વસ્તુઓ સજીવન થાય છે, હાલે છે, અને માણસ ઉપર અમાપ સત્તા ભોગવે છે. આ બધું જોઈ માનવીને તેની અસહાય દશા સાલે છે. ઝભ્ભો, ખુરશી, બાકડો, મેજ જાણે માનવીના ન્યાયધીશો બન્યાં છે. માનવી બૂમો પાડે છે, મદદ માગે છે, વિનંતિ કરે છે, અને છેડે ઘૂમી વળે છે. જડ વસ્તુઓ તેમની ભાષામાં એકબીજાં સાથે વાતો કરે છે. પછી ઝભ્ભો, ખુરસી બાંકડો અને મેજ તેને ફાંસીએ ચડાવવાની તૈયારી કરે છે અને તેને જોઈ રહે છે.'

ફાંસીની સજા પામેલા વાસિલીને બધી વસ્તુઓ —કોટડી, જાળીવાળું બારણું, ટકોરા બજાવતું ઘડીઆળ, સુંદર, છતવાળું બંદીખાનું અને એ બધાને ટપી જાય તેવું છજામા યંત્રવત આટાંમારતું બંદૂકધારી પૂતળું, અને તેને જાળીમાથી જોઈને જ બીવડાવતાં અને બોલ્યા વિના ખોરાક આપી જતા પૂતળા—બધું જ નિર્જીવ લાગતું.

દુનિયામાથી એક માનવી ખરેખાત ગૂમ થયો હતો !

અદાલતમા મિત્રોની હાજરીથી વાસિલીનું ભાન ઠેકાણે આવ્યું. ઘડીભર ફરીથી તેણે માનવીઓને જોયા; એ બધા તેનો ન્યાય તોળતા હતા માનવીની ભાષા બોલતા હતા, સાંભળતા હતા અને સમજતા દેખાતા હતા !...પણ જ્યારે તેણે માતાને જોઈ ત્યારે તે ત્રાસથી ગાંડો બની ગયો. તેને સ્પષ્ટ લાગ્યું કે આ કાળા વસ્ત્રોધારી વૃદ્ધા પણ એક યાંત્રિક પૂતળું હતી ! આ વાતની પહેલા તેને ખબર ન હતી. એટલે જ તેણે આ અત્યંત શોક અને કરુણાજનક સાદી મુલાકાતની રાહ જોઈ હતી. હવે તેને તેનું જ આશ્ચર્ય થતું હતું. પરાણે બોલવા પ્રયત્ન કરતા તે ધ્રૂજી ઊઠયો. તેણે વિચાર કર્યો:

"આ મારા પ્રભુ ! બધાં જ પૂતળાં છે ! પૂતળી જેવી મા ! અને પેલો પૂતળા જેવો સિપાઈ ! ઘેર કઠપૂતળી જેવો બાપ અને અહીં કઠપૂતળી જેવો વાસિલી કાશિરીન છે."

મુલાકાત દરમ્યાન માએ રડવું શરૂ કર્યું, ત્યા વાસિલીને પ્રથમવાર માનવતાનો સ્પર્શ થયો પ તેના પ્રથમ શબ્દો સાંભળ્યા કે તરત જ તે લાગણ અદૃશ્ય થઈ ગઈ ! કુતુહલ અને ભય સાથે તે કરચ તળીની આંખમાથી વહેતાં આંસુને જોઈ રહ્યો.

વાસિલીનો ભ્રમ અસહ્ય થવા માંડયો, અને તે પ્રાર્થના કરવાની ઇચ્છા થઈ. તેનો બાપ મોટો વેપાર હતો અને વાસિલી કુમારવય સુધી ધાર્મિક માન્યતાઓ વચ્ચે ઊછર્યો હતો. છતા તેને એ માન્યતાએ પ્રત્યે કડવી, ઘૃણામય તિરસ્કાર ને ધિક્કારની લાગણ હતી. પણ એક દિવસે તેણે સાભળેલા કેટલાક શબ્દો એ તેના પર મૃદુ કાવ્ય જેવી ઊંડી અસર કર હતી. "બધા પીડિતોનું સુખ !" તે શબ્દો હતા

કોઈ કોઈ વાર દર્દમય ક્ષણોમા તે પ્રાર્થના કરવાને બદલે પોતે શુ કરે છે તે સમજ્યા વિના જ અર્થહીન બબડતો: "બધા પીડિતોનું સુખ!" અને પછી તેને એકદમ આરામ લાગતો. અને પોતાના અન્ય સ્નેહી સ્વજનો પાસે જઈ તેને આ ભાવના પ્રગટ કરવાની ઇચ્છા થતી હતી.

"આપણી જીંદગી!— આતે કંઈ જીવન છે! તમે જ કહોને ભાઈ, આ તે કાંઈ જીંદગી છે!"

પણ અચાનક જ તેને પોતાની સ્થિતિ હાસ્યજનક લાગી હતી.

તેણે કોઈને— પોતાના સૌથી પ્યારા મિત્રોને પણ— "બધા પીડિતોનું સુખ" ની વાત કરી ન હતી. જો કે એ તેના આત્માના ઊંડાણમા ઘર કરી બેઠી હતી. પરંતુ તેને પણ તેના વિશે ખબર ન હતી. અને લગભગ સુષુપ્ત સ્થિતિમાં પડેલી એ ભાવનાને તે કોઈકવાર જ જગાડતો હતો.

પણ હવે ઊછળતી ભરતીનાં પાણી, જેમ કિનારા પરના છોડવાને, ડૂબાડી દે તેમ તે અનંત ઊંડા ભેદનો ભય તેને આવરી લેતો હતો. તેને પ્રાર્થના કરવાની ઇચ્છા સ્ફુરી આવી. તે ઘૂંટણીએ પડવા ઇચ્છા રાખતો હતો, પણ ચોકીદારને જોઈ તેને શરમ

આવી. તેથી હેવે હાથ દબાવી તે ધીમે સ્વરે બબડયો:

"બધાં પીડિતોનું સુખ!"

– ફરીથી ચિંતા ને આજીજીવતા સહિત તેણે કહ્યું:

"હે પીડિતોના આનંદ! મારા અંતરમાં ઊતરી આવ, મારી વ્હારે ધા!"

જાણે કોઈક હળવેથી હાસ્યું. તેને લાગ્યું કે વેદનાની છાયાઓને પ્રકાશ દીધા વિના શોકમય મૃદુ લાગણી દૂર ફૂદી ફરી અદૃશ્ય થઈ હતી. ટાવરમા ટકોરાઓ વાગ્યા સૈનિક લાંબાં બગાસાં ખાવા મંડયો.

"બધાં પીડિતોનો આનંદ! તું અવાચક બન્યો છે? તું વાસિલી કાશિરીન સાથે જરા બોલશે યે નહિ?"

તેણે યાચકની જેમ સ્મિત કરી, રાહ જોઈ. પણ તેના આત્મામાં તો તેની આસપાસ હતી એવી શૂન્યતા જ હતી. તેને નકામા દુઃખદાયી વિચારો આવવા લાગ્યા. તેણે સળગતી મીણબત્તીઓ જોઈ, ઝભ્ભાધારી પાદરી જોયો, ભીંતપર ચિતરેલી પવિત્ર છબી જોઈ તેનો બાપ વાંકો વળી ટટાર થતો, પ્રાર્થના કરતો, ઘૂંટણીએ પડતો અને વાસિલી પ્રાર્થના કરે છે કે રમત કરે છે છે તે તીરછી નજરે જોતો હતો —વાસિલીએ એ બધું જોયું ને એને પહેલાં કરતાં વધુ તીવ્ર વેદના થવા લાગી.

બધું યે અદૃશ્ય થઈ ગયું.

સગડીમના કજળેલા અંગારા માફક તેનો ચહેરો કુરઝાઈ ગયો. હાથપગ ઠંડા પડયા હોય, અને ફેફસામાં કાંઈક ગરમી રહી હોય, એવા તરતના મૃત્યુ પામેલા માણસના શરીરની જેમ તે ઠરી ગયો!

જ્યારે જેલવાળાઓ વાસિલીને લઈ જવા તેની કોટડીમાં આવ્યા ત્યારે તેને ક્ષણભર વિચિત્ર ભયની લાગણી ,થઈ આવી. તેને ખબર પણ ન હતી કે ફાંસી દેવાનો સમય આવી પહોંચ્યો છે. તેણે માણસોને જોયાં અને તે બાળકની જેમ ગભરાઈ ગયો.

કોઈથી સંભળાય નહિ તેમ તે બબડયો: "હું ફરીથી એવું નહિ કરું! ના કદી નહિ કરું!"

બાળપણમાં જેમ તે બાપના મારથી ભાગી છૂટવા યત્ન કરતો હતો તેમ તે ખૂણામાં ભરાયો. તેના હોઠ ઠંડા પડી ગયા.

"આવ્યા વિના છૂટકો જ નથી—"

તેઓ વાતો કરતા, તેની આસપાસ ફરતા હતા. તેને કંઈ સમજાય નહિ એવું થતું હતું. તેણે આંખો મીંચી, લથડતાં, પીડાતાં તૈયારી કરવા માંડી. તેને ખરેખર ભાન આવ્યુ. તેણે ઓચિંતા એક અમલદાર પાસે સીગારેટ માગી. અમલદારે સૌજન્ય બતાવી તેની આગળ સીગારેટની ડબી ધરી.

## ૧૦

## દિવાલો તૂટે છે

વરનર રંગભૂમિ, સમાજ, કલા, સાહિત્ય અને જીવનને અત્યંત ચાહતો હતો. તીવ્ર સ્મરણશક્તિને લીધે તે કેટલીક ભાષાઓ સ્પષ્ટ બોલી શકતો. કપડાનો શોખીન હતો. તેની રીતભાત સુંદર હતી. ત્રાસવાદીઓના આખા મંડળમા તે એકજ સમાજમાં ભળી જઈ શકે એવો માણસ હતો.

ઘણા લાંબા સમયથી, મિત્રોથી અજાણ રીતે તે માણસજાત પ્રત્યે ઘૃણા ધરાવતો હતો. તેનામાં કવિ કરતા ગણિતશાસ્ત્રીનું તત્ત્વ વધુ હતું. તેથી હર્ષોન્માદ અને અંતઃપ્રેરણાથી તે અજાણ્યો હતો. કેટલીક વેળા તે પોતે ગાંડાની જેમ માનવીના શોણિતસાગરનું મંથન કરી રસ્તો કાઢવા મથી રહ્યો છે, એમ માનતો. જે શત્રુ સાથે તે દરરોજ યુદ્ધ ખેલતો હતો તેને માટે તેને માન ન હતું. તે એમ માનતો કે એ બધી મૂર્ખાઈઓની, વિશ્વાસઘાતોની, જુઠાણાંની હલકટ છેતરપીંડીની અટપટી જાળ હતી. મંડળના ફરમાનથી તેણે એક પોલિસ જાસૂસનું ખૂન કર્યું હતું. તે ખૂને તેનો જીવન પ્રત્યેનો પ્રેમ સૂકાવી દીધો હતો. એ માનવીનું સુખ તેને ચેતનહીન લાગતું. પરંતુ એ નિશ્ચેતનતા ખોટી હતી. એ સુખ દરેક લાગણીને દાબી દઈ દયા ઉપજાવતું. એને પોતાની જાત માટે તેમજ પોતાનાં કાર્ય માટે માન નષ્ટ થયું હતું. તે પોતાની જાતને અત્યંત

સાધારણ માનતો, પોતાનું જીવન બીજાઓની સરખામણીમાં તદ્દન રસહીન છે એમ માનતો હતો તે સ્વતંત્ર અને દૃઢ વિચારનો હતો. તેથી તેને પોતાના પક્ષ માટે પણ પ્રેમ ન હતો. બહારથી જોનારાં તો તેમાં કાંઈ ફરક લાગતો નહિ પણ જાસુસના ખૂન પછીથી તેની આંખમાં કોઈક પ્રકારની ક્રૂરતા અને ભયંકરતા દેખાતી હતી. તેણે કોઈને એ વિશે પોતાના વિચાર જણાવ્યા ન હતા.

તેનામાં એક અત્યંત દુર્લભ વિશિષ્ટતા હતી, તે ભય શું છે તે જાણતો જ ન હતો. તેને ભય પામતા મિત્રોની અને ખાસ કરીને વાસિલી કાશિરીનની દયા આવતી. પણ તેની દયા, ઠંડી અમમ-દારી દયા હતી.

વરનર સમજતો હતો કે ફાંસીમાં ફક્ત સાદું મૃત્યુ જ નહિ, પણ કાંઈક વધુ હતું. ગમે તેમ થાય પણ તેણે કશું યે ન થયું હોય અથવા ન થવાનું હોય, તેમ અંત સુધી શાંતિથી જીવવાનો નિશ્ચય કર્યો હતો. આ રીતે જ તે ફાંસી પ્રત્યેનો ઊંડો તિરસ્કાર અને તેના મનની મુક્તિ દાખવી શકે એમ હતો. અદાલતમાં પે તેના મિત્રો તેની ઠંડી અને અભિમાની નિર્મમતા જાણતાં છતાં તેઓ એવું તો ન હતાં જ માનતાં કે તે જીવનનો કે મરણનો વિચાર પણ કરતો નહિ હોય. તે ભારે રસથી અને સંભાળથી મનમાં શેતરંજના અઘરા દાવ ખેલતો હતો. તે એક અચ્છો ખેલાડી હતો તેથી આ રમત, કેદ પકડાયો તે દિવસથી જ, તેણે શરૂ કરી હતી અને ચાલુ રાખી હતી. ફાંસીની સજાના ચુકાદાએ તેની અદૃશ્ય બાજુનું એકેય પેદું આડું અવળું ખસેડ્યું ન હતું.

વરનર તેની રમત અધૂરી રહેશે એ વિચારે, રમત બંધ કરી, અટકી ગયો નહિ. છેલ્લા દિવસની સવારે, પાછલી રાતે નિષ્ફળ બનેલી વ્યૂહ રચનામાં તેણે સુધારો કર્યો ઘૂંટણો વચ્ચે હાથ દબાવી તે સ્થિર બેસી રહ્યો, પછી તે ઊભો થઈ વિચારમગ્ન દશામાં આંટા મારવા લાગ્યો. તેની ચાલ ખાસ જુદી જાતની હતી. તેના શરીરનો ઉપરનો ભાગ આગળ ઝૂકતો હતો અને તે જોરથી એડીઓ દાબતો હતો, સૂકી જમીન પર પણ તેનાં પગલાં સ્પષ્ટ દેખાતાં. તે સીટીમાં તદ્દન સાદો ઈટાલિયન રાગ બજાવતો. તેનાથી તેને મનન કરવા પ્રેરણા મળતી.

અત્યારે તે ખભા હલાવી નાડીના ધબકારા તપાસતો હતો. તેનું હૃદય ધીમે નિયમસર ઉતાવળી ગતિથી ચાલતું હતું અને મોટા ધબકારા કરતું હતું. પહેલી જ વખત જેલ-પુરાયેલ શિખાઉ કેદીની માફક તેણે ઓરડી, સાંકળો, આગળિઓ, ભીંત સાથે જડેલી ખુરશી વગેરે ધ્યાન દઈ તપાસ્યાં. તેણે વિચાર કર્યો

"મને શાથી આવી આનંદની મુક્તિની લાગણી થાય છે? હા મુક્તિની જ. હું આવતી કાલની ફાંસીનો વિચાર કરું છું, ત્યારે મને લાગે છે કે તેની હસ્તી જ નથી. હું દિવાલો તરફ જોઉં છું, ત્યારે મને થાય છે કે તેમનું અસ્તિત્વ જ નથી અને હું કેદમાં પૂરાયો છું. એને બદલે જિંદગી ભરની કેદમાંથી છૂટ્યો હોઉં એમ મને લાગે છે!"

વરનરને કોઈ અજાણી લાગણી થઈ આવી. તેના હાથ ધ્રૂજવા લાગ્યા. તેના વિચારો ખૂબ સળવળવા લાગ્યા. તેને લાગ્યું કે તેના મસ્તકમાંની અગ્નિ-શીખાઓ મગજમાંથી છૂટવા અને દૂરના ખૂણાઓ પ્રકટાવવા મથી રહી છે. આખરે જ્યોત છૂટી થઈ અને ક્ષિતિજ પર પ્રકાશ ઝળહળી ઊઠ્યો.

બે વરસથી વરનર કંટાળ્યો હતો — થાકથી પીડાતો હતો. મૃત્યુનાં દર્શને એ થાક અદૃશ્ય થઈ ગયો. તે બાજી ખેલતો ત્યારે તેનું યૌવન હેલે ચડતું. એમાં યૌવનના સૌંદર્યથી કાંઈક વધુ હતું. મનનની સર્વોત્કૃષ્ટ ઊંચાઈએ દોરી જતી મનની અજબ સ્પષ્ટતાથી વરનરે જીવન અને મૃત્યુનું દર્શન કર્યું. તે દેખાવની ભવ્યતાથી અંજાઈ ગયો. તેને લાગ્યું કે પોતે ગિરિરાજના શૃંગપર તલવારની ધાર જેવા સાંકડા માર્ગે ચાલે છે. એક બાજુ તેણે જીવનને જોયું, બીજી બાજુએ મૃત્યુ જોયું. તે બંને તેને, ઝળકતી, સુંદર ક્ષિતિજ પર, એકબીજામાં લીન થઈ જતાં બે ઊંડા સાગરો જેવાં લાગ્યાં.

"ઓહ, કેવું? કેવું દિવ્ય દર્શન!" તે ધીમે સ્વરે બોલ્યો.

જાણે પરમાત્માની હાજરીમાં ઊભો હોય તેમ તે અજાણતાં ટટાર થયો. તેની સર્વભેદી દૃષ્ટિથી તે દિવસોનો, કાળનો નાશ કરતો હતો. અને તેણે ગત જીવનનું ઊંડાણ માપ્યું.

જીવને નવું સ્વરૂપ ધાર્યું હતું. પોતે કોણ હતો એ વિશેના વિચારો તે પહેલાંની જેમ હવે શબ્દોમાં ગૂંથવા પ્રયાસ કરતો નહિ. એને માટે માનવીની આખી ભાષામાં—હજુ યે ક્ષુદ્રઅને કંગાલ રહેલી ભાષામાં — તેને યોગ્ય શબ્દો જડતા નહિ.

વિમાનમાં ઊડતા માણસને કાદવ અને ગંદવાડ ભરેલા સાંકડા રસ્તા દેખાતા નથી અને તેમને નીચેની કલ્પના સુંદર લાગે છે, તેમ માણસોને અને તેમની ક્ષુદ્ર મલીન દુષ્ટ વસ્તુઓને જોવાથી થતી ઘૃણા અને ધિક્કારની લાગણી તેના મનમાંથી સંપૂર્ણ અદૃશ્ય થઈ હતી.

અજાણતાં જ વરનર ટેબલ તરફ ગયો અને તેના પર જમણો હાથ ટેકવી ઊભો. સ્વભાવે તે ખુમારીવાળો અને દમામભર્યો હતો. છતાં પહેલાં તે કદી આટલો ગૌરવભર્યો આટલો સ્વતંત્ર, આટલો સત્તાધારી જણાયો ન હતો. તેનું વદન આવું પ્રભાવશાળી કદી ન હોતું જણાયું. તેનું શિર તેણે કદી આવી છટાથી ઊંચું કર્યું ન હોતું; ને અત્યારે જેલમાં, ફાંસીના દ્વારમાં, મૃત્યુના આંગણે જેટલો મુક્ત અને સત્તાધારી લાગતો હતો, તેવો પહેલાં કોઈ વખતે પણ લાગ્યો ન હતો.

તેની ચમકતી આંખમાં મનુષ્યો નવીન, વિચિત્ર, સુંદર અને જાદુભર્યા લાગતાં. અને પોતે જાણે કાળથી-અતીત હોય તેમ તેની ઉપર ઊડતો હતો. હમણાં સુધી, જંગલી પશુની જેમ ચીચીઆરીઓ પાડતી જનતા અત્યારે તેને જીવનથી છલકાતી ભાસી. પહેલાં જે વસ્તુઓ તેને ત્રાસજનક અરુચ અને કષ્ટદ લાગતી તે હવે હૃદયસ્પર્શી અને નવીન લાગી — જેમ આપણને બાળકનું કઢંગું વર્તન, તેની કાલી વાણી, પ્રકટ થતું અવિકસિત બુદ્ધિ બળનું તેજ, તેની હાસ્યજનક ભૂલો, તેના નખના નહોર ગમે છે તેમ ... અને તે બબડયોઃ "મારા પ્યારા બિરાદરો!"

વરનરે સ્મિત કર્યું. તેના દેખાવમાંનાં રૂક્ષતા અને અભિમાન નષ્ટ થયાં તે નાનકડી કોટડીમાં પીડાવા લાગ્યો. તેના દ્વારમાંથી તપાસ રાખતા કુતુહલભર્યાં ચક્ષુને જોઈ તેને કંટાળો આવ્યો. પાછો તે કેદી બની ગયો! તે બેઠો થયો, પણ પહેલાંના જેવી અક્કડતા ધારીને નહિ. મુખપર પહેલાં કદી ન ફરકેલું નમ્ર અને પહેલા કદી નહોતો બન્યો એવો બનાવ થયોઃ તે રડયો!

"મારા પ્યારા બિરાદરો!" તે અસ્ખલિત આંસુ સારતો બોલ્યો "મારા વહાલા બિરાદરો!"

કયા ગહન માર્ગે તે અમાપ અને ગૌરવભરી મુક્તિની લાગણી વટાવી આ તીવ્ર અને હૃદયસ્પર્શી દયાની લાગણીએ પહોંચ્યો હતો — તેને એની ખબર ન હતી. શું તેને ખરેખર તેના સાથી—બિરાદરોની દયા આવતી હતી? કે તેના અશ્રુમાં કાંઈ એથી વધુ તીવ્ર અને વધુ મહાન સત્વ છુપાયેલું હતું? તેનું ફરી ચેતના પામેલું અને પ્રફુલ્લિત બનેલું હૃદય આ પ્રશ્નનો જવાબ દેવા અશક્ત હતું. વરનર રડયો, તે ગણગણ્યોઃ "મારા પ્યારા બિરાદરો! વહાલા મિત્રો!"

અને આ રુદન અને અશ્રુ સહિત સ્મિત કરતો માણસ, એ પેલો ઠંડો અભિમાની, સંશયી ને ઉદ્ધત વરનર છે એમ ન્યાયાધિશો તો શું પણ તેના મિત્રો અને તે જાતેયે પિછાની શક્યો ન હોત.

## ૧૧

## ફાંસીના પંથે

ફાંસીની સજા પામેલા પાંચે ત્રાસવાદીઓ પિંજરગાડીમાં ગોંધાયા પહેલાં એક શીતળ, આછો ધૂમટ રચતા છતવાળા ઓરડામાં ભેગા મળ્યા. ઓરડો ન વપરાતી ઑફિસ જેવો અથવા મુલાકાતના ખંડ જેવો હતો. તેમને એક બીજા સાથે વાત કરવાની રજા હતી.

ફક્ત તાન્યા કોવાલચૂકે જ આ રજાનો તરત લાભ લીધો. બીજાઓએ તો ઠંડા બરફ જેવા અથવા જલતા અગ્નિ જેવા એક બીજાના હાથ, ભીડ્યા

વિના, દબાવ્યા. તેઓ મૂંગા મૂંગા એક બીજાની નજરને વારવા મથતા હતા. તેઓ મુંઝાયેલા અને ભાન વગરના લાગતા, ઘણા વખતે ભેગા મળેલા, છતાં એકાન્તમાં પોતે વેઠેલી લાગણીઓ બીજો કોઈ જાણી જાય તે વિચારે, દરેક જણ શરમાતા હતા. તેઓ એક બીજા સામે જોતાં ગભરાતા હતા. નવીન વિચિત્ર મુંઝવણ — પોતે અનુભવેલી અથવા બીજા વિશે ધારેલી — દર્શાવતાં ગભરાતા હતા.

આમ છતાં તેમણે એક બીજાને જોયા, એક બે વાર સ્મિત કર્યા પછી તો તેઓ પાછાં પહેલાંની માફક હળી ગયા. તેમનામાં કોઈ ફેરફાર જણાતો ન હતો. જે કાંઈ થયું હતું તેમાં દરેકનો હિસ્સો હતો તેથી તે ટીકાપાત્ર લાગતું ન હોતું. તેઓ લાગણીના આવેશમાં, તદ્દન ધીમેથી અથવા તદ્દન ઝડપથી વિચિત્ર લચકાતી ઢબે, વાત કરતા ફરતા હતા. કોઈ વાર કોઈ એકના એક શબ્દો વારંવાર બોલતું, અથવા શરૂ કરેલું વાક્ય પૂરેપૂરું બોલાયું છે એમ માની અધૂરૂં રાખતું. પણ તેમને આમાં કાંઈ ખાસ નવીનતા જણાતી નહિ. બધાએ ચશ્મા કાઢી નાખ્યા હોય તેમ પરિચિત વસ્તુઓને ઓળખ્યા વિના, આંખો પટપટાવતા તપાસી રહ્યા હતા. અને વારવાર કોઈ પાછળથી બોલાવતું હોય તેમ એકદમ પાછા ફરી જોતાં. પણ તેમને આમાં ખાસ કાંઈ નવીન લાગ્યું નહિ. મુસ્યાના અને તાન્યાના ગાલ અને કાન બળતા હોય તેમ રાતાચોળ થયા હતા. પ્રથમ તો સર્ગે ફિક્કો લાગતો હતો, પણ થોડીવાર પછી તે પાછો સ્વસ્થ થયો.

એકલો વાસિલી જ ધ્યાન ખેંચતો હતો. આ ટોળીમાં ચે તે વિચિત્ર અને ભયાનક લાગતો. વરનરે લાગણીથી ધીમે ઊંડા ચિંતાતુર સ્વરે મુસ્યાને કહ્યું :" તેને શું થયું છે, મુસ્યા? તેણે—શું એ બનવા જોગ છે? હું ખરું કહું છું, આપણે એની સાથે વાત કરવી જોઈએ."

વાસિલીએ દૂરથી વરનરને ન ઓળખ્યો હોય તેમ તેના તરફ જોયું, પછી આંખો નીચી ઢાળી દીધી.

" પણ વાસિલી, તારા વાળને શું થયું છે? હેં, તને શું થયું છે? એમાં કાંઈ નથી, ભાઈ, એ તો થોડી વારમાં જ પતી જશે. આપણે મન પર કાબુ રાખવો જોઈએ. ખરેખર, આપણે મન કબજે રાખવું જોઈએ. "

વાસિલીએ મૌનનો ભંગ કર્યો નહિ. પણ જ્યારે તેમને ખાત્રી થઈ કે તે બોલશે નહિ ત્યારે દૂરથી ખોખરો, ધીમો, ભયજનક જવાબ આવ્યો — જાણે બહુ વિનતિ કર્યા પછી કબરમાંથી એ અવાજ ન આવતો હોય : " પણ મને તો કાંઈ થયું નથી.. મારું મન કાબુમાં છે." તેણે ફરીથી કહ્યું : "મારું મન કબજે છે!"

વરનર ખુશ થયો : " શાબાશ, શાબાશ! તું તો બહાદુર છો : જે થાય તે ઠીક જ છે."

પણ જ્યારે તેણે વાસિલીની ઊંડી ઘેરી નજર જોઈ ત્યારે તેને ક્ષણભર વેદના થઈ આવી. તેણે પોતાના મનને પૂછ્યું : " પણ તે ક્યાં જુએ છે? તે ક્યાંથી બોલે છે?" ને ઊંડા મૃદુ અવાજે તેણે કહ્યુ " વાસિલી, સમજે છે કે? હું તને બહુ ચાહું છું."

" અને મને પણ, મને પણ તારા પર સ્નેહ છે." પરાણે હાલતી જીભે વાસિલીએ જવાબ આપ્યો.

અચાનક મુસ્યાએ વરનરનો હાથ પકડ્યો અને પરાણે આશ્ચર્ય દર્શાવતી રંગભૂમિ પરની નટીની જેમ તેણે કહ્યું: " વરનર, તને શું થયું છે? તેં 'હું તને ચાહું છું,' એમ કહ્યું ને? તેં પહેલાં કદી કોઈને એમ કહ્યું ન હોતું. અને તારું મુખ કેમ આટલું ઝળકે છે, તારો અવાજ કેમ આટલો મૃદુ છે? એમાં શો ભેદ છે? એ શું છે?"

વરનરે પણ નટની માફક શબ્દો ચોપી, એ જુવાન કુમારિકાનો હાથ દબાવી કહ્યું: " હા, હું અત્યારે ચાહું છું! કોઈને વાત કરતી નહિ. મને કહેતાં સંકોચ થાય છે પણ હું મારા બિરાદરોને અત્યંત ચાહું છું!"

તેમની દૃષ્ટિ મળી, અને તેમાંથી એક જ્યોત ભભૂકી ઊઠી. ક્ષણિક વિદ્યુતના ચમકારામાં જેમ

બીજા દીવાઓ નિસ્તેજ લાગે તેમ એ જ્યોતથી તેમની આસપાસની બધી વસ્તુઓ નિસ્તેજ જણાઈ.

"હા," મુસ્યાએ કહ્યું. "હા, વરનર!"

"હા" વરનરે ઉત્તર દીધો. "હા, મુસ્યા હા."

તેમને કાંઈક સદા યે યાદ રહે એવું સમજાયું હતું. વરનરની આંખ ચમકી ઊઠી, તે ઉતાવળે પગલે સર્જી પાસે ગયો: "સર્જી!"

પણ સર્જીને બદને તાન્યાએ જવાબ આપ્યો, માતૃત્વનું ગૌરવધારી આનંદનાં આંસુ સારતાં તેણે જોરથી સર્જીની બાંય ખેંચી.

"વરનર, સાંભળ તો ખરો! હું એના માટે રડી રહી છું, મને એના માટે દુઃખ થાય છે...અને એ તો...એ તો કસરતો કરે છે!"

"મુલરની વ્યાયામ પદ્ધતિ?" વરનરે સ્મિત કરી પૂછ્યું.

સર્જીએ મુંઝાઈને ભમરો ગૂંથી.

"વરનર, તું ખોટું હસે છે. મને પૂરેપૂરી ખાત્રી છે કે...." બધા હસવા લાગ્યા. એક બીજા સાથે વાતચીત કરવાથી તેમણે ધીમે ધીમે બળ અને દૃઢતા પ્રાપ્ત કર્યાં હતાં, તેઓ પહેલાંની માફક એકબીજા સાથે હળી ગયાં હતાં. હંમેશાં આમ જ વર્તતા હોય તેમ તેમને તેમના વર્તનમાં કાંઈ તફાવત લાગ્યો નહિ. વરનર હસતો બંધ થયો અને તેણે ગંભીરતાથી સર્જીને કહ્યું:

"તારી વાત ખરી છે, સર્જી! તું સંપૂર્ણ સાચો છે."

"જો તને સમજાવું." સર્જીએ સંતોષ પામી કહ્યું: "અલબત્ત આપણે....."

એટલામાં જ તેમને પિંજર-ગાડીઓમાં ચડી જવાનો હુકમ થયો. અમલદારોએ તેમને ફાવે તેમ બબ્બેની જોડીઓ ગોઠવવા દેવાની કૃપા કરી હતી. સામાન્ય રીતે એમનું વર્તન મૈત્રીભર્યું હતું. શું તેઓ માનવતા દર્શાવતા હતા કે બધું તેમની જાણ બહાર થતું હોય તેમ માની બેજવાબદારી બતાવતા હતા? કહેવું અઘરું છે. પણ આ ફાંસી-કૃત્યમાં ભાગ લેનારા બધા વીલા પડી ગયા હતા એટલું નક્કી.

"મુસ્યા, તું એની સાથે જા," સ્થિર બનેલા વાસિલીને બતાવતાં વરનરે કહ્યું.

"હું સમજું છું," મુસ્યાએ માથું હલાવી જવાબ આપ્યો, "અને તું?"

"હું? જો, તાન્યા સર્જી સાથે જશે, તું વાસિલી સાથે, અને હું.. હું એકલો જઈશ. એમાં શું વાંધો છે? તું જાણે છે, હું એની ટક્કર ઝીલી શકું તેમ છું."

જ્યારે તેઓ ચોગાનમાં આવ્યા ત્યારે ભેજ અને જરા ઉષ્મા ભરેલી હવાએ તેમનાં મોં આંખ પર મૃદુ સ્પર્શ કર્યો. એ હવા શ્વાસ આડે આવતી હતી, ને કંપતા શરીરને ભેદી તેને શુદ્ધ કરતી વહેતી હતી. આ સ્ફૂર્તિપ્રેરક ફક્ત પવન—વસંતનો મૃદુ અને ભેજવાળો પવન—હતો, એ માનવું મુશ્કેલ હતું.

વસંતની એ અદ્‌ભુત રાત્રિમાં ઓગળેલા બરફની, અનંત અવકાશની સુવાસ હતી. એ પથ્થરોમાં પડઘા પાડતાં, ગુંજન કરતાં, લટકા કરતા ઉતાવળાં જલબિંદુઓ, એક પછી એક પડતાં પડતાં, મધુર ગીત ગાતાં હતાં. પણ જો એકાદ બિંદુને પડતાં વાર લાગતી તો ગુંજન, આનંદની છાલક જેવું, મીઠી મુંઝવણ જેવું બનતું. પાછું એક મોટું બિંદુ પડતું અને વસંતનું મધુર તાલબદ્ધ ગીત શરૂ થતું. શહેર ઉપર, બંદીખાનાની દિવાલોથી ઊંચે વીજળીના દીવાથી પ્રકાશચક્ર પ્રકટયું હતું.

સર્જીએ ઊંડો નિઃશ્વાસ નાખ્યો. અને ફેફસાંમાંથી આ શુદ્ધ અને તાજી હવા કાઢી નાખતાં તે દિલગીર થયો હોય તેમ તેણે ફરી વાર શ્વાસ રોક્યો.

"આવી સુંદર હવા આપણે કેટલા વખત પછી પામ્યા?" વરનરે પૂછ્યું.

"વસંતનો સમય છે ને?"

"ફક્ત ગઈકાલથી જ." સિપાઈઓએ નમ્રતાથી તરત જવાબ આપ્યો.

"ઘણા દિવસોથી ઠંડી તો હતી."

એક પછી એક કાળી ગાડીઓ આવવા માંડી અને બન્નેને લઈ, અંધારામાં, જ્યાં દરવાજામાં ફાનસ લટકતું હતું ત્યાં, જતી રહી દરેક ગાડીની આજુબાજુ સૈનિકોની ભૂખરી આકૃતિઓ ચાલતી હતી તેમના ઘોડાના ડાબલા જોરથી પડતા હતા વારવાર એ જાનવરો ભીના બરફ પર લપસી જતા

જ્યારે વરનરે ગાડીમા ચડવા માથું નમાવ્યું ત્યારે સિપાઈએ તેને ધીમેથી કહ્યું. "તારી જોડે બીજો એક જણ આવવાનો છે"

વરનર અચંબો પામ્યો.

"કોણ? ક્યા આવવાનો છે" ઓહો! હ! બીજો એક! કોણ છે એ?"

સૈનિક અવાચક રહ્યો અંધારા ખૂણામા પડેલી કોઈ નીચી, અક્કડ આકૃતિ આવતી જણાઈ દીપકના ઝાંખા રશ્મિમા એક ખુલ્લી આંખ ચમકી એ બેઠો તેવો વરનરના ઘૂંટણ અથડાયો.

"માફ કરજો, બિરાદર!"

કોઈ જવાબ સંભળાયો નહિ ગાડી ચાલી ત્યારે પેલા માણસે અચકાતા અશુદ્ધ ભાષામા પૂછ્યું 'તું કોણ છે?'

"મારું નામ વરનર, રાજ્યના પ્રધાન પર હુમલો કરવા માટે ફાંસીની સજા થઈ છે અને તમે?"

"હું યાનસન છું મારે ફાંસી નથી જોઈતી—"

બે કલાકમા તેઓ મહાન અણઉકેલ્યા ભેદ સમ્મુખ ખડા થવાના હતા બે કલાકમાં તો તેઓ જીવન તજી મૃત્યુને ભેટવાના હતા એકજ પંથના બંનેય વટેમાર્ગુઓ હતા તેથી તેમણે એકબીજાની ઓળખાણ કરી લીધી જીવન અને મૃત્યુ એકજ વખતે, એકજ ધ્યેયને પહોંચવા, જુદી સપાટી પર રહી, પ્રયત્ન કરતા હતા જીવન તદ્દન હાસ્યજનક અને નજીવી બાબતોમા પણ મૃત્યુથી જુદું જ પડી આવતું

'તેં શું કર્યું હતું, યાનસન?'

"મારા શેઠના શરીરમા મેં છરો ભોંકી દીધો અને હું પૈસા ઉઠાવી ગયો'

લાગતું હતું વરનરે અંધારામાં તેનો લટકતો હાથ શોધ્યો અને દબાવ્યો યાનસને તે ધીમેથી ખેંચી લીધો

"તું ડરે છે?" વરનરે પૂછ્યું.

"મારે ફાંસીએ નથી ચડવું"

તેઓ મૂંગા રહ્યા ફરીથી વરનરે એ એસ્થોનિયનનો હાથ શોધી સૂકી ગરમ હથેળીઓ વચ્ચે દબાવ્યો હાથ હાલ્યો નહિ, ફરીથી તેને છૂટો કરવા યાનસને પ્રયાસ કર્યો નહિ

જે ગાડીમા તેમને ગોંધેલા હતા તેમા દુર્ગંધ મારતી હતી તેની ગંદી વાસમા વળી સૈનિકોના પોશાકની, ચણના છાણની અને ભીના ચામડાની દુર્ગંધ ભળી હતી સામે બેઠેલા એક જુવાન સૈનિક પાસેથી લસણ અને તમાકુની ગંધ વારેઘડીએ વરનરના મુખતરફ વહેતી હતી પણ નાની બારીઓમાથી પવનની લહરીઓ આવતી હતી તેથી આ ચાલતા ખાનામાં વસંતની અસર બહાર કરતા પણ વધુ સ્પષ્ટ લાગતી ગાડી ઘડીમા જમણી બાજુ તો ઘડીમા ડાબી બાજુ ફરતી કોઈવાર તે ગોળ ફરી પાછી વળતી લાગતી પણ કેદીઓને કોઈવાર લાગતું કે તેઓ કલાકો સુધી ગોળગોળ ફર્યા કરે છે પ્રથમ તો વીજળીના દીવાનો ભૂરો પ્રકાશ નીચે ઢાળેલા જાડા પડદાએ માથી આવતો હતો, પણ થોડી વાર પછી વળાંક લેતા અંધારું થઈ ગયું આથી મુસાફરોએ જાણ્યું કે તેઓ પરાંઓમાથી પસાર થઈ સ...નાગના સ્ટેશને જતા હતા કોઈવાર અચાનક વળાંક લેતા વરનરનો વળેલો ઘૂંટણ સિપાઈના ઘૂંટણ સાથે અથડાતો તેથી પાસે આવતી ફાંસીમા તેનો વિશ્વાસ બેસતો ન હતો.

આપણે ક્યાં જઈએ છીએ?" યાનસને અણધાર્યો સવાલ પૂછ્યો વારવાર હાલતી ડોલતી ગાડી તેને કંટાળો અને ધ્રુણા આપતી હતી

વરનરે જવાબ દીધો અને એસ્થોનિયનનો હાથ પહેલા કરતા વધુ જોરથી દબાવ્યો. તેને આ ટીંગણા ઊંઘ! માણસ જાતમાં સૌની વધુ પ્યારો લાગે ...ણું અને મૈત્રીભર્યા શબ્દો કહેવાનું

મન થયું :

"પ્યારા દોસ્તો હું ધારું છું કે તને અડચણ પડે છે. જરા મારી બાજુ ખસ." પહેલાં તો યાનસન કાંઇ બોલ્યો નહિ, પણ ક્ષણેક પછી તેણે જવાબ દીધો: "આભાર, હું તો બરાબર છું! શું તને પણ આ લોકો ફાંસીએ લટકાવવાના છે?"

"હા" વરનરે અત્યંત આનંદ દર્શાવી હસીને કહ્યું. કોઇ સ્નેહી મશ્કરીખોર મિત્રોની મંડળીની નિષ્ફળ મુર્ખાઈભરી યુક્તિઓ વિશે વાત કરતો હોય તેમ તેણે ઇસારો કર્યો.

"તારે બૈરું છે?" યાનસને પૂછ્યું.

"પત્ની? મારે? ના રે, હું તો એકલો છું."

"મારે પણ એમ જ છે. હુંયે વાંઢો છું."

વરનરને પણ કંટાળો આવ્યો. કેટલીક વાર તેને લાગતું કે તે કોઈ ઉત્સવે જાય છે. ફાંસી માટે જનારા બધાને એક જ વિચિત્ર લાગણી થઇ આવતી. તેઓ ભય અને વેદનાના શિકાર બન્યા હતા, છતાં તેઓ ભાવિમાં થવાના વિચિત્ર અનુભવ તરફ સમદર્શી હતા. વાસ્તવિકતા ગાંડપણ અને જીવન સાથે સંમિશ્રિત મૃત્યુના ઘેનમાં ભૂનાવળો સર્જી રહી હતી.

"આખરે આવી પહોંચ્યા," વરનરે ગાડી થંભી જતાં આનંદ અને કુતુહલથી કહ્યું. અને તે ધીમેથી જમીન પર કૂદ્યા, પણ યાનસને આળસથી હકપૂર્વક મૂક વિરોધ સાથે ઊતરવા ના પાડી ને બારણાના હાથાને વળગ્યો. સૈનિકે તેની નબળી આંગળીઓ છૂટી કરી, તેનો હાથ પકડ્યો. યાનસન ગાડીના ખૂણાને, બારણાને, ઊંચા કડાને વળગ્યો; પણ સૈનિક વચ્ચે પડ્યો એટલે નરમ થઇ છૂટો થયો. તે વસ્તુઓને પકડતો નહિ પણ તેમને વળગતો હતો. સૈનિકો વધુ બળવાન હતા તેથી તેમને તેની પકડ છોડાવવા વિશેષ બળ વાપરવાની જરૂર ન હતી.

રાત્રિએ હંમેશાં હોય છે તેમ, સ્ટેશન અંધારું, નિર્જન અને ચેતનહીન, લાગતું હતું. પેસેન્જર ટ્રેનો ઊપડી ચૂકી હતી, અને કેદીઓની મુસાફરી માટે ઊભેલી ટ્રેઇનને ધમાલ કે પ્રકાશની કાંઈ જરૂર ન હતી. વરનરને સુસ્તી ચડી હતી. તે ડરતો નહોતો, તે દુઃખ પામતો નહોતો, પણ તે કંટાળ્યો હતો. ખૂબ ભારે થાક જેવી સુસ્તી ચડવાથી તેને કોઈપણ જગ્યાએ જઈ આડા પડી આંખો મીંચવાની ઇચ્છા થઈ આવી. તેણે અવયવો ખેંચ્યા ને વારંવાર બગાસાં ખાયા કર્યું.

"આ બધું જલદીથી પતાવી નાખતા હોય તો!" તેણે કંટાળીને કહ્યું. યાનસન અવાચક થઈ ધ્રૂજતો હતો.

સૈનિકો વચ્ચે થઈ, કેદીઓ નિર્જન પ્લેટફોર્મ પર, આછા પ્રકાશવાળા રેલ્વેના ડબ્બા પાસે ગયા ત્યારે, વરનરને ફક્ત 'બત્તી'—શબ્દ સ્પષ્ટ સમજાયો. વાક્યનો બીજો ભાગ કંટાળા ભરેલા લાંબા બગાસામાં ડૂબી ગયો.

"તેં શું કહ્યું?" વરનરે પણ બગાસું ખાતાં પૂછ્યું.

"રિફ્લેક્ટર...રિફ્લેક્ટરની બત્તીમાં ધૂમાડો થાય છે." સાર્જંટે કહ્યું. વરનરે પાછા ફરી જોયું. વાત સાચી હતી, કાચના શેડઝ કાળા પડી ગયા હતા.

"હા, એમાં ધૂમાડો થયો છે!"

તેણે અચાનક વિચાર્યું: "બત્તીમાં ધૂમાડો થાય કે ન થાય, તેમાં મારે શું? અત્યારે જ્યારે ...?" સાર્જંટને પણ નિઃશંક એજ વિચાર આવ્યો હતો. તેણે વરનર તરફ જલદીથી એક દૃષ્ટિપાત કર્યો અને મોં ફેરવી લીધું. બન્નેએ બગાસાં ખાવાનું બંધ કર્યું.

બધાંએ આરામથી ટ્રેઇન તરફ પ્રયાણ કર્યું. ફક્ત યાનસનને જ દોરવો પડ્યો. પ્રથમ તો તેના પગ અકડાઈ ગયા. અને તેનાં પગતળિયાં પ્લેટફોર્મ સાથે ચોંટી ગયાં; પછી તેના ઘૂંટણો વળ્યા. તેના શરીરનો બધો ભાર પોલિસોના હાથ પર પડ્યો. તેના પગ દારૂડીઆની જેમ ઢસડાવા લાગ્યા અને લાકડાના પ્લેટફોર્મ પર તેના બૂટની ટો ઘસડાવા લાગી. તેને ડબ્બામાં ચડાવતાં ભારે મુશ્કેલી પડી. સૈનિકોએ મૂંગો મૂંગો તેને ડબ્બામાં ચડાવ્યો.

વાસિલી કોઇના ટેકા વિના ચાલતો હતો. અજાણ્યે તે તેના મિત્રોની હિલચાલની નકલ કરતો હતો.

ટ્રેઇનનાં પગથિયાં ચડ્યા પછી તે પાછળ લથડ્યો. એક સૈનિકે તેને ખભેથી પકડી પડતો બચાવ્યો. તે ખૂબ કંપવા લાગ્યો. તેણે સૈનિકને ખસેડી કાન ફોડી નાખે એવી ચીસ પાડી; "ઓ!"

"વાસિલી તને શું થાય છે?" વરનરે તેની પાસે ધસી જઈ પૂછ્યું. વાસિલી કંપતો મૂંગો રહ્યો. સૈનિક મુંઝાયો અને વાલો પડી જઈ સમજાવવા મંડ્યો: "હું એને પડતો બચાવવા માટે ટેકો આપતો હતો, પણ એ–"

"ચાલ, વાસિલી હું તને ટેકો આપીશ," વરનરે કહ્યું.

તેણે તેના બિરાદરનો હાથ પકડ્યો પણ વાસિલીએ તેને તરછોડી નાખી મોટી ચીસ પાડી

"વાસિલી, એ તો હું વરનર છું!"

"હું જાણું છું. મને અડક નહિ મને એકલો ચાલવા દે."

તે હજુ સુધી જતો હતો ડબ્બામાં પેઠો અને એક ખૂણામાં બેસી ગયો વરનરે આપના ઈશારે મુસ્યાને વાસિલી બતાવી ધીમેથી પૂછ્યું: "કેમ એનું કેમ ચાલે છે?"

"ખરાબ" મુસ્યાએ કાનમાં જવાબ આપ્યો: "એ તો અત્યારથી જ મૃત્યુને શરણે પહોંચી ગયો છે, પણ વરનર, મને કહે, મૃત્યુ ખરેખર હસ્તી ધરાવે છે?"

"મને ખબર નથી મુસ્યા, પણ હું એમા માનતો નથી." વરનરે ગંભીર વિચાર કરી કહ્યુ.

હું પણ એમજ ધારું છું પણ આ ગાડીમા આખો વખત મને એને માટે દુઃખ થતું હતું. અને લાગતું હતું કે હું મડદાં સાથે મુસાફરી કરી રહી છું."

"હું જાણતો નથી, મુસ્યા. કદાચ કેટલાકને મત મૃત્યુ હસ્તી ધરાવતું હશે. થોડા વખત પછી તેની હસ્તી જ નહિ હોય. મારે મન એક વખત મૃત્યુ અસ્તિત્વ ધરાવતું પણ અત્યારે તેનું અસ્તિત્વ છે જ નહિ."

મુસ્યાના જરા ફિક્કા પડેલા ગાલ પર લાલી આવી.

"તારા માટે ય તે અસ્તિત્વ ધરાવતું હતું વરનર? તારા જેવા માટે?"

"હા, પણ હવે કાંઈ નથી. તારી માફક જ!"

તેમણે ડબ્બાના બારણા આગળ અવાજ સાંભળ્યો ઝિગાને થૂંકતો, મોટેથી શ્વાસ લઈ બૂટની એડીઓ પછાડતો, દાખલ થયો. તેણે આસપાસ જોયું અને તે અટક્યો.

"સિપાઈ, અહીં હવે બિલકુલ જગ્યા નથી!" તેણે થાકેલા અને ખીજાયેલા સૈનિકને જણાવ્યું: "હું આ આરામથી મુસાફરી કરી શકું તે માટે બંદોબસ્ત કર, નહિ તો, હું તારી સાથે આવવાનો નથી. આના કરતા તો મને આ બત્તીના થાંભલે જ લટકાવી દે! હરામીઓ, આ ડબ્બો તો જુઓ? આને તે ડબ્બો કહેવાતો હશે કે? આને કોણ કહે? આ તો શેતાની હોજરી છે, હોજરી!"

પણ એટલામા જ તેણે માથું નીચું કર્યું અને ડોક લંબાવી બીજા કેદીઓ તરફ આગળ વધ્યો. તેના ઝાંખરા જેવા વાળ અને દાઢી વચ્ચે ચમકતી આંખોમાં જંગલીપણું, તોછડાઈ અને ઘેલછા દેખાતા હતા.

"ઓ મારા પ્રભુ!" તેણે બૂમ મારી · "ત્યારે આપણે બધાયે અહીં જ છીએ? કેમ છો સાહેબ!"

તેણે હાથ લંબાવી વરનર સામે બેઠક લીધી પછી તેણે આંખ મારી, વાંકા વળી, સાથે બેઠેલાના ગળે હાથ વીંટાળ્યો

"તું પણ? ઓહો!"

"હા!" વરનરે સ્મિત કર્યું.

"બધા?"

"બધાં યે!"

"ઓહો! ઓહો!" ઝિગાનેએ દાંત કાઢી કહ્યું. તેણે ઝડપથી નજર નાખી બીજા કેદીઓને તપાસ્યા. મુસ્યા અને યાનસન પર તે નજર લાંબો વખત ઠરી.

"પ્રધાનના કિસ્સામાં ને?"

"ઓહો, સાહેબ, આપણી તો વાત જ જુદી છે. આપણે એટલા માનને લાયક નથી, હું તો સાહેબ ધાડપાડુ, ખૂની, પણ એમાં કાંઈ તફાવત નથી. બીજી દુનિયામાં બધાને માટે જગ્યા થશે."

તેણે ચોકસાઈથી, દઢ અને જંગલી દષ્ટિથી બધાનું માપ કાઢ્યું. પણ તેઓ તેની તરફ બોલ્યા વિના ગંભીરપણે દયાથી જોતા હતા. વળી તેણે દાંત કાઢ્યા અને વરનરના ઘૂંટણ પર કેટલીકવાર ટપલીઓ મારી.

"એ તો એમ જ હોય સાહેબ! લોકો ગાય છે—

'આ એકલા જંગલમાં

ના કરશો કોઈ અવાજ!'

"પણ તું મને, સાહેબ કેમ કહે છે? આપણે બધાં યે..."

"ખરી વાત છે!" ઝિગાનેએ સંતોષથી સંમતિ દર્શાવી. "તારે યે મારી સાથે ફાંસીએ લટકવાનું છે. પછી સાહેબ થઈને શું કામ? સાચો સાહેબ તો પેલો બેઠો!"

તેણે મૂંગા બેઠેલા સૈનિકને આંગળી ચીંધી બતાવ્યો.

"અને પેલા તારા દોસ્તને કાંઈ મજા પડતી લાગતી નથી!" તેણે વાસિલી તરફ જોતાં કહ્યું: "બીઈ તું ડરે છે કે?"

"ના." પરાણે હાલતી જીભે તેણે જવાબ આપ્યો.

"થાય ત્યારે, ગભરા નહિ. એમાં કાંઈ શરમની વાત નથી. એ તો કૂતરાઓ ફાંસીએ ચડવાના હોય ત્યારે પૂંછડી હલાવે ને દાંતીઆં કરે, તું તો મરદ છે. અને આ પૂતળું વળી કોણ છે? નક્કી, તમારા સંઘમાંનો નથી લાગતો."

તેની આંખો આખો વખત નાચતી હતી. તે છિઃ છિઃ અવાજ કરતો લાળ થૂંકી નાંખતો. ચાનસન ખૂણામાં ટૂંટિયું વાળી; રૂવાંટીવાળી વાનરટોપીના છેડાઓ ફફડાવતો બોલ્યાં વિના સ્થિર બેસી રહ્યો. વરનરે તેના બદલે જવાબ આપ્યો: "તેણે તેના શેઠને મારી નાખ્યો હતો."

"મારા પ્રભુ!" ઝિગાનેએ આશ્ચર્ય પામી બૂમ મારી: "આવાં પંખીડાં વળી ક્યારથી લોહીનાં ખૂન કરતાં થયાં?"

ક્ષણભર તેણે મુસ્યા તરફ ચોરીથી જોઈ લીધું. પછી તરત જ દૃષ્ટિ સ્થિર કરી, વીંધતી નજરે તેના તરફ તાકી રહ્યો. "ઓહ! કુમારી, તમારી શી બાબત છે? તારા ગાલ ગુલાબી છે. તું હસે છે! જુઓ જુઓ." અને તેણે તેની વાંકીવળેલી આંગળીઓમાં, વરનરનો ઘૂંટણ પકડયો.

શરમાતાં અને જરા મુંઝાતાં મુસ્યાએ નીડરપણે પોતાને તાકતી, જંગલી, પ્રશ્ન પૂછતી નજર સામે જોયું. બધા શાંત હતા.

નાના ડબ્બાઓ ઝડપથી સાંકડો રસ્તો કાપતા હતા. એન્જીન ડ્રાઈવર અકસ્માતથી કોઈનો ખુડદો ન નીકળી જાય તેના ભયથી ડરી, દરેક વળાંકે અને ક્રોસીંગે વીસલ બજાવતો. આટલી બધી સંભાળ અને જહેમત—માણસની બધી શક્તિ—આ ફાંસીએ ચડનારા પાછળ વાપરવામાં આવે એ શું ભયંકર નહોતું? તદ્દન ક્ષુદ્ર વસ્તુ પાછળ ગંભીરતાથી તર્કશક્તિનો ઉપયોગ થતો હતો. ડબ્બાઓ દોડતા હતા અને એ લોકો સામાન્ય માનવી જેમ મુસાફરી કરે તેમ સહજ રીતે બેઠા હતા. પછી...સાધારણ થોભવાનું આવશે. પાંચ મિનિટ થોભવાનું."

અને પછી? પછી મૃત્યુ—અનંતતા—મહાન ભેદની અગોચરતા!

## ૧૨
## વિદાય

ટ્રેઈન ઝડપથી આગળ ધપતી હતી.

આજ રેલમાર્ગ પર આવેલા એક ગામડાના નાના ઘરમાં વર્ષો પહેલાં ગાળેલો ઉનાળો સર્જેને યાદ આવ્યો. આ રસ્તે તેણે વારંવાર રાતદિવસ મુસાફરી કરી હતી અને તેથી તે એનાથી પરિચિત હતો. મોડી રાત સુધી, મિત્રો સાથે મજા ઉડાવી છેલ્લી ટ્રેઈનમાં પાછો ફરતો હોય તેમ, તે આંખ

મીંચી કલ્પના પ્રદેશમાં પડયો હતો.

'હવે તો છેક નજીક છે," તેણે ટટાર થઈ વિચાર કર્યો. તેની દૃષ્ટિ અંધારી જાળીવાળી બારી પર પડી. આસપાસ બધું સ્થિર હતું. ફક્ત ઝિગાને થૂંક્યા કરતો હતો. અને તેની દૃષ્ટિ ડબ્બામાં ચારે ખૂણે ફરી વળી બારણા સાથે અને સૈનિકો સામે અથડાતી.

"ટાઢ છે," વાસિલીએ પાતળા કરી ગયેલા હોઠ દબાવી કહ્યું.

તાન્યા માના જેવા સ્નેહથી બોલી: "આ ગરમ રૂમાલ તારા......"

"ગળા માટે?" સર્જીએ પૂછ્યું અને તે પોતાના જ પ્રશ્નથી ભય પામ્યો.

"શું વાગ્યો છે, વાગ્યા? લે"

"ગળે વીંટાળી દે ગરમાવો—ફૂંક લાગશે," વરનરે ઉમેર્યું.

તેણે યાનસન તરફ ફરી મૃદુ સ્વરે કહ્યું:

"તને ટાઢ નથી વાતી?"

"વરનર, એને કદાચ બીડી પીવી હશે. બિરાદર, બીડી પીવી છે કે?" મુસ્યાએ પૂછ્યું.

'અમારી પાસે થોડી બીડીઓ છે."

"હા, મારે જોઈએ છે."

"સર્જી, એને સીગારેટ આપ તો," વરનરે કહ્યું. પણ સર્જીએ તો ક્યારની સીગારેટની ડબ્બી આગળ ધરી હતી.

અણવી રીતે સીગારેટ પકડતી યાનસનની આંગળીઓ, તેની દિવાસળી સળગાવવાની ક્રિયા તથા તેના મોંમાંથી નીકળતી વાંકીચૂંકી ભૂરા ધૂમાડાની સેર બધાં મૃદુ દૃષ્ટિથી જોઈ રહ્યાં.

"આભાર," યાનસને કહ્યું: "સારી છે."

"વિચિત્ર છે," સર્જીએ કહ્યું.

"શું વિચિત્ર છે? વરનરે પૂછ્યું.

"સીગારેટ," સર્જીએ તેના વિચારો છૂપાવી જવાબ આપ્યો.

યાનસને રક્તહીન, સચેતન આંગળીઓમાં સીગારેટ પકડી હતી. ને આશ્ચર્ય સહિત એને જોતો હતો. બધાં સ્થિર દૃષ્ટિથી આ નાના કાગળના ટુકડા તરફ અને ભૂખરી રાખમાંથી નીકળતી નાની સેર તરફ મીટ માંડીને જોતાં હતાં.

સીગારેટ હોલવાઈ ગઈ.

"એ કરજળી ગઈ છે," તાન્યાએ કહ્યું.

"હા, બુઝાઈ ગઈ છે."

"જહાનમમાં ગઈ," વરનરે યાનસનના ચેતનહીન લાગતા લટકતા હાથમાં પકડેલી સીગારેટ તરફ જોઈ કહ્યું. એકદમ ઝિગાને વરનરના મુખ તરફ ફર્યો અને તેની આંખમાં ધારીને જોયું. તેણે ધીમેથી કહ્યું:

"ધારો કે, સાહેબ, આપણે આ વોળાવીઆ સૈનિકો પર હુમલો કરીએ તો? તમારો એ બાબતમાં શો મત છે?"

"ના" વરનરે ઉત્તર દીધો.

'શા માટે?" લડતાં લડતાં મરવું વધારે સારું છે. હું તેમને ઘા કરું, તેઓ મને ઘા કરે અને એમાં જ હું ભાન વિના, ખબર ન પડે તેમ, મરી જાઉં......"

"ના, એવી કાંઈ જરૂર નથી." વરનરે કહ્યું અને તે યાનસન તરફ ફર્યો.

"તું બીડી કેમ પીતો નથી?"

જાણે, કોઈક તેના મુખ પરની કરચલીઓને નિયંત્રિત કરતી દોરીઓ ખેંચતું ન હોય તેમ, યાનસનનો લેવાઈ ગયેલો ચહેરો દયાજનક કરચલીઓથી ભરપૂર દેખાવા લાગ્યો. દુઃસ્વપ્નથી—ઓચારથી—ડર પામતો હોય તેમ યાનસન વિચિત્ર લાગણીહીન અવાજે આંસુ સાર્યા વિના ડૂસકાં ભરવા લાગ્યો:

'મારાથી બીડી નથી પીવાતી. આહ! આહ! મારે ફાંસીએ નથી ચડવું. આહ! આહ! આહ!"

બધાં તેની તરફ ફર્યાં. તાન્યા આંસુ સારતી

તેની રૂવાંટીવાળી ટોપી બરાબર કરી, તેનો હાથ પંપાળવા લાગી.

"મારા પ્યારા દોસ્ત! ના રડ, મારા બંધુ! મારા ગરીબ ભાઈ!"

ઓચિંતા ડબ્બાઓ એક બીજા સાથે અથડાયા અને ટ્રેન ધીમી પડવા લાગી. કેદીઓ ઊભા થયા, પણ તરત જ પાછા બેસી ગયા.

"આવી પહોંચ્યાં," સર્જીએ કહ્યું.

ત્રણે ડબ્બામાંથી બધી હવા પમ્પથી કાઢી લેવામાં ન આવી હોય તેમ, તેમને શ્વાસ લેવાનું પણ અઘરું લાગ્યું. તેમનાં હૈયાં છાતી ઉપર ભાર રૂપ થયાં હતાં, અને ધમણની જેમ ધબકતાં હતાં. તેથી તેમના મનમાં મુંઝારો થતો હતો. ત્રાસથી તેમનું લોહી ઊકળી બંડ કરતું. તેમણે ડબ્બાના ધ્રૂજતા તળિયા પર નજર માંડી, અને ધીમેથી ફરતાં પૈડાં તરફ કાન માંડ્યા. ધીમે ફરતાં પૈડાં આસ્તેથી અટકી ગયાં.

ટ્રેઈન થંભી ગઈ.

કેદીઓ અજાણી તંદ્રામાં પડ્યાં હતાં. તેમને વેદના થતી નહોતી. તેઓ મૂર્છામાંજ જીવન વિતાવતાં હતાં. તેમના દેહમાંથી સ્થૂલતા અદશ્ય થઈ હતી. તેઓ પડછાયાની જેમ અવાજ વિના બોલતાં અને સ્થિર છતાં હાલતાં ચાલતાં હતા. તેઓ બહાર નીકળ્યાં. જંગલની તાજી હવા લેતાં તેઓ જોડીજોડી ગોઠવાઈ ગયાં. હજુ સ્વપ્નમાં હોય તેમ યાનસનને જરૂર કરી, પણ સૈનિકેએ તેને ગાડીમાંથી બહાર ઢસડી કાઢ્યો.

"આપણે ચાલતા જ જવાનું છે ને?" કોઈએ દર્દથી પૂછ્યું.

"બહુ દૂર નથી," કોઈએ બેપરવાઈથી જવાબ આપ્યો.

જંગલમાં, તેમણે બોલ્યા વિના, ભીના કીચડવાળા રસ્તે પ્રસ્થાન કર્યું. તેમના પગ લપસી જતા ને કોઈવાર બરફમાં અટવાતા, અને પોતાના હાથની જાણે-અજાણે આંકડી ભીડતા સૈનિકો, મહામહેનતે શ્વાસ લેતા કેદીઓની બન્ને બાજુ, એક એકની હારમાં ચાલતા હતા. કોઈએ ચીડાઈને ફરીઆદ કરી: "આટલો રસ્તોય એમનાથી સાફ ના થયો? અહીં તો ચાલવું યે ભારે પડે છે."

કોઈએ માનપૂર્વક જવાબ આપ્યો: એને સાફ તો કર્યો'તો મારા મહેરબાન, પણ બરફ પાછો પાવો માંડે એટલે એનું એજ."

કેદીઓ પાછાં ભાનમાં આવ્યાં હતાં. હવે તેમને સમજાયું: "એ વાત સાચી છે. રસ્તો સાફ કરી શકાય તેમ નથી." પાછું બધું સંતાઈ જતું લાગ્યું. જંગલની તાજગીભરી ઉગ્ર અને મીઠી સુવાસ આવતી હતી. વળી પાછું બધું સ્પષ્ટ થયું—જંગલ રાત્રિ અને રસ્તા......અને થોડીવારમાં, મૃત્યુ તેના રાક્ષસી પંજામાં તેમને દબાવશે એની નિશ્ચિંતતા! ધીમે ધીમે ગણગણાટ શરૂ થયો. ' લગભગ ચાર થયા."

"મેં તને કહ્યું'તું જ તો. આપણે બહુ વહેલાં નીકળ્યાં હતા."

"સૂરજ પાંચે ઊગે છે."

"પાંચ વાગે, બરાબર છે. આપણે રાહ જોવી જોઈતી હતી."

પહો ફાટતાં તેઓ અટક્યાં. પાસે જ, જમીન પર ડોલતો પડછાયા પાડનારાં વૃક્ષો પાછળ બે દીવાઓ શાંતિથી લટકતા હતા. ત્યાં માંચડા રોપાયા હતા.

"મારા એક પગનો રબરનો જોડો ખોવાઈ ગયો," સર્જીએ કહ્યું.

"શું?" વરનરે સમજણ ન પડતાં પૂછ્યું.

"મારાથી ખેવાઈ ગયો. મને ઠંડી લાગે છે."

"વાસિલી ક્યાં છે?"

"મને ખબર નથી. પેલો રહ્યો."

નજીકમાં જ વાસિલી શોકાતુર અને સ્થિર ઊભો હતો.

"મુસ્યા ક્યાં છે?"

"આ રહી હું. કોણ, વરનર તું છે કે?"

તેમણે અવાચક પણ ભયાનક અર્થસૂચક લટકતાં ફાનસો પરથી દૃષ્ટિ દૂર કરી. તેમણે એક બીજા સામે જોયું. જંગલની ડાબી બાજુ ગીચ ન હોવાથી જરા

પ્રફુલ્લ લાગતી હતી. તેની પેલી પાર દૂર કાંઈક મોટું, ભૂખરું અને સપાટ જણાતું હતું; ત્યાંથી પવનની ભીની લહરી આવતી હતી.

"પેલો રહ્યો દરિયો," સર્જીએ ભેજવાળી હવા લેતાં કહ્યું.

મુસ્યાએ પ્રત્યુત્તરમા ગીતનું ચરણ ગાયું:

"મુજ પ્રેમ સિંધુ અનંત વહે"

"શું કહ્યું મુસ્યા?"

"તટ જીવનના ન સમાવી શકે;

મુજ પ્રેમ સિંધુ અનંત વહે."

"મુજ પ્રેમ સિંધુ અનંત વહે" સર્જીએ શોકાતુર વદને ચરણ ઝીલ્યું.

"મુજ પ્રેમ સિંધુ અનંત વહે," વરનરે પડઘો પાડ્યો. અચાનક આશ્ચર્યથી તેનાથી મોટે સ્વરે બોલાઈ જવાયું: "મુસ્યા મારી નાની મુસ્યા, હજુ તો તેં યૌવનમાં હમણાં જ પ્રવેશ કર્યો છે!"

એટલામાં જ, વરનરના કાનમા ઝિગાનેએ થંભી ગયેલા શ્વાસે, ઉગ્ર લાગણીથી કહ્યું: "સાહેબ, જંગલ ભણી તો જુઓ. મારા પ્રભુ! આ બધું શું છે? અને પેલાં ફાનસો! મારા માલિક, એજ ફાંસીનો માંચડો કે?"

વરનરે તેની તરફ જોયું. એ કમનશીબ માણસનો તરડાઈ ગયેલો ચહેરો ભયજનક લાગતો હતો.

"આપણે વિદાય લઈ લઈએ," તાન્યાએ કહ્યું

"થોભો! હજુ તો એ લોકો સજા વાંચી સંભળાવશે. યાનસન ક્યાં છે?"

યાનસન બરફમા લાંબો પડ્યો હતો. તેની આસપાસ માણસો વીંટળાઈ ગયા હતા. હવામાં એમોનિયાની ઉગ્ર વાસ પ્રસરી હતી.

"વારુ દાકતર, તમારું કામ જલદી પતાવશો કે?" કોઈએ અધીરાઈ દર્શાવી પૂછ્યું.

"કાંઈ નથી. મૂર્છા આવી છે. તેના કાન પર બરફ ઘસો. લ્યો વળવા આવી. તમે વાંચી શકો છો: એને ઠીક છે."

મેલી બત્તીનો પ્રકાશ કાગળ અને મોજાં પહેર્યા વગરના હાથ પર પડ્યો. કાગળ અને હાથ કંપતા હતા, અવાજ પણ થડકાતો હતો.

"ગૃહસ્થો, વાંચવાથી કાંઈ વધુ નથી. તમે બધા સજાથી વાકેફ છો."

"વાંચવાની કાંઈ જરૂર નથી," વરનરે સૌના પ્રતિનિધિ તરીકે જવાબ આપ્યો. અને બતી તરત જ બુઝાઈ ગઈ.

કેદીઓએ પાદરીની ધાર્મિક ક્રિયા માટે પણ ના પાડી. ઝિગાનેએ કહ્યું: "પાખંડની કાંઈએ જરૂર નથી, બાપુ! તમે માફી આપો અને આ લોકો મને ફાંસીએ ચડાવે!"

પાદરીનું પહોળું કાળું છાયાચિત્ર થોડાં ડગલાં પાછા ભરી અદૃશ્ય થયું. પ્રભાત ફૂટતું હતું, બરફ વધુ શ્વેત લાગતો હતો, કેદીઓનાં વદન વધુ ઘેરા લાગતા હતા. અને વન નિર્જન અને નિર્મળ લાગતું હતું.

"ગૃહસ્થો, તમને ફાવે તે સાથી શોધીને જોડીમાં ગોઠવાઈ જાવ. પણ હું તમને ઉતાવળ કરવા કહું છું."

વરનરે બે સૈનિકોના આધારે ઊભેલા યાનસનને બતાવી કહ્યું: હું એની સાથે જઈશ. સર્જી, તું વાસિલી સાથે તું આગળ થા."

"બરોબર."

"હું તારી સાથે આવીશ, મુસ્યા," તાન્યાએ કહ્યું. "ચાલ, આપણે એક બીજાને ચુંબન કરી લઈએ!" અને તેમણે એકબીજાને જલદીથી ચુંબન કરી લીધાં.

ઝિગાને દાંત બેસાડી જોરથી ચુંબન કરતો હતો. યાનસન અધખુલ્લા મોંથી આસ્તે મૃદુ ચુંબન કરતો

(અનુસંધાન માટે જુઓ પાનું ૯૩)




# વિજ્ઞાન–સંશોધનની સ્થિતિ ને સમસ્યા

## ૧ : સામાજિક દૃષ્ટિ | એ. રહમાન

[ આસિ–ડિરેકટર, સેન્ટ્રલ ફૂડ ટેક્નોલોજિકલ રિસર્ચ ઈન્સ્ટિટ્યુટ ]

મહાન બ્રિટિશ વિચારક ફ્રાન્સિસ બેકન કહી ગયો છે કે માનવીની ત્રણ પ્રકારની મહેચ્છાઓ હોય છે–(૧) પોતાની વ્યક્તિગત સ્વાર્થ–સત્તાની વૃદ્ધિ કરવી; (૨) પોતાના રાષ્ટ્રની શક્તિ વધારવી (૩) સમસ્ત માનવ-જાતની શક્તિનો વિસ્તાર કરવો. પહેલી મહેચ્છા હીન અને ત્યાજ્ય છે; બીજી થોડીક શુભ છે. પરંતુ ત્રીજી શ્રેષ્ઠ અને આવકાર્ય છે.

વિજ્ઞાનની પાછળનો હેતુ પણ આ ત્રણમાંથી કઈ મહેચ્છાને અનુસરનારો છે એ જોવું જરૂરી છે. વિજ્ઞાનના વિકાસમાં જ્ઞાન અને સામગ્રીનો ઉપયોગ, ક્રમશઃ, વ્યક્તિગત મહેચ્છામાંથી નીકળી જઈ રાષ્ટ્રીય અને અંતે વૈશ્વિક–સાર્વત્રિક હેતુઓ માટે થયો છે કે કેમ એ જોવું જરૂરી છે.

આજની પરિસ્થિતિ તરફ દૃષ્ટિ કરીએ તો, વિજ્ઞાન–સંશોધન કરનારાં ત્રણ ક્ષેત્રો નજરે ચઢે છે—(૧) યુનિવરસીટીઓ; (૨) ઉદ્યોગો; (૩) સરકાર. આ ત્રણેનો હેતુ જુદો જુદો હોય છેઃ ૧–યુનિવર્સિટીનો હેતુ, ભલે તેવો ધૂંધળો અને પ્રવાહી લાગે તોય, ક્ષિતિજ–વિસ્તાર કરવાનો છે. ૨–ઉદ્યોગોનો હેતુ 'ધંધાકીય લાભ'નો છે. ૩–સરકારોનો હેતુ પોતાની નીતિરીતિને અનુકૂળ રીતે વિજ્ઞાનને ઘાટ આપવાનો છે. આથી ત્રણે ક્ષેત્રોએ વિજ્ઞાનના વ્યવહારની પેટર્ન, આચાર સંહિતા, અને હેતુઓના ધોરણોમાં ભિન્નતા જોવા મળે છે.

વીગતે જોઈએ.

૧. યુનિવર્સિટીઓ અંગે એવી ધારણા સેવવામાં આવે છે કે ત્યાં તો એકેડેમિક–સ્વતંત્ર્ય અને વિશાળ હેતુ–દૃષ્ટિ હોય જ હોય. આમ છતાં બે વાત ધ્યાનમાં રાખવી જરૂરી છેઃ એક તો, યુનિવર્સિટીઓમાં વિજ્ઞાન–સંશોધન હજી નવેનવું છે. અને મોટે ભાગે સરકાર અથવા તો કેટલાક કિસ્સામાં ઉદ્યોગો તરફથી તેનાં નાણાં અપાતાં હોય છે. આને કારણે ય મૂળ હેતુ તથા તેનો વ્યવહાર અને તેનું ધોરણ મર્યાદિત રહે છે. બીજી વાત એ કે ફંડની વહેંચણી યુનિવર્સિટીનાં ખાતાંઓ દ્વારા થતી હોઈને ય તેમાં 'અંગત' હેતુઓ પ્રવેશી જાય છે.

૨. ઉદ્યોગોનો હેતુ પ્રજાને જરૂરી પ્રકારનો માલ તૈયાર કરી આપવામાં વિજ્ઞાનનો ઉપયોગ કરવાનો હોય છે. પરંતુ અહીં પણ, ઉદ્યોગો, પ્રજાને લક્ષમાં રાખવાને બદલે, પોતાનાં અંગત હિતો જ વિશેષ લક્ષમાં રાખે છે. પોતે જે માલ પેદા કર્યો હોય તે ખરીદનારને માથે લાદવામાં તેની શક્તિનો ઉપયોગ કરતા જણાય છે. પરિણામે ઉત્પાદનની કાર્યક્ષમતા અને ગુણવત્તા વધવાને બદલે અંતે નફો જ વધે છે.

પરંતુ આનાય કરતાં વિશેષ ગંભીર વાત તો એ છે કે—માજી પ્રમુખ જનરલ આઈઝનહોવરના શબ્દોમાં—અમેરિકામાં ફોજી સરંજામ બનાવનારા જંગી ઉદ્યોગો અને ફોજતંત્ર–સંગઠન બંને વચ્ચે એક પ્રકારનું જોડાણ થઈ જવાને કારણે, આર્થિક રાજકીય અને આધ્યાત્મિક બાબતોમાંય, જીવનના દરેક ક્ષેત્રે, દરેક શહેરમાં, રાજ્યમાં, અને ફેડરલ સરકારની દરેક

પ્રફુલ્લ લાગતી હતી. તેની પેલી પાર દૂર કાઈંક મોટું, ભૂખરું અને સપાટ જણાતુ હતું; ત્યાંથી પવનની ભીની લહરી આવતી હતી.

"પેલો રહ્યો દરિયો," સર્જીએ ભેજવાળી હવા લેતાં કહ્યું.

સુસ્યાએ પ્રત્યુત્તરમા ગીતનું ચરણ ગાયું:

"મુજ પ્રેમ સિંધુ અનંત વહે"

"શું કહ્યું સુસ્યા?"

"તટ જીવનના ન સમાવી શકે;

મુજ પ્રેમ સિંધુ અનંત વહે."

"મુજ પ્રેમ સિંધુ અનંત વહે" સર્જીએ શોકાતુર વદને ચરણ ઝીલ્યું.

"મુજ પ્રેમ સિંધુ અનંત વહે," વરનરે પડઘો પાડ્યો. અચાનક આશ્ચર્યથી તેનાથી મોટે સ્વરે બોલાઈ જવાયું: "સુસ્યા મારી નાની સુસ્યા, હજુ તો તેં યૌવનમાં હમણાં જ પ્રવેશ કર્યો છે!"

એટલામાં જ, વરનરના કાનમાં ઝિગાનેએ થંભી ગયેલા શ્વાસે, ઉગ્ર લાગણીથી કહ્યું: "સાહેબ, જંગલ ભણી તો જુઓ મારા પ્રભુ! આ બધુ શુ છે? અને પેલાં ફાનસો! મારા માલિક, એજ ફાંસીનો માંચડો કે?"

વરનરે તેની તરફ જોયું. એ કમનશીબ માણસનો તરડાઈ ગયેલો ચહેરો ભયજનક લાગતો હતો.

"આપણે વિદાય લઈ લઈએ," તાન્યાએ કહ્યું.

"થોભો! હજુ તો એ લોકો સજા વાંચી સંભળાવશે. યાનસન ક્યાં છે?"

યાનસન બરફમાં લાંબો પડયો હતો. તેની આસપાસ માણસો વીંટાળઈ ગયા હતા. હવામાં એમોનિયાની ઉગ્ર વાસ પ્રસરી હતી.

"વારૂ દાકતર, તમારું કામ જલદી પતાવશો કે?" કોઈએ અધીરાઈ દર્શાવી પૂછ્યું.

"કાંઈ નથી. મૂર્છા આવી છે. તેના કાન પર બરફ ઘસો. ભો વળવા આવી તમે વાચી શકો છો; એને ઠીક છે."

મેલી બતીનો પ્રકાશ કાગળ અને મોજાં પહેર્યા વગરના હાથ પર પડયો. કાગળ અને હાથ કંપતા હતા, અવાજ પણ થડકાતો હતો.

"ગૃહસ્થો, વાચવાથી કાંઈ વધુ નથી. તમે બધા સજાથી વાકેફ છો."

"વાંચવાની કાંઈ જરૂર નથી," વરનરે સૌના પ્રતિનિધિ તરીકે જવાબ આપ્યો. અને બત્તી તરત જ બુઝાઈ ગઈ.

કેદીઓએ પાદરીની ધાર્મિક ક્રિયા માટે પણ ના પાડી. ઝિગાનેએ કહ્યું: "પાખંડની કાંઈએ જરૂર નથી, બાપુ! તમે માફી આપો અને આ લોકો મને ફાસીએ ચડાવે!"

પાદરીનું પહોળું કાળું છાયાચિત્ર થોડાં ડગલાં પાછાં ભરી અદશ્ય થયું. પ્રભાત ફૂટતું હતું, બરફ વધુ શ્વેત લાગતો હતો, કેદીઓનાં વદન વધુ ઘેરા લાગતા હતાં. અને વન નિર્જન અને નિર્મળ લાગતું હતું.

"ગૃહસ્થો, તમને ફાવે તે સાથી શોધીને જોડીમાં ગોઠવાઈ જાવ. પણ હું તમને ઉતાવળ કરવા કહું છું."

વરનરે બે સૈનિકોના આધારે ઊભેલા યાનસનને બતાવી કહ્યું: હું એની સાથે જઈશ. સર્જી, તું વાસિલી સાથે. તું આગળ થા."

"બરોબર."

"હું તારી સાથે આવીશ, સુસ્યા," તાન્યાએ કહ્યું. "ચાલ, આપણે એક બીજાને ચુંબન કરી લઈએ!" અને તેમણે એકબીજાને જલદીથી ચુંબન કરી લીધાં.

ઝિગાને દાંત બેસાડી જોરથી ચુંબન કરતો હતો. યાનસન અધખુલ્લા મોંથી આસ્તે મૃદુ ચુંબન કરતો

(અનુસંધાન માટે જુઓ પાનું ૯૩)

# વિજ્ઞાન–સંશોધનની સ્થિતિ ને સમસ્યા

## ૧ : સામાજિક દૃષ્ટિ | એ. રહમાન

[ આસિ-ડિરેક્ટર, સેન્ટ્રલ ફૂડ ટેક્નોલોજિકલ રિસર્ચ ઇન્સ્ટિટ્યુટ ]

મહાન બ્રિટિશ વિચારક ફ્રાન્સિસ બેકન કહી ગયો છે કે માનવીની ત્રણ પ્રકારની મહેચ્છાઓ હોય છે–(૧) પોતાની વ્યક્તિગત સ્વાર્થ–સત્તાની વૃદ્ધિ કરવી; (૨) પોતાના રાષ્ટ્રની શક્તિ વધારવી (૩) સમસ્ત માનવ-જાતની શક્તિનો વિસ્તાર કરવો. પહેલી મહેચ્છા હીન અને ત્યાજ્ય છે; બીજી થોડીક શુભ છે. પરંતુ ત્રીજી શ્રેષ્ઠ અને આવકાર્ય છે.

વિજ્ઞાનની પાછળનો હેતુ પણ આ ત્રણમાંથી કઈ મહેચ્છાને અનુસરનારો છે એ જોવું જરૂરી છે. વિજ્ઞાનના વિકાસમાં જ્ઞાન અને સામગ્રીનો ઉપયોગ, ક્રમશઃ, વ્યક્તિગત મહેચ્છામાંથી નીકળી જઈ રાષ્ટ્રીય અને અંતે વૈશ્વિક-સાર્વત્રિક હેતુઓ માટે થયો છે કે કેમ એ જોવું જરૂરી છે.

આજની પરિસ્થિતિ તરફ દૃષ્ટિ કરીએ તો, વિજ્ઞાન-સંશોધન કરનારાં ત્રણ ક્ષેત્રો નજરે ચઢે છે—(૧) યુનિવરસીટીઓ; (૨) ઉદ્યોગો; (૩) સરકાર. આ ત્રણેનો હેતુ જુદો જુદો હોય છે: ૧–યુનિવર્સિટીનો હેતુ, ગમે તેવો ધૂંધળો અને પ્રવાહી લાગે તોય, ક્ષિતિજ–વિસ્તાર કરવાનો છે. ૨–ઉદ્યોગોનો હેતુ ધંધાકીય લાભનો છે. ૩–સરકારોનો હેતુ પોતાની નીતિરીતિને અનુકૂળ રીતે વિજ્ઞાનને ઘાટ આપવાનો છે. આથી ત્રણે ક્ષેત્રોએ વિજ્ઞાનના વ્યવહારની પેટર્ન, આચાર સંહિતા, અને ઉદ્દેશોનાં ધોરણોમાં ભિન્નતા જોવા મળે છે.

વીગતે જોઈએ.

૧. યુનિવર્સિટીઓ અંગે એવી ધારણા સેવવામાં આવે છે કે ત્યાં તો એકેડેમિક–સ્વતંત્ર અને વિશાળ હેતુ–દૃષ્ટિ હોય જ હોય. આમ છતાં બે વાત ધ્યાનમાં રાખવી જરૂરી છે: એક તો, યુનિવર્સિટીઓમાં વિજ્ઞાન-સંશોધન હજી નવેનવું છે. અને મોટે ભાગે સરકાર અથવા તો કેટલાક કિસ્સામાં ઉદ્યોગો તરફથી તેનાં નાણાં અપાતાં હોય છે. આને કારણે ય મૂળ હેતુ તથા તેનો વ્યવહાર અને તેનું ધોરણ મર્યાદિત રહે છે. બીજી વાત એ કે ફંડની વહેંચણી યુનિવર્સિટીનાં ખાતાંઓ દ્વારા થતી હોઈને ય તેમાં 'અંગત' હેતુઓ પ્રવેશી જાય છે.

૨. ઉદ્યોગોનો હેતુ પ્રજાને જરૂરી પ્રકારનો માલ તૈયાર કરી આપવામાં વિજ્ઞાનનો ઉપયોગ કરવાનો હોય છે. પરંતુ અહીં પણ, ઉદ્યોગો, પ્રજાને લક્ષમાં રાખવાને બદલે, પોતાના અંગત હિતો જ વિશેષ લક્ષમાં રાખે છે. પોતે જે માલ પેદા કર્યો હોય તે ખરીદનારને માથે લાદવામાં તેની શક્તિનો ઉપયોગ કરતા જણાય છે. પરિણામે ઉત્પાદનની કાર્યક્ષમતા અને ગુણવત્તા વધવાને બદલે અંતે નફો જ વધે છે.

પરંતુ આનાય કરતાં વિશેષ ગંભીર વાત તો એ છે કે—માજી પ્રમુખ જનરલ આઈઝનહોવરના શબ્દોમાં—અમેરિકામાં ફોજી સરંજામ બનાવનારા જંગી ઉદ્યોગો અને ફોજતંત્ર–સંગઠન બંને વચ્ચે એક પ્રકારનું જોડાણ થઈ જવાને કારણે, આર્થિક રાજકીય અને આધ્યાત્મિક બાબતોમાંય, જીવનના દરેક ક્ષેત્રે, દરેક શહેરમાં, રાજ્યમાં, અને ફેડરલ સરકારની દરેક

ઑફિસમાં, એક નવા જ પ્રકારનો ભય ઊભો થયો છે આ ઉદ્યોગ અને ફોજી જોડાણ દરેક ક્ષેત્રની સરકારી સમિતિઓમાં માંગી કે વણમાગી સલાહો અને અસરો પહોંચાડતું જ હોય છે

તો ભારતમાં ઘણી મહેનત કરીને વિજ્ઞાનીઓએ તૈયાર કરેલ માહિતી-સમગ્રોની કદર ઉદ્યોગમા થતી નથી અને ઉદ્યોગો વિદેશી પેઢીઓ દ્વારા યંત્રજાણકારી મેળવવા ફાંફાં મારતા હોય છે! પરિણામે ઘણા ખર્ચે, ઘણીવાર, 'વાસી' માહિતી પ્રાપ્ત થાય છે, અગર તો, આ દેશને ખપ ન લાગે તેવી!

૩. સરકારી સંશોધનમાં સરકારી નીતિ દ્વારા એનું સંચાલન થતું હોય છે પરંતુ અમલદારી વર્તુળો એનો આખરી ઘડો લાડવો કરતા હોય છે આ બાબતમાં અમેરિકામાં બનેલ 'ઓપનહેમર-કિસ્સો' ધ્યાનમાં લેવા જેવો છે એમાંથી બે પાઠ શીખવા મળે છે. (૧) નિર્ણયની બાબતમાં વિજ્ઞાનીઓ વિરુદ્ધ વહીવટી-અમલદારોનો ગજગ્રાહ. (૨) સંગઠન અને તંત્ર સંચાલનમાં એકાદા વિજ્ઞાનીની અંગત મહત્વાકાંક્ષાઓનો ભયંકર ફાળો.

આ બધા અનુભવો એક જ વાત તરફ આંગળી ચીંધે છે વિજ્ઞાનનું સંશોધન સમસ્ત માનવજાતના, સાર્વત્રિક વૈશ્વિક હિતને જ વરેલું હોવું જોઈએ

*

ભૂતકાળ તરફ દૃષ્ટિ કરીએ. ગેલીલીઓના જમાનાથી ચાલતું આવેલ વિજ્ઞાન-સંશોધનનું કાર્ય યાદ કરીએ તો માનવીની ઉમેદો અને સમાજમાં પ્રાપ્ત સામગ્રી— આ બન્ને વચ્ચેનો સંઘર્ષ આપણી સામે તરી આવે છે જરૂરિયાતો અને સામગ્રી વચ્ચે ગતિશીલ સમતુલા કેવી રીતે સ્થાપવી? જરૂરિયાતનો વિચાર કરતાં બે મુદ્દા મહત્ત્વના છે (૧) જરૂરિયાતનું ધોરણ અને (૨) વધતી જતી વસ્તી ખોરાક, રહેઠાણ, કપડાં પરસ્પર વ્યવહારનાં સાધનો—આ બધી બાબતમાં વસ્તી વધારાને કારણે તો માંગ વધે જ છે, પરંતુ 'ધોરણ'ની બાબતમાંય વધારો થતો જાય છે

આ વધતી જતી જરૂરિયાતને પહોંચી વળવા માનવીએ ઘણી ઘણી તરકીબો—ટેકનિકો શોધી કાઢી છે સાથી પ્રથમ તો, પ્રજાના અમુક જૂથ પૂરતી જરૂરિયાતો પૂરી પાડવાનું જ વિચારાયું હતું દા. ત. ગ્રીસની આદિ સંસ્કૃતિમાં 'નાગરિકો'ની જ જરૂરિયાતોને લક્ષમાં લેવામાં આવી હતી, 'ગુલામો' (જેમની સંખ્યા નાગરિકો કરતાં ય વિશેષ હતી!)ની નહિ ભારતમાં ઉચ્ચ-નીચ કક્ષાના વર્ણાશ્રમના આધારે નીચેના વર્ગોની જરૂરિયાતો તરફ દુર્લક્ષ થયું હતું કાં તો 'જન્મ'ને કારણે, કાં તો 'દિમાક'ને નામે ઉચ્ચ ગણાતા સમૂહોની જરૂરિયાતો પોષવાનું વિચારાયું હતું એટલે કે બાકીનાઓએ આ 'અલ્પ સંખ્યક ઉચ્ચ શ્રેણી' માટે મજૂરી કરી ઉત્પાદન કર્યે જવાનું! આજે ય હજી વ્યવહારમાં આવું જ બનતું હોય છે જો કે સિદ્ધાન્તમાં, અને માનવ-ગુલામોને સ્થાને વધુ 'કુશળ યંત્રો'નો ઉપયોગ શક્ય બનવાને કારણેય, આ નવી કક્ષા ('માનવ ગુલામો'ને બદલે 'યંત્ર'નો ઉપયોગ કરવાની શક્યતા) નો વિકાસ પણ સમજવા જેવો છે આનું પ્રથમ પગલું નવીનવી ભૂમિની શોધો માટેના સાહસોને આભારી ગણાય વધતી જતી જરૂરિયાતો માટે માનવી પોતાના પ્રદેશથી દૂર દૂર અજાણ્યા પ્રદેશો ખેડતો થયો, શોધો કરી, પ્રયોગો કરી નવીનવી વસ્તુઓનો ઉપયોગ કરતો થયો, અને નબળા અને પછાત પ્રદેશો ઉપર વિજય મેળવીને ય એણે રસ્તો કાઢ્યો

• પરંતુ આની ય મર્યાદાઓ આવી ગઈ. હજી આજે ય આનો ઉપયોગ થાય છે ખરો, પરંતુ ઉકેલનું આ મુખ્ય સાધન ગણાતું નથી સમગ્ર વિશ્વની દૃષ્ટિએ જ આ સવાલ ઉકેલવા વિષે વધુ ને વધુ એકમતિ પણ થવા લાગી છે. એક બાજુ ઉત્પાદનની વધેલી શક્તિ અને બીજી બાજુ 'સમાનતા, બંધુતા અને સ્વાતંત્ર્ય'ના સિદ્ધાન્તોની સમજણ—બંને પરિબળો આજના માનવીને નવા ઉઘાડ તરફ દોરી રહ્યાં છે

સમજણ અને શક્યતાનો આ નવો વળાંક દૂરગામી શુભ પરિણામોની આગાહીરૂપ ગણી શકાય.

આ દિશામાં વધુ ને વધુ વ્યાપક સહકારી ધોરણે દુનિયાભરના વિજ્ઞાનીઓ સંશોધન પ્રવૃત્તિમાં પડેલા

જણાય છે. દા. ત. અવકાશ-સંશોધન. પરંતુ આ કક્ષાએ ફરી એક વાર એ જ મહત્ત્વનો સવાલ નિર્ણય માગતો ઊભો છે : પ્રથમ-અગ્રિમતા (First Priority) કોને? દૂરગામી વૈશ્વિક હિતોને કે તાત્કાલિક રાષ્ટ્રીય-રાજકીય હેતુઓને? આજે અવકાશ-સંશોધનમાં પણ, મુખ્ય તો, રાષ્ટ્રીય-રાજકીય-લશ્કરી હેતુ જ રહેલો જણાય છે.

વિજ્ઞાનીઓએ અહીં અત્યંત મહત્ત્વનો ભાગ ભજવવો રહે છે. 'લાંબા ગાળાની' અને 'ટૂંકા ગાળાની' એવી બે દૃષ્ટિ વચ્ચેનો ભેદ તેણે દૂર કરવો જરૂરી છે. આજે જ્યારે સર્વનાશી અણુબોમ્બ સારી સૃષ્ટિને માથે તતૂળી રહ્યો છે ત્યારે, વિજ્ઞાનીઓએ વિજ્ઞાન-સંશોધનનો હેતુ સ્પષ્ટ રીતે પ્રગટ કરવો જ રહ્યો. અને તે એ જ કે વિજ્ઞાન-સંશોધન માનવીની માનસિક ક્ષિતિજો વિસ્તારવા માટે જ છે : પ્રકૃતિ ઉપર સરસાઈ મેળવવા માટે છે; અને આ સરસાઈ પણ, બેકન કહે છે તેમ, પ્રકૃતિની આજ્ઞાઓને અધિન બનીને, વૈશ્વિક હેતુ હૈયે ધરીને જ, સિદ્ધ કરી શકાશે.

કેટલાકને આ બધું વિચિત્ર લાગશે. વિજ્ઞાનસંશોધનના આવા બધા ઉદ્દેશો? આવી બધી આચાર સંહિતા? આના જવાબમાં આપણે હિપ્પોક્રેટિસ (ગ્રીક વિજ્ઞાની)ને યાદ કરવો પડશે. એ જમાનામાં Cos અને Cnidos—એ પ્રકારની તબીબી-સંશોધન-શાખાઓ પ્રવર્તતી હતી. Cosનો મત એવો હતો કે દરદીને સારો કરવો તે તબીબીઓનું કામ છે; ત્યારે Cnidos એવું માનતા કે દરદીને સારો કરવો—એ તો છે જ; પરતુ મુખ્ય ધ્યેય તો રોગનું મૂળ કારણ શોધવાનું છે.

આ બનેના મેળમાં જ સાચો ઉકેલ હતો. હિપ્પોક્રેટિસે આ સત્ય આગળ ધર્યું હતું અને ત્યારથી આ હેતુ અને આ આચાર-સંહિતાનો સ્વીકાર થયો છે. આજે આજના યુગને અનુરૂપ આવો સમન્વય સાધવો રહે છે.

## ૨ : સ્વાતંત્ર્ય | જે. આર. એલ. રાવ ( પ્રાધ્યાપક )

સમાજના સર્વ સભ્યોને પૂર્ણ સ્વાતંત્ર્ય આપવામાં ન આવે ત્યાં સુધી માનવ પુરુષાર્થ કોઈ પણ ક્ષેત્રે નોંધપાત્ર સિદ્ધિઓ હાંસલ કરી ન શકે—આ સૂત્ર સર્વમાન્ય છે. પરંતુ બીજા કોઈ પણ ક્ષેત્ર કરતાં વિજ્ઞાન સંશોધનના ક્ષેત્રે આ સત્ય સર્વાધિક સાચું છે. બીજા અનેક વ્યવસાયોમાં સ્વાતંત્ર્ય મદદરૂપ બને છે, ત્યારે વિજ્ઞાનના અસ્તિત્વ માટે આ તો પૂર્વ-શર્ત છે. એ કોઈ કેવળ અકસ્માત નથી કે જ્યારે સામંતી (ફ્યૂડલ) સમાજની અને 'ચર્ચ'ની બેડીઓ તૂટી રહી હતી તેવા 'પુનરૂત્થાન' (રેનેસાં) યુગમાં જ આધુનિક યુગનો વિકાસ થયો હતો.

આપણે અહીં, બે પ્રકારની સ્વતંત્રતા—જે વિજ્ઞાની માટે અનિવાર્ય છે—તેનો અલગ અલગ વિચાર કરવો જરૂરી છે. પ્રથમ પ્રકાર: વિચાર, તપાસ-ચર્ચા, અને પ્રકાશન અંગેની સ્વતંત્રતાનો. આ સ્વતંત્રતાને આપણે 'બૌદ્ધિક સ્વતંત્રતા' અથવા 'એકેડેમિક સ્વતંત્રતા' એવું નામ આપી શકીએ. આ પ્રથમ પ્રકારની સ્વતંત્રતા આગળના જમાનાઓમાં રૂંધાયેલી હતી. કેથોલિક ચર્ચ અને રાજ્ય બંને કોઈ પણ નવા વિચાર કે સંશોધન સામે સાશંક હતા, અને તેમને એ જોખમકારક જણાતાં તેનું ગળું ટૂંપી દેવા તત્પર રહેતાં. બ્રુનો, સર્વેટસ, ગેલીલીઓ વગેરેના દૃષ્ટાંતો અતિ મશહૂર છે. યુરોપી પ્રજાએ ભારે સંગ્રામો ખેડીને ૧૭ અને ૧૮ મી સદીમાં 'બૌદ્ધિક સ્વતંત્રતા' પ્રાપ્ત કરી હતી. એ રીતે આખી દુનિયાની 'બૌદ્ધિક આબોહવા' તેમણે પલટી નાખી હતી.

અલબત્ત, આજના વિજ્ઞાનની 'બૌદ્ધિક સ્વતંત્રતા' સર્વસ્થળે અને સર્વકાળે સલામત છે એવું કહેવાનો આશય નથી. પરંતુ એની એ રૂંધામણમાં સારી પેઠે ઘટાડો તો થયો જ છે અથવા તો આ રૂંધામણના પ્રકાર વધુ ગુપ્ત અને વધુ સૂક્ષ્મ બન્યા છે, એમ કહી શકાય. દા. ત. જોલિયો-ક્યુરી અને ઓપેનહેમર જેવાની ઉપર 'રાજદ્વારી કારણો' સર ઓછી

તવાઈઓ નથી ઉતારવામાં આવી મેકાર્થીવાદે અમે રિકામાં બુદ્ધિજીવીઓ ઉપર જેવી તેવી નથી ગુજારી

આપણા દેશમાંય સરકારી નોકરી માટેની કોઈ પણ વિજ્ઞાનીની અરજીનો સ્વીકાર કરતાં પૂર્વે, તેની ગમે તેટલી બીજી લાયકાત છતાં, પોલિસ તરફથી તેને વિષે 'સલામતી'નું સર્ટીફિકેટ મેળવવું જરૂરી રહે છે

અલબત એકંદર, આગળના જમાના કરતાં 'બૌદ્ધિક સ્વાતંત્ર્ય'ની દિશામાં સારી એવી પ્રગતિ થઈ છે એ હકીકત છે

*

પરંતુ એક બીજા પ્રકારની 'સ્વતંત્રતા'ની વાત વધુ વિચારવા જેવી છે આપણે તેને 'સંગઠનાત્મક' અગર 'સંસ્થાકીય' સ્વતંત્રતા કહી શકીએ બંને સ્વતંત્રતા— બૌદ્ધિક' તેમજ 'સંસ્થાકીય' સ્વતંત્રતા— એક બીજા સાથે સંકળાયેલી છે છતાં આજના યુગમાં, બેઉ પ્રકારનો બને એટલો અલાયદો વિચાર કરવો જરૂરી છે આજના જમાનામાં યુનિવરસીટીઓ તથા સરકાર હસ્તકના વિજ્ઞાન-સંશોધન ઉપરાંત ઔદ્યોગિક અને ફોજી-વિજ્ઞાન-સંશોધનનું ક્ષેત્ર વિસ્તરી રહ્યું છે આને કારણે વિજ્ઞાનીઓની સંસ્થાકીય સ્વતંત્રતા ઉપર જબરજસ્ત ફટકો પડ્યો છે

જરા વીગતે જોઈએ તો, ૧૯૪૭માં બ્રિટનના ખાનગી ઉદ્યોગોએ જે રકમ પોતાના સંશોધન પાછળ ખરચી હતી તે યુદ્ધપૂર્વના કોઈ પણ વરસ કરતાં દશ ગણી હતી. અમેરિકાએ આ ગાળા દરમ્યાન પાંચ ગણી ખરચી હતી—જે બ્રિટનની કુલ રકમ કરતાં દશ ગણી હતી આટઆટલી મોટી રકમો ખર્ચાયા પછી, એમના તરફથી જે સંશોધન-હેવાલો પ્રગટ થયા છે તે તદ્દન નિરાશા ભર્યા છે પોતાનાં સંશોધન પ્રગટ ન થઈ જાય તેની એમને ઊંડી ચિંતા હોય છે—રખેને હરીફો એનો લાભ ઉઠાવી જાય!

ફોજી વિજ્ઞાન-સંશોધનમાં આનાથી બિલકુલે સારી સ્થિતિ નથી અમેરિકાએ ૧૯૩૭માં વિજ્ઞાનસંશોધન પાછળ ૧૮ કરોડ ડોલર ખર્ચ્યા હતા, તેમાંથી ૨૦% ફોજી વિજ્ઞાન પાછળ હતા દસ વરસ બાદ, ૧૯૪૭ માં અમેરિકાએ ૨ અબજ ૧૦ કરોડ કુલ ખર્ચ્યા તેમાં ૮૫% ફોજી સંશોધન માટે હતા ને ૧૯૫૩ માં તેનું પ્રમાણ ૯૧% ઉપર પહોંચ્યુ હતું બ્રિટને આ વરસોમાં જ—૧૯૩૭ માં ૪૫ લાખ પૌંડ કુલ વિજ્ઞાન-સંશોધન પાછળ ખર્ચેલા તેના ૩૩% ફોજી પાછળ, ૧૯૪૭માં આ પ્રમાણ વધીને ૮૩% અને ૧૯૫૩માં ૯૦% ઉપર પહોંચી ગયુ હતું આ પછીનાં વરસોના આંકડા મળતા નથી, પરંતુ ટકાવારી હજી વધુ ઊંચી ગઈ હોવાનો જ સંભવ છે

ઉદ્યોગો કરતાંય અતિશય અધિકતર ગુપ્તતા આ ક્ષેત્રે રાખવામાં આવે છે 'માહિતીનું વર્ગીકરણ કરવામાં આવ્યું છે'—એટલું જ યુદ્ધખાતાના હેવાલમાં લખવામાં આવે છે આ ગુપ્તતા ધીમે ધીમે કરતાં એટલી ભયંકર હદે વધી રહી હતી કે 'સાયન્ટિફિક રિસર્ચ' એન્ડ ડેવલપમેંટ'માં જે લશ્કરી પ્રતિનિધિઓ બેસતા હતા તેમને સુદ્ધાં માહિતી આપવામાં આવતી ન હતી તેમના તરફથી એવી ય ફરિયાદો કરવામાં આવેલી કે, છેલ્લામાં છેલ્લાં ફોજી સંશોધનની જાણ હવે એટલી ગુપ્ત રાખવામાં આવે છે અને એટલી ઝડપે એ સંશોધનો થઈ રહ્યાં હતાં, કે જેને હસ્તક યુદ્ધ સંચાલનની મુખ્ય લગામ હોય તે જનરલ સ્ટાફને પણ અજાણ રાખવામાં આવ્યા હતા!

આવી સ્થિતિમાં, વિજ્ઞાન માટે અતિશય આવશ્યક ચર્ચા-વિચારણાના સંપર્કો અને સ્વતંત્ર પ્રયોગોની શક્યતા જ ક્યાં રહી?

વળી ઉદ્યોગો અને ફોજી-વિજ્ઞાન-સંશોધનોનો હેતુ પણ-તત્કાલ પરિણામ પૂરતો જ હોઈને, લાંબાગાળાની સ્થાયી સ્વરૂપની મૂળભૂત સંશોધન-પ્રવૃત્તિની વાત જ અશક્ય બની હતી. આ બધાનો પ્રત્યાઘાત વિજ્ઞાનીઓ ઉપર સારા પ્રમાણમાં પડ્યો હોય તેમાં નવાઈ નથી ૧૯૪૭માં જાહેર લોકમત લેતાં જણાયું હતું કે તમામ વિજ્ઞાનીઓમાંથી માત્ર ૧૧ ટકાએ જ સરકારી વિજ્ઞાન-સંશોધન ખાતાઓમાં નોકરી લેવાની પસંદગી બતાવી હતી, ૩૧ ટકાએ ઉદ્યોગોમાં અને ૪૮ ટકાએ યુનિવર્સિટીઓ માટે પોતાની પસંદગી જાહેર કરી હતી

[ વિશ્વમાનવ : જુલાઈ-ઓક્ટોબર '૬૨

બાકીના ૧૦ ટકાએ કેવળ સલાહ-કાર્ય અને એવા પ્રકારની કામગીરી પસંદ કરી હતી.

આ ચિત્રને અંતે એ વાત સ્પષ્ટ થાય છે કે, વિજ્ઞાનને આ રૂંધામણમાંથી મુક્તિ અપાવવી એનો અર્થ કે આજના રાજકારણમાં—શીત-યુદ્ધના રાજકારણમાં જ—પાયાનો પલટો આવવો જોઇએ.

આજનો યુગ જ, વિજ્ઞાન-સંશોધન ક્ષેત્રે તો, વ્યાપક-સહકાર માગે છે. છેલ્લા વિશ્વયુધ્ધે એ સ્પષ્ટ કર્યું છે કે સહકાર-યુક્ત વિજ્ઞાન-સંશોધન કેટલું બધું હિતકારી છે. અને આજે ય, અમેરિકા તથા રશિયાનું અવકાશ-વિજ્ઞાન અંગેનું સંશોધન પણ ફરી ફરી આજ વાત આગળ ધરે છે. કોઈ પણ વિરાટકાય સંશોધન માટે હવે એક વ્યક્તિ કે એક નાનું જૂથ કે એક અલાયદા દેશના પ્રયાસો પર્યાપ્ત નથી. વિસ્તૃત ધોરણે સહકાર અને આયોજન બંને અનિવાર્ય બન્યાં છે.

આયોજનથી ભડકી ઊઠવાની જરૂર નથી. આયોજન પોતે જ કાંઇ સ્વાતંત્ર્યવિરોધી નથી. સાચી લોકશાહી જ એ છે કે જ્યારે સ્વાતંત્ર્ય અને આયોજનનો સુમેળ સધાય. અને હેરોલ્ડ લાસ્કીએ કહ્યું છે તેમ, વિકેન્દ્રીકરણ, સહયોગિતા, અને ઉચ્ચકક્ષાની સામાજિક સમજણ—આ ત્રણ ગુણોનો વિકાસ કરીને આયોજિત સમાજને નોકરશાહી સમાજમાં ગબડી પડતો અટકાવી શકાય છે.

[ સેમિનાર નં. ૩૬ના આધારે ]

## પહેલી નજરે

[ ભારતની પંચવર્ષીય યોજના ]

| | ૧લી યોજના | બીજી યોજના | ત્રીજી યોજના |
|---|---|---|---|
| જાહેર વિભાગનું કુલ ખર્ચ (કરોડ રૂ.) | ૧૮૦૦ | ૪૮૦૦ | ૭૮૦૦ |
| વિજ્ઞાન સંશોધન પાછળનું ખર્ચ (લશ્કરી-સંશોધન સહિતનું) | ૨૦ | ૭૨ | ૧૩૦ |
| આમાંથી— યુનિવર્સિટીઓ દ્વારા (આશરે) | ૧.૪ | ૪.૫ | ૮.૨ |

ભારતની કુલ ૪૬ યુનિવર્સિટીઓમાં ભાગ્યે જ થોડીકની પાસે પૂરતાં સંશોધન-સાધનો છે.

*

તાલિમબદ્ધ કાર્યકરો અને નિષ્ણાતોની ખોટ છે.

*

સંશોધન માટે જરૂરી સાધન-સામગ્રી પરદેશથી લાવવી પડે એમ છે, જેને માટે પૂરતું હુંડિયામણ કયાંથી લાવવું ?

*

શુદ્ધ-સંશોધન અને વ્યવહારુ સંશોધન વચ્ચે સપ્રમાણ સુમેળ નથી. આથી શક્તિ વેડફાય છે, વિજ્ઞાન રૂંધાય છે, રાષ્ટ્રને ય પૂરતો લાભ મળતો નથી.

# આયોજિત અર્થતંત્રની કેટલીક સમસ્યાઓ | પ્રો ગેલબ્રેથ

સાર તૈયાર કરનાર : વિમલ શાહ

[ અમેરિકન એલચી પ્રો ગેલબ્રેથ અર્થશાસ્ત્રના જગતમાં નવી વિચારધારાઓ દાખલ કરવા માટે ઠીક ઠીક જાણીતા થયા છે અર્થશાસ્ત્રને સામાન્ય માણસના જીવનમાં વધુ ને વધુ ઉપયોગી બનાવવાની દૃષ્ટિ તેમની વિચારધારામાં સ્પષ્ટ વર્તાઈ આવે છે

ગણિતના અટપટા કોયડાઓમાં અટવાઈ ગએલા અર્થશાસ્ત્રને સામાન્ય માણસની સમજમાં ઊતરે એ રીતે રજુ કરવાનો તથા સમગ્ર દૃષ્ટિએ પ્રશ્નને નિહાળવાને બદલે કોઈ વિશિષ્ટ દૃષ્ટિકોણથી જ આખા પ્રશ્નને તપાસવામાં રહેલા જોખમ તરફ ધ્યાન ખેંચવાનો એમનો સતત પ્રયત્ન રહે છે ભારતની પાંચ કેળવણીની સંસ્થાઓમાં તેમણે ભારતના વિકાસ પ્રશ્નોને પૃષ્ઠ ભૂમિમાં રાખી આયોજનના કેટલાંક પાસાંઓની ચર્ચા કરી છે અમેરિકન માહિતી ખાતાએ આ પાંચે પ્રવચનોને એક પુસ્તિકારૂપે બહાર પાડ્યાં છે પુસ્તિકાનું નામ છે Economic Development in Perspective આ પુસ્તિકાનો સાર આપવાનો અહીં પ્રયત્ન કર્યો છે.]

## આર્થિક વિકાસનો યોગ્ય સંદર્ભ

બીજા વિશ્વયુદ્ધ પછી શિક્ષિત દુનિયામાં સર્વત્ર આર્થિક વિકાસ અંગેની ચર્ચાઓ ઘણી તીવ્ર બની છે ૧૯મી સદી સુધી અથવા તો માર્કસના આગમન સુધી, 'આ ચર્ચાઓ કોઈ ફિલસૂફને શોભે એવા નિસ્પૃહ ભાવે થતી હતી એ જમાનો જે કંઈ બની રહ્યું હતું તેનાથી ગૌરવ અનુભવતો હતો. વીસમી સદીમાં આ ચર્ચાઓ ઉત્કટ અસંતોષના ભાર નીચે થઈ રહી છે આજે જે કંઈ બની રહ્યું છે તેનાથી કોઈ સંતુષ્ટ નથી વિકાસની માત્રા અનેકગણી વધારવાની, અને તે પણ એકદમ, એવી ઈચ્છા સૌના દિલમાં આજે ઘર કરી ગઈ છે

અગાઉની અને આજની ચર્ચામાં બીજો પણ એક ફેરફાર રહ્યો છે આજની ચર્ચાઓ ઘણી અટપટી અને ગણિતનો વધુ પડતો ઉપયોગ કરનારી તેમ જ ક્યારેક તો એકદમ ગુંચવી નાખનારી થઈ ગઈ છે જુદીજુદી વ્યાખ્યાઓ અને ગણત્રીઓ એટલી ઝીણવટ ભરી રીતે થઈ રહી છે, તથા આર્થિક વિકાસ અંગેના નમુનાઓ (મોડેલ્સ) પણ એટલી સંપૂર્ણતાથી તૈયાર થઈ રહ્યા છે કે આપણું તો મગજ જ કહ્યું ન કરે પણ ઝીણવટથી થાય છે તેથી તેમાં સંપૂર્ણ ચિત્ર જોવા મળે છે કે વધારે સચોટ ચિત્ર જોવા મળે છે, એવું માની લેવાની કંઈ જરૂર નથી

૧૮ મી સદીની ચર્ચામાં ઘણો નાનો પણ ખરેખર વિદ્વાન વર્ગ ભાગ લેતો હતો મૂળભૂત પ્રશ્નોના હાર્દને પકડી તેને બરાબર સમજી શકે એવો વર્ગ આ ચર્ચાઓમાં પડતો હતો આજની ચર્ચામાં લોકશાહી સ્વરૂપ આવ્યું છે ખૂબ બહોળા પ્રમાણમાં અનેક લોકો આ ચર્ચામાં ભાગ લેતા હોય છે, અને પોતપોતાનો ફાળો આપી રહ્યા હોય છે સમગ્ર દર્શન રજુ કરનારી દૃષ્ટિ બહુ થોડા માણસો પાસે જ હોય એ સમજાય એવું છે પણ પ્રશ્નના જુદાં જુદાં પાસાંઓ પર પોતપોતાનું દૃષ્ટિબિંદુ રજુ કરનારા અને એ રીતે જ્ઞાનમાં ઉમેરો કરનારા તો અનેક લોકો હોઈ શકે પંચવર્ષીય યોજનાઓમાં કઈ વસ્તુને વધુ અગ્રીમતા આપવી એ વિષે પોતપોતાના મૌલિક વિચારો રજુ કરનારા અનેક લોકો મળી આવશે, પણ સમાજજીવન સાથે અર્થશાસ્ત્રનો કેટલો અને કેવો ગાઢો સંબંધ રહ્યો છે, એ વિષેનું મૌલિક દૃષ્ટિબિંદુ રજુ કરનારા તો બહુ જુજ લોકો જ હશે આજની ચર્ચાની નબળાઈ કે ભયસ્થાન અહીં રહેલાં છે પ્રશ્નનાં જુદાં જુદાં પાસાંઓ વિષે આપણે

ઘણી ઊંડાણુ પૂર્વકની ચર્ચાઓ કરીએ છીએ, પરંતુ સમગ્ર પ્રશ્નને તેના એકંદર રૂપે જોવા આપણે યોગ્ય નથી. આર્થિક વિકાસને માટે કઈ કઈ વસ્તુઓ મદદ રૂપ થશે એની આપણે ઘણી વીગતે ચર્ચાઓ કરીએ છીએ, પણ આર્થિક વિકાસ શક્ય બને તે માટે કઈ જાતનું અનુકૂળ વાતાવરણ જોઈએ, તેની ચર્ચા આપણે ભાગ્યે જ કરતા હોઈએ છીએ. આથી આપણો ઘણો સમય નિરર્થક ચર્ચાઓ અને પ્રયાસો પાછળ બરબાદ થાય છે. યોગ્ય વાતાવરણ પેદા કર્યા વિના આર્થિક પ્રગતિ માટે ઊભી કરેલી બીજી બધી વ્યવસ્થા નાકામિયાબ નીવડે છે. આમાં એ વ્યવસ્થાનો દોષ નથી, પણ જરૂરી વાતાવરણનો વિચાર કરવાનું આપણે ચૂક્યા એટલા પૂરતો એ આપણો જ દોષ છે. ઘણીવાર વાતાવરણ આર્થિક પ્રગતિ માટે અનુકૂળ છે જ એમ માની લેવાની આપણે મોટી ભૂલ કરતા હોઈએ છીએ.

બીજા વિશ્વયુદ્ધ પછી થતી ચર્ચાઓમાં આપણે એ સ્વીકારી લીધું કે વિશ્વને બે વિભાગોમાં વહેંચી શકાય : (૧) વિકસિત દેશો (૨) અર્ધવિકસિત દેશો. વિકસિત દેશોની આર્થિક પ્રગતિ સ્વયંચાલિત હોય છે. કોઈપણ અર્ધવિકસિત દેશમાં નીચેની વસ્તુઓ પૂરી પાડવામાં આવે તો આર્થિક પ્રગતિ શક્ય બને એમ માનવામાં આવે છે : (૧) અર્વાચીન ટેકનિક (૨) મૂડી (૩) તાલીમ પામેલ માણસો (૪) આ ત્રણે વસ્તુનો ઉપયોગ કરનારી ચોક્કસ વિકાસયોજના.

એકેએક અર્ધવિકસિત દેશને આ સિદ્ધાંત લાગુ પાડી, આર્થિક પ્રગતિ માટે ઉપરની ચીજો પૂરી પાડવાનો પ્રયત્ન કરવામાં આવે છે. પરંતુ બધા દેશોની પરિસ્થિતિ આ જાતના આર્થિક વિકાસ માટે અનુકૂળ છે કે કેમ તેનો જરાયે વિચાર કરવામાં આવતો નથી. પરિણામે સ્થાનિક પરિસ્થિતિનો વિચાર કર્યા વિના દરેક દેશને સરખી રીતે લાગુ પાડેલું ઉપરનું નિદાન નિષ્ફળ નીવડે છે, અને અંતે પ્રગતિ વિનાની પ્રવૃત્તિઓનું ચિત્ર જોવા મળે છે.

કેટલાક ચોક્કસ દાખલાઓ તપાસીએ. : મૂડી અને ટેકનીકલ જ્ઞાન હોય તો આર્થિક પ્રગતિ શક્ય બને એવું આપણે ઉપર કહ્યું. આ વાત ભારતને ઠીકઠીક પ્રમાણમાં લાગુ પડી શકે, પણ નવા આફ્રિકી દેશો કે લેટીન અમેરિકાના દેશો, જ્યાં રાજ્યતંત્ર હજુ સ્થિર થઈ શક્યું નથી, ત્યાં પણ શું આ વાત એમ ને એમ લાગુ પાડી શકાશે? આ દેશોમાં તો કોઈપણ પ્રકારની પ્રગતિ માટે પહેલી જરૂર રાજ્યતંત્રને સ્થિર કરવાની હોઈ શકે. અસ્થિર રાજ્યતંત્રમાં સારામાં સારો ટેકનીશિયન પણ શું કરી શકવાનો હતો?

૧૯મી સદીમાં લોકજાગૃતિ અને લોકશિક્ષણને ઘણું મોટું સ્થાન આપવામાં આવ્યું હતું. નવા અસ્તિત્વમાં આવેલા દેશોમાં, જ્યાં શિક્ષણ પૂરેપૂરું વિકસ્યું નથી ત્યાં, યંત્રોની જગાએ શાળાનાં પુસ્તકોને વધુ પસંદગી આપવી જોઈએ કે નહિ તે વિચારવું જોઈએ. શિક્ષણનો વિકાસ થયો હશે અને યંત્રોનો કેમ ઉપયોગ કરવો તે લોકો જાણતા હશે તો પછી યંત્રોની જરૂર પણ લોકોને સમજાશે. પરંતુ અજ્ઞાન લોકો આગળ યંત્રો મૂકી દેવાથી જ્ઞાન પ્રકટી જશે એવું કોઈ કહી શકશે? આવા સંજોગોમાં ફેક્ટરીઓ, બંધો કે મૂડી રોકાણની એવી બીજી મોટી યોજનાઓ કરતાં પણ લોકશિક્ષણને વધુ પસંદગી આપવી જોઈએ એમ નથી લાગતું?

જે દેશોમાં અન્યાયી સમાજ રચના ચાલુ હોય, અને આર્થિક તેમજ રાજકીય સત્તા એક બહુ જ નાના વર્ગના હાથમાં કેન્દ્રિત થઈ હોય અને પરિણામે બહુજનસમાજને પ્રગતિના કોઈપણ કાર્યક્રમમાં કશો રસ ન હોય, તેવા દેશોમાં ખેતીનો સારામાં સારો વિસ્તરણ અધિકારી પણ શું કરી શકવાનો છે? ઘઉંના એક દાણાની જગાએ બે દાણા ઉગાડવાથી પણ પોતાને તો કંઈ જ ફાયદો થવાનો નથી, અને બંને દાણા જમીનદારની કોઠીમાં જ ચાલ્યા જવાના છે એવી જેને ખાત્રી હોય, એવો ખેડૂત બે દાણા ઉગાડવાની મહેનત શું કરવા કરશે? આવા સંજોગોમાં ખેતી વિકાસની ગમે તેવી સુંદર અને ખર્ચાળ યોજનાઓ પણ નિરર્થક નીવડે એમાં શું નવાઈ?

આમ ઉડતી નજરે તપાસતાં પણ જણાય છે કે સારું રાજ્યતંત્ર, લોકશિક્ષણ અને ન્યાયી સમાજરચના— આ ત્રણ ચીજો આર્થિક વિકાસ માટે અત્યંત

આવશ્યક છે. એમની ગેરહાજરીમાં આર્થિક વિકાસ માટેની કોઈપણ યોજના નિષ્ફળ જવા સર્જાઈ છે

અર્ધવિકસિત દેશોની પછાત અવસ્થા માટે હાલ કરવામાં આવતું નિદાન ભારતને બહુ સચોટ રીતે લાગુ પડે છે પરંતુ તેનું કારણ એ કે ભારતમાં સ્થિર રાજ્યતંત્ર છે, લોકશિક્ષણનું પ્રમાણ પણ સારું છે, તેમ જ ન્યાયી સમાજ રચના ઊભી કરવાનો આદર્શ તેના યોજકોએ સ્વીકાર્યો છે. લોકોનું જીવન ધોરણ ઘણું નીચું હોવાથી બચતનો દર ઘણો નીચો છે, અને તેથી દેશમાંથી જરૂરી બધી મૂડી ઊભી કરી શકાય તેમ નથી. એટલે પરદેશોમાંથી બને એટલી મૂડી ઊભી કરવાના પ્રયત્નો થાય છે

ચીન પછી ભારત સૌથી મોટી વસ્તી ધરાવતો દેશ છે. તેની પાસે સારું વહીવટીતંત્ર છે, કુશળ યોજકો છે, આંકડાની દૃષ્ટિએ જરૂરી માહિતી પણ તેણે સારા પ્રમાણમાં એકઠી કરી છે આ બધાને કારણે સમગ્ર દુનિયાનું ધ્યાન તેના તરફ ખેંચાયું છે, અને ભારતના વિકાસના અનુભવને બીજે બધે પણ લાગુ પાડવાની વૃત્તિ ઊભી થઈ છે. મૂડી અને તાલીમ પામેલા માણસો— ભારતના વિકાસમાં આ મુખ્ય અવરોધક બળો તરીકે જણાય છે એટલે બીજા દેશોમાં પણ આ બે જ બાબતો તરફ વિશેષ ધ્યાન અપાવા લાગ્યું છે ભારતમાં કુશળ આયોજન થઈ શકે છે એટલે અન્યત્ર પણ એ થઈ શકે એવું માની લેવામાં આવ્યું છે.

અમેરિકામાં પણ આર્થિક વિકાસને મૂડી તથા ટેકનીકલ જ્ઞાન સાથે જ જોડી દેવામાં આવેલ છે, કારણ કે ત્યાં પણ સારું રાજ્યતંત્ર, લોક જાગૃતિ કે ન્યાયી સમાજ રચના સ્થિર થઈ ગયાં હોઈ, તેમની જરૂર વિષે કોઈને પ્રશ્ન ઊઠતો નથી ભારતનો અનુભવ અને અમેરિકાનો પોતાનો અનુભવ પણ આમ, આર્થિક વિકાસ માટે, આ ત્રણ ચીજોની આવશ્યકતા તરફ બાકીની દુનિયાને દુર્લક્ષ કરતી કરી દે, એમાં જોખમ સમાએલું છે.

ત્યારે આ ચર્ચાનો સાર શો ? મૂડી, ટેકનીકલ તાલીમ કે આયોજન નકામાં છે, એવો તો નહિ જ. એ ત્રણે ચીજો ઘણી ઉપયોગી છે કે ... ભારતમાં આજે જોઈ રહ્યા છીએ. પરંતુ સમજવાનું એટલું જ છે કે બધે જ સરખું નિદાન ન હોઈ શકે દરેક દેશની પરિસ્થિતિ જોઈ–તપાસી તેને નિદાન લાગુ પાડવું જોઈએ, અને ચોક્કસ નિદાન મુજબના જ ઉપાયો પણ વિચારવા જોઈએ

આદિવાસી જાતિઓથી વસેલા આફ્રિકાના દેશોથી માંડીને અદ્યતન સાધન સામગ્રીવાળા પશ્ચિમના દેશો વચ્ચે અનેક પ્રકારના વિધવિધ પરિસ્થિતિવાળા દેશો આવેલા છે આ સૌને માટે આર્થિક પ્રગતિનો કોઈ એક જ ચોક્કસ રસ્તો ન હોઈ શકે. દરેકે પોતાની પરિસ્થિતિના સંદર્ભમાં પોતાનો રસ્તો ખોળવો જોઈશે

છતાં કેટલીક મૂળભૂત આવશ્યકતાઓ જરૂર ગણાવી શકાય તેના મહત્વ પ્રમાણે તેને આવો ક્રમ આપી શકાય.

(૧) સારું વહીવટી રાજ્યતંત્ર.

(૨) લોક જાગૃતિ અને લોકશિક્ષણ.

(૩) ન્યાયી સમાજ રચના

(૪) મૂડી—જે દેશો પ્રગતિને પથે પડી ગયા હોય તેઓ જ મૂડીનો સારો ઉપયોગ કરી શકશે.

(૫) ઘણી ઉચ્ચકક્ષાનું ટેકનીકલ જ્ઞાન, તીવ્ર કલ્પના શક્તિ, ઊંચાં રાષ્ટ્રીય લક્ષ્યો—રશિયા, અમેરિકા, ઈંગ્લાંડ, ફ્રાંસ, જર્મની વગેરેને આ લાગુ પડે છે

આર્થિક પ્રગતિને આ રીતે જુદા જુદા તબક્કાઓમાં જોવાથી તેના ક્રમ અંગેની વધુ સ્પષ્ટતા થશે, તેમ જ ક્યાં શું જરૂરી છે, તે પણ તુરત સમજાઈ જશે ભારતે પહેલા ત્રણ તબક્કાઓ વટાવી દીધા હોવાથી તેને માટે સૌથી મહત્વનું આયોજન મૂડી અંગે કરવાનું છે. પરંતુ જે દેશોએ આ ત્રણ તબક્કાઓ વટાવ્યા ન હોય, તે દેશો પણ જો ભારતની માફક જ આયોજન કરવા જશે તો તે ગંભીર ભૂલ કરશે એટલું આપણે સમજી લેવું જોઈએ.

## ૨

## વિકસતા અને વિકસિત દેશો

વિકસિત દેશો જેવા કે યુનાઈટેડ સ્ટેટ્સ, બ્રિટન, ફ્રાંસ વગેરેને એક મોટો ફાયદો એ હતો કે તેઓને

તેમની પ્રગતિની કોઈની સાથે સરખામણી કરવાની ચિંતા નહોતી. તેઓ તેમની પોતાની પ્રગતિમાં મસ્ત રહી શકતા હતા. વિકાસને પંથે હમણાં વળેલા દેશોને આ વધારાની મુશ્કેલી અનુભવવાની આવી છે. પોતાનાં ધોરણોથી નહિ પણ અન્ય દેશોનાં ધોરણોથી તેમણે પોતાની પ્રગતિને માપવી પડે છે. અમેરિકન કે સોવિયેટ ઉત્પાદન પદ્ધતિ સાથે, અને અમેરિકન કે બ્રિટીશ જીવનધોરણ સાથે તેઓ પોતાની ઉત્પાદન પદ્ધતિ અને જીવનધોરણ સરખાવે છે.

બીજી પણ એક તકલીફ છે. પ્રગતિને રસ્તે જેમ જેમ આગળ વધો, તેમ તેમ આગળની પ્રગતિનો રસ્તો સરળ થતો હોય છે. વહીવટી તંત્રને સુધારવાનું કામ એટલું અઘરું નથી. પણ જ્યાં વહીવટીતંત્ર જ ન હોય ત્યાં તેને ઊભું કરવાનું કામ ઘણું મુશ્કેલ છે. થોડા શિક્ષકો હોય તો બીજા નવા શિક્ષકો તૈયાર કરી લેવાનું કામ સહેલું છે, પણ એકે શિક્ષક જ ન હોય તો શિક્ષણનું કામ હાથમાં લેવાનું મુશ્કેલ બની જાય છે. ખૂબ નીચા જીવનધોરણવાળા દેશમાં બચત કરવાનું અને મૂડી રોકાણનું કામ ઘણું મુશ્કેલ હોય છે, પરંતુ સમૃદ્ધ દેશમાં બચત કરવાનું અને વધુ મૂડી રોકાણનું કામ સરળ હોય છે.

આ બધાને લીધે વિકસિત દેશો વિકસતા દેશો કરતાં ઘણા આગળ ને આગળ વધતા હોય છે; અને ક્યારેક તેઓ વિકસતા દેશોને તેમની ધીમી પ્રગતિ માટે દોષ પણ આપતા હોય છે. વિકસતા દેશોને પોતાને પણ પોતાની પ્રગતિથી સતત અસંતોષ રહ્યા કરતો હોય છે. આ વખતે આપણે યાદ રાખવું ઘટે છે કે વિકસતા દેશોનો પંથ વિકસિત દેશો કરતાં ઘણો વધારે દુર્ગમ હોય છે.

દુનિયાના દેશોને વિકસિત અને અર્ધવિકસિત એમ બે સ્પષ્ટ ભાગોમાં વહેંચી નાખવાને બદલે વિકાસની સળંગ પ્રક્રિયાના જુદાજુદા તબક્કે ઊભેલા કલ્પવામાં આવે તો સહયોગના પ્રશ્નનું સ્વરૂપ વધારે સ્પષ્ટપણે સમજાશે. તો જુદે જુદે તબક્કે પહોંચેલો દરેક દેશ પોતાની આગળ ગએલા દેશો પાસેથી કંઈક મેળવશે, અને પોતાની પાછળ આવતા દેશોને કંઈક આપી પણ શકશે, અને આમ મદદનો આ વ્યવહાર સહયોગનું સ્વરૂપ પામશે.

બધા દેશોની મદદના પ્રકારમાં જરૂર ફેરફારો હશે, પણ વિકસતા દેશોએ આપેલી મદદ વિકસિત દેશોએ આપેલી મદદ કરતાં ઓછી કીમતી હશે, એવું માની લેવાની જરૂર નથી. દા. ત. અમેરિકા જેવો દેશ મૂડીના સ્વરૂપે ઘણી મદદ કરી શકશે. પણ ભારત લોકજાગૃતિ અને લોકશિક્ષણના ક્ષેત્રે, કે કુટુંબ-આયોજનના ક્ષેત્રે પોતાના અનુભવનો જે ફાયદો પોતાની પાછળ આવતા દેશોને આપી શકશે, તે અમેરિકા નહિ આપી શકે; કારણ ભારતે આ પ્રશ્નોનો ઘણો વ્યવહારુ કહી શકાય તેવો ઉકેલ આણ્યો છે.

ટૂંકમાં, વિકાસના ક્ષેત્રમાં, 'મદદ લેનારા' અને 'મદદ આપનારા' એવા બે ભાગમાં દુનિયાને વહેંચી નાખવી એ ખોટું અને માનસિક દૃષ્ટિએ ઘાતક પગલું છે. વિકાસની પ્રક્રિયામાં દરેક મદદ લઈ શકે છે, તેમ મદદ આપી પણ શકે છે.

વિકાસની પ્રક્રિયામાં આગળ વધેલા દેશો પાસેથી, પાછળ આવતા દેશો, સાધનોની તેમ જ અનુભવોની મદદ લે કે મેળવે એ સાવ સ્વાભાવિક છે. બીજા વિશ્વયુદ્ધ પછી ખાસ કરીને આ આપલે બહોળા પ્રમાણમાં થઈ છે અને તેમાં અમેરિકાએ ઘણો આગળ પડતો ભાગ ભજવ્યો છે. આ જાતની આપલેમાં ઘણી કાળજી રાખવાની જરૂર હોય છે, એ હવે મારે સમજાવવું છે, અને આવી કાળજી રખાયા વિના ઘણી આપલે થઈ છે, એ મારે બતાવવું છે.

વિકસિત દેશો વિકસતા દેશોને ત્રણ ચીજોમાં મદદ કરી શકતા હોય છે: (૧) મૂડી (૨) ટેકનોલોજી (૩) સંગઠન. આ ત્રણે ચીજો આપવામાં કેટલુંક હિત રહેલું હોય છે, અને કેટલુંક અહિત પણ રહેલું હોય છે.

વધારે પડતી મૂડી આપવાથી વિકસતા દેશોનું અહિત કેવી રીતે થઈ શકે એમ પ્રશ્ન જરૂર ઊઠશે. વિકસિત દેશો પાસે મૂડી સરળતાથી અને મોટા પ્રમાણમાં એકઠી થતી હોય છે એટલે એવા દેશો વિશાળ પ્રમાણમાં અને ઘણી રાહતના દરે આ મૂડી વિકસતા દેશોને આપે એવી અપેક્ષા સ્વાભાવિક રીતે

જ રખાય. તેથી મૂડી લાંબા ગાળા માટે અપાય, તેમ જ બહુ જ ઓછા વ્યાજના દરે અથવા તો વગર વ્યાજે અપાય, એવી અપેક્ષા રખાય છે. પરંતુ આ રીતે અપાયેલી મૂડી તેના ઉપયોગ માટે યોગ્ય વાતાવરણ ન સર્જાયું હોય તો લેનાર દેશને નુકસાન કરી શકે છે. મૂડીના ઉપયોગ માટે અમુક કક્ષાનો વિકાસ લેણદાર દેશનો થયો હોય એ જરૂરી છે. નહિ તો તેનો ખોટો ઉપયોગ થવાનું પૂરેપૂરું જોખમ રહેલું છે. ભણેલો અને યંત્રોના ઉપયોગથી જાણકાર થએલો દેશ ઉત્પાદન વધારવામાં યંત્રોની મદદનો સારો ઉપયોગ કરી શકશે, પણ એ યંત્રો અભણ અને યંત્રના ઉપયોગથી સાવ અજાણ એવા દેશને આપવામાં આવશે તો એનો ઉત્પાદન વધારવામાં કંઈ જ ઉપયોગ નહિ થાય, એટલું જ નહિ પણ કેટલીક શક્તિ ખોટી રીતે પણ ખર્ચાશે.

ભારત જેવા આગળ વધેલા દેશ માટે પણ બહારની મૂડીનો વધારે પડતો ઉપયોગ કરવામાં કેટલાંક જોખમો રહેલાં છે. બહારથી મદદના સ્વરૂપે મળતી મૂડીને કારણે વધુ નિકાસ કરીને પરદેશોમાંથી મૂડી એકત્ર કરવાનું કાર્ય ઢીલમાં પડી જવા સંભવ છે. અને જો આમ થાય તો તે દેશને માટે નુકશાનકારક જ બને. પરદેશમાંથી નિકાસ દ્વારા મૂડી એકઠી કરવામાં ઉત્પાદન–ખર્ચને બને એટલું નીચું રાખવું પડે તથા વહીવટ બહુ જ કાર્યકુશળતાથી ચલાવવો જરૂરી બને. વેપાર દ્વારા મૂડી એકઠી કરવાને બદલે મદદના સ્વરૂપે મૂડી મેળવતા થઈએ, ત્યારે આ કાળજી ઓછી થઈ જાય ભારતનો છેલ્લા પાંચ વર્ષનો ઘટતો જતો નિકાસ વ્યાપાર તેથી જ ચિંતા પ્રેરી રહ્યો છે. આજ પરિસ્થિતિમાં મૂકાએલા જાપાને પોતાના ઔદ્યોગિકરણનો વિકાસ પરદેશી વેપારમાંથી મળેલી મૂડીને આધારે કર્યો હતો. તેના માટે તે વખતે બીજો રસ્તો પણ ન હતો. પણ તેને લીધે તે પોતાના પગ પર જ ઊભું થઇ શક્યું, અને સ્વમાનભર્યું સ્થાન મેળવી શક્યું. જાતે કમાએલી મૂડીનું સ્થાન પારકા પાસેથી મેળવેલી મૂડી કદી લઈ શકે નહિ

આજ રીતે 'ટેકનોલોજી' લેવામાં પણ કાળજી રખાવી જોઈએ. સિદ્ધાંતની દૃષ્ટિએ તો આ પ્રકારની મદદ લેવામાં કશું ખોટું નથી. વળી વિકસતા દેશોને વિકસિત દેશોના અનુભવનો પણ લાભ મળે છે. પરંતુ ટેકનોલોજીનો ઉપયોગ જે–તે દેશમાં કયા સંજોગોમાં દાખલ થયો હતો, તેને સમજવું અત્યંત જરૂરી છે. કેટલીક વસ્તુઓ એવી હોય છે કે જે સમાન રીતે બધે દાખલ કરી શકાય દા. ત. સુધારેલી જાતની મકાઈનું બીજ, ખાતરોનો ઉપયોગ, જાપાનીઝ પદ્ધતિની ડાંગર રોપણી, સ્ટીલ ઉત્પાદનની એલ. ડી પ્રોસેસ વગેરે વગેરે. પણ કેટલીક ટેકનોલોજી એવી હોય છે કે જે ખાસ સંજોગોમાં જ દાખલ થઈ હોય. આ ટેકનોલોજી લેનાર દેશ પોતાને ત્યાં પણ એવા સંજોગો ઊભા થયા વિના તેને અપનાવે તો તે તેને કશો ફાયદો ન આપે, નુકસાન કરવાનું જોખમ ખરું. અમેરિકા જેવા દેશમાં જ્યાં મજૂરી ઘણી મોંઘી છે, ત્યાં કપાસ વીણવાનાં યંત્રો કે ખેતી કામ માટેની મોટી મશીનરી ઘણી ઉપયોગી થાય છે. પરંતુ જે દેશોમાં મજૂરી ઘણી સસ્તી છે અને જ્યા કામ મેળવવા ઇચ્છતા લોકોની સખ્યા ઘણી મોટી છે, ત્યાં આવી ટેકનોલોજીનો ઉપયોગ જરાયે ફાયદાકારક ન થઈ શકે. અને છતાં જો તેનો ઉપયોગ કરવામાં આવે તો તે કિંમતી સાધનોનો દુરૂપયોગ કર્યા જેવું ગણાય અને તેને લીધે ફેલી થતી બેકારીને કારણે થતું નુકશાન તો વધારામાં. તેથી ટેકનોલોજીનો ઉપયોગ કરતી વખતે વિવેકબુદ્ધિનો ઉપયોગ અત્યંત જરૂરી બને છે. એશિયાના એક દેશમાં જ્યાં બેકારી ઘણા વ્યાપક પ્રમાણમાં પ્રવર્તે છે, અને જ્યાં મજૂરીના દર ઘણા નીચા છે, ત્યાં મેં થોડા વખત પહેલાં રેલ્વે ક્રોસીંગ માટે પોતાની મેળે ઉઘાડવાસ થાય એવા ઘણા કીમતી દરવાજા વપરાતા જોયા. જ્યાં રેલ્વેને ફાટકવાળા મેળવવા મુશ્કેલ હોય છે, ત્યાં આવા દરવાજા ઘણા ઉપયોગી થાય. પણ તે દેશમાં તો એ બિનઉપયોગી હતા. જો વિવેકબુદ્ધિનો અહીં ઉપયોગ કરવામાં આવ્યો હોત તો ઘણા પૈસા બચાવી શકાયા હોત, અને કેટલાક માણસોને આ કામે વળગાડી શકાયા હોત.

સંગઠનની બાબતમાં પણ પૂરતી કાળજી લેવાવી જરૂરી છે. કદાચ આ ક્ષેત્રે જોખમ સૌથી વધાર રહેલું

છે. બીજા વિકસિત દેશોમાં અમુક જાતનાં સંગઠનો છે, અમુક જાતનાં સરકારી ખાતાંઓ છે, કે અમુક જાતની સંસ્થાઓ છે, માટે વિકાસ કરવો હોય તો તે બધાં આપણા દેશમાં પણ હોવાં જ જોઈએ, આવું વલણ જોર પકડતું જાય છે. પરંતુ તે વખતે આપણે યાદ રાખવું જોઈએ કે આ જાતનાં સંગઠનો કે સંસ્થાઓને કારણે તે તે દેશોમાં વિકાસ થયો નથી પણ થએલા વિકાસને પરિણામે તેમનો જન્મ થયો છે. તેથી વિકાસની ખૂબ જ પ્રાથમિક દશામાં આવેલા દેશો પણ નકલ કરીને આવાં સંગઠનો પોતાને ત્યાં ઊભાં કરી દે, તેથી તેમને કોઈ ફાયદો થઈ જાય એવું ન બને.

ભારતનું વહીવટીતંત્ર તેણે ઉપાડેલી અનેકવિધ જવાબદારીઓ પૂરી કરવાની દૃષ્ટિએ રચાયેલું છે. આવું જ તંત્ર આફ્રિકાના નવા દેશો પણ પોતાને ત્યાં ઊભું કરવાના પ્રયત્નો કરે તો તેમની શું દશા થાય ? અમેરિકામાં સરકારી તેમજ બિનસરકારી એવાં કેટલાંય સંગઠનો છે, જે વિકાસની દૃષ્ટિએ કશા મહત્વનાં નથી, પરંતુ સમૃદ્ધિની વિપુલતાને કારણે અસ્તિત્વમાં આવેલાં છે. આ સંગઠનો ભારતમાં ઊભાં કરવામાં આવે તો તે ભારતને ખતરનાક જ થઈ પડે. વિશિષ્ટ પ્રકારના અનેક અભ્યાસક્રમો ચલાવનારી શિક્ષણ સંસ્થાઓ, ખેતી–સુધારણા માટેની જાતજાતની સેવા અપનારી સંસ્થાઓ, સામાજિક સેવાઓ આપનારી અગણિત સંસ્થાઓ, આ બધું વિકાસને પરિણામે હોઇ શકે, વિકાસ પહેલાં નહિ વિકાસ પહેલાં જો તે દાખલ કરવામાં આવે તો કીમતી અને ટાંચાં સાધનોનો દુર્વ્યય થાય, અને વિકાસનાં ખરેખરાં કામોમાં તેમની અછત વર્તાય. (અમેરિકન એલચીની આ સલાહ આપણા યોજકોને ગળે ઊતરે તો કેવું સારું !—સંપાદક)

નવી નવી સંસ્થાઓ કે સંગઠનો દાખલ કરતી વખતે વિકાસની દૃષ્ટિએ તેની કેટલી જરૂર છે, તેનો પૂરતો વિચાર કરવો જોઈએ. આવી સંસ્થાઓ દાખલ કરનારને માથે તેની ઉપયોગિતા સાબિત કરવાની જવાબદારી નંખાવી જોઈએ.

વિકાસની પ્રક્રિયામાં જે કેટલાક ભય રહેલા છે, તે તરફ મેં નિર્દેશ કર્યો છે. આ કામ કરતાં કરતાં ભૂલો તો થવાની. ભૂલો થવાને ડરે કામને અટકાવી શકાય નહિ. પણ થએલી ભૂલો વિષે આપણે ભવિષ્યમાં વધુ સાવચેતી રાખીએ, એટલો જ મારો કહેવાનો હેતુ છે. અનુભવ જ આપણો ખરો શિક્ષક છે, પણ વુડરો. વિલ્સને એકવાર કહ્યું હતું તેમ–આપણી ભૂલોને પણ આપણે અનુભવને નામે ઘણી વખત ઓળખાવતા હોઈએ છીએ, તેવું ન બને એટલું સાચવીએ.

## ૩ :

## આયોજનની સૈદ્ધાંતિક ભૂમિકા

બીજા વિશ્વયુદ્ધ પછીનાં કેટલાંક વર્ષો સુધી આયોજનનો પશ્ચિમના દેશોમાં ઠીક ઠીક વિરોધ થતો રહ્યો હતો. અમેરિકા અને પશ્ચિમના કેટલાક દેશો તો એનો આંતરરાષ્ટ્રિય ધોરણે વિરોધ કરવાનું પણ વિચારતા હતા. પરંતુ આ વિરોધ ધીરેધીરે શમતો ગયો, અને આજે તો આયોજનની આવશ્યકતા વિષે હવે કોઈને ચર્ચા કરવાની જરૂર લાગતી નથી.

મજૂરી, મૂડી, જમીન અને અન્ય કુદરતી સાધનોનો ઉપયોગ ઉત્પાદન માટે કેવી રીતે કરવો તે વિષે ઘણા વિકલ્પો હોઈ શકે. મૂડીવાદી સમાજમાં અથવા તો મુક્ત વ્યાપારવાળી સમાજરચનામાં આનો નિર્ણય લેવાનું કામ ખરીદનાર પર છોડી દેવામાં આવે છે. જે વસ્તુની વધારે માંગ તે વસ્તુનું ઉત્પાદન વધે, અને જેની માંગ ઓછી થાય તેનું ઉત્પાદન ઘટે. ચીજવસ્તુના ભાવો અને નફા મારફતે આ પસંદગી વ્યક્ત થાય, અને તે મુજબ મૂડીરોકાણમાં વધઘટ થયા કરે.

આને બદલે સમાજ પોતે અગાઉથી પોતાનાં લક્ષ્યાંકો નક્કી કરી, તે પ્રમાણે મૂડીરોકાણ કરવાનું ઠરાવે, અને મુકરર કર્યા મુજબનું મૂડીરોકાણ થાય તે માટે જરૂરી વ્યવસ્થા પણ ગોઠવે. આ જાતની વ્યવસ્થામાં ઉત્પાદનનાં સાધનો પર કાબૂ રાખવાની વાત પણ આવી જાય. સમાજવાદીઓએ આ મુદ્દા પર જ એટલો બધો ભાર મૂક્યો કે જેથી મૂડીવાદી દેશોએ આયોજનના વિચારનો પણ વિરોધ કરવા માંડ્યો. તેમણે આયોજનને અને ઉત્પાદનનાં સાધનો પરના કાબૂને એક માની લીધાં. સમાજવાદીઓએ પણ આ

માન્યતાને પોષે એવું વલણ અખત્યાર કર્યું, અને માન્યું કે ઉત્પાદનનાં સાધનો પર રાજ્યની માલિકી હોય તો જ આયોજન થઈ શકે. એ વિના આયોજન સંભવેજ નહિ.

વાસ્તવમાં આ પરિસ્થિતિ આપણે જોતા નથી. મૂડીવાદી દેશોમાં પણ ઉત્પાદનનાં કેટલાંયે સાધનો પર રાજ્યનો સીધો કે આડકતરો કાબૂ રહેતો હોય છે. એ દૃષ્ટિએ જોઈએ તો અમેરિકાના અર્થતંત્રનો ૨૦ ટકા જેટલો ભાગ આયોજન નીચે છે, ત્યારે ભારતમાં કુલ આવકના માત્ર ૧૩–૧૪ ટકા જેટલો ભાગ જ રાજ્યના સીધા નિયંત્રણ નીચે છે. એ અર્થમાં સમાજવાદી સમાજરચનાવાળા ભારતની અર્થવ્યવસ્થામાં અમેરિકા કરતાં ઓછું આયોજન છે એમ કહેવાય. આવા તો કંઈ દાખલાઓ આપી શકાય. રશિયામાં ખેતીની પેદાશના ઠીકઠીક એવા ભાગ પર રાજ્યનું જરાયે નિયંત્રણ નથી યુગોસ્લાવીઆ અને પોલાંડમાં હજી ખેતી પૂરેપૂરી બજાર ભાવો પર આધારિત છે. અમેરિકામાં અવકાશ અંગેનું સંશોધન રાજ્યે હાથ ધર્યું છે. આ કામ કંઈ બજારના વલણ પર છોડી શકાય તેમ નહોતું. એ જ રીતે અણુશક્તિનું સંશોધન કે એવાં અનેક સંશોધનો રાજ્યે હાથ ધર્યાં છે, અને એમ જ કરવું પડે. એ અંગેનું આયોજન રાજ્યે વિચારવું જ પડે. સમગ્રપણે આયોજન ન કરનારા દેશોએ પણ આ રીતે અનેક ક્ષેત્રોમાં આયોજન કરવું પડે છે. આયોજન અને ઉત્પાદનનાં સાધનો પરની રાજ્યની માલિકી–આ બે વસ્તુઓ સાથે જ જવી જોઈએ, એ સ્થિતિ હવે રહી નથી. ઉત્પાદનનાં સાધનો પર માલિકી ધરાવનાર દેશોએ પણ કેટલાંક ક્ષેત્રોમાં, જેમ બજારનાં બદલાતાં વલણોને ધ્યાનમાં લેવાં પડે છે, તેમ મૂડીવાદી દેશોમાં પણ કેટલાંયે સાધનોનો રાજ્યે આયોજિત ઉપયોગ વિચારવો પડે છે. આ બે વસ્તુ એટલી ભેળસેળ થઈ ગઈ છે કે, હવે આયોજિત દેશો અને બિનઆયોજિત દેશો–એવા બે સ્પષ્ટ ભાગમાં દુનિયાને વહેંચી નાખવાનું શક્ય નથી રહ્યું.

એટલું જરૂર છે કે અર્ધવિકસિત દેશોને આયોજનનો આશરો વધુ લેવો પડશે. ઝડપી આર્થિક પ્રગતિ માટે આયોજનપૂર્વકનો વિકાસ આ દેશો માટે અત્યંત આવશ્યક છે. કેટલીયે એવી વસ્તુઓ રાજ્યે આગળથી વિચારીને આ દેશોમાં ઊભી કરવી પડશે, જે વધુ વિકાસને શક્ય બનાવે. એ માટે બજાર પર આધાર રાખી બેસી રહે નહિ ચાલે. દા. ત. સ્ટીલપ્લાન્ટ દેશના વિકાસ માટે અત્યંત જરૂરી છે, પણ માત્ર બજારની ઈચ્છા પર એને છોડી દેવામાં આવે તો એ લાંબા સમય સુધી ઊભો નહિ થાય.

આ કારણસર જ વિકસતા દેશોમાં આયોજન અનિવાર્ય બની ગયું છે; અને તેથી જ અમેરિકા અને બ્રિટન આ દેશોની પંચવર્ષીય યોજનાઓમાં શી મદદ કરી શકાય, તેનો ગંભીરપણે વિચાર કરતા હોય છે. જે દેશની પાસે આવી કોઈ યોજના નહિ હોય, તે દેશ ઝાઝી પ્રગતિ નહિ કરી શકે, એવું હવે સ્વીકારાવા લાગ્યું છે.

આયોજનની જરૂર વિષે હવે ઝાઝી ચર્ચાને સ્થાન રહ્યું નથી, તેનો અર્થ એ નથી કે આયોજનની પદ્ધતિ ઉપર પણ ચર્ચા કરવાની જરૂર રહી નથી. એ વિષે તો હવે વિશેષ ચર્ચા કરવી જરૂરી છે, એમ ગણવું જોઈએ. આયોજનના સિદ્ધાંત અને અમલ અંગેનું સંપૂર્ણ શાસ્ત્ર હજુ સુધી નથી રચાયું. એ ઊભું કરવાનું બાકી છે.

અગાઉની ચર્ચા વખતે મેં જણાવ્યું છે કે, દરેક દેશના વિકાસના તબક્કાને આયોજન કરતી વખતે ધ્યાનમાં રાખવો પડશે. દા. ત હમણાં જ નવા નવા અસ્તિત્વમાં આવેલા દેશો–જ્યાં વહીવટીતંત્ર પણ હજુ બરાબર ઊભું થયું નથી, ત્યાં આર્થિક આયોજન હાથ ધરતાં પહેલાં વહીવટી તંત્રને સ્થિર કરવા પર વધું ધ્યાન અપાવું જોઈએ; શિક્ષણ વધારવું જોઈએ તથા ન્યાયી સમાજરચનાનો પાયો નાખવો જોઈએ. અમેરિકા અને પશ્ચિમ યુરોપના દેશોને ફ્રેંચ અને અમેરિકન ક્રાંતિને પરિણામે આ ત્રણે ચીજો વારસામાં મળી હતી અને તેથી જ તેઓ ઝડપી વિકાસ કરી શક્યા. સોવિયેટ રશિયાએ પણ પોતાના મધ્ય એશિયાના દેશોમાં વહીવટીતંત્ર ઊભું કરવા પાછળ, શિક્ષણ વધારવા પાછળ, વાહનવ્યવહારની સારી સગવડો ઊભી કરવા

પાછળ અને ભટકતા લોકોને સ્થિર જીવન જીવતા કરવા પાછળ શરૂઆતના સમયમાં વિશેષ ધ્યાન આપ્યું હતું. ખેતીના અને ઉદ્યોગના વિકાસ માટે આ બધી જ ચીજો અત્યંત આવશ્યક ગણાઈ હતી.

અર્વાચીન મૂડી રોકાણનાં અને ઉત્પાદનનાં લક્ષ્યાંકોનું આયોજન કરતાં અગાઉ, એ વસ્તુઓને શક્ય બનાવે એવી પરિસ્થિતિ ઊભી કરવા તરફ શરૂઆતના તબક્કાઓમાં વિશેષ ધ્યાન અપાવું જ જોઈએ, એટલું સમજી લેવાની જરૂર છે. ભારતમાં મૂડી રોકાણનું આયોજન શક્ય બન્યું છે કારણ ત્યાં એને માટે જરૂરી પરિસ્થિતિ ઊભી થઈ ગઈ છે.

હવે મૂડી રોકાણના આયોજન અંગે થોડો વિચાર કરીએ. આ આયોજનનો મુખ્ય હેતુ વિકાસની અમુક ગતિ હાંસલ કરવાનો હોય છે, અને તે દૃષ્ટિએ તે ઉપલબ્ધ સાધનોના રોકાણ અંગે વિચારે છે. સૈદ્ધાન્તિક દૃષ્ટિએ આમાં દોષ કાઢવા જેવું કંઈ છે નહિ. પરંતુ આયોજનની કેટલીક બીજી જરૂરીઆતોનો પણ પૂરતો ખ્યાલ રખાવો જોઈએ, એટલું જ મારે એમાં ઉમેરવાનું છે.

આર્થિક વિકાસની કોઈપણ સારી યોજનામાં નીચેની ત્રણ વસ્તુઓનો સમાવેશ કરવો જોઈએ. પહેલું, વધુ મહત્વની અને ઓછી મહત્વની ચીજો વચ્ચે ચોક્કસ પસંદગી કરવાનું કામ યોજનાએ કડકાઈથી કરવું જોઈએ. વિકાસ માટે અનેક વસ્તુઓ મદદકારક થઈ પડે, પણ કેટલીક વસ્તુઓ એવી હોય કે જેના વિના વિકાસ શક્ય જ ન બને, જ્યારે કેટલીક વસ્તુઓ એવી હોય કે જે હોય તો મદદકારક બને, પણ ન હોય તો વિકાસની માત્રા પર બહુ મોટી અસર ન થાય. દા. ત. ઔદ્યોગિક વિકાસ માટે વાહનવ્યવહારની કાર્યક્ષમ વ્યવસ્થા, સસ્તું સ્ટીલ, અને આર્થિક રીતે પરવડે એવો વીજળીનો પૂરતો પુરવઠો— આ ત્રણ ચીજો અત્યંત આવશ્યક ગણાય. તે વિના ઔદ્યોગિક વિકાસ શક્ય જ ન બને. એ જ રીતે ખેતીના વિકાસ માટે પાણી, ખાતર અને સુધારેલું બી— ત્રણ ચીજો અત્યંત જરૂરી ગણાય. આ સિવાયની બાકીની ચીજોનું મહત્વ પ્રમાણમાં ઓછું છે.

બધી જ વસ્તુઓ એકીસાથે હાથ કરવાનો લોભ એટલો મોટો હોય છે, કે તેમાં પછી વધુ મહત્વની વાતો વિસરાઈ જાય છે, અને યોજના યોજના મટી જઈ કરવા જેવાં કામોની એક યાદી બની જાય છે. યોજનાનું હાર્દ વિશેષ મહત્વની અને ઓછી મહત્વની બાબતો વચ્ચે પસંદગી કરવામાં જ રહેલું છે. સારી યોજનાની બીજી મહત્વની વાત દેખીતાં અને છુપાએલાં રહેતાં બધાં જ અંગોની પૂરતી કાળજી લેવાની છે. જેમ આઈસબર્ગનો ઘણો ઓછો ભાગ પાણી પર તરતો હોય છે અને મોટો ભાગ પાણીમાં છુપાએલો રહે છે, તેમ ઔદ્યોગિક વિકાસનાં કેટલાંક અંગો એકદમ આંખે ચઢે એવાં છે, જ્યારે કેટલાંક અંગો એ રીતે તરત આંખે ચઢે એવાં હોતાં નથી, પણ વિશેષ ધ્યાન માગી લે છે. પરંતુ આ છુપાએલાં અંગો તરફ પૂરતું ધ્યાન અપાતાં ન આવે તો તે ઘણું મોટું નુકસાન કરી બેસે એવાં હોય છે. દા. ત, મૂડી રોકાણ કરી સ્ટીલનાં કારખાનાં ઊભાં કરવાં રેલ્વેલાઈન વધારવી, ખાણોને ચાલુ કરવી, એરોપ્લેનોની સંખ્યા વધારવી વગેરે—નજરે જોઈ શકાય એવાં ઔદ્યોગિક વિકાસનાં અંગો છે. પરંતુ આ બધું મૂડીરોકાણ જેમાં કરવામાં આવ્યું હોય, તે ઉત્પાદનના ઘટકોનો વહીવટ સારામાં સારો હોય, ઉત્પાદન થતી ચીજોનું ઉત્પાદનખર્ચ નીચામાં નીચું હોય, અને ઘસારા માટે તથા નવા મૂડી રોકાણ માટે જરૂરી મૂડી એમાંથી મળી રહેતી હોય, ઉત્પન્ન થએલી ચીજોની ગુણવત્તા ઊંચી હોય— આ બધાં અંગો તરત નજરે ચઢે એવાં ન હોવા છતાં ઔદ્યોગિક વિકાસ માટે અત્યંત જરૂરી છે. જાપાન અને જર્મની દુનિયાના બજારોમાં સર્વોપરી સ્થાન મેળવી શક્યાં, તે આ અંગોની કાળજી લઈને જ. યુગોસ્લાવીઆ અને ઇઝરાયેલ પણ આજે દુનિયાના બજારોમાં આ જ અંગોની મદદ લઈને પોતાનું સ્થાન મેળવી રહ્યાં છે.

સારી યોજના માટે ઉત્પાદનનાં લક્ષ્યાંકો ઠરાવવા જેટલું જ મહત્વનું કામ ઉત્પાદનખર્ચના લક્ષ્યાંકો ઠરાવવાનું, અનિષ્પત્તિ ઉત્પાદનનો લક્ષ્યાંક ઠરાવવાનું, તથા નફાના લક્ષ્યાંકો ઠરાવવાનું છે અને આ

લક્ષ્યાંકોની પ્રાપ્તિ માટે દરેક વ્યક્તિની જવાબદારી નિશ્ચિત કરવાનું છે.

ત્રીજી મહત્વની વસ્તુ, વપરાશનો ક્રમ નક્કી કરવાની છે. કોઈપણ યોજના માટે આ ઘણો મહત્વનો મુદ્દો છે. ઉત્પાદનનાં સાધનોનો ઉપયોગ નક્કી કરવા ઉપર જેટલું ધ્યાન આયોજનમાં અપાય છે, તેટલું ધ્યાન આ મુદ્દા પર નથી અપાતું, એ કમનશીબી છે. છેવટે મૂળ હેતુ તો વપરાશનો છે. એ મુદ્દાને અવગણવાથી તો સમગ્ર આયોજન ખામીવાળું બનવાનો પૂરેપૂરો સંભવ રહે છે.

ઉત્પાદન અંગેના નિર્ણયો શેને આધારે લઈશું? આજનો વપરાશ ઓછો એટલા માટે કરીએ છીએ કે ભવિષ્યમાં વધુ વાપરવા મળે, પણ આજનો વપરાશ કેટલો ઓછો કરી શકાય તેમ છે? આજે ખાવા રોટલો પણ ન મળતો હોય, ત્યારે આવતી કાલે માખણ ખાવા મળે, એ માટે આજનો રોટલો જતો કરવાનું આપણે કહી શકીશું? વળી વપરાશની ચીજો અંગે નિર્ણય કરી લેતી વખતે આપણા વિકસેલા દેશોને નજર સમક્ષ રાખીશું કે આપણી પોતાની પરિસ્થિતિ તરફ વિશેષ નજર રાખીશું? થોડા પૈસાદાર લોકો જે ચીજવસ્તુઓની માગણી કરે છે (રેફ્રીજરેટર એરકન્ડીશનર, મોટર) તે વસ્તુઓનું ઉત્પાદન હાથ ધરીશું કે, જેની બહુજનસમાજને જરૂર છે, એવા સસ્તાં કાપડ, સસ્તો ખોરાક, અને સસ્તા રહેઠાણોનું ઉત્પાદન હાથ ધરીશું? આ નિર્ણયો યોજના ઘડનારાઓએ લેવા જ પડશે, અને જો તે નિર્ણયો લેવાનું ટાળવામાં આવશે, તો દેશનાં ટાંચા સાધનોનો સારામાં સારો ઉપયોગ કરવાનું યોજનાનું ધ્યેય પાર નહિ પડે.

બને એવું છે કે દેખાદેખીથી અથવા તો પોતે બહુ જ અદ્યતન થઈ ગયા છે, એવું બતાવવા માટે કે પૈસાદારોના દબાણ નીચે આવીને બિનજરૂરી ચીજ વસ્તુઓનું ઉત્પાદન હાથ ધરવામાં આવે છે અને મોટા ભાગના લોકોને જરૂરી ચીજ વસ્તુઓનું ઉત્પાદન નથી થતું. દા. ત. સસ્તી મોટરોનું ઉત્પાદન હાથ ધરવાને બદલે સસ્તી સાઈકલનું ઉત્પાદન હાથ ધરવું વધારે ઇચ્છનીય ગણાય. એ રીતે ટેલીવીઝન સેટનું ઉત્પાદ હાથ ધરતાં પહેલાં, સસ્તા રેડીઓ સેટ બનાવવા વધારે ઇચ્છનીય ગણાય. ખરી રીતે સારો અ સસ્તો ખોરાક, સસ્તાં કપડાં અને સસ્તાં રહેઠાણોન ઉત્પાદનને વપરાશની વસ્તુઓ તરીકે સૌથી વધુ મહત્વ આપવું જોઈએ.

આ દૃષ્ટિએ ભારતે એકંદરે સામાન્ય માણસની જરૂરીયાતોના ઉત્પાદન પર વિશેષ ધ્યાન આપ્યું છે પરંતુ વિકાસ પામતા સઘળા દેશો ચાલુ વપરાશમાં શું ઉત્પાદન કરવું જોઈએ તે વિષે વધુ સ્પષ્ટ નીતિ ઘડતા થાય એ જરૂરી છે.

## ૪:

## શિક્ષણ અને આર્થિક વિકાસ

શિક્ષણને આયોજનમાં શું સ્થાન આપવું જોઈએ એ વિચારણાનો એક મુદ્દો બન્યો છેઃ આર્થિક વિકાસ માટે શિક્ષણ જરૂરી છે? કે કેટલોક આર્થિક વિકાસ સાધ્યા પછી એને હાથમાં લેવામાં આવે તો ચાલે! ઉત્પાદન વધે અને પરિણામે રાષ્ટ્રીય આવકમાં ઉમેરો થાય પછી જ શાળાઓ, કોલેજો અને યુનિવર્સીટીઓનો આર્થિક બોજો ઉપાડી શકાયને? તેથી બંધો, રસ્તાઓ એરોડ્રોમો વગેરેને શિક્ષણ પહેલાં હાથમાં લેવાં જોઈએ, એવી માન્યતા સેવાય છે જ્યારથી આર્થિક વિકાસના પ્રશ્ને જોર પકડ્યું છે, ત્યારથી શિક્ષણના સ્થાન વિષે આ જાતની અનિશ્ચિતતા પેદા થઇ છે.

શિક્ષણને તાત્કાલિક વપરાશની ચીજ તરીકે કે મૂડી રોકાણ તરીકે—એ બેમાંથી જે રીતે જોઈએ, તે રીતે આ પ્રશ્નનો જવાબ આપી શકાય. જો એને વપરાશની ચીજ તરીકે ગણીએ તો મૂડી રોકાણ માટે વર્તમાન વપરાશને ઘટાડવો જોઈએ, એ સિદ્ધાંત પર એના ખર્ચને અને એટલો ઘટાડવાનું કહી શકાય; પણ જો આપણે એને મૂડી રોકાણ તરીકે ગણતા હોઈએ તો એ જેટલું વધારી શકાય તેટલું વધારવું જોઈએ એમ જ કહેવું પડે.

શરીરને જેમ ખોરાકની જરૂર પડે છે, તેમ મનને પણ ખોરાકની જરૂર પડે છે, અને તેથી આપણા જીવ-

નમાં ખોરાક જેટલી જ જરૂર શિક્ષણની પણ છે. શિક્ષણને આર્થિક ધોરણોથી ટકી માપી શકાય નહિ. એનાથી ઉત્પાદનમાં મદદ થાય છે કે નહિ, તે જોવાનું કામ શિક્ષણશાસ્ત્રીઓનું નથી. તેમનું કામ માણસના મનને અજ્ઞાનમાંથી મુક્ત કરવાનું છે. માણસ એને મળેલા જ્ઞાનનો શો ઉપયોગ કરે છે, તે એમની ચિંતાનો વિષય નથી. એટલે કે શિક્ષણનું પોતાનું આગવું મહત્વ છે. આ અર્થમાં શિક્ષણ વપરાશની ચીજ તરીકે ગણાય એ સ્વાભાવિક છે. અલબત્ત બીજી વપરાશી ચીજો કરતાં તે ઊંચા પ્રકારની વપરાશી ચીજ છે એમ કહી શકાય, પરંતુ તેને ઉત્પાદન સાથે સીધો કંઈ સંબંધ નથી, એ તો નક્કી. તેથી જ ઉત્પાદનને વધુ મહત્વ આપનારા લોકો શિક્ષણની જગાએ બંધો, નહેરો કે ખાતરના કારખાનાંઓ પર વિશેષ ભાર મૂકે એ સમજાય એવું છે.

પરંતુ શિક્ષણને એક પ્રકારના મૂડી રોકાણ તરીકે જ જોનારા લોકો પણ છે. યુનાઈટેડ સ્ટેટસના પ્રોફેસર થીઓડોર શુલ્ત્ઝ અને બીજાઓએ એ સાબીત કરી બતાવ્યું છે કે, શિક્ષણ પર કરેલો ખર્ચ ઉત્પાદનને ઘણી મોટી મદદ કરે છે તેમનું તો કહેવું છે કે રેલ્વે, બંધો, કે યંત્રો પાછળ કરેલા મૂડી રોકાણ કરતાં પણ શિક્ષણ પાછળ કરેલું મૂડી રોકાણ વધુ બદલો આપે છે. અજ્ઞાન ખેડૂતને ગમે તેટલાં સાધનો આપશો તો પણ તે ઉત્પાદનમાં વધારો નહિ કરી શકે. ભણેલો ખેડૂત ગમે ત્યાંથી સાધનો ખોળી કાઢી ઉત્પાદનમાં વધારો કર્યા વિના રહેશે નહિ. આ અર્થમાં શિક્ષણ પાછળ કરેલું ખર્ચ ઘણું ઉત્પાદક બની શકે છે.

વિજ્ઞાનીઓ અને ઈજનેરો પાછળ કરેલું ખર્ચ ઉત્પાદનને કેટલી મદદ કરી શકે, એ તો તરત સમજાય એવું છે. પરંતુ ડોક્ટરો કે જાહેર આરોગ્યના નિષ્ણાતો પણ ઉત્પાદન વધારવામાં ઘણા ઉપયોગી થઇ પડે છે, એ આપણે છેલ્લાં કેટલાંક વર્ષોના અનુભવે જોઈ શકીએ છીએ. મેલેરીઆ નાબુદીએ તથા બીજા કેટલાક રોગોની નાબુદીએ ઉત્પાદનને અનેકગણો ફાયદો કરી આપ્યો છે. પરંતુ આ ઉપરાંત લેખકો, કલાકારો, ચિત્રકારો સૌ ઉત્પાદન વધારવામાં સીધી કે આડકતરી રીતે ફાળો આપતાં હોય છે. દા. ત. ભારતનો સીનેમા-ઉદ્યોગ આજે એક ઘણો મહત્વનો ઉદ્યોગ થઈ પડયો છે, એટલું જ નહિ પણ પરદેશી હુંડિયામણ કમાઇ આપવામાં પણ તે ઘણો ઉપયોગી થયો છે. આ ઉદ્યોગ દેશમાં કલાકારો ન હોત તો ખીલી શકત ખરો?

● ખરી રીતે જોઈએ તો શિક્ષણને બંને રીતે જોઈ શકાય છે. એનું તાત્કાલિક ઉપયોગની દૃષ્ટિએ જેમ મહત્વ છે, તેમ ભવિષ્યની દૃષ્ટિએ પણ મહત્વ છે. એટલે કે વપરાશી માલ તરીકે, તેમજ મૂડી રોકાણ તરીકે– બંને રીતે તેનું મહત્વ છે. સારે નશીબે ભારતે શિક્ષણનું મહત્વ આ બંને રીતે સ્વીકાર્યું છે, પણ બીજા કેટલાક વિકસતા દેશોમાં આ દૃષ્ટિએ શિક્ષણને જોવામાં આવતું નથી.

મૂડી રોકાણ તરીકે શિક્ષણના મહત્વને સ્વીકારવામાં આવે તો એનો શું અર્થ થાય, તેની પૂરી સમજ હજુ બધે આવી હોય એવું દેખાતું નથી. વપરાશી ચીજ તરીકે શિક્ષણને જોવામાં આવે, ત્યારે તો વિદ્યાર્થી શું ભણે છે, અથવા તો કશુંય ભણે છે કે કેમ, એ જોવાની ચિંતા ભણનાર વિદ્યાર્થીએ જ કરવાની છે. બીજા લોકોને એની સાથે એટલી નિસ્બત નથી. પણ જ્યારે શિક્ષણ જ આપણે મૂડી રોકાણ તરીકે ગણતાં થઈએ છીએ, ત્યારે તો એ અત્યંત મહત્વનું થઈ પડે છે કે, આ મૂડી રોકાણ સારામાં સારી રીતનું થાય અને તેમાંથી વધુમાં વધુ બદલો મળે. એ દૃષ્ટિએ શિક્ષણનું આયોજન અત્યંત આવશ્યક બની જાય છે. કેટલા વિદ્યાર્થીઓ એન્જીનીઅરીંગ શીખે, કેટલા વૈદકશાસ્ત્ર શીખે, કેટલા ખેતીશાસ્ત્ર શીખે, કેટલા અન્ય શાખાઓમાં પારંગત બને, આ બધું દેશની જરૂરીઆત પ્રમાણે નક્કી કરવાનું હોય છે. તેમાં પછી જેને જે શીખવું હોય તે શીખે, એવી સ્વતંત્રતા ન ચાલી શકે.

શિક્ષણને મૂડી રોકાણ તરીકે જોવામાં આવે—ત્યારે યુનિવર્સીટી વહીવટ પણ એક વિચારણાનો વિષય બને છે. યુનિવર્સીટીનો અભ્યાસક્રમ દેશની જરૂરીઆતોને અનુલક્ષીને ઘડાવો જેમ જરૂરી છે, તેમ યુનિવર્સીટીનો વહીવટ પણ સોંપેલી જવાબદારીઓને પૂરી કરવાની દૃષ્ટિએ ગોઠવાવો જોઈએ. યુનિવર્સીટી વહીવટમાં લોકશાહી કેવી રીતે બંધ બેસે એ મારી સમજમાં ઊતરતું

નથી. લેટીન અમેરિકાના કેટલાક દેશોમાં આખું યુનિવર્સીટી તંત્ર લોકશાહી ધોરણે ગોઠવવાના પ્રયત્નો થઈ રહ્યા છે, પણ મને તો લાગે છે કે એનો અંત સંપૂર્ણ અવ્યવસ્થામાં જ આવશે. મારો અભિપ્રાય એવો છે કે યુનિવર્સીટી વહીવટમાં શિક્ષણકારોના હાથમાં જ સંપૂર્ણ સત્તાઓ મૂકાવી જોઈએ.

શિક્ષણકારોએ પણ આ અત્યંત મહત્વના મૂડી-રોકાણનો સહેજે દુર્વ્યય ન થાય એ જોવું જોઈએ. અઠવાડિયામાં બે ત્રણ ભાષણો અને તે પણ કશી પૂર્વ તૈયારી કર્યા વિના, કે કશું નવું જ્ઞાન આપ્યા વિના, કરી દીધા એટલે પોતાની યુનિવર્સીટી શિક્ષક તરીકેની જવાબદારી પૂરી થઈ ગઈ-એવું વલણ મૂડી રોકાણની દૃષ્ટિએ અપાતા શિક્ષણમાં ચાલી નહિ શકે. આ શિક્ષણમાં તો વિદ્યાર્થીને દેશના અર્થતંત્રમાં એનું કેટલું મહત્વનું સ્થાન છે, એ વિષે શિક્ષકે પૂરેપૂરો જાગૃત કરવો પડશે, અને એ દૃષ્ટિએ એને ઘડવો પણ પડશે.

યુનિવર્સીટીના અભ્યાસક્રમોમાં પણ બીજા દેશોની માત્ર નકલ કરે નહિ ચાલે નવા દેશોમાં જે જાતનું અર્થશાસ્ત્ર શીખવાઈ રહ્યું છે, તે જોઈને મને એક અર્થશાસ્ત્રી તરીકે ઘણું દુઃખ થાય છે. પોતાના દેશના પ્રશ્નોનો વિગતે અભ્યાસ કરવાની દૃષ્ટિએ અને એના ઉકેલો શોધવાની દૃષ્ટિએ આ શિક્ષણ અપાતું નથી. કેમ્બ્રીજ, લંડન સ્કુલ ઓફ ઇકોનોમીક્સ કે હાર્વર્ડમાં જે જાતની સૈદ્ધાંતિક ચર્ચાઓ થતી હોય છે, તેની જ નકલ અહીં કરવામાં આવતી હોય છે. એ જ રીતે દાક્તરી શિક્ષણનો પણ દેશની જરૂરીઆતની દૃષ્ટિએ કઈ વિચાર કરવામાં આવ્યો છે કે કેમ, એની મને ઘણી વખત નવાઈ થાય છે. નવી દિલ્હીમાં જે જાતના સ્પેશીયાલિસ્ટ દાક્તરોની આપણે અપેક્ષા રાખીએ, તે દૃષ્ટિએ આખા દેશમાં દાક્તરી અભ્યાસક્રમ નક્કી કરવામાં આવે, તો તેથી બહુ ઓછા દાક્તરો તૈયાર થઈ શકે, અને પરિણામે ગામડાંના લોકો તો કશી દાક્તરી સહાય મેળવી જ ન શકે. દેશની જરૂરિઆતોને લક્ષમાં રાખીને અને ઓછામાં ઓછા ખર્ચે આપો અભ્યાસક્રમ કેમ ગોઠવી શકાય, તેનો પૂરતો વિચાર થવો જોઈએ અમેરિકામાં કે રશિયામાં ટ્રેક્ટરો છે, તેથી તે આ દેશમાં પણ જરૂર ન હોય તો પણ લાવવાં જ જોઈએ, એવી જેમ કોઈ વાત ન કરી શકે, તેમ બીજા દેશોના અભ્યાસક્રમો આ દેશની જરૂરીઆતોનો વિચાર કર્યા વિના અહીં દાખલ કરી દેવાની પણ વાત ન થઈ શકે

ટૂંકમાં શિક્ષણનો મહત્વના મૂડીરોકાણ તરીકે સ્વીકાર કરીને, એને દેશની જરૂરીઆતો પૂરી કરવાની દૃષ્ટિએ ઉપયોગમાં લેવાનું વિચારવું જોઈએ.

## ૫ :

### ઉત્પાદન માટે જરૂરી સંગઠન

ઉત્પાદન માટે જરૂરી સંગઠનનો હવે થોડો વિચાર કરીએ વિકસતા દેશમાં આર્થિક પ્રવૃત્તિના એક મહત્વના અંગ તરીકે તેને આપણે બરાબર સમજવું જોઈએ. કોઈપણ સમાજમાં આ સંગઠન વિના ચાલવાનું નથી. એનું કારણ સ્પષ્ટ છે અર્વાચીન ઉત્પાદન પદ્ધતિ એ પ્રકારની છે, કે એમાં અનેક જાતની શક્તિઓનો અસંખ્ય પ્રકારનાં કાર્યો માટે ભેગો ઉપયોગ કરવાનું જરૂરી બને છે, વ્યક્તિગત રીતે કોઈપણ માણસ ન કરી શકે એવાં કામો આ બધી શક્તિઓ ભેગી થવાથી શક્ય બને છે. આ રીતે ઉત્પાદન માટેનું સંગઠન એ ભેગા થએલા લોકોની શક્તિઓનો સરવાળો માત્ર ન બનતાં સંગઠનની પોતાની એક શક્તિ ઊભી થાય છે, આ સંગઠનને આપણે કોરપોરેશનને નામે ઓળખીશું.

ખેતીમાં આવા કોરપોરેશનની જરૂર નથી પડતી. એ જ રીતે નાના પાયા પર થતા ઔદ્યોગિક ઉત્પાદનમાં પણ એની જરૂર નથી પડતી. સરકારી તંત્ર ચલાવવા માટે પણ એની જરૂર નથી પરંતુ મોટા પાયા પર હાથ ધરાતા ઔદ્યોગિક ઉત્પાદન માટે તે અનિવાર્ય બને છે આ જાતના ઉત્પાદનમાં અનેક પ્રકારની એવી પરિસ્થિતિઓ ઊભી થતી હોય છે કે જેનો અગાઉથી વિચાર કરી મૂકવાનું શક્ય હોતું નથી જેવી પરિસ્થિતિ ઊભી થાય, તેવો તેનો વિચાર કરી નિર્ણય લેવો જરૂરી બને છે વારંવાર બદલાતા જતા સંજોગોનો ખ્યાલ રાખીને આ નિર્ણય લેવાનો હોય છે. આવો નિર્ણય લેવાનું કામ કોરપોરેશનને કરવાનું હોય છે.

[ વિશ્વમાનવ : જુલાઈ–ઓગસ્ટ '૬૨

એક વ્યક્તિને તેના લક્ષ્યાંકની ખબર હોય અને તે માટે જરૂરી સાધન તેની પાસે હોય, અને જો તેને મુક્તપણે કામ કરવા દેવામાં આવે તો, તે પોતાની બધી શક્તિઓ ધાર્યા લક્ષ્યાંકે પહોંચવા માટે ખર્ચી નાખશે–તેજ રીતે, કોરપોરેશનને પણ ધાર્યા લક્ષ્યાંકો હાંસલ કરવા માટે કામ કરવાની સંપૂર્ણ સ્વતંત્રતા આપવામાં આવી હશે, તો તે પોતાની પૂરી શક્તિ તે માટે ખર્ચી નાખશે.

કોરપોરેશનને જુદા જુદા વિભાગો વચ્ચે સમન્વય સાધીને અને સહકારમાં રહીને કામ કરવાનો મુશ્કેલ પ્રશ્ન હમેશાં ઉકેલવાનો હોય છે. વળી નિર્ણયો લેવામાં પણ તેણે ત્વરાથી કામ લેવાનું હોય છે. એક જગાએ નિર્ણય, લેવામાં કરેલો વિલંબ બીજે અનેક ઠેકાણે તરત જ અસર કરે છે, અને ઉત્પાદનને મોટું નુકશાન પહોંચાડે છે. એ રીતે તાત્કાલિક લીધેલો કોઈ ખોટો નિર્ણય લાંબે ગાળે લીધેલા સાચા નિર્ણય કરતાં ઓછો નુકશાનકારક થઈ શકે છે.

કોરપોરેશનની કામ કરવાની સ્વતંત્રતામાં બહારની ડખલ થતી હોય તો પણ ઉત્પાદનને નુકશાન પહોંચે છે. કાર્યક્ષમ ઉત્પાદન માટે અનેક પ્રકારના સંજોગોનો વિચાર કરીને એક ઉત્પાદન પદ્ધતિ મુકરર કરી હોય છે. એ પદ્ધતિને આ જાતની બહારની ડખલ ખોરવી નાખે છે, અને ઉત્પાદનને ઘટાડે છે. સારા હેતુથી કરેલી કે બદઇરાદાથી કરેલી–કોઈપણ પ્રકારની ડખલ કોરપોરેશનના કામને નુકશાન પહોંચાડી શકે છે.

અમેરિકા અને રશિયા બન્ને દેશોમાં કોરપોરેશનની કાર્યસ્વતંત્રતા જાળવવાના સઘળા પ્રયત્નો થાય છે. કોરપોરેશનની મેનેજમેન્ટમાં બહારની કોઈપણ જાતની ડખલ અટકાવવા માટે પૂરી કાળજી લેવાય છે. આ વસ્તુ વિકસતા દેશોને એથી પણ વધારે લાગુ પડે છે. તેમણે ઉત્પાદનને વધારવું હોય તો કોરપોરેશનની સ્વતંત્રતાનું પૂરું રક્ષણ કરવું જોઈએ. આ દેશોમાં આ પ્રશ્ન વધારે મહત્વનો એટલા માટે બને છે કે મોટા ભાગનાં આવાં કોરપોરેશનો રાજ્યની માલિકીનાં હોય છે, અને તેથી તે રાજ્યની સીધી દોરવણી નીચે કામ કરતાં હોય છે. લોકશાહી દેશોમાં ધારાસભા, તેમના પર નિયંત્રણ રાખતી હોય છે. રાજ્યનો કાબૂ કોરપોરેશનો પર એટલા માટે રખાતો હોય છે કે, તેનો વહીવટ રાજ્યના હિતમાં થાય. પણ આ જાતના કાબૂને લીધે એક જાતની વિચિત્ર પરિસ્થિતિ નિર્માણ થાય છે. કોરપોરેશનમાં કામ કરનારા લોકો માટે દ્વિમુખી વફાદારી ઊભી થાય છે. એક બાજુ તેમણે કોરપોરેશનને સોંપવામાં આવેલી જવાબદારીઓ અદા કરવાની દૃષ્ટિએ કોરપોરેશન તરફ વફાદારી રાખવાની હોય છે. બીજી બાજુથી કોરપોરેશન ઉપર રાજ્યનો કે ધારાસભાનો કાબૂ હોઈ, તેના તરફ પણ વફાદારી રાખવાની હોય છે. આવી બે પ્રકારની વફાદારી યોગ્ય નિર્ણયો લેવામાં હરકતરૂપ થઈ પડે છે.

આપણે ઉપર જોયું કે કોરપોરેશન જેવા ઔદ્યોગિક તંત્રમાં સાચા નિર્ણય કરતાં વખતસર લીધેલા નિર્ણયનું મહત્વ વધારે છે. પરંતુ આ જાતની દ્વિમુખી વફાદારીવાળી વ્યવસ્થામાં સાચા નિર્ણયો લેવા ઉપર વિશેષ ધ્યાન અપાવાનું, અને પરિણામે નિર્ણય લેવામાં વિલંબ થવાનો. આ વિલંબ કોરપોરેશનના કામને ઘણું નુકશાન પહોંચાડશે. તેથી જ મેં ઉપર કહ્યું તેમ બહારની ડખલ સારા હેતુવાળી હોય તો પણ કોરપોરેશનના કામને નુકશાન પહોંચાડી શકે.

એજ રીતે કોરપોરેશનને લક્ષ્યાંકો નક્કી કરી આપવા બાબતમાં પણ ચોકસાઈ રાખવી જરૂરી છે. અમેરિકા કે પશ્ચિમ યુરોપના દેશોમાં આ લક્ષ્યાંક આપોઆપ મુકરર થઇ જાય છે, કારણ જે કોરપોરેશન બીજા કરતાં વધુ નફો કરે છે અને વધુ વિકાસની ગતિ બતાવી શકે છે તે વધુ સારુ ગણાય છે. રશિયામાં પણ ઉત્પાદનના તેમજ નફાના લક્ષ્યાંકો દરેક કોરપોરેશનને નક્કી કરી આપવામાં આવે છે.

વિકસતા દેશોના રાજ્યની માલિકીના કોરપોરેશનોમાં લક્ષ્યાંકો નક્કી કરવાનું કામ એટલી ચોકસાઈથી થતું જોવા મળતું નથી. રાજ્યની માલિકીનું કોરપોરેશન નફો કરે, એ વાતને મૂડીવાદી રીતરસમો દાખલ થઈ ગયા જેવું ગણવામાં આવે છે. કોરપોરેશનનો વિકાસ કરવાની જવાબદારી પણ એટલી ચોકસપણે તેના

# નિષ્ણાતોનો નવો વર્ગ

આઈ. પી. દેસાઈ (પ્રાધ્યાપક : વડોદરા યુનિવર્સિટી)

લગભગ દોઢ સૈકા પહેલાં હિંદના બ્રિટિશ રાજ્યકર્તાઓએ શિક્ષણની નૂતન પદ્ધતિ આ દેશમાં દાખલ કરી એ જાહેર શિક્ષણની પદ્ધતિ હતી, તેથી ન્યાતજાત કે લિંગના ભેદભાવ વિના સહુ કોઈ એનો લાભ લઈ શકતા હતા. શિક્ષણની આ નવી પદ્ધતિનાં જ્ઞાન, વિગતો અને તંત્ર ભારતમાં ૧૯મી સદીના આરંભમાં પ્રવર્તતી જૂની શિક્ષણપ્રણાલીથી જુદા સ્વરૂપનાં હતાં આ પદ્ધતિએ બુદ્ધિવાદીઓનો એક નવો વર્ગ જન્માવ્યો. આ વર્ગ પોતાના જ્ઞાનની દૃષ્ટિએ પરંપરાગત બુદ્ધિવાદી વર્ગ કરતાં જુદો હતો.

આ નવા જ્ઞાનને બે પાસાં હતાં, બાહ્ય અને મૂલગત. જગત પ્રત્યે જોવાનું દૃષ્ટિબિંદુ કે વૈજ્ઞાનિક દૃષ્ટિને આપણે બાહ્ય પાસું ગણાવી શકીએ; જ્યારે હુન્નરશાસ્ત્ર, આર્થિક પદ્ધતિ, રાજ્યશાસનની પદ્ધતિ અને સમાજરચના અંગેનાં મૂલ્યો, દૃષ્ટિબિંદુઓ, માન્યતાઓ તથા વિચારોને આપણે મૂલગત પાસું ગણાવી શકીએ. ટૂંકમાં આપણે એમ કહી શકીએ કે નવી શિક્ષણપદ્ધતિના જ્ઞાનરાશિમાં પશ્ચિમી સમાજ, એનો ઇતિહાસ અને સંસ્કારો મુખ્ય તત્ત્વો જેવા હતાં. નૂતન બુદ્ધિવાદીઓ અને પરંપરાગત બુદ્ધિવાદીઓમાં રહેલી ભિન્નતા એમનાં જુદાં જુદાં વલણો ઉપરથી સમજી શકાય નવા બુદ્ધિવાદીઓ પશ્ચિમ તરફ વળેલા હતા અને પરંપરાગત બુદ્ધિવાદીઓ ભારતીય પ્રણાલિકા પ્રત્યે રુચિ ધરાવતા હતા. સામાન્ય રીતે એમ માનવામાં આવે છે કે જેણે જેણે આ નૂતન શિક્ષણ લીધું, તે સહુ પશ્ચિમી સમાજ અને સંસ્કાર સાથે સંમત થતા ચાલ્યા અને પરિણામે આ 'નૂતન બુદ્ધિવાદીઓ'નો આખો વર્ગ પશ્ચિમીકરણનો સક્રિય અને બુદ્ધિશાળી ટેકેદાર જેવો બની રહ્યો આ માન્યતામાંથી તારવેલ અનુમાનરૂપે એક બીજી માન્યતા પણ અસ્તિત્વ ધરાવે છે એમ માનવામાં આવે છે કે જેમ જેમ આ નવા બુદ્ધિવાદીઓનો વર્ગ વધતો જાય છે, તેમ તેમ પરંપરાગત સમાજ અને સંસ્કારો વધુ ને વધુ ઓસરતાં જાય છે, અને પશ્ચિમી ઢબનાં સમાજ અને સંસ્કારો વ્યાપકતા અને ઊંડાણની દૃષ્ટિએ આગળ વધતાં જાય છે.

---

વામાં આવી હોતી નથી લોકોને સારી સેવા આપવાની અને મજુરો તરફ સારી રીતે વર્તવાની–આ બે અપેક્ષાઓ રાજ્ય–હસ્તકનાં કોરપોરેશનો પાસે રાખવામાં આવે છે આ બન્ને વસ્તુઓ એટલી બધી આત્મલક્ષી છે કે, એનો અમલ થાય છે કે કેમ તેનો નિર્ણય લેવાનું કામ બહુ અઘરું બનતું હોય છે

ટૂંકમાં, આજના ઔદ્યોગિક જગતમાં કોરપોરેશન જેવી સંસ્થા જરૂરી છે. એ સંસ્થાની કાર્યસ્વતંત્રતા કાર્યક્ષમ વહીવટ માટે આવશ્યક છે એમાં ભૂલો કરવાની સ્વતંત્રતાનો પણ સમાવેશ થઈ જાય છે લશ્કરના સેનાપતિને જેટલી સ્વતંત્રતા મળતી હોય છે, એટલી જ સ્વતંત્રતા કોરપોરેશનની મેનેજમેન્ટને મળવી જોઈએ આ સ્વતંત્રતામાં માણસોને રાખવાની અને છૂટા કરવાની સ્વતંત્રતાનો પણ સમાવેશ કરવો જોઈએ. તો જ મેનેજમેન્ટ લક્ષ્યાંકો પૂરા કરવાની સઘળી જવાબદારી ઉપાડી શકે પૂરી સ્વતંત્રતા આપવાની સાથે કોરપોરેશનને ચોક્કસ લક્ષ્યાંકો મુકરર કરી આપવાની જવાબદારી પણ રાજ્યે ઉપાડવી જ જોઈએ રાજ્ય હસ્તકનાં કોરપોરેશનોને પોતાના વિકાસ માટે જરૂરી નાણાં પોતાની કમાણીમાંથી જ મેળવી લેવાની જવાબદારી હું સોંપું, અને એ રીતે જે કોર્પોરેશન વધુ વિકાસ કરે, તેને હું સફળ ગણું. મારી દૃષ્ટિએ સફળતાનો આ આંક હોય બીજાં પણ લક્ષ્યો ઠરાવી શકાય પણ જે કંઈ લક્ષ્ય ઠરાવવામાં આવે, તે ચોક્કસ અને સ્પષ્ટ હોવાં જોઈએ, અને લક્ષ્યો પૂરાં કરવાં ઉપર જ કોરપોરેશનની સફળતા નક્કી થવી જોઈએ. આ રીતે જોતાં જે લોકો નક્કી કરેલાં લક્ષ્યો સિદ્ધ કરવામાં નિષ્ફળ નીવડ્યા હોય, તેમની સામે કડકાઈથી કામ પણ લેવું જોઈએ. સ્વતંત્રતાનો અર્થ બેજવાબદારી નથી થતો ઉલટાનું જવાબદારી વધે છે. કામની પૂરેપૂરી સ્વતંત્રતા મેળવ્યા પછી જે પોતાની જવાબદારી અદા કરવામાં નિષ્ફળ નીવડે, તેણે તેનાં પૂરાં પરિણામો ભોગવવાં જ જોઈએ.

આ નવા બુદ્ધિવાદી વર્ગ વિષે એક બીજી વધારાની માન્યતા એ છે કે તેઓ, પ્રગતિવાદી નીતિના સાચા ઘડવૈયાઓ છે.

નવા બુદ્ધિશાળીઓ વિષેની ઉપર કહેલી માન્યતાઓ સાચી પણ છે અને ખોટી પણ છે.

નવા અને પરંપરાગત એવા બુદ્ધિવાદીઓના આ બે વર્ગો વચ્ચે કેટલીક મહત્ત્વની અલગતાઓ છે, એ કબૂલવા છતાં, શ્રી. એડવર્ડ શીલ્સે કહ્યું છે તેમ, એ બે વર્ગો વચ્ચે એક આંતરિક ગાઢ સામ્ય પણ છે. અણુવિકસિત છતાં નૂતન વિકાસ પામતા એશિયાના દેશોના નવા બુદ્ધિવાદીઓના વર્ગ વિષે લખતાં તેઓ જણાવે છે કે, આ દેશોનો અર્વાચીન બુદ્ધિવાદી વર્ગ ભારતના પંડિતો જેવા પરંપરાગત બુદ્ધિવાદીઓ પ્રત્યે કાં તો આશ્રિતો પ્રત્યેના દયાભાવથી કે કાં તો ખુલ્લા તિરસ્કારથી જુએ છે. પરંપરાગત બુદ્ધિવાદીઓને મન જે પવિત્ર છે, તે નૂતન બુદ્ધિવાદીઓને મન માત્ર વહેમ કે ક્ષુદ્ર વસ્તુ છે. આ બે બુદ્ધિવાદી વર્ગો વચ્ચે સંપર્ક નહિવત્ છે. એ બન્ને વર્ગોની જીવનરીતિ, બૌદ્ધિક પરિતોષ અને જિજ્ઞાસાઓ વચ્ચે આસમાન-જમીન જેટલું અંતર હોય એમ લાગે છે. આમ છતાં એ બન્ને વર્ગો વચ્ચે એક ઊંડું સામ્ય પ્રવર્તે છે અને આ સામ્ય આર્થિક વિકાસ પર મહત્ત્વની અસરો ધરાવે છે.

"અણુવિકસિત દેશોના અર્વાચીન બુદ્ધિવાદી વર્ગની સૈદ્ધાંતિક અને સાહિત્યિક વૃત્તિઓમાં આ સામ્ય દેખાઇ આવે છે. ઇજનેરી કે પ્રકૃતિવિજ્ઞાન—ખાસ કરીને પ્રયોગાત્મક વિજ્ઞાનશાસ્ત્રો—નો અભ્યાસ કેટલા થોડા માણસો કરે છે! વિનયન, કાયદો અને વાણિજ્યમાં ઉપાધિ મેળવનારાઓની સંખ્યા અને વિજ્ઞાન કે ઇજનેરીનો અભ્યાસ કરનારાઓની સંખ્યા વચ્ચે કેવડી મોટી અસમાનતા છે! દુનિયાના આર્થિક રીતે અણુવિકસિત એવા ભાગોમાં જ્યાં જ્યાં વિશ્વવિદ્યાલયની પદ્ધતિ અમલમાં છે, ત્યાં ત્યાં વિશ્વવિદ્યાલયો વિનયનની ઉપાધિ માટેના ઉમેદવારોથી ઊભરાય છે, ભલે પછી એવા ઉમેદવારોને નોકરી મળવાની તકો ખૂબ ઓછી હોય.

"નિસર્ગ પર બૌદ્ધિક અને વ્યવહારિક કાબૂ મેળવવાની વાત તરફ દર્શાવાતી આ ઉપેક્ષાનાં મૂળ પ્રત્યેક દેશની પ્રાચીન પ્રણાલીઓમાં જ નહિ, પરંતુ પરદેશી રાજ્યકર્તાએ શાસનપદ્ધતિ દ્વારા ઊભી કરેલી નૂતન પ્રણાલીઓમાં પણ જોવા મળે છે. આવી પ્રણાલિકાઓને કારણે અણુવિકસિત દેશોના શિક્ષિત વર્ગો વિજ્ઞાન અને હુન્નરશાસ્ત્ર પ્રત્યે ગમે તેટલી અભિરુચિ ધરાવતા હોય છતાં, એ શાસ્ત્રો સાથેનો એમનો સંબંધ માત્ર શાબ્દિક અને ભાવનાત્મક જ રહે છે. વહેવારમાં તો શિક્ષિત મનુષ્યની નજરે ઇજનેર કે વૈજ્ઞાનિકની કિંમત સારું Humanistic (સમાજશાસ્ત્ર, અર્થકારણ, તત્ત્વજ્ઞાન, સાહિત્ય શિક્ષણ ધરાવનાર કરતાં ઓછી જ અંકાય છે."

## પશ્ચિમીકરણનું સ્વરૂપ

ભારતમાં વિજ્ઞાન અને હુન્નરનું શિક્ષણ આપનાર સંસ્થાઓની વધતી જતી સંખ્યા અને એવી સંસ્થાઓ માટેની વધતી જતી માગ જોઇને કોઈ ઉપરોક્ત અવતરણના છેલ્લા વાક્ય સાથે સંમત થતાં અચકાય. વિજ્ઞાન કે હુન્નરશાસ્ત્રનું શિક્ષણ લેનાર વિદ્યાર્થીઓમાંથી કેટલા વિદ્યાર્થીઓ આજીવિકા માટે કે પરંપરાગતસ્થાન ટકાવી રાખવા જોઇતાં નાણાં મેળવવા માટે આવું શિક્ષણ લેવા પ્રેરાય છે, અને કેટલા વિદ્યાર્થીઓ ઉપરોક્ત બંને હેતુ જો માનવીય શિક્ષણથી પાર પડતા હોત તો વિજ્ઞાનને બદલે એવું શિક્ષણ લેવા ઉત્સુક થાત, તે આપણે જાણી શકતા નથી. રાજપુરુષોમાં પ્રખર બુદ્ધિવાદી ગણાય તેવા નેહરુ અને રાધાકૃષ્ણન્ વિજ્ઞાન અને હુન્નરશાસ્ત્રની પ્રશંસા અને તરફદારી કર્યા પછી પણ આધ્યાત્મિક અને માનવીય મૂલ્યો—ભારતીય વારસાનું અમૂલ્ય ધન—પર ભાર મૂકવાની તક ભાગ્યે જ જતી કરે છે. તેઓ કદાચ આધ્યાત્મિક મૂલ્યો પ્રત્યે માત્ર શાબ્દિક સહાનુભૂતિ જ બતાવતા હોય એમ પણ બને. પરંતુ એમને જાહેરમાં આમ કરવું પડે છે તે જ બતાવે છે કે, દેશમાં આ અંગે કેવી લાગણી પ્રવર્તે છે.

પશ્ચિમના નવા શિક્ષણે જૂના બુદ્ધિવાદીઓની પ્રણાલિકા અને અસર તદ્દન નાબૂદ કર્યાં, એ વાત ઉપરની દૃષ્ટિએ જોતાં સાચી નથી. એ પ્રણાલિકાની

અસર હજુ ટકી રહી છે અને નવી પરિસ્થિતિ અને વાતાવરણને અનુકૂળ રહી પ્રગટ થતી રહી છે. અલબત્ત એ અસરની અર્વાચીન અભિવ્યક્તિ એની ભૂતકાલીન અભિવ્યક્તિ અને મૂળ પરિસ્થિતિ તથા વાતાવરણ કરતાં જુદા સ્વરૂપની છે.

જૂની પ્રણાલિકા સુષુપ્ત છે એવું પણ નથી. પશ્ચિમપ્રેરિત નવી પ્રણાલિકા જેવું જે દેખાય છે તે પાશ્ચાત્ય પ્રણાલિકાની માત્ર વિકૃતિ જ સંભવે છે. શિલ્સ બતાવે છે તે પ્રમાણે પશ્ચિમીકરણ પ્રણાલિકા હોવા સંભવ નથી. એ માત્ર, પોતે જેને 'Xenophilia' ને નામે ઓળખાવે છે એવું કાંઈક હોવાનો સંભવ છે. એ કહે છે કે,—"પરંપરાગત કલા, સંગીત, શિલ્પ અને ધાર્મિક તત્ત્વજ્ઞાનની આનુવંશિક શક્તિઓ માટેનો આદરભાવ ફરીથી જાગ્યો છે, છતાં પશ્ચિમના સરકારો સાથેના ઘનિષ્ઠ પરિચયને ઘણો વધારે આદર આપવામાં આવે છે. ઑક્સફર્ડ, કેમ્બ્રિજ, હેઇડલબર્ગ કે પેરિસમાં અભ્યાસ કરી આવેલી વ્યક્તિઓ જ શ્રદ્ધેય ગણાય છે એવું નથી, પરંતુ પરદેશમાં અભ્યાસ કર્યો હોય કે ન કર્યો હોય છતાં જે વ્યક્તિઓ 'ન્યૂ સ્ટેટ્સમેન' અને 'ઇકોનોમિસ્ટ'માં આવેલ માહિતીથી પરિચિત હોય, જે બર્ટ્રાન્ડ રસેલ, ટી. એસ. ઇલિયટ, સર ટ્રે, ગ્રેહામ ગ્રીન, કામ, ઑડન કે ફૉકનર વિષે જાણે છે, જે બ્રિટિશ મજૂરપક્ષના સંઘર્ષો અને ક્રિસ્ટોફર ફ્રાઈનાં નાટકોથી સુપરિચિત છે, એવી તમામ વ્યક્તિઓને શ્રદ્ધેય ગણવામાં આવે છે. આવા દેશોમાં વૈજ્ઞાનિકો પણ ઇંગ્લૅન્ડ, અમેરિકા કે જર્મન વૈજ્ઞાનિકોને નિર્ણાયક તરીકે નજર સમક્ષ રાખી કાર્ય કરતા હોય એવું લાગે છે. પોતાના જ દેશમાં એવા જ ક્ષેત્રે કાર્ય કરી રહેલ અન્ય વૈજ્ઞાનિકો પ્રત્યે ઉપેક્ષા સેવાય છે.

"પશ્ચિમમાં વૈજ્ઞાનિક, સાહિત્યિક કે તત્ત્વજ્ઞાનવિષયક બાબતો માટેનો વધુ વાસ્તવિક કે સંસ્કારી આદરભાવ છે, એ કારણે પરદેશને – ખરેખર તો પશ્ચિમના કોઈ દેશને–બુદ્ધિવાદના કેન્દ્રસ્થાને સ્થાપવામાં આવે છે એમ કોઈ કહે. આવી પરિસ્થિતિનું કારણ ખરેખર જો એવું જ હોય તો તો રાષ્ટ્રીય અને આર્થિક વિકાસના કાર્યને એથી નુકશાન ન પહોંચે. અણુવિકસિત દેશોના સંસ્કાર, વિજ્ઞાન અને અર્થતંત્રને આવી પરિસ્થિતિથી નુકસાન થાય છે, તેનું કારણ એ છે કે આવી પશ્ચિમ ભક્તિ મૂળે તો 'Xenophilia'માંથી ઉદ્‌ભવે છે."

આમ જે પશ્ચિમીકરણ જેવું દેખાય છે, તે ખરેખર પશ્ચિમીકરણ નથી, અને તેથી કહેવાતા પાશ્ચાત્ય વર્ગનો પ્રતિવાદનો દાવો પણ શંકાસ્પદ ઠરે છે. પશ્ચિમીકરણનો આભાસ ફાયદાકારક નથી, એટલું જ નહિ નુકશાનકારક પણ છે.

શીલ્સના શબ્દો ફરી એકવાર ટાંકીએ. એ કહે છે કે—"નક્કર વાસ્તવિક વાતાવરણથી અલિપ્ત મનોદશામાંથી જન્મેલી વૃત્તિને પોષ્યા કરવી એ 'Xenophilia'નો મોટો ગેરફાયદો છે. એવી વૃત્તિ પોતાના જાતભાઈઓની *શક્તિ–અશક્તિ અને સમસ્યાઓ પરત્વેના સામાજિક* અધ્યાપારૂપ છે જ્યાં ઊંચ વર્ગો અને જ્ઞાતિઓ પોતાથી ઊતરતા વર્ગો અને જ્ઞાતિઓ પ્રત્યે તુચ્છ લાગણી રાખે છે, એવા ઊંચનીચના સ્તરવાળો સમાજ અને અક્ષમતાવાદી ધાર્મિક પરંપરામાંથી આવી વૃત્તિ ઉત્પન્ન થાય છે; એવી વૃત્તિના પરિણામે એવો એક શિક્ષિત વર્ગ ઊભો થાય છે, જેને પોતાના દેશવાસીઓના મનની સાચી સ્થિતિ અને દેશની સાચી સમસ્યાઓ વિષે બહુ જ થોડી સમજ હોય છે."

## વિવિધ સ્તરો

ઉપરનાં નિરીક્ષણો બતાવે છે કે નવા બુદ્ધિવાદીઓના વર્ગ પર પશ્ચિમની અસર એકસરખી થઈ ન હતી. જેમણે જેમણે નવું શિક્ષણ લીધું, તે સહુની બૌદ્ધિક પ્રણાલી અને વિચારસરણી પર થયેલ અસર એકસરખી માત્રાની ન હતી. નૂતન શિક્ષણે વિચારસરણી પર જેટલી અને જેવી અસર કરી, તે પરત્વે બુદ્ધિવાદીઓના વર્ગમાં વિવિધ સ્તરો ઊભાં થયાં હોય એવો સંભવ છે.

આપણે ત્યાં એક છેડે પરંપરાગત બુદ્ધિવાદીઓ છે અને બીજે છેડે પશ્ચિમપ્રેરિત બુદ્ધિવાદીઓ છે બંને પક્ષોમાં પણ પાછા વિવિધ પ્રકારભેદો છે અને તેથી આ વિચારસરણીને આગળ લંબાવે રાખીએ તો એક બિંદુ એવું આવવાનું, જ્યાં આ બંને વિરુદ્ધ છેડા એકરૂપ બની જતા છે એમ લાગે. આપણે ત્યાં નવીન

વિચારસરણીને નામે ઓળખાતું જે તત્ત્વ છે, તે ખરેખર તો પશ્ચિમી અસરવાળી ભારતપ્રેરિત વિચારસરણી જ ધરાવે છે. વિચારસરણીની દૃષ્ટિએ આપણે ત્યાં સાચું પશ્ચિમીકરણ છે જ નહિ. એ માત્ર પશ્ચિમીકરણનો આભાસ છે. સંખ્યાએ થોડા, પરંતુ સત્તા અને અસરમાં વિપુલ એવા નૂતન બુદ્ધિવાદીઓના એક વિભાગનું ખાસ લક્ષણ આ આભાસી પશ્ચિમીકરણ છે. વળી ઉપરની વાતોમાંથી એ પણ ફલિત થાય છે કે આ નૂતન બુદ્ધિવાદીઓને પ્રતિવાદી કહી શકાય નહિ.

આપણા દેશની સ્થિતિ એવી છે કે પરંપરાગત વિચારસરણી પર નવી વિચારસરણીની અસર નવું શિક્ષણ લેનાર સર્વ પરત્વે એકસરખી નથી. નૂતન બુદ્ધિવાદીઓના સમસ્ત વર્ગમાં જો કોઈ સામ્ય હોય તો તે એ છે કે, તેઓ સર્વે વિશ્વવિદ્યાલયોમાં ભણ્યા છે, પછી ઉપાધિ પ્રાપ્ત કરી હોય કે ન કરી હોય એ જુદી વાત છે. આટલી એક બાબતને બાદ કરતાં એમની વિચારસરણીમાં કશું જ સામ્ય નથી

પશ્ચિમીકરણના દાવા તરીકેની આ બુદ્ધિવાદીઓની અસર પણ માની લેવા જેવી નથી. પશ્ચિમીકરણના સક્રિય અને શક્તિશાળી સાધન તરીકેની એમની કારીગરી પણ સમગ્ર વર્ગ તરીકે નહીં, પણ સંસ્થાગત રીતે વિચાર કરીએ તો જ સમજી શકાય એવી છે. અમુક વિચારસરણીને સામાજિક સ્તરો સાથે શો સંબંધ છે, એવા બુદ્ધિવાદીઓનું સામાજિક ક્રમમાં શું સ્થાન છે અને આર્થિક તથા રાજકીય સત્તાથી તેઓ કેટલા દૂર કે નિકટ છે—આ બધી બાબતો જ તેવી વિચારણીની સમસ્ત સમાજ પર શી અસર થશે તે નક્કી કરે છે. સામાજિક ક્રમમાં જેને ઊંચું સ્થાન છે અને રાજકીય તથા આર્થિક સત્તાની જે વધુ નિકટ છે, તેવા વર્ગની વિચારસરણી જ સામાજિક નીતિ પર દોર ચલાવવાની આનો અર્થ એવો નથી કે તેવી વિચારસરણી સાચી જ છે અને એ સફળ જ થશે. આજે બુદ્ધિવાદીઓનો જે વર્ગ આર્થિક અને રાજકીય સત્તાની નિકટ છે તે વર્ગ Xenophiliaથી પીડાયેલો છે. તેઓ પોતે જ સરકારમાં, વિશ્વવિદ્યાલયોમાં, વેપારઉદ્યોગનાં ક્ષેત્રોમાં નીતિના ઘડવૈયા છે અથવા તો નીતિ ઘડનારાની નિકટ છે. આવા માણસોનો એક નવો સુનદો વર્ગ ઊભો થયો છે. એવા વર્ગનું પશ્ચિમીકરણ માત્ર દેખાવનું જ છે, તેથી જીવનપદ્ધતિ, વ્યક્તિગત ટેવો અને દેખાવ, સભ્યતા અને વાતચીતમાં અંગ્રેજીનો ઉપયોગ વગેરે બાબતોમાં તેઓ જે કરે છે, તે માત્ર પશ્ચિમનું અનુકરણ જ સંભવી શકે છે. પોતે વિશ્વમાનવી છે એવા પાયા પર તેઓ બીજા કરતાં ચઢિયાતા હોવાનો દાવો કરે છે, પરંતુ વિશ્વમાનવીની એમની આ ભાવના એમની પોતાની અને બીજાની દૃષ્ટિએ માત્ર પશ્ચિમીકરણ જ છે એમનું પશ્ચિમીકરણ દેખાવનું છે, એટલે વિશ્વમાનવી હોવાનો એમનો દાવો પણ પોકળ જ છે.

બુદ્ધિવાદીઓના પુનરુત્થાનવાદી વર્ગ કરતાં આ વર્ગ રાજકીય દૃષ્ટિએ વધુ ભયંકર છે, કારણ કે એ સત્તાની વધુ નજીક છે. તેમના બુદ્ધિવાદની લાક્ષણિકતાને કારણે જ એમની નીતિમાં દેશના લોકોના મનોભાવ અને સમસ્યાઓની સાચી સમજણ નહીં હોય. કારણ કે આ વર્ગ દેશના લોકોની વિશિષ્ટતા અને મર્યાદા પ્રત્યે આંધળો છે. એમની પાસે પોતાની નીતિને સફળ બનાવવાનો એક માત્ર માર્ગ લોકોને એ નીતિને તાબે કરવાનો છે. અલબત્ત 'તાબે' કરવા જે બળ વપરાશે તેનું સ્વરૂપ 'લોકશાહી' જ હશે. સંસદીય લોકશાહીમાંની અમલદારશાહી એમના સામંતશાહી વારસાને અને સામંતશાહી સામાજિક ઉત્પત્તિને ખૂબ અનુકૂળ આવે છે. લોકશાહી વિષેના એમના વિચારો, પશ્ચિમીકરણ અને વિશ્વમાનવતા જેટલા જ આભાસી છે. એમનાં સૂત્રો તો છે લોકશાહી, પરંતુ એમનાં કાર્યો લોકશાહીથી વિરુદ્ધ છે. એમના સામાજિક સ્વભાવ અને ઉછેરને જીવનરીતિ તરીકે લોકશાહીનો સ્વીકાર કરવાનો વિચાર પરાયો લાગે છે.

આવા વર્ગનો સહેલામાં સહેલો અને ખૂબ અસરકારક બચાવ એ છે કે Xenophiles નું અસ્તિત્વ છે જ નહિ અને આર્થિક-રાજકીય સત્તાની નજીક રહેલ માણસો તેવા છે જ નહિ. આવો બચાવ સમાજશાસ્ત્રીઓને માટે પડકારરૂપ છે. એમણે એ પડકારમાંથી જન્મતા કર્તવ્ય—Xenophiles ના અસ્તિત્વને સિદ્ધ કરી, હિંદના સામાજિક માળખામાં એમના સ્થાનને ચોંધી બતાવવાના કર્તવ્ય—તે ઉપાડી લેવું જોઈએ.

હમ બેચૈન હૈં

'એન્કાઉન્ટર' નં. ૧૦૪માં પ્રગટ થયેલ
'ઇન્ટરનેશનલ સાઇકોપથ' લેખ ઉપરથી

# બે ચહેરાનો માનવી !

## બ્રિટન અને સ્વિટ્ઝરલેન્ડ જેવા સુધરેલા દેશોમાંય માણસ રાક્ષસમાં ફેરવાઈ ગયો !

એનું નામ ડોનાલ્ડ હ્યુમ.

નાનપણથી જ વિચિત્ર ભણવામાં ઘણો હોંશિયાર. ૧૪મા વરસે, સુનદા વિદ્યાર્થી તરીકેની શિષ્યવૃત્તિ જીતી ગયો, પણ એનો સ્વીકાર કરવાનો ઇન્કાર કર્યો. પરિણામે એને સારા શિક્ષણની તક સમૂળી જતી કરવી પડી, તો ભલે નાનપણથી જ કંઈક કરી દેખાડવાનો અમળખોય ખરો

તો વળી, એની પોતાની વાત પરથી એવુય જાણવા મળેલું કે તે 'ગેરકાનૂની' સંતાન હતું આ વાત ખરીય હોઈ શકે, કેમકે એના જન્મપત્રકમા બાપનું નામ નથી જો કે બીજી બાજુથી એ વાત સાચી જણાઈ છે કે એના જન્મ વખતે એની મા પરણેલી હતી શિક્ષિકા તરીકે કામ કરતી હતી, અને તેની અટક 'હ્યુમ' હતી—તેના ધણીના નામ ઉપરથી વળી ડોનાલ્ડે તો એવુય કહેલું કે તે ગેરકાનૂની સંતાન હોવાને લીધે તેની માતાને જ શરમ આવતી હતી. આથી તેને પોતાનાથી દૂર રાખવા પ્રયત્ન કરતી જો કે આ વાત પૂરી સાચી જણાઈ નથી. પરંતુ એ વાત નક્કી કે, કોઈ-કશાક કારણે નાનપણમાં જ અમુક સમય માટે, તેની માતાએ તેને કોઈ બાળસંસ્થામાં દાખલ કરાવેલો ખરો.

છેક બાળપણની બાબતે કથી વધુ વાતો પાકે પાયે જાણવા મળી છે પરંતુ, એક વાત નક્કી કે એના જન્મ અને ઉછેરમાં જ કૈંક એવું હશે ખરું કે જેથી તે તેની માતાને ધિક્કારતો થયેલો અને પાછળથી ઘણે ભાગે તો સ્ત્રી જાતિને; કૈંક એવું હશે ખરુ કે જેથી જુવાનીમાં જ ક્યારે મનોરોગી, ભાંજુડાડો, દેખાડો કરવાની અને ભયંકર ગુનાહિત વૃત્તિવાળો બની બેઠેલો

### સેટ્ટી-ખૂનનો આરોપી

૧૯૫૦માં, ૨૯ વર્ષની ઉંમરે તો ડોનાલ્ડ હ્યુમ એક ખૂન કેસમાં આંતરરાષ્ટ્રીય નામ કમાઈ ચૂક્યો સ્ટેનલે સેટ્ટી નામના એક ધનિકનું કરપીણ ખૂન થયેલું એના શરીરના કટકા કરીને તેનાં પાર્સલો બનાવીને વિમાનમાંથી દરિયામાં ફગાવી દેવામાં આવેલાં હ્યુમ ઉપર આ ખૂનનો આરોપ હતો પરંતુ પૂરતા પુરાવાના અભાવે જ્યુરી એકમત થઈ ન શકી, અને તેને 'બિનગુનેગાર' તરીકે છોડી દેવાની વકી હતી, તે વખતે જ તેણે પોતે જાતે થઈ એમ જાહેર કર્યું કે 'મેં પોતે ખૂન કર્યું ન હતું, પરંતુ હું તેમાં સાગરિત તો હતો; મેં પોતે શબના ટુકડાવાળાં પાર્સલો એરોપ્લેનમાંથી દરિયામાં ફગાવેલાં ..' અને સૌની અપરંપાર અજાયબી વચ્ચે તેણે ૧૨ વર્ષની કેદની સજા વહોરીય લીધેલી !

### મુક્તિબાદ 'ખૂનનો એકરાર'

પરંતુ આથી ય વિશેષ અજાયબીની વાત તો એ છે કે, જેલ દરમ્યાન સારી વર્તણૂકની કપાત-રજા પૂરેપૂરી મેળવીને, તે ૧૯૫૮ માં છૂટીને બહાર આવ્યો, એ પછી ત્રણ મહિનામાં જ બ્રિટનના વિખ્યાત પત્ર 'ધ સન્ડે પિક્ટોરિઅલ'માં તેનો 'ખૂનનો એકરાર' પ્રગટ

થયો ( આ 'એકરાર' આપવા માટે તેને ૨૦૦૦ પૌંડ (રૂા. ૨૭ હજાર )ની મોટી રકમની 'બક્ષિસ' આપવામાં આવી હતી ! )

### સ્વિત્ઝરલેન્ડમાં ગુપ્તવાસ

પરંતુ આમાં તે ફરીથી સંડોવાય તે પૂર્વે જ તે દેશ છોડી પલાયન કરી ગયો. સ્વિત્ઝરલેન્ડની ઝુરિચ નગરીમાં રહ્યો. એ એનું મુખ્ય મથક બન્યું ૮ મહિના બાદ, ત્યાંજ એક બીજા ખૂન-કેસમાં ગિરફતાર થયો તે દરમ્યાન, તેણે આટલા ટૂંકા સમયમાં ફ્રાન્કફર્ટ, પૅરિસ, લંડન, અમેરિકા, કેનેડાના ઉપરાઉપરી પ્રવાસો ખેડી નાખેલા.

ઝુરિચમાં એણે એનું નામ ડૉનાલ્ડ બ્રાઉન રાખેલું; અને અનેક બનાવટી નામો રાખીને, બનાવટી પાસ-પોર્ટથી તેણે આ પ્રવાસો ખેડેલા.

### બૅંક પર ધાડ અને ખૂન !

ઝુરિચમાં તેણે એક વિખ્યાત બૅંક ઉપર એકલે પંડે, કશી ગુપ્ત તૈયારી વિના, કશી બહારની મદદ વિના, હલ્લો બોલાવેલો—એક હરસાદાર લુટારુ ધાડપાડુની ખુમારીથી ! સ્વાભાવિક રીતે જ, પકડાઈ જવાની બીકે, એણે ભાગવા માંડયું ને છેવટે ઘેરાઈ જવાની ક્ષણે એને પકડવા આવનાર ટેક્સી ડ્રાઇવર ઉપર પિસ્તોલ ચલાવી મોત નિપજાવેલું.

પરંતુ 'ભાગ્યશાળી' ય ખરો કે, સ્વિત્ઝરલેન્ડમાં ફાંસીની સજા જ રદ થયેલી હોઈ, તેને જનમટીપની સજા થઈ, જે હજી તે ભોગવી રહ્યો છે.

આ બીજા ખૂનના ખબર પછી ડૉનાલ્ડ હ્યુમ એક ઠંડાગાર અડંગ ખૂની-ગુનેગાર તરીકે યુરોપભરમાં પંકાઈ ચૂકયો હતો. કેટલાક અખબારોએ એમની નોંધમાં સંતોષપૂર્વક એવું લખીય નાંખ્યુ હતું કે હ્યુમ જેવા જાલિમને અંતે તો કર્યું ભોગવવાનો વારો આવ્યો જ આવ્યો. તો વળી, બીજા કેટલાકે એવોય સુર કાઢયો કે બભેવારનો ખૂની અંતે તો ફાંસીથી બચી જ ગયો—એક વાર ખૂનના આરોપમાંથી છટકી જઈને, અને બીજીવાર એવા દેશમાં ખૂન કરીને કે જે દેશમાં ફાંસીની સજા જ નાબૂદ કરવામાં આવી છે.

### 'પાયલોટ ઑફિસર !'

૧૯૫૦માં આ માણસે પહેલી વાર ખૂન કર્યું ત્યારે તેની ઉંમર ૨૯ વર્ષની હતી; અને તે પહેલાં ૧૯૪૨માં, માત્ર ૨૧ વર્ષની વયે તેને એક નાના-શા ગુના માટે સજા કરવામાં આવી હતી. તે પોતાની જાતને બધે આર. એ. એફ. ના પાયલોટ ઑફિસર તરીકે ઓળખાવતો હતો. જો કે તે નિષ્ફળ પાયલોટ હતો ખરો. આ ઉતરપીંડી માટે તેને યુવાન કિશોરોને સુધારવા માટેના બોરસ્ટલ સુધારાગૃહમાં માનસિક રોગી તરીકે દાખલ કરવામાં આવ્યો હતો. આની આગળ એક જ વર્ષ પૂર્વે, ૧૯૪૧માં આર. એ. એફ. ની હોસ્પિટલમાં તેની માનસિક તપાસ કરવામાં આવી હતી, ત્યારે તે વિમાની ખાતામાં નોકરી કરતો હતો અને એક ઉડ્ડયનમાં અકસ્માત થયા પછી તેની દાક્તરી તપાસ કરતાં તે દિવસોમાં જ, માનસિક-રોગી જણાયો હતો.

### લગ્ન અને કુશળ ધંધાદારી

આ પછી તો, ૧૯૪૮માં એક દેખાવડી, જવાબદારીના ભાનવાળી અને સારા ઉછેરવાળી સંસ્કારી છોકરી સાથે તેનું લગ્ન થયું હતું. અને તેનાથી તેને એક દીકરી પણ હતી.

આ ઉપરાંત જેમ કિશોરવયે તે બુદ્ધિશાળી વિદ્યાર્થી હતો તેમ યુવાનીમાં ય તેની બુદ્ધિની તીક્ષ્ણતા જુદા જુદા ધંધા-વ્યવસાયોમાં તેણે દાખવી હતી. તે કાબેલ ઇલેક્ટ્રીશિયન હતો. ખાસ કરીને પ્લાસ્ટિકની રિવચ-પ્લગ બનાવવાનું કારખાનું તેણે કોઈ પણ વ્યવહારકુશળ માણસની દક્ષતાથી ચલાવ્યું હતું અને જેલમાં તેણે બહુ જ અણઘડ સાધનો વડે 'વાયરલેસ-સેટ' તૈયાર કર્યો હતો !

### અસ્થિર મગજના વિરોધાભાસો

પરંતુ આ માણસનું મગજ સ્થિર ન હતું. એના ઉપર કશી વાતમાં ક્યાંય ભરોસો મૂકવો શકય ન હતો. લગ્ન પૂર્વે, અને છેક પહેલી ધરપકડના દિવસ સુધી, તેણે તેની પત્નીને ય એવી વાત કરી હતી કે અમારુ તે R. A. F.નો પાયલોટ ઑફિસર હતો જ; અને તેને બ્રિટનના યુદ્ધ દરમ્યાન ચાંદ મળેલો હતો ! તે જ રીતે, જેલમાંથી આઠ વરસે છૂટયા બાદ, તેણે

ઝુરિચ જવા પૂર્વે, 'ખૂનનો એકરાર' કરી બક્ષિસમાં મળેલા ૨ હજાર પાઉન્ડ લઈને, તથા બીજી બે વાર બેંકો ઉપર ધાડો પાડીને મોટી રકમો પરદેશ લઈ જઈને, પોલીસને થાપ આપવામાં તે સફળ થયો હતો. ઝુરિચમાં એક બાઈ સાથે તે રહ્યો હતો ને તેની સાથે જે સમય ગાળ્યો તે દરમ્યાન તેણે તેનું હૃદય જીતી લીધું હતું. આ વારસો દરમ્યાન તેણે જુદા નામે, જુદા પાસપોર્ટ સાથે વિદેશના પ્રવાસો ખેડ્યા હતા; તેમાં બેએક પ્રવાસો સિવાયના બધા જ ઉનરપિંડી–બદમાશી અને ગુનાહિત પ્રવૃત્તિના હતા. આમ છતાં, આ બધો સમય તેણે તેની નવી પ્રેયસીને (ટ્રુડી સોમરને) ચાહી હતી અને છતાં પ્રવાસોની સાચી હકીકત છુપાવીને છેતરીય હતી! ઝુરિચમાં બેન્ક પરની ધાડ અને ખૂન પછી ગિરફતાર થયા બાદ, કોર્ટમાં પણ તેણે 'મૂંઝા' માણસનો ડોળ કર્યો હતો ને બોલ્યો ત્યારે ય બનાવટી વાતો જ આરંભમાં કહી હતી—જે એટલી બેવકૂફ હતી કે, પોલીસ–તપાસમાં તરત જ પકડાઈ ગયા વિના ન રહે. પાછળથી, ઝુરિચની કોર્ટમાં કેસ ચાલ્યો ત્યારે, તેણે બડાશપૂર્વક પોતાના આગલાં પગલાંમો કહી બતાવી, વધુ આકરી સજા માટે રસ્તો મોકળો કર્યો હતો!

સેટી–કેસની સજા પછી જેલમાં તેણે જે વર્તાવ કર્યો હતો તે પણ અનેક વિરોધાભાસોથી ભરેલો હતો. શરૂમાં તેણે તોફાની વર્તન દાખવ્યું હતું, તેથી તેને વધુ કડક શિસ્તવાળી જેલમાં ખસેડવામાં આવ્યો હતો. અહીં તેણે જે વર્ષો વીતાવ્યાં તે દરમ્યાન કશી ફરિયાદો કરી ન હતી. ઊલટો તે એને 'સ્વર્ગ' કહીને રાચતો! અને પોતાના સાથી ગુનેગારોમાં એ 'હીરો' તરીકે પોતાની જાતને હમેશાં આગળ ધરતો હતો. ત્યાં એણે સાવ અણઘડ સાધન–સામગ્રીમાંથી વાયરલેસનો સેટ તૈયાર કર્યો હતો. અને બધી રીતે તેને સૌ 'પહેલા નંબર' તરીકે જ ઓળખે તેવો ઠઠારો રાખ્યો હતો. એકંદર જેલમાંની સારી ચાલચલગત માટે કેદીઓને આપવામાં આવતી પૂરેપૂરી કપાત–રજા તેને મળી હતી. અને જ્યારે તેને છૂટવાનું આવ્યું ત્યારે તેના સાથી

## વિરલ માનવી!

ઝુરિચમાંની તેની પ્રેયસી ટ્રુડી સોમર ઉંમરે અને અનુભવે પક્વ હતી. તાજેતરમાં જ તેણે આગલા પતિથી છૂટાછેડા લીધા હતા. જો કે, એને આ નવા પ્રિયતમની તે વખતની કશી જ કામગીરી, કે ભૂતકાળની કથનીની માહિતી ન હતી. એની આગળ તો તે એક 'કેનેડાવાસી ટેસ્ટ પાયલોટ' હતો—નામ જોની બર્ડ.

પરંતુ બેંક ઉપરની ધાડ અને ટેક્સી ડ્રાઈવરના ખૂન માટે તેના ઉપર કેસ ચાલ્યો ત્યાર પછીય આ બાઈએ હ્યુમ વિષે જે અભિપ્રાયો વ્યક્ત કર્યાં હતા તેમાંય આ માણસની વિરલતા અને વિચિત્રતાની વિશેષ ઝાંખી થયા વિના નથી રહેતી: "એ માણસે મારી આગળ ઘણી બનાવટો કરી છે. પરંતુ એના જેવો માનવી મેં જોયો નથી. જે કાંઈ તે કરે બોલે છે તેમાં સીધો અંતરનો પડઘો હોય છે...હજી આજેય (એને જેલ થઈ ચૂક્યા પછી આટલે લાંબે સમયે ય) મારો એક દિવસ એવો નથી ગયો જ્યારે હું એને યાદ કર્યા વિના રહી હોઉં." અને હ્યુમે પણ ટ્રુડી સોમર આગળ પોતાનું હૈયું ઠાલવ્યું હતું: "મારી જીંદગીમાં પ્રથમ મેં તારામાં માતા, પિતા, અને ભગિનીનું દર્શન કર્યું છે"

આ બધા પછી ને આ બધા છતાં—સૌ કોઈને શંકા કરવાને કારણ પણ છે. કે હ્યુમનો પ્રથમપત્ની–પ્રેમ, આ ટ્રુડી સાથેનો, અને પોતાના કૂતરા ટોમી માટેનો બહુબોલકો ઊભરો—આ બધું શુદ્ધ અને સાચું હશે કે બનાવટી અને ખેલાડીનું નાટક હશે!

ગમે તે હો, આટલી વાત આપણે માટે પૂરતી છે કે અમેરિકા અને કેનેડાના પ્રવાસો કરવા પાછળ તેનો હેતુ 'નવેસરથી' શાંત સ્વસ્થ જીવન, ટ્રુડી સોમર સાથે, ગાળવાનો હતો જ હતો. એણે એવા પ્રયાસો કર્યાય હતા. અને કદાચ આ પ્રયાસોમાં સફળતા ન મળતાં જ એણે, (ટ્રુડી સોમરના કહેવા મુજબ), ઝુરિચમાંની બેંક ઉપરની ધાડ પૂર્વે, આઠ દિવસ અગાઉ, આત્મહત્યાનો પ્રયાસ કર્યો હતો...અને એ દિવસોમાં તેને ઘણી વાર રડવાની 'ફિટસ' આવતી હતી—કલાકો ...॥ જ કરતો હતો!

### શાંત-સ્વસ્થ જીવનની ખેવના

તે જ રીતે, ૮ વરસનો કારાવાસ પૂરો કરીને છૂટયા બાદ, હ્યુમે પોતાના જીવનને સ્વસ્થ રીતે ગોઠવવાનો—નવેસરથી જીવવાનો પ્રયાસ કર્યો ન હતો શું? તેણે પોતે જ ગુનેગારો અને માનસિક રોગીઓની સંભાળ લેનારી સંસ્થા 'ન્યુ બ્રિજ'ની મુલાકાત લીધી હતી. પરંતુ ત્યાં ગોઠવાઈ ન શકતાં, તેણે શ્રીમતિ કેમ્પના 'અતિથિગૃહ'માં રૂમ રાખીને રહેવાનું (અલબત્ત, પોતાની સાચી ઓળખાણ આપ્યા વિના) કર્યું હતું.

આ અતિથિગૃહના એક નિવાસી તરીકે અને એક સભ્ય કુટુંબમાં રહેનાર તરીકે તેની વર્તણૂક ખરેખર અસાધારણ સારી ગણાય તેવી હતી. શ્રીમતિ કેમ્પે તો કહેલું કે "બીજા અનેક ત્યાં રહેનારા કરતાં આ માણસ ઘણો વધારે સુઘડ હતો. બધું જાણવા પછીય એને રાખવા માટે અમે બિલકુલ પસ્તાવો કરતાં નથી. ઊલટો એ અમારી તકલીફોમાં હમેશ મદદરૂપ રહેતો હતો. રાતે ૭ વાગ્યાનો એ રૂમે પાછો આવી જતો. જાતે રસોઈ કરી લેતો. એની ઓરડીને તાળું માર્યા વિના જતો અને એમાં જઈને જુઓ તો વિમાન-ઉડ્ડયન વિષેનાં અનેક પુસ્તકોનો ઢગલો પડયો હોય અને તે કલાકો સુધી વાંચતો પડયો હોય।"

### મનોરોગનું રહસ્ય

કદાચ એના 'રોગ'નું રહસ્ય અહીંજ રહેલું હતું! છેક બચપણથી જ તેને એક ઉત્તમ પાયલોટ તરીકે મશહૂર બનવાની મહેચ્છા હતી. એટલે જ તો R. A. F. માં પાયલોટ તરીકે નિષ્ફળ ગયાનું દુઃખ તેને ઈંગ્લેન્ડમાં બરાબરનો ઘા કરી ગયું હતું. મેટ્રી-ખૂન કેસ દરમ્યાન એને વિષે 'નિષ્ફળ પાયલોટ' તરીકેનો ઉલ્લેખ થતાં, આખા કેસ દરમ્યાન શાંત રહેનાર ગુનેગાર, આ પ્રસંગે ભડકી ગયો હતો! એણે પોતાની જાતને હંમેશ સફળ પાયલોટ તરીકે જ માની હતી; સૌની આગળ બડાશો મારી હતી; ને પાયલોટ-ઓફીસરનો ગણવેશ પહેરી તે ખોટા બિલ્લા-ચાંદ લટકાવીને ફર્યો હતો!

કદાચ આ એક 'લગની'એ, 'જેરકાનની સંતાન' હોવાના આઘાતમાં, નવો ઊંડો કારી ઘા લગાવ્યો હતો. અને એની તેજસ્વી બુદ્ધિશક્તિ અને દુનિયામાં બધે 'નંબર એક' તરીકે જ આગળ આવવાની, અને કોઈ પણ કારણે છાપાઓમાં પોતાનું નામ વારંવાર ગવાયા કરે ને 'ઉહાપોહ' જાગતી રહે તે જોયા કરવાના તેના પાગલ આનંદની ઘેલછા, તેને વધુ ને વધુ વિનાશની દિશા તરફ ઘસડી રહી હતી. સેટીકેસ પછીના જેલનિવાસ દરમ્યાન તેણે તેના મુલાકાતીઓને મોટે ભાગે એનો એ સવાલ પૂછયો હતો કે 'હવે છાપાઓમાં મારે માટે ઉહાપોહ આવે છે કે કેમ?' અને છૂટીને બહાર આવ્યા બાદ, શમી ગયેલી ઉહાપોહ ફરી પેટાવવાની એની વૃત્તિનો ઘાતકી રીતે લાભ લઈને જ તો, 'સન્ડે પિકટોરીઅલ' અખબારે રૂા. ૨૭,૦૦૦ જેવડી મોટી રકમની લાલચ આપીને, તેની પાસે 'ખૂનનો એકરાર લખાવી લીધો હતો—જે 'એકરાર' હકીકતે બારસો બનાવટી હતો! (આ એકરારમાં તેણે કહેલું કે તેણે સેટીને અમસ્તો પોતાને ઘેર બોલાવેલો; તેણે પોતાના કુતરા ટોનીને દસેક દિવસ અગાઉ લાત મારેલી આથી તે ગુસ્સે હતો; બોલાચાલીમાંથી ઝગડો થઈ ગયો, ભારે કુસ્તીદંગલ મચી ગયું; ને પોતાનું જર્મન-ખંજર હુલાવી દીધું...એ લોહી ખરડાયેલું ખંજર સેટીના કોટ વડે લૂછવા જતાં એમાંથી નોટોનો થોકડો નીકળી આવ્યો...આ વખતે, એ કહે છે તેમ, એની પત્ની એની નાની બાળકીને લઈ ઉપરના જ માળે હતી... અને નીચેની ભાડુઆત બાઈ પણ ઘરમાં હતી, આમ છતાં કોઈને કશી ખબર જ ન પડી...વગેરે)

### રાક્ષસ કે માનવ

કેવડા મોટા દુર્ભાગ્યની વાત છે કે સ્વિત્ઝર્લેન્ડ અને ઈન્ગ્લેન્ડ જેવા સુધરેલા દેશોય, આ મ ણુસના માનસિક રોગને—આ માણસની તેજસ્વી બુદ્ધિની વિકૃતિને, આ માણસની કૃત્રિમ મનોરથોમાંથી જાગેલી બેફામ વૃત્તિઓને, અને જીવનને નવેસરથી ગોઠવવાના આ માણસના અવારનવાર પ્રયાસોને, તથા તેના અંતરને આરામ આપનાર કૌટુંબિક પ્રેમ અને મમતાને, તેને માટેના ઝંખારાને—સમજીને, કેળવીને, નવો વળાંક આપવાને બદલે, કેવળ 'ગુનેગાર' 'જાલીમ' 'વિકૃત' 'ભયંકર' 'અસમાજિક પ્રાણી' તરીકે જ તેની

[પાના ૭૪]

ઝુરિચ જવા પૂર્વે, 'ખૂનનો એકરાર' કરી બક્ષિસમાં મળેલા ૨ હજાર પાઉન્ડ લઈને, તથા બીજી બે વાર બેંકો ઉપર ધાડો પાડીને મોટી રકમો પરદેશ લઈ જઈને, પોલીસને થાપ આપવામાં તે સફળ થયો હતો. ઝુરિચમાં એક બાઈ સાથે તે રહ્યો હતો ને તેની સાથે જે સમય ગાળ્યો તે દરમ્યાન તેણે તેનું હૃદય જીતી લીધું હતું. આ વારસો દરમ્યાન તેણે જુદા નામે, જુદા પાસપોર્ટ સાથે વિદેશના પ્રવાસો ખેડ્યા હતા, તેમાં બેએક પ્રવાસો સિવાયના બધા જ છેતરપિંડી–બદમાશી અને ગુનાહિત પ્રવૃત્તિના હતા. આમ છતાં આ બધો સમય તેણે તેની નવી પ્રેયસીને (ટ્રુડી સોમરને) ચાહી હતી અને છતાં પ્રવાસોની સાચી હકીકત છુપાવીને છેતરીય હતી! ઝુરિચમાં બેન્ક પરની ધાડ અને ખૂન પછી ગિરફતાર થયા બાદ, કોર્ટમાં પણ તેણે 'મૂગા' માણસનો ડોળ કર્યો હતો ને બોલ્યો ત્યારે ય બનાવટી વાતો જ આરંભમાં કહી હતી—જે એવી બેવકૂફ હતી કે, પોલીસ–તપાસમાં તરત જ પકડાઈ ગયા વિના ન રહે. પાછળથી, ઝુરિચની કોર્ટમાં કેસ ચાલ્યો ત્યારે તેણે બડાશપૂર્વક પોતાનાં આગલાં પરાક્રમો કહી બતાવી, વધુ આકરી સજા માટે રસ્તો મોકળો કર્યો હતો!

સેફ–કેસની સજા પછી જેલમાં તેણે જે વર્તાવ કર્યો હતો તે પણ અનેક વિરોધાભાસોથી ભરેલો હતો. શરૂમાં તેણે તોફાની વર્તન દાખવ્યું હતું, તેથી તેને વધુ કડક શિસ્તવાળી જેલમાં ખસેડવામાં આવ્યો હતો. અહીં તેણે જે વર્ષો વીતાવ્યાં તે દરમ્યાન કશી ફરિયાદો કરી ન હતી. ઊલટો તે એને 'સ્વર્ગ' કહીને રાચતો! અને પોતાના સાથી ગુનેગારોમાં એ 'હીરો' તરીકે પોતાની જાતને હમેશાં આગળ ધરતો હતો. ત્યાં એણે સાવ અણઘડ સાધન–સામગ્રીમાંથી વાયરલેસનો સેટ તૈયાર કર્યો હતો. અને બધી રીતે તેને સૌ 'પહેલા નંબર' તરીકે જ ઓળખે તેવો ઠઠારો રાખ્યો હતો. એકંદર જેલમાંની સારી ચાલચલગત માટે કેદીઓને આપવામાં આવતી પૂરેપૂરી કપાત–રજા તેને મળી હતી. અને જ્યારે તેને છૂટવાનું આવ્યું ત્યારે તેના સાથી કેદીઓએ જલસો કરીને તેને વિદાય આપી હતી!

વિરલ માનવી!

ઝુરિચમાંની તેની પ્રેયસી ટ્રુડી સોમર ઉંમરે અને અનુભવે પક્વ હતી. તાજેતરમાં જ તેણે આગના પતિથી છૂટાછેડા લીધા હતા. જો કે, એને આ નવા પ્રિયતમની તે વખતની કશી જ ગુનાગીરી કે ભૂતકાળની કથનીની માહિતી ન હતી. એની આગળ તો તે એક 'કેનેડાવાસી ટેસ્ટ પાયલોટ' હતો—નામ જોની બર્ડ.

પરંતુ બેંક ઉપરની ધાડ અને ટેક્સી ડ્રાઈવરના ખૂન માટે તેના ઉપર કેસ ચાલ્યો ત્યાર પછીય આ બાઈએ હ્યુમ વિષે જે અભિપ્રાયો વ્યક્ત કર્યા હતા તેમાંય આ માણસની વિરલતા અને વિચિત્રતાની વિશેષ ઝાંખી થયા વિના નથી રહેતી. "એ માણસે મારી આગળ ઘણી બનાવટો કરી છે. પરંતુ એના જેવો માનવી મેં જોયો નથી. જે કાંઈ તે કરે બોલે છે તેમાં સીધો અંતરનો પડઘો હોય છે. હજી આજેય (એને જેલ થઈ ચૂક્યા પછી આટલે લાંબે સમયે ય) મારો એક દિવસ એવો નથી ગયો જ્યારે હું એને યાદ કર્યા વિના રહી હોઉં." અને હ્યુમે પણ ટ્રુડી સોમર આગળ પોતાનું હૈયું ઠાલવ્યું હતું. 'મારી જીંદગીમાં પ્રથમ મેં તારામાં માતા, પિતા, અને ભગિનીનું દર્શન કર્યું છે.'

આ બધા પછી ને આ બધા છતાં—સૌ કોઈને શંકા કરવાને કારણ પણ છે કે હ્યુમનો પ્રથમપત્ની–પ્રેમ આ ટ્રુડી સાથેનો અને પોતાના કૂતરા ટોમી માટેનો બહુબોલકો ઊભરાટ—આ બધું શુદ્ધ અને સાચું હશે કે બનાવટી અને ખેલાડીનું નાટક હશે?

ગમે તે હો, આટલી વાત આપણે માટે પૂરતી છે કે અમેરિકા અને કેનેડાના પ્રવાસો કરવા પાછળ તેનો હેતુ 'નવેસરથી' શાંત સ્વસ્થ જીવન ટ્રુડી સોમર સાથે ગાળવાનો હતો જ હતો. એણે એવા પ્રયાસો કર્યાંય હતા. અને કદાચ આ પ્રયાસોમાં સફળતા ન મળતાં જ એણે (ટ્રુડી સોમરના કહેવા મુજબ) ઝુરિચમાંની બેંક ઉપરની ધાડ પૂર્વે, આઠ દિવસ અગાઉ, આત્મહત્યાનો પ્રયાસ કર્યો હતો. અને એ દિવસોમાં તેને ઘણી વાર રડવાની 'ફિટસ' આવતી હતી—કલાકો સુધી તે રડ્યા જ કરતો હતો!

[ વિશ્વમાનવ જુલાઈ–ઓગસ્ટ '૬૨

### શાંત-સ્વસ્થ જીવનની ખેવના

તે જ રીતે, ૮ વર્ષનો કારાવાસ પૂરો કરીને છૂટયા બાદ, હ્યુમે પોતાના જીવનને સ્વસ્થ રીતે ગોઠવવાનો—નવેસરથી જીવવાનો પ્રયાસ કર્યા ન હતો કર્યો? તેણે પોતે જ ગુનેગારો અને માનસિક રોગીઓની સંભાળ લેનારી સંસ્થા 'ન્યુ બ્રિજ'ની મુલાકાત લીધી હતી. પરંતુ ત્યાં ગોઠવાઈ ન શકતાં, તેણે શ્રીમતિ કેમ્પના 'અતિથિગૃહ'માં રૂમ રાખીને રહેવાનું (અલબત્ત, પોતાની સાચી ઓળખાણ આપ્યા વિના) કર્યું હતું. આ અતિથિગૃહના એક નિવાસી તરીકે અને એક સભ્ય કુટુંબમાં રહેનાર તરીકે તેની વર્તણૂક ખરેખર અસાધારણ સારી ગણાય તેવી હતી. શ્રીમતિ કેમ્પે તો કહેલું કે "બીજા અનેક ત્યાં રહેનારા કરતાં આ માણસ ઘણો વધારે સુઘડ હતો. બધું જાણ્યા પછીય એને રાખવા માટે અમે બિલકુલ પસ્તાવો કરતાં નથી. ઊલટો એ અમારી તકલીફોમાં હંમેશ મદદરૂપ રહેતો હતો. રાતે ૭ વાગતાં એ રૂમે પાછો આવી જતો. જાતે રસોઈ કરી લેતો. એની ઓરડીને તાળું માર્યા વિના જતો અને એમાં જઈને જુઓ તો વિમાન-ઉડ્ડયન વિષેનાં અનેક પુસ્તકોનો ઢગલો પડયો હોય અને તે કલાકો સુધી વાંચતો પડયો હોય!"

### મનોરોગનું રહસ્ય

કદાચ એના 'રોગ'નું રહસ્ય અહીંજ રહેલું હતું! છેક બચપણથી જ તેને એક ઉત્તમ પાયલોટ તરીકે મશહૂર 'બનવાની' મહેચ્છા હતી. એટલે જ તો R. A. F. માં પાયલોટ તરીકે નિષ્ફળ ગયાનું દુઃખ તેને જીંદગીભરનો ઘા કરી ગયું હતું. સેટી-ખૂન કેસ દરમ્યાન એને વિષે 'નિષ્ફળ પાયલોટ' તરીકેનો ઉલ્લેખ થતાં., આખા. કેસ દરમ્યાન બેતા રહેમાર ચુકેમાર, આ. પ્રસંગે ઊકળી ગયો હતો! એણે પોતાની જાતને હંમેશ સફળ પાયલોટ તરીકે જ માની હતી; સૌની આગળ બડાશો મારી હતી; ને પાયલોટ-ઓફીસરનો ગણવેશ પહેરી તે ખોટા બિલ્લા-ચાંદ લટકાવીને ફર્યો હતો!

કદાચ આ એક 'લગની'એ, 'ગેરકાનની સંતાન' હોવાના આઘાતમાં, નવો ઊંડો કારી ઘા લગાવ્યો હતો. અને એની તેજસ્વી બુદ્ધિશક્તિ અને દુનિયામાં બધે 'નંબર એક' તરીકે જ આગળ આવવાની, અને કોઈ પણ કારણે છાપાંઓમાં પોતાનું નામ વારંવાર ગવાયા કરે ને 'ઉહાપોહ' જાગતી રહે તે જોયા કરવાના તેના પાગલ આનંદની ઘેલછા, તેને વધુ ને વધુ વિનાશની દિશા તરફ ઘસડી રહી હતી. સેટીકેસ પછીના જેલનિવાસ દરમ્યાન તેણે તેના મુલાકાતીઓને મોટે ભાગે એનો એ સવાલ પૂછયો હતો કે 'હવે છાપાંઓમાં મારે માટે ઉહાપોહો આવે છે કે કેમ?' અને છૂટીને બહાર આવ્યા બાદ, શમી ગયેલી ઉહાપોહ ફરી પેટાવવાની એની વૃત્તિનો ઘાતકી રીતે લાભ લઈને જ તો, 'સન્ડે પિકટોરીઅલ' અખબારે રૂા. ૨૭,૦૦૦ જેવડી મોટી રકમની લાલચ આપીને, તેની પાસે 'ખૂનનો એકરાર લખાવી લીધો હતો—જે 'એકરાર' હકીકતે ખાસ્સો બનવટી હતો! (આ એકરારમાં તેણે કહેલું કે તેણે સેટીને અમસ્તો પોતાને ઘેર બોલાવેલો; તેણે પોતાના કુતરા ટોનીને દસેક દિવસ અગાઉ લાત મારેલી આથી તે ગુસ્સે હતો; બોલાચાલીમાંથી ઝગડો થઈ ગયો, ત્યારે કુસ્તીદંગલ મચી ગયું ને પોતાનું જર્મન-ખંજર હુલાવી દીધું...એ લોહી ખરડાયેલું ખંજર સેટીના કોટ વડે લૂછવા જતાં એમાંથી નોટોનો થોકડો નીકળી આવ્યો...આ વખતે, એ કહે છે તેમ, એની પત્ની એની નાની બાળકીને લઈ ઉપરના જ માળે હતી... અને નીચેની ભાડુઆત બાઈ પણ ઘરમાં હતી, આમ છતાં કોઈને કશી ખબર જ ન પડી...વગેરે)

### રાક્ષસ કે માનવ

કેટલા મોટા દુર્ભાગ્યની વાત છે કે સ્વિત્ઝર્લેન્ડ અને ઇન્ગ્લેન્ડ જેવા સુધરેલા દેશોય, આ માણસના માનસિક રોગને—આ માણસની તેજસ્વી બુદ્ધિની વિકૃતિને, આ માણસની કૃત્રિમ ગૌરવઘેલી જોગીલી બેફામ વૃત્તિઓને, અને જીવનને નવેસરથી ગોઠવવાના આ માણસના અવારનવાર પ્રયાસોને, તથા તેના અંતરને આરામ આપનાર કૌટુંબિક પ્રેમ અને મમતાને, તેને માટેના ઝંખારાને—સમજીને, કેળવીને, નવો વળાંક આપવાને બદલે, કેવળ 'ગુનેગાર' 'જાલીમ' 'વિકૃત' 'ભયંકર' 'અસામાજિક પ્રાણી' તરીકે જ તેની

[પાના ૧૦૪]

# કૃતિનિષ્ઠ રસવિવેચન | ઉશનસ્

પ્રો. સુરેશ જોષીની વાઙ્મયક્ષેત્રની સેવા અને પ્રતિષ્ઠા હવે નોંધપાત્ર કોટિનાં થયાં છે. ગુજરાત એમને હવે ધ્યાનપૂર્વક વાંચે છે, સાંભળે છે, ટૂંકી વાર્તાના કવિતાના અને વિવેચનના ક્ષેત્રે એક સર્જક અને વિવેચકરૂપે એમણે તે તે સાહિત્ય સ્વરૂપોને એક બહુવિધ સંકલ્પનાભર્યા નવા વળાંક મૂકી આપ્યા છે એની નોંધ ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ હમેશાં લેશે.

'ગુજરાતી કવિતાનો આસ્વાદ' એ એમના 'વિશ્વમાનવ'માં કાવ્યાસ્વાદની શ્રેણીમાં ક્રમશઃ પ્રગટ થયેલાં નરસિંહરાવથી ગુલામ મોહમ્મદ શેખ સુધીના કવિઓની પસંદ કરેલી એક એક કૃતિનાં તેમણે કરેલાં રસદર્શનોનો સંગ્રહ છે.* આસ્વાદશ્રેણીએ ગુજરાતના કાવ્યરસિકોનું શરૂઆતથી જ ધ્યાન ખેંચ્યું હતું.

પુસ્તકના આરંભે જે 'મુખબંધ' નામનો નિબંધ એમણે જોડ્યો છે તે આ રસવિવેચકના દૃષ્ટિબિંદુને સમજવામાં ખૂબ જ મદદગાર નીવડે એવો છે. એ મુખબંધમાં શ્રી સુરેશ જોષીએ આનંદશંકરનું વિધાન "ગુજરાત વિવેચનભૂખ્યું છે, પણ તે કરતાં રસપાનનું તરસ્યું હોય તો વધારે સારું નહિ?" એ વિધાન ટાંકી 'વિવેચન' અને 'રસવિવેચન' વચ્ચેનો ભેદ બતાવ્યો છે ને એ જાતના 'રસવિવેચન'ની ગુજરાતમાં હજી ન્યૂનતા છે એમ કહી એ દિશામાં આ સંગ્રહથી એક ઉપયોગી ઉદાહરણ પૂરું પાડ્યું છે.

આ રસવિવેચન પાછળ સુરેશ જોશીની દૃષ્ટિ કંઈક આવી છે: પૃથગ્જન અને કવિતા વચ્ચેનું અંતર ઘટે એવા સેતુરૂપ બનવું, કાવ્યશાસ્ત્ર પરિભાષાની સહાય વિના જ કાવ્યસર્જનની પ્રક્રિયાના જાણે સાક્ષી હોય તેમ કવિપ્રતિભાના સર્જક સ્ટુડિયોમાં પ્રવેશ કરાવી રચનાપ્રક્રિયાનો પ્રત્યક્ષ પરિચય કરાવવો, 'કવિ શું કહેવા માગે છે,' એમ નહીં, પણ 'કવિએ શું સર્જ્યું છે,' 'કવિ શું કરવા માગે છે' એટલે કે કવિકર્મનો વિશેષ શો છે તે દર્શાવવું, કવિની શબ્દશક્તિ—ભાષાશક્તિનો પરિચય આપવો એટલે કે કવિજીવન, તેનું જીવનદર્શન કે કાવ્યસિદ્ધાન્ત કશું જ વચ્ચે લાવ્યા વિના કેવળ કૃતિનિષ્ઠ રહી એણે ઊભો કરેલો આકૃતિવિશેષ જ તપાસવો. આ દૃષ્ટિ રાખી શ્રી સુરેશ જોશીએ આ સંગ્રહમાં જુદાજુદા કવિઓની બાવનેક કૃતિઓ અવલોકી છે. આ બાવનેક કૃતિઓમાં શ્રી નરસિંહરાવથી

* 'અર્વાચીન ગુજરાતી કવિતાનો આસ્વાદ' લે. સુરેશ જોષી. પ્ર. ચેતન પ્રકાશન ગૃહ પ્રા. લિ. રાજમહેલ રોડ પોળ, વડોદરા. મૂલ્ય રૂ. ૪=૦૦

---

[પા. ૭૩ થી]

સાથે વ્યવહાર રાખ્યો હતો. અને તેમ કરી, મૂર્ખમાં મૂર્ખ અને ક્રૂરમાં ક્રૂર આધળિયાં અને આત્મવિનાશના માર્ગે જ તેને ધકેલી દીધો હતો! આટઆટલા કાનૂનો ને આટઆટલી મનોવૈજ્ઞાનિક સુધારાની સંસ્થાઓ, અને 'સજાને સ્થાને સુધારણા'નાં શિક્ષા-શાસ્ત્રોનાં અને નૂતન વિજ્ઞાનનાં આટઆટલાં બણગાં—બધું જ ડોનાલ્ડ હ્યુમ અને એના જેવા હયાત અને હવે પછી પેદા થનાર અસાધારણ શક્તિશાળી આંતરરાષ્ટ્રીય મનોરોગીઓને માટે સદંતર નિષ્ફળ પુરવાર થયાં છે!

એક તેજસ્વી શક્તિવાળો મનોરોગી, આરંભથી જ મનોરોગી તરીકેની સારવાર અને દેખભાળ ન પામવાને કારણે, વિકૃત ગુનેગાર—ખૂની તરીકે જીવનભર સ્વિત્ઝર્લૅન્ડની જેલમાં સબડી રહ્યો છે. એના કેસના ખબર પણ હજી એ જ વાત કહે છે કે—હજી, તેની સમસ્યા સમજીને સ્વસ્થ જીવનની તક તેને આપવામાં આવે તો તે રાક્ષસ મટી જઈ, માનવી તરીકે ફરી પાછો જીવતો થઈ જાય!

શ્રી ગુલામમોહમ્મદ શેખ સુધીના કેટલાક પ્રતિનિધિરૂપ કવિઓની કૃતિઓ આવી ગઈ છે. આપણાં મધ્યકાલીન કવિઓની કૃતિઓ લઈને ય આવું કંઈક કરી શકાય શકાય તો ખરું, પણ પ્રો. સુરેશ જોષીનું એ અહીં પ્રયોજન નથી; અર્વાચીન ગુજરાતી કવિતામાં એમણે નર્મદયુગ આખો જ ટાળી નાખ્યો છે એ કદાચ એ યુગમાં આપણી નવી કાવ્યસમજને અનુકૂલ ને વિવેચનક્ષમ એવું ખાસ કામ થયું નથી એ કારણે હશે. જે સાક્ષરયુગમાં આપણી કવિતા ને વિવેચન બન્ને પૂર્ણકદમાં વિકસે છે ત્યાં ય એમણે મણિલાલ દ્વિવેદીને ટાળી મૂક્યા છે. મણિલાલનું કવિકર્મ ક્યારેક નરસિંહરાવથી ઊંચી કક્ષાનું કામ સાધે છે તો યે એમ કેમ બન્યું હશે, એવું કોઈ રસિક પૂછે પણ ખરો; પણ સાક્ષરયુગ, ગાંધીયુગ કે અનુ-ગાંધીયુગના તમામ પ્રતિનિધિરૂપ કવિઓને લેવા જ એવો કદાચ એમનો યોજનાપૂર્વકનો ઉપક્રમ નહીં હોય; અને આ વિવેચન કેંટ થતાં હતાં ત્યારે પસંદગીનો ક્રમ પણ ઐતિહાસિક ન હતો; એમને 'સરસ' રૂચ્યું તે કાવ્ય અવલોકાયું. આ સંગ્રહનો ક્રમ તો સંગ્રહકારે પ્રકાશન વેળાએ જ નક્કી કર્યો છે; આ સંગ્રહમાં પ્રા. જોશીએ સ્પષ્ટ કહ્યું કહ્યું છે કે અહીં પસંદ કરવામાં આવેલી કૃતિ તે તે કવિની ઉત્તમ કે પ્રતિનિધિરૂપ ન યે હોય; પણ 'દર્શન' કરતાં 'વર્ણન' (Expression)ની દૃષ્ટિએ કવિકર્મની દૃષ્ટિએ, એમને કંઈક વિવેચનક્ષમ લાગી તે કૃતિ જ હાથ પર લેવામાં આવી છે. છતાં ઘણે સ્થળે તે તે કવિનું કોઈ ને કોઈ રીતનું પ્રતિનિધિત્વ પ્રગટ કરે તેવી કૃતિઓ જ હાથે ચઢી છે. નરસિંહરાવની પ્રકૃતિકવિતા છે, તો ન્હાનાલાલનું મધ્યયુગીન રંગદર્શી ગીત છે; કાન્તનું 'સાગર અને શશી' છે જે અન્ય વિવેચકોએ પણ પ્રેમપૂર્વક અવલોક્યું છે, જે કાન્તની શબ્દલય શક્તિને પૂરેપૂરું પ્રગટ કરે છે. પ્રો. ઠાકોરનું 'પ્રેમનો દિવસ'નું એક 'સૉનેટ' છે, તો હરિશ્ચંદ્રનું ભગિની-શોકનું એમનું ઉત્તમ કાવ્યરત્ન છે, પતીલની ખુમારી પ્રગટ કરતું મગ્નલશાઈ સૉનેટ છે, તો મેઘાણીનું બાળ-ચેતીનું રમતિયાળ 'પતંગિયું ને ચંબેલી' છે; નિરંજન ભગતનું નગરસંસ્કૃતિની ટીકારૂપ 'આધુનિક અરણ્ય' છે; મકરંદનું મર્મી ભજન છે, બાલમુકુંદ ને ઉશનસનાં વત્સલરસનાં ગૃહચિત્રો આલેખતાં સૉનેટો છે તો હસમુખ પાઠકનું વ્યંગ નિરૂપતું 'તણખલું' છે; પ્રિયકાન્તનું સજીવ ચિત્રાત્મક 'પડછાયા' છે તો શ્રી શેખનું બોદલેરશાઈ ને શીર્ષકહીન ગદ્યકાવ્ય પણ છે; આ સંગ્રહની તમામ કૃતિઓમાં કદાચ એવું પ્રતિનિધાન નથી. શ્રી શેષનું 'જતો'તો સુતા ત્યાં' કંઈક અપરિચિત છે (જો કે શ્રી શેષની વિશિષ્ટતા તો એમાં છે જ); શ્રી બેટાઈના કોઈ મર્મી ભજનને બદલે અહીં 'લ્હેકંતા લીમડા હેઠળ' જેવું પ્રેમગીત છે. આશ્ચર્યકારક રીતે અહીં શ્રી સુંદરમનું અતિ અપરિચિત 'અનુ દીકરી' લેવામાં આવ્યું છે, જો કે શ્રી સુંદરમનાં છંદોલય ને શબ્દશક્તિ અહીં અવિશિષ્ટ નથી. શ્રી. ઉમાશંકરનું પણ વધુ પ્રતિનિધિત્વવાળું કશુંક બીજું લઈ શકાત; અહીં 'બોલે બુલબુલ' જેવું થોડુંક અપરિચિત ગીત પસંદગી પામ્યું છે વેણીભાઈનું ભજનની લહેરવાળું પણ ભજન નહીં એવું 'નયણાં' છે, તો પ્રજારામનું પ્રકૃતિકાવ્ય છે એમનું અરવિંદશાઈ કાવ્ય પણ લઈ શકાત; પણ કદાચ એ એમણે જાણીબૂઝીને ટાળ્યું છે. જો કે પ્રજારામનાં પ્રકૃતિકાવ્યોમાં પણ શુદ્ધ કવિકર્મ છે તો ખરું જ; રાજેન્દ્રનું પણ વધુ સારા કાવ્યથી પ્રતિનિધિત્વ કરી શકાયું હોત એમ જરૂર લાગશે.

વિષય પરત્વે પણ અહીં ગૂજરાતી સાંપ્રતકવિતાનું પૂરતું પ્રતિનિધિત્વ થયું છે. અહીં આઠેક જેટલાં પ્રકૃતિ કાવ્યો છે: (ઊંડી રજની, સાગર ને શશી, લ્હેકંતા લીમડા હેઠે, બોલે બુલબુલ, ઘાસ અનેરું, પતંગિયું અને ચંબેલી, શિશિર અને ગલવાયસ) તો ૭ કે સાત જેટલાં વિવિધ પ્રેમ સ્વરૂપનાં પ્રેમકાવ્યો પણ છે. વીરની વદાય–માં વિપ્રલંભ શૃંગારયુક્ત મધ્યકાલીન વીરરસ, વધામણીમાનો (એને વિપ્રલંભ કહેવાશે ?) શૃંગારરસ, 'જતો'તો સુતા ત્યાં'નો (સંભોગ કહેવાશે ?) શૃંગારરસ પ્રો. સુરેશ જોષીને શૃંગારરસની નાયિકાઓના મર્મજ્ઞ અભ્યાસી તરીકે સ્થાપશે; 'લ્હેકંતા લીમડા હેઠળ' પણ પ્રેમગીત છે; તો 'અનુ દીકરી' વિશિષ્ટ વત્સલરસનું સૉનેટ છે; એવો જ વિશિષ્ટ ન્હાની ભગિનીનો કરુણમિશ્ર વત્સલરસ 'નિર્દોષ ને નિર્મલ આંખ તારી'માં છે, તો

એવો જ કરુણમિશ્રિત વત્સલરસ 'જૂનું ઘર ખાલી કરતાં'માં ને કંઇક વિશિષ્ટ રીતે કરુણમિશ્રિત વત્સલરસ 'વગાવી આ આવી 'મા છે. પ્રભુની પ્રેમલક્ષણા ભક્તિનું મકરંદનું 'આવો' છે, તો ઈશ્વરવિહીન નગર સંસ્કૃતિને વિચ્છિન્નતાનું ને તેની વિશિષ્ટ અભિવ્યક્તિનું શ્રી નિરંજન ભગત, હસમુખ પાઠક, પ્રિયકાન્ત અને શેખની કૃતિઓનાં પ્રતિનિધાન છે. સ્વરૂપ પરત્વેપણ અહીં ઠીક ઠીક પ્રમાણમાં પ્રતિનિધિત્વ છે. અહીં ગીતો, ભજનો, સોનેટ છે (મહાકાવ્યના પટમાં આવું ઊર્મિકાવ્ય જેવું કૃતિનિષ્ઠ કવિકર્મ તપાસી શકાય ખરું કે?) ગઝલ, ખંડકાવ્ય, મુક્તક અહીં નથી; ૭૮ પ્રયોગોમાં પણ શુદ્ધ સંસ્કૃતવૃત્તો, પરંપરિત વૃત્તો ને ગદ્યલયો તેમ જ ગદ્યકાવ્ય પણ છે. આમ, અનુભૂતિના વિષય પરત્વે ને અભિવ્યક્તિની રીતરસમો પરત્વે આ સંગ્રહમાં આપણી સાંપ્રતકવિતાનું ઠીક ઠીક પ્રતિનિધિત્વ છે એમ કહી શકાય.

આ ભાવીમે રસદર્શક વિવેચનોમાં શ્રી સુરેશ એક જ જાતની માંડણીબાંધણી અજમાવતા નથી; વિવેચન ભલે કૃતિનિષ્ઠ રહે પણ પ્રત્યેક વિવેચનની નવીન મુદ્રા અંકિત થઈ છે; ક્યાંક ઉગ્ર પ્રત્યાઘાતથી આરંભ (દા. ત. નયણાં) તો ક્યાંક કાવ્યસ્વરૂપની ચર્ચાથી આરંભ (ભોળે ભુલ્લુલ); ક્યાંક કૃતિના અંત સાથે જ વિવેચનનો અંત, તો ક્યાંક કવિની અખિલ કવિતાપ્રવૃત્તિનાં પણ લક્ષણો તારવ્યાં છે. ક્યાંક રસસમાધિ આગળ આપણને છોડી દે છે તો ક્યાંક, આધુનિક કવિઓનાં વિવેચનમાં બન્યું છે તેમ, કવિતાનાં ભયસ્થાનો અને દોષ આગળ સાવધાનીનો સૂર પણ સંભળાવી વિવેચન પૂરું કરે છે; ક્યાંક કાવ્યનો મુખ્ય મુદ્દો હાથમાં આવ્યો તે જ આખી કૃતિમાં વિકસે ને પ્રસરે છે. તો ક્યાંક, એ એમના જનાન્તિકે લખાણમાં કરે છે તેવા, સર્જક ગદ્યમાં ઊતરી પડી કોઈ પરિસ્થિતિ કે ભાવસ્થિતિ આલેખે છે. ક્યાંક મુગ્ધભૂત કાવ્યપ્રવૃત્તિની ચર્ચામાં પણ ઊતરી પડે છે ને એમના વિશાળ વાચનનો પરિચય પણ આપે છે; ક્યાંક કાવ્યમાં ઇન્દ્રિયભોગ્યતા, મૂર્તગુણ અને આકૃતિ તપાસે છે, તો ક્યાંક કાવ્યના હાર્દરૂપ અલંકાર ને વ્યંગ તપાસે છે. ક્યારેક રસવિવેચન ૫ થી ૭ પૃષ્ઠો સુધી વિસ્તારે છે તો ક્યારેક બે કે ત્રણ પૃષ્ઠોમાં સમાપ્ત કરી દે છે. સાક્ષરયુગના-પંડિતયુગના ને આધુનિકોમાં પ્રતિનિધિરૂપ નિરંજન, રાજેન્દ્ર, હસમુખ, પ્રિયકાન્ત ને શેખને આવા પ્રલંબ વિસ્તારનો લાભ મળ્યો છે.

*

હવે આપણે એમનું રસવિવેચનકર્મ ટૂંકમાં જોઈએ.

શ્રી નરસિંહરાવની 'ઊંડી રજની' કૃતિમાં નિરાકાર અંધકારને વિવિધ ઇન્દ્રિયોની મદદથી પહોંચી વળવાની કવિની મથામણ ને ઇન્દ્રિય વૈફલ્યને તેઓ માર્મિક રીતે તપાસે છે. કવિએ આપેલા નિરાકાર અંધકારનાં ચિત્રોની તે પૂરતી કદર કરે છે ને 'અંધકાર' તત્ત્વની સમજ આપતાં તે અંધકારનું કાવ્યોપમ સર્જકમહત્ત્વ કેવું તો ચિત્ર ઊભું કરે છે! અંધકાર કાવ્યોમાં રાજેન્દ્રના કાળાની નોંધ લેવી જોઈએ. ન્હાનાલાલના 'વીરની વદાય'માં ન્હાનાલાલની શબ્દ લડાવવાની વિશિષ્ટશક્તિની ને વિપ્રલંભ શૃંગારની વીરરસથી શબલિત એવા ગરાસણીના વિશિષ્ટ ચિત્રની તે નોંધ લેવાનું ચૂકતા નથી. અંતમાં ન્હાનાલાલને લોકગત Horizontal ભાવોનું લોકઢાળોમાં આલેખન સારું ફાવે છે એવી ન્હાનાલાલની અખિલ કવિતાનું પણ લક્ષણ તારવી આપે છે. કાન્તના 'સાગર અને શશી' કાવ્યમાં આરંભમાં ચંદ્ર સાથેનો કવિઓનો કલ્પનાવ્યાપાર નોંધે છે ને પછી ભાવ જગતની કેડીએ કેડીએ આપણી આંગળી પકડી ફેરવે છે; આ કૃતિનું આપણે ત્યાં વારંવાર વિવેચન થયું છે ત્યાં કાન્તનું ધર્મપરિવર્તન અચૂક યાદ કરવામાં આવ્યું છે; જ્યારે શ્રી સુરેશ આખું રસદર્શન પૂરું થયા પછી જ એને સંભારે છે; ને તેય કાન્તનાં લક્ષણો તારવવા પૂરતું જ; વિવેચનને અંતે કાન્તની સમસ્ત કવિતાનાં ત્રણેક લક્ષણો તારવી આપે છે (૧) "મથામણ અને સંઘર્ષને અંતે દુઃખનું વિષપાન કરી ગયા પછી ચિત્તમાં જે કૃતાર્થતા ને ઉલ્લાસ રહ્યાં તે જ, આવા ઊર્મિકાવ્ય દ્વારા, એમણે કૃતજ્ઞતાપૂર્વક પ્રકટ કર્યાં." (આ વિધાન ચિંત્યકોટિનું ગણાય; કારણ કે ખ્રિસ્તી ધર્મના અંગીકાર પછીનાં બધાં જ ઊર્મિકાવ્યો—જે ખાસ સારી કાવ્યકૃતિઓ પણ નથી—કૃતાર્થતા ને ઉલ્લાસનાં નથી) (૨)

કાન્તની કૃતિઓની આકાર-સુરેખતા (૩) કાન્તની કવિતાની ઇન્દ્રિય સંતર્પકતા. (શ્રી સુરેશનાં રસદર્શનો કેવળ કૃતિનિષ્ઠ સર્વત્ર રહ્યાં નથી; ક્યારેક કવિની આખી કવિતા પ્રવૃત્તિ પર દષ્ટિ નાખી પૂરાં થાય છે.)

પ્રો. ઠાકોરના 'વધામણી' કાવ્યમાં છેક છેલ્લી કડી સુધી નવજાત બાળકની જાતિ કેવી કુશળતાથી સંગોપિત રાખે છે ને પ્રગટ કરે છે ત્યારે પણ પૂરી રસિકતા અને દક્ષતાથી કરે છે એ વાત સરસ રીતે સમજાવી છે. શ્રી શેષના 'જતો'તો ત્યાં' કાવ્યમાં આરંભમાં અશ્રુમહિમા સમજાવી વિવિધ ઇન્દ્રિયવ્યાપારમાં સ્પર્શેન્દ્રિયની સ્પર્શક્ષમતાનો મુદ્દો સમજાવે છે. કસથી શેષનાં પણ શબ્દોની ખબર લે છે. 'મિચાને', 'ફોચકી', 'લમણો' શબ્દોનું અનૌચિત્ય નોંધે છે; તો શેષની ઉપમાશક્તિના વિશેષની પણ નોંધ લે છે; પ્રણયકાવ્યોમાં શ્રી શેષની વિશેષ દેન નોંધવાનું પણ ચૂકતા નથી. શ્રી હરિશ્ચંદ્રના 'નિર્દોષ ને નિર્મળ આખ તારી'માં આ કાવ્ય શોકનું નથી 'સુખ'નું છે 'શાન્તિ'નું છે, એ વૈચિત્ર્યની નોંધ લે છે. એને મૃત્યુ જેવો શબ્દ પણ કહે. તેઓ કહે છે તેમ: 'આ કાવ્યમાં વસંતની કૂંકથી ખરી પડતી કળીને સાંભળવાની છે;' આખું રસવિવેચન પેલી નાની એનના જેવું જ નાજુક-ઋજુ છે; અહીં શબ્દોને વર્ણોએ સાધેલું કવિકર્મ કુશળતાથી તપાસવામાં આવ્યું છે. હરિશ્ચંદ્રની સમસ્ત કવિતાને 'વિષાદની વસંત' એવા સૂત્રમાં સાંકળી લેવાનો પ્રયત્ન પણ અહીં કરવામાં આવ્યો છે. શ્રી એટાઈની કૃતિનું વિવેચન શ્રી સુરેશ પોતાના એક અંગત પ્રીતિવિષયક સ્મરણથી કરે છે. આપણી લાગણીઓને કાવ્યમાં કેવું સ્વરૂપ મળવું જોઈએ તે વિશે ખેચણ ફકરા ભરીને લખે છે ને તે સંદર્ભમાં રિલ્કેને ટાંકે છે કે અગોચર લાગણીઓ માટે પણ કવિએ પ્રકૃતિમાંથી ઇન્દ્રિયગ્રાહ્ય પર્યાયો યોજવા જોઈએ. શ્રી પતીલનું 'સદ્ભાવના' શ્રી સુરેશની કલમને જાણે પૂરતી રીતે કસતું નથી; જો કે શ્રી પતીલની ખુમારીનો મુદ્દો વ્યક્ત કર્યો જ છે; એ લખાણ વધુ પડતી સમજૂતીથી જરા ગંદાઈ ગયું છે; શ્રી સુંદરમની કૃતિ 'અનુ દીકરી'માં શબ્દ ને છંદોલયની શક્તિ શ્રી સુરેશે બરાબર પ્રગટ કરી છે. ને એ સોનેટની દ્વિરુક્તિ ભંગિમતાની નોંધ લીધી છે; આપણે ત્યાં વત્સલરસનાં કાવ્યો ઓછાં છે એમ એ કહે છે ને સુંદરમ્ સાથે ઉમાશંકરના આતિથ્યનું એ દિશાનું કામ નોંધે છે; પણ બાલમુના વત્સલરસની વાત કેમ વિસારે પડી હશે? કે પછી આધુનિક કવિતાની જ વાત કરવી હશે? શ્રી સુંદરમના વિશિષ્ટ 'અહો' શબ્દની લાક્ષણિકતા ને 'રસની ઉપમા' પણ એમણે યોગ્ય રીતે જ નોંધી છે. શ્રી ઉમાશંકરના 'બોલે બુલબુલ'નો વિવેચનનો આરંભ ઊર્મિગીત અંગેના એમના સંક્ષિપ્તતમ લખાણથી થાય છે, જે કુલ લખાણનો અર્ધો જેટલો ભાગ રોકે છે. કૃતિનિષ્ઠ વિવેચનમાં આ બધું ચાલે ખરું? ઊર્મિકાવ્યમાં મહાકાવ્યની શક્યતા વિચારીને લખે છે: "મહાકાવ્યની વ્યાખ્યા બદલાવવાનો વખત થયો છે." વચ્ચે જાપાનના 'હાઈકુ' કાવ્યપ્રકારને પણ યાદ કરી લે છે. કેટલીકવાર શ્રી સુરેશ આખી કૃતિના રહસ્યને એકાદ શબ્દગુચ્છમાં સમાવી દેવા મથે છે. અહીં શ્રી ઉમાશંકરના 'બે ધ્રુવનાં દર્શન'ની વાત કરે છે. એક સાન્ત અને બીજો અનંત એ બેનો મેળ મેળવવો તે શ્રી ઉમાશંકરની કવિતાની લાક્ષણિકતા છે; શ્રી સુરેશ અહીં પ્રથમવાર કૉલેજના વર્ગને વચ્ચે આણે છે ને એ દ્વારા પ્રાસાતિપ્રિયતામાં રહેલાં ભયસ્થાન તરફ નિર્દેશ કરે છે. શ્રી પ્રહ્લાદના 'ઘાસ અને હું'માં આરંભમાં વિદગ્ધ અને મુગ્ધ કવિઓ વિશે વાત છેડે છે. આધુનિક કવિના મુગ્ધતાલોપ વિશેની નોંધ પણ લે છે. ઘાસની વાત આવતાં જ એ ઘાસ સાથેના આપણા આદિમ સંબંધોની વાત છેડે છે ત્યારે કાકાસાહેબમાં કે રવીન્દ્રમાં જ મળે તેવું શિશુ સર્જક લલિત ગદ્ય ઉપજાવે છે. ઘાસમાં એક પ્રકારની આદિમતા રહેલી છે. સૃષ્ટિના પ્રારંભનો હૃદયધબકાર ઘાસની નાડીમાં છે. એનો સ્પર્શ આપણામાં રહેલા કશાક વન્ય તત્ત્વને જગાડે છે. આથી જ તો તણખલું તોડીને આપણે અન્ય મનસ્ક બનીને દાંતે ચાવવા મંડીએ છીએ." (આવું એ સ્વતંત્રપણે વધુ લખે એમ ઇચ્છીએ.) પ્રહ્લાદમાં કળાતા રવીન્દ્રસંસ્કારની યાદ દેવડાવે છે; ને તેમની અખિલ કવિતાના 'બારીબહાર'પણાની નોંધ લે છે; 'નયણાં'નું રસવિવેચન ઉગ્ર પણ રસિક પ્રત્યાઘાતથી જ શરૂ થઈ જાય છે. ને શીર્ષકની અનિપ્રગટના સામે અણગમો

પ્રગટ કરે છે. 'નપણા'માં કવિએ યોજેલ વિરોધમૂલક સાદશ્ય પદ્ધતિ તપાસે છે; પણ જ્યાં સર્જકતા મંદ પડી કે 'ભજનિયા વેડા'ને સસ્તી ફિલસૂફી કેવાં તો ઘૂસી જાય છે તેની ખબર લીધી છે 'પતંગિયુ ને ચમેલી'-માં વળી બાળવાર્તાશૈલીથી જ આરંભ કર્યો છે; ને 'બાળવાર્તા અને પરી' આવતાં જ શ્રી સુરેશનું મઘ રવીન્દ્રશૈલીએ મુગ્ધ ભાવના વિહારમાં રાચે છે; જે પ્રો સુરેશમાં વિદગ્ધતા ને મુગ્ધતા બન્ને છે તેની પ્રતીતિ આપે છે. 'ઊડવા આકાશ'ને બદલે 'ઊડવાં આકાશ' એમ શ્રીધરાણીની ભૂલ પણ કાઢે છે ને રવીન્દ્રસંસ્કારનાં શિશુકાવ્યોમાં રહેલી શ્રીધરાણીની વિશિષ્ટતાની નોંધ પણ લે છે અત્યંત રમણીય ને રમનિયાળ અંત સાથે રસવિવેચન સમાપ્ત થાય છે. 'શિશિર'માં ઇન્દ્રિયવ્યાપારનું કામ યોગ્ય રીતે નોંધ્યું છે. ખરી પડતા પાનની સેવારા મારતી ગતિ-આકૃતિને પ્રજારામ છંદોલયમાં કેવા ઉપસાવી આપે છે તે કવિકર્મની નોંધ લે છે, ને અંતે પ્રજારામને યોગ્ય રીતે મળવો જોઈએ તે વિવેચનલાભ પણ મળે છે. અંતે તે લખે છે "ઇન્દ્રિય સંતર્પકતાની દૃષ્ટિએ શ્રી પ્રજારામ કવિ કાન્તની પરંપરાના કવિ છે."

'ગલ-વાયસ'માં રાજેન્દ્રની પ્રથમ પંક્તિમાં આરંભક શબ્દોના લોપનો એમનો બચાવ તો જુઓ. અહીં શબ્દોની અનુપસ્થિતિ તે જ કવિકર્મ છે. મૌન જ કવિકર્મ છે! ક્રોચેએ આપણને અનુભૂતિ અને અભિવ્યક્તિના અદ્વૈતની વાત કરી છે તે અહીં કેટલી બધી સાર્થક લાગે છે! પછી કાવ્યની ભૂમિકા 'સલિલથળ' છે, એમ નોંધી આ સંધિની પ્રક્રિયા તપાસે છે ને 'કિરણ' શબ્દ ઉચિત નથી તેની રસિક નોંધ લેવાનું ચૂકતા નથી, પણ જ્યાં કવિ તત્ત્વજ્ઞાનનાં ટાઢા કોષ્ટક કરવા માંડે છે ત્યારે અણગમો પ્રગટ કરે છે; પણ કોણ જાણે કેમ, એમ લાગ્યા કરે છે કે રાજેન્દ્રની વધુ સારી કૃતિ પસંદ કરી શકાઈ હોત.

'આધુનિક અરણ્ય'માં શ્રી સુરેશ એમાં રહેલી અપહ્નુતિ શોધી કાઢે છે; આવી કૃતિમાં સાર્થક અલંકારનું બળ છે તે નોંધે છે ને નિરંજનની અલંકારશક્તિ તથા લયસૂઝની વિશિષ્ટ નોંધ લે છે. નિરંજનની વિશિષ્ટ એલિયટશાઈ નગરદૃષ્ટિની કવિતાની નોંધ લઈ 'આ કૃતિમાં એકસ્સ સમગ્રસતાનો અભાવ રહ્યો છે એમ કહી આધુનિક કવિતા વિશે બે વાતો ચેતવણીરૂપે કહી વિવેચન સમાપ્ત કરે છે.

'વગાડી જા આવી!,' 'જૂનું ઘર ખાલી કરતાં'-નાં ટૂંકાં વિવેચનોમાં બન્નેની નિગૂઢઅરી શૈલીની, નોંધ લે છે ને તેમાં રહેલા વિશિષ્ટ કરુણમિશ્રિત વત્સલરસની ભાવયાત્રા કરાવે છે વિદગ્ધ હસમુખ પાઠકનાં 'તણખલા'માં મુગ્ધ પ્રહ્લાદના તૃણ કરતાં જુદી જ વાત છે તે તેમની નજર બહાર નથી. તેમને કેનોપનિષદના ગૌરીશંકરૂપની વાત યાદ આવે છે. એકદર દુર્બોધ ગણાતા હસમુખ પાઠકની કવિતામાં તે ખૂબ ઊંડે ઊતરે છે. ને હસમુખની કવિતામાં કમિંગ્ઝ-કથિત un-nessનો ગુણ છે એમ નોંધે છે; હસમુખમાં અભિવ્યક્તિ નિરંજનથીય આગળ નીકળી જઈ, વાલેરી કહે છે તેમ, આત્મસંભાષણ રૂપે પ્રગટે છે તે સમજાવે છે ને સુષમવાણી હવે ખપ નહીં લાગે એમ કહે છે વળી કહે છે કે આજના કવિએ એનો શ્રોતા ગુમાવ્યો છે. અહીં પણ 'આધુનિક અરણ્ય'ની જેમ આધુનિક કવિતાની અભિવ્યક્તિમાં રહેલા વ્યગ્ર તત્ત્વને તપાસે છે. વ્યગ્ર હોય તો કેવો હોય, distortation પણ કેવું કામણગારું જોઈએ તે, તથા Modernity-આધુનિકતા એ માત્ર રચનાતંત્રમાં જ નથી હોતી પણ અનુભૂતિમાં પણ હોવી જોઈએ એમ ચેતવણી આપી વિવેચન પૂરું કરે છે. એક વાત નોંધવી જોઈએ: શ્રી સુરેશ નવીન કવિતામાં શુદ્ધ કવિતાના જ વધુ તો પુરસ્કારક છે; નવીન કૃતિઓમાં એ સૌથી વધુ લાલબત્તી ધરે છે એ નોંધવું જોઈએ.

પ્રિયકાન્તના 'ચાલતાં ચાલતાં'માં 'પડછાયા'ની સુરેશશૈલીની ગદ્યકવિતાથી આરંભ થાય છે; ખાસ તો બીજા ને ત્રીજા પેરેગ્રાફમાં પ્રિયકાન્તની પડછાયાની માયાવી લીલા તપાસી, જ્યાં પ્રિયકાન્તની સર્જકતા મંદ પડતાં સસ્તી તત્ત્વજ્ઞાની પદ્ધતિનો આશરો શોધાય છે ત્યાં, 'ઊતરતા વળ'ની નોંધ લે છે. ને અંત ભાગમાં પ્રિયકાન્તની કવિતાની શક્તિને બિરદાવે છે: "આ

સૃષ્ટિની કામરૂપતાની કમનીય છબિ સજીવતાથી નિરૂપવાનું કવિકર્મ આપણી કવિતામાં પ્રિયકાન્ત કરશે." એમણે પ્રિયકાન્તમાં "સજીવ ચિત્રાત્મકતા, નર્યું શુદ્ધ-કૌતુક અને સ્પર્શગોચરતા"ની વિશિષ્ટ શક્તિની નોંધ પણ લીધી છે. શ્રી સુરેશ કવિતામાં ફિલસફીના વિરોધી છે જ નહીં, માત્ર એ "કાવ્યત્વ ઊણું પડે, ફિસ્સું પડે ત્યારે ખાલી જગ્યા પૂરવા નહીં, પણ કાવ્યનું ઓતપ્રોત-ભૂત તત્ત્વ બનીને આવે" એમ તેમની માગણી છે. મકરંદના 'આવો'નો એમણે સત્કાર કર્યો જ છે; ને ઉલ્લે શ્રી શેખની અશીર્ષક કૃતિ હાથ લે છે. આરંભમાં જ આપણું કૌતુક સમજી શીર્ષકહીનતાનો બચાવ કરે છે. ને શેખની કૃતિમાં આલંબનવિભાવ વિહીન શૃંગાર-રસની વિસ્તૃત-ચર્ચા કરે છે ને એ સંદર્ભમાં એ બોદ-લેરને યાદ કરે છે. શ્રી શેખમાં હજી સંયમની જરૂર છે એની એ યોગ્ય રીતે નોંધ લે છે; ને ગુજરાતી કવિના હસમુખમાં તો ગદ્ય લઢણવાળી થાય છે પણ અહીં તો પદ્યલય જ છોડી દે છે, તેનો પણ બચાવ કરે છે—જો કે ગદ્યકાવ્યનાં ભયસ્થાનોની નોંધ પણ લીધી નથી એમ તો નથી. અંતમાં શ્રી શેખમાં રહેલા આધુનિક ચિત્રકારની મદદ કાવ્યને મળી છે એ શક્યતાભરી પરિસ્થિતિ તરફ આંગળી ચીંધી વિવેચન સમાપ્ત કરે છે.

આમ એમનાં અન્ય લખાણોની જેમ આ રસા-સ્વાદના સંગ્રહમાં પણ શ્રી સુરેશની શુદ્ધ કવિતાની ઊંડી સૂઝ, સૂક્ષ્મ શિષ્ટરુચિ, વિદગ્ધ અને મુગ્ધ બન્નેની કદર કરવા જેવી સમતુલા, એમનું પૂર્વપશ્ચિમનું કાવ્ય વિષયક વિશાળ વાચન, સમાધિ અનુભવવાની અને ઉગ્ર પ્રત્યાઘાતરૂપે અણગમો અને ટીકા કરવાની બન્ને શક્તિ, તીક્ષ્ણ વ્યંગની શક્તિ, કાવ્યના હાર્દમાં ઊતરવાની અસાધારણ તાકાત, ક્યારેક તો ગદ્યને સર્જકકક્ષાએ આલેખવાની શક્તિ—બધું જ જોવા મળે છે.

આપણે ત્યાં 'પ્રાચીન સાહિત્ય'માં છે તેવાં રવીન્દ્ર-શૈલીનાં વિવેચનો પણ વધે તે ઇચ્છવાયોગ્ય છે. મહાન કૃતિઓને એવું વિવેચન પણ મળવું જોઈએ. તે કેવળ કૃતિનિષ્ઠ ન હોઈ શકે; અને સાથે જ આવાં ઊર્મિકાવ્યો માટેનાં કૃતિનિષ્ઠ વિવેચન પણ વધવાં જોઈએ તો જ બન્ને પ્રકારની રુચિ ઘડાય. સમતોલ રુચિતંત્ર માટે બન્નેની જરૂર છે. કૃતિનિષ્ઠ વિવેચન આપણે ત્યાં છેક રમણભાઈ નીલકંઠથી જોવા મળે છે. રામનારાયણ–ઉમાશંકરે તે પદ્ધતિ વિકસાવી. આજે નિરંજન–સુરેશમાં તેની સુસજ્જતા જોવા મળે છે.

શ્રી સુરેશે જે કામ એમના વિવેચન લેખોમાં કર્યું તે વધુ સારી રીતે તો અહીં ફળ્યું લાગે છે. શ્રી સુરેશ જોષી તરફથી હજી આવું ઘણું બધું મળો!

★

## "લય–વિલય" | 'કમલ'

નગિયાની હાર–બંધ છવાયેલ
પેદલ ફેઝ પર,—
હધાઈ–હળ શા,
તૂટી પડતા ઝાપટાના,
કેટલાક ફેરા,
ગૃહ–પ્રવેશ નો,
કાનૂન–ભંગ કરતાં,
—ગળતાં, ડળકતાં!
—ટપ, ટપ, ટપ.

બંધ થયેલ પોપચાને પડદે,
રોકી રાખેલ આંખનો સળવાળટ,
(ઉધાર લઈને)
કૈંક વિચારોય ગળતા, ડળકતા!
ડબૂ, ડબૂ, ડબૂ!

અસ્પષ્ટ તેજ–છાંયના મેઘ–ધનુ
રચાતાં ને વિલાતાં!
ને મેઘ–ધનુની પગદંડી
પર ચડી, મન જાતું ચાલ્યું–ખોવાતું
નિદર ને સ્વપ્નની રંગીન ભોમમાં,
આ લોક જેમાં થઈ જાતું,
લય–વિલય!

# નાની બચત યોજના એટલે



# ૧ : ભયનું સમાંતર પલ્લું !

લોગીલાલ ગાંધી

## ૧ : અમેરિકાની અકારણ હઠ

જે ઘણી બાબતોમાં રશિયા અને અમેરિકા વચ્ચે સમાનતા છે તેમાંની એક શસ્ત્રાસ્ત્રોની આંધળી હરીફાઈ છે—સર્વસંહારક અણુશસ્ત્રોની પરસ્પરની સરસાઈ જાળવી રાખવાની અખતરાબાજી છે—જે હાલને તબક્કે તો વિનાશક શસ્ત્રો કરતાં ય વધુ ખતરનાક છે. કેમ કે આ ધરતી પર પેદા થનારી પેઢીની પેઢીઓ સુધી, સેંકડો નહિ હજારો વર્ષો સુધી, એની ભયંકર અસર ચાલુ રહેવાની છે!

ગયા એપ્રીલથી અમેરિકાએ હઠ કરી અખતરાઓ શરૂ કરી દીધા ત્યારે જ વાતાવરણ સારા પ્રમાણમાં અણુરજકણોથી વિષાક્ત બની ચૂકેલું હતું જ. અને તે પછીના કોઈ પણ અખતરાથી એમાં બેસુમાર ઉમેરો થવાનો અંદાજ પણ જગતભરના વિજ્ઞાનીઓએ પ્રગટ કર્યો હતો. સાથે સાથે જગતની જાગ્રત વ્યક્તિઓ અને સમૂહો તરફથી પણ અમેરિકાને એની રાજહઠ છોડી દેવા ફરી ફરી દબાણ થયું હતું. ત્યારે હઠીલી રાજસત્તાએ એકની એક વાસી વાણીમાં એનો જવાબ વાળ્યો હતો કે, રશિયાએ ૧૯૬૧-સપ્ટેમ્બરમાં કરેલા અખતરાઓને કારણે, અમારે હરીફાઈમાં પાછળ ન પડી જવું હોય તો,—લોકશાહી દુનિયાને સરમુખત્યારશાહીના પંજામાં ન પડવા દેવી હોય તો—નવા અખતરા કર્યે જ છૂટકો છે. પરંતુ સાથોસાથ, પ્રેસિડન્ટ કેનેડીએ એવું વચન આપી ધરપત બંધાવી હતી કે (તા. ૨૭ માર્ચ) જે અખતરાઓ ભૂગર્ભમાં કરવા શક્ય ન હોય તેવા, અણુરજનો નવો વરસાદ વરસાવનારા, અખતરા અમે નહિ કરીએ.

અમેરિકાની આ નવી શ્રેણીના અખતરા પૂરા થયા પછી આપણે જાણવા પામીએ છીએ કે, કેનેડીનું વચન ફોક ગયું છે. 'ન્યુયોર્ક ટાઇમ્સ'માં અમેરિકાની આર્ગોન નેશનલ લેબોરેટરીના ત્રણ વિજ્ઞાનીઓનો એક પત્ર પ્રગટ થયો છે, તેમાં સ્પષ્ટ જણાવવામાં આવ્યું છે, કે, પ્રેસિડન્ટ કેનેડીએ આપેલ વચનનો આ અખતરાઓમાં ભંગ થયો છે. એટલું જ નહિ પણ, વિશેષ નોંધપાત્ર હકીકત તો એ છે કે, આ અણુરજકણોની અસર ખુદ અમેરિકાના મધ્ય-પશ્ચિમ પ્રદેશોમાં પણ થઈ છે...આમ હવે, જ્યારે અણુવિષની અસર પોતાના ઘરઆંગણે ઊતરવાના દિવસો શરૂ થઈ ચૂક્યા છે ત્યારે ચોંકી ઊઠ્યા છે!

### જૂની દલીલ

વધુમાં, અત્યંત મહત્ત્વની ઘટના એ છે કે, તાજેતરમાં જે જાતનું વૈજ્ઞાનિક સંશોધન થયું છે તે જોતાં બે વરસ પહેલાંની અમેરિકાની દલીલ પણ અર્થહીન બની ચૂકી છે.

આજ પૂર્વે અમેરિકા તરફથી એવી દલીલ પેશ થતી આવી હતી કે, અખતરા-પ્રતિબંધ અંગે અણુ-સત્તાઓ વચ્ચે કરાર થાય તો પણ, આ કરારનો ગુપ્ત રીતે ભંગ થાય ત્યારે—ખાસ કરીને ભૂગર્ભમાં અખતરા થાય ત્યારે—તેને પકડવાનું બીજા દેશોને માટે અશક્ય છે. કેમકે ધરતીની અંદરના વિસ્ફોટ-કંપનોની માહિતી ઉપરથી એ કંપન કુદરતી ધરતી-કંપને કારણે છે કે અણુપ્રયોગને આભારી છે તે નિશ્ચિત રીતે જાણવું શક્ય નથી. આથી સો ટકા ખાત્રી કરવા સારુ અણુ-સત્તાધારી દેશોમાં આંતરરાષ્ટ્રીય તપાસ પંચ (કેવળ તટસ્થ રાષ્ટ્રોનું તપાસ પંચ) કાયમી રીતે રહેવું જોઈએ, જેથી પ્રસ્ફોટના સ્થળે જઈને તે ખાત્રી કરી શકે. રશિયાએ આવા કોઈ પણ પ્રકારના આંતરરાષ્ટ્રીય પંચનો સ્વીકાર કરવા અંગે એકધારો ઇન્કાર કર્યો હોઈ, 'રશિયાને કારણે અખતરા-પ્રતિબંધના પ્રયાસો નિષ્ફળ થયા છે', એવી અમેરિકા તરફથી આજસુધી દલીલ કરવામાં આવી છે.

અમેરિકાની આ દલીલ સામે રશિયાએ હંમેશાં એવો દાવો કર્યો છે કે, ભૂગર્ભના કંપનો ઉપરથી તેનો પ્રકાર સમજવાનું બિલકુલ જ અશક્ય નથી. અને આંતરરાષ્ટ્રીય તપાસપંચના નામે તો રશિયામાં ગુપ્તચર-પ્રવૃત્તિની જાળ પાથરવાની જ નેમ રહેલી છે...

## નવી માહિતી

● છેલ્લાં બે વરસ થયાં ગૂંચવાયેલું આ કોકડું પણ હવે ઉકેલાઈ રહ્યું છે. ખુદ અમેરિકાના અને પશ્ચિમના પ્રખર વિજ્ઞાનીઓ પોતે હવે એ વાત જાહેર કરે છે કે, ભૂગર્ભની અંદરના કંપનો ઉપરથી તે કુદરતી ધરતીકંપ છે કે અણુપ્રયોગને આભારી છે એ જાણવાનું પૂરેપૂરું શક્ય છે—આવું જાણી શકાયું પણ છે.

'ન્યુસ્ટેટસમેન'માંના આઈ-એફ. સ્ટોનના લેખ અનુસાર: પશ્ચિમી સત્તાઓ કહે છે એ વાત સાચી નથી કે ૨૦ કિલોટનથી ઓછી શક્તિવાળા અખતરા અંગે ખાત્રીપૂર્વક જાણવું શક્ય નથી. સ્વીડનમાંની ઉપસાલા વેધશાળાએ સોવિયેટમાંના માત્ર ૧૦ કિલોટનના ભૂગર્ભમાંના અણુ-અખતરાઓ અંગે ખાત્રીથી જાણકારી મેળવી છે. વધુમાં, હવે તો, ૧ કિલોટન નીચેના અખતરા પણ પકડી શકાય છે. વળી આ લેખકના કહેવા મુજબ તો, ખુદ અમેરિકી સરકારે પોતાના જ બે કમિશનના હેવાલો દબાવી રાખેલા છે. આ હેવાલોમાં એવું જણાવવામાં આવ્યું છે કે અમેરિકી સરકારે જિનીવા પરિષદમાં જે વલણ પકડી રાખ્યું છે તે વાજબી નથી.

આમ, વિજ્ઞાનના વધતા જતા સંશોધને અમેરિકાના હાથ હેઠા પાડ્યા છે. આમ છતાં, હજી કેનેડીનાં નિવેદનોમાં જૂની દલીલ જ વાગોળાઈ રહી છે, અને હજી આંતરરાષ્ટ્રીય તપાસ પંચ દરેક દેશમાં કાયમી રહે એવી દરખાસ્ત ઉપર જ બધો ભાર મૂકવામાં આવે છે.

વધુમાં, નિષ્ણાતો (પ્રો. પી એમ. એસ. બ્લેકેટ) તો એમ પણ કહે છે કે, અમેરિકાએ આજ સુધીમાં રશિયા કરતાં અનેકગણી મોટી સંખ્યામાં, અણુશસ્ત્રોની જમાવટ કરી રાખેલી છે ત્યારે રશિયાની નીતિ વ્યાપક આક્રમણ માટે અપૂરતી, પરંતુ પોતાની રક્ષા માટે પૂરતાં સાધનોની હોઈને, તેનો જથ્થો નાનો છે.

આ ઉપરાંત, એ હકીકતો ઉપર પણ ભાર મૂકવામાં આવે છે કે—

(૧) સૌથી પ્રથમ અણુબોમ્બની શોધ અને તેનો પ્રયોગ અમેરિકાએ ૧૯૪૫માં હિરોશિમા-નાગાસાકી ઉપર કરેલો.

(૨) સૌથી પ્રથમ હાઈડ્રોજન બોમ્બની શોધ પણ અમેરિકાએ જ (૧૯૫૨) કરેલી.

(૩) આજ સુધીમાં જે એકંદર અણુઅખતરાઓ થયા છે તેમાં સૌથી વધુ અખતરા કરનાર પણ અમેરિકા જ છે*

આ બધા પછી અમેરિકાની અણુઅખતરા માટેની હઠ પાછળની નક્કરતા અને સચ્ચાઈ વિષે તટસ્થ ચિંતકોમાંય વધુ વ્યાપક પ્રમાણમાં સંદેહ જાગ્યો છે; અને રશિયાના હેતુઓ વિષે એક પ્રકારની સહાનુભૂતિ પ્રગટી રહી હોય એમ લાગે છે. †

## ૨ : રશિયાની 'નિષ્ઠા'નો પરપોટો

પરંતુ, રશિયાની 'નિષ્ઠા' વિષે વધુ પ્રકાશ પાડનાર ઘટના આ રહી : રશિયામાં હજી તાજેતરમાં જ વિશ્વશાંતિ પરિષદ મળી ગઈ (વધુ માહિતી પા. ૮૪ ઉપર); ખુદ ક્રુશ્ચોવે પણ શાંતિના મહાન દૂત તરીકે ભાષણ કર્યું ત્યારે તેમને પ્રચંડ માન અને હર્ષ પૂર્વક વધાવી લેવામાં આવ્યા હતા આવો 'શાંતિદૂત' હવે તો અણુઅખતરાના વિશ્વશાપિત માર્ગે નહિ જ જાય, એમ પણ ઘણાં

---

| * અણુપ્રયોગો | અમેરિકા | રશિયા | બ્રિટન | ફ્રાન્સ | કુલ |
|---|---|---|---|---|---|
| ૧૯૪૫ થી ૧૯૬૦ | ૧૬૯ | ૫૫ | ૨૧ | ૪ | ૨૪૯ |
| ૧૯૬૧થી ૨૪એપ્રિલ૧૯૬૨ | ૩૪ | ૫૧ | ૧ | — | ૮૬ |
| ૨૫ એપ્રિલ ૧૯૬૨ થી ૨૩ મે ૧૯૬૨ | ૧૬ | — | — | ૧ | ૧૭ |
| | ૨૧૯ | ૧૦૬ | ૨૨ | ૫ | ૩૫૨ |

[ટા. ઓ. ઇ. તા. ૮-૮-૬૨ મુજબ: ૧૯૬૧ સપ્ટેમ્બર ૧૫ થી અમેરિકાએ ૭૦ અખતરા કર્યા છે. તેમાં ૩૦ આવકાશમાં, ૧ બાહ્યાવકાશમાં.]

† દા. ત. બર્ટ્રાન્ડ રસેલ, રાજગોપાલાચારી; તથા તાજેતરમાં મોસ્કો શાંતિ પરિષદમાં હાજરી આપીને આવનાર કાકાસાહેબ કાલેલકર (જુઓ : મંગલ પ્રભાત ૧-૮-૬૨)

[વિશ્વમાનવ : જુલાઈ-ઓગસ્ટ '૬૨

પ્રતિનિધિઓને લાગ્યું હશે. પરંતુ હજી આ પરિષદમાંના કુશ્ચોવના ભાષણની શાહી હજી તો સુકાઈ નથી ત્યાં તો, રશિયાએ, જેવા તેવા નહિ, ૪૦ મેગેટોન શક્તિવાળા અખતરાથી આરંભ કરી દીધો છે અને બીજા વધુ અખતરા ચાલુ જ છે.

આ ઘટના પછી, આજ સુધી બધી બાબતમાં રશિયાની ખુલ્લી તરફદારી કરનારા શ્રી. મુલ્કરાજ આનંદ, ખ્વાજા અહમદ અબ્બાસ અને બલરાજ સહાની જેવા પણ ચોંકી ઊઠયા છે,* એ એક મહત્ત્વની સૂચક બીના છે; તેમના કહેવા મુજબ— (ટા. ઓ. ઈ.)

"સોવિયેત રશિયામાં માનવસમૂહના સંહારક શસ્ત્રાસ્ત્રોનાં કારખાનાં ચલાવવાનું અને તેમાંથી કમાણી કરવાનું કોઈ ઉદ્યોગપતિ માટે શક્ય નથી; એથી જ તો, આવો દેશ ઇચ્છે તો, અણુપ્રયોગો બંધ કરવાનો પ્રયોગ એકપક્ષે કરી શકે છે. આખી દુનિયાની પ્રજા સાચા દિલથી એવું ઇચ્છી રહી છે કે સોવિયેત સંઘ નવેસરથી અખતરાબંધી જાહેર કરે અને તેને વળગી રહે. આમ કહીને શ્રી. મુલ્કરાજ આનંદ ઉમેરે છે કે—

"તાજેતરમાં મોસ્કોમાં ભરાયેલી શાંતિ અને નિઃશસ્ત્રીકરણની પરિષદમાં હું એક પ્રતિનિધિ હતો. અને બીજા ૨૫૦૦ પ્રતિનિધિઓની જેમ હુંય, રશિયન પ્રજાની શાંતિ માટેની અને આંતરરાષ્ટ્રીય તંગદિલીની દશામાંથી છુટકારો પામવાની તમન્નાથી, પ્રભાવિત થયો હતો. પરંતુ અમેરિકાએ શરૂ કરેલા અખતરા અંગે કુશ્ચોવે જે બધી ચૂપકીદી સેવી હતી તેથી અમે ભ્રમમુક્ત થયા હતા. કુશ્ચોવના આ વલણનું કારણ એવું માનવામાં આવતું હતું કે હવે, અમેરિકા પાછી સોવિયેત પોતે અખતરા શરૂ કરી દેવા માગે છે. × × × આ આશંકાઓ હવે સાચી ઠરી છે."

અને હવે આપણે પ્રો. પી. એમ. એસ. બ્લેકેટે જ કહેલી હકીકત ઉપર વધુ વિચાર કરીએ. અણુશસ્ત્રોની બાબતમાં, રશિયાની પણ પાસે તેની ઉપર હલ્લો થાય તો સામે સંરક્ષણ કરવા પૂરતાં સાધનો છે; દુશ્મનનાં અણુશસ્ત્ર—વાહકોનાં મથકો ઉપર હલ્લો બોલાવવા માટે અપૂરતાં છે. એટલું જ નહિ, પણ જો અમેરિકા રશિયામાંનાં અણુશસ્ત્રોના મથકો જાણી જઈ શકે ને તેને હલ્લાનું કેન્દ્ર બનાવે તો તે સ્થિતિમાં રશિયાની હાલની 'સંરક્ષક સમર્થતા' ઘણી અપૂરતી ઠરે।

ટૂંકમાં, રશિયા અને અમેરિકાની વચ્ચે અણુશસ્ત્રોના જથ્થાની બાબતમાં સમાનતા નથી જ; તેથી રશિયા પાસે સૌથી મોટી સલામતી, એનાં શસ્ત્ર-મથકો વિષેની, એની ગુપ્તતામાં જ રહેલી છે. અને યુ-૨ વિમાને રશિયામાં ગુપ્ત રીતે ઘૂસી જવા કરેલા પ્રયાસ પછી રશિયા અત્યંત ચોંકેલું હોય તો તે પણ સમજી શકાય એમ છે.

## ભીતિની નીતિ

પરંતુ આ બધું જાણ્યા પછી જ તો, આપણને રશિયાની અણુઅખતરાની નીતિ વિષે વધુ ઊંડાણથી વિચાર કરવાનું પ્રાપ્ત થાય છે. કુશ્ચોવ દર થોડે દિવસે પોતાની 'અગાધ અણુશસ્ત્રશક્તિ' અંગે બડાશ મારીને, અમેરિકા અને દુનિયાના પશ્ચિમી દેશોને ધાકધમકી આપીને, કઈ કીર્તિ ને કઈ શક્તિ હાંસલ કરે છે? આવી ધાકધમકીઓ દ્વારા શું એ બર્લિન અને બીજી ગુંચવાયેલી રાજદ્વારી સમસ્યાઓ અંગે પશ્ચિમ પાસેથી વધુ છૂટછાટો મેળવવા માગે છે? કદાચ 'વિદુર' (ટા. ઓ. ઈ. તા. ૮-૮-૬૨) કહે છે તેમ, રશિયા "ભયનું પલ્લું" સદ્ધર રાખવા ઇચ્છે છે! આ અખતરાઓ દ્વારા રશિયા કોઈ ધરમૂળથી નવાં શસ્ત્રાસ્ત્રોનું કે નવી ટેકનિકનું સંશોધન કરે છે એવું પણ નથી. એક બાજુ, ગુપ્તતા પ્રગટ થઈ જવાની ભીતિ અને બીજી બાજુ અખતરાઓ દ્વારા દુનિયા પર ભયનું મોજું વિસ્તારતા રહેવાની નીતિ—બંને તેની મૂળભૂત ન્યૂનતાનાં જ લક્ષણ ગણી શકાય.

આ સ્થિતિમાં રશિયા અણુઅખતરાની હઠ પકડી રાખીને, દુશ્મન ઉપર ધાક બેસાડવાની ગણતરી રાખતું હોય તો તે બાલિશ છે; ઊલટું પ્રત્યાઘાત રૂપે તે વધુ ને વધુ ઉશ્કેરવાનું અને પોતાના હેતુ વિષે બીજાઓને વધુ સંશયગ્રસ્ત બનાવવાનું જ કરી રહેલ છે.

*

આ સ્થિતિમાં ભારતીય અગ્રેસરતામાં ૮ તટસ્થ રાષ્ટ્રોએ રજૂ કરેલ 'સમાધાનીનો ખરડો' આવકારપાત્ર ઠરે છે. આ ખરડામાં એવું સૂચન કરવામાં આવ્યું છે

કે, અણુસત્તાઓની બહારના દેશોમાં તટસ્થ દેશોનાં વિજ્ઞાનીઓનું કમિશન સ્થાપવું જે બધી માહિતી ભેગી કરતું રહે જો આ દરમિયાન કમિશનને અખતરો થયાની શંકા જાગે તો લાગતાવળગતા દેશે જરૂરી બધી માહિતી પૂરી પાડવી જ આ ઉપરાંત, અણુસત્તાઓ પોતે આ કમિશનને પોતાને ત્યાં આમંત્રણ આપી આશંકા દૂર કરી શકે

તો, શસ્ત્રમર્યાદા અંગેની જીનિવા પરિષદમાં સ્વીડનના પ્રતિનિધિ તરીકે કામ કરનાર આલ્વા મિરડાલે બ્રાઝિલ અને મેક્સિકોના સહકારમાં એવી દરખાસ્ત રજૂ કરી છે કે જેથી આંતરરાષ્ટ્રીય તપાસપંચનો સવાલ જ ઊભો ન થાય, એટલે કે હમણાં ભૂગર્ભના અખતરાની વાત છોડવી જ નહિ, પરંતુ અવકાશમાં અને આકાશવકાશમાં અખતરા ન કરવા પૂરતી ય તત્કાલ સંમતિ થવી જોઈએ એક વાર આટલી મર્યાદા પણ સ્વીકારવામાં આવે તો ય વાતાવરણ હળવું બને, અને પરિસ્થિતિમાં નવો વળાંક શક્ય બને.

ખુદ કેનેડીએ પણ તાજેતરમાં એમની અખબારી પરિષદમાં એ વાતનો તો સ્વીકાર કર્યો જ છે કે અવકાશી અખતરા માટે કોઈ આંતરરાષ્ટ્રીય નિરીક્ષણ પંચની જરૂર નથી, એ તો પોતપોતાના દેશની વેધશાળાઓ દ્વારા આનીથી જાણી શકાય એમ છે

*

## નવી નીતિની શક્યતા

આમ હાલને તબક્કે નવી અનુકૂળતાઓ જાગી છે

(૧) હવે આંતરરાષ્ટ્રીય નિરીક્ષણપંચે અણુ સત્તાના પ્રદેશોમાં કાયમી થાણું નાખવાની અનિવાર્ય જરુરિયાત રહી નથી

(૨) હવે તત્કાલ શક્ય એવી મર્યાદિત સમતિ-માટેની ભૂમિકા ઊભી થઈ છે

(૩) હવે અમેરિકાની પાસે અણુ-શસ્ત્રોનો અતિ જંગી જથ્થો હયાત હોઈને, અને તે બાબતમાં રશિયાની શક્તિ મર્યાદિત હોઈને નવા અખતરા કરવાની ઉતાવળ ન હોઈ શકે

(૪) હવે રશિયાને માટે 'ભયનું પડનું સદર ગખવાની નીતિ' ઝાઝા વ્યવહારુ લાભની રહી નથી

આ બધી અનુકૂળતાઓ બેઉ માંધાતા રાષ્ટ્રોને માટે સ્વસ્થ અને શાણી તથા જોખમરહિત નીતિનું—મર્યાદિત અખતરાબંધીની નીતિનું—પાલન કરવા પૂરતી પ્રેરક નીવડી શકે એમ તો છે જ

૧૩-૮-૬૨ ]

# ૨ : મોસ્કો : વિશ્વશાંતિ પરિષદ

તા ૯ થી ૧૧ જુલાઈ દરમ્યાન મોસ્કોમાં મળેલી વિશ્વશાંતિ પરિષદમાં ૧૨૧ દેશોના શાંતિદૂતો એકત્ર થયા હતા—તેમાં એશિયાના ૨૫, આફ્રિકાના ૩૭, લેટિન અમેરિકાના ૨૯ દેશોનો સમાવેશ થતો હતો અને સંખ્યાદૃષ્ટિએ, રશિયાના ૧૦૧ અને કમ્યુનિસ્ટ રાષ્ટ્રોના પ્રતિનિધિઓ મોટી સંખ્યામાં હાજર હોવા ઉપરાંત, બ્રાઝિલના ૧૭૪, બ્રિટનના ૧૭૪, ભારતના ૧૩૦ ફ્રાન્સના ૧૧૮, ઇટલીના ૧૦૫ જપાનના ૧૮૪ પ્રતિનિધિઓએ ભાગ લીધો હતો કુલ પ્રતિનિધિઓમાં ૭૫૪ સ્ત્રીઓ હતી, ૩૪૦ વિજ્ઞાનીઓ હતા, ૧૭૦ પત્રકારો હતા, ૧૨૩ દાક્તરો હતા, અને ૧૦૦ જેટલા લેખકો હતા

બીજી રીતે પણ આ પરિષદમાં, આજ પૂર્વે કદી નહિ બનેલું તેવું દૃશ્ય જોવામાં આવતું હતું

૧૯૫૧થી શરૂ થયેલું આ શાંતિ આંદોલન મુખ્યત્વે કમ્યુનિસ્ટ-પ્રેરિત અને રશિયાઈ-તરફી તત્ત્વોનું બનેલું રહ્યું છે તેમાં તટસ્થ વિચારોના અગ્રણી ચિંતકોએ ભાગ અવશ્ય લીધો છે, પરંતુ મૂળ સ્વરૂપ બદલાયું ન હતું મોટે ભાગે આ આંદોલને 'દ્વિમુખી નીતિ' પ્રગટ કરી છે—એટલે કે, તમામ બિનકમ્યુનિસ્ટ દેશોમાં આ આંદોલનોએ પોતાના રાજ્યકર્તાઓ સામે અને રશિયાની નીતિ માટે જોરજોરથી પ્રચાર કર્યો છે તો, રશિયા અને કમ્યુનિસ્ટ રાષ્ટ્રોમાં આજ આંદોલન પોતાના રાજ્યની નીતિને વધાવી લઈ, બિન કમ્યુનિસ્ટ

રાજ્યોની નીતિનો વિરોધ કરતું રહ્યું છે; અને જેટલા પ્રમાણમાં રશિયાઈ નીતિ સાથે જે દેશની નીતિનો મેળ ખાય તેટલા પ્રમાણમાં જ તે દેશની નીતિને બિરદાવવામાં આવી છે.

ભારતમાં ય, આરંભનાં વર્ષોમાં નહેરુ સરકારની, યુદ્ધ-વિરોધી શાંતિનીતિની ય, આંધળી ટીકા કરવામાં આવી હતી. વળી આ આંદોલને ખોજે છેડે અમેરિકા તથા પશ્ચિમી જૂથને માથેજ, યુદ્ધ અને અણુશસ્ત્રો અંગે, તમામ દોષ ઢોળ્યા કર્યો હતો.

પરંતુ ધીમે ધીમે કરતાં ઘણાં પાણી વહી ગયાં છે. યુદ્ધવિરોધી અને અણુઅખતરા-વિરોધી આંદોલનો જુદી જુદી કક્ષાએ અનેક દેશોમાં સ્વતંત્ર રીતે વિકાસ પામ્યાં છે. રાજકારી પક્ષાપક્ષીથી પર બની તેમણે અરાજકીય શાંતિવાદી આંદોલનોનું સ્વરૂપ પકડ્યું છે.

● આ બધાને કારણે તાજેતરમાં મોસ્કોમાં મળેલી વિશ્વશાંતિ પરિષદમાં ય ખાસ રોકટોક વિના ખૂલ્લા રૂકે, બંને જૂથો સામેનો પડકાર પ્રથમવાર સાંભળવા મળ્યો હતો—ખુદ રશિયાઈ નીતિની કડક ટીકા પણ સહી લેવામાં આવી હતી. અને એકંદર વાતાવરણ એટલું પ્રસન્ન રહ્યું હતું કે અંતે 'વિશ્વની પ્રજાને સંદેશો' વાળો ખરડો જ્યારે રજુ કરવામાં આવ્યો ત્યારે હાજર રહેલા ૨૧૯૫ પ્રતિનિધિઓમાંથી ૨૧૮૬ મતે—એટલે કે લગભગ સંપૂર્ણ સર્વાનુમતિએ તે પસાર કરવામાં આવ્યો હતો.

આ પરિષદની કાર્યવાહી, તેનાં વ્યાખ્યાનો તથા તેનો હેતુ અને તેની સિદ્ધિ વિષે લગભગ સાર્વત્રિક પ્રસન્નતા અને સંતોષ પ્રગટ થયેલો જાણવામાં આવે છે—ભારતના મુખ્ય પ્રતિનિધિઓ ડૉ. તારાચંદ, પી. એન. સપ્રુ, કાકાસાહેબ કાલેલકર, વગેરેનાં વ્યાખ્યાનો અને પાછળથી પ્રગટ કરેલ વિચારો આ વાત સ્પષ્ટ કરે છે. બલ્કે આ પરિષદે તટસ્થ રાષ્ટ્રોના સ્વસ્થ અને તટસ્થ પ્રતિનિધિઓ ઉપર ઘણી ઊંડી છાપ પાડી છે અને એકંદરે રશિયાની પ્રજા અને સરકારની ય શાંતિ માટેની તમન્નાથી તેઓ પ્રભાવિત થયેલા જણાય છે.

## પરિષદના આંતરિક પ્રવાહો

મોસ્કોમાં મળેલી આ પરિષદનાં આંતરિક પ્રવાહો જાણવા જેવા છે. બ્રિટનમાંથી ગયેલા કેટલાક પ્રતિનિધિઓએ તાજેતરમાં તે પ્રગટ કર્યા છે; તેનો સંક્ષેપ અહીં રજૂ કરીએ છીએ —

લંડનમાં મહાત્મા ગાંધી હૉલમાં અણુપ્રયોગ વિરોધી સત્યાગ્રહીઓની 'શત-સમિતિ' તરફથી એક સભા બોલાવવામાં આવી હતી. તેમાં આ સમિતિના જે પ્રતિનિધિઓ મોસ્કોમાં મળેલી વિશ્વશાંતિ પરિષદમાં હાજરી આપવા ગયા હતા, તેમના તરફથી હેવાલ રજુ કરવામાં આવ્યો હતો. આ હેવાલ આ શાંતિ પરિષદના કેટલાક આંતરિક પ્રવાહો ઉપર પ્રકાશ પાડે છે.

આ પ્રતિનિધિઓમાંના એક ડૉ. રોનાલ્ડ સેમ્પસન હતા; અને બીજા હતા ક્રિસ ફેરલી, જેઓ શતસમિતિના મંત્રી છે; અને તેમને શતસમિતિના નેતા વિશ્વચિંતક બર્ટ્રાન્ડ રસેલના અંગત પ્રતિનિધિ તરીકે મોકલવામાં આવ્યા હતા.

આ શાંતિદૂતોને સાંભળવા બ્રિટનના ૨૫૦ શાંતિ કાર્યકરો ભેગા થયા હતા. આરંભમાં આંતરરાષ્ટ્રીય ઉપસમિતિના ચેરમેન પિટર કેડોગને મોસ્કો-શાંતિ પરિષદમાં જવા પૂર્વેનો ઇતિહાસ ટૂંકમાં આપ્યો: મોસ્કો પરિષદનું આમંત્રણ બ્રિટનની પીસ કમિટીના મંત્રી કૉલિન સ્વીટ તરફથી આપવામાં આવ્યું હતું. (આ પીસ કમિટી, દુનિયાની બીજી પીસ કમિટીઓની જેમ, કમ્યુનિસ્ટ-યોજિત અને રશિયાઈ-તરફી વલણવાળી હોવાનું સ્વાભાવિક હતું.) આ આમંત્રણ મળતાં જ બર્ટ્રાન્ડ રસેલે શતસમિતિ

તરફથી એનો સ્વીકાર કર્યો હતો આ નિર્ણય પાછો ખેંચવા બ્રિટીશ લેબર પાર્ટીએ બર્ટ્રાન્ડ રસેલ ઉપર પણ દબાણ આણ્યું હતું બ્રિટનના છાપાઓમાં પણ રસેલને, 'કમ્યુનિસ્ટ પિઠ્ઠુ' તરીકે વગોવવામાં પણ આવ્યા હતા આ બધા પછી શાંત સમિતિએ નીચેની ત્રણ શરતો સાથે મોસ્કો પરિષદમાં પ્રતિનિધિ મોકલવાનું સ્વીકાર્યું હતું (૧) પ્રતિનિધિઓએ પહેલેથી જાહેર રીતે સ્પષ્ટ કરવું કે શાંતસમિતિ એકપક્ષી શસ્ત્રત્યાગના સિદ્ધાન્તમાં માને છે અને આ વાત દરેક દેશને (રશિયા સુદ્ધાંને) લાગુ પડે છે. (૨) એટલું જ નહિ પણ આજની બેફામ શસ્ત્ર-હરીફાઈની બાબતમાં શાંતસમિતિ રશિયાને બીજા કોઈ પણ દેશના જેટલો જ જવાબદાર ગણે છે, (૩) શાંતસમિતિના પ્રતિનિધિઓ પરિષદના મંચ ઉપરથી પોતાના આ વિચારો પ્રગટ કરવા મુક્ત રહેશે, તથા બીજી રીતે પણ તેના ઉપાયો લઈ શકશે

બ્રિટીશ પીસ કમિટીના નેતા આઈવર મોન્ટેગ્યુએ આ શરતોનો સ્વીકાર કરી લીધો હતો. અલબત્ત એમણે એટલી સ્પષ્ટતા કરી હતી કે, પરિષદની અંદરની કાર્યવાહી પૂરતી પોતે બાંહેધરી આપી છે, તેની બહાર રશિયાની સરકારના વતી તેઓ કોઈ જવાબદારી લઈ શકે નહિ

શાંત-સમિતિના આંતરરાષ્ટ્રીય ઉપસમિતિના ચેરમેન કેડોગનને આથી સંતોષ થયો હતો, અને તેમને લાગ્યું હતું કે, શાંતિ આંદોલનને નામે કમ્યુનિસ્ટ યા રશિયા-તરફી વલણોને જ સબળ બનાવવાની આજ સુધીની નીતિ, હવે આ શરતોના સ્વીકારથી, નવો વળાંક લેતી હતી.

આટલી પૂર્વ ભૂમિકા કહ્યા પછી સેમ્પસને મોસ્કો પરિષદની પોતાની છાપ રજૂ કરી ત્યાંની ચર્ચાઓમાં તેમને 'સચ્ચાઈ' અને 'પ્રચાર' બંને દેખાયાં હતાં.

એમના પોતાના વર્તનમાં પણ 'દ્વિધા' જેવું રહ્યું હતું દા. ત. ક્રુશ્ચોવે ભાષણ પૂરું કર્યું ત્યારે પ્રતિનિધિઓએ ઊભા થઈને એમને તાળીઓથી વધાવી લીધા ત્યારે તે પોતે બેઠા જ રહ્યા હતા પરંતુ બીજી બાજુ, રશિયન વડાપ્રધાને સાધારણ શિરસ્તાની બહાર જઈને મંચ ઉપરથી ઊતરીને અણુશસ્ત્ર વિસર્જન-આંદોલન (C N D)ના નેતા કેનન કોલિન્સ પાસે ખાસ આવીને હસ્તધૂનન કર્યું હતું

આ પછી શાંતિ સમિતિના પ્રતિનિધિઓએ મોસ્કોના મશહુર રેડ-સ્કવેરમાં જે નિદર્શન કર્યું હતું તેની વાત કરતા સેમ્પસને જણાવ્યું કે અમે જ્યારે આ નિદર્શનની યોજના અંગે અન્ય બ્રિટિશ પ્રતિનિધિઓ સાથે સલાહ-મસલત કરી ત્યારે એને અંગે બહુ જ જુદા જુદા પ્રત્યાઘાતો મળ્યા હતા દા. ત.

(૧) અણુશસ્ત્ર-વિસર્જન આંદોલન (C N D) ના મવાળ પ્રતિનિધિઓએ કહ્યું કે અમે જોડાવા તો ઇચ્છીએ, પરંતુ ગેરકાનૂની રીતે કોઈ નિદર્શન કરવું નહિ (૨) બ્રિટિશ પીસ કમિટીના (કમ્યુનિસ્ટ-રશિયા તરફી) પ્રતિનિધિઓએ આવા નિદર્શનનો ધર મૂળથી વિરોધ કર્યો, એટલું જ નહિ, બ્રિટનના શાંતિ કાર્યકર ક્રિસલે શાર્ટને તો લખ્યું ય ખરું કે કેટલાક બ્રિટિશ કમ્યુનિસ્ટ-પ્રતિનિધિઓએ તો આવા નિદર્શન ઉપર શારીરિક હલ્લો કરવાનીય ધમકી આપી હતી! અને બ્રિટીશ શાંતિ કમિટીના નેતા મોન્ટેગ્યુએ રશિયાની મેમાનગીરીનો દુરુપયોગ કરનાર પ્રતિનિધિઓને દેશ પાર કરવામાં આવે તો નવાઈ નહિ એમ ય કહી નાખ્યું (૩) શાંત-સમિતિના કેટલાક સભ્યોનું પણ એવું માનવું હતું કે 'રેડસ્કવેર'માં બેનર્સ લગાવી નિદર્શન કરવા જતાં, અથવા રશિયામાંના અમેરીકી રાજદૂતના આવાસ ઉપર નિદર્શન કરવા જતા ગેરસમજ થવાનો ભય ખરો ...માટે નિદર્શનની બીજી કોઈ રીતો વિચારવી

આ પછી શાંતસમિતિના સભ્યો "તમામ પ્રજાઓ તમામ પ્રકારના અણુશસ્ત્રોના અખતરાની વિરુદ્ધ છે" —એવા ઝંડા બનાવી (જે કોઈ કપડું-લાકડું ને રંગ હાથ ચઢયાં તેમાંથી જ તો) રેડસ્કવેરમાં પહોંચી ગયા ત્યાં જતાં જ સાદા કપડાંમાં ઊભેલા પોલીસના આદમી-ઓએ (!) બે ઝંડા તરત જ છીનવી લીધા, પરંતુ ત્રીજો ધ્વજ પ્લેટફોર્મ ઉપર ફરકતો રહ્યો અને બે કલાકથી વધુ સમય આ સત્યાગ્રહી નિદર્શકો તથા રશિયન પ્રજા વચ્ચે વાર્તાલાપ ચાલ્યા કર્યો. બ્રિટિશ પત્રકારોએ

દુભાષિયાનું કામ કર્યું; એને પરિણામે વિરોધીઓનો કેટલોક જુસ્સો ઠંડો પડ્યો પણ ખરો.

० ० ०

આ પછી શાંત-સમિતિની રાષ્ટ્રીય સમિતિના મંત્રી ક્રિસ ફેરલીએ રશિયાની અંદર શાંત સમિતિના કાર્યથી કેવી અસર પડી છે, તેનું દૃષ્ટાંત આપ્યું. મોસ્કોમાંની તેમની દુભાષિયા બાઈએ સ્પષ્ટપણે કહેલું કે "શાંતસમિતિની પ્રવૃત્તિથી અમારી સરકારને ખૂબ જ ઉત્તેજન મળ્યું છે, એની તમને જાણ નહિ હોય." વાત સાચી હતી. ફેરલીને એવો ખ્યાલ ન હતો જ. અને તેણે સામું પૂછ્યું : "શાંતસમિતિ તરફથી લંડનમાં તમારા સોવિયેત દૂતાવાસ આગળ અમે નિદર્શન કર્યું ત્યારે અમારા સો જેટલા સત્યાગ્રહીઓને પકડવામાં આવ્યા હતા, આ વિષે તમારે શું કહેવું છે ?"

ક્રિસ ફેરલીના કહેવા મુજબ, અમેરિકાના ડૉ. હોમર જેક્સ, જેઓ અમેરિકાની શાંતિ સંસ્થા ('સેઈન')ના પ્રતિનિધિઓના નેતા હતા તેમણે, બિલકુલ નિર્ભયપણે પરિષદ સમક્ષ એ વાત પ્રગટ કરી હતી કે, આજ લગી શાંતિ આંદોલનમાં બે મોઢે વાત થતી આવી છેઃ શાંતિ પરિષદવાળાઓ અમેરિકામાં પોતાની સરકાર સામે સૂત્રો ઉચ્ચારે છે; ત્યારે રશિયામાં એ જ શાંતિ આંદોલનવાળાઓ પોતાની સરકારની તરફેણમાં સૂત્રો ઉચ્ચારે છે!

● આમ, વાઘની બોડમાં જઈને હિંમતપૂર્વક સ્પષ્ટ કથન ઉચ્ચારનાર પણ મોસ્કોની આ પરિષદમાં હતા ખરા!

અને આ હેવાલ આપનારાઓએ એ વાત પણ સાથોસાથ કહી નાખી કે, ભારતમાંથી આવેલા શાંતિ પ્રતિનિધિઓમાંથી બહુ જુજ આવી હિંમત કરનારા નીકળ્યા હતા—અલબત્ત ગાંધી શાંતિ પ્રતિષ્ઠાનના પ્રતિનિધિએ સ્પષ્ટ વક્તવ્ય કર્યું હતું.

[૧૨-૮-૬૨

## ઈતિહાસ | ઉપવાસી

ગુલામ રાણી ને બાદશા
અદૃશ્ય.
તેં ચોક્કા તીરી દૂરીય તખ્તેનશિન,
હમણાં યે મર્યા કે યે જશે?
—જબરી રમત!
એક જોકર—વિદૂષક તખ્તેનશિન!
—ઇતિહાસના કેવળ વ્યંગશે,
—જીતી જશે!
મંજીપાની ચીપ કિન્તુ એવી તો પિસાઈ
સઘુ એકાકાર ઊથલપાથલ.
સર્વ—એકાવને પરાજિત.
એક એક્કો માત્ર
હમણાં જીત્યો કે જશે જીતી
—વળી જામી જબરી રમત!
કિન્તુ
એય તો થઈ ગયો દફા.
હિટલર
કહીં મુઆંનું ના રહ્યું નિશાન
ને મુસોલિની
મુડદું યે લોક અડફેટે ચડયું.
સ્તાલિન?
કબ્રમાં યે ઈંધરથી ઉધર ગબડાયો બાપડો!
થઈ પૂરી રમત
ના પરાજય ના વિજય
બાવન મહીં એકેયનો.
૧૦-૫-૬૨]

## — | ભરત ઠક્કર

સૂર્યના આંસુ થકી રંગાયલો
આસુરી વેદનાનો એકેક સૂર,
મારા શરીર પર ધીરે ધીરે વિંટાઈ રહ્યો છે.
ચંપાઈ રહ્યો છે.

જ્યારથી આ પૃથ્વીપારના એકાંતમાં
એ વેદના જન્મી ચૂકી'તી,
ત્યારથી સૂર્યને મેં કદી હસતો દીઠો નથી.
એની આરજૂમાં સંતાયલું સ્મિત સરખું ય જોયું નથી.
એના મૂંગા આંસુ ઝીલતી
એ વેદના, એની બાથમાં;
સંધ્યાસમે મેં કદીક જોઈ હશે.
રોજ સવારે
શરમાતા એ સૂર્યને,—
હું હવે જાણી ગયો છું.

# નવાં પ્રગટ થતાં પ્રકાશનોનો મિતાક્ષરી પરિચય

**ગોવર્ધનરામ (ચિંતક અને સર્જક)**
વ્યાખ્યાતા **વિષ્ણુભાઈ ર. ત્રિવેદી**
પ્રકાશક **એન એમ. ત્રિપાઠી**
રૂ ૨=૫૦

ગુજરાતી સાહિત્યમા ગોવર્ધનરામ (ગો મા ત્રિ)નું જે અસાધારણ અર્પણ છે, એનું મૂલ્યાંકન ફરીફરીને, જુદી જુદી દૃષ્ટિએ અને અભ્યાસી વ્યક્તિઓ દ્વારા થવુ જરૂરી છે. ગો મા ત્રિની પ્રતિભા જ એવી છે છે કે એમનો સર્વાંગી અભ્યાસ વિવિધ દૃષ્ટિ અને શક્તિ માગી લે છે આપણે સદ્ભાગ્યે, ગુજરાતના વિદ્યમાન પ્રૌઢ અને સાત્ત્વિક ચિંતક-વિવેચક શ્રી વિષ્ણુભાઈને હાથે આવો એક પ્રયાસ થયો છે તેમાંય, ગુજરાત યુનિવર્સિટીએ, પોતાના પ્રારંભનાં વર્ષોમાં જ, ગો મા ત્રિનું સ્મરણ કરી, તેના એક અભ્યાસી-ચિંતક દ્વારા આ વ્યાખ્યાનમાળાથી યોજનાનો પ્રારંભ કર્યો એ આનંદ અને ગૌરવયુક્ત ઘટના છે આ ગ્રંથમાં ગો મા ત્રિની ચિંતક અને સર્જક તરીકેની પ્રતિભાને આવરી લેતાં પાંચ વ્યાખ્યાનો — ગો. મા ત્રિનો જીવન તત્ત્વવિચાર, સાહિત્ય વિચાર, કવિતા, સરસ્વતીચંદ્ર અને અંતે ગો મા ત્રિની નિરૂપણ રીતિ અને ગદ્ય શૈલી૦ અંગેનાં — નો સમાવેશ થાય છે

પ્રકાશકને અમે આ પ્રસંગે વિશેષ ધન્યવાદ આપીએ છીએ તે એટલા માટે કે ગો.મા ત્રિનું પ્રચુર સાહિત્ય એણે નિષ્ઠાપૂર્વક પ્રગટ કરવાનું શરૂ કરી દઈને જે કીમતી સાહિત્ય સેવા બજાવી છે, તેમાં આ દૃષ્ટિપૂર્ણ અભ્યાસ ઘણો જ મહત્ત્વનો ઉમેરો કરે છે

આ ગ્રંથની અભ્યાસી આલોચના હવે પછી કરવાની ઉમેદ સાથે અમે ગુ યુનિવર્સિટી, વ્યાખ્યાતા અને પ્રકાશકને ધન્યવાદ આપી વિરમીએ છીએ

*

**મીરાંબાઈ—એક મનન**
**ડૉ. મંજુલાલ ર. મજમુદાર**
પ્રકાશક **પ્રાચ્ય વિદ્યામંદિર,**
**મ.-સ-વિશ્વવિદ્યાલય-વડોદરા**
રૂ. ૬=૭૫

**મીરાંનાં પદો**
સંપાદક **ભૂપેન્દ્ર બા. ત્રિવેદી**
**પ્રાપ્તિ : એન એમ ત્રિપાઠી લિ મુંબઈ**
રૂ ૪=૫૦

ગુજરાતી, રાજસ્થાની અને વ્રજ ત્રણે ભાષાની લાડિલી ભક્ત-કવયિત્રીનું સ્થાન ભારત વર્ષનાં સંત-ભક્ત-કવિ મંડળીમાં અનેક રીતે વિલક્ષણ છે આવી એક સ્ત્રી-વિભૂતિના જીવન અને કવન અંગે આપણે ત્યાં હમણાં સુધી બહુ ઓછી માહિતી અને પ્રમાણમાં ઘણો ઓછો અભ્યાસ થયો છે આ એક મોટી ઊણપ ઉપરના બે ગ્રંથોથી પૂરવાનો પ્રયાસ થયો છે, તે આવકારદાયક છે

મીરાંબાઈના જીવન પ્રસંગો પરત્વે અનેક દંતકથાઓ પ્રચલિત રહી છે એના આખા ઇતિહાસ અંગે પણ સારું ધૂંધળાપણું રહ્યું છે '**મીરાંબાઈ-એક મનન**'માં આ ધુમ્મસ વિદારવાનો એક અધ્યયનનિષ્ઠ પ્રયાસ દેખાય છે ઉપરાંત મીરાંની ભક્તિ, તેની કવિતાનો સંદેશ, તેના કવનની ખૂબીઓની આલોચના કરવામાં આવી છે, તથા પાંચમા ખંડમા મીરાંબાઈનાં કેટલાંક પદો (વિભાગીકરણ કરીને) આપવામાં આવ્યા છે પરિશિષ્ટો પણ અભ્યાસીને અતિશય ઉપયોગી છે

તો—'**મીરાંનાં પદો**'માં આશરે ૪૦૦ પદો ૭ વિભાગમાં રજૂ કરવામાં આવ્યાં છે ક્યાંક ક્યાંક ફૂટ નોટમાં અર્થ આપ્યા છે, તથા 'પાઠાંતર' પણ આપેલ છે આપણે સૌ જાણીએ છીએ તેમ, મીરાંનાં પોતાનાં 'સાચાં' પદો અને તેને નામે લખાઈને પ્રચલિત-

લોકપ્રિય પણ બનેલાં 'બનાવટી' અથવા બીજાં ભક્તોનાં મૂળ પદો વચ્ચેનો વિવેક કરીને આખરી નિર્ણય આપવો મુશ્કેલ છે. આ સંગ્રહમાં આવો પ્રયાસ કરવામાં આવ્યો છે, તે સારું થયું છે. ગુજરાતીમાં આવો આ સર્વપ્રથમ વિસ્તૃત સંગ્રહ છે એ સાચું, પરંતુ મીરાંને નામે ત્રણે ભાષાઓમાં ચાલતાં કુલ પદોની સંખ્યા આશરે ૧૩૦૦ જેટલી હોઈને, આ સંગ્રહ હજી પ્રારંભનો પ્રયાસ જ છે એમ સમજવું રહ્યું.

ઉપરના બંને ગ્રંથો એક બીજાને પૂરક બનીને 'મીરાં'ના સર્વ-દેશીય અભ્યાસમાં મહત્ત્વનો ઉમેરો કરે છે.

*

**પુરાવસ્તુ વિદ્યા**
**કર્તા : ડૉ. રમણલાલ ના. મહેતા**
**રીડર, પુરાવસ્તુ વિભાગ,**
**મ. સ. યુનિવર્સિટી–વડોદરા**
**પ્રકાશક : પ્રાચ્ય વિદ્યામંદિર**
**મ. સ. યુનિવર્સિટી–વડોદરા**

રૂ. ૭=૫૦

હવે એક વાત તો નક્કી જ છે કે, અનેક વિદ્યા-શાખાઓનું જ્ઞાન વિશાળ ધોરણે નાગરિકો અને વિદ્યાર્થીઓ સુધી પહોંચાડવું હશે તો ગુજરાતીમાં (માતૃ ભાષામાં) આવા પ્રયાસો વધુ ને વધુ પ્રમાણમાં અને ઝડપે થવા જરૂરી છે. આવો એક પ્રયાસ વડોદરા રાજ્ય તરફથી ઘણાં વરસો થયાં થતો રહ્યો હતો. અને હવે એ કાર્ય મ. સ. યુનિવર્સિટી તરફથી વિવિધ યોજનાઓ દ્વારા ચાલુ છે, તેમાં ય, પ્રાચ્ય વિદ્યામંદિર તરફથી જે યોજના તાજેતરમાં કરવામાં આવી છે તે અનુસાર ઉચ્ચકક્ષાના અભ્યાસમાં ઉપયોગી ગ્રંથોનું પ્રકાશન શરૂ થઈ ચૂક્યું છે તે આનંદની વાત છે.

આ યોજનામાં આજસુધી ગુજરાતી દ્વારા ઘણે અંશે અજ્ઞાત અથવા અલ્પજ્ઞાત રહેલા વિષયોને અગ્રિમ સ્થાન આપવામાં આવ્યું છે તે યોગ્ય છે.

આ યોજના અનુસારનું આ પુસ્તક શુભ કાર્યા-રંભસમાન છે, ભારતીય નાગરિકને ભારતની ભૌતિક પ્રાચીન સંસ્કૃતિનો સાચો પરિચય કરાવવાનું એક નક્કર અને અમૂલ્ય સાધન 'પુરાવસ્તુ' (આર્કિયોલૉજી) છે. આ ગ્રંથમાં પુરાતત્ત્વવિદ્યાનું સ્વરૂપ, મહત્ત્વ અને સ્થાન તથા તેની શાસ્ત્રીયતા અને સરળ ભાષામાં સારું એવું વિવરણ આપવામાં આવ્યું છે, અને ગુજ-રાતનાં સંશોધનો—ઉત્ખનનોનો ફોટાઓ, નકશા, આકૃતિઓ સાથે પરિચય આપવામાં આવ્યો છે. એ રીતે આ પ્રવેશિકા આપણા નાગરિકો તથા વિદ્યાર્થીઓને એક અગત્યના પ્રદેશમાં પ્રવેશ કરવામાં ખૂબ જ ઉપયોગી છે. લેખક તથા મ. સ. વિદ્યાલયને અભિનંદન ઘટે છે.

*

**પ્રમાણશાસ્ત્ર**
**લે : ભાસ્કર ગોપાળજી દેસાઈ**
(પ્રકાશક ઉપર મુજબ)
રૂ ૭=૫૦

ઉપર મુજબની મ. સ. વિદ્યાલયના પ્રાચ્યવિદ્યા-મંદિરની યોજના અનુસારનું આ બીજું પ્રકાશન છે. આ પુસ્તક વિશેષ કરીને વિદ્યાર્થીઓને અભ્યાસક્રમમાં ઘણું ઉપયોગી થશે એમ જણાય છે, અને અમે તેને આવકારીએ છીએ.

*

**કેટલાક જૂના પત્રો**
**પં. જવાહરલાલ નહેરુ**
પ્ર નવજીવન પ્રકાશન મંદિર : અમદાવાદ–૧૪
રૂ. ૮=૦૦

[ મોટા ભાગના પંડિત નહેરુ ઉપર આવેલા અને થોડાક તેમણે લખેલા પત્રોનું ગુચ્છ: અંગ્રેજીમાં મશહૂર બનેલું પ્રકાશન 'એ બન્ચ ઑફ લેટર્સ'નો અનુવાદ ]

આ પત્ર-સંગ્રહ આપણી આઝાદીની લડતનો લગભગ સમગ્ર ગાળો આવરી લે છે. એ પૈકીના મોટા ભાગના પત્રો, એ લડતને દોરવણી આપનાર તથા તેમાં આગળ પડતો ભાગ ભજવનાર રાષ્ટ્રના અગ્રગણ્ય આગેવાનોએ લખેલા છે. અને એમાંના કેટલાક પત્રો તો આપણી આઝાદીની લડતની અત્યાર સુધી અજ્ઞાત રહેલી કેટલીક બાબતો પર પ્રકાશ પાડે છે. (આમાંના

વિકાસ, ન્યાયતંત્રનો પાયો, પાર્લામેન્ટનો પ્રારંભ, પ્રજા-તંત્રનો પ્રયોગ, હેબિયસ કોર્પસ કનૂન (કેસ વિના જેલમાંથી નહિ), બિલ ઓફ રાઈટ્સ (રાજાશાહીના અધિકારોની મર્યાદા), ગુનાઓના વેપાર સામે પ્રતિબંધ, ધાર્મિક સ્વાતંત્ર્ય, કેબિનેટ-પદ્ધતિ, લોકસભાના સુધારા, રાજસભાના સુધારા, કોમનવેલ્થની સ્થાપના—વગેરે વિષયોનો સમાવેશ થયો છે

## Gandhi Peace Foudations : New Delhi

1 Mahatma Gandhi on Nuclear Arms
2 Some Proposals for Action
B Shiva Roa
3 Physics and Politics
Max Born
4 Some Suggestions for the Convention
U N Dhebar
5 The Problem of the Clandestine Nuclear Stock
Philip Noel-Baker
6 The Citizen s Duty in the Nuclear Crisis
G Ramchandran
7 The Fallacy of the Nuclear Deterrant
and the need for more analytical studies in the Pre-condition of Nucelar Disarmament
V. K R V. Rao
8 Gandhian Approach to World Peace
J B Kripalani
9 Breakdown of a Civilization
Richard B Gregg
Kaka Kalelkar
10 The Human Way out
Lewis Mumford
11 Hazard of Nuclear Tests
Pub The Medical Association for the Prevention of War—London

## Anti-nuclear-arms Convention

(Delhi 16–18 June 1962)

1 Inaugural Address
Dr Rajendra Prasad
2 Chairman's Address
R R Diwakar
3 Programme Brochure

Antidote to Nuclear Bombs
with A Practical Guide to Integra Happiness
Pub Divine Light Mission Delhi-6

ઉપરની પુસ્તિકાઓ દિલ્હીમાં જૂનમાં મળેલી શાંતિ પરિષદ પ્રસંગે પ્રગટ થયેલી હતી અને જગતના અભ્યાસી ચિંતકો તથા સક્રિય શાંતિકાર્યકરોએ વિવિધ દૃષ્ટિકોણથી તૈયાર કરેલી હોઈ, આજના યુગમાં અસાધારણ મહત્ત્વનું સ્થાન ધરાવે છે

*

General and Complete Disarmanent is a Guarantee of Peace and Security for all Nations
By N S Krushchov
[Supplement to Soviet Land no 15 August 1962]

*

Gateway to Place
The Nuclear Test-Ban Treaty
By United States Information Service New Delhi

*

શાંતિનું મહાદ્વાર
(અણુઅખતરા પર પ્રતિબંધનો કરાર)
'અમેરિકન સંદેશ'ની પૂર્તિ—સપ્ટેમ્બર ૮, ૧૯૬૧

*

Who Holds the Key to Peace ?
By The U S Information Service, New Delhi

(અનુસંધાન ૪૮માં પાનાનું ચાલુ)
તેને શું કહેતો હતો તેનું ભાન નહોતું. સર્જી અને વાસિલી થોડાં પગલાં આગળ વધ્યા, ને અચાનક વાસિલી થંભી ગયો. તેણે મોટેથી વિચિત્ર, અપરિચિત અવાજે બૂમ મારી: "વિદાય, બિરાદરો!"

"વિદાય, દોસ્ત," જવાબ વળ્યો.

બન્ને જણાં ફરી ચાલવા લાગ્યા. બધું શાંત હતું. વૃક્ષો પાછળ ઝૂલતાં ફાનસો થંભી ગયાં.

"ઓહ! મારા પ્રભુ!" કોઈએ ખોખરા અવાજે બૂમ પાડી. બધા આસપાસ જોવા લાગ્યા. ઝિગાને કારમું રુદન કરતો હતો. "તેઓ આપણને ફાંસીએ લટકાવશે!"

તે હવામાં બાચકાં ભરતો, પછાડ મારતો રડતો હતો: "ઓ પ્રભુ! મને એકલાને ફાંસી દેશે? મારા પ્રભુ!"

તેણે અકડાતા હાથે વરનરનો હાથ ઝાલ્યો અને કહ્યું. "સાહેબ, મારા વહાલા સાહેબ, મારા ભલા સાહેબ, તમે મારી સાથે આવશોને? હેં, નહિ આવો?"

વરનરે શોકથી ઢીલા પડેલાં વદને કહ્યું:

"હું નહિ આવી શકું. હું યાનસન સાથે છું." મુસા ડગલું ભરી તેની પાસે આવી. તેણે મૃદુ સ્વરે કહ્યું: "હું તારી સાથે આવીશ." ઝિગાને પાછો હટી ગયો અને ફૂલેલી આંખે તેને જોવા લાગ્યો: "સાચ્ચે?" "સાચ્ચે જ" "પણ તું તો જુવાન છોકરી છો! મારાથી તું ગભરાતી નથી? ના મારે તારું કામ નથી. હું એકલો જઈશ."

"પણ હું તારાથી ડરતી નથી."

ઝિગાનેએ દાંત કાઢ્યા: "તને ખબર નથી કે હું ધાડપાડુ છું? છતાં યે, તું મારી સાથે ખુશીથી આવવા તૈયાર થઈ છે! જરા વિચાર કર. તું ના પાડશે તો મને ગુસ્સો નહિ ચડે."

મુસા શાંત રહી. ઉષાના આછા પ્રકાશમાં તેનું વદન કોઈ અજબ ગૂઢ સુરખીથી દીપી ઊઠયું. તેણે એકદમ ઝિગાને પાસે આવી, તેનું મસ્તક હાથ વચ્ચે પકડી સિત્કાર સહિત ચુંબન કર્યું. ઝિગાનેએ અભો ઝાલી તેનાં ગાલ અને આંખ ચૂમ્યાં.

તેમની પાસે ઊભેલો સૈનિક થંભી ગયો. તેના હાથ પહોળા થઈ ગયા અને બંદૂક પડી ગઈ, તેને લેવા તે નીચો વળ્યો નહિ. તે ક્ષણભર ઊભો રહ્યો. વળી ઓચિંતો પાછો ફર્યો અને જંગલમાં ફરવા લાગ્યો.

"ક્યાં જાય છે?" તેના સાથીએ ભય પામી બૂમ પાડી: "ઊભો રહે!" પણ એણે તો ચાલ્યે જ રાખ્યું. પણ ત્યાં તો તે હવામાં બાચકા ભરતો ઊંધે માથે પડ્યો.

"બાયલા, તારી બંદૂક લે. નહિ તો હું ઉપાડી લઉં છું, 'ઝિગાનેએ દૃઢતાથી કહ્યું. તારી ફરજનું મે ભાન નથી? કોઈ દિ' માણસને મરતાં નથી ભળ્યો?"

પાછું ફાનસ ઝૂલવા લાગ્યું. વરનર અને યાનસનનો વારો આવ્યો.

"વિદાય સાહેબ!" ઝિગાનેએ મોટેથી કહ્યું. "આપણે પાછા બીજી દુનિયામાં મળશું અને ત્યાં જુઓ ત્યારે મોં આડું ન કરતા."

"વિદાય!"

"મારે ફાંસીએ નથી ચડવું,' યાનસને પાછું રડતા સાદે કહ્યું. પણ વરનરે તેનો હાથ પકડ્યો અને યાનસને થોડાં ડગલાં ભર્યાં. પછી તો તે બરફમાં ઊંડો ઊતરવા લાગ્યો. સૈનિકોએ વાંકા વળી, તેને ઊંચકી લીધો. ક્મતાકાત છતાં યે તે સૈનિકોના હાથમાંથી છૂટવા તરફડિયાં મારતો હતો.

પાછાં પીળાં ફાનસો સ્થિર થયાં.

"અને હું, મુસા? મારે એકલા જ જવાનું?" તાન્યાએ શોકથી કહ્યું. અત્યાર સુધી આપણે સાથે રહ્યાં છીએ અને હવે......"

"તાન્યા, મારી ડાહી તાન્યા!"

જાણે કોઈ તેની પાસેથી મુસાને ખૂંચવી લેશે

**In Defence of Liberalism**
K M Panikkar

The author discusses the main assumptions of liberalism and its inherent contradictions, analyses the ideas and doctrines which were found potent enough to inspire generations of intellectuals, indicates its permanent achievements and enumerates the reasons for its collapse
Rs 8=00

*

**An Ambassador Speaks**
M C Chagla

A collection of speeches delivered by Indias Ambassador to U S A during his term of office
Rs 10=50

*

**The Trials of Nehru**
Ram Gopal

The trials of a single individual who participated in all political movements ever since Gandhi assumed leadership, give a bird's eye-view of the background and movements of National importance
Rs 12=50

**India and Parliament**
Hiren Mukerjee

Prof Mukerjee, a scholar and a leading Communist parliamentarian, critically surveys British Parliamentary history and warns India against imitation of western Institutions and suggests necessary changes also
Rs 8=50

*

**The Rich Nations and The Poor Nations**
Barbara Ward

An extra-ordinary lucid and penetrating treatment of the exact nature of the complicated and acute problem.
Rs 10=00

*

**The Later Poems of Tagore**
Sisirkumar Ghose

Intensive critacal study of a rich, dramatic and intriguing phase of the Great Poet and Thinker by one of the Poet s close associates
Rs 12=50

## NATIONAL COUNCIL OF APPLIED ECONOMIC RESEARCH : NEW DELHI

***Urban Income and Saving**
Rs. 9=00

*

***Looking Ahead**
(Prospects of India's Economy and Trade in 1981)
Rs 6=00

*

***Current Problems of Planned Economy**
(Five years of Research by NCAER)
Rs 8=25

***Some Aspects of Economic Growth of Under-developed Areas**
Dr T Balogh (Balliol College, Oxford)
Rs 2=50

***Community Development in India**
B Mukerji
[Ex-Joint secretary, Ministry of Community Development]
The book explains the theoratical aspects of community development and also analyses their practice in the Indian programme
Rs 10=00

# વિશ્વ —માનવ

માનવીય ગૌરવની પુનઃપ્રતિષ્ઠા ઝંખતું દ્વૈમાસિક

સપ્ટેમ્બર–ઓક્ટોબર ૧૯૬૨

૪૭



સંપાદક : ભોગીલાલ ગાંધી

વાર્ષિક રૂ. ૯–૦૦ છૂટક રૂ. ૨

ચેતન પ્રકાશન ગૃહ પ્રાઇવેટ લિ. રામજી મંદિર પોળ વડોદરા
(ફોન : ૪૬૫૦)

# 'સૌરભ'ની યશસ્વી ભવ્ય ઇનામી આગેકૂચ

| | એક વર્ષ | બે વર્ષ | ત્રણ વર્ષ |
|---|---|---|---|
| સોવિયેત દેશ | ૪-૦૦ | ૭-૦૦ | ૧૦-૦૦ |
| સોવિયેત લેન્ડ | ૫-૦૦ | ૯-૦૦ | ૧૩-૦૦ |
| સોવિયેત સંઘ | ૬-૭૫ | ૧૦-૦૦ | — |
| સોવિયેત નારી | ૪-૨૫ | ૬-૦૦ | — |
| મોસ્કો ન્યૂઝ | ૫-૦૦ | ૭-૫૦ | — |
| ન્યૂ ટાઇમ્સ | ૬-૦૦ | ૯-૦૦ | — |
| સોવિયેત ફિલ્મ | ૬-૭૫ | ૧૦-૦૦ | — |
| કલ્ચર એન્ડ લાઇફ | ૬-૦૦ | ૯-૦૦ | — |
| સોવિયેત લીટરેચર | ૬-૦૦ | ૯-૦૦ | — |
| ઇન્ટરનેશનલ એફેર્સ | ૬-૭૫ | ૧૦-૦૦ | — |

બાજુનાં



મેગેઝીનમાંથી કોઈપણ ૧નું લવાજમ ભરો અને આપને **મફત** મળશે.

(૧) સને ૧૯૬૩ની આકર્ષક સૌરભ ડાયરી

(૨) સને ૧૯૬૩ નું વિવિધરંગી સુંદર કેલેન્ડર

(૩) સૌરભ તરફથી યાદગાર ભેટ મફત અપાશે.

(૪) બહારગામના ગ્રાહકોએ મનીઓર્ડર ખર્ચ કાપીને જ રકમ મોકલવી.

(૫) કાર્યાલયે લવાજમ ભરનાર અમદાવાદના ગ્રાહકોને બસભાડું સંસ્થા તરફથી અપાશે.

(૬) ત્રણ ગ્રાહકોનું લવાજમ મેળવી મોકલી આપનારને પોતાનું લવાજમ ફ્રી—મફત ભરી આપવામાં આવશે.

સૌરભ કાર્યાલયમાં સીધું લવાજમ ભરો અને ભવ્ય વિવિધ ઇનામો મેળવો

યાદ રાખો **સૌરભની સચ્ચાઈ** ગુજરાતભરમાં સૌથી મોખરે છે.

## સૌરભ પુસ્તક ભંડાર

પાદશાહની પોળ સામે, મેડા ઉપર
૬૧૫, રિલીફ રોડ, અમદાવાદ.

સંચાલક : જયકાન્ત કામદાર

| શાખા : (૧) અભયકુંજ, હરિહર નિવાસની બાજુમાં રાજકોટ સદર | (૨) ૪૦૮૧, નયા બજાર દિલ્હી-૬ |
|---|---|

સોવિયેત રશિયાની મફત મુસાફરીની વીગત માટે પછી

# ૪૭

## વિશ્વમાનવ [ દ્વૈમાસિક ]

[ વાર્ષિક રૂ ૯–૦૦ શિ ૧૮ * છૂટક ચાલુ અંક રૂ. ૨ * વિશેષાંકોની છૂટક કિંમત કદ મુજબ ]

સંપાદક : ભોગીલાલ ગાંધી * [ પૂઠાનું ચિત્રાલેખન  નગેશ પિંગળે ]

પ્રકાશક ભોગીલાલ ગાંધી, ચેતન પ્રકાશન ગૃહ પ્રાઈવેટ લિ , રામજીમ દિર પોળ' સરકારી છાપખાના સામે–વડોદરા [ફોન ૪૯૫૦]

મુદ્રક  જયંતિ દલાલ વસંત પ્રિન્ટિંગ પ્રેસ ઘેલાભાઈની વાડી, ઘીકાંટા રોડ અમદાવાદ

# નિવેદન | ભોગીલાલ ગાંધી

[ તા. ૩૦-૧૧-૬૧ના રોજ વડોદરામાં મળેલા બુદ્ધિજીવીઓના સંમેલનમાં ]

આજના આ સંમેલનનું પ્રયોજન, મારી દૃષ્ટિએ, આ છે—આજની કટોકટી અને કસોટીના સમયે આપણે બુદ્ધિજીવીઓ આખી પરિસ્થિતિનું પૃથક્કરણ કરીએ, તેનું મૂલ્યાંકન કરીએ અને આપણું કર્તવ્ય વિચારીએ

આજે આપણો દેશ અગ્નિપરીક્ષામાંથી પસાર થઈ રહ્યો છે. અત્યંત આનંદ અને ખુશાલીની વાત એ છે કે, ભારતની પ્રજા આજે પોતાના આંતરિક કલહો, સંઘર્ષો ને સંકુચિતતાઓ બાજુ પર મૂકી, સ્વયં પ્રસન્ન ઉન્મેષ પૂર્વક માતૃભૂમિની રક્ષા માટે, ભારતની સરકારની પાછળ ઊભી રહી ગઈ છે; અને ભારતના જવાનોએ રણમોરચે જે અનન્ય શૂરાતન દાખવ્યું છે એ ઘટના પણ દુનિયાના કોઈપણ રાષ્ટ્રને ગૌરવ અપાવે એવી છે.

ભારતીય પ્રજાના આવા સહજસ્ફૂર્ત ભાવાવેશથી પ્રભાવિત થયેલા આપણે સૌએ, અન્ય નાગરિકોની જેમ, રાષ્ટ્ર પ્રત્યેની પ્રાથમિક ફરજો તો બજાવવાની હશે જ—અને બજાવતા હોઈશું જ, પરંતુ બુદ્ધિજીવીઓ તરીકે આપણે માથે વિશેષ જવાબદારી છે એમ મને લાગે છે.

આ વિશેષ જવાબદારીનો વિચાર કરતાં જ જે સૌથી પ્રથમ તાત્ત્વિક વાત મને જણાય છે તે એ છે કે—ચીને ભારતને માથે લાદેલું આ યુદ્ધ માત્ર સરહદોનો ઝઘડો નથી, કેવળ ભારતીય ભૂમિના રક્ષણનું યુદ્ધ નથી, પરંતુ એના અંતિમ સ્વરૂપમાં, અને આજની વિલક્ષણ પરિસ્થિતિમાં, આ સંઘર્ષ બે મૂલ્યો વચ્ચેનો—બે સિદ્ધાન્તો વચ્ચેનો—બે સામાજિક પદ્ધતિઓ વચ્ચેનો મૂળભૂત બામનિક સંઘર્ષ છે.

આપણે એ જાણીએ છીએ કે ભારત પર આક્રમણ કરનાર ચીન એશિયાની એક પ્રચંડ સામ્યવાદી સત્તા છે. અને સામ્યવાદી સત્તા જ્યારે વિસ્તારવાદી અને આક્રમક બને ત્યારે દુનિયાની સામ્રાજ્યવાદી સત્તાઓ કરતાંય અધિક ઝનૂની અને સિદ્ધાન્ત વિહોણી બની શકે છે—આનું દૃષ્ટાંત ચીને પૂરું પાડ્યું છે.

ભારત ઉપરના આ આક્રમણની પાછળ તત્કાળ બીજાં અનેક કારણો હોઈ શકે—પરંતુ લાંબા ગાળાની દૃષ્ટિએ, મને સૌથી મુખ્ય બે મુરાદ સ્પષ્ટ દેખાય છે: (૧) એશિયામાં પોતાનું વર્ચસ્ સ્થાપવું અને (૨) આંતરરાષ્ટ્રીય સામ્યવાદના સૂત્રધાર બની દુનિયાને સામ્યવાદના રાહે ઘસડી જવી.

ભારતે સંપૂર્ણ લોકશાહી દ્વારા સમાજવાદની સ્થાપના કરવાનો અપૂર્વ અભિનવ પ્રયોગ આદર્યો છે. ભારત આ પુરુષાર્થમાં સફળ થાય તો એશિયા—આફ્રિકાના નવજાત રાષ્ટ્રો અને હવે પછી અસ્તિત્વમાં આવનાર રાષ્ટ્રો માટે તે એક મહાન શાંતિમય લોકશાહી દીવાદાંડી બની જાય એ સ્પષ્ટ છે. અને દુનિયાનું પલ્લું શાંતિ, લોકશાહી અને સમાજવાદ તરફ ઢળી જતાં, કાતિલ વર્ગદ્વેષ અને વર્ગસંઘર્ષ, આંતરિક અંધાધૂંધી અને બહારનાં આક્રમણ દ્વારા—એટલે કે વ્યાપક દ્વેષ, અનર્ગળ હિંસા અને વિષમય ગુપ્ત પ્રવૃત્તિઓ દ્વારા જ—ક્રાંતિની કલ્પનામાં વિશ્વાસ ધરાવનારા સામ્યવાદી ચીનનું, એશિયાઈ નેતૃત્વનું, અને અંતે વિશ્વની ક્રાંતિના રાહબર બનવાનું, સ્વપ્નું રોળાઈ ગયા વિના ન જ રહે એ પણ સ્પષ્ટ જ છે...એટલે જ તો ચીને આજે વિશ્વશાંતિને ય હોડમાં મૂકી પાગલ દાવ ખેલ્યો છે.

ચીને ભારત પર આક્રમણ કરીને મારા જેવા અનેકની રહીસહી+ ભ્રમણાઓની સૃષ્ટિનો અંત આણ્યો છે—

---

+બીજા વિશ્વયુદ્ધ પછીનાં વરસોની વાત કરું તો—સ્તાલિનના મૃત્યુ બાદ ક્રુશ્ચોવે સ્તાલિનયુગી બર્બરતાનું ચિત્ર રજૂ કરીને એક અને અદ્વિતીય આઘાત આપ્યો હતો. હંગેરીની ઘટનાએ બીજો નિષ્ઠુર આઘાત આપ્યો; તિબેટની ઘટનાનો ત્રીજો આઘાત...અને ત્યાર બાદની ચોથી નિર્ણાયક સ્વરૂપની ઘટના તે ભારત ઉપરનું ચીની આક્રમણ. આ ચારે ઘટનાનાં બાહ્ય સ્વરૂપો ભિન્ન છે, પરંતુ તેનું આંતરિક તત્ત્વ એક જ છે..

**એક તો**, ભારત જેવા શાંતિવાદી સ્વતંત્ર અને તટસ્થ લોકશાહી દેશને માટે સામ્યવાદી દેશો ભયરૂપ હોઈ શકે જ નહિ—એ ભ્રમણાનો અંત આવ્યો છે હવે પછી કોઈપણ સામ્યવાદી દેશ સાથેના સંબંધમાં આવો, ભ્રમણાત્મક શ્રદ્ધાનો સંભવ અશક્ય બન્યો છે

અને બીજી એ કે, પશ્ચિમી મૂડીવાદી દેશો, સમાજવાદ તરફ ઢળેલા દેશની ખરાખરીની ભીડને વખતે, તેને માર ખાઈ ખોખરુ થયા પછી, પોતાની ચુંગાલમાં લેવાના પેંતરા રૂપે જ, મદદ કરવા તૈયાર થાય – એ માન્યતા પણ બિનપાયાદાર ઠરી છે

ચીને ભારત ઉપર આક્રમણ કરીને આ બંને પ્રકારના પૂર્વગ્રહોની દિવાલો ખતમ કરી છે ભારત માટે આજે એ કેવળ તર્કની નહીં અનુભવની વાત બની ગઈ છે—

* સામ્યવાદના એક પ્રબળ પાસાએ આક્રમક બની હિટલરી રૂપ ધારણ કર્યું છે, ત્યારે સામ્યવાદનું બીજું પ્રમુખ પાસું આવે સમયે દૂર ઊભા રહી ભારતને રેંસાતું જોવામાં 'તટસ્થતા' માને છે !

* અને ત્યારે પશ્ચિમી રાષ્ટ્રોએ ભારતની રાષ્ટ્રીય સ્વાધીનતાના રક્ષણમાં કશા જ વિલંબ અને કશી જ શર્ત વિના આપણી અને એની વચ્ચેનાં ઘર્ષણોનાં કારણે ઊભાં થયેલાં વૈમનસ્યોને આડે આવવા દીધા વિના, વહારે ધાવામાં પોતાનું કર્તવ્ય લેખ્યું છે

અમે તેટલાં સૂત્રો અને વાદવિવાદો કરતાં આ નક્કર હકીકત વધારે સઘન છે અને મને લાગે છે કે ઇતિહાસ એક નવો વળાંક લઈ રહ્યો છે કેમ જાણે ચીનનું આક્રમણ આજ સુધીના—માર્કસના કરુણા-મૂલક મૂળભૂત આદર્શો સહિતના—તમામ માનવીય આદર્શોના પાયા જ ઉખાડી નાખવા મેદાને પડ્યું છે સમાનતા, મૈત્રી, બંધુતા, પંચશીલ અને શાંતિ જેવા શબ્દોને પણ એણે વિકૃત કરી નાખ્યા છે ! × × × ચીનનું આક્રમણ કેવળ ભૂમિ ઉપરનું નથી, કેવળ રાજકીય નથી, પરંતુ ભાવના અને સરકાર ઉપરનું છે—માનવીય મૂલ્યો ઉપરનું છે

અને આજે ... પાનમાં આવી જ ... વિશ્વયુદ્ધ પૂર્વે,

કટોકટીનો સ...

સ્પેનની ફાસિસ્ટ સરમુખત્યારીએ આંતરવિગ્રહની આગ પેટાવી દુનિયાને આવા જ માર્ગે ધસડી જવા મનસૂબો કર્યો હતો ત્યારે, સમસ્ત વિશ્વના જાગ્રત બુદ્ધિજીવીઓએ 'નો પસારાં'—'રૂવ જાન'નો સામો પડકાર કરી, માનવીના જન્મસિદ્ધ અધિકારો અને આદર્શોની રક્ષા માટે સ્પેનની ધરતી પર પ્રાણ ન્યોછાવરી દીધા હતા

ભારત એશિયા અને વિશ્વના જાગ્રત નાગરિકો સામે, ફરી એક વાર મૂળભૂત મૂલ્યોની રક્ષા અને પ્રતિષ્ઠા માટે મરી ફીટવાનું આહ્વાન આવ્યું છે જગતે ફરી એક વાર પોતાનો ફેંસલો આપી દેવાનો છે—સરમુખત્યારશાહી સામ્યવાદ કે લોકશાહી સમાજવાદ ? અંધસમતિવાદી (Conformist) બનંરતા કે અંતરાત્માની સ્વાધીનતા ? હિંસા, દ્વેષ, દમન અને યુદ્ધને રાહે ગુનામી નામોથી અને વિશ્વસંહાર કે શાંતિમય માર્ગે, સહમરયુક્ત જીવનના રહે સ્વાધીનતા અને વિશ્વશાંતિ ?

ચીની આક્રમણખોરો સામેનો જીવનમરણનો જંગ આદરીને ભારતે પોતાની પસંદગી કરી લીધી છે અને એને વિશ્વની અનેક લોકશાહી પ્રજાઓ અને સત્તાઓનો સાથ મળી રહ્યો છે મને ખાત્રી છે કે આકરી કસોટીના કાળે, ભારતના અને વિશ્વના બુદ્ધિજીવીઓ, ભારતની ભૂમિને વૈશ્વિક-મૂલ્ય-રક્ષાનું કેન્દ્ર સમજીને સાચી આંતરરાષ્ટ્રીયતાનું મૂલ્ય સરજી જશે અને સાથોસાથ જો એવી અભિલાષા વ્યક્ત કરું તો તે અયોગ્ય નહિ ગણાય કે આ યુદ્ધને અંતે ચીની-નિર્ભેગી પ્રજા પણ ચીનના સર્વસત્તાવાદી (Totalitarian) રાજકર્તાઓની પકડમાંથી જાતે, પોતાના પુરુષાર્થે, મુક્ત થઈ વિશ્વના લોકશાહી મંચ ઉપર આવી ઊભી હશે

પરંતુ—આપણું આ સ્વપ્ન (હું માનું છું કે આપ સૌ પણ મારા આ સ્વપ્ન સાથે સહમત હશો જ) સર્વાંગ પાર પાડવા સારુ આપણે નૈતિક માનસિક અને બૌદ્ધિક નિષ્ઠાની નાની મોટી અનેક કસોટીઓમાંથી પાર ઊતરવું પડવાનું છે

## ૨

આ દિશાનાં કેટલાંક ક્ષયસ્થાનો આપની વિચારણા માટે રજૂ કરવા ઇચ્છું છું

સૌથી પ્રથમ વાત તો એ કે—યુદ્ધ દરમ્યાન, દુશ્મન તરફથી, મૂળભૂત મૂલ્યોના સંઘર્ષની બાબતમાં જ ભારે ગુંચવાડો ઊભો કરવા અને નવી નવી ભ્રમણાઓ ફેલાવવાના પ્રયાસો થશે. ભારતની અનેક કમજોરીઓ, આંતરિક વિચ્છિન્નતાઓ તથા વિફલતાઓના મૂળમાં લોકશાહી જ કારણરૂપ છે એવું સૂચવીને, પોતાના આર્થિક-ભૌતિક વિકાસની સર્વસત્તાવાદી પદ્ધતિને, અનેક દાવાઓ સાથે, સોહામણા રૂપે રજૂ કરવામાં આવશે. આવા પ્રયાસો સત્વર પરિણામની દૃષ્ટિએ ઘણી વાર પ્રલોભનીય બની જતા હોય છે.

ભારતે જો આવા વૈચારિક આક્રમણની ઝીંક ઝીલવી હશે તો સર્વસત્તાવાદી રાજ્યમાં માનવી કેવી રીતે વાહક અને સત્તાનું સાધન બની જાય છે તે સમજાવવા ઉપરાંત, આપણે આપણા દેશમાંય કેવળ સ્વતંત્રતા જ નહિ, કેવળ લોકશાહી જ નહિ, સમાનતા અને અંત્યોદયના નક્કર આધાર પર આપણા સમાજની રચના કરવા, યુદ્ધ દરમ્યાન સવિશેષ રીતે, લાગી જવું પડશે. પ્રજાનું મનોબળ તે વિના ટકાવવું દુષ્કર બની જશે. × × યુદ્ધ જીતવા માટે શસ્ત્રો અને સાધનો બસ છે એમ માની પ્રજાના મનોબળની ઉપેક્ષા કરીશું તો આપણે ભીંત ભૂલ્યા ઠરશું.

બીજી વાત : ભારતે યુદ્ધ માગ્યું નથી; યુદ્ધ ભારત પર લાદવામાં આવ્યું છે. અને લાદવામાં આવ્યું છે ત્યારે સ્વધર્મ સમજીને સમસ્ત શક્તિથી લડી લેવાનો નિર્ધાર પણ કર્યો જ છે. પરંતુ રખેને એના આવેશમાં સશસ્ત્ર યુદ્ધને, બને તેટલી હદે સીમિત રાખવાને બદલે, એને વ્યાપક યુદ્ધમાં અને અંતે વિશ્વ-યુદ્ધમાં ધકેલવાનું આપણે હાથે કરીને કરીએ...અહીં એ પણ હકીકત ધ્યાનમાં રાખવી જરૂરી છે કે ચીન અને રશિયા બંને સામ્યવાદી દેશો છે, અને બંનેની અંતિમ અભિલાષા એક જ હોવા છતાં, તેમની વચ્ચેના ભેદો વ્યૂહની દૃષ્ટિએ, બિલકુલ ગંભીર અને ઉગ્ર છે. એટલે જ આપણે સામ્યવાદી હેતુઓ વિષે કશી જ ભ્રમણામાં પડ્યા વિના, આ સંઘર્ષને લક્ષમાં રાખીને, આપણો વ્યૂહ યોજીએ એમાં પણ શાણપણ છે. તે જ રીતે—જો આપણે એવું માની બેસીશું કે યુદ્ધ જીતવા અને અને પ્રજાનો જુસ્સો બઢાવવા 'યુદ્ધખોર ઝનૂન' (War-frenzy, war-psychosis, war-mania) પેદા કર્યા વિના ચાલશે નહિ, તો મને લાગે છે કે આપણે ઘરની અંદરના તકસાધુ અરાજક બળોને ઉત્તેજીને નવો ખતરો ઊભો કરીશું. તે જ રીતે, યુદ્ધના આવેશમાં ચીની સત્તાને બદલે ચીની પ્રજા–અને ચીની સંસ્કૃતિ સામે આપણી પ્રજાને વ્યાપક વેરવૃત્તિથી ઉશ્કેરી મૂકશું, અથવા 'આપણા નેતાઓ અને લડવૈયાઓ પાછળી બને નહિ ત્યાં સુધી પાછલી સત્તા સામે યુદ્ધ જીતી શકાય જ નહિ'—એવું વાતાવરણ પેદા કરી, 'યુદ્ધ અને કેવળ યુદ્ધ'ના પોકારો કરી કોઈ પણ સમાધાનની ભૂમિકાને જ ખતમ કરી દઈશું, તો— મને લાગે છે કે એનાં અતિ ભૂરાં પરિણામ આવશે. આ બધાં લક્ષણો સ્વસ્થતા અને શક્તિનાં નહિ, આંતરિક અસ્વસ્થતા અને નિર્બળતાનાં ઝનૂની લક્ષણો છે—આપણે એનાથી સાવધ રહેવું જોઈએ. આનો અર્થ એવો નથી કે વ્યાપક-યુદ્ધના ભયે આપણે નાલાશીભરેલા સમાધાન પર સહી કરી દેવી જોઈએ; અથવા શાંતિ અને સહઅસ્તિત્વના ઓઠા હેઠળ દુશ્મનની રમતના ભોગ બનવાનું પસંદ કરીએ છીએ.

બને કે—આગળ જતાં, પરિસ્થિત વધુ પક્વ બનતાં, યુનો દ્વારા જરૂરી પ્રયાસો કરીએ.

પરંતુ, યુદ્ધ દરમ્યાન અને યુદ્ધ બાદ ન વિસરી શકાય એવી પાયાની વાત એ રહે છે કે સામ્યવાદ એક અખંડ-સળંગ અને સર્વગ્રાહી સૂત્ર છે. એનું દરેક પગલું પછીનાં બીજાં પગલાંનું પૂર્વતૈયારીરૂપ હોઈને, તે જરૂર મુજબ વ્યૂહની દૃષ્ટિએ અવારનવાર પગલાં બદલે છે—એટલે, શસ્ત્રવિરામ, વાટાઘાટ અને સમાધાન તો ઠીક, પણ શાંતિ, મૈત્રી અને પંચશીલના પેંતરા પણ કોઈ સ્થાયી મૂલ્યના ભાગરૂપે નહિ, એન કેન પ્રકારે વિશ્વવિજય સાધવાના ભાગરૂપે જ, હોય છે. આથી લશ્કરી યુદ્ધ બંધ થયા પછી લશ્કરી તૈયારી ઉપરાંત પણ વૈચારિક-સૈદ્ધાંતિક સંઘર્ષની આવશ્યકતા સતત રહે જ છે. અને માટે આખી પ્રજાની બૌદ્ધિક જાગૃતિ અને મનોબળ અનિવાર્ય છે.

ત્રીજી વાત : આપણા મનમાં એ વાત પણ સ્પષ્ટ

હોવી જોઈએ કે—યુદ્ધ જીતવા માટે આપણે સ્વેચ્છાએ પશ્ચિમી દેશો પાસેથી ભરપૂર યુદ્ધ સામગ્રી અને ઇતર લશ્કરી સહાય લઈ રહ્યા છીએ, અને તેઓ કોઈપણ પ્રકારની શર્ત વિના કર્તવ્ય સમજીને આપી રહ્યા છે આ માટે આપણે જરૂર અંતરથી તેમના ઋણી છીએ. પરંતુ આપણે એથી ઓશિયાળા બની જઈશું? યુદ્ધને અંતે ભારત પોતાનું સ્વત્વ ગુમાવી દઈ પશ્ચિમનું અનુકરણ કરનાર નિર્બળ અને પરોપજીવી રાષ્ટ્ર તરીકે જીવવાનું પસંદ કરશે? એવું થાય તો વિજયની કોઈ કિંમત રહેવાની નથી. યુદ્ધ દરમ્યાન અને યુદ્ધને અંતે ય, ભારતે વિશાળ લોકશાહી મોરચામાં સ્વતંત્ર શક્તિશાળી અને સત્વશીલ રાષ્ટ્ર તરીકે પોતાનું સ્થાન જાળવી રાખવાનું છે. બલ્કે આજની પશ્ચિમી પદ્ધતિની ક્ષતિઓને—કેટલીક ઘણી ગંભીર પ્રકારની ક્ષતિઓને—નિવારી શકે એવી નૂતન જીવન પદ્ધતિની સ્થાપના કરીને ઈતિહાસના આ વળાંકની વેળાએ, સાચી દિશામાં આપણે ફાળો આપવાનો રહે છે, એ રખે ભૂલીએ.

અથવા તો બીજે છેડે—રખેને એવું બને કે, યુદ્ધના આરંભમાં સરજાયેલી રાષ્ટ્રીય એકતા, સંકુચિત જૂથવાદી ખેંચાખેંચમાં યુદ્ધ દરમ્યાન શિથિલ અને યુદ્ધને અંતે નામશેષ બની જાય.

ચોથી વાત : યુદ્ધ દરમ્યાન ત્વરિત અને કાર્યક્ષમ નિર્ણયો લેવા અને અમલ કરવા સારુ આપણે આપણા દેશમાં લોકશાહી અધિકારો ઉપરનાં અનેક નિયંત્રણો સ્વેચ્છાએ સ્વીકારી લીધાં છે અને યુદ્ધની શિસ્તને અનુસરી અનેક અણગમતા નિર્ણયો નિભાવી પણ લઈશું. પરંતુ એને કારણે રખેને કોઈ એવું માનતા થઈ જાય કે લોકશાહી કરતાં જૂથ સત્તાવાદ વધુ કાર્યક્ષમ છે; અને એક પક્ષ, એક નેતા, એક કાર્યક્રમ, એક પદ્ધતિ જ પ્રગતિની ચાવી છે. આથી તો, આપણે સર્વ સત્તાવાદ સામે જે સિદ્ધાંત નિષ્ઠ યુદ્ધ ખેલી રહ્યા છીએ એનો પ્રાણ જ ખતમ કરવા બરાબર થાય.

ટૂંકમાં—આ અને આવા પ્રકારની અનેક વિષમતાઓ આપણા વિચાર, વ્યવહારમાં પ્રવેશવા પામશે તો ભારત જે આદર્શો અને હેતુઓ અર્થે આજે ઉદ્યત થયું છે એ મૂલ્યોના પાયામાં જ આપણે પોતાને હાથે સુરંગ ચાંપવાનું અક્ષમ્ય પાપકૃત્ય કર્યું ગણાશે×× મને લાગે છે કે બુદ્ધિજીવીઓને માથે અસાધારણ મોટી જવાબદારી રહેલી છે.

અંતમાં, એક **વિશેષ વિચાર** પણ આપની સામે રજૂ કરી દેવા ઇચ્છું છું: આજે ભારતની પ્રજા ગાંધી–બોધ્યા અહિંસક પ્રતિકારના માર્ગે પોતાનું રક્ષણ કરવા માનસિક અને આધ્યાત્મિક રીતે અશક્ત છે, એ વાત દીવા જેવી છે. આથી જ તો આપણે તમામ પરંપરાગત (Conventional) આયુધોનો ઉપયોગ કરીએ એ યોગ્ય જ છે. આપણે યુદ્ધ પ્રસંગે અહિંસક નથી થઈ શકતા તેનું પ્રાયશ્ચિત કાયર થઈને તો ન જ કરી શકીએ. પરંતુ પરિસ્થિતિ ઊભી થતાં, ટૂંકા કે લાંબા ગાળે, આપણે પરમાણુ બોમ્બનો ઉપયોગ કરવાનો પથ કદીય સ્વીકારીશું? ભારતમાં પરમાણુ સંશોધન કેન્દ્ર–અપ્સરાનું ઉદ્ઘાટન કરતાં પં. નહેરૂએ સ્પષ્ટ શબ્દોમાં કરેલી પ્રતિજ્ઞાનું પાલન કરીશું? 'Whatever might happen, whatever the circumstances, we shall NEVER use atomic energy for evil purposes."

અહીં આપણે નાને મોઢે અહિંસાની મોટી વાતો નથી કરતા પરમાણુ શસ્ત્રોનો વિરોધ એટલા માટે નથી કે તે ચાલુ શસ્ત્રો કરતાં અધિક સંહારક છે પરંતુ ભારતે અને દુનિયાના તમામ શાણા પુરુષોએ એના ઉપયોગ સામે એટલા જ માટે જેહાદ જગાવી છે કે એ શસ્ત્રોનો ઉપયોગ સમસ્ત માનવ જાતને માથે, હજારો વર્ષ સુધી જન્મનારી પેઢીઓ સુધી, કારમા રોગો, યાતનાઓ, અને વિકૃતિઓ રૂપી અમાનવીય શાપ ઉતારનાર છે. એટલા માટે એનો ઉપયોગ સર્વથા ત્યાજ્ય છે. ભારત પોતાની પ્રતિજ્ઞા ઉપર દૃઢ રહીને, જરૂર પડ્યે આખરે, ધરતી પરથી ભૂંસાઈ જવાનું ય શ્રેયતર ગણીને, માનવજાતના ઈતિહાસને નવો વળાંક આપી જવાનું સાહસ દાખવશે?

( અનુસંધાન ૧૦મા પાન ઉપર જુઓ )

# નિવેદન | ચંદ્રભાઈ કા. ભટ્ટ

એકવાર હું હિંદી સામ્યવાદી પક્ષનો સભ્ય હતો, અને વીસ વરસ સુધી એ પક્ષના સભ્ય તરીકે મેં પક્ષની કામગીરી બજાવી છે. પક્ષ તરફની મારી ચાહનાના કારણમાં માર્ક્સવાદે દીધેલું વિશ્વ ઇતિહાસનું સામાજિક પ્રગતિનું ચિંતન હતું આ ચિંતન વડે મેં આવતીકાલની સમાજવાદી જીવનઘટનાને જેમ પોતાના જીવતરની ઉષ્મા અને આશા બનાવી છે, તેવી જ ઘટનાના પ્રગટ થતા અને થવાના માનવજીવતરના સ્વપ્નને નજર સામે રાખીને, આ સ્વપ્નમાંથી નિર્ઝરતા નૈતિક આવેગના અંશને ધારણ કરીને, આજસુધી મેં મારી જીંદગીના શ્વાસપ્રવાસને સમાજવાદી માનવતાવાદનું આશ્વાસન દીધું છે. આવા આશ્વાસનના પ્રાણને હચમચાવી નાખનારૂં દર્શન, 'રણદીવેનીતિ' નામના સામ્યવાદી પક્ષના, નામીચા બનેલા સમયમાળામાં દેખાયું. માર્ક્સવાદી વિચારસરણીએ જ મને માનવતાવાદનું સાચું જીવનદર્શન દીધું હોવાથી, એવી વિચારણાના વાસ્તવીકરણ વડે મારી વફાદારી વણાઈ ચૂકેલી હોવા છતાં હું પક્ષમાં ન રહી શક્યો.

આજે મારી વિચારઘટનાને હચમચાવી નાખનારૂં બીજું દર્શન, સામ્યવાદી કહેવાતી ચીની વહીવટી ઘટનાએ દીધું. આ ઘટનાએ, જેને માર્ક્સવાદ કહી શકાય તેની, બિનઆક્રમણકારી એવી આંતરરાષ્ટ્રીય રાજનીતિ પર, ઘાતકી આક્રમણ કરીને, પોતની જાતને, માર્ક્સવાદના મૂળભૂત અને કસોટીમત પાયા પરથી ખેસવી નાખ્યું છે. આ પગલાને સામ્રાજ્યવાદી પગલા તરીકે વર્ણવવામાં આવે તે પૂરતું નથી. આવું આચરણ કેવળ ફાસીવાદી કૃત્ય છે. આટલું જ નહિ, આ આચરણનો આધાર બનેલી જે ચીની સરકારી ઘટના છે, તે ઘટનાનું કાયદું ફાસીવાદી અમલદારી કેન્દ્રનું બનેલું માનવના વિરોધી કાચલું છે. સામ્યવાદી ઘટનાતંત્રમાંથી કારમી એવી આ ક્રૂર કાયાપલટનું તંત્રરૂપ, ક્રાન્તિ કે પ્રગતિને નહીં, પ્રતિક્રાન્તિને જ પોષનારું નિવડી શકે.

આમ જ્યારે આ જની આઘાતજનક દશામાં હું મારા વિચારો કે વિચારસરણીને સંકલિત કરવા મથું છું ત્યારે, અર્ધ શતક ઉપર વહી ચૂકેલી મારી જીંદગીની પળ પર પગ ટેરવીને હું મારી જાતને પૂછું કે હું ક્યાં છુ અથવા હું ક્યાં હોઈ શકું ? તો તેનો એકમાત્ર જવાબ એ જ જડે છે કે, મારું સ્થાન આક્રમણનો પ્રતિકાર કરવા રાષ્ટ્ર–અસ્મિતાનું પ્રાણરૂપ જ્યાં ઊભું હોય ત્યાં જ હોઈ શકે છે. આજે લથડી ચૂકેલી તબિયત એમાં બાધારૂપ હોઈ શકે જ નહીં. આવું સ્થાન યુદ્ધનો મોરચો છે. આવા મોરચાને માટે આપવાનું સુવર્ણ, મારી પાસે ન હોય તેથી શું ? જ્યાં મોરચો છે ત્યાં પ્રતિકારરૂપ પ્રાણનો એકએક પ્રયાસ એ મોરચા પર પરવરતી પ્રત્યેક પળ સાથે અનુસધાય, એ વિના બીજી કોઈ વાંછના, આ ધરતીએ ધારણ કરેલા કોઇ ચેતનરૂપની હોઈ શકે જ નહીં, એવી પ્રતીતિવાળો મારો જીવ મોરચાને જ ઝંખે છે.

પેલી ફાસીવાદી આક્રમક ઘટના, જેણે સામ્યવાદના મહાન શબ્દનો અંચળો પોતાપર ઓઢ્યો છે તેણે, આ ભૂમિની લીલી અને લલિત એવી જીવનચીલોતરીમાં આગ ચાંપીને તેને દઝાડયા પછી, શાંતિની છલના કરનારો સલાહ–મત્રણા જેવો દેખાતો જે છળ–અભિનય ફેંક્યો છે, તે વિષે આ લખની વેળાએ સાંભળતાં તો મારી ઉપરની અસ્મિતા વધારે વેદના અનુભવે છે. આ છળ, કેવળ આક્રમણ વડે, પોતે નક્કી કરેલી શરતને આ ભૂમિપર લાદવાનો મલીન એવો અભિનય છે. પંચશીલે પુકારેલી રાષ્ટ્રરાષ્ટ્ર વચ્ચેની વાટાઘાટની કોઈ પરિષદમાં, વાટાઘાટના વિવેકમૂલ્ય વડે, પોતાની શરતનો સ્વીકાર માગવાનો કે એવા સ્વીકાર પર પોતે જમા રહેવાનો આ તરીકો નથી, પણ આ તરીકો તો શસ્ત્રની તાકાત વડે જ શાંતિ માગતો ઠીઠસરી અંચળો છે—એ વાત સમજાય છે ત્યારે, જીવનભર સેવેલા મૂલ્યરૂપને ચૂસીને પોષાયેલ જીવનના મમત્વવાળું મારું 'અહં' કંપી ઊઠે છે.

## કવિતા

| ભરત ઠક્કર

ક્ષિતિજની ભૂખરી ગુફાઓમાં
રોજ એકાદ બે મૌન પ્રસવે છે
આકાશને હજી તો કૈં કેટલાં ય મૌન
પ્રસવવાં બાકી છે
લવારિયાંની જેમ આંખ ખૂલતાં જ
મૌન આમતેમ ફરી,
સાચવી સાચવીને ક્ષિતિજ આડે
આવતાં ધુમ્મસો વીંધી,
આ ધરતી ઉપર ચાલ્યાં આવે છે
માની યાદ હવે તેમને સાલતી નથી
સાપની જેમ આકાશ પણ
એનાં કરોડો સંતાનોમાંથી
કોઈને ય વિશેષ વ્હાલ ન કરે
એમની જિહ્વા તાળવે ચોંટી ગએલી છે

મારી શય્યાની ચોફેર
આજ મધરાતે મેં હાંફતાં બેચેન મૌન જોયાં
મેં હવામાં હાથ વીંઝયા,
તો ય એ ન ડર્યાં, ન ખસ્યાં.
હું એમની માંગ ન સમજી શક્યો
ને એ કશું માંગી ય ન શકતાં
રાત વધતી જતી
તેમ તેમ એકની પાછળ એક
ક્ષિતિજ પરથી આવતાં મૌન મારા ઓરડામાં
ગોઠવાયાં
ઓરડો ભરાઈ ગયો
તો કેટલાંક બારીએ, બારણે અભરાઈએ ચઢી બેઠાં.
કેટલાંક સાવ નાની વયનાં,
મારી પથારીમાં આવી સૂઈ ગયાં.

એ લાચાર જીવોની
મારી કાતીલ ચીસો વડે કતલ કરવી ઠીક ન લાગી.
ને આકાશ જો કદાચ જાણી જાય,
તો એની આખી જાત ને ગભડતી ઓલાદ
મારા ઉપર તૂટી પડે
આમ ને આમ કૈં કાળથી
આ મૌનની પજવણીથી
હું બેચેન રાતભર જાગતો પડી રહું છું

## મૌન | ભરત ઠક્કર

પલળેલી માટીના લોંદા જેવું મારું મૌન
આજે તો જડ પથ્થર બની ગયું છે
ઘર કરી બેઠેલાં હજારો ખસેડયાં નથી ખસતાં.
એને તોડવા કાળની વિકરાળ દાઢોનાં બળ પણ ઓછાં પડે
પ્રલયો, ધરતીકંપો, જ્વાળામુખીઓ
કદાચ યુગો પછી ભેગાં મળી,
મહાપરાણે તોડશે.
એ તૂટતાં વેંત જ—
મારામાંથી આકાશ જન્મશે

## ડૂબેલ હું | ભરત ઠક્કર

અરીસાના અતાગ પારામાં ડૂબેલ હું—
બાથોડિયાં મારી મારીને,
વૃક્ષના થડનો લિસ્સો—
કાંચળી બદલાતા સાપ જેવો પડછાયો જોવા
ઉપર આવું છું

[ વિશ્વમાનવ , સપ્ટેમ્બર-ઑક્ટોબર '૬૨

ને અરીસો તૂટે છે.
હું ને બીજું કેટલુંક,
એકમાંથી બે!
આમળ વધું ને જોઉં હું
મારા જ પડછાયાં એન્યારા
ખેંચીખેંચી મને લાંબો કરે
ત્યારે ધરતીના કેન્દ્રે એનું બળ વધારી મૂક્યું
મને સજ્જડ જકડી દીધો.
મારામાંથી કિરણ નીકળે કરોડો
આ એકેક તારલાઓ દોરડાની જેમ
કેટલાંક પકડ્યાં છે.
એમની ખેંચતાણથી હું કઈ દિશામાં ફેંકાઈ જાઉં
તે હવે નિશ્ચિત નથી.
કદાચ ધરતી મારી કાયાને પકડી રાખે
પણ 'હું' એમાંથી ખેંચાઈ જાઉં.
એ વિચારોના સતત અમળાટમાંથી સરકી જવા
મેં બે અરીસા સામસામા કરી
કેં કેટલાય ઓરડાઓ સર્જ્યા,
એક ભુલભુલામણી જેવું બનાવ્યું
ને એને ઓરડે ઓરડે તને શોધતો શોધતો,
છેલ્લે ઓરડે આવી ગયો.
જ્યાં મેં મારી જાતને પૂરી દીધી.

## સ્મૃતિ | રસિક પંડ્યા

ભાંગતા મોજાંના એક હાથેલે
ફરી પાછું
એનું એ જ
શબ ઉપર (!) આવી ગયું
—પાણીના પારદર્શક કફનને ચીરીને.
કાંઠાના કાળમીંઢ ખડકોની જ તે કરામત હશે ને!
જેના અવસાનની ઘડી ક્યાં ય નોંધાઈ નથી;
છતાં ય ફંગોળાયા છે બબ્બે સમુંદર
તેની પ્રભાતકાળે પડેલી છાયાના વિલેપન ઉપર.
અને તેથી જ તો
ચિત્રગુપ્તનો ચોપડો ય રહી ગયો કોરો ને કટ.
તેની ફુગાઈને ફૂલી ગયેલી કાયાને
વાર શી લાગે ઓળખવામાં!
આકાશના ફીણ થઈ ગયા રોમેરોમ
તણખવા લાગી મારી નજર.
અપથ્યને આરોગીને અજગર અમળાતો હતો.
મીઠાં પાણીનાં માછલાં તેને રમાડતાં હતાં.

## વિદાય | રસિક પંડ્યા

ગાડીની પીઠ ઉપરનું લાલ ચાંદુ
ધીરે ધીરે મારા લોહીમાં છલકાય છે, ઘેરાય છે.
કોઈ અજાણ્યા રોગનાં જંતુઓ
તેમની પૅરેશુટ ફટાફટ ઉઘાડી રહ્યાં છે!
ધુમાડા અને કોલસીથી છલકાતી
લંબાતી જતી નજર–પટ્ટી વિના
તેઓ ઉતરાણ પણ ક્યાં કરશે?
લાલ મેદાન તો ગાડી લઈ ગઈ!!
મારો પહેલો જ શ્વાસ લંગડાય છે.
અશ્રુરાખ તેના રંગસૂત્રોમાં પ્રવેશી ચૂકી છે.
વિદાય થતા દિવસના પગલાંના પડઘા
મારાં બે ડહોળાયેલાં ખાબોચિયાંમાં તરફડે છે.
ઈદને દિવસે કપાઈ ગયેલાં ઘેટાં
પરકાયા પ્રવેશ માટે
ખોળિયાં છોડીને ભટક્યા કરે છે.
ક્ષિતિજની કાંધે ચઢીને
ડૂસકને લંબાવી રહેલા આકાશનો ઠંડો શ્વાસ
પૃથ્વીના સ્વેટરના પોલા ટાંકામાં
અટવાઈ રહ્યો છે
આંટા મારે છે.
ટાવરના ટકોરા
તેમની આજની વ્યર્થતામાં થીજરાય છે;
જાહેર બાગના ખૂણાના એકાન્તમાં
તાજા કપાયેલા ઘાસને ફેંફોસે છે.
વાદળીઓની પેઠે પારના તારાઓના શ્વાસોચ્છ્વાસથી
સમસ્ત ઝીલમીલ અવકાશ જીવતો રહ્યો છે.
આસોપાલવની ઘટામાંથી છટકી આવેલા
હેરિયાની આણીથી
ચંદ્રમાના કાળજામાં કાણું પડી ગયું છે.
અને તેનું ધોળું લોહી
કાળી શાહી નહીને ધોવામાં જ વપરાઈ ગયું.

પ્રવેશ દ્વાર ઊપર ઉભેલું રોજ્વથી પૂતળું
આજની રાતથી બચવા
મારી અંદર સરતું જાય છે
અને હું
ઘડિયાળની ટક્ ટક્‌ના પડછાયામાં
શહેરની સડક ઉપર
તાજા પથરાયેલા ડામર ઉપર
પથરાતો જાઉં છું

## પર્ણ રંગના પાણી | પ્રિયકાન્ત મણિયાર

પટ પ્હોળામાં બહુ પથરાયાં–લોચન તરસ્યાં જાણી
મેરુ કટિ સામા સામા
મૂલ તરુનાં જલ કાંઠામાં
મીન જેટલાં પર્ણ ફરકનાં
પર્ણ જેટલાં મીન સરકતાં?
સૂર્ય શોષમાં હળુ હળુ લહરે–ઉરને કૂંપળ-લ્હાણી,
ચૂસ્ત ચોંટ્યું તે નભ પડ ઊનયું
અહીં ઊછળ્યાં જલમાં ઊભયું
સનિક્ષ સામટાં એક શ્વાસથી
વેગ ભરે તે કયા પાસથી
રહ્યો પૂલ પર ઊભો તોયે મુજને રહેતાં તાણી!

## અને.. | જગદીશ ત્રિવેદી

અને એણે સાચ્ચે સ્વરૂપ–મદની આખર કરી!
કરા કારી રે! રે! ઝરમર મિરાસગીત મહીં!
કટોરી આંખોની–તનસન કટારી લહ તણી!
કપોલો–ઓષ્ઠોની સુરખી મહીં તો અગ્નિ ભભૂકયો!
કશી વીંઝાતી એ મૃદુ કરનતા ચોર સરખી!
અને જે પાનીથી નિત નવલ છંદોલય લહું—
ક્ષણમાં ત્યાંથી તો ધમધમ સર્યું ભૈરવ રવ!

કહો નાનું ગુનો કેવલ અમ હાથે થઈ ગયો?
અમે તો જાતા'તા વન ગજવતા રમ્ય ટહુકે—
થપાટો વાસતી સમીર તણી માણુત મંદીની!
અમારી દૃષ્ટિમાં ક્ષણ ક્ષણ હતો મંજિલ–તટ,
અમારે ન્હોતી ને ફુરસદ બીજું કૈં નીરખવા!
ત્યહીં તો ક્યાંથીયે તમ નજરનું પંખી ભૂખડુ
ભર્યું* ચાંચાગી, ને સફર અધૂરી આદરી કરી!

---

* ચાંચાટવું–ચાંચો મારવી

( અનુસંધાન પાન ૬નું ચાલુ )

ભારતના બુદ્ધિજીવીઓ માથે ભારતના અને વિશ્વના ભાવિ ઈતિહાસની જવાબદારીઓ ઓછી નથી, જેવી તેવી નથી અને ફરી એક વાર કહું કે આ જવાબદારીઓ યુદ્ધ દરમ્યાન સતત દરેક તબક્કે તે પ્રસંગે જેટલી પાર પાડશું એટલે અંશે આપણે આપણું ભાવિ ઉજ્જ્વળ બનાવી શકીશું આજે આ મૂલ્યો વિષે ઉદાસ રહીશું તો આવતી કાલ લશ્કરી વિજય મેળવવા છતાં ય, મૂલ્યધ્વંસની જ હશે—એ વિષે મારા મનમાં શંકા નથી

# *માનવ, તારું ભાવિ ? | બર્ટ્રાન્ડ રસેલ ( અનુ : સુભદ્રા ગાંધી )

પૃથ્વીના ગ્રહ પર જે બધી જીવયોનિઓ છે, તેમાં માણસ—અથવા તો જે પોતાને કંઈક અભિમાન પૂર્વક Homo sapiens ( અર્થાત્ અક્કલવાળું પ્રાણી ) તરીકે ઓળખાવે છે તે—એક અત્યંત કૌતુકમય ને છતાં અતિશય સંતાપકારી પ્રાણી છે.'

મંગળના ગ્રહ પર વસનાર કોઈ ફિલસૂફ—જીવ-વિજ્ઞાની, જો આપણી પૃથ્વીની વનસ્પતિ ને પ્રાણી સૃષ્ટિ વિષેની માહિતી આપતું પુસ્તક લખે, તો એના છેલ્લા પ્રકરણનું પહેલું વાક્ય કંઈક ઉપર કહ્યું તેવું જ હશે. પરલોકના આ માનવી જેટલી સહજ તટસ્થતા ને એના જેટલી જ વિશાળ દૃષ્ટિથી આ લોકની પરિસ્થિતિનું અવલોકન કરવું, આપણે માટે તો દુષ્કર જ ગણાય. કારણ આપણે તો આપણા સહજ પ્રકૃતિગત આવેગો ને ભાવોમાં એવા તો રચ્યાપચ્યા હોઈએ કે, આવું તટસ્થ નિરીક્ષણ આપણે માટે લગભગ દુઃસાધ્ય જ ગણાય.

આપણી આ મર્યાદા છતાં, જો આપણે કલ્પિત મંગળગ્રહ-નિવાસીની દૃષ્ટિએ, આપણી જાત વિષેનું આવું કંઈક ચિંતન કરવાની અવારનવાર કોશિશ કરીએ તો તે ઘણું જ ઉપકારક થઈ પડે ખરું. આ ચિંતનના પ્રકાશમાં આપણે માનવજાતનાં ભૂત, વર્તમાન ને ભાવિને [illegible] એ. રે. ને. એ. રીતે કે, માણસે આજ સુધીમાં આ પૃથ્વી પરની જીવસૃષ્ટિ પરત્વે સારું નરસું શું શું કર્યું છે, આજે એ શું કરી રહ્યો છે, ને હવે પછી તે શું કરનાર છે ! ભવિષ્યમાં આ પૃથ્વી પર જ નહિ, પરંતુ બ્રહ્માંડમાં અન્યત્ર પણ એ શું શું કરી શકે એમ છે, એનો પણ અંદાજ લેવા કોશિશ કરી શકાય. જેમ અંતરીક્ષ-યાનમાંથી જોયે નજર કરતાં નાની નાની પહાડીઓનું અસ્તિત્વ લોપાઈ જઈ, બધી જમીન સપાટ દેખાય છે, તેમ આવા પ્રકારના નિરીક્ષણમાં ખૂબી એ છે કે, માનવીના ક્ષણિક આવેગોનું મહત્ત્વ લોપ પામી જઈ, કેવળ ચિરસ્થાયી મહત્ત્વ ધરાવનાર વસ્તુ જ આગળ તરી આવે છે, ત્યારે મર્યાદિત દૃષ્ટિકોણથી જોતાં આવું બનતું નથી.

આરંભકાળે તો જીવન ટકાવવા માટેના સંઘર્ષમાં આદિ-માનવી માટે ભાવિ એવું આશાસ્પદ લાગતું ન હતું. એ દિવસોમાં એની વસ્તી નહિ જેવી હતી. વળી હિંસક પશુઓથી બચવા માટે ઝાડ ઉપર ચઢવાની બાબતમાં એ વાંદરા કરતાં ઓછો ચપળ હતો, કાતિલ ઠંડીથી બચવા માટે એની પાસે ન મળે બીજાં પ્રાણીઓની જેમ કુદરતી રુવાંટીનું રક્ષણ, તેમાં વળી બાળપણનો કાળ એનો સૌ કરતાં લાંબો. બીજાં પ્રાણીઓની હરીફાઈમાં પોતાનો ખોરાક મેળવવાનું કામ પણ એને માટે એટલું જ મુશ્કેલ. આ બધી ત્રિજ્યાપો. છતાં કુદરત તરફથી મળેલ બક્ષિસ રૂપે એની પાસે એક વિશિષ્ટ વસ્તુ હતી—ને તે એનું મગજ.

વખત જતાં આ એક જ લાભ એને ચક્રવતી લાભ થઈ ફળ્યો. એણે જ એને જીવન ટકાવવા માટે નાસભાગ કરતા એક ત્રસ્ત પ્રાણીમાંથી આ પૃથ્વીના

* આ જ શીર્ષક હેઠળ, આ વિષય લઈ ને, મેં એના અંગે વધુ વિસ્તૃત રીતે મારા પુસ્તક Human Society in Ethics and politics'માં લખ્યું છે—બર્ટ્રાન્ડ રસેલ.

* 'Has Man a Future ?' ના પ્રથમ પ્રકરણનો અનુવાદ

સ્વામીની પાયરીએ ચઢાવી દીધો. એની આ પ્રગતિનાં આરંભનાં પગથિયાં ઇતિહાસ લખાયો તે પૂર્વના સમયનાં છે અને તેના ક્રમ વિશેની માન્યતાઓ મોટે ભાગે અનુમાન પર રચાયેલી છે.

સૌ પ્રથમ એણે અગ્નિને સાધ્યો. એ વખતે અગ્નિ એને માટે એટલો જ જોખમકાર હતો જેટલી પરમાણુની શક્તિ આજે આપણા યુગને માટે જોખમકારક છે. અગ્નિને કારણે એના ખોરાકમાં સુધારો થયો. એટલું જ નહિ, ગુફાના મોં આગળ અગ્નિનું તાપણું સળગતું રાખી, એ નિશ્ચિંત બની, સલામત રીતે ઊંઘ લઈ શક્યો. તે પછી તો એણે ભાલા ને ધનુષબાણની શોધ કરી. ઊતરામણા ખાડા ખોદી વનનાં વિશાળકાય ને વિકરાળ પ્રાણીઓને એમાં સપડાવી, એણે એમને લાચાર બનાવી દીધાં. રહેતાં રહેતાં એણે પશુપાલનની કળા ખીલવી, ને ઇતિહાસના ઉષ:કાળથી તો એણે કૃષિવિદ્યા પણ શીખી લીધી.

પરંતુ આ તમામ લાભોને ટપી જાય એવો જે એક લાભ એને સાંપડ્યો, તે ભાષાનો. પ્રાણીના જેવા જ બૂમબરાડા ને ચીસોમાંથી રહેતે રહેતે અત્યંત ધીમી ગતિએ, એણે પોતાની બોલચાલની ભાષા વિકસાવી. આરંભકાળની એની લેખિત ભાષા, તે કંઈ એની વાણીનું પ્રતિનિધિત્વ કરનારી વસ્તુ ન હતી પરંતુ સૂચક ચિત્રોમાંથી કાળક્રમે ઘડાતાં ને વિકસતાં એણે વ્યવસ્થિત લિપિનું સ્વરૂપ પ્રાપ્ત કર્યું. એનામાં રહેલ અપૂર્વ શક્તિને કારણે ભાષા માણસના અનુભવના સંચય ને વિનિમયનું વાહન બની શકી. એના જ સહારે એક પેઢીનું જ્ઞાન અખંડ સ્વરૂપે બીજી પેઢીને વારસામાં આપી શકાયું. આમ થતાં વ્યક્તિગત અનુભવનું સ્થાન મહદ્ અંશે શિક્ષણે લીધું.

વાણી કરતાં ય વિશેષ રીતે, લેખને માણસને માટે જ્ઞાનકોષ રચવાની શક્યતા ઊભી કરી તે જ પ્રમાણે દસ્તાવેજી આલેખોએ સ્મૃતિઓને ટેકો પૂરવાનું કામ કર્યું. વ્યક્તિઓએ જે કંઈ સંશોધન કર્યું હતું, એનો સંચય કરવાની આ સહુલિયતે, માણસજાતની પ્રગતિમાં બીજી કોઈ પણ વસ્તુ કરતાં વિશેષ ભાગ ભજવ્યો. એવો પણ એક ગાળો હતો, જ્યારે પ્રજનનક્ષેત્રે થયેલ પ્રગતિની હારોહાર રહી શકે તેવા મગજની ખિલવણી માણસમાં થતી રહેલી. પરંતુ એ ગાળો પૂરો થયાને આજે તો પાંચ લાખ વર્ષ વીતી ચૂક્યાં છે. તે દિવસથી માંડીને તે આજ સુધી એના મગજની શક્તિમાં નૈસર્ગિક પરિવર્તન ભાગ્યે જ કંઈ આવ્યું હશે. આજ સુધીમાં માણસે જે કંઈ પ્રગતિ કરી છે, તેનો આધાર પરંપરાગત પ્રણાલિ તેમ જ શિક્ષણ દ્વારા પ્રાપ્ત થયેલ કૌશલ પર રહ્યો છે. આજની એની આ સિદ્ધિઓનો પાયો તો છેક પ્રાગૈતિહાસિક યુગમાં નખાયેલો. ને તે પણ મોટે ભાગે કશા જ જાગૃત હેતુ વિના. પણ એક વાર એનો પાયો નખાયો પછી તો જ્ઞાન તેમ જ નૈપુણ્યની બાબતમાં અવિરત ગતિએ એણે પ્રગતિ સાધી છે. આ છેલ્લી પાંચ સદી દરમિયાનની એની પ્રગતિ તો એના સમગ્ર ઇતિહાસ-કાળની પ્રગતિ કરતાં ક્યાંય મહાન છે. ને હકીકતે, આપણા આ યુગની મોટી મુસીબત જ એ રહી છે કે, કસબની બાબતમાં જેટલી ઝડપે પ્રગતિ સાધી શકાઈ છે, એટલી ઝડપે માણસની વિચારવાની આદતને બદલી શકાઈ નથી. પરિણામે, જેમ જેમ કૌશલ્ય ખીલતું ગયું, તેમ તેમ માણસનું ડહાપણ એની તુલનામાં ઝાંખું પડતું ગયું છે.

મન્વન્તરના એક કાળે તો લાંબા ગાળા સુધી માનવીનું અસ્તિત્વ જ શંકાસ્પદ બની ગયું હતું છતાં ભૂતકાળના આ કઠોર જીવનસંઘર્ષમાંથી—એ સંઘર્ષને પ્રતાપે ઘડાયેલ કૌશલ્ય તેમજ સહજ વૃત્તિઓ ને ટેવોનો વારસો લઈને—એ બહાર આવ્યો. જો કે હજી એણે કેટલાંક અમાનુષી એવાં સંકટોનો સામનો કરીને જ જીવન ટકાવવાનું હતું. એ સંકટો એટલે દુકાળ, પૂર, જ્વાળામુખી ઇત્યાદિ. એ દિવસોમાં દુકાળ સામે લડવા માણસ શું શું કરતો, એ વિષે તો 'Book of Genesis'માં (અર્થાત્ સૃષ્ટિની ઉત્પત્તિ અંગેની બાઈબલની ધર્મકથામાં) લખેલું છે. રેલસંકટ સામે બચવા માટે બે રીતિઓ અજમાવવામાં આવતી. એમાંની એક હતી ચીની રીત. ચીનાઓએ એમના ઇતિહાસના ઉષ:કાળથી પીળી નદીનાં પૂરથી બચવા માટે ખાઈઓ ખોદવાનો ને બંધ બાંધવાનો રસ્તો

લીધેલો. ત્યારે એશિયાના પશ્ચિમી દેશોએ બીજી રીત અજમાવેલી, તે નોઆહની ધર્મકથા પરથી જાણવા મળે છે. તેમાં આવાં સંકટથી બચવાના એકમાત્ર ઉપાય લેખે સદાચારી જીવન ભણી આંગળી ચીંધવામાં આવી. જ્વાળામુખીના ભય સામે પણ એમણે તો આ જ માર્ગ ચીંધ્યો. સોડોમ ને ગોમોરાહની નગરીનાં વિનાશનાં વર્ણનમાં એમની આ દૃષ્ટિનું જ સાહિત્યિક સ્વરૂપ આપણને જોવા મળે છે. ત્યારથી માંડીને તે આજ દિવસ સુધી આ બંને પ્રકારની વિચારપ્રણાલીઓ—એક ચીની ને બીજી પશ્ચિમ એશિયાઈ—કંઈક અડવાપણાના ભાવ સાથે એકબીજા સાથે સંઘર્ષ કરતી, પોતાનું એકધારું અસ્તિત્વ ટકાવી રહેલ છે. એક રીતે જોઈએ તો એ બેમાં, ચીની દૃષ્ટિકોણનું મહત્ત્વ વધુ ને વધુ સ્વીકારાતું ગયું છે. છતાં આજે આપણે સ્વીકાર કરવો પડશે કે, આપણી દુનિયાના અર્વાચીન વિકાસે આપણને એ વસ્તુ પણ સમજાવી દીધી છે કે, પોતાનું અસ્તિત્વ ટકાવી રાખવા માટે માણસે ખાઈઓ ખોદવાની ને બંધો બાંધવાની જેટલી જરૂર છે, એટલી જ જરૂર એણે પોતાના જીવનને સદાચારી (તદ્દન જુનવાણી અર્થમાં નહિ) બનાવવાની છે.

માણસ એની આસપાસની, સૃષ્ટિના અમાનુષી ભયો સામે ટક્કર ઝીલી બહાર આવ્યો, ત્યારે આગલા યુગોમાં જીવવા ને ટકી રહેવા માટે જે સહજવૃત્તિઓ ને ઊર્મિઓ તેને ઉપયોગી થયેલાં, એનો વારસો પોતાની નવી દુનિયામાં પણ એ સાથે લેતો આવ્યો. શક્ય હોય ત્યાં સુધી જીવનને ટકાવી રાખવા માટે એને ખડતલપણાની, જીવન માટેની પ્રબળ સંકલ્પશક્તિની, સાવધાનીભરી યુદ્ધવૃત્તિની ને ભીતિ પ્રત્યે સદા સજાગ રહેવાની જરૂર હતી. કેટલીકને સમયે ભમે તેવા સંકટનો સામનો કરવાને એને સાહસની જરૂર પડતી. પરંતુ એ પુરાણાં સંકટો ટળી ગયાં પછી, એની એ પુરાણી ટેવો ને સહજવૃત્તિઓનો એને ઉપયોગ શો રહ્યો?

પેર, આ સમસ્યાનો પણ ઉકેલ એણે શોધી તો કાઢ્યો. પણ કમભાગ્યે એનો એ ઉકેલ બહુ સુખકારક નથી નીવડ્યો. આજ પહેલાં જે વેર ને ભયની આશંકાથી તે જંગલનાં વાઘસિંહ તરફ જોવા ટેવાયેલો, એ જ ખુનસભરી દૃષ્ટિ ને ભયની આશંકાથી એણે પોતાના સહવતની—માણસો તરફ જોવા માંડ્યું. અલબત્ત બધા જ માણસોની સામે તો એ રીતે જોવાથી ચાલે એમ હતું જ નહિ. કારણ કે અનેક યુક્તિઓ દ્વારા તેણે આજ સુધી પોતાનું જીવન ટકાવ્યું હતું, તેમાં માણસ માણસ વચ્ચેનો સામાજિક સહકાર પણ એક મહત્ત્વની વસ્તુ હતી. એથી જ જે લોકોને એણે પોતાના સહકારી ઘટકની બહારનાં ગણ્યાં, તેમની સામે એણે વેર ને ભયની દૃષ્ટિએ જોયું.

આમ એક બાજુથી, પોતાની ટોળીનું સંગઠન સાધીને ને બીજી બાજુથી, પદ્ધતિસરની લડાઈ યોજીને, એણે પોતાની પુરાણી વૃત્તિઓ ને માનસનો નવી જીવન-પરિસ્થિતિમાં પણ મેળ બેસાડ્યો. આમ યુગોયુગના જીવનસંઘર્ષે પ્રેરેલ બર્બર ક્રૂરતા અને ભયભરી આશંકાની વૃત્તિની સાથે માણસે પોતાના સમાજને ટકાવવા માટે અનિવાર્ય એવી સામાજિક સહકારની વૃત્તિનો મેળ બેસાડવાની કોશિશ કરી, ને ઘણા સૈકાઓ સુધી તો આમ ચાલ્યું ય ખરું.

ઇતિહાસના આરંભકાળથી માંડીને તે વર્તમાન યુગ સુધી, માનવીની બુદ્ધિએ પ્રગટાવેલ કૌશલે સતત રીતે એના જીવનની પરિસ્થિતિને પલટ્યા કરી છે. પરંતુ આદિયુગના બર્બરકાળમાં ઘડાયેલ એની મનોવૃત્તિઓ ને ઊર્મિઓ તો લગભગ એ જ કોટિનાં રહી ગયાં છે.

આદિયુગમાં ભય ને આશંકાની જે વૃત્તિઓ અ-માનવી જગતમાં, તે કાળની પરિસ્થિતિવશાત્ જન્મી ને વિકસી હતી, તે વૃત્તિઓ આજના જમાનામાં, પોતાની જ દુનિયામાં વસતા માનવીના હરીફ જૂથો પ્રત્યે વહેવડાવીને માણસે પોતાના સમાજમાં નવા જ પ્રકારની જૂથબંધીની વૃત્તિ પેદા કરી. માણસ કંઈ કીડી ને મધમાખીની હદે સંપૂર્ણપણે સામાજિક એવો જીવ નથી જ. કીડી ને મધમાખીમાં તો નૈસર્ગિક રીતે જ સમાજ-વિરોધી વર્તન કરવા માટેની વૃત્તિ સુદ્ધાં હોતી નથી. માણસે અનેક વાર પોતાના

રાજાઓની હત્યા કરી છે. ત્યારે *મધમાખીઓએ ભેગાં મળીને પોતાની રાણીને મારી નાખી હોય એવું બન્યું નથી અલબત્ત, બીજા કોઈ કીડિયારાની કીડી અકસ્માતથી પણ જો પોતાના દરમાં આવી ચડી, તો તરત એને મારી નાખવામાં આવે છે. ને એ બાબત એમને ત્યાં કદી 'શાંતિમય વિરોધનો પોકાર' ઊઠતો જણાયો નથી. અસંમત લઘુમતી જેવી વસ્તુથી એમનું જગત સાવ અજાણ છે ને અનિવાર્ય રીતે સામાજિક સંવાદિતા જ એમના વ્યક્તિગત આચાર-વ્યવહારનું નિયંત્રણ કરનાર તત્ત્વ બની રહે છે. પણ માણસજાતને માટે આમ બનતું નથી.

આદિયુગનો માનવી તો એના કુટુંબ કરતાં વિશેષ મોટા જૂથ જેવી વસ્તુને જ કદાચ જાણતો ન હતો. ઘણું કરીને તો માનવ–શત્રુઓ તરફથી આવી પડતાં આક્રમણો સામે ટક્કર લેવા સાવધ બનતાં માનવીએ પોતાના કુટુંબને વિસ્તાર્યું, ને ટોળાંઓ બાંધી રહેવા માંડ્યું. એ ટોળીઓમાં પણ કદાચ સૌનો આદિપુરુષ–વડેરો જુઓ તો એક જ હતો યુદ્ધના મંસ્રેગ ઊભા થતાં એ ટોળાંઓ એકમીજા સાથે સગઠિત બની, અને એમાંથી જ આગળ વધતાં વધતાં રાષ્ટ્રો, સામ્રાજ્યો ને મિત્રરાષ્ટ્રજૂથો ઊભાં થયાં.

માણસના સમાજને માટે આધારભૂત ને અનિવાર્ય રીતે જરૂરી એવું આ સામાજિક સગઠન અનેક વાર તૂટી પડ્યું છે, ને એમ બનતાં અનેક સમાજો પરાજય પામ્યા છે પરિણામે—કઈક અંશે નૈસર્ગિક વરણીના કુદરતી કાનૂનને અનુસરીને, તો કઈક અંશે પોતાના સ્વાર્થ વિષેની સતર્કતાને કારણે—માણસ મોટા ને મોટા માનવસમહ સાથે સહકાર સાધવાની શક્તિ કેળવતો ગયો છે ને આ રીતે એના વડાઓમાં જે સામાજિક વૃત્તિનો અભાવ હતો, તેવી સામાજિક વૃત્તિ પ્રદર્શિત કરવા તે સમર્થ બન્યો છે.

આપણે જે જગતમાં જીવી રહ્યા છીએ, તે ૬૦૦૦ વર્ષની સુવ્યવસ્થિત લડાઈઓ થકી ઘડાયેલ જગત છે.

* સિવાય કે એ મધપૂડાના દસ્તરમાં હોય. બાકી આકસ્મિક ખૂનામરકી ફાટી નીકળવી એ તો એમનામા અશક્ય જ.

પુરાણા જમાનામાં હારેલી વસ્તીની રીતસર સમૂળી કતલ કરી નાખવામાં આવતી, અથવા તો એ વસ્તીની સંખ્યા એકદમ ઘટાડી નાખવામાં આવતી. યુદ્ધમાં વિજય મેળવવા માટે માણસને અનેક પરિબળો પર આધાર રાખવો પડતો. આમાં સૌથી મહત્ત્વનાં પરિબળ એટલે—વધારે મોટી વસ્તી, બહેતર કાર્ય-કુશળતા, ને ચઢિયાતું સમાજસંગઠન, તેમ જ એની વસ્તીની ઘગશ.

કેવળ જીવશાસ્ત્રના દષ્ટિબિંદુથી જુઓ તો અમુક મર્યાદિત વિસ્તારમાં વસતા માણસોની સંખ્યામાં વધારો કરવા પ્રેરનાર કોઈ પણ વસ્તુને પ્રગતિનું સાધન ગણી શકાય. ને આવા સકુચિત દષ્ટિબિંદુથી વિચારીએ તો યુદ્ધોનેય આવકારદાયી ગણી શકાય.

આ દષ્ટિએ જ રોમન લોકોએ પોતાના પશ્ચિમી સામ્રાજ્યની વસ્તીમાં ઘણો સારો એવો વધારો કર્યો હોવો જોઈએ. કોલમ્બસે તેમ જ એના ઉત્તરાધિકારીઓએ પૃથ્વીના પશ્ચિમ ગોળાર્ધને (કોલમ્બસના આગમન પૂર્વેની) ત્યાંની આદિવાસી 'ઇન્ડિયનો'ની વસ્તી કરતાં અનેકગણી મોટી વસ્તીનું પોષણ કરવાની ફરજ પાડેલી. ચીન તેમ જ ભારતમાં યુગોયુગના સમયોને અંતે વિજયી નીવડેલ ચક્રવર્તી સામ્રાજ્યોએ એ દેશોની પ્રચંડ વસ્તીને શક્ય બનાવી. ત્યારે બીજી બાજુથી આ પણ છે : તુર્કોએ જેમ બાયઝૅન્ટાઇન સામ્રાજ્યને નુકસાન પહોંચાડ્યું, તેમ મોંગોલ લોકોએ પર્શિયાને અનહદ નુકસાન કર્યું. રોમન સામ્રાજ્યની પડતી થતાં, ઉત્તર આફ્રિકાના પ્રદેશને જે પારાવાર નુકસાન વેઠવું પડેલું, એની આંખે ચડે એવી સાબિતી તો આજે વેરાન બનીને પડેલો એ પ્રદેશ પૂરી પાડે છે. ચીનમાં તાઈપીંગના બળવાએ જાનમાલની જે ખુવારી કરી, તે પ્રથમ વિશ્વયુદ્ધની ખુવારીને ય ટપી જાય આ તમામ ઘટનાઓમાં વિજય હમેશાં સસ્કૃતિમાં પછાત એવા પક્ષને ભાગે જ ગયેલ છે. દેખીતી રીતે ઊલટા લાગે એવા આ બે દાખલાઓ છે. પણ એકંદર જોવા જતાં ભૂતકાળનાં આ યુદ્ધોએ આપણી આ પૃથ્વી પર વસનારાં માણસોની સંખ્યાને ઘટાડવા કરતાં, એમાં વધારો કરવાનું કામ જ વિશેષ કર્યું છે.

[ 'વિશ્વમાનવ : સપ્ટેમ્બર-ઓક્ટોબર '૬૨

જીવશાસ્ત્રની દૃષ્ટિ ઉપરાંત એક બીજી દૃષ્ટિએ પણ વિચાર થઈ શકે. કેવળ સંખ્યાબળની દૃષ્ટિએ જોવા જાઓ, તો તો કીડીઓની જાત માણસજાત કરતાં સેંકડોગણી વધારે સફળ નીવડી મનાય. ઑસ્ટ્રેલિયામાં મેં એવો વિશાળ ભૂવિસ્તાર જોયેલો છે, જ્યાં માણસની વસ્તીનું નામનિશાન નથી! આખો પ્રદેશ કેવળ ઉધઈના અસંખ્ય રાફડાઓથી જ છવાઈ ગયેલો છે. પણ એટલા જ કારણસર કંઈ આપણે ઉધઈને માણસ કરતાં ચઢિયાતો જીવ ગણતા નથી. મોટા કદનાં, આંચળવાળાં પ્રાણીઓમાં, પોતાની સંખ્યાને ઘણી મોટી બનાવી દેવાની શક્તિ કેવળ માણસમાં જ છે. એની આ શક્તિ ઉપરાંત પણ માણસમાં બીજા અનેક ગુણો રહેલા છે. ને એ ગુણો કેવળ માણસની જ વિશેષતા છે. આ ગુણોને સમગ્રપણે કોઈ એક નામે ઓળખવા હોય, તો એને ( Cultural ) સાંસ્કૃતિક ગુણો—એવું નામ આપી શકાય. આ ગુણો આખા માનવસમાજ કરતાં વિશેષ તો વ્યક્તિના ચારિત્ર્યની ખાસિયત સમા છે. સામાજિક સંગઠન યા તો યુદ્ધમાં વિજય મેળવવાની શક્તિ કરતાં તદ્દન નિરાળી જ વસ્તુ સાથે એને નિસ્બત છે.

આજે આખી માણસજાત એકબીજાનાં હરીફ જ નહિ, પણ પરસ્પર દુશ્મનાવટ ધરાવતાં વિભિન્ન રાષ્ટ્રોમાં વહેંચાઈ ગયેલી છે. આ વસ્તુએ દેશેદેશની અંદર 'આદરણીય વ્યક્તિ કોણ!' એ વિષેના લોકોના ખ્યાલને ભયંકર હદે વિકૃત કરી નાખેલો છે. અમારે ત્યાં બ્રિટનમાં જે મોટાં મોટાં જાહેર સ્મારકો રચાયેલાં છે, તેમાં નેલ્સન ને વેલિંગ્ટનની સ્મૃતિને અખંડ રાખવા માટે ઊભાં કરાયેલાં સ્મારક વિશેષ ધ્યાન ખેંચે એવાં છે. આ બંને મહાપુરુષોની કીર્તિ, એ પરદેશીઓની કતલ કરવાના એમના કૌશલને આભારી છે. આમાં વિચિત્ર વસ્તુ તો એ છે કે, આ બંને મહાપુરુષોએ દાખવેલ કૌશલ બાબત, અમારા દેશના લોકો જે ગૌરવ ને અહોભાવ અનુભવે છે, તેવી લાગણી પરદેશીઓના દિલમાં પેદા થઈ શકતી નથી. તમે જો બ્રિટનનો વતની ન હોય એવા કોઈ સુશિક્ષિત માણસને સવાલ કરો કે, 'બ્રિટનનું ગૌરવ પ્રકટ કરે એવી વસ્તુ તમને કઈ લાગી?' તો મોટે ભાગે, એને મોઢે તમને નેલ્સન વેલિંગ્ટનનાં નહિ, પણ શેક્સપીઅર, ન્યૂટન ને ડાર્વિનનાં નામ સાંભળવા મળશે. ખેર; પરદેશીઓની કતલ પણ કદાચ, કોઈ એક જમાનામાં એ દેશને માટે—ને એકંદર મળીને તો આખી માણસજાતને માટે—જરૂરી ગણાઈ હશે ભલે, તમે એનું વાજબીપણું પણ પુરવાર કરી શકો એમ હો. તેમ છતાં આખરે તો એનું મૂલ્ય એક 'પોલીસ વર્ક' પૂરતું, એક 'સંરક્ષણ કાર્ય' પૂરતું સીમિત ગણાય. એના થકી બહુ બહુ તો તમે તમારું રાષ્ટ્રીય અભિમાન પ્રકટ કરી શકો, યા તમારી શિકારીવૃત્તિનું પ્રદર્શન કરી શકો, એથી વિશેષ શું?

માણસ મારવાની કળામાં નિપુણતા પ્રાપ્ત કરી લેવાથી કંઈ માણસજાત આદરને પાત્ર નથી ઠરતી.

મિસરના લોકોની 'Book of the Dead' –મૃતાત્માની ધર્મકથામાં લખ્યું છે કે, મનુષ્યજાતિના સર્વનાશને અંતે, બચી ગયેલ એકમાત્ર માનવીને પાતાળ લોકના ન્યાયદેવતા સમક્ષ ખડો કરવામાં આવ્યો, ત્યારે એ માનવીએ કહ્યું, 'પ્રભુ! માણસજાતનો નાશ થયો, એ બહુ ખોટું થઈ ગયું!' એની જેમ આપણે પણ જો માણસજાત પરત્વે કંઈ કહેવાનું આવે તો શું કહીશું? હું ઇચ્છું કે, આપણે એમ કહી શકીએ કે, 'પ્રભુ! એકંદર માણસનું જીવન સુખમય હતું.' પરંતુ વાસ્તવમાં હકીકત કંઈક જુદી જ છે. માણસે જ્યારથી ખેતીની, સામાજિક અસમાનતાની, ને સુયોજિત લડાઈની શોધ કરી, ત્યારથી માંડીને તે આજ સુધી દુનિયાની મોટા ભાગની વસ્તીએ ભારે મુસીબતોભર્યું, કઠોર પરિશ્રમનું ને કરુણ દુઃખમય જીવન વિતાવવું પડ્યું છે. ભવિષ્યમાં કદાચ એ આટલું કપરું ન પણ રહે. પરંતુ એ તો જો માણસ એના ડહાપણના અંશમાત્રનોય ઉપયોગ કરી, માણસજાતના જીવનને સુખમય બનાવવા તત્પર બને તો જ સંભવે. આ આગાહીને સાચી બનાવવા માટે ખપજોગું ડહાપણ એને હાથે ચડશે કે કેમ, એ તો કોણ કહી શકે? ને એ બને નહિ, ત્યાં સુધી તો માણસજાતનો ઇતિહાસ એ સાર્વત્રિક સુખના ઇતિહાસ કરતાં જુદો જ રહેવાનો છે. ને ત્યાં સુધી માનવીનો અંતિમ પ્રતિનિધિ ઓસિરીસના દેવ આગળ એના વિનાશ બાબત અફસોસ પ્રગટ કરવાથી વિશેષ બીજું શું કરી શકવાનો હતો?

રાજાઓની હત્યા કરી છે ત્યારે *મધમાખીઓએ ભેગાં મળીને પોતાની રાણીને મારી નાખી હોય એવું બન્યું નથી અલબત્ત, બીજા કોઈ કીડિયારાની કીડી અકસ્માતથી પણ જો પોતાના દરમાં આવી ચઢી, તો તરત એને મારી નાખવામાં આવે છે ને એ બાબત એમને ત્યાં કદી 'શાંતિમય વિરોધનો પોકાર' ઊઠતો જણાયો નથી અસંમત લઘુમતી જેવી વસ્તુથી એમનું જગત સાવ અજાણ્યું છે ને અનિવાર્ય રીતે સામાજિક સંવાદિતા જ એમના વ્યક્તિગત આચાર વ્યવહારનું નિયંત્રણ કરનાર તત્ત્વ બની રહે છે પણ માણસજાતને માટે આમ બનતું નથી

આદિયુગનો માનવી તો એના કુટુંબ કરતાં વિશેષ મોટા જૂથ જેવી વસ્તુને જ કદાચ જાણતો ન હતો. ઘણું કરીને તો માનવ-શત્રુઓ તરફથી આવી પડતાં આક્રમણો સામે ટક્કર લેવા સાવધ બનતાં માનવીએ પોતાના કુટુંબને વિસ્તાર્યું, ને ટોળાંઓ બાંધી રહેવા માંડયું એ ટોળીઓમાં પણ કદાચ સૌનો આદિપુરુષ-વડેરો જુઓ તો એક જ હતો. યુદ્ધના સંજોગ ઊભા થતાં એ ટોળાંઓ એકબીજા સાથે સંગઠિત બની અને એમાંથી જ આગળ વધતાં વધતાં રાષ્ટ્રો, સામ્રાજ્યો ને મિત્રરાષ્ટ્રજૂથો ઊભાં થયાં

માણસના સમાજને માટે આધારભૂત ને અનિવાર્ય રીતે જરૂરી એવું આ સામાજિક સંગઠન અનેક વાર તૂટી પડયું છે, ને એમ બનતાં અનેક સમાજો પરાજય પામ્યા છે પરિણામે—કંઈક અંશે નૈસર્ગિક વરણીના કુદરતી કાનૂનને અનુસરીને, તો કંઈક અંશે પોતાના સ્વાર્થ વિષેની સતર્કતાને કારણે—માણસ મોટા ને મોટા માનવસમૂહ સાથે સહકાર સાધવાની શક્તિ કેળવતો ગયો છે ને આ રીતે એના વડાઓમાં જે સામાજિક વૃત્તિનો અભાવ હતો, તેવી સામાજિક વૃત્તિ પ્રદર્શિત કરવા તે સમર્થ બન્યો છે

આપણે જે જગતમાં જીવી રહ્યા છીએ, તે ૬૦૦૦ વર્ષની સુવ્યવસ્થિત લડાઈઓ થકી ઘડાયેલ જગત છે પુરાણા જમાનામાં હારેલી વસ્તીની રીતસર સમૂળી કતલ કરી નાખવામાં આવતી અથવા તો એ વસ્તીની સંખ્યા એકદમ ઘટાડી નાખવામાં આવતી યુદ્ધમાં વિજય મેળવવા માટે માણસને અનેક પરિબળો પર આધાર રાખવો પડતો આમાં સૌથી મહત્ત્વનાં પરિબળ એટલે—વધારે મોટી વસ્તી, બહેતર કાર્યકુશળતા, તે ચઢિયાતું સમાજસંગઠન, તેમ જ એની વસ્તીની ઘનતા.

કેવળ જીવશાસ્ત્રના દૃષ્ટિબિંદુથી જુઓ તો અમુક મર્યાદિત વિસ્તારમાં વસતા માણસોની સંખ્યામાં વધારો કરવા પ્રેરનાર કોઈ પણ વસ્તુને પ્રગતિનું સાધન ગણી શકાય ને આવા સંકુચિત દૃષ્ટિબિંદુથી વિચારીએ તો યુદ્ધોનેય આવકારદાયી ગણી શકાય

આ દૃષ્ટિએ જ રોમન લોકોએ પોતાના પશ્ચિમી સામ્રાજ્યની વસ્તીમાં ઘણો સારો એવો વધારો કર્યો હોવો જોઈએ કોલંબસે તેમ જ એના ઉત્તરાધિકારીઓએ પૃથ્વીના પશ્ચિમ ગોળાર્ધને (કોલંબસના આગમન પૂર્વેની) ત્યાંની આદિવાસી 'ઇન્ડિયનો'ની વસ્તી કરતાં અનેકગણી મોટી વસ્તીનું પોષણ કરવાની ફરજ પાડેલી ચીન તેમ જ ભારતમાં યુગોયુગના સંગ્રામોને અંતે વિજયી નીવડેલ ચક્રવર્તી સામ્રાજ્યોએ એ દેશમાંની પ્રચંડ વસ્તીને શક્ય બનાવી ત્યારે બીજી બાજુથી આ પણ છે તુર્કોએ જેમ ખલિફોના સામ્રાજ્યને નુકસાન પહોંચાડયું તેમ મોંગોલ લોકોએ પર્શિયાને અનહદ નુકસાન કર્યું રોમન સામ્રાજ્યની પડતી થતાં ઉત્તર આફ્રિકાના પ્રદેશને જે પારાવાર નુકસાન વેઠવું પડેલું, એની આંખે ચડે એવી સાબિતી તો આજે વેરાન બનીને પડેલો એ પ્રદેશ પૂરી પાડે છે ચીનમાં તાઈપીંગના બળવાએ જાનમાલની જે ખુવારી કરી, તે પ્રથમ વિશ્વયુદ્ધની ખુવારીને ય ટપી જાય આ તમામ ઘટનાઓમાં વિજય હમેશાં સંસ્કૃતિમાં પછાત એવા પક્ષને ભાગે જ ગયેલ છે દેખીતી રીતે ઊલટા લાગે એવા આ બે દાખલાઓ છે પણ એકંદર જોતા જતાં ભૂતકાળનાં આ યુદ્ધોએ આપણી આ પૃથ્વી પર વસનારાં માણસોની સંખ્યાને ઘટાડવા કરતાં, એમાં વધારો કરવાનું કામ જ વિશેષ કર્યું છે

* સિવાય કે એ મધપૂડાના દસ્તરમાં હોય બાકી આકસ્મિક ખૂનામરકી ફાટી નીકળતી એ તો એમનામાં અશક્ય જ

જીવશાસ્ત્રની દષ્ટિ ઉપરાંત એક બીજી દષ્ટિએ પણ વિચાર થઈ શકે. કેવળ સંખ્યાબળની દષ્ટિએ જોવા જાઓ, તો તો કીડીઓની જાત માણસજાત કરતાં સેંકડોગણી વધારે સફળ નીવડી ગણાય. ઑસ્ટ્રેલિયામાં મેં એવો વિશાળ ભૂ વિસ્તાર જોયેલો છે, જ્યાં માણસની વસ્તીનું નામનિશાન નથી. આખો પ્રદેશ કેવળ ઉધઈના અસંખ્ય રાફડાઓથી જ છવાઈ ગયેલો છે. પણ એટલા જ કારણસર કંઈ આપણે ઉધઈને માણસ કરતાં ચઢિયાતો જીવ ગણતા નથી. મોટા કદનાં, આંચળવાળાં પ્રાણીઓમાં, પોતાની સંખ્યાને ઘણી મોટી બનાવી દેવાની શક્તિ કેવળ માણસમાં જ છે. એની આ શક્તિ ઉપરાંત પણ માણસમાં બીજા અનેક ગુણો રહેલા છે. ને એ ગુણો કેવળ માણસની જ વિશેષતા છે. આ ગુણોને સમગ્રપણે, કોઈ એક નામે ઓળખવા હોય, તો એને ( Cultural ) સાંસ્કૃતિક ગુણો—એવું નામ આપી શકાય. આ ગુણો આખા માનવસમાજ કરતાં વિશેષ તો વ્યક્તિના ચારિત્ર્યની ખાસિયત સમા છે. સામાજિક સંગઠન યા તો યુદ્ધમાં વિજય મેળવવાની શક્તિ કરતાં તદ્દન નિરાળી જ વસ્તુ સાથે એને નિસ્બત છે.

આજે આખી માણસજાત એકબીજાનાં હરીફ જ નહિ, પણ પરસ્પર દુશ્મનાવટ ધરાવતાં વિભિન્ન રાષ્ટ્રોમાં વહેંચાઈ ગયેલી છે. આ વસ્તુએ દેશદેશની અંદર 'આદરણીય વ્યક્તિ કોણ?' એ વિષેના લોકોના ખ્યાલને ભયંકર હદે વિકૃત કરી નાખેલો છે. અમારે ત્યાં બ્રિટનમાં જે મોટાં મોટાં જાહેર સ્મારકો રચાયેલાં છે, તેમાં નેલ્સન ને વેલિંગ્ટનની સ્મૃતિને અખંડ રાખવા માટે ઊભાં કરાયેલાં સ્મારક વિશેષ ધ્યાન ખેંચે એવાં છે. આ બંને મહાપુરુષોની કીર્તિ, એ પરદેશીઓની કતલ કરવાના એમના કૌશલને આભારી છે. આમાં વિચિત્ર વસ્તુ તો એ છે કે, આ બંને મહાપુરુષોએ દાખવેલ કૌશલ બાબત, અમારા દેશના લોકો જે ગૌરવ ને અહોભાવ અનુભવે છે, તેવી લાગણી પરદેશીઓના દિલમાં પેદા થઈ શકતી નથી. તમે જો બ્રિટનનો વતની ન હોય એવા કોઈ સુશિક્ષિત માણસને સવાલ કરો કે, 'બ્રિટનનું ગૌરવ પ્રકટ કરે એવી વસ્તુ તમને કઈ લાગી?' તો મારે ભાગે, એને મોઢે તમને નેલ્સન વેલિંગ્ટનનાં નહિ, પણ શેક્સપીઅર, ન્યૂટન ને ડાર્વિનનાં નામ સાંભળવા મળશે. ખેર, પરદેશીઓની કતલ પણ કદાચ, કોઈ એક જમાનામાં એ દેશને માટે—ને એકંદર ગણો તો આખી માણસજાતને માટે—જરૂરી ગણાઈ હશે ભલે, તમે એનું વાજબીપણું પણ પુરવાર કરી શકો એમ હો. તેમ છતાં આખરે તો એનું મૂલ્ય એક 'પોલીસ વર્ક' પૂરતું, એક 'સંરક્ષણ કાર્ય' પૂરતું સીમિત ગણાય. એના થકી બહુ બહુ તો તમે તમારું રાષ્ટ્રીય અભિમાન પ્રકટ કરી શકો, યા તમારી શિકારીવૃત્તિનું પ્રદર્શન કરી શકો, એથી વિશેષ શું!

માણસ મારવાની કળામાં નિપુણતા પ્રાપ્ત કરી લેવાથી કંઈ માણસજાત આદરને પાત્ર નથી ઠરતી.

મિસરના લોકોની 'Book of the Dead' –મૃતાત્માની ધર્મ કથામાં લખ્યું છે કે, મનુષ્યજાતિના સર્વનાશને અંતે, બચી ગયેલ એકમાત્ર માનવીને પાતાળ લોકના ન્યાયદેવતા સમક્ષ ખડો કરવામાં આવ્યો, ત્યારે એ માનવીએ કહ્યું, 'પ્રભુ! માણસજાતનો નાશ થયો, એ બહુ ખોટું થઈ ગયું!' એની જેમ આપણે પણ જો માણસજાત પરત્વે કંઈ કહેવાનું આવે તો શું કહીશું? હું ઈચ્છું કે, આપણે એમ કહી શકીએ કે, 'પ્રભુ! એકંદર માણસનું જીવન સુખમય હતું.' પરંતુ વાસ્તવમાં હકીકત કંઈક જુદી જ છે. માણસે જ્યારથી ખેતીની, સામાજિક અસમાનતાની, ને સુયોજિત લડાઈની શોધ કરી, ત્યારથી માંડીને તે આજ સુધી દુનિયાની મોટા ભાગની વસ્તીએ ભારે મુસીબતોભર્યું, કઠોર પરિશ્રમનું ને કરુણ દુઃખમય જીવન વિતાવવું પડ્યું છે. ભવિષ્યમાં કદાચ એ આટલું કપરું ન પણ રહે. પરંતુ એ તો જો માણસ એના ડહાપણના અંશમાત્રનોય ઉપયોગ કરી, માણસજાતના જીવનને સુખમય બનાવવા તત્પર બને તો જ સંભવે. આ આશાઓને સાચી બનાવવા માટે જરૂરી એવું ડહાપણ એને હાથે ચઢશે કે કેમ, એ તો કોણ કહી શકે? ને એ બને નહિ, ત્યાં સુધી તો માણસજાતનો ઇતિહાસ એ સાર્વત્રિક સુખના ઇતિહાસ કરતાં જુદો જ રહેવાનો છે. ને ત્યાં સુધી માનવીનો અંતિમ પ્રતિનિધિ ઓસિરીસના દેવ આગળ એના વિનાશ બાબત અફસોસ પ્રગટ કરવાથી વિશેષ બીજું શું કરી શકવાનો હતો!

મારે જો ઓસિરીસના દેવ આગળ માનવજાતની જવાબદારી અખંડ રાખવા બાબત વકીલાત કરવાની આવે તો, હું તો કહું કે—' ઓ કઠોર ન્યાયદેવતા! અમારી માનવયોનિ સામેના જે જે આક્ષેપો રજૂ થયા છે, તે બધા તદ્દન વાજબી છે ને તેમાં ય આજે તો એ એટલા બધા સાચા છે કે તે અગાઉ કોઈ દહાડો નહોતા. તેમ છતાં ઓ દેવતા! મને કહેવા દો કે, અમારામાંના બધા જ એકસરખા ગુનેગાર નથી. એટલું જ નહિ, અમારામાં ભાગ્યે જ કોઈ એવું હશે, જેનામાં પરિસ્થિતિએ કેળવેલા ગુણો કરતાં બેહત્તર ગુણો કેળવવાની કોઈ શક્યતા જ ન રહી હોય. આપ એ વાત પણ રખે ભૂલતા કે, અમારી આ માનવજાતિ આદિકાળના અજ્ઞાનના અંધકારને, તેમ જ જુગોજુગના કઠોર જીવનસંગ્રામમાં જીતીને હજી હમણાં જ ઉપર આવેલી છે. આજે અમે જે કંઈ જાણીએ છીએ, તે બધું તો અમારી આ છેલ્લી બાર પેઢી દરમિયાન જ થયેલી શોધોનું પરિણામ છે. કુદરતનાં બળો પર મેળવેલા નવા પ્રભુત્વના કેફમાં ચકચૂર એવા અમારામાંના કેટલાક લોકો, અન્ય માનવીઓ પર પોતાની સત્તા જમાવવાની લાલસાએ દિશા ભૂલી, અવળે માર્ગે દોરવાઈ ગયા છે. ને આ જ એક ઇન્દ્રજાળ છે, જે અમને વળી પાછાં, એ જુગજુગનાં કાદવિયાં કળણ ભણી ધકેલી રહી છે...જો કે એમાંથી અમે હજી અત્રતઃ જ, જેમ તેમ બહાર આવેલાં છીએ. પરંતુ આ ભુલભુલામણીમાં અમારી સર્વશક્તિ હરાઈ ગઈ છે એવું નથી. અમે જીવીએ છીએ તે દુનિયા વિષે, બ્રહ્માંડની નિહારિકાઓ ને અણુપરમાણુ વિષે, અમે જે કંઈ જાણવા પામ્યા છીએ, તે કદાચ અમારે, અમારા આ જીવનકાળ દરમિયાન જાણવું જોઈએ, તે કરતાં ઘણું વધારે જાણી બેઠા છીએ એવું લાગે છે. આપ કદાચ અમને ટોણો મારશો કે, જ્ઞાન તો એને જ માટે છે, જેની પાસે પૂરતું ડહાપણ હોય, ને તે જ એને જીરવી જાણે.

' પરંતુ હું આપને એ પણ જણાવી દઉં કે, એવું ડહાપણ પણ અમારી પાસે છે. જો કે હજી સુધી તો તે આકસ્મિક ને ક્વચિત જ પ્રગટ થતું જોવા મળે છે. વળી આ દુનિયાની ઘટનાઓ કે પરિસ્થિતિનું [illegible] એનામાં નથી. અમારા સંતો ને પયગંબરો અમને આંતરિક વેરઝેર ને ઝઘડાઓની બેવકૂફીથી સદા સાવધ કરતા આવેલા છે. ને એમના ઉપદેશોને જો અમે ખરેખર સાર્થક કરી શક્યા, તો ખચિત માનજો, કે આ ધરતી પર અમે સુખનું નૂતન સ્વર્ગ રચી શકીશું. અમારી વચ્ચે થઈ ગયેલ મહાત્માઓએ, અમારે શેનાથી બચીને ચાલવું એ જ માત્ર અમને બતાવ્યું નથી. એમણે અમને એ પણ બતાવ્યું છે કે, અદ્ભુત સૌંદર્ય ને અલૌકિક ગરિમાનું સર્જન કરવાની શક્તિનો ઝરો પણ માનવની અંદર જ પડેલો છે.

' અમારા કવિઓ, સંગીતકારો ને ચિત્રકારો ભણી દૃષ્ટિ કરો. આ માનવીઓની વિચક્ષણ આંતર-દૃષ્ટિએ જ તો આ દુનિયામાં દૃષ્ટિમંત એવાં સૌંદર્યનાં ભવ્ય મંદિરો ખડાં કર્યાં છે. માનસલોકના આ કલ્પનાજગતને અમે સાકાર બનાવી શકીએ એમ છીએ. માનવમાનવ વચ્ચેના સંબંધોને વીણાની તંત્રીઓમાંથી ઝમતા સુમધુર ઊર્મિગીતની બાની અર્પી શકીએ એમ છીએ. ક્વચિત્ કોક સુભાગી પળે, પુરુષ અને સ્ત્રી વચ્ચેના પ્રેમમાં પ્રગટતા કાવ્યનું આ માધુર્ય અમારામાંના સંવેદનશીલોએ માણ્યું પણ છે. અને ખરી રીતે કોઈ એવું કારણ નથી કે જેથી મનુષ્યજીવનની આ વિરલ સંપત્તિને એટલા પૂરતી જ સંકીર્ણ ને સીમિત બનાવી રાખવી પડે. કોઈ સમૂહગાનની સુરાવલિની તરંગલહેરીઓની માફક, પ્રેમની એ આનંદઘન અનુભૂતિ પણ માનવીના સમગ્ર વિશ્વને પોતાના આશ્લેષની વસ્તુ કેમ ન બનાવી શકે! આજે તો આ બધી જ વસ્તુઓ માનવીની શક્તિમર્યાદામાં આવી ગયેલ છે. ને જો માણસને એ માટે પૂરતો સમય આપવામાં આવે, તો કદાચ, ભાવિ પેઢી એનો સાક્ષાત્કાર કરે પણ ખરી. બીજું કંઈ નહિ, તો...આ એક જ કારણસર પણ, ઓસિરીસના ઓ દેવતા! અમે તને વિનવીએ છીએ કે, તું અમને એક અવસર આપ. અમને ગૂંગળાવી રહેલ આદિમ મૂર્ખતાના કળણમાંથી બહાર આવી, એક પ્રકાશમય, પ્રેમમય, માધુર્યનું જગત રચવાનો એક વધુ અવસર આપ...'

કદાચ આપણી આ પ્રાર્થના પ્રભુ સુણે ય ખરો ને ન યે તેમ હો, પણ આવી સંભાવનાઓને કારણે જ તો—(જે સંભાવના કદાચ એકલા માનવીને માટે જ અસ્તિત્વ ધરાવે છે.) આપણી માનવયોનિ સાચવવા યોગ્ય ગણી શકાય.

[ તાજેતરમાં ગુજરાતીમાં પ્રગટ થયેલા ગ્રંથમાંથી ]

# હાથમોજાં | મૂળ પોલિશ લેખક : ઝિગમન્ટ નિદ્ઝવિક્* અનુવાદક : અમૃત ઉપાધ્યાય

હજુ તો મેં કુંબરો ઓળંગ્યો ન હતો ત્યાં તો આરસામાંથી એક સ્ત્રીનો ટહુકો સંભળાયો. રૂપાળી હેલાનો રમણીય ચહેરો આરસામાં પ્રતિબિંબરૂપે પકડાયો હતો. હેલા માથા પર સહેલટોપી પહેરી રહી હતી.

"આજે કંઈ નહિ બની શકે. મારે બહાર જવાનું છે."

અલબત્ત, હું તો એને મજાક જ સમજ્યો. મારા જેવા દોસ્તારને ખિજવવા માટેની એ એક યુક્તિ જ લાગી. ઘરના બારે દરવાજા મોકળા જોઈ મેં તો ભાવભીના સ્વાગતની આશા રાખેલી. મખમલી લટોથી ભરીભરી હેલાની રૂપાળી ગરદનને ચૂમવા હું આગળ વધ્યો.

ત્યાં તો ટોપીની બન્ને કિનારીઓને બન્ને હાથથી પકડી, આંખો આરસા પર સ્થિર કરી, તેણે સ્પષ્ટ જણાવ્યું : "માફ કરજો. આજે હું લાચાર છું. તમને નિરાશ કરવા પડે છે તે બદલ મને પારાવાર અફસોસ છે."

જે ઠેકાણે હું ખૂબ ખુશામત અને ઉમળકાભર્યા આવકારની આશા રાખું, તે જ ઠેકાણે આવો ઠંડો અનાદર થતો જોઈ મને ખૂબ ચીડ ચઢી. ખાસ તો એટલા માટે કે અહીં તો હુકમ આપવા હું ટેવાયેલો હતો. એટલે મેં મારી નાપસંદગી છુપાવી નહીં.

એકાએક તેની અસલ લટકાળી રીતભાત ધારણ કરીને હેલા તો મંડી મને પટાવવા: આટલો ફેરો માફ......! માત્ર આટલો જ વખત! ફરી કદી... કદી આવું નહિ બને!

"ઠીક. પણ શા માટે?"

પહેલાં તો તે જરા ખચકાઈ. પણ પછી, મને ઉત્તર મેળવવા કૃતનિશ્ચયી બનેલો જોઈ, મનોમન નિર્ણય કરી તેણે જણાવ્યું કે તે આજે તેના પ્રિયતમ જોડે બહાર જઈ રહી હતી.

હું ખડખડાટ હસી પડ્યો.

"શું ગપ્પાં મારે છે?" હું મોટેથી પૂછવા લાગ્યો, "કોની જોડે? તારે તો 'એવા' ઘણા છે, ખરું ને?"

આ પ્રશ્નથી તો હેલા બિલકુલ છેડાઈ જ પડી. એની અણિયાળી, કામુક આંખોના ખૂણા રતૂમડા થયા. ઝડપભેર મારી પાસે આવીને તેણે એક એવી સાબિતી રજૂ કરી કે જેનું ખંડન ન થઈ શકે : એ એક વીંટી હતી–અંદરની બાજુએ લગ્નની તારીખ કોતરેલી એક સાચી સગાઈની વીંટી!

મેં બરાબર ફેરવીને તે જોઈ. માથું આમતેમ હલાવીને વીંટી પાછી હેલાને આપી. ખરેખર, જીવનમાં આવું ઘણીયે વાર બને છે!

"અચ્છા, અચ્છા, ત્યારે આ તો પૂરેપૂરી ગંભીર વાત છે......પણ, હેલા, અગાઉ તો કદી તેં આ વાતનો અણસારો સરખોય નથી કર્યો......"

* પોલેન્ડના સાહિત્યમાં નૈસર્ગિક શાખાનો વિખ્યાત અગ્રણી નવલિકા-લેખક. (૧૮૬૫-૧૯૧૮)

"કારણ કે આપણે હંમેશાં મૂર્ખતાભરી વાતોમાં જ મશગૂલ રહેતાં......" વાત તો ખરી. ને કેવી મૂર્ખતાભરી વાતો! પણ એ સિવાય બીજી વાતો ત્યાં થઈ શકે પણ કઈ?

"તે 'એ' ક્યારે થવાનું છે?" મેં પૂછ્યું.

"આજથી, લગભગ, એક વર્ષ પછી."

"કેમ એટલું બધું મોડું?"

"મારી પાસે હજી પૂરતા પૈસા નથી તેથી."

"શેના પૈસા?"

"શેના તે દાયજાના સ્તો!" કેળવેલી ગંભીરતાથી એકેએક અક્ષર પર ભાર દઈ તે બોલી.

"તે તું ક્યાંથી લાવીશ?"

*નમણી હડપચી મારા તરફ કરી, લુચ્ચી નજરે* સ્મિત કરતી તે બોલી:

"ક્યાંથી તે તમારા જેવા પુરુષો પાસેથી."

"શરમ છે તને!"

"અરે, છેલ્લાં બે વરસથી તો હું તે પ્રમાણે પૈસા ભેગા કરી રહી છુ......"

"ને હજી એક વર્ષ તું એ પ્રમાણે પૈસા ભેગા કરવાનું ચાલુ રાખવા ધારે છે?"

"હા...અમે બન્નેએ એ પ્રમાણે નક્કી કર્યું છે..."

"કોણે બન્નેએ?"

"કેમ વળી? મે ને મારા ભાવિ પતિએ."

"શું! તું કહે છે 'એ' આ વાત જાણે છે?"

"હાસ્તો. એ તો બધું જ જાણે છે.."

પ્રશંસામાં મારુ મો ફાધરી ગયું—આ નખરાળી છોકરી, કે જેની સંગતમાં માણસ ગાંડાની જેમ આનંદ માણી શકે, જાણે તેના જીવનનો એકમાત્ર હેતુ ગાંડપણ જ ન હોય! ને છતાં તે પોતાના ભાવિને નક્કર બનાવવાના વિચારોમાં મશગૂલ હતી! ને પેલા મૂર્ખા માટે પણ મને અચરજ થયું આવા ઉપાયોથી દાયજો ભેગો કરતી પત્નીને તે મેળવતો હતો!

મારું કુતૂહલ ઉત્તેજિત થયુ મેં પ્રશ્નો પૂછવા માંડ્યા. અમે બેઠાં.

ફુલાનો ભાવી પતિ એક વેઈટર હતો છેક બાલપણથી ફેલાનો મિત્ર હતો, પછી પ્રશંસક બન્યો. ને કદાચ તે જ ફેલાનો સૌથી પહેલો પ્રેમી ને પછી પ્રિયતમ હતો, જે આવતે વર્ષે તેનો પતિ થવાનો હતો બન્નેએ ગંભીરતાપૂર્વક વિચાર કરી અગાઉથી જ જીવન માટે આયોજન પણ કરવા માંડેલું. એક ઠાઈ ખોલવાનો એમનો ઇરાદો હતો. કેમકે ભાઈની એ ધંધામાં ચાંચ ડૂબેલી ને ઘરાક સાથે કેમ વર્તવુ તેનીયે ઠીક ઠીક ફાવટ...વળી, બાઈનેય આ બધું નોંતું આવડતું એમ ન કહી શકાય. એક મજાની જગા પર તેમની નજર ઠરેલીય ખરી (જો કે હજુ એ વાત ખાનગી હતી). આવકખર્ચનો અંદાજ, પણ અગમચેતીથી કાઢી રાખેલો—ટૂંકમાં, બધું જ ગણતરીમાં. તેમનો દરેક દિવસ ભાવિ વિષે કંઈક નવુંને નવું *લઈને આવતો. તેમનો કાફલો હવે સુખની વધુ ને* વધુ નજીક આવી રહ્યો હતો...

"હવે એક જ વર્ષ—માત્ર એક જ વર્ષ! ને અંતે હું એક પ્રામાણિક સ્ત્રી બની જઈશ." ફેલા આનંદસભર આશાવાદથી બોલી. 'અંતે' શબ્દ પર ભાર મૂકવાની તેની રીત કોઈપણ તર્કશાસ્ત્રનો ખુલ્લો વિરોધ પોકારતી હતી. જો કે હું તો તેથી સાચેસાચ આશ્ચર્યમુગ્ધ થયો.

"પણ તે 'અંત' સુધી પહોંચવા માટે તારે હજી એક વર્ષ આમ ને આમ કામકાજ ચાલુ રાખવું પડશે ને!" મે કહ્યુ.

તેણે એક ઊંડો શ્વાસ ખેંચ્યો,

"હા...એક આખું વર્ષ!" ને તેણે મને બચી કરી.

એકાએક તે મારાથી દૂર ખસી ગઈ; દરવાજા તરફ આંખ ફેરવી સિસકારે બોલી, "'એ' આવે છે!"

કોની વાત હતી એ હું તરત સમજી ગયો. ફેલાના ઘર જેવી જગાએ, મને જેનો પરિચય ન હતો તેવી અસ્વસ્થતા મેં અનુભવી. ન સમજાય તેવી કોઈક અગમ્ય વૃત્તિએ મને બારણા તરફ ધકેલ્યો—અલબત્ત, પાછળના બીજા બારણા તરફ, જે આવાં મકાનોમાં હમેશ હોય છે.

નવાઈ પામી ફેલાએ પૂછ્યું, "શું કરો છો?"

"મારે જવું જોઈએ, હવે" મેં ઉત્તર વાળ્યો.

[ વિશ્વમાનવ : સપ્ટેમ્બર-ઓક્ટોબર '૬૨

હેટ શોધવા મેં ચોપાસ નજર ફેરવી પણ ક્યાંય ન મળે. "'એ' મને અહીં જુએ તે મને પસંદ નથી."

"કેમ? એમાં શું ખોટું છે?"

"એને એ બેહૂદું લાગે. કેમ ન લાગે? ને તું પણ......"

"કેવી વાત કરો છો! ઊલટું એમને ખાતરી થશે કે હું ગમે તેવાઓની જોડે ભટકતી નથી."

હું રહ્યો–અલ્કે, મારે રહેવું જ પડ્યું, કેમકે મારો ટોપો જડતો નો'તો.

બારણું ખૂલ્યું ને–ગમતું આશ્ચર્ય–ત્યાં એક વેઇટરનો પ્રામાણિક, સૌમ્ય ચહેરો ચમક્યો. સ્મિત તો એનું એક લક્ષણ જ. ને એટલે જ લોકો આવા ચહેરા તરફ સદ્‌ભાવ ધરાવે છે ને!

મને જોઈને તેનું સ્મિત સંકોચાવાને બદલે વધુ વિકસ્યું. ઈર્ષ્યા આવે તેવી નિર્ગતથી તે અમારી નજીક આવ્યો. તેની પ્રેયસીનો હાથ લઈ ચૂમ્યો. ને એના ધંધામાં દિવસમાં હજારવાર કરવાનું હોય છે તેવું એક 'ન–મન' કર્યું.

મને જોઈ આનંદની લાગણી પ્રગટ કરી તેણે મારી તબિયત વિષે પૂછ્યું. આટલા બધા દિવસથી ઑફિસમાં કેમ હું દેખાયો ન હતો તેનું કારણ પૂછી તે ઑફિના કાઉન્ટર આગળ જે મિસાલથી હાથ ઘસે તે પ્રમાણે હાથ ઘસવા લાગ્યો–બલ્કે, અહીં તો ઘર જેવું વાતાવરણ લાગવાથી તેણે મોકળાશથી હાથ ઘસવા માંડ્યા.

ફેલાને જરા ઔપચારિકતાનો વધુ પડતો મોહ છે (ને તેને લીધે તે વધારે મોહક લાગતી) તેથી તેને લાગ્યું કે હું જાણતો હતો છતાં રીતસર તેના ભાવિ-પતિની ઓળખાણ મને થવી જોઈએ.

"મારા પ્રિયતમ."

ફેલાએ આ શબ્દો ઉચ્ચાર્યા તેમાં પવિત્રતાનો એવો તો સ્પર્શ હતો કે તે મારા સમગ્ર વ્યક્તિત્વને સ્પર્શી ગયો.

તેમણે જાતજાતની વાતો આરંભી. વચ્ચે વચ્ચે દયાભરી નજરે મારા ભણી-જોઈ મનેય વાર્તાલાપમાં તાણવા મથતાં હતાં. ને ધીમે ધીમે વાતાવરણ એવું નિખાલસ મૈત્રીભર્યું બની ગયું કે, મને ભય લાગ્યો કે કદાચ ફેલાનો પ્રિયતમ મને હાથ પકડી સોફા પર બેસાડી સીગારેટની ઑફર કરશે! તેથી હું જવા માટે ખસ્યો ને હેટ શોધવા લાગ્યો.

કોણ જાણે ક્યાં એ અદશ્ય થઈ ગઈ હશે? ક્યાંય જોવા જ ન મળે!

પેલાં બન્નેએ મારી અસ્વસ્થતા જોઈ. ફેલા બોલી, "બનવાજોગ છે કે તમારો ટોપો સોફા નીચે સરી ગયો હોય."

તરત તેના પ્રિયતમે સોફા નીચે માથું ઘુસાડ્યું.

"કાં તો આરામખુરશી પછવાડે પડી ગયો હોય!"

પણ ના, ત્યાંયે ન હતો.

સામુદાયિક શોધ આરંભાઈ. ફરનીચર ઊંચું નીચું, આઘું પાછું થવા લાગ્યું. દરેકની નીચે જોયું...અરે, એક ને એક ખૂણો સાત સાતવાર જોયો.

પણ ટોપો જાણે હવામાં ઓગળી ગયો'તો!

ત્યાં એક તરફથી પેલા પુરુષે ઓચિંતી સફળતાની, ચીસ પાડી. હેટ તેના હાથમાં હતો. પડદા પાછળ, બારીના ઉંબરા પર હેટ પડેલો હતો. અને હેટ મૂકીને એ પડદો તો મેં જ પાડી નાખ્યો હતો ને! કારણ, મને ફેલાના ઘરમાં અજવાળા કરતાં અંધકાર-પ્રકાશનું સાંધ્યમિશ્રણ ગમે છે...

મેં ચોરીછૂપીથી એક નજર ફેલાના પ્રેમી તરફ નાખી. રખેને તેને ખોટું લાગ્યું હોય.

ના, બિલકુલ નહિ. એ તો મારો ટોપો બાંયથી લૂછતો હતો. ને, ખડખડાટ હસતાં હસતાં તેણે કહ્યું ય ખરું કે હેટની બાબતમાં આવી બીનાઓ તો ઘણીયે-વાર બને છે.

ફેલા જોડે હાથ મિલાવીને મારે એને–ના, બન્નેને (કેમકે, તેનો પ્રિયતમ પણ સાંભળતો હતો) કહેવું પડ્યું: "આવજો."

ત્યારે, માથું જરા લહેકાવીને, 'તેણે' મને મારી સોટી આપી, એટલું જ નહિ બારણું ખોલવા આગળ પણ ધપ્યો. મેં જેવો ઉંબરો ઓળંગ્યો, તેવો ફેલાનો ભાવી પતિ, ખૂબ પ્રામાણિકપણે, નીચો નમી ઉષ્માભર્યા સ્વરે બોલ્યો:

"હંમેશ આપની સેવામાં, સા'બ."

# સંતાકુકડી | હસમુખ બારાડી

તેણે અર્થભરી નજરે આખા રૂમમાં જોઈ લીધું—બધું ખાલીખમ હતું ખાલીખમ હતું ખાલીખમ પણ કેમ કહેવાય? ખૂણામાં ઉઘાડી બેગ પડી હતી ખીંટીએ કપડાં વિનાનાં હેંગરો લટકતાં હતાં, પાણી વિનાની મટકી પડી હતી,—ઉપર પિત્તળનો ગ્લાસ હતો—કાળો પડી જવા આવેલો કબાટમાં ચોપડીઓ હતી—જુની સગ્રહેલી અને નવી પ્રસિદ્ધ થયે જતી બધી જ તે ઘડીભર ચોપડીઓ તરફ તાકી રહ્યો—અર્થભર પછી તેણે નજર સમેટતાં નિશ્વાસ મૂક્યો.

પણ શરીરની નિષ્ક્રિયતા નિશ્ચિતતામાં ફેરવાઈ જવાની બીકે તેણે હથ હલાવી જોયો—અને ટેવ મુજબ એ ખીસામા ગયો પણ તરત જ બહાર ફેંકાઈ ગયો. એ બધાં બિલના લાલ-લીલાં કાગળિયાં જોવા નહોતો માગતો!

કંઈ ન સૂઝતાં, તેણે બે હાથે માથું ઘસવા માંડ્યું, વાળ આંગળીઓ વચ્ચે ભીંસાવા માંડ્યા અને નખ ઘસાવાથી માથાની ચામડી બળવા માંડી પણ એ ઓચિન્તો ચમક્યો જમણા હાથને કઠોર વસ્તુનો સ્પર્શ થયો ધીમે ધીમે તેણે તેને પંપાળવા માંડી સ્પર્શ-સુખથી સુકાતા જતા મોંમાં પાણી છૂટ્યું, આંખમાં ચમકારો થયો અને તે બેઠો થઈ ગયો

તેણે ધીમેથી આંગળી પરથી વીંટી ઉતારી, એને અધ્ધર ઉછાળી અને ફરી ઝીલી લીધી!

× × ×

હું નીચે ઉતરતો હતો—પણ પગ પાછા ન વળી જાય એ માટે મેં પગથિયાં ગણવાનું શરૂ કર્યું એક, બે, ત્રણ સાત-દસ-તેર-સત્તર આ બધા આંકડાઓ પણ કેવા લપસણા છે! જાતને જરાક છૂટી મૂકો એટલે શોધી ન જડે સાતમા પાતાળને તળીએ જઈને બેસવું હોય તોયે નિર્વિઘ્ને પહોંચી જવાય પણ આ આંકડાનાં પગથિયાંને ગોઠવીને, કાપી તોડીને, મારી-મચકોડીને ગણિતના દાખલા બનાવીએ, એટલે ગોળ, આડાઅવળા કે ભૂલભૂલામણીવાળા દાદરામાં ફરીને જીવ મુઝાવા માંડે સરવાળા, બાદબાકી, ગુણાકાર, ભાગાકાર પણ એમાં આંકડા એનો જન્મજાત સ્વભાવ ગુમાવી બેસે છે એની કોઈને કેમ દયા નથી આવતી? એક બિબના આંકડાઓનો નીચે સરવાળો કરીને બધું અસ્તિત્વ મિટાવવાને બદલે એમને એમ રાખ્યા હોય તો આંકડાઓ વચ્ચે કૂદકા મારવાની કેવી મઝા આવે!

જિન્દગીનાં પગથિયાં પણ માણસ એમ જ નીચે ઊતરે છે! મારી ઉમ્મર હું મારા પિતાની ઉમ્મરમાં ઉમેરતો નથી, મારા અનુભવોને મારાં બાળકોથી ગુણવા નથી બેસતો કે મારી પત્નીની લાગણીઓથી હું મારી લાગણીઓનો વર્ગ કાઢી નથી શકતો! બધાં પોતપોતાની રીતે ઉમેરાયા કરે છે એ બધાનો હું સરવાળો કરવા બેસું તો

× × ×

તેણે ઘરનું તાળું ન વાસ્યું એની ક્યારેય એને જરૂરત જ દેખાઈ નહોતી જો કે એની પત્નીને આવું જરાય ગમતું નહીં એક વખત ગામડેથી એની માંદગી વખતે એ અહીં આવી હતી ત્યારે પડોશણે તેને વિશે આવું આવું તો એટલું બધું કહ્યું હતું કે એની પત્નીએ એને ઉધડો જ લઈ નાંખેલો 'તમને ઘર સાચવતાં જ ન આવડે આટલી ચોપડીઓ બાજુમાં રાખીને બેસો એ કરતાં, જોઈએ તે પ્રમાણે એક પછી એક લેતા હો તો? આ ટુવાલને તમે રોજ કેમ ધોતા નથી? કપડાં સરખી રીતે ગોઠવીને રાખો તો જોઈએ ત્યારે મળી જાય ને?' પણ બીજે દિવસે તો ગામડેથી આવેલો પિતાજીનો કાગળ વાંચીને એણે પત્નીને તરત જ ઘરે રવાના કરી દીધી હતી અને આ પ્રમાણે મૂકીને જતાં પત્નીનું મન નહોતું માનતું પણ બિચારી કરેય શું? ખૂબ સરસ મજાનું અને પોતાને સંતોષકારક ગોઠવીને એ ગઈ એની વ્યવસ્થાને અને એ વ્યવસ્થા કરતા હાથને એ ઘણીવાર સુધી જોઈ રહ્યો હતો

× × ×

[ વિશ્વમાનવ સપ્ટેમ્બર-ઑક્ટોબર '૬૨

'હું રસ્તા ઉપર આમતેમ બધે જોઈ રહ્યો હતો. બે સાયકલવાળા આમતેમ હાથમાં હાથ મિલાવીને ચાલ્યા આવતા હતા, અને પાછળ મોટરવાળો એમનું ધ્યાન દોરવા હોર્ન માર્યે જ જતો હતો. જમણી તરફથી વાળીને એમને આગળ જવું હતું પણ વચ્ચે જ એક મદારી ખેલ માંડીને બેઠો હતો. સાચું કહું તો આખા રસ્તાના વાહનવ્યવહારની અવ્યવસ્થાનું કારણ એ મદારી જ હતો.

પણ આવી અવ્યવસ્થામાં મને બહુ મજા પડે છે. આપણે ધારીએ એ વસ્તુમાં આપણું ધ્યાન પરોવી શકીએ. છેવટ અવ્યવસ્થા જ ક્યારેક એવી ભાતીગળ હોય છે કે વ્યવસ્થાના શો-કેસ કરતાં, મને તો ગમે. આ અત્યારે જ રસ્તાની દુકાનોના દાગીના શો-કેસમાં જોઉં છું ને મને—

× × ×

તે સોની બજારમાં થઈને પસાર થઈ રહ્યો હતો— બન્ને હાથને ખીસ્સામાં રાખીને હેલ્લે હેલ્લે પણ એનામાં સ્વામીત્વની લાગણી અચાનક જાગી હોય કે ગમે તેમ, પણ દૂરથી એક દુકાન નક્કી કર્યા પછી, ત્યાં પહોંચતાં સુધીમાં એનો નિર્ણય ફરી જતો અને એ આગળ ચાલવા માંડતો. એમને એમ એ લગભગ બજારને છેડે પહોંચે એ પહેલાં એક દુકાને એ સહાક્ દઈને ઊભો રહી ગયો.

'આવો!'

પણ એણે જવાબમાં માત્ર દુકાનદારને પોતાનું નિરીક્ષણ કરવા દીધું. એની આંખની ચપળતામાં અને ગણત્રીમાં એ ખૂબ અનુભવી લાગ્યો. દાગીના કાઢવા જતો હાથ તરત જ પાછો વળ્યો. એની સામે જ ધર્યો:

'લાવો!'

પણ એ તો ન હાલ્યો કે ચાલ્યો.

'લાવો—લાવો મારા સાહેબ, એમાં વિચારમાં શું પડી ગયા? તમે દુકાન કે ભાવતાલ વિશે જરાય ચિન્તા નહીં કરશો. અને બીજું તો તમે બધુ વિચારીને જ આ બજારમાં આવ્યા હશો ને? આ બજારમાં પગ દેતા માણસની રગેરગ અમે જાણીએ, હા! તમે વેચવા કે લેવા નીકળ્યા છો, એ તો મારો દશ વર્ષનો ટાબરીયો ય તમને કહી દે! પણ અત્યારે તમે શું દેવા નીકળ્યા છો—એ કહું?...ખોટું પડે તો, એટલા બીજા પૈસા લઈ જજો, મારા સાહેબ...'

અને ત્યાં સુધીમાં તો તેના બહાર નીકળેલા હાથમાંથી સોનીએ વીંટી લગભગ લઈ લીધી હતી...

× × ×

મારું ધ્યાન બાજુના એક રેંકડીવાળા તરફ હવે દોરાયું હતું. એક વૃદ્ધ સાંઠીકડી કાયા મહામહેનતે રેંકડીને ધકેલતી આવીને ઊભી રહી ગઈ.

'એકાં'નાનાં બે કેળાં: મોંની બખોલમાંથી શબ્દો એવો તો પડ્યો પાકતા કે યુરોપીય હવે ગુજરાતી ભાષા બોલાતી લાગે. પણ બોલ્યા પછી એ કોણ જાણે એમાં શું ચમક્યા કરતો, કે પછી પેટાં જ ચમક્યા કરતો હોય, ગમેતેમ, પણ એની ભૂખી આંખો કરતાં ય એની આ ક્રિયામાં જ માનવજાતની સનાતન ભૂખ ડોકિયાં કરતી હતી—

દાબામાં પકવેલાં અને લગભગ કાળાં પડી જવા આવેલાં કેળાં સામે જોતાં કોણ એને ખરીદશે, એ હું હજી વિચારતો હતો, ત્યાં બાજુમાં એક છોકરો આવીને ઊભો રહી ગયો. થોડીવાર એ કેળાં સામે જોઈ રહ્યો— પછી બન્નેએ એકબીજા તરફ નજર માંડી છોકરો પેલા વૃદ્ધની મોંની ગતિને જોઈ રહ્યો અને વૃદ્ધ છોકરાના ખીસામાં રાખેલા હાથને જોઈ રહ્યો.

'એકાં'નાનાં બે કેળાં!' વૃદ્ધે કેળાં આમતેમ ફેરવવા માંડ્યાં.

'પણ આવાં કેળાંના ત્રણ નવા કોણ આપે!'

છોકરો ખરીદી તરફ કંઈક વિરક્તિ બતાવવા કોશિશ કરતો હતો. પણ વૃદ્ધને એની ગરજની ખાત્રી થઈ ગઈ હતી.

'આવાં કેળાં એટલે કેવાં છે?...અરે, એકાં'નાનું ય એક ક્યાંય નથી વેચાતું! તારે કેટલાં લેવાં છે? આ જો, આ કેવું પાકેલું કેળું છે...લે!'

'પણ મારે નથી લેવુ !'

'પણ મારે નથી લેવુ !'

'તુ જો તો ખરો ત્રણ નયાનુ તને આપશે કોણ ?'

'મારી પાસે તો  છોકરો કઈક અટકયો એને કેળુ ખાવુ હતુ—ભૂખ સતોષવા એ પૂરુ થાય એમ ન હોવા છતાંય એટલે એણે ઉમેર્યુ  મારી પાસે તો એક જ નયો—'

'બે નયાનુ આપુ

છોકરો કઈ ન બોલ્યો કેળાં ઉપર છેલ્લી ભૂખી નજર તેણે નાંખી લીધી તેના હોઠ કઈક હલ્યા—ગળા નીચે કઈક ઊતર્યું હોય તેમ કાકડો ઉપર જઈને નીચે ઊતર્યો

એક નયાનુ આ કેળુ મળશે—આપુ ?' ફ્રૂટ્ટે તદ્દન ગળી ગરેલુ કાળુ પડી જવા આવેલુ કેળુ ધર્યું છોકરો હજી કઇ બોલ્યો નહી પણ ફ્રૂટ્ટે નવો પૈસો જવા દે તેમ નહોતો તેણે જઈને છોકરાની સામે જ કેળુ ધર્યુ

કાઢ કાઢ હવે વિચાર મૂકી દે પેટ ભરી લે છ નોમાનો .'

છોકરાએ ધીમેથી હાથ બહાર કાઢયો—કેળુ લીધુ—પણ હજી એની નજર પેલાં કેળાં તરફ

× × ×

તેનુ ધ્યાન દોરવા સોની કયારનોય પ્રયત્ન કરી રહ્યો હતો

'તમેય ગોરા સાહેબ, ખરા છો હોં! હુ તો મારું કામ પૂરુય કરવા આવ્યો અને તમે તો એ તરફ નજર સુદ્ધાં કરી નથી લ્યો આના પાંત્રીસ રૂપિયા આવશે.'

ખીસામાંનો તેનો હાથ સળવળ્યો, ધીમેથી બહાર આવ્યો અને દુકાનદારના ટેબલ પર ગોઠવાઈ ગયો.

બન્નેની નજર મળી. દુકાનદારે હવે પૈસા જ કાઢવાના હતા

'કોઈ વાતની ચિન્તા નહીં કરશો, સાહેબ હું આ વીંટીને સાચવી મૂકીશ દેશમાં જાઓ ત્યારે પછી લેવા આવશો ને ?'

પરન્તુ નવાઈ ઉપજે તેવી માયાળુતા પણ એને ન ગમી છતાંય એક આભારવશ સ્મિતને મોં પર ખેંચીને દુકાનદાર તરફ છેલ્લી નજર નાંખી

× × ×

હું ફરીથી જ્યારે મારા ઘર તરફ વળ્યો ત્યારે વાહન-વ્યવહાર આમ તો ઘણો વ્યવસ્થિત બન્યો હતો, પણ મારા ઘરને ઓટલે ઠીકઠીક ધમાલ મચી હતી ગેરીલા અને ધોધાટની અવ્યવસ્થામાંય મને રસ જરૂર પડે પણ આ ભૂલકાંઓને જોઈને મને ત્રાસ થાય છે મન મારુ મારે ગામડે પહોંચી જાય છે

'તમે રમણને કયાંય જોયો ?' એક બાળકે મારા પગને વળગીને પૂછ્યુ

'ના, મે તો કયાંય નથી જોયો'

'એ કયાંક ખોવાઈ ગયો છે—મને જડતો જ નથી મારી સાથે એ તો સતકૂકડી રમે છે

મે એના ગાલ ઉપર મીઠી ટપલી મારતાં કહ્યુ

'એ આવશે હોં! આપણે બન્ને જઈને એને શોધી લાવીશુ હોં !

અને પેલુ બાળક કઈક હસતું ચાલ્યુ ગયુ

પરન્તુ આ તો અમારો રોજનો કાર્યક્રમ છે જ્યારે જ્યારે હું બહારથી આવુ છુ ત્યારે અમારી વચ્ચે આ વાતચીત થાય છે અને નવાઈની વાત એ છે કે એજ બાળકનું નામ રમણ છે—જેને એ શોધે છે પરન્તુ હજી એ કઈ સતાકૂકડીની વાત કરે છે એ હું સમજી શકયો નથી

# કળામાં અભિવ્યક્તિ* અને જ્ઞાપકતા†

ડૉ. દામોદર બલર

કલામાં અભિવ્યક્તિ એટલે શું? આ સાદા પ્રશ્ને સદીઓથી તેના જવાબના હૃદયમાં રસનું બિંદુ જાળવી રાખ્યું છે. આ પ્રશ્ન ઉદ્‌ભવતો હોય છે પૂછનારની કંઈક જાણવાની અદમ્ય ઈચ્છામાંથી. કળાને સમજવાની ઘણી ઉત્કંઠા પણ પૂછનારમાં દેખાઈ આવે. આ પ્રશ્ન જ્યારે કલાકાર પાસે જવાબ માટે આવે છે ત્યારે, અચલ ગિરનારની ટૂંકને ખોળે વાદળું એકાદ ગમે ત્યાંયું વધારે ખાઈને તેવાજ રૂપે આગળ વધે એના જેવું બને છે! કળાવિવેચકો જરા આ પ્રશ્નના જવાબની બાબતમાં જમીનની વધારે નજીક ખરા! પણ નજીક એટલા માટે કે તેઓ જવાબ શોધવામાં જાગૃત રસ લેતા હોય તેવો શોરબકોર મચાવ્યા કરે છે. અંદર અંદર એક જાતનું અવિરામ યુદ્ધ ચલાવ્યા કરે છે, નહિ કે તેઓની સમજણ જરાપણ નક્કર છે.

Fossils જેટલો જ પ્રાચીન આ પ્રશ્ન હજી જીવંત છે. આધુનિક કળાએ લીધેલા નવા વળાંકથી તેના હૃદયના ધબકાર વધ્યા છે. કળામાં અભિવ્યક્તિ એટલે શું? કળા જ્ઞાપક હોવી જોઈએ કે નહિ? આ પ્રશ્નો ફરી ફરી સાંભળવા મળે છે. જવાબમાં શાશ્વત શાંતિ!

પ્રાચીન કળામાં અભિવ્યક્તિ અને જ્ઞાપકતા વિશે ઘણું ઘણું લખવામાં આવ્યું છે. પ્રાચીન કળામાં સર્વ તત્વોનો સમન્વય છે. તેની કૃતિઓમાં કાયમી મૂલ્યો ભર્યાં છે. પ્રાચીન કળા સર્વગ્રાહ્ય છે, વગેરે ઘણી રીતે તેની હમેશાં પ્રશસ્તિ કરવામાં આવે છે પણ આવી રીતે, જ્યારે પ્રાચીન અર્વાચીનના ભેદ કરીએ છીએ ત્યારે, સદીઓથી આપણો માનવજાતનો જે કળા વારસો સચવાઈ રહ્યો છે તેમાંની ચુનંદી કૃતિઓને એક બાજુ રાખીએ છીએ અને વર્તમાન સદીમાં થોડા સમયમાં થયેલ કૃતિઓને બીજી બાજુ! તેમાં પણ, ઘણી વખત તો, સમયના વહેણથી પર રહેલી કોઈ મહાન કલાકૃતિની સાથે કોઈ સામાન્ય સાંપ્રત કલાકારની કૃતિ રાખીને વિરોધાભાસ ઊભા કરીને આપણી દલીલને મજબૂત બનાવીએ છીએ. આ વાત જવા દઈએ, પણ હમેશાં જ્યારે જ્યારે એમ કહીએ છીએ કે પ્રાચીન કૃતિઓ સર્વભોગ્ય છે ત્યારે તેનો અર્થ એમ થઈ શકે કે પ્રાચીન કૃતિઓ જે ગુણોને લઈને મહાન છે તે ગુણો દરેક માણસ સમજી શકે છે? એટલું કહેવાય ખરું કે એ કૃતિઓમાં દરેકને થોડું ઘણું મળી રહેતું. દરેક પ્રેક્ષકને અમુક જાતનો મળી રહેતો. પણ આ જાતનો સંતોષ કેટલી હદે ઈચ્છનીય છે?

આધુનિક કળામાં આ બધી બાબતોમાં મૂળભૂત તફાવત પડી ગયો છે. સહેલાઈથી ઓળખાય તેવાં નદી, તળાવ, પર્વત, ફૂલો કે નગ્ન સ્ત્રીનાં દશ્યો અદશ્ય થયાં. તેની જગ્યાએ રંગભરેલ જગ્યાઓ, આમતેમ દોડતી રેખાઓ, છુટાછવાયા અવયવો કે અનિર્વિકૃત કરાયેલ માનવ આકારોએ લીધી. કળાનો મર્મ કદાચ નથી બદલાયો, પણ બાહ્ય સ્વરૂપ ધરમૂળથી બદલાઈ ગયું છે. આ પલટાથી કળા સમાજના એક મોટા ભાગ માટે અગમ્ય બની ગઈ છે. સમાજના જાણે કેટલાક ભાગ થઈ ગયા છે. કેટલાકને માટે તો તે કળાજ રહી નથી. કેટલાકને તે સમજવાની તીવ્ર ઈચ્છા છે પણ કશું ન સમજાતાં દુભાય છે. જ્યારે અમુક વર્ગ તેના અસ્તિત્વ પ્રત્યે સંગ્રહસ્થાનના કોઈ વિચિત્ર પ્રાણી જેવી વૃત્તિ રાખે છે. ફક્ત એક નાનો વર્ગ તેમાં ખરેખર રસ લે છે.

આ પરિસ્થિતિને સમજવા માટે, અને અભિવ્ય-

* Fxpression † Communication

ક્તિની ચર્ચા શરૂ કરતાં પહેલાં કલાના એક બે વધારે મૂળભૂત સવાલોને જરા સ્પર્શ કરીએ તો, ખરી મુશ્કેલીનો ખ્યાલ આવશે આ પ્રશ્નો પરજ અભિવ્યક્તિના પ્રશ્નનો આડકતરો આધાર છે મુખ્ય મુઝવતો સવાલ એ છે કે કળા શુ છે? નરસિંહ મહેતા આગળ કદાચ કળા પ્રશ્ન તરીકે ઉપસ્થિત થઈ હોત તો તે પૂછત "આ કળા પદારથ કેવું?' તોલ્સતોયે તેના સમયમાં આ સવાલને સમજવાનો ભગીરથ પ્રયત્ન કર્યો છે આ પ્રશ્ને જગતના અનેક વિદ્વાનોને મહાત કર્યા છે

"તર્કશાસ્ત્રનું ધ્યેય સત્યશોધનનું છે સૌંદર્યશાસ્ત્રનું ધ્યેય સૌંદર્યજ છે સૌંદર્યનું સત્ય ઇન્દ્રિયો વડે પારખી શકાય છે સત્ય તર્કથી પારખી શકાય છે ભલાઈ એ શુભ કામનાથી પામી શકાતી પૂર્ણતા છે" આમ પ્રતિપાદિત કરીને બોમગાર્ટન કહે છે, 'કલાકૃતિમાં સૌંદર્ય તેના ભાગોના એક બીજા સાથે અને સમગ્ર કૃતિના દરેક ભાગ સાથેના સબધ પર આધારિત છે" આ જ બોમગાર્ટન આગળ જતાં ગોથું ખાય છે 'કુદરત સૌંદર્યનો ખજાનો છે અને કુદરતનું અનુકરણ કરવું તેમાંજ કળા રહેલી છે વિન્કલમેન કહે છે કે, કળાનું ધ્યેય સૌંદર્ય છે સૌંદર્ય બીજા ગુણો જેવા કે ભનમ નસાઈ ઈત્યાદિથી જુદુ છે સૌંદર્યો ત્રણ પ્રકારનાં છે—

(૧) 'આકૃતિનુ સૌંદર્ય'

(૨) વિચારનુ સૌંદર્ય'

(૩) અભિવ્યક્તિનુ સૌંદર્ય''

આવી વ્યાખ્યા આપ્યા પછી તે કઈક જુદીજ દિશામાં પ્રગતિ કરે છે—'અભિવ્યક્તિનુ સૌંદર્ય જ કળાનું સૌંદર્ય છે તે પ્રાચીન કળામાં બરાબર સિદ્ધ થયું છે માટે પ્રાચીન કળાનું અનુકરણ કરવું તેમાંજ કળા છે' આમ, તે પણ સાતમા કોઠામા ફસાઈ પડે છે આધુનિક અમૂર્તવાદીઓને વધારે પસદ આવે તેવી વ્યાખ્યા વેરોનની છે 'ચિત્રકળામાં રગ, રેખા અને આકારો, નૃત્યમાં હલન ચલન કે અભિનય, અને સગીતમાં નાદ તથા શબ્દમાં વ્યક્ત થતી લાગણીઓની ગૂથણીમાંજ કલા છે'

આ બધા વિદ્વાનો કલાના સત્યને સ્પર્શી નથી શકતા તેવુ નથી. બધા તેની કઈક ઝાંખી કરાવે છે પણ કળાની ખાસિયત એમાંજ લાગે છે કે તે કદાચ ખુલ્લા પ્રકાશમાં દેખાતી જ નથી કળાની મૂળભૂત બાબતો વિશે જે આટલા મતભેદો છે તેનુ પ્રતિબિંબ, તેના કોઈ એકાદ અંગની ચર્ચા કરતાં પણ, પડે છે અભિવ્યક્તિ વિશેની કોઈ પણ ચર્ચા આ રીતે ગૂઢ બની જાય છે તેને સમજવાની જે મુશ્કેલી છે તેજ તેની ચર્ચામાં પ્રતિબિંબિત થાય છે આ મુશ્કેલીનુ જોનહોપરે સારૂ ચિત્ર આપ્યું છે—

'તો પછી આ અભિવ્યક્તિ છે શુ? એક જવાબ તરત જ મળે છે પણ એ એકજ જવાબ નથી અભિવ્યક્તિ સર્જનના કાર્યમાં રત એવા કલાકારની પ્રવૃત્તિ છે અને અભિવ્યક્ત કરવુ તે એ છે કે જે કલાકાર કરે છે'

આમ આ અભિવ્યક્તિની ગગાને જોઈને સૌ કોઈ પૂલ પરથી જવનુ પસદ કરે છે તરીને જવાનુ જાણે કોઈને ગમતુ નથી અથવા તો ગૂચળાનુ બરાબર આજ કેન્દ્ર છે તેમ માનીને આગળી શપે છે તો ગૂચળુ ઊકલતાં તો તે એક બાજુ જ રહી જાય છે હોપર આગળ લખે છે

"પણ કલાકાર અભિવ્યક્ત કરતો હોય છે ત્યારે ચોક્કસ શુ કરતે હોય છે, આ વાત પર અનેક મતભેદ છે

સમયના વહેવા સાથે મૂલ્યાંકનો પણ ધીરેધીરે બદલાયાં છે પહેલાં જે પ્રશ્નો વારવાર પૂછવામાં આવતા તે હવે પડતા મુકાયા છે "કલા કલાને ખાતર જ કે?" "કલાકાર સર્જન કરે છે ત્યારે તેની સમાજ તરફની જવાબદારી ખરી કે?' વગેરે. કલાકારનું એકમાત્ર ધ્યેય તેના સર્જનની પૂર્ણતા છે આ ધ્યેય ખૂબ મહાન છે, તેના સિવાયની અન્ય કોઈ જવાબદારી ઉપાડવા સર્જક તૈયાર થયો નથી

અર્વાચીન અને પ્રાચીન કૃતિઓને મૂલવવાનો ગજ પણ ધીરેધીરે બદલાતો જાય છે કલામાં સીધા સાદા Realismને તો પ્રતિકૃતિ જ ગણવામાં આવે છે સર્જનાત્મક અંશોને વધારે મહત્વ અપાય છે Record

કરવાના કૌશલ્ય કરતાં કળામાં પરિવર્તન કરવાની સૂઝનું મહત્વ સ્વીકારાતું જાય છે. આથી રસ્કિનની સંધ્યાઓ અંધરના ઓળામાં ડૂબી ગઈ છે. અને વ્હીસ્લરની કુતરીઓ પ્રભાતના ફૂલો પર ઘૂમે છે.

કલાની બાબતમાં બીજી પણ એક વાત હવે ધીરે ધીરે સ્વીકારાતી જાય છે, તે એ કે, ચિત્રની ભાષા અને શબ્દની અભિવ્યક્તિ જુદી છે. એક સારું ચિત્રસ્વરૂપ શબ્દમાં રજૂ કરી શકાતું નથી. શબ્દચિત્રને જુદી જ જાતની અભિવ્યક્તિ મળશે. સારી કવિતા ચિત્ર કરતાં ઘણી જુદી છે. એકના પર આધાર રાખી બીજી વસ્તુ થાય, બન્ને સુંદર હોય છતાં બન્ને વાસ્તવમાં ભિન્ન રહે છે. કલાકારોની ભિન્નતા પર આગલા યુગમાં કદી નહિ તેટલો, કદાચ, ભાર અપાયો છે. ચિત્રના રસાસ્વાદનું શાસ્ત્ર જે અત્યારસુધી પણ રૂપકડા ખ્યાલોમાં ગુંચવાયેલ હતું તેને અમુક અંશે મુક્તિ મળી છે. સ્ટેઈનર તો શબ્દોની નિર્બળતા ચોખ્ખી સ્વીકારે છે. પણ નિર્બળતા ન ગણીએ તો ભિન્નતા તો છે જ. વ્હિસ્લર જેવાને જે વાત માટે લડવું પડ્યું—"કળાને કળા તરીકેની સ્વતંત્ર હસ્તી છે. એક ચિત્રને વાર્તા, સાહિત્ય, ઇતિહાસ કે સમાજસુધારણામાં રસ નથી."—તે વાત અત્યારે કદાચ વધારે ચોખ્ખી સમજાય છે.

અભિવ્યક્તિને સમજવામાં બીજી મુશ્કેલી ભાષાને લઈને પડે છે. અભિવ્યક્તિને લાગણીના પ્રગટીકરણ અથવા ચિત્રણ સાથે ગૂંચવી દેવાય છે. કળાકૃતિ અસ્તિત્વમાં આવે તે પહેલાં તે કઈ કઈ કક્ષામાંથી પસાર થાય છે તેને માટે જાણે એક જાતની સમજણ શાસ્ત્રસિદ્ધ થઈ ગઈ છે. કળાકારને, પોતે જે કંઈ અનુભવ્યું હોય તેની મદદથી અને પ્રેરણાના મિશ્રણથી, અમુક ચિત્રનું અંતરમાં દર્શન થાય છે. આ દર્શનને તે આબેહૂબ કેનવાસ પર ઉતારવા મથે છે. એજ ચિત્ર જો કોઈ બીજો માણસ જુએ અને તેને જે લાગણી થાય તે કલાકારને થઈ હોય તેવી જ હોય ત્યારે કલાકૃતિ સંપૂર્ણ સફળ ગણાય છે.

પણ આને બીજી રીતે જોવા જઈએ તો પહેલેથી મુશ્કેલીઓ શરૂ થશે. કલાકાર જેટલું રજૂ કરે તેટલું બધું તેણે શા માટે અનુભવેલું હોવું જોઈએ! આ કદાચ શક્ય પણ નથી. બીજું, કલાકાર કેનવાસ પર કંઈ ઉતારે તે પહેલાં તેના ચિત્ત આગળ સંપૂર્ણ ચિત્ર હોય તેવું પણ નથી. શીસટાના બ્રાક જેવા કેટલાક કલાકારો તો એમ પણ કહે છે કે હું ચિત્ર રજૂ કરું છું ત્યારે મારા મનમાં કશું હોતું નથી. ચિત્ર પર એક રેખા દોરું છું ને તેમાં જીવન પ્રવેશે છે. થોડા રંગો ચોપડું છું અને અનેક શક્યતાઓ ઊભી થાય છે. આમ, રૂપયોજનાની અનેક શક્યતાઓમાં રમણ કરવાની સર્જકની નેમ હોઈ શકે છે. આ એક જુદી જ જાતનો દાખલો થયો. પણ કલાકાર જે કંઈ જુએ છે, અનુભવે છે કે જે કંઈ ચિત્ર તેની દૃષ્ટિ સમક્ષ હોય છે તેને જ્યારે સ્વરૂપ આપે છે ત્યારે પોતાનાં વ્યક્તિત્વ, કૃતિના માધ્યમ અને ઉપયોગમાં લેવાયેલ રીતોને અનુરૂપ ફેરફારો તેમાં કરવા જ પડે છે. આ ફેરફારો યોગ્ય હોય અને કૃતિમાં ઐક્યનાં દર્શન થાય તો તે કૃતિનું કલાના પદાર્થમાં રૂપાંતર થયું ગણાય. પણ દૃષ્ટિ આગળના ચિત્રનું આંધળું અનુકરણ અથવા બાકીનાં બધાં તત્વોને અવગણીને કરેલી પ્રતિકૃતિ તો રસહીન બની જવાની. તેમાં કળાનો અંશમાત્ર સમાતો નથી. સીધાં વર્ણનોમાં કશી કળા નથી. આવી જાતની પ્રવૃત્તિ તો કળાકારની અભિવ્યક્તિને વિઘ્નકર્તા થાય.

ઉપરના દાખલામાં, કલાકારના મન આગળ ઉપસ્થિત થયેલ ચિત્ર જો તે બરાબર કેનવાસ પર ઉતારી શકે તો, કલાકારની અભિવ્યક્તિ સંપૂર્ણ ગણાશે (!). પણ ખરેખર તો અભિવ્યક્તિ કેટલી જુદી વસ્તુ છે! કોઈ પણ વસ્તુનું સંપૂર્ણ અનુકરણ જ સર્જકને કેમ અભિવ્યક્ત કરી શકે? તેવી જ બીજી ભૂલ લાગણીઓની અભિવ્યક્તિ માટે થાય છે. આપણે સામાન્ય રીતે લોકોને, ચિત્રમાં આલેખાયેલા પાત્રોના ચહેરા પરની લાગણીઓ પર, ખૂબ જ લંબાણ પૂર્વક ચર્ચા કરતા જોઈએ છીએ. મોનાલીસાના સ્મિત પર કેટલું લખાયું હશે! રૂબીનની ઇસામેલા પાતના હોઠના વિષયાસક્ત ખૂણાને ઘણાએ જુદી રીતે ચર્ચ્યો હશે. આનાથી રજૂ થતી લાગણીઓને કલાકૃતિની અભિવ્યક્તિ ગણાવાય છે.

કલાકાર કૃતિમાં ઘણી વસ્તુનો ઉપયોગ કરે છે. કેનવાસ, રંગ પીંછી કે હાથ ઉપરાંત, રેખા, ખાલી

જગ્યા, રંગો અને તેનાં અનેક બદલાતાં રૂપો આ ઉપરાંત તે ઇતિહાસ વાર્તા, કવિતા કે માનવ લાગણીને પણ તેવી રીતે વાપરી શકે મોનાલિસામાં પાછળના આકાશમાં ભૂરો રંગ છે. તેના હોઠ પર ભેદી સ્મિત છે અને શરીર પર લીલાશ પડતુ વસ્ત્ર છે આ બધાં કૃતિને અમુક વ્યક્તિત્વ આપવામાં કારણભૂત બને છે કૃતિને આગવી અભિવ્યક્તિ આપવામાં આ બધાં મદદ કરે છે એટલે લાગણી પણ અહીં ઉપાદાન બની રહે છે Expressionist લોકોએ આમાં અમુક હદે ગેરસમજણ ઊભી કરી છે

આમ કલાકારની લાગણી કે મહેચ્છા કલાના સર્જનમાં જુદો જ ભાગ ભજવે છે કલામાં દેખીતી રીતે ચિતરાયેલ લાગણીઓ કલાકારની પોતાની લાગણીઓથી જુદી જ હોય છે કલાકારના જાતીય આવેગ, કલ્પનાશીલતા, લાગણીવશતા બધા કૃતિના સર્જનમાં ભાગ ભજવે છે છતાં તે બધાને મર્યાદિત સ્થાન છે તેમાંનું એકપણ કલાકૃતિનું સર્વસ્વ ન બની શકે ખરેખર તો કલાકાર સર્જનની પ્રક્રિયામાં એક જાતની તટસ્થતા જાળવે છે આ પ્રકારની તટસ્થતા વગર કૃતિમાં ઉચ્ચ પ્રકારનું રૂપવિધાન શક્ય નથી. કોઈ પણ એકાદ વસ્તુથી વધારે ખેંચાઈ જવાથી કૃતિને નુકસાન જ પહોંચે છે

કૃતિમાં રૂપવિધાનની પૂર્ણતા જ કલાકારનું ધ્યેય છે રૂપવિધાન કરતી વખતે કળાકાર બાહ્ય બાબતોથી પર રહી પોતાની વ્યક્તિગત અનુભૂતિને તેમજ પોતાની વિશિષ્ટ સૂઝને વફાદાર રહે તો જ તાજગીભર્યું સર્જન કાર્ય થાય છે જગતમાં અનેક કલાકારો એક જ વસ્તુનાં અનેક ચિત્રો દોરે છે તે બધામાં દર્શનીય કશું હોય તો તે છે કલાકારની આગવી અભિવ્યક્તિ

૨

કૃતિને વ્યાપક ક્યારે ગણવી? અભિવ્યક્તિની સરખામણીમાં આ સ્થૂળ પ્રશ્ન છે કળાકારની કૃતિઓ વ્યાપક બને તેવી તેની ફરજ ખરી કે નહિ? આ પ્રશ્ન તો મોટાભાગના કલાકારો જવાબ આપવા યોગ્ય ગણતા નથી.

વ્યાપકતાનો આધાર મુખ્યત્વે કલાકાર કઈ ભૂમિકા પર છે તેના પર રહે છે કલાકાર અથવા દરેક સર્જક નૂતન દર્શનનો પ્રગટ કર્તા છે તેને અમુક જ ભૂમિ પર રહેવાનું કેમ કહી શકાય? તેના પર અમુક જાતનું સર્જન કરવાની ફરજ કેમ લાદી શકાય?

હજી ૧૮ અને ૧૯મી સદીમાં બંધાયેલ કલા વિષયક સમજણ લઈને સમાજ ઊભો છે. તેમાં પણ આપણા દેશમાં તો તે પ્રત્યે પણ વધારે તો ઉપેક્ષા જ સેવાઈ છે કલાકૃતિની વ્યાપકતાને સમજાવવા એમ કહેવામાં આવે છે કે જોનાર વ્યક્તિ કૃતિ માટે કંઈ કહે અને કલાકારને એમ લાગે કે હા એજ મારી પણ લાગણી છે, તો તે સંપૂર્ણ રીતે વ્યાપક છે આ એક વિચિત્ર ખ્યાલ છે બાળકની ચોપડીમાં ભમરડાનું ચિત્ર હોય છે તેને જોઈને દરેક જણ એમ તો કહેવાનું કે આ ભમરડો છે દોરનાર પણ એમ કહેવાનો કે તેણે ભમરડો દોરવાનું ધાર્યું'તું. આ કલાકૃતિ કેમ બની જાય? જો કે, ઉપર પ્રમાણે દલીલ કરનારા બધા જ મારો આ દાખલો જોઈને ઊકળી ઊઠવાના તેઓ કહેશે કે અમે કંઈ આવી ભમરડાની વાતો નથી કરતા અમે તો માનવ લાગણી કે કંઈક એવી બીજી ઉચ્ચ પ્રકારની વસ્તુની વાત કરીએ છીએ પણ આખરે તો, તત્વજ્ઞાનના સૂક્ષ્મ સવાલને આ રીતે રજૂ કરતુ ચિત્ર દૃષ્ટાંતચિત્રની શ્રેણીમાં જ આવે આવાં ચિત્રોમાં કલાકારની અભિવ્યક્તિનો સવાલ નથી. ચિત્રને કલા બનાવનાર અંશો જુદા જ છે

કલાકૃતિને વ્યાપક બનાવવા માટે સમજણ જ વધારે અગત્યની છે અને આપણે જોયું કે નવી પેઢીના કલાવિવેચનની સમજણ પણ જરૂર પ્રમાણે બદલાઈ છે છતાં જુદી જ ભૂમિકા પર ઊભેલા ધૂરંધરોને આધુનિક કલા અગોચર લાગે છે આ અગોચરની ઠીક ઠીક બહાર, દૂરના સૂકા મેદાનમાં ઊભેલા મહાશયોની સમજણની લાકડી જાણે કે Fracture થઈ ગઈ છે તેઓ હજી તે શરદના આકાશ જેવા ચોખ્ખા મેદાનમાંથી આ અગોચર તરફ જોઈ રહ્યા છે તેમનાં ભવાં ઊંચાં છે ને આંખ લાલ છે

પણ હવે કલામાં સર્વદેશીય સમજણ સાધ્યા વગર કેમ ચાલશે?

[ વિશ્વમાનવ ' સપ્ટેમ્બર-ઓક્ટોબર '૬૨




# આનુવંશ | ડૉ. રસિક પંડયા

'બાપ તેવા બેટા અને વડ તેવા ટેટા.' આ તો આપણી જાણીતી કહેવત છે. સાવ અજાણ્યા પ્રદેશમાં તમારી મુંઝાતી મુખરેખાઓમાં તમારા પિતાશ્રીના મુખનું વગેરૂ મેળવીને એકાએક કોઈ તમને કહે કે ભાઈ ફલાણા ફલાણાના તમે દીકરા તો નહિ?—ત્યારે તમને કેટલું આશ્ચર્ય થાય! અને તમે વિચારમાં પડી જાવ કે આ માણસના કાનમાં જઈને કોણ મારી ઓળખાણ આપી આવ્યું હશે? તેનો જવાબ વિજ્ઞાન આપે છે: 'અનુવંશ–શાસ્ત્ર.'

દરેક સંતાન તેનાં માતા–પિતાનું સંયુક્ત સર્જન હોવાને કારણે બંનેના તરફથી તેને બહુમુખી વારસો મળે છે આ વારસો કેવી રીતે મળે છે તેના નિયમોનું વૈજ્ઞાનિક રીતે સંશોધન કરવામાં આવ્યું છે અને તેને આનુવંશ–શાસ્ત્ર કહે છે.

એ તો હવે સર્વસિદ્ધ અને સર્વસ્વીકૃત હકીકત છે કે વનસ્પતિ તેમજ પ્રાણીઓનાં શરીર અસંખ્ય કોષોનાં બનેલાં હોય છે. બીજા શબ્દોમાં કહીએ તો વનસ્પતિ અને પ્રાણીઓનાં શરીરની ભવ્ય ઈમારતનું રચનાકીય એકમ તો નાનો સરખો કોષ જ છે. આ કોષ પાતળા બહારના પડમાં બંધાયેલા અર્ધપ્રવાહી ચીકણા પદાર્થનો બનેલો હોય છે. આ ચીકણા પદાર્થની મધ્યમાં જરા વધુ ઘેરું એવું કેન્દ્ર (Nucleus) રહેલું હોય છે. દરેક પ્રાણી કે વનસ્પતિનું શરીર—જિંદગી પણ—આવા અનેક નાના કોષમાંથી શરૂ થાય છે, એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી. આ કોષ માતા તરફથી બીજકોષના સ્વરૂપે અને પિતા તરફથી વીર્યકોષના સ્વરૂપમાં મળે છે. સંતાન અને માતાપિતા વચ્ચે આ જ એક સંળગ તંતુ છે. પેઢી દર પેઢીનું સાતત્ય આ કોષો દ્વારા જ સચવાઈ રહે છે. તેની મારફતે જ આનુવંશિક ગુણો વારસામાં ઊતરી આવે છે.

વિકાસની પ્રત્યેક ક્ષણે આ કોષો સતત વિભાજ્યમાન અવસ્થામાં જ દેખાય છે. પ્રત્યેક કોષના વિભાજન દરમ્યાન તેના અમુક સળિયા દેખા દે છે. અને તરત જ તે અનુલંબમાં (length-wise) વિભાજિત થાય છે. પરિણામે બંને અડધિયાંને સરખા પ્રમાણમાં વહેંચણી મળે છે. આ સળિયાને રંગસૂત્રો કહે છે. આ રંગસૂત્રોના વિભાજન બાદ જ કોષના કેન્દ્રનું અને પછી કોષનું વિભાજન થાય છે. આ રંગસૂત્રો જ આનુવંશિક સૂચનો કોષની પેઢી દર પેઢી પહોંચાડે છે. આ રંગસૂત્રો જોડકાંમાં ગોઠવાયેલાં હોય છે અને એક રંગ–સૂત્ર તેની જોડમાંના બીજા રંગસૂત્રની સંપૂર્ણ અનુકૃતિ હોય છે. કોષોના વિભાજનના આરંભમાં આ રંગસૂત્રોની જોડીઓ વિખૂટી પડે છે—તૂટે છે. તેથી દરેક નવા કોષમાં રંગસૂત્રોની સંખ્યા સરખી જ રહે છે. એટલું જ નહિ, રંગસૂત્રોનો પ્રકાર પણ સરખો જ રહે છે. આનુવંશિક વારસા માટે આમ થવું ખૂબ જ સૂચક છે – અનિવાર્ય છે.

વળી એમ પણ પ્રસ્થાપિત થઈ ચૂક્યું છે કે કોઈ એક ચોક્કસ વિકાસ પ્રક્રિયા કે ગુણનિયમન રંગસૂત્ર ઉપરના કોઈ એક નિયત બિન્દુમાંથી જ થાય છે. આ વિશિષ્ટ નિયતબિન્દુઓને 'જીન' (Gene) કહેવામાં આવે છે.

બીજકોષ અને વીર્યકોષ એક પ્રકારના વિશિષ્ટ

કોષો છે અને તેથી તેમની ઉત્પત્તિમાં વિભાજનની સરળ પદ્ધતિ જરા બદલાય છે. આ વિશિષ્ટ વિભાજનને પરિણામે પ્રત્યેક બીજકોષ અને વીર્યકોષમાં માતા યા પિતાનાં રંગસૂત્રોની અર્ધી સંખ્યા જ આવે છે દા. ત. માનવજાતિ માટે આવાં રંગસૂત્રોનાં સોળ જોડકાં મુકરર થયેલાં છે તેથી વીર્યકોષમાં રંગસૂત્રોનાં માત્ર આઠ જ જોડકાં હોય છે અને તે રીતે બીજકોષમાં પણ આઠ જોડકા વીર્યકોષ અને બીજકોષના સમિલનને પરિણામે બાળકમાં ફરીથી સોળ જોડકાં આવી જાય છે આ રીતે માતા પિતાનો વારસો બાળકને સરખા પ્રમાણમાં મળે છે પ્રાણી અને વનસ્પતિની પ્રત્યેક જાતિ અને પેટાજાતિ માટે રંગસૂત્રોનાં જોડકાંની સ્થિતિ નિયત થયેલી હોય છે અને તે વારસાગત રીતે સચવાવી જ જોઈએ

આનુવંશિક વારસા માટે પસંદ કરાયેલાં અર્ધી સંખ્યાનાં રંગસૂત્રોનાં જોડકાં સિવાયના કોઈ પણ રંગસૂત્રના ગુણધર્મો વારસામાં ઊતરતા નથી પરંતુ કેટલીક વખત, રંગસૂત્રની જોડી તૂટી જાય છે. અને આપમેળે જોડાઈ જાય છે હવે જો આ જોડાણ બે અસમાન રંગસૂત્રનાં અડધિયાં વચ્ચે બનવા પામે તો આનુવંશિક ગુણોમાં અણધાર્યો ફેરફાર જોવા મળે દા. ત (અ-અ,) અને (બ-બ,) રંગસૂત્રોની જોડીઓ તૂટી જઈને ફરીથી અસમાન ધોરણે જોડાય તો પરિણામે (અ-બ,) અને (અ,-બ) જેવી નવી જોડીઓ બંધાય હવે જો મૂળ જોડકાંમાનું એક પસંદગી બહારનું જોડકું હોય તો પણ બંનેના અર્ધા ગુણો વારસામાં ઊતરી આવે છે, કારણ કે નવાં બંને જોડકાંમાં મૂળ જોડકાં વહેંચાયેલાં હોય છે

હવે, એક જ રંગસૂત્ર ઉપર બે લક્ષણ-બિન્દુઓ (Gene) વચ્ચેનું અંતર જેટલું વિશેષ તેટલા પ્રમાણમાં તેમની વચ્ચે વિચ્છેદ અને પુનઃસંધાનની શક્યતા વધુ તેથી અમુક બે લાક્ષણિકતાઓ વારસાગત રીતે સાથે જ રહે છે કે જુદી પડી જાય છે તેનો અભ્યાસ કરવામાં આવે છે અને તેના પ્રમાણ ઉપરથી બે લક્ષણ-બિન્દુઓ (Gene) વચ્ચેના અંતરનો અંદાજ કાઢવામાં આવે છે આ ઉપરથી જુદાં જુદાં લક્ષણબિન્દુઓ ધરાવતાં રંગસૂત્રોના નકશા બનાવી શકાય. એટલે કે એક જ રંગસૂત્ર ઉપરનાં જુદાં જુદાં લક્ષણ-બિન્દુઓનાં સ્થાન દર્શાવી શકાય

સૌ પ્રથમ તો, આ પ્રયોગો બતાવે છે કે આનુવંશિક ગુણો સીધી રેખા ઉપર જ ગોઠવાયેલા છે અને તે રંગસૂત્રો ઉપર જીન લક્ષણ-બિન્દુઓના સ્વરૂપમાં જ ગોઠવાયેલા છે

પ્રત્યેક કોષના કેન્દ્ર (Nucleus)માં ન્યુક્લિક એસીડ નામનું રાસાયણિક પ્રવાહી રહેલું છે પરંતુ રંગસૂત્રોમાં તેનાથી જરા જુદા પ્રકારનું રસાયણ હોય છે તેને ડી. એન એ (Daoxyrebose Nucleic Acid) કહે છે કેન્દ્રમાં બીજું પણ એક રસાયણ હોય છે તેને આર. એન એ. (Rebose Nucleic Acid) કહે છે હવે આનુવંશિક ગુણો એક સીધી રેખામાં ગોઠવાયેલા હોવાને કારણે, ડી એન એ પણ સીધી રેખામાં જ ગોઠવાયેલું હોવું જોઈએ એમ માની શકાય રંગસૂત્રોમાંનું આ ડી એન એ જ આનુવંશિકતાનું વાહન છે એમ હવે તો સર્વસિદ્ધ હકીકત છે એટલે કે ન્યુક્લિક એસીડ આનુવંશમાં કશો ભાગ ભજવતું નથી

આ પ્રમાણે જોતા, આનુવંશિકતાનું સ્વરૂપ લાંબી સળંગ રેખા ઉપર ગોઠવાયેલા રચનાત્મક પિંડનું છે આ દરેક પિંડ-લક્ષણબિન્દુ કોઈ ગૂઢ રીતે આનુવંશના કોઈ એક તત્વનું નિયમન કરે છે

તેજાબને ક્રિયમાણ બનીને આ ડી એન. એને વિભક્ત કરી નાંખવામાં આવે છે અને પછી, અનેકવિધ રાસાયણિક પ્રક્રિયાઓ દ્વારા તે વિભાજન-પદાર્થોને છૂટા પાડીને ઓળખવામાં આવે છે છેવટે આ પદાર્થો *ડી એન એનાં અણુમાં કેવી રીતે સંકળાઈને રહેલાં છે,* તે શોધી કાઢવામાં આવે છે આ રીતે સંશોધન કરતાં, *ડી એન એના છ વિભાજન-પદાર્થો શોધી કાઢવામાં* આવ્યા છે તેમાંના બે-ફોસ્ફેટ અને ડીઓક્સીરીબોઝ-તો *ડી એન એનાં કરોડરજ્જુ જેવાં છે ડીઓક્સીરીબોઝ* એક જાતની ખાંડ છે પરંતુ તે આપણી રોજની ખાંડ કરતાં ઘણી ભિન્ન પ્રકારની ખાંડ છે બીજા ચાર વિભાજન-પદાર્થોને બેઝ (Base) કહે છે

અમુક ચોક્કસ રીતે જોડાયેલા અને વારાફરતી ગોઠવાયેલા ડીઓક્સીરીબોઝ અને ફોસ્ફેટ વડે ડી

એન. એ.ની સાંકળ બનેલી છે. આ સાંકળ ઉપર દરેક ખાંડના અણુને દોરી ઉપર સૂકવેલા કપડાંની જેમ એક એક બેઝ જોડાયેલો હોય છે. આ બેઝના જોડાણનો ક્રમ બદલાતો રહે છે. ડી. એન. એ.ની આ સાંકળ ઉપર બેઝનાં સૂકવેલાં કપડાં તો અનેક હોઈ શકે, પરંતુ તેમાંના પોશાકના વર્ગ તો ચાર જ રહે છે. આ રીતે જોતાં ખાંડ અને ફોસ્ફેટનાં ઘટકો તો એકના એક જ રહેવાના. છતાં બદલાતા રહેતા બેઝ પ્રમાણે આનુવંશિક ગુણોમાં પણ ફેરફાર થતો રહે છે. એટલે કે ડી. એન. એ.માં બેઝના નિયત પ્રકાર ઉપર આનુવંશિક ગુણોનો આધાર રહે છે. જો કે આ પ્રમાણભૂત છતાં ય એક અનુમાન માત્ર જ છે.




P = Phosphate A = Adenine Th = Thymine
R = Ribose G = Guanine C = Cystosine

D. N. A. ના અણુનો એક ટુકડો.

આવા હજારો ટુકડા ડી. એન એ.ના એક અણુમાં સંકળાયેલા હોય છે. આ રાસાયણિક વિશ્લેષણથી બીજી બે હકીકતો પણ બહાર આવી. (૧) ડી. એન. એ.ના એક અણુનાં–ફોસ્ફેટ અને રિબોઝ ખાંડ સિવાયનાં –ઘટકો (Components)નું પ્રમાણ કયા પ્રાણીમાંથી ડી. એન. એ. તૈયાર કરવાનાં આવેલ છે તેના ઉપર આધાર રાખે છે. (૨) આ ચારે ઘટકો (રિબોઝ ખાંડ, ફોસ્ફેટ અને બે બેઝ) હંમેશાં એવી રીતે ગોઠવાયેલા હોય છે કે A અને C સરખા પ્રમાણમાં હોય. અને G-Thનું પ્રમાણ પણ સરખું રહે છે. એટલે કે આ ઘટકોનાં જોડકાં હોય છે, એમ માની શકાય. બીજી રીતે કહીએ તો ફોસ્ફેટ, ખાંડ અને બેઝનાં અનેક એકમો વડે ડી. એન. એ. ની–સાંકળ બનેલી છે. આવા પ્રત્યેક એકમને Nucleotide (પેટાકેન્દ્ર) કહે છે. Nucleus–Nucleotide, Nucleoside અને બેઝની જાત ઉપરથી ચાર જાતનાં સંભવિત પેટાકેન્દ્રો વડે આ સાંકળી ગુંથાયેલી છે એમ માની શકાય.

અડોઅડ આવેલાં પરમાણુઓને જોડતા અનુબંધ અમુક જ સ્થાને આવી શકે છે. તેને કારણે આ પરમાણુઓ કાગળ જેવી એક જ સપાટી પર ન ગોઠવાતાં અવકાશના ત્રિપરિમાણમાં ગોઠવાયેલા છે તે જાણવા માટે ક્ષ–કિરણોને સંશોધન–અણુઓ ઉપર નાખીને પરાવર્તિત કરવામાં આવે છે. ક્ષ–કિરણોના તરંગનું માપ બે પરમાણુઓ વચ્ચેના અંતર જેટલું જ હોય છે. આ રીતે વાંકાં વળેલાં (Diffraction) કિરણોને તેજાંકન પટ્ટી (Photographic plate) ઉપર ઝીલી લેવામાં આવે તો તેની ઉપર તેજ–બિન્દુઓનું નિયમિત અંકન જોવા મળે છે. કેટલાંક ક્ષ–કિરણો પરમાણુઓની વચ્ચે ઘૂસી જાય છે. તેઓ જ્યારે બીજી બાજુ ઉપર નીકળે છે, ત્યારે તેમની ગતિની દિશા બદલાયેલી હોય છે. આ તેજબિંદુઓ વચ્ચેના અંતર તેમજ તેમની જલદતા (Intensity) ઉપરથી ડી. એન એ માં પરમાણુઓની ગોઠવણી વિષે પ્રમાણભૂત ખ્યાલ બાંધી શકાય. કંઈક નિયમિત રીતે આકૃતિનું પુનરાવર્તન થતું હોવાને કારણે એમ સિદ્ધ થયું છે કે અણુમાં પરમાણુઓની ગોઠવણી સર્પાકારે થતી હોવી જોઈએ.

## ડી. એન. એ. નો દ્વિસર્પ (Helix)

બે પટ્ટીઓ દ્વારા વારા ફરતી ગોઠવાયેલા ફોસ્ફેટ અને રીબોઝના અણુઓનો સર્પાકાર થાય છે. આડા સળિયા બે બેઝને જોડે છે. આખી સાંકળને સુગઠિત રાખનાર વચલી તુટક રેખા હાદરની સર્વગતિને સ્પષ્ટ કરે છે. આ ઉપરથી જાણી શકાય છે કે ડી. એન. એ.માં પરમાણુઓ એક જ પેચિયાકારે (Corks Screw) ગોઠવાયેલા નથી, પરંતુ અરસ–પરસ ગૂંથવાયેલા બે પેચિયાકારો તેમાં સમાયા છે. આને કારણે A,G,C, Th, બેઝના સૂમખાનું સપ્રમાણ સમજાવી શકાય છે. તેમજ જ્યારે આ ડી. એન. એ.નું વિભાજન થાય ત્યારે તે દ્વિભાજન જ હોય. એટલે કે બંને વિભાજિતો પરસ્પરની અનુકૃતિ બની રહે, એક સરખા જ હોય. જીવશાસ્ત્રની અનુવંશ શાસ્ત્રીય આવશ્યકતા પણ તેનાથી સંતોષાય છે. તેને માટે નીચેનો પ્રયોગ કરવામાં આવે છેઃ

મા–બાપમાંથી એકના ડી. એન. એ. ને જો કિરણો–ત્સર્ગી પરમાણુઓ વડે સંજ્ઞિત (Labelled) કરવામાં

આવે તો સંતાનના ડી. એન. એ.ના પરમાણુઓનો અર્ધો-હિસ્સો કિરણોત્સર્ગી જણાઈ આવે છે.

બીજું એક એ સત્ય જણાઈ આવે છે કે બે પડોશી ઝૂમખાં વચ્ચેનું અંતર બે પડોશી વિશિષ્ટ બિન્દુઓ વચ્ચેના અંતરની બરાબર જ હોય છે. કદાચ માની પણ ન શકાય કે બાજુના બેઝનો અનુક્રમ જ બદલવાથી માણસ જેવા જટિલ (Complex) પ્રાણીની આનુવંશિક વિશિષ્ટતાઓ બદલાઈ જાય છે. ડી. એન. એ. પ્રોટીનના બંધારણનું નિયમન કરે છે. તેથી ડી. એન. એ. માંનો નાનો સરખો ફેરફાર પણ પ્રોટીનમાં તેને અનુસરતો ફેરફાર આણે જ છે, એમ માનવું અ-તર્કસંગત નહિં જ લાગે અને આ નજીવો ફેરફાર તેને માટે જીવન-મરણનો સવાલ થઈ પડે છે.

કેટલીક રસાયણિક પ્રક્રિયાઓ શક્ય બનાવતા Enzymes-આત્રસાવો નામના પદાર્થો ઉપર વિકાસ-વાદનો ઘણો આધાર રહેલો છે. અમુક અનુક્રમમાં સંખ્યાબંધ રાસાયણિક પ્રક્રિયાઓ ચાલ્યા કરે તેટલા માટે આ આંત્રસાવો અમુક ક્રમમાં ગુંથાયેલા હોય છે તેના પણ પુરાવા મળી આવ્યા છે. આ ક્રમ કેવી રીતે શક્ય બનતો હશે? ડી. એન. એ.ના અણુની સંકુલ તીરાડોમાં આ આંત્રસાવો ગોઠવાઈ જતા હશે. એમ હવે તો વિશ્વાસપૂર્વક કહી શકાય છે. આ તીરાડોનો ચોક્કસ આકાર તો જે-તે સમયે ડી. એન. એ.ના દ્વિસર્પ (Helix) ઉપરનાં પાસે પાસે ગોઠવાયેલાં બેઝનાં ઝૂમખાં કેવી રીતે મળે છે, તેની ઉપર આધાર રાખે છે. અને જે-તે વખતે કયા બેઝના ઝૂમખાં હાજર હતાં તેના ઉપર પણ તેનો આધાર રહે છે. આ રીતે, આજે તો ડી. એન એ. એક પ્રકારનું ઉદ્દીપક (Template) છે એમ મનાય છે.

સંશોધન તો અવિરતપણે ચાલુ જ છે. હવે જુદાં જુદાં ઘટકોના સંયોજન દ્વારા ડી. એન. એ. તૈયાર કરવાનું શક્ય બન્યું છે. આ સંયોજનની અનિવાર્ય શરત એ છે કે તેમાં તૈયાર ડી. એન. એ.નો થોડોક જથ્થો મૂકવો પડે છે. તે વિના સંયોજનની પ્રક્રિયા આરંભ થતી નથી. કેમકે આ તૈયાર ડી. એન. એ. ઉદ્દીપક તરીકે કામ આપે છે. જીવતાં પ્રાણીઓમાંથી તૈયાર કેટલા આંત્રસાવો પણ તેમાં ઉમેરવા પડે છે.

આ ઉપરથી એક સિદ્ધાંત તારવવામાં આવ્યો છે. તે એ કે શરીરના કોષોમાં ડી. એન. એ.નું સંયોજન-વિભાજન એક ધારું ચાલતું રહે છે. તે ઉપરથી એમ ધારવામાં આવે છે કે ડી. એન. એ.નું સંયોજન થયા પછી આ પ્રક્રિયાની વિભાજન અવસ્થાને અટકાવી શકાય ખરી.

તાજેતરમાં જ જીવના કોષની બહાર ડી એન. એ.નું સંયોજન કરવામાં આવ્યું છે. તેમાં પેટાકેન્દ્રોનાં દ્રાવણ સાથે સેલ્યુલોઝને હલાવીને ભેગવી દેવામાં આવ્યું હતું સેલ્યુલોઝને ડી. એન. એ. માટે ખાસ આકર્ષણ છે. આ સેલ્યુલોઝમાંથી ત્યાર બાદ ડી. એન. એ.ના બધા જ ગુણધર્મો ધરાવતું એક તત્વ શુદ્ધ કરીને જુદું કરવામાં આવે છે. આ ડી. એન. એ. જેવા તત્વને બેક્ટેરિયા પોતાની જીવનક્રિયા માટે પણ વાપરે છે.

ડી. એન. એ.નો આનુવંશ સાથેનો મુળગત સંબંધ સમજી લેવાથી ખૂબ જ ભયંકર એવા કેન્સરના રોગનાં કારણો વિશે પણ વિશેષ માહિતી પ્રાપ્ત થાય છે જેમકે ક્ષ-કિરણો અથવા તો રેડિયમના સતત સંપર્કથી કેન્સર થઈ શકે છે. તેવી જ રીતે ઊંડાં ક્ષ-કિરણો આ ડી. એન. એ.નું પણ વિભાજન કરી નાખે છે. તેથી એમ માની શકાય કે કેટલાક કેન્સર, માત્ર ડી. એન. એ.ના બંધારણની કશીક ખામી અથવા વિકારને કારણે જ થાય છે. અને તેથી ડી. એન એ.નું આ વિભાજન અટકાવી શકાય તેવાં તત્વોની શોધખોળ એ કેન્સર-પ્રતિકારનો મુખ્ય સવાલ છે.

Azaserine : 6 Mercaptopurine

↓ ↓

Glutamine Adenine

જેવા પદાર્થો શોધી પણ કાઢવામાં આવ્યા છે, જે તત્કાલ પૂરતી તો આવી શક્તિ ધરાવે છે. એક વખત એવો પણ આવશે કે આ ડી. એન. એ.ની સાંકળમાંથી અનિચ્છનીય જૂથોને દૂર કરીને ઉપયોગી જૂથો તેમની જગાએ ગોઠવી શકાશે. આવાં ઉપયોગી જૂથો બીજાં-મનુષ્યેતર-પ્રાણીઓમાંથી પણ મેળવી શકાય. અને તેનું પરિણામ શું આવે તે જાણવું ઘણું જ રસપ્રદ બની રહેશે. મોટા ભાગે તો જેમાંથી ડી. એન. એ. લેવામાં આવ્યું હોય, તે પ્રાણીની અમુક ખાસિયતો; જેની ડી.

એન. એ.ની સુધારણા કરવામાં આવી હોય, તેનામાં વિકાસ પામે. અને આ રીતે આનુવંશિક ગુણોમાં ઐચ્છિક ફેરફાર કરી શકાય.

લંડનમાં એક વૈજ્ઞાનિક ડી. એન. એ.નું કોષ રચનાના કાચા માલ સાથેનું મિશ્રણ તૈયાર કરી રહેલ છે. તેની ઈચ્છા મૂળભૂત કોષતત્ત્વ-પ્રોટીન-બનાવી શકાય છે કે કેમ તે જોવાની છે જો આ પ્રયોગ સફળ થાય તો Test-tubeમાં જીવન પેદા કરી શકાય. જો કુદરતી એટલે કે પ્રાણીજ ડી એન. એમાંથી આવાં પ્રોટીન બનાવી શકાય તો કાલે ઊઠીને બીજો કોઈ વૈજ્ઞાનિક અપ્રાણીજ ડી. એન. એમાંથી પણ પ્રોટીન તૈયાર કરી શકશે. એટલે કે તદ્દન નવીજ જાતનું પ્રોટીન Test-tubeમાં શ્વાસ લેતું થશે. અલબત્ત, આ નવું જીવન તદ્દન પ્રાથમિક અવસ્થાનું હશે-વાયરસ (Virus) જેવું. કોને ખબર આજે પણ આવો કોઈ વિજ્ઞાનજન્ય રોગ અસ્તિત્વ ધરાવતો નહિ હોય? આની બીજી ઉપકારક બાજુ એ છે કે, આ ડી. એન. એના બંધારણમાં ઐચ્છિક ફેરફાર કરીને તેમાં રોગ સામે પ્રતિરોધ પેદા કરી શકાય, જે મોટાં પ્રાણીઓમાં કરવું ઘણું મુશ્કેલ ગણાય. અને એક વખત આ જાતનો ફેરફાર શક્ય બન્યો એટલે તે પેઢી-દર-પેઢી ઊતરવાનો જ. માનવજાતને વિજ્ઞાનનું આ કેટલું મોટું વરદાન બની રહે! અને આ માત્ર હવાઈ કિલ્લા નથી. વિજ્ઞાન આ માર્ગે પ્રથમ કદમ ઉઠાવી ચૂક્યું છે.

વળી આર. એન. એ.-ડી. એન. એનું જોડિયું તત્ત્વ-કોષના અનુવંશની રૂપરેખાનું વાહક ગણાય છે. જો આર. એન. એ.-ના બંધારણનો અભ્યાસ કરીને તેમાં પણ ઉપરોક્ત ફેરફાર શક્ય બને તો અનુવંશનું આખું માળખું, માત્ર સંતાનોમાં જ નહિ, વ્યક્તિના પોતાનામાં પણ બદલી શકાય. અને તે પણ જન્મ થયા પછી! વનસ્પતિ અને પ્રાણીઓમાં ઇપ્સિત અનુવંશ પેદા કરી શકાય-ઉતારી શકાય અને જો તેનો મનુષ્યની જાતિમાં પ્રયોગ કરવામાં આવે તો શું મહામાનવ અવતરી શકે ખરો કે! વિજ્ઞાનની નજરે તે અસંભવ નથી. તે મહામાનવ માત્ર શક્તિશાળી કે વિચક્ષણ જ નહિ હોય. વ્યાધિ-ઉપાધી અને બાલ્ય-વાર્ધક્યનાં બધાં અનિષ્ટો તે કયારે ય ભોગ નહિ બને! વળી, જો ચામડીનો રંગ બદલી શકાતો હશે તો આજનો વિરૂપ રંગભેદ કેવો હાસ્યાસ્પદ બની રહેશે!

આજે આપણે પરમાણુ યોગનાં નૈતિક પાસાંઓની જેટલી ગંભીરતાથી ચર્ચા-વિચારણા કરીએ છીએ તેથી પણ વધુ સભાનપણે આજથી દસ વર્ષ પછી આપણે ડી. એન. એ.ની નૈતિક અસરો તપાસતા હોઈશું, એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી.



## શ્રાવણની બે સંધ્યા

(૧)

સામે જડી
શ્રાવણ કેરી સંધિકા:
પાક્રોતરા મેહ તણી નિરાશા સમા નમે
મુગ્ધી સ્નાન વંચિકા
રહી રહી!

(૨)

સામે ખડી
શ્રાવણ કેરી સંધિકા:
લચી જતા મોલ સમા વિલોલ નમે.
મેહ મચ્યો ઝરી અમૃત-વારિ-નેહ,
તેહ
ફરી ફરીને
ઉરમાં રમરી સ્મરી
હર્ષંતી
ધ્યાન 'કર્ષંતી
'શી સામકન્યા
સહસા હસી પડી!

—જતીન્દ્ર આચાર્ય

આલોચન

# ‘છંદોલય’ની કવિતા | ઉશનસ્

નર્મદ સુવર્ણ ચંદ્રક ‘છંદોલય’ની કવિતા માટે શ્રી નિરંજન ભગતને મળે છે, એમાં એક જાતનું વિશિષ્ટ ઔચિત્ય રહેલું છે. નર્મદે મધ્યકાલીનતામાંથી આપણી ગુજરાતી કવિતાને સૌથી પ્રથમ અર્વાચીનતાને આરે આણી; ને એ રીતે ‘નર્મ કવિતા’ ગુજરાતી કવિતાના એક મહત્વના વળાંક એક સીમાચિહ્ન જેવી અંકાઈ છે. આ વળાંક તેય પાછો પશ્ચિમી ઢબનો, ને પશ્ચિમના સંપર્કની નીપજ. એજ રીતે ‘છંદોલય’માં ગાંધીયુગીન કવિતા પછીનો આપણી કવિતાનો એક વિશિષ્ટ—પશ્ચિમના જ સંસ્કાર વાળો—વળાંક અંકાયો છે. આપણી મધ્યયુગ પછીની કવિતાનો એક છેડો નર્મકવિતામાં છે તો બીજો છેડો ‘છંદોલય’માં છે. આમ ‘છંદોલય’ એ નર્મકવિતા, કુસુમમાલા અને કાવ્ય મંગલાની જેમ ગુજરાતી કાવ્ય સાહિત્યના વહેણમાં ઐતિહાસિક મહત્વ પણ ધારણ કરી સીમાચિહ્ન બની રહે છે. છેલ્લાં સવાસો વર્ષની કવિતને નામ આપવું હોય તો તે ‘નર્મદથી નિરંજન’ સુધીની કહી શકાય.

આ ઐતિહાસિક મહત્વ સાથે એ વાત પણ યાદ રહેવી જોઈએ કે શ્રી. નિરંજન આપણી સાક્ષર યુગની મુખ્ય કવિતાપ્રવૃત્તિનો પૂરો લાભ ઉઠાવીને આવે છે, એટલું જ નહિ રવીન્દ્રનાથ પણ એમની કવિતા–પ્રવૃત્તિના પ્રારંભમાં બેઠા છે; અંગ્રેજી, યુરોપી સાહિત્યનો એમનો અભ્યાસ એક પ્રાધ્યાપકની કોટિનો છે; એટલે એલિયટ આદિની કવિતા પ્રવૃત્તિથી પણ પોતે પ્રભાવિત થાય છે; આ દૃષ્ટિએ ‘છંદોલય’ની કવિતાનું માત્ર ઐતિહાસિક મૂલ્ય જ નથી; એની કલાસંપત્તિ પણ દરિદ્ર નહિ, બલ્કે ધ્યાન ખેંચે તેટલી સમૃદ્ધિ છે.

શ્રી. નિરંજનનો પ્રથમ સંગ્રહ ‘છંદોલય’ જ્યારે ૧૯૪૯માં પ્રગટ થયો ત્યારે પણ એમની પ્રગલ્ભ પ્રયોગખોરીએ ગુજરાતનું ધ્યાન તો ખેંચેલું જ. નવી જાતની બાંધણી, નવી જાતની લિપિમાં, નવીજ ઢબની કવિતા, નવાજ શીર્ષક હેઠળ–ગાંધી યુગથી સ્પષ્ટ અલગ તરી આવતી–પ્રથમવાર પ્રગટતી હતી ત્યારે બાદ, ‘છંદોલય’માંય જેવું પ્રમાણ ઠીકઠીક હતું તે મસ્તરંગી ગાણું લઈ, કિન્નરી ૧૯૫૦માં પ્રગટે છે. સુંદરમ્–ઉમાશંકરનાં ગીતોથી આ લ્હેકો જ જુદો હતો. અલ્પવિરામ ૧૯૫૩માં પ્રગટે છે ત્યારે તો એમની એક નવા બળના ઉદય તરીકે ગુજરાતમાં સ્વીકૃતિ પણ થઈ ચૂકી હતી. ૧૯૫૧માં આ બધા સંગ્રહોમાંથી ચયન કરીને નવી કૃતિઓ ઉમેરીને એમની ૧૯૪૩થી ૧૯૫૧ સુધીની કવિતા પ્રવૃત્તિની પ્રતિનિધિરૂપ કૃતિઓ લઈને આ નવી આવૃત્તિમાં ‘છંદોલય’ પ્રગટે છે, જે નવી કવિતા પ્રવૃત્તિનું પણ સૌથી મહત્ત્વનું પ્રતિનિધિરૂપ પુસ્તક બની રહે છે.

ગાંધી–યુગીન કવિતા ગાંધીજીના અને ઠાકોરના, એમ બન્નેના ખભા ઉપરથી ઊતરી જવા મથતી શ્રી પ્રહ્લાદના ‘બારી બહાર’થી જોઈ શકાય છે. ‘બારી બહાર’થી જ છંદોની પ્રવાહિતાનો આગ્રહ ઘટે છે, રૂપ રંગનો, ઘાટઘૂંટનો, છંદ:શુદ્ધિ તથા લય લોલનનો આગ્રહ વધે છે. ગાંધીયુગના વાસ્તવને બદલે સૌંદર્યલુબ્ધતાનું પ્રમાણ વધતું જાય છે. ને ઠાકોરની વિચાર–પ્રધાન કવિતાને બદલે શુદ્ધ ઊર્મિના આલેખો ઝીલવા–ઘૂંટવા–કંડારવા ને કલાકૃતિઓનું શિલ્પનું નિર્માણ કરવાનો અભિનિવેશ વધે છે, કવિ જનતાભિમુખ મટી શુદ્ધ કવિતાભિમુખ થતો જણાય છે. શુદ્ધ કવિતા Pure poetry તરફ રુચિતંત્ર ઊઘડતું જણાય છે; ‘બારી બહાર’માં આ બધું થાય છે ખરું; ને એ એ રીતે એક સંગ્રહ બની રહે છે, તથાપિ ગાંધીયુગ પછીની આપણી કવિતાનું

પૂરા માપે-પૂરા કદે full fledged પ્રતિનિધિત્વ તો નિરંજનના 'છંદોલય'માં જ થાય છે. પ્રહ્લાદ-રાજેન્દ્રમાં જે ક્રૅફ્ટ્સમૅનશિપ, લયસાધના ને સૌંદર્યબુદ્ધિનો આગ્રહ છે, તેવો જ નિરંજનમાં પણ છે. પરંતુ શ્રી. નિરંજનની કવિચેતના વિશ્વચેતનાની સાથે જેટલી સક્રિયરીતે સંકલિત છે તેટલી બીજાની નથી. વિશ્વઘટનાઓ સાથે એમણે જેટલી ગંભીર નિસ્બત – Serious Concern – અનુભવી છે એટલી અને એવી પ્રહ્લાદ-રાજેન્દ્રમાં નથી; એટલે જ પ્રહ્લાદ-રાજેન્દ્ર સારા કવિ હોવા છતાં એમનામાં અમુક રીતનું પ્રસ્થાન હોવા છતાં – આપણી નવી ચેતનાના એ પૂરતા પ્રતિનિધિરૂપ કવિઓ નથી; અનુ-ગાંધીયુગની તમામ પ્રમુખ અનુભૂતિઓનો બળકટ આલેખ જેટલો નિરંજનમાં અંકાયો છે એટલો આ જમાનાના બીજા કોઈ સંગ્રહમાં નથી. સમકાલીન મહત્વની ઘટનાઓના કેટલાક પ્રતિનિધિરૂપ ઉદ્‌ગાર-પ્રત્યાઘાત 'છંદોલય'માં ઝીલાયા છે. કોઈ કહી શકે એમ નથી કે પ્રહ્લાદ-રાજેન્દ્ર જેમ 'છંદોલય'ની કવિતા આગલી પેઢીએ ખેડેલો રાજમાર્ગ છોડી ક્યાંક એકાન્ત પ્રયાની કેડી ઉપર ફંટાઈ નીકળી છે. આપણી અગાઉની પેઢીઓના જવાબદાર પ્રમુખ કવિઓની માફક શ્રી નિરંજનની કવિતા યુગનું જવાબદારીપૂર્વક પ્રતિનિધાન કરે છે. એમનું લાગણી તંત્ર – એમની સહાનુભૂતિઓ ગાંધીયુગના કોઈ પણ પ્રતિનિધિરૂપ કવિ જેટલી ગહન, ઉદાર, વિશાળ ને સૂક્ષ્મ છે. એથી જ આપણે કહી શકવાની સ્થિતિમાં છીએ કે નિરંજનનો 'છંદોલય' શ્રી. સુંદરમ્-ઉમાશંકર પછીનો આપણી વિકાસમાન ચેતનાનો આલેખ આંકતો નૂતન કવિતાનો મહત્વનો પ્રતિનિધિરૂપ સંગ્રહ છે.

નિરંજનમાં 'બારી બહાર' કરતાં ય રૂપનિર્માણનો વિશેષ ને સભાન આગ્રહ વરતાય છે; જાણે કે ગાંધીયુગમાં પ્રો. ઠાકોરની નેતાગીરી નીચે કાવ્યનું બાહ્યાંગ ઉવેખવાની પ્રવૃત્તિને જાણ્યે અજાણ્યે ઉત્તેજન મળેલું હતું તેનું હવે અહીં પ્રાયશ્ચિત્ત થાય છે. અભિવ્યક્તિ પરત્વે સંકોચભેદક બળવાખોરીને બદલે સંકોચરક્ષક સનાતની વલણોનું જોર વધે છે. છંદઃશુદ્ધિ, લય-સાધના, શબ્દ-વર્ણના, ધ્વનિ મૂલ્યનું ભાન, કરકસર ને સંયમ ને પ્રાસની સાધના – એટલે કે એકંદરે રૂપનાં શિલ્પનો આગ્રહ વધતો જાય છે. પણ પ્રહ્લાદ-રાજેન્દ્રમાં છેક ઘટી ગયું છે તેમ લાગે છે તે પ્રો. ઠાકોર-પુરસ્કૃત 'વિચારપ્રધાન' કવિતાનું વલણ પ્રો. ઠાકોરના નવી પેઢીમાં પટ્ટશિષ્ય હોય તેવી હેસિયત ને અભિનિવેશથી નિરંજનમાં ચાલુ રહે છે. છંદોલયમાં ઊર્મિ અને વિચારનું સમકક્ષ ખેડાણ છે. એ વિના પણ આ સંગ્રહને આપણી કવિતાના મુખ્ય વહેણના અનુસંધાનમાં સંકલિત રાખે છે. અને આ બધું નિરંજનમાં અમસ્તુંજ પ્રવેશ્યું નથી. હાઈસ્કૂલથી જ ટાગોરની લત, એમને હાથે સૌંદર્યલુબ્ધ-ગોપ-જાનપદ પ્રણય ને પ્રકૃતિની કવિતા રચાવે છે, લેલીન કરે તેવી કેફી લયાન્વિત વાણી મેળવી આપે છે; તેમની કવિતાના આરંભકાળથી જ કાન્તના પૂર્વાલાપની મોહિની એમને ગળથૂથીમાં જ રૂપ-રમણીયતા ને સંયમના પાઠ ભણાવે છે, જે એમને ગમે તેવી પ્રકૃતિ કે પ્રીતિની મસ્તીમાંય પ્રશિષ્ટ સંયમમાં અનુકૂલિત કરે છે. પાછળથી પ્રો. ઠાકોરના સંપર્કે આ પ્રશિષ્ટ સંયમ ને રૂપની આમન્યા પોષ્યા, ને ઊર્મિના અવિરોધિ વિચારપ્રધાન કવિતાથી પણ દીક્ષિત થયા; આને લીધે પ્રો. ઠાકોરના વિચારબળના એ વારસદાર રહ્યા છે. પણ છંદોલયની કવિતા ઠાકોરશાઈ બાહ્યાંગની ઉપેક્ષાપ્રવૃત્તિથી લગભગ ઊગરી જવા પામી છે. છંદોલયમાં શબ્દ-વર્ણ-લયની અતરંગ જેટલી જ માવજત થતી દેખાય છે; બલ્કે કોઈને એથી વિશેષ પણ લાગવા સંભવ છે.

છંદોલયનું શીર્ષક જ આ વાતને પ્રગટ રીતે કહી દે છે કે નવા કવિને મન અનુભૂતિ જેટલું જ – બલ્કે કંઈ વિશેષ અભિવ્યક્તિનું મૂલ્ય છે. અભિવ્યક્તિમાં પ્રગટ થતું કવિકર્મજ કલા છે. છંદોલયનું આ શીર્ષક પણ ગાંધીયુગીન કાવ્ય સંગ્રહોનાં શીર્ષકોથી એકદમ નોખું તરી આવે છે. ગાંધીયુગીન પેઢી અનુભૂતિ પરત્વે નમ્ર ને સૂચક શીર્ષકો યોજતી, ક્યારેક ભાવનાત્મક શીર્ષક યોજતી; પરંતુ બાહ્યાંગની માવજત સૂચવતું આ શીર્ષક કવિના સર્જનમાં પવન કઈ દિશાનો વાઈ રહ્યો છે તેનું સૂચક છે. કાવ્યસર્જનમાં શબ્દ-છંદોલય એ બાહ્યાંગ છે જ નહીં. બલ્કે અંતરંગની આકૃતિ જ માત્ર છે. વાણી-અર્થનું આવું સામંજસ્ય ઠાકોરની અસરો નીચે કંઈક જોખમાયું હતું તે પાછું કાલિદા-

સોક્રત વાગર્થાવિવ સંપૃક્તિના કાવ્યાદર્શ ઉપર આવીને ઠરે છે 'છદોલય' પછી એ જાતના કાવ્યસંગ્રહોનાં શીર્ષકો નવી પેઢીમાં લોકપ્રિય થતાં જતાં દેખાય છે

એલિયટના Waste Land વેરાન ભૂમિ-મરૂભૂમિની પ્રેરણા હશે, તથાપિ મુંબઈના નિરંજનના વસવાટ-રઝળપાટે આપણી કવિતામાં સાવ નવું જ એવું પ્રસ્થાન કરાવ્યું છે એ વાતમાં – ને આ વાત આપણે ત્યાં કવિતામાં નવી જ હોય, તો છંદોલય એેશક નવું પ્રસ્થાન કરતો સંગ્રહ છે આપણા સાહિત્યમાં પલ્લીરાગ ને નગરદ્વેષનું નિરૂપણ એ સાવ નવી વાત નથી, નવલિકા ક્ષેત્રે ગોવિંદનું ખેતર માં આ નગરદ્વેષ ઉગ્રતથી આલેખાયો છે જ ધૂમકેતુનો પલ્લીરાગ પણ જાણીતો છે જ લૈયાદાદા ને જુમો ભિસ્તી જેવી વાર્તામાં યંત્રસંસ્કૃતિની ઉગ્ર ટીકા ને કરુણિકાની વાત કહેવાઈ છે મૂલ્યનાશ–ભાવનાનાશ પણ ધૂમકેતુ-દ્વિરેફની વાર્તાઓમાં મળે છે, પરંતુ કવિતાને ક્ષેત્રે પ્રવાલદ્વીપ'એ સીમાચિહ્નરૂપ મહત્વાકાંક્ષી પ્રયોગ છે. યંત્ર સંસ્કૃતિએ – વિજ્ઞાને ને મનોવિજ્ઞાને જે જગવી ભાવના-શૂન્ય, મૂલ્ય વિહોણી માનવના વ્યક્તિત્વની વિનાશક નગરસંસ્કૃતિ વિકસાવી છે તેના પ્રત્યઘાતોનો ગહન આલેખ પ્રવાલદ્વીપમાં છે, મુંબાઈના સ્થળ કાળ પાત્રોના વિવિધ વિભાગમાં છંદોલયના કવિએ ગાંધીયુગીન કવિઓથી સાવ જુદો એવો શહેરનો પ્રત્યાઘાત ઝીલ્યો છે પશ્ચિમમાં શ્રી વર્ડ્ઝવર્થને વેસ્ટમિન્સ્ટર બ્રિજ પરથી લંડન જોતાં કેવું પ્રશાન્તભવ્ય દર્શન થયું હતું! આપણે ત્યાં ઉમાશંકરે મુંબાઈ જેવા શહેરમાં પ્રથમ આગમને કેવો રોમાંચ અનુભવ્યો હતો –ઉત્તેજના અનુભવી હતી!

' આ ભૂમિનો થઈશ એક દી હું વિજેતા '

નિરંજનનો પ્રત્યાઘાત ઉમળકાનો નથી રોમાંચનો નથી વેરાનભૂમિના અવસાદનો છે ત્યાર બાદ આપણે ત્યાં એને મળતા પ્રત્યાઘાતો હસમુખ, પ્રિયકાન્ત, નલિનમાં જોવા મળે છે આમ છંદોલયે એક નવી પેઢી ઘડવામાં મહત્વનો ફાળો પણ આપ્યો છે આ બધું એમને અર્વાચીન કવિતાના સૌથી સાચા પ્રતિનિધિ પૂરવાર કરે છે

–ચ્યા–સાલ પ્રમાણે કાવ્યનો અનુક્રમ હોવાથી છંદોલયમાં નિરંજનની વિકસતી ઉર્મિનો તબક્કાવાર રસિક આલેખ મળે છે નિરંજનની સાથે સાથે આપણે જાણે જાનપદ-ગ્રામ-વન્ય સંસ્કૃતિના રમણીય આવેગો અનુભવતા ધીમે ધીમે નગર સંસ્કૃતિ તરફ વળીએ છીએ. શકુન્તલા જાણે કણ્વાશ્રમની સૃષ્ટિથી દૂર દૂર જઈ દુષ્યંતના માયાવી નગરનાં વેશ્યાગૃહોમાં ખેંચાઈ જાય છે પ્રાચીન રોમેન્ટિક જીવનમાંથી જાણે નિર્ભ્રાન્ત અરસિક એકસૂરીલી આધુનિકતામાં આપણે કોઈ દેવદૂતની માફક પ્રાચીન ભાવનાના સ્વર્ગમાંથી ભ્રષ્ટ થઈ અર્વાચીનતાના નરકમાં દેશનિકાલ થઈ જઈએ છીએ છંદોલયનાં લગભગ સો જેટલાં પૃષ્ઠોની યાત્રામાં તેનો કવિ અનુભૂતિ ક્ષેત્રે એની પુરોગામી પેઢીના કવિ કરતાં કંઈ ખાસ જુદો પડી જતો નથી હા, અહીં એજ પ્રકૃતિનાં ને ઋતુનાં માદક વર્ણનો છે, એજ સફલ અસફલ ઘેરી પ્રણય-પિપાસા છે, એજ પન્નાલાલની અલ્લડ યુવતી જેવી નાયિકાના તળપદાં લહેકાનાં ગીતો છે, રવીન્દ્ર-ગાંધી પ્રેરી ને સુંદરમ્ ઉમાશંકર-બેડી ધરતીની ધીંગી પ્રીત છે એજ ભારત મુક્તિની આશા નિરાશામાં ગોલાં ખાતી છતાં અંતે શ્રદ્ધામય ભક્તિ છે અહીં મહાગુજરાતના ગોળીબારની વાત પણ છે – ને ગાંધી હત્યાકાંડની કમકમાટી પણ છે રવીન્દ્રપ્રેરી માણસાઈ પ્રીતિ છે ને ગાંધી યુગે પણ નહીં જોયેલું રાધાકૃષ્ણનું અને વ્રજવૃંદાવનનું વીગનોલાળુ આલેખન છે રવીન્દ્ર જેવો જ મૃત્યુનો મંગલ અભિસાર છે – પણ જ્યાં "નવા આંક" (પૃ-૯૮) ઉપર આવીએ છીએ એટલે તો જાણે જૂના આંક ભૂંસાઈ જાય છે આરંભની મુગ્ધતા-ભદ્રતા ઓગળતી જાય છે ને નવી નગરસંસ્કૃતિના નાન્દી-વિષ્કંભક શરૂ થાય છે જે નાટક પ્રવાલદ્વીપમાં પરાકાષ્ઠાએ પહોંચે છે – એ સીમાચિહ્નરૂપી વર્ષ ૧૯૫૧નું છે ૧૯૪૩ થી ૧૯૫૧નો ગાળો કવિની મુગ્ધતાનો છે, ઊર્મિનો અને ભાવનાનો છે આ ગાળો એમણે શુદ્ધ ઊર્મિને ઘૂંટવામાં અને છંદોલયની સાધનામાં યોજ્યો છે આટલા અભ્યાસ પછી કસેલાં સાધનો વડે તે ચિંતનની મોટી ફાળ ભરે છે 'અમદાવાદ' કૃતિ સુધી આવતાં તો એ ભાવિ દિશાનાં એંધાણ વર્તાવા માંડે છે ને પ્રવાલદ્વીપમાં કવિ શું કરશે એનો અણસારો મળે છે

[ વિશ્વમાનવ સપ્ટેમ્બર-ઓક્ટોબર '૬૨

"ન શ્હેર આ, કુરૂપની કથા
ન શ્હેર આ, વિરાટ કો વ્યથા"

'એક સરીસું'નો ગુલબંકી એના ટૂંકા લૅ આના આવર્ત ને એક સરીસાપણું બરાબર પ્રગટ કરે છે. કવિ અને કવિતાની વ્યાખ્યા હવે બદલાઈ ગઈ છે. હવે પ્રથમનાં મુગ્ધ સોણલાં નથી. હવે સૌંદર્યની સાપણના દંશથી શીકેલાં ચકામાં તે ફાળ્યો અને મરણનું દ્વાર ઠોકી પાછો વળે તે કવિ એવી વ્યાખ્યા થાય છે. છંદોલયમાં નિરંજનની મુગ્ધ અને નિર્ભાન્ત બે મુદ્રાઓ પ્રગટ થઈ છે. ગોપકાવ્યોમાંની ઋતુનો છાક જુઓ ને શહેરની ઋતુઓનું ગ્લાનિમય ચિત્ર જુઓ, આરબાનું પ્રેમનું મંગલગાન જુઓ અને શહેરમાં વેશ્યાજીવનની આજુબાજુની પ્રેમની ઉક્તિ જુઓ :

'ફૉકલૅન્ડ રોડ'માં

"વાલ્કેશ્વરે જે કહ્યું સ્નેહવશ
એનું અહીં માત્ર સ્વરૂપ નમ" (પૃ. ૧૯૮)

એક તપોવનમાંથી જાણે બીજા વનમાં કવિતા પ્રવેશી છે. પણ ત્યારે વનનો અર્થ પ્રકૃતિ નથી, ઉલ્લાસ નથી, સંસ્કૃતિ નથી...વિકૃતિ છે, વિલરસ છે. કવિએ નગરને આધુનિક અરણ્ય કહ્યું છે પણ ત્યારે વનનો અર્થ બદલાઈ ગયો છે. વન એટલે ફૂલો-વેલો પશુપંખી અને ઝરણાં નથી, પણ વન એટલે હિંસ પશુનો વસવાટ એવો અર્થ છે. નગર સંસ્કૃતિની ટીકા સિવાયના અનુભૂતિ ક્ષેત્રમાં ગાંધીયુગથી ભિન્ન એવું ખાસ નથી. એ છંદોલયનો અનુભૂતિ-આક-નકશો જોતાં જણાયું હશે તો પછી નવીન પ્રસ્થાન કયું? હા, નવીનતા જેટલી વિષયમાં નથી એટલી એની નિરૂપણ પદ્ધતિમાં છે. આખી નિરૂપણ પદ્ધતિ જ જાણે પલટો લે છે. ગાંધીયુગના કવિઓની બુલંદવાણીને મુકાબલે અહીં કોલાહલ શમ્યો છે. જાણે કવિ કાનમાં કહે છે. એમાં સંયમ, રૂપનો આગ્રહ વધ્યો છે. ઠાકોર-પ્રભાવિત ગાંધીયુગની કાવ્યબાની જોશો તો આ એક પોતે જ, નવો વળાંક લાગશે. ગાંધીયુગની ઠાકોરી બાંગફેડ ઘટી છે—અણીશુદ્ધતા ને અનવદ્ય સંપૂર્ણતાનો આગ્રહ વધ્યો છે. જાણે કે આખી કૃતિ નખશીખ ચીપીચીપીને લખાય છે. ભાવનું આલેખન કલાકૃતિનો પિંડ બને છે. ભાવને સ્વસ્થ સુઘડ કલાકૃતિ બનાવવાની તકેદારી-કાળજી વર્તાય છે. કવિનાં વાઙ્મય ઓજારો વર્ણ-શબ્દ-લય-પ્રતીક પાસેથી કવિએ કસીને કામ લીધું છે. પ્રો. ઠાકોરને સંબોધેલા એક સોનેટમાં આ દીક્ષા એમણે લીધી છે.

"સમાન સઘળી કળા છ, કવિતા ય." એ કલાની સમાન કારીગરી નકશી વર્તાય છે, જે ગાંધીયુગમાં કંઈક ઓછી દેખાતી હતી. છંદોલયનાં સોનેટ, મુક્તકો, ગીતો જુઓ. આકૃતિનિર્માણનો આ કુશળ હાથ કળાઈ આવશે

*

એમના છંદો તપાસીએ : ગાંધીયુગ ને સાક્ષરયુગના એના એજ પિંગળના છંદો છે. પણ હૃદયની ઋતુઓનો શિખરિણી જુઓ :

છકેલી ફાલ્ગુની છલબલ છટા થી પૃથિવિની!
દિશામાં મૂકીને મન ખિલખિલાટે મલકતી,
વનોની મસ્તાની મઘમઘ પરાગે છલકની
વસંતે જાગી રહે સકલ કલિ ન્યારે રસભીની.

બાલાશંકર અને કાન્તનો જાણે મુકાબલો કરવાની હામ બીડી છે. છકેલી ઋતુનો છાક પણ રૂપની માઝા તોડતો નથી. શિખરો છંદોબંધમાં સમયળ વહે છે. એવો કાન્તોપમ શિખરિણી 'તને ન્હાતાં ન્હાતાં'માં કંડારાયો છે. હજી એમનો પૃથ્વી ઠાકોરશાઈ બરછટપણું જાળવે છે. પ્રો. ઠાકોર ઉપર લખાયેલાં બે બાનનાં ઉત્તમ સોનેટોમાં—મઢિયા પરનાં સોનેટોમાં—કરોળિયો અને મોરનાં ઉત્તમ સોનેટોમાં—આપણા સાહિત્યનાં ય ઉત્તમમાંના થોડાંક સોનેટોમાં—પૃથ્વીનું બરછટ ને બળકટપણું જોઈ શકાશે; પણ ત્યાં એ ઠાકોરને લગભગ આંબી જાય છે. ઠાકોરના ગુલબંકીને અનુગાંધીની પેઢીમાં નિરંજન જેવો ઔચિત્યથી ભાગ્યે જ કોઈ કવિએ યોજ્યો હશે. એકસરીસાપણું પ્રગટાવવા એવું ટૂંકું લૅ આ માપ ખૂબ જ કાર્યક્ષમ છે. એનો વધુ સાર્થક ઉપયોગ એકસરીસાપણું પ્રગટાવવા માટેનો વિનિયોગ પ્રહ્લાદ્દોપનાં ત્રણેક સુદીર્ઘ નગરકાવ્યોમાં જોઈ શકાશે. આમ તો નિરંજનના તમામ છંદો એકંદરે વધુ સાફ સુથરા છે. તેમણે દ્રુતવિલંબિત અને ઉપજાતિ અને વસંતતિલકાના આકર્ષક પ્રયોગો પણ કર્યા છે. હરિગીત, ઝૂલણા અને મનહરને પરંપરિત કરી અનેક રીતે યોજી તેમની નવી ક્ષમતા પ્રગટ કરી છે. મનહરના પરંપરિત પ્રયોગોમાં

એ રાજેન્દ્રથી સમકક્ષ રહે છે. ૭ દોલયનો અનુષ્ટુપ વિચારો. ન્હાનાલાલના 'પિતૃતર્પણ' પછી ૧૩–૭ની લીલામાં એ સુંદરમને હાથે જુદી જ રીતે પલોટાયો– 'શ્હેરનો વરસાદ'માં વળી એમણે નવી જ રીતે પ્રયોજ્યો. નિરંજનના 'ગાયત્રી' કાવ્યમાં જાણે શ્રી. સુંદરમ્–'શ્હેરનો વરસાદ' વાળા શ્રી સુંદરમ્ કામ કરતા દેખાશે. જો કે અહીંની કરૂણા તે કટાક્ષ સુંદરમમાં નથી. વધારામાં પ્રાસના કડક શિસ્તનો લાભ પણ મળ્યો છે. પ્રાસની ચીવટ એ ૭ દોલયનું ઊડીને આંખે વળગે એવું લક્ષણ છે. શું વૃત્તોમાં કે શું ગીતોમાં પ્રાસનું સુશોભન કવિતાને મળ્યું છે. જો સર્વત્ર એક સરખી રીતે સર્જકતાનું સહાયક નથી પણ નીવડ્યું; છતાં ક્યારેક એ નવો જ પ્રાસ લઈ આવી કેવી કાર્યક્ષમ રીતે યોજે છે તે જુઓ: 'જલધિને આરે'માં–

જા, જનહીન તહીં જલધિને આરે,
એના કેવળ સૂણશે,
કિંતુ આ તવ અધીરવ્યથાને વારે વારે
ગભીર ઘેરી નિજવાણીમાં સહસ્રશતવિધ ગુણશે!

'ગુણશે' will multiplyના અર્થમાં આપણા સાહિત્યમાં કદાચ નવો જ પ્રાસ છે એમની મુગ્ધ કવિતામાં કૌંસનો પ્રયોગ નથી; પણ નગરકવિતામા એ વારંવાર આવે છે, ત્યારે મોટે ભાગે ઔચિત્યપૂર્વક યોજાયો છે ને આપણી ભાષામાં કૌંસનો ઉપયોગ કરવામાં નિરંજન આદ્ય નથી પણ એને સાર્થક રીતે પ્રયોજવામાં ને અભિવ્યક્તિની નવી ભંગી રૂપે ચલણી કરવામાં નિરંજનનો પ્રશસ્ય ફાળો છે. નિરંજનની ગોપ–કવિતામાં વિષય આનંદોલ્લાસનો છે. ત્યાં ભાષા સૌષ્ઠવ ગુમાવતી નથી. ઘૂંટાયેલી ઘણી પંક્તિઓ વાચકને ત્યાં નજરે ચઢશે; પણ નગરકવિતામાં નીરસ એકતાનતા ને ગ્લાનિ–થાક ને કર્કશતા પ્રગટ કરવાં છે, ત્યાં વાણીનું માળખું પોતે જ બદલાઈ જાય છે. જુઓ વાણી માત્રથી જ શહેરનું કર્કશપણું નથી પ્રગટતું?

"સિમેન્ટ, કોંક્રીટ, કાચ–શીલા
તાર, બોલ્ટ, રિવેટ, સ્ક્રૂ, ખીલા" (મુંબાઈ નગરી પૃ ૧૪૧)

કર્કશ ભાષાનો ઓજોગુણ ત્યાં સાભિપ્રાય છે.

એલિયટના જેવી Poetic Shorthand–કવિતાઈ લઘુલિપિ તરફ જાણે ભાષા વિકસવા મથે છે સાહિત્ય સ્વરૂપોની સંપત્તિમાં ૭ દોલય ગાંધીયુગની કોઈ કાવ્ય-પોથી જેટલો જ માતબર ગ્રંથ છે. અહી ઠાકોરી–પૂર્વાલાપી શિસ્તથી અનુશાસિત સૌષ્ઠવયુક્ત ઊર્મિપ્રધાન, વિચારપ્રધાન સોનેટો છે અહી ટાગોરી, ન્હાનાલાલી જાનપદી–લયનાં ગીતો છે. જો કે એની ઉલ્લાસિતા–વિલાસિતા ન્હાનાલાલ–રાજેન્દ્રથી ઓછાં છે, પણ માત્ર એમનાથી જ ઓછાં છે અહીં ચોટદાર મુક્તકો છે ને લાંબાં ચિંતન કાવ્યો છે આ બધું તો છે જ; પણ તે ઉપરાંત અહીં રાજેન્દ્રની માફક ઊર્મિકવિતા નાટકમાં પરિણમવા મથતી દેખાય છે ૧. પાઠાંતર ૨. અંતિમ મિલન તથા ૩ પ્રવાલદ્વીપમાંની પાત્રોક્તિઓ જુઓ, ને પાત્રોક્તિનો અંત તો જાણે નાટક થવા મથે છે–' એમની ઊર્મિકવિતાની ચાટુ ઉક્તિવાળી ભંગીઓ ને સવાદો ક્યારેક એમને Poetic drama તરફ લઈ જાય તો નવાઈ નહીં. એમના ભાવ મરોડ ને ભાષા ભંગીઓમા એ ગુંજાયશ વર્તાય છે તો ખરી

*

નિરંજનના અનુભૂતિક્ષેત્ર પરત્વે એક વાત વિચારવી રસપ્રદ બને છે. એમનાં ગોપજીવનનાં મુગ્ધ ભ્રમણના કાવ્યોમાં એમણે વારંવાર રાધાકૃષ્ણનો ભાવુક ઉદ્ગાર કાઢ્યો છે. ગાંધીયુગમાં નહોતો એટલો બધો એનો ઉપયોગ થવાથી નિરંજનપ્રભૃતિ નવા કવિઓમાં એ નવી કવિતાના લક્ષણ તરીકે પણ પ્રસર્યો લાગે છે. એ પોતે જ કહે છે તેમ નરસિંહ મીરાં દયારામનો જાણે યુગ બેઠો હોય તેમ લાગે છે. જમના જળ, કહાન ને રાધા, વૈકુંઠ ને વ્રજ, મોરલી ને કદંબ, મથુરા કુબ્જા ને કંસ, વ્રજ ને વૃંદાવન વિશે અહી વારંવાર ઉલ્લેખ થયો છે. પણ એવા ઉલ્લેખોથી એ ભક્તિનાં કાવ્ય ઠરતાં નથી. કવિની એ નરી સૌંદર્યબુદ્ધિના ઉન્મેષ–પ્રતીકોરૂપે આવે છે એથી વિશેષ એને કોઈ ધાર્મિકતાના ઉદ્ગારો ગણવાના નથી. નિરંજન પ્રેમ-લક્ષણા ભક્તિની ગોપી નથી; ઈશ્વરવાળી એમની સૃષ્ટિમાં એ માત્ર સૌંદર્યાનુભવ છે એથી ઊલટું, પણ

( જુઓ અનુસંધાન પૃ૪ ૩૯ )

# જાપાનના અર્થતંત્રમાં નાના ઉદ્યોગોનું | લે : સરલા શાહ

જાપાનના નાના ઉદ્યોગો જાપાનના અર્થતંત્રમાં ઘણું અગત્યનું સ્થાન ધરાવે છે. "નાના ઉદ્યોગો" એટલે એવા ઉદ્યોગો કે જેમાં પ્રમાણમાં ઓછી મૂડી રોકવી પડે અને જે વહીવટની દૃષ્ટિએ નાના હોય. સરકારી નિયમ મુજબ જે ઉદ્યોગોમાં ૩૦૦થી ઓછા માણસોને રોકવામાં આવે અને જેમાં ૧ કરોડ યેનથી ઓછી રકમ રોકવામાં આવે, તે ઉદ્યોગોને નાના ઉદ્યોગો કહે છે. પરંતુ ૨૦૦થી ઓછા માણસોને રોજી આપતાં કારખાનાની સંખ્યા ઘણી જ મોટી છે.

૧૯૫૨માં નાના ઉદ્યોગોનાં કારખાનું પ્રમાણ કુલ કારખાનાંના ૯૯-૫૮ ટકા હતું. ઉત્પાદક ઉદ્યોગોમાં રોજી મેળવતા માણસોના ૭૦-૯૧ ટકા માણસો નાના ઉદ્યોગોમાં રોકાયેલા હતા, તેમજ નાના ઉદ્યોગોથી કુલ ઉત્પાદનના ૫૪-૫૮ ટકા ઉત્પાદન થયું હતું. આ આંકડા રાષ્ટ્રના ઉદ્યોગોમાં તેના મહત્વના સ્થાનની સાબિતી આપે છે.

## નાના ઉદ્યોગો અને નિકાસ

નિકાસ થતા માલના ૬૦ ટકા માલનું ઉત્પાદન નાના ઉદ્યોગો મારફત કરવામાં આવે છે. નિકાસ થતો કેટલોક માલ તો બધો જ નાના ઉદ્યોગોથી ઉત્પન્ન કરવામાં આવે છે. દા. ત. હોઝીઅરી, રમકડાં, ધંધીઓ, કાચનાં વાસણો, બોલ્ટ, નટ, ખેતીનાં કેટલાંક સાધનો વગેરે.

ઉપરાંત, સીવવાના સંચા, નેતરનો માલ, લોખંડના સળીઆ, દુર્બિનો, ઘડીઆળો ફોનોગ્રાફ વગેરેનું મોટાભાગનું ઉત્પાદન પણ નાના ઉદ્યોગો દ્વારા કરવામાં આવે છે, આ માલની પણ નિકાસ કરવામાં આવે છે. ટૂંકમાં, નિકાસ કરવામાં આવતો મોટાભાગનો માલ નાના ઉદ્યોગો દ્વારા ઉત્પન્ન થતો હોય છે.

## મજૂરી

નાના ઉદ્યોગો મારફત બહુ મોટી સંખ્યાને, લગભગ ૧ કરોડ માણસોને રોજી મળે છે. લડાઈ પહેલાં નાના ઉદ્યોગોને સસ્તી મજૂરી મળી શકતી હતી, પરંતુ મજૂરી નિયમનના કાયદાઓને પરિણામે એ સસ્તી મજૂરી હવે મળી શકતી નથી.

## રોજગારી

૧૯૫૪ની વસ્તી ગણત્રી વખતે એવું માલુમ પડ્યું હતું કે ઉત્પાદનમાં રોકાએલા કામદારોના ૭૦ ટકા માણસો નાનાં નાનાં કારખાનાંઓમાં કામ કરતા હતા. અમુક ઉદ્યોગોમાં તો ૯૦ ટકા કામદારો આવાં નાનાં કારખાનાંઓમાં કામ કરતા હતા.

જાપાનમાં લડાઈ પહેલાં કુલ કામદારોના ૪૭ ટકા કામદારો સ્ત્રીઓ હતી. લડાઈમાંથી પુરુષ વર્ગ છૂટો થવાને કારણે, તેમ જ મજૂરી નિયમન કાયદા મુજબ સ્ત્રીઓને કામે રોકવા સામે અંકુશ આવવાથી આ કામદારોની સંખ્યા ઘટીને ૨૫-૧ ટકા થઈ ગઈ. પાછળથી તે સંખ્યા વધવા માંડી હતી, અને ૧૯૫૪માં તે ૨૮-૨ ટકા થઈ હતી.

નાનાં કારખાનાંઓમાં ૧૪ વર્ષથી નાના અને ૫૫ વર્ષથી મોટા બિનકુશળ કારીગરોને રોકવાનું વધુ વલણ હોય છે. ઉપરાંત, ૨૪ વર્ષથી મોટી સ્ત્રીઓ નાના ઉદ્યોગોમાં વધુ પ્રમાણમાં રોકાએલી હોય છે. ટૂંકમાં, નાના ઉદ્યોગોમાં ઉંમર અને જાતિ મુજબ ઓછા કાર્યક્ષમ કારીગરોને રોકવામાં આવે છે. બીજી એક અગત્યની વાત એ છે કે મોટાભાગના નાના ઉદ્યોગોની

માલિકી વ્યક્તિગત હોય છે અને કુટુંબના સભ્યો જ તેમાં કારીગરો તરીકે કામ કરે છે માલિક અને બીજા કામદારો વચ્ચે ખાસ કંઈ અસમાનતા હોતી નથી જાપાનના મોટા ઉદ્યોગો અને નાના ઉદ્યોગો વચ્ચે આ એક બહુ મોટો ફરક છે

## મજૂરીની પરિસ્થિતિ

નાના ઉદ્યોગોમાં પગાર ઓછા આપવામાં આવે છે ૧૯૫૫માં કરેલી તપાસ મુજબ ૫૦૦થી વધુ કામદારો રોકતાં કારખાનાંઓમાં અપાતા પગાર કરતાં ૩૦થી ૯૯ કારીગરોને રોકતાં નાનાં કારખાનાંઓમાં પગારનું પ્રમાણ માત્ર ૬૦ ટકા હતું

### કામના કલાકો

પગાર ઓછો અને કામના કલાકો વધારે નાના ઉદ્યોગો અને મોટા ઉદ્યોગોમાં આ પણ એક મોટો ફરક છે

## જાપાનીઝ અર્થતંત્રમાં નાના ઉદ્યોગોનું સ્થાન

સામાજિક અને આર્થિક દૃષ્ટિએ આ નાના ઉદ્યોગોને ભાગ્યેજ સ્વતંત્ર ઉદ્યોગો કહી શકાય કાંતો મોટા ઉદ્યોગોના એજન્ટ તરીકે, કાંતો તેને અમુક માલ પૂરો પાડનાર પેટા ઉદ્યોગો તરીકે આ ઉદ્યોગો ચાલતા હોય છે

### એજન્ટ તરીકે

મોટા ઉદ્યોગોનું એજન્ટ જેવા નાના ઉદ્યોગો પરનું વર્ચસ્વ બે પ્રકારનું છે જૂનું અને નવું જૂના પ્રકારમાં સામાન્ય રીતે કુટુંબના સભ્યો પોતાના હાથે માલનું ઉત્પાદન કરતા હતા નવા પ્રકારમાં નાનાં કારખાનાંમાં માલ બને છે સાદાં યંત્રો વાપરવાથી તથા શ્રમવહેંચણીથી થોડેક અંશે સામુહિક ઉત્પાદન થાય છે કારખાનાંઓમાં કુશળ મજૂરીની જરૂર પડતી હોવાથી કુટુંબોના સભ્યોની મજૂરીને બદલે કામદારોને રોકવા ઉપર વધુ ભાર મૂકવામાં આવે છે કાપડ ઉદ્યોગમાં માલિક ખેડૂતોને પોતાના ઘેર કામ કરવા માટે કાચો માલ પૂરો પાડે છે અને તેમની પાસેનો તૈયાર માલ નિકાસ માટે બજારમાં મૂકે છે કૃત્રિમ ફૂલો તથા કેટલાંક રમકડાં બનાવવામાં પણ આ પદ્ધતિ અપનાવવામાં આવે છે

નવો પ્રકાર જાપાનના મૂડીવાદનું પરિણામ છે અહીં હાથને બદલે યંત્રો અને શ્રમ વિભાજનથી માલ બને છે, તેમજ ઘરને બદલે કારખાનાંમાં માલ બને છે નવા અને જૂના પ્રકારમાં મુખ્ય ફરક એ છે કે નવા પ્રકારમાં કારખાનાના માલિકની અને કામદારોની સ્થિતિ વચ્ચે ઘણો ફરક હોય છે

### પેટા ઉદ્યોગો

મોટા ઉદ્યોગોમાંના ઉત્પાદનનો અમુક ભાગ પેટા ઉદ્યોગોથી કરવામાં આવે છે આ પ્રકારના ઉત્પાદનની પ્રથા અર્થરચનાની જુદી જુદી પરિસ્થિતિમાંથી, જેવી કે નાના ઉદ્યોગોમાં નાણાંની અછત તેમજ સ્થાનિક બજારની અછતમાંથી, ઉદ્ભવી છે મોટા ઉદ્યોગોને આમાં એ ફાયદો છે કે વધારાના ઉત્પાદન અંગેની સગવડ તેણે કરવી પડતી નથી, તેમજ માલની માંગમાં થતા ફેરફારને કારણે આવતી જોખમનું પ્રમાણ પણ ઓછું થઈ જાય છે

આ પદ્ધતિ નીચે ઉત્પાદન ઘટાડવાનું તેમજ ખર્ચ ઘટાડવાનું બહુ ઝડપથી બની શકે છે ટૂંકમાં, આ પ્રથામાં જોખમ વહેંચાઈ જાય છે

યંત્ર ઉદ્યોગ અને ધાતુ ઉદ્યોગ આ પ્રથાના બહુ સારા નમૂના છે

કેટલીકવાર મોટા ઉદ્યોગો અમુક માલ પૂરો પાડવાનો ઇજારો નાના ઉદ્યોગોને આપે છે અને તે ઉદ્યોગો બીજાને પેટાઇજારો આપે છે

## નાના ઉદ્યોગોની વિશિષ્ટતા

નાના ઉદ્યોગો જાપાનના અર્થતંત્રની વિશિષ્ટતાઓને પરિણામે ખીલ્યા છે આ વિશિષ્ટતાઓ નીચે મુજબ છે—

૧ કુદરતી સ્રોતોની અછત

૨ સ્થાનિક બજારની અછત તેમજ સ્થાનિક વપરાશની જટિલતા—કારણકે ત્યાં અનેક પ્રકારનો માલ વપરાય છે

૩ નાણાંની સતત અછત.

૪ નાના ઉદ્યોગો નાના પાયાપર અને ઓછી મૂડીથી ચલાવી શકાય તેમજ તેમાં ઓછી કુશળતાની જરૂર પડે

૫. પ્રમાણમાં વહેલું વીજળીકરણ થવાથી નાના ઉદ્યોગોને સમરક્ષ

૬. અઢળક અને સસ્તી મજૂરીને લીધે નાના ઉદ્યોગો આધુનિક મોટા ઉદ્યોગો સાથે હરીફાઈમાં ઊભા રહી શકે.

૭. જાપાન જે દેશોમાં માલ નિકાસ કરે છે તે દેશો, (અમેરીકા સિવાય) આર્થિક રીતે પછાત દેશો હોવાને કારણે તેમને સસ્તા માલની જરૂર.

૧૯૪૫માં લડાઈનો અંત આવ્યો ત્યારે નાના ઉદ્યોગો જ છિન્ન ભિન્ન થયેલી અર્થરચનાને નવેસરથી ઘડવામાં અગ્રેસર બન્યા. નાના ઉદ્યોગોને લીધે ઘણા ઘણા લોકોને રોજગારી મળી. આજના જાપાનમાં નાના ઉદ્યોગો માત્ર અગત્યના ઉત્પાદકો જ નથી. પણ જાપાનની વધતી જતી વસ્તીને રોજગારી પૂરી પાડવાનું એક મહત્વનું સાધન છે. નાના ઉદ્યોગો અને ખેતી બને સમગ્ર આર્થિક માળખાનો પાયો છે.

નાના ઉદ્યોગોની આટલી અગત્ય હોવા છતાં પ્રમાણમાં નબળી અને અસ્થિર વ્યવસ્થાને પરિણામે અને બજારોની ઊથલપાથલથી ઘણી વખત મુશ્કેલ પરિસ્થિતિમાં મૂકાઈ જાય છે. પરિણામે ગંભીર સામાજિક પ્રશ્નો ઊભા થતા હોય છે. આ હકીકત સમગ્ર ઉદ્યોગ માટે દુઃખદાયક બીના ગણી શકાય.

મોટા ઉદ્યોગો સાથેનો તેનો સંબંધ પણ એક અગત્યનું પાસું છે. મોટા ભાગના નાના ઉદ્યોગો મોટા ઉદ્યોગો સાથે સંકળાએલા છે. આવા ઉદ્યોગો મોટા ઉદ્યોગો માટે માલ તૈયાર કરતા હોવાથી મોટા ઉદ્યોગોથી ઉત્પન્ન થતા માલની જાત અને કિંમત પર તેમની અસર પડે છે.

ઘર-વપરાશના માલનો મોટો ભાગ નાના ઉદ્યોગોથી તૈયાર થાય છે. તેથી લોકોના જીવનધોરણનો સીધો સંબંધ નાના ઉદ્યોગોની પ્રગતિ અને વિકાસ સાથે છે.

આ પ્રમાણે નાના ઉદ્યોગો મોટા ભાગની રોજગારી પૂરી પાડે છે. ઉત્પાદન અને નિકાસમાં અગત્યનો ભાગ ભજવે છે. અને કેટલીકવાર મોટા ઉદ્યોગો કરતાં વધુ સારી કાર્યક્ષમતાથી માલ ઉત્પન્ન કરે છે. આમ લોકોને રોજગારી પૂરી પાડવામાં તથા રાષ્ટ્રીય અર્થ-તંત્રનો વિકાસ કરવામાં તે ઘણો મહત્વનો ફાળો આપે છે.

---

( અનુસંધાન પૃષ્ઠ ૩૬ નું ચાલુ )

એ જ્યારે નિરીશ્વરનગર સૃષ્ટિમાં નાસ્તિકતાનું દર્દ અનુભવે છે, ત્યારે ઈશ્વરની ખોટ–માણસાઈની ખોટના તંત્ર ગહન વેદનાના ઉદ્‌ગારોમાં એમની એક પ્રકારની આધ્યાત્મિકતા પ્રગટ થઈ છે. નવી આસ્તિકતા કદાચ હવે આ રીતે જ પ્રગટી શકશે. હવે ગાંધીયુગ પછીની કવિતા બાદ અનુભૂતિક્ષેત્રે ને અભિવ્યક્તિક્ષેત્રે જે થોડીક ક્રાંતિ થઈ છે–તે નવી કવિતા નામની કોઈ એક નિર્વેચનક્ષમ ચીજ નીપજી આવી છે. એ જોતું હોય તો છંદોલય પ્રમાણભૂત પુસ્તક છે નવી કવિતાની દિશા, ક્ષમતા, ગુણ ને દોષ બધું છંદોલયમાંથી તારવી શકાશે–સૂચવી શકાશે, એવા ગાંધીપેઢીની પેઢીના સાચા અર્થમાં પ્રતિનિધિરૂપ સંગ્રહનો ઐતિહાસિક સીમાચિહ્નરૂપે તેમજ તેની આંતરિક કલાસંપત્તિને લીધે છંદોલયના કવિનું જે રીતે આજે અભિવાદન થાય છે તે આનંદની વાત છે ને એમાં હું મારો સૂર પુરાવતાં આનંદ અનુભવું છું.

તા. ૧૧-૨-૬૨ના રોજ પ્રો. વિષ્ણુપ્રસાદના અધ્યક્ષપણા નીચે નર્મદ સાહિત્ય સભા તરફથી ૧૯૫૬-પાંચના શ્રેષ્ઠ કાવ્ય સંગ્રહ તરીકે શ્રી. નિરંજન ભગતના 'છંદોલય'ને નર્મદચંદ્રક પ્રદાન વિધિ થયો તે પ્રસંગે આપેલું વ્યાખ્યાન.

# "બરફ" ઓગળે છે! "લાવા" ધસે છે!!

સ્તાલિન યુગનો મધ્યાહ્ન ત્યારે તપતો હતો.

ગમે ત્યારે ગમે તે સ્થળે બારણાં ધમધમી ઊઠતાં. અથવા ટેલીફોનની ઘંટડી રણકતી. રાજ્યસત્તાની ઊંચી પાયરીએ બિરાજેલાને ઘેર ઘંટડી રણકતી : 'સ્તાલિનનું તેડું છે...આવી મળી જજો' અથવા બીજાઓને ત્યાં 'ગુપ્તચરનાં પગરણ' થતાં, ને કોઈ ને કોઈ બહાને કુટુંબના માણસને સાથે લઈ જવામાં આવતો. બંને સરખું જ હતું! 'સ્તાલિનનું તેડું' કે પછી 'ગુપ્તચરનાં પગરણ'—અંતે યમરાજનું તેડું જ હતું. ગયા પછી કશો પત્તો લાગવાનો નહિ—કોણે બોલાવ્યા, શા માટે, શું થયું, ક્યાં હશે, ક્યારે પાછા ફરશે—પાછા ફરશે કે કેમ? જીવતા રહ્યા હશે કે...? કુટુંબીઓ, સગાંઓ, સબંધીઓ, પડોશીઓ, સૌ રાત ને દિવસ ફફડ્યા કરતાં—જનાર ઉપર કેવા કેવા અમાનુષી અત્યાચારો ગુજર્યા હશે, એનો વિચાર કરતાં; અને વિશેષ તો, બધું જ ધૂંધળું અને અનિશ્ચિત ઝઝૂમતું રહી જતું. એના કારણે વળી, ઘરનાં ને મિત્રો-સંબંધીઓ એ વિચારે વધારે વિહ્વળ થતાં કે રખે ને પોતાના એ માનવીએ જ, યાતના અસહ્ય બની જતાં થાકીને, હારીને, લાચાર બનીને 'જરૂરી' (બનાવટી જ તો!) કબુલાતો ઉપર સહી કરી આપી હશે?

એ કબુલાતનામામાં નક્કી બીજાં અનેક નામો પણ હશે. એ નામો, ગમે તેટલાં નિર્દોષ હોય છતાં, સત્તાની કાળી ડાયરીમાં ક્યારનાં દાખલ થઈ ચૂકેલાં હશે. એમની ઉપર હવે તવાઈ ઊતરવાની જ. ફરી પાછી ટેલીફોનની ઘંટડી, ફરી પાછાં ગુપ્તચરનાં પગરણ, ફરી પાછી યાતનાની ચક્કી અને ફરી પાછાં કબુલાતનામાં! ફરી પાછા...! સત્તર સત્તર વર્ષો લગીનું અખંડ દમનનું અતિ કામેલ અને અતિ નિષ્ઠુર ચક્ર.

કટલીકવાર આ 'ગયેલાં'માંથી કોકના વિશે એકાએક ખબર છાપામાં પ્રગટ થતા : 'ફલાણાએ આપઘાત કર્યો છે; ઢીંકણાને અકસ્માત નડ્યો છે,...અમુકને માથે પ્રજાદ્રોહ અને સમાજવાદનો દ્રોહ 'પુરવાર' થવાને કારણે જેલમાં પૂરવામાં આવ્યો છે; તમુકને ફાંસી દેવામાં આવી છે...અથવા આ-તે-પેલો 'પાગલ બની ગયો હોઈ તેને ઇસ્પિતાલમાં ખસેડવામાં આવ્યો છે. × × × મોટે ભાગે તો ગુપ્તતા અને અનિશ્ચિતતા જ પ્રવર્તતી...કદિક ઘણાં લાંબાં વરસો બાદ 'ગયેલો' પાછો આવતો ત્યારે, એનાં સગાં, સ્નેહી, સ્વજનો એ પુનરાગમનથી ય ડઘાઈ જતાં, ભયથી થથરી ઊઠતાં; એ તો ખરું જ કે પાછા આવેલાની હાલત જોઈને તેઓ ડઘાઈ જતાં; પરંતુ એથી વિશેષ તો, આ પાછો આવેલો નવાં દમનનો હાથો બની શું નું શું નહિ કરે—એ વિચારે વધુ ફફડતાં...

આઈકલ નારિસા સોવિયેતનો વિખ્યાત શિલ્પી હતો. સ્તાલિન-યુગનો મધ્યાહ્ન એને માથે ય ત્રાટક્યો. ૧૯૩૫માં એકાએક એને આર્કટિકમાં ધકેલી દેવામાં આવ્યો. સદ્‌ભાગી એ કે એનાં પત્ની અને બાળકને ય સાથે ધકેલ્યાં.

કારાગૃહો અને 'શ્રમશિબિરો'માં ઉપરાઉપરી વર્ષો વીતી રહ્યાં હતાં. ૧૯૫૩માં સ્તાલિનનો દેહ પડ્યો. અને ક્રુશ્ચેવના પ્રવેશ સાથે વાતાવરણ બદલાવા માંડ્યું. આજ પૂર્વેનાં અનેક 'પ્રજાદ્રોહીઓ' અને 'ગદ્દારો' ઉપરના આક્ષેપો જૂઠા ઠર્યા—અલબત્ત, એમાંના અનેકનો તો પત્તો જ ન હતો! છતાં રડ્યાંખડ્યાં કોઈ કોઈ ખોમાં સડતાં હાથ લાગ્યાં; એમને 'નિર્દોષ' જાહેર કરી, નાગરિક તરીકે 'પુનઃપ્રતિષ્ઠિત' કરવામાં આવ્યાં.

નારિત્સા બડભાગી (!) કે ૧૯૫૪ સુધી જીવતા રહેવામાં અને 'નિર્દોષ' તરીકે જાહેર થવામાં, એનો ય નંબર લાગી ગયો! ૧૯–૧૯ વર્ષ–એક આખો યુગ કેદખાનામાં વીતાવ્યા બાદ એ 'મુક્ત' થયો; નાગરિક તરીકે 'પુનઃપ્રતિષ્ઠિત' થયો.

સ્વાધીન, બનેલા કલાકાર શિલ્પીએ સાહિત્યનો પંથ પકડયો.—નવલકથા લખી. અલબત્ત, પોતાની અનુભૂતિના પ્રતિઘોષ એમાં ઊઠયા જ. યુગ બદલાયો હતો. સ્તાલિનના બેફામ અર્ધસંમતિવાદ (Conformism)ને સ્થાને ક્રુશ્ચોવનો છૂટ–છાટિયો યુગ શરૂ થયો હતો—'બરફ ઓગળવા માંડયો હતો.'

લેખકો અને નાગરિકોની સ્વાધીનતા અંગે સારી એવી આશાઓ જાગી હતી, એહરેનબર્ગ જેવાની 'બરફ ઓગળી રહ્યો છે.' નવકથા અધિકૃત રીતે રશિયામાં પ્રગટ થવા પામી હતી.

નારિત્સાએ ૧૯૫૨થી નવલકથા લખવાનો આરંભ કરી દીધો હતો. પરંતુ કદાચ હજી પરિસ્થિતિ પૂરતી અનુકૂળ નહિ દેખાઈ. હોય કે શું, ૧૯૬૦ સુધી એની નવલકથા લખવી પૂરી જ ન થઈ! અને પૂરી થયા પછીય એના પ્રકાશનની મુશ્કેલી—પોતાના જ દેશમાં પોતાની જ પ્રજા સમક્ષ સત્ય પ્રગટ કરવાની અશક્યતા–હતી! (દુદિન્તસેવ અને પાસ્તરનાકની ઘટનાઓ) એટલે પરદેશમાં પ્રસિદ્ધ કરવા સિવાય કોઈ રસ્તો રહ્યો ન હતો. એણે નવલકથાની એક પ્રત સફળતા પૂર્વક એક પશ્ચિમ જર્મન નાગરિકના હાથમાં સરકાવી દીધી; અને એણે ડૉ. હલીસ મેહનર્ટને હાથ પહોંચાડી દીધી.

"આ બન્યું ૧૯૬૦ની પાનખરમાં.

હવે નારિત્સાને બધી વાતની નિરાંત હતી, એણે એની અંતરાત્માની સ્વાધીનતાનો અધિકાર ભોગવી લીધો હતો! એને કશાનો ભય ન હતો, કશાનો સંકોચ ન હતો.

એણે નવલકથાની એક હસ્તપ્રત સીધી ક્રુશ્ચોવને જ મોકલી આપી! સાથે પત્ર બીડયો. એમાં એને રશિયા છોડીને પરદેશ નિવાસ માટે જવાની પરવાનગી આપવા પણ જણાવ્યું.

આવો ખુલ્લો પડકાર! કોઈ માંધાતા કદિય સહી લઈ શકે ખરો? ક્રુશ્ચોવનો 'બરફ' ઓગળી રહ્યો હતો; પરંતુ આ તો 'લાવા' ધસી રહ્યો હતો! તરત જ લેખક પાછો ગદ્દાર બની, 'જેલના સળિયા પાછળ' ધકેલાઈ ગયો (ક્યાં હશે એ, કોણ જાણે!)! અને એની પત્ની અને પુત્રને પકડી લઈ જઈ, સવાલોની ઝડી વરસાવી, એમને છોડી દેવામાં આવ્યાં.

નારિત્સાની આ નવલકથા વિષે તો હજી આપણે આટલું જ જાણી શકયા છીએ કે નવલકથાનું નામ 'નહીં ગવાયેલું ગીત' (Unpractised song') છે એની હસ્તપ્રત ગુપ્ત રીતે સરકાવી દીધી તે પછી "ગ્રાની" નામના એક સાહિત્યિક માસિકમાં જર્મનીમાં તે છપાઈ હતી.

આ 'ગ્રાની' રશિયન-નિર્વાસિતોનું એક અતિ મોભાદાર માસિક છે નોબેલ-પારિતોષિક વિજેતા ઈવાન બુનિન (૧૮૭૦–૧૯૫૭) જેવા ખ્યાતનામ રશિયાના નિર્વાસિત લેખકનું નામ એની સાથે સંકળાયેલું છે. અને રશિયામાંથી ગુપ્ત રીતે સરકાવવામાં આવેલા અનેક ઉપનામધારી લેખકોની કૃતિઓ પ્રગટ કરવામાં એણે આગળ પડતો ભાગ ભજવ્યો છે.

નારિત્સાની આ નવલકથા ઉપર લેખક તરીકે 'નારિમોવ' નામ છાપવામાં આવ્યું છે. અલબત્ત, લેખકે પોતે જ ક્રુશ્ચોવને સીધો પત્ર લખી, હસ્તપ્રત મોકલી આપી, પોતાના ઉપર આફત વહોરી લીધી હતી. પાસ્તરનાકના મૃત્યુ બાદ તેની પ્રેમિકા ઓલ્ગા ઉપર તરેહ તરેહના આરોપો મૂકી આફતો વરસાવવામાં બાકી નથી રાખવામાં આવી, તેવું નારિત્સાના કુટુંબ ઉપર યે ગુજરતું હોય તો નવાઈ નહિ. કેમકે–નારિત્સાએ ક્રુશ્ચોવ ઉપરના પોતાના પત્રમાં એમ પણ લખી નાખ્યું છે કે—

"અગાઉ, પહેલીવાર મેં મારી હસ્તપ્રત એક ફ્રેન્ચભાઈ સાથે સરકાવવા કોશિશ કરેલી, તે પકડાઈ જતાં તે ભાઈએ લેખક તરીકે મારું નામ ન હતું આપ્યું, અને મેં ય તેના લેખક હોવાની વાતનો ઇન્કાર કરી દીધો હતો."

"મારું કુટુંબ પણ મારી નવલકથાના વિચારો સાથે સહમત છે. એમાં એણે મને બાહ્ય રીતે મદદ

કરી છે, એ ઉપરાંત નવલકથાના સર્જનમાં પણ એની પૂરેપૂરી સહાય મળી છે"

નારિત્સાએ આટનુ જ લખ્યુ હોત તો બસ હતું આટલો એમરાર અને એની નવલકથાની હસ્તપ્રત પૂરતાં હતાં। પરતુ લેખક પોતાની સ્વાધીનતાનો પ્રેર્યો પડકાર નાખવા નીકળે છે, ત્યારે એ કોઈ હિસાબ ગણવા બેસતો નથી. નારિત્સાએ તો રશિયાઈ સમાજવાદના પાયા ઉપર જ પ્રહાર કીધો હતો—

'હું મૂડીવાદને અનૈતિક અને સડેલ સમાજ પદ્ધતિ માનું છુ પરતુ તમે જેને સમાજવાદ કહો છો, તે ય તો બીજા એક પ્રકારનો મૂડીવાદ જ છે આમ છતાં, મારુ આ પુસ્તક મારાજ દેશમાં હું છપાવી શકતો નથી, ત્યારે બીજા દેશોમાં, તે દેશની રાજ્યપદ્ધતિની ટીકા કરતાં સેકડો પુસ્તકો છપાવી શકાય છે તે જોતાં, એમ કહી શકાય કે એ દેશોમાં અહીના કરતાં સાંસ્કૃતિક પ્રવૃત્તિ અંગે થોડીક વધુ સ્વતત્રતા તો છે જ આપણે ત્યાં તો કનાકારોને સ્વતત્ર રીતે વિચાર કરવાનો જ અધિકાર નથી અહી તો વિચારોને નામે પૂર્વનિશ્ચિત સૂત્રો રટવાની જ પરવાનગી છે। આને પરિણામે ચિતનરહિત શૂન્યતા અને ઉપર-છલ્લુ પત્રકારત્વ જ પરિણમે, જે પાછુ કલાનુ સ્થાન બથાવી બેસે।'

છેલ્લે-૧૯૬૧ના ડિસેમ્બરમાં એવી બાતમી મળી હતી કે, આ નવલકથાનો લેખક જેલની ઈસ્પિતાલમાં પડયો હતો ત્યાં તેને 'પાગલ' તરીકે જાહેર કરી દઈ સદાને માટે નામશેષ કરવાના પ્રયાસો થયા હતા।

## ૨ : બ્રિટન : એકલતા અને આપઘાત

થોડાક મહિના પૂર્વે બ્રિટનના રેડિયો દ્વારા "ધ ચેર્સ" ("ખુરસીઓ") એ નામનું નાટક, વિખ્યાત રુમાનિયન નાટયકાર યુજેન આયોનેસ્કોનુ રચેનુ, રજૂ થયું હતું આ નાટક મનને અત્યત ઉદાસ કરી નાખે એવુ છે કથા વસ્તુ છે એમનતા। એક વૃદ્ધ પતિ-પત્ની તેનાં એકમાત્ર પાત્રો છે લગભગ બધી રીતે વિસરાયેલ ત્યજાયેલાં આ દપતી છે નાટકમાં આપણે જોઈએ છીએ કે આ દપતી, નહિ-અસ્તિત્વ-ધરાવતા મોભાદાર મહે માનોની અપેક્ષામાં મોડે સુધીની આખી સાંજ વીતાવે છે અને આ આખો સમય ઘડીએ ઘડીએ બારણા તરફ ધસી જતા, ખુરસીઓ ભેગી કરતાં, મહેમાનો માટે સરખી ગોઠવતાં, અને કેમ જાણે જીવતાં માનવી સાથે વાતો કરતાં હોય તે પ્રકારે ખુરસીઓ સાથે વાતો કરતાં, દેખાય છે

અલબત્ત હજારો પ્રેક્ષકોને નાટક પોતાની જ પરિસ્થિતિનું અતિશયતાભર્યું છતાં સાચુ ચિત્ર રજુ કરનારુ લાગ્યું હશે

લેખકના વતન રુમાનિયામાં એકલતાની સમસ્યા કેટલી હદે કાતિલ બનેલી છે, તે આપણે નથી જાણતાં પરતુ બ્રિટનમાં તો આ સમસ્યા અત્યત ભયકર રૂપ ધારણ કરી રહી છે, એ વાત મિસ સૂસાન કુપરે 'ધ સન્ડે ટાઈમ્સ'માં લખેના લેખો ઉપરથી સ્પષ્ટ થાય છે

* બ્રિટનના આ "વેલ્ફેર સ્ટેટ"— "કલ્યાણ-રાજ્ય'માં દર અઠવાડીએ ૪૦૦૦ નાગરિકો આત્મહત્યાનો પ્રયાસ કરે છે, અને તેમાંથી ૧૦૦ જણ સફળ થાય છે

અલબત સ્વીડનમાં આ પ્રમાણ હજી વધારે છે ત્યાં દર ૬૦૦૦ માણસે ૧૦૦ માણસની આત્મહત્યાનો અદાજ છે જો કે બ્રિટનનો આંક પણ યુદ્ધ પછીનાં વરસોમાં ઊચે ને ઊચે જઈ રહ્યો છે

આ આંકડામાં માસિક બિમારી માટે પાગલ તરીકે હોસ્પિટલમાં દાખલ થનારાની સખ્યા ઉમેરવી જરૂરી છે એનો અદાજ એવો છે કે બ્રિટનની તમામ હોસ્પિટલોમાં જેટના ખાટના છે, તેના ત્રીજા ભાગના આ મનોરોગીઓને ભાગે જાય છે।

આ કરુણ ઘટનાની પાછળનું એક ઘણું મોટું કારણ એ છે કે ત્યાંના નાગરિકો પોતાના જીવનનો

તાર—આ સૃષ્ટિ સાથેનું એમનું સાન્નિધ્ય—છેદાઈ ગયેલું અનુભવે છે. અને એમને માટે જીંદગી અસહ્ય એકલતાભરી બની ગઈ છે.

આ પરિસ્થિતિ કેવળ મોટાં નગરમાં જ છે એવું નથી. બ્રિટનનાં ઘણાં ઉપનગરો પણ આનાથી ભીંસાઈ રહ્યાં છે—જ્યાં કોઈને પોતાના પડોશીની ફરી જાણ નથી, તેવી સ્થિતિમાં ૨૦ લાખ માનવીઓ એકલવાયાં બની જીવન ઢસડતાં હોય છે। આ ઉપનગરોમાંનાં જૂનાં કુટુંબોનાં મકાનોમાં હવે તો સૂવા-બેસવાની સગવડવાળા નાના નાના અલગ-નિવાસો પડી ગયા છે, જેમાં કીડિયારાની જેમ ઉભરાતાં હજારો યુવાન-યુવતીઓ એકલવાયું જીવન જીવતાં હોય છે.

આ મધપૂડા જેવા સમાજના ભોગ બનેલાં માનવીઓ પોતાની મૂકતા અને એકલતાને ટાળવા માટે રેડિયો-ટેલિવિઝનનો ઉપયોગ કરે છે. અને તે પોતાના વિચારો અને જ્ઞાનને ઉત્તેજવા તથા પોષવા માટે નહિ, પરંતુ દર્દને દબાવી દેવાની ટીકડીઓની જેમ ચોપડીઓ-માસિકો-છાપાંઓ વાંચી નાખે છે। તથા કોઈક જીવંત વસ્તુ ઉપર પોતાની લાગણી રેડવા ખાતર કુરકુરિયાં પાળે છે. તો વળી, જીવનના ઢસરડામાંથી છૂટવા માટે આ લોકો પહેલી તકે દરિયા કિનારે દોડી પહોંચે છે.

ખરેખરી કરુણા તો એ વાતની કે 'અંદરની શૂન્યતા' પૂરવા માટેનાં આ ઝાંવાં ધીમે ધીમે પ્રતિષ્ઠાનાં પ્રતીક બની ગયાં છે। એક નાગરિક બીજાને પૂછે છે: 'આ રજાઓમાં તમે લંડન બહાર લટાર મારી આવ્યા કે નહિ?' બલ્કે, લટાર મારી આવ્યા પછીની અફાટ કંટાળાની અસરમાંથી બહાર આવવા માટે જ, બીજાની એવી જ દશાની ખાત્રી કરી લેવા પૂરતો જ, આ સવાલ હોય છે.

મગજને મૂઢ બનાવી દેવાની આ બધી તરકીબોના પુરાવાઓનો કોઈ શુમાર નથી જ્યાં જુઓ ત્યાં જુવાન છોકરીઓ રેસ્ટોરાંમાં દારૂ અને ઉત્તેજક પીણાં પીવા ધસી આવતી દેખાય છે. આ સંખ્યા વરસે વરસે વધતી જ જાય છે. તેજ રીતે જુગાર પણ વધતો જાય છે મોડી રાતે પીઠાં પણ બંધ થાય ત્યાં સુધી સ્ત્રીપુરુષો ત્યાં ઉભરતાં હોય છે. અને નવાઈની વાત તો એ છે કે, હમણાં હમણાં, 'લગ્ન ગોઠવી આપનારી સંસ્થાઓ'નો રાફડો ફાટ્યો છે. એકલતા અને સંબંધ-રહિતતા કરતાં ગમે તેવો વાંકડે-ચૂંકડું-સંબંધ પણ ઉતરતે સારો એવું માનસ ઘર કરી રહ્યું છે.



## આભ-અંતર

ઘેરાયેલું આભ સમસ્ત અભ્રથી,
( યથા વ્યથાભારથી કોક અંતર. )
પ્રગાઢ જામ્યાં સહુયે દિશાથી,
ભલું હવે જો વરસે ( રડી પડે
ચોધાર નેણે ઉર કો'. ), નહીં તો
આ આભ આખું પડશે સ્વયં તૂટી !

## આષાઢનાં વાદળો

આષાઢનાં આ ઘનઘોર વાદળો
રચી રહ્યાં આકૃતિ મનભાવન,
મ્હેકી ઊઠ્યાં આ સ્મૃતિ મોરલાઓ
કેકારવે દર્દભરેલ, સાજન !
ને આભથી ઝરમર જાય છે ઝરી,
શીળીશીળી તમ ધરા પરે ધીરી;
ભીંજાઈ રહે ભીતર : થાય આર્દ્ર,
ફોરંત શી ગંધ વસુંધરાની !
સીનાઉરે રાઘવસ્નેહ શી મીઠી.

—શશિશિવમ્



# સાહિત્ય અને રાષ્ટ્રીય એકાત્મતા

ભોગીલાલ ગાંધી

આ નોંધમાં સાહિત્ય અને રાષ્ટ્રીય એકાત્મતાના સંબંધની ઐતિહાસિક ભૂમિકા રજૂ કરીને, વર્તમાન સંદર્ભમાં એની વિશિષ્ટ સમસ્યા તરફ આંગળી ચીંધવા પ્રયત્ન કરીશ.

## ૧

(૧) ભારતમાં પ્રાચીન કાળથી વસેલી આદિવાસી પ્રજાઓનાં, અને પરદેશથી સતત ભારતમાં પ્રવેશી રહેલી ટોળીઓનાં, ધર્મો–રીતરિવાજો અને માન્યતાઓ તથા તેમની બોલીઓને એક સૂત્રે પરોવવામાં, અને અનેકવિધતા જાળવી રાખીને ભારતીય એકાત્મના વિકસાવવામાં સંસ્કૃત ભાષા, દેવનાગરી લિપિ, અને સંસ્કૃત સાહિત્યે જે ફાળો આપ્યો છે તે સુવિદિત છે.

આમ છતાં, આનું રહસ્ય શોધવું જરૂરી છે. મારી દૃષ્ટિએ, એમ કહેવું ઉચિત નથી કે પ્રાચીન ભારતીય સંસ્કારિતાની અખંડતા — એકતા અને એકાત્મતાના પાયામાં સાહિત્ય હતું કેમકે, પ્રાચીન યુગમાં ધર્મ જ સર્વાંગી જીવનની — વ્યક્તિ અને સમષ્ટિના ભૌતિક નૈતિક અને આધ્યાત્મિક જીવનની — આધારશીલા હતો. વ્યક્તિ અને સમાજની મહેચ્છાઓ, ભાવનાઓ, આદર્શો અને વ્યવહારના કેન્દ્રમાં ધર્મ હતો. અને એ કેન્દ્રને અનુરૂપ થઈ રાજકારણ અર્થકારણ, સામાજિક નીતિ-નિયમોની પ્રવૃત્તિઓ તથા જ્ઞાન–વિજ્ઞાન અને સાહિત્ય* સુદ્ધાં વિકસ્યાં હતાં, મોક્ષ રૂપી આધ્યાત્મિક સાધ્યનાં આ સૌ અને સરચારૂપે ધર્મ પણ, સાધન માત્ર હતાં.

પરંતુ અહીં ધ્યાન ખેંચે એવી વાત એ છે કે, આ સંસ્કૃત સાહિત્યનું અધ્યયન કરી શકે એવો, અને એ અધ્યયન માટે અધિકારી ઠરેલો વર્ગ મૂઠીભર હતો. છતાં આ elite પ્રજામાં ઓતપ્રોત હતો – પ્રજાની ભાવનાઓ, આકાંક્ષાઓ સાથે તેનો સુમેળ હતો. બલ્કે એનાં ચિંતન–સર્જનમાં પ્રજાનો પ્રાણ ધબકતો હતો.

● એટલે કે, ધર્મને કેન્દ્રમાં રાખીને રચાયેલા સમાજમાં, સારા એવા પ્રમાણમાં સંવાદિતા, એકરૂપતા અને એકાત્મતા સહજ હતી.

(૨) એથી જ તો, આ મૂળભૂત ધર્મભાવના સંકીર્ણ જીર્ણ બનતાં, સમાજ વિચ્છિન્ન બનવા લાગ્યો. મધ્યયુગમાં પરધર્મી વિદેશીઓના પ્રહાર નીચે અસ્ત-વ્યસ્ત બન્યો. અને ત્યારે ભારતના સંતો અને ભક્તોએ પ્રજાની ભાષાઓમાં — દરેક પ્રદેશની પ્રજાની પોતપોતાની બોલીમાં — વિશાળ ઉદાર ધર્મભાવનાની પ્રતિષ્ઠા કરવાના ભગીરથ પ્રયાસ કર્યાં. આમ, વળી એક, જબરજસ્ત રાષ્ટ્રીય કટોકટીને પ્રસંગે સંત—સાહિત્ય દ્વારા એક વિરાટ રાષ્ટ્રીય-કર્મ પાર પાડ્યું. અલબત્ત હવે, બધી રીતે બદલાયેલી પરિસ્થિતિમાં અગાઉના જેવી એકાત્મતાની સિદ્ધિ અશક્ય જ હતી.

*સાહિત્ય પરિષદના દાહોદ જ્ઞાનસત્રમાં તા. ૨૧–૧૦–૬૨ ને રોજ મોઢેથી બોલાયેલ –વંચાયેલ નિબંધ : પરિષદના મુખપત્ર 'પરબ'માંથી.

* તે વખતનું સાહિત્ય એટલે અધ્યાત્મ—ચિંતનથી માંડી લૌકિક વ્યવહારની પરિપાટી તૈયાર કરી આપનાર — વેદો, ઉપનિષદો, સ્મૃતિઓ, પુરાણો—મહાભારત, રામાયણ. બલ્કે—બ્રહ્મજ્ઞાનથી માંડી કાનુન, વૈદક, વ્યાકરણ, તર્કશાસ્ત્ર, કાવ્યશાસ્ત્ર વગેરે... × × × અને નાટકો અને કાવ્યગ્રંથો પણ, સીધી રીતે ધર્મનાં ઉપદેશક ન હોય ત્યારેય, એકંદર ધર્માધારિત સમાજના નિશ્ચિત આદર્શો એમના પ્રેરણાસ્રોત હતા.

'અહીં પણ હું એ બાબત ધ્યાન ખેંચવા ઇચ્છું છું કે—

● આ રાષ્ટ્રીય એકાત્મતાના ભગીરથ પુરુષાર્થની સફળતા અને નિષ્ફળતાનું રહસ્ય પણ તે યુગના સાહિત્યની બલિષ્ઠતા અથવા નિર્બળતામાં નથી, પરંતુ તે યુગની મૂળભૂત ધર્મભાવનાની બલિષ્ઠતા અથવા નિર્બળતામાં છે.

(૩) આ પછી અંગ્રેજો આવ્યા. તેમના રાજ્ય અમલ દરમ્યાન રાષ્ટ્રીય કટોકટી સર્વાંગી બની—ભારતની કેવળ મૂળભૂત ધર્મભાવના ઉપર જ નહિ પરંતુ વ્યક્તિ અને સમષ્ટિનાં તમામ ધારણતત્ત્વો ઉપર વજ્રઘાત થયો. અંગ્રેજી ભાષા દ્વારા અંગ્રેજી સાહિત્યના એટલે કે પશ્ચિમી તત્ત્વજ્ઞાન, વિજ્ઞાન, ઇતિહાસ, રાજકારણ, અર્થકારણ, આદિના સંપર્કથી ભારતની રહીસહી પ્રાચીન ભાવનાત્મક એકાત્મકતાની જડ ઊખડવા માંડી; અને આપણી સામે અર્વાચીન યુરોપીય આદર્શો અનુસારની ભૌગોલિક-આર્થિક-રાજકીય એકતાની પ્રતિચ્છવી સમી રાષ્ટ્રીય એકાત્મતાનું નવું સ્વરૂપ ખડું થયું; અને એની પ્રાપ્તિ માટે મનોરથ જાગ્યા ને પુરુષાર્થ કરવા ય આપણે પ્રેરાયા. (આ ઘટના પોતે કાંઈ સર્વથા ઇષ્ટ કે અનિષ્ટ ન હતી.)

પરંતુ અહીં નોંધવા જેવી બે વાત છે: એક તો, પ્રાચીન યુગની સંસ્કૃત ભાષાની જેમ આ યુગની અંગ્રેજી ભાષા ય મુઠ્ઠીભર eliteની ભાષા હતી. પણ એથી ઊલટી બીજી વાત એ કે, સંસ્કૃતભાષી elite પ્રજાજીવનમાં સર્વથા ઓતપ્રોત હતો; ત્યારે અંગ્રેજી યુગનો elite પ્રજાજીવનથી પરાયો રહ્યો! એટલે જ અંગ્રેજી ભાષા અને સાહિત્ય દ્વારા જૂજ elite-વર્ગમાં યુરોપીય નૂતન ભાવના, આદર્શો, મનોરથો વિકસ્યા ને એમની દ્વારા રાષ્ટ્રીય એકાત્મતા પ્રગટવાની શક્યતા જાગી. હા, શક્યતા જ, કેમકે પ્રાચીન યુગની ધર્મભાવનાનું સ્થાન લઈ શકે એવું સત્વ, અને એવાં મૂલ્ય આ નવો ભૌતિક વિકાસ અને સુધારો જગાડી ન શક્યાં. પૂર્વ અને પશ્ચિમનાં શ્રેષ્ઠ તત્ત્વોનો સમન્વય થઈ ન શક્યો—(બન્નેની ઊણપોને કારણે). પરંતુ ત્યારે, ગાંધીયુગી સ્વાતંત્ર્યના સંગ્રામની પચીસી દરમ્યાન અંગ્રેજી ભાષા દ્વારા પ્રજાના વિશાળ સમૂહોને રાષ્ટ્રીય એકાત્મતાના એક નવા સ્તર ઉપર, સ્વરાજ સાધનાના નિશ્ચિત ઉદ્દેશ માટે, સંગઠિત કરી શકાયા.

● અહીં હું ફરીથી એ મુદ્દો ધ્યાન પર લાવવા ઇચ્છું છું કે આ યુગની બને કક્ષાએ જે-કોઈ સ્વરૂપની રાષ્ટ્રીય એકાત્મતા સધાઈ, તેની સફળતા-નિષ્ફળતાનું કારણ પણ સાહિત્ય નહિ, પરંતુ અર્વાચીન યુગનાં પરિબળોની શક્તિ અને નિર્બળતા હતાં. અહીં પણ પ્રાચીન અને મધ્યયુગની જેમ સાહિત્યે સાધન રૂપે અગત્યનો ભાગ જરૂર ભજવ્યો હતો.

આ ઘટના સ્વાભાવિક હતી—માનવ જીવનના પ્રમુખ પ્રેરક પરિબળના વાહક તરીકે ભાષા અને સાહિત્યનો ફાળો—ઘણો કીમતી અને મહત્વનો—હોય જ. એક અંશ એના સમગ્રને ચરણે પોતાનું શ્રેષ્ઠ અર્પણ કરે એ સહજ ગણાય.

## ૨

આમ છતાં — આજની સમસ્યા આજના નવા સંદર્ભમાં નવેસરથી વિચારવી જરૂરી બની છે.

(૧) આજે આપણે પ્રાચીન ધર્મયુગથી ઘણા દૂર નીકળી ગયા છીએ. અંગ્રેજોનો સુધારાયુગ પણ પાછળ ફેંકાઈ ગયો છે. સ્વરાજ્ય બાદ આપણી રાષ્ટ્રીય એકાત્મતાની તમન્ના વધુ નક્કર અને દૃઢતર બને તે માટે ખાસા ગંભીર પ્રયાસો આદર્યા છે, અને એક રીતે તો અનુકૂળતાઓ વધી જણાય છે—દા. ત. ભારતની વિવિધભાષી પ્રજાઓનો પરસ્પર સંબંધ વધ્યો છે. વિવિધ ભાષાઓનું જ્ઞાન અને તેથી ય વિશેષ વિવિધ ભાષાઓનાં સાહિત્યનો પરિચય (અનુવાદ રૂપે ય) વધ્યો છે; અને ઘણો બધો વધે તેવી તજવીજો ચાલુ છે. પરંતુ ત્યારે જ બીજી બાજુ, બે પડોશી ભાષાઓ વાળી પ્રજાઓ દા. ત. મરાઠી-ગુજરાતી, ગુજરાતી-રાજસ્થાની, બંગાળી-બિહારી, બંગાળી-ઊડિયા, બંગાળી-આસામી અને એક જ હિંદી ભાષા બોલનારી પ્રજાઓ વચ્ચે ય પારાવાર વિસ્ફોટક વૈમનસ્ય વધ્યાં છે.

અંગ્રેજ અમલ દરમ્યાન, મૂળભૂત ધર્મભાવના સંકુચિત થતાં, વિદેશી સત્તાની ઉશ્કેરણી નીચે, ભારતમાં હિન્દુ–મુસ્લિમ, મુસ્લિમ–પારસી દગાઓ થયા હતા. આજે સ્વરાજની છત્રછાયામાં ધર્મ, પંથ મત, કોમ, પ્રદેશ, ભાષા અને પક્ષો વચ્ચેનાં ખુન્નાં દંગલોએ અને છૂપા હિંસક દ્વેષોએ, ભારતને રાષ્ટ્રીય આંતરવિગ્રહની દિશામાં ધકેલ્યો છે

(૨) અગાઉ આપણે પ્રાચીન યુગ અને મધ્યયુગમાં અને સવિશેષ રીતે અંગ્રેજી અમલમાંય, સાહિત્યનો રાષ્ટ્રીય એકાત્મતા સાથેનો જે સંબંધ જોયો, તેનાથી બિલકુલ ઊલટું ચિત્ર આજે ઊભું થઈ રહ્યું છે! ભાષાવાદ પોતેજ ભગાણવાદનો અગ્રેસર બનતાં સાહિત્યદ્વારા એકાત્મતા સાધવાની ધારણા જ વિકૃત પરિણામોવાળી બની ગઈ છે (ભાષા અને સાહિત્ય બંને જુદાં છે – બંનેનાં કર્મો પણ જુદાં છે— પરંતુ આજે તો ભાષાવાદના વર્ચસ્વને કારણે સાહિત્ય પણ 'રાષ્ટ્રીય એકાત્મતાને નામે આક્રમક રાષ્ટ્રવાદનું સાધન બની જવાનો ભય જાગ્યો છે ત્યારે સાહિત્યના વિનિમય દ્વારા રાષ્ટ્રની આંતરિક એકતા, અને આંતરરાષ્ટ્રીય મૈત્રી સંબંધો દૃઢ કરવાની વાતો નરી ભાવુકતા ભરેલી નથી લાગતી?*

એટલે કે આજની પરિસ્થિતિમાં આપણે નવેસરથી સાહિત્ય અને રાષ્ટ્રીય એકાત્મતા વચ્ચેના સંબંધની અને તેના રહસ્યની વાત વિચારવી રહી અને ત્યારે, આરંભમાં જ આપણે એ વાત સ્પષ્ટ સમજવી અને સ્વીકારવી રહી કે, જ્યારે વ્યક્તિ અને સમષ્ટિના જીવનનું પ્રેરક તત્ત્વ સુનિશ્ચિત અને સુદૃઢ હોય ત્યારે માનવવ્યવસાયનાં તમામ ક્ષેત્રો વચ્ચે, અને પ્રત્યેક વ્યવસાયની આગવી સૃષ્ટિની અંદરેય, સંવાદિતા (Harmony) એકતા (Unity) અને એકાત્મતા (Integration) સ્થપાય, પરંતુ મૂળભૂત પ્રેરક તત્વ લોપ પામ્યું હોય, અને સામાજિક વિકાસની અતિ જટિલ કક્ષાએ એ પ્રકારનું નવું પ્રેરક તત્વ અશક્ય બની ગયું હોય, અને સાર્વત્રિક છિન્નભિન્નતા જ યુગનું મુખ્ય લક્ષણ બની ગઈ હોય ત્યારે, રાષ્ટ્રીય એકાત્મતાના સંદર્ભમાં સાહિત્યની પાસે કેવી અપેક્ષા યોગ્ય અને શક્ય ગણાય?

એટલે કે, આજનો સવાલ એ નથી કે સાહિત્યે રાષ્ટ્રીય એકતામાં ભાગ ભજવવા શું કરવું. પરંતુ સવાલ એ છે કે સાહિત્યનો સાહિત્ય તરીકે રાષ્ટ્રીય એકાત્મતા સાથે સંબંધ હોય તો તે કેવો?

આના જવાબમાં, માની લઈએ કે, આજનો સાહિત્યકાર આપણને એવું સંભળાવી દે છે કે—

—તમારા આ ધર્મ–પંથ–કોમ–જાત–પક્ષ–વર્ગના ટુકડાઓ તમે જાતે જ સર્જેલા છે

—તમારા આ ધર્મકારણ, રાજકારણ, અર્થકારણ અને સમાજકારણના કીમિયા ય તમે અજમાવી નિષ્ફળ ગયા છો

—તમે હાથે કરીને ટુકડા પાડી હરદમ વિચ્છિન્નતા જ વધારતા જાવ છો એવા વિકર્મમાં મને સંડોવો નહિ

—તમારી આ બધી ભાંજગડમાં મને રસ નથી. વ્યવહાર જગતનાં તમારાં મૂલ્યો સાથે મને નિસ્બત નથી માનવ–ઉદ્ધારની તમારી શ્રદ્ધા મને અધિક અશ્રદ્ધાળુ બનાવે છે, ને તમારું નર્યું ઉપયોગિતાવાદી સ્વેચ્છાચારી ઝનૂન મને અકળાવી મૂકે છે, અને ખાસ તો તે પછીની, તમારી નિરાંતવૃત્તિ મને પાગલ બનાવી દે છે. બહેતર છે કે તમે મને એકલો છોડો, મારું કામ મને કરવા દો. હું મારા સહજકર્મમાં લીન રહું, એની આડે તમે ન આવો એટલું જ બસ છે

—શું આ Art for Art sakeનું પુનરાવર્તન છે?

—શું આ બિનસામાજિક વૈયક્તિક ભાગેડુ વૃત્તિ છે?

કવચિત્–ક્યાંક હોઈ શકે છે, પણ છે જ એવું ય નથી ન પણ હોય સાચા ચિંતક–સર્જક માટે તો કશું ક્યાંય ભાગવાપણું–છટકવાપણું છે જ નહિ,

* ચીન અને ભારતની પ્રાચીનતમ સંસ્કૃતિઓ, બુદ્ધના અહિંસા ઉપદેશોનો વારસો, પૂર્વીય–એશિયાઈ સમાજ જીવનની નીકટતા અને ૨૦૦૦ વર્ષનો લગાતાર સાંસ્કારિક સંપર્કનો ઈતિહાસ સુદ્ધા આજે સંઘર્ષને ખાળવા નિર્માલ્ય ઠર્યો છે—ત્યાં સાહિત્ય દ્વારા એકતા સાધવાના સૂત્રો વિષે શું કહેવું?

એટલે એની વતી તો આપણે ખોળાધારી આપી શકીએ. કેમકે—

સાહિત્યની લાક્ષણિકતા જ એની આંતરિક સંવાદિતામાં છે. આ સંવાદિતા માટે અખિલાઈ અનિવાર્ય છે. અખિલાઈ એટલે જ અપરંપાર વિચ્છિન્નતા અને વિવિધતામાં એકતા અને અખંડિતતાનું સર્જન. એની પ્રક્રિયા (fission)-વિભાજનની નહિ, fusion સાયુજ્યની છે. એમાં આંશિકતા, અલગતા પોતે જ ભગાણખોર કરે. એમાં કશું જ 'મહારતુ' તરીકે રહી ન શકે ત્યાં જીવન, અને જીવનની સમસ્યાઓ, એનાં સુખદુઃખો અને મૂલ્યો તથા માનવીની મથામણો શી રીતે બહિષ્કૃત રહી શકે! અશક્ય જ છે. આખરે સર્જન અને સાહિત્ય એ માનવી અને એનાં જીવનનો, ગમે તેટલો મહત્વનો હોય, એક અંશ છે. એક અંશ કયાં લગી સમગ્રતાથી વિમુખ રહી શકે? તેમાંય અખિલાઈમાં જ જેની ફલશ્રુતિ છે તે સાહિત્યકાર–ચિંતક–સર્જક ભલેને કહેતો કે 'મને કશાની પડી નથી,' પરંતુ આપણે એ જાણવું જરૂરી છે કે એ અંતઃભાવે છે શું? અને કરે છે શું? મને ખાત્રી છે કે દુનિયાના કોઈપણ ખૂણે માનવીની માનવતા રહેંસાતી તે જોતો હશે ને એનું હૈયું વિવશતાથી પીંજી ગયા વિના નહિ રહેતું હોય; એમાં સહભાગી બન્યા વિના એને ચેન નહિ જ પડતું હોય. તો સમગ્ર માનવજાતના અસ્તિ–નાસ્તિના કપરા કાળમાં કદાચ એ જ્યાં હશે ત્યાંય સમસ્ત માનવજાતની યુગવ્યાપી મથામણોની 'માંહે થઈને' (living through) જીવતો હશે. કદાચ એની દશા અધિકતર કપરી હશે. ખાસ કરીને, 'સૂત્રો' 'અદિાલનો' અને 'ક્રાંતિઓ' પછી ગયા પછીનાં વિકૃત પરિણામોથી એ જાણકાર હોઈને, એની દશા શાપિત માનવી જેવી હશે!

અને એનું કર્મ? એ એના ચિંતન–સર્જનના કર્મમાં રચ્યોપચ્યો હશે. એક બાજુ જ્યારે વ્યવહાર જગતમાં સર્વત્ર છિન્નભિન્નતાનો વ્યાપ વિસ્તરતો રહ્યો છે ત્યારે, આંતરિક સંવાદિતા પ્રગટાવવાનું અત્યંત દુષ્કર બન્યું છે ત્યારે, એ તો પોતાના સાહસમાં પોતાની કૃતકૃત્યતા માનતો હશે. શક્ય છે—કેટલીક વાર આવેશમાં આવી શૂન્યની વાતો કરતો એ કેવળ હતાશા અને નિષ્ક્રિયતાનું મોજું પણ ફેલાવી જતો હશે. પરંતુ આખી જીંદગી અંધ-સંમતિવાદી જીવન–પદ્ધતિને પડકારનારને માટે, અંતે તો, એ નિરાશા–હતાશા પણ ક્ષણભંગુર જ હશે. ખરેખર તો, પોતાનો ચિંતક–સર્જક તરીકેની હસ્તિની સાબિતી રૂપે તે જીવતો હશે, ઝૂઝતો હશે ને લખ્યે જતો હશે.

અલબત્ત, એ વાત સાચી છે કે એય આજના વિચ્છિન્ન યુગનો જ માનવી હોઈ એના વિરોધાભાસો ય હોવાના જ—(૧) બધામાંથી ભાગી છૂટવાના પડકાર સમી nonconformist વૃત્તિ અને વાણી (૨) બધામાં લપેટાઈને તાતી બનેલી અક્ષુણ્ણ સંવેદનશીલતા, અને (૩) ચિંતન અને સર્જનની—સત્ય અને સૌંદર્યનિષ્ઠ અખંડ સાધના! પરંતુ આવો આદમી બાહ્ય સૃષ્ટિની સમસ્યાઓથી અલિપ્ત, વિમુખ, ઉદાસી હોઈ જ ન શકે. એક સાથે તાદાત્મ્ય અને તાટસ્થ્યની એની સિદ્ધિ એના વિલક્ષણ વ્યવસાયને કારણે શક્ય બની ચૂકી હશે જ.

આ વિનાનું બીજું કોઈપણ ચિત્ર, જગતના મહાન ચિંતકો–સર્જકોનાં જીવન, સધર્મ અને સર્જન વિષે જાણ્યા પછી, આલેખવું કે કલ્પવું ય મને તો અશક્ય લાગે છે.

આવો જાગ્રતાત્મા એના ચિંતન–સર્જનમાં સહજ–કર્મદ્વારા જે મૂલ્ય પ્રગટ કરી જશે એ મૂલ્ય કેવળ કળાનું, કેવળ ચિંતનનું નહિ જ રહી શકે. એ મૂલ્ય સામાજિક વિચ્છિન્નતાના વિલક્ષણ અને એકાત્મતાની સ્થાપના માટેનું અમોલું પ્રબળ આંતરિક તત્ત્વ બની ગયું હશે. બહારથી પીટવામાં આવતા ઢોલનાં ઠાલાં સૂત્રો કરતાં કદાચ આ સૂર વધુ સૂચક અને અર્થપૂર્ણ હશે

અલબત્ત, આવો ચિંતક–સર્જક વિરલ હોવાનો. પરંતુ આપણ–સૌનો મુક્તારક તો એજ બની શકે ને?

# રંગદ્વેષ !

ભારત :

—સદીઓ થયાં ભારતને કપાળે અસ્પૃશ્યતાનું કલંક ચોંટેલું છે

—પરંતુ સ્વરાજ આવતાંની સાથે ભારતના રાજ્યકર્તાઓએ અસ્પૃશ્યતાની કાનૂની રીતે સંપૂર્ણ નાબુદી કરી છે

—કોઈપણ અસ્પૃશ્યને જાહેર શાળા-કોલેજ, નળ તળાવ-કુવા, હોસ્ટેલ-રેસ્ટોરાં બાગબગીચા, બસ-રેલવે ઇત્યાદિ વાહન અને ધર્મશાળા તથા મંદિરનોય લાભ, બીજા સૌ ભારતીય નાગરિકના જેટલો જ લેવાનો, અધિકાર પ્રાપ્ત થયો છે

—એટલું જ નહિ, પરંતુ નોકરીધંધા અને મતદાર તરીકેની લાયકાતની બાબતમાંય કોઈ પણ માણસ અસ્પૃશ્ય હોવાને કારણેજ તેની સામે પ્રતિબંધ અને ભિન્ન વર્તન દાખવવાનું ગેરકાનૂની છે

આમ છતાં-સેંકડો વર્ષોના કુસંસ્કારને કારણે હજી આજેય અસ્પૃશ્યો તરફ હીન અમાનુષી વર્તનનાં દૃષ્ટાંતો સાવ વિરલ અને અપવાદરૂપ નથી. હજી ગ્રામ વિસ્તારોમાં અસ્પૃશ્યતાનું કલંક ઘણા પ્રમાણમાં ચાલુ જ છે!

પરંતુ સાથે સાથે એ વાત પણ સાચી છે કે હવે ભાગ્યે જ કોઈ ખુલ્લી રીતે અને છાતી ઠોકીને અસ્પૃશ્યતાનો બચાવ કરતુ હશે.

આફ્રિકા :

ત્યારે—આફ્રિકા ખંડની વિશાળ ધરતી ઉપર, ગોરા સામ્રાજ્યવાદીઓની હકુમત નીચે, ત્યાંના મૂળ વતની-કાળા હબસીઓ સાથે જે અમાનુષી વર્તન થઈ રહ્યું છે—અને તેય કાનૂની રીતે, તેનાથી તો સૌ સારી પેઠે પરિચિત છે

અમેરિકા :

પરંતુ અતિ સુધરેલા અને દુનિયાભરના અગ્રણી લોકશાહી અમેરિકાનાં, ખાસ કરીને દક્ષિણ અમેરિકાનાં, અનેક રાજ્યોમાં હજી આજેય કાળા નિગ્રો હબસીઓ સામેનો રંગદ્વેષ જે હદે ચાલુ છે તે માની શકાય એવું ન હોવા છતાં સત્ય હકીકત છે! હજુ ત્યાંના નિગ્રોને ત્યાંની જાહેર શાળાએ, હોટેલો, ધર્મશાળાઓમાં સંપૂર્ણ સમાન ભાવે પ્રવેશ નથી. હજુ ત્યાંના કાળા નિગ્રો સંપૂર્ણ સમાન હક્કે મતાધિકાર પણ ભોગવી શકતા નથી.

અને આ બધા મૂળભૂત હક્કોની બાબતમાં સંપૂર્ણ સંતોષકારક કાયદાઓ પણ હજી થયા નથી વ્યવહારમાં તો કાયદા કરતાંય અનેકગણી બદતર દશા છે

## મિસિસિપી યુનિવરસીટીમાં રંગદ્વેષ

રંગભેદના અન્યાય-દમનનો એક ઐતિહાસિક કિસ્સો ૧૯૫૭માં 'લીટલ રોક'માં બનેલો નવ કાળાં નિગ્રો કુમાર-કુમારિકાને જાહેર શાળામાં દાખલ કરવાના ફેડરલ કોર્ટના હુકમ સામે ત્યાંના ગોરા ગવર્નર તથા ગોરી પ્રજાએ તોફાનો મચાવેલાં, અને ત્યારે પ્રેસિડેન્ટ

આઇઝનહોવરે કડક હાથે કામ પતાવ્યું હતું.

આટલે વરસે ફરીથી ૧૮૬૧-૬૫ના આંતરવિગ્રહની યાદ કરાવી જાય એવી શકયતાઓવાળો કિસ્સો ગયા મહિને બની ગયો તે કેનેડીનું રાજતંત્ર તથા અમેરિકી અને દુનિયાની પ્રજા આખીને ખળભળાવી ગયો. અલબત્ત, પ્રેસીડેન્ટ કેનેડીએ ઘણી જ હિંમતથી પરિસ્થિતિને કાબૂમાં આણી છે, પરંતુ અંદરની આગ હજી બુઝાઈ ગઈ છે એમ તો કહી શકાય એવું નથી.

અમેરિકામાં ૧૮૬૨ થી ૬૫ માં આંતરવિગ્રહ થયા પછી આ સૌથી મોટો આંતરિક વિસ્ફોટ હતો. અમેરિકાની સમવાયી (ફેડરલ) કેન્દ્ર સરકાર અને ઘટક રાજ્યોમાંનું એક રાજ્ય રણક્ષેત્રે ઊતર્યાં હતાં.

મુખ્ય પાત્રો હતાં: પ્રેસિડેન્ટ કેનેડી, ગવર્નર રોસ બાર્નેટ, અને જેમ્સ મેરેડિથ નામનો ૨૯ વર્ષનો હબસી જુવાન।

સ્થળ: દક્ષિણ અમેરિકામાં મિસિસિપી રાજ્યમાંની ઓકસફોર્ડ નગરી (જ્યાં સ્વર્ગસ્થ મહાન અમેરિકી સાહિત્યકાર વિલિયમ ફોકનરનો જન્મ થયો હતો)

વિષય: મિસિસિપી યુનિવરસીટીમાં કાળા-નિગર માનવી મેરેડિથને પ્રવેશ આપવો કે કેમ?

પક્ષકારો: (૧) પ્રેસિડેન્ટ કેનેડી કોઈ પણ હિસાબે, લશ્કર મોકલીને, મેરેડિથને મિસિસિપી યુનિવરસીટીમાં પ્રવેશ અપાવવા કટિબદ્ધ હતા.

(૨) ગવર્નર રોસ બાર્નેટ કોઈ પણ હિસાબે, જ્યાં ગોરાઓ જ આજલગી ઈજારદારી ભોગવતા આવ્યા હતા ત્યાં, કાળા માનવીને, મિસિસિપી યુનિવરસિટીમાં પ્રવેશવા દેવા તૈયાર ન હતા.

(૩) મેરેડિથ માનવીય ન્યાયની મશાલ જલાવતો, સર્વસ્વની આહુતિ આપીનેય, પ્રવેશનો અધિકાર પ્રાપ્ત કર્યા વિના ન જંપવા પ્રતિજ્ઞાબદ્ધ હતો.

સૈન્ય, સાથીદારો અને શસ્ત્રો:

(૧) કેનેડીની પડખે-અમેરિકાનો લોકશાહી આદર્શ હતો-૧૮૬૮ના જુલાઈની ૨૮મીએ બંધારણીય રીતે કરેલા સુધારાની ૧૪મી કલમનો દસ્તાવેજ હતો. અને શિક્ષણ અને સંસ્કારના ક્ષેત્રે ગોરા-કાળાની સમાનતામાં માનનારો અમેરિકાનો વિશાળ જાગ્રત નાગરિક સમૂહ હતો. ઉપરાંત સર્વોચ્ચ ન્યાયની અદાલતનો ચુકાદો હતો; અને તેનો અમલ કરવા માટે પૂરતાં સશસ્ત્ર-સૈન્ય અને રાજ્યસત્તા હતાં.

(૨) ગવર્નર બાર્નેટની પડખે-દક્ષિણ અમેરિકાના અનેક બીજા ગવર્નરો હતા. દક્ષિણ અમેરિકાનાં ગોરાં-લશ્કરો, અમલદારો ને પૂંજીપતિ તથા વગદાર જૂથ હતાં, યુનિવર્સિટીના ગોરા અધ્યાપકો અને વિદ્યાર્થીઓ હતા। તથા ખુદ અમેરિકન લોકશાહીમાં રહેલી કમજોરી અને આજ સુધી ચાલતી આભડછેટની પ્રણાલીનું એમને ઓઠું હતું.

(૩) મેરેડિથની પડખે-સૌની સમાનતા અને નિગ્રોના માનવીય અધિકારોનું અભિયાન હતું. નિગ્રો-નેતા રેવરંડ માર્ટિન લુથર કિંગ હતો; અને સવિનય શાંતિપૂર્ણ સત્યાગ્રહનું શસ્ત્ર હતું.

## સંગ્રામની ભૂમિકા

મેરેડિથ ૭ વર્ષ અગાઉ માત્ર નિગ્રો માટેની જેકસન સ્ટેટ કોલેજમાં અભ્યાસ કરતો હતો. બીજા વિશ્વ યુદ્ધ દરમ્યાન તેણે અમેરિકી વિમાની દળમાં કોરીઆના મોરચે કીર્તિદાયી કામ કરેલું. પરંતુ છેલ્લાં ૭ વર્ષથી તેના દિલમાં આ અન્યાય સાલતો હતો. તેણે માત્ર-ગોરા માટેની ગણાતી અને પરંપરા અનુસાર માત્ર ગોરાઓનાં સંતાનોની ઈજારદારીવાળી મિસિસિપી યુનિવરસીટીમાં પ્રવેશ માટે અરજી કરી. તરત જ ત્યાંના ડેમોક્રેટ પક્ષના ૬૪ વર્ષના ગવર્નર રોસ બાર્નેટે યુનિવરસીટી પાસે એ અરજીનો ઇન્કાર કરાવ્યો. આથી મેરેડિથે કાળા ધારાશાસ્ત્રીઓ (શ્રીમતિ કોન્સ્ટન્સ બેકર મોટલે-જે નિગ્રો

છે; તથા શ્રીમાન જેક ગ્રીનબર્ગ—જે ગોરા છે) દ્વારા ફેડરલ કોર્ટમાં અપીલ કરી. આ સર્વોચ્ચ અદાલતે મેરેડિથના પક્ષમાં, તેના દાખલ થવાના અધિકારનો સ્વીકાર કરતો, ચુકાદો આપ્યો પરંતુ આ ચુકાદા અનુસાર યુનિવરસીટી મેરેડિથને પ્રવેશ આપે તે પૂર્વે જ ગવર્નરે પોતે જ યુનિવરસીટીના રજીસ્ટ્રારનું સ્થાન સંભાળ્યુ અને મેરેડિથને દાખલ કરવા ઇન્કાર કરી મેરેડિથને સાથે લઈને આવેલા ફેડરલ સરકારના માર્શલોનેય પાછા કાઢયા. સ્વાભાવિક રીતે જ સંઘર્ષની ભૂમિકા બદલાઈ ગઈ।

## સંગ્રામની કાતિલતા

યુનિવરસીટીના મકાનમાં ગવર્નરની છત્રછાયા નીચે એક બેઠક મળી. તેમાં મેરેડિથની ગેરહાજરીમાં તેને ૧ વર્ષની સજાનો ચુકાદો આપવામાં આવ્યો. ગુનો એવો જાહેર કરવામાં આવ્યો કે મેરેડિથ 'આટલાન્ટા'નો નાગરિક હોવા છતાં તેણે 'જેકસન'માં પોતાનો મતાધિકાર નોંધાવ્યો હતો.

આ દરમ્યાન, મેરેડિથ, તેની સાથે આવેલા ફેડરલ-અધિકારીઓ, તથા મેરેડિથના ધારાશાસ્ત્રીઓ અપીલની સુનાવણીવાળા સ્થળે ન્યુ ઓરલિઅન્સ પહોંચી ગયા હતા. ચુકાદો એવો આવ્યો કે, કોર્ટ ગવર્નર અને યુનિવરસીટીના અધિકારીઓને હુકમ કરે છે કે મેરેડિથને તત્કાલ પ્રવેશ આપવો. અને કોર્ટમાં હાજર રહેલા યુનિવરસીટીના અધિકારીઓએ આ ચુકાદો શિરોધાર્ય ગણી બીજે જ દિવસે મેરેડિથને પ્રવેશ આપવાનું કબુલ્યું ય ખરું.

યુનિવરસીટીના અધિકારીઓને એવું લાગ્યુ કે આ પ્રવેશનું કાર્ય ઓછામાં ઓછી ધાંધલે મિસિસિપી રાજ્યની રાજધાની જેકસનમાં પતાવવું. આ સ્થળ મિસિસિપીથી ૧૭૦ માઈલ દૂર હતું. બીજે જ દિવસે, મેરેડિથને લઈ ફેડરલ-અધિકારીઓ વિમાનમાં તે સ્થળે આવી પહોંચ્યા અને ફેડરલ બિલ્ડીંગમાં તેઓ યુનિવરસીટીના રજીસ્ટ્રાર મિ. એલિસની રાહ જોતા રહ્યા. થોડીવારે ફોનથી સંપર્ક સાધતાં, રજીસ્ટ્રારે એવું જણાવ્યું કે તેઓ પોતેજ યુનિવરસીટીના ટ્રસ્ટીઓની ઓફિસમાં લગભગ 'બંધિયાર-કેદી' જેવી દશામાં છે। આથી માર્શલો (ફેડરલ અધિકારીઓ) મેરેડિથને લઈ તે સ્થળે પહોંચી ગયા, તો ત્યાં તો ૨૦૦૦ ગોરાઓનું જૂથ, ખિજવાયેલું, ગાળો ભાંડતું, ચીચિયારીઓ કરતું ઊભું હતું આ બધામાં થઈ મેરેડિથ અને માર્શલો ટ્રસ્ટીઓની ઓફિસે પહોંચ્યા તો ત્યાં રજીસ્ટ્રારનાં નહિ પણ ગવર્નર બાર્નેટનાં દર્શન થયાં! એ પોતેજ દરવાજે રોકીને ઊભો હતો, અને તેણે જાહેર કર્યું કે, ફેડરલ (કેન્દ્ર સરકાર)ની સત્તા તથા યુનિવરસીટીની સત્તા—બંનેની વચ્ચે તેણે ગવર્નર તરીકેની પોતાની સત્તાનો ઉપયોગ કર્યો હતો.

અને વળી પાછા મેરેડિથ અને માર્શલો આ બાબતનો રિપોર્ટ કોર્ટને પહોંચાડવા ન્યુ ઓરલીઅન્સ ઊપડયા. તે જ રાતે કોર્ટે ગવર્નરને જણાવ્યુ કે કોર્ટના હુકમનો અનાદર કરી તિરસ્કાર પ્રગટ કરવા માટેનાં કારણો આપી જાવ.

આ દરમ્યાન ગવર્નર બાર્નેટ, પોતાના "રાજ્ય"ની ધારાસભાની બેઠક બોલાવી "પોતે જે કાર્ય કર્યું તે માટે ધન્યવાદનાં ભાષણો ઝીલી રહ્યો હતો: 'ગવર્નર બાર્નેટનું આ કૃત્ય મિસિસિપીના ઇતિહાસમાં સૌથી શ્રેષ્ઠ બુદ્ધિ અને પ્રતિભાભર્યું પગલું છે...' વગેરે

ને બીજી બાજુ લેફટેનન્ટ ગવર્નર પોલ જોનસન મેરેડિથને દાખલ કરવાના પ્રયાસ સામે તમામ તાકાત એકત્ર કરવા સારુ ઓક્સફર્ડ જઈ પહોંચ્યો હતો એણે જેવી તેવી તૈયારીઓ ન હતી કરી. સૈન્ય, શસ્ત્રો અને રણગાડીઓની કતાર યુનિવરસીટીના ચોગાન આગળ ગોઠવી દેવામાં આવી હતી. ઉપરાંત ત્યાં વિલિયમ જેમ્સ સાયમન્સ નામનો કટ્ટર રંગદ્વેષી નિમ્રોદ્વેષી નેતા ત્યાં હાજર થઈ ગયો હતો. આ મહાશય મિસિસિપી યુનિવરસીટીને શુદ્ધ ગોરાઓની જ

રાખવાના આંદોલનનો અગ્રણી હતો તથા આવાજ રંગદ્વેષના કાર્યક્રમ માટે કામ કરનારી અમેરિકાની 'સિટીઝન્સ કૌંસિલ'નો તે એક અગ્રણી વહીવટદાર હતો. તેણે થોડા જ દિવસ પૂર્વે, જે હબસીઓ દક્ષિણ અમેરિકા છોડી ઉત્તરમાં જવા તૈયાર હોય તેમને જવાનું ભાડું (પાછા ન વળવાની શરતે) આપવાની ય યોજના જાહેર કરી હતી. આ ઉપરાંત, ૧૯૫૭માં 'લિટલ રોક'માં આ પ્રકારની ઘટના વખતે ફેડરલ સૈન્યની આગેવાની કરનાર મેજર જનરલ એડવિન વોકર પોતે જ રંગદ્વેષને પક્ષે આવી ઊભો હતો!

આમ, એક અઠવાડિયા બાદ (તા. ૨૬ મીએ) વળી જેઇમ્સ મેરેડિથ મિસિસિપી યુનિવર્સિટીમાં પ્રવેશ માટે આવી પહોંચ્યો. પરંતુ ત્યારે લેફ્ટેનન્ટ ગવર્નરે તેને અને તેના સાથી માર્શલ (ફેડરલ કોર્ટના અધિકારી)ને ય રોક્યા અને ધક્કા મારી પાછા હડસેલ્યા.

બે દિવસ બાદ (તા. ૨૮ મી) અમેરિકી માર્શલોની મોટી સંખ્યા આવી પહોંચી. પરંતુ હજી ગવર્નર બાર્નેટ મુસ્તાક હતો. તેને કોર્ટના તિરસ્કાર માટે હાજર થવાનો હુકમ થયો હતો, પરંતુ તેને તેણે ઠુકરાવ્યો હતો. આથી ૨ જી ઓક્ટોબર થાય ત્યાં સુધી દરરોજના ૧૦,૦૦૦ ડોલરનો દંડ ભરવાનો હુકમ તેને પહોંચાડવામાં આવ્યો હતો—છતાં તે અણનમ હતો!

### પ્રે. કેનેડીની મક્કમતા

આ દરમ્યાન (તા. ૩૦મીએ) પ્રેસિડેન્ટ કેનેડીએ તેમના ભાઈ એટર્નો જનરલ રોબર્ટ કેનેડી તથા ન્યાય ખાતાને હસ્તક આખો કિસ્સો સોંપી દીધો; અને જેઓ ફેડરલ કોર્ટના હુકમનું ઉલ્લંઘન કરવા બહાર પડ્યા હોય તેમને તાબડતોબ વશ કરવાનો હુકમ પ્રગટ કરી દીધો. સંરક્ષણ મંત્રી મિ. રોબર્ટ મેકનમારાને જરૂરી તમામ પગલાં લેવા ફરમાન આપ્યું...ફેડરલ સૈન્યને ઘટનાના સ્થળેથી થોડે દૂર મિસિસિપીમાં એકઠું પણ કર્યું તથા ખુદ મિસિસિપીના સ્થાનિક સૈન્યનો કબજો રાજ્ય પાસેથી છીનવી લઈ ફેડરલ (કેન્દ્ર) સત્તાના હાથમાં લઈ લીધો. અને હજી પણ ગવર્નર બાર્નેટ વશ નહિ થઈ જાય તો, તેને ગંભીર ગણીને, સાંજે રેડિયો ઉપરથી આખા રાષ્ટ્રને પ્રે. કેનેડી પોતે સંબોધશે, એવું પણ જાહેર કર્યું. અને મોડી સાંજે ગવર્નરે જાહેર કર્યું કે "મારું હૃદય તો (વશ થવાની) ના પાડે છે; પરંતુ આ ઘટનાને કારણે જે લોહી વહેવડાવવાનું થાય એનો મારી વિવેકબુદ્ધિ વિરોધ કરે છે..."

છતાં આ પછી, એજ રાતે અને બીજી પરોઢે તો, મિસિસિપી રાજ્યના નાગરિકો અને ફેડરલ સરકારના સૈન્ય વચ્ચે કાતિલ જંગ શરૂ થઈ ગયો! ખુદ યુનિવરસિટીના વિદ્યાર્થીઓએ આગ-જાળ અને હલ્લા શરૂ કર્યા. સૈન્યે ટીયરગેસ છોડ્યો તો ટોળાંઓ તરફથી પથ્થરમારો ચાલ્યો.

બેનાં મોત થયાં—જેમાંનો એક હતો ફ્રાન્સના એક પત્રનો પ્રતિનિધિ પોલ ગુઈહાર્ડ. કુલ ૭૫ જણા ઘવાયા.

તા. ૧લી ઓક્ટોબરની પ્રભાતે ૮-૩૦ વાગે જેમ્સ હાવર્ડ મેરિડિથે અવિકૃત રીતે યુનિ.ના ખુલ્લા મેદાનમાં પ્રવેશ કર્યો ત્યારે, ટીયર ગેસનાં ખોખાં, કાચ અને ઈંટો-પથ્થરોના ઢગલા, બળેલી મોટરોનાં હાડપિંજર તથા પગથિયાં ઉપર લોહીનો છંટકાવ નજરે પડતાં હતાં!

અને ગોરા વિદ્યાર્થીઓ મેરેડિથને ઉદ્દેશી 'તારા હાથ ખૂનથી ખરડાયેલા છે' કહી રહ્યા હતા. જવાબમાં અપ્રતિમ મેરેડિથ ઉશ્કેરાયા વિના સ્વસ્થ ચાલે યુનિવરસીટીમાં પ્રવેશ કરી રહ્યો હતો.

## ૨ : લોકશાહી મતાધિકારમાંય રંગદ્વેષ!

૧૯૬૨ના-આરંભમાં નિગ્રોને સમાન ધોરણે મતાધિકાર આપવાની બાબતમાં એક ખરડો સેનેટ સામે રજૂ થયો હતો. પરંતુ અમેરિકામાં રંગદ્વેષ કઈ હદ સુધી લોહીમાં વ્યાપેલો છે, તે આ ખરડાની જે દશા કરવામાં આવી ને એને ફગાવી દેવામાં આવ્યો, તે ઉપરથી સ્પષ્ટ થાય છે.

અમેરિકાના ફેડરલ બંધારણથી ત્યાંના દરેક રાજ્યને મતાધિકારની લાયકાત અંગેના નિયમો નક્કી

કરવાનો અધિકાર આપવામાં આવેલો છે. પૂર્વ, પશ્ચિમ અને ઉત્તરનાં રાજ્યોમાં તો પુખ્ત વયના તમામ અમેરિકી નાગરિકોને, કશા જ ભેદભાવ વિના (અમુક સમયથી અમેરિકામાં રહેતાં હોય એટલે જ), મતાધિકાર આપવામાં આવેલ છે. અલબત્ત, કેટલાંક રાજ્યોમાં મતદારોની નોંધણીની ફી એક બે ડોલર રાખવામાં આવી હોય છે. પરંતુ અમેરિકાનું જીવનધોરણ જોતાં ત્યાં ઓછામાં ઓછી આવડતવાળા મજુરનેય રોજના પાંચ-૭ ડોલર મળતા હોય છે; અને હેર-કટના બે ડોલર પડતા હોય છે! આ જોતાં આ ફી નહિ જેવી જ ગણાય. ભાગ્યે જ થોડાક નાગરિકો એને જ કારણે બાકાત રહેતા હશે.

પરંતુ દક્ષિણનાં કેટલાંક રાજ્યોની વાત જુદી જ છે. ત્યાં 'શિક્ષિત'ને જ મતાધિકાર આપવામાં આવ્યો છે. અને નોંધણી કરનાર ઓફિસર ગમે તેની પરીક્ષા કરવા માગે તો તેને તેવો અધિકાર છે. આને કારણે ગોરી ચામડીવાળો જે આવ્યો તે કશી જ પરીક્ષા વિના મતદાર નોંધાઈ જાય છે—અલબત્ત ભાગ્યે જ કોઈ ગોરો અશિક્ષિત હશે. પરંતુ બીજી બાજુ નિગ્રો-કાળી ચામડીવાળાને પરીક્ષા આપવી પડે છે, અને ત્યારે સાધારણ શિક્ષિતો તો નાલાયક ઠરે જ છે, પરંતુ કેટલાક કિસ્સાઓમાં ગ્રેજ્યુએટ, એમ. એ. અને પી. એચ. ડી. સુદ્ધાંને નાલાયક ઠેરવવામાં આવ્યા છે! સૌથી મોટી વાત તો એ છે કે, આ નોંધણી-અમલદાર આ બાબતમાં જે નિર્ણય આપે તેની ઉપર કોઈ દાદ ફરિયાદને અવકાશ જ નથી!

એક કિસ્સામાં તો એટલી હદે બનવા પામ્યું હતું કે એક સુશિક્ષિત નિગ્રોની પરીક્ષા લેવામાં આવી. એને અમુક પુસ્તકમાંથી ઉતારો કરવાનું કહેવામાં આવ્યું અને એ ઉતારો કરવામાં એક જગાએ વિરામચિહ્ન રહી ગયેલું, એટલા જ માટે એને બિનશિક્ષિત ગણી નાલાયક ઠેરવવામાં આવ્યો હતો!

હકીકત એ છે કે કેટલાક દક્ષિણનાં રાજ્યોમાં નિગ્રોની વસ્તી વધારે છે, ને એમને પુખ્તવયના મતાધિકારના હક્ક મુજબ મતદાર નોંધવામાં આવે તો, તેમની સંખ્યા ગોરાઓ કરતાં વધી જાય—આ ભય કાંઈ જેવોતેવો છે!

કેનેડી આ બધું જાણે છે: આવો રંગ ૫ અમેરિકાની પ્રતિષ્ઠાને લાંછનરૂપ છે, આફ્રિકા-એશિયાના દેશોમાં આની ખૂબ જ ખરાબ છાપ પડે છે પરંતુ ફેડરલ બંધારણમાં જ તેનાં રાજ્યોને મતદારોની-નોંધણીનો અધિકાર આપવામાં આવ્યો હોઈ તે છીનવી લેવાનું અશક્ય જણાય છે. એટલે તાજેતરમાં અમેરિકાની સેનેટમાં એક એવો વિધેયક લાવવામાં આવ્યો કે જે નાગરિકના શિક્ષણનું સર્ટિફિકેટ છઠ્ઠા ધોરણ જેટલું હોય તેને શિક્ષિત ગણીને મતદાર તરીકે લાયક ગણવો, જેથી નોંધણી કરનારના મનસ્વી નિર્ણયનો સવાલ ન રહે, અને કાળાધોળાના ભેદ અને રંગદ્વેષનું કારણ જ ટળી જાય.

આ ખરડો કેટલો નિર્દોષ અને ન્યાયી હતો! કેટલો સરળ અને સહજ હતો! આમ છતાં અમેરિકાના સેનેટરોએ એના વ્યાજબીપણાની ચર્ચાના નિમિત્તે દિવસોના દિવસો સુધી સેનેટની બેઠકોમાં ફાવે એટલો સમય અને ફાવે તે વિષય ઉપર બકવાદ કર્યા જ કર્યો! કેમકે, અમેરિકાના બંધારણના ઓઠા હેઠળ કોઈ પણ સેનેટર ગમે તેટલો સમય ગમે તે બાબત કાઢી બોલી શકે છે.

અરે, કોઈ સભ્ય બાઈબલમાંથી પ્રકરણનાં પ્રકરણ વાંચવા માંડે અથવા ટેલીફોનની ડિરેક્ટરીમાંથી પણ મનફાવે તે વાંચવા માંડે તોય એ એમના હક્કની વાત મનાય છે. એમને કોઈ રોકી શકે નહિ

બસ. આ ખરડો સેનેટમાં પેશ થયો અને ત્રીસ જેટલા સેનેટરોએ એક પછી એક અસંખ્ય અસંગત વાતો કરીને વાક્છટાનું પ્રદર્શન કર્યું. એમને અટકાવવાનો કાનૂની ઉપાય એક જ હતો—૨/૩ બહુમતિનો નિર્ણય. બબ્બેવાર આવો ય પ્રયાસ કરવામાં આવ્યો પરંતુ 'લોકશાહી' અમેરિકી સેનેટમાં ૨/૩ બહુમતિ મળી નહિ, અરે સાદી બહુમતિ ય મળી નહિ! આથી તો પ્રત્યાઘાતીઓનું ચઢી વાગ્યું. ગેલમાં આવી જઈ તેમણે આ બિલને કશી વધારે ચર્ચા વિના ફાઈલ કરી દેવાનો ઠરાવ લાવવાની હિંમત કરી.

પ્રત્યાઘાતીઓને ખુલ્લું મેદાન મળી ગયું સેનેટના ઈતર સભ્યો એટલી હદે થાકી ગયા હતા કે બિલ છેવટે અભરાઈએ જ ચઢી ગયું!

[પ્રો. ડી. ડી. કર્વેના લેખના આધારે]

[વિશ્વમાનવ : સપ્ટેમ્બર-ઓક્ટોબર '૬૨

## ૩ : સુધારાના પંથે

પ્રેસિડન્ટ કૅનેડીએ સત્તામાં આવતાં જ સંસ્કારી દેશનું આ લાંછન મિટાવવાનો મનસૂબો સેવ્યો હતો. હજી બે મહિના પૂરા થયા ન હતા ત્યાં તેમણે એ દિશામાં એક કદમ ઉઠાવ્યું હતું — અલબત્ત એ કદમ બહુ નાનું હતું અને બહુ સાવચેતીભર્યું હતું. એમણે કોઈ કાનુની ફેરફાર કે કાનૂની સખ્તાઈ કરવાને બદલે, આજ પૂર્વેના કાનૂનના અધૂરા-પધૂરા અમલને સખ્ત બનાવવાનું વ્યવહારુ પગલું ભર્યું. એની પાછળ એ વાત હતી: એક તો કેવળ કાનૂન પસાર કરવાથી તો કશું રંધાતું નથી એની એમને જાણ હતી; અને નવો કડક કાનૂની સુધારો કરવા જતાં દક્ષિણ અમેરિકાનાં રાજ્યોનો રોષ તત્કાલ વહોરવાની તેમની ઇચ્છા ન હતી, અને તૈયારી પણ ન હતી. એમની મુખ્ય મુરાદ આર્થિક બાબતો — ઔદ્યોગિક ક્ષેત્રની અને સરકારી ક્ષેત્રની નોકરીઓમાં, તથા કેટલાક લેબર યુનિયનોમાંય નિગ્રો સામે જે ભેદભાવ રાખવામાં આવતો હતો, તેની દિવાલમાં ગાબડું પાડવાની હતી. અને એથી એમણે કાયદાનો આશરો ન લેતાં વહીવટી સુધારાઓનો માર્ગ જ પસંદ કર્યો. એમણે પ્રમુખ તરીકે વહીવટી-વટહુકમ કાઢ્યો (માર્ચની ૬ ઠ્ઠી, ૧૯૬૧) કે, કારખાનાં અને કૉન્ટ્રાક્ટરોએ પોતાને ત્યાં નોકરી આપતી વખતે રંગભેદ બિલકુલ રાખવો નહિ, લાયકાત પ્રમાણે કામ આપવું, અને કામ પ્રમાણે પગાર આપવો.

આ વહીવટી વટહુકમની ભાષા કડક હતી અને તેનો અમલ ઘણા વિશાળ ધોરણે થઈ શકે એવો એનો ઘાટ હતો. આમ છતાં, ખાસ નિગ્રોને સમાનતા આપવા જ આવો વટહુકમ કાઢ્યો છે એવો દાવો એમાં ન હતો. ઊલટો એનો દેખાવ તો એવો હતો કે દક્ષિણનાં રાજ્યોમાં આર્થિક દશા સારી નથી; ત્યાં બેકારી પણ સારા પ્રમાણમાં રહે છે; ઉત્પાદનની ગતિ પણ પૂરતી નથી અને એકંદર મંદીની પરિસ્થિતિ અવારનવાર ડોકાય છે — આ દૂર કરવા માટેનાં અનેક પગલાંમાં એક મુખ્ય પગલું તે, નિગ્રો અને બીજાં લઘુમતિ જૂથોને પૂરતું કામ આપવું, પૂરતી રોજી આપવી અને કામના કલાક નક્કી રાખવા તથા બેકાર હોય તે દરમ્યાન તેમનાં બાળકોને મદદ આપવી વગેરે.

હકીકતે, આખા અમેરિકામાં જે બેકારીની સંખ્યા ગણાતી હતી તેમાં અરધાથી અધિક આ નિગ્રો જ હતા! અને દક્ષિણના દેશોમાં તો એવી કહેવત થઈ ગઈ હતી કે, 'નિગ્રોને નોકરી છેલ્લી આપવી ને કાઢવો પહેલો' — એટલે જ્યારે કામે ચઢનાર કોઈ ન મળે ત્યારે ન છૂટકે નિગ્રોને રાખવો અને જરા અનુકૂળતા થતાં એને છૂટો કરવો!

આ સ્થિતિમાં પલટો લાવવા માટે, અને વહીવટી-વટહુકમનો વ્યવસ્થિત અમલ થાય તે માટે તજવીજ પણ કરવામાં આવી. ઉપપ્રમુખ જોનસન અને મજુર-ખાતા દ્વારા ચાંપતાં પગલાં ભરવાનું ઠરાવ્યું. જે કૉન્ટ્રાક્ટરો કે કારખાનાં આના અમલમાં પાછાં પડે તેમના કૉન્ટ્રાક્ટ રદ કરવાનું તથા નવેસરથી તેમને સરકારી કૉન્ટ્રાક્ટર તરીકે નહિ લેવાનું પણ વિચારવામાં આવ્યું; એવી તાકીદ પણ આપવામાં આવી.

વળી કેટલાક મજદૂર મંડળો પણ નિગ્રોને દાખલ કરવા સામે અણગમો દર્શાવતાં હતાં, એમનાં દ્વાર બીડેલાં રાખતાં હતાં, આની સામે પણ ચાંપતાં પગલાં ભરવાની જાહેરાત કરી. તથા આજ પૂર્વે સરકારી ખાતાઓમાં નિગ્રોને બધી કક્ષાએ લેવામાં આવતા ન હતા, તે લેવાનું શરૂ કરી દઈને કૅનેડીએ નવો શિરસ્તો પાડ્યો ય ખરો.

☆

આર્થિક ક્ષેત્રના આ વહીવટી હુકમ ઉપરાંત કૅનેડીએ બીજી દિશામાં પણ ઝુંબેશ ચલાવી: દક્ષિણની શાળાઓમાં નિગ્રોનાં બાળકોના પ્રવેશબંધી અંગેય તેમણે પગલું ભર્યું. પ્રે. કૅનેડી ભાઈ-એટર્ની જનરલ રોબર્ટ કૅનેડીને આ કામગીરી સુપ્રત કરવામાં આવી. એણે લાઉસીનોઆ, ન્યુ ઓરલિઅન તથા દક્ષિણનાં અન્ય રાજ્યોના સ્થાનિક નેતાઓને તથા રાજદ્વારી અને કાનૂની અગ્રણીઓને ભેગા કરી આ બાબત અમલી બનાવવા જહેમત શરૂ પણ કરી દીધી છે.

## પ્રગતિને પંથે

[ ગુજરાતી અધ્યાપક સંઘના ૧૫મા સંમેલનમાં મ. સ. યુનિ.ના વાઈસચાન્સેલર ડૉ. જ્યોતીન્દ્ર મહેતાના ઉદ્‌ઘાટન પ્રસંગેના વ્યાખ્યાનમાંથી ]

ભૌતિક તેમ જ આધ્યાત્મિક ક્ષેત્રે આ દેશની સમૃદ્ધિ અને ઉત્કર્ષ કેળવણીની સાચી પદ્ધતિ ઉપર મુખ્યત્વે આધારિત છે. મેકોલેની સુપ્રસિદ્ધ નોંધ, જેને પરિણામે માધ્યમિક તેમ જ ઉચ્ચ શિક્ષણમાં અંગ્રેજી બોધભાષા બની એનો સ્વીકાર કરીને આપણા પરદેશી રાજ્યકર્તાઓએ આપણને જે જમણ-હસ્ત હાનિ પહોંચાડી તેનું નિવારણ કરવાની સ્થિતિમાં આજે આપણે છીએ. પાશ્ચાત્ય વિજ્ઞાનો અને પાશ્ચાત્ય સાહિત્યના જ્ઞાને આપણા દેશને વિપુલ લાભ આપ્યો. આપણા દેશના લોકોમાં અમુક પ્રકારની એકતા કેળવવામાં પણ તેણે મોટો ફાળો આપ્યો. વિપ્લવ અને રાજ્યક્રાન્તિના સાહિત્ય સાથે, ૧૯મી સદીના ઇંગ્લેન્ડના ઉદારમતવાદ સાથે તેણે આપણો પરિચય કરાવ્યો તથા સ્વાતંત્ર્ય અને સ્વરાજ્ય માટે લડતાં શીખવ્યું. આપણી પ્રાદેશિક ભાષાઓના વિકાસને સાવ નબળો પાડી દીધા વિના પણ આ વસ્તુ સિદ્ધ થઈ શકી હોત; પરંતુ ભારતીય ભાષાઓના વિકાસ માટે કોઈ ઉત્તેજન અપાયું નહીં. આપણા ઉચ્ચ શિક્ષણના અભ્યાસક્રમોમાં તેમને કોઈ સ્થાન મળ્યું નહીં. મેકોલેની નીતિના સ્વીકારને પરિણામે ભારતીય ભાષાઓની એવી તો નરાતાર અવગણના થઈ કે જ્ઞાનનાં અગત્યનાં ક્ષેત્રોમાં એ પછી ઘણોખરો વિચાર અંગ્રેજી દ્વારા જ થવા લાગ્યો. આપણા બુદ્ધિજીવીઓ માટે વિદ્વત્તાની એકમાત્ર ભાષા અંગ્રેજી બની. લલિત વાઙ્મયના વર્ગમાં આવે એવી, પ્રાદેશિક ભાષાઓમાં લખાતી શુદ્ધ સાહિત્યની કૃતિઓ સિવાયની સર્વ બૌદ્ધિક વિચારણા અંગ્રેજી ભાષા દ્વારા વ્યક્ત થવા લાગી. આનું પરિણામ એ આવ્યું કે લલિત વાઙ્મય સિવાયનાં સર્વ ક્ષેત્રોમાં, થોડીક વ્યક્તિઓના અપવાદને બાદ કરતાં, મૌલિક કે સર્જનાત્મક મોટું પ્રદાન આપણે કરી શક્યા નહીં. વિજ્ઞાનો, સામાજિક શાસ્ત્રો, ફિલસૂફી, ઔષધવિજ્ઞાન, કાયદો, વગેરે ક્ષેત્રોમાં આપણું મૌલિક પ્રદાન નહિવત્ છે. ૧૯મી અને ૨૦મી સદીમાં, યુરોપ અને યુનાઈટેડ સ્ટેટ્સમાં, વૈજ્ઞાનિક અને યંત્રવિદ્યાની પ્રગતિ સમકાલીન સાહિત્યમાં અભિવ્યક્તિ પામતી જ રહી છે. ઝડપથી પરિવર્તન પામતા સમાજ વિષે, રાજ્યશાસ્ત્રવિષયક ભાવનાઓ અને રાજકીય સંસ્થાઓ વિષે ત્યાં ઘણો વિમર્શ થયો છે. બૌદ્ધિક વિચારણાની આ વ્યાપક ક્ષિતિજ સાથેનો આપણો પરિચય અંગ્રેજી ભાષા દ્વારા જ હતો. પરિણામે આપણી ભાષાઓ એ વિચારોની અભિવ્યક્તિ માટે જરૂરી પરિભાષા અને શબ્દાવલિ ખીલવી શકી નહીં. એ ભાષાઓનો નૈસર્ગિક વિકાસ એટલે અંશે રૂંધાયો.

અંગ્રેજી ભાષાના ઇતિહાસ ઉપર નજર નાખતાં જણાશે કે બૌદ્ધિક ક્ષિતિજના વિસ્તારને પરિણામે ૧૮–૧૯ને ૨૦મી સદીમાં અંગ્રેજી શબ્દકોશમાં પુષ્કળ શબ્દો ઉમેરાયા છે. અંગ્રેજી ભાષામાં આજે જે શબ્દો જોઈએ છીએ, તેમાંના ઘણા સોળમા કે સત્તરમા સૈકાના સાહિત્યમાં ભાગ્યે જ મળશે.

પ્રાદેશિક ભાષાઓને થયેલી આ ભારે હાનિ દૂર કરવાની સ્થિતિમાં આજે આપણે છીએ. છેલ્લાં લગભગ ત્રીસ વર્ષ થયાં, માધ્યમિક શિક્ષણના ક્ષેત્રે અંગ્રેજીનું સ્થાન પ્રાદેશિક ભાષાઓએ ક્રમશઃ લીધું છે. સારી ગુણવત્તાવાળાં, શાળાઓનાં વધુ ને વધુ પાઠ્યપુસ્તકો પ્રગટ થતાં જાય છે, પણ એમાંય ઘણાં પુસ્તકો જે તે વિષયોના અંગ્રેજી ગ્રંથોના સંકલનરૂપ છે.

( વિશ્વમાનવ : સપ્ટેમ્બર–ઓક્ટોબર '૬૨

ઉચ્ચ શિક્ષણની બોધભાષા તરીકે એક પરદેશી ભાષા હોવાને કારણે આપણા દેશના બૌદ્ધિક વિકાસને જે ગંભીર હાનિ થઈ છે, તે આજે આપણને સમજાય છે. આપણો શૈક્ષણિક ઉત્કર્ષ એથી અટક્યો છે. આપણા બધાય વિચારો પરદેશી માધ્યમ દ્વારા વ્યક્ત કરવાના પ્રયત્નના બોજાને કારણે સર્વ મૌલિક અને સર્જનાત્મક ચિંતન વામણું બન્યું. આથી શિક્ષણની સર્વ કક્ષાએ બોધભાષા તરીકે પ્રાદેશિક ભાષાઓનું મહત્ત્વ આજે આપણને સમજાય છે ગુજરાતીના અધ્યાપકોના સંમેલન સમક્ષ આ પ્રશ્નની લબાણ ચર્ચા કરવાની મારી ઇચ્છા નથી. પરન્તુ મને લાગે છે કે એ વિષે પણ મારે કંઈક કહેવું જોઈએ, કેમ કે ભાષાઓની વૃદ્ધિ અને વિકાસનો પ્રશ્ન એ સાથે નિકટપણે સંકળાયેલો છે.

સાહિત્ય શું છે? સાહિત્યની વ્યાખ્યા કરવી મુશ્કેલ છે; પરન્તુ જે લખાય છે તે બધું કંઈ સાહિત્ય નથી. જાહેરાતો અથવા રેલ્વેની ગાઈડો અથવા પાકશાસ્ત્રની ચોપડીઓ એ સાહિત્ય નથી, પણ 'શાકુંતલ' અથવા 'કાદંબરી' અથવા 'સરસ્વતીચંદ્ર' એ સાહિત્ય છે લિખિત કૃતિઓના આ બે વર્ગોની અધવચ્ચે કેટલીયે એવી રચનાઓ આવે જેમને સાહિત્ય શબ્દ લાગુ પાડવો કે કેમ એ ચર્ચાસ્પદ બની રહે ઇતિહાસ, રાજકારણ, કાયદા, ન્યાયશાસ્ત્ર આદિ વિષયોનાં પુસ્તકોને સાહિત્ય કહીશું કે નહીં? જો ના કહીએ તો બર્કનું 'Reflections on French Revolution', કાર્લાઈલનું 'French Revolution', મેકોલેનું 'History of England' અથવા ગીબનનું 'Decline and Fall of the Roman Empire' જેવા વિશિષ્ટ ગ્રંથો સાહિત્ય નહીં ગણાય. આથી મને લાગે છે કે સાહિત્યની કંઈક કાયમની વ્યાખ્યા હોવી જોઈએ. સાહિત્યમાં એવાં પુસ્તકોનો—એવાં જ પુસ્તકોનો—પ્રથમ તો સમાવેશ થાય, જે એમના વિષયને કારણે તથા એના નિરૂપણને લીધે વ્યાપક માનવતાને સ્પર્શ કરતાં હોય; અને બીજું, જેમાં વાઙ્મય-સ્વરૂપનું તત્ત્વ તથા તે દ્વારા મળતો આનંદ એક અવિનાભાવી લક્ષણરૂપે હોય. આમ વિચારતાં અર્થશાસ્ત્ર અથવા નીતિશાસ્ત્ર અથવા ખગોળશાસ્ત્રવિષયક કેવળ વિદ્વત્તાપૂર્ણ કૃતિઓ આપોઆપ બાજુએ રહેશે. આમ છતાં, લિખિત ગ્રંથોનો એક મોટો સમુદાય એવો પણ છે જેમાં અનેકવિધ વિષયોનો સમાવેશ થાય અને લેખકની રસલક્ષી નિરૂપણપદ્ધતિ અને વિશિષ્ટ શૈલીને કારણે એ ગ્રંથો સાહિત્યમાં સ્થાન પામે. મારી કદાચ ભૂલ થતી હોય; પણ વિજ્ઞાન અને સામાજિક શાસ્ત્રોની નિત્ય વિસ્તરતી ક્ષિતિજોને લગતું પ્રથમ પંક્તિનું બહુ ઓછું સાહિત્ય આપણી પાસે છે એવો મારો ખ્યાલ છે.

આ વિધાન હું કંઈક સંકોચ સાથે કરું છું, કેમ કે તાજેતરમાં ગુજરાતી ભાષામાં પ્રગટ થયેલાં બધાં પુસ્તકો મેં વાંચ્યાં નથી

આ સંજોગોમાં, લલિત વાઙ્મય સિવાયનું આ પ્રકારનું સાહિત્ય પણ ગુજરાતીમાં સર્જાય એ જોવાની તમો સર્વ સાહિત્યકારોની ફરજ છે, એમ મને લાગે છે જ્ઞાન અને વિજ્ઞાનનાં સર્વ ક્ષેત્રોમાં આધુનિક વિચારણાની અભિવ્યક્તિ માટે જરૂરી પરિભાષા અને વાક્યભંગિઓ સ્થાવી જોઈએ. નિશાળો અને કૉલેજો માટે માત્ર ભાષાંતરો કે પાઠ્યપુસ્તકો જ નહીં, પરંતુ બધા વિષયોનું મૌલિક સાહિત્ય પણ ભારતીય ભાષાઓમાં નહીં રચાય તો ઉચ્ચ શિક્ષણ માટે તેઓ ખરા અર્થમાં પરિપક્વ નહીં બને.

યુનિવર્સિટીઓના મોટા ભાગના વિદ્યાર્થીઓ કોઈ પણ ભાષામાં આજે શુદ્ધ અને પ્રવાહી રીતે પોતાના વિચારો વ્યક્ત કરી શકતા નથી એવો મારો અનુભવ છે. સારી વિનયન વિદ્યાની–Liberal Education ની—એક કસોટી એ છે કે વિદ્યાર્થીમાં સુઘડ રીતે લખવાની અને પોતાના વિચારો વિશદ રીતે વ્યક્ત કરવાની શક્તિ આવે. આપણા કેટલા વિદ્યાર્થીઓ આ શક્તિ ધરાવે છે? સંપૂર્ણતઃ નહીં તો પણ મોટે ભાગે, આપણી યુનિવર્સિટીના સ્નાતકો લખે ગાળે આપણા સાહિત્યનો વિકાસ સાધશે. આપણા વિદ્યાર્થીઓ સર્વ પ્રકારના બૌદ્ધિક વિચારોને માતૃભાષા દ્વારા સમીચીન રીતે વ્યક્ત કરી શકે એ માટે પૂરતી કાળજી તમારા ભાષાશિક્ષણમાં રાખશો એવી હું આશા રાખું છું.

છેવટે તો લોકો માતૃભાષા દ્વારા જ ઉત્તમ અભિવ્યક્તિ સાધી શકે એમ હું માનું છું, તેથી જ આ વિનતી કરું છું આપણી ભાષા સર્વ આધુનિક વિચારોનું સમૃદ્ધ અને કાર્યક્ષમ વાહન બની શકે એ જોવાની જવાબદારી તમારી છે કોઈ પણ ભાષા અન્ય ભાષાઓનો સંપર્ક અને પરિચય સાધીને જ સમૃદ્ધ થઈ શકે આપણી ભાષાઓમાં પારકી ભાષાઓના શબ્દો સ્વીકારાય એમાં સંકોચનું કશું કારણ નથી ભૂતકાળમાં આપણે દ્રાવિડી ભાષાઓના, ફારસી અને અરબીના તથા પોર્ટુગીઝના પણ ઘણા શબ્દો લીધા છે વિચારોની સ્પષ્ટતા માટે પરદેશી શબ્દો ઉછીના લેવાની જરૂર પડે તો તે લેવા જોઈએ આ પ્રક્રિયા ભાષાને સમૃદ્ધ કરે છે

છેલ્લા દોઢસો વર્ષોમાં આપણા સાહિત્ય ઉપર અંગ્રેજીનો ભારે પ્રભાવ પડ્યો છે એ જ રીતે અંગ્રેજી સાહિત્ય ઉપર ફ્રેન્ચ અને જર્મન સાહિત્યની મોટી અસર થયેલી છે બીજી ભાષાઓના અભ્યાસની અવગણના કરવામાં આવે તો એ વસ્તુ આપણા ભાષા-સાહિત્યના દારિદ્ર્યમાં પરિણમે એકમે મહત્ત્વની યુરોપીય ભાષાઓના જ્ઞાન ઉપ|ત કેટલીક ભારતીય ભગિની-ભાષાઓનો પણ આપણે અભ્યાસ કરવો જોઈએ વિવિધ યુરોપીય ભાષાઓના સાહિત્યનો અરસપરસ કેવો પ્રભાવ પડ્યો છે તે સાહિત્યના અભ્યાસીઓ તરીકે તમને સુવિદિત છે યુરોપીય જીવન-દૃષ્ટિનું એ ભાષાઓ આવિષ્કરણ છે, જે દૃષ્ટિ એશિયાની --અને યુનાઈટેડ સ્ટેટ્સની પણ--જીવનદૃષ્ટિથી ભિન્ન છે

મને ખાતરી છે કે આપણી વિવિધ પ્રાદેશિક ભાષાઓના સાહિત્યનો પારસ્પરિક સંબંધ અને પ્રભાવ આ દેશની ભાવાત્મક અને સાંસ્કૃતિક એકતાને દૃઢ બનાવશે.

આપણે ભારે કસોટીના કાળમાંથી પસાર થઈ રહ્યા છીએ ચિંતકો અને લેખકોએ સમકાલીન જીવન ઉપર ઊંડી અસર કરી હોય એવું દરેક યુગમાં બન્યું છે. હું આશા રાખું છું કે તમારું શિક્ષણ અને સર્જન આપણા ઇતિહાસ ઉપર ઊંડો પ્રભાવ પાડશે અને જે બૌદ્ધિક ઉત્કર્ષ આપણે ભૂતકાળમાં સિદ્ધ કર્યો હતો, એને પુનર્જીવિત કરવામાં કીમતી ફાળો આપશે હું ફરી વાર તમારા સર્વનું હાર્દિક સ્વાગત કરું છું અને તમારી ચર્ચાવિચારણાને પૂરી સફળતા ઇચ્છું છું.

## ક્યૂબાની કટોકટી | પુરુષોત્તમ ગ. માવલંકર

ઘર આંગણે દુશ્મન પેઠો હોય અને દગાબાજ આક્રમણ એણે શરૂ કર્યું હોય ત્યારે આપણે ભારતવાસીઓ વિશ્વકટોકટીની વધુ ભયંકર શક્યતાઓ વિષે પ્રમાણમાં ઓછી પંચાત કરીએ એ સાવ સ્વાભાવિક છે. ઘર સળગ્યું હોય ત્યાં બહારની દુનિયા સળગશે એ બીકે ઘર તરફ દુર્લક્ષ કરનાર મૂર્ખ અને કૃત્રિમ જ કહેવાય. પણ વિશ્વનું સદ્‌ભાગ્ય છે કે ક્યૂબામાંની કટોકટી કાંઈક થંભી ગઈ છે; જો કે એ કોઈ પણ અર્થમાં થાળે તો નથી જ પડી!*

ક્યૂબાની કટોકટી આજની નથી. ક્યૂબા લેટિન અમેરિકામાંનું એકમાત્ર સાર્વભૌમ રાજ્ય છે જ્યાં અમેરિકા-વિરોધી વાતાવરણ ઉગ્રપણે સક્રિય છે. ક્યૂબાના વડાપ્રધાન કેસ્ટ્રો જહાલ મનોવૃત્તિના રાષ્ટ્રવાદી છે અને એમાંથી જ એમનો આજનો સામ્યવાદ તરફી પક્ષપાત મોટે ભાગે પેદા થયો છે. લેટિન અમેરિકામાં લગભગ બે ડઝન જેટલાં સાર્વભૌમ રાજ્યો છે. તેમાં અમેરિકા તરફ મૈત્રીનું વાતાવરણ ખાસ હજી જામ્યું નથી એ દુઃખદ હકીકત છે. કેનેડીતંત્ર ગયા વર્ષની ૧૭મી ઑગસ્ટે સ્થાપેલ 'ધિ એલાયન્સ ફોર પ્રોગ્રેસ' સંસ્થા લેટિન અમેરિકામાં રાજકીય લોકશાહી અને આર્થિક વિકાસ સ્થાપવા માટેના અમેરિકન પુરુષાર્થની પારાશીશીમાં પહેલી પૂણી જેવી છે એટલે ક્યૂબામાં કેસ્ટ્રોની લશ્કરી સરમુખત્યારી તથા સામ્યવાદી આપખુદી હાલ તુરત તો પૂરજોશમાં છે.

### ક્યૂબા પ્રત્યે ભય અને નફરત

અમેરિકનોને ક્યૂબા માટે તેથી જ ઘણી નફરત થઈ છે. પોતાના ખંડ ઉપર સામ્યવાદી વર્ચસ્વ શરૂ થાય એ એમને પસંદ નથી. અમેરિકન કિનારાથી સો માઈલની અંદર આવેલ ક્યૂબન પ્રદેશના કિનારા પર સામ્યવાદી લશ્કરો હોય એટલે અમેરિકનોને અને કેનેડીતંત્રને નિરાંતે ઊંઘ ન આવે એ પણ સમજી શકાય તેવું છે. આવી ચીડ અને બીકમાંથી જ ગયા વર્ષે અમેરિકાએ ક્યૂબા ઉપર સીધું કે આડકતરું આક્રમણ કરેલું અને એ માટે પ્રમુખ કેનેડીએ દુનિયાની ખફામરજી વહોરી લીધેલી. ક્યૂબાનું એ કલંક પોતાં પોતાં કેનેડીતંત્ર હતાશ અને હતપ્રાણ થયું.

દરમિયાન, સોવિયેટ રશિયાએ પોતાની ચતુરાઈભરી રાજનીતિ અને દેખીતી આક્રમક વૃત્તિ આગળ વધારી. ક્યૂબાને લશ્કરી શસ્ત્રસરંજામ રશિયાએ પૂરો પાડ્યો. રશિયન ટેકનિશિયનો અને અન્ય નિષ્ણાતો ક્યૂબામાં એકઠા થવા લાગ્યા. પણ વાત આટલેથી ન અટકી. રશિયાએ વધુ આક્રમક વલણ અખત્યાર કરીને ક્યૂબામાં મિસાઈલ થાણાં બાંધવાનું શરૂ કર્યું. જો અમેરિકા સાથે ન્યૂક્લીઅર યુદ્ધ થયું તો યુરોપમાંથી છોડવાને બદલે અમેરિકાની ખૂબ નજીકથી છોડવાની ગણતરી ને વ્યવસ્થા કરી. ક્રુશ્ચોવની દલીલ એમ છે કે જો અમેરિકાએ તુર્કસ્તાન સહિત ઠેર ઠેર રશિયાની તદ્દન આસપાસ ન્યૂક્લીઅર મથકો ઊભાં કર્યાં હોય તો અમેરિકાની આજુબાજુ પણ રશિયા ન્યૂક્લીઅર શસ્ત્રોનાં મથક કેમ ન ઊભાં કરે!

### અમેરિકન ઘેરો

અમેરિકાએ અને ખાસ કરીને પ્રમુખ કેનેડીએ આવી પરિસ્થિતિનો સ્પષ્ટ મુકાબલો કરવાનું ઠરાવ્યું. સાચુંખોટું અને દુનિયાની મરજીનામરજી એ બધાનો ઝાઝો વિચાર કર્યા વિના કેનેડીએ સીધું જાહેર કર્યું કે રશિયન ન્યૂક્લીઅર શસ્ત્રો લઈ જતાં રશિયન વહાણોને અમેરિકા જરૂર પડ્યે બળથી રોકશે, પછી જે પરિણામ આવવાનું હોય તે આવે! અમેરિકાએ દરિયામાં

* (તા. ૨૬ નવેમ્બર: હવે થાળે પડી છે એમ જણાય છે (સંપાદક.)

ઉતરે તો લોકો માતૃભાષા દ્વારા જ ઉત્તમ અભિવ્યક્તિ સાધી શકે એમ હું માનું છું, તેથી જ આ વિનંતી કરું છું. આપણી ભાષા સર્વ આધુનિક વિચારોનું સમૃદ્ધ અને કાર્યક્ષમ વાહન બની શકે એ જોવાની જવાબદારી તમારી છે. કોઈ પણ ભાષા અન્ય ભાષાઓનો સંપર્ક અને પરિચય સાધીને જ સમૃદ્ધ થઈ શકે. આપણી ભાષાઓમાં પારકી ભાષાઓના શબ્દો સ્વીકારાય એમાં સંકોચનું કશું કારણ નથી. ભૂતકાળમાં આપણે દ્રાવિડી ભાષાઓના, ફારસી અને અરબીના તથા પોર્ટુગીઝના પણ ઘણા શબ્દો લીધા છે. વિચારોની સ્પષ્ટતા માટે પરદેશી શબ્દો ઉછીના લેવાની જરૂર પડે તો તે લેવા જોઈએ. આ પ્રક્રિયા ભાષાને સમૃદ્ધ કરે છે.

છેલ્લાં દોઢસો વર્ષોમાં આપણા સાહિત્ય ઉપર અંગ્રેજીનો ભારે પ્રભાવ પડ્યો છે. એ જ રીતે અંગ્રેજી સાહિત્ય ઉપર ફ્રેન્ચ અને જર્મન સાહિત્યની મોટી અસર થયેલી છે બીજી ભાષાઓના અભ્યાસની અવગણના કરવામાં આવે તો એ વસ્તુ આપણા ભાષા-સાહિત્યના દારિદ્ર્યમાં પરિણમે. એકએ મહત્ત્વની યુરોપીય ભાષાઓના જ્ઞાન ઉપરાંત કેટલીક ભારતીય ભાગની—ભાષાઓના પણ આપણે અભ્યાસ કરવો જોઈએ. વિવિધ યુરોપીય ભાષાઓના સાહિત્યનો અરસપરસ કેવો પ્રભાવ પડ્યો છે તે સાહિત્યના અભ્યાસીઓ તરીકે તમને સુવિદિત છે. યુરોપીય જીવન-દષ્ટિનું એ ભાષાઓ આવિષ્કરણ છે, જે દષ્ટિ એશિયાની —અને યુનાઇટેડ સ્ટેટ્સની પણ—જીવનદષ્ટિથી ભિન્ન છે.

મને ખાતરી છે કે આપણી વિવિધ પ્રાદેશિક ભાષાઓના સાહિત્યનો પારસ્પરિક સંબંધ અને પ્રભાવ આ દેશની ભાવાત્મક અને સાંસ્કૃતિક એકતાને દૃઢ બનાવશે.

આપણે ભારે કસોટીના કાળમાંથી પસાર થઈ રહ્યા છીએ. ચિંતકો અને લેખકોએ સમકાલીન જીવન ઉપર ઊંડી અસર કરી હોય એવું દરેક યુગમાં બન્યું છે. હું આશા રાખું છું કે તમારું શિક્ષણ અને સર્જન આપણા ઇતિહાસ ઉપર ઊંડો પ્રભાવ પાડશે અને જે બૌદ્ધિક ઉત્કર્ષ આપણે ભૂતકાળમાં સિદ્ધ કર્યો હતો, એને પુનર્જીવિત કરવામાં કીમતી ફાળો આપશે. હું ફરી વાર તમારા સર્વનું હાર્દિક સ્વાગત કરું છું અને તમારી ચર્ચા-વિચારણાને પૂરી સફળતા ઇચ્છું છું.

# ક્યૂબાની કટોકટી | પુરુષોત્તમ ગ. માવલંકર

ઘર આગણે દુશ્મન પેઠો હોય અને દગાબાજ આક્રમણ એણે શરૂ કર્યું હોય ત્યારે આપણે ભારતવાસીઓ વિશ્વકટોકટીની વધુ ભયંકર શક્યતાઓ વિષે પ્રમાણમાં ઓછી પંચાત કરીએ એ સાવ સ્વાભાવિક છે. ઘર સળગ્યું હોય ત્યાં બહારની દુનિયા સળગશે એ બીકે ઘર તરફ દુર્લક્ષ કરનાર મૂર્ખ અને કૃત્રિમ જ કહેવાય. પણ વિશ્વનું સદ્‌ભાગ્ય છે કે ક્યૂબામાંની કટોકટી કાંઈક થંભી ગઈ છે; જો કે એ કોઈ પણ અર્થમાં થાળે તો નથી જ પડી!*

ક્યૂબાની કટોકટી આજની નથી. ક્યૂબા લેટિન અમેરિકામાંનું એકમાત્ર સાર્વભૌમ રાજ્ય છે જ્યાં અમેરિકા-વિરોધી વાતાવરણ ઉગ્રપણે સક્રિય છે. ક્યૂબાના વડાપ્રધાન કેસ્ટ્રો જહાલ મનોવૃત્તિના રાષ્ટ્રવાદી છે અને એમાંથી જ એમનો આજનો સામ્યવાદ તરફી પક્ષપાત મોટે ભાગે પેદા થયો છે. લેટિન અમેરિકામાં લગભગ બે ડઝન જેટલાં સાર્વભૌમ રાજ્યો છે. તેમાં અમેરિકા તરફ મૈત્રીનું વાતાવરણ ખાસ હજી જામ્યું નથી એ દુઃખદ હકીકત છે. કેનેડીતંત્ર ગયા વર્ષની ૧૭મી ઑગસ્ટે સ્થાપેલ 'ધિ એલાયન્સ ફોર પ્રોગ્રેસ' સંસ્થા લેટિન અમેરિકામાં રાજકીય લોકશાહી અને આર્થિક વિકાસ સ્થાપવા માટેના અમેરિકન પુરુષાર્થની પારાશીમાં પહેલી પૂણી જેવી છે એટલે ક્યૂબામાં કેસ્ટ્રોની લશ્કરી સરમુખત્યારી તથા સામ્યવાદી આપખુદી હાલ તુરત તો પૂરજોશમાં છે.

## ક્યુબા પ્રત્યે ભય અને નફરત

અમેરિકનોને ક્યૂબા માટે તેથી જ ઘણી નફરત થઈ છે. પોતાના ખંડ ઉપર સામ્યવાદી વર્ચસ્વ શરૂ થાય એ એમને પસંદ નથી. અમેરિકન કિનારાથી સો માઈલની અંદર આવેલ ક્યૂબન પ્રદેશના કિનારા પર સામ્યવાદી લશ્કરો હોય એટલે અમેરિકનોને અને કેનેડીતંત્રને નિરાંતે ઊંઘ ન આવે એ પણ સમજી શકાય તેવું છે. આવી બીક અને ભીતિમાંથી જ ગયા વર્ષે અમેરિકાએ ક્યૂબા ઉપર સીધું કે આડકતરું આક્રમણ કરેલું અને એ માટે પ્રમુખ કેનેડીએ દુનિયાની ખફામરજી વહોરી લીધેલી. ક્યૂબાનું એ કલંક ધોતાં ધોતાં કેનેડીતંત્ર હતાશ અને હતપ્રાણ થયું.

દરમિયાન, સોવિયેટ રશિયાએ પોતાની ચતુરાઈભરી રાજનીતિ અને દેખીતી આક્રમક વૃત્તિ આગળ વધારી. ક્યૂબાને લશ્કરી શસ્ત્રસરંજામ રશિયાએ પૂરો પાડયો. રશિયન ટેકનિશિયનો અને અન્ય નિષ્ણાતો ક્યૂબામાં એકઠા થવા લાગ્યા. પણ વાત આટલેથી ન અટકી. રશિયાએ વધુ આક્રમક વલણ અખત્યાર કરીને ક્યૂબામાં મિસાઈલ થાણાં બાંધવાનું શરૂ કર્યું. જો અમેરિકા સાથે ન્યુક્લીઅર યુદ્ધ થયું તો યુરોપમાંથી ઊડવાને બદલે અમેરિકાની ખૂબ નજીકથી ઊડવાની ગણતરીને વ્યવસ્થા કરી. ખ્રુશ્ચોવની દલીલ એમ છે કે જો અમેરિકાએ તુર્કસ્તાન સહિત ઠેર ઠેર રશિયાની તદ્દન આસપાસ ન્યૂક્લીઅર મથકો ઊભાં કર્યાં હોય તો અમેરિકાની આજુબાજુ પણ રશિયા ન્યૂક્લીઅર શસ્ત્રોનાં મથક કેમ ન ઊભાં કરે?

## અમેરિકન ઘેરો

અમેરિકાએ અને ખાસ કરીને પ્રમુખ કેનેડીએ આવી પરિસ્થિતિનો સ્પષ્ટ મુકાબલો કરવાનું ઠરાવ્યું. સાચુંખોટું અને દુનિયાની મરજીનામરજી એ બધાનો ઝાઝો વિચાર કર્યા વિના કેનેડીએ સીધું જાહેર કર્યું કે રશિયન ન્યૂક્લીઅર શસ્ત્રો લઈ જતાં રશિયન વહાણોને અમેરિકા જરૂર પડ્યે બળથી રોકશે, પછી જે પરિણામ આવવાનું હોય તે આવે! અમેરિકાએ દરિયામાં

* [તા. ૨૬ નવેમ્બર: હવે થાળે પડી છે એમ જણાય છે (સંપાદક.)

**સમર્પણની વાતો**
લે ધૂમકેતુ
રૂ ૧=૭૫

ગુજરાતના લબ્ધપ્રતિષ્ઠ લેખકે સામાન્ય જનસમૂહને દૃષ્ટિમાં રાખીને સરકારસિંચનની નેમથી તૈયાર કરેલી પુસ્તકમાળામાં આ ઉપયોગી ઉમેરો છે.

**વૈજયંતી ( કાવ્ય સંગ્રહ )**
લે: પૂજાલાલ
રૂ ૩=૫૦

પૂજાલાલ ગુજરાતના એક લક્ષ્યવેધી કવિ છે 'પારિજાત,' 'પાંચજન્ય,' 'ગુર્જરી' વગેરે કાવ્ય સંગ્રહો પછીના 'આ વૈજયંતી'નાં કાવ્યોમાં તેમના પ્રેરણાસ્રોત શ્રી અરવિંદ-દર્શનની ગાઢી લાલિમા વર્તાય છે

**૨૦ મી સદીના અમેરિકામાં ધર્મનું સ્થાન**
લે : હર્બર્ટ વૉલેસ સ્નાઈડર
અનુ : મનુભાઈ મહેતા
રૂ. ૫=૦૦

એક માનવીની જિંદગાની દરમ્યાન અમેરિકાની ધર્માભિરૂચીમાં કેવાં પરિવર્તનો આવ્યાં તેનું સંસ્મરણાત્મક વિહંગાવલોકન આ ગ્રંથમાં જોવા મળે છે આમ છતાં એક રાષ્ટ્રની ધાર્મિક પ્રણાલિકાઓ, સામાજિક સંસ્થાઓ તરીકેનું ધર્મસંપ્રદાયોનું સ્થાન, ધર્માનુશાસનની ફિલસૂફીના પ્રવાહો—એ બધું અહીં રજૂ થયું છે પરંતુ અંતે તો, આ વિહંગાવલોકનનું તાત્વિક સત્ત્વ તો ધર્માનુભવ પોતેજ બની રહે છે. એ દૃષ્ટિએ આ ગ્રંથ જીવંત બન્યો છે.

<u>ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય-અમદાવાદ</u>

**રક્ત દાન**
લે : કેતન મુનશી
રૂ ૩=૨૫

સ્વ શ્રી. કેતન મુનશીનો આ ઉગતે વાર્તાસંગ્રહ યુવાન લેખકના કુટુંબીજનોએ અહીં રજૂ કરી છે. શ્રી. અનંતરાય રાવળે આમુખ તરીકે 'પ્રભાત-જ્યોત' લખીને લેખની ઉદીયમાન પ્રતિભાને અંજલિ આપી છે.

**લોપામુદ્રા ( ખંડ-૧ ) ( વિશ્વરથ )**
લે: કનૈયાલાલ મુનશી
રૂ ૨=૦૦

ઋગ્વેદના પ્રસંગો અને પુરુષોની આસપાસ કાલ્પનિક કથા રચવાનો શ્રી. મુનશીનો આ એક વિશિષ્ટ પ્રયોગ ગુજરાતને જાણીતો છે મૂળ ૧૯૩૩માં એ લખાયા પછી એની બીજી આવૃત્તિ ૧૯૫૧માં થયેલી, અને હવે પુનર્મુદ્રણરૂપે તે ફરી પ્રગટ થઈ છે

**પ્રસંગ કથાઓ (ભા. ૩)**
લે-ધૂમકેતુ
રૂ. ૧=૨૫

અલ્પશિક્ષિતોને દૃષ્ટિમાં રાખીને તૈયાર કરેલી પુસ્તિકાઓની શ્રેણીમાં આ રસદાયી અને ઉપયોગી ઉમેરો છે

**દ્વિરેફની વાતો**
લે: રામનારાયણ પાઠક

ગુજરાતના એક બહુમેધા સાહિત્યકાર સ્વ પાઠકની અતિ ખ્યાતિ પામેલી 'દ્વિરેફની વાતો' રૂપી ત્રિવેણીનું આ ૨ જુ ગુચ્છ, ૩જી આવૃત્તિરૂપે, પ્રગટ થયું છે.

<u>એન. એમ ત્રિપાઠી એન્ડ કું. મુંબઈ-૨</u>

**રૂપસૃષ્ટિમાં (વિવેચન લેખોનો સંગ્રહ)**
લે : ગુલાબદાસ બ્રોકર
રૂ ૫=૫૦

શ્રી. બ્રોકર ગુજરાતી સાહિત્યના એક અગ્રણી સર્જક-વિચારક છે. અહીં તેમના ૩૭ વિવેચન, આલોચન તથા અવલોકન-લેખો ગ્રંથસ્થ થયા છે. આ ગ્રંથમાં જે કેટલાક મુખ્ય લેખો છે તેમાં ટૂંકી વાર્તા તથા રંગભૂમિ અને નાટકોના વિષયો સારી એવી છણાવટ પામ્યા છે આ ઉપરાંત 'રૂપ અને સત્યની સૃષ્ટિ', 'વિજ્ઞાન યુગમાં કલ્પનોત્થ સાહિત્યનું સ્થાન', 'સર્જનાત્મક સાહિત્યમાં આકૃતિ અને અંતરતત્ત્વ', 'સાહિત્યનું મૂલ્યાંકન અને રાજકીય

દૃષ્ટિબિંદુ', 'સાહિત્ય' સામેનું અર્વાચીન જગતનું આહ્વાન' વગેરે સર્જન-વ્યવહારને લગતા અભ્યાસી લેખો પણ છે. આ લેખોમાંના કેટલાક મૂળ અંગ્રેજીમાં લખાયેલા છે.

શ્રી. રામપ્રસાદ બક્ષી જેવા તજ્જ્ઞનો પ્રવેશક આ ગ્રંથને વધુ મૂલ્યવાન બનાવે છે.

(આ ગ્રંથની 'આલોચના' હવે પછી કરવાની ખ્વાહેશ સાથે આ ટૂંકો પરિચય આપી દીધો છે.)

**મહેરામણ**

ચન્દ્રકાન્ત ટોપીવાળા

રૂ. ૨=૦૦

પોરબંદરની કૉલેજના ગુજરાતીના પ્રાધ્યાપક શ્રી. ટોપીવાળાના આ કાવ્યસંગ્રહમાં ૧૯૫૭ થી ૬૨ સુધી લખાયેલાં ૯૪ કાવ્ય-ગીતો છે.

**બાળગોવિંદ કુબેરદાસની કું.-અમદાવાદ**

**શ્રમનો પ્રસાદ**

લે : બબલભાઈ મહેતા

રૂ. ૧=૫૦

ગુજરાત નઈ તાલિમ સંઘ, મઢી તરફથી લોકોપયોગી ગ્રંથમાળાનું આ ૬ઠ્ઠું પુષ્પ છે.

આ પુસ્તિકાના આદિ વચનમાં ગુજરાતના વિદ્યમાન ગ્રામ સેવકોના ગુરુસમા શ્રી. જુગતરામભાઈ દવે કહે છે કે-શ્રી. બબલભાઈની શ્રમનિષ્ઠા, ભક્તિમધુ હૃદય, દૃષ્ટિ અને તેમની સેવક-શિક્ષકની વૃત્તિમાંથી જ માનવધર્મનું રસાયણ આ પ્રસંગોમાં પ્રગટ થયું છે. આ પુસ્તક ઘણાઘણાનાં જીવનમાં પ્રેરકબળ નીવડશે ××× અમે પણ એ જ અભિલાષા સેવીએ છીએ.

**અમારું થામણા**

સંપાદક : આદિત્યભાઈ હિમાભાઈ પટેલ

રૂ. ૧=૦૦

શ્રી બબલભાઈએ પોતાના બામનકર્મઠ જીવનનાં કેટલાક ઉત્તમમાં ઉત્તમ વરસો 'થામણા'ને ચરણે સમર્પ્યાં અને એમાંથી જે અનન્ય ઘટાદાર વડલો સરજાયો એની આખી વાત આ પુસ્તિકામાં રજૂ કરીને ગુજરાતના ગાંધીયુગી ગ્રામજીવનની એક મૌલિક તેજસ્વી ઘડતરકથા અહીં પ્રગટ કરી છે. આ પુસ્તિકામાં ગામના જાહેર હિસાબો અને અહેવાલો પ્રજા સમક્ષ રજૂ થવા જોઈએ એનો ખ્યાલ પણ પ્રગટ થયો છે. અને આવી પરંપરા ઊભી થાય એવી અભિલાષા પણ સેવવામાં આવી છે.

**શિક્ષણ સોપાન (પુસ્તક ૨ જું)**

ડૉ. મધુરીબેન શાહ

શ્રી. પ્રફુલચંદ્ર શાહ

રૂ ૩=૦૦

"શાળાઓના વહીવટના આધુનિકતત્ત્વથી શિક્ષણાર્થીઓને સામાન્ય રીતે વાકેફ કરવા કે જેથી કેળવણીને વિસ્તારવાની યોજનાઓમા તેઓ પોતાનો ભાગ અસરકારક રીતે ભજવી શકે—"

આ હેતુને લક્ષમાં રાખી બુનિયાદી શાળાનું સંચાલન, બુનિયાદી શાળામાં ઉદ્યોગ, દૈનિક પ્રવૃત્તિઓ, સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ, અભ્યાસ ક્રમની ફાળવણી, શાળાની સફાઈ, સ્વચ્છતા અને આરોગ્ય, શાળામાં સ્વશાસન, શાળામા શિસ્ત, મૂલ્યાંકનની પદ્ધતિ, પ્રાથમિક કેળવણીનો વહીવટ, ફરજીયાત પ્રાથમિક કેળવણીનું સંચાલન, એક શિક્ષકવાળી શાળાનું સંચાલન, ખાનગી પ્રાથમિક શાળાઓ અને સમાજ શિક્ષણવર્ગો અને ગ્રામવાચનાલયો—એમ ૧૪ પ્રકરણો તથા જરૂરી પરિશિષ્ટોથી સમૃદ્ધ આ પુસ્તક, એના પ્રથમ ભાગની જેમ, ઉપયોગી થશે.

**પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ-મુંબઈ**

**ક્રિકેટ રમવાની કળા (૮૪)**

લે: માધવ મંત્રી

**ઘરની સજાવટ (૮૫)**

લે : સૌદામિની મહેતા

**કૉમનવેલ્થ શું છે? (૮૬)**

લે : નગીનદાસ સંઘવી

(દરેક ૫૦ નયા પૈસા)

દર મહિને બે પુસ્તિકા પ્રગટ કરવાની પ્રતિજ્ઞાને તંત તંત પાર પાડનારી આ પ્રકાશન સંસ્થાએ ગુજરાતના નાગરિકોના સર્વદેશીય વિકાસ માટે એક

## સમર્પણની વાતો

લે· ધૂમકેતુ

રૂ. ૧=૭૫

ગુજરાતના લબ્ધપ્રતિષ્ઠ લેખકે સામાન્ય જન-સમૂહને દૃષ્ટિમાં રાખીને સરકારચિંતનની નેમથી તૈયાર કરેલી પુસ્તકમાળામાં આ ઉપયોગી ઉમેરો છે.

## વૈજયંતી (કાવ્ય સંગ્રહ)

લે: પૂજાલાલ

રૂ. ૩=૫૦

પૂજાલાલ ગુજરાતના એક લક્ષ્યવેધી કવિ છે. 'પારિજાત,' 'પાંચજન્ય,' 'ગુર્જરી' વગેરે કાવ્ય સંગ્રહો પછીના 'આ વૈજયંતી'ના કાવ્યોમાં તેમના પ્રેરણાસ્રોત શ્રી. અરવિંદ-દર્શનની ગાઢી લાલિમા વરતાય છે.

## ૨૦ મી સદીના અમેરિકામાં ધર્મનું સ્થાન

લે : હર્બર્ટ વૉલેસ શ્નાઈડર

અનુ : મનુભાઈ મહેતા

રૂ. ૫=૦૦

એક માનવીની જિંદગાની દરમ્યાન અમેરિકાની ધર્મભૂમિકામાં કેવાં પરિવર્તનો આવ્યાં તેનું સસ્મરણાત્મક વિહંગાવલોકન આ ગ્રંથમાં જોવા મળે છે આમ, છતાં એક રાષ્ટ્રની ધાર્મિક પ્રણાલિકાઓ, સામાજિક સંસ્થાઓ તરીકેનું ધર્મસંપ્રદાયોનુ સ્થાન, ધર્માનુશાસનની ફિલસૂફીના પ્રવાહો—એ બધું અહીં રજૂ થયુ છે. પરંતુ અંતે તો, આ વિહંગાવલોકનનું તાત્વિક સત્ત્વ તો ધર્માનુભવ પોતેજ બની રહે છે. એ દૃષ્ટિએ આ ગ્રંથ જીવંત બન્યો છે.

### ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય-અમદાવાદ

## રક્ત દાન

લે : કેતન મુનશી

રૂ. ૩=૨૫

સ્વ. શ્રી. કેતન મુનશીનો આ ત્રીજો વાર્તાસંગ્રહ છે. ગુજરાતના આ એક આશાસ્પદ યુવાન લેખકના આકસ્મિત અવસાન પછી તેમનાં કુટુંબીજનોએ ગ્રંથસ્થ નહિ થયેલી ૧૯ વાર્તાઓ અહીં રજૂ કરી છે. શ્રી. અનંતરાય રાવળે આમુખ તરીકે 'અમર-જ્યોત' લખીને લેખકની ઉદીયમાન પ્રતિભાને અંજલિ આપી છે.

## લોપામુદ્રા (ખંડ-૧) (વિશ્વરથ)

લે: કનૈયાલાલ મુનશી

રૂ. ૨=૦૦

ઋગ્વેદના પ્રસંગો અને પુરુષોની આસપાસ કાલ્પનિક કથા રચવાનો શ્રી. મુનશીનો આ એક વિરલ પ્રયોગ ગુજરાતને જાણીતો છે. મૂળ ૧૯૩૩માં એ લખાયા પછી એની બીજી આવૃત્તિ ૧૯૫૧માં થયેલી; અને હવે પુનર્મુદ્રણરૂપે તે ફરી પ્રગટ થઈ છે.

## પ્રસંગ કથાઓ (ભા. ૩)

લે.-ધૂમકેતુ

રૂ. ૧=૨૫

અલ્પશિક્ષિતોને દૃષ્ટિમાં રાખીને તૈયાર કરેલી પુસ્તિકાઓની શ્રેણીમાં આ રસદાયી અને ઉપયોગી ઉમેરો છે.

## દ્વિરેફની વાતો

લે: રામનારાયણ પાઠક

ગુજરાતના એક બહુમેધા સાહિત્યકાર સ્વ. પાઠકની અતિ ખ્યાતિ પામેલી 'દ્વિરેફની વાતો' રૂપી ત્રિવેણીનું આ ૨ જું પુસ્ત, ૩જી આવૃત્તિરૂપે, પ્રગટ થયું છે.

### એન. એમ ત્રિપાઠી એન્ડ કું. મુંબઈ-૨

## રૂપસૃષ્ટિમાં (વિવેચન લેખોનો સંગ્રહ)

લે : ગુલાબદાસ બ્રોકર

રૂ. ૫=૫૦

શ્રી. બ્રોકર ગુજરાતી સાહિત્યના એક અગ્રણી સર્જક-વિચારક છે. અહીં તેમના ૩૭ વિવેચન, આલોચન તથા અવલોકન-લેખો ગ્રંથસ્થ થયા છે. આ ગ્રંથમાં જે કેટલાક મુખ્ય લેખો છે તેમાં ટૂંકી વાર્તા તથા રંગભૂમિ અને નાટકોના વિષયો સારી એવી છણાવટ પામ્યા છે. આ ઉપરાંત 'રૂપ અને સત્યની સૃષ્ટિ', 'વિજ્ઞાન યુગમાં કલ્પનોત્થ સાહિત્યનું સ્થાન', 'સર્જનાત્મક સાહિત્યમાં આકૃતિ અને અંતસ્તત્ત્વ', 'સાહિત્યનું મૂલ્યાંકન અને રાજકીય

દર્શિકુ', 'સાહિત્ય સામેનું અર્વાચીન જગતનું આહ્વાન' વગેરે સર્જન–વ્યવહારને લગતા અભ્યાસી લેખો પણ છે. આ લેખોમાંના કેટલાક મૂળ અંગ્રેજીમાં લખાયેલા છે.

શ્રી. રામપ્રસાદ બક્ષી જેવા તજ્જ્ઞનો પ્રવેશક આ ગ્રંથને વધુ મૂલ્યવાન બનાવે છે.

(આ ગ્રંથની 'આલોચના' હવે પછી કરવાની ખ્વાહેશ સાથે આ ટૂંકો પરિચય આપી દીધો છે.)

**મહેરામણ**

ચન્દ્રકાન્ત ટોપીવાળા

રૂ. ૨=૦૦

પોરબંદરની કૉલેજના ગુજરાતીના પ્રાધ્યાપક શ્રી. ટોપીવાળાના આ કાવ્યસંગ્રહમાં ૧૯૫૭ થી ૬૨ સુધી લખાયેલાં ૯૪ કાવ્ય–ગીતો છે.

## બાળગોવિંદ કુબેરદાસની કું.–અમદાવાદ

**શ્રમનો પ્રસાદ**

લે : બબલભાઈ મહેતા

રૂ. ૧=૫૦

ગુજરાત નઈ તાલિમ સંઘ, મઢી તરફથી લોકોપયોગી ગ્રંથમાળાનું આ ૬ઠ્ઠું પુષ્પ છે.

આ પુસ્તિકાના આદિવચનમાં ગુજરાતના વિદ્યમાન ગ્રામ સેવકોના ગુરુસમા શ્રી. જુગતરામભાઈ દવે કહે છે કે–શ્રી. બબલભાઈની શ્રમનિષ્ઠા, ભક્તિભર્યું હૃદય, દૃષ્ટિ અને તેમની સેવક–શિક્ષકની વૃત્તિમાંથી જ માનવધર્મનું રસાયણ આ પ્રસંગોમાં પ્રગટ થયું છે. આ પુસ્તક ઘણાઘણાનાં જીવનમાં પ્રેરકબળ નીવડશે ××× અમે પણ એ જ અભિલાષા સેવીએ છીએ.

**અમારું ગામડું**

સંપાદક : આદિત્યભાઈ હિમાભાઈ પટેલ

રૂ. ૧=૦૦

શ્રી બબલભાઈએ પોતાના જાગનકર્મઠ જીવનનાં કેટલાંક ઉત્તમમાં ઉત્તમ વરસો 'ગામડું'ને ચરણે સમર્પ્યાં અને એમાંથી જે અનન્ય ઘાટદાર વડલો સરજાયો એની આખી વાત આ પુસ્તિકામાં રજૂ કરીને ગુજરાતના ગાંધીયુગી ગ્રામજીવનની એક મૌલિક તેજસ્વી ઘટનાકથા અહીં પ્રગટ કરી છે. આ પુસ્તિકામાં ગામના જાહેર હિસાબો અને અહેવાલો પ્રજા સમક્ષ રજૂ થવા જોઈએ એનો ખ્યાલ પણ પ્રગટ થયો છે. અને આવી પરંપરા ઊભી થાય એવી અભિલાષા પણ સેવવામાં આવી છે.

**શિક્ષણ સોપાન (પુસ્તક ૨ જું)**

ડૉ. મધુરીબેન શાહ

શ્રી. બકુલચંદ્ર શાહ

રૂ. ૩=૦૦

"શાળાઓના વહીવટના આધુનિકતંત્રથી શિક્ષણાર્થીઓને સામાન્ય રીતે વાકેફ કરવા કે જેથી કેળવણીને વિસ્તારવાની યોજનાઓમાં તેઓ પોતાનો ભાગ અસરકારક રીતે ભજવી શકે—"

આ હેતુને લક્ષમાં રાખી બુનિયાદી શાળાનું સંચાલન, બુનિયાદી શાળામાં ઉદ્યોગ, દૈનિક પ્રવૃત્તિઓ, સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ, અભ્યાસ ક્રમની ફાળવણી, શાળાની સફાઈ, સ્વચ્છતા અને આરોગ્ય, શાળામાં સ્વશાસન, શાળામાં શિસ્ત મૂલ્યાંકનની પદ્ધતિ, પ્રાથમિક કેળવણીનો વહીવટ, ફરજીયાત પ્રાથમિક કેળવણીનું સંચાલન, એક શિક્ષકવાળી શાળાનું સંચાલન, ખાનગી પ્રાથમિક શાળાઓ અને સમાજ શિક્ષણવર્ગો અને ગ્રામવાંચનાલયો—એમ ૧૪ પ્રકરણો તથા જરૂરી પરિશિષ્ટોથી સમૃદ્ધ આ પુસ્તક, એના પ્રથમ ભાગની જેમ, ઉપયોગી થશે.

## પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ–મુંબઈ

**ક્રિકેટ રમવાની કળા (૮૪)**

લે: માધવ મંત્રી

**ઘરની રાજવાટ (૮૫)**

લે : સૌદામિની મહેતા

**કૉમનવેલ્થ શું છે? (૮૬)**

લે : નગીનદાસ સંઘવી

(દરેક ૫૦ નયા પૈસા)

દર મહિને બે પુસ્તિકા પ્રગટ કરવાની પ્રતિજ્ઞાને તંત તંત પાર પાડનારી આ પ્રકાશન સંસ્થાએ ગુજરાતના નાગરિકોના સર્વદેશીય વિકાસ માટે એક

# નાની બચત યોજના




ટીપે ટીપે સરોવર ભરાય, કાંકરે કાંકરે પાળ બંધાય

# ભારત પર ચીની આક્રમણ

## ૧

## પ્રથમ આઘાત અને કૃતનિશ્ચયતા

### દગાખોર હુમલો

**ભારત**-ચીન વચ્ચેના સરહદી ઝઘડાને નામે જુઠ્ઠા નકશાઓ અને બનાવટી વાટાઘાટોનો આશરો લઈ, ભારતને ધોખામાં નાખી, ચીને ૧૨૦૦૦ ચો. મા.નો ભારતનો પ્રદેશ પચાવી લીધો. તે પછી, ભારત અને ચીન જેવા એશિયાના બે મહાદેશો વચ્ચેની અથડામણે સારા વિશ્વને માથે ભયંકર યુદ્ધની આગ પેટાવી દીધી છે. ભારતે આરંભથી જ આની સતત ચિંતા સેવી, શાંતિમય વાટાઘાટો અને સમજાવટની નીતિ ચાલુ રાખી હતી. અને લાંબા સમયના 'જૈસે થે'ના ગાળા પછી, ફરી પાછી વાટાઘાટો શરૂ થવાની આશા દેખાઈ રહી હતી—બલ્કે ચીન તરફથી એવો દેખાવ થઈ રહ્યો હતો ત્યારે જ, ચીને ભારતને ખૂનખાર યુદ્ધમાં ઘસડ્યું છે.

**સવાલ હવે કેવળ સરહદના ઝઘડાનો રહ્યો નથી. સવાલ હવે ભારતની સ્વાધીનતા અને અસ્તિત્વની રક્ષાનો બની ગયો છે.**

એક વાત સ્પષ્ટ છે કે ભારતે યુદ્ધ માગ્યું નથી કે વાંછ્યું નથી; યુદ્ધને ટાળવા થાય તેટલા પ્રયાસો સતત કર્યા છે. અને હજી એ આદર્શ વિસાર્યો નથી. તેમ છતાં, યુદ્ધ માથે ઠોકાયું છે અને સ્વધર્મ બનીને ઊભું છે ત્યારે ભારત દુનિયાના કોઈ પણ સ્વાધીન-ગૌરવશીલ રાષ્ટ્રને છાજતી રીતે લડી લેશે એ વિશે પણ શંકાને સ્થાન નથી.

### મા ભોમને કાજે

ભારતની સરકાર અને સમસ્ત પ્રજા ચોંકીને જાગી ગઈ છે. ચીની દગાખોરી અને બેઈમાનીએ ભારતને પોતાની ઢીલી અને અસ્તવ્યસ્ત હાલત બહાર આવવા સારો એવો આઘાત આપ્યો છે.

પં. નેહરુએ પરિસ્થિતિની ગંભીરતા પારખી તા. ૨૨ મી ઓક્ટોબરની રાતે, સમસ્ત રાષ્ટ્ર સંદેશો જાહેર કરીને ભારતની પ્રજાને તમામ વિવાદ વિખવાદ ભૂલી જઈ ચીની હુમલાખોરો સા યુદ્ધમાં એકદેહ બની ઊભા રહી જવાની હાકલ છે અને સરકારના સંરક્ષણ કાર્યમાં બધી રીતે, વ વધુ રીતે, પોતાનો ફાળો આપવા એલાન કર્યું છે

લશ્કરમાં ભરતી થવા, કારખાનાં અને ખેત ઉત્પાદન વધારવા, નાણાં અને સોનાથી સંરક્ષણ ફં ઝોળી ભરી દેવા, . હડતાળો અને વિરોધી મોરચ બંધ કરી દેવા અને કશી ગેરવાજબી ગભરામ પડ્યા વિના તથા યુદ્ધને નામે ચીજવસ્તુના ( વધારી ન દેવા પં. નેહરુએ આદેશ કર્યો છે.

અને ભારતની પ્રજાએ પં. નેહરુના આ આદે શિસ્ત અને ઉત્સાહથી માથે ચઢાવી લીધો છે લશ્ ભરતી માટે પડાપડી થઈ રહી છે અને નાણાં ( સોનું ચાંદી અને ઘરેણાં તથા કીમતી વસ્તુએ ફંડની ઝોળી ઊભરાઈ રહી છે. સરકારી બોન્ડ : પણ એવો જ ઉત્સાહ પ્રગટ્યો છે. અને તમામ રા દ્વારી પક્ષોએ પં. નેહરુની હાકલને અનુસરી દેશ સ્વાધીનતાની રક્ષા માટે તમામ ત્યાગ અને કુરબાનીઓ રાહ અપનાવવા પોતાની અનુમતિ પ્રગટ કરી છે ર આંતરિક વિખવાદો બાજુ પર મૂકી દીધા છે.

એટલું જ નહિ પણ આવી રહેલી ગં પરિસ્થિતિનો અંદાજ લઈ ભારતના રાષ્ટ્રપતિ ર

રાધાકૃષ્ણને તા ૨૬મીએ કટોકટીની પરિસ્થિતિ જાહેર કરતો સંરક્ષણ વટહુકમ પ્રગટ કરી દીધો છે અને રાષ્ટ્રીય ધોરણે સલાહ માટે સંરક્ષણ સમિતિ નીમવાનો તથા જુવાનોને લશ્કરી તાલીમ આપવાનો ઇરાદો પણ પ્રગટ કર્યો છે

દરેક રાજ્યની અંદર પણ પ્રજાકીય ધોરણે સંરક્ષણ સમિતિઓ રચાઈ રહી છે અને રાજ્યોએ કરકસર કરીનેય કેન્દ્રના ફાળામાં મોટી રકમો આપવાની હરીફાઈ આરંભી દીધી છે

(અલબત્ત હજી આ જુવાળ આ આંદોલન શહેરો સુધી જ સીમિત છે તેને ગામડે ગામડે વ્યાપક બનાવવું બાકી છે).

**પરંતુ સૌથી વિશેષ ધન્ય છે ભારતના એ જવાનોને (સૈનિકોને) કે જેમણે અપરંપાર મુશ્કેલીઓ છતાં પોતાનાથી દસપંદર ગણી દુશ્મન ફોજ સામે ભારે વીરતા અને કાર્યકુશળતાથી જંગ ખેલીને અરુણાચલમાં જ તો ચીની ધાડાઓને આગળ વધતાં રોકી લીધાં છે સલામ છે-ભારતના એ જવાનોને—એ ૨૫૦૦ શહીદોને કે જેમણે ભારતની ઇજ્જતની અને આઝાદીની રક્ષા અર્થે પોતાના પ્રાણ રણભૂમિ પર ન્યોચ્છાવરી દીધા છે**

## સાવધાન સરકાર

સૌથી મહત્ત્વની વાત એ છે કે ચીને હુમલો કર્યા પછી અને નવા હુમલાની તૈયારી કરતાં કરતાં, સમાધાનની ત્રણ શરતોને નામે જે દાવ ખેલ્યો છે તેને ભારત સરકારે 'છેતરપિંડી' કહી ધુત્કારી કાઢયો છે

ચીનની સમાધાનની શરતનું રહસ્ય એ છે કે આજ સુધીમાં તેણે જેટલા પ્રદેશ દબાવ્યા છે તે હાલ તેની પાસે રહે અને પછી સરહદોની બાબત વાટાઘાટો શરૂ કરવી

ભારત પોતે હજી શાંતિમય વાટાઘાટો માટે તૈયાર છે તેની શાંતિ-સહઅસ્તિત્વની નીતિ હજી કાયમ છે એમ જાહેર કરીને એ વાત તેણે સ્પષ્ટ કહી નાખી છે કે તા ૮ મી સપ્ટેમ્બર પહેલાં જ્યાં હતાં ત્યાં પાછા ચાલ્યા જાઓ પછી જ વાટાઘાટો શક્ય બનશે

**ટૂંકમાં — હવે દુશ્મનને ભારતની ધરતી પરથી ધકેલી કાઢવાનો એકમાત્ર રાહ ભારત માટે રહ્યો છે અને ભારતે ત્યાગ અને કુરબાની પૂર્વક તે પાર પાડવાની પ્રતિજ્ઞા લીધી છે.**

**૨**

# મુસજ્જ સરમુખત્યારશાહી સામે સ્વસ્થ લોકશાહીનો મુકાબલો

**ચીનના** આક્રમણથી ભારતની આંતરિક પરિસ્થિતિમાં અસાધારણ પલટો આવ્યો છે—

એક બાજુ ભારતની આખી પ્રજા ધર્મ, કોમ ભાષા પ્રદેશ અને ઘણે અંશે રાજકારી પક્ષોના ભેદો ભૂલીને મા ભોમની રક્ષા માટે ઊછળી રહી છે આમ ભાવાત્મક એકતા પેદા કરવા માટે આપણે આટઆટલાં વરસો થયાં માથાં પછાડતાં હતાં તે ભારતની સ્વાધીનતા એને હયાતી જ જોખમાતાં કેમ જાણે એક રાતમાં જાદુઈ રીતે જન્મી ચૂકી છે। અને આમાં કંઈ આશ્ચર્ય પામવા જેવું પણ નથી ભારતના પોતાના આંતરિક ઘર્ષણો અને ઝઘડાઓ ગમે તેટલા હોય અને ભારતની પ્રજાને પોતાના આજ સુધીના વિકાસ અને રાજવહીવટ અંગે ગમે તેટલો અસંતોષ હોય તોપણ ભારતની પ્રજા સ્વાધીનતાનું મૂલ્ય સમજે છે અને એની રક્ષા માટે તમામ કુરબાનીઓ હસતે મોંએ કરી દેવામાં તે પાછી પાની નહિ જ કરે એવો વિશ્વાસ આપણા રાષ્ટ્રપતિ શ્રી રાધાકૃષ્ણને, વડા પ્રધાન શ્રી નેહરુએ તથા દેશના સર્વ અગ્રણી નેતાઓએ પ્રગટ કર્યો છે તે યોગ્ય જ છે

આમ છતાં, હજી તો 'પાશેરામાં પહેલી પૂણી' છે—એ વાત આપણે યાદ રાખવી જોઈએ આજે જે

---

*ફરી પાછો, આનાથીય વધુ ખંધો સમાધાનને પેંતરો તા ૨૨મી એ પ્રગટ થયો છે આ 'એકપક્ષી યુદ્ધ તહકૂબી'ની પાછળની રમત પણ ભારતને ૭મી નવેમ્બર ૧૯૫૯ની એની એ શરતો ઉપર ઘસડવાની છે—જેનો ભારતે યોગ્ય રીતે ઇન્કાર કર્યો છે

ઉત્સાહનો જુવાળ ઊછળ્યો છે તે તદ્દન સાચો અને સ્વાભાવિક હોવા છતાં દેશ ઉપરની આફતને હઠાવવા ઉત્સાહ માત્ર બસ નથી.

## ચીનની સુસજ્જતા

આપણે એ વાત ભૂલવી ન જોઈએ કે જે દુશ્મને આપણને યુદ્ધમાં ઘસડયા છે એ દુશ્મન આપણા કરતાં અનેક રીતે સજ્જ છે.

૧. ચીન સંખ્યાદૃષ્ટિએ આપણાથી દોઢાથીય વધુ બળિયો છે (ચીનની વસ્તી ૬૫ કરોડ, ભારતની ૪૩ કરોડ)

૨. ચીનનો ઇતિહાસ આક્રમણખોર વિસ્તારવાદી રહ્યો છે, ભારતનો શાંતિ અને જ્ઞાનના વિસ્તારનો.

૩. આજની સામ્યવાદી સત્તા આવતા પૂર્વે ચીને ૨૩ વર્ષના આંતરવિગ્રહનો અનુભવ લીધો છે અને તે રીતે તેનું લશ્કર અને તેની પ્રજા હિંસક વિગ્રહમાં ટેવાયેલી છે. ભારતે તેનું સ્વરાજ શાંતિમય માર્ગે હાંસલ કર્યું છે.

૪. ચીનમાં સામ્યવાદ સ્થપાયા પછી તેણે કોરિયામાં ખેલેલા યુદ્ધને કારણે તેને કઠોર યુદ્ધોનો પણ લાંબો અનુભવ છે. ભારતે સૌની સાથે શાંતિમય સંબંધ જાળવીને આવા કોઈ યુદ્ધની તાલીમ હાંસલ કરી નથી.

૫. ચીની સૈન્ય—દુનિયાનું એક જંગી સૈન્ય ચીન પાસે છે.* અને તેને રશિયા તરફથી ઊંચી કક્ષાનાં જથ્થાબંધ યુદ્ધ સાધનો—શસ્ત્રો, આગલાં વર્ષો દરમ્યાન આપવામાં આવેલાં છે.

૬. ચીને ભારત સાથે મૈત્રીના સંબંધોનો ડોળ કરીને તે જ વરસો દરમ્યાન, તિબેટને પોતાના નિષ્ઠુર પંજામાં જકડી લઈને ત્યાં તેની પ્રચંડ સેના અને શસ્ત્રસરંજામ ખડકી દીધાં છે, એટલે કે યુદ્ધપુરવઠો યુદ્ધભૂમિથી નજદીક લાવી દીધો છે; તથા ભારતની હિમાલય સરહદો સુધી રસ્તાઓ બનાવીને અને સંદેશા-વ્યવહારનાં સાધનો ગોઠવી લઈને પાકી તૈયારીઓ કરી રાખી છે. ભારતે તેના ચીન વિષેના અતિવિશ્વાસમાં આ બધાં વર્ષો દરમ્યાન આવી કોઈ પૂર્વતૈયારી કરવાનું મુનાસિબ લેખ્યું નથી.

૭. ચીને વાટાઘાટનો ડોળ ચાલુ રાખી સપ્ટેમ્બરની ૨૦ મીએ લડાખ અને નેફા બંને વિસ્તારમાં જંગી આક્રમણ આદર્યું ત્યારે ભારત માણસો, શસ્ત્રો અને સાધનોની બાબતમાં અપૂરતું હતું; અને ચીનની તૈયારીઓની જાણકારીથીય અજાણ રહ્યું હતું—બલ્કે ભારત ઘણે અંશે ગાફેલ હતું!

આમ, આજની ઘડીએ દુશ્મન આપણા કરતા યુદ્ધની બાબતમા વધુ સુસજ્જ છે.

## મૂલ્યોની ગુણવત્તા

પરંતુ આ તો બાહ્ય તૈયારીઓની દૃષ્ટિએ જોયું એક બીજી રીતે પણ યુદ્ધની તૈયારીઓ અંગે વિચાર થવો જરૂરી છે અને તે સામ્યવાદી સરમુખત્યારી અને ભારતીય લોકશાહી મૂલ્યવત્તાની દૃષ્ટિએ—

૧. ચીનમાં સામ્યવાદી સત્તા છે. ત્યાં પ્રજાને કેવળ એક જ પાઠ ભણાવી તૈયાર કરવામા આવી છે — દુનિયામાં પોતે જ માત્ર સાચા ક્રાંતિકારી અને શુદ્ધ સામ્યવાદી છે. બાકીના બધા જ—રશિયા સુધ્ધાં—સુધારવાદી છે; કાચા અને અશુદ્ધ સામ્યવાદી છે; એ ગમે ત્યારે દગો દઈ દેશે અને ભારત અમેરિકા-બ્રિટન જેવા સામ્રાજ્યવાદનું પિઠ્ઠુ બની ગયેલું છે. બ્રિટન-અમેરિકાને મદદથી એ ગમે ત્યારે તિબેટમા આગ સળગાવશે; અને બ્રિટન-અમેરિકા તો, પાકિસ્તાન, ભારત અને હિમાલય સરહદનાં બીજાં નાનાં રાજ્યો દ્વારા, ભડકો પેટાવશે. માટે ચીને જીવવું હોય તો આ દુશ્મનોને ઢીલા કરી તેમને દાબમાં રાખી, પોતાની સત્તા મજબૂત બનાવી, છેવટે એશિયામાં સાચી ક્રાંતિ અને શુદ્ધ સામ્યવાદની સ્થાપના કરવા આગળ વધવું જ રહ્યું ચીનને માથે આ પવિત્ર મહાન ઐતિહાસિક કર્તવ્ય છે

અને ચીનની પ્રજાએ આ માનવું જ રહ્યું સામ્યવાદી સરમુખત્યારશાહી રાજ્યમાં રાજસત્તા કાર્યક્રમ ન માનનાર માટે મોત જ હોઈ શકે. ર

*૫૫ લાખનું ચાલુ સૈન્ય, ઉપરાંત ૨ કરોડની તાલીમ બદ્ધ મિલિશિયા; એનું વિમાનીદળ ૧,૦૦,૦૦૦ ઑફિસરો અને વિમાનીઓનું છે-૩,૦૦૦ વિમાનો છે ૧,૮૦૦ ફ્રંટ-લાઈન જેટ વિમાનો છે. આમાંની કેટલીક સામગ્રી ઉપરાંત મિગ વિમાનો પણ રશિયા તરફથી ચીનને મળેલાં છે.

પ્રજાએ ન માનવાનુ કારણ પણ સામ્યવાદી સત્તામા ભાગ્યે જ હોઈ શકે કેમ કે ત્યા લોકશાહી પાર્લમેન્ટ જેવી વસ્તુ નથી, જુદા જુદા રાજકીય પક્ષો નથી; જુદા જુદા વિચારો પ્રગટ કરવાની છાપાઓને છૂટ નથી, ત્યાના લેખકોનેય સ્વતત્ર રીતે રાજ્યસત્તાથી વિરોધી વાત લખવાનો અધિકાર નથી, અને શકા કરવા જેટલીય નાગરિકોની ગુજાશ નથી એટલુ જ નહિ પણ પરદેશના છાપા અને પરદેશી રેડિયો ઉપર પણ પ્રતિબધ હોઈને બહારની દુનિયા ચીનના વિચારો, પ્રગતિ અને અને માન્યતા અગે શુ માને છે તથા બહારના દેશોમા કેવા પ્રકારનુ તત્ર અને પદ્ધતિ છે તથા આ બધામા સારુ નરસુ શુ છે—તે વિચારવાનુ સરમુખત્યાર દેશની પ્રજા માટે શક્ય જ નથી હોતુ એટલે એ પ્રજાએ તો પોતાની રાજસત્તા જે કહે તે જ માનવુ રહ્યુ

એટલે જ તો આજે ચીનમા ત્યાની સરકાર તરફથી ચીન અને ભારત સરહદો વિષે જે જુઠ્ઠો પ્રચાર અને જુઠ્ઠા દાવાઓ છપાય છે તે બધુ સાચુ માનીને મોટા ભાગની ત્યાની પ્રજા આધળી બની સ્વીકારે છે, અને ખરેખર ચીન પોતે નહિ, ઊલટુ ભારત ચીનની સરહદો બથાવી પાડવા માગે છે, અને ભારતે આક્રમણ કર્યુ છે—એવુ માનીને ત્યાના સૈનિકો અને પ્રજા ઝનૂનમા આવી ભારતનુ નિકદન કાઢવા કટિબદ્ધ બન્યા છે.

**ચીની સામ્યવાદી સરમુખત્યારશાહીમા સત્યના અસ્તિત્વનો જ પ્રથમ ભોગ લેવાયો છે—અને તેની સાથે જ તેની પ્રજાને અધસંમતિવાદી બનાવી દેવાઈ છે**

**૬૫ કરોડની પ્રજાનું આ જેવું તેવુ દુર્ભાગ્ય છે ?—અને જે સરકાર આને પોતાની શક્તિ અને સધ્ધરતા માની 'સુસજ્જ' બની છે એની વિકૃતિનુ અને અતે બૈનકૂફીનુ પૂછવુ જ શુ ?**

**ત્યારે લોકશાહી ભારતની વાત જુદી છે**

ભારતની લોકશાહીની ગમે તેટલી કમજોરી હશે પરંતુ ભારતમા જુદા જુદા રાજદ્વારી પક્ષો, જુદા જુદા મતવાળા અખબારો અને નાનામોટા મડળો, સમગ્ર ભારતના જીવનને સ્પર્શતી દરેકેદરેક બાબત અગે નિરાંતે વિચાર કરે છે, સ્પષ્ટ અભિપ્રાયો પ્રગટ કરે છે, અને પોતપોતાની રીતે કાર્યક્રમો ઘડે છે.

આ દેશમા આજે યુદ્ધની પરિસ્થિતિ પેદા થઈ ગઈ છે, અને તેને અગેના ઓર્ડિનન્સ-વટહુકમો પણ પ્રગટ થઈ ગયા છે છતા હજી આપણી પાર્લમેન્ટની બેઠક મળી રહી છે—સરકારની ટીકા પણ થઈ રહી છે અને સરકારની કમજોરી દૂર કરવા તેની ઉપર દબાણ પણ લાવી શકાય છે જો આવી સ્થિતિ ન હોત તો મેનનને ચાવીરૂપ પ્રધાનપદેથી હઠાવી શકાયા જ ન હોત. તેમાય ખૂબી તો એ વાતની છે કે પં. નેહરુ પોતે મેનનને હટાવવા ઇચ્છતા ન હોતા છતાં, યુદ્ધની પરિસ્થિતિમા આખા દેશની એકતા અને વિશ્વાસ ટકાવવાની દૃષ્ટિએ તેમણે મેનનના રાજીનામાનો સ્વીકાર કર્યો છે.

એટલુ જ નહિ, હજી આજેય આપણા દેશનાં અખબારોમા ચીન સાથેનો પત્રવ્યવહાર આપણી સરકાર તરફથી જ પ્રગટ થાય છે; તેમા ચીની દાવાઓ પણ આપણને વાચવા મળે છે અને આપણે એ વાચ્યા પછી એની બનાવટ અને પોકળતા પકડી શકીએ એટલી હદે આપણને બધી બાજુની હકીકતો મળે છે. એથી તો, ચીનની જેમ આપણે ત્યા પ્રજાને મોઢે ડૂચો મારીને તેને મૂગા ઢોર જેવી બનાવીને, યુદ્ધ મોરચે મોતને ભેટવા ધકેલવાની જરૂર નથી રહી. એ વાત આજે આપણા જવાનોએ અને આખી પ્રજાએ અપૂર્વ ગૌરવપૂર્વક સાબિત કરી દીધી છે

ભારતની ૪૩ કરોડ પ્રજાનુ આ જેવુ તેવુ સદ્ભાગ્ય નથી અને જે સરકાર પ્રજાની સમજ અને જાગૃતિને પોતાની શક્તિ અને સધ્ધરતા માની સુસજ્જ બની છે, એના ભાવિ વિષે ચિંતા કરવાનુ હોઈ જ ન શકે.

હકીકતે આજનો જંગ સરમુખત્યારશાહી સામે લોકશાહીનાં મૂલ્યોનો જંગ છે.

[વિશ્વમાનવ • સપ્ટે.-ઓક્ટો. '૬૨

# ૩

## આંતરિક સુરંગનો ભય

**ચીની** આક્રમણે સર્જેલી કટોકટીની પળે આપણી સ્વાધીનતાની રક્ષાના પરમ કર્તવ્યમાં અંદરથી સુરંગ ચંપાવાની શક્યતા આપણને ક્યાં ક્યાં નજરે ચઢે છે?

૧. મોટે ભાગે બનતું એવું હોય છે કે, દેશમાં કોઈ પણ પ્રકારની ઊથલપાથલ થાય ત્યારે તેનો લાભ લઈને ત્યાંનાં લશ્કરી દળના સત્તાલોભીઓ કૂપદતાત– એકાએક કાવતરું કરીને સત્તા કબજે કરી લેવાનું કરતા હોય છે.

આપણે ત્યાં આવી શક્યતા દૂર સુધી નજર કરતાંય આજે તો દેખાતી નથી.

પરંતુ હાલની સ્થિતિમાં જે ભીતિ પ્રગટ થઈ રહી છે તે વિશેષ ધ્યાન ખેંચે છે.

૨. ભારતમાં આસામની નેફા સરહદે યુદ્ધ ખેલાઈ રહ્યું છે. આસામમાંની નાગા ટોળીઓએ આજ પૂર્વે ભારતની કેન્દ્ર-સત્તા સામે બગાવત કરી છે. એમાંના ફીઝોના જૂથે તો વિદેશી સહાય લઈને નાગા પ્રદેશને સ્વતંત્ર કરી લેવાની કોશિશ કરી છે. અલબત મોટા ભાગના નાગાવાસીઓને સરકારે હૂંફતી લઈને તેમને હસ્તક ત્યાંનાં વહીવટ અને સત્તાઓ સુપરત કર્યા પછી શાંતિ અને સલામતી સ્થપાઈ છે. પરંતુ એટલામાત્રથી એમ માની બેસવું કે ફીઝો-જૂથે તેની જૂની મુરાદ છોડી દીધી છે, અને હવેની સ્થિતિમાં તે જોખમરૂપ નહિ જ બને તે કહેવું મુશ્કેલ છે.*

તા. ૮-૧૧-'૬૨ ના સમાચાર મુજબ ('ટાઇમ્સ ઑફ ઇન્ડિયા') ભારત સરકારનાં કેટલાંક ખાતાઓમાં એવી માન્યતા ફેલાઈ છે કે, ચીનાઓએ નેફા વિસ્તારમાં હુમલો કર્યો હોઈને, હવે તો, બંડખોર નાગાવાસીઓ ચીન ઉપર ગુસ્સે થયા છે અને બર્માની જેલમાંથી જામીન પર છૂટા થઈ આવેલા કેટલાક આમાંના બ'. નાગાઓએ ચીન સામે લડવાની જાહેરાત પણ ક

આવું બને તો ખરેખર સારું જ છે. પરંતુ સુધી જેઓ ભારત સામે બંડખોર તરીકે જાહેર ચૂક્યા છે તેમના ઉપર કેવળ વિશ્વાસ મૂકી દઈ, તે હાથમાં હથિયારો સોંપીને તો આજ પૂર્વે હથિયારો વડે ચીને કરેલી ભૂલનું પુનરાવર્તન થ પણ ભય છે. તેમાંય કેટલાક બંડખોરો પૂર્વ પાકિસ્ત ભાગી જઈ, વખત આવ્યે પોતાનો દાવ ખેલવાની જોઈ બેઠા છે, ત્યારે તો ખાસ. આજની કટોક સમયે સ્વતંત્ર—સ્વાયત્ત નાગા પ્રદેશનું વાહિયાત જાહેર રીતે ફગાવી દીધા પછી જ વિશ્વાસનો રચી શકાશે એ સ્પષ્ટ છે.

૩. ભારતથી તદ્દન સ્વતંત્ર 'દ્રવિડસ્તાન' રચ ઘોષણા કરનાર અને તેનું આંદોલન ઉપાડનાર 'મુન્નેત્ર કઝગમ'નું સારું એવું બળ તામિલન છેલ્લા દસકા દરમ્યાન જામેલું જોવા મળે છે. આ ભારતની છિન્નભિન્નતામાં સારો એવો ભાગ ભ છે. ચીનનો હુમલો થતાં તેણેય પોતાનું 'રાષ્ટ્રવાદી' પ્રગટ કર્યું છે. આવો ઇરાદો પ્રગટ કરવા ઉપરાંત તે નેતાએ મોટી રકમ યુદ્ધફાળામાં આપી છે અને અનુયાયીઓને દેશરક્ષાની હાકલ કરી છે. આમ તેમના અત્યાર સુધીના રાષ્ટ્રવિરોધી ભંગાણખોર વ કારણે પ્રજાને શંકા રહે છે. અમારી દૃષ્ટિએ તે કસોટી જ એ છે કે તેઓ ભારતથી જુદા થઈ જ તેમની માગણી પાછી ખેંચી લઈ સહૃદય બની પરંતુ એમ કરવાને બદલે હજી તેઓ એટલું જ છે કે અમે ચીની આક્રમણના સમય દરમ્યાન આ માટે આંદોલન કરશું નહિ. અમને આ વલણ લાગે છે. આથી મદ્રાસ સરકારે તેમને અધિકૃત ર સમિતિમાં લેતાં પહેલાં ઉતાવળ કર્યાનો ભય રહે

૪ સામ્યવાદી પક્ષની બાબત વિચાર કરતાં છે કે, એ પક્ષે તા. ૧-૧૧-૬૨ ને રોજ પસાર ક

*છેલ્લા સમાચાર મુજબ ફીઝોએ એવી માગણી કરી છે કે, અમને યુદ્ધ પછી સ્વતંત્ર નાગા-પ્રદેશની ખાતરી આપો તો અને અમને અમારું સ્વતંત્ર લશ્કરી ઘટક તૈયાર કરીને લડવાની છૂટ આપવાનો આવે તો, અમે ચીન સામે લડવા તૈયાર છીએ. ભારત આવીને શરતી સહાય લેવામાં ઊલટું જોખમ દેખાય એ સ્વાભાવિક છે.

એક ઠરાવ અનેક રીતે આવકારપાત્ર છે આ ઠરાવમા તેમણે જાહેર કર્યું છે કે—

(૧) ચીને ભારત ઉપર આક્રમણ કર્યું છે તે સ્પષ્ટ છે.

(૨) ભારતે મેકમોહન લાઈનને પોતાની નેફા વિસ્તારની સરહદ તરીકે જણાવેલ છે તે બધી રીતે સાચો દાવો છે.

(૩) ચીને છેલ્લા ૩ વર્ષ દરમ્યાન મેકમોહન લાઈન ન ઓળંગવાની મૌખિક ખોળાધરી આપીને હવે તેનો ભંગ કર્યો છે.

(૪) ચીને તેના અખબાર તથા રેડિયો દ્વારા નેહરુને 'અમેરિકી શાહીવાદના એજન્ટ' અને પ્રત્યાઘાતીઓના નેતા કહીને જે વગોવણી કરી છે તે ખોટી છે. 'અમેરિકી ડોલર મેળવવા માટે નેહરુ તેના હાથા બન્યા છે'; તથા નેહરુ સરકાર મૂડીમુખી વિસ્તારવાદી છે એ આક્ષેપો પણ ખોટા છે

(૫) ભારતે વાટાઘાટો કરવા માટે ચીનને જે દરખાસ્ત આપી છે કે–૮ મી સપ્ટેંબર પહેલાની સ્થિતિએ પાછા હઠી જાઓ એ યોગ્ય છે અટલું જ નહિ પણ—

(૬) ભારત સરકાર પોતાના દેશના સંરક્ષણ માટે જ્યાંથી મળે ત્યાંથી—અમેરિકા અને બ્રિટન જેવા શાહીવાદી ગણાતા દેશો પાસેથીય શસ્ત્રા મેળવે તેનેય બહાલી આપી છે. ઉપરાંત—

(૭) રશિયાએ તેના 'ઈઝવેસ્ટિયા' અને પ્રાવદા' અખબારામા મેકમોહન લાઈનને 'નોટોરિયસ' ગણાવીને ભારતે સંકુચિત રાષ્ટ્રવાદનો રાહ છોડી દઈ 'જૈસે થે' પરિસ્થિતિને માન્ય કરી લઈ ચીન સાથે સમાધાન કરી લેવાની સલાહને ગેરવાજબી ગણીને અવગણી છે.

☆ આજ સુધીમાં આંતરરાષ્ટ્રીય સામ્યવાદી આંદોલનમાં આ એક અપૂર્વ ઘટના છે આજપૂર્વે ટીટાએ સ્તાલિન સામે માથું ઊંચું કરીને, પશ્ચિમી દેશોની સહાય પણ લઈને, આંતરરાષ્ટ્રીય સામ્યવાદી આંદોલનને એક જબ્બર આંચકો આપ્યો હતો. પરંતુ આજની પરિસ્થતિ તે કરતાંય વધુ વિલક્ષણ છે.

આજની આ વિલક્ષણ પરિસ્થિતિમા ભારતીય સામ્યવાદી પક્ષે કરેલો ઠરાવ બધી રીતે અપૂર્વ છે અને આવકારપાત્ર છે, એ વાત સાચી હોવા છતાં ભારતીય સામ્યવાદી પક્ષે પોતાને વિષે ભારતની જનતાના હૃદયમાં જે વ્યાપક ભીતિ ને ઊંડો અવિશ્વાસ (જે સરકારને પણ છે) છે તેને દૂર કરવાનું કામ તો બાકી જ રાખ્યું છે. આજ સુધી એ પક્ષે, પોતાનાં ઘોષણાપત્રોની રાજનીતિ અને કાર્યનીતિના વ્યૂહ અંગે હંમેશાં એક પ્રકારે પ્રજા સાથે સંતાકૂકડી જ રમવાનું કર્યું છે એની આ તકવાદી રમત જ જો એ ચાલુ રાખવાના હોય તો તો, એની એ પુરાણી આદતને કારણે, એ પક્ષ ભારતને માટે ભયંકર જોખમરૂપ બની રહેવાનો છે. આ ભય માટેના હાલનાં કારણો ભણી નજર કરીએ તોય—

(૧) આ પક્ષે, ચીની હલ્લાના ૪ વર્ષ દરમ્યાન, કાં તો ચીન તરફી વલણ લીધુ છે, કાં તો ગોળગોળ—બહુઅર્થી ઠરાવો કર્યા છે; અને પાછળથી ભારતની નીતિને સર્વસાધારણ ટેકો આપવા છતાં, ચીની આક્રમણને 'આક્રમણ' તરીકે જાહેર કરવાનું અને આક્રમણખોર સામે લડી લેવાનું કર્તવ્ય કહીને તેણે સ્વીકાર્યું ન હતું.

(૨) તાજેતરમા ચીનાઓએ તા ૨૦ મી આક્ટોબર પછી જંગી હુમલાઓ શરૂ કર્યા, અને આખો દેશ ખળભળો મિલાવી ઊભો થઈ ગયો, અને સામ્યવાદી પક્ષ ઉપર પ્રજાના રોષનો તાપ ઊતરવાની ઘડી આવી પહોંચી ત્યારેય, તેની કાર્યવાહી સમિતિએ તો ગોળગોળ—તકવાદી જ વલણ પકડી રાખ્યુ.

(૩) અંતે, જ્યારે પ્રજાનો રોષ ઉગ્ર રીતે ભભૂકી ઊઠશે ત્યારે જ, તા. ૧ લી નવેમ્બરે તેમની રાષ્ટ્રીય કાઉન્સિલે બહુમતીથી, ઉપર કહ્યો તેવા અર્થનો ઠરાવ પસાર કર્યો.

(૪) આ ઠરાવ વખતે પણ કુલ ૧૧૦ સભ્યોમાંથી ૯૩ સભ્યો જ હાજર હતા (જે ૧૭ ગેરહાજર હતા, તેમાના લગભગ બધા આ ઠરાવના કટ્ટર વિરોધી હોઈ આવ્યા જ ન હતા) અને હાજર રહેલા ૯૩ માથી ૨૩ જણાએ વિરોધ કર્યો હતે; તથા ૩ જણ તટસ્થ રહ્યા હતા (એટલે કે મૂગા રહીને ઠરાવનો વિરોધ કર્યો હતો).

ટૂંકમાં કુલ ૧૧૦ સભ્યોમાંથી માત્ર ૬૭ જણના ટેકાથી આ ઠરાવ પસાર થયો હતો. ગેરહાજર, મૂંગા રહેલા ને ખુલ્લો વિરોધ કરનારા— એટલે કે ખુલ્લી અને છૂપી રીતે વિરોધ કરનારાની સંખ્યા ૪૩ જેટલી મોટી હતી!

આ ઉપરાંત પણ, સામ્યવાદી પક્ષમાંની ડાબી જમણી બે પાંખની વચ્ચેના મનાતા 'મધ્યસ્થ' જૂથના—હાલના મુખ્ય મંત્રી નંબુદ્રીપાદની નેતાગીરી નીચેના—સભ્યો મોટે ભાગે રણદીવેની ડાબી પાંખને જ રક્ષણ આપવાનું કરતા રહ્યા છે. આ જોતાં આ ઠરાવની તરફેણમાં તેમના મતની સાચી કિંમત કેટલી ગણવી તેય વિચારવા જેવું છે.

એટલે કે, પક્ષમાં અરધોઅરધ આ ઠરાવના વિરોધમાં હોય તો નવાઈ નહિ.

**આજની અંતિમ કસોટીની ઘડીએ પણ જે પક્ષની બહુ મોટી સંખ્યા હજી ચીનતરફી રહી શકી હોય તે પક્ષના ગમે તેવા જોરદાર ઠરાવના અમલની શક્યતા કેટલી? આ સવાલ કોઈ પણ વિચાર કરનાર માણસના મનમાં ઊઠ્યા વિના રહેતો નથી.**

અલબત્ત, એ વાત માની લઈએ કે, આ ઠરાવ કરનારાઓમાં કેટલીક વ્યક્તિઓએ પોતાની નિષ્ઠા ભારતને પક્ષે સાચા અંતરથી પ્રગટ કરી હશે પરંતુ ઉપર કહી તે સ્થિતિમાં, પક્ષની નીતિનો અમલ કરાવવા અંગે એમની એ નિષ્ઠાની કિંમત કેટલી રહેવાની?

✱ અમારી દૃષ્ટિએ સામ્યવાદી પક્ષ માટે સાચી નિષ્ઠા પુરવાર કરવાનો એક કસોટી પથ્થર છે—

ઠરાવ કરનારાઓએ આ બેઠકમાં જ બીજો એક ફેંસલો પણ લઈ લેવો જોઈતો હતો કે—

- આજ પૂર્વે, પક્ષમાંના જે નેતાઓનું તેમ જ જૂથોનું ચીનતરફી વલણ જણાઈ આવ્યું હોય, અને હજી જેઓ એ વલણને જ વળગી રહ્યા હોય, તે તમામને પક્ષની નીતિનો તેમ જ રાષ્ટ્રની નીતિનો દ્રોહ કરનારા તરીકે જાહેર કરીને પક્ષમાંથી બરતરફ કરવા. 'હવે પછી કોઈ આવો ગુનો કરતો પકડાશે તો દાંડા હાંકશું'-એવી દલીલ તો કેવળ દંભરૂપ બની જવાની છે. કેમ કે હવે પછી તો, પક્ષમાંની ચીની-પાંખ પણ ખુલ્લી રીતે આવું વલણ પ્રગટ નહિ જ કરી શકે.

**એથી જ તો જેમને પોતાના રાષ્ટ્રદ્રોહી વલણ માટે પશ્ચાત્તાપ થયો નથી એમની પાસેથી ગુપ્ત કાવતરાની જ અપેક્ષા રાખવી રહી.**

માટે જ તો, સામ્યવાદી પક્ષના રાષ્ટ્રવાદીઓને (જેમણે બહુમતીથી ઠરાવ કર્યો છે તેમને) ભારતની પ્રજા સવાલ પૂછે છે કે—

તમે તમારા મનમાં ફરી એક વાર કશી દિલચોરી વિના, એ વાતનો સાચો જવાબ ઢૂંઢી લો કે, તમે જે ઠરાવ કર્યો છે તેનું મૂળ હાર્દ શું છે?

હવે ગોળગોળ શબ્દો વાગોળવાનું ને જાતને તથા દુનિયાને છેતરવાનું શક્ય નથી રહ્યું. હવે તમારે એમાંથી એક સ્થિતિનો, જે આજે દીવા જેવી ચોખ્ખી બની ગઈ છે—તેનો સ્વીકાર કરી લેવો રહ્યો: (૧) સરહદો અંગેનો ભારતનો દાવો ૧૦૦ ટકા સાચો છે; ચીને આક્રમણકારી બનીને પોતાની જાતને સામ્રાજ્યવાદી વિસ્તારવાદી તરીકે ખુલ્લી કરી દીધી છે; અને આ રીતે મૂળભૂત સામ્યવાદી સિદ્ધાંતોને જ ભ્રષ્ટ કર્યા છે. (૨) ચીને ભારતની સ્વાધીનતા ઉપર તરાપ મારીને, ભારતને શાંતિ અને વાટાઘાટોના રાહેથી ઘસડીને યુદ્ધમાં હોમ્યું છે અને કોઈ પણ દેશ પોતાની ભૂમિ ઉપર પરદેશી આક્રમણ થતાં પોતાની સ્વાધીનતા અને હયાતીની રક્ષા માટે એની સામે માથું ઊંચું કરી મરણિયો જંગ ખેલી લે-એ રાષ્ટ્રીય નૈતિક કર્તવ્ય છે; આ કંઈ સંકુચિત અને વિકૃત રાષ્ટ્રવાદ-'શૉવિનિઝમ' નથી જ નથી, બલ્કે આ તો માનવીની પવિત્ર ફરજ છે. (૩) દુનિયાની આજની પરિસ્થિતિમાં બીજા દેશ ઉપર આક્રમણ કરનાર અને તેના ઉપર યુદ્ધ લાદનાર દેશ આખી દુનિયાને માથે ભયંકર વિશ્વયુદ્ધ લાદવાનું હીનતમ પાપકૃત્ય આચરી રહ્યો છે. અને આવા આક્રમણ સામે જે દેશ ઝૂકી પડે છે, શરણાગતિ કરી લે છે તે પોતાની નામોશી વહોરવા ઉપરાંત, વિશ્વયુદ્ધનો રાહ મોકળો કરી આપી સમસ્ત માનવજાતના શાપને પાત્ર બને છે.

આ એક સ્થિતિ છે. અથવા તો બીજી સ્થિતિ રણદીવે-જૂથની છે :

આ જય સરહદ અંગેના ઝઘડામાં ભારતનો દાવો સાચો માનવાને બદલે ચીની દાવો સાચો માને છે અને એવા વિસ્તારમાંના ભારતીય દળોના થાણા ભારત ઉઠાવી નથી લેતું માટે ભારત વિસ્તારવાદી બન્યું છે; અને એથી ચીનને પોતાના હક્ક-અધિકાર માટે ન છૂટકે શસ્ત્રોનો માર્ગ લેવો પડ્યો છે—એમ માને છે

એટલે કે, ભારત આક્રમક છે. ભારતની વિસ્તારવાદી નીતિ છે. ભારતને ટેકો આપવો તે સંકુચિત રાષ્ટ્રવાદનો ભોગ બનવા બરાબર છે અને શુદ્ધ આંતરરાષ્ટ્રીયતાનો દ્રોહ કરવા બરાબર છે—એમ માને છે

**રણદીવે જૂથની આ 'શુદ્ધ ક્રાંતિકારી નીતિ', બીજું ઘણું હોવા ઉપરાંત, તે શુદ્ધ ચીની તો છે જ. અને આનું કારણ બીજું કંઈ પણ ન હો તોય 'ચીન સામ્યવાદી છે માટે તે કદી આક્રમણ કરે જ નહિ' આ સૂત્રનો અર્થ એવો જ થાય છે કે, ચીને આક્રમણ નથી કર્યું, એ તો મુક્તિફોજ લઈ ભારતનું મુક્તિકાર્ય કરવા આવી રહ્યું છે !—ચીની વિસ્તારવાદીઓ આવતી કાલે આમ જ કહેવાના છે.**

ખેર ! આજે આ કાંઈ માત્ર કલ્પના અને તર્કનો સવાલ રહ્યો નથી. આજે તો નક્કર હકીકતોથી એ વાત પુરવાર થયેલી છે કે ભારતનો દાવો જ સાચો છે, અને ચીન સામ્યવાદી હોવા છતાં તેણે જ આક્રમણ કર્યું છે. એટલે જ તો ભારતના સામ્યવાદીઓની ચીની પાંખની શ્રદ્ધા અને યોજના અને અભિલાષા તો એક જ હોઈ શકે—બલકે છે :

**(૧) ભારતમાં લોકશાહી રીતે તો સામ્યવાદની સ્થાપના શક્ય રહી નથી.**

**(૨) ભારતમાંના સામ્યવાદીઓ પોતાના બળ ઉપર મુસ્તાક રહીને તો આ દેશમાં સામ્યવાદ લાવી શકનાર નથી.**

**(૩) ભારતમાં સામ્યવાદી સ્વર્ગ ઉતારવું હોય તો ચીને ભારતની વહારે ધાવું જ રહ્યું. અને જ્યારે પોતાની યોજના અનુસાર તે આવું પગલું ઉઠાવી રહ્યું હોય ત્યારે તેને 'મુક્તિકાર્ય' સમજીને વધાવી લેવું રહ્યું—સાચા શુદ્ધ ક્રાંતિકારી માટે આ તો સોનેરી તક છે !**

રણદીવેજૂથની મુરાદ તો નક્કી જ આ છે. પરંતુ ભારતીય સામ્યવાદી પક્ષની રાષ્ટ્રીય પાંખ માટે આખરી નિર્ણયની ઘડી આવી પહોંચી છે ચીની આક્રમણખોરોના એટલે કે દુશ્મનોના ટેકેદારોને પક્ષની ઓથમાં રાખીને તેઓ પોતાના જ દેશવની પ્રામાણિકતા સાબિત કરી શકવાના નથી. પક્ષની રાષ્ટ્રીય પાંખ ચીનાઓ સામે લડવા જાય અને પક્ષની ચીની પાંખ આક્રમણખોરોને વધાવવા દોડે—એવું તે શું શક્ય છે? દુનિયામાં ક્યાંય રાષ્ટ્રવાદી સંરક્ષકોનો અને છેવટેક એનો દ્રોહ કરનારા દુશ્મનોનો એક પક્ષ હોઈ શકે ખરો ?

ભારતનો સામ્યવાદી પક્ષ આજે આવો પ્રયાસ કરી રહ્યો છે. આનો અર્થ—બલકે આનું પરિણામ એક જ હોઈ શકે—ગણતરી પણ એક જ હોઈ શકે.

★ પરિસ્થિતિ વીફરશે કટોકટી વધશે અને દુશ્મન અંદરના દરવાજા ખખડાવતો ઊભો હશે ત્યારે પક્ષની અંદર અત્યારે સામસામા દેખાતા મોરચા એક બની જઈ 'મુક્તિદાતા'ને વધાવશે, સામ્યવાદી ક્રાંતિ વિજયી નીવડશે. અને ત્યારે હાલની ચીની પાંખ તો પહેલો સરપાવ પામશે જ, પરંતુ બીજી રાષ્ટ્રીય કહેવાતી પાંખ પણ દાવો કરશે, 'અમે અમારા પક્ષને અખંડિત રાખીને, ચીની પાંખને રક્ષણ આપીને, અત્યંત કુનેહભરી રીતે આપણા સૌની આંતરરાષ્ટ્રીય સામ્યવાદી ક્રાંતિની જ સેવા કરી છે...'

ટૂંકમાં—સામ્યવાદી પક્ષના કાબેલ નેતાઓ આ વાત ન સમજતા એવું માનવું તો ધૃષ્ટતા જ ગણાય. પરંતુ આ બધી વાત સમજ્યા પછી પણ જો તેઓ 'પક્ષની વફાદારી'ને નામે પક્ષની અંદરના પદ દાહી

અને રાષ્ટ્રદ્રોહીઓને પક્ષ બહાર કાઢવાનો ઇન્કાર કરશે તો, લાંબા ચોડા અને 'વધાવવા લાયક' શબ્દોના ઠરાવ પાછીય સાર તો એક જ નીકળશે કે—

**સામ્યવાદી પક્ષે ઉગ્ર પરિસ્થિતિના પરિતાપથી ડઘાઈ જઈને, પોતાની જાતને તત્કાલ પ્રજાના રોષમાંથી બચાવી લેવા પૂરતો ઠરાવ કરીને ભારતના ભવિષ્ય માટે ભારે ખતરનાક પેંતરો ખેલ્યો છે.**

આથી જ તો, જ્યારે પક્ષના નેતાઓ ઇમાનદારીથી વર્તવા તૈયાર નથી એવું સમજીને જે સભ્યોએ પક્ષમાંથી રાજીનામું આપી દઈ સાચા અંતરથી રાષ્ટ્રીય અને માનવીય રાહ અખત્યાર કર્યો છે, એમને ધન્યવાદ ઘટે છે.

આ માન્યતા દૂર કરવાનું તેમના જ હાથમાં છે—ચીની પાંખથી જુદા પડી જવાનું પગલું ભરવામાં.

સામ્યવાદી આંદોલનના ઇતિહાસમાં આવું પગલું કંઈ નવું અને અશક્ય નથી. ઇતિહાસમાં જ્યારે જ્યારે આ પક્ષમાં આંતરરાષ્ટ્રીય ધોરણે પણ મૂળભૂત સિદ્ધાંતોનો સંઘર્ષ ઉકેલાયો નહોતો ત્યારે ત્યારે આવું બનતું આવ્યું જ છે. બીજી આંતરરાષ્ટ્રીયમાંથી લેનિને ત્રીજી સ્થાપી, ને ટ્રોટ્સ્કીએ 'ચોથી આંતરરાષ્ટ્રીય' સ્થાપી; તથા લેનિને પોતે જ રશિયન કમ્યુનિસ્ટ પક્ષમાં ભાગલા પાડ્યા હતા—પાછળથી તેઓ બોલ્શેવિક ને બીજા મેન્શેવિક ગણાયા.

આ બધી વખતે, કોણ સાચું હતું ને કોણ ખોટું હતું એ સવાલ આજે અહીં મહત્વનો નથી; અને આજે ભારતીય સામ્યવાદીઓમાં રણદીવેની 'ચીની પાંખ' ભલે પોતાને શુદ્ધ અને સાચા ક્રાંતિકારી માનતી હોય; પરંતુ આખરે જો રાષ્ટ્રીય પાંખ અને ચીની પાંખ વચ્ચે મૂળભૂત સિદ્ધાન્ત અને વફાદારીનો અંતિમ સંઘર્ષ આવી પહોંચ્યો છે ત્યારે પક્ષ તૂટી જવાને ભયે સિદ્ધાંતદ્રોહ કરવાનું શી રીતે વાજબી ઠરવાનું હતું? બલ્કે આવે તબક્કે તો, **એને ઐતિહાસિક નૈતિક અનિવાર્યતા જ લેખવી રહી.**

આની કસોટીના સમયે દ્રોહ કરીને કોઈ પક્ષ કે કોઈ વ્યક્તિ જીવનનાં અને સમાજનાં ક્રાંતિમાં અને શાંતિના મૂલ્યો સ્થાપવાનો દાવો નહિ કરી શકે.

## ૪

## ચીની દગાખોરીનો દસ્તાવેજ

**સા**મ્યવાદી ચીને ભારત ઉપર આક્રમણ કર્યું એ આપણે માટે ઘણે અંશે નહિ ધારેલી અને નહિ ધારેલી ઘટના હતી. એમ તો ચીનના મોંગોલ અને તાર્તર સામ્રાજ્યની વિસ્તારવાદી ભૂમિલાલસા કાંઈ ઇતિહાસમાં છાની નથી અને સામ્યવાદી ચીનેય આજ પૂર્વે પોતાની વિસ્તારવાદી પ્રવૃત્તિના ઇશારા તો વારંવાર આપ્યા જ હતા.

આ બધા છતાં, ચીન ભારત ઉપર આક્રમણ કરે એવું આપણે માનવા તૈયાર ન હતા. આપણે ૧૯૪૭માં આઝાદ થયા, અને ચીનમાં ૧૯૪૯ માં સામ્યવાદી સત્તાનું શાસન શરૂ થયું. ભારત અને ચીન બંને વિશાળ વસ્તી અને વિસ્તારવાળા દેશો હતા. પશ્ચિમની શાહીવાદી સત્તાઓને હાથે, ઘણાં લાંબાં વરસો સુધી બંનેની બેહાલ દશા થઈ હતી અને તેનો ડંખ અને તેનો ડર હજી એમના દિલમાંથી દૂર થયો ન હતો. આથી આરંભનાં વરસોમાં એશિયા અને આફ્રિકાના દેશોમાં નવી જાગતી રાષ્ટ્રીયતાને વાચા આપવાનું તથા તેની શહુમરી કરવાનું ઐતિહાસિક કાર્ય ચીન અને ભારતે ઉપાડી લીધું. છેક બાંડુંગ પરિષદ (ઈ.સ. ૧૯૫૫) સુધી શાહીવાદ સામેના સંઘર્ષની ધુરા ચાઉ-એન-લાઈ અને પં. નેહરુએ ઉપાડી લીધી એવું લાગ્યું પણ ખરું—બલ્કે ભાસ થયો.

હા, ભાસ થયો. તે એટલા માટે કે, પં. નેહરુ સાચા રાષ્ટ્રવાદના પુરસ્કર્તા હતા, રાષ્ટ્રીય સ્વાધીનતાના પ્રખર પુરોગામી હતા, અને જગતના કોઈ પણ ખૂણે ગુલામી જીવતી હોય ત્યાં લગી દુનિયાનો કોઈ દેશ સાચી સ્વાધીનતા અને શાંતિમાં જીવી ન શકે, એવી સિદ્ધાંતનિષ્ઠાથી પં. નેહરુ આફ્રો-એશિયાઈ મોરચે સાહસ

હતા. ત્યારે ચાઉ-એન-લાઈ માટે વાત સાવ જુદી જ હતી. એમની નેમ તો એક કાંકરે બે પક્ષી મારવાની હતી. એક બાજુ શાહીવાદી વિરોધી તરીકે બહાર આવવું અને બીજી બાજુ જ્યાં જ્યાં રાષ્ટ્રોની આંતરિક કમજોરીઓ દેખાય ત્યાં ત્યાં આંતરિક સુરંગ મૂકવી. બલ્કે નેમ એક જ હતી : નિર્બળ પ્રજાઓને પશ્ચિમી પકડમાંથી છોડવી પોતાની પકડમાં લેવી

છતાં, આરંભનાં આ વર્ષોમાં ચીને ભારતનો વિશ્વાસ જીતી લીધો. 'હિંદી ચીની – ભાઈભાઈ'નું વાતાવરણ સર્જ્યું. ચાઉ-એન-લાઈ ભારત આવી ગયા (૧૯૫૪) ને પં. નેહરુ ચીન જઈ આવ્યા (૧૯૫૬). ઉપરાઉપરી મૈત્રી મંડળો પરસ્પરના દેશમાં આંટા ફેરા કરતાં થઈ ગયાં.

વધુમાં ચીને પંચશીલ અને સહઅસ્તિત્વનું સૂત્ર સ્વીકાર્યું. એનો અર્થ તો એ હતો કે આ ધરતી ઉપર કોઈ પ્રજા ઇચ્છે તો સામ્યવાદી પદ્ધતિ સ્વીકારે, કે બીજો દેશ લોકશાહી મૂડીવાદી કે ત્રીજો લોકશાહી કલ્યાણ રાજ્યની અને સમાજવાદની યા બીજી કોઈ પદ્ધતિ સ્વીકારે, સૌ એકબીજામાં દખલ ન કરે.

અલબત્ત ચીને આ સૂત્ર સ્વીકાર્યું હતું – સિદ્ધાન્ત નહિ. આમ છતાં ભારતનો ચીનમાંનો વિશ્વાસ વધતો ગયો. કારણ ભારત–ચીનના ઇતિહાસની પૂર્વભૂમિકા જ ગણાય—

આજ પૂર્વેનાં બે હજાર વર્ષ દરમ્યાન ચીનથી બૌદ્ધ ભિખ્ખુઓ અને પ્રવાસીઓ ભારત આવ્યા હતા. ભારતના અખૂટ ભંડારમાંથી જ્ઞાન તથા ધર્મ અને સંસ્કૃતિ લઈને આત્માનો સંબંધ સ્થાપી પાછા ગયા હતા. તિબેટ અને ભારત વચ્ચેય નિકટતાભર્યો સાંસ્કારિક અને વ્યાપારી સંબંધ પણ વર્ષો થયાં એકધારો ચાલતો રહ્યો હતો. કોઈ કશી વાતે ભયની ભ્રમણા પણ જાગી ન હતી.

ભારત અને ચીન વચ્ચે હિમાલય જેવો હિમાલય ઊભો હતો ! ભારતની એ આધ્યાત્મિક રક્ષા-રેખા હતી અને લૌકિક રક્ષણની હરોળ પણ એ હતી. એને ઓળંગી કોઈ દુશ્મન કદી ચઢી આવ્યો ન હતો, અને આવશે એવું કોઈ ઇતિહાસકારે–કોઈ અનુભવી રાજકર્તાએ ધાર્યું ન હતું.

આમ બધી રીતે ભારત ભાવુકતા અને શ્રદ્ધાના વાતાવરણમાં ડૂબેલું હતું.

આમ છતાં અત્યંત સૂચક વાત એ છે કે, હજી તો કદાચ ચીનના દિલમાં રહેલી પાપભાવનાનો અણસારોય વરતાયો ન હતો તે દિવસોમાં ૧૯૫૦ના નવેમ્બરની ૨૦ મીએ પં. નેહરુએ પાર્લમેન્ટની ખુલ્લી બેઠકમાં એવી જાહેરાત કરી દીધી હતી કે,

**"મેકમોહન લાઈન અમારી સરહદ છે. કોઈને એને ઓળંગી અમે અંદર પ્રવેશવા નહિ દઈએ . . "** પરંતુ ત્યારે પંધા ચીનાઓએ મૌન પાળ્યું હતું. અને એ પછીય—

**૧૯૫૧-૫૨** દરમ્યાન તિબેટ અંગેની ચર્ચાઓ થઈ ત્યારે, અને ત્યાર બાદ **૧૯૫૪**માં ભારત અને ચીન વચ્ચે તિબેટ અંગે કરારો થયા ત્યારેય, ચીને ભારતની સરહદો અંગે વિરોધનો ઇશારો પણ કર્યો ન હતો, પરંતુ પેટમાં પાપ ન હતું એવું નથી. ૧૯૫૨ માં ચીનના કેટલાક નકશાઓ ભારતના હાથમાં આવ્યા હતા. અને તેમાં નેફા વિસ્તારનો ૩૬૦૦૦ ચો. મા. જેટલો પ્રદેશ તથા લડાખ વિસ્તારનો ૧૨૦૦૦ ચો. મા. પ્રદેશ ચીનના વિસ્તાર તરીકે બતાવવામાં આવ્યો હતો. આનો જવાબ માગતાં સામ્યવાદી સરકારે એવું આશ્વાસન આપ્યું હતું કે આ તો જૂના કોમિન્ટાંગ (ચાંક-કાઈ શેક) સરકારના નકશા છે. બાદ, **૧૯૫૪**ના ઓક્ટોબરમાં પં. નેહરુ ચીન ગયા ત્યારેય, આ નકશાઓ અંગે ખુલાસો માગ્યો હતો અને ત્યારેય, ચાઉ-એન-લાઈએ નફ્ફટાઈ-પૂર્વક એ જ આશ્વાસન એવડાવ્યું હતું.

આ પછી **૧૯૫૬**માં ચાઉ-એન-લાઈ ભારતમાં આવ્યા અને મોઢામાં આંગળાં નાખી તેમને બોલાવ્યા ત્યારે નકશાઓ વિષે જૂનો ખુલાસો આપીને મેકમોહન લાઈન અંગે એમ પણ ઉમેર્યું કે "ભારત સાથેના મૈત્રીસંબંધો" અને "લાંબા વખતના વપરાશ"ને લક્ષમાં લઈ બ્રહ્મદેશ સાથેના કરારમાં અમે એનો

સ્વીકાર કર્યો હતો, અને ભારત સાથેય તે માન્ય ગણ્યું.

આમ છતાં, આ દિવસોમાં જ, બીજી બાજુ, ભારતની પીઠમાં તેઓ છૂરી ભોંકી રહ્યા હતા—તિબેટ અને સિંકિયાંગને સાંધતો, ભારતના અકસાઈ ચીન પ્રદેશને વીંધીને ૧૦૦ માઈલનો એક રસ્તો બાંધવો શરૂ કર્યો હતો—અને ૧૯૫૭માં તે બંધાઈ ચૂક્યા પછી જ ભારતને તેની જાણ થઈ હતી! વળી ૧૯૫૫-૫૬ના આ ગાળા દરમ્યાન જ ભારતમાં ચીનાઓએ તપાસ ટુકડીઓ રવાના કરી હતી. પંજાબના સ્પિતિ પ્રદેશમાં અને સિપકી ઘાટમાં તે પ્રવેશીય હતી (૧૯૫૬) અને આનાથીય આગળ ૧૯૫૫માં ઉત્તર પ્રદેશના બારાહોટીમાંય ઘૂસી ગઈ હતી.

૧૯૫૮-૫૯! આ દરમ્યાન ચાઉ-એન-લાઈએ એના પોતાના ખેલ ગળી જઈને ભારતના ૫૦,૦૦૦ ચો. મા. ઉપર દાવો રજૂ કરવા માંડ્યો હતો. અને ભારતીય નિષ્ણાતો અને ચીની નિષ્ણાતોની સમિતિમાં એ દાવો ટકી શક્યો ન હતો.

આ અરસામાં જ બીજી રીતેય ચીનનો રોષ ભભૂકી ઊઠ્યો હતો.

૧૯૫૮માં ચીની સરમુખત્યારીએ તિબેટની આંતરિક સ્વાધીનતાને રેંસી નાખી; અને ૧૯૫૯માં દલાઈ લામાને ભારતે શરણું આપ્યું. આ પછી ચીનનું રુદ્ર સ્વરૂપ વધુ ને વધુ પ્રગટ થવા લાગ્યું. ૧૯૫૯ના ઓક્ટોબર-નવેમ્બર સુધીમાં તો ભારતનો ૧૨૦૦૦ ચો. મા. પ્રદેશ પચાવી લીધો હતો અને કુલ ૫૦,૦૦૦ ચો. મા.ની ભારતીય ભૂમિ ઉપર પોતાનો હક-દાવો જાહેર કરી દીધો હતો!

આ પછી લાંબી વાટાઘાટોના ઓઠા હેઠળ ચીને લડાખ અને નેફા બંને મોરચે જંગી તૈયારી ચાલુ રાખી. ૧૯૬૦માં ચાઉ-એન-લાઈ ફરી ભારત આવ્યા પરંતુ વાટાઘાટો નિષ્ફળ નીવડી. બાદ ૧૯૬૨ના મે માં ચીને પાકિસ્તાન સાથે પાકિસ્તાનના કબજા હેઠળની ભારતની ભૂમિ અંગે મસલતો કરી. અને સપ્ટેમ્બરની ૮મીએ એકાએક હલો શરૂ કર્યો. ઓક્ટોબરની ૨૦મીએ તે પ્રચંડ સેના ઉતારી નેફા વિસ્તારમાંની આપણી ચોકીઓ ઉપર આક્રમણ કરી ભારતને એક લાંબા અને ગમખ્વાર યુદ્ધમાં ઉતારી દીધું.

## ૫

## વિસ્તારવાદી મહેચ્છા

ચીનના ભારત ઉપરના આક્રમણ પાછળની મકસદ શી છે?

—આ સવાલનો કોઈ નિશ્ચિત ઉત્તર ચીનાઓ પાસેથી તો આપણને મળવાનો નથી જ. એમણે તો 'ચોર કોટવાલને દંડે'–એ ન્યાયે, 'ભારત અમારી સરહદમાં ઘૂસી ગયું છે માટે અમારે ના છૂટકે સામનો કરવો પડ્યો છે'–એવું જુઠ્ઠાણું ચલાવ્યું છે.

પરંતુ જુઠ્ઠાણું કેટલા દિવસ છાનું રહી શકે? એમના પોતાના ૧૯૫૪ના નકશાઓમાં ચીનની જે સરહદો ખોટી રીતે બતાવેલી તેની પણ આગળ તેમણે તો ધસી આવવાની ધૃષ્ટતા કરી છે! સને ૧૯૬૦માં (લડાખમાં) બીજી વધુ સરહદ ઉપર પણ દાવો કર્યો છે.

હવે, કેવળ સીમા-સરહદોનો સંઘર્ષ રહ્યો નથી. એમની તૈયારી અને એમના બદલાતા જતા નકશાના દાવાઓ જોતાં એક વાત તો દીવા જેવી ચોખ્ખી દેખાઈ આવે છે કે–

ચીનની મકસદ એશિયાને પોતાની એડી નીચે આણવાની છે. ચીનની આ મકસદથી હવે આપણે નવાઈ પામવાની જરૂર નથી, અને હવે તો, એથી આઘાત પામવાની માનસિક સ્થિતિમાંથીય આપણે નીકળી જવું જોઈએ.

પરંતુ, દુશ્મનના ઇરાદા—હેતુઓ અને મનસૂબાઓનો ખ્યાલ ન આવે ત્યાં સુધી આપણે આપણી પોતાની

યુદ્ધનીતિ અને વ્યૂહનીતિ અંગે નિશ્ચિત ન બની શકીએ, અને યુદ્ધના વળાંકોની શક્યતાઓનો ખ્યાલ ન કરી શકીએ તો તેને અંગેની પૂર્વતૈયારીઓ (મદદો અને યુદ્ધ-ઉત્પાદન આદિની યોજનાઓ સહિત) પણ ન કરી શકીએ; આપણી યુદ્ધ દરમ્યાનની વિદેશનીતિનો સવાલ પણ આની સાથે સંકળાયેલો છે.

હકીકતે, આપણે ચીનની મુરાદો અને મકસદો અંગે સારી એવી ભ્રમણાઓમાં હતા. એટલા જ માટે આપણે એવી અંધશ્રદ્ધામાં રહ્યા કે, ચીનનો ઝઘડો સરહદોનો જ છે, અને એટલો જ હેતુ સિદ્ધ કરવા માટે કોઈ પણ 'સમજદાર દેશ' યુદ્ધનો રાહ ન જ લે. બહુ બહુ તો, સરહદો અંગે થોડીક ઝપઝપીઓ થઈ જાય, થોડાક ઉગ્ર હુમલાઓ થઈ જાય, પરંતુ યુદ્ધનો રાહ તો નહિ જ અપનાવે.

આપણી આ ધારણા ખોટી પડી તેના બે કારણો હતા—

**એક તો,** ચીન 'કોઈ પણ સમજદાર દેશ'ની વ્યાખ્યામાં આવે એવો દેશ ન હતો. એ તો 'ખંધો વિસ્તારવાદી સામ્યવાદી દેશ' હતો.

**બીજું** એ કે, એનો હેતુ પણ માત્ર સરહદોનો ઝઘડો પતાવવાનો ન હતો, પરંતુ સરહદોના ઝઘડાના ઓઠા હેઠળ, એકસાથે અનેક ગણતરીઓ અને યોજનાઓ છુપાયેલી હતી.

આ 'એકસાથે અનેક ગણતરીઓનો અંદાજ' આપણે લેવો રહ્યો.

અનેક નિષ્ણાતોએ આને અંગે અનેક પ્રકારનાં અનુમાનો કર્યાં છે. અમારી દૃષ્ટિએ મહત્ત્વનાં અનુમાનો આ પ્રમાણે છે—

૧. ચીને પોતે પ્રગટ કરેલો હેતુ તો સરહદો પૂરતો જ છે. આપણે આગળ જોઈ ગયા તેમ ૫૦ હજાર ચો. મા. જેટલી સરહદોનો દાવો કરીને, વધુ દાવાઓ અસ્પષ્ટ રાખીને, છતાં, લડાખ-નેફામાના અનેક પ્રદેશોમાં ધસી આવીને એક તત્કાલ નેમ—ભારતની સરહદો ચાંપવાની—તો પ્રગટ થઈ ચૂકી જ છે. અને એ વાત શક્ય છે કે તત્કાલ નેમ આરંભના વિજયો દ્વારા ભારતને ગભરાવીને તથા તરેહતરેહની વાટાઘાટોને રસ્તે ગૂંચવીને આ કબજા હેઠળનો પ્રદેશ તો દબાવી રાખવો જ. *

અગાઉ ૧૯૫૯માં અને ત્યાર બાદ હમણાં હમણાં સમાધાનની વાત કરી, વાટાઘાટોની તૈયારી બતાવી, જે શરતો રજૂ કરી છે તે ઉપરથી એવું સૂચિત થાય છે કે ભારત જો લડાખનો પ્રદેશ ચીનને ધરી દે તો કદાચ મેકમોહન લાઈન અંગેનો આગ્રહ તે પડતો મૂકે. એટલે કે ચીનની ગર્ભિત ધમકી એ છે કે : **લડાખ આપી દઈ મેકમોહન લાઈન બચાવો.**

૨. તિબેટે હંમેશાં ચીની સર્વોપરિતા સામે માથું ઊંચક્યું છે — અને હજુય ત્યાં અપરંપાર 'દમન' અને 'સામ્યવાદી તાલીમ' પછી પણ સારો એવો ધૂંધવાટ પ્રવર્તે છે—ગમે ત્યારે તે પોતાની સ્વાધીનતા માટે ખડું થઈ જવાનો સંભવ છે.—ભારત એની કુમકે ચડે તો, અને પશ્ચિમી રાષ્ટ્રોનું પીઠબળ ભારતને મળે તો ?—આવી શંકા પણ ચીની સરહદો વધારવાની અને તિબેટને સલામત રાખવાની પાછળ છે જ.

૩. આ તો **તત્કાલ નેમની** વાત થઈ. પરંતુ વિસ્તારવાદી વારસો ધરાવનારી અને કોઈ પણ પદ્ધતિએ ને સાધને દુનિયામાં સામ્યવાદી ક્રાંતિનો વિજય વાવટો ફરકાવવાના અંધ-ઝનૂની આદર્શ પાછળ પાગલ બની રણે ચઢનારી સામ્યવાદી સત્તા માટે, તત્કાલ **નેમ** અને **ભાવિ નેમ**ની વચ્ચે બહુ અંતર નથી રહેતું. પરિસ્થિતિ પકવ દેખાતાં બંને પગથિયાં એકસાથે કૂદી જવાનું ફરમાન 'સામ્યવાદી ક્રાંતિ વિજ્ઞાન'માં મહત્ત્વનું સ્થાન ધરાવે છે. એટલે આ વિજ્ઞાનના જાણકારો અને ચીનના મિજાજને પારખનારાઓ માટે એ વાત દીવા જેવી સ્પષ્ટ છે કે ચીનની **મૂળભૂત નેમ** એ છે કે—

**એશિયામાં ચીનની સરદારીની સ્થાપના કરી આખા એશિયાને સામ્યવાદી નેજા નીચે લાવી ઐતિહાસિક ક્રાંતિકાર્ય પાર પાડવું!**

એશિયાના લગભગ તમામ દેશોને ઓહિયાં કરી જઈ મહાન સામ્યવાદી સામ્રાજ્યવાદનું સ્વપ્નું પ્રગટ

* આ બાબત વધુ મહત્ત્વની ચર્ચા આગળ ઉપર આવશે

રતા (જૂના ચીનનું સામ્રાજ્ય અને સામ્યવાદી ચીનનું એથીય વિશાળ સામ્રાજ્ય સૂચવતો) નકશો પ્રગટ કરવામાં તેને કશી શરમ નડી નથી.

—એટલા માટે તો, તેણે તિબેટની આંતરિક સ્વાધીનતાને રોળી નાખી પોતાનું પ્રથમ ઐતિહાસિક ક્રાંતિકાર્ય પાર પાડયું.

—એટલા માટે તો, નેપાળની રજવાડી સત્તાને અને પાકિસ્તાનની કોમી સરમુખત્યારીને પોતાની પડખે ખેંચવામાં કશો સંકોચ (રજવાડી સત્તા અને કોમી સત્તાની દુશ્મન તરીકે પોતાની જાતને ઓળખાવનારી) સામ્યવાદી સત્તાને થયો નહિ !

૪. તો વળી એવું પણ જણાય છે કે, ચીનની અંદરની સામ્યવાદી સરમુખત્યારી પોતાની અંદરના અસંતોષ અને ધૂંધવાટને 'બહારના આક્રમણ'ને નામે બીજી દિશામાં વાળવા માગે છે. તેણે તેની ૧૨ વર્ષની કારકિર્દી દરમ્યાન ત્યાંની ૬૫ કરોડની પ્રજાને પોતાના આ વિસ્તારવાદી પાગલ સ્વપ્નની પાછળ જોતરવામાં નરી જુલ્મજહાંગીરી ચલાવી છે. દા. ત.—

—કામદારો, કારીગરો અને શ્રમજીવી પ્રજાને, પેટે પાટા બંધાવીનેય, જંગી આયુધો અને યુદ્ધ-ઉદ્યોગો પાછળ ખુવાર કર્યા છે.

—કિસાનોને, આ જંગી યુદ્ધઉદ્યોગોને અનુકૂળ ખેતી-ઉત્પાદનમાં જોતરવા માટે, તેમનું અધિકમાં અધિક શોષણ થઈ શકે તેવાં હજારો કોમ્યુનો ખડાં કરી દઈ, તેમના હાથમાં હળ અને ખભે બંદૂક પકડાવી દઈ યુદ્ધનો 'ભૌતિક અને માનવ પુરવઠો' તૈયાર કર્યો છે. પરિણામે ચીનમાં લાંબાગાળાની દુકાળની પરિસ્થિતિ પ્રવર્તે છે. અને 'કોમ્યુનો' રચીને રાશન-પદ્ધતિએ અન્ન આપવામાં ઇતિશ્રી માની છે.

—ચીનના બુદ્ધિજીવીઓને—લેખકો, વિદ્વાનો, પ્રોફેસરો અને ચિંતકોને—"ભલે પ્રગટો હજારો સુમન"-ના સૂત્ર નીચે સ્વતંત્રતા બક્ષીને, તેમના વિચારો જાણી લઈને, ભયંકર છેતરપિંડી કરીને, સાંડસામાં જકડી લેવામાં આવ્યા છે. આથી એ મોરચે પણ આગ ધૂંધવાઈ રહી છે.

આખા દેશમાં ચીની સામ્યવાદી આદર્શ અને પદ્ધતિને વશ રહી વર્તે તે જ 'પ્રજા' અને બાકીના બધા 'દુશ્મન'—આવી વ્યાખ્યા કરીને પ્રજાના અનેક સમૂહો ઉપર જે વેર ઉતારવામાં આવ્યું છે, તેનાથી આખી પ્રજાનું જીવન વિષમય બની ગયું છે. અને આ બધાં કારણે અસ્વસ્થ અને અકળાયેલી પ્રજાનું લક્ષ બીજે દોરવા માટે તથા ભારતના આક્રમણનો હાઉ પેદા કરીને, રાષ્ટ્રપ્રીતિ પેટાવીને, રાજ્યની શક્તિને વધુ એકાગ્ર કરવા સારુ ચીનને બાહ્ય ઘર્ષણની આવશ્યકતા જણાઈ છે. પરંતુ, આવું ઘર્ષણ, રશિયા કે અમેરિકા સાથે સીધી અથડામણનું, તેને જુદા જુદા કારણસર પણ પાલવે એમ ન હોઈ, અને ભાવિ લાંબા પરિણામ-ની દૃષ્ટિએ તેણે ભારત ઉપરના આક્રમણને પોતાનું સાધન માન્યું છે.

૫. ચીનને જેમ એશિયાઈ સર્વોપરિતાની મહેચ્છા છે તેમ તેને વિશ્વની સામ્યવાદી સત્તાઓમાં સર્વોપરી બનવાનોય મનોરથ છે.

એમ તો, ખુદ એશિયામાં પણ ચીનનાં હિતો રશિયા સાથે અથડામણમાં આવતાં રહ્યાં છે (જે આગળ ઉપર જોઈશું). ઉપરાંત, આજે ચીનને રશિયાના પેટ્રોલ ઉપર આધાર રાખવો પડે છે તેમાંથી છૂટવા માટે ભારતના આસામના તેલવિસ્તારો ઉપર તેની દાઢ સળકે એ સંભવિત છે. એથી જ તો તેણે, સામ્યવાદી સત્તાઓમાં મોવડી ગણાતા રશિયા સામે પણ, 'સૈદ્ધાન્તિક' અને 'વ્યૂહાત્મક' બંને ક્ષેત્રે જેહાદ શરૂ કરી દઈ, રશિયાને તથા તેની તરફ ઢળતાં તમામ સામ્યવાદી રાષ્ટ્રો અને સામ્યવાદી પક્ષોને ભ્રષ્ટ પતિત ક્રાંતિકારીઓ તરીકે ભાંડીને શુદ્ધ ક્રાંતિનો નેજો ફરકાવ્યો છે—જેમાં આક્રમણ અને યુદ્ધો અનિવાર્ય સાધનો છે! આમ, અંતે તો, વિશ્વયુદ્ધ દ્વારા વિશ્વ સામ્યવાદની સ્થાપના એ જ ચીનનો એકમાત્ર હેતુ બની જાય છે.

## ૬

# વંધ્ય મહેચ્છા : નિષ્ફળ પેંતરા

અનેક પ્રકારની મહેચ્છાઓ પૂરી કરવા ચીન માટે જંગી યુદ્ધની પ્રચંડ તૈયારીઓ અનિવાર્ય હતી અને તેણે તે ભારત મોરચે છેલ્લા પાંચ વર્ષ થયા તો વ્યવસ્થિત રીતે કરી જ છે.

પરંતુ ચીનની આ તૈયારીઓ છતાં એને માટે વિજયની કોઈ શક્યતા નથી—ભારત જ વિજયી નીવડશે એમ રાષ્ટ્રપ્રમુખ અને પં નેહરુ વારંવાર ઉચ્ચારે છે ત્યારે તે મોટે ભાગે આત્મશ્રદ્ધા અને સત્યના આખરી વિજયની શ્રદ્ધાના સંકેતો તો હોય છે—જે ભારતીય પ્રજાના મનોબળ માટે મહાન પ્રેરણારૂપ પણ છે.

પરંતુ દૂરગામી રાજદ્વારી દૃષ્ટિએ વિચારતાં પણ આપણે આ જ નતીજા ઉપર આવીએ છીએ સૌથી પ્રથમ તો, ચીને વિશ્વવિજયી મનોરથો સેવ્યા છે અને તેની ભરપટ્ટે તૈયારીઓ કરવા માંડી છે છતાં તેણે તેની ગણતરીઓમાં એવડી મોટી અને ગંભીર ભૂલો કરી છે—જેવડી ગંભીર અને મોટી ભૂલો ફાસીવાદે બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન કરી હતી.

★ **સૌથી પ્રથમ ભૂલ** તો એ છે કે—સામ્યવાદી ચીનને એ બાબતનું રજમાત્ર ભાન નથી કે લોકશાહી પદ્ધતિનો દેશ શી રીતે જીવે છે અને વર્તે છે લોકશાહી પદ્ધતિ એક વિશિષ્ટ પદ્ધતિ છે, એની વ્યૂહનીતિ પણ વિશિષ્ટ સ્વરૂપની જ હોઈ શકે છે—એ વાત અંતિમ કક્ષાના સામ્યવાદી દેશને સમજાવી જ અશક્ય છે. એથી જ તો, ભારતે એની આઝાદીના આરંભનાં વર્ષોમાં જ્યારે જ્યારે, પ્રસંગોપાત્ત, પશ્ચિમી શાહીવાદીઓની વસાહતી નીતિની સામે, યુનોમાં અને બહાર પણ, અવાજ બુલંદ કર્યો ત્યારે ત્યારે, ચીને પોતાની પશ્ચિમી રાષ્ટ્રો સામેની સામ્યવાદી દ્વેષનીતિના એક ભાગ રૂપે જ તેનો (ભારતની નીતિનો) લાભ ઉઠાવી શાહીવાદીઓ સામેનો મોરચો મજબૂત કરવા માંડ્યો. પરંતુ એને ભારતનું બીજું વલણ સમજાતું ન હતું. ભારત કૉમનવેલ્થમાં ચાલુ રહે, પશ્ચિમી રાષ્ટ્રો સાથે મૈત્રીસંબંધો જાળવે અને કોઈ પણ લશ્કરી જૂથમાં જોડાઈ જવાનો ઇન્કાર કરે—આ બિનજોડાણની નીતિ સમજવાનું એને માટે અશક્ય હતું. આથી જ તે ભારતને છૂપા શાહીવાદી પિઠ્ઠુ તરીકે ગણીને જ ચાલતું હતું. સામ્યવાદી દેશને મન બે જ કસોટીઓ હતી—કાં તો સામ્યવાદ-તરફી છો, કાં તો શાહીવાદ-તરફી છો, જો તમે સામ્યવાદ-તરફી નથી તો શાહીવાદી તો છો જ છો!

બીજું એવું પણ બન્યું કે, ભારતની શાંતિમય સહઅસ્તિત્વની અને પંચશીલની નીતિ ચીન માટે 'ગાજરની પિપૂડી' હતી—વાગી ત્યાં સુધી ઠીક છે, નહિ તો ખાઈ નાખવાની! અને ભારતની આ નીતિને એણે કમજોરીની માની—'એપીઝમેન્ટ'ની મનોવૃત્તિવાળી, ક્રમશઃ શરણાગતિની નીતિ માની લીધી. એટલે પછી તો એનો વ્યૂહ **સવાઈ હિટલરી** નમૂનાનો વ્યૂહ બની ગયો! પહેલાં, ઝઘડાની કોઈ પણ બાબત અંગે નક્કી સ્પષ્ટ વાત કહી ન નાખવી (દા. ત. ચીન અને ભારતની સરહદો અંગે કશો ફોડ પાડવો નહિ) અને સામા પક્ષને વિશ્વાસમાં રાખી, બલ્કે સામા પક્ષનો વિશ્વાસ જીતી લઈ એને અંધારામાં રાખી ભરપટ્ટે તૈયારીઓ કરી લેવી; બાદ, એક પછી એક નાના નાના સવાલો ઊભા કરવા અને સામા પક્ષને બને એટલો ગૂંચવવો; પછી રીતસર દાવાઓ કરવા અને ધીમે ધીમે વધારતા જવા; સાથે સાથે, 'હજી તો નાના નાના દાવાઓ પૂરતો જ ઝઘડો છે' એવો દેખાવ ચાલુ રાખી ધાકધમકીઓથી શરૂઆત કરી લશ્કરી દબાણ યોજવું; અને વળી વાટાઘાટોના નામે જરૂર મુજબ લાંબો-ટૂંકો સમય નાખવો; આમ સામા દેશને '**માનસિક યુદ્ધ**'માં થકવવો, અને દુનિયામાં પણ હક્ક દાવાઓ અંગે ધૂંધળું વાતાવરણ તૈયાર કરવું. આ પછી 'ચોર કોટવાળને દંડે', એ ન્યાયે પોતાની સીમા પર હલ્લો થયાની બુમરાણ કરી આગળ ધસી જવું!

આમ ધાકધમકીમાંથી ક્રમશઃ લશ્કરી દબાણ અને તેમાંથી લશ્કરી ઘૂસણખોરી (ઇન્ટ્રુઝન); તેમાંથી લશ્કરી ઝપાઝપી (ઇન્કર્ઝન)—એમ માનીને કે કદાચ આક્રમણ (ઇન્વેઝન)ની જરૂર જ ન પડે!

ચીનને ગળા સુધી ખાતરી હતી કે ભારત લળી પડશે! પરંતુ ચીને એમાં થાપ ખાધી છે. ભારતની શાંતિવાદી નીતિને કારણે, પડોશી ચીન ઉપરના અતિવિશ્વાસને કારણે, એને સહન કરવું પડ્યું છે એ સાચું; પરંતુ ભારતની ગમે તેવી ઢીલી નીતિ પણ 'એપીઝમેન્ટ'ની નીતિ હરગિજ ન હતી, તે વાત ચીનને પણ ભારે ખુવારીને અંતે સમજાઈ રહી છે

✶ ચીનની બીજી ખોટી ગણતરી એ કે ભારતના સ્વરાજ્યને ચૌદ ચૌદ વર્ષ થયા પછીય તે આર્થિક રીતે અને રાજ્યસત્તાની રીતે ઘણું કમજોર રહ્યું છે–બલ્કે ભારત અંદરથી ડામાડોળ સ્થિતિમાં છે. ભારતમાં દરેક રાજ્ય ઘટક બીજા પડોશી રાજ્ય ઘટકો સામે અને સૌ પાછા કેન્દ્ર સરકાર સામે રોષભર્યું વલણ ધરાવે છે; ભારતના રાજદ્વારી વિરોધી પક્ષો તો નેહરુની અને કેન્દ્ર સત્તાની બેફામ ખુલ્લી ટીકા કરવાની હદે પહોંચી ગયા છે; અને ભારતમાંનાં ન્યાતજાત અને કોમોના તથા પંથો–ધર્મોના, ભાષાઓ અને પ્રદેશોના, તથા પક્ષો–પક્ષો વચ્ચેના ઝઘડાઓ માઝા મૂકી ખૂનખાર આંતરવિગ્રહ રૂપેય ભભૂકી ઊઠ્યા છે; અને ફરી ફરી રાષ્ટ્રીય એકતા તથા એકાત્મતાના ભગીરથ પ્રયાસો પણ નિષ્ફળ ગયા છે. માટે નક્કી ભારતની સત્તા આંતરિક રીતે નિર્બળ પડી ગઈ છે. પરિણામે, ચીનના આક્રમણ સામે એ લાંબો વખત ટકી નહિ શકે—આવી ગણતરીઓએ પણ ચીની હલ્લાખોરોને ઊંચે પાટે ચઢાવ્યા છે.

ભારતમાં લોકશાહી પ્રણાલી હોવાને કારણે જ ભારતની વિભિન્નતાઓ અને કેટલીક ગંભીર વિચ્છિન્નતાઓ ખુલ્લી રીતે પ્રગટ થઈ શકી છે. આ કાંઈ ભારતની કેવળ કમજોરીનું જ ચિત્ર નથી. (સરમુખત્યાર દેશોમાં આ બધું દબાયેલું રહી વિકૃત બની વધુ ભયંકર પરિણામો પેદા કરે છે!) આથી, ભારત ઉપર બહારનું આક્રમણ થતાં આખું રાષ્ટ્ર–સમસ્ત પ્રજા તેના બધા ભેદો અને અસંતોષો બાજુએ મૂકી દઈને એકદેહ બની રણમોરચે ઊભી રહી જશે, એ પાયાનું રાષ્ટ્રીય સત્ત્વ ચીનની આંખે ચઢવું અશક્ય જ હતું–અને તેણે થાપ ખાધી જ ખાધી.

✶ ત્રીજી વાત: ભારતે ફરી ફરી સમાજવાદનો આદર્શ જાહેર કરીને, અને પશ્ચિમી રાષ્ટ્રોની નીતિની વારંવાર કઠોર ટીકા કરીને પશ્ચિમી દેશોનો સારો એવો ગુસ્સો વહોર્યો છે; તથા 'મિગ' 'અને ગોવા', 'પાકિસ્તાન' અને 'કાશ્મીર'ના સવાલો ઉપર એણે મક્કમ વલણ લઈનેય તેમને નાખુશ કર્યા છે. આથી ભારત પરના આક્રમણ સમયે આ પશ્ચિમી રાષ્ટ્રો તેની વહારે નહિ થાય-આ ગણતરીઓ પણ ગેરવાજબી ઠરી છે. તથા ભારત તેની ઉપરના આ આક્રમણના સમયે પશ્ચિમી દેશો પાસે જરૂરી શસ્ત્રસરંજામ અને મદદ માગવાની હિંમત પણ નહિ કરે એવી ધારણા પણ ખોટી પડી છે. ચીન એ વાત ભૂલી ગયું છે કે ભારત સામ્યવાદીઓની જેમ કોઈ પણ રસ્તે, ગમે તે સાધનો વડે, સમાજવાદની સ્થાપના કરવા ઇચ્છતું નથી, તથા ભારતનો સમાજવાદી આદર્શ પણ સામ્યવાદી છાપનો છે જ નહિ. બલ્કે, ભારતની પ્રતિજ્ઞા **કેવળ લોકશાહી માર્ગે અને શુદ્ધ શાંતિવાદી માર્ગે જ સમાજવાદી** ઢબની સમાજરચના કરવાની રહી છે. એટલે એની અને પશ્ચિમી રાષ્ટ્રોની વચ્ચે બીજા ગમે તેટલા ભેદો હોવા છતાં લોકશાહી સાધનની બાબતમાં એકમતી છે.

આ મૂળભૂત સત્ય જેમની સમજમાં ઊતરવું શક્ય નથી તેવા અંધ – ઉગ્ર સામ્યવાદી ચીને અંધારી ખીણમાં કૂદી પડીને આત્મઘાતનો માર્ગ અપનાવ્યો છે, એ સ્પષ્ટ છે.

✶ ચોથી ગણતરી: ભારત પોતે ભલેને કોઈ પણ સત્તાજૂથમાં ન જોડાવાનો નિર્ણય જાહેર કરે, અને એ દ્વારા તે બંને જૂથો પાસેથી લાભ ખાટી જવાની ગણતરી રાખે, પરંતુ અંતે તો, ચીન સામે ભારત યુદ્ધે ચઢવું હશે ત્યારે, રશિયા અને જગતની તમામ કમ્યુનિસ્ટ રાજ્યસત્તાઓ સાથે ગમે તેટલા આંતરિક ઉગ્ર વિરોધો હોવા છતાં તે સત્તાઓ તથા જગતના કમ્યુનિસ્ટ પક્ષો, તેમને ગળથૂથીમાં મળેલી અને અંતિમ સિદ્ધાન્ત રૂપે સ્વીકારાયેલી 'આંતર-રાષ્ટ્રીય' વફાદારીને છેહ દેવાની હિંમત નહિ જ કરે...અને એ દેશો ભારત સાથેના સંબંધો કાપી નાખતાં (ઉપર કહ્યા મુજબ પશ્ચિમી રાષ્ટ્રોથી તો તે

અળગું પડી ગયું હશે એવી ધારણાની ગણતરીએ) ભારત બધાથી એકલું અટૂલું પડી જશે..

પરંતુ ફરી એક વાર ચીને આતરરાષ્ટ્રીય સંઘો અંગેની પરિસ્થિતિનું ઉતાવળું એકાંગી અને મનભાવતું જ પૃથક્કરણ કરીને પોતાની જાતને ધોખામાં નાખી દીધી છે.

આજે રશિયા અને અનેક ઇતર કમ્યુનિસ્ટ દેશો ચીનના ભારત ઉપરના આક્રમણના વિરોધમાં છે; તથા અનેક દેશોની કમ્યુનિસ્ટ પાર્ટીઓ પણ ચીનની તરફેણમાં નથી. એટલે કે ભારત ઉપર આક્રમણ કરીને જગતની સામ્યવાદી સત્તાઓને અને તમામ સામ્યવાદી પક્ષોને, બળજબરીથીય પોતાના મોરચે ઘસડી લાવવાની બાજી ધારી સફળતા પામી નથી. જોકે ચીનનું દબાણ વધે અથવા યુદ્ધ જંગી સ્વરૂપ લે અને પશ્ચિમી દેશો યુદ્ધમાં લગભગ સીધી રીતે ઊતરે એ સ્થિતિએ જગતના કમ્યુનિસ્ટ દેશો એ પક્ષો ચીનના પક્ષે ઊભા રહી જશે, એવી ખાતરી કંઈ ચીને ગુમાવી દીધી નથી.

★ **પાંચમી ગણતરી :** વળી ચીને ભારતના નાનાં નાનાં પડોશી રાષ્ટ્રો ઉપર આક્રમણનો ભય બતાવીને તથા દુનિયાના નવજાત સ્વાધીન રાષ્ટ્રોને મૂંઝવણમાં નાખીને પોતાનો પેતરો પાર પાડવાનો મનસૂબો કર્યો અને આરંભમાં કેટલીક સફળતાઓ તેને દેખાઈ પણ ખરી (દા. ત. નેપાળ અને પાકિસ્તાનનું ચીનતરફી વલણ, બ્રહ્મદેશ-ચીનનો કરાર, ઘાનાના નક્રમાનું આરંભનું નિવેદન અને અનેક નાનાં સ્વતંત્ર રાષ્ટ્રોનું અમુક સમય સુધી મૌન); પરંતુ હવા બદલાઈ રહી છે, અને જોતજોતામાં મોટા ભાગનાં આ પડોશી અને ઇતર રાષ્ટ્રો ભારતની પડખે સક્રિય રીતે આવી જાય તો નવાઈ નહિ *

આમ ભારત પર આક્રમણ કરીને તેને અસહાય, અટૂલું પાડીને નમાવવાની અથવા હરાવવાની કરેલી બધી ગણતરીઓ ખોટી પડી રહી છે. આ હકીકત પાછળ જો કોઈ કારણ હોય તો તે એ જ છે કે, અંધ ઉગ્ર સામ્યવાદી ચીને વર્તમાન દુનિયાના રાજકારણને સમજવામાં અને હવે પછી સરજાઈ રહેલા રાષ્ટ્રો રાષ્ટ્રો વચ્ચેના નવા રાજદ્વારી સંબંધોના પૃથક્કરણમાં છક્કડ ખાધી છે. આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે આ નવતર પરિવર્તનનું રહસ્ય જ એ છે કે–

**જેમ પુરાણા યુગના સામ્રાજ્યવાદ માટે હવે કોઈ અવકાશ રહ્યો નથી, તેમ પુરાણા યુગના સામ્યવાદ માટેય હવે કોઈ કશી ગુંજાશ રહી નથી.**

## ૭

## મરણોન્મુખી માઓ-પંથ

**ચી**ની વિસ્તારવાદીઓના મનોરથો જેટલા મોટા છે, એટલા જ એ નિષ્ફળ જવા સરજાયા છે. છતાં એવી કઈ વસ્તુ છે જે માઓને હિટલરના આત્મઘાતી પંથે ઘસડી જઈ રહી છે?

ચીની માનસ સમજવું અઘરું નથી જેને ગળથૂથીમાં વિસ્તારવાદી વારસો મળ્યો છે, અને જેને મન, જે કોઈ સામ્યવાદી નથી તે બધા જ શત્રુઓ અને શેતાનો છે એવા કટ્ટર સત્તાવાદી માટે આ સિવાય બીજું બનવું શક્ય પણ શું ગણાય?

ચીની સામ્યવાદીઓએ રાજસત્તા પર આવતાવેંત પોતાની સરહદો સાબુત છે કે નહિ તે જોવા નજર ફેલાવી ને એમના પટામાં ફાળ પડી. ભારત, બ્રહ્મદેશ, નેપાળ, પાકિસ્તાન, અફઘાનિસ્તાન અને લાઓસ! આમાંથી કોઈ કમ્યુનિસ્ટ ન હતું. આ સૌ હજી અવિકસિત દેશો હતા—દુનિયાના શાહીવાદીઓએ વરસો લગી એમનું શોષણ કર્યું હતું ને હજી ચાલુ હતું. છતાં એમાંના કોઈએ સામ્યવાદી ક્રાંતિની 'હિંમત' કરી ન હતી એટલું જ નહિ પણ

* કુલ ૧૦૪માંથી ૫૬ રાષ્ટ્રોએ ભારતને ટેકો જાહેર કર્યો છે–જેમાં મોટા અને મુખ્ય ગણાતાં લગભગ બધાં રાષ્ટ્રોનો સમાવેશ થાય છે. સિવાય કે રશિયા, બર્મા નેપાળ, ઇંડોનેશિયા, પાકિસ્તાન.

સામ્યવાદના દુશ્મન ગણાતાં પશ્ચિમી દેશો સાથે એમાંના ઘણા તો, મૈત્રી-સંબંધ સાચવી રહ્યા હતા. મામલો જોખમભર્યો હતો!

આથી યેનકેન પ્રકારે તેમાં અશાંતિ ઊભી કરવા માઓત્સે તુંગે માર્ગ શોધી કાઢ્યો હતો—ઘણાં વરસો પહેલાંથી ઉકેલ વિચારી રાખ્યો હતો. રાજસત્તા હાથમાં આવતાંની સાથે જ, ૧૯૪૯માં, ચીનની કમ્યુનિસ્ટ પાર્ટીના મંત્રી લ્યુ શાઓ-ચીએ એશિયા–ઓસ્ટ્રેલિયાની ટ્રેડ યુનિયન પરિષદમાં ઉદ્‌ઘાટન પ્રવચન દરમ્યાન કહ્યું હતું કે ક્રાંતિનો એકમાત્ર માર્ગ માઓત્સે તુંગનો માર્ગ છે. વસાહતી અગર અર્ધવસાહતી અથવા સ્વતંત્ર દેશ—સૌને માટે આ એક જ રાહ છે!

અને માઓએ છેક ૧૯૩૧ માં અને ત્યાર બાદ ૧૯૪૪ માં આઉટર મોંગલના પ્રદેશને ઉદ્દેશી જરૂરી સૂચન કરી નાખ્યું હતું કે ચીનમાં ક્રાંતિનો વિજય થશે, ત્યાર પછી આઉટર મોંગોલિયા આપોઆપ ચીનનો ભાગ બની જશે. અને આ પ્રકારની તૈયારી માટે સહેલામાં સહેલો રસ્તો એ હતો કે દરેક દેશમાંના સામ્યવાદી પક્ષ દ્વારા પરિસ્થિતિ જ એવી ઊભી કરવી કે જેથી ચીનનો આપોઆપ પ્રવેશ શક્ય બને.

૧૯૪૮માં માઓ પંથનો અમલ બ્રહ્મદેશ, ઇન્ડોનેશિયા અને ભારતમાં આરંભાયો હતો. અલબત્ત આ માર્ગે જે પરિણામો આવ્યાં તે માઓની ધારણા કરતાં સાવ જુદાં જ—ઊલટાં જ હતાં. બ્રહ્મદેશનો સામ્યવાદી પક્ષ આ બાબતમાં ઝનૂની બની વર્ત્યો. પરિણામે એ દેશનો સામ્યવાદી પક્ષ પાયમાલ થઈ ગયો; એ તો ઠીક પણ એને કારણે લોકશાહી પાર્લમેન્ટરી રાજ્યપદ્ધતિ એ દેશમાં અશક્ય બની ગઈ—કદાચ માઓની મકસદ જ આ હશે—લોકશાહીમાંથી વિશ્વાસ ઉઠાડી દઈ સર્વસત્તાવાદને રસ્તે લોકોને ઢસડી આણવા!

ઇન્ડોનેશિયામાં આથી જુદું પરિણામ આવ્યું. ૧૯૪૮ માં ત્યાંના સામ્યવાદી પક્ષે મુસોના નેતૃત્વ નીચે સશસ્ત્ર બળવો કર્યો. અપરંપાર કુરબાનીઓ અને ખુનામરકી પછીય કશું પરિણામ ન આવ્યું. અને અંતે જ્યારે આ દેશનો કમ્યુનિસ્ટ પક્ષ માઓનો પંથ છોડી દઈ રાષ્ટ્રવાદી તરીકે પ્રવૃત્ત થયો તે પછી જ ત્યાંના સામ્યવાદી પક્ષને સફળતાઓ લાધી.

મલાયામાં પણ આરંભના થોડાક વિજયો બાદ કરતાં ત્યાંના બ્રિટિશ શાહીવાદ સામે સ્થાનિક સામ્યવાદી પક્ષ ફાવ્યો નહિ. અને બ્રિટને મલાયાના રાષ્ટ્રવાદીઓને પરતક સત્તા સુપરત કરી પછી તો સામ્યવાદી પક્ષની મજૂરો ઉપરની પકડ પણ તૂટી ગઈ.

આ બધા અનુભવ પછી, પોતાની જ કોઈ પાયાની ભૂલ સમજવાને બદલે, ચીની તુમાખીખોરીએ ઇન્ડોનેશિયામાં વસતા ચીનાઓનો પક્ષ લઈ ઇન્ડોનેશિયાની સરકાર તથા ત્યાંના સામ્યવાદી પક્ષ ઉપર પણ ગાળો વરતાવી થાય તેટલી ઉશ્કેરણી કરી; અને આ ઘટનાથી નારાજ થઈ જ્યારે ચીનના કેટલાક રાજદ્વારી ચાણક્યોએ આ બાબતમાં માથું માર્યું ત્યારે તેમને જેલમાં બેસાડી દેવામાં આવ્યા! અને ઇન્ડોનેશિયાના કમ્યુનિસ્ટોએય માઓ-પંથથી નાસી જઈ પોતાની સરકારની તરફદારી કરવી પડી!

જો કે, ચીનમાં સામ્યવાદી સત્તા અસ્તિત્વમાં આવતાં વેંત તેને પહેલી માન્યતા આપનાર બ્રહ્મદેશ જ હતો. તેમ છતાં ૧૯૫૧માં એની સામે જ ચીને સરહદોનો ઝઘડો ઊભો કરી દઈ ત્યાંના સામ્યવાદીઓને સરકાર વિરોધી મોરચે ઉશ્કેર્યા એની સાથે સાથે જ ચીનાઓએ બ્રહ્મદેશના પ્રદેશો ઉપર પોતાનો દાવો કરતા નકશાઓ પ્રગટ કરી નવો પેંતરો નાખ્યો અને એના ઓઠાને નામે નાની નાની અથડામણો શરૂ કરી, બ્રહ્મદેશના સામ્યવાદીઓને અંધાધૂંધી શરૂ કરી દેવાની સૂચનાઓ આપી. પરંતુ બ્રહ્મદેશના સામ્યવાદીઓ આંતરવિગ્રહ જગાવવામાં નિષ્ફળ ગયા અને ત્યાર પછી જ ચીને બ્રહ્મદેશ સાથે સરહદો અંગે સમાધાન કરી લીધું.

નેપાળ ઉપર તો ૧૮મી સદીથી ચીનનો ડોળો રહ્યો હતો. તેના ઉપર હલ્લો કરી, તેને હરાવી પોતાની સાર્વભૌમ સત્તા સ્થાપી દઈ ખંડણી ઉઘરાવવા માંડી હતી ૧૯૧૦ સુધી આમ ચાલ્યું હતું. વચગાળામાં—૧૯મી સદીમાં નેપાળીઓએ તિબેટીઓને હરાવી સામેથી ખંડણી લેવા માંડી હતી.

૧૯૪૯માં સામ્યવાદીઓ ચીનમાં સત્તા પર આવ્યા ને તિબેટમાં તેમની પકડ જામી પછી નેપાળે ખંડણી બંધ કરી; પરંતુ સામેથી ચીને ઉપકાર માનવાને બદલે ઊલટા નેપાળના કેટલાક પ્રદેશો ઉપર પોતાનો દાવો આગળ ધર્યો; એવરેસ્ટના શિખરો ઉપર હક્ક કર્યો. તેમાં વળી નેપાળ-ભારત વચ્ચેના મૈત્રીસંબંધો પણ ચીનને ખૂંચતા હતા.

**આથી ૧૯૬૦માં ચીની ફોજો નેપાળની સરહદો સુધી ધસી આવી.**

અલબત્ત, નેપાળીઓએ ગભરાઈ જઈને સમાધાન કરી લીધું...અને રાજા મહેન્દ્રે ભારત સાથેના સંબંધમાં પલટો આણી પેકિંગને રીઝવી લીધું.

**અફઘાનિસ્તાનની** વાખાણ પટ્ટી ઉપર પણ ચીનનો દાવો ચાલુ જ છે—જો કે સોવિયેત રશિયાના નકશા મુજબ આ પ્રદેશ અફઘાનિસ્તાનનો જ છે.

આમ, માઓ-પંથે એશિયામાં તરેહ તરેહની કામગીરી કરી હતી.

*** નવાં અને નિર્બળ રાષ્ટ્રોની સરકારોને આંતરિક સામ્યવાદી બળવાઓથી ઢીલી પાડી નાખવી.**

*** સરહદોના નવા નવા દાવાઓ કરીને તથા જરૂર મુજબ લશ્કરી દબાણ લાવીને તે સત્તાઓને ભીંસમાં લઈ નમાવવી.**

*** એકંદરે એશિયામાં લોકશાહી કદી ફાવવાની નથી એવી ભૂમિકા બળજબરીથી પણ ઊભી કરી દઈનેય, સર્વસત્તાવાદ માટેનો માર્ગ મોકળો કરવો.**

આ બધી મકસદો પાર ઊતરતી ન હતી. બીજી બાજુ ચીનની તળભૂમિ ઉપરથી ભાગી છૂટેલ ચાંગ-કાઈ શેક બાજુના જ ફોર્મોસા ટાપુ ઉપર પગદંડો જમાવીને બેઠો હતો અને એને ભરપટ્ટે અમેરિકી રક્ષણ અને સહાય મળી રહી હતી. તો વળી ચીનનું વરસો સુધી ગળું ઘૂંટનાર જાપાન પણ તાકીને સજ્જ બની બેઠું હતું.

આમ, ચીનને ચોપાસ ભયનો જ ભાસ થઈ રહ્યો હતો.

અને હજીય વધુ ચિંતા અને જોખમનો સામનો ઘરની અંદરના ગણાતા તિબેટનો હતો ઘરમાં ગણાવા છતાં હમેશાં એણે ચીની સત્તાવાદ સામે માથું ઊંચક્યું હતું. તિબેટ ચીની પેટમાની શૂળ જેવું હતું ! કઈ ઘડીએ એનો મિજાજ ફરી ઊસળશે ને કઈ ઘડીએ એ, એની આગળની પ્રણાલી અનુસાર, બંડે ચડશે શું કહેવું ? ભારત સાથેના એના સંબંધો વળી જૂના છે ને નિકટના છે. ભારતના સંસ્કાર-સંબંધો ઉપરાંત વેપારી સંબંધો પણ છે અને ભારત પોતાને શિરે તિબેટની આધ્યાત્મિક જવાબદારી હોવાનું પણ માને છે.

અને ભારત પોતે? એને તો બ્રિટિશ પાસેથી 'સ્વરાજ' મળ્યું છે અને બ્રિટને આપ્યું છે કોને? ભારતની "મૂડીવાદી-શાહીવાદ તરફી-સામંતશાહી તરફી કૉંગ્રેસની નેતાગીરીના હાથમાં." એના નેતા નેહરુએ પોતે જ ભારતને બ્રિટનના કૉમનવેલ્થમાં જોતર્યું છે. આનાથી વધારે રાષ્ટ્રીય ગદ્દારીની સાબિતી બીજી શી હોઈ શકે ?

ટૂંકમાં, માઓ-પંથીઓ વિચારતા હતા – જેણે શુદ્ધ સામ્યવાદી ક્રાંતિનો રાહ તરછોડ્યો છે, જેણે બાંધછોડ અને સમાધાન-શરણાગતિ કરીને બ્રિટનની દયા પર સ્વરાજ મેળવ્યું છે—એટલે કે જેને સાચું સ્વરાજ પણ મળ્યું નથી, અને જે હજી બધી રીતે પછાત અને રંક દશામાં જીવી રહ્યો છે એવા ભારત દેશે પશ્ચિમી શાહીવાદની ખુશામત કરીને જ જીવવું રહ્યું ને જે ટુકડા મળે તે પર સુખ સમાધાન માનવું રહ્યું. એવો દેશ પશ્ચિમી શાહીવાદનું 'પ્યાદું' બની તિબેટમાં તરકટ રચે તો નવાઈ પણ નહિ...

—સામ્યવાદી ચીનનું માથું ભારત અંગેની આ કલ્પનિક—પાગલ ભીતિની આગથી સળગેલું હતું અને એના 'ઉપાય' લેખે તેણે તિબેટને પોતાના મક્કમ સકંજામાં લેવાનો નિશ્ચય કરી લીધો. જોતજોતામાં તેણે તિબેટમાં મોટા પાયા પર 'સુધારા' દાખલ કર્યા; મોટા પાયા પર 'નવી તાલીમ' આપવા માંડી; અને જંગી પ્રમાણમાં ચીની ફોજ

તિબેટમાં થાણું નાખી બેસી ગઈ. તિબેટના લામાઓ અને જમીનદારોમાંથી તિબેટની 'મુક્તિ' થઈ ચૂકી! દલાઈ લામાએ વતન છોડી ભાગવાનું પસંદ કર્યું અને ચીની વિમાનોએ એમનો પીછો પકડયો. ત્યારે, સ્વતંત્ર મિજાજની તિબેટી જાતિઓ બગાવતે ચઢી અને ચીની ફોજોએ હજારોની હસ્તી નાબૂદ કરી તિબેટને બચાવ્યું!

પરંતુ આથી તો આગ ઓલાવવાને બદલે ભભૂકી ઊઠશે કે શું એવું ઘડીભર લાગ્યું. દલાઈ લામા ભારત આવી પહોંચ્યા અને ભારતે એમને આંતરરાષ્ટ્રીય કાનૂન અનુસાર આશ્રય આપ્યો.

એ વખતે માગણી તો એવી થઈ હતી કે ભારતની સરકાર દલાઈ લામાને **તિબેટની સમાંતર સરકાર** સ્થાપવા દે અને તિબેટની મુક્તિ માટેના દલાઈ લામાના પ્રયાસોમાં ભારત સાથે આપે.

અલબત્ત પં. નહેરુ આવો કોઈ પ્રશ્ન વહોરવા તૈયાર ન હતા અને એમણે એવા તમામ પ્રયાસોને નિરુત્સાહિત કર્યા.

પરંતુ ચીનને હૈયે તો હવે તેલ રેડાયું હતું. સદીઓ જૂની સામ્રાજ્યવાદી પકડમાંથી તિબેટ નીકળી જાય તે સામ્યવાદી ચીનને ખપતું ન હતું.

⊛ તિબેટમાં બગાવત, ભારતનો ટેકો, પશ્ચિમી સત્તાઓનાં લશ્કરોની ચીનમાં કૂચ! ટૂંકમ એશિયાઈ સામ્યવાદ માટે મોતની નોબત! ભય ત્રસ્ત ચીન માટે આટલો તર્ક પૂરતો હતો.

પોતાની જાતને 'શુદ્ધ ક્રાંતિકારી' અને 'સંપૂર્ણ' માનનાર માટે કંઈ જ ઓસડ હોઈ ન શકે. એને કો સમજાવી જ ન શકે કે આ બધા એના મનના તુક છે. આ બધી ભ્રાંતિ છે; ભૂલ છે.

પરિણામ એ આવ્યું કે સર્વસાધારણ રીતે મૂર્ખ અને આપઘાતનો માર્ગ ગણાય તેમાં જ ચીનને પોતા સુરક્ષા દેખાઈ—તિબેટને સખ્ત સંકજામાં રાખવું બ નથી, ભારતનેય સંકજામા લીધા વિના એ સમજશે નહિ

વારસામાં મળેલી વિસ્તારવાદની લાલસા માટે ચ તો ઉત્તમ મોકો હતો. દુનિયાની આગળ ધરવા મા સારું બહાનું પણ હતું. અને ૧૯૫૬ દરમ્યાન ચીન એ માર્ગે વળી ચૂકયું હતું.

**આમ, માઓનો પંથ ભયમાંથી અને સત્તાની લાલસામાંથી જાગ્યો હતો, અને એશિયાઈ સરદારીના ખ્વાબમાં, તમામ વાસ્તવતાઓ ભૂલી, અંધ આવેશમાં મોતની ખીણ તરફ ધસી રહ્યો છે.**

## ૮

## ભારતનો યુદ્ધવ્યૂહ

ભારતે યુદ્ધ માગ્યું નથી, ને આજેય હજી આપણને યુદ્ધ ખપતું નથી. પરંતુ યુદ્ધ આપણે માથે લદાયું છે તો શકય તેટલી વીરતા, શક્તિ અને દક્ષતાથી લડી લઈશું—એ વિશેય શંકા ન હોવી જોઈએ. સાથોસાથ આપણે દુશ્મનના એક એક પેંતરા વિષે અનેક રીતે સાવધાન રહેવું પડશે.

આ હેતુથી ફરી એક વાર આપણે ચીની વ્યૂહનું કેટલુંક પૃથક્કરણ કરી લેવું જોઈએ—

ચીની હેતુઓ વિષે વધુ વીગતે વિચારવું અનેક રીતે અગત્યનું છે. કેમ કે એની નેમ કેવળ ભૌગોલિક વિસ્તારો તાબે કરવાની નથી. એક રીતે તો એ પણ એનું ભારત ઉપરના **રાજકીય** અને **માનસિક** આક્રમણનું એક **સાધન** છે. તેના આ ત્રિલક્ષી (ભૌગોલિક, માનસિક અને રાજકીય) આક્રમણનો ખ્યાલ આવે તો જ તેની સમાધાનની ખંધી રમત પાછળના ચકરાવાનો તાગ આપણે પામી શકીએ અને તો જ આપણે ચીનના ત્રિલક્ષી આક્રમણ સામે આપણો મક્કમ વ્યૂહ અગાઉથી વિચારીને સુસજ્જ બની શકીએ.

**એટલે કે ભારતની ભૂમિ ઉપર કેટલું વ્યાપક અને ઊંડું આક્રમણ કરવું, કયારે કેવા પ્રકારનું સમાધાન કરવું, અને કયારે યુદ્ધ બંધ કરી**

**વાટાઘાટો અને સમાધાન ઉપર પહોંચી જવું આ બધી બાબતોનો નિર્ણય ચીન દરેક તબક્કે કરશે, અને તે અનુસાર તે અમલ કરશે.**

ટૂંકમા ચીનનો તાત્કાલિક વ્યૂહ તેમના ભાવિ બૃહત્તર વ્યૂહના એક ભાગ રૂપે હોઈ તેની તાત્કાલિક મર્યાદાને સમજવામા ભૂલથાપ ન ખાવી જોઈએ બલ્કે યુદ્ધવિરામ (તા ૨૨ નવેમ્બર) જાહેર કરવામા અને પોતાનુ સૈન્ય ૭ મી નવેમ્બર ૧૯૫૯ સુધી એક વાર પાછુ લેવાની જાહેરાતમા ભારતને રાજકીય અને માનસિક રીતે પરાજિત કરવાની તેની ગણતરી છે

ટાઈમ્સ ઑફ ઈન્ડિયાના શ્રી એસ  જે  એમના તા ૫,૧૨,૧૯ અને ૨૩ મી નવેમ્બરના લેખો આ આખી યુક્તિ ઉપર ખૂબ જ પ્રકાશ પાડનારા છે તા ૨૧ ના યુદ્ધવિરામ પૂર્વના લેખોમા તેણે ભારે અગમબુદ્ધિપૂર્વક આવી આગાહીઓ કરેલી પણ હતી આ લેખોના પ્રકાશમા વિચારીએ તો—

★ નેફા પ્રદેશમા આટલે દૂર સુધી ઘુસી જવાનુ સાહસ ખેડવા પાછળ ચીનનો હેતુ ભારતમા વધુ ઊંડો પગપેસારો કરવાનો હોય એ સ્વાભાવિક છે પરંતુ પોતાની તળભૂમિથી આટલે દૂર પહોચ્યા પછીની—હિમાલયની ગિરિમાળા આડ ઊભી હોવાને કારણે—વધી જનારી મુશ્કેલીઓનો ખ્યાલ તેને ન હોય એવુ ન જ બને

★ એટલે કે નેફા સુધી ધૂસી આવવા પાછળ પણ તાત્કાલિક મુખ્ય હેતુ રાજકીય અને માનસિક હોવાનો સંભવ છે ભારતને એક વાર પીછેહઠ કરાવીને તેણે શ્રેષ્ઠ સરસાઈ બતાવી દીધી છે હવે પાછા ચાલ્યા જઈને (અલબત્ત, વધુમા વધુ ૭ મી નવેમ્બર ૧૯૫૯ની સ્થિતિએ) તે રાજકીય હેતુ પાર પાડવા માગે છે એમ માની શકાય—આ જાહેરાત પછી તટસ્થ રાષ્ટ્રો—પ્રેસિડન્ટ નાસર જેવા ઉપર પણ—અને સર્વસાધારણ રીતે દુનિયામા તે પોતાની શાંતિ માટેની 'સચ્ચાઈ' પુરવાર કરવા માગે છે આ રીતે તે પોતાના આતરિક ઘર્ષણમા પણ દુનિયાના કમ્યુનિસ્ટ પક્ષો આગળ અને રશિયા આગળ પણ 'ક્રાંતિભરી દક્ષ વ્યૂહ'ની બડાશ મારી શકે છે અને ભારતને ભારે ગૂચમા મૂકી દઈ અળગુ—અટૂલુ પાડવાનો પણ તેનો મનોરથ ફળશે, અને ભારતને વાટાઘાટના મંચ ઉપર ઘસડી આણી શકાશે એમ પણ તે માને છે*

ભારત ઉપર આવુ અણધારી વાગઘાતનુ માનસિક આક્રમણ કરીને, નેફા સામે લડાખનુ સાટુ કરી લેવાનો સોદો પતાવી શકાશે એવી તેની ગણતરી હોવાનો પણ પૂરો સંભવ છે અને જો ભારત આમા ગૂચવાઈ જાય તો નેફામાની પીછેહઠ (તા ૨૨ સપ્ટેમ્બર પછી) કરતા અનેકગણું ગભીર નુકસાન પ્રજાનો જુસ્સો અને મક્કમ નિર્ધાર ઢીલો પાડી નાખીને—તે કરી શકશે

યુદ્ધ દ્વારા ભારત આ સઘર્ષ ઉકેલવા ઇચ્છતુ નથી, એ આગ્રહ વાજબી હોવા છતા, ચીને ૧૯૫૭-૫૮ દરમ્યાન લડાખમા ૧૨૦૦૦ ચો માઈલનો પ્રદેશ દબાવી લીધો હતો ત્યારે જ રાષ્ટ્રીય ફરજ સમજીને ભારતે મક્કમતા ધારણ કરી, લશ્કરી પડકાર કર્યો હોત તો કદાચ આજે ઊભી થયેલી પરિસ્થિતિ જ પેદા ન થઈ હોત એમ પણ માનવાને કારણ છે. તો કદાચ ચીને નેફામા જે હિંમત કરી એક નવો પેંતરો નાખી નવો ભય પેદા કર્યો તે બનવા ન પામ્યુ હોત

આનો અર્થ એવો નથી કે આપણે યુદ્ધ મોકૂફી અને વાટાઘાટ દ્વારા સમાધાનના માર્ગનો જ તિરસ્કાર કરીએ છીએ એ તો બીજી બેવકૂફી ગણાશે સમાધાન આપણે ગભરાઈને નહિ કરીએ, આપણા રાષ્ટ્રીય સ્વમાનને ઘાતક રીતે નહિ કરીએ—જે સમાધાન પછી, પાછા છેતરાઈને આપણે વધુ ભીંસમા મુકાવાના હોઈએ એવુ દગાબાજ સમાધાન પણ કદી નહિ જ કરીએ—એવી આપણી અટલ પવિત્ર પ્રતિજ્ઞા હોવી જોઈએ પરંતુ યુદ્ધવિરામ, વાટાઘાટ અને સમાધાન દ્વારા

---

*૧૯૬૨ ના સપ્ટેમ્બરની ૮ મી તારીખની સ્થિતિ ઉપર ચીન ચાલ્યુ જાય તો ભારતે વાટાઘાટો શરૂ કરવાનુ સ્વીકાર્યું છે અને ચીન ૧૯૫૯ના નવેમ્બરની ૭ મીની સ્થિતિએ પાછા જવાનુ સ્વીકારે છે આ બન્ને વચ્ચેનો ભૌગોલિક ભેદ ઘણો ઓછો હોઈનેય ચીન ભારતને માથે દબાણ આણ્યા વિના નહિ જ રહે અથવા તો ચીન પોતે જ ૮મી સપ્ટેંબર ૧૯૬૨ ની સ્થિતિએ ચાલ્યા જઈ વાટાઘાટોના દ્વાર ખખડાવે તોય નવાઈ નહિ

પુનઃ શાંતિ સ્થપાય તે આપણે ઇચ્છીએ છીએ ને એને માટે આપણે સતત પ્રયત્નશીલ રહ્યા છીએ અને રહેશું-એ વિષે પણ આપણું મન સ્પષ્ટ રહે એ જરૂરી છે. અને યુદ્ધવિરામ ને વાટાઘાટો-એકે પક્ષે-શરણાગતિ નથી એ વાત ભૂલવી કે ગૂંચવવી ન જોઈએ.

ટૂંકમાં—ભારતે સાવધ અને સજાગ બની જઈ ૮ સપ્ટેમ્બર ૧૯૬૨ની પોતાની વાટાઘાટની દરખાસ્તની પેલે પારની (આગળ કહ્યું તેમ, એક વાર ચીન આ દરખાસ્ત સ્વીકારી લેશે એમ સમજીને જ) ક્ષિતિજોનો વિચાર આજથી કરી લેવો રહ્યો—**વાટાઘાટોનો અર્થ આપણા અધિકારો દુશ્મનને ચરણે ધરી દેવાનો ન હોઈ શકે, પરંતુ શાંતિમય માર્ગે તેનો ન્યાયના નિર્ણય ઉપર ઘસડી લાવવાનો જ હોઈ શકે. આ પછી જ બાંધછોડનો સવાલ આવી શકે.**

અને એક વાર આવી મક્કમતાની ચીનને ખાતરી થઈ જશે, પોતાનો ત્રિપાંખિયો હલ્લો (લશ્કરી, રાજકીય અને માનસિક) કામિયાબ નથી નીવડવાનો, અને પોતે અટૂલું પડી જવાનું છે—એવી ખાતરી થઈ જશે પછી જ ચીન વાટાઘાટોમાંય સીધું ઊતરશે.

**પોતાના અધિકારો અંગેની આવી મક્કમતા જ ભારતને વિજય અપાવશે; એટલું જ નહિ શાંતિ અને સહઅસ્તિત્વના તેના આદર્શને મૂર્ત સ્વરૂપ આપવાનું પણ ત્યારે જ શક્ય બનશે.**

*

આટલી સ્પષ્ટતા અને દૃઢતા આપણા મનથી કરી લીધા પછી આપણે એ વાત પણ સ્પષ્ટપણે સમજવી ને સ્વીકારવી જોઈશે કે—

**એશિયાનાં બે પ્રચંડ અને પુરાણાં રાષ્ટ્રો વચ્ચે—બે વિરાટ પ્રજાઓ વચ્ચે દશકાઓ અને સદીઓ સુધીનાં વેરની કલ્પના જ પાગલપણું છે. એકબીજાને માત કરીને જીવવાની ભાવના જ વિકૃત છે.**

આપણે યુદ્ધને બને તેટલું મર્યાદિત બનાવવા પણ મથવું જોઈશે. આપણા પ્રયાસો આ યુદ્ધને જંગી (Major) યુદ્ધમાં અથવા વ્યાપક (Total) યુદ્ધમાં અથવા વિશ્વ (World) યુદ્ધમાં ફેરવી નાખવાના હોઈ જ ન શકે.* આપણે વિશ્વશાંતિની અને વિશ્વના પ્રત્યેક માનવીની સ્વાધીનતાની રક્ષા માટે જાગ્રત રહીને યુદ્ધનું સંચાલન કરીશું. આપણી તસુ તસુ ભૂમિને દુશ્મનોના પગ નીચે ચંપાતી બચાવીશું અને સાથોસાથ આપણે પોતે પરભૂમિ ઉપર સત્તા ભોગવવાની લાલસા કે હેતુથી તેને રગદોળવાનું પાપકૃત્ય પણ કદી નહિ આચરીએ.

પરંતુ આ કંઈ આપણી એકલાની ઇચ્છાનો જ સવાલ નથી. ચીન ઉપર સૌથી મોટો આધાર છે. એ પોતે જ ઇચ્છે તો એને કોઈ રોકી શકે એમ નથી. એ બાંબમારો (પરમાણુ નહિ, ચાલુ પ્રકારનોય) શરૂ કરી દે તો યુદ્ધ બેકાબૂ બની જાય. અથવા રશિયા એના પક્ષે ભળી જવાનું કરે તોય પરિણામ એ જ આવે. એટલા માટે આપણાથી બને ત્યાં સુધી આપણે આવી સ્થિતિને ઉત્તેજન મળે તેવું નહિ કરીએ. વળી બંને પક્ષે હજી યુદ્ધની જાહેરાત થઈ નથી; એવી જાહેરાત કરી દેવાથી બળ કે શક્તિનો ઉદ્રેક થશે—એ માન્યતા આવેશપૂર્ણ અને ભ્રામક છે. હકીકતમાં તો યુદ્ધ શરૂ થઈ જ ગયું છે—પરંતુ બંને દેશો એની રીતસર જાહેરાત કરે તો બંને છાવણીઓની અંદરના, હજી સુધી ઢચુપચુ રહેલાઓને પણ ખુલ્લેખુલ્લા પોતપોતાની કતારમાં ઊભા રહી જવું પડે—અને તો વિશ્વયુદ્ધ જ પરિણમે.

*હકીકતે અમેરિકા અને રશિયા સુધ્ધાં બેઉ બળિયા દેશો પણ આવી કટોકટી ઊભી થઈ જતા અપાર હિંમત અને કુનેહ, જવાબદારી અને દૃઢતાથી વર્તે છે; યુદ્ધને ભભૂકી ઊઠતું, ઉલ્લી ઘડીએ, ઠારી દે છે—ક્યૂબાની ઘટનાએ દુનિયાને એક મહાન આશ્વાસક સૂચક દૃષ્ટાંત પેશ કર્યું છે..

વળી સાથોસાથ એવી એક માન્યતા પણ ઘર કરી બેઠી છે કે, દુનિયામાં કોઈ પણ બે દેશો વચ્ચે યુદ્ધ શરૂ થાય એટલે આજના યુગમાં આપોઆપ એ 'ટોટલ વૉર' બની જ જાય. આ માન્યતા વ્યવહારમાંય, છેલ્લા દોઢ દાયકાના સંઘર્ષોએ ખોટી પાડી છે. યુદ્ધને ભયે, કોઈ પણ ઉપાયે લગભગ 'એપીઝમેન્ટ'ની અને ગભરાટની મનોદશામાં રહેવું અને શાંતિને નામે શરણાગતિની નીતિ અખત્યાર કરવી એ અત્યંત ખતરનાક ની .

આ બધુ જાણ્યા પછી યા જાણ્યા વિના જેઓ આવેશમા આવી કહી નાખે છે એક વાર 'હિસાબ પૂરો પતાવી લેવા દો'—'આ પાર કે પેલે પાર' થઈ જવા દો—તેમની ટૂંકી દૃષ્ટિની ઝનૂની જેહાદ આપણા દેશને માટે જ નહિ, સમગ્ર માનવજાતને માટે ખતરનાક નીવડશે—એમ કહ્યા વિના છૂટકો નથી.

## ૯ :

## ભારતની વિદેશનીતિ અને રશિયા

પરિસ્થિતિ અત્યંત નાજુક છે, અતિશય ગૂંચવાયેલી છે, કોઈ પણ પ્રકારની ઉતાવળ, ઝનૂન કે આવેશમય બહાદુરી ભરેલુ Over Simplification પોતે જ ભયંકર આફત બની જશે

દરેક દેશની જેમ આપણેય સીધા દુશ્મનો અને ખુલ્લા મિત્રો ઉપરાંત, આજની પરિસ્થિતિમા અનેક કારણોસર, ઢચુપચુ રહેલા રાષ્ટ્રો સાથેના સબંધો બાધવા, જાળવવા અને નવો આકાર આપવા સતત જાગ્રત રીતે પ્રવૃત્ત રહેવુ જોઈશે આજે આપણી સરહદો ઉપરના અને એશિયાના રાષ્ટ્રો —બ્રહ્મદેશ, નેપાળ પાકિસ્તાન, સિલોન, ઇન્ડોનેશિયા, વગેરે મુખ્ય રાષ્ટ્રો—સાથેના સબધો અગે કશા જ અતિમ નિર્ણય ઉપર આવી ગયા વિના ભારે ધીરજ અને દક્ષતાથી તેમને આપણા મિત્રો તરીકે જીતી લેવા મથવુ પડશે તે જ રીતે આફ્રિકાના નવોદિત રાષ્ટ્રો અને તટસ્થ ગણાતા રાષ્ટ્રો (યુગોસ્લાવિયા) સાથેના સબધમાય સાવધાની અને કુનેહપૂર્વક વર્તવુ પડશે

આ બાબતનો આપણો મુખ્ય ઉદ્દેશ સ્પષ્ટ હોવો જોઈએ કે, આ બધા રાષ્ટ્રો આજે આપણા મિત્ર તરીકે ખુલ્લી રીતે આપણને મદદ કરવા, આપણી પડખે ઊભા રહી જવા તૈયાર નથી તેની પાછળ ઘણા કારણો છે—

★ તેમના પોતાના મનમાં હજી સપૂર્ણત આપણા અને ચીન વચ્ચેના ઝઘડાનુ પૂરુ ચિત્ર અને આપણા ૧૦૦% ન્યાયીપણાની ખાતરી જાગી નથી—આને માટે આપણી પોતાની કમજોરી જ મુખ્ય જવાબદાર ગણાય.

★ આ રાજ્યો સર્વસાધારણ રીતે દુનિયામા યુદ્ધ ન થાય એના આગ્રહમા, અને ભારત-ચીન વચ્ચે જગી યુદ્ધ ફાટી નીકળે તો તેના પરિણામથી ચોકી ઊઠીને આપણને 'સમાધાન કરી લો'ની સલાહો આપે તો તેમા તેમની આપણી વિરુદ્ધની દાનત જોવી ન જોઈએ આ બાબત આપણે પણ આપણી વાજબી સમાધાનની તૈયારીની ખાતરી કરાવીને, ન છૂટકે આપણે યુદ્ધમા ઊતર્યાં છીએ એ વાત તેમને ગળે ઉતારવી જોઈએ

★ ઉપરાત જે રાજ્યો આપણા પડોશનાં છે તેમની સ્થિતિનો આપણે બે રીતે વિચાર કરવો જોઈએ એક તો ચીનનો ભય તેમને હોવાનો જ. અને એથી તેઓ ખુલ્લી રીતે તેની સામે, ભારતને પડખે ઊભા રહેવા ગભરાય તો તેને આપણે 'ભારતનો દ્રોહ' ગણીને ઉતારી પાડવાની ભૂલ ન જ કરવી જોઈએ. અને એમને આપણે બીજી આશંકાથી પણ મુક્ત કરવા જોઈએ કે આપણે ગમે તેટલા સબળ હોઈએ એથી એમની આતરિક સ્વાધીનતામા માથુ મારવાનુ અગર તેમને કમજોર કરવાનુ આપણે કદી પણ કરનાર નથી ...

★ પાકિસ્તાન અગે તો, તેની બેવડી અને તકવાદી નીતિથી સાવધ રહી છતા, આપણે ઘણી વધુ ઉદારતા અને છૂટછાટોની પણ તૈયારીઓ કરીને, ધીરજપૂર્વક જીતી લેવાના પ્રયાસો કરવા પડશે.

**એકંદરે, પરદેશનીતિના અને યુદ્ધવ્યૂહના એક મહત્ત્વના પ્રાથમિક સિદ્ધાંતને અનુસરીને, શક્ય તેટલી હદે 'શત્રુતા'ના સીમાડા સંકોચાય અને 'તટસ્થતા'થી શરૂ કરી 'સહકાર' અને અંતે 'દૃઢ મૈત્રી'ના સંબંધો વિસ્તરે એવી વિદેશ નીતિ સાવધાની અને દક્ષતાપૂર્વક અમલી બનાવવી રહે છે.**

આ પ્રકાશમા આપણે રશિયાની સાથેના વ્યૂહનો

વિચાર કરવો જોઈએ—

૧. સામ્યવાદી ચીન સામેના આપણા યુદ્ધમાં સામ્યવાદી રશિયા પાસેથી આપણે 'દૃઢ મૈત્રી'ની અપેક્ષા રાખીશું તો એ આપણી જ ગંભીર ભ્રમણા લેખાશે.

૨. પરંતુ બધાં સામ્યવાદી રાષ્ટ્રો સામ્યવાદી ચીનની જેમ જ 'હરહંમેશ વર્તે', એવું માનવું પણ ભૂલ ભરેલું ઠરશે. એટલું જ નહિ, હાલની પરિસ્થિતિમાં ચીનના રાહને દુનિયાના બહુ થોડાક જ સામ્યવાદી પક્ષો ટેકો આપી રહ્યા છે—એ પણ ઘણું સૂચક છે.

૩. રશિયાને 'ચીનનું ભારત ઉપરનું' આક્રમણ નાપસંદ છે—તેને તે અયોગ્ય લેખે છે અને આ સિવાયની પણ અનેક રાષ્ટ્રીય-આંતરરાષ્ટ્રીય ઘટનાઓ પરત્વે એ બંને વચ્ચે છેલ્લાં ૭ વર્ષથી સંઘર્ષ ચાલે જ છે—અને છેલ્લાં ત્રણ વર્ષ દરમ્યાન તો એ સંઘર્ષ આંતરરાષ્ટ્રીય-સામ્યવાદી સંઘર્ષોના ઇતિહાસમાં કદી નહિ એવો ઉગ્ર (ટીટો સાથેના સ્તાલિનના સંઘર્ષ કરતાંય ઘણો ઉગ્ર) બની ગયો છે, એ અનેક હેવાલો અને પ્રવાહો ઉપરથી સ્પષ્ટ થયું છે.

**આ સ્થિતિમાં આપણે રશિયાને ચીનની હરોળમાં ધકેલી દેવાને બદલે તેમની અંદરના 'ઘર્ષણો'માંથી રશિયાએ અપનાવેલી નીતિનો જેટલો લાભ લઈ શકીએ તે લેવો જોઇએ. રશિયા એની હાલની 'ચીન વિરોધી' નીતિ જેટલે અંશે ને જે કોઈ સ્વરૂપે ચાલુ રાખી શકે તેને આપણે ઐતિહાસિક અનુકૂળતા સમજીને વર્તવું જોઈએ.**

અલબત્ત કશા પ્રકારની ભ્રમણા વિના આપણે આપણો વ્યૂહ યોજવો જોઇએ—

રશિયા અને ચીન વચ્ચેના વિખવાદો 'સિદ્ધાન્ત'ના છે એમ કહેવા કરતાં આજની વૈશ્વિક પરિસ્થિતિમાં પોતાના રાષ્ટ્ર માટે વધુ અનુકૂળ ગણાય તેને અંગેના છે. આજની પરિસ્થિતિમાં, અલબત્ત, આ ભેદ પાયાનો બની ગયો છે.

૧. સૌથી પ્રથમ તો, એ વાત સ્પષ્ટ છે કે રશિયા પણ ચીનની જેમ આખી દુનિયામાં સામ્યવાદનો વિસ્તાર વાંછે છે. પરંતુ તેને એ વાતની ખાતરી થઈ ગઈ જણાય છે કે આજની પરિસ્થિતિમાં, અને નજીકના ભવિષ્યમાં સામ્યવાદી ક્રાંતિ માટે ભાગ્યે જ કોઈ દેશમાં આંતરિક પરિસ્થિતિ પાકી ગયેલી છે. કૃત્રિમ ઉપાયે આંતરવિગ્રહ પેટાવવાથી પરિણામ ઊલટાં જ આવ્યાં છે અને યુદ્ધ-આક્રમણ દ્વારા તો સર્વનાશી વિશ્વયુદ્ધ જ વહોરવાનું થાય—જે અમેરિકા અને બીજા સબળ દેશોની જેમ રશિયા પણ નથી માગતું.

આથી રશિયા જુદા—ચીનથી બિલકુલ ઊલટા લાગે તેવા—રસ્તાના પ્રયોગો કરી રહ્યું છે. **સૌથી પ્રથમ** તો, કમ્યુનિસ્ટ રાષ્ટ્રોની આર્થિક, વૈજ્ઞાનિક ટેકનિકલ, અને લશ્કરી શક્તિ વધારવા તરફ તેનું લક્ષ છે. **બીજું**, નવોદિત અને પછાત રાષ્ટ્રો ઉપર ધ્યાન વધુ કેન્દ્રિત કરી તેમને, પશ્ચિમી પકડમાં હોય તો દૂર કરવાં અને ન હોય તેમને પોતાની પકડમાં લેવા બધા પ્રકારના—સહાય અને દબાણના પ્રયાસો કરે છે. **ત્રીજું** તે પશ્ચિમી દેશોને છંછેડયા વિના, તેમની સાથેય જરૂર મુજબ ગરમ-નરમ થઈ એકંદર સલૂકાઈભર્યા સંબંધો જાળવવા મથે છે.

ટૂંકે હાલની પરિસ્થિતિમાં, જરૂર મુજબ સહકાર અને સહાય દ્વારા, તથા જરૂર મુજબ ભય દ્વારા, આંતરરાષ્ટ્રીય પલ્લું પોતાના પક્ષે ઝૂકે તેવો વ્યૂહ છે. અને આવું તે શક્ય માને છે.

તેની મૂળભૂત માન્યતા એવી છે કે—

જ્યાં સુધી આ દુનિયામાં મૂડીવાદી સબળ સત્તાઓ હયાતી ધરાવે છે ત્યાં સુધી સામ્યવાદી દેશોને માથે, પોતે નિર્બળ રહે તો આક્રમક યુદ્ધ દ્વારા સમૂળા નિકંદનનો ભય ઝઝૂમે છે એટલે કે યુદ્ધ અશક્ય નથી. પરંતુ સાથોસાથ યુદ્ધ **અનિવાર્ય** પણ નથી કેમકે હવે પશ્ચિમી સત્તાઓની બીજા દેશો ઉપરની પકડ ઢીલી થઈ રહી છે અને ધીમે ધીમે કરતાં તેઓ અટૂલા પડી ગયા વિના નહિ રહે—એવી તેની શ્રદ્ધા છે.

આ રીતે તેની નીતિ યુદ્ધને ટાળવાની અને યુદ્ધવિરોધી રહી છે. સાથોસાથ **'તટસ્થો'** ને **'તટસ્થ'** રહેવા દઈ પોતાની સાથે ખેંચવાની રહી છે!

ક્રુશ્ચોવ પોતાની નીતિનો અમલ ખૂબ જ દક્ષતાથી

કરી રહેલ છે ટીટોને તેણે પોતાના સાથમાં લીધો છે ક્યૂબાને તેણે પોતાનો ટેકેદાર બનાવ્યો છે. અરબ ર ધાના વગેરેની સાથેના તેના સબંધો પણ આ રીતે ગોઠવવા માં ને જાળવી રાખવામા તે સજાગ છે તો કે ગો લાઓસ અને જર્મની-બર્લિન સમસ્યાઓ અંગે લાકડું સળગતું રાખવાના તેના પ્રયાસો છાના નથી પરંતુ તેની સૌથી મોટી આશા (જર્મની બાદ કરતા) ભારત છે ભારત કોઈ પણ ભોગે પશ્ચિમ જૂથ તરફ ઘસડાઈ ન જાય તે તેની એક મહત્ત્વની નેમ છે ભારત જેવો દેશ પશ્ચિમ તરફ ઢળી પડતા આખી દુનિયાનુ પલ્લુ પલટાઈ જશે એ સત્ય તે બરાબર સમજે છે. અને ભારત પોતાની સામ્યવાદી છાવણીમા જોડાઈ જવા તૈયાર નથી એ વાત પણ તે બરાબર જાણે છે. આથી તેની ઇચ્છા ભારત સ્વતંત્ર રહે, બિનજોડાણની નીતિ ચાલુ રાખે તેવી છે પરંતુ આ નીતિ પાછળ એક નવું કારણ પણ કામ કરી રહ્યુ છે અને તે વધુ રહસ્યપૂર્ણ છે—

★ રશિયા જેમ, પાશ્ચમી દેશોના પલ્લામા ભારત જઈ ન બેસે તે જોવા અને તેને જતું રોકવા આતુર છે તે જ રીતે ચીન પણ ભારતમા અને એશિયાભરમા એના પેતરા વિસ્તારે એ રશિયાને પાલવે એમ નથી ચીન અને રશિયા વચ્ચે એશિયાઈ વર્ચસ્વની બાબતમા સૈકાઓ થયા ગજગ્રાહ ચાલતો રહ્યો જ છે—અને ચીનમા સામ્યવાદી સત્તા આવ્યા પછીય આ ગજગ્રાહ ચાલુ જ છે (હકીકતે, આજના યુગમા સામ્યવાદ પણ રાષ્ટ્રીય હિતોથી મિથકુલ પર નથી એના અસંખ્ય પુરાવાઓમા આ એક મૂલ્યવાન ઉમેરો છે ચીનની વિસ્તારવાદી નીતિને કારણે રશિયાને પોતાને ચીન સાથે કેવી અથડામણમા આવવુ પડ્યુ છે તે આપણે આગળ જોઈ ગયા છીએ) અને ચીન જો ભારત પર વર્ચસ્વ ધરાવી શકે તો એશિયાની અને અંતે આખી દુનિયાની સામ્યવાદી સત્તાઓ અને પક્ષોમા વર્ચસ્વ ધરાવતું થઈ જાય—રશિયાની આખી રાજનીતિનો અંત આવી જાય એ સ્પષ્ટ છે.

આથી પણ ચીનનો ભારત સાથેનો 'સરહદી ઝઘડો' શાંતિથી ઊકલે એવા પ્રયાસો-રશિયાના રહ્યા છે. અને એ ચીનની આક્રમકતા સામે પોતાની નાપસંદગી પણ પ્રગટ કરી છે. અગાઉ એકાદ વાર પોતે 'તટસ્થી' તરીકે વચમાં પડવાનુ સૂચન ચીનને કરેલુ અને ત્યારે ચીને તેના તરફ સખત નાપસંદગી દર્શાવેલી એવુ પણ મનાય છે.

ચીનને મન તો ક્રુશ્ચોવની આખી સહઅસ્તિત્વ અને શાંતિમય હરીફાઈની નીતિ જ ક્રાંતિના આદર્શને, ક્રાંતિની શક્તિને અને ક્રાંતિના વ્યૂહને છેહ દેનારી છે આ રસ્તે તો પશ્ચિમી મૂડીવાદી—સામ્રાજ્યવાદી સત્તાઓ જ વધુ માતબર થશે, એમની અસર જ બીજા 'તટસ્થ' ગણાતા દેશો ઉપર વધશે, એવી તેને ખાતરી છે આના અનેક દૃષ્ટાંતોમાં સૌથી છેલ્લુ, 'ક્યૂબાની ઘટનામાં ક્રુશ્ચોવે કરેલુ પીછેહઠનું પગલું' અક્ષમ્ય ક્રાંતિદ્રોહી કૃત્ય છે.

આવી પરિસ્થિતિમાં, રશિયા પોતાના ભાઈ ચીન અને મિત્ર ભારતની વચ્ચે; સૂડી વચ્ચે સોપારીની અતિ મુશ્કેલ પરિસ્થિતિમાં મુકાઈ ગયેલું, માને છે.

એની ચીની-યુદ્ધ તરફની નાપસંદગી હોવા છતા આપણે એ પણ જોયુ કે આરંભમાં પ્રાવદા અને ઇઝવેસ્ટીઆના તંત્રીલેખોમાં તેણે ચીનને નાખુશ ન કરવાની અને ભારતને પરોણો ઘોંચવાની નીતિ અખત્યાર કરી હતી. પરંતુ આનું કારણ નિષ્ણાતો તરફથી એવું આપવામાં આવ્યું છે કે એ વખતે ક્યૂબાની કટોકટી ગંભીર હતી; રશિયાને તે બાબતમાં, ત્યારે, ચીનની—અને એના જૂથ તરફ ઢળતા સામ્યવાદી પક્ષોની—ખફગી પાલવે એમ ન હતી પોતે અટૂલું પડી જવાનુ સાહસ ખેડવા તૈયાર ન હતું—એની કમજોરીનો લાભ અમેરિકા નહિ જ લે એવો એને ભરોસો ન હતો.

અને આપણે જોઈએ છીએ કે ક્યૂબાની પરિસ્થિતિ હળવી બન્યા પછી રશિયાના વલણમા ફેર પડવા લાગ્યો છે. ભારત સાથેના પોતાના આર્થિક સંબંધો તથા મિગ વિમાનો વગેરે પૂરા પાડવાના કરારને પોતે વળગી રહેવા ઇચ્છે છે એવુ વાતાવરણ પેદા કરવાની તેની કોશિશો ચાલુ છે

તો વળી બીજી બાજુથી એવા સમાચારો પણ બિ'શથી પ્રગટ થઈ રહ્યા છે કે ટૂંક સમયમા મળનારી આંતરરાષ્ટ્રીય સામ્યવાદીઓની બેઠકમાં ચીન-રશિયા

વચ્ચેનો સંઘર્ષ ખુલ્લા પ્રસ્ફોટમાં પરિણમશે. કેટલાકને મતે તો, આજના સામ્યવાદી પક્ષો એટલી 'રાષ્ટ્રીય' હદે પહોંચી ગયા છે કે આંતરરાષ્ટ્રીય વફાદારી માટે ચીની નેતાગીરી માટે કે રશિયાઈ નેતાગીરી માટે— ઝાઝો અવકાશ રહ્યો નથી. ઈટલી (ઈટાલી) નો શક્તિશાળી સામ્યવાદી પક્ષ તથા ભારતનો પક્ષ છેલ્લા ઘણા સમયથી આ તરફ વળી રહ્યો છે.

. જો કે આ બધા ઉપરથી એવું માની લેવું કે દુનિયાના સામ્યવાદી પક્ષોમાંનો આંતરરાષ્ટ્રીય સંબંધ સર્વથા ખતમ થઈ જશે અને તેમાંથી બે (રશિયાઈ, ચીની) અથવા 'તટસ્થ' નો ત્રીજો પક્ષ એવા ખુલ્લા ટુકડા પડી જશે એ, આજે તો, મનભાવતું વિચારવા જેવું છે.

## ૧૦

# ભારત : બિનજોડાણની એરણપર

ચીને આક્રમણ કરેલી પરિસ્થિતિને કારણે ભારતની બિનજોડાણની તટસ્થ નીતિનો સાચો અર્થ શો છે, એનો નવેસરથી વિચાર કરવાનો સમય પણ પાકી ગયો છે.

આજ સુધી બિનજોડાણની નીતિનો ઝોક એક-તરફી રહ્યો છે— પશ્ચિમી દેશોની નીતિની સામે, અને સામ્યવાદી દેશોની નીતિની **તરફેણમાં** — એવું લાગ્યા કર્યું છે. અને તેને માટે હકીકતો અને કારણો પણ પૂરતાં મળ્યાં છે.

દા. ત.—પશ્ચિમી સત્તાઓએ રચેલાં નાટો, સેટો, સેન્ટો વગેરે લશ્કરી જૂથો; ઉ. કોરિયા અને દ. કોરિયા વચ્ચેનો સંઘર્ષ; લાઓસ, સુએઝ અને હંગેરીની વિસ્ફોટક ઘટનાઓ તથા કાશ્મીરમાં પાકિસ્તાનનું આક્રમણ અને તિબેટ પર ચીની આક્રમણ— આ બધી ઘટનાઓ વખતે, અને ચીનને યુનોમાં સભ્યપદ આપવા અંગે તથા કોંગો અને આફ્રિકાની સમસ્યાઓના ઉકેલની બાબતમાં, ઉપરાંત એશિયાઈ-આફ્રિકી રાષ્ટ્રોની જાગૃતિ અને નવોદિત સ્વાધીનતાના સવાલ અંગે, જાંડુંગ પરિષદથી ઉઠાવેલી સાંસ્થાનવાદ વિરોધી જેહાદ, તથા અણુબોમ્બ અને અણુઅખતરાઓ સામેની જેહાદ—આ અને આવા અનેક પ્રશ્નો અને ઘટનાઓ (મિસ, ગોવા, વગેરે) પ્રસંગે ભારતનું વલણ પશ્ચિમી જૂથથી ભડકેલું અને કતરાતું રહ્યું છે; અને રશિયાઈ સામ્યવાદી જૂથ માટે અનુકૂળ અથવા ઝૂકતું બન્યું છે.

ભારતના આ વલણની પાછળ શું રહેલું છે?

કોંગ્રેસની જાગૃતિના કાળથી તેની વિદેશનીતિ નક્કી કરનાર, ભારતની કેન્દ્ર સરકારમાં વિદેશનીતિનું ખાતું પોતાને હસ્તક રાખનાર, અને વડા પ્રધાન તરીકે તેના ઉપર અંતિમ મહોર મારનાર—વડા પ્રધાન પં. નેહરુને આ બધા માટે જવાબદાર ગણી શકીએ. તથા પં. નેહરુના સાથી અને સંરક્ષણ ખાતાના નિવૃત્ત પ્રધાન શ્રી. મેનનને આ નેહરુ-નીતિને એકતરફી ઝોક આપવાનું કર્યું છે એમ પણ કહી શકીએ. પરંતુ આનાં મૂળ તો ભારતીય ગુલામીનાં વરસો જેટલાં ઊંડાં છે; ને દુનિયાભરના પછાત દેશોની ગુલામીની હયાતી સાથે જડાયેલાં છે—એ આપણે ન ભૂલીએ સહજ. રીતે જ પં. નેહરુના ઉછેર અને લોહીમાં ભારત અને દુનિયાની ઐતિહાસિક પરિસ્થિતિને કારણે, પશ્ચિમી સામ્રાજ્યવાદી સામેનો રોષ અને ડંખ (સ્વરાજ્ય પ્રાપ્તિ પછીય બનેલી ઘટનાઓ જોતાં) ચાલુ રહ્યો હોય તો, એમાં કેવળ એકાંગી દોષ-દર્શન કરવા જેવું નથી. આ બધી ઘટનાઓની વીગતે ચર્ચાવિચારણા કરવાનું આ સ્થાન નથી, પરંતુ એ વાત ધ્યાનમાં રાખવી જોઈએ કે—

એક તો, ૧૯૪૫ થી ૧૯૬૦ના દાયકા દરમ્યાન પશ્ચિમી દેશોના ભૂતકાલીન સામ્રાજ્યવાદી વલણમાં ય ધીમે ધીમે જ ફેર પડવા લાગ્યો છે—બ્રિટનમાં, તથા કેનેડી સત્તા ઉપર આવ્યા બાદ અમેરિકામાં આજે ઘણો જ સ્પષ્ટ બન્યો છે. જો કે એકંદર બધા પાશ્ચમી રાષ્ટ્રોનું પછાત દેશો પ્રત્યેનું સાંસ્થાનિક વલણ ખતમ થયું છે, એવું ય નથી; છતાં એ સૌ પરિસ્થિતિના દબાણથી આગળ ધકેલાતાં થયાં છે.

બીજી બાજુ પં. નહેરુ પણ પલટાતી પરિસ્થિતિનું ધીમે ધીમે જ આકલન કરતા થયા છે; અને હજીય અચકાતા ખચકાતા, કંઈક અંશે પરિસ્થિતિથી ઘસડાતા આગળ વધી રહ્યા છે. એક વાત નક્કી છે કે નેહરુ સિદ્ધાન્તવાદી લોકશાહી રાષ્ટ્રનેતા હોવા ઉપરાંત ખુલ્લાં દિલ અને દિમાકના રાજ્યધુરંધર પણ છે—એટલે જ તો તેઓ ભૂલો અને કમજોરીઓ સ્વીકારતા જાય છે અને આગળ વધતા જાય છે. (જો કે નહેરુનું આ પરિવર્તન સમયની કસોટીની દૃષ્ટિએ ઘણું ઢીલું અને ચીમું હોઈ આજે કેટલેક અંશે ચિંતાજનક પણ બન્યું છે.)

ત્રીજી વાત : પં. નેહરુની સમાજવાદ માટેની ધગશ ગમે તેટલી ઉત્કટ હોવા છતાં, તેઓ લોકશાહીને વરેલા હોઈ, ધીમે ધીમે કરતાં, તેમને 'સામ્યવાદી સામ્રાજ્યવાદ'નું પણ દર્શન થતું ગયું છે (હંગેરી, તિબેટ ખાસ).

ચોથી વાત : ચીનના ઘાતકી અને બેશરમ આક્રમણ પછી તો, એક બાજુ સામ્યવાદી ચીનનું દુશ્મનખોર હિંસક સ્વરૂપ પ્રગટ થયું છે; તો બીજી બાજુ, ભારતની સ્વાધીનતા અને અસ્તિત્વના જીવન-મરણના આ જંગ વખતે, રશિયા ઢચુપચુ અને મૈત્રીમાંથી ખસી જવાનું વલણ દાખવતું થયું છે.

ત્યારે ત્રીજે હાથે—આજ સુધી જેમને માથે માછલાં ધોવામાં અને નિંદા કરવામાં આપણે કશી મણા નથી રાખી તે અમેરિકા અને બ્રિટન, આપણી કોઈ પણ પ્રકારની યાચના કે ગરજની રાહ જોયા વિના, તત્કાલ અને ઉત્સાહપૂર્વક માગીએ તેટલી અને તેવી સહાય (વિનામૂલ્ય, ઓછામાં ઓછા મૂલ્યે, ઘણા લાંબા હપ્તાથી ચૂકવવાની રીતે, તથા આપણી સગવડ મુજબ વિનિમયની પદ્ધતિએ) કરવા દોડી આવ્યા છે—એ જેવી તેવી ઘટના નથી.

આ ઘટનાઓએ ભારતની આજ પૂર્વેની વિદેશ-નીતિના બે થાંભલા તોડી પાડયા છે. બે મૂળભૂત ભ્રમણાઓનો અંત આવ્યો છે.

એક તો—ભારત 'સમાજવાદ'માં માને છે માટે, તથા ભારત શાહીવાદ અને સામ્રાજ્યવાદનો વિરોધ કરે છે માટે, સામ્યવાદી દેશો તેના 'મિત્ર' છે. એટલે કે, સામ્યવાદી દેશો ભારત જેવા સમાજવાદી અને શાંતિવાદી લોકશાહી અને સ્વતંત્ર-તટસ્થ દેશને માટે કદિ ભયરૂપ બને જ નહિ એ ભ્રમણાનો અંત આવ્યો છે. હવે પછી કોઈ સામ્યવાદી દેશ સાથેના સંબંધમાં આવો, ભ્રમણાત્મક શ્રદ્ધાનો, સંભવ જ ખતમ થયો છે.

આનો અર્થ એવો નથી કે જગતનાં તમામ સામ્યવાદી રાષ્ટ્રો હવે ચીનની પદ્ધતિએજ ચાલવાનાં છે.

બીજી બાજુ, પશ્ચિમી મૂડીવાદી પદ્ધતિનાં લોકશાહી રાષ્ટ્રો, સ્વતંત્ર-તટસ્થ અને સમાજવાદ તરફ ઢળેલા દેશને, આરંભમાં કોઈ બીજાને હાથે માર ખાતો ને ઢીલો પડતો જોવાનો, અને પછી એને લાચારી પૂર્વક પોતાની પકડમાં આવે ત્યારે બરાબર સુંવાળમાં લેવાનો જ, પેંતરો રચતાં હોય છે—આવી બંધા કૂટનીતિ વિશ્વના સૌથી બે મુખ્ય મૂડીવાદી-લોકશાહી દેશો અમેરિકા અને બ્રિટને ખોટી પાડીને બીજી ભ્રમણાત્મક પૂર્વગ્રહ નામશેષ કર્યો છે.

આનો એવો અર્થ નથી કે હવે પછી પશ્ચિમી લોકશાહીમાં શ્રદ્ધા ધરાવનાર આ રાષ્ટ્રો હમેશાં એકધારી રીતે એક જ નિઃસ્વાર્થી વર્તશે એવી કોઈ ગેરંટી ઈતિહાસને મળી ગઈ છે; અથવા તો એ છાવણીમાં ગણાતાં ઇતર રાષ્ટ્રો કૂટ રાજનીતિથી પર પવિત્ર આચરણ કરશે એવું ભવિષ્ય નિશ્ચિત બની ગયું છે.

પરંતુ આ બંને ઘટનાઓનો અર્થ એટલો, તો ખરોજ કે બંને પ્રકારની મૂળભૂત ભ્રમણાઓના સ્થંભ તૂટી પડયા છે.

ઉપર કહી તે આખી ઐતિહાસિક ઘટના, હકીકતે, ઈતિહાસના એક નવા વળાંકની નિશાનીરૂપ છે. આ પછી વિશ્વનાં પ્રમુખ બળોનું નવું મૂલ્યાંકન અનિવાર્ય બન્યું છે.

અહીં, જો કોઈ એવું સૂચવવા માગે કે આ બધાં રાષ્ટ્રો, અંતે તો, સામ્યવાદી જૂથનાં વિરોધી હોઈ તેઓ

તેટલા પૂરતાં ભારતની પડખે આવી ઊભાં છે, તો તેવા વલણથી કશું જ સિદ્ધ સાબિત થતું નથી; કેમકે, હંગેરી-તિબેટની ઘટના બાદ અને ચીનના ભારત આક્રમણના જાત અનુભવ બાદ ભારત પણ સિદ્ધાન્ત-વિહોણા આક્રમક ક્રાંતિવાદના યા વિસ્તારવાદના કટ્ટર વિરોધી તરીકે લોકશાહીની શ્રદ્ધા ધરાવતાં રાષ્ટ્રો સાથે જોડાય તો તેમાં કશું જ ભડકવા યા ભડકાવવા જેવું નથી.

દરેક દેશની પરદેશનીતિની કસોટી એ હોઈ શકે કે તે નીતિ તે દેશને માટે સૌથી વધુ લાભદાયી હોય, અને છતાં વિશ્વના અન્ય રાષ્ટ્રોના અધિકારની વિરોધી, વિઘાતક ન હોય. આ દૃષ્ટિએ પશ્ચિમી રાષ્ટ્રોની ભારત સાથેની નીતિનો મેળ મળે છે. આનો અર્થ એવો બિલકુલ નથી કે ભારત એક રાષ્ટ્ર અને રાજ્ય તરીકે સામ્યવાદી સત્તાઓ સાથેના સંબંધોને આજથી સમૂળા ખતમ કરી દે છે. પરંતુ એટલું તો સ્પષ્ટ છે કે ભારતને માટે સામ્યવાદનો વિશ્વાસ કરી, મૈત્રી સંબંધ રાખી કશી સ્થાયી યોજના કરવાનું અશક્ય બની ગયું છે. અને હવે પછી તે જે કોઈ સંબંધો સાચવશે તે રાજદ્વારી-સાવધાની પૂર્વકના હશે. અને એવા સંબંધો તો આજનાં કટ્ટર દુશ્મન દેશો વચ્ચેય ક્યાં નથી ચાલતા? સ્વીડન-નોર્વે, અમેરિકાની અનિચ્છા છતાં, ક્યૂબાને માલસામાન આપે છે; અને કેનેડા અને ઓસ્ટ્રેલિયા ચીનને અનાજ આપી જીવાડે છે—એ કંઈ નવી નવાઈની વાત નથી. ખુદ ક્રુશ્ચેવ અને કૅનેડી (રશિયા અને અમેરિકા) વચ્ચેના સંબંધોનુંય ખરેખરું વિરલ દક્ષ સ્વરૂપ, ક્યૂબાની કટોકટી વખતે, જોવા મળ્યું તે પૂરતું સૂચક છે. આથી આનો અર્થ એવો બિલકુલ નથી કે ભારત પોતાની સ્વતંત્રતા (વિચાર, વહેવાર અને વર્તનની) વેચી દઈને પશ્ચિમી જૂથમાં સામેલ થઈ જાય છે.

ફ્રાન્સ અને પ. જર્મની પશ્ચિમી લોકશાહી જૂથનાં અગ્રણી રાષ્ટ્રો હોવા છતાં, તેમનો અમેરિકા-બ્રિટન સાથેય અનેક બાબતમાં ઉગ્ર સંઘર્ષ ચાલુ છે...અને ઈજિપ્ત-સુએઝના મામલા વખતે તો, ખુદ અમેરિકાએ બ્રિટન-ફ્રાન્સ-ઈઝરાયેલનો ખુલ્લો અને મક્કમ વિરોધ કર્યો હતો એ સર્વવિદિત છે. એક રાષ્ટ્ર અમુક સમૂહમાં સાથે છે એનો અર્થ એ એના અગ્રણી દેશોનું ગુલા[m] છે—એવું માનવું હકીકતથી વિરોધી છે. જે રાષ્ટ્રો આ ભારતની સ્વાધીનતાની રક્ષા માટે જોખમો અને સાહ ખેડીને અઢળક સાધન સામગ્રી અને માણસો સહિત મદદ કરી રહ્યા છે ને હજી બીજી અઢળક મદદ કર તૈયાર છે, ભારત એ બધાનું ઋણી બને છે, પ ઓશિયાળું બની જતું નથી. ભારત ઉપરના ચી આક્રમણને અંત આવતા પહેલા તો આ સંબં ઘણા જ વધુ ગાઢ, સ્વસ્થ તથા સ્થાયી બન્યા હ પરંતુ કોઈ માને કે ભારતે હવે પછી પોતાની ઇચ્ વિરુદ્ધ, પોતાના સિદ્ધાન્ત વિરુદ્ધ, અને અંતે તો પોતા સાચી ખોટી પ્રામાણિક માન્યતા વિરુદ્ધ સદાય એમ પૂછડે બંધાઈને ઘસડાતું રહેવું યા રહેશે—તો સાફ સ કહેવા દો કે આજ સુધી ભારતને ઓળખવામાં તેમ ખત્તા ખાધા છે, અને આજે ય એવું સૂચવીને કે એ અપેક્ષા રાખીને ભારતનું તેઓ અપમાન કરી રહ્યા

સ્વરાજ બાદ ભારતે બ્રિટિશ કૉમનવેલ્થમાં રહેવા સ્વીકાર્યું ત્યારે એવું બોલાઈ રહ્યું હતું કે નહે એમની બ્રિટિશ-પ્રીતિના ભોગ ભારતને બનાવી રહ્યા છે પરંતુ નહેરુએ તો તેની અંદરના સામ્રાજ્યવાદી અ રંગદ્વેષીઓને અટૂલા પાડવાનું, અને સમય આવ (સુએઝની ઘટના વખતે અને કોંગોની સમસ્યા અંગે) ખુદ બ્રિટનની નીતિનેય પડકારવાનું સાહસ સફળ પૂર્વક પાર પાડયું છે.

**આજની નવી પરિસ્થિતિમાં, ભારતને પશ્ચિમી-રાષ્ટ્રો સાથેનો વધતો જતો સંબં ભારતનું સ્થાન વધુ ઉજ્જવલ કરશે ભારત આખા પશ્ચિમી જૂથમાં વધુ માનવીય વધુ લોકશાહી અને વધુ સહકારી ભાવન પેદા કરવા મથશે; અને ત્યારે આજના પશ્ચિમ જૂથનો ય કાયાકલ્પ થયો હશે.......!**

અહીં અમે એ વાત પણ સ્પષ્ટ કરવા માગીએ છે કે કેટલાક એવું માનીને દલીલ કરે છે કે, ચીનના ભારત ઉપરના આક્રમણ પછી ભારતની વિદેશનીતિ અને વલણમાં કશું પરિવર્તન થયું નથી તો તેઓ ભૂલોને ઢાંકવા મથે છે.

જેઓ એવો અર્થ ઘટાવવા મથી રહ્યા છે કે નહેરુની તટસ્થ અને બિનજોડાણની નીતિનો પાયો જ ઊખડી ગયો છે, તેઓ પણ ભીંત ભૂલે છે.

નહેરુની તટસ્થ-બિન જોડાણની વ્યૂહનીતિ એ તો સહઅસ્તિત્વ અને પંચશીલના પાયાના સિદ્ધાન્તનો અમલી ભાગ છે. અને આપણે જોઈ ગયા તેવી ઐતિહાસિક નવી પરિસ્થિતિમાં ય ભારતની સહઅસ્તિત્વ અને શાંતિની નીતિ બિલકુલ ખતમ થતી નથી. બલ્કે, એના અમલ અંગેના વ્યૂહમાં આવશ્યક ફેરફાર કરીને જ પંચશીલ અને સહઅસ્તિત્વનો શાંતિવાદી સિદ્ધાન્ત વધુ વ્યાપક રીતે સફળ બનાવી શકાશે. દ્રઢ લોકશાહી બળો સાથેના જોડાણની નીતિ જ લશ્કરશાહી સાથેના બિનજોડાણની નીતિનો પર્યાય હોઈ શકે. આ રીતે બિનજોડાણની નીતિ નકારાત્મક નહિ પણ વિધાયક નીતિ છે.

આવા લોકશાહી વ્યાપક જોડાણથી બે પરિણામો આવશે. એક તો, સામ્યવાદને પોતાના પ્રદેશમાં સીમિત રહીને જીવવું હશે તો તેની સામે બહારના આક્રમણનો ભય નહિ રહે. અને બીજું એ કે આવો ભય જતાં, તેના દેશની અંદર તેની જ પ્રજા લોકશાહીની રચના શક્ય બનાવવા ઇચ્છશે તો તેને માટે ભૂમિકા પેદા થશે.

અમને ખાત્રી છે કે આ યુદ્ધને અંતે સમસ્ત રાષ્ટ્રોની પ્રજાઓ લોકશાહીના એકમાત્ર નેજા નીચે આવી ચૂકી હશે.

## ૧૧

## ઉપસંહાર

આપણું આ સ્વપ્ન સાંગોપાંગ પાર પાડવા સારુ આપણે નૈતિક, માનસિક અને બૌદ્ધિક નિષ્ઠાની નાની મોટી અનેક કસોટીઓમાંથી પાર ઊતરવું પડવાનું છે.

**સૌથી પ્રથમ વાત** તો એ કે—યુદ્ધ દરમ્યાન, દુશ્મન તરફથી મૂળભૂત મૂલ્યોના સંઘર્ષની બાબતમાં જ ભારે ગૂંચવાડો ઊભો કરવા અને નવી નવી ભ્રમણાઓ ફેલાવવાના પ્રયાસો થશે. ભારતની અનેક કમજોરીઓ, આંતરિક વિચ્છિન્નતાઓ તથા વિફલતાઓના મૂળમાં લોકશાહી જ કારણરૂપ છે એવું સૂચવીને, પોતાના આર્થિક-ભૌતિક વિકાસની સર્વસત્તાવાદી પદ્ધતિને, અનેક દાવાઓ સાથે, સોહામણા રૂપે, રજૂ કરવામાં આવશે. આવા પ્રયાસો સત્વર પરિણામની દૃષ્ટિએ ઘણી વાર પ્રલોભનીય બની જતા હોય છે.

ભારતે જો આવા વૈચારિક આક્રમણની ચીક ઝીલવી હશે તો સર્વસત્તાવાદી રાજ્યમાં માનવી કેવી રીતે યાદ અને સત્તાનું સાધન બની જાય છે તે પ્રજાને સમજાવવા ઉપરાંત, આપણે આપણા દેશમાંય કેવળ સ્વતંત્રતા જ નહિ, કેવળ લોકશાહી જ નહિ, સમાનતા અને અંત્યોદયના નક્કર આધાર પર આપણા સમાજની રચના કરવા, યુદ્ધ દરમ્યાન સવિશેષ રીતે, લાગી જવું પડશે. પ્રજાનું મનોબળ તે વિના ટકાવવું દુષ્કર બની જશે. યુદ્ધ જીતવા માટે શસ્ત્રો અને સાધનો બસ છે એમ માની પ્રજાના મનોબળની ઉપેક્ષા કરીશું તો આપણે ભીંત ભૂલ્યા ઠરશું.

**બીજી વાત :** ભારતે યુદ્ધ માગ્યું નથી; યુદ્ધ ભારત પર લાદવામાં આવ્યું છે. અને લાદવામાં આવ્યું છે ત્યારે સ્વધર્મ સમજીને સમસ્ત શક્તિથી લડી લેવાનો નિર્ધાર પણ કર્યો જ છે. પરંતુ રખેને એના આવેશમાં સશસ્ત્ર યુદ્ધને, બને તેટલી હદે સીમિત રાખવાને બદલે, એને વ્યાપક યુદ્ધમાં અને અંતે વિશ્વ-યુદ્ધમાં ધકેલવાનું આપણે હાથે કરીને કરીએ...અહીં એ પણ હકીકત ધ્યાનમાં રાખવી જરૂરી છે કે ચીન અને રશિયા બંને સામ્યવાદી દેશો છે, અને બંનેની અંતિમ અભિલાષા એક જ હોવા છતાં તેમની વચ્ચેના ભેદો, વ્યૂહની દૃષ્ટિએ, બિલકુલ ગંભીર અને ઉગ્ર છે. એટલે જ આપણે સામ્યવાદી હેતુઓ વિષે કશી જ ભ્રમણામાં પડયા વિના, આ સંઘર્ષને લક્ષમાં રાખીને આપણો વ્યૂહ યોજીએ એમાં પણ શાણપણ છે. તે જ રીતે, જો આપણે એવું માની બેસીશું કે યુદ્ધ જીતવા અને અને પ્રજાનો જુસ્સો બઢાવવા 'યુદ્ધખોર

[ વિશ્વમાનવ : સપ્ટે.-ઓકટો. '૬૨

ઝનૂન! (war-frenzy, war-psychosis, war mania) પેદા કર્યા વિના ચાલશે નહિ, તો મને લાગે છે કે, આપણે ધરતી અંદરના તકસાધુ અરાજક બળોને ઉત્તેજીને નવો ખતરો ઊભો કરીશું. તેજ રીતે, યુદ્ધના આવેશમાં ચીની સત્તાને બદલે, ચીની પ્રજા-અને ચીની સંસ્કૃતિ સામે આપણી પ્રજાને વ્યાપક વેરવૃત્તિથી ઉશ્કેરી મૂકશું, અથવા 'આપણા નેતાઓ અને લડવૈયાઓ પાશવી બને નહિ ત્યાં સુધી પાશવી સત્તા સામે યુદ્ધ જીતી શકાય જ નહિ'—એવું વાતાવરણ પેદા કરી, 'યુધ્ધ અને કેવળ યુધ્ધ'ના પોકારો કરીશું તો મને લાગે છે કે એનાં અતિ બૂરાં પરિણામ આવશે. આ બધાં લક્ષણો સ્વસ્થતા અને શક્તિનાં નહિ, આંતરિક અસ્વસ્થતા અને નિર્બળતાના ઝનૂની લક્ષણો છે—આપણે એનાથી સાવધ રહેવું જોઈએ. આનો અર્થ એવો નથી કે વ્યાપક-યુધ્ધના ભયે આપણે નાલેશીભરેલા સમાધાન પર સહી કરી દેવી જોઈએ; અથવા શાંતિ અને સહઅસ્તિત્વના ઓઠા હેઠળ દુશ્મનની રમતના ભોગ બનવાનું પસંદ કરીએ છીએ. બને કે—આગળ જતાં, પરિસ્થિતિ વધુ પકવ બનતાં યુનો દ્વારાય જરૂરી પ્રયાસો કરીએ.

પરંતુ, યુધ્ધ દરમ્યાન અને યુધ્ધ બાદ ન વિસરી શકાય એવી પાયાની વાત એ રહે છે કે સામ્યવાદ એક અખંડ-સળંગ અને સર્વગ્રાહી સૂત્ર છે. એનું દરેક પગલું, પછીનાં બીજાં પગલાંનું પૂર્વતૈયારીરૂપ હોઈને તે, જરૂર મુજબ વ્યૂહની દૃષ્ટિએ, અવારનવાર પગલાં બદલે છે. એટલે શસ્ત્રવિરામ, વાટાઘાટ અને સમાધાન તો ઠીક, પણ શાંતિ, મૈત્રી અને પંચશીલના પેંતરા પણ કોઈ સ્થાયી મૂલ્યના ભાગરૂપે નહિ, એન કેન પ્રકારે વિશ્વવિજય સાધવાના ભાગરૂપે જ, હોય છે. આથી લશ્કરી યુધ્ધ બંધ થયા પછી લશ્કરી તૈયારી ઉપરંત પણ વૈચારિક-સૈધ્ધાંતિક સંઘર્ષની આવશ્યકતા સતત રહે જ છે. આને માટે આખી પ્રજાની બૌધિક જાગ્રતિ અને મનોબળ અનિવાર્ય છે.

**ત્રીજી વાત :** આપણા મનમાં એ વાત પણ સ્પષ્ટ હોવી જોઈએ કે-યુદ્ધ જીતવા માટે આપણે સ્વેચ્છાએ પશ્ચિમી દેશો પાસેથી ભરપૂર યુદ્ધ સામગ્રી અને ઇતર લશ્કરી સહાય લઈ રહ્યાં છીએ. અને તેઓ કોઈ પ્રકારની શર્ત વિના કર્તવ્ય સમજીને આપી રહ્યાં આ માટે આપણે જરૂર અંતરથી તેમના ઋણી છી પરંતુ આપણે એથી ઓશિયાળા બની જઈશુ યુદ્ધને અંતે ભારત પોતાનું સ્વત્વ ગુમાવી દઈ પશ્ચિ અનુકરણ કરનાર નિર્બળ અને પરોપજીવી રા તરીકે જીવવાનું પસંદ કરશે ? એવું થાય તો વિજય કોઈ કિંમત રહેવાની નથી. યુદ્ધ દરમ્યાન અને યુદ્ધ અંતે ય, ભારતે વિશાળ લોકશાહી મોરચામાં સ્વત શક્તિશાળી અને સત્વશીલ રાષ્ટ્ર તરીકે પોતા સ્થાન જાળવી રાખવાનું છે. બલ્કે આજ પશ્ચિમી પદ્ધતિની ક્ષતિઓને—કેટલીક ઘણી ગંભ પ્રકારની ક્ષતિઓને—નિવારી શકે એવી નૂતન જીવન પદ્ધતિની સ્થાપના કરીને, ઇતિહાસના આ વળાંક વેળાએ, સાચી દિશામાં આપણે ફાળો આપવાનો ર છે, એ રખે ભૂલીએ.

અથવા તો બીજે છેડે—રખેને એવું બને કે, યુદ્ધ આરંભમાં સરજાયેલી રાષ્ટ્રીય એકતા, સંકુચિત જૂથવા ખેંચાખેંચમાં, યુદ્ધ દરમ્યાન જ શિથિલ અને યુદ્ધને અં નામશેષ બની જાય.

**ચોથી વાત :** યુદ્ધ દરમ્યાન ત્વરિત અને કાર્યક્ષ નિર્ણયો લેવા અને અમલ કરવા સારૂ આપ આપણા દેશમાં લોકશાહી અધિકારો ઉપરનાં અને નિયંત્રણો સ્વેચ્છાએ સ્વીકારી લીધાં છે. અ યુદ્ધની શિસ્તને અનુસરી અનેક અણગમતા નિર્ણયે નિભાવી પણ લઈશું. પરંતુ એને કારણે રખેને કો એવું માનતા થઈ જાય કે લોકશાહી કરતાં જૂથ- સત્તાવાદ વધુ કાર્યક્ષમ છે; અને એક પક્ષ, એક નેતા એક કાર્યક્રમ, એક પદ્ધતિ જ પ્રગતિની ચાવી છે આથી તો, જે સર્વસત્તાવાદ સામે આપણે સિદ્ધાંત નિષ્ઠ યુદ્ધ ખેલી રહ્યા છીએ એનો પ્રાણ જ અંત કરવા બરાબર થશે.

ટૂંકમાં—આ અને આવા પ્રકારની અનેક વિષ મનાઓ આપણા વિચાર, વ્યવહારમાં પ્રવેશવા પામર તો ભારત જે આદર્શો અને હેતુઓ અર્થે આજે ઇદ્ય લ્યું છે એ મૂલ્યોના પાયામાં જ આપણે પોતાન હાથે સુરંગ ચાંપવાનું અક્ષમ્ય પાપકૃત્ય કર્યું ગણાશે-

અંતમાં, એક વિશેષ વિચાર પણ આપની સામે રજુ કરી દેવા ઇચ્છું છુ: આજે ભારતની પ્રજા ગાંધી-ચીધ્યા અહિંસક પ્રતિકારના માર્ગે પોતાનું રક્ષણ કરવા માનસિક અને આધ્યાત્મિક રીતે અશક્ત છે એ વાત દીવા જેવી છે. આથી જ તો આપણે તમામ પરંપરાગત ( Conventional ) આયુધોનો ઉપયોગ કરીએ એ યોગ્ય જ છે. આપણે યુદ્ધ પ્રસંગે અહિંસક નથી થઈ શકતા તેનું પ્રાયશ્ચિત કાયર થઈને તો ન જ કરી શકાએ. પરંતુ પરિસ્થિતિ ઊભી થતાં, ટૂંકા કે લાંબા ગાળે, આપણે પરમાણુ બૉમ્બનો ઉપયોગ કરવાનો પંથ કદીય સ્વીકારીશું? ભારતમાં પરમાણુ સંશોધન કેન્દ્ર-અપ્સરાનું ઉદ્ઘાટન કરતા પં. નહેરુએ સ્પષ્ટ શબ્દોમાં કરેલી પ્રતિજ્ઞાનું પાલન કરીશું? 'Whatever might happen, whatever the circumstances we shall NEVER use atomic energy for evil purposes."

અહીં આપણે નાને મોઢે અહિંસાની મોટી વાતો નથી કરતા. પરમાણુ શસ્ત્રોનો વિરોધ એટલા માટે નથી કે તે ચાલુ શસ્ત્રો કરતાં અધિક સંહારક છે. પરંતુ ભારતે અને દુનિયાના તમામ જાગૃત પુરુષોએ એના ઉપયોગ સામે એટલા જ માટે જેહાદ જગાવી છે કે એ શસ્ત્રોનો ઉપયોગ સમસ્ત માનવ-જાતને માથે, હજારો વર્ષ સુધી જન્મનારી પેઢીઓ સુધી, કારમા રોગો, યાતનાઓ અને વિકૃતિઓ રૂપી અમાનવીય શાપ ઉતારનાર છે. ભારત પોતાની પ્રતિજ્ઞા ઉપર દૃઢ રહીને, જરૂર પડયે આખરે, ધરતી પરથી ભુંસાઈ જવાનું ય બહેતર ગણીને, માનવ-જાતના ઇતિહાસને નવો વળાંક આપી જવાનું સાહસ દાખવશે?

[ તા. ૬-૧૧-૬૨થી તા. ૩૦-૧૧-૬૨ દરમ્યાન 'સ્વતંત્ર સર્જન' ( દૈનિક : વડોદરા )માં છપાયેલ લેખમાળા ]

## યુદ્ધ કરશું પણ પાશવી નહિ બનીએ

( ટા. ઓ. ઈ. તા. ૧૫-૧૧-૬૨ના આધારે ) શ્રી ફ્રાન્ક ઍન્થનીએ લોકસભામાં કરેલું સૂચન અને પં. નહેરૂએ તેના જવાબમાં પ્રગટ કરેલા વિચારો.

**ફ્રાન્ક ઍન્થનીનું સૂચન:** ચીની આક્રમણનો સામનો કરવા આપણે લોહી તરસ્યા બનવું પડશે. અને વ્યવહારલક્ષ્યું પણ પાશવીકરણ થવું જ રહ્યું.

**નહેરૂનો જવાબ:** હું એવી આશા રાખું છું કે આપણું રાષ્ટ્ર અને આ નમ્ર માનવી કદી પણ પાશવી બનવાનું કરશે નહિ (તાળીઓ) કેમ કે એ વિચાર જ વિચિત્ર છે કે માણસે શક્તિશાળી બનવા માટે પાશવી બનવું જ-રહ્યું. આ વિચારનો હું સંપૂર્ણ રીતે અસ્વીકાર કરું છું. આપણી તાકાત બીજા તત્ત્વોમાં રહેલી છે અને આપણે જેનો જેનો વિરોધ કર્યો છે અને ઇન્કાર કર્યો છે તેવાં આંદોલનો સાથે પાશવતાને સંબંધ છે. પાશવી બનવાથી અથવાં તો આવી પાશવી રીતે વિચારવાથી આપણે આપણો આત્મા ગુમાવીએ છીએ. આ જબરજસ્ત નુકસાન છે.

હું આશા રાખું છું કે જે ભારતનો સ્વભાવ તત્ત્વતઃ સૌમ્ય અને શાંતિચાહક છે તે એનો એ મનો-ભાવ જાળવી રાખશે—ભલેને પછી એને કારણે એને યુદ્ધનાં વધુમાં વધુ પરિણામો લાંબા સમય સુધી સહન કરવાં પડે.

શક્તિશાળી બનવું એક વાત છે અને પાશવી બનવું બીજી. આ બેની વચ્ચે ચોક્કસ ભેદ છે; અને આપણા રાષ્ટ્રને જેણે ગૌરવ અપાવ્યું છે તે ઐતિહાસિક ઘટના—ગાંધીજી આપણી સ્વાધીનતાના આંદોલન દરમ્યાન આપણા જીવનને જે રીતે દોરી રહ્યા હતા તે લાંબા વરસોની ઘટનાનો ઉલ્લેખ કરવાની જરૂર ન હોય.

ગાંધીજીની રાહબરી નીચે દેશની સેવા કરવાનું જેમનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું હતું તે લોકોએ તેમનો યત્કિંચિત બોધ ઝીલ્યો હતો. અને જેટલા પ્રમાણમાં એ બોધ આપણે શીખ્યા એટલે અંશે આપણે મહાન અને મજબૂત બન્યા. આથી હું એ વાત ઉપર ભાર મૂકવા ઇચ્છું છું કે હું પાશવી બનવા ઇચ્છતો નથી, હું શીતયુદ્ધ કે ઉષ્ણયુદ્ધનાં એવાં પાસાં ઇચ્છતો નથી કે જેને

[ વિશ્વમાનવ પુસ્તક: ...]

કારણે કોઈ આખી પ્રજા માટે તિરસ્કાર જન્મે, અને એ પ્રજા કેમ જાણે હીણી પ્રજા હોય તે રીતે આપણે એમને જોતા થઈએ.

(આ પ્રસંગે પં. નહેરૂએ પ્રથમ વિશ્વયુધ્ધ દરમ્યાન આખી જર્મન પ્રજાને હૂણ ગણી તેનો તિરસ્કાર થતો હતો તે વાત યાદ કરાવી હતી : અને બંને વિશ્વ-યુધ્ધમાં જર્મનોની કસુર હતી તે છતાં તેમના આવા તિરસ્કાર સામે વિરોધ જાહેર કરી ઉમેર્યું હતું કે—)

કોઇ વ્યક્તિગત માનવી અથવા તો કોઇ પ્રજાનું પતન કરનાર કંઈ હોય તો તે પાશવતા, વિદ્વેષ અને તેમાંથી જન્મતાં બીજાં અનિષ્ટો છે.

(અને ચીની પ્રજા તરફની આપણી વર્તણૂકની બાબતમાં પં. નહેરૂએ ઉમેર્યું—)

હું આરંભમાંજ કહી દેવા માગું છું કે ચીની પ્રજા પ્રત્યેનાં ધિક્કારની લાગણી, હું આશા રાખું છું કે, આપણા દેશમાં પ્રગટશે નહિ. એવી વૃત્તિને તોડી પાડવામાં આવશે. ચીની પ્રજા સામે આપણી કોઈ ફરિયાદ નથી. આપણે પ્રજા અને દેશ (સત્તા) વચ્ચેનો ભેદ સમજવો જોઈએ—ચીની સરકાર જે કાંઈ કરી રહી છે તેની સામેનો રોષ અને કડવાશ ચીની પ્રજા ઉપર ઠાલવવાં ન જોઇએ.

એ વાત યાદ રાખવી જરૂરી છે કે પાશવી બળનો ઉપયોગ પ્રજાની તાકાતને વધારતી નથી; ઊલટી અવળી દિશામાં તેને વહાવીને ક્ષીણ કરે છે. યુધ્ધ દરમ્યાન તો માનસિક અને ઈતર શક્તિઓનો સંચય કરવો જરૂરી છે. જ્યારે બે મહાન સત્તાઓ વચ્ચે સંઘર્ષ જાગે ત્યારે તો વિજય કે પરાજયનો આધાર આખા રાષ્ટ્રની માનસિક શક્તિ કેટલી રહે છે એના ઉપર રહે છે. દરેક જણે એ વાત યાદ રાખવી જોઈએ કે થોડાક આમ કે તેમ શસ્ત્રો કોની પાસે વધારે છે તેના ઉપર યુધ્ધના વિજય-પરાજયનો આધાર નથી, પરંતુ આખો રાષ્ટ્ર અમુક ચોક્કસ હેતુઓ ઉપર કેટલી હદે એકાગ્રતા સાંધી શકે છે અને નાનાનાના કજીયામાં શક્તિનો દુરુપયોગ કરતો નથી તેના ઉપર છે.




## ભારત-સરહદ પરની ચીની લાલસા

(ઉત્તર પશ્ચિમ : લડાખ
ઉત્તર પૂર્વ : નેફા)

# માઓની મહેચ્છાનું સામ્રાજ્ય !




૧. તાજિકનો પ્રદેશ [?] ૨. પામીર ૭. નેપાલ ૪. સિક્કીમ ૫. ભુતાન ૬. આસામ ૭. બર્મા ૮. આંદામાન ટાપુઓ ૯. મલાયા ૧૦. સિયામ ૧૧. વિએટનામ ૧૨. લાઓસ ૧૩. કંબોડીયા ૧૪. ફોર્મોસા ૧૫. આઉટર મોંગોલીયાનો અમુક પ્રદેશ ૧૬. ક્યુરાઈલ ટાપુઓ × × ઉપરાંત અફઘાનિસ્તાનનો અમુક પ્રદેશ

ભારત-ચીન-સંઘર્ષ વિશેષાંક

# વિશ્વ — માનવ

માનવીય ગૌરવની પુનઃપ્રતિષ્ઠા ઝંખતું દ્વૈમાસિક

નવેમ્બર-ડિસેમ્બર ૧૯૬૨

૪૮



સંપાદક : ભોગીલાલ ગાંધી

વાર્ષિક રૂ. ૯-૦૦ છૂટક રૂ. ૩

ચેતન પ્રકાશન ગૃહ પ્રાઇવેટ લિ. રામજી મંદિર પોળ વડોદરા

# ૪૮

## વિશ્વમાનવ [ દ્વૈમાસિક ]

[ વાર્ષિક રૂ. ૯—૦૦ શિ. ૧૮ * છૂટક ચાલુ અંક રૂ. ૨ * વિશેષાંકોની છૂટક કિંમત કદ મુજબ ]
સંપાદક : ભોગીલાલ ગાંધી * [ પૂઠાનું ચિત્રાલેખન : નગેશ પિંગળે ]
પ્રકાશક ભોગીલાલ ગાંધી, ચેતન પ્રકાશન ગૃહ પ્રાઈવેટ લિ , રામજીમંદિર પોળ : સરકારી છાપખાના સામે—વડોદરા [ફોન ૪૯૫૦]
મુદ્રક : જયંતિ દલાલ વસંત પ્રિન્ટિંગ પ્રેસ, ઘેલાભાઈની વાડી, ઘીકાંટા રોડ, અમદાવાદ.



વિશ્વમાનવ પાંચ વર્ષ પૂરાં કરે છે.

નવા વર્ષની શરૂઆતથી તેનું વ્યવસ્થાતંત્ર બદલાય છે. અંગત જવાબદારી ઉપર ( ચેતન પ્રકાશન ગૃહ પ્રા. લિ. ને બદલે ) પ્રગટ કરવાનું હવેથી થશે.

આજસુધી બહોળા પ્રમાણમાં ફ્રી–નકલ રવાના કરતા રહ્યા છીએ. પરિસ્થિતિવશાત્ તેમાં કાપ મૂકવાનું અનિવાર્ય બન્યું છે. તેઓ 'વિશ્વમાનવ' નું લવાજમ મોકલી ચાલુ રહેશે તો આભારી થઈશું.

—ભોગીલાલ ગાંધી

# ભારત-ચીન-સંઘર્ષ [ભારતીય વ્યૂહ અને નીતિનું પૃથક્કરણ]

## ૧. માનસિક મેસમેરિઝમની લાંબી કહાણી

ચીને બધી રીતે ભારતને ભોંસમાં લીધું છે. અનેક છક્કડો ખવડાવી છે ને હજુય ચાલુ જ છે. ચીને માનસિક, લશ્કરી અને રાજકારણી દાવમાં ભારતની જે નાલેશી કરી છે ને જે અપમાનિત દશામાં તેને ધકેલ્યું છે તેમાંથી ભારત હજી બહાર આવ્યું જણાતું નથી. આઘાતો અને પરાજયો પછી ય તે ચીનની પૂરી મુરાદનો અંદાજ પામી શક્યું જણાતું નથી ભારતે માનસિક, ફોજી અને અને રાજકારણી મોરચે જાગ્રત બની, સામર્થ્યવાન બની, મહાન પુરુષાર્થ કરવાનો હજી બાકી જ છે.

ચીને ભારત ઉપર ફેલેલા માનસિક 'મેસમેરીઝમ'-ના આઠ વર્ષના લાંબા ગાળા પર વિસ્તારેલી કહાણી ભારત સરકારે પોતે તાજેતરમાં સંક્ષિપ્ત સ્વરૂપે પ્રગટ કરી છે—China's Betrayal of India : એ વાંચીને આપણે ચીન સામે ગમે તેટલા ઉશ્કેરાઈ જવાનું કરીએ પણ, આપણા પોતાના જ—બેવકૂફીથી અકળાઈથી છેડયા વિના ય ભાગ્યે જ રહી શકીએ છીએ

૧૯૪૯ ના ઑક્ટોબરની ૧લીએ ચીનમાં સામ્યવાદી સરકારનાં પગરણ થયાં અને દુનિયામાં એને સૌથી પ્રથમ માન્યતા આપનારા બિન-કમ્યુનિસ્ટ દેશોમાં ભારત અગ્રણી હતું.

૧૯૪૯ ના ઓગસ્ટમાં જ ચીનના તિબેટ અંગેના વ્યવહાર અંગે, અને સાથોસાથ આપણી તેની સાથેની સરહદો અંગે, આપણા દિલમાં અંદેશો જાગ્યો હતો; અને આપણે તે ચીનની સરકારને જણાવ્યો ય હતો. પરંતુ ત્યારે એણે 'બધું ઠીક થઈ જશે'નું આશ્વાસન આપ્યા પછી, ૧૯૫૦ ના જાન્યુઆરીની ૧ લી તારીખે ચીની પ્રમુખ માઓત્સે-તુંગે "૩૦ લાખ તિબેટી પ્રજાને સામ્રાજ્યવાદી આક્રમણમાંથી મુક્ત કરવાની ઘોષણા" કરી; અને ૧૯૫૦ ના ઑક્ટોબરમાં તિબેટ પર ફોજી કબજો, ઠોકી બેસાડીને આપણી સરહદો પર લાલ પડછાયા પાથરી દીધા ત્યારે, આપણે 'ચીની સરકારનું વળી ધ્યાન દોરવાનું કર્યું.' (આ સમયે ભારત ચીનને યુનોમાં પ્રવેશ અપાવવા, કમ્યુનિસ્ટ દેશોના સાથમાં, ભારે જહેમત ઉઠાવી રહ્યું હતું.) પરંતુ એના તોછડા અને અપમાન ભર્યા જવાબ પછી પં. નહેરુએ સ્પષ્ટ શબ્દોમાં ભારતની પાર્લામેન્ટમાં સત્ય પ્રગટ કર્યું :

તિબેટ અને ચીન કંઈ એક નથી...ભલે આજે એની પ્રજા કે બીજા દેશો તેમને ફરજ પાડી શકવાની સ્થિતિમાં ન હોય, પરંતુ એથી કાંઈ ચીની પ્રજાના પોતાના સ્વનિર્ણયના અધિકારને, ગમે તેટલા કાયદા કાનૂનોના જોરે, દબાવી શકાય નહિ આવો બબ્બણનો જવાબ આપ્યો તો ખરો, પરંતુ એ પછી તિબેટ ઉપરના ચીની હત્યાકાંડ સામે ભારતે જગતની પ્રજાઓ અને રાષ્ટ્રોના અંતરાત્માને જાગ્રત કરી રાષ્ટ્રસંઘ-યુનો દ્વારા ચીન ઉપર ફરજ પાડી વ્યાપક નૈતિક પ્રકોપ પ્રકટાવવાનો પુરુષાર્થ કરવાને બદલે, મૂંગા રહેવાનું વધુ પસંદ કર્યું...પરિણામે એકલા અટૂલા પડેલા તિબેટી નેતાઓ પાસે ચીને ૧૯૫૨ના મેની ૨૩મીએ, ચીનના સાર્વભૌમત્વના કરાર પર અંગુઠા પડાવી લીધા!

આ પછી લગભગ ત્રણ વર્ષ બાદ, ૧૯૫૪ ના એપ્રિલની ૨૯મી તારીખે ચીન-ભારત કરાર થયા ત્યારે, ઊલટા ભારતે જ તિબેટને ચીનના 'પ્રદેશ' તરીકે સ્વીકારી લીધું! તિબેટી પ્રજાના સ્વનિર્ણયના અધિકારની વાત છોડી ગઈ...! એટલું જ નહિ પણ, વરસોથી ચાલતા આવેલા ભારતના અનેક અધિકારો, મિલકતો અને ફોજી રક્ષક-થાણુંઓ તિબેટ (યાતુંગ અને ગ્યાન્સે) માંથી ખસેડી લેવાનું હોંશે હોંશે સ્વીકાર્યું. અને કેમ જાણે,

એ સાચા મિત્રો વચ્ચેના સ્નેહભાવનું આ પ્રતીક હોય એમ, 'પંચશીલ'ની પવિત્ર પ્રતિજ્ઞાઓનો ઉદ્‌ઘોષ કરી ભારતે મહાન આંતરરાષ્ટ્રીય નૈતિક સિદ્ધાન્ત પળાવાની આશાએ સંતોષ માન્યો ત્યારે ખધા ચાઓએ ભારતના ભોળપણનો ક્યાસ અચૂક કાઢી લીધો જ હતો.

સને ૧૯૫૪ માં જ, ભારતના ભોળપણ પર નિરાંત રાખી ભારતના ઉત્તર પ્રદેશની અંદર આવેલા 'બારા હોટી'માં ભારતીય સૈન્યની હાજરી સામે વિરોધ ઉઠાવીને ચીને તેના ઉપર પોતાનો દાવો હોવાનો અણસારો ય કરી લીધો હતો.

*આમ, હકીકતે તો, ૧૯૫૪માં જ ચીને ભારતના પ્રદેશ ઉપરની લોલુપતા પ્રગટ કરી દીધી હતી!

પરંતુ ત્યારે, સામેથી ભારતે ચાઓને ભારતનું આમંત્રણ આપ્યું, મોંઘી મહેમાનગતિ કરી, અને પંચશીલના મન્ત્રોનો પુનરૂપાઠ કરી ચીનની કીર્તિને એશિયા ભરમાં ઊંચી આણી. એટલું જ નહિ, સામેથી નહેરુએ ચીનની યાત્રા કરી આવીને ચીનો મૈત્રીને અંજલિ અર્પી; અને ચીનની કૃષિ વિષયક, ઔદ્યોગિક અને આર્થિક પ્રગતિથી અંજાયેલા દુનિયાના અનેક પછાત દેશોની સાથે ભારતે પણ તેની સામે આદરભરી મીટ માંડી, આર્થિક સંબંધો ઘનિષ્ટ બનાવ્યા

બીજી બાજુ, ચીનની ચાલ જુદી જ હતી ૧૯૫૪ માં તિબેટ-કરારો વખતે ભારતને લખી આપેલી બાહેધરીઓનો ભંગ કરીને ચીની અમલદારોએ બારા હોટીમાં પ્રવેશ પણ કરી જોયો હતો. અને ભારતે આ વિષે પૂછપરછ કરતાં ઉડાઉ જવાબો આપી મૂળ દાનત છૂપાવવામાં ચીન સફળ પણ થયું હતું.

તો વળી, ૧૯૫૫ દરમ્યાન, એક બાજુ ભારતના ભોળપણની ઢાળ આગળ ધરી, ચાઓએ એશિયાઈ-આફ્રિકી-રાષ્ટ્રોને પોતાની અસરમાં લેવા બાન્ડુંગ-પરિષદને ય વટાવી ખાધી. અને બીજી બાજુ, 'બારા-હોટી'માં જ થાણું નાખી ચીની ફોજે ૧૦ માઈલ દક્ષિણે નિતિઘાટથી દમઝાન સત્રી તથા શિરકીઘાટ સુધી ઘૂસી આવી.

૧૯૫૬ માં આ ઘૂસણખોરી, ધીમે ધીમે તોય વ્યવસ્થિત રીતે, આગળ વધી. અને છતાં કેમ જાણે કશું જ બન્યું ન હોય એમ, વર્ષના અંતમાં ચાઓએ ફરીવાર ભારતમાં પધરામણી કરી, અને પં. નહેરુએ ભારે ધામધૂમ પૂર્વક એમને વધાવ્યા-ફેરવ્યા. દરમ્યાન ચાઓએ એવું તે શું જાદુ કર્યું કે બને જણાને મોઢે એક જ વાત પ્રગટ થઈ: 'સરહદ અંગે અમારે કંઈ ઝગડો છે જ નહિ...નાના અમસ્તા થોડાક સવાલો છે તે, બંને સરકારોના પ્રતિનિધિઓ જ ઉકેલી લેશે!...' અને 'વચને કિમ્ દરિદ્રતા!'-એ ન્યાયે મેકમોહન લાઇનનો બાધિભારે સ્વીકાર કરી લઈને ચાઓએ પં. નહેરુને હૈયે ટાઢક કરી.

*

## નાટક બદલાયું : રંગભૂમિય બદલાઈ!

૧૯૫૭ની સાલ આવતાં આવતાં તો નાટક બદલાવા લાગ્યું ને ૧૯૫૮માં તો આખી રંગભૂમિ જ બદલાઈ ગઈ-અલબત્ત, નટો એના એ જ રહ્યા!

૧૯૫૭મા લડાખમાં અક્સાઈ ચીનનો રસ્તો આપણાથી ગુપ્ત રીતે બંધાઈ ગયો; ને નેફામાં છેક વાલોંગ સુધી ય ચીની ફોજે ફરી આવી.

૧૯૫૮ દરમ્યાન લડાખમાં અને નેફામાં અને ઉત્તરપ્રદેશના અનેક વિસ્તારોમાં વધુ ઘૂસણખોરી થઈ ચૂકી તથા તિબેટથી ઊડીને હવાઈ વિમાનો હિમાચલ પ્રદેશ અને પંજાબ ઉપર પણ આંટાફેરા કરી ગયા!

● ચીનની આટઆટલી નફ્ફટાઈ પૂર્વકની ધૃષ્ટતા સામે ભારતે એક પછી એક વિરોધપત્રો પાઠવ્યા, માહીઓ પાઠવી; બેઉ સરકારોના પ્રતિનિધિઓની અને બંને વડાપ્રધાનોની મુલાકાતો યોજાઈ, પરંતુ ચતુર ચાઓએ તો, આ બધો સમય આશ્વાસનો આપ્યા: નકશાઓ જુના છે એની ફિકર નહિ: મેકમોહન લાઈન? એનું તો બ્રહ્મદેશની સાથે ગોઠવ્યું તેમ તમારી સાથે ય ગોઠવાઈ જશે; ને બારાહોટી, વાલોંગ વગેરે પ્રદેશોની વાત? એ તો નાની વાતો છે, પતી જશે...

અલબત્ત, દરેકે દરેક ઘટનાનો અને કાગળિયા પરના દરેકે દરેક વિરોધનો જવાબ આપવો જ જોઈએ

એવું એણે માન્યું ન હતું, ઘણી બાબતમાં મૌન જ સ્વાર્થ અને સર્વાર્થનું ય શ્રેષ્ઠ સાધન છે—એની ચાઓને તો પૂરી ખબર હતી; અને પં. નહેરુની સજ્જનતા વિષે ય એને પૂરો ભરોસો હતો.

પરંતુ છેક ૧૯૫૯માં એમાં આંગળી નાખી નહેરુએ એને બોલવા ફરજ પાડી ત્યારે, ચાઓએ ખુલાસો કરી નાખ્યો કે—પેટની અંદરની બધી વાતો કંઈ પહેલે દિવસથી જ કહી નાખવાની ઓછી હોય છે! પરિસ્થિતિ પાકે તેમ તેમ વાત જાહેર થાય—અને, અમને તો આ બધી નાની નાની વીગતોનો અભ્યાસ કરવાનો સમય જ ક્યાં હતો!

અને ત્યારે ભારતને પહેલીવાર એટલી વાત સમજાઈ કે ચીન રમત રમે છે. એટલે કે જે જૂના નકશાઓમાં ૫૦,૦૦૦ ચો. મા. નો ભારતનો પ્રદેશ ચીની સરહદો તરીકે ચીતરાયેલો હતો, તે હવે નકશાની વાત મટી જઈ, હક્કદાવાની વાત બની રહી હતી. ભારતને પહેલીવાર એમ લાગ્યુ કે મૈત્રી-સંબંધની દૃષ્ટિએ તો ખરું જ પણ આંતરરાષ્ટ્રીય કાનૂનની દૃષ્ટિએ પણ ચીનનો વર્તાવ ગેરવ્યાજબી છે.

આ પછી, ભારતે ૨૫૦૦ માઈલ લાંબી સરહદ ઉપરના પોતાના દસ્તાવેજો તૈયાર કરવા માંડ્યા લશ્કરી તૈયારીઓની તો હજી જરૂર જ ન હતી જણાઈ!

આ દરમ્યાન તિબેટમાં બંડ જાગ્યું ને દલાઈલામા ભારત ભાગી આવ્યા. ભારતની સરકારે લામાને રાજદ્વારી આશ્રય આપ્યો. (૧૯૫૯ માર્ચ ૩૧) ચીન રોષે ભરાયું- ભારતના રાજકીય પક્ષોએ લામાને ટેકો આપ્યો તેની સામે બખાળા કાઢ્યા ત્યારે, નહેરુએ પાર્લામેન્ટમાં તિબેટ ઉપરની સામ્યવાદી જબરજસ્તી સામે વિરોધ ઉઠાવ્યો. ચીને વચનભંગ કર્યાનો પણ ટીકા કરી અને કહ્યુ કે 'ભારતમાં કંઈ એકહથ્થુ સત્તા નથી. અહીં તો પ્રજામત સ્વતંત્ર રીતે પ્રગટ થાય તેવી લોકશાહી છે. અમે પક્ષોના અધિકારો છીનવી ન શકીએ...'

આમ વાક્યુદ્ધની શરૂઆત થતાં જ ચીને લશ્કરી તાકાત અજમાવી—

૧૯૫૯નો અંત આવતાં (ઑક્ટોબરમાં) તો, ચીની ફોજો લડાખમાં ૪૦ માઈલ અંદર ધસી આવી. ભારતના નવ સૈનિકોનાં ખૂન કર્યા ને દસને ગિરફતાર કરી લીધા.

એકંદર, ૫૦,૦૦૦ ચો મા. ઉપર દાવો કરી, લડાખ વિસ્તારમાં ૧૨૦૦૦ ચો. મા. જેટલી ભૂમિ દબાવી દઈ, શાંતિનો જાપ જપવા માંડયો સમાધાન માટે હાથ લંબાવ્યો (૧૯૫૯ નવેમ્બરની ૭મી ની મશહૂર ઑફર); ભારતે એમાં ન ફસાતાં તરત જ સામી બીજી ઑફર આપી—(૧૯૫૯ નવેમ્બર ૧૬.)

ચીનને તો ગુમાવવાનું જ હતું શું? એણે વાતોમાં જ ૭ મહિના કાઢી નાખ્યા. બાદ ચાઓએ વળી જાતે ભારત પધારી ૭ દિવસ લગી વધુ વાતો કરી (૧૯૬૦ એપ્રિલ); અને તેમાં કશુ ન વળ્યું ત્યારે, બંને પક્ષોની નિષ્ણાત ટુકડીઓએ પેકિંગ, દિલ્હી ને રંગુનમાં મળી વિગતવાર ચર્ચા કરી (જૂનથી ડિસેમ્બર ૧૯૬૦). ભારતે ૬૩૦ અને ચીને ૨૪૧ દસ્તાવેજો રજૂ કર્યા; પણ કશુ વળ્યું નહિ...બલ્કે—

કાશ્મિરનો જે પ્રદેશ પાકિસ્તાને દબાવ્યો છે તેને વિષે ચર્ચા કરવાની જ ચીને ના પાડી દીધી. કાશ્મિર–ભારતના સંબંધનો જ ઇન્કાર કર્યો!

પરંતુ ચીન માટે ચર્ચાઓ તો, એક વધુ ઓઠું જ હતું—એની ભારતને ક્યાં ખબર હતી? આ ૭ મહિના દરમ્યાન જ નેફામાં, સિક્કિમમાં અને લડાખ પ્રદેશમાં ચીની સેનાઓ આગળ ધસી રહી હતી. —અંતે ૧૯૬૦માં તો, નવા નકશા પ્રગટ કરીને ચાને લડાખમાંના ૨૦૦૦ વધુ ચો. મા ઉપર પોતાનો દાવો પણ જાહેર કરી દીધો હતો!

૧૯૬૧ની સાલ વાટાઘાટોની રાહમાં વીતી ગઈ. ચીનને ઉતાવળ ન હતી ૧૨૦૦૦ ચો. મા. દબાવી રાખ્યા જ હતા! ભારત શાંતિમય ઉકેલની જ ધૂનમાં હતું. અંતે, ચીને જ પેંતરો બદલ્યો!

૧૯૬૨ની સાલ ખુલ્લા આક્રમણની બની નેફા અને લડાખ બને મુખ્ય સરહદો ઉપર સતત હલાઓ થયા દરમ્યાન વળી વાટાઘાટોના નામે ભારતને ભરમાવામાં રાખીને લાભ પણ લીધો . અને અંતે ૨૦મી ઑક્ટોબરની વહેલી પરોઢે બધા પડદા, બધા બુરખા ચીરી નાખી ચીને ભારત ઉપર નગ્ન-જંગી આક્રમણ કરી દીધું !

ભારતને આ આક્રમણ 'અચાનક' અને 'દગાખોર' લાગ્યું ! મિત્રને' 'શત્રુના' રૂપમાં જોઈને પોતે છેતરાયાનો આઘાત લાગ્યો.

૧૯૫૪ થી ૧૯૬૨ એકધાર્યા આઠ વર્ષ દરમ્યાન, આશરે ૪૦૦ જેટલા વિરોધ-પત્રો લખતી વખતે, ભારતે ચીન સાથેની મૈત્રી અને સહાનુભૂતિ પાછી પ્રાપ્ત કરવા સેવેલી અખંડ વાંછના કરે હતાશામાં ફેરવાઈ ગઈ હતી !

શું ચીનનું આક્રમણ સર્વથા અચાનક-અણધાર્યું હતું ?

૧૯૫૬માં જ ચીને પોતાની વિસ્તારવાદી નીતિનો અનુસાર તો કરી દીધો હતો એમ તો, તિબેટ સાથેના વ્યવહારમા જ ચીની દગાખોરીનું દર્શન મળી ચૂક્યું હતું અને ૧૯૫૬ થી ૧૯૫૯ દરમ્યાન તો, ધીમે ધીમે કરતા, ચીને ભારતની ૨૫૦૦ માઈલની લાંબી સરહદ ઉપર અનેક સ્થળે આરંભમાં 'તપાસ', પછી 'પ્રવેશ,' પછી ઘૂસણખોરી,' પછી 'હલ્લાખોરી —એવી તરેહ તરેહની ક્રીડા ખેલી લીધી હતી, અને તે જેવી તેવી નહિ—૧૨૦૦૦ ચો મા ઉપર પોતાનો કબજો કરી બેસનારી અને ૫૦૦૦૦ ચો મા ઉપર હક્ક-દાવો લગાવનારી !

* ધીમે ધીમે આવડા મોટા પાયા પર આક્રમણ થતું રહ્યું ને છતાં આપણે વિરોધ-પત્રોથી વિશેષ કશું જ દબાણ ન લાવી શક્યા ! ભવિષ્યનો ખ્યાલ કરી લઈ પૂરતી મક્કમ લશ્કરી તૈયારીઓ પણ ન કરી

* અરે, પં નહેરુએ જણાવ્યું છે તેમ, અને દેશની પ્રજાને એને ઉશ્કેરવા જેવું થઈ પડે તેવી દહેશતે તેમણે પોતે જ ખુદ ભારતીય પાર્લામેન્ટને ય ઘણી બધી મોડેથી જાણ કરેલી જે માટે તેઓ સ્વીકારે છે તેમ તેમને પાર્લામેન્ટનો ઘણો રોષ સહેવો પડ્યો હતો

શું આ વ્યાજબી હતું ? શું આ બધું અનિવાર્ય હતું ?

આપણે જેને મિત્ર માન્યો હતો તે, દુશ્મન તરીકે, સંપૂર્ણ સ્વરૂપે આપણી સામે પ્રગટ થયો તે દરમ્યાન જ, સ્પષ્ટ રીતે દુશ્મનીનાં કૃત્ય તો ફરી ફરીને આચરી જ રહ્યો હતો ! એણે પોતે જ, આપણે માટે, ભરમાઈ રહેવા જેવું ૧૯૫૭–૫૮ પછી તો ન હતું રાખ્યું ખુદ સરકારી પુસ્તિકામાં જ આ પ્રકરણને "The Mask is off" (બુરખો ચીરાઈ ગયો) એવું સ્પષ્ટ શિર્ષક આપવામાં આવ્યું છે

૧૯૫૮ પછી ભરમાવામા રહેવાનું કોઈ કારણ વ્યાજબી રહેતુ નથી સિવાય કે આપણી પોતાની સમજની કમજોરી, આપણા સ્વભાવની કમજોરી, આપણી નિર્ણાયક શક્તિની કમજોરી

પરિણામે દુશ્મન આપણને અંગૂઠો પકડી એના ધાર્યા રસ્તે ઘસડી ગયો !

પરંતુ ચિંતાનો વિષય તો હજી એ હતો કે, ૨૦મી ઓક્ટોબરથી જે જંગી આક્રમણ થયું તેથી આપણે ચોંકી ઊઠયા હતા, વિહ્વળ બની ઊઠયા હતા, એ સાચું. પરંતુ આ દિવસથી આપણે દુશ્મનને એના પૂરા સ્વરૂપમાં ઓળખી ગયા હતા, એવું કહી શકાશે ખરું ?

આનો જવાબ આપણે આ પછીની ઘટનાઓના પ્રકાશમાં શોધવો રહ્યો.

—

# ૨. 'પીછેહઠ'ની આલોચના

પહેલો અધ્યાય પૂરો થયો. પરંતુ આ પહેલા અધ્યાયની કમજોરીઓ બીજા અધ્યાયમાં આપણી આડે આવી. જ્યાં સુધી આપણે વાક્‌યુદ્ધ જ ખેલતા હતા (દુશ્મન તો તે દરમ્યાન યે આપણી સરહદો શસ્ત્રોના જોરે દબાવી રહ્યો હતો) ત્યાં સુધી આ કમજોરીઓ પૂરી દેખાઈ ન હતી તે હવે ઘેરી બની ઊભી રહી ગઈ।

નેફામાં ચીને ૬૦ હજાર સૈનિકો સાથે જંગી આક્રમણ ઝીંક્યું અને આપણે આભા બની ગયા ૧૦૦૦૦ થી ૧૪૦૦૦ ફીટની ઊંચાઈએ આપણે પહેલીવાર આવી મોટી જંગી અને સુસજ્જ સેના સામે લડવાનું આવ્યું હતું. આપણા સૈનિકો મેદાનની લડાઈઓથી ટેવાયેલા હતા; એકાએક તેમને પહાડોમાં ખસેડવા પડ્યા. સપાટી ઉપરથી આટલી ઊંચાઈએ લડવા પહેલાં ઓછામાં ઓછાં બે ત્રણ અઠવાડિયાં તેમને એવી આબોહવાથી ટેવાઈ જવું પડે; પરંતુ એવો સમય ક્યાં હતો? અને આપણી પાસે મોટા ભાગે નવી ઢબનાં હથિયારો—શસ્ત્રો—સાધનો પણ ઓછાં. તેમાં ય ખૂબ ઊંચી ઊંચાઈએ ચઢવું પણ અતિ કપરું હોઈને સૈનિકોએ પોતે હળવાં શસ્ત્રોને વધુ પસંદ કર્યાં એવો પણ ખુલાસો છે; એટલે કે નવાં ભારે શસ્ત્રોનો ઉપયોગ તત્કાલ ન થઈ શક્યો. વળી, એમને એક સ્થળેથી બીજે મોરચે એકાએક ખસેડવા જતાં, ઠંડી માટે પૂરતાં સાધનો પણ સાથે રવાના ન થઈ શક્યાં। આથી ખાસ પ્રકારના જોડા, કામળા અને અનાજ વગેરે વિમાનો દ્વારા પહોંચાડ્યા તો ખરા; પણ આ દરમ્યાન કેટલાકના પગ બરફથી બળી ગયા, ને પાછળથી વિમાન દ્વારા આકાશમાંથી નાખવામાં આવેલા સામાનમાંથી ય કેટલોક તે. ખીણોમાં પડીને બરબાદ ગયો। આમ આપણે માટે એકાએક આવી પડેલું યુદ્ધ ભારે કપરું તો નીવડ્યું જ.

● તો ચીન માટે, તિબેટ તરફથી ચઢાણ સરળ હતું; ચીની સૈનિકો ટેવાયેલા પણ હતા સંપૂર્ણ સજ્જ હતા— એક સૈનિક સાથે એક મજૂર સિપાહી સામાન ઊંચકીને ચાલનાર હતો તે ખીણો અને શૃંગોની વચ્ચેના ભારે અટપટા રસ્તાઓથી પણ તેઓ સારા જાણકાર હતા. ત્યારે આપણે પોતાના આ પ્રદેશથી ઠીક ઠીક અજાણ હતા, અથવા એના નકશાઓ ય પૂરા ચોક્કસ ન હતા એમ કહેવાયું છે.

● આમ છતાં અનેક વિઘ્નો સામે ભારતીય જવાનો અસાધારણ હિંમત, કુરબાની અને દક્ષતાથી લડ્યા; અને વિદેશથી બહુ જ ઉપયોગી સાધન-સામગ્રી આવી પહોંચે તે પહેલાં ભારતીય જવાનોએ ચીનાઓને નાકે દમ લાવ્યો હતો, અને કેટલેક સ્થળે તો તેમને પાછી પીછેહઠ કરાવી હતી. પરંતુ એકંદર ભારતીય સૈન્યોને ઉપરાઉપરી પીછેહઠ કરાવતો દુશ્મન આગળ ધસી રહ્યો હતો। પરિસ્થિતિ ગંભીર હતી દેશદાઝનો કેવળ ઉત્સાહ, દુશ્મન સામેનો કાતિલ રોષ અને માત્ર મરણિયાપણાની ભાવના કરતાં વધુ ઘેરા ઊંડા ચિંતનનીય આવશ્યકતા હતી.

જંગી આક્રમણના પ્રથમ દિનની પરોઢે જ (૨૨-૧૦-૬૨) પં. નહેરુએ વાયુપ્રવચન દ્વારા દેશ જોગો સંદેશો આપતાં કેટલીક મહત્ત્વની વાત કહી નાખી હતી:

> "પરિસ્થિતિ ગંભીર છે...કેમકે ચીની હજીએ આક્રમણ ચાલુ રાખ્યું છે...આપણે આ દેશનાં સ્ત્રી પુરુષો શાંતિના રાહથી ટેવાયેલાં છીએ. યુદ્ધની આવશ્યકતાથી ટેવાયેલાં નથી. આથી તો, પાંચ વર્ષ પહેલાં લડાખમાંના આપણા પ્રદેશ ઉપર આક્રમણ થયા છતાં આપણે શાંતિમય નીતિને અનુસરવા મથતા રહ્યા...પરંતુ શક્તિશાળી ઘમંડી દુશ્મનને કારણે આપણા આ પ્રયાસો નિષ્ફળ નીવડ્યા છે...આથી એવો સમય આવી પૂગ્યો છે કે આપણે આપણી પ્રજાની અને આપણા રાષ્ટ્રની સ્વાધીનતા ઉપરના ભયને **સંપૂર્ણરીતે** સમજી લઈએ.

પરિણામ ગમે તે આવે, કોઈ પણ સ્વમાન-
પૂર્ણ રાષ્ટ્ર—અને ભારત તો ખચિત નહિ
જ—જે એની સ્વાધીનતાને ચાહે છે એવો
દેશ આ આક્રમણને તાબે થઈ શકે."

અને આપણી પીછે હઠનાં કારણો શોધતાં તેમણે તા. ૨૫-૧૦-૬૨ના રોજ જણાવ્યું કે—

"સરહદ ઉપની આપણી પીછેહઠે આપણને એ ભાન કરાવ્યુ છે કે—

આપણે આધુનિક વિશ્વથી કપાઈ રહ્યા હતા; અને આપણે આપણા પોતાના સર્જેલા કૃત્રિમ વાતાવરણમાં જીવી રહ્યા હતા .."

બીજે જ દિવસે (તા. ૨૬) વડા પ્રધાને ઐતિહાસિક સત્ય ઉચ્ચાર્યું હતું કે—"આપણા રાષ્ટ્રના જીવનનું એક પ્રકરણ પૂરું થયુ હતુ અને બીજાનો પ્રારંભ થયો હતો..."

ભારતીય પ્રજા અને પક્ષો તરફથી સ્વયસ્ફૂર્ત ઉષ્માપૂર્ણ ઉત્સાહી ઉછાળો પ્રગટ થયો જ હતો... અને ત્યારે, જંગી આક્રમણના એક અઠવાડિયા પછી (તા ૨૯મીએ) પ. નહેરુએ આપણી નિષ્ફળતાનાં કારણમાં જણાવ્યુ હતું—

"ભારત યુદ્ધમાં સડોવાય નહિ એ આપણી
મનોવાંછના હતી—પરંતુ સરકારની નિષ્ક્રિયતા
સામેની પ્રજાની વ્યાજબી ટીકાનો એને ભાગ્યે
જ પૂરતો જવાબ ગણી શકાય..."

અને વધુ વિવરણ કરતાં ઉમેર્યું હતું કે,

"ભારત શાંતિના આદર્શને એટલું બધું વરેલું હતું કે તે યુદ્ધની રીતે વિચાર જ કરી શક્યુ નહિ....આપણો બધો ઝોક આર્થિક વિકાસ ઉપર જ રહ્યો....અને (ચીન તરફથી) નાના નાના હલ્લાઓ કરતાં વિશેષ કશું થવાનો વિચાર જ આપણે કરી ન શકયા."

*

પં. નહેરુના આ વિવરણે અનેકને વિચાર કરતા કરી મૂકયા. 'અચાનક આક્રમણ' અને 'ચિંતાજનક પીછેહઠ'નાં કારણો ક્યાં હતાં? નહેરુ જ્યારે એમ સ્વીકારે છે કે આપણે આધુનિક વિશ્વથી કપાઈ રહ્યા હતા, અને આપણા પોતાના સર્જેલા કૃત્રિમ વાતાવરણમાં જીવી રહ્યા હતા.. અને સરકાર નિષ્ક્રિય રહી હતી, ત્યારે એમના મતે કાર્યકારણની પરંપરા આ પ્રકારની હતી—

● ભારત શાંતિના આદર્શને એટલું બધુ વરેલુ હતું, ને લડાઈમાં સંડોવાવા તે ઇચ્છતુ જ ન હતું, એથી જ ચીન તરફથી તેણે કશા મોટા ભયની અને આક્રમણની ધારણા જ રાખી ન હતી! એથી જ જરૂરી શસ્ત્રસામગ્રીની તૈયારી કરી ન હતી; એથી જ ભારતીય સરહદો ઉપર પૂરતા ચાંપતા બંદોબસ્ત-ઈનાજો સમયસર લીધા ન હતા. એથી જ પીછેહઠ કરવી પડી...

પીછેહઠનાં કારણોમાં આરંભના જ દિવસોમાં (તા. ૨૫ મીએ) તેમણે એક બીજું કારણ પણ આપ્યું હતું—

આજની પરિસ્થિતિમાં સરકારમાં રહેલી નોકર-
શાહી પદ્ધતિ ××× યુદ્ધયોગ્ય તૈયારીઓ કરવાની
દષ્ટિએ પણ આપણે સારો એવો ફટકો ખાધો
છે—આનુ મૂળ એ છે કે આપણી આખી
મનોદશાનો, આપણી આખી સરકારનો, તેનું જે
રીતે સંચાલન થાય છે તેનો, વાસ્તવિકતા સાથે
કશો મેળ રહ્યો નથી.' (એટલે કે) "સરકાર
જે કંઈ કરે છે તેમાં અતિશય સમય લઈ લે છે,
ધીમી ચાલે છે...એથી આપણે ખાડામાંથી બહાર
નીકળી ઝડપી ગતિએ જે કાંઈ કરવાનુ છે તે કરવા
લાગી જવુ જોઈએ .."

● ટૂંકમાં—પ. નહેરુને મતે ભારતનો શાંતિનો આદર્શ અને સરકારની નોકરશાહી પદ્ધતિ આફતના મૂળમાં હતાં!

● યુદ્ધના પ્રારંભમાં જ પ્રગટ થયેલી આપણી કમજોરી અને પીછેહઠનાં કારણોના પૃથક્કરણ ઉપર આપણા ભાવિ નિર્ણાયક પગલાંઓનો — આપણી વ્યૂહ-યોજનાઓનો અને આપણી સફળતાનો આધાર છે, એ વાત કેમેય ભૂલી શકાય એવી ન હતી એથી જેઓ પં. નહેરુના પૃથક્કરણ સાથે સંમત ન હતા

એવા—ભારતના ઉચ્ચકક્ષાના અન્ય રાષ્ટ્રીય હિત-ચિંતકો—રાજાજી, જયપ્રકાશ, કૃપાલાનીજીએ ક્ષોભ-સંકોચ વિના પોતાના પ્રામાણિક વિચારો પ્રગટ પણ કર્યા :

**શ્રી. જયપ્રકાશ નારાયણે** તા. ૩-૧૧-૬૨ના રોજ નવી દિલ્હીમાં કરેલું નિવેદન આ દિશામાં એક મહત્ત્વનો શ્રીમારથંભ છે. તેમણે કેટલેક અંશે કઠોર વાણીમાં કેટલીક સ્પષ્ટ વાતો કહી નાખી હતી :

"અગ્નિખૂણા (નેફા)ની સરહદે બનેલી કરુણ ઘટનાઓ-એ પ્રકાશ પાથર્યો છે તેનાથી દરેક અન્ય ભારત-વાસીની જેમ હું પણ, આભો બની ગયો છું. કોઈએ આપણા સંરક્ષણને શકય એટલું નિર્બળ રાખવા માટે ઇરાદાપૂર્વક પ્રયાસ કર્યો હોત તોય આનાથી વધુ ભૂંડું પરિણામ આવ્યું ન હોત. ×× ન માની શકાય તેવી બેદરકારી દૂર કરવા માટે જે પ્રાયશ્ચિત-પ્રયાસો મોડામોડા ય કરવામાં આવ્યા તેનાથી પ્રજામાં પુનર્-વિશ્વાસ પ્રગટી ન શકે—આનું કારણ એ નથી કે પ્રજા વેર વાળવા માગે છે; પરંતુ વર્તમાનના ખભા ઉપર, શાપરૂપ ભૂતકાળ તેના ઊના શ્વાસોચ્છ્વાસના ડૂખ માર્યા ન કરે એટલી ખાત્રી પ્રજાને જોઈએ છે. કેવળ વ્યક્તિઓની બાબતમાં જ નહિ, રાજનીતિ અંગે સવિશેષ રીતે, સુધારા થાય એવી પ્રજા આશા રાખે છે. જે ભૂલો થઈ છે, ને જેને કારણે વર્તમાન કરુણદશા જન્મી છે તેના મૂળમાં અણઆવડત નહિ, પરંતુ સૈદ્ધાન્તિક પૂર્વગ્રહોમાંથી પેદા થયેલ રાજકારણી અંધાપાની ટૂંકી દૃષ્ટિ (પોલિટિકલ માયોપિયા) રહેલ છે. આ પૂર્વગ્રહયુક્ત ટૂંકી દૃષ્ટિએ લાગતાવળગતાઓને સાદી હકીકતો જોતાં બંધ કર્યા, અને અવાસ્તવિકતાની સૃષ્ટિ સર્જવા દીધી. આમ થવાને ખરેખર કંઈ જ કારણ ન હતું. હું કાંઈ બિનજોડાણની નીતિને ગુનેગાર ઠેરવતો નથી, અને ભારતની પાયાની નીતિમાં પલટો કરવાને કારણ છે એમ પણ હું માનતો નથી..સાચો ગુનેગાર તો બિન-જોડાણના રૂપમાં જે માનસિક અને ઊર્મિગત જોડાણ-નીતિ વિચારાતી થઇ હતી તે જ છે. આને કારણે આપણે અંધ બન્યા અને આપણા વ્યવહારમાં બેવડાં ધોરણ ઊભાં થયાં. એને કારણે આપણે હંગેરીની ઘટના વખતે સમયસર મૂલ્યાંકન ન કરી શક્યા. અને એને કારણે આપણે તિબેટ ઉપરના અત્યાચાર તરફ આંખમીંચામણાં કર્યા. અને એટલી હદે આ ચાલ્યું કે તિબેટમાં ચીની સામ્યવાદીઓને હાથે માનવીય અધિકારો અને સાંસ્કૃતિક હત્યાકાંડ થયો તે હકીકતોની બાબતમાં ય આપણે યુનોની બેઠકમાં બબ્બેવાર વિધાયક વલણ લેવામાંથી દૂર રહ્યા. આથી કરીને બિનજોડાણની પાયાની નીતિ ફેરવવા અંગે કોઈ અવાજ ઉઠાવવું નથી, પરંતુ આજ સુધી એક પક્ષની બધી વાત આપણને ગુલાબી અને રૂપાળી લાગ્યા કરી અને બીજા પક્ષની બધી વસ્તુ કાળી અને કદરૂપી દેખાયા કરી તે પ્રકારના ચશ્મા આપણે ફગાવી દેવા જોઇએ.."

**આચાર્ય કૃપાલાનીએ** એમની આગવી આકરી જબાનમાં ૨૨મી ઓકટોબરે જંગી આક્રમણ થયા પછી તરત (તા ૨૫મી અને ૨૮મીએ) કેટલાક મુદ્દા રજૂ કર્યા

* શું બિનજોડાણ એ કોઈ પાયાનો સિદ્ધાન્ત હોઈ શકે? જોડાણ અને બિનજોડાણ એ રાજનીતિ હોઈ શકે. પરિસ્થિતિ અનુસાર તે ફેરવાય. ગયા યુદ્ધ દરમ્યાન કટોકટી ઊભી થતાં હિટલરની વિરુદ્ધ સામ્યવાદી રશિયા સાથેય જોડાણ (એલાયન્સ) કર્યું હતું—તેથી શું ઇંગ્લેન્ડે એના લોકશાહી સિદ્ધાન્તને અથવા એની આર્થિક પદ્ધતિને ત્યજી દીધી હતી?"

"હું કંઈ બિનજોડાણની નીતિ છોડી દેવા નથી કહેતો પરંતુ એ આપણી રક્ષા અને સલામતીના ભોગે સાચવવાની ન હોય"

અને કૃપાલાનીએ એક વાતનો ખુલાસો કર્યો કે "આજે, અલબત્ત, ફોજી જોડાણનો સવાલ—રશિયા કે અમેરિકા સાથે—ઊભો જ નથી થતો."

* "ભારતે આ બધાં વરસ ચીનને રીઝવવાની—'એપીઝમેન્ટ'ની અને પંચશીલની નીતિ પંપાળ્યા કરી હતી...× × નહેરુના પંચશીલે તો તિબેટના નાનકડા રાજ્યના નિકંદનમાં સંમતિની મહોર લગાવી દીધી હતી."

**રાજાજીએ**, અનુભવી અને દક્ષ નેતાને છાજતી રીતે, વ્યવહારના બે ત્રણ મુદ્દા ધ્યાનમાં આણ્યા (૨૮-૧૦-૬૨)—

* શસ્ત્રો પ્રાપ્ત કરવાના બે રસ્તા છે—એક ખરીદવાનો અને બીજો મિત્રતા દ્વારા પ્રાપ્ત કરવાનો.

એ આપણે ખરીદવા જઈશું તો દેવાળું કાઢવા વખત આવશે.. જેમણે મૈત્રીનો ઉદાર હાથ લંબાવ્યો છે એ મિત્ર રાજ્યોની ઓફર સ્વીકારી લેવી જોઈએ...

* આજ સુધીમાં આપણે 'મિત્રરાજ્યોને યોગ્ય વર્તાવ તેમની સાથે કર્યો નથી. કટોકટીના કાળમાં બધા મનભેદોનો મેળ બેસાડી લેવો જોઈએ કોણ આપણા મિત્ર છે અને કોણ દુશ્મન તેનો ભેદ કરી લેવો જોઈએ આપણે તો મિત્રોને દુશ્મન અને દુશ્મનોને મિત્ર ગણતા રહ્યા છીએ!

* આજે જ્યારે ચીને રીતસર યુદ્ધ આદરી દીધું છે ત્યારે શીતયુદ્ધ દરમ્યાનની બિનજોડાણની નીતિને જો કૃત્રિમ રીતે પકડી રાખવામાં આવશે તો, દેશ દેવાળામાં ખતમ થઈ જશે ×× આજની પરિસ્થિતિમાં શીતયુદ્ધના સમયની બિનજોડાણની નીતિને કોઈ સ્થાન નથી (સ્વરાજ્ય તા. ૩-૧૧-૬૨)

આમ બે મૂળભૂત દૃષ્ટિઓ વચ્ચેનો ભેદ આરંભના દિવસોથી જ સ્પષ્ટ બનતો હતો

● ભારત ઉપર આવી પડેલી આફતને તત્કાલ મારી હઠાવવા માટે પરદેશી શસ્ત્રો અને સરંજામની તાત્કાલિક જરૂર હતી. રશિયા અને ઇતર કમ્યુનિસ્ટ દેશો પાસેથી આ પ્રકારની શસ્ત્ર-સામગ્રી મેળવવાનું શક્ય જ ન હતું રસ્તો એક માત્ર હતો—અને તે પશ્ચિમી રાષ્ટ્રો—અમેરિકા, બ્રિટન, ફ્રાન્સ અને પશ્ચિમ જર્મની વગેરે પાસેથી મેળવવાનો

આ શસ્ત્રો મેળવવાની બાબતમાં પં નહેરુએ જે કચવાટભરી નીતિ અખત્યાર કરી તે ઘણાને ભારતની કટોકટીના સમયે જોખમી લાગી

* શસ્ત્રો મેળવ્યા વિના છૂટકો હતો નહિ—પરંતુ ભારત હાથ લંબાવી માગણી કરે ને પશ્ચિમી દેશો તેનો સ્વીકાર કરે કે પશ્ચિમી દેશો પોતે જ દોડી આવી ઓફર કરે?—એની ગડમથલથી શરૂઆત થઈ એકવાર શસ્ત્રો મેળવવાનું નક્કી થયું ત્યારે બીજી મૂંઝવણ થઈ શસ્ત્રો ખરીદીને જ લેવા કે વિનામૂલ્ય સહાયરૂપે પણ? વળી શસ્ત્રોની સાથોસાથ લશ્કરી સલાહકારોને આમંત્રવા?—આ સવાલો તાબડતોબ ઉપસ્થિત થઈ ગયા હતા.

પં. નહેરુનાં શરૂઆતનાં વલણ-નિર્ણય વિચિત્ર લાગ્યાં. કેમ જાણે, હથિયાર માગવા હાથ લંબાવતાં તેમણે ક્ષોભ અનુભવ્યો, હિચકિચાટ અને કચવાટ અનુભવ્યો, અને ખરીદીને જ લઈશું—એવો આગ્રહ ધડ દઈને પ્રગટ કર્યો; સલાહકારો અને નિષ્ણાતો લાવવા વિષે લગભગ ઇન્કાર દીધો

પાછળથી હથિયારો માગવા અંગેનો સંકોચ છોડી દઈ વધુમાં વધુ મેળવવાના પ્રયાસો થયા; ઓછી કિંમતે—એટલે કે અરધી ભેટ રૂપે, તથા વિનામૂલ્યે એટલે કે પૂરી ભેટરૂપે, તથા ધીરાણપટાના ધોરણે—વાપર્યાને વધે તે પાછા આપવાની શરતે, તથા લાંબી અને ટૂંકી મુદતે નાણાં આપવાની રીતે મદદ-લોન-અને ખરીદી દ્વારા મેળવવાના પ્રયાસો આગળ વધ્યા અને પાછળથી પરદેશથી નાના જૂથમાં જરૂરી લશ્કરી સલાહકારો-નિષ્ણાતો લાવવાનું પણ સ્વીકારાયું

પરંતુ આ બધી ચીજોને બદલે હવે સૌથી મહત્ત્વની અને પાયાની જે ચર્ચા ઊછળી ઊઠી તે હતી—ભારતની વિદેશનીતિ અંગેની—ભારતની બિનજોડાણની નીતિ અંગેની, તથા આક્રમણ કરનાર દુશ્મનની મુરાદો અને ખુદ આક્રમણના રાજકીય સ્વરૂપ અંગેની.

ભારતની ભૂમિ ઉપર ત્રાટકેલા બળવાન અને નિર્લજ્જ દુશ્મન સામે કદિ ન ઝૂકવાની અને આખરી વિજય હાંસલ કરીને જ જંપવાની સમસ્ત પ્રજા અને સરકારની પ્રતિજ્ઞા છતાં—ભારતના અગ્રણી રાષ્ટ્રીય નેતાઓમાં યુદ્ધનીતિ અને યુદ્ધહેતુ સંબંધી જ સારો એવો પાયાનો મતભેદ પ્રવર્તતો દેખાયો!

યુદ્ધના ત્વરિત આયોજન અને અંતિમ વિજય માટે પાયાની સફાઈ અનિવાર્ય બની ગઈ હતી.

## ૩ : વિશ્વયુદ્ધનાં ધમળમાં

ત્રીજો અધ્યાય હવે શરૂ થવામાં હતો. દુશ્મન કેમ જાણે કેલેન્ડરની ચોકસાઈથી આગળ વધતો હતો, ૨૨ મી ઑક્ટોબરે જંગી આક્રમણ શરૂ કરી ૨૧ મી નવેમ્બરે મધરાતે બરાબર એક મહિનામાં નેફામાં પોને માનેલી હક્ક-દાવાની સરહદથીય કેટલેક સ્થળે ૨૦-૨૨ માઈલ આગળ પહોંચી ગયો હતો !

### 'ખરાબ સમાચારો'

તા. ૧૮ નવેમ્બરે વાલોંગનું પતન થયાના ખબર આવ્યા. સાથે જ સુશુલમાં તોપમારો શરૂ થયો. પં. નહેરુએ "હિંમત અને બલિદાનથી ભારતનો ઇતિહાસ લખાશે" એવો 'નિરધાર' લોકસભામાં પ્રકટ કર્યો. બીજે જ દિવસે (તા. ૧૯ મી એ) સવારે સમાચાર આવ્યા—બોમડિલાનું પતન થયાના, અને સેલામાં ભારતીય સૈન્ય ઘેરાઈ ગયાના ! સાંજ પહેલાં તો સેલાનુંય પતન થયું હવે તેજપુરથી ૧૦૦ માઈલના અંતરે દુશ્મન આવી પહોંચ્યો હતો. ભારતના સરહદી દરવાજા ખુલ્લા થયા હતા અને આસામને માથે-તેલના મથકોને માથે ભય-તોળાતો થયો હતો. આસામમાંના બ્રિટિશ-અમેરિકી નાગરિકો ખાલી કરી જવા તૈયારી કરી રહ્યા હતા...

પં. નહેરુએ 'સમાચારો ખરાબ હોવાની' જાહેરાત પણ લોકસભામાં કરી વાતાવરણ તંગ બની ગયું અને એ તંગ વાતાવરણમાં શ્રી. ચવ્હાણની સંરક્ષણ-પ્રધાન તરીકે સોગંદવિધિ થઈ...

નહેરુએ તત્કાલ પ્રતિજ્ઞા જાહેર કરી : "હું શપથ લઉં છું કે" આપણે આખર સુધી લડી લઈશું જ..."

અને વધુ શસ્ત્રો મોકલવા બ્રિટન, અમેરીકા અને પશ્ચિમના દેશો ઉપર તાકીદના સંદેશા છૂટયા !

બીજી બાજુ, આપણું સૈન્ય પણ સારી એવી તૈયારીઓ સાથે સામનો કરવા સમર્થ છે—એવું કહેવાતું હતું. અને ચીની સૈન્યો મેદાનો ઉપર ઊતરતાં જ, એની મોટા પાયા પર કતલ કરવાનો આપણો વ્યૂહ હોવાની વાત સંભળાતી હતી, જે નવી હિંમત અને નવી આશા પેદાવી રહી હતી. પાછળથી પં. નહેરુએ એવું પણ કહ્યું હતું કે આપણે આરંભમાં અતિ ઉંચાઈએ લડાઈ માટે ચીટકી રહીને ઘણી ખુવારી વહોરી હતી તે ભૂલ ટાળી શકાઈ હોત તો સારુ થાત...

### 'એકપક્ષી શસ્ત્રવિરામ !

એ ગમે તે હો—પરંતુ દુશ્મનની રમત અકળ જ હતી ! એનાં સૈન્યો વિજયનાં દુંદુભી બજાવતાં આગળ બઢી રહ્યાં હતાં ત્યારે જ એકાએક (તા. ૨૧ મી નવેમ્બરે) પોતે જ વિજય-કૂચ થંભાવી દઈ એકપક્ષી શસ્ત્ર-વિરામ જાહેર કરી દીધો ! અને ૧ લી ડિસેમ્બરથી પાછા ફરવાનું શરૂ કરીને, ૧૯૫૯ ના નવેમ્બરની ૭ મી એ પોતે જ્યાં હતા ત્યાં—તે વખતના કબજા હેઠળની જગાએ—પહોંચી જશે, એવીય જાહેરાત કરી. અને ભારતને શસ્ત્રવિરામ' ની સત્તાવાર જાણ કરીને વાટાઘાટો શરૂ કરવા સંદેશો મોકલ્યો.

દુશ્મન 'એકપક્ષી' રીતે જ 'એકાએક' ધસ્યો હતો. તે જ રીતે હવે 'એકપક્ષી' નિર્ણય કરી 'એકાએક' પાછો ફરી રહ્યો હતો—કેમ જાણે દુનિયા આખીને તે વિજયી વીરની ખુમારીથી દિંગ કરી દેવા માગતો હતો અને ભારતને મૂંઝવી દેવા ઝંખતો હતો !

એને તો, દુનિયાને બીજી અનેક રીતે આંજવી હતી, અને અંતે 'સાબીત' કરવું હતું કે પોતે 'ધર્મ'-યુદ્ધ'માં જ માનનારો છે. એણે ભારતના પકડાયેલા કેદીઓ પાછા આપવા અને એને હાથ પડેલાં ભારતનાં તોપો સહિતનાં શસ્ત્રો પાછાં સુપ્રત કરવા કહેણ મોકલ્યાં, અને લેવા આવનાર આવ્યા ત્યારે, જાહેરાતો અને દમામપૂર્વક એક પછી એક થાણાં ખાલી કરવા માંડયા. અલબત્ત ગતી ધીમી હતી અને ભારે ગણત્રીઓવાળીય—ભારતની 'નિર્બળતા' અને પોતાની 'ઉદારતા'નું પ્રદર્શન કરી ભારતને નીચું જોવડાવવાની તો ખરી જ ખરી:

આ દરમ્યાન જ, એણે ગામડાં લૂંટયાં હતાં; અને ગીરફતાર થયેલા અનેક અમલદારોને ક્રૂર

અર્ધે રસ્તે હોય એમ એને લાગતુ. યુરોપનુ એ સૌથી નાનું પાટનગર હોય તો શુ થઈ ગયુ? પણ હતુ તો એ પરીલોકના રાજાના આસન સમુ દેશને બીજે છેડે પિના પાદરી હતા તે વર્ષોમાં, કુરૂપનો જેને ખ્યાલ પણ ન હોય એવી એક કન્યા તરીકે સઘળી સૌંદર્ય-કલ્પનાને સ્વપ્નમા ઠાલવી ઠાલવીને એણે આ નગરને પોતાની સ્વપ્ન-આંખે જોયુ હતુ પણ તેને એણે આટલું સુંદર નહોતુ કલ્પ્યુ

એની બારીઓની નીચે ઊઘડતા લાયલેકની વચ્ચે, ટેકરીના ઢોળાવ પરના નાના સફેદ મકાનો કોઈક આર્દ્ર, આશાભર્યા ઉપનગર જેવાં લાગતાં હતાં યુવાનો ત્યાં જીવનનો આરંભ કરી રહ્યા હતા અને વૃદ્ધો એમની જીવનલીલા સમેટી રહ્યા હતા—હજુ સુધી એ લોકો સાથે રહી શક્યાં હતાં અને સુખચેનમાં પણ રહી શકતાં હતા અને તે કારણે એમનુ જીવન સફળ બન્યુ હતુ ઘેરા-ભૂરા સાગરના વિશાળ-ઉચ્ચ પટ પર સૌએ નજર માંડી હતી અત્યારે વસંતવાયુએ ઉત્તુંગ તરંગોને ઊભી કરીને સેંકડો ટાપુઓથી છવાયેલા, પાઈન-વૃક્ષોથી ઘેરા બનેલા અને દક્ષિણ ક્ષિતિજની શ્વેત પટરેખા સુધી લંબાતી ઊગતી કૂંપળો અને બચ્ચાંથી ચમકી રહેતા એ પટને અહ્લાદક બનાવી મૂક્યો હતો

ટેકરીની તળેટીમાં માછીમારોના લાલ છાપરાંવાળાં ઝૂંપડાં અને નૌકાદળના મથકોના લાંબા, પેટા, માખણિયા રંગના મકાનો, સ્ટીમરના ભૂંગળાંને ને વહાણના સઢોને બાદ કરતાં, આખા કુરજાને ઢાંકી દેતાં હતાં એક તરફ ભૂરાં પાણી અને તેનાં દળવાં ફીણ અને બીજી તરફ સ્ફટિક જેવા મીઠાના અગર અને તેમાંથી ઊંચો લીધેલો પરીવાદ નગરની આધાર ભૂમિ સમા પેના ફૂર્સ્ટ્રાટ ખડક ભણી વહી રહ્યો હતો તેનાં ઘુમ્મટ અને મિનારા, વીંટી પરના હીરાની જેમ, સ્પષ્ટ આકાર આપતાં હતાં. તેનો રંગ કોમળ, સ્હેજ પણ આકરી ઝાંય વિનાનો, લાલ હતો. સુગંધ માટે બરણીમાં ચેતી ફૂલની પાંખડીઓમાં ગુલાબની પાંખડીઓનો વાસ બની જાય છે તેની પાછળ ઊંચે ...નોથી ઘેરી લાગતી અણિયાળી ... પર હીમ શિખરોના પિરામિડ બનતા હતા—અણીશુદ્ધ ધાટીનાં અને નીચે વસેલાં ઘરો અને દેવળોના જેવા જ સાદી બાંધણીના અને છતાં કઠોર લાગે તેવા તો નહિ જ.

"વસંત બેસી ગઈ છે," એલિઝાવિટાને થયુ. આજ કાનમાં મારે પેલા ડોસા સ્વેનને કહેવુ પડશે કે મને માછીમારની વસ્તીને બીજે છેડે લઈ જાય—ત્યાં એ લોકો સરસ પ્રૉન પાણીમાંથી કાઢીને તાજા ને તાજા રાંધી આપે છે" સ્વેન સ્ટેટ થિયેટરનો સૌથી જૂનો અભિનેતા હતો ડેવિડના ગયા પછી એણે એના પર મીઠી નજર રાખી હતી બહુ ધમાલિયા નહિ પણ મન બહેલાવે એવા સ્થળોએ એ એને લઈ ગયો હતો એનું મન કેમે કરીને રાજી ન થાય ને એ રડી પડે તે પે એણે ધીરજથી નિભાવી લીધુ હતુ એણે કૉફીનો બીજો કપ ભર્યો.

"ના," એ મનમા બોલી "મારે પૅરિસ નથી જવુ—પૅરિસને તમે ફ્રાન્સમાંથી ઉપાડી જર્મન લઈ જાઓ તો નહિ"

અને ત્યારે જ શું બની રહ્યું હતું તેનો એને ખ્યાલ આવ્યો કપ-રકાબી એણે ટેબલ પર મૂક્યાં ને કૉફી છલકાઈ ગઈ એ બારીએ દોડી ગઈ અને જાણે મૃત્યુ પામી હોય—અને કોને ખબર છે કે એ તરતમાં જ મૃત્યુ પામવાની એ હોય—તેમ પાળી પકડીને ફાટે મોંએ જોઈ જ રહી પરીવાહ, આવે વખતે સામાન્ય રીતે દેખાતો તેવો ધૂળિયો એકાદ લોરી કે કોઈ વેપારીની ગાડીને બાદ કરતાં, સૂમસામ લાગતો નહોતો માણસો ને લોરી કરતાં જ્યારે બિહામણાં લાગતાં વાહનોની દૂરથી ચાલી આવતી કતારથી એ માર્ગ ઘેરો બની ગયો હતો એણે ચીસ પાડી દીધી અને પરસાળ વટાવી દિવાનખાનામાં આવી રેડિયો ચાલુ કર્યો.

સફળ વિશ્વાસઘાતના ઉન્માદથી ભરેલો એક અવાજ બરાડી રહ્યો હતો શહેરમાં હવે કોઈએ ડરવાનું કારણ નથી—શહેરની રક્ષા હવે હિટલરે પોતાના હાથમાં લઈ લીધી છે

એલિઝાવિટા દિવાન પર પટકાઈ પડી અને ડૂસકાં લેતી, બબડાટ કરતી, ચીની રેશમની ચાદરમાં મુઠ્ઠીઓ પછાડી રહી એનો જે અંશ સ્વસ્થ રહી શક્યો હતો,

[ વિશ્વમાનવ · નવેમ્બર-ડિસેમ્બર '૬૨

તે અસ્પષ્ટ ઝંખનામાં બોલી રહી: "હું કંઈ એવી રૂપાળી નથી, કે એવી મોટી અભિનેત્રી યે નથી—સામાન્ય છું હું તો. ઇતિહાસની મોટી ઘટનાઓમાં ભાગ લેવાની મને સૂચના થાય તે કંઈ યોગ્ય નથી. મારી સાથે સુસંગત લાગે તેવી, મારા સામાન્ય વર્તુળમાં સમાય તેવી, કમનસીબીઓને સહેવાનું મારાથી બને. લાંબા મંદવાડમાં ડેવિડની સારવાર કરવાનું મારાથી બનત. મારા દિગ્દર્શકને ઈન્ગા પર આવ્યો તેવો અણગમો મારા પર આવ્યો હોત અને ઘરડી થાઉં તે પહેલાં જ હું ઘરડી થઈ ચૂકી છું એવું મનાવી મારી પાસે અભિનય કરાવ્યો હોત, તો યે હું મારો ગર્વ ટકાવી શકત.

"મારું ને ડેવિડનું એક બાળક હોત, નાજુક, મૂઢ, છીછરું કે ગમે તેવું—તો યે જીવનભર ધીરજ ટકાવી રાખવાનું મારાથી બનત. પણ આ બળાત્કાર અને આ હત્યા અને આ જુલમ—તેની સામે થવાનું તો મારાથી બનતું નથી.

"હું સોળ વર્ષની ને એણે થિયેટર છોડ્યું અને મુખ્ય પાત્રોના પાઠ કોણે ભજવવા તે પ્રશ્ન આવ્યો ત્યારે દિગ્દર્શકે મને કહ્યું: 'એલિઝાબિટા, આ પાઠ તું ભજવી શકે. તારાં હાડકાં મોટાં નથી ને તારી નસો ફૂલેલી નથી.' હું ઇચ્છું છું કે કોઈક મને આવીને કહે: 'તને હિટલરી સત્તા નીચે જીવવાનું કોઈથી કહેવાય નહિ; તારાં હાડકાં મોટાં નથી ને તારી નસો ફૂલેલી નથી.'

થોડી વાર સુધી એ મૂંઝાઈ રહી. પછી એને થયું: "આ બધું જ ખોટું છે, એક્સેલ્સિયર હોટેલમાં હોલની અધવચ્ચે, અથવા લેયરમેનના સ્ટોરમાં અચાનક કોઈ પણ જાતના મેક-અપ વિના અભિનય કરવા જેવું છે. જ્યાં સામાન્ય જીવન ગાળ્યું છે, તે પરિચિત સ્થળોએ આવી ભયંકર ઘટનાઓ બને છે તેનો અભિનય! દિવસોના પ્રવાસને અંતે જ પહોંચાય એવા કોઈ વિચિત્ર દેશમાં ભયંકર ઘટનાઓ બની હોત તો વધુ સારું હતું.

આ તો એક સહેલગાહને સ્થાને બન્યું હતું! સૌ કોઈ ઉનાળો ગાળવા શહેરમાંથી ત્યાં જતું. પોતે પણ થિયેટરમાં જોડાયા પછી વર્ષમાં બે ત્રણ વાર ત્યાં જતી. અને ત્યાંથી જ એ લોકો ડેવિડને ઉપાડી ગયા હતા! પાઈન વૃક્ષોની વચ્ચે થઈને ટ્રોસ્સ કેસલ નામની ઝૂકી રહેલી ટેકરીવાળા સરોવર ભણીના માર્ગ પર એ બન્યું હતું. દેશભરમાંથી એકેએક કુટુંબ કોઈક ને કોઈક વાર તો ત્યાં સહેલગાહે આવી જ ગયું હતું. ત્યાં જ પેલી ભૂખરી મોટર થોભી હતી અને તેમાંથી ઊતરેલા ચાર માણસોએ ડેવિડને માથે રેનકોટ નાખી દીધો હતો. ડેવિડ ત્યાં ને ત્યાં ઢગલો થઈ ગયો હતો ને એમનામાંથી સૌથી કદાવર માણસે એની ગુદા પર પ્રહારો કર્યા હતા. ડેવિડની બીજી ચીસ સાંભળતાં જ, એણે સાથે એણે બે પ્રકારની પ્રાર્થના કરી હતી: એક તો, એ તરત પાછો આવે અને બીજી, એ ક્યારનો એ મૃત્યુ પામી ગયો હોય.

અને પછી તો એ મોટર સરહદ તરફ હંકારી ગઈ હતી, અને જે પાઈન વૃક્ષોને એ આટલા સમયથી પિછાનતી હતી તે જાણે એને ઠગી ગયા હોય તેમ, તેના તરફ ભયગ્રસ્ત આંખે જોતી પોતે એકલી ઊભી રહી ગઈ હતી

બપોરના જમવાનો વખત હતો, ત્યારે રસ્તા પર કોઈ હતું નહિ. એ જંગલમાં દોડી ગઈ હતી. રસ્તામાં થોડા સહેલાણીઓ મળ્યા હતા. જાણે દયા યાચી રહી હોય તેમ હાથ લાંબા કરીને એમની સામે ઊભા રહી એણે કહ્યું હતું: "મારો ધણી—યહૂદી નિરાશ્રિત ડેવિડ એડલર. એ લેખક છે. નાઝીઓ એને મોટરમાં નાખી લઈ ગયા...હું શું કરું?"

એ સ્ત્રીઓ, પુરુષો ને બાળકો, હાથમાં અર્ધાં ખાધેલા પાઉંના ટુકડા અને સોસેજીસ પકડીને શાન્તિથી ઘાસમાં બેઠાં હતાં. કંઈક વિરોધી નજરે તેઓ એને જોઈ રહ્યાં. એ વિચિત્ર લાગતી હતી ને ઢંગ ધડા વિનાનું બોલી રહી હતી. પરંતુ શું થયું હતું તેનો ખ્યાલ આવતાં તેઓ એને ઘેરી વળ્યાં અને સૂર્ય પર જાણે કાળાશ છવાઈ ગઈ હોય તેમ અસહાય બનીને ઊભાં રહ્યાં. એમણે પણ એલિઝાબિટાની જેમ જ જંગલ ભણી જોયું—જાણે કોઈ વિશ્વાસઘાતનાં તેઓ શિકાર બની ગયાં હોય, જાણે લગ્ન-સમારંભનું આમંત્રણ મળ્યા પછી તેઓ કોઈ મરણક્રિયામાં આવી

હતુ અને અદ્ભુત કલ્પનાશીલતાથી દૃશ્ય–જીવન દ્વારા જ એમના અદૃશ્ય જીવનને છતુ કરી દેવામાં આવતુ હતુ 'પ્લીઝ, જાણુ છુ કે હુ અનુપ છુ પણ ત્રીજા અંકમાં મારે આ વાક્ય શા માટે બોલવાનુ છે, તે મારે સમજવુ છે.' એવુ કહેવાની તક સાંપડે ત્યાં સુધી નાટ્યકારોની પાછળ પાછળ ભમ્યા કરવાની એને ઘણી વાર જરૂર લાગતી

એમનના પાત્રો જાણે જીવનભરના પરિચિત હોય તેમ પાંડુલિપિમાં આલેખાયેલાં હતાં, એમાં શંકા લાવવા જેવુ રહેતુ જ નહિ એના જે જે પાત્રો એ ભજવી ચૂકી હતી, તે સાંભરી આવતાં એણે પોતાની જાતને, મેક્વિનથી ચકચકની બોડિસ ને તે પર નેટના આખા સ્કર્ટમાં સજ્જ થઈ, એકાદ નાની મેડી ફરતે નૃત્ય કરતી, એકાદ ડઝન ઢીંગલા–ઘરો પર ઝૂકતાં પોતાનાં કપડાંને ઊંચે પકડતી, કલ્પી લીધી એ ઢીંગલી ઘરોના નળિયાં પર પડતાં ભાગો ઊડી ગયા હતા ને તેમાંથી ઝગમગ ઝગમગ તેજ બહાર પડતુ હતુ, ને તેમાં પથરાઈ જતા વામન–માનવીઓના છાયાચિત્રો એમની વાસ્તવિકતાને પાધરી પાડી દેતાં હતાં.

નિલ્સના નાટકોમાં કામ કરવાની વાત જ જુદી હતી કદાચ તેમાં એટલી બધી ફાવટ પણ આવતી નહોતી જો કે પ્રશંસા એને ઘણી મળી રહેતી અને પ્રેક્ષકો જાણે પ્રતિબિંબ થઈને લગભગ તદ્દામાં એની સામે આવી જતા અને એ તદ્દામાંથી એમનુ રુદન અને એમનુ હાસ્ય એક સરખી સ્વાભાવિકતાથી નિર્બંધ સ્વરૂપે, નીકળી આવતુ. સાવ જ વિચિત્ર સ્ત્રી બનીને, મોઢા આડે અંતરપટ રાખીને, અંધકારમાં આવ–જા કરીને, પ્રકાશે છવાતા સ્ટેજ પર જાણે આવી જતી હોય એમ, એને લાગતુ અને પ્રેક્ષકો એક જ વ્યક્તિ હોય એમ એમનુ ધ્યાન ફ્લડ લાઈટ્સ વટાવીને, અંતરપટને ચીરી નાખતુ, ને જાણે કે પહેલાં તો વિક્ષુબ્ધ બનીને, અને બાદ જે જોતુ તેનાથી રમૂજ પામી જતુ કે પછી એવુ જ ભયભીત બની જતું

"મને મહાન છે," એનિઝાવિટા પોતાની જાતને કહી રહી, "પરંતુ એમની આગવી રીતે જે વસ્તુઓ સાથે બેસી શકે તેવી ન હોય, તેની વચ્ચે સરખામણી પણ ન થઈ શકે જે હોય તે, મારામાં કઈ અક્કલ–હોશિયારી છે નહિ—એમના સર્જન વિશે હુ કઈ અભિપ્રાય આપી શકુ નહિ"

પણ હવે, એણે બીજી રીતે વિચાર કરવાનો હતો. એગન અને નિલ્સ બન્ને ભીંડડા પ્રેમીઓ હતા, તે એને યાદ આવ્યુ બન્નેએ એને ઘણું આપ્યું હતુ, અને બિલકુલ કઠોર લાગણી વિના એનો પાસેથી ગયા હતા. જો કે અત્યારે તો, એના જીવનમાં ડેવિડ સિવાય બીજુ કોઈ ન હોય તે જ એને પસંદ પડ્યુ હોત. આમ છતાં, આ લોકોએ એને કેવી પહેલી પ્રીત આપી હતી, તેનું સ્મરણ થતાં એનામાં સુખદ લાગણી જાગી

ફિન્ડર્સકની રાહ જોતી એ ઓફિસમાં બેઠી હતી ત્યારે એગન એની પાસે આવ્યો હતો ઓફિસ થિયેટરના છાપરા પર બાંધવામાં આવી હતી અને તેની કેટલીયે બારીઓ આકાશ સામે ઊઘડતી હતી એક ઓગણીસમી સદીના નાટકમાં પહેરવાની વેશભૂષા બતાવવા એ ફિન્ડર્સક પાસે આવી હતી એક નાની સરખી બોનેટ, તે પર એક છોગુ, ઘેરી ફરતી લાઈનીંગવાળી સાંકડી જાકીટ, નાનું અમથુ એક પફ અને એ ક્રિનોલિન—આ બધાથી એ નાજુક અને જાણે દૂર દૂરની હોય તેવી લાગતી હતી એગન ધસી આવ્યો ત્યારે એને જોવાની એને અપેક્ષા નહોતી, પણ એને જોતાં એ થંભી ગયો ને બોલ્યો : "પણ, તું કેવી રૂપાળી લાગે છો! તુ કેવી સુંદર છે, એનિઝાવિટા!"

આઠ વર્ષ પહેલાંની આ વાત. પણ આજે યે તે યાદ કરતાં એણે ગર્વભર્યું સ્મિત કર્યું પોતે એવી અસાધારણ રૂપવતી નહોતી પણ તો યે મનમોહક તો હતી જ. પોતાની દયા ખાવાનું એને કોઈ કારણ નહોતુ અને, એ સુંદર હતી એટલુ જ નહિ—ઘરડી થાય ને કદરૂપી બને તો યે ટકી શકે એવુ પણ એનામાં કંઈક હતુ

નિલ્સે એને આ શીખવ્યું હતુ. એક વખત પરસાળમાંથી પસાર થતાં પહેલી વાર એનુ નિલ્સ તરફ ધ્યાન ગયુ એ રડી હતી તેની એને ખબર પડી ગઈ હતી એ ઊભો રહી ગયો હતો અને ધારીને

જોઈને નજર ફેરવી આગળ નીકળી ગયો હતો અને વળી પાછો આવીને એને ખભેથી પકડી લીધી હતી.

"શું કામ રડે છે! તું શું કામ રડે છે તે કહેવું જ પડશે."

એલિઝાવિટાની કંઈ જણાવવાની ઇચ્છા નહોતી. માનભંગની, વ્યવસાયના મિથ્યાભિમાનની એક બાલિશ વાત હતી. નિક્સે વધારે કંઈ પૂછીને ખુલાસો માગ્યો નહોતો અને બોલી ઊઠ્યો હતો: "એલિઝાવિટા, તું જાણે છે કે અત્યાર સુધી મેં તારો મનુષ્યજીવ તરીકે વિચાર જ કર્યો નથી! એક અભિનેત્રી તરીકે, નાટકમાં પાઠ ભજવતી એક વ્યક્તિ તરીકે જ મેં તને જોઈ છે. પણ, બેશક, તું યે માનવી છે, તું યે હસી-રડી શકે છે. અને, હું ધારું છું તું અદ્ભુત માનવી છે! એલિઝાવિટા, હેટ પહેરી લે ને મારી સાથે ચાલ; મારે તને થોડી વાતો કહેવી છે, તું કેવી છે તે મારે જાણવું છે."

અને એને એ ખરેખર ગમી ગઈ હતી. ત્યાર પછી હંમેશાં એણે એનામાં રસ લીધો હતો, અને એનું માન જાળવ્યું હતું. દેખીતી રીતે જ એને એ લાગી ગયું હતું કે એલિઝાવિટાયે એક વ્યક્તિ હતી. આથી તો એલિઝાવિટાએ કેટલીયે વાર ગુમાવેલી આત્મશ્રદ્ધા પાછી પ્રાપ્ત કરી હતી.

એ બન્નેની સાથે એ ખરેખર સુખી હતી. પરંતુ એ ત્રણે જણાં કળાકારોના એવા સમૂહમાંથી આવતાં હતાં, જેમને ગૃહસંસારમાં ન પરિણમે એવો કોઈ પ્રણય-સંબંધ મહત્વનો ન લાગે. જે પ્રેમ કલાસિદ્ધિની નક્કર ભૂમિકા ન બની શકે, જેમાં બેસીને લેખિની સર્જન કરે અને થિયેટર પછી જ્યાં જવાનું છે એવું ઘર ન બાંધી શકે, તે પ્રેમ કદાચ અવિસ્મરણીય હોય, પરંતુ તેને જીવિત રાખવાનો શ્રમ ઉઠાવવા જેવો તે હોતો નથી. એમન દક્ષિણ સાગરના પ્રવાસે ઊપડ્યો તે સાથે જ એલિઝાવિટાનો એની સાથેનો સંબંધ પૂરો થયો. નિક્સ પોતાનાં નાટકોનો નિર્માતા બની અમેરિકા ગયો, અને પોતે પડોશના દેશોનાં સ્ટેટ થિયેટરમાં આગંતુક-કલાકાર તરીકે કામ કરવા ગઈ ત્યારે એ બન્ને વચ્ચેની કડી પણ નીકળી ગઈ. પરંતુ ત્યાર પછી તેઓ નીકટનો મિત્રભાવ તો રાખી શક્યાં હતાં, જો કે વારંવાર મળતાં એવું તો નહિ ત્રણે જણાં કામમાં એવાં તો રોકાયેલાં રહેતાં—પરંતુ જ્યારે પણ મળવાનું થતું—કોઈ પાર્ટીમાં કે કાફેમાં, એકમેકને ઘેર—તો છૂટા પડવાનું એમને માટે મુશ્કેલ બની જતું. એ સાંભળતી બેસી રહેતી ને બન્ને પુરુષો એવા તો વાતો કર્યે જતા!

"એમાંથી કોની પાસે પહેલાં જાઉં?" એ પોતાને જ પૂછી રહી. અને એને ઉત્તર મળ્યો નહિ એ એમનના ઘર ભણી ગઈ, તે એક અકસ્માત જ હતો. એ બન્ને જણા પોતે રહેતી હતી તે જ વિસ્તારમાં, ટેકરીની તળેટીમાં એકબીજાથી થોડાં ઘર જ દૂર રહેતા હતા. ક્યારના યે વપરાતા બંધ થયેલા કુરજાની સામે આવેલાં સત્તરમી સદીનાં ઈંટનાં મકાનોની એ હાર હતી. ત્યાં હંમેશાં કૉન્વેન્ટના બગીચા જેવી શાન્તિ છવાયેલી રહેતી અને ત્યાં જ અત્યારે પેલે ખૂણે નગરજનોના સમૂહની વચ્ચે જર્મન સૈનિકોને ખૂનરાણ મચાવી હથિયારો ઉઠાવતા જોવાનું કેવું ભયંકર હતું! પરંતુ એમનું એ ખૂનરાણ બરતરફીનું ખૂનરાણ હતું. દેખીતું હતું કે કોઈક જર્મન નેતાએ લોકોની સામે ભાષણ આપ્યું હતું—કારણ કે તેઓ નીચે માથે, લજ્જાથી મૂઢ બનેલે ચહેરે, ઘેર પાછા ફરી રહ્યા હતા. જે પોતે જાણીતી હતી. તે એ લોકો પણ જાણતા હતા કે થોડા જ વખતમાં એમને માથે યાતના અને મૃત્યુ આવી પડવાનાં હતાં, અને હવે પછી સૌજન્યની ઠેકડી થવાની હતી. ઝાંખા લીલા ગણવેશધારી આ લોકો જ ડેવિડને ઉપાડી ગયા હતા. એના પગ ધ્રૂજી ગયા અને એમનનું ઘર—જે સૌથી નજીક હતું—ત્યાં જ એ પહોંચી ગઈ.

ઘરડી નોકર જોહાના બેવડી વળીને રડતી હતી. બહારની સરહદ પરના ટાપુઓની ફેશનને અનુસરીને બનાવેલી, જાણીતી બની ગયેલી, એની લેસની ધારવાળી ટોપી એના કાંપતા ભૂરા ચહેરા પર વળી ગઈ હતી. એલિઝાવિટા જાણે અમસ્તી જ આવી હોય અને દિવસ દરમ્યાન કઈ ભયંકર બીના ન બની હોય તેમ એક ગર્વિષ્ઠ નોકરની ઔપચારિક અદાથી જોહાનાએ એને

આવકાર આપ્યો એલિઝાવિટાએ એની સાથે હમદિલીથી વાતો કરી, એટને એ મિસ્ટર એગનને મળવા આવી હતી કે કેમ?—એટલું પૂછીને એના આવ્યાની યોગ્ય જાણ કરવા ગઈ બારણું ખૂલ્યું ત્યારે એલિઝાવિટાએ આનંદમાં આવી તાળી પાડી—કે બન્ને જણા ત્યાં હતા, એગન અને નિલ્સ!

સુંદરતા માટે ખ્યાતિ પામી ગયેલા ઓરડામાં બેઠેલા એ બે રૂપવાન પુરુષો સુખદ ચિત્ર ઊભું કરતા હતા એ ઓરડો ઘરના આગલા ભાગથી છેક પછવાડા સુધી લંબાયેલો હતો તેની વિશાળ બારીઓમાંથી સ્કેન્ડિનેવિયાની ભૂમિનું મનોરમ છટામાં ધોવાયેલું વિશુદ્ધ સૂર્યતેજ અંદર આવી જતું હતું બારીની પાળીઓ પર આકર્ષક નાજુક તંત્ર જેવા સઢોના અને ઊપડવાની તૈયારીનાં છાયાચિત્રો ઊભાં કરતાં વહાણોના નમૂનાઓની હારની હાર પડેલી હતી ભીંત પર સમુદ્રને આલેખતાં ચિત્રો હતાં ને પ્રાચીન નાવિકોની ને એમની પત્નીઓની છબીઓ હતી એમનું રાચરચીલું જૂના સમયમાં ખલાસીઓએ પોતાની, તેમ જ પોતાના વડીલોની, સુખસગવડને વિચારીને ખરીદ્યું હોય તેવું હતું. તેમાંનું કેટલુંક ઇંગ્લૅન્ડથી આવેલું હતું—ચિપેન્ડેલ અને શેરાટોનની કારીગરી મશહૂર હતી તેથી જ તો તે સમયના લોકોએ ખરીદેલાં ઈરાની ગાલીચા પણ એમને ત્યાં હતા, અને ખલાસીઓ એમના વહાણની જાળવણી રાખે એવી ચીવટાથી એમણે ભોંયના પાટિયાને પૉલિશ કરી હતી કેટલીક વાર એલિઝાવિટાને થતું કે આ ખડતલ સફરનારા, એમના વડવાઓની પેઠે, સમુદ્ર ખેડવાને બદલે કેવળ કલમ ચલાવતા હતા તે શરમજનક હતું. પરંતુ અત્યારે જાણે સર્વ સુખનો અને સલામતીનો અંત આવી ન ગયો હોય તેવી નિરાંતે એ બન્નેને બેઠેલા જોયા ત્યારે એને પ્રતીતિ થઈ ચૂકી કે સમુદ્ર ખેડવા કરતાં એમણે વધારે સારું કામ કર્યું હતું જ્યાં દેખાય ત્યાં તેઓ જોખમની સામે મંડી પડ્યા હતા.

એલિઝાવિટાને જોતાં જ ખાનદાનીભર્યા સાથે તેઓ ઊભા થઈ ગયા

"હું અહીં આવી,' એલિઝાવિટાએ ખુલાસો કર્યો, 'તેનું કારણ—ઓહ સૌથી પહેલું કારણ તો એ કે મને બીક લાગતી હતી અને દિલાસો આપે એવા કોઈકની મને જરૂર હતી, અને તમે તો મારા હંમેશના પ્રિય મિત્રો છો બીજું, મને થયું કે તમે લોકો કદાચ ક્યાંક જતા રહેવાના હો તો મેગ્ડા અને હિલ્ડેગાર્ડને સામાન બંધાવવામાં કદાચ હું કામ આવું

પણ એલિઝાવિટા તું ભૂલી ગઈ છે!' એમણે કહ્યું

'શું ભૂલી ગઈ છું?' એલિઝાવિટાએ મૂંઝાઈને પૂછ્યું એ લોકો એની સામે હસતા હતા તે મજાનું લાગતું હતું! તેઓ જાણે કુમળોમાં સહેલગાહ કરી રહ્યા હોય કે એકાદ નાના બંદર પર ખલાસીઓની કોઈક સગાઈમાં નૃત્ય કરી રહ્યા હોય એવું લાગતું હતું

'તું ભૂલી ગઈ છે કે મેગ્ડા અને હિલ્ડેગાર્ડ તો છોકરાં સાથે એકાદ મહિના પર જ રજા ગાળવા ઇંગ્લૅન્ડ ગયાં છે?'

નિલ્સે પૂછ્યું "એમ તે હોય! તે જ આવીને છોકરાંને પ્રવાસ દરમ્યાન મેં જ પડે તે સારું બગ આપી હતી અને હાથ હલાવીને વિદાય આપી હતી!'

"બેશક" એલિઝાવિટા બોલી ઊઠી 'ઓહ, પણ કેવું અદ્ભુત! ઓહ એગન! ઓહ નિલ્સ! મેગ્ડા ને હિલ્ડેગાર્ડ ને છોકરાં સલામત છે તે વિચાર જ—કેવો આશીર્વાદ રૂપ લાગે છે!' ધાગ ફરતી વળે પુરુષોની કેટે હાથ વીંટાળી એણે ચૂમી કરી એમની આંખો ભીની થઈ આવી આર્દ્ર નયને એમણે એને જોયા કરી તેઓ પોતે તો, વિશ્વાસથી જે શબ્દો બોલવાનો વિચાર આગ્રે કરી શકતા હતા તે બોલવા બદલ જાણે એનો આભાર માની રહ્યા હોય!

'હા અને હવે તો તું જાણે છે તેમ આપણા સંજોગો એકંદરે ઠીક છે'

'પણ મેગ્ડા ને હિલ્ડેગાર્ડ ઇંગ્લૅન્ડ ગયાં છે તે હું ભૂલી ગઈ તે કેવું ગાંડપણ!" એલિઝાવિટા આશ્ચર્યથી બોલી 'કુરજા પર ઊભાં ઊભાં આપણે એમના તરફ હાથ હલાવતાં હતાં!' ઉદ્વિગ્ન આંખે એ એમને જોઈ રહી "પણ, તમે તો જાણો છો કે એ લોકો ઉત્તરને ઊપડી ગયા તે પહેલાંની સ્મરણશક્તિ હવે માગમાં

રહી નથી. આમ તેમ, છૂટું છવાયું તો ઠીક પણ મહત્ત્વની બાબતોમાં તો ઘણું બધું ભૂલાઈ રહ્યું છે. જાણે મારું મન એ બધાથી દૂર નાસી રહ્યું છે. હિટલરે મને તો ખતમ કરવાનું શરૂ કરી દીધું છે. તમે જોજોને એ તો આપણને સૌને ખતમ કરી નાખશે."

"ના," એગન બોલ્યો.

"ના," નિલ્સ બોલ્યો.

"તમે શું ખરેખર એમ માનો છો કે એના પછી કંઈયે બચી શકવાનું છે!" એલિઝાવિટાએ પૂછ્યું.

"હા." એગને કહ્યું.

"બધું જ." નિલ્સે કહ્યું.

"અને તે દરમ્યાન," એગને કહ્યું, "મેગ્ગા અને હિલ્ડેગાર્ડની શુભેચ્છા માટે થોડી મદિરા પીતાં તો એ આપણને નહિ જ રોકી શકે."

"ના," નિલ્સે કહ્યું, "મેગ્ગા ને હિલ્ડેગાર્ડ માટે જ નહિ, આપણાં સઘળાં પ્રિયજનોની—ડેવિડની પણ શુભેચ્છા માટે."

એક ક્ષણ પૂરતો એગન અચકાયો. એના મનમાં શું હતું, તે એલિઝાવિટા પામી ગઈ.

"ના, નિલ્સ," એ બોલી, "જીવતાં હોય તેમની અને કદાચ મૃત્યુ પામ્યાં હોય એમની શુભેચ્છા માટે એકી સાથે પીવું કદાચ ઠીક નહિ. ડેવિડની યાદમાં આપણે પછી પીશું—હમણાં તો મેગ્ગા ને હિલ્ડેગાર્ડ માટે જ પીવું છે. એ લોકો સુખી અને સલામત રહો અને તમે સૌ વેગાસર ભેગાં થઈ જાવ....."

એમણે મદિરા પીધી. એલિઝાવિટાએ આંસુ લૂછવા પોતાનો ગ્લાસ નીચે મૂક્યો, "હું રડું છું, તે દુઃખથી કે ભયથી નહિ—જો કે ભય તો મને લાગે જ છે" એણે સ્પષ્ટતા કરી: "પરંતુ લોકોની ખરી હિંમત અત્યારે જ સમજાય છે. મેગ્ગા, હિલ્ડેગાર્ડ અને છોકરાંની સાથે ઉનાળામાં પેલા પહાડોમાં અને અહીં, વર્ષગાંઠ અને નાતાલની સાંજે કેવી મજા માણી છે! એ બે જણાં તમને મળ્યાં તે તમારું ભાગ્ય કહેવાય. એમ નહિ કે તમે એમને લાયક નથી!" એના શબ્દો એના રૂમાલમાં સમાઈ ગયા.

એ લોકો માથું હલાવતા એને મૃદુ ભાવે જોઈ રહ્યા. "તારે અમારામાંથી એકની સાથે રહેવા આવી જવું જોઈએ." એગને કહ્યું.

"હા તો." નિલ્સ બોલ્યો.

એણે માથું ધુણાવીને જવાબ આપ્યો: "ના ના, તમે વિચાર કર્યો નથી શું? સબંધ રાખવા લાયક વ્યક્તિ હું છું નહિ ડેવિડ યહૂદી હતો ને હું ભ્રષ્ટ થયેલી છું. તે ઉપરાંત મારે મારા ઘરમાં જ રહેવું જોઈએ, એમ તમને લાગતું નથી? તમારા બેમાંથી એકેયને માત્ર સલામતી ખાતર ઘર છોડીને જવાનો વિચાર આવશે નહિ આપણું જે કંઈ હોય તેને આપણે વળગી રહેવું. હું ડેવિડની સાથે મારા ઘરમાં રહેતી હતી, એ લોકો આવી ચડયા છે, તે ખાતર જ હું કાંઈ ત્યાં રહેવાનું છોડી દઈશ નહિ."

"હા," એગન બોલ્યો. "એમ જ હોવું જોઈએ. આપણા વર્તનમાં કોઈ ફેરફાર લાવ્યા વિના પહેલાંની જેમ જ આપણે રહેવું જોઈએ."

"ઓહ, મારા પ્રિય!" એ બોલી ઊઠી. "કંઈ અવિચારી કામ કરી બેસશો, મા!" બે જણા ધીમું હસ્યા એટલે એ વધારે ઉશ્કેરાઈને બોલી. અને પેલા ચાર પડછંદ જર્મન સૈનિકોએ આવી ડેવિડને પાડું માથું અને એ રસ્તામાં ધૂળ ભેગો થઈ ગયો હતો તે પાછું એની નજર સામે આવી ગયું. "ના, હસો નહિ. તમે એટલા બધા સારા છો કે દુષ્ટો તમારો નાશ કરી શકશે નહિ. તમારે શાન્ત રહેવું જોઈએ."

"ના, એલિઝાવિટા," એગન બોલ્યો. "અમે મૂંગા રહી શકીએ નહિ. મળસ્કે ત્રણ વાગે આપણા દેશ પર આક્રમણ થયું તે પહેલાં અમે રહેતા હતા તેમ જ રહીએ છીએ."

"તો, એ બન્યું (ડેવિડને ઉઠાવી ગયા) ત્યારે આક્રમણ થયેલું હતું? મેં કંઇ સાંભળ્યું નથી. કોઈએ સામનો કર્યો!"

"સરહદ પર આપણા સૈનિકોમાંથી ત્રણસો માર્યા ગયા," એણે જવાબ આપ્યો. કુરજા પર અમને ભેળા કર્યા ત્યારે એ અમને જણાવવામાં આવ્યું હતું. નિર્લજ્જ થઈને એ લોકો અમને કહી ગયા—જાણે તેથી અમે

એ લોકોનો આદર કરવાના હોઈએ, અને એમને ચાહવાના હોઈએ।"

"એટલે જ તો એ લોકો અહીં છે જ નહિ એમ માનીને આપણે રહેવું જોઈએ—એ ત્રણસો જીવોનું વેર વાળવા" નિલ્સે કહ્યું

"એ અધિકાર આપણે ટકાવી રાખવો જોઈએ," એગન બોલ્યો

'તેને માટે જ આપણે એ લોકોનો વિરોધ કરવો જોઈએ એમ મને નથી લાગતું' નિલ્સે કહ્યું 'એ અધિકાર તો પોતાની મેળે જળવાઈ રહે નહિ તો એ અધિકાર જ કહેવાય નહિ આપણે સૌ જો ધૂર્તોની જેમ વર્તીએ અને દુષ્ટોનાં જોડાનાં તળિયાં ચાટીએ, તો આપણી પછી આવનાર લોકોને મોડું વહેલું અવશ્ય લાગવાનું કે એ કંઈ સુખ ભણી લઈ જતો માર્ગ નહોતો કંઈક તો એમને માનમર્તબાનું ને સુરુચિનું સૂચન કરશે જ મને લાગે છે કે આપણે જર્મનોની વિરુદ્ધ ઊભા રહેવું જોઈએ ને તે એટલા માટે કે આપણે જે નાટક ભજવી રહ્યાં છીએ તેમાં તે એક આવશ્યક દૃશ્ય છે

"જો ને, એલિઝાબિટા, તું પ્રભાવશાળી અભિનેત્રી છે ને એક પ્રભાવશાળી સ્ત્રી છે એગન ને હું સારા નાટ્યકારો છીએ જ અને માનવી તરીકે પણ સારા રહેવાની અમે હમેશ કોશીશ કરી છે આપણા ત્રણમાંથી કોઈ પોતાની અંગત માન્યતા ઉવેખીને જીવ્યું નથી જે સાચું લાગ્યું છે તે આપણે બોલી દીધું છે, જે સાચું લાગ્યું તે અનુસાર આચરણ કર્યું છે કંઈક લોકોની હિંમતની કદર છે તેથી ને કંઈક એ લોકોએ જે મુદ્દાએ વિચાર કરવાનું છોડી દીધું છે તેનાથી આગળ જઈને આપણે વિચારી રહ્યા છીએ એના એમના ભાનથી—જ્યાં જ્યાં લોકો આપણને જાણે છે, ત્યાં ત્યાં આપણને એક અધિકાર મળ્યો છે હવે, નાટકના કોઈક દૃશ્યને પરિણામે—આપણે તેમાં હાજર નહોતા—કદાચ જર્મનોને એ પ્રકારના અભિમાનની આકાંક્ષા છે અને એ લોકો ધારે છે કે—અને પણ ખરું કરવાના યે ખરા—જેટલી સહેલાઈથી તેઓ એગનના કટમાટમાંથી આ ગ્લાસ કે [illegible] શકે, આ ભીંતો પરનાં ચિત્રો લઈ જઈ શકે, બારીઓ પરથી વહાણના નમૂનાઓ ઉઠાવી લઈ જઈ શકે, તેટલી જ સહેલાઈથી આપણી પાસેથી આપણો અધિકાર પણ છીનવી શકે તેઓ ધારે છે કે, લૂટારા ખરેખર લૂટ મારી શકે છે જો આપણા અધિકારનો આપણે પરિચય આપ્યા કરીએ, આપણી ભીતરમાં તેનો અખૂટ સ્રોત છે, તેવું આપણે બતાવ્યા કરીએ—ને આપણે જે છીએ ને જે કરીએ છીએ તેને પરિણામે એ ભાવ આપણામાં છે યે ખરો, ને બીજી કોઈ વ્યક્તિમાં તેનું આરોપણ થઈ શકતું નથી કે કોઈ તેને છીનવી શકતું નથી—તો લૂટારાને લૂટની શક્તિ વિશે શંકા થશે, ને તો, આ દુનિયા સુજનોને માટે સલામત બનશે હવે એગન ગ્લાસ પાછા ભર, ડેવિડની યાદમાં પીવાનું છે'

મદિરાપાનને અંતે છવાયેલી નીરવતાનો ભંગ કરતાં નિલ્સે કહ્યું "આપણે નસીબદાર નથી—આપણે ત્રણે—ગૌરવ આપણે માથે કોકાઈ ગયું છે આપણી દેહલાલસા ગમે તેવી હોય તો યે, આપણે જર્મનોને સાથ આપી શકીએ તેમ નથી. કારણ કે એલિઝાબિટા, તું ડેવિડ એક્સરને, એક યહૂદીને પરણેલી છે અને ઈશ્વરનો ઉપકાર છે કે મને નાઝીઓનો ફરસો ન આવી પડે એવું એક પણ નાટક મેં કે એગને લખ્યું નથી"

બહાર ફુરજા પર દોડધામ, બૂમાબૂમ થઈ રહી હતી, અને મશીનગનનો ફડ–ફડ અવાજ થઈ રહ્યો હતો પણ ત્રણમાંથી કોઈ બારીએ જોવા ઊઠ્યું નહિ

"એ બધું કંઈ સહેલું નહિ હોય.' એગન બોલ્યો

'એ સહેલું યે નહિ હોય ને મુશ્કેલ પણ નહિ હોય જે બનશે તે આપણું કરેલું કોઈ કાર્ય નહિ પણ જીવને આપણા પર જે કંઈ હશે તે હશે.

પરંતુ એલિઝાબિટાને નાઝીઓના આવ્યા પછીનો ગાળો વધારે સહન કરી શકાય તેવો લાગ્યો ડેવિડની ગેરહાજરીમાં હવે એને એટલું બધું સૂનું લાગતું નહોતું એ જાણે એના ભણી જ માર્ગ કરી રહી હોય એવું એને લાગતું હતું. સાધન-સુખની દૃષ્ટિએ, અલબત્ત, પાટનગરમાં જીવન ઘણું મુશ્કેલ હતું યહૂદીને પરણીને એણે પોતાનું જીવન ભ્રષ્ટ કર્યું હતું અને

પોતાના કેટલાયે મિત્રોને એ મળી શકતી નહોતી. વૃદ્ધ સ્વેન એલિઝાવિટાને પ્રેમભર્યા સંદેશા મોકલતો હતો તો યે, રખેને એ મળવા આવી ચડી તો શું થશે, એવો ભય તો સેવતો જ હતો. નવા કરવેરા અને વિશિષ્ટ આશયોને પહોંચી વળવા નવી જકાતો ઉપજાવી કાઢીને નાઝીઓએ નાગરિકોની આવકનો મોટો ભાગ પચાવી પાડ્યો હતો. અને નાગરિક જો યહૂદી હોય તો આ લૂંટ વધારે વ્યવસ્થિતપણે ચાલતી હતી. એ કંઈ પૈસા ઉડાડતી નહોતી. પૈસા જુદી જુદી રીતે કેમ રોકવા તેમાં એણે મેનેજરની સલાહ માની હતી, અને એણે માન્યું હતું કે પોતાને નાણાંભીડ કદી નડવાની નહિ. પરંતુ અત્યારે તો જરૂર પડયે નિલ્સને ત્યાં જમવાનું ન થતું હોત તો એને ભૂખે મરવા વારો આવત.

શહેરમાં કેટલાક યહૂદી ઘરોમાં જઈને અનારોગ્યને વધારે તેવી એક શાળા સિવાય બીજી બધી શાળાઓમાંથી બાકાત થયેલાં બાળકોને, વિદેશી ભાષાઓ અને વક્તૃત્વકળાની તાલીમ આપીને એ પોતાનો નિર્વાહ ચલાવી શકતી હતી આમાં એને આનંદ આવતો હતો. બાળકોના શિક્ષણમાં વિક્ષેપ પડ્યો હતો, તેથી યહૂદી માત-પિતાઓ અતિશય ચિંતામાં પડી ગયાં હતાં. એમની ફરિયાદો સાંભળતાં એને ડેવિડની જ્ઞાન-લોલુપતાનું સ્મરણ થઈ આવતું હતું. આ ટ્યૂશનોને લઈને એને ખાસ ફુરસદ રહેતી નહિ.

હજુ સુધી તો એગન અને નિલ્સને એમના ઘરમાં રહેવાની છૂટ હતી—જો કે આક્રમણકારોનો એમની સામેનો વિરોધ તો જબ્બર હતો. છેક જ ખખડી ગયેલા, અંતની સમીપ આવી ગયેલા નોકરોને બાદ કરતાં એમના બધા જ નોકરોને હોદ્દેદાર જર્મન અમલદારોની તહેનાતમાં લઈ જવામાં આવ્યા હતા. આથી જ તો એલિઝાવિટા એમની ઘરડી નોકરડીઓને રસોઈમાં ને ઘરકામમાં મદદે લાગી ઘણી ઉપયોગી થતી.

દેહને કદતી એક મોટી મુશ્કેલી હતી ઠંડીની—કારણ કે જર્મનો બધું બળતણ ઉપાડી ગયા હતા. પણ આ તો સૌએ એક સરખું વેઠી લેવાનું હતું. અને લોકોની તમારા પર પ્રીતિ નથી, એથી કરીને તમારે વધારે ઠંડી વેઠવી પડે છે, એવું લાગતું નહોતું.

આ નવા સંકુચ, અકિંચન પણ ગૌરવભર્યા જીવનમાં એલિઝાવિટાએ સુખ માન્યું હોત—જો અમિત્રોનો વિજય થવાનો છે એવો એને વિશ્વાસ હોત તો—જે એને અશક્ય લાગતું હતું—અને એ માની શકી હોત કે એનો પોતાનો ને એના મિત્રોનો સમુળગો અંત આવી જાય ત્યાં સુધી જ એ ચાલવાનું છે તો. પરંતુ એગન અને નિલ્સ, જેમને તેઓ પોતાનાં કૃત્યોમાં સંડોવવાનો ઈન્કાર કરતા હતા તે નાગરિકોની સામે નહિ પણ નાઝી અમલદારો અને જર્મન ઓફિસરોની સામે, આક્રમણકારો અને એમનાં કૃત્યોને વખોડતા હતા.

આક્રમણકારોની વિરુદ્ધના અપરાધો અંગે જે અદાલતોમાં કેસ ચાલતા હતા ત્યાં તેઓ અચૂક જતા અને પાછળથી સત્તાધીશો સામે વિરોધ પોકારી ઊઠતા અને કર ઉઘરાવનારની ગેરરીતિઓ અંગે ફરિયાદ કરતા. દેશમાં કાનૂનસંગત જે કંઈ રહેવા પામ્યું હતું તેનો તેઓ નિર્ભીકપણે ઉપયોગ કરી છૂટતા. રાષ્ટ્રીય ઉત્સવો તરીકે નિષિદ્ધ થયેલા દિને શહેરનાં ચોગાનોમાં અને મેદાનોમાં જે મહાપુરુષોનાં પૂતળાં મૂકવામાં નગરજનોએ ગર્વ અનુભવ્યો હતો ત્યાં ફૂલ ચડાવીને, પછી એ ફૂલો લઈને, તેઓ શેરીએ શેરીએ ઘૂમી વળતા.

કહેવાય છે કે એગન અને નિલ્સને અમેરિકામાં જે ખ્યાતિ મળી હતી, તેને લઈને જર્મનોએ હજી એમને કેદ કર્યાં નહોતા. પરંતુ લાગતું હતું કે એમને માટે દાખવવામાં આવેલી આ જરા જેટલી ઉદારવૃત્તિ પર એ બન્ને જે ભાર લાદી રહ્યા હતા, તેનો ગમે ત્યારે અંત આવી ગયા વિના નહિ રહે. ડેવિડને ઉઠાવી ગયા, તેમ નાઝીઓ એગન અને નિલ્સને ઉઠાવી જાય તો જીવવું કેમ, તે એલિઝાવિટાને સમજાતું નહોતું. અને, આ ભયંકર ઘટનાઓ હજુ વધારે જોવી પડશે તો પોતે કેમ ટકી શકશે તેની એને સમજ પડતી નહોતી. એક વાર પોતાના એક યહૂદી વિદ્યાર્થીને ત્યાં જવા એણે ક્લોકટાવર સ્ક્વેર વટાવવાની શરૂઆત જ કરી હતી, ત્યાં તો એણે આસપાસના લોકોના ચહેરા પર, ઊંચે જતી ભય-

વિહ્વળ આંખો જોઈ હતી અને તેનું મૂળ શોધવા ગઈ તો જોયું કે છ યુવાનો ઈલેક્ટ્રીક થાંભના પર લટકી રહ્યા હતા!

આ પછી શહેરમા આવજા કરવામા એણે સાવ ચેતી રાખવા માંડી કોઈ જાહેર સ્થળે જતાં, આગળ ચાલતા લોકો પર એ ધ્યાન રાખતી—તેઓ કદાચ ઓચિંતા થભી ગયાં તો! પરતુ એક રવિવારે સવારે સાવચેતીનો ખ્યાન ન રહ્યો મરઘી રાંધવામા જોહાનાને મદદ કરવા એ ઉતાવળી એગનને ઘેર જઈ રહી હતી દેશભરમાં સ્વાતંત્ર્યની આદતને જીવિત રાખનાર એક વ્યક્તિ તરીકે એને ભેટ આપવા એક ખેડૂત એ મરઘીને પોતાના કોટની અદર સતાડીને લઈ આવ્યો હતો. એગને કેટલાક મિત્રોને તેમાં ભાગ લેવા નિમંત્ર્યા હતા અને નિલ્સ એની પાસે બચેલી છેલ્લી ફ્રેન્ચ મદિરા મોકલવાનો હતો મોટા ઝભ્ભામાં લપેટાઈને ફેબ્રુઆરીના પવનોથી બચવા માથુ નીચુ રાખીને એગન અને નિલ્સ રહેતા હતા ત્યાં, કુરજાની પાસે એણે વળાંક લીધો એ ઝભ્ભો એણે એક ઐતિહાસિક નાટકમાં ભૂમિકા ભજવતાં પહેર્યો હતો અને એને બહુ શોભતો હતો એટલે પાછળથી એણે ખરીદી લીધો હતો એ મરઘીની ચરબીમાથી થોડા દિવસ સુધી કઈ કઈ સરસ વાનગીઓ બનાવી શકાશે તેનો એ વિચાર કરતી હતી. અને ત્યાં તો એણે કોઈકનો હુકમ છોડાતો સાંભળ્યો. એણે ઊંચે જોયુ અને માંડ માંડ એ ગોળીના ધડાકાની સામે પોતાના કાન ઢાંકી શકી. કુરજાને છેડે એક નાનકડો ટાવર હતો ત્યાં દસ યુવાનો ઊભા હતા તેમાં કોઈકને તો આંખે પાટા બાંધેલા હતા. બીજે છેડે ઊંચે પકડેલી રાયફલો સાથે સૈનિકોની એક ટુકડી ઊભેલી હતી પેલા દસ યુવાનો મોઢાભર સામે પડી ગયા એલિઝાબિટાની બાજુમાં સૈનિકોથી ઘેરાયેલું યુવાનોનું એક ટોળું હતું સૈનિકો લાઠી ઉપર ઊંચે મોઢે પડેલી એ દસ આકૃતિઓને સંગીનો ધોંચીને બતાવતા હતા અને ટોળાને જોવાની ફરજ પાડી રહ્યા હતા એ એગનને ઘેર દોડી ગઈ જોહાનાએ બારણું ખોલ્યુ ત્યાં સુધી કડી એણે ઠોક્યા જ કરી

એ બે સ્ત્રીઓ મરઘી કેમ રાંધવી તેની મસલત કરતી વિશાળ હવાવાળા રસોડામાં બેઠી રસોડુ નાનકડા બગીચા પર પડતું હતું અને એ બગીચામાં ઘેરા રંગના શાકછોડની વચ્ચે ઉનાળામાં મોટાં મોટાં ગુલાબ ખીલતાં હતાં. અને છોડવા જમીનમા ભળી ગયેલા ઠેકાં જેવા લાગતા હતા અને ગુલાબો ભારી બાંધેલી લાકડીઓના જેવાં હતાં અને ત્યાં હળવો બરફ પડી રહ્યો હતો

ઓચિંતી જોહાના રડી પડી "હા, હુ જાણું છુ,' એનિઝાબિટા બોલી "એ બધુ ભયકર, ભયકર હતુ. પણ તો યે, આપણું કામ તો કર્યે જ જવુ જોઈએ"

મરઘી શેકાતી હતી તે દરમ્યાન એનિઝાબિટા એગનના અભ્યાસખંડમાં ગઈ એ ઊંચા ઘરની નાની મેડીની બાજુમાં ઓરડો આવેલો હતો એગન વિફરેલા સાગરને અને પાઈન વૃક્ષથી કાળા દેખાતા ટાપુઓને જોતો બારીએ બેઠો હતો એના ટેબલ પર અધૂરા ફકરાઓથી ભરેલાં કાગળિયાં વેરણછેરણ પડેલાં હતાં એને માટે લાક્ષણિક હોય એવી આ હાલત હતી નહિ એલિઝાબિટાને આવકાર આપતા પોતાનો ચહેરો એની સામે ન આવે તેની એણે સભાળ રાખી હતી એની બાજુમાં જઈને એ ઊભી રહી ને ઘેરા આકાશને ને તેથી યે ઘેરાં પાણીને જોઈ રહી

'તે જોયુ એ?" એગને પૂછ્યુ

"હા' એલિઝાબિટાએ જવાબ આપ્યો "હુ પાસે જ જઈ ચડી હતી એ શું કામ બન્યુ? કોણ હતા એ લોકો?'

"કહ્યાગરા બનવા તૈયાર નહિ એવા જે-તે દસ યુવાનો—બસ,' એણે જવાબ આપ્યો "એ પશુઓએ એમના અપરાધો વાંચી બતાવ્યા પણ એ બધું અસ્પષ્ટ હતુ એ બધાને તો મે ઓળખ્યા પણ નહિ એક તો ઓર્કેસ્ટ્રા કંડક્ટરનો દીકરો હતો એક પેલા ગ્રીક યુનિવર્સીટીના પ્રોફેસરનો દીકરો હતો અને એક હતો ડૉ. બ્રાન્ડનો દીકરો તે ઉપરાંત પેલા કેપરૂનની બાજુમાં કેકડાવાળાની દુકાને આઈસ્ક્રીમ સોડા લઈ આવતો—એ છોકરો યે એમાં હતો અને ઘરડા સ્વેનનો ભાણો યે તેમાં આવી જતો હતો'

"ઓહ, બિચારો સ્વેન!" એલિઝાવિટા રડી. "પણ એગન, આવાં છોકરાંને!"

"હા, એવાં છોકરાંને!" એગન સંમત થયો. અને પોતે જે જોઈને આવી હતી, તે દશ્ય એલિઝાવિટાની આંખ સામે પાછું તાદશ થયું. પરિચિત, મનોહર લાદી પર દસ દેહો ઢગલો થઈને પડેલા હતા—પડવાની તાલીમ લેતા સિખાઉ નટોના જેવા—અને છોકરાઓનું ટોળું એમના મૃત સાથીઓને જોઈ રહ્યું હતું. ક્રોધમાં અને ગર્વમાં ચમકી જવાની એમની આંખોમાં જિગર નહોતી. પરાસ્ત થયેલા વૃદ્ધોના જેવી એ આંખો હતી.

"અને રડવું આવી જાય તો તમે વધી લેશો!" એલિઝાવિટાએ એગનને પૂછયું.

"હું તો રડી રહ્યો છું." એ બોલ્યો.

થોડી વાર તેઓ મૂંગાં બેસી રહ્યાં.

"નિલ્સ અને હું સાથે મળીને કંઈક લખવાના છીએ તે વિચારવાની હું કોશિશ કરું છું. અમારે માટે એ કંઈક નવી જ શૈલીમાં હશે; ઘણે અંશે તે વિશેષ સુમધિત, વિશેષ ચોટદાર હશે. ઘણા ઓછા શબ્દોમાં મૂઢ અને દુષ્ટ લોકોને એમની મૂઢતાનું અને દુષ્ટતાનું ભાન કરાવવું પડશે."

"તે આ ઘટનાને લગતું હશે?" એલિઝાવિટાએ પૂછયું.

"હા" એ બોલ્યો.

"ઓહ સંભાળજો." એ ગમગીન સ્વરે બોલી, "સંભાળજો!"

"આપણા આ નગરને ખાતર, યોગ્ય સમયે જે કરવું જોઈએ તે કરી શકાય, તે માટે અમે સાવધ રહીએ જ છીએ." એ બોલ્યો.

"તો પછી મારું શું થશે!" એવું બોલી ઊઠવાનું એના મનમાં તો હતું. પણ એને થયું કે એ તો સર્વથા શરમજનક જ કહેવાય.

એમને કહ્યું: "હું ઇચ્છું છું કે, અમારી સાથે સંબંધ રાખીને તેં કોઈ જોખમ ન વહોરી લીધું હોય. હમણાં—કાલ પરમ દિવસ સુધી તો તારે અમારી પાસે ઢૂંકવું યે ન જોઈએ."

થોડી વાર તેઓ શાન્ત બેઠાં. પછી એગન મનમાં કોઈ વાક્ય ગોઠવતો હોય એમ બોલ્યો, ફરીને બોલી ગયો ને પછી અકળામણમાં બોલી ઊઠયો: "ના, એ નહિ ચાલે." એણે કહ્યું, "એવું બધું કરવાની મને આદત નથી, અને આમેય આપણી ભાષામાં ઘણું કપરું છે. અંગ્રેજીમાં કે ફ્રેન્ચમાં તે વધારે સરળ બને."

"જે તમારે કહેવું છે તે તમે ચોક્કસ રીતે જાણો છો, તે માટે હું તમારી પ્રશંસા કરું છું," એ બોલી. "શું કહેવું છે, તેની ખાતરી કરવા આ ઘટનાનો મર્મ તમને બરાબર સમજાવો જોઈએ. વિશ્વની રચનામાં તે કેવી રીતે ગોઠવાઈ શકે છે, તે જાણવું જોઈએ. મને આ જ સમજાતું નથી. અને આ જ્ઞાનના અભાવે હું મૂંઝાઈ જાઉં છું"

"તું શું કહે છે, તે મને બરાબર સમજાતું નથી. નિલ્સ અને હું જે જાણીએ છીએ, તે તું વધારે સારી રીતે જાણે છે. નૈતિક સંવેદના તારા કરતાં વિશેષ બીજા કોઈનામાં નથી. તું કોઈ પણ માનહાનિભર્યું કે ઘાતકી કર્મ કરે, તે હું કલ્પી શકતો નથી."

"તમે મારું વધારે પડતું સારું બોલો છો અને આમે યે, મારી આંતર-સંવેદના પર મારો કોઈ કાબૂ નથી. મારાં માબાપે મને શીખવ્યું હતું કે અમુક વસ્તુઓ અયોગ્ય છે અને તે કરતાં હું હંમેશાં ડરી છું. વળી એવી અયોગ્ય વસ્તુઓથી આઘા રહીને વર્તવામાં જ સુખ છે, આનંદ છે. સમજદાર વ્યક્તિએ બે વચ્ચે પસંદગી કરવા જેવું હોતું નથી. પણ હું તેમાં કેટલીક વાર નિષ્ફળ ગઈ છું. હું કેવી ભયંકર છું, તે જાણીને તમે નવાઈ પામી જશો. પણ મારે તમને એ કહેવું નથી. વિશ્વ સંબંધે તમારી પાસે કંઈક જ્ઞાન છે, જે મારી પાસે નથી. આજે કુરાન પર પેલા છોકરાઓનું જે થયું, તે લોકોને સમજાય અને તેઓ કંઈક કરવા પ્રેરાય, તે માટે તમે તેને અંગે કંઈક લખવાના છો, તે પરથી જ એ જણાઈ આવે છે એ બધું મને પણ મળે, એમ હું તો ઇચ્છું" એનાં આંસુ બહાર ધસી આવ્યાં. પણ તેની વચ્ચેથી યે એ બોલી: "કારણ કે એ દસ છોકરાઓને જે થયું તે જો હું સહી શકું તો ડેવિડને જે થયું, તે પણ મારાથી સહી શકાશે. એગન, તમારે

મને કહેવું જ જોઈએ આમ ને આમ, અનિષ્ટને જ્યાં ને ત્યાં વર્ચસ્વ ભોગવતું જોતાં જોતાં, અને સુજનોને શાણા અને આનંદ પ્રેરતા લોકોને મૃત્યુના મોંમાં ધકેલાતા જોતાં, હું નક્કી કરી શકતી નથી આ બધાનો અર્થ શો છે? ઈશ્વર આ બધું શા માટે આપણા પર વિતાડે છે?"

એગનની આંખો દૂર સમુદ્ર પર મંડાઈ રહી અને એ હળવેથી બોલ્યો: 'એ સમજવાને સ્પષ્ટ સ્વરૂપ આપવું સહેલું નથી. પરંતુ હું ધારું છું કે આપણી પરિસ્થિતિ તો આપણે સમજી જ શકીએ છીએ. જીવનમાં કેટલીક વસ્તુઓ સુંદર છે. ઈશ્વર જો ક્યાંય હોય તો તેનાથી એ રાજી થાય અને ઈશ્વર જો ન હોય તો યે તેમાં અંતિમ મૂલ્યો તો રહેલાં છે જ. એ વસ્તુઓથી ઈશ્વર રાજી થાય એવું આપણે ધારીએ છીએ તે જ આ હકીકતને સિદ્ધ કરે છે. ઈશ્વરનું જો અસ્તિત્વ જ ન હોય તો, જે ઉચ્ચતમ છે તેના આપણા સ્વપ્નને એ મૂર્ત કરે છે. એટલે એ મૂલ્યો ટકી રહે પ્રેમ, ન્યાય અને સત્યનો મનુષ્ય પર વિજય થાય તે ખાતર, આપણે કુરબાન થવું રહ્યું.'

પોતાની મૂંઝવણ બતાવવા તે આંગળાને આડાં અવળાં મરડી રહી ને વળી બોલી: 'કુરજા પરના એ છોકરાઓ નિર્દોષ હતા."

"બેશક"

'પરંતુ તેઓ મરી ચૂક્યા છે. કોઈ ચીજ એમને પાછા જિવાડી શકશે નહિ. કોઈ પણ માણસને એ મૃત્યુને યોગ્ય ઠેરવે એવું શું હોઈ શકે?'

"હત્યા કરનારની સામે આપણે બાથ ભીડવી જોઈએ."

"પણ તેનાથી કંઈ આ લોકોની જિન્દગી પાછી મળશે નહિ. તેનાથી ડેવિડ મારી પાસે ઘેર પાછો આવશે નહિ."

"જો ઈશ્વર ક્યાંય બેઠો હશે તો આપણે સૌ પાછાં જીવી શકીશું, અને તને તારો ડેવિડ પાછો મળી જશે. અને ઈશ્વર જો નહિ હોય તો યે આપણને સૌ સારાં વાનાં થશે. કુરજા પર પેલા છોકરાઓ શુભ હેતુઓ ખાતર ખપી ગયા એટલે એમનું ભલું થયું છે. તારે માટે, મારે તે નિકસને માટે પણ, બધું ઠીક થઈ રહેશે. કારણ કે આપણે આપણી અખંડિતતા જાળવી રાખી છે. તારે યાદ રાખવું જોઈએ, એન્જિલાવિટા, કે નાઝીઓને હાથે યુરોપને મળેલા પરાજયનું ખરેખર મહત્ત્વ છે જ નહિ. ભૌતિક કક્ષાની કોઈક ઘટનાને આધારે તમે ભાવવાચક નામનો અર્થ ઉતરાવી શકતા નથી. પ્રેમ, અને સત્ય હિટલરના સત્તા પર આવ્યા પહેલાં હતાં, તેવાં જ આજે યે છે અને તેના અપ્રતિહત ગૌરવમાં આપણે ભાગીદાર છીએ. હું વેદિયો લાગતો હોઉં તો મને માફ કરજે, પણ હું સુભાષિતકાઓનો લખનારો છું ને શ્રદ્ધાવચનો લખવાનું મારું કામ નથી. પણ મારી પ્રિય, આ મારી આસ્થા છે."

'ઘણી જ સુંદર આસ્થા છે એ.' એન્જિલાવિટા બોલી. પગ પર પગ ચડાવીને, પોતાના પગ તરફ તાકતી તાકતી એ તેને આગળ પાછળ હલાવી રહી. રોમ માટે પોતાને કેવો અનુરાગ હતો તે એને યાદ આવી ગયું. તેની બહારનો આમવિસ્તાર એને ગમતો હતો. રસ્તે આવતી સગડીઓમાં, વેલોથી છવાયેલા રસ્તામાં એણે મજાથી ખાધું હતું અને ટિવોલીનો ધોધ જાતાની એને લહેર પડી હતી. પરંતુ જમીન પર તૂટી પડેલી કે કોઈ અગવડભર્યું મકાન બાંધવામાં મદદ ઓછી પડે એવી સખ્યામાં ઊભી રહેલી પેલી થાંભલીઓ પર તો એને તિરસ્કાર છૂટતો હતો. પ્રેમ, ન્યાય અને સત્ય એને એ થાંભલીઓ જેવાં જ લાગ્યાં.

"તમે મને ઘણું આશ્વાસન આપ્યું છે, એગન," એણે કહ્યું. પરંતુ એના અંતરમાં તો વિફલપણાનો ભાવ એટલો પ્રબળ હતો કે, આવી એકાકી શ્રદ્ધાનો જ્યાં વિચાર કરવો ન પડે અને શિયાળાના સુસ્ત સમુદ્ર ભણી જોવું ન પડે એવે કોઈક સ્થળે જતા રહેવાની ઉત્સુકતામાં એ ઊભી થઈ ગઈ. "નીચે જઈને, મરઘી બળી જાય નહિ તે માટે, મારે તેને ચરબી લગાડવાની છે."

જોહાનાને એની મદદની જરૂર હોત તો એને ગમત. પણ એ ડોસીને તો બબડાટ કર્યા કરવાની ટેવ હતી અને લાગતાવળગતાં સૌને એણે સુણાવી દીધું હતું કે, એ ઘરમાં બીજા બધાં જન્મ્યાં તેથી યે ઘણા

લાંબા વખતથી એ રસોઈ કરતી આવી હતી, અને એટલે જ તો એલિઝાવિટાએ બેયતજિયે આવેલા બેઠક ખંડમાં આંટા મારવા માંડ્યા. ત્યાં વહાણોના નમૂના હતા, નાવિકોનાં ને એમની સ્ત્રીઓનાં ચિત્રો હતાં. બપોરના ભોજન માટે ટેબલ તૈયાર કરવામાં આવેલું હતું. ટેબલ પર ચાંદીની સાધનસામગ્રીઓ કે ઓરડાની બીજી ચાંદીની વસ્તુઓ, મીણબત્તીની દીવડીઓ અને અત્યારે એશ-ટ્રે તરીકે વપરાતા ફ્રેન્ચ મદિરા-જામ ઓછાં ચમકદાર હતાં, એટલે જેદ્દાના પાસે જઈને એણે તે બધું પોલિશ કરવાની રજા માગી. જેદ્દાનાએ હા પાડી, એટલે અંગીઠી પાસે બેસી એક દીવડી ખોળામાં રાખી. હાથમાં એક સુંવાળા કપડાના ટુકડા સાથે, બાજુમાં એક રકાબીમાં પોલીશ લઈને એ બેસી ગઈ. એ હાથમાં મદિરાની બાટલીઓની છાબડી લઈને નિલ્સ આવ્યો ત્યારે એ દીવડીને જોર કાઢીને ઘસી રહી હતી. અને એની આંખો આંસુ વહાવી રહી હતી.

બાટલીઓ હળવેકથી નીચે મૂકીને એ એની પાસે ગયો ને ઘૂંટણભર બેસી ગયો. આંસુભીનો ચહેરો એણે પોતાના હાથથી ઢાંકી દીધો ત્યારે, એ હાથ એણે પકડી લીધા, પરાણે એને પોતાના તરફ જોવડાવ્યું.

"તું ડેવિડને યાદ કરતી હતી? કે પછી આજે જે બની ગયું તેનો વિચાર કરતી હતી?" એણે પૂછ્યું.

"એમાંથી એકેનો નહિ," ધ્રુસકાં લેતાં એ બોલી: "હું તો જગતનો, જીવનનો વિચાર કરતી હતી. ઓહ, નિલ્સ, બધું એટલું તો રસહીન છે."

"રસહીન?" એણે સામું પૂછ્યું: "આપણે જેમાંથી પસાર થઈ રહ્યાં છીએ,—ખોરાકની તંગી, અંધકાર, ઠંડી, પેલા પશુઓ—આ બધાંની તું વાત કરે છે? પ્રિય, એ કંઈ હંમેશને માટે રહેવાનું નથી."

"મારે એ કહેવાનું નથી," એ બોલી શકી. "કારણ કે, એ બધું જતું રહે, આપણા જીવતેજીવ એ ફરી પાછું ન દેખાય તો પણ, કોઈક કાળે તો એ દેખાવાનું જ છે. ઈનિદ્રાસ તો યાતનાઓથી ભરેલો છે અને એ બધાનો અર્થ શો થાય છે, તે મેં એમનને પૂછ્યું. અને એ કહે છે કે, પ્રેમ, ન્યાય અને સત્ય સુંદર તત્ત્વો છે, તે સિવાય એનો બીજો કોઈ અર્થ થતો નથી. અને આપણે એ તત્ત્વોને વળગી રહેવું જોઈએ. અને જો ઈશ્વર હોય તો, આપણી સેવાના બદલામાં આપણને એ સ્વર્ગ આપશે, અને નહિ હોય તો ય, આપણે સાચે માર્ગે ચાલ્યાનો સંતોષ તો અવશ્ય પામીશું અને બધું એવું તો શુષ્ક છે—હંમેશને માટે નિશાળમાં ભણવા કરવાનું હોય છે...નિલ્સ, એવું શુષ્ક છે એ બધું!" દીવડી નીચે મૂકીને નિલ્સના વળેલા હાથ પર એ રડી રહી.

"શ,..." નિલ્સ બોલ્યો. "શ,...એ તો એમન એવું માને છે. અને એને તેથી ઘણો લાભ પણ થયો છે. સ્પષ્ટ છે કે એની માન્યતામાં ઘણું વજૂદ છે—કારણ કે તેને આધારે જે માર્ગને એ અનુસર્યો છે તે પાશવિકતાથી વિરુદ્ધ જતો માર્ગ છે. પણ હું કંઈ એમનના જેવું માનતો નથી."

એલિઝાવિટા પાછળ ખસી ગઈ અને નિલ્સના ચહેરાને ટીકી રહીઃ "તમે શું માનો છો?"

એ મૂંઝાયો. "મારી માન્યતા" એ બોલ્યોઃ "મારી, મારી...કેમ એલિઝાવિટા, એ મારાં નાટકોની ભીતરમાં છે જ—જેમ તારી માન્યતા તારા બધા અભિનયોની ભીતરમાં છે એને ગોખેલા શબ્દોમાં કેમ મૂકવી તે ગને સમજાતું નથી. પણ મારે પ્રયત્ન કરવો જોઈએ..." અચાનક એણે એને ખુરશીમાંથી ઊભી કરી અને એના ખભા પકડીને સામો ઊભો રહી ગયો. "જા, જા, તારો કોટ પહેરી લે. આ બધી વસ્તુઓની કેવળ વાતો કર્યા કરવાનો કોઈ અર્થ નથી. એ બધું જોઈ શકાય એવું કરવું જોઈએ. આપણ થિયેટરના લોકોને તે આવડે છે. એક સ્થળે હું તને લઈ જાઉં છું—ત્યાં તને મારું કહેવાનું સમજાઈ જશે. હું તો આમે ય ત્યાં જવાનો જ હતો. પણ તને જોઈને ભૂલી જ ગયો. જલદી કર, નહિ તો મોડાં પડીશું."

"ક્યાં જવાનાં છીએ આપણે?" કોટને પોતાના ફરતો વીંટાળતાં એણે પૂછ્યું.

"જો હું બોલી દઉંશ તો એ સાચું રહેશે નહિ.

જે આપણે કરવાનાં છીએ, શબ્દોથી તેનો ખોટો ખ્યાલ મળશે"

એ દિવસ એવો કઠોર હતો કે બારણા બહાર નીકળ્યાં ત્યારે જાણે એમના પર કોઈકે ગોળી છોડી હોય તેમ તેઓ પાછળ હડી ગયાં, અને એલિઝાબિટાએ નિઃશ્વાસ નાખ્યો પણ નિલ્સ બોલ્યો "દૂર નથી." અને કુરજાની પેલી બાજુએ જતી એક સીધી ચઢાણવાળી ગલીએથી એ એને ખેંચી ગયો.

"પણ આ તો સંત સેબાસ્ટિયન દેવળ તરફનો રસ્તો છે. અને ત્યાં તો દેવળ સિવાય બીજું કંઈ નથી"

"મારામાં વિશ્વાસ રાખ, વિશ્વાસ રાખ. અને જલદી ચાલ, ઉતાવળ કરવાની છે." એ લોકો ચોગાનમાં આવ્યાં એટલે તે વટાવીને એ સીધો એને દેવળ તરફ દોરી ગયો પણ એલિઝાબિટા જરાક પાછળ રહી ગઈ.

"પણ આપણે દેવળમાં જવું નથી. મારાથી ત્યાં જવાય જ નહિ હું નાસ્તિક છું. વર્ષોથી મેં પ્રાર્થના થતી જોઈ નથી"

પણ નિલ્સે કહ્યું: "ચાલ, ઝટ કર, આવી પ્રાર્થના પહેલાં કોઈ વાર થઈ નથી. અને નાસ્તિકતાની બાબતમાં આપણે આજ સુધી વિચાર્યું છે તે કરતાં ઘણું વધારે કહેવાનું છે."

અને ખરેખર, માછીમારો હજુ સાદા છતાં સંપન્ન હતા ત્યારે બંધાયેલા, એ બહુ મોટા નહિ પણ ઉદાત્ત દેવળમાં, વાસ્તવિક જીવનમાં એ કદી કલ્પી ન શકી હોત એવડી, મોટી માનવમેદની જામેલી હતી, ગામમાં બધા જ લોકો પ્રાર્થના સાંભળી રહ્યા હતા એમને સૌને એ વર્ષોથી ઓળખતી હતી, અને આજે જાણે લાંબી માંદગીથી એ બધાં બદલાઈ ગયેલા લાગતાં હતાં. દેખાવમાં આવું સામ્ય હોઈ શકે, તેની એને કલ્પના જ નહોતી—સિવાય કે સર્વસામાન્ય સૂચનાને અનુસરીને એમનું મેક-અપ કરવામાં આવ્યું હોય આમ છતાં તેઓ દુર્બળ દેખાતા નહોતા. એથી ઊલટું, એમનામાં સબળ નાડીનો ધબકાર થઈ રહ્યો હતો અને ફલક પર મંડાયેલી એમની આંખોમાં તો, એમની સામે જાણે મુગ્ધ કરી દેતો કોઈ અભિનય થઈ રહ્યો હોય એવો, ઉલ્લાસ હતો. કોઈ પ્રભાવશાળી અભિનેતાનો અભિનય ચાલતો હોય ત્યારે ઘણી વાર થિયેટરમાં આમ જ થતું હોય છે પરંતુ પાદરી કંઈ એવો કોઈ અભિનેતા હતો નહિ એ પણ એના અનુયાયીઓના જેવી જ હાલતમાં હતો. ટોળાની વચ્ચે બેઠો હોત તો એ ઓળખાત પણ નહિ. શબ્દો બોલાતા જતા હતા, અને ત્યારે, લોકોની જેમ એ પણ આશ્ચર્યચકિત થઈ જતો હતો. કોઈક મોટા ધોધનાં શીકર, પાણીએ કેવો મોટો ભૂસકો માર્યો તે જોવા, જાણે પળવાર અદ્ધર રહી, પછી નીચે વહેતા ઝરણામાં સમાઈ જાય તેમ, એ શબ્દો બોલનારની ને સાંભળનારની વચ્ચે જાણે હવામાં અદ્ધર રહી જતા હતા

ઈશ્વર, મનુષ્ય અને ઈશ્વરના એક માત્ર સંતાનના ચરણમાં સમર્પણ કરવાની એ વાતોનો એના મન પર આવો ઊંડો પ્રભાવ પડ્યો, તેની એલિઝાબિટાને નવાઈ લાગી. કારણ કે એની તકલીફોની સાથે એ વાતોને કોઈ સંબંધ નહોતો. ડેવિડનું જે થયું હતું—એને માટે એણે જરા યે કારણ આપ્યું ન હતું—એની યાતના સિવાય બીજું કંઈ એ હોઈ શકે જ નહિ—તેનો કંઈ એ વાતોથી કોઈ ખુલાસો મળવાનો નહોતો પરંતુ કેટલીક વાર એવું યે બનતું કે સમગ્રપણે વાસ્તવિકની છાપ પાડતાં નાટકોમાં યે કેટલાંક વાક્યો એવાં હોય કે તેનું સંદર્ભની બહાર કોઈ મહત્ત્વ ન લાગે. આ પ્રાર્થનાની છાપ પણ સમગ્રપણે વાસ્તવિકતાની જ ઊઠતી હતી રંગવિહોણા, દુઃખાર્ત પણ અકર્મણ્ય તો નહિ જ, એવા લોકોની વચ્ચે ઊભા રહેતા એને લાગ્યું કે, ધરતી કકડભૂસ થઈને ભાંગી જાય અને પોતે ડેવિડની પાસે પહોંચી જાય ત્યાં સુધી તેને કોરી નાખવાની હિંમત પોતાનામાં હતી.

"હવે આગળ ચાલ." નિલ્સ ધીમેથી બોલ્યો. ભાવિકો ઉપાસના મંચ ભણી જઈ રહ્યા હતા.

"મેં ઉપવાસ કર્યો નથી," એ બોલી.

"આજે સવારે જે બન્યું તે આપણા સૌને માટે અનશન જેવું જ છે આપણે આગળ જઈએ."

એમને થોડી રાહ જોવી પડી. ગામના લગભગ બધાં ઉપાસના માટે આવ્યાં હતાં. છેવટે એલિઝાવિટા પાદરી પાસે પહોંચી ને હોઠ પવિત્ર પાત્રને અડકાડ્યા, ત્યારે પોતે શું કામ એમ કરી રહી હતી, તે જ એ ભૂલી ગઈ. પાત્રની મદીરા એના હોઠ પરથી પસાર થઈ ગઈ ત્યારે નિલ્સે એની પાસે આ શા માટે કરાવ્યું હતું, તેની એને નવાઈ લાગી. પરંતુ, એ કામ પૂરું થતાં એ પાછી દ્દાર ઊભી થઈ ત્યારે તો એના મોંમાંથી નિરાંતનો ઉદ્દગાર નીકળી ગયો. પરંતુ એને થયું કે એ કદાચ અણસમજ કહેવાય, લોકો કદાચ એને આવેશમાં ઘેલી બનેલી પણ માની લે.

બહાર રસ્તા પર નિલ્સ તરફ ફરીને પ્રશ્નસૂચક નજરે એને જોઈ રહી. નિલ્સે એને નજીક લીધી ને હોઠે ચુંબન કર્યું. આસપાસ કેટલાયે લોકો એમને કુતૂહલથી જોતા ઊભા હતા. અન્ય સંજોગોમાં એ પુરુષ અને એ સ્ત્રી રોમાન્સ અને કથાનાં પ્રતીક હતાં તે એમને યાદ આવ્યું અને એટલે તેઓ ચિડાયેલા કે વિસ્મિત પણ લાગ્યા નહિ. એ ચુંબનમાં ગાંભીર્ય હતું—એ ભયંકર દિવસના અંશ સમું ગંભીર હતું.

"પણ તમે શા માટે મને ત્યાં જવાનું કહ્યું? ઉપાસનાની ફરજ મને શા સારુ પાડી? હું કહું છું કે કેટલા યે સમયથી હું નાસ્તિક રહી છું. અને ડેવિડને બચાવવા તો ઈશ્વરે કંઈ જ કર્યું નથી."

"આપણે સૌ ત્યાં શા માટે ગયાં?" એ બોલ્યો. એક એગન સિવાય—એ આપણી જેમ વિચાર કરતો નથી—સમયના છેડા પર જઈ ઊભેલા અને એટલે જ, આપણાથી અદૃશ્ય રહેલા કોઈકમાં વિશ્વાસ મૂકવા આપણે ગયાં હતાં. એવું 'કોઈક,' જેને આપણે કોલ આપેલો છે કે, મનુષ્ય, જીવનના મર્મથી, પોતાની પ્રકૃતિના સ્વરૂપથી અને વિશ્વના સ્વરૂપથી, અનભિજ્ઞ જન્મે છે, તો યે જ્ઞાન તો એ અવશ્ય પ્રાપ્ત કરવાનો છે. આવું 'કોઈક' સ્વયં મનુષ્ય હોઈ શકે—કે પછી એ ઈશ્વર હોય, એ શું હોય તે તો હું જાણતો નથી, મારું તે વિશેનું જ્ઞાન જેને ભેદવાનો આપણે કોલ આપ્યો છે તે અજ્ઞાનનો એક અંશ છે."

"પણ તમે જાણ્યું શી રીતે? એવો કોલ આપણે આપ્યો છે, તેની તમને ખબર કેમ કરતાં પડી?

"મૂરખ, મૂરખ!" ગલીએથી પસાર થતાં એના હાથને પોતાના દેહ સાથે દબાવતાં એ બોલ્યો: "એ કોલ આપણે આપેલો છે તે હું જાણું છું. કારણ કે હું તેનું પાલન કરી રહ્યો છું, એમ મને લાગે છે. લખવા ને કેવળ લખવા સિવાય, અને પહેલાં સમજાયું હતું તે સત્યના કરતાં કંઈક વિશેષ વિચાર કરવા સિવાય, જિન્દગી આખી મેં શું કર્યું છે? અને તે કરવાનું જો હું માંડી વાળું, મેં જે સર્જ્યું છે તેને આધારે જ નિવૃત્ત થઈ જાઉં અને કુરમ પરના મારા સુંદર ઘરમાં રહું, ટાપુઓની વચ્ચે થઈને નાવ હંકારું, બરફ પડવાની કે ફૂલ-બહારની વેળા આવી હોય ત્યારે પર્વતોમાં ઘૂમ્યા કરું—તો મને, તને, દુનિયા આખીને લાગે કે મેં વિશ્વાસઘાત કર્યો છે અને તું પણ નાટ્યભૂમિ છોડી દે તો અમને લાગે કે પ્રતિજ્ઞાનો ભંગ થયો છે."

આછું સ્મિત કરતાં એ બોલી: "ઓહ, હું કંઈ કરું તેનું શું મહત્વ હોઈ શકે?"

"તારા એકે એક અભિનયમાં તેં સ્ત્રીની કોઈક ને કોઈક વાત કહી દીધી છે—જે અમે લોકો હજુ જાણતા નથી. સ્ત્રી શું છે તે અમે પૂરું જાણતા નથી. પુરુષ શું છે તે પણ અમે પૂરું જાણતા નથી. અમારી જાતને તાલીમ આપવાની, શિસ્તબદ્ધ થવાની કોશિશ કરતી વેળાએ પણ અમે અંધકારમાં જ ચાલીએ છીએ. અને વિશ્વને ફંગોળી લેવા બહાર પડીએ તે પહેલાં આ કરવાનું જ હોય છે. તારો અભિનય જોનાર માટે તેં ઘણું મોટું કાર્ય કર્યું છે અને તે તારે ભૂલવું જોઈએ નહિ. તેના વિના તું શું છે, ડેવિડને મન તું શું હતી, તે તને સમજાશે નહિ. એલિઝાવિટા, તું અદ્દભુત છે. તારું યે કંઈક મહત્ત્વ છે."

"પણ હું કંઈ મોટી ભૂમિકાઓ ભજવી શકતી નથી." એ બોલી.

"મૂરખ રે મૂરખ!" એ ફરી બોલ્યો. "લેખક જે પાત્રોને પૂર્ણતાથી સર્જી શકતો નહોતો, તેને તેં ભર્યાં ભર્યાં કરી મૂક્યાં છે. પરંતુ આપણે આપણી પોતાની જ વધારે પડતી વાતો કરી રહ્યાં છીએ.

આપણે કલાકારો કર્તાથી દૂર થઈ શકતા નથી એક રીતે તે ઠીક જ છે. 'જુઓ તો, મેં શું કરી નાખ્યું છે!'—કહીને દિવસભર દોડાદોડ કરી મૂકતો બાળક હું ન હોત તો હું કદી કંઈ લખી જ ન શક્યો હોત. અને 'મને જુઓ તો ખરા!'—કહેનાર બાળક હું ન થઈ શક્યો હોત. પરંતુ આ પ્રતિજ્ઞા, જેની હું આ વાત કહી રહ્યો છું તે, આપણે કલાકારો છીએ એટલે આપણને વિશેષતઃ લાગુ પડે છે એવું નથી. દુનિયા આખી એ પ્રતિજ્ઞા તો લે છે અને તેને પાળે છે, કે પછી તોડે છે. અને આપણને એમ લાગે છે કે માછીમારો, ખલાસીઓ, ઉદ્યોગપતિઓ, રાજનીતિજ્ઞો 'માછલાં પકડવાનો, નૌકા બાંધવાનો, યંત્ર ચલાવવાનો, રાજ્યાધિકાર ભોગવવાનો' અર્થ શો થાય છે તે આપણને સમજાવે છે... અને ગૃહિણીઓને જોઈને આપણને લાગે છે કે તેઓ 'સ્ત્રી-પુરુષનો સહવાસ સેવીને બાળકોને જન્મ આપવો' એટલે શું તે જગતને સમજાવી રહી છે. સૌ કોઈ પોતાના આવા નિર્માણની વચ્ચે મનુષ્ય કઈ રીતે પોતાની જાતને નિભાવી શકે તે દર્શાવે છે. કાલ આવી ગયો છે તે ઠીક જ થયું છે. એવો ભાવ આપણા સૌના મનમાં છે. પરંતુ બીજા કેટલાં યે સ્ત્રી-પુરુષો એવાં છે, જે કોઈ પણ શક્તિ કેળવી શક્યાં નથી; એમનું જીવન દુનિયાની દૃષ્ટિએ ઓળખી શકાય એવું સ્વરૂપ ધારણ કરતું નથી, કંઈ પણ શીખ્યા-શિખવાડ્યા વિના તેઓ મૃત્યુ પામે છે અને ત્યારે આપણામાં કંઈક ગુમાવ્યાનો જ નહિ પણ એક અણગમાનો યે ભાવ જાગે છે—જાણે કોઈક સર્વસામાન્ય સાહસકર્મમાં એમણે પોતાનો ભાગ ભજવ્યો જ ન હોય! આ બધાંનો કંઈક સંબંધ હોવો જોઈએ. ભવિષ્યના કોઈક તત્ત્વની સાથે તેનું સંધાન હોવું જોઈએ. અને ઈશુ પ્રભુપુત્ર હતો, તેની પ્રતીતિ થતી નથી તો યે, હું દેવળમાં જાઉં છું અને એની સાથે તાદાત્મ્ય સ્વીકારું છું. કારણ કે એટલું તો હું જાણું છું કે જે પ્રતિજ્ઞા હું કરું છું તેને, ઈશુએ માનવીની પાસેથી જે માગ્યું, તેની સાથે સંબંધ છે. અને મને નથી લાગતું કે મારું કૃત્ય એને દોષિત કરી મૂકે એવું છે. કારણ કે મારો કોલ પાર પાડવાને હું મારું જીવન—મારી પાસે એટલું જ તો છે—સમર્પી દેવા તૈયાર છું. અને મને વિશ્વાસ છે કે હું યોગ્ય જ કરી રહ્યો છું. તને એવું લાગતું નથી હોતું, એલિઝાવિટા?"

"હા, થતું તો હતું," એ બોલી, "પણ એ અનુભવ હવે મને વધારે સ્પષ્ટતાથી સમજાય એમ હું ઇચ્છું છું."

"પરંતુ આ સાદી વાત છે જ નહિ," એણે કહ્યું, "આપણે કબૂલ કરવું જોઈએ કે વિધાતાએ આપણને હાસ્યાસ્પદ પરિસ્થિતિમાં લાવી મૂક્યાં છે. કોઈક નાટકના બીજા અંકમાં આપણે પાઠ ભજવી રહ્યાં હોઈએ, આપણી ભૂમિકાને ન્યાય આપવાની *કોશિશ કરતાં હોઈએ અને તે આપણને બરોબર યાદ* ન હોય, અને ત્રીજા અંકમાં આવવાનું હોય તેની ય આપણને ખબર ન હોય એવું લાગે છે! અને બીજા લોકોનો તર્ક સાચો હશે એમ માનીને, એમના તર્કને આધારે ચાલવા બીજું કંઈ જ આપણે કરવાનું નથી, —આપણે તેમ કરી શકીએ તેમ છીએ. તું જ કહે, ડેવિડને જે વીતી તે જોયા પછી પણ, તું મૃત્યુ કેમ પામી નથી?"

"તેનું તો મને યે આશ્ચર્ય થાય છે." એણે બોલીને માથું હલાવ્યું.

"હું કહું છું, કંઈક બની રહ્યું છે. આપણા અત્યારના ધોરણને ટકાવી રાખવાનો—પ્રેમ, ન્યાય અને સત્યને નિભાવવાનો જ પ્રશ્ન નથી; પરંતુ કંઈક શોધી કાઢવાનો, આપણે પોતે શું છીએ, ઈશ્વર શું છે અને જ્યારે પ્રેમ, ન્યાય અને સત્ય પાછળ નંખાઈ જશે ત્યારે માનવજાત અને ઈશ્વર સાથે—તેમને પાછાં પામવાનો પ્રશ્ન છે."

"આને જ લીધે નાઝીઓનો પક્ષ દોષિત છે. જે દેશ આપણો છે તે એમનો નથી, ત્યાં તેઓ આવી-ચડ્યા છે. તેઓ આપણી કતલ કરે છે, આપણને કેદ કરે છે, આપણું ખાવાનું ઝૂંટવી લે છે, અને એટલેથી વાત અટકતી નથી. આમ કરીને તેઓ જો કોઈ માનભર્યો હેતુ સિદ્ધ કરતા હોય તો એને યે યોગ્ય

ગણવાશે. પરંતુ એવું કંઈ તો તેઓ કરી શકવાના નથી. ઊલટા આપણે જે કોલ આપી ચૂક્યા છીએ તેની એ આડે આવે છે. વિશ્વનો મર્મ સમજવો તે મનુષ્યજાતની ફરજ છે. પુષ્કળ કામ કરવાનું હોય ત્યારે, લોકો કહે છે તેમ, આપણે બે હાથની, પ્રત્યેક જોડની જરૂર છે. કોઈ માનવી બીજા માણસ માટે, જીવનની સમજણનો ઉત્તમ માર્ગ કયો-તે કહી શકે નહિ. તારો અભિનય કરવાનું કે મારે બદલે મારું સર્જન કરવાનું અન્ય કોઈ કરી શકે નહિ. વાસ્તવિકતાના આપણા પોતાના માર્ગે આપણે જવું જોઈએ. અને એ જ તો નાઝીવાદ આપણને કરવા દેશે નહિ અને અહીં ને પેલાને ત્યાં એ તો મૂકી દે છે; અને બન્ને જણા કહે કે 'અહીંથી મારી આંખે કશું દેખાતું નથી,' તો ય તેના પર લક્ષ આપતા નથી. અને પોતે શું જોયું તે કહી શકે એવા સ્થાને ઊભેલા લોકોને તેઓ સાંભળશે ય નહિ; અને એ લોકોએ શોધી કાઢેલી નવી બીનાઓ જો ખરેખર મહત્ત્વની હોય તો, નાઝીઓ એમના અવાજને એમનાં ગળાંમાં જ રૂંધી નાખશે—એ ભયે કે રખેને તેનાથી નાઝીઓનો હકૂમત ચલાવવાનો અધિકાર નબળો પડી જાય!

"માનવીએ આપેલા કોલની વિરુદ્ધ જવાની નાઝીઓ ઇચ્છા રાખે છે. સમયને છેડે, આપણી પ્રતીક્ષામાં ઊભેલી વ્યક્તિને તેઓ નિરાશ કરવા ઇચ્છે છે. જગતને તેઓ એક નિર્જીવન મઠ બનાવી મૂકવા માગે છે. આપણે નાઝીઓનો પ્રતિકાર કરીને આપણા આ મઠને ઝળહળતો રાખીએ છીએ. આવું અદ્ભુત કાર્ય આપણે કરવું જોઈએ, એવું મારી કે તારી માતાએ કદી વિચાર્યું હતું?"

"હું ધારું છું કે એવી એમની આશા તો હતી. પરંતુ એમની આશા ફળીભૂત થશે એમ આપણે માન્યું નહોતું"

વળાંક પસાર કરીને એ લોકો બુરજા પર આવી ગયાં હતાં. હજુ યે ત્યાં પેલા યુવાનોના મૃત્યુની બોલબાલા હતી. જુવાનો મૃત્યુ પામ્યા હતા ત્યાં સામના લોકો નજર ઠેરવી ઊભા હતા. રૂષ્ટપુષ્ટ દેહમાં બાદુરસ અને તુચ્છ લાગતા જર્મન સૈનિકો હજુ યે ત્યાં પહેરો ભરી રહ્યા હતા.

બંને જણાં ઘરમાં દોડી ગયાં. એલિઝાવિટાએ દીવડી જમીન પર મૂકી હતી ત્યાંથી પાછી લઈ લીધી ને પોલિશ કરવા માંડી. ખીજમાં જીભનો લબાકો કરતો નિલ્સ મદિરા-જામ ભણી વળ્યો.

"મદિરા પીવા જેટલી આ રૂમમાં ગરમી નથી," એ બોલ્યો. "જો, આને દેવતા પાસે મૂકવી પડશે. એમ્બટિંન છે આ—મરઘી ખાતાં ખાતાં પીવાનું. પુરુષનું ખાણું, પુરુષનું પીણું."—અંગીઠી પર મૂકતી વખતે એણે એલિઝાવિટા તરફ જોયું. "આમ છતાં, આ બધું પૂરું થાય ત્યાં સુધી તો સમય કઠિન રહેશે—મારે માટે તો ખરો જ ખરો, ને સંભાળ ન રાખે તો તારે માટે પણ."

"હું કૉફી, જેવી પોટમાંથી આવે તેવી,—કડક હોય તો કડક, હળવી—પી લઉં છું. ચારિત્ર્યબળની ડંફાસ હું હાંકતી નથી. કદાચ એ દુર્બળતાનું ચિહ્ન પણ હોય."

"મારે એ કહેવાનું નથી," નિલ્સે કહ્યું. "હું જે માનું છું તે અત્યારે તો આપણને આશ્વાસક છે. પરંતુ આપણે, વ્યાધિએ ખૂબ પિડાતા હોઈએ ત્યારે, કદાચ તે ખપમાં ન યે આવે."

તર્ત જ એ મરઘી પિરસવામાં જોહાનાને મદદ કરવા જતી રહી. ફરી એ પાછી આવી ત્યાં સુધીમાં તો એગન એના અભ્યાસ-ખંડમાંથી આવી ગયો હતો. ઓરડો મહેમાનોથી ભરાઈ ગયો હતો. એ સૌ એના જૂના મિત્રો હતા. સ્ટેટ થિયેટરના દિગ્દર્શક, અને બીજા નાટ્યકારો, અને એક અગ્રણી અભિનેતા, વર્તમાનપત્રના એક તંત્રી અને આ સૌની પત્નીઓ. કેટલીયે વાર સુધી રડીને આવ્યા હોય એવા અસ્તવ્યસ્ત છતાં બધા ખુશખુશાલ લાગતા હતા.

"કેવો મોહક રંગ તું ધારી રહી છે, એલિઝાવિટા!" દિગ્દર્શકે કહ્યું, અને એને મદિરાનો ગ્લાસ આપ્યો.

"હા રતો," તંત્રીની પત્નીએ કહ્યું.

"અને એ તો તારો કુદરતી રંગ છે...અમે જાણીએ છીએ. સૌન્દર્ય-સાધનો આજકાલ મળે છે યે ક્યાં? કહે તો ખરી, એવો રંગ શી રીતે આવે છે?"

"ભઠ્ઠી પર ઝૂકી ઝૂકીને," એલિઝાબિટા હસી.

"પણ આપણામાંથી કોઈની પાસે ભઠ્ઠીમાં મૂકવા જેવું કંઈ છે નહિ;" દિગ્દર્શકે કહ્યું, "અને એટલે બીજો પ્રશ્ન ઊભો થાય છે.'

આ બધી ક્ષુલ્લક મશ્કરીઓ હતી. પહેલાંના વખતમાં તો એવી મશ્કરીઓ કરતાં એમને શરમ લાગી હોત, પણ અત્યારે તો કામ ચાલી ગયું. સૌ કોઈએ તેમાં દૂર મેળવી, વાતો કરી; અને જેને ઊભું કરવામાં આખું જીવન ખરચી નાખ્યું હતું તે થિયેટર જાણે હજુ યે દિગ્દર્શક પાસે રહ્યું હોય, હજુ યે જાણે નાટ્યકારો એમના હૈયામાં રમતા અને થિયેટરમાં પહોંચવા મથતા ભાવોથી ત્યાંના સ્નેહભર્યા વાતાવરણને ભરી શકતા હોય, તન્ત્રીઓ જાણે દુશ્મનોના હાથમાં મૂકાઈ ચૂક્યા ન હોય, અને પત્નીઓને જાણે ખાતરી હોય કે રાતે લોરીમાં એમને ત્યાં કોઈક આવી પડવાનું નથી, તેમ એમણે પોતાનાં મસ્તક ઉન્નત રાખ્યાં.

મરઘી લાવવામાં આવી ત્યારે ઘણું 'આહા!'ને "ઓહો" થઈ ગયું. અને નિલ્મે ત્યારે કહ્યું કે એગનના પક્ષીને તેઓ શુદ્ધ અંતઃકરણથી, ઘરે મૂકીને આવેલાનો અપરાધ ભર્યો વિચાર કર્યા વિના, ખાઈ શકશે—ત્યારે તો, સૌ હસી પડ્યાં. એગન પણ એક નાટ્યકાર હતો અને એક ખેડૂત એને માટે મરઘી લઈ આવ્યો હતો. દરેક મહેમાન એક બે ટુકડા પોતાના ઘરનાંને માટે સાથે લઈ જઈ શકે, તે રીતે મરઘી રંધાવી હતી. અને પછી તો, મરઘી અને નાટ્યકાર વચ્ચેના સામ્ય અંગે પણ કેટલીયે મશ્કરીઓ થઈ ગઈ।

અને મદિરા જ્યારે રેડવામાં આવી ત્યારે, પુરુષોએ વરસોવરસ આસવ બનતી દ્રાક્ષનો વિચાર કરતાં કરતાં—તે કરવું સહેલું હતું—રમૂજ મેળવી, અને કયારે એ આસવ ગળાયો હશે, તેના વર્ષની પણ કલ્પના કરી લીધી—આ વધારે મુશ્કેલ હતું. અને સ્ત્રીઓએ જે મદિરા છેવટે તો ગટગટાવી જ જવાની હતી તેને અંગે આવી ગંભીર વાતો કરતા પુરુષોની ઠેકડી ઉડાવી.

ભોજનની આ ક્ષણે બારણું ફટ્ ખૂલ્યું ને એક જર્મન અમલદાર દાખલ થયો. ઉંબરે ઊભો ઊભો એમને એ ધારી ધારીને જોઈ રહ્યો. એગન અને નિલ્સ ઊભા થયા; પરંતુ હાથના એક ત્વરિત સપાટાથી બાકીનાને બેસી રહેવાની સૂચના કરી.

"હેલ હિટલર!" મેજરે કહ્યું

શાન્તિ છવાઈ રહી. સૌએ પેલા મૃત્યુ પામેલા યુવાનોને યાદ કર્યા અને મનમાં 'હેલ હિટલર' બોલવા બદલ શરમાયા. પરંતુ આટલી નાની વાત માટે દુઃખી થવાનો કોઈ અર્થ નહોતો.

"આ લોકો કોણ? અહીં શા માટે આવેલા છે?" મેજરે એગનને પૂછ્યું.

"મારા મિત્રો છે," એગને જવાબ આપ્યો. "તમે અને તમારા લોકો અમારા દેશ પર ધસી આવ્યા તે પહેલાં આવતા, તેમ આજે યે, તેઓ રવિવારના ભોજન માટે આવ્યા છે." ગોઠવાયેલુ ટેબલ, સુડોળ મસ્તકધારી મહેમાનો, મદિરાભર્યા નાજુક ગ્લાસ, પોલિશ કરેલી મીણબત્તીની દીવડીઓ બતાવીને એણે ઉમેર્યું":

"તમે લોકો આવ્યા તે પહેલાં અમે આ રીતે જ રહેતાં હતાં."

ક્ષણવાર તો મેજરે જવાબ આપ્યો નહિ એની આંખે, તે જે જોઈ રહ્યો હતો તેને જાણે ઊંચકી લઈ જવું હોય તેમ, સ્થિર, એકાગ્ર નજરે એણે ચોપાસ જોઈ લીધું. અને પછી એ તાડૂક્યોઃ 'આજે લેવાયેલાં શિસ્તભંગનાં પગલાં સામે વિરોધ કરવા તમે એકઠા મળ્યા હો તો તે તમારા પોતાના વિનાશ અને જોખમે જ. આ ચેતવવા હું તો આવ્યો છું અમે તમારા લોકોની સાથે—નવા તંત્રને સહકાર આપવાનો ઇન્કાર કરી રહેલા—તમારા જેવા બુદ્ધિજીવીઓની સાથે આજ પહેલાં બહુ નરમાશથી વર્ત્યા છીએ. પરંતુ આજ પછી કોઈ પણ પ્રકારની નરમાશ બતાવાશે નહિ."

અચાનક એનો અવાજ અટકી ગયો. એની ક્ષુધિત આંખો, ઝાંખી ક્રોધિત દૃષ્ટિથી મુંઝાયેલી આંખો સાથે, મંડાઈ રહી મહેમાનો ખુરશીમાં સળવળ્યા દિગ્દર્શકે હોઠ પર જીભ ફેરવી લીધી અને ગ્લાસ લેવા હાથ લંબાવ્યો. પરંતુ આગન્તુક ક્રોધે ભરાશે તે બીકે

અધવચ્ચેજ અટકી ગયો. એવું લાગ્યું જાણે કે મેજરને મનમાં પીવાનું સૂચવવું હોય. તંત્રીએ પણ એજ રીતે ગ્લાસ પકડી રાખ્યો; અને ટેબલ પર બેઠેલાં જ સાંભળી શકે એટલે ધીમેથી બોલ્યો: "દસ યુવાનોની યાદમાં." પછી બધાં મહેમાનોએ પોતપોતાના ગ્લાસ ઊંચક્યા અને એગન અને નિલ્સે પણ નીચા વળીને પોતાના ગ્લાસ લઈ લીધા.

પહેલેથી નક્કી કરી રાખેલું હોય એવું—પણ ખરેખર તેવું નહોતું—આ વર્તન જોઈ મેજર આભો બની ગયો. "ઊભા થઈ જાઓ!" એ બોલી ઊઠયો—જાણે એ ડરી ગયો હોય. "ઊભા થાઓ!" સૌ ઊભાં થઈ ગયાં. સામાન્ય રીતે લાગે તેના કરતાં યે વધારે તો અત્યારે તેઓ કોઈકના માનમાં મદિરાપાન કરી રહ્યા હોય એવા લાગતા હતા—ચેતવણી મળી ગઈ હોય એવા નહિ, અને પડકારીને ઊભા હોય એવા તો નહિ જ.

આ વખતે તંત્રીની પત્ની બોલી : 'દસ યુવાનોની યાદમાં." એટલું ધીમું એ બોલી હતી કે ઈન્દ્રિયોને ખેંચીને જ તે સાંભળી શકાય. એ દેશની પ્રણાલી અનુસાર સૌએ પોતપોતાના ગ્લાસ જરા વાર છાતી પાસે પકડી રાખીને પછી મોંએ માંડયા.

"આ શું કરો છો? તમે બધાં શું કરી રહ્યાં છો આ?" રૂમની અંદર ધસી આવતાં મેજર તાડૂક્યો.

કંટાળીને એગને સ્પષ્ટતા કરી : "શુભેચ્છા વ્યક્ત કરવા મારા મિત્રો મદિરાપાનનો આરંભ જ કરી રહ્યા હતા. તમે એમને ઊભા થવાનું કહ્યું ત્યારે, સ્પષ્ટ છે કે, એમણે પોતાનું કામ ચાલુ જ રાખ્યું."

"કોના માનમાં આ મદિરાપાન ચાલી રહ્યું છે?" મેજર ઘૂરકયો.

"કોઈક બીજા મિત્રો માટે," એગને કહ્યું. "અમને ક્ષમા કરજો મેજર, પણ તમે આવ્યા તે પહેલાં આ નગર તેની મૈત્રીભાવના માટે નામાંકિત હતું."

મેજરના ચહેરા પર ક્રોધ સળગી ઊઠયો "તમારા જેવા લોકો હંમેશાં અમારો દોષ શા માટે જોયા કરતા હશો? અમે તો બ્રિટિશરોની સામે તમને રક્ષણ આપવા અહીં આવ્યા છીએ. નવા તંત્રમાં તમને સંપૂર્ણ અધિકારો આપીને, તમારે માટે સમૃદ્ધિ લાવવા અમે તો આવ્યા છીએ. અને અમે તો તમારા ભાઈઓ છીએ. અમારી પ્રજા, ને તમારી પણ નોર્ડિક આર્ય પ્રજા છે."

સૌ ટેબલની ફરતે, નીચે માથે, ટોસ્ટના છેડાને જોતા ઊભા રહી ગયા."

"માનવજાતને માટે સુયોગ્ય એવો એક જીવનમાર્ગ અમે શોધી કાઢયો છે." મેજર બોલી ઊઠયો: "અમારી એ શોધમાં તમને ભાગીદાર બનાવવાનો અમારો પ્રયત્ન છે. અને તમે તો એ ભેદ મંજૂર રાખતા નથી."

ટેબલ ફરતે ઊભેલાં એ લોકો એમના પગ પર આડાઅવળાં થઈ રહ્યા. હજુ એમની નજર ગ્લાસ પર જ હતી.

"પરંતુ આવતી કાલે," મેજરે ઊંચે સાદે કહ્યું, સંજોગો જુદા જ હશે."

અને બારણું એની પાછળ ધડાક કરતું બંધ થયું. સૌ ટેબલ પાસે પાછાં બેસી ગયાં ને હસ્યાં—સ્વાભાવિક રીતે ક્રૂર હોય એવું નહિ, પણ પોતાના વર્તનથી ઊતરતી કક્ષાની લાગે એવી કોઈ વ્યક્તિને જોઈ ને કોઈ હસે તેમ. આમ છતાં એમના હાસ્યમાં કંઈ આશ્ચર્ય ગર્ભિત હતું. કારણ કે તેઓ જાણતાં હતાં કે આવતી કાલે સંજોગો અવશ્ય જુદા હોવાના છે—કદાચ જીવન અને મૃત્યુ જેટલાં જુદાં છે એટલા જુદા!

"ઈશ્વરનો ઉપકાર માનો કે આ રસો ટાઢો પડી જાય એટલું લાંબું એ ન રોકાયો," તંત્રીની પત્નીએ કહ્યું. એને હાઢી નીચે થોથર જામ્યા હતા, કબૂતરના જેવી ગોળમટોળ લાગતી હતી. અને પાઉંના કડક ટુકડાથી એણે પ્લેટમાંથી રસો લૂછવા માંડયો. બીજાં સૌએ મીઠા મેણાં મારવા માંડયા ને મશ્કરીઓ કરવા માંડી અને ત્યાં તો એલિઝાબિટાએ કહ્યું કે હજુ કંઈક આવવાનું બાકી હતું આથી તો અનેક આશ્ચર્યોદ્ગારો સંભળાઈ રહ્યા. પાર્ટી પહેલાંના જેવી જ, પરંતુ વિશેષ કઠોર અને અજેય બની રહી.

બાટનીના ફળો અને સાબુચોખાની મિઠાઈ આગને દિવસે બનાવી હતી તે લઈને એલિઝાબિટા અને જોહાના દાખલ થયાં આમન્તિતો સૌ ખુશ થઈને તાળીઓ પાડી રહ્યાં જર્મનો આવ્યા તે પહેલાં આ મિઠાઈ એક અણુમોલ વાનગી ગણાતી એમની તાળીઓ બહાર છેક કુરજા સુધી સંભળાઈ અને બારીએ ડોકાં કાઢી રહેલા લોકોમાં કોઈક સૈનિકો યે નહોતા તેની એમને ખાતરી તો નહોતી પરંતુ તે બાજુ જોવા એમણે નજર જ ફેરવી નહિ

ફ્રૂગ-પુડીંગની સાથે સાથે ઘૂંટડા લેવા ફ્રેન્ચ મદિરા પીરસી રહીને પોતાની જગાએ બેસતાં નિત્સ બોલ્યો "પેલો જર્મન કહે છે કે એણે ને એના જેવા બીજા લોકોએ માનવજાતને માટે સુયોગ્ય જીવનમાર્ગ શોધી કાઢ્યો છે! એનો અર્થ એ કે ઈશ્વરના અને માનવીના ય ચિત્તનું ચિત્ર આંકી શકે છે, એવું તેઓ માને છે કેવું હડહડતું જૂઠાણું! આપણે તો કંઈ જાણતા જ નથી'

એગને છરી-કાંટો નીચે મૂકીને કહ્યું 'અહીં હું તારી સાથે સમંત થતો નથી હું ધારું છું કે ઈશ્વરના ચિત્તનું ચિત્ર આપણે આંકી શકીએ—પણ મેજરનાથી સાવ જુદું એટલે જ તો મેજર ખોટો છે, ને આપણે સાચા છીએ"

"એટલે તો ધર્મફરમાનોમાં લખાયું હતું 'કોઈ કંડારેલી પ્રતિમા, કે ઉપર આકાશમાં કે નીચે પાણીની અંદર જે કંઈ છે તેને મળતું તારે માટે તું હરગિઝ બનાવશે નહિ

'પરંતુ આ આદેશ માટે મેં ક્યાંક વાંચેલું છે," મહેમાનોમાંથી એકે કહ્યું "મોઝિઝના યુગમાં આકર્ષક સ્વરૂપે મૂર્તિપૂજા કરી રહેલા, પરસ્પર સ્પર્ધા કરતા ધર્મોથી દૂર લઈ જવાનો યહૂદી પાદરીઓનો એ પ્રયત્ન હતો'

"હા, હા, મૂળે તો એ કારણ હતું," નિત્સે કહ્યું "પરંતુ બીજા બધા આદેશોની જેમ આ આદેશ પણ ટકી રહ્યો છે, તેનું કારણ એ છે કે મોઝિઝનું માનસ સનાતન હતું એના વિચારોમાં જે અર્થો ભરેલા હતા, તેનું મનન કરવાની સૈકાઓ સુધી કોઈને ફુરસદ મળી નથી મારે પોતાને માટે તો એ આદેશનો અર્થ એ જ થાય છે કે જીવનકાળ સુધી જે કાર્ય અપૂરું જ રહેવાનું છે, તેને પાર પાડ્યાનો દંભ મનુષ્યે કરવો જોઈએ નહિ. વાસ્તવિકતાનો એને પરિચય મળે એટલા ખાતર તો એને ધરતી પર મૂકવામાં આવ્યો છે એ પરિચય પામવાનું જ અશક્ય છે, કારણ કે જેટલી ઝડપે એ શીખતો જાય છે, તેટલી જ ઝડપે વાસ્તવિકતા નિત્ય નવીન સ્વરૂપે સર્જાતી જાય છે ધરતીનો અંત ન આવે, તારકો વિલીન ન થઈ જાય ત્યાં સુધી તે કાર્ય શક્ય બનવું નથી, અને ત્યાં સુધી જે મનુષ્ય એમ કહે કે એણે પોતાનો પાઠ પૂરો ભણી લીધો છે અને એ ઉપર ગગનમાં જે છે તેને મળતી કે ધરતીની અંદર જે છે તેને મળતી કે નીચે પાણીની અંદર જે છે તેને મળતી પ્રતિમા એ ઘડી શકે છે, તો એ અસત્ય બોલી રહ્યો છે નાનાં નાનાં રેખાંકનો આપણે કરી શકીએ છીએ પણ બસ આટલું જ અને જો આપણે એ વાત જાણીએ નહિ કે સાચી પ્રતિમા ઘડવા માટે હજી આપણામાં જ્ઞાનનો ઘણો અભાવ છે તો એ રેખાંકનો નકામાં જ છે મને લાગે છે કે મનુષ્ય જો સ્વીકારે નહિ કે તમામ પવિત્ર સત્ય આચ્છાદિત છે—આપણી અને આ રહસ્યની વચ્ચેનો જે સંબંધ છે તેનાથી જ તો જીવન બને છે—તો, માનવીનું કાર્ય મરી પરવાર્યું છે, એનો આત્મા માત્ર વિચારે છે બધું જો સમજાઈ ગયું હોય તો આપણે જીવિત રહેવું જ શા માટે? જીવન જો તેનાં આવરિત રહસ્યોની ભવ્યતાથી આપણને મુગ્ધ કરી દેતું ન હોય તો એ જીવન પ્રત્યે આપણને આટલી પ્રીતિ શાને હોય?'

"હું તારી સાથે સહમત થઈશ નહિ' એગને કહ્યું 'જીવન અનુકૂળ છે એટલે તો આપણને જીવવાની ઈચ્છા થાય છે"

'કેટલી યે વાર જીવન અનુકૂળ હોતું નથી તે કહેવાની આજે મને તક છે,' નિત્સ બોલ્યો

એગન હસ્યો ને એણે ખભા મરડ્યા.

"અને, માનવીના મનની વાત કહીએ તો, આપણે

[ વિશ્વમાનવ નવેમ્બર-ડિસેમ્બર '૬૨

સઘળું જાણીએ છીએ, એમ કહેવા જેટલું જ્ઞાન તો આપણને છે."

"હા," કોઈકે કહ્યું. "કોઈક માર્ગ ચીંધ્યો તે પછી આપણે તે વિશે બધું જાણીએ છીએ એમ કહીએ તો આપણે સાચા છીએ."

"મને લાગે છે કે છેલ્લા કેટલાક મહિનાનો આપણો અનુભવ આ પહેલાંના આપણા સર્વ અનુભવોથી પર છે."

"તારું કહેવાનું તો એ છે," એગને કહ્યું, "કે આપણે આપણા સિદ્ધાન્તોને વળગી રહ્યા છીએ. અને અને તેમ કરવામાં આપણને સંતોષ છે."

"ના," નિલ્સે કહ્યું : "મને પહેલાં અપરિચિત હતા તેવા વિચારો મેં હમણાં હમણાં કર્યા છે ને લાગણીના નવા આવેશો અનુભવ્યા છે, મારાથી પહેલાં છૂપાં રહેલાં મારા સ્વભાવનાં કેટલાંક લક્ષણો મે પારખ્યાં છે."

મહેમાનોમાંથી કોઈક બોલ્યું : "હા, તમે શું કહેવા માગો છો તે મને સમજાય છે." અને બીજાએ કહ્યું: "ના, આપણે તો જે હોઈએ તે જ રહીએ છીએ." અને બાકીનાં સૌ મૂંગાં રહ્યાં.

"હા," નિલ્સ બોલ્યો. "હમેશાં આપણે જે હોઈએ ને જે હોવાના છીએ તે જ રહીએ છીએ. પણ એ છે શું? અને, અવકાશના બીજા તારકોના લવલેશ જ્ઞાન વિના, વ્યવહારનાં સર્વ સાધનોથી વંચિત રહેલા એકલવાસ ભોગવી રહેલા કેદી જેવા, અવકાશમાં ઘૂમી રહેલી આ ધરતી પર આપણે છીએ, તે હકીકત જ કેવી કમાલ છે! અને જીવિત હોવાને પરિણામે બીજી કેટલીક વસ્તુઓ વૃક્ષ, ફૂલ કે મત્સ્ય બની જાય છે તે પે કેવું. કમાલ છે! અને, કંઈ પણ જીવિત રહેવા પામે છે તે પે કેવું અદ્ભુત છે! મારા કિશોરકાળમાં હું આવા બધા વિચારો કરતો; અને ત્યારે તત્કાળ ધ્યાન માગી લે એવા પ્રશ્નો મારા મનને વિક્ષુબ્ધ કરી દેતા. અત્યારે એ પ્રશ્નો મનમાં પાછા જાગે છે, અને ત્યારે મને આઈન્સ્ટાઈનના શબ્દોનું સ્મરણ થાય છે—'કારણ કે હું એક રહસ્યની વાત કરું છું.'"

"પરંતુ આ શબ્દો સંત પૉલે લગ્ન સંબંધે વાત કરતાં ઉચ્ચાર્યા હતા;" એમને હસીને કહ્યું. "અને, લગ્ન જેવી સામાન્ય ઘટના બીજી કોઈ છે નહિ."

"આ તો તું મારા પક્ષને જ મજબૂત કરે છે," નિલ્સે કહ્યું. "કારણ કે લગ્ન જેવી સામાન્ય ઘટના બીજી કોઈ નથી, છતાં તે એક રહસ્ય છે."

ટેબલની આસપાસ એક સળવળાટ થઈ રહ્યો. સૌ હસ્યાં—વિક્ષુબ્ધ ધ્યાનમય સ્મિત હતું એ. થોડાં પતિ-પત્ની સુખી હતાં, થોડાં નહોતાં.

"ના," એગન દૃઢતાથી બોલ્યો : "તે ઘણી જ, બુદ્ધિજન્ય ઘટના છે—ઘણી જ બુદ્ધિજન્ય અને સુંદર."

મહેમાનોમાંથી એક બે મોટેથી હસી પડ્યા, બાકીનાં મૂગાં હતાં. તત્રીની પત્નીએ મોં લૂછ્યું ને કહ્યું : જર્મનો આવ્યા પછી બધાં લગ્નો સુખી બન્યાં નથી? સીધી હોય કે વાંકીચૂંકી, પણ લાકડી તો ટેકો લેવા માટે જ હોય છે."

"હા, હા," મહેમાનો બોલી ઊઠ્યાં ને એમણે માથાં હલાવી દીધાં.

"અને તો પછી લગ્નમાં કંઈક રહસ્યમય છે," નિલ્સે કહ્યું. "લાકડીને પ્રવાહીને બદલે નક્કર બનાવતા તેના પરમાણુઓના જેવું જ રહસ્યમય."

"એહ, આ અર્થમાં તું રહસ્યમય કહે છે!" એગને કહ્યું.

કંટાળાભરી ચીડ નિલ્સના હાથમાં સળવળી ઊઠી. એલિઝાવિટા ઊઠી અને ખુરશી પાછળ ખેસવીને બોલી: "મારે હવે રસોડામાં જવું જોઈએ. મેજમાનો આપણને કૉફી આપવાના છે—ખરેખરી કૉફી ને ખરેખરું દૂધ!" આ સાંભળીને તો સૌના હાથ તાળી પાડી ઊઠ્યા. તંત્રીએ કહ્યું : "આહ, આ લોકોએ પોતાની જાન નાઝીઓને વેચી દીધી છે. તમે જોઈ શકો છો. અહીં તો બધું જ છે!"

બધાં મહેમાનો ઘેર ગયાં પછી એમણે જોહાનાનો આવી મિજબાની આપવા બદલ આભાર માન્યો. એલિઝાવિટા ઊભી થઈ, જરા આડી પડી ને

અરીસામાં જોતાં જોતાં બગાસું ખાધું. હજુ યે સુકોમળતાભરી જ હતી. એ ઘરડી લાગે તેને તો વર્ષો વીતી જશે. "ઓહ, પ્રિય, આ પાર્ટી હંમેશ માટે ચાલ્યા કરે તો મને કેવું ગમે! મજા પડી. પણ હવે જઈને મારે જોહાનાને વાસણો ધોવામાં મદદ કરવી જોઈએ."

"અને અમારે ઉપર જઈને અમારા કામમાં આગળ વધવું જોઈએ," એગન બોલ્યો. "તેં કંઈ વિચારી રાખ્યું છે, નિલ્સ?"

"હા, બધું જ મારા મનમાં છે." નિલ્સે કહ્યું.

"તો તો તરત જ આપણે ઉપર જઈએ. સાંજ પડતાં તો પ્રિન્ટર આવી પહોંચશે"

"તો હવે હું જાઉં," એલિઝાબિટા બોલી. "મારું કામ પતી ગયા પછી તમારા કામમાં દખલ કરું પાછી. પ્રિય એગન, પ્રિય નિલ્સ. તમે આવું મજાનું ભોજન આપ્યું, મદિરા આપી, અને આવી મસ્ત પાર્ટી આપી, તે માટે આભાર. એને લીધે..."

એ કહેવા જતી હતી કે એ પાર્ટીને લીધે બહાર જે બની રહ્યું હતું તે ભૂલાઈ ગયું હતું. પણ તે સાચું નહોતું. એ પાર્ટીની રંગમહેફિલ તે દિવસની ભયાનકતામાં જ હતી, તેનાથી જ ઘેરાયેલી હતી.

"એલિઝાબિટા, આપણે વિદાય લેવાની છે, ખરેખરી વિદાય. તું હવે પાછી અહીં આવતી નહિ. સલામત નથી."

"પ્લીઝ, એલિઝાબિટા, અમે કહીએ તેમ જ કરજે," નિલ્સે કહ્યું: "તને અમે કોઈ યાતનાનો ભોગ બનાવીએ તો તેનો અમારા મન પર ઘણો ભાર રહેશે અને ડેવિડ પાછો આવે ત્યારે તારે તો અહીં જ રહેવું જોઈએ."

"પણ હું ડેવિડ પાસે જ તો જઈ રહી છું." એને થયું "અહીં જ કશું બાકી રહેવાનું નથી—ત્યાં વળી એણે શા માટે પાછા આવવું જોઈએ?" પરંતુ એમના પર ભાર ન લાદવાના આશયથી એણે પોતાના હાથ પહોળા કર્યા અને એમનાં ચુંબન માટે મોં ઊંચું કર્યું.

"આવજો, એલિઝાબિટા," એમણે કહ્યું

"આવજો મારા પ્રિય, પ્રિય દોસ્તો!" એણે ઉત્તર આપ્યો. એ બે પુરુષોને પહોળા લાકડાના દાદર પર, તેના વળાંક પર, અને એ નજર બહાર થાય તે પહેલાં છેલ્લી વાર હાથ હલાવવા કઠેરા પર ઝૂકતી એ જોઈ રહી, અને પછી પ્લેટ ધોવા જતી રહી.

પોતાના ઘરમાંથી જે કંઈ અજાણ્યા માણસોના હાથમાં જવા દેવાની એને ઈચ્છા નહોતી તે બધું એલિઝાબિટાએ તે દિવસે સળગાવી દીધું. મોંઘા ચાંદીના ચમચાનાં અને કાચની પ્લેટનાં બ્રાઉન પેપરમાં બંડલ બાંધી, તેના પર પોતાના અતિ નીકટના મિત્રોનાં નામ લખી, તે બધાં પાડોશીઓને સોંપ્યાં. ડેવિડના લગભગ બધા પત્રો, પશ્ચાત્તાપની કોઈ લાગણી વિના, એણે બાળી નાખ્યા. કારણ કે એને લાગ્યું કે હવે લાંબો વખત સુધી એને તેની જરૂર પડવાની નહોતી. આ પછી એ પથારીમાં પડી. થોડી ઘણી ખાંડ એની પાસે બાકી રહી હતી, તે એણે કોફીના કપમાં નાખી દીધી ને એકદમ ગળી-ચીકણી કોફી એ પી ગઈ. આવી જ કોફી એને ભાવતી પણ શરીર ફૂલી જાય તે ભયે પીતી નહિ

ગરમમાં ગરમ કપડાં કાઢી એ ચીવટથી તૈયાર થઈ, અને પછી ઊઘડતા અંધકારમાં માછીમારના ગામ ભણી ગઈ એ ગામ અને નવું વસેલું પરું જ્યાં જોડાતાં હતાં, તે ચોગાનમાંથી એ ઝડપભેર પસાર થઈ ગઈ. ત્યાં તો સામેના ઘરની ભીંતે એક સફેદ ધાબા પર એનું ધ્યાન ગયું. આગલી રાતે તો ત્યાં એવું કોઈ ધાબું હતું નહિ. સવારની ઠંડીમાં ધ્રૂજતાં ધ્રૂજતાં તેની સામે થોભી ગઈ, અને વાંચી શકાય તેટલો ઉજાસ થાય ત્યાં સુધી ઊભી રહી પસાર થતા કેટલાક લોકો પણ એની સાથે ઊભા રહ્યા એ ધાબું શાનું હતું તે સ્પષ્ટ થતાં કેટલાક ત્યાંથી ખસી ગયા, તો બીજાંએ પડકારસમા આનંદના ઉદ્‌ગાર કાઢ્યા. એના ઉશ્કેરાટમાં એલિઝાબિટા એ વાંચી ગઈ—કેમ જાણે કોઈક નૃત્યકારનું નૃત્ય હમણાં જ શરૂ થવાનું હોય તેમ એની એડીઓ જમીનથી ઊંચે થઈ રહી અને એ આખી આમતેમ ડોલી રહી.

એ તો એગન "અને નિલ્સની સહીવાળું એક જાહેરનામું હતું. આગલે દિવસે થયેલી યુવાનોની કતલનો

શહેરની જનતાને મન શો અર્થ થતો હતો તે એમાં જણાવ્યું હતું. તેમાં કહેવામાં આવ્યું હતું કે એમના પોતાના દેશ પર આક્રમણ કરી રહેલા જર્મનોને તેઓ ધાડપાડુઓ ગણતા હતા. જર્મનો કહેતા હતા કે અંગ્રેજોથી બચાવવા સારુ તેઓ આવ્યા હતા. આ અક્કલ વિનાનું જુઠાણું હતું. આગલે દિવસે થયેલી દસ યુવાનોની કતલ તે એમની સત્તાનો એ પાકું પ્રદર્શન નહોતું પણ, ધાડપાડુઓ કોઈ ઘરના લોકોને બાંધી ફટકારીને એમના પ્રત્યે દાખવે એવી, એક પ્રકારની જડ પાશવિકતા હતી.

જર્મનીએ એમના પર વિજય મેળવ્યો હતો એટલા જ ખાતર કંઈ આ નગરનાં પ્રજાજનો એમની આમાન્યા રાખવાના નહોતાં. આવું પરાક્રમ તો ગેરિલાની કોઈ વ્યવસ્થિત ટુકડી પણ કરી શકે. બહેતર સદ્ભાવના અને સમજણ પ્રતિ, જીવનના સ્વાભાવિક પ્રવાહમાં, તેઓ પોતે તેમાં શામેલ થઈ શકતા નહોતા, એટલા જ ખાતર, સ્ખલન કરવા બદલ નગરજનો એ જર્મનોને ધિક્કારતાં હતાં. એ જાહેરનામામાં કહેવામાં આવ્યું હતું કે, નગરજનોની ત્રુટિઓ અનેક હતી. અત્યંત શરમજનક કહેવાય એટલી હદે તેઓ પામર હતા. પરંતુ પોતાના નગરને ધરતીનું ગૌરવ બનાવવાનો પ્રયત્ન તો એમણે કર્યો જ હતો.

પેઢી દર પેઢી વિજ્ઞાનની કૃપાનો એમણે આશ્રય લીધો હતો. કલાનો સાદ એમણે સવિશેષ ધ્યાનથી સાંભળ્યો હતો. બાળકો પ્રત્યે અને ભાગ્યહીનો પ્રત્યે એમણે વિશેષ ઉદારતા અનુભવી હતી. વિશેષ ન્યાયદૃષ્ટિ રાખીને એમણે પોતાના અધિકારો ભોગવ્યા હતા. સવિશેષ સ્વેચ્છાથી તેઓ પોતાના બાંધવોના સેવકો બની રહ્યા હતા. અને જીવનમાં કયું ધ્યેય સિદ્ધ કરવું જોઈએ, તેની એમણે વધારે ઉત્કંઠાભરી પૃચ્છા કરી હતી. જગતના આરંભથી જે સુખનું અસ્તિત્વ હતું, તેનો એમણે ઉપકારવશ ભાવે અનુભવ કર્યો હતો.

અને હવે, જર્મનો એ સિદ્ધિને છુંદવાનો, એમના નગરને ભૂંસી નાખવાનો, સૈકાઓ પહેલાં જંગલમાંથી ત્યાં આવીને જાણે દરિયાકાંઠે ઝૂંપડાં બાંધ્યાં જ ન હોય અને ઝાડનાં થડોમાંથી નાવો કોતરી જ ન હોય તેવું એ નગરને બનાવી મૂકવાનો પ્રયત્ન કરતા હતા. એમણે સ્વાતંત્ર્યને હણી દીધું હતું. સદ્ગુણનો ગ્રાસ કરી નાખ્યો હતો; સમયને અર્થહીન બનાવી મૂક્યો હતો. પરંતુ જેઓ અર્થશૂન્ય બનવા ઇચ્છતા હતા એમને સફળતા મળી જાય એવું યે બને. મૂર્ખ માનવીના બડબડાટને કોઈ સંભારતું નથી. જર્મનોનો અવશ્ય નાશ થવાનો છે.

એલિઝાબેટાને થયું કે ડેવિડ પણ આ બધું વાંચતો એની જોડે ઊભો હોત તો! આ વાતો એને બહુ ગમી હોત. એના નગરની લાક્ષણિક ઢબે આ લખાયેલું હતું ત્યાં જન્મેલી કોઈ પણ વ્યક્તિ, ત્યાંથી ઘણે દૂર રહીને યે, આવું લખાણ, દસ્તખત વિનાનું હોય તો યે, વાંચતાં જ બોલી ઊઠે: "મારા ગામના કોઈ કે કે આ લખેલું છે!" પરંતુ જગતમાં કોઈ પણ સ્થળે આનો અર્થ તો સ્પષ્ટ જ હતો. જેઓ ભૂલી ગયા હોય એમને આથી સ્મરણ થાય કે જર્મનો આવ્યા તે પહેલાં જીવન કેવું હતું, અને એમના આવ્યા પછી તે કેવું થઈ ગયું હતું.

જેઓ વિસરી ગયા હોય એમને શ્રેય અને અશ્રેય વચ્ચેનો ભેદ સમજાઈ ગયો હોત. નગર કેવું હતું અને જર્મનો કેવા હતા, તે આ કાગળિયા પર સ્પષ્ટ થઈ ગયું હતું.

"સ્ટેજ પરથી આ બધું બોલવાનું મને કેવું ગમત!" એલિઝાબેટાને થયું અને જાણે રિહર્સલ માટે જવું હોય તેમ, તે ઝટપટ ચાલી નીકળી. એ એગ્નને ઘેર ગઈ. એગ્ન એને કદાચ પાછી ફરી જવાનું કહે, ને પોતે વિરોધ કરે તો એને દુઃખ થાય એ બીકે, ફુરજા પરથી નહિ પણ પાછલે બારણેથી ગઈ. ઘરનાં કપડાંલત્તાં ધોવાનો તે દિવસ હતો. જઈને એણે જોહાનાને કપડાં ભેગાં કરવામાં મદદ કરી. આગલે દિવસે ઘણાં કપડાં વપરાયાં હતાં.

ત્યાં તો બારણે જાણે ધડાકો થયો. જોહાના બારણું ખોલવા ગઈ. "એ લોકો આવ્યા છે..." બોલતી એ પાછી આવી.

પોતે એ ઘરમાં આવતી થઈ ત્યારથી જોદાનાએ એને માટે જે જે કર્યું હતું તે મદદ એલિઝાવિટાએ એનો આભાર માન્યો ને એને ચુંબન કર્યું. અને પછી રસોડામાંથી જતી રહી

દિવાનખાનામાં એગન અને નિલ્સ સૈનિકોની એક ટુકડીની સામે ઊભા હતા એક સૈનિક એમને કંઈક મોટેથી વાંચી સંભળાવતો હતો એ અંદર આવી ત્યારે એક સૈનિકે કહ્યું "હા, આ જ સ્ત્રી હંમેશાં આ લોકોની સાથે ને સાથે હોય છે એને ગિરફતાર કરવાનો પણ આપણને હુકમ છે." આના કરતાં વધારે સમજભર્યું બીજું કંઈ જ હોત નહિ. એલિઝાવિટાને ફ્રૂઝ્રેશન તો એ લાગી કે એ લોકો પોતાને લઈ જાય ને પહેલાં એમાદરે તો પોતે ચેડી રહે

એલિઝાવિટાએ, એગને ને નિલ્સે એકમીજાની સામે જોઈ લીધું છેલ્લા થોડા દિવસોથી આવી ખૂશી એમને વારવાર થઈ આવતી પરંતુ તેમ છતાં તેઓ ભયથી જાણે બિમાર બની ગયાં ને એમને તમ્મર આવવા માંડ્યાં, ને ઊભાં ઊભાં તેઓ ડોલી રહ્યાં— કારણ કે હવેથી એમનાં દુઃખનો આરંભ થતો હતો

થોડાં અઠવાડિયાં તેઓ કારાવાસમાં રહ્યાં અને વારંવાર એમને ન્યાયાધીશ જેવી લાગતી કોઈક વ્યક્તિ પાસે લઈ જવામાં આવ્યાં. અને જેનું અસ્તિત્વ જ નહોતું એવા ષડ્યંત્રને અંગે એમના પર પ્રશ્નોની ઝડી વરસાવવામાં આવી દેખીતી રીતે જ એમના જવાબો સંતોષકારક નહોતા અને આવી પૂછપરછ પછી અચૂક એમને માર મારવામાં આવતો આ સમય દરમ્યાન તેઓ એક બીજાને મળ્યાં નહોતાં, પણ ત્રણ અઠવાડિયાને અંતે એક રાતે, એમને જેલના હોલમાં લાવવામાં આવ્યાં ત્યાંથી એમને રેલ્વે સ્ટેશન પર લઈ જવામાં આવ્યાં અને અંધકાર ભરેલા પૂર્વ દિશામાં ચડાવવામાં આવ્યાં. પાછા મળવાનું બન્યું તે ખૂબ થવા જેવું હતું પણ ગાર્ડ એમને ખાસ વાતો કરવા દેતા નહોતા.

પહેલાં તો, પોતે જે વેશે-હાલે હતી તેવી, એગન ને નીલ્સની સામે આવતાં, એલિઝાવિટાને શરમ આવી. એના વાળ ચોળી ગયેલા ને ચીકટ હતા એનો ડ્રેસ- પાવડર એની પાસેથી લઈ લેવામાં આવ્યો હતો અને એ પૂરતી સ્વચ્છ પણ નહોતી. પણ એગન-નિલ્સને તેનો કંઈ વાંધો હોય એમ લાગતું નહોતું. અને તેઓ પોતે જ તો મેલાઘેલા હતા ને એમની યે દાઢી વધી ગઈ હતી.

સવાર પડતાં તેઓ સપાટ ભૂમિમાં એક રેલ્વે જંકશન પર ઊતર્યાં. દિવસ આખો રેલ્વેના માણસો જ્યાં લેમ્પમાં તેલ ભરતા તે એક નાની સરખી ઓરડીમાં એમને બેસાડી રાખવામાં આવ્યા અને રાતે ત્યાં જ પથ્થરની ભોંય પર સુવાડવામાં આવ્યાં હવામાં તેલની વાસ આવી રહી હતી અને ટાઢ તો એવી વાતી હતી! લાદી પર પાથરેલી ઘાસની પથારી પર એમણે સૂઈ રહેવાનું હતું. પરંતુ હવે તેઓ સરહદ પાર કરી ગયાં હતાં. રેલ્વેના માણસો કોઈક પરદેશી ભાષા બોલતા હતા ને એમને લાગ્યું કે તેઓ દેશવટાના અંતિમ બિંદુ સમા પ્રવાસના અંત ભણી એક તબક્કો આગળ વધી રહ્યાં હતાં.

રાતે એગને એલિઝાવિટાને કહ્યું: "જાહેરનામું તને બરોબર લાગ્યું? જે વાંચશે એને હાલત કેવી હતી તે યાદ રહેશે ખરું?"

"ખાસ લાંબું તો ન લાગ્યું ને?" નિલ્સે પૂછ્યું.

પહેલાંના સમયની ફર્સ્ટ નાઈટ હોય એવું જ એમને તો લાગતું હતું. ગાર્ડ એલિઝાવિટાને ચૂપ રહેવા ફરમાવી શકે તે પહેલાં જ એણે કહ્યું: "ના, એક શબ્દ પણ વધારાનો હતો નહિ વાંચતી વખતે મને મનમાં થયું: 'સ્ટેજ પરથી આવું બોલવા સારુ તો હું ગમે તે કરી છૂટું'"

બીજે દિવસે લગભગ મધ્યાહ્ને, એમણે ટ્રેનનો ફુસફુસ અવાજ સાંભળ્યો ને થોડી જ વારમાં એમને પ્લેટફોર્મ પર લઈ જવામાં આવ્યાં ઢોર લાદેલા ડબ્બાઓની એ ટ્રેન હતી—ફ્રાન્સમાંથી મળેલી લૂંટ હતી એ પરંતુ એક ડબ્બા પાસે જઈને ગાર્ડે બારણું ખોલ્યું તો તેમાં ચાલીસ કરતાં વધારે માણસો ખડકાયાં હતાં એમની ચામડી પીળી, ચીકણી હતી. એમના વાળ સખત ગૂંચવાઈ ગયા હતા, એમની કાળી ફાંકીઓ

[ વિશ્વમાનવ : નવેમ્બર-ડિસેમ્બર '૬૨

પીળાશ પડતા સફેદ ડાઘામાં તરવરતી હતી, અને તેઓ દુર્ગંધ મારતા હતા.

જેવું બારણું ખૂલ્યું કે અંદરનાં સૌ ચીસ પાડતા બોલી ઊઠયા : "અમને બાલદી ખાલી કરવા દો, બાલદી ખાલી કરવા દો." અને એમણે એક ખૂણામાં મળમૂત્રથી છલોછલ ભરેલી બાલદી સીધી કોઈકના અણુંવેડાથી એ બાલદી ઊથલી ગઈ અને તેમાં જે હતું તે ખુલ્લા બારણા પાસે, એગન અને નિલ્સ અને એલિઝાવિટા જ્યાં ઊભાં હતાં ત્યાં, વહી ચાલ્યું. તેઓ પાછાં હઠી ગયાં. પણ ગાર્ડે એમને આગળ ધકેલ્યાં અને કહ્યું : "તમે યહૂદીઓનો સાથ કરવાનું પસંદ કર્યું છે, તો હવે જાઓ એમની સાથે પોલેન્ડ. અને ત્યારે તમને લોકોને ખબર પડશે કે તેઓ તમારા કેવાક મિત્રો છે."

ડબ્બાની અંદર પ્રવેશવા એમણે વહી નીકળેલા મળમૂત્રમાં થઈને જ જવું પડયું. બારણું એમની પાછળ ધડ કરતુ ને બંધ થયું અને અપ્રામાણિક સ્મિત સાથે એ ગંદાગોબરા લોકોને તેઓ જોઈ રહ્યાં. મનમાં એમને થયું, "યહૂદીઓ અંગે કદાચ હિટલરનું કહેવું યોગ્ય હતું." પરંતુ એક આધેડ પુરુષે પોતાનો ધ્રૂજતો હાથ લંબાવીને એલિઝાવિટાનું સ્કર્ટ ખેંચ્યું. એના ચહેરા પર, દાઢી જ્યાં એની મુલાયમ ચામડીને મળી જતી ત્યાં, જંતુ કરડવાથી ચાઠાં થઈ ગયાં હતાં. એણે કહ્યું : "ઓ બહેન, ને ઓ ભાઈઓ, એ દુષ્ટોએ મારાં ચશ્માં છીનવી લીધાં છે ને હું તમને જોઈ શકતો નથી. પણ તમારામાંથી વાસ આવતી નથી, એટલું તો હું જાણું છું. અને મને યાદ આવે છે કે, એક વેળા મારામાંથી ય બદબો આવતી નહોતી, અને ત્યારે ગંધ મારતા લોકોને હું તિરસ્કારતો. પણ તમે અમારો તિરસ્કાર કરશો મા, ભાઈ, ને બહેન—કારણ કે, આ ટ્રેનમાં અહીં સુધી અમે યે ગંધ મારતાં નહોતાં. હું એક વકીલ હતો, અને આ ડબ્બામાં બેઠેલાં ઘણાં ખરાં ઊંચી કક્ષાનું કામ કરનારાં હતાં. અમે સૌ સ્વચ્છ હતાં ને સ્વચ્છ ઘરોમાં રહેતાં હતાં. પરંતુ ત્રણ અઠવાડિયાં જર્મનીને પાર કરતાં અમે ટ્રેનમાં ગાળ્યાં છે. અને એટલે જ તમે અમને તિરસ્કારશો મા. અમારો તિરસ્કાર કરશો તો તે ન્યાયની વાત નહિ કહેવાય."

"ના, અમે તો કલાકારો છીએ અને તિરસ્કાર કરવાની અમને આદત નથી," એલિઝાવિટા બોલી. "અને આમે ય હું એક યહૂદીની પત્ની છું."

"ભગવાનને ખાતર, માનશો નહિ" નિલ્સે કહ્યું, "કે અમે તમને ધિક્કારીએ છીએ. ના, અમે તમારો આદર કરીએ છીએ. તમારી સહાયની અમને જરૂર છે. જે આનંદ મને જર્મનોની વિરુદ્ધમાં ટકાવી રાખે છે તે આવે છે ને જતો યે રહે છે. અત્યારે તે જતો રહ્યો છે."

"આપણે એકમેકનો પરિચય મેળવીએ ને શું થવાના છીએ તેની પરસ્પર જાણ કરાવીએ."

થોડી વાર યહૂદીઓને પોતાનાં નામો યાદ કરતાં, પોતે કયાં રહેતાં હતાં તે સંભારતાંમાં, એમનાં સંબંધીઓમાં કોણ અસાધારણ શક્તિશાળી હતું તેનો વિચાર કરતાં, નિરાંતનો અનુભવ થયો. પરંતુ તેઓ તરત જ મૂંગાં થઈ ગયાં—કારણ કે એમને ટાઢ વાતી હતી, તેઓ ભૂખ્યાં હતાં, બિમાર—ઘણાં બિમાર હતાં. તેમાં એક માણસ મૃત્યુને આરે આવી ગયેલો લાગતો હતો. એક ખૂણામાં આંખો બંધ કરીને એ બેઠો હતો, ને ચૂપ હતો.

રાત પડી ત્યારે એમને ખ્યાલ આવ્યો કે સીધાં લાંબાં થવા જેટલી જગા ત્યાં હતી જ નહિ. પણ એગન અને નિલ્સ અને એલિઝાવિટા એકબીજાને અઢેલીને ઢગલાની જેમ પડી રહ્યાં. એમનાં અંગો કળતાં હતાં. અને થોડી જ વારમાં એલિઝાવિટ.ની આંખમાંથી આંસુ વહી ચાલ્યાં.

"શું થાય છે, પ્રિય!" એગને પૂછ્યું.

"શું થાય છે, ડાર્લિંગ!" નિલ્સે પૂછ્યું.

બાળકની જેમ થોથવાતે સાદે એ બોલી: "મારા શરીર પર કંઈક સળવળી રહ્યું છે."

એ બે જણા જોરથી હસી પડયા ને એને ભેટી પડયા અને કહ્યું : "બિચારી એલિઝાવિટા!" અને એને કંઈ શરમાવા જેવું લાગ્યું નહિ.

અધરાતે એ જાગી અને અધમ પશુઓ—પણ એક કાળે જે માનવી હતાં—ની દુર્ગંધ એના નાકમાં પેસી ગઈ અને એ ભયથી થથરી ઊઠી. કારણ કે નાઝીઓ એના પણ એવા જ હાલ કરવાના હતા. પણ નિક્સે એના ખભા ફરતે હાથ વીંટાળીને એને નજીક ખેંચી અને એલિઝાવિટાએ જોયું કે એનો ચહેરો ચમકતો હતો.

"હા, એ આનંદ જતો રહે છે; પણ પાછો યે આવે છે." એ ધીમેથી બોલ્યો.

"હા," એગને કહ્યું "અહીં આવ્યાં છીએ તેનો આપણને તો ગર્વ જ હોઈ શકે." ટ્રેનનાં પૈડાંના ગડગડાટને અને આસપાસ સૂતેલા લોકોનાં નસકોરાંને તેઓ સાંભળી રહ્યાં. એમનામાં અંતરને ડોલાવી મૂકતા એક આનંદ–આવેશનો સંચાર થયો. "આ સુખ આપણને હમેશાં મળશે નહિ." નિક્સે એને ચેતવી: "આપણે તે સતત યાદ રાખવું જોઈએ. તે ભલે પાછું આવતું હોય; પણ જતું તો રહે છે જ."

સવારે, લગભગ બપોર વેળા થવા આવી ત્યારે, કંઈક ધરડ–ધરડ અવાજ સંભળાયો. ને બધું ઊંધુંચત્તું થઈ રહ્યું. સૌ ચીસો પાડી રહ્યાં. પાછી શાન્તિ છવાતાં એમણે જોયું તો પોતે એક ડબ્બાના બારણાની સામી બાજુએ ભીંતે ખડકાઈ ગયાં હતાં. ડબ્બો બાજુએ નમી ગયો હતો. ધાતુના સળિયા છૂટા પડી જોખમકારક રીતે બહાર ધસી આવ્યા હતા. માનવીના એ ઢગલામાં નીચે દબાયેલા થોડાં તો બિલકુલ સ્થિર હતાં. એગનને ડાબે હાથે ને ખભે ઈજા થઈ હતી. નિક્સને લોહી વહેતું હતું. એલિઝાવિટાને શરીરે ઊઝરડા પડ્યા હતા. થોડી વારે ગાર્ડે આવીને બારણું ખોલ્યું બારણું એમની ઉપરની તરફ હતું. એણે એમને બહાર નીકળવામાં મદદ કરી. જોયું તો તેઓ આછા બરફથી છવાયેલા એક વિશાળ અખંડ પટ પર આવી ગયાં હતાં. કેટલાક લોકો ચીસો પાડી રહ્યા હતા. ગાર્ડે એમને રેલ્વે લાઈનથી લગભગ બસો વાર આઘે આવેલ ખોદકામની નિશાની વાળી પાળ પર જઈને બેસવાનું કહ્યું.

"ચાલો હવે," જમીન પર પગ મૂકતાં જ એલિઝાવિટાએ એગન અને નિક્સને બોલાવ્યા. જીવનભર કોઈક નવીન કાર્યનો આરંભ કરતાં એણે આવો જ અનુભવ કર્યો હતો. પણ એમણે નમળે સાદે જવાબ આપ્યો અને તેણે જોયું કે એમની ઈજા કંઈ એના જેવી નહોતી. કોઈક ખરાબ સ્વપ્નમાંથી જાગી હોય તેમ, અત્યારે પણ એણે પોતાની જાતને બોલતાં સાંભળી: "ડેવિડ, ડેવિડ !"

ગાર્ડ તરફ ફરીને એ બોલી કે મારા મિત્રો બિમાર છે. પણ ગાર્ડનો ચહેરો એને સમજાવી દે તે પહેલાં જ એને યાદ આવી ગયું કે એ લોકો નિષ્ઠુર હતા. એગન ને નિક્સને પાળ સુધી લઈ જવા સિવાય બીજું કંઈ કરવાનું નહોતું. પણ ત્યાં પહોંચતાં પહેલાં જ એણે જોયું કે એગન તો આગળ જઈ શકે તેવી સ્થિતિ જ નહોતી.

"આપણે એને ઊંચકી જઈશું ?" એણે નિક્સને કહ્યું. પણ નિક્સે એનું કહેવું સાંભળ્યું નહિ એ તો પોતાની ભૂરી—ટાપુઓમાંથી આવતા પેલા માછીમારના જેવી ભૂરી આંખો માંડીને એને જોઈ જ રહ્યો ! અને એલિઝાવિટાને સમજાઈ ગયું કે એ પણ હવે લગભગ એની વિદાય લઈ રહ્યો હતો. "જઈને બીજાંની સાથે પાળ પર બેસો હું હમણાં આવું."

એગન ઘૂંટણભર પટકાઈ પડ્યો. એલિઝાવિટાએ એને ચત્તો સુવાડયો. એને થયું કે એમનને માત્ર મૂર્છા આવી હોય તો સારું.

"શું થયું છે તને, મારા પ્રિય ?" એણે પૂછ્યું. આ બોલતાં બોલતાં જ એણે જોયું કે એગનની આંખો કાગળના જેવી પારદર્શક હતી

એગન બોલ્યો : "મારા હાથના નીચેના ભાગમાં..."

એક ક્ષણ તો એ ત્યાં જોઈ શકી નહિ કારણ કે એકાએક તેજના ચમકારાથી એની નજર અંજાઈ ગઈ. ટ્રેન પાટા પરથી ઊતરી ગઈ હતી, અને એન્જિનમાંથી આગ ફેલાઈ રહી હતી. એન્જિન તો કચ્ચરઘાણ થઈ ત્યાં ખોટકાઈને પડ્યું હતું. અને તેના વળી-ગયેલા લોખંડી ઢગલામાંથી નીકળી રહેલા ધૂમાડાના ગોટેગોટા ડબ્બાઓની આખી યે હારની હાર પર ફરી વળ્યા હતા. તારના થાંભલા પછડાઈ પડ્યા હતા અને તૂટેલા

તાર અવકાશને ચીંધી રહેલા, વળી ગયેલા આંગળાં જેવા, લાગતા હતા. અને ત્યાં તો એનું ધ્યાન પાછું એગન ભણી ગયું એની બગલ નીચે એલિઝાવિટાએ હાથ મૂક્યો તો એના કોટમાં થઈને લોહી વહી રહ્યું હતું. ધાતુનો સળિયો એને ત્યાં વાગી ગયો હતો; અને એની ધોરી નસ કપાઈ ગઈ હતી.

થોડા યહૂદીઓને દંડા મારતો એક ગાર્ડ ત્યાંથી પસાર થઈ રહ્યો હતો. એ બોલી : "આ યહૂદીઓમાં કદાચ કોક ડૉક્ટર હોય. શોધી કાઢો ને. આ માણસ મરી રહ્યો છે—એક મોટો માણસ છે" ગાર્ડ શૂન્ય નજરે એને જોઈ રહ્યો. યહૂદીઓ ડૉક્ટર હોવાની હદે પહોંચે નહિ પણ ચબરાક હોય છે, અને એગન એક મોટો માણસ હતો તે હકીકતને, ગાર્ડની પેલી નજરે અર્થહીન બનાવી દીધી. આફતના બળે નહિ પણ કદાચ કોઈક ચમત્કાર બની જાય એ આશાએ ફરીથી એ બોલી : "ડેવિડ, ડેવિડ!" પણ અહીં એલિઝાવિટાનું કામ કરવા એલિઝાવિટા સિવાય બીજું કોઈ હતું નહિ. પોતાનાં કપડાં નીચે હાથ ઘાલી એણે પોતાનું અંડરવેર ખભા પાસેથી ફાડી નાખ્યું; અને તેની ઘડી વાળીને ઘા પાસે મૂકી. તેના પર પોતાનો ઘૂંટણ મૂકીને દબાવ્યો.

"એલિઝાવિટા, મને કોઈ વાતનો પશ્ચાત્તાપ થતો નથી. પ્રેમ, ન્યાય અને સત્યનાં ધ્યેયોની સિદ્ધિ ખાતર હું મથ્યો છું."

"મારા પ્રિય, મારા મધુર," ઘૂંટણને લાગી રહેલી પેલી ગડી ભીની હતી. એગનનો ચહેરા ફિક્કો, ભૂરો, સફેદ બની રહ્યો હતો.

"જે સાચું છે તે જ મેં કર્યું છે." નિર્બળ સાદે એ બોલ્યો.

"અને તેથી યે વિશેષ," એલિઝાવિટા બોલી. પણ એ કહેતાં કહેતાં જ એ પામી ગઈ કે એગન મૃત્યુની સમીપ પહોંચી ગયો હતો.

"જે સાચું હતું તે જ."

"મારા પ્રિય, પ્રિય..." એલિઝાવિટા બોલવાનું પૂરું કરે તે પહેલાં જ એ મૃત્યુ પામ્યો.

ઊઠીને એણે ચોપાસ નજર ફેરવી. ટ્રેન આખી હવે તો આગથી ઘેરાઈ ગઈ હતી. પોતાની મેળે ન ચાલી શકે તેવા વૃદ્ધ કે અપંગ યહૂદીઓને ગાર્ડ મારી મારીને પાળ તરફ ધકેલી રહ્યા હતા. આ બધા માનવદેહો બરફ પર કાળી માખીઓના જેવા હતા. ક્ષિતિજ તરફ એણે નજર માંડી તો એકે ય ખેતર કે છાપરું દેખાયાં નહિ—માઈલો દૂર દેખાતા એક અપવાદ સિવાય. આ યહૂદી કંઈ એટલે દૂર ચાલી શકવાના નહિ. એમના કરતાં ઓછી આકરી કેદ પછી, પોતે યે એટલે સુધી ચાલી શકે એટલી તાકાત એના પોતાનામાં યે હતી કે કેમ, તેની તો એને શંકા જ હતી. મોટી મોટી જાગીરોનો એ પ્રદેશ હતો તે એને યાદ આવ્યું. વીજળીના તાર તૂટી ગયા હતા એટલે, હવે તો એમને મદદ મળી શકે તે પહેલાં, કલાકોના કલાકો કદાચ નીકળી જાય. ટાઢ તો એવી સખત હતી કે તે એના દેહમાંથી અગ્નિની ઝાળના ઘણીની જેમ પસાર થઈ જતી હતી. એ પોતે ને સામે દેખાતાં હતાં તે બધાં, આવી ઠંડીમાં ખૂલ્લાં રહીને, થોડી જ વારમાં મરણશરણ થઈ જવાનાં!

એગનના શાન્ત, ઉદાત્ત ચહેરાને એ જોઈ રહી. આટલી થોડી ક્ષણોમાં તો જીવન તેમાંથી સમૂળગું વિદાય લઈ ગયું હતું. પછી એણે ભૂખરા આકાશ ભણી જોયું—ત્યાં નીલાં વાદળોની હારમાળા પસાર થઈ રહી હતી.

"તો, જે સાચું છે તે કરવા જતાં આ પરિણામ આવે છે!" એ મનમાં બોલી. "પ્રેમ, ન્યાય અને સત્યના પથે ચાલવાનો આ બદલો છે—ખાલી આકાશ નીચે બરફથી છવાયેલા મેદાનમાં મરવાનો વારો આવે છે!"

ઘૂંટણિયે પડીને એણે પ્રાર્થના બોલવાની કોશિશ કરી. પરંતુ એગને વિદાય લઈ લીધી હતી. માછલાં વેચનારની લાદી પર મૂકેલી કોક માછલીની પાસે ઊભા રહીને પ્રાર્થના કરવા જેવું આ તો હતું! એ બોલી : "અને આ તો જર્મનોની વિરુદ્ધ બોલાયેલો શબ્દ માત્ર છે. ઘૃણાની સામે પ્રેમ, જુલમની સામે ઇન્સાફ, અસત્યની સામે સત્ય! ડાહ્યો માણસ એકને બદલે બીજો માર્ગ પસંદ કરે, તે આ આકાશ તળે તો અનિશ્ચિત લાગતું હતું. એ ઊભી થઈ અને ત્યાંથી જતી રહી. નિરાશની સંભાળ ન લેવાની હોત તો યે

# ભારત–ચીન સંઘર્ષની પૂર્વભૂમિકા [ કેન્દ્ર સરકારે પ્રકટ કરેલ પુસ્તિકા CHINA'S BETRAYAL OF INDIA ના આધારે ]

## પૂર્વભૂમિકા

ભારત અને ચીન વચ્ચેનો વ્યાપારસંબંધ આદિકાળથી ચાલતો આવ્યો છે આ વ્યવહાર જમીન અને દરિયા દ્વારા થતો રહ્યો છે અને આ વ્યવહારની વિલક્ષણતા એ છે કે તે કેવળ માલ–વસ્તુનો નથી, વિચારો અને ધર્મભાવનાનો પણ છે

ભારતથી ચીન જનારા બૌદ્ધ સાધુઓની યશગાથાઓ વ્યવસ્થિત રીતે નોંધાયેલી પ્રાપ્ત થાય છે. ઈ. સ. ૬૫માં કશ્યપ માતંગ અને ત્યાર બાદ કુમારજીવ, અને ધર્મક્ષેમ તથા પરમાર્થ જેવા ભારતીય વિદ્વાનો–પંડિતોએ ચીન અને ભારતની સાંસ્કારિક એકતાને અખંડ રાખી છે તેજ રીતે, ચીનના વિદ્વાન પ્રવાસીઓ ફા–હ્યાન, હ્યુએનસંગ તથા ઈત્સિંગ જેવાઓએ ભારતના સાંસ્કારિક પ્રવાસો દ્વારા અને ભારતના સામાજિક–રાજકીય જીવન વિષે તેમણે લખેલી પ્રવાસનોંધ દ્વારા આ સંબંધને ઘનિષ્ટતા અર્પી છે

બાદ, ૧૧મી સદી પછી, બન્ને દેશોમાં અનેક રાજદ્વારી ઊથલપાથલો થઈ અને ભારત–ચીન વચ્ચેનો સંબંધ ખોરભાયો. તેમ છતાં તિબેટ સાથેનો ભારતનો સંબંધ અખંડ રહ્યો છે તિબેટના આર્થિક જીવનમાં, હિમાલયના ઘાટોમાંથી પસાર થતી ભારતીય વ્યાપારી વણજારોએ, ઘણો મહત્ત્વનો ફાળો આપ્યો છે આ ઉપરાંત યાત્રાળુઓના મોટા સમૂહોએ સાંસ્કારિક સંબંધ

---

એગન પાસે એ રોકાઈ ન હોત એ મરણ પામ્યો હતો, જતો રહ્યો હતો અને એને લાગ્યું કે એનો ડેવિડ પણ જતો રહ્યો હતો—પોતે જઈને એને શોધી શકે, તેનાથી યે દૂર

પાળ પર ઘણા લોકો એમને થયેલી ઈજાના દુઃખમાં અને સોંસરવી નીકળી જતી ટાઢમાં ઊંકારા કરતા પડેલા હતા. જતુના ફફડવાથી લાલ બનેલા ચહેરાવાળો યહૂદી વકીલ પાળની નીચે આમ તેમ આંટા મારતો હતો. એ કટાક્ષમાં બોલી રહ્યો હતો : 'સત્કાર હો, જીસસ ક્રાઈસ્ટ! યહૂદીઓના રાજા!"

એનિઝાવિટાએ નિલ્સને બે બાળકોની વચ્ચે સૂનેલો જોયો. એના દેહની હૂંફ મેળવવા એ બાળકો એને વળગી રહ્યાં હતાં

લોહી હજુ એને કપાળેથી વહી રહ્યું હતું એના અંડરવેરનું જે કંઈ બાકી રહ્યું હતું તેનાથી એણે ત્યાં પાટો બાંધ્યો. એ હસ્યો, પણ એની આંખો તો ઊંચે આકાશ ભણી મંડાયેલી હતી, "થેન્ક યૂ, મેગ્ડા," એ બોલ્યો હવે એનિઝાવિટા સાવ એકલી હતી. દુનિયામાં કોઈ હવે એનો વિચાર કરતું નહોતું.

"તરસ લાગી છે," એ થોડી વારે બોલ્યો.

એનિઝાવિટાએ થોડો બરફ પોતાના હાથમાં ઓગાળ્યો અને નિલ્સનું માથું ઊંચું કરી મોંમાં પાણી રેડ્યું, પણ વળી નિલ્સની આંખો ઊંચે આકાશને શોધી રહી અને માથું પાછું ઢળી પડ્યું અને પાણી એની દાઢી પર થઈને બહાર દડી પડ્યું

'નિલ્સ! નિલ્સ!" એ બોલી, 'દાઢી નીચી રાખો પાણી પિવાશે નહિ.' પણ આ તો એ બોલવા ખાતર બોલી હતી ખરેખર તો આતુરતાથી ઊંચે જોતો નિલ્સનો ચહેરો જોવાનું એને ગમતું હતું. એવું દેખું જાણે ફરી જીવી ઊઠતું હતું

"પાણી બસ થયું મારે આકાશમાં જોવું છે. એક મહાવિગ્રહ જોઈ રહ્યો છું"

એનિઝાવિટા પળભર પાછળ બેસી ગઈ, અને ઉપર પસાર થઈ રહેલાં વાદળોને જોઈ રહી.

"ના," નિલ્સે કહ્યું અને એણે આંખ બંધ કરી દીધી : "તેનો કંઈ અર્થ નથી, એ વિગ્રહ આપણે જોઈ શકીએ તેમ જ નથી. આકાશનું ચોકઠું તેને માટે બહુ નાનું પડે તેમ છે"

પરંતુ પ્રભાત થયું અને બરફ પડવા માંડ્યો ત્યાં સુધી વારે ઘડીએ નિલ્સ આંખો ખોલીને ઊંચે આકાશમાં જોઈ લેતો હતો

[ વિશ્વમાનવ : નવેમ્બર-ડિસેમ્બર '૬૨

ઉજ્જવળ રાખ્યો છે—તિબેટમાં આવેલા કૈલાસ શિખર તથા માનસરોવર તો ભારતવાસીઓ—હિંદુઓ માટે અત્યંત પવિત્ર યાત્રાધામ રહ્યાં છે. તેજ રીતે, સારનાથ, ગયા અને સાંચી તિબેટના બૌદ્ધધર્મીઓ માટેનાં પવિત્ર ધર્મ-સ્થાનકો રહ્યાં છે.

બાદ, ઘણા લાંબા ગાળે, ઇ. સ. ૧૯૧૧માં ચીની પ્રજાસત્તાકની સ્થાપના થઈ અને ભારતમાંય રાષ્ટ્રીય ભાવનાનો જુવાળ ઊછળ્યો. ત્યારનાં વરસો દરમ્યાન, વિદેશી ધૂંસરીમાંથી છૂટવા મથતાં બંને દેશનું આંતરિક નીકટતા અનુભવતું થયું. ૧૯૨૪માં મહાકવિ રવીન્દ્રનાથે ચીનની યાત્રા કરી સાંસ્કારિક સંબંધને નવો પ્રાણ અને નવી પ્રતિષ્ઠા આપી; અને રવીન્દ્રે પોતાની શાંતિનિકેતન સંસ્થામાં ૧૯૩૭ના એપ્રિલમાં 'ચીની-ભવન'નું ઉદ્ઘાટન કર્યું ત્યારે પં. નહેરુએ એને આવકારતાં ઉચ્ચાર્યું: "આપણે આજ સુધીમાં, વિચારો કલા અને સંસ્કારનો પરસ્પર વ્યવહાર કરીને, આપણા વારસાને સંપન્ન બનાવ્યો છે...

"આ વારસાને વધારીએ..."

અને ચીન ઉપર જપાનનું જંગી આક્રમણ થયું (૧૯૩૭ થી) ત્યારે ભારતની રાષ્ટ્રીય કોંગ્રેસે ચીન પ્રત્યેની હમદર્દીને નક્કર આકાર પણ આપ્યો—ચીનમાં ભારતે 'તબીબીશુભ મંડળ' મોકલ્યું (જેમાંના એક ડૉક્ટર કોટનિસ ચીનમાંજ શહીદીને વર્યા).

● અને આ દરમ્યાન ભારતની સહાનુભૂતિ ચાંગ કાઈશેકના કોમિન્ટાંગ પક્ષ કરતાં ત્યાંના કમ્યુનિસ્ટ પક્ષ તરફ વિશેષ રહી હતી.

બીજા વિશ્વયુદ્ધ બાદ, કોમિન્ટાંગ અને કમ્યુનિસ્ટ વચ્ચે ભંગાણ પડ્યું અને ચાંગની સરકારને ફગાવી દઈ કમ્યુનિસ્ટ સત્તા ગાદી પર આવી ત્યારે ય, એ ચીની પ્રજાસત્તાકને સત્વર માન્યતા આપનાર બિનકમ્યુનિસ્ટ દેશોમાં ભારત અગ્રણી હતું.

જો કે, ૧૯૪૭માં ભારતને સ્વરાજ્ય પ્રાપ્ત થયું હતું અને ૧૯૪૮માં કમ્યુનિસ્ટોએ તેલંગણામાં જમાવેલી 'હરીફ-સત્તા' અને પરિણામરૂપ અંધાધૂંધીને દબાવી દેવા ભારતની સરકારે પગલું ભર્યું, ત્યારે, ચીની કમ્યુનિસ્ટ પક્ષે તો ભારત સરકારને 'શાહીવાદના કુત્તા' કહીને બેફામ રીતે ભાંડવામાં પાછા વળી જોયું ન હતું.

પરંતુ, આ સમયે ભારતની સરકારે માન્યું હતું કે ચીની કમ્યુનિસ્ટ ભારતીય પરિસ્થિતિથી બિનવાકેફ છે. જતે દિવસે તેમને સાચી પરિસ્થિતિનું ભાન થશે.

ભારતના નેતાઓ ચીન સાથેની મૈત્રી જાળવી રાખવા ને દૃઢતર કરવા, કમ્યુનિસ્ટોની સત્તા ચીનમાં સ્થપાયા પછી પણ, આતુર હતા ને વરસો લગી રહ્યા. ભારતને મન તો આ મૈત્રી એશિયાઈ પ્રજાઓની શાંતિ અને પ્રગતિના પાયારૂપ હતી...પરંતુ ચીને જુદું જ ધાર્યું ને કર્યું ય...!

## ચીની સામ્યવાદી સત્તાના શ્રીગણેશ

૧૯૪૯ના ઓક્ટોબરની ૧લી તારીખે ચીનમાં સામ્યવાદી સત્તાની સ્થાપના થઈ.

૧૯૫૦ના જાન્યુઆરીની ૧લી તારીખે ચીની સરકારના પ્રમુખ માઓ ત્સે-તુંગે "તિબેટની ૩૦ લાખની વસ્તીને શાહીવાદી આક્રમણમાંથી મુક્ત કર્યા"ની જાહેરાત કરી. ચીનની 'લોકમુક્તિ' ફોજનું આ પ્રથમ 'પરોપકારી' એલાન હતું! હકીકતે તો, ચીન અને ભારત વચ્ચેના લાંબા પહાડી વિસ્તારોને પોતાની પકડમાં લાવવાનું આ પ્રથમ સૂચન હતું.

ભારતની સરકારે ચીની સરકારની તિબેટ ઉપરની આવી સાર્વભૌમ સત્તાને પડકાર ન કર્યો, એનો ઇન્કાર પણ ન કર્યો. અને એવી આશા સેવી કે તિબેટ છેલ્લાં ૪૦ વર્ષથી જે પ્રકારની આંતરિક સ્વાયત્તતા ભોગવે છે તે જળવાઈ રહેશે, અને ભારત સાથેના સંબંધનો સવાલ શાંતિપૂર્વક ચર્ચાશે. આ અનુસાર, ૧૯૫૦ના ઓગસ્ટની ૧૩મીએ, ભારત સરકારે પોતાની સરહદ ઉપરની નવી ડામાડોળ પરિસ્થિતિ અંગે ચિંતા પ્રગટ કરતો સંદેશો પાઠવ્યો. અને જવાબમાં ચીની સરકારે ઓગસ્ટ ૨૧મીએ એવો જવાબ વાળ્યો કે; તિબેટ સાથેના ભારતના સંબંધનો સવાલ શાંતિમય રીતે અને મૈત્રીપૂર્વક તેઓ પતાવવા ઇચ્છે છે અને "ભારત-ચીની સરહદ અંગે ય સ્થિરતા" આણવા ઇંતેજાર છે. જવાબમાં ભારત સરકારે લખ્યું કે "ભારત અને

તિબેટ વચ્ચેની માન્ય સરહદ અકબંધ જાળવવી જોઈએ.'

પરંતુ ૧૯૫૦ ના વર્ષના પ્રથમ દિને તિબેટને મુક્ત કર્યાની જે જાહેરાત જ હતી તે 'મુક્તિકાર્ય' ૭ મી ઓકટોબરે વ્યવસ્થિત રીતે ચીની ફોજોએ તિબેટનો કબજો લઈને પૂરું કર્યું !

આ વખતે ભારત સરકારે ચીનને જણાવ્યું કે આવું લશ્કરી કૃત્ય આદરીને તો ચીને ભૂલ જ કરી છે આથી ચીનને યુનોમાં દાખલ કરવાની ભારતની ઝુંબેશ ઉપર જ ફટકો પડે છે, ઉપરાંત ભારતની સરહદો ઉપર પણ અજંપો અને અકળામણ ઊભાં થાય છે.

પરંતુ આથી તો ચીનનો મિજાજ ગરમ થયો. તેણે ભારત ઉપર એવો આક્ષેપ કર્યો કે "તિબેટમાં ચીન વિરુદ્ધ જે પરદેશી આમોહવા છે તેની અસર તમારા ઉપર થયેલી જણાય છે."

● ગમે તેમ પણ, કોઈક આકસ્મિક અમનચેતીથી નહેરુએ ૧૯૫૦ના નવેમ્બરની ૨૦મીએ પાર્લામેન્ટમાં જાહેર કરી દીધું કે—"મેકમોહન અમારી સરહદ છે એનું ઉલ્લંઘન કરનારને સહન નહિ કરીએ"

આ પછી તરત જ નહેરુએ ૧૯૫૦ની ૭મી ડિસેમ્બરે તિબેટ અંગે ય પાર્લામેન્ટમાં એ વાતની સફાઈ કરી કે—

"કોઈ પણ દેશ પોતાના સીધા કબજા હેઠળના પ્રદેશ સિવાયના કોઈ પણ પ્રદેશ ઉપર પોતાની સાર્વભૌમ સત્તા ('સોવરેન્ટિ' અથવા 'સુઝેરેન્ટિ') ની વાત કરે એ યોગ્ય નથી એટલે કે, તિબેટ એ કાંઈ ચીન નથી આખરે તો, તિબેટની પ્રજા જે વાત નક્કી કરે તે જ નિર્ણાયક ગણાય, તેમાં કાનૂની અને બંધારણીય દલીલો ચાલે નહિ—મને લાગે છે આ મુદ્દો મહત્ત્વનો છે તિબેટની પ્રજા પોતાના અધિકારનો અમલ કરાવવા જેટલી શક્તિમાન છે કે નહિ એ ય બીજી વાત છે તે જ રીતે, આપણે કે બીજો કોઈ દેશ આ પ્રમાણે ચીન પાસે અમલ કરાવવા પૂરતો સબળ છે કે નહિ એ પણ બીજી વાત છે પરંતુ એમ કહેવું બિલકુલ વ્યાજબી અને સત્ય છે, અને ચીની સરકારને એ વાત કહેતા મને કશી મુશ્કેલી જણાતી નથી કે, તિબેટ ઉપર તમારી 'સુઝેરેન્ટિ' હોય કે 'સોવરેન્ટિ' હોય, પરંતુ જે સિદ્ધાન્ત તેઓ જાહેર કરે છે અને જે સિદ્ધાન્તમાં હું માનું છું તે એ છે કે અંતે તો, તિબેટ વિષેનો આખરી નિર્ણય તિબેટની પ્રજાનો જ હોઈ શકે, બીજા કોઈનો નહિ"

● આ પછી તો જે બનાવો બન્યા તે ઝપાટા જ બન્યા તિબેટી નેતાઓને પેકિંગની શરતો ઉપર સહી કરવાની ફરજ પડી—મે ૨૩, ૧૯૫૧ના રોજ.

આ પછી ૮ વર્ષે (૧૯૫૯માં) દલાઈ લામાને તિબેટ છોડીને ભારતમાં રાજકીય આશ્રય સ્વીકારવો પડ્યો.

## મૈત્રીનો લેબાશ

તિબેટની આ ઘટના પછી ય ભારતની ચીન અંગેની નીતિમાં કશો ફરક પડ્યો નહિ એમ તો, ૧૯૫૦માં કોરીઆમાં કરોકરી જાગી ત્યારથી ભારતે ચીનતરફી મૈત્રી જાહેર કરી હતી ભારતે ઉત્તર કોરીઆ સામેનાં યુનોનાં પગલાંને ટેકો આપ્યો હતો, તેમ છતાં ૧૯૫૦ના અંતમાં જ્યારે ચીને આ યુદ્ધમાં પ્રવેશ કર્યો ત્યારે ભારતે યુનોની જનરલ એસેમ્બ્લીમાં ચીનને હુમલાખોર (એગ્રેસર) કહીને તિરસ્કારવાનો ઇન્કાર કર્યો હતો દલીલ એવી કરી હતી કે, દુશ્મનાવટનો વિસ્તાર કરવો ન જોઈએ આ પછી સમાધાન કરાવવાના આશયે ભારતે ચીનના હેતુ અને તેની જરૂરિયાતો બહારની દુનિયા સુધી પહોંચાડવા પોતાની સેવાઓ આપી હતી! અને સાથોસાથ યુનોમાં સામ્યવાદી ચીનને સ્થાન અપાવવા

પ્રયાસો ચાલુ રાખ્યા હતા. એટલું જ નહિ પણ, આગળ વધીને ૧૯૫૧ સપ્ટેમ્બરમાં જપાન સાથેના શાંતિકરાર (યુદ્ધ પછીના શાંતિકરાર,) માટેની સાન-ફ્રાંસિસ્કો પરિષદમાં ભારતે હાજરી આપવાની ના પાડી હતી, તેનું એક કારણ એ હતું કે તે પરિષદમાં જપાનના પડોશી રાષ્ટ્ર ચીનને પ્રતિનિધિત્વ આપવામાં આવ્યું ન હતું.

૧૯૫૩ની અધવચ્ચે કોરીઆની કટોકટીનો અંત આવ્યો. અને "તટસ્થ રાષ્ટ્રોના રીપેટ્રીએશન કમિશન"ના પ્રમુખ તરીકે ભારતે કામગીરી બજાવી અને ૧૯૫૩ની છેલ્લી તારીખે, ભારતના આગ્રહથી, ભારત અને તિબેટ વચ્ચેના સંબંધ અંગે પેકિંગમાં વાટાઘાટો શરૂ પણ થઈ.

અલબત્ત, ભારતને તો ખાત્રી જ હતી કે મૈત્રીભર્યા સહકારથી કામકાજ પતી જશે.

૧૯૫૪ના એપ્રિલની ૨૯મીએ (અને જૂન ૩જીએ) ચીની-ભારતી કરાર થયો તેમાં તિબેટ-ભારત વચ્ચેના સંબંધ અને વ્યાપાર અંગે નિર્ણયો લેવાયા. આ કરાર મુજબ,—

- બ્રિટિશ રાજ્યવહીવટ દરમ્યાન તિબેટમાં ભારતે જે ખાસ અધિકારો ભોગવ્યા હતા તેને તેણે પોતે તિલાંજલિ આપી અને સામેથી લખી આપ્યું કે તિબેટ ચીનનો પ્રદેશ (રીજ્યન) છે।

આ કરાર મુજબ વેપારી એજન્સીઓ, બજારો અને યાત્રાના માર્ગો નક્કી થયા તથા બંનેની સહિયારી સરહદ ઉપરના વહેવારના નિયમો પણ નક્કી થયા.

- આ કરારમાં 'પંચશીલ'ના સિદ્ધાન્તોનો પણ સ્વીકાર કરવામાં આવ્યો હતો. તથા યાતુંગ અને ગ્યાન્તસેમાંની ભારતીય ફોજો પાછી ખસેડવા અંગે, અને તિબેટમાંની ભારત સરકારની પોસ્ટ, તાર અને ટેલિફોનની વ્યવસ્થાઓ તથા આરામગૃહો ચીની સરકારને દસ્તક સુપ્રત કરી દેવા અંગે પણ સમજૂતી થઈ...!

ભારતે તો મૈત્રીને અનુકૂળ મુજરો કરી લીધો. એણે તો એમ પણ માની લીધું કે હવે પરસ્પરની સરહદો બધી રીતે પવિત્ર—અનુલ્લંઘનીય બની ગઈ!

અને ચીન પણ એનો પડઘો પાડે છે એવું ય લાગ્યું—૧૯૫૪ જૂનમાં ચીની વડાપ્રધાન ચાઓ એન-લાઈનું દિલ્હીમાં બાદશાહી સ્વાગત થયું. વળી પંચશીલના મંત્રોચ્ચાર થયા—'ભાઈ-ભાઈ'ની વધામણીઓ થઈ. અને બંનેમા સંયુક્ત નિવેદનમાં એવી પણ આશા સેવવામાં આવી કે પંચશીલનો અમલ કેવળ ભારત-ચીન વચ્ચે જ નહિ, દુનિયાના તમામ રાષ્ટ્રો વચ્ચે થાય તો વિશ્વશાન્તિનો સુદૃઢ પાયો નંખાયા વિના ન રહે.

- પરંતુ આ પછીની ઘટનાઓએ એ વાત ખુલ્લી કરી છે કે, ભારતે પંચશીલનો સ્વીકાર આંતરરાષ્ટ્રીય નૈતિકતાના ધોરણે કર્યો હતો, ત્યારે ચીનને માટે તો એ ચાણક્ય નીતિની એક તત્કાલ તરકીબ જ હતી. બન્યું પણ એવું જ. ચાઓ એન લાઈએ ચીન પાછા ફર્યા પછી થોડાક જ અઠવાડિયામાં તો રૂપ બદલ્યું :

૧૯૫૪ ૧૭મી જુલાઈએ તેમણે ઉત્તરપ્રદેશમાં આવેલા બારાહોટીમાં ભારતીય સૈન્યની હાજરી હોવા સામે ફરીઆદ નોંધાવી—ટૂંકમાં, પ્રથમવાર ચીને ભારતની ભૂમિ ઉપરનો પોતાના દાવાનો અણસાર કર્યો. પરંતુ ચીનની બેફામ ભૂમિવિસ્તારની ભૂખનો આ માત્ર પ્રારંભ જ હતો એની સમજ ભારત સરકારને ત્યારે હતી નહિ—બારાહોટીથી પ્રગટ થયેલી આ ભૂખ આક્રમણમાં પરિણમશે એની તો કલ્પના ય નહિ. એટલે ભારત સરકારે તો માન્યું કે આ તો ચીનની ગફલત-ભૂલ હશે—અજ્ઞાનને કારણે આવો દાવો કર્યો હશે; કેમકે— નિતિ ઘાટ (૧૯૫૪ના એપ્રિલ-કરારમાં ઉલ્લેખિત)ની દક્ષિણે બારાહોટી આવેલું હોઈ તેનો દાવો તો થઈ જ કેમ શકે? પરંતુ ચીને દાવો કર્યો ને તેના અમલદારો બારાહોટી ધસી ય આવ્યા! અને ત્યારે ભારતે વિરોધ નોંધાવ્યો.

આ પછી તરત, ૧૯૫૪ ઓકટોબરમાં નહેરુ ચીન ગયા. ત્યાં તેમણે ચીનના નકશાઓ (જેમાં ભારતની ૫૦,૦૦૦ ચો. મા. ભૂમિ ઉપર ચીનનો દાવો કરેલો હતો તેવા નકશાઓ) અંગે ખુલાસા માગ્યા—

અલબત્ત, "તમારી ભૂલને લીધે જ આવું થયું હશે"—એમ કહીને. અને ચીની સરકારે એ નકશાઓ તો આગળની કોમિન્ટાન્ગ સરકારના છે, અને સુધારવા માટે પૂરતો સમય મળ્યો નથી કહી વાત ટાળી.

આ દિવસોમાં જ—૧૯૫૪ ઑક્ટોબરમાં ભારત અને ચીન વચ્ચે વેપારી કરારો થયા. ચીનની પ્રગતિથી દુનિયાના અનેક દેશો આકર્ષાયા હતા. ત્યાંની ખેતી અને નાના ઉદ્યોગોની પ્રગતિનું અવલોકન કરવા દુનિયાના અનેક દેશોના નિષ્ણાતો ચીન જવા લાગ્યા હતા. ભારતે પણ ચીન પાસેથી શીખવાની ઇચ્છાએ નિષ્ણાત મંડળો પાઠવ્યા. એકંદર સહકાર વધ્યો.

આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે પણ, કોરીઆનું સમાધાન કરવામાં (૧૯૫૩ અંતે) ભારતે ચીનની હમદર્દી દાખવી હતી; ૧૯૫૪ના ઉનાળામાં ઇન્ડોચાઇનાના અંગેની જીનિવા પરિષદમાં પણ ચીનને ભારતની હૂંફ રહી. અને બાદ, **૧૯૫૫ એપ્રિલમાં ૨૯-દેશોની બાન્ડુંગ** પરિષદમાં નહેરુએ ચીનને બીજા આફ્રિકી-એશિયાઇ દેશો સાથેના સંબંધમાં પ્રતિષ્ઠા અપાવવામાં સક્રિય સહાનુભૂતિભર્યો ભાગ ભજવ્યો.

## વિસ્તારવાદના ઓળા

**૧૯૫૫ની ગ્રીષ્મ:** બાન્ડુંગ પરિષદ પતી ન પતી ત્યાં જ, ૧૯૫૫ના જૂનથી જ ચીની વિસ્તારવાદનો અનુભવ ભારતને થવા માંડ્યો!

**૧૯૫૫ જૂન:** બારાહોટીમાં ચીની લશ્કરી થાણું નંખાયું.

**૧૯૫૫ સપ્ટેમ્બર:** નિતિ ઘાટમાં ૧૦ માઈલ દક્ષિણે દમઝાન સુધી ઘૂસી આવ્યા

**૧૯૫૬ એપ્રિલ:** ઉત્તર પ્રદેશના નિલાંગ પ્રદેશમાં આવી પહોંચ્યા.

**૧૯૫૬ સપ્ટેમ્બર:** શિપકી ઘાટમાં બે સ્થળે ઘૂસ્યા.

આ શિપકી ઘાટનો ઉલ્લેખ, નિતિ ઘાટની જેમ જ, ૧૯૫૪ના તિબેટ-કરારમાં થયેલો હતો છતાં!' એટલે હવે તો ભૂલ કે ગેરસમજ થવાનો સવાલ જ ન હતો. ૧૯૫૪માં જ "હિંદુસ્તાન-તિબેટ" એવો સરહદી શીલાલેખ ત્યાં મૂકવામાં આવ્યો હતો.

• શિપકી ઘાટથી ભારતની દિશામાં ૪ માઈલને અંતરે આવેલા હુપસાંગ ખુદમાંય ચીની તપાસટુકડી આવી. તેનો વિરોધ કરવા જતાં સામે બંદૂકો દેખાડી ધમકી આપી!

આ બધો સમય ભારત સરકારે વિરોધ પત્રો લખ્યા કર્યા.

*

થોડા દિવસોમાં જ **૧૯૫૬ના શિયાળામાં**—ચાઓ એન-લાઈ વળી પાછા દિલ્હી પધાર્યા. આ પ્રવાસ દરમ્યાન, ૧૯૫૬ના નવેમ્બરમાં અને ૧૯૫૭ના જાન્યુઆરીમાં બંને વડાપ્રધાનો વચ્ચે જે વાતો થઈ તે પરથી એવું વિચારાયું કે 'સરહદ અંગે ઝગડો ન હોવા છતાં' એને અંગેના નાના નાના મુદ્દાઓ વિષે બંને સરકારોએ નિરાકરણ કરી લેવું જોઈએ. અને એના અનુસંધાનમાં ચાઓ એન-લાઈએ સ્વીકાર્યું કે—

* ૧૯૧૪માં બ્રહ્મદેશ બ્રિટિશ તાબે હતો તે સમયે નક્કી થયેલી મેકમોહન સરહદનો સ્વીકાર પોતે કર્યો છે, તે જ રીતે ભારત અંગે ય સ્વીકાર થશે—અલબત્ત, એને વિષે તિબેટી સત્તાધારીઓને પૂછવું રહે છે. (તિબેટ 'સ્વતંત્ર' નથી છતાં! એનો અર્થ એક છટકબારું રાખ્યું!)

## બુરખો ચિરાઈ ગયો

મેકમોહન લાઈનનો સ્વીકાર કર્યા પછીય—

* **૧૯૫૭** ઑક્ટોબરમાં નેફાના લોહિત વિભાગમાં છેક વાલોન્ગ સુધી ચીની ટુકડી આવી પહોંચી.

* લડાખ વિસ્તારમાં-૧૯૫૭ દરમ્યાન-અક્સાઈ ચીનના પ્રદેશમાં તિબેટ-સિન્કિયાન્ગને જોડતો ૧૦૦ માઈલનો રસ્તો બંધાઈ ગયો. આની 'ચોકસાઈ કરવા' ૧૯૫૮ના ઉનાળામાં બે ભારતી ટુકડીઓ ગઈ; તે ત્યાં પકડાઈ ગઈ. (અલબત્ત, ભારત સરકારને આવો વહેમ પણ પાછળથી જ આવ્યો હતો!) વધુ તપાસ કરતાં ખાત્રી થઈ કે જે સ્થળેથી આ ટુકડીઓને પકડવામાં આવી હતી તે સ્થળ સંપૂર્ણતઃ ભારતીય સરહદનું હતું...

અને વળી, ભારત સરકારે ભારતની સરહદ પર ચીને રસ્તાઓ બાંધવા શરૂ કર્યા તેનાથી વધેલા ભયનો વિરોધ નોંધાવ્યો. પરંતુ આ પછી—

૧૯૫૮મેમાં બંને સરકારો વચ્ચે જે ચર્ચા થઈ તે માત્ર બારાહોટી પૂરતી જ! આ ચર્ચામાં ભારતે એવું સૂચવ્યું કે કોઈ પણ પક્ષેથી ફોજી અથવા નાગરિક ટુકડીઓને મોકલવી નહિ. ચીન ફોજની વાત સ્વીકારી, નાગરિક નહિ. એટલે ચર્ચા નિષ્ફળ ગઈ. પરંતુ ચીનાઓએ દલીલ એવી કરી કે આ બારાહોટી (વુ-જે) પ્રદેશ વિષે વધારે ખાત્રી કરવા અમારે ત્યાં સ્થાનિક તપાસ કરવાની જરૂર છે.

* ૧૯૫૮ જુલાઈ: ચીની ફોજેએ લડાખમાંનો ખુરનાક કિલ્લો કબજે કર્યો

* વળી, નેફામાંય લોહિત પ્રદેશમાં અને ઉત્તર પ્રદેશના સંગચમલ્લા તથા લપથાલમાં પગપેસારો રહ્યો.

* હિમાચલ પ્રદેશની 'ચીની' અને પંજાબની સ્પિતિ ખીણ ઉપર તિબેટ તરફથી વિમાનો ઊડી આવ્યાં.

અને વળી ભારતે ૧૯૫૮ના ડિસેમ્બરની ૧૪મી તારીખે પત્ર લખ્યો. તેમાં ચાઓ એન-લાઈની ૧૯૫૬ની મુલાકાતની યાદ આપી; થયેલી વાતોના ઉલ્લેખો કરી તે વખતની વાતોના આધારે પં નહેરુએ તૈયાર કરેલી સ્મૃતિનોંધમાંથી ઉતારો મોકલ્યો. અને દૃઢ મૈત્રી જાળવી રાખવાની અને દૃઢતર કરવાની અભિલાષાય સેવી।

● આનો જવાબ ભારતને 'આઘાતજનક' લાગ્યો. ચીને લખ્યું હતું કે ૧૯૫૪થી સરહદ સમસ્યાને ચીને જાણીને છંછેડી ન હતી. કેમકે એક તો, ચીનને એ બધો અભ્યાસ કરવાની ફુરસદ મળી ન હતી; અને બીજું—એનો ઉકેલ કરવા માટેની પરિસ્થિતિ પાકી નહતી।

દુનિયામાં દેશદેશ વચ્ચેના મૈત્રી સંબંધો બાજુ-પર મૂકીએ તોય, આંતરરાષ્ટ્રીય કાનૂનના આધારેય વિચારતાં આ વલણ આઘાતજનક હતું—વર્ષો સુધી પ્રાદેશિક દાવાઓ ગુપ્ત અને અસ્પષ્ટ રાખવા, બહારથી મૈત્રી અને શાંતિનો દેખાવ કરવો, પાછળથી પોતાની રીતે પરિસ્થિતિ પાકતાં અનુકૂળતાએ દાવાઓ આગળ વધારતા જવા...।

ચીની વડા પ્રધાને તો એવો ય દાવો કર્યો કે ભારત-ચીન સીમા કદિ નક્કી થયેલી હતી જ નહિ. ને ઉમેર્યું કે : "અમારા દેશમાં તાજેતરમાં પ્રગટ થયેલા નકશાઓમાં જે ચીની સરહદો બતાવી છે તે, વધારે નહિ તો, અનેક દાયકાઓ થયાં અમારા નકશાઓમાં અંકાયા પ્રમાણે જ છે. અમારી સરકારે હમેશાં વારંવાર જણાવ્યું છે તે મુજબ, જરૂરી મોજણી કર્યા પછી અને પરસ્પરની વાટાઘાટો પછી, સરહદોનો સવાલ ઊકલી જતાં, અમારા નકશાઓમાં સરહદો આંકવાનો સવાલ પણ ઊકલી જશે."

● ટૂંકમાં, ચીની સરકારે સદીઓ થયાં બંને પક્ષે પરંપરાગત રીતે સ્વીકારાયેલી સરહદોનો ઇન્કાર કર્યો। અને ૧૯૫૪થી આપેલી ખાત્રીઓ અને કરારોનો ભંગ કરી ૫૦,૦૦૦ ચો. મા. જેટલી ભારતની ભૂમિ ઉપર અધિકાર કર્યો। ઉપરથી ભારત સરકાર પાસે 'વાટાઘાટો'ની અપેક્ષા સેવી.

● અલબત્ત હજી, ચાઓ એન-લાઈએ દિલ્હી પ્રવાસ દરમ્યાન, પોતે પં. નહેરુના મોઢે મેકમોહન લાઈન અંગે જે વાત કરી હતી તેનો ઇન્કાર ન કર્યો. આવો ઇન્કાર તો હજી હવે પછી કરવામાં આવનાર હતો। એ વખતે તો તેમણે ઠંડું પાણી રેડ્યુ : "ચીન-ભારત સરહદ અંગેનો મહત્ત્વનો સવાલ કહેવાતી મેકમોહન લાઈનનો છે. મેં આ અંગે આપ (પં. નહેરુ) તથા બ્રહ્મદેશના વડા પ્રધાન યુ નુ સાથે ચર્ચા છે...તમે જાણો જ છો કે મેકમોહન લાઈન એ તો ચીનના તિબેટી પ્રદેશ સામેના આક્રમણની બ્રિટિશ નીતિનું ફરજંદ છે, જેની સામે ચીની પ્રજાનો ઘણો ઉગ્ર રોષ પ્રગટયો છે.

"જો કે, ભારત અને બ્રહ્મદેશને આ મેકમોહન લાઈન સાથે સંબંધ છે. અને આ દેશોએ પોતાની સ્વતંત્રતા હાંસલ કરી છે; હવે તેમણે ચીનના મિત્ર રાષ્ટ્રોનું વલણ પણ દાખવ્યું છે. ઉપર જણાવ્યા તે વિવિધ જટિલ પરિબળોને નજરમાં

લેતાં, એક બાજુ, ચીની સરકારને એમ લાગે છે, કે મેકમોહન લાઈન અંગે ઓછે વત્તે અંશે વાસ્તવવાદી વલણ લેવું જરૂરી છે; અને બીજી બાજુ એમ પણ લાગે છે કે, ધીરજ અને ડહાપણપૂર્વક વિચાર કરીને વર્ત્યા વિના છૂટકો નથી—એટલે આ બાબતના નિકાલ અંગે સમય તો લાગવાનો જ."

જવાબમાં પંડિત નહેરુએ જણાવ્યું કે, એ વાત સાચી છે કે, ચીન–ભારત સરહદના બધા વિસ્તારોમાં જમીન ઉપરની નિશ્ચિત આંકણી થઈ નથી, પરંતુ ઉચ્ચ હિમાલયની ગિરિમાળાના શૃંગ ઉપરના પાણીના ઝરાના ભૌગોલિક સિદ્ધાન્ત અનુસાર, ઉપરાંત પરંપરાગત વ્યવહાર અનુસાર, મોટા ભાગના વિસ્તારોમાં આ સરહદોને આંતરરાષ્ટ્રીય કરારોનું પણ પીઠબળ છે—તે તે સમયની ભારતની અને ચીનની સરકારોએ કરારો સ્વીકારેલા છે. દા. ત.—

* સિક્કિમ, લડાખ અને મેકમોહન લાઈન ( વધુ વિગતો આ લેખને છેડે )

* આ સિવાયના નેપાલ–ભારત અને તિબેટનો લડાખ સુધીનો ત્રિભેટાળો પ્રદેશ પણ પરંપરાગત છે, અને અતિ સ્પષ્ટ ભૌગોલિક રચનાવાળો છે. અહીં પણ, દક્ષિણ અને પશ્ચિમ વચ્ચે તથા ઉત્તર અને પૂર્વ વચ્ચે જે નદીઓ વહે છે તેમનાં ઝરણાંઓના પ્રવાહ અનુસાર સરહદો સ્પષ્ટ રીતે જુદી પડે છે વળી સરહદો અંગેની આ આંકણી (delineation)ને જૂના વખતના મહેસૂલી દફતરો અને નકશાઓ તથા આ સરહદો ઉપરની ભારતની વહીવટી સત્તાના ઉલ્લેખોનો ય ટેકો છે—અને આ બધુ સદીઓથી ચાલતું આવેલું છે.

*

આનો કશો જવાબ આપવાને બદલે, એક બાજુ, ચીને મૌન પાળ્યું. બીજી બાજુ તિબેટમાં બંડ જાગ્યું. ચીની લશ્કરોએ તેને કચડી નાખ્યું, અને દલાઈ લામા તિબેટની રાજધાની લાસા છોડીને ભારત ભાગી આવ્યા. ૧૯૫૯ના માર્ચની ૩૧મીએ તેમણે ભારતમાં પ્રવેશ કર્યો, અને 'રાજદ્વારી આશ્રય' માગ્યો ત્યારે ભારત સરકારે તેમને એ શરતે આશ્રય આપ્યો કે ભારતની ભૂમિ પર તેમણે કશી રાજકીય પ્રવૃત્તિમાં ઝુકાવવું નહિ.

આ પછી, પાર્લામેન્ટમાં પ્રવચન કરતાં પં. નહેરુએ, તિબેટના બંડનો ઉલ્લેખ કરતાં કહ્યું: " આ બંડ માટે તિબેટમાંના ઉપરના વર્ગના અમુક પ્રત્યાઘાતીઓ જ જવાબદાર હતા એમ કહેવું એ તો અત્યંત જટિલ પરિસ્થિતિને વધારે પડતા સાદા સ્વરૂપે રજૂ કરવા બરાબર છે."

અને તેમણે પાછલી વાત યાદ કરાવતાં જણાવ્યું કે, " ૧૯૫૬ના શિયાળામાં જ્યારે ચાઓ એન-લાઈ ભારત આવ્યા હતા ત્યારે દલાઈ લામા પણ ભગવાન બુદ્ધની ૨૫૦૦મી પૂણ્યતિથિ પ્રસંગે ભારત આવ્યા હતા. એ વખતે તે માટે ( પં. નહેરુ તે ) ચાઓ સાથે વાત થયેલી. અને ત્યારે તેમણે મને કહેલું કે તિબેટ ઘણા સમયથી ચીની રાજ્યનો ભાગ રહ્યો છે છતાં, તેઓ તિબેટને ચીનના પ્રાંત જેવો ગણતા નથી. ચીનના રાજ્યને આધીન બીજા સ્વાયત્ત પ્રદેશોની જેમ તિબેટની પ્રજા પણ ચીનના તળ પ્રદેશ કરતા ભિન્ન છે. આથી તિબેટ તેની સ્વાયત્તતા ભોગવશે અને તિબેટ ઉપર ચીન સામ્યવાદ લાદવા માગે છે તેવી—કેટલાકની ધારણા છે તે ખોટી છે... તેઓ ત્યાં જે કાંઈ સુધારા કરવા માગે છે તેય ગણનાપાત્ર સમય સુધી તેઓ મુલતવી રાખનાર છે..." વગેરે.

" આ વખતે દલાઈલામા પણ ભારતમાં હોઈ મારે ( પં. નહેરુને ) તેમની સાથે ય લાંબી વાતો થયેલી. મેં તેમને ચાઓ સાથેનો વાર્તાલાપ પણ જણાવ્યો—તેમણે તિબેટ અંગે આપેલી ખાત્રી કહી સંભાળાવી અને એવી સલાહ પણ આપી કે, ચાઓના શબ્દો ઉપર વિશ્વાસ રાખીને એ વચનને માનવા જોઈએ; અને તિબેટમાં કેટલાક સુધારા દાખલ કરવા અંગે તથા સ્વાયત્તતા ટકાવી રાખવા માટે સહકારથી કામ કરવું જોઈએ...પરંતુ આ પછી આ મૈત્રીભર્યા ઇરાદાઓ અને વલણો કેટલી હદે અમલી બન્યા એ અમારે ( ભારતે ) કહેવાનું ન હોય"

આ પછી ( ૧૯૫૯ માર્ચ ) ચીનની અધિકૃત જવાબદાર વ્યક્તિઓ તરફથી ભારત ઉપર અણછાજતા

આપેપોતી ઝડી વરસી અને ૧૯૫૯ના મેમાં ચીની સરકારે ભારત સામે ફરિયાદ કરી કે ભારતનો જાહેર લોકમત ઘણા મોટા પ્રમાણમાં તિબેટી નેમ સાથે સહાનુભૂતિ ધરાવે છે. જવાબમાં ભારતની સરકારે જણાવ્યું કે—

"ભારતમાં ચીનની જેમ શકય નથી. ભારતમાં તો અનેક પક્ષોને કાયદેસરનું સ્થાન છે; અને વિવિધ અભિપ્રાયો તથા લોકમતને તે રક્ષણ આપે છે."

## ખુલ્લી દુશ્મની

આ પછી ચીનનું ભારત તરફનું વલણ ખુલ્લી રીતે દુશ્મનીનું બન્યું ૧૯૫૯ જુલાઈમાં તિબેટમાંના ભારતીય અમલદારો તથા વેપારીઓ અને યાત્રાળુઓ સાથેના ચીની ગેરવર્તાવની ફરિયાદ નોંધાવી. આ માસમાં જ ચીની સશસ્ત્ર ટુકડીએ લડાખમાંના પશ્ચિમ પોંગાંગના સરોવરના પ્રદેશમાં ઘૂસણખોરી કરી; ૭ ભારતી સંત્રીઓને ગિરફતાર કર્યા, અને સ્પાન્ગુરમાં છાવણી નાખી. ઓગસ્ટમાં પૂર્વ પ્રદેશ (નેફા)ના ખિન્ઝેમાનમાં ઘૂસી જઈને ચીની ટુકડીઓએ ભારતી સંત્રીઓને પાછી ધકેલ્યા. એજ માસની ૨૫મીએ નેફાના સુબાનસરી વિભાગની સરહદો ઓળગી અને લોંગજુમાંની ભારતીય સરહદી ચોકીનો કબજો લીધો. ત્યાં પણ ઝપાઝપી થઈ અને ભારતીય ટુકડીને પાછી હઠાવી.

આ પછી—મેકમોહન લાઈન ઓળંગી લીધા પછી, અને મધ્ય તથા પશ્ચિમ પ્રદેશમાં ય ભારતની ભૂમિ ઉપરના પોતાના દાવા માટે બળ અજમાવી લીધા પછી, ૧૯૫૯ના સપ્ટેમ્બરની ૮મી તારીખે ચાઓને નહેરુ ઉપર પત્ર લખવાની ફુરસદ મળી ! અને હવે આટલે વખતે તેમણે મેકમોહન લાઈનના સ્વીકાર અંગે ખુલ્લો સદંતર ઇન્કાર કર્યો અને તેમના (ચાઓના) આગલા વેણ અંગે પં. નહેરુએ ગેરસમજ કરી છે એવો ઉપરથી આક્ષેપ કર્યો.

● પં. નહેરુના ૧૯૫૮ ડિસેમ્બરના પત્રના જવાબમાં, નવ મહિના બાદ, અને પં. નહેરુના ૧૯૫૯ના માર્ચના પત્ર પછી પાંચ મહિને, ચાઓનો જવાબ 'ગેરસમજ'નું જાણું આમળ ધરતો હતો !

હવે તો, ચીનના નકશામાં ભૂતાનનો પણ ઉમેરો થઈ ગયો હતો—અને ભૂતાનના કેટલાક અધિકારી ઉપર તરાપ પડી ત્યારે ભારતની સરકારે વિરોધ પણ નોંધાવ્યો હતો—ભૂતાન અને સિક્કિમ ભારત સાથે ખાસ કરારથી જોડાયેલાં છે અને આ બેઉ રાજ્યોના બાહ્ય સંબંધો અંગેની જવાબદારી (એટલે સરક્ષણ સહિતની) ભારતને શિરે છે એ સ્પષ્ટ કર્યું. ત્યારે ચાઓનો જવાબ એટલો જ હતો કે, "ચીન અને ભૂતાનની સરહદોની જેમ, ચીન અને સિક્કિમની સરહદો અંગેની વાતો આપણી આજની ચર્ચાવિચારણાની બહારની છે..."

બુરખો ચિરાઈ ગયો. ચીનની વિસ્તારવાદી નીતિ ખુલ્લી પડી ગઈ. અને ૧૯૫૯ ઓકટોબરમાં તો ચીની ફોજોએ લડાખના દક્ષિણ વિસ્તારમાંની ચાંગ-ચેન્મો ખીણના પ્રદેશમાં—ભારતની અંદર ૪૦ માઈલ જેટલો ઊંડો—પ્રવેશ કરી દીધો હતો ! વળી કોંગા ઘાટમાં તેમણે ભારતના નવ સૈનિકોને ઠાર કર્યા હતા. બીજા ૧૦ને ગિરફતાર કરી તેમના ઉપર અમાનુષી વર્તાવ કરવામાં આવ્યો હતો. અને તેમની પાસે 'કબૂલાતનામાં' લખાવી લીધા પછી તેમને મુક્ત કરવામાં આવ્યા હતા !

## ભારતનું ઢીલુંપોચું વલણ

આટઆટલું બન્યા છતાં—

ભારત સરકારે ચીનાઓએ ભારતની ભૂમિ ઉપર કરેલા આક્રમણો અને બાંધેલા રસ્તાઓ (લડાખમાં) તથા ભારતીય સૈનિકોની કરેલી ધરપકડો (૧૯૫૮ માં અકસાઈ ચીન પ્રદેશમાં) ની જાહેરાત જાણીજોઈને કરી નહતી—"તે એવી આશાએ કે– બંને બાજુ કશી ઉશ્કેરણી કર્યા વિના ઝગડાનો શાંતિમય ઉકેલ શકય બને. હકીકતમાં, આ રીતે જાહેરાત ન કરવાની નીતિને પરિણામે ભારતનાં અખબારોમાં અને પાર્લામેન્ટમાં બંને સ્થળે ભારત સરકારની કડક પરંતુ યોગ્ય ટીકા થઈ."

એક બાજુ ભારતનું આ છુટછાટિયું અને મર્યાદિત વલણ, અને બીજી બાજુ ચીની ઘૂસણખોરીઓ—ખરેખરી અને નવી ધમકીઓવાળી—વચ્ચે કશો મેળ ન હતો. પં. નહેરુએ ચીની વડા પ્રધાનને કહ્યું કે, "તિબેટમાંના ચીની અમલદારોએ વારવાર એવી જાહેરાત કરી હતી કે– ચીની સત્તાધારીઓ ટૂંક સમયમાં જ સિક્કીમ, ભૂતાન, અને લડાખ તથા નેફાના પ્રદેશો ઉપર કબજો લઈ લેશે..."

આના જવાબમાં **૧૯૫૯ નવેમ્બરની ૭ મીએ** ચીની વડાપ્રધાને એવી ખધી દરખાસ્ત રજૂ કરી કે—

*'જૈસે થે'નો સ્થિતિ રાખવા સારુ અને સરહદ પ્રદેશમાં શાંતિ જાળવવા અર્થે તથા વાટાઘાટો માટે "ચીન અને ભારત બનેની સશસ્ત્ર ફોજોએ નેફા વિસ્તારમાં કહેવાતી મેકમોહન લાઈનથી ૧૨ાા માઈલ પાછા હઠી જવું, અને લડાખ વિસ્તારમા "જ્યાં કબજો હોય ત્યાં" અટકી જવું × ×

ચીનની આ દરખાસ્તોનો અર્થ એવો હતો કે—

**નેફામાં :** ચીનાઓ લોન્ગજુમાંથી હઠી જાય (નેફામાં આ વખતે એ એક જ વિસ્તાર તેમના તાબામાં હતો), ત્યારે ભારતે પોતાની જ સરહદની અંદર ૧૨ાા માઈલ પાછા ખસી આવવાનું રહે!

**લડાખમાં :** ચીનાઓએ મોટા પ્રમાણમાં ઘૂસણખોરી કરેલી—ઘણી જગાએ ૧૨–૧૩ માઈલ અંદર આવેલા. એટલે આ બધો પ્રદેશ એમના કબજામાં ચાલુ રહે!

**સામેથી, ભારતની દરખાસ્તો એવી હતી** (તા. ૧૬–૧૧–૧૯૫૯) કે—

*પૂર્વ (નેફા) અને મધ્ય (ઉત્તર પ્રદેશ, હિમાચલ પ્રદેશ) માં કોઈએ શસ્ત્રસજ્જ ચોકીઆતો મોકલવા નહિ—જેથી સરહદનાં ઘર્ષણો ટળે.

*ચીનાઓએ લોંગજુમાંથી ખસી જવું; અને અને ભારત એનો કબજો ન લે.

*પશ્ચિમ (લડાખ) અંગે—કામચલાઉ એવું કરવું કે, ચીને જે સરહદ પોતાની ગણી છે ત્યાંથી ભારત તેનુ લશ્કર પાછું ખેંચી લે; અને ચીને ભારતના અધિકૃત નકશાઓમાં જણાવેલ પરંપરાગત સરહદ સુધી પાછા હઠી જવું.

આમાં કશો મેળ ન ખાધો. અને ૧૯૬૦ ના **એપ્રિલમાં** વળી ચાઓ એન લાઈ ભારત આવ્યા, ને ૭ દિવસ વાટાઘાટો ચાલી—તેય નિષ્ફળ નીવડી.

આ પછી **૧૯૬૦ જૂનથી ડિસેમ્બર** દરમ્યાન બને ગણ્યોની નિષ્ણાતોની ટુકડીઓએ પેકિંગ, દિલ્હી તથા રંગુનમાં વાટાઘાટો કરી.

પરંતુ આ વાટાઘાટો દરમ્યાન યે ચીને તો ઘૂસણખોરી ચાલુ જ રાખી હતી—

**૧૯૬૦ જૂન** તખ્તસંગ ગોમ્પામાં (નેફાના કામેન્ગ વિભાગમા) મોટી ટુકડીએ પ્રવેશ કર્યો. તથા આ મહિનામાં જ આકાશી ઉડ્ડયન ભારત ઉપર કર્યું. (માર્ચથી ઓગસ્ટ દરમ્યાન તિબેટ તરફથી બાવન ઉડ્ડયનો થયાની યાદી ભારતે મોકલી આપી)

**૧૯૬૦ સપ્ટેમ્બર :** જેલેપા ઘાટ પાસે સિક્કિમમાં સશસ્ત્ર ચોકિયાતોએ પ્રવેશ કર્યો.

**૧૯૬૦ ઓક્ટોબર :** હોટ સ્પ્રિન્ગ (લડાખ) માં ચીની ટુકડી દેખાઈ.

—આ દરમ્યાન ચીની સરકારે કાશ્મીર–જમ્મુ પ્રદેશના કારાકોરમ ઘાટ અંગેની સરહદની વાટાઘાટો કરવાની જ ના પાડી (આ પ્રદેશ પાકિસ્તાને ગેરકાનૂની રીતે દબાવેલો છે) ચીને તેના ઉપરનો કાશ્મિર–જમ્મુનો અધિકાર જ માન્ય ન કર્યો!

૧૯૬૦ ના વર્ષમાં જ ચીને તેના નવા નકશાઓમાં લડાખના ૨૦૦૦ ચો. મા. નો વિસ્તાર વધારે દર્શાવ્યો હતો.

**૧૯૬૧ ફેબ્રુઆરી :** ભારતે પોતાની નિષ્ણાત ટુકડીનો હેવાલ ૧૯૬૦ ના ડિસેમ્બરમા લખી નાખ્યો અને ભારત તથા ચીનના બેઉ હેવાલો ભારતે પ્રગટ કર્યાં (ચીને પોતાનો હેવાલ પણ છેક ૧૯૬૨ ના એપ્રિલમાં પ્રગટ કર્યો!)

## નગ્ન આક્રમણ

ભારતની સરકારને હવે ખાત્રી થઈ કે ચીની સરકારને ચીન–ભારત સરહદો અંગે કોઈ અનિહાસિક

હકીકતો સાથે સંબંધ ન હતો. એને મન તો એક જ નીતિ હતી અને તે એ કે બળજબરીથી ભૂમિનો કબજો કરી લેવો. અને તે અનુસાર આગળ વધ્યા—

**૧૯૬૧ એપ્રિલ :** સિક્કિમના જેલેપ્લા ઘાટમાં પ્રવેશ્યા.

" **મે :** લડાખના ચુશુલ પ્રદેશ નજીક ધસી આવ્યા.

" **જુલાઈ :** નેફાના કામેન્ગ વિભાગમાં દાખલ થયા.

" **ઓગસ્ટ :** લડાખમાં ન્યાગઝુ અને દમ્બુગુરુ પાસે ત્રણ ચોકીઓ બેસાડી અને પોતાની 'પિછાડી' ના નાકાંઓ સાથે સંબંધ જોડતા રસ્તાઓ પણ બાંધ્યા.

**૧૯૬૨ જાન્યુઆરી :** નેફામાં લોન્ગજુ નજીક સરહદો ઓળંગી રોઈ ગામ તરફ આગળ વધ્યા—ભારતની સરહદની અંદર ૦ા માઈલ.

" **એપ્રિલ-મે :** લડાખમાં ચીપ-ચાપ વિસ્તાર સુધી આવી પહોંચ્યા અને સ્પાનગ્ગુરના દક્ષિણ-પૂર્વે ૧૦ માઈલે નવી ચોકી નાખી.

**૧૯૬૨ મે :** જમ્મુ-કાશ્મિરમાંના કારાકોરમ ઘાટની પશ્ચિમની હિંદી-ચીની સરહદ અંગે, ચીને ભારત સાથે નહિ પરંતુ પાકિસ્તાન સાથે વાટાઘાટો આરંભી દીધી ! અને ભારતે આ ગેરકાનૂની પગલાં સામે ચીમકી આપી.

ભારત સરકારે ૧૯૬૨ના મે ની ૧૪મીએ ચીની સરકારને નોંધ મોકલી—અને તેમાં, વડાપ્રધાન નહેરુએ લખેલી ૧૯૫૯ના નવેમ્બરની દરખાસ્તો ઉપર, ગંભીર વિચારણા કરવા આગ્રહભરી વિનતિ કરી. આ નોંધમાં એવું જણાવ્યું હતું કે—

* ભારત ૧૯૫૬ના ચીની નકશામાં બતાવેલી સરહદની પશ્ચિમે લડાખમાં ભારતીય સેનાઓ પાછી ખેંચી લે; અને સામેથી ચીને, ભારતના નકશામાં બતાવેલી આંતરરાષ્ટ્રીય સરહદોની પૂર્વે, પાછા ચાલ્યા જવું.

* શાંતિપૂર્ણ સમાધાન ખાતર ભારત એ પણ સ્વીકારે કે, વાટાઘાટો દરમ્યાન, ચીન અકસાઈ-ચીન માર્ગનો ઉપયોગ, 'સિવિલિયન ટ્રાફિક' પૂરતો, ભલે કરે.

અને પં. નહેરુએ ૨૭ મે ૧૯૬૨ના રોજ પાર્લામેન્ટમાં પોતે કરેલ નિવેદનની ય યાદ કરાવી, આ નોંધમાં લખ્યું કે, "ભારત ચીન સાથે યુદ્ધ ઇચ્છતું નથી, એને એ અત્યંત અરુચીકર છે. પરંતુ એ ભારતના કાબૂની વાત નથી."

* ચીને શાંતિની આ અરજ પણ ઠુકરાવી. અને ભારતે પહેલવહેલું રાજદ્વારી પગલું ભર્યું—

**૧૯૬૨ જૂનની ૨૭** એ ૧૯૫૪ના કરારને ખતમ થયેલો જાહેર કરવામાં આવ્યો; અને પંચશીલના સ્વીકાર વખતે જે વાતાવરણ હતું તે પાછું સ્થપાય પછી નવા કરારની વાત વિચારવા જણાવી દીધું.

**૧૯૬૨ જૂન દરમ્યાન** ચીની લશ્કરોએ ચીપ-ચાપ પ્રદેશમાં નવી છાવણીઓ નાખી; અને જુલાઈમાં ગાલવાન ખીણમાંની ભારતીય ચોકીને ઘેરી લીધી.

આ પછી ય વાટાઘાટોની બાબતમાં શ્રદ્ધા રાખી ભારતે અનેક વાર લખ્યા કર્યું. અંતે, **૧૯૬૨ ઓગસ્ટ ૨૨મીએ** ભારતે જણાવ્યું કે લડાખમાં પાંચ વર્ષ પૂર્વેની પરિસ્થિતિ ( બળજબરીથી સરહદો ઓળંગી તે પૂર્વેની ) સ્થપાય પછી જ વાટાઘાટો શક્ય છે.

ચીને એનો જવાબ વાળ્યો : **૧૯૬૨ની ૨૦મી સપ્ટેમ્બરે** નેફા વિસ્તાર ઉપરે ય હલ્લો બોલાવીને. અને થાગલા વિસ્તાર ઓળંગી અંદર વધ્યા.

આમ છતાં, અને આ પછી ય, ભારતે સમાધાનના પ્રયાસ છોડ્યા નહિ. છેક **૧૯૬૨ ઓક્ટોબરની ૬ઠ્ઠીએ** નવી નોંધ પાઠવી : પેકિંગ કે દિલ્હી ખાતે મળવા ને વાટાઘાટો કરવા સૂચવીએ છીએ—અલબત્ત, મેકમોહન લાઈન ઓળંગીને કરેલી ભારતની ભૂમિ ઉપરની ઘૂસણખોરી પાછી હટાવી લેવાય તે પછી જ.

જવાબમાં—**૧૯૬૨ ઓક્ટોબરની ૨૦મીએ,** ભારે તોપો, આર્ટીલરી અને મોર્ટાર-યાંત્રિક શસ્ત્ર સામગ્રી સાથે, ચીનની જંગી ફોજે લડાખની ચીપચાપ સરહદેથી માંડી નેફાના ખિન્ઝેમાન અને ધોલામાં, ભારતીય રક્ષક ટુકડીઓ ઉપર ત્રાટકી !

અને ભારતના વડાપ્રધાન પં. નહેરુએ તા. ૨૨મી ઓક્ટોબરે આકાશવાણી પરથી રાષ્ટ્રજોગો સંદેશો આપ્યો :

એક બાજુ ભારતનું આ છુટછાટિયું અને મર્યાદિત વલણ, અને બીજી બાજુ ચીની ઘૂસણખોરીઓ—ખરેખરી અને નવી ધમકીઓવાળી—વચ્ચે કશો મેળ ન હતો. પં. નહેરુએ ચીની વડા પ્રધાનને કહ્યું કે, "તિબેટમાંના ચીની અમલદારોએ વારવાર એવી જાહેરાત કરી હતી કે- ચીની સત્તાધારીઓ ટૂંક સમયમાં જ સિક્કીમ, ભૂતાન, અને લડાખ તથા નેફાના પ્રદેશો ઉપર કબજો લઈ લેશે..."

આના જવાબમાં **૧૯૫૯ નવેમ્બરની ૭ મીએ** ચીની વડાપ્રધાને એવી બધી દરખાસ્ત રજૂ કરી કે—

*જૈસે હૈ નો સ્થિતિ રાખવા સારુ અને સરહદ પ્રદેશમાં શાંતિ જાળવવા અર્થે તથા વાટાઘાટો માટે "ચીન અને ભારત બંનેની સશસ્ત્ર ફોજોએ નેફા વિસ્તારમાં કહેવાતી મેકમોહન લાઇનથી ૧૨॥ માઇલ પાછા હટી જવું, અને લડાખ વિસ્તારમાં "જ્યાં કબજો હોય ત્યાં" અટકી જવુ × ×

ચીનની આ દરખાસ્તોનો અર્થ એવો હતો કે—

**નેફામાં :** ચીનાઓ લોન્ગજુમાંથી હટી જાય (નેફામાં આ વખતે એ એક જ વિસ્તાર તેમના તાબામાં હતો), ત્યારે ભારતે પોતાની જ સરહદની અંદર ૧૨॥ માઈલ પાછા ખસી આવવાનું રહે!

**લડાખમાં :** ચીનાઓએ મોટા પ્રમાણમાં ઘૂસણખોરી કરેલી—ઘણી જગાએ ૧૨-૧૩ માઈલ અંદર આવેલા. એટલે આ બધો પ્રદેશ એમના કબજામાં ચાલુ રહે!

**સામેથી, ભારતની દરખાસ્તો એવી હતી** (તા. ૧૬-૧૧-૧૯૫૯) કે—

*પૂર્વ (નેફા) અને મધ્ય (ઉત્તર પ્રદેશ, હિમાચલ પ્રદેશ) માં કોઈએ શસ્ત્રસજ્જ ચોકીઓનો મોકલવા નહિ—જેથી સરહદનાં ઘર્ષણો ટળે.

*ચીનાઓએ લોંગજુમાંથી ખસી જવું; અને અને ભારત એનો કબજો ન લે.

*પશ્ચિમ (લડાખ) અંગે—કામચલાઉ એવું કરવું કે, ચીને જે સરહદ પોતાની ગણી છે ત્યાંથી ભારત તેનું લશ્કર પાછું ખેંચી લે; અને ચીને ભારતના અધિકૃત નકશાઓમાં જણાવેલ પરંપરાગત સરહદ સુધી પાછા હટી જવું.

આમાં કશો મેળ ન ખાધો. અને ૧૯૬૦ ના **એપ્રિલમાં** વળી ચાઓ એન લાઈ ભારત આવ્યા, ને ૭ દિવસ વાટાઘાટો ચાલી—તેય નિષ્ફળ નીવડી.

આ પછી **૧૯૬૦ જૂનથી ડિસેમ્બર** દરમ્યાન બંને રાજ્યોની નિષ્ણાતોની ટુકડીઓએ પેકિંગ, દિલ્હી તથા રંગૂનમાં વાટાઘાટો કરી.

પરંતુ આ વાટાઘાટો દરમ્યાન યે ચીને તો ઘૂસણખોરી ચાલુ જ રાખી હતી—

**૧૯૬૦ જૂન** તખ્તસંગ ગોમ્પામાં (નેફાના કામેન્ગ વિભાગમાં) મોટી ટુકડીએ પ્રવેશ કર્યો. તથા આ મહિનામાં જ આકાશી ઉડ્ડયન ભારત ઉપર કર્યું. (માર્ચથી ઓગસ્ટ દરમ્યાન તિબેટ તરફથી બાવન ઉડ્ડયનો થયાની યાદી ભારતે મોકલી આપી)

**૧૯૬૦ સપ્ટેમ્બર :** જેલેપા ઘાટ પાસે સિક્કિમમાં સશસ્ત્ર ચોકિયાતોએ પ્રવેશ કર્યો.

**૧૯૬૦ ઓક્ટોબર :** હોટ સ્પ્રિન્ગ (લડાખ) માં ચીની ટુકડી દેખાઈ.

—આ દરમ્યાન ચીની સરકારે કાશ્મીર-જમ્મુ પ્રદેશના કારાકોરમ ઘાટ અંગેની સરહદની વાટાઘાટો કરવાની જ ના પાડી (આ પ્રદેશ પાકિસ્તાને ગેરકાનૂની રીતે દબાવેલો છે) ચીને તેના ઉપરનો કાશ્મિર-જમ્મુનો અધિકાર જ માન્ય ન કર્યો!

૧૯૬૦ ના વર્ષમાં જ ચીને તેના નવા નકશાઓમાં લડાખના ૨૦૦૦ ચો. મા. નો વિસ્તાર વધારે દબાવ્યો હતો.

**૧૯૬૧ ફેબ્રુઆરી :** ભારતે પોતાની નિષ્ણાત ટુકડીનો હેવાલ ૧૯૬૦ ના ડિસેમ્બરમાં લખી નાખ્યો, અને ભારત તથા ચીનના એક હેવાલો ભારતે પ્રગટ કર્યા (ચીને પોતાનો હેવાલ પણ છેક ૧૯૬૨ ના એપ્રિલમાં પ્રગટ કર્યો!)

## નગ્ન આક્રમણ

ભારતની સરકારને હવે ખાત્રી થઈ કે ચીની સરકારને ચીન-ભારત સરહદો અંગે કોઈ ઐતિહાસિક

હકીકતો સાથે સંબંધ ન હતો. એને મન તો એક જ નીતિ હતી અને તે એ કે બળજબરીથી ભૂમિનો કબજો કરી લેવો. અને તે અનુસાર આગળ વધ્યા—

**૧૯૬૧ એપ્રિલ :** સિક્કિમના જેલેપ્લા ઘાટમાં પ્રવેશ્યા.

" **મે :** લડાખના ચુશુલ પ્રદેશ નજીક ધસી આવ્યા.

" **જુલાઈ :** નેફાના કામેન્ગ વિભાગમાં દાખલ થયા.

" **ઓગસ્ટ :** લડાખમાં ન્યાગઝુ અને દમ્બુગુરુ પાસે ત્રણ ચોકીઓ બેસાડી અને પોતાની 'પિછાડી' ના નાકાંઓ સાથે સંબંધ જોડતા રસ્તાઓ પણ બાંધ્યા.

**૧૯૬૨ જાન્યુઆરી :** નેફામાં લોન્ગજુ નજીક સરહદો ઓળંગી રોઈ ગામ તરફ આગળ વધ્યા—ભારતની સરહદની અંદર ૦ll માઈલ.

" **એપ્રિલ-મે :** લડાખમાં ચીપ-ચાપ વિસ્તાર સુધી આવી પહોંચ્યા અને સ્પાનગ્ગુરના દક્ષિણ-પૂર્વે ૧૦ માઈલ નવી ચોકી નાખી.

**૧૯૬૨ મે :** જમ્મુ-કાશ્મિરમાંના કારાકોરમ ઘાટની પશ્ચિમની હિંદ-ચીની સરહદ અંગે, ચીને ભારત સાથે નહિ પરંતુ પાકિસ્તાન સાથે વાટાઘાટો આરંભી દીધી | અને ભારતે આ ગેરકાનૂની પગલાં સામે ચીમકી આપી.

ભારત સરકારે ૧૯૬૨ના મે ની ૧૪મીએ ચીની સરકારને નોંધ મોકલી—અને તેમાં, વડાપ્રધાન નહેરુએ લખેલી ૧૯૫૯ના નવેમ્બરની દરખાસ્તો ઉપર, ગંભીર વિચારણા કરવા આગ્રહભરી વિનતિ કરી. આ નોંધમાં એવું જણાવ્યું હતું કે—

* ભારત ૧૯૫૬ના ચીની નકશામાં બતાવેલી સરહદની પશ્ચિમે લડાખમાં ભારતીય સેનાઓ પાછી ખેંચી લે; અને સામેથી ચીને, ભારતના નકશામાં બતાવેલી આંતરરાષ્ટ્રીય સરહદોની પૂર્વે, પાછા ચાલ્યા જવું.

* શાંતિપૂર્ણ સમાધાન ખાતર ભારત એ પણ સ્વીકારે કે, વાટાઘાટો દરમ્યાન, ચીન અકસાઈ-ચીન માર્ગનો ઉપયોગ, 'સિવિલિયન ટ્રાફિક' પૂરતો, ભલે કરે.

અને પં. નહેરુએ ૨૭ મે ૧૯૬૨ના રોજ પાર્લામેન્ટમાં પોતે કરેલ નિવેદનની ય યાદ કરાવી, આ નોંધમાં લખ્યુ કે, "ભારત ચીન સાથે યુદ્ધ ઇચ્છતું નથી, એને એ અત્યંત અરુચીકર છે. પરંતુ એ ભારતના કાબૂની વાત નથી."

* ચીને શાંતિની આ અરજ પણ ઠુકરાવી. અને ભારતે પહેલવહેલું રાજદ્વારી પગલું ભર્યું—

**૧૯૬૨ જૂનની ૨૭** એ ૧૯૫૪ના કરારને ખતમ થયેલો જાહેર કરવામાં આવ્યો; અને પંચશીલના સ્વીકાર વખતે જે વાતાવરણ હતું તે પાછું સ્થપાય પછી નવા કરારની વાત વિચારવા જણાવી દીધું.

**૧૯૬૨ જૂન દરમ્યાન** ચીની લશ્કરોએ ચીપ-ચાપ પ્રદેશમાં નવી છાવણીઓ નાખી; અને જુલાઈમાં ગાલવાન ખીણમાંની ભારતીય ચોકીને ઘેરી લીધી.

આ પછી ય વાટાઘાટોની બાબતમાં શ્રદ્ધા રાખી ભારતે અનેક વાર લખ્યા કર્યું. અંતે, **૧૯૬૨ ઓગસ્ટ ૨૨મીએ** ભારતે જણાવ્યુ કે લડાખમાં પાંચ વર્ષ પૂર્વેની પરિસ્થિતિ (બળજબરીથી સરહદો ઓળંગી તે પૂર્વેની) સ્થપાય પછી જ વાટાઘાટો શક્ય છે.

ચીને એનો જવાબ વાળ્યો : **૧૯૬૨ની ૨૦મી સપ્ટેમ્બરે** નેફા વિસ્તાર ઉપરે ય હલ્લો બોલાવીને અને થાગલા વિસ્તાર ઓળંગી અંદર વધ્યા.

આમ છતાં, અને આ પછી ય, ભારતે સમાધાનના પ્રયાસ છોડ્યા નહિ. છેક **૧૯૬૨ ઓક્ટોબરની ૬ઠ્ઠીએ** નવી નોંધ પાઠવી : પેકિંગ કે દિલ્હી ખાતે મળવા ને વાટાઘાટો કરવા સૂચવીએ છીએ—અલબત્ત, મેકમોહન લાઈન ઓળંગીને કરેલી ભારતની ભૂમિ ઉપરની ઘૂસણખોરી પાછી હઠાવી લેવાય તે પછી જ.

જવાબમાં—**૧૯૬૨ ઓક્ટોબરની ૨૦મીએ,** ભારે તોપો, આર્ટીલરી અને મોર્ટાર-યાંત્રિક શસ્ત્ર સામગ્રી સાથે, ચીનની જંગી ફોજે લડાખની ચીપચાપ સરહદેથી માંડી નેફાના ખિન્ઝેમાન અને ધોલામાં, ભારતીય રક્ષક ટુકડીઓ ઉપર ત્રાટકી |

અને ભારતના વડાપ્રધાન પં. નહેરુએ તા. ૨૨મી ઓક્ટોબરે આકાશવાણી પરથી રાષ્ટ્રજોગ સંદેશો આપ્યો :

# નહેરુની રાષ્ટ્રને હાકલ

' એવી પરિસ્થિતિ ઊભી થઈ છે જેનો આપણે સૌએ અસરકારક રીતે સામનો કરવો જોઈએ આપણે આ દેશનાં સ્ત્રી અને પુરુષો શાંતિથી ટેવાયેલાં શાંતિચાહક લોક છીએ. યુદ્ધની જરૂરિયાતથી આપણે ટેવાયેનાં નથી આને લીધે લડાખમાં પાંચ વર્ષ અગાઉ આપણા દેશ ઉપર આક્રમણ થયુ ત્યારે પણ આપણે શાંતિની નીતિથી ચાલ્યા. શાંતિમય માર્ગોએ સ્વમાનભર્યા નિરાકરણ માટેના માર્ગો આપણે શોધ્યા. દુનિયા ભરમાં આપણી તે નીતિ રહેલી છે અને આપણા દેશમાં પણ આપણે તેનો અમલ કરવા પ્રયાસ કર્યો છે. આ યુદ્ધની ભયાનકતાઓ આપણે જાણીએ છીએ અને યુદ્ધ વિશ્વને ભરખી જાય નહીં તે માટે આપણે આપણું બનતું બધુ કર્યું છે

પણ શાંતિ અને શાંતિમય માર્ગોની પરવા કર્યા વગર જ્યાં એક શક્તિશાળી અને સિદ્ધાન્ત વિહોણા દુશ્મને સતત રીતે આપણને ધમકીઓ આપ્યા કરી છે અને ધમકીઓને અમલમાં પણ મૂકી છે પણ આપણી સરહદોને લાગે વળગે છે ત્યાંસુધી આપણા બધા પ્રયત્નો નિષ્ફળ ગયા છે એટલે એવો સમય આવી પહોંચ્યો છે જ્યારે આપણા લોકોની આઝાદી અને દેશના સ્વાતંત્ર્યને ભયરૂપ સંકટને આપણે પૂરેપૂરું પારખી લેવુ જોઈએ હું તમને આ કહી રહ્યો છુ છતાં મને ખાતરી છે કે પરદેશી ગુલામીના લાંબા કાળ પછી, આપણા લોકોના આટલા ભોગ અને બલિદાનથી આપણે મેળવેલી આઝાદી આખરે તો કોઈ સત્તા છીનવી શકે તેમ નથી પણ તે આઝાદી અને આપણા દેશની એકતા જાળવી રાખવા આપણે કટીબદ્ધ થવુ જોઈએ એને આપણા માથે, આપણે આઝાદ થયા ત્યારથી, તોળાના રહેલા, આ સંકટનો આપણે સામનો કરવો જોઈએ આપણે સફળ થઈશુ એ માટે મારા મનમાં જરા પણ શંકા નથી આપણા દેશની અને આપણા લોકોની આઝાદી આગળ બીજુ બધુ ગૌણ છે અને જરૂર જણાય તો આ મહાન કટોકટીમાં બીજુ બધુ જતું કરવુ જોઈએ

અને ખરેખર વિશ્વાસ છે અને હું માનુ છુ કે દેશના બધા પક્ષો અને જૂથો આ મહાન સાહસમાં સામેલ થશે અને તેમના બધા પક્ષો વિવાદો, દલીલો—જેમને આજે સ્થાન હોઈ ન શકે તેને—બાજુ પર રાખીને આપણી આઝાદી અને અખંડિતતા માટે ભયકારક બધાં પરિબળો સામે મજબૂત સંયુક્ત મોરચો ઊભો કરશે.

કદાચ આપણે બહુ ભેવલા બનતા જતા હતા અને જો તે વાત માનીને ચાલતા હતા, પરંતુ આઝાદી હમેશાં સુરક્ષિત જ એમ માનીને કદી ચાલી શકાય નહીં તે હમેશાં સજાગપણું, તાકાત અને તપશ્ચર્યા માગે છે.

તમે ગમે તે ધર્મ, પક્ષ કે જૂથના હો પણ આપણા પર લાદવામાં આવેલ આ સંઘર્ષમાં સાથીદાર બનવા હું તમને બધાંને આમંત્ર છુ. અને આપણા ધ્યેયમાં અને આપણા દેશના ભાવિમાં પૂરીપૂરી શ્રદ્ધા છે. કદાચ ભવિષ્ય માટે આપણી આવી કસોટી અને તાવણીની જરૂર છે

● આપણે બિનજોડાણની નીતિથી ચાલ્યા છીએ અને બધી પ્રજાઓની મૈત્રીવાંછી છે. હું તે નીતિમાં પૂરેપૂરુ માનુ છુ અને તે પ્રમાણે ચાલવાનું જારી રાખીશ. આપણી અત્યારની મુશ્કેલીને લીધે આપણે આપણા મૂળભૂત સિદ્ધાંતો છોડી દઈશું નહીં. ખુદ આ મુશ્કેલીનો સામનો પણ આપણે તે નીતિ ચાલુ રાખીને અસરકારક રીતે કરી શકીશુ —

હુ તમારા બધાની સુખાકારી ઇચ્છુ છુ, અને ભવિષ્યમાં આપણે માથે ગમે તે આફત આવી પડે તો પણ તમે તમારાં મસ્તક ઊંચાં રાખો અને આપણા દેશના મહાન ભાવિનું જે દર્શન આપણે કરીએ છીએ તેમાં તમે શ્રદ્ધા અને સંપૂર્ણ વિશ્વાસ રાખો એમ હું ઇચ્છું છું

જય હિંદ !

# ભારતની હિમાલયી સરહદ

ભારત અને ચીન વચ્ચેની સરહદ ૨૨૦૦ માઈલની છે. આમાં, સિક્કિમની ૧૪૦ અને ભૂતાનની ૩૦૦ માઈલની ઉમેરતાં (આ બંને પ્રદેશોની સંરક્ષણની જવાબદારી ભારતે લીધી છે તે ઉમેરતાં) કુલ સરહદ ૨૬૪૦ માઈલની લાંબી સરહદની જવાબદારી ભારતને માથે ઊભી છે.

આ આખી સરહદ ૫૦૦૦ થી ૧૭૦૦૦ ફીટ ઊંચાઈની ગિરિમાળાની હોઈ તેની ચોકસાઈ અંગે કુદરત, પરંપરા-રિવાજ, વહીવટ તથા કાનૂની દસ્તાવેજોના આધાર લેવામાં આવ્યા છે.

ત્રણે સરહદો—પૂર્વની નેફાની, પશ્ચિમની લડાખની અને મધ્યની ઉત્તરપ્રદેશ અને હિમાચલ પ્રદેશ તથા પંજાબની સરહદો—અંગેના ભારતના દાવાઓ અત્યંત સ્પષ્ટ છે.

૧. પશ્ચિમ વિભાગ (લડાખ)ની સરહદ ૧૧૦૦ માઈલની છે. તે ભારત, ચીન અને અફઘાનિસ્તાનના ત્રિભેટે પથરાયેલી છે. આ સરહદ ભારતના જમ્મુ-કાશ્મિર પ્રદેશને ચીનના સિંકિયાન્ગ અને તિબેટથી જુદી પાડે છે. આ વિભાગની ૩ સરહદ તિબેટ અને કાશ્મિરના લડાખ વિસ્તારની વચ્ચેની છે.

લડાખ-તિબેટની આ સરહદ ૧૮૪૨માં એક બાજુ કાશ્મિરના પ્રતિનિધિ અને બીજી બાજુ તિબેટના દલાઈ લામા અને ચીની બાદશાહ વચ્ચે—કરાર દ્વારા માન્ય થયેલી છે.

૨. મધ્ય વિભાગની કુદરતી સરહદ પંજાબ, હિમાચલ પ્રદેશ અને ઉત્તરપ્રદેશને તિબેટથી જુદાં પાડે છે.

—આ સરહદ પાણીના ઝરાઓ, રિતરિવાજ અને ઉપયોગ દ્વારા નક્કી થયેલી છે. ઉપરાંત આ સરહદના કેટલાક ભાગ અંગે ૧૯૫૪ના એપ્રિલમાં ભારત-ચીન વચ્ચે થયેલા કરારો દ્વારા સ્પષ્ટતા થયેલી છે. તેમાં ખાસ કરીને એક બાજુ, હિમાચલ પ્રદેશ અને ઉત્તર પ્રદેશ તથા બીજી બાજુ તિબેટની વચ્ચેના ૭ સરહદી ઘાટનો સ્પષ્ટ ઉલ્લેખ થયેલો છે

૩ સિક્કિમ અને તિબેટ વચ્ચેની આશરે ૧૪૦ માઈલની સરહદ કુદરતી પાણીના ઝરાઓથી સ્પષ્ટ બનેલી છે. ઉપરાંત ૧૮૯૦માં કલકત્તામાં બ્રિટન અને ચીન વચ્ચે થયેલા કરારો મુજબ તેનું ભૂમિ ઉપરનું રેખાંકન પણ થઈ ગયેલું છે.

૪. ભુતાન અને તિબેટ વચ્ચેની આશરે ૩૦૦ માઈલની સરહદ હિમાલયની ગિરિશૃંગોની હારમાળાને કારણે કુદરતી ઉપરાંત પરંપરાગત છે.

૫ પૂર્વ વિભાગ (નેફા)ની સરહદ ભુતાનથી શરૂ થઈ ચીન-બ્રહ્મદેશ-ભારતની સરહદો સુધી ત્રિભેટી વિસ્તરેલી છે. ૧૯૧૩-૧૪માં આ સરહદ અંગે ભારત, તિબેટ અને ચીન વચ્ચે સિમલામાં કરાર થયા છે અને તેવા પ્રકારના નકશાઓ બનેલા છે—આ સરહદ રેખા તે વખતના બ્રિટિશ અમલદાર-પ્રતિનિધિના નામથી—મેકમોહન લાઈનને નામે—પ્રચલિત છે.

## સિદ્ધાન્તો

**કુદરતી સરહદ :**

આંતરરાષ્ટ્રીય કાનૂન અનુસાર એવો સર્વમાન્ય સિદ્ધાન્ત છે કે બે દેશો વચ્ચેની સરહદો નક્કી કરવા તેમની વચ્ચેની પર્વતમાળાઓ એક મુખ્ય લક્ષણ ગણાય. ઉચ્ચ ગિરિશૃંગો અને તેના ઉપરથી વહેતાં ઝરણાંઓ—જ્યાં જે બાજુ વધુ પાણી ઢળતાં હોય તેના આધારે સરહદો નક્કી થાય.

**પરંપરાગત :**

ઉપરના આધારે તથા વ્યવહારને કારણે સેંકડો વર્ષોથી ચાલતી આવેલી સરહદ.× × પ્રજાની રહેણીકરણી, ભાષા અને સંસ્કારોનો પણ સમાવેશ થઈ શકે.

**વહીવટી પરંપરા :**

જે પ્રદેશોમાં જે રાજ્યનું વહીવટીતંત્ર લાંબો વખત

આજે આપણી સામે પરિસ્થિતિ એ છે કે ચીન ને ભારત બે પડોશી દેશ છે અને વિજ્ઞાને આજે હિમાલયને તોડી નાખ્યો છે. વિનોબાજીએ હમણાં પોતાના એક પ્રવચનમાં કહ્યું કે ૧૨ વર્ષથી હું હિંદુસ્તાનમાં ફરું છું અને હિંદુસ્તાનની પ્રજામાં મે ક્યાંય રાજ્ય-વિસ્તાર (expansionism)ની તૃષ્ણા નથી જોઈ. અને ન તો ભારતના ઇતિહાસમાં એવો એકેય દાખલો મળે છે.

પૂજ્ય મહારાજે હમણાં ચીનની ગ્રામીણ જનતા કેટલી સરળ ને શાંતિપ્રિય છે તેના એકેક દાખલા આપ્યા. આ વાત સાચી છે એમાં મને કોઈ શક નથી. પરંતુ દુનિયામાં જનતા હંમેશા નેતાની પાછળ પાછળ જાય છે. નાઝીવાદ ને ફાસીવાદનો કોઈ પણ સમજદાર રાષ્ટ્ર સ્વીકાર કરે એમ માનવું જ અઘરું છે. અને તેમાંયે જર્મની તો બુદ્ધિમાન રાષ્ટ્ર ગણાય. ઇંગ્લાંડમાં જેમ વંશનું મહત્ત્વ છે, અમેરિકામાં ધનનું મહત્ત્વ છે તેમ જર્મનીમાં હંમેશા વિદ્યાનું મહત્ત્વ રહ્યું છે. આવા જર્મનીએ પણ નાઝીવાદ જેવા વિચારને ગ્રહણ કર્યો અને તેનો અમલ કર્યો ૬૦ લાખ યહૂદીઓને ગૅસ ચેમ્બર્સમાં ગૂગળાવીને ખતમ કર્યા.

● તો આજે આપણે એ વાત ભૂલવી ન જોઈએ કે ચીનની સીધી, સરળ, ભોળી જનતાનો નેતા આજે કોન્ફ્યુસિયસ નથી કે લાઓત્સે નથી, પણ માઓત્સે તુંગ છે. અને એનું દર્શન ને એનો આશય સ્પષ્ટ છે. આખી દુનિયામાં હિંસા દ્વારા, તલવાર દ્વારા જ સામ્યવાદ—એની માન્યતા મુજબનો—ફેલાશે એવી એમની શ્રદ્ધા છે. આવી નેતાગીરીવાળા ચીનનો આપણે મુકાબલો કરવાનો છે.

હવે આ સમસ્યાનો ઉકેલ કેમ લાવવો? દરેક ભારતીય આત્માનો એ અવાજ હશે કે આનો ઉકેલ તલવારથી કે એટમ બોમ્બથી નહીં આવે, પણ શાંતિમય માર્ગે જ આવશે. એથી જ આ નિવેદનમાં પણ આવી શ્રદ્ધા વ્યક્ત કરવામાં આવી છે.

### અહિંસક શક્તિનું આંતર-કવચ

પરંતુ આજે પરિસ્થિતિ એ છે કે અહિંસાની શક્તિનો ભારતની જનતા ને નેતાઓ એટલો વિકાસ કરી શક્યા છે તે એટલો નથી કે જેથી આ આક્રમણ સામે દેશનું સંરક્ષણ સંપૂર્ણપણે અહિંસક માર્ગે થઈ શકે. આટલી વાતનો આપણે નમ્રતાપૂર્વક સ્વીકાર કરી લેવો જોઈએ. આનો અર્થ એટલો જ નહીં કે આજે આપણે શસ્ત્રધારી સેનાની માફક શસ્ત્ર વિનાના શાંતિ-સૈનિકોને મોરચા પર મોકલી શકતા નથી. પરંતુ આજે આપણે જનતાના આર્થિક, સામાજિક, નાગરિક, ગ્રામીણ જીવનમાં એવું પરિવર્તન નથી લાવી શક્યા કે જેથી ભારતમાં અહિંસક સમાજ જોવા મળે. જો આ જાતની અહિંસક આંતરિક તાકાત દેશમાં પેદા થઈ હોત તો ચીન આપણા પર આક્રમણ જ ન કરી શકત અને કરત તો યે તેનો શાંતિમય મુકાબલો આપણે કરી શકત. આપણી સશસ્ત્ર સેનાની તાકાત કેટલી છે એની એમને કદાચ ખબર હશે. સરહદ પરની આપણી સ્થિતિનોય એમને ખ્યાલ હશે. પરંતુ જો ભારતની જનતામાં એટલો આત્મ-વિશ્વાસ હોત કે અમારું સંરક્ષણ અમે અહિંસાથી કરી શકીશું, અમને કોઈનો કશોયે ભય નથી, અમે કદીયે કોઈના ગુલામ બનવાના નથી—આવો આત્મ-વિશ્વાસ હોય તો તે દેશ પર કોણ આક્રમણ કરી શકે?

● આવા અહિંસક પ્રતિકારની શક્તિ ત્યારે જ જન્મે જ્યારે આર્થિક, સામાજિક, રાજકીય ક્ષેત્રે આપણે અહિંસાના પાયા પર બધી રચના કરી હોય. આજે ૫-૧૦ લાખ શાંતિ-સૈનિકો મોરચા પર મરવા માટે તૈયાર નથી એટલું જ નહીં પણ દેશની અંદર આપણે આવું પરિવર્તન લાવી શક્યા નથી.

### રાતદિવસ ઘરઆંગણે ચાલતું યુદ્ધ

આજે યુદ્ધ માટે દેશમાં ત્યાગનો પ્રવાહ વહી રહ્યો છે. લોકો બચત આપી દે છે, સોનું આપે છે. એ બધાને હું રોકતો નથી. પરંતુ તમારા ઘરમાં,

તમારા ગામમાં જે યુદ્ધ રોજેરોજ ચાલી રહ્યું છે તેને માટે તમે શું કરો છો ? તમારા ગરીબ ભાઈને માટે તમે શું કરો છો ? તમારી પાસે આટલું સોનું પડ્યું છે તે શું તમને આજે જ યાદ આવ્યું ? તો યુદ્ધ માત્ર સરહદ પર જ નથી, એ તો તમારા આંગણામાં રાત-દિવસ ચાલી રહ્યું છે. એ યુદ્ધમાં નહીં જીતો તો પેલા યુદ્ધમાં પણ નહીં જીતી શકો. પરિસ્થિતિમાં પરિવર્તન કાયદાથી લાવવું હોય તો તેમ કરો. વિનોબાએ તમને તેમાં કોઈ રોકયા નથી. સર્વોદયનો તેમાં કોઈ વિરોધ નથી.

● આજે ઈંગ્લાંડ ને અમેરિકા આપણને મદદ કરી રહ્યા છે. એ માટે એમનો આભાર માનીએ. પણ આનું પરિણામ શું આવશે ? હું ને દાદા વિનોબાજીના પત્ર સાથે પંડિતજીને મળવા ગયા હતા. દાદાએ પૂછ્યું કે આના પરિણામે આપણી નીતિ ઉપર પશ્ચિમનો પ્રભાવ તો નહીં વધે ને ? હમણાં એક વર્ષ પહેલાં પંડિતજીએ ઘોષણા કરેલી કે ભારત ઈચ્છે તો બે વર્ષમાં અણુબૉંબ તૈયાર કરી શકે એમ છે, પણ ભારત એમ નહીં કરે, કેમકે ભારત તો અણુશક્તિનો શાંતિના કામમાં જ ઉપયોગ કરવામાં માને છે. આપણે ત્યારે પીઠ થાબડી અને દુનિયામાં પણ આપણી ખૂબ પ્રશંસા થઈ. પરંતુ ધારો કે કાલે એવા ખબર આવે કે ચીને અણુબૉંબ બનાવ્યો છે તો લોકસભામાં તુરત અવાજ ઊઠશે કે આપણે પણ અણુબૉંબ બનાવવો જોઈએ. પછી આપણા સિદ્ધાંત કયાં રહેવાના ? રશિયા ને અમેરિકા તો મોટા દેશો છે, એમની સાધનસંપત્તિ પણ વિપુલ છે. પણ આપણે એમની જેમ આ શસ્ત્રહોડમાં પડીશું તો કયાં પહોંચીશું ?

● આ બધી બાબતોનો આપણે જરા બુદ્ધિપૂર્વક વિચાર કરીએ. એ બધું સમજવા માટે ન બાપુના કે વિનોબાના શિષ્ય બનવાની જરૂર છે, કોઈ પણ વ્યક્તિ જરા સ્વસ્થતાપૂર્વક સામાન્ય બુદ્ધિથી વિચારશે તો તેને જણાશે કે આ માર્ગે તો ભારત પાયમાલ થઈ જશે. કરોડો ભૂખે મરશે. આપણે દુનિયાના દેશોના ઓશિયાળા બનીશું. લોકશાહીને ઠેકાણે આપણે સરમુખત્યારશાહીનો સ્વીકાર કરવો પડશે.

## દાદા ધર્માધિકારી

આજે તો મારું darkness visible—અંધારું દશ્યમાન થઈ રહ્યું છે. આ ગાંધીનું ભારત નથી, જે સુકીસર અહિંસાવાળાઓને આજે પૂછી રહ્યું છે કે તમારી અહિંસા કયાં છે ? ગાંધીના નિર્વાણ બાદ વિનોબાએ મમંસેર કહેલું કે "અહિંસા ગાંધીના બાપની નથી." હું આજે તમને આગળ વધી એમ કહેવા માગું છું કે અહિંસા વિનોબાની પણ નથી અને અમારા બાપની તો કયારેય હતી જ નહીં. જો ગાંધી અને અહિંસા દેશને પોતીકાં ન લાગતાં હોય અને દેશે એને ન અપનાવ્યા હોય તો અમે એ અહિંસાને ગજવામાં રાખીને શું કરવાના ? શું મંદિરમાં સ્થાપના કરીને એની પૂજા કરીશું ?

● તેથી હું એવા નિર્ણય પર પહોંચ્યો છું કે લોકોની એવી જે આશા ને અપેક્ષા હતી કે ગાંધીનું ભારત આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે માર્ગદર્શક બનશે તો તે એક ભ્રમ હતો. આનાં બે કારણ છે—એક, દરિદ્રતા અને બીજું, નિઃશસ્ત્રતા. નિઃશસ્ત્રતા એટલે અશરણતા, અસહાયતા. ભારતે પોતાનાં હથિયાર આપમેળે ફેંકી નહોતાં દીધાં, અંગ્રેજોએ તે છીનવી લીધાં હતાં. એટલે જ્યારે ગાંધીજીએ કહ્યું કે હથિયાર નથી તો મારી પાછળ પાછળ આવો, ત્યારે લોકોએ કહ્યું કે હા, તારી પાછળ ન આવીએ તો બીજું કરીએ પણ શું ? વિના દ્વેષ જેટલું થઈ શકશે તેટલું જરૂર કરીશું

આજે દેશના સિપાઈ અને જનતાના મનમાં શસ્ત્રોની જે ભૂખ જાગૃત થઈ છે તે ઓછી કરવાની અવશ્ય જરૂર છે. પરંતુ એમનામાં આજે વીરતા પ્રગટ થઈ રહી છે એને હું જટાયુ કે અભિમન્યુની વીરતા કરતાં લગીરે ઓછી નથી માનતો. આપણે આજ સુધી જે યુદ્ધની નિંદા કરેલી અને આજેય કરીએ છીએ તે જુદા પ્રકારનું યુદ્ધ. War is a statesman's game,

the priest's pleasure, the lawyer's jest and the hired assassin's trade—યુદ્ધ એ રાજ્યકર્તાની રમત છે, પુરોહિતનો પ્રમોદ છે, કાયદાબાજનો વિનોદ છે અને ભાડૂતી ખૂનીનો વ્યવસાય છે પણ આ એવું યુદ્ધ નથી એટલે એમના પરાક્રમની હું કદર કરું છું પ્રશંસા કરું છું

### પરસ્પર દોષારોપણ

હવે કોઈ પૂછી પાડે છે કે તમે કેમ હથિયાર નથી લેતા? તો હથિયાર એક એવું ઓજાર છે કે તેનો ઉપયોગ માત્ર સંહાર માટે જ થઈ શકે છે એટલા વાસ્તે અમે હથિયાર નથી લેતા અમે નિઃશસ્ત્રીકરણ થાય એમ પણ ઇચ્છીએ છીએ અને શકે તો એકપક્ષી નિઃશસ્ત્રીકરણ થાય એમ પણ ઇચ્છીએ છીએ, અને આ જો શક્ય ન હોય તો ઓછામાં ઓછું એટલું તો ઇચ્છીએ જ છીએ કે સંરક્ષણ ખાતર જ હથિયારનો ઉપયોગ થાય સંરક્ષણની વ્યાખ્યા શું કરશો? એ તો તમે જેવું જ ને? આપણા સૈનિકો ત્યાં માત્ર્ર હથિયાર લઈને ગયા, પૂરતી તૈયારી વિના ગયા દુનિયા કહે છે કે આટલા બેવકૂફ બીજા કોઈ નહીં હોય પરંતુ હું કહું છું કે Our diplomacy has failed because our humanity got the better of our diplomacy—આપણી રાજનીતિ નિષ્ફળ ગઈ, કારણ કે આપણે માનવતાની ભાવનાને રાજનીતિ કરતાં વિશેષ મહત્ત્વ આપ્યું અને આ ઉચિત જ કર્યું છે શું હું આજે જવાહરલાલને એમ પૂછું કે પંદર વર્ષથી રાજ કરો છો, તેમાં તમે શું કર્યું? તો તેઓ મને સામા પૂછશે કે પંદર વર્ષથી અહિંસાનાં ગીત ગાઓ છો તો તેટલા વખતમાં હજુયે શું   રી નાખ્યું? જો આમ કરીએ તો પરિણામ એ આવે કે અમે એકમેકને પૂછતા રહીએ અને ચીન આગળ વધતું રહે

### વૈરવૃત્તિ નહીં, વીરવૃત્તિ :

આ લડાઈ લાંબી ચાલશે એમ કહેવામાં આવે છે તો લોકોને એ વાત સમજાવવી કે અસફળતા એ પરાજય નથી અસફળતામાં પ્રેરણા મળે છે, પરાજયમાંથી તે નથી મળતી વળી લડાઈ જો લાંબી ચાલી, અને અમેરિકાની મદદથી ચાલી તો દેશમાં વીરવૃત્તિનો નહીં, પણ વૈરવૃત્તિનો વિકાસ થશે. આજેયે એવી એક વૃત્તિ જન્મી શકે છે કે અમેરિકાના બુટ પોલિશ પણ કરીશું પણ આ ચીનાઓને તો ખો ભુલાવી દઈશું આ વૈરવૃત્તિ છે, જે emotional dependence—માનસિક અવલંબન, પરતંત્રતામાંથી જન્મે છે નિર્બળતામાંથી કે કાયરતામાંથી કદી વીરવૃત્તિ નથી જાગતી, વૈરવૃત્તિ જ જાગે છે અને વૈરવૃત્તિમાંથી હમેશાં ક્રૂરતા જન્મે છે આવી ક્રૂરતા હિંદુ-મુસ્લિમ હુલ્લડો વખતે અને ભાષાકીય ઝઘડાનો વખતે જોઈ છે અને આજે ચીની નાગરિકો સામે તથા સામ્યવાદીઓની ઓફિસ બાળવામાં જોઈએ છીએ

● આજે હાલત એવી છે કે આપણે પોતાને ભરોસે લડી શકીએ તેમ નથી આજે આપણે બ્રિટન ને અમેરિકાને ભરોસે લડી રહ્યા છીએ અમેરિકાએ આપણને કહ્યું છે કે આ શસ્ત્રો પાકિસ્તાનની વિરુદ્ધ વાપરવાનાં નથી આપણે પણ એવી જ માગણી કરેલી ને કે પાકિસ્તાનને અપાતી શસ્ત્રસહાય આપણી વિરુદ્ધ ન વપરાય તો આજે બ્રિટન-અમેરિકા કહે છે કે આ તમારી નહીં પણ અમારી લડાઈ છે મિત્રને આવું જ શોભે! આવું આગ્રહ પકડ્યું શું હશે? જો સમાધાન કરવી હોય તો અમને પૂછીને જ કરજો આમ તમારી સ્વતંત્રતા અકિત થઈ ગઈ અને કદાચ પછી અમેરિકા એમ પણ કહે કે ભાઈ, તમારી લડાઈ તો અમે જીતી દીધી, હવે અમારું માનીને કાશ્મીર પાકિસ્તાનને આપી દો

### શસ્ત્રશક્તિ પાછળ નાગરિકશક્તિ

તો આપણે સમજવાનું એ છે કે માત્ર શસ્ત્ર-સામગ્રીથી દેશનું સંરક્ષણ નહીં થાય એ આજે આવશ્યક છે પણ પર્યાપ્ત નથી આપણી સૈનિકશક્તિની પછવાડે અધિષ્ઠાન અમેરિકાની મદદનું નહીં પણ દેશની નાગરિક શક્તિનું હોવું જોઈશે. જે દિવસે આપણે શસ્ત્રશક્તિની પાછળ નાગરિક શક્તિનું અનુમોદન ને સમર્થન ઊભું કરી શકીશું તે દિવસે આપણી સ્વતંત્રતા અબાધિત ને સુરક્ષિત રહેશે નહીં તો આપણી સ્વતંત્રતાની વલે સોહાગણના કુંકુમના જેવી થશે. એટલે નાગરિક

શક્તિને આપણે કેળવવી પડશે, સંગઠિત કરવી પડશે. અને તમે સંરક્ષણની પહેલી હરોળ કહો કે બીજી હરોળ કહો, મારે માટે તો એ સાચા સંરક્ષણની એકમાત્ર હરોળ છે. એ સિવાય બીજો કોઈ વિકલ્પ નથી. યુદ્ધમોરચા પર તો પાંચ લાખ માણસ જશે, દસ લાખ જશે, પણ બાકીના કરોડો શું કરશે? એમનામાં વીરવૃત્તિ જગવવી પડશે, એમનું મનોબળ ટકાવવું પડશે, એમની ધીરજ ને એમનો આત્મવિશ્વાસ જાગવવો પડશે. આ બધું પાયાનું ભગીરથ કામ શાંતિ-સેનાએ કરવાનું છે.

● તો તમારે ત્રણ–ચાર ચીજ મુખ્ય કરવાની છે. એક તો તમે ઘેરઘેર જઈને સમજાવો કે આઝાદીની કીમત આરામથી વધુ છે. સૂકો રોટલો ખાતો ગરીબ માણસ મીઠાઈ માટે અમીરનો કૂતરો બનશે? આરામને ખાતર આઝાદી વેચનારો ગરીબ હોય કે અમીર હોય પણ તે માણસ નથી. આ વાત લોકોને સમજાવો. અને આજે તેઓ સમજશે કે આજે તેઓ આઝાદી માટે જાગી ઊઠયા છે.

બીજું એ સમજાવો કેમ કે જો તમને તલવાર ઉપર શ્રદ્ધા હોય તો તે જરૂર ચલાવો. ત્યારે ગાંધી, વિનોબા કે સર્વોદયવાળાઓને ભૂલી જાઓ. પરંતુ એટલું યાદ રાખો કે શસ્ત્રની પાછળ જ્યાં સુધી નાગરિક શક્તિનું પીઠબળ ન હોય ત્યાં સુધી તે કાંઈ ન કરી શકે. આ નાગરિક શક્તિ તે શસ્ત્રની શક્તિ નથી, મનોમળની શક્તિ છે, આત્માની શક્તિ છે. આ શક્તિ જાગી તો હિંદુસ્તાનનો કોઈ વાળ પણ વાંકો નહીં કરી શકે. આજે દુનિયાની બધી લડાઈ મોટાં રાષ્ટ્રોને ભરોસે ચાલે છે. એટલે નાનાં રાષ્ટ્રોની સ્વતંત્રતા અબાધિત રહી શકતી નથી. એને અબાધિત રાખવા માટે દેશમાં શસ્ત્રથી નિરપેક્ષ નૈતિક જનશક્તિ ઊભી કરવી પડે.

ત્રીજી વાત એ સમજાવો કે જો દેશમાં અસ્પૃશ્યતા ને ગરીબી રહેશે, તેણે પરધર્મ ને સામ્યવાદનો મુકાબલો કરવો પડશે. વિનોબાની વાત આજ સુધી ભલે ન માની પણ હવે આજ માની લો, નહીં તો કોઈ પણ શક્તિ તમને આમાંથી નહીં બચાવી શકે.

ચોથી વાત એ કે સામ્યવાદીઓ એમ કહે છે કે લોકશાહી પદ્ધતિમાં સમાજપરિવર્તન નથી થઈ શકતું. એમની તો આ પ્રતિજ્ઞા છે, દૃઢ શ્રદ્ધા છે. તો આપણે આ દેશમાંએ સિદ્ધ કરી બતાવવાનું છે કે શાંતિમય લોકશાહી ઉપયોથી સમાજમાંની વિષમતાઓનું, અન્યાયનું નિરાકરણ થઈ શકે તેમ છે. આમ નહીં કરી શકીએ ત્યાં સામ્યવાદનું આકર્ષણ રહેવાનું.

## આપણો 'અરણ્યવાસ'

તો મિત્રો, મોરચા પર શસ્ત્ર સાથે કે શસ્ત્ર વિના જવાનું છે અને તેમને માટે ધન ને સામગ્રી એકઠી કરવાનું પ્રાથમિક કામ કરનારા તો અનેક નીકળશે પણ આ બીજા દરજ્જાનું કામ કરવા કોણ આગળ આવશે? આ કામમાં પોતાની જાત ખૂપાવી દે એવા નવયુવાનોની આજે જરૂર છે. આ કામ ફિક્કું છે, એ Thank-less task છે. એમાં કોઈ તમને ધન્યવાદ નહીં દે. તમને કોઈ સુધશેય નહીં. આ કામમાં કોઈ પરાક્રમની ચમક નહીં દેખાય. અને ચીનાઓની નિંદા અને સામ્યવાદીઓ પરના હલ્લા સામે રક્ષણ કરવા નીકળશો ત્યારે તો લોકો તમને દેશદ્રોહી પણ કહેશે. અને છતાં શાંતિ સૈનિકોએ આ કામ કરવું પડશે. તે માટેની હિંમત ન હોય તો તેઓ એક બાજુ ચૂપ બેઠા રહે. લડાઈના મોરચે જવાને માટે જોઈએ તેના કરતાં વિશેષ હિમતની આ કામ માટે જરૂરત છે. આ દેશમાં આજે એવી કેટલીક બહાદુર વ્યક્તિઓની જરૂર છે, જેઓ આ ચમકહીન કામ કરવા માટે કમર કસે. આ બીજા દરજ્જાનું કામ શાંતિ-સૈનિકોએ લોકભક્તિ ને લોકનિષ્ઠાથી પ્રેરિત થઈને કરવું પડશે. આ સંદર્ભમાં આ બધાં કામો તરફ જુઓ અને સ્વતંત્રતાના સંરક્ષણ માટે આટલા મોરચે કામ થાય છે તો તેમાં આને પણ એક મોરચો માનો તો તમારી ને મારી બેઉની ઉન્નતિ થશે. આજે આપણે નમ્રતાપૂર્વક એમ માની લઈએ કે આ આપણો અજ્ઞાતવાસ છે, પાંડવોનો વિરાટપર્વ છે, રામનો અરણ્યવાસ છે, જાણી જોઈને આપણે ખ્યાતિ ને પ્રશંસા સામેથી મોઢું ફેરવી લેવું પડશે.

# પં. નહેરુ : [ એન. બી સી ટેલિવિઝન – મુલાકાત : ૫-૧૨-૬૨ ]

## " ચીને જે કર્યું છે તે વિશ્વના આત્માનું અપમાન છે "

હવે ચીન અંગે કોઈ બિન જોડાણનો સવાલ રહેતો નથી. ચીન અંગે પંચશીલનો સવાલ પણ રહેતો નથી એણે પોતે જ, પોતાનાં વચનો તોડીને, એનો અંત આણ્યો છે

આપણને ઘણા ભૂંડા આઘાતો લાગ્યા છે હવે આપણે બેફિકર કે ઘેનમાં રહેવા માગતા નથી આપણે આપણી ફોજી તૈયારીઓ ચાલુ રાખશુ

ભારત અને બીજા ઘણાખરા દેશો માટે બિનજોડાણની નીતિ એ સારી નીતિ છે એમ હું માનુ છુ જો કે ભારત પરના ચીની હુમલાને કારણે કેટલાક દેશોના મગજમાં બિનજોડાણની નીતિનો વિચાર હીનો પડ્યો છે. ભારત કે ચીન બેમાંથી કોઈ એક બીજાને છિન્નભિન્ન કરતો ફટકો મારી શકે એમ હું માનતો નથી તેઓ (ચીનાઓ) દિલ્હી ચઢી આવવા માગતા હોય તો ય હું નથી ધારતો કે તેઓ તેમ કરવા શક્તિમાન થાય તે જ પ્રમાણે હું પણ પેકિંગ ઉપર હલ્લો લઈ જવાની ધારણા નથી રાખતો, પરંતુ સ્થાનિક દરજ્જે હારજીત થઈ શકે એમ છે ભારતે અમુક વર્ષો સુધીના સંરક્ષણ માટે તૈયાર રહેવાની યોજના કરી છે ભારતીય લશ્કર નેફામાંથી અને કાશ્મીરમાંના લડાખના અમુક ભાગમાંથી ચીનાઓને હાંકી કાઢવા શક્તિમાન બનશે એમ હું માનુ છુ પરંતુ બધા જ ભાગો માંથી તેમને હાંકી કાઢવા અંગે હું કહી શકતો નથી જો કે આપણને એ ગમે અને તેવા પ્રયાસ પણ આપણે કરીશુ પરંતુ એવી સ્થિતિ ઊભી થાય તે પૂર્વે જ, આપણી તરફેણમાં વાટાઘાટોની અનુકૂળતા પેદા થવાની શક્યતા છે × × × ચીનાઓ સાથે મંત્રણા શક્ય બને તો પણ લશ્કરી તૈયારીઓ ચાલુ જ રહેશે

*

રશિયનોએ હજુ કશુ બતાવી શકાય તેવું કર્યું નથી, છતાં તેઓ ભારત સાથે બહુ જ મૈત્રી ભર્યું વલણ રાખે છે એમણે જે કંઈ મદદ આપી છે તે ઉપરાંત એનાથી વિશેષ ઊંડુ બીજુ છે તેમની સર્વસાધારણ વિશ્વરાજકારણની દૃષ્ટિએ, તેઓ ભારતની મૈત્રી ચાહે છે, સાથોસાથ ભારત સશક્ત અને વિકસિત બને એમ પણ ઇચ્છે છે પ્રાવદાના પહેલા લેખે ભારતને ખરેખર નિરાશ કરેલું પરંતુ પાછળથી કૈંક અંશે જુદું વલણ જણાય છે રશિયનો ઇચ્છે છે કે ગમે તે રીતે પણ ચીન સાથે વાટાઘાટો થાય

*

પરિસ્થિતિના દબાણને કારણે ભારતને પશ્ચિમની લશ્કરી મદદ લેવી પડી છે આવી મદદ લેવી પડે ત્યારે જ સૌ કોઈ લેતું હોય છે

*

અમેરિકાએ પાકિસ્તાનને જે ફોજી મદદ કરી તે અમુક હેતુ માટે જ હતી ભારત સામે વાપરવા ન હતી પરંતુ પાકિસ્તાને મૂળ હેતુને બદલે આખુ દૃષ્ટિબિંદુ જ બદલી નાખ્યું છે

હવે તો તેઓ ચીનની પ્રશંસા કરે છે અને ભારતની તથા અમેરિકાની નિંદા, એ તો ભારે અજબ વાત મનાય એક રીતે તેઓ ચીની જાળમાં ફસાયા છે

મને ખબર નથી કે ચીને એમને શાનુ વચન આપ્યું છે પરંતુ એવી જબરી અફવા છે કે, તમે જાણો છો તેમ, ભારતના પૂર્વ પ્રદેશમાંથી અમુક હિસ્સો એમને આપવાનુ ચીનાઓએ તેમને વચન આપ્યું છે

એ તો સ્પષ્ટ જ છે કે, આપણે માટે ચીનનો ભય છે તે જ રીતે એમને પણ છે જ.

પાકિસ્તાન માટે આદર્શ ઘડી આવી હતી કે જ્યારે તે આપણને ટેકો આપીને ભારત ઉપર ખૂબ જ ઊંડી છાપ પાડે આપણા મન

તો કામદારોનું રાજ્ય છે—એટલે 'જીવો અને જીવવા દો'ની નીતિમાં તે માનતું જ હશે. પરંતુ આજે તો બધાની ભ્રમણા ભાંગી ગઈ છે. એટલું જ નહિ પણ જગતનાં નવાં મૂલ્યો જોવાની આપણને ફરજ પડી છે. આપણે શાંતિપ્રિય પ્રજા છીએ. જો આપણે લડવું જ હોત તો ચીને તિબેટ ઉપર ચડાઈ કરી ત્યારે જ, તિબેટમાં હિત અને હક હોવાને કારણે, આપણે લડી લેત.

હવે આપણે સમજી લેવું જોઈએ કે રશિયા ચીન એ બંને સામ્યવાદી ધરીનાં બે રાજ્યો છે. મૂડીવાદ અને સામ્યવાદ વચ્ચેનો જેમ સંઘર્ષ છે, તેવી જ રીતે લોકશાહી અને સર્વસત્તાવાદ વચ્ચેનો સંઘર્ષ રહેવાનો જ. વિશ્વવિજય એ સામ્યવાદનું ધ્યેય છે. લોકશાહીને જાગ્રત થતાં વાર લાગે છે, પરંતુ એકવાર જાગ્રત થાય પછી એને જગતમાં કોઈ રોકી શકતું નથી.

**જો હિમાલય પડશે તો બર્મા પડશે, સિલોન પડશે, પાકિસ્તાન પડશે અને એશિયાનાં ઘણાં રાજ્યો પડશે. આ સામ્યવાદ તરફથી પૂર્વયોજિત કાવતરાંમાં આપણે ફસાઈ ન પડીએ તેવી તકેદારી રાખવી પડશે.**

**ડૉ. કુલશ્રેષ્ઠ :**

આ પછી જાણીતા વિચારક અને ડૉક્ટર શ્રી. કુલશ્રેષ્ઠે અંગ્રેજીમાં પ્રવચન કરતાં એ મુદ્દા તરફ ખાસ ધ્યાન ખેંચ્યું હતું કે આપણો દેશ આજ સુધી શાંતિમાં રહેતો આવ્યો છે પરંતુ આ નવા જમાનામાં હવે લશ્કરનો સામનો લશ્કરથી કરવો પડશે અહિંસા નહિ ચાલે...આપણી સામે યુદ્ધનો પડકાર આવીને ઊભો છે, તેને પહોંચી વળ્યેજ છૂટકો.

આ પછી મ. સ. **પ્રો. સોમજી :** વિશ્વવિદ્યાલયના રાજકારણ વિભાગના પ્રોફેસર શ્રી. સોમજીએ અંગ્રેજીમાં ઉદ્બોધન કરતાં એક બીજો મુદ્દો બહાર આણ્યો હતો કે આપણા શત્રુ આપણા ભૂતકાળથી સારી પેઠે પરિચિત છે. આપણી અહિંસા અને શાંતિપ્રિયતાનો એણે સારી પેઠે અભ્યાસ કર્યો છે અને આ કમજોરીઓનો લાભ તેણે ઉઠાવ્યો છે...આવા સંજોગોમાં આપણો કિલ્લો મજબૂત બનાવવા, આજ પૂર્વે આપણે જે વસ્તુ ન હતા કરતા તે કરવી પડશે. ઔદ્યોગિક રીતે અને માનસિક રીતે આપણે ધરમૂળથી પલટાવું પડશે દ્વિધાભરી મનની સ્થિતિનો ત્યાગ કરવો પડશે. આ વિચારસરણીનું યુદ્ધ બુદ્ધિજીવીઓએ લડવું પડશે...આમાંથી જ નવી નેતાગીરી બહાર આવશે... રાજકારણનું વિજ્ઞાન કહે છે કે યુદ્ધ માત્ર લશ્કરનું જ હોતું નથી. પરંતુ માનવ મૂલ્યોનો પણ એમાં હિસ્સો છે.

**પ્રો. સુરેશ જોષી :**

બાદ, મ. સ. વિશ્વવિદ્યાલયના ગુજરાતીના પ્રાધ્યાપક શ્રી. સુરેશ જોષીએ લેખક-સર્જકની વિલક્ષણ દષ્ટિએ સમસ્યાની રજુઆત કરતાં કહ્યું હતું કે સાહિત્યકારોએ આ સમયમાં અને દરેક સમયે ભાષાની જાળવણી કરવી જોઈએ. શબ્દોની કાળજી નહિ રાખીએ તો બધું જ ઢોળાઈ જશે.

**આજે તો શાંતિ પણ યુદ્ધનું રૂપ ધારણ કરીને આવે છે.**

એક બાજુ લશ્કર મોરચો સંભાળી રહ્યું છે ત્યારે બીજો મોરચો સંભાળવાનું કામ સાહિત્યકારોને શિરે છે. પરંતુ લેખકને કલમને બદલે બંદૂક આપવામાં આવે એ નહિ ચાલે. લેખકને સ્વયં સ્ફુરણાથી લાગે કે મારે આવી કવિતા લખવી છે તો તે જરૂર લખે, પણ એના સાહિત્યકારપણાની સ્વતંત્રતા ઉપર કોઈ જાતનું નિયંત્રણ, આવા સમયમાં પણ, ચલાવી લેવાય નહિ. સાહિત્યકાર તરીકેનું સ્વાતંત્ર્ય જોખમાવું જોઈએ નહિ. × × અત્યારે તો જાણે 'ઑલ ઈઝ વન'નું સત્ર બની ગયું છે અને હવે જ પરિસ્થિતિની કૂરતા આવે છે. યુદ્ધ આવે છે ત્યારે બધા એક થઈ જાય છે.

**બધું જ તોડી છિન્નભિન્ન કરી નાખનાર યુદ્ધ જ આપણને સૌને એક સૂત્રમાં જોડી આપે છે!**

સાહિત્યકાર 'મારો દેશ' જ્યારે કહે છે ત્યારે એ ભૌગોલિક ખ્યાલ કરતો નથી, એનું દુઃખ અને એની સંવેદના જુદા જ પ્રકારની હોય છે. સાહિત્યકાર માણસ છે, નાગરિક છે—પરંતુ તે સાહિત્યકાર સર્વપ્રથમ છે. × × આ પછી શ્રી. જોષીએ કૃષ્ણના મૃત્યુની વાત કહી

'યુદ્ધ કોને કેટલું ઉતારી પાડે છે તે તો કોણ કહી શકે એમ છે?'—પ્રશ્ન રજૂ કર્યો હતો.

**આર. સી. મહેતા :**

બાદ, મ. સ. વિશ્વવિદ્યાલયના નાટ્ય-સંગીત-નૃત્ય મહાવિદ્યાલયના આચાર્ય થી આર. સી મહેતાએ દરેક નાગરિકના—લેખક અને કલાકારના રાષ્ટ્રીય ધર્મ ઉપર ભાર મૂકયો હતો. દેશ ઉપરની આપત્તિના સમયે આપદ્ધર્મ બજાવવા. સૈનિકનું કામ પણ કરવું પડે તો ય તેણે તૈયાર રહેવું જોઈએ.

**ભાઈલાલભાઈ કોન્ટ્રાક્ટર :**

ત્યાર પછી ધારાસભ્ય શ્રી ભાઈલાલભાઈ કોન્ટ્રાક્ટરે બુદ્ધિજીવીઓએ નાગરિક તરીકે આગળ આવી લોકોને જાગત કરવાનું, લોકોનો ગુસ્સો યોગ્ય માર્ગે વાળવાનું અને વિચારોની સ્પષ્ટતા કરવાનું કર્તવ્ય અદા કરવા જણાવ્યું હતું. અને આ બધા ધનવિચારો પ્રજા પચાવી શકે તે માટે સરળ ભાષા અને સ્વરૂપમાં રજૂ કરવાનું સૂચન કર્યું હતું.

**પ્રિન્સિપાલ સત્યનિસ :**

બાદ, જાણીતા શિક્ષણવેત્તા અને પ્રિન્સિપાલ શ્રી. સત્યનિસે શિક્ષક તરીકેના પોતાના અનુભવો રજૂ કર્યા હતા. અને જણાવ્યું હતું કે વિદ્યાર્થીઓમાં રાષ્ટ્રભાવના જેટલી છે એટલી રાજકીય નેતાઓમાં પણ નથી. રાજકારણીઓ તો આ યુદ્ધને પણ ટૂંકી દૃષ્ટિએ—આગામી ચૂંટણી નજરમાં રાખીને વિચારે છે. પાર્લામેન્ટમાં પણ કેટલાક આવી દૃષ્ટિ રાખીને જ મોરચો માંડતા હોય છે.

પરંતુ શિક્ષકની દૃષ્ટિ પાંચ દસ વરસ પૂરતી જ નહિ, આવતી પેઢી તરફ હોય છે અને એ રીતે પ્રજાના ઘડતરનું કામ કરે છે.

**જયંતિ દલાલ :**

બાદ, અમદાવાદથી આવેલા મહેમાનોમાં જાણીતા સાહિત્યકાર શ્રી. જયંતિ દલાલે બુદ્ધિજીવીઓ ઉપર ટકોર કરતાં કહ્યું હતું કે આ દેશમાં સાચેસાચ બુદ્ધિજીવીઓ હોત તો દેશની આવી દુર્દશા થાય ખરી? આપણે બુદ્ધિજીવીઓ રહ્યા છીએ ખરા! ×× એની શરૂઆત સૂખથી થાય છે. વધુમાં તેમણે જણાવ્યું હતું કે આજનો સંઘર્ષ જીવન જીવવાની બે પ્રણાલિકા વચ્ચેનો છે. અત્યારે ભલે સરહદનો ઝઘડો હોય પણ થોડા દિવસમાં એ 'ટોટલ વૉર'માં પરિણમશે એ નક્કી માનજો. આપણે યુદ્ધ ટાળવા માટે બધું કરી જોયું છે—અપમાન થાય તેવી સ્થિતિએ પહોંચીને પણ કહ્યું કરવામાં બાકી રાખ્યું નથી. પરંતુ યુદ્ધ આપણે ટાળી ન શકયા. હવે તરંગો ને ભ્રમણાઓ નહિ ચાલે. આજની ઘડી વિચારોની સ્પષ્ટતા માગે છે—એ આપણે ન ભૂલીએ.

**નીરુ દેસાઈ :**

બાદ જાણીતા વિચારક-સંપાદક શ્રી. નીરુ દેસાઈએ એવો મુદ્દો રજૂ કર્યો હતો કે આ યુદ્ધ બે 'એબ્સોલ્યુટ' પરિબળો અને દેશો વચ્ચેનું યુદ્ધ છે. આને આપણે માત્ર લશ્કરી વિજયનું યુદ્ધ માનવું ન જોઈએ લોકશાહી વિચારસરણી ને જીવનપદ્ધતિને બચાવવા બનતું બધું જ કરી છૂટવું પડશે.

**રવિશંકર રાવળ :**

ત્યાર પછી જાણીતા કલાકાર શ્રી. રવિશંકર રાવળે સૌને આ આપત્તિ પ્રસંગે દેશની રક્ષાના કામે લાગી જવા—પ્રવૃત્ત થવા સૂચવ્યું હતું.

**ચંદ્રભાઈ કા. ભટ્ટ :**

જાણીતા લેખક શ્રી ચંદ્રભાઈ કા. ભટ્ટે જણાવ્યું હતું કે યુદ્ધ પછી પણ આપણા આ બે દેશો વચ્ચે સંઘર્ષો રહેવાના જ છે. આ બને મહાન દેશો વચ્ચેના યુદ્ધથી આખી દુનિયાની સંસ્કૃતિ, ભૂગોળ અને સંસ્કાર બધું જ ગુંચવાઈ ગયું છે સામ્યવાદી ચીને એક પ્રજા ઉપર નહિ પણ જગતની બધી જ પ્રજા ઉપર આક્રમણ કરી બુદ્ધિજીવીઓ તથા તમામ નાગરિકોને પડકાર આપ્યો છે...

**જ્યોતીન્દ્ર મહેતા :**

અંતે પ્રમુખસ્થાનેથી શ્રી. જ્યોતીન્દ્ર મહેતાએ અંગ્રેજીમાં ઉપસંહાર કરતાં જણાવ્યું હતું કે—

[ અનુસંધાન પાના ૮૦ ઉપર ]

# સંરક્ષણ માટે આર્થિક તૈયારી

અભ્યાસી

જે દેશ બીજા કોઈ બળવાન દેશનો ખંડિયો દેશ બનવા ન ઈચ્છતો હોય, જે દેશ પોતાની આંતરિક તેમજ પરદેશ નીતિ પોતે યોગ્ય ધારેલા સિદ્ધાંતો મુજબ ઘડવા ઈચ્છતો હોય તેણે, એ નીતિના રક્ષણ અર્થે જરૂરી તાકાત ઊભી કરેલી હોવી જોઈએ, એવું વાસ્તવિક જ્ઞાન આપણને ચીની આક્રમણે કરાવ્યું છે. આપણે કોઈ દેશ પર આક્રમણ કરવા ઈચ્છતા નથી, તેથી આપણા પર કોઈ દેશ આક્રમણ કરે જ નહિ, એટલી સરળ આ દુનિયા હજુ નથી બની ગઈ, એ જ્ઞાન પણ ચીની આક્રમણે જ આપણને કરાવ્યું છે. દેશના સંરક્ષણ માટે ગમે તે ભોગ આપવો પડે તો પણ તે આપવો જ જોઈએ એ જાતની કુરબાનીની ભાવના આખાયે દેશમાં ઊભી કરી દેવાનું શ્રેય પણ ચીની આક્રમણને જ આપવું પડશે. ચીની આક્રમણ પહેલાં આપણી સરકાર જે કંઈ ખર્ચ સંરક્ષણ પાછળ કરતી તેની કડક-આલોચના સંરક્ષણ માટે પૂરતી તૈયારી ન કર્યા બદલ આજે સરકારનો દોષ કાઢનારા કેટલાક જવાબદાર લોકો પણ કરતા હતા. પણ એ સિવાય બીજા પણ અનેક લોકોને સંરક્ષણ પાછળ થતો ખર્ચ વધારે પડતો લાગતો હતો. એ બધો ખર્ચ સંરક્ષણને બદલે વિકાસ કાર્યો પાછળ થાય એમ સૌ ઈચ્છતા હતા. ચીની આક્રમણ પછી હવે આ દેશમાં ભાગ્યે જ કોઈ એવું હશે કે જેને આપણે અગાઉ સંરક્ષણ પાછળ કરતા હતા તે ખર્ચ અપૂરતો નહિ લાગતો હોય. સંજોગોની જ આ બલિહારી છે ને!

"દેશે પોતાના સ્વમાનનું અને પોતાની સરહદોનું રક્ષણ કરવા માટે પૂરતી તૈયારી કરવી જ જોઈએ, એવો સર્વ સામાન્ય ભાવ દેશમાં આજે પ્રવર્તે છે. પણ, આ પૂરતી તૈયારી એટલે શું એ વિષે કશી સ્પષ્ટતા હજુ થઈ નથી. જે દુશ્મનનો આપણે મુકાબલો કરવાનો છે તેની લશ્કરી તાકાતનો કંઈક ખ્યાલ આપણને મળ્યો છે. તેની પાસે ૨૫ લાખનું સુસજ્જ લશ્કર છે. બીજા ૪૦ લાખ સૈનિકોનો રીઝર્વ ફોર્સ છે. ઉપરાંત ફરજિયાત લશ્કરી તાલીમ હોવાને કારણે ટૂંકી નોટીસે બીજા કરોડો માણસોને તે લશ્કરમાં સામેલ કરી શકે તેમ છે. આ ઉપરાંત ૩૦,૦૦૦ લશ્કરી વિમાનોનું મોટું વિમાની દળ તેની પાસે છે. અણુશસ્ત્રો બનાવવાની દિશામાં તે ઝડપભેર પ્રગતિ કરી રહેલ છે.

બીજી બાજુથી, પાકિસ્તાન સાથે આપણા સંબંધો સારા નથી, અને નજદિકના ભવિષ્યમાં એ સંબંધો સુધરી જાય એવી શક્યતા બહુ દેખાતી નથી. ચીન પાકિસ્તાન વચ્ચે હમણાં થએલા કરારોએ તો પરિસ્થિતિને વધુ ગુંચવી છે એમ કહીએ તો પણ ચાલે. પાકિસ્તાન સાથે આપણે સારામાં સારા સંબંધો બાંધવાની બધી જ કોશીષ કરીએ, છતાં એ અંગે કશા ભ્રમમાં પડી જઈએ એ હવે પાલવે તેમ નથી. તેથી પાકિસ્તાન સાથે, ખાસ કરીને કાશ્મીર મોરચે, આપણી લશ્કરી તાકાત ઘટાડી શકાય તેમ નથી ચીન સામેના મોરચામાં પાકિસ્તાન ઈચ્છે તો આપણને આસામ તેમજ કાશ્મીર બંને મોરચે સારી રીતે મુંઝવી શકે તેમ છે.

આ સંજોગોમાં આપણે કેટલું લશ્કર રાખીએ તો તે પૂરતું ગણાય, તથા કેટલું વિમાની દળ પૂરતું ગણાય, તથા અન્ય શસ્ત્ર સામગ્રી કેવા પ્રકારની તથા

કેટલી હોય તો તે પૂરતી ગણાય એ વિષેના ચોક્કસ અંદાજો પર આવવાનું કામ ઘણું મુશ્કેલ છે. એ અંદાજો બાંધવા માટે ઘણા ઊંચા પ્રકારના લશ્કરી જ્ઞાનની જરૂર છે. ઉપરાંત ચીન સાથેનો ઝઘડો શું પલટો લે છે તે પણ જોવાનું રહે છે. તેથી એ અંદાજો બાંધવામાં કેટલોક વધુ સમય જશે વળી આ અંદાજો લાંબા ગાળાની તૈયારી માટેના હશે જેને આપણે પૂરતી તૈયારી કહીએ તેવી સ્થિતિ કંઈ ઝટઝટ આવી શકે નહિ. એ સ્થિતિ તો ધીરે ધીરે ઊભી કરી શકાય. પણ એ સ્થિતિએ વહેલામાં વહેલી તકે આપણે પહોંચીએ, એ માટે ટૂંકા ગાળાના અંદાજો તૈયાર કરવા પડશે, અને એ અંદાજો તાત્કાલિક તૈયાર થઈ જવા જ જોઈએ એ અંદાજો તૈયાર કર્યા પછી તે માટેનાં આર્થિક સાધનો કેવી રીતે ઊભાં કરવાં તેનો વિગતે વિચાર થવાની જરૂર છે આ સાધનો ઊભાં થવાં જ જોઈએ, તે વિષે તો હવે કશો વિવાદ સદ્‌ભાગ્યે દેશમાં રહ્યો નથી. કેવી રીતે ઊભાં કરવાં તે વિષે જુદા જુદા અભિપ્રાયો અને કેટલીક વાર તો સાવ વિરોધી અભિપ્રાયો પણ રહેવાનો પૂરો સંભવ છે.

ટૂંકા ગાળાના અંદાજની દૃષ્ટિએ પણ હજુ લશ્કરમાં શું ઉમેરો કરવામાં આવશે કે સાધનસામગ્રીમાં શું ઉમેરો કરવામાં આવશે તેની વિગત જાહેર થઈ નથી, પણ નાણાં પ્રધાને સંરક્ષણ પર હાલ જે ખર્ચ કરીએ છીએ તેથી બમણા ખર્ચ માટે દેશને તૈયાર થઈ જવાની સૂચના આપી છે ૧૯૬૨–૬૩માં સપ્લીમેન્ટરી બજેટ સાથે સંરક્ષણ પાછળનો ખર્ચ રૂા ૩૭૬ કરોડનો થશે એવો અંદાજ છે. આ ખર્ચ ૧૯૬૫–૬૬માં ૮૦૦ થી ૯૦૦ કરોડ જેટલો થશે એવો અંદાજ કાઢવામાં આવ્યો છે એટલે કે ત્રીજી પંચવર્ષીય યોજનાના છેલ્લા વર્ષમાં સંરક્ષણ ખર્ચમાં લગભગ ૪૨૫ થી ૫૨૫ કરોડ રૂપિયા જેટલો વધારો થવાનો સંભવ છે.

સંરક્ષણ કે યોજના એ બે વચ્ચેનો વિવાદ પણ થોડાક અપવાદો (ડો. શિનોય જેવા) બાદ કરતાં લગભગ શમી ગયો છે એમ કહી શકાય. યોજનામાં થોડાક ફેરફારો અહીંતહીં કરવા જેવા હોય તે જરૂર થાય, પરંતુ તેનું એકંદર કાઠું નહિ બદલવું જોઈએ એવો મત પ્રબળ થતો જાય છે. યોજના મારફતે આપણે દેશની આર્થિક તાકાત વધારવા માગીએ છીએ, અને સંરક્ષણનો આધાર પણ છેવટે દેશની આર્થિક તાકાત પર જ રહેલો છે. ચીન સાથેનું યુદ્ધ થોડા સમયનું નથી, પણ લાંબા ગાળાનું છે, એ જો યાદ રાખીએ તો છેવટે તો જે દેશ આર્થિક રીતે વધુ સમૃદ્ધ હશે તે જ ટકી શકશે એટલે દેશની આર્થિક તાકાત વધારવાના સઘળા કાર્યક્રમો દેશે પાર પાડવા જ રહ્યા. એટલું જ નહિ પણ સંરક્ષણની વધેલી અગત્ય જોતાં એમાંના કેટલાક કાર્યક્રમો વધારવા જરૂરી લાગે તો વધારવા પણ જોઈએ. દા. ત વાહનવ્યવહારના કાર્યક્રમો કે ઇજનેરી ઉદ્યોગો અંગેના કાર્યક્રમો વધારવા જ જોઈએ

એટલે કે સંરક્ષણ ખર્ચમાં જે વધારો કરવાનો છે તે યોજનાને ભોગે નહિ, પણ આપણા ચાલુ જીવનધોરણ પર કાપ મૂકીને તેમાંથી મેળવવાનો છે, એ વાત સ્પષ્ટ થઈ જવી જોઈએ. આપણું સરેરાશ જીવનધોરણ ઘણું નીચું છે એ વાત સાચી છે, પરંતુ ભવિષ્યના ઝડપી વિકાસની દૃષ્ટિએ તેમજ સંરક્ષણની દૃષ્ટિએ આપણે વધુ બોજો ઉપાડવા તૈયાર થવું જ જોઈશે સ્વમાનભેર જીવવા ઇચ્છતો કોઈ પણ દેશ શરૂઆતનાં વર્ષોમાં ઊંચા જીવનધોરણને પોતાનો એકમાત્ર આદર્શ ન બનાવી શકે પોતાની સ્વતંત્રતા ટકાવવા માટે જરૂરી આર્થિક અને અન્ય તાકાત ઊભી કરવાનો આદર્શ જ સૌથી વધુ મહત્ત્વનો આદર્શ હોઈ શકે.

આ દૃષ્ટિએ જોતાં સંરક્ષણ ખર્ચ માટે જરૂરી વધારાની રકમ ચાલુ આવકમાંથી મેળવવાની રહેશે હાલ આપણે સંરક્ષણ પાછળ આપણી રાષ્ટ્રીય આવકના લગભગ ૨½ ટકાનો ખર્ચ કરીએ છીએ ત્રીજી પંચવર્ષીય યોજનાના છેલ્લા વર્ષમાં એ આપણે ઉપર આપેલા અંદાજ મુજબ ૫ ટકા જેટલો કરવા માગીએ છીએ એટલે કે રાષ્ટ્રીય આવકના બીજા ૨½ ટકા આપણે સંરક્ષણ માટે ફાજલ પાડવાના છે. જાણીતા અર્થશાસ્ત્રીઓના અભિપ્રાય મુજબ આ કાર્ય

મુશ્કેલ નથી. આપણા દેશે જ બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન યુદ્ધ પાછળ રૂ. ૪૦૦૦ કરોડનો ખર્ચ કર્યો હતો. તે વખતે આપણી આર્થિક સ્થિતિ અત્યાર કરતાં વધારે નબળી હતી, તેમજ આપણે એ ખર્ચ પરદેશી રાજ્યસત્તાના અમલ નીચે કરવો પડયો હતો. આપણાથી પણ વધારે નબળી આર્થિક સ્થિતિ ધરાવતા દેશોમાં આજે બચતનો દર આપણા કરતાં (આપણો ૮½%) વધારે છે. ચીન જેનો આપણે મુકાબલો કરવા માગીએ છીએ તેનો બચતનો દર ૧૩% છે આમ ૮½ ટકાના આપણા બચતના દરમાં સંરક્ષણ માટે બીજા ૨½ ટકાનો વધારો કરવાનું આપણે માટે ખરેખર મુશ્કેલ ન બનવું જોઈએ. જે ઉત્સાહથી પ્રજાના સઘળા વર્ગોએ આપમેળે સંરક્ષણ ફંડમાં નાણાં તેમજ સોનું આપ્યાં છે તે હકીકત પણ આ માન્યતાને દઢ કરે છે.

હવે સવાલ એ વિચારવાનો રહે છે કે આ વધારાનાં નાણાં ઊભાં કરવા માટે કયા માર્ગો અપનાવવા. જો કોઈ પણ મુદ્દા પર મતભેદને અવકાશ હોય તો તે આ જ મુદ્દા પર છે આમાં પણ કેટલીક બાબતો અંગે તો સર્વસંમતિ પ્રવર્તે છે. તે મુદ્દાઓ પહેલાં જોઈએ.

(૧) ફુગાવો કરીને એટલે કે વધારાની નોટો છાપીને આ નાણાં ઊભાં નહિ કરવાં જોઈએ.

(૨) ફુગાવાને ઉત્તેજન મળે તેવા કોઈ પણ ઉપાયો બને ત્યાં સુધી નહિ લેવા જોઈએ. એટલે કે જેને પરિણામે સીધેસીધો ભાવ વધારો થાય એવાં પગલાં બને ત્યાં સુધી ટાળવાં જોઈએ

(૩) પ્રજાના સઘળા વર્ગો પર નવો બોજો તેમની આર્થિક શક્તિ ખ્યાલમાં રાખીને નંખાવો જોઈએ એટલે કે એને કારણે આર્થિક વિષમતા વધવી ન જોઈએ.

યુદ્ધને કારણે ઊભી થતી પરિસ્થિતિમાં યુદ્ધ માટે જે અનેક વસ્તુઓની જરૂર પડે છે, તે બધી પ્રજાના ચાલુ વપરાશમાંથી ખેંચાય છે. આને કારણે એ વસ્તુઓની તંગી ઊભી થાય છે. યુદ્ધની પ્રવૃત્તિઓને કારણે રોજગારી ઝપાટાબંધ વધવાને લીધે લોકોની માંગ પણ એકદમ વધવા માંડે છે. બીજી બાજુથી સામાન્ય વપરાશની ચીજવસ્તુઓ ઉત્પન્ન કરતાં કેટલાંય ઉત્પાદન કેન્દ્રો યુદ્ધ સામગ્રી બનાવવાનાં થાય છે, એટલે સામાન્ય વપરાશની ચીજવસ્તુઓનું ઉત્પાદન ઘટવાના સંજોગો ઊભા થાય છે. આમ એકબાજુથી આ ચીજવસ્તુઓની માંગ મોટા પ્રમાણમાં વધવા લાગે છે ત્યારે બીજી બાજુથી એનો પુરવઠો ઘટે છે, જેની સીધી અસર આ ચીજવસ્તુઓના ભાવો પર થાય છે અને ભાવો વધવા લાગે છે. આમ બધા સંજોગો ભાવો વધારવાના વલણવાળા હોય તે વખતે સરકારી નીતિ એ ભાવોને કાબૂમાં રાખવાની જ હોઈ શકે બીજી કોઈ પણ નીતિ આત્મઘાતક થઈ પડે. તે દૃષ્ટિએ ભાવો કાબૂમાં રહી શકે એ ખ્યાલ રાખીને સરકારની નાણાકીય નીતિ ઘડી શકાય. ગમે તેટલી અસરકારક નાણાકીય નીતિ ઘડવા છતાં સંજોગોનું દબાણ ભાવ વધારા તરફ જ રહેવાનું. તેથી તે માટે બીજા ઉપાયો પણ વિચારી રાખવા જોઈએ

(૧) યુદ્ધને કારણે કે સંરક્ષણ પ્રવૃત્તિને કારણે ઊભી થતી સઘળી વધારાની આવક સંરક્ષણ ખાતે જમા લઈ લેવી જોઈએ.

(૨) જ્યાં સુધી કટોકટીનો સમય ચાલે ત્યાં સુધી બધી જ વ્યક્તિગત આવકો સ્થિર કરી દેવી જોઈએ. વધારાની બધી આવક રોકડ રકમમાં ન ચૂકવતાં લાંબા ગાળાનાં બોન્ડમાં ચૂકવવી જોઈએ.

(૩) આવક વેરાના દર બધી જ કક્ષાએ બમણા કરી આવક વેરાની આવક બમણી કરવી જોઈએ.

(૪) ચીજ વસ્તુઓના વપરાશ પરનું દબાણ ઓછું કરવાની દૃષ્ટિએ તેમજ કરકસરભર્યા જીવન અંગેનું એકંદર વાતાવરણ દેશમાં ઊભું કરવાની દૃષ્ટિએ એક કુટુંબ, કેટલી આવક ભોગવી શકે તેની હદ નક્કી કરવી જોઈએ. (દા.ત. માસિક ૧૦૦ રૂ.) એથી વધારાની જ આવક સંરક્ષણ બોન્ડમાં રોકવાની ફરજ પાડવી જોઈએ.

(૫) દરેક પગારદાર વ્યક્તિને તેની આવકના અમુક ટકા (દા. ત. ૧૦ ટકા) સંરક્ષણ બોન્ડમાં રોકવાની ફરજ પાડવી જોઈએ.

(૬) ખેડૂતોને મહેસૂલના અમુક ગણા જેટલી રકમ સરક્ષણ બૉન્ડમાં રોકવાની ફરજ પાડવી જોઈએ.

(૭) કંપનીઓને ઘસારા ફંડ માટે કાઢેલી બધી રકમ સરક્ષણ બૉન્ડમાં રોકવાની ફરજ પાડવી જોઈએ. મશીનરી બદલવા માટે જેટલી રકમની ખરેખર જરૂર હોય તેટલી જ રકમ એમાંથી ઉપાડવાની છૂટ આપવી જોઈએ એમ માનવામાં આવે છે કે ઉપર જણાવેલા ઉપાયો મારફતે ત્રણ વર્ષને અંતે વધારાના વાર્ષિક ૫૦૦ કરોડ રૂપિયા સહેલાઈથી ઊભા કરી શકાશે. એક અર્થશાસ્ત્રીનો અંદાજ એવો છે કે આ રીતે લગભગ વાર્ષિક રૂપિયા ૧૫૦૦ કરોડ જેટલી રકમ ઊભી કરી શકાય. ડૉ. વી. કે. આર. વી. રાવનું માનવું છે કે દર વર્ષે વધારાના ૧૫૦ કરોડ રૂ. મેળવવાની દૃષ્ટિએ ઉપરના ઉપાયો વારાફરતી અમલમાં મૂકવામાં આવે તો ત્રણ વર્ષને અંતે વાર્ષિક રૂ. ૫૦૦ કરોડ જેટલી રકમ ઊભી કરવાના લક્ષ્યાંકને જરૂર પહોંચી શકાશે. ઉપર જણાવેલા બધા જ ઉપાયો ચાલુ આવકમાંથી વધારાની આવક ઊભી કરતા હોઈ ફુગાવાની અસરને રોકવામાં પણ સારી મદદ કરી શકશે એ વાત સાચી છે કે આપણું કર ઉઘરાવવું તંત્ર પૂરતું કાર્યક્ષમ નથી, તેમજ પૈસાદારોએ કર છુપાવવાની અનેક તરકીબો હસ્તગત કરી છે. પણ બદલાયેલા સંજોગોમાં આમાંની કેટલીક નબળાઈઓ ઓછી થવાનો સંભવ રહેલો છે, એ વસ્તુ આપણે ભૂલવી ન જોઈએ. વળી આમાંના કેટલાક ઉપાયો એવા છે કે જેમાં કરચોરોને ઓછો અવકાશ રહેતો નથી. દા.ત. પગારદાર વ્યક્તિઓને વધારાનો પગાર કે બોનસ બૉન્ડમાં રોકવાની ફરજ પાડવી કે ચાલુ પગારનો કેટલોક ભાગ ફરજિયાત રીતે બૉન્ડમાં રોકવાની ફરજ પાડવી, એમાંથી કોઈ છટકી શકે નહિ આ રીતે વિચારતાં આવતાં ત્રણ વર્ષ માટે વધુ નાણાં ઊભા કરવા અંગે મુકાયેલો લક્ષ્યાંક આપણે જરૂર હાંસલ કરી શકીએ એમ લાગે છે.

બીજા કેટલાક ઉપાયો પણ વધુ નાણાં ઊભાં કરવા માટે સૂચવાયા છે તે તપાસીએ.

(૧) દારૂબંધી રદ કરી દારૂમાંથી થતી આવક રાજ્યે મેળવવી જોઈએ. બંધારણમાં જે કાર્યક્રમને સ્થાન આપી તેની પ્રતિષ્ઠા સ્થાપી છે તથા જેને કારણે લાખો ગરીબ કુટુંબોનાં જીવન ઉજ્જવળ બન્યાં છે, તે કાર્યક્રમને માત્ર આવક મેળવવાને ખાતર જ જતો કરવો જરાયે ડહાપણભર્યું નથી લાગતું. એટલું જ નહિ પણ એમાંથી જેટલી આવક મેળવવાના અંદાજો કાઢવામાં આવે છે તે પણ અતિશયોક્તિભર્યા છે.

(૨) વહીવટી તંત્રમાં કરકસર કરી બચત કરવી. વિકાસ તેમજ સંરક્ષણ બન્નેના વધતા જતા કાર્યક્રમ વખતે વહીવટી તંત્રમાં કેટલી કરકસર શક્ય છે તે તપાસવા જેવું છે. જેટલી કરકસર શક્ય હોય તેટલી કરવી જ જોઈએ એમાં તો મતભેદ હોઈ જ શકે નહિ. માત્ર કેટલી કરકસર શક્ય છે, એ જ મતભેદનો વિષય છે. મારી દૃષ્ટિએ આ ક્ષેત્રમાં કરકસર કરતાં વહીવટી કાર્યક્ષમતા વધવાનો પ્રશ્ન મહત્ત્વનો છે, અને તે દૃષ્ટિએ વધુ વિચારણા થવાની જરૂર છે

(૩) ડૉ. શિનોય ઘણા વખતથી એક સૂચન કરે છે કે આયાત માટેના જે લાઇસન્સો અપાય છે તેમાંથી મોટો નફો મેળવાતો હોઈ તેને હરાજી કરી વેચવા જોઈએ, અને એ નફો રાજ્યને મળવો જોઈએ તેમનું સૂચન આમ તો આકર્ષક છે. પરંતુ એનું શું પરિણામ આવે તે પણ વિચારવા જેવું છે. જો આયાત માટેનાં લાઇસન્સો હરાજીથી વેચવામાં આવે તો બધાં જ લાઇસન્સો પૈસાદાર વર્ગના હાથમાં જાય, અને નાના ઉદ્યોગપતિનું કે નાના વેપારીનું તો એમાં ક્યાંયે સ્થાન ન રહે આ તો ઉઘાડે છોગ ઇજારાશાહીને ઉત્તેજન આપવા જેવું થાય. આજે પણ નાના ઉદ્યોગપતિને કે વેપારીને લાઇસન્સ ક્યાં મળે છે. તેણે તો વધુ પૈસા આપીને બજારમાંથી જ ખરીદવું પડે છે એવી ફરિયાદ થાય છે. પરંતુ પછી તો, આજે જે થોડા માણસોને પણ આ રીતે સગવડ મળે છે, તે બધ થઈ જશે અને ગણ્યાગાંઠ્યા પૈસાદાર વર્ગના હાથમાં જ આખા આયાતના ધંધાની મોનોપોલી આવી જશે અને બદલે, લાઇસન્સ પદ્ધતિ બંધ કરી આયાતનો બધો જ ધંધો રાજ્ય પોતાને હસ્તક લે અને ચાલુ બજાર ભાવોએ માલ રાજ્ય જ એના વાપરનારાઓને પૂરો પાડે તો રાજ્યને કેટલીક વધારાની આવક પણ થાય, એ જ

વાપરનારાઓને એ વાજબી દરે મળે. રાજ્યે દેશમાં જરૂરી ચીજ વસ્તુઓ રાજ્ય ધોરણે આયાત કરવા માટે જરૂરી તંત્ર ઊભું કરવાનું વિચારવું, અને એ રીતે આ વેપારમાંથી થતી આવકનો કેટલોક ભાગ મેળવવાનું જરૂર વિચારવું જોઈએ.

આમ એકંદરે વિચારતાં લાગે છે કે સંરક્ષણ માટે જરૂરી નાણાં દેશ યોગ્ય નાણાકીય ઉપાયો મારફતે મેળવી શકશે આ ઉપાયો જેટલા ફુગાવા વિરોધી હશે, અને જેટલા સામાજિક ન્યાયના સિદ્ધાંતને અનુરૂપ હશે (એટલે કે દરેકની શક્તિ પ્રમાણે એને બોજો ઉઠાવવા કહેવામાં આવશે) તેટલા તે ઓછા અકારા બનશે, અને પ્રજાના નૈતિક જુસ્સાને ટકાવી રાખવામાં મદદરૂપ બનશે. ચીની આક્રમણ પહેલાં ઉપર સૂચવેલા નાણાકીય ઉપાયો લેવા જતાં જેટલો ઊહાપોહ થયો હોત તેટલો આજે થવાનો સંભવ એટલા માટે નથી કે પ્રજાના મોટા વર્ગે આમાંના કેટલાક માર્ગો તો સ્વેચ્છાએ અપનાવ્યા છે. દા.ત. નોકરિયાતના મોટા વર્ગે પોતાના પગારમાં ૫ થી ૧૦ ટકાનો પગારકાપ સ્વેચ્છાએ સ્વીકાર્યો છે. એ જ રીતે મિલમજૂરોએ પણ વિના વેતને ૧ દિવસ કામ કરવાનું કબૂલ કર્યું છે અને મોટી સંખ્યામાં સંરક્ષણ બૉન્ડો ખરીદ્યાં છે. ગ્રામવાસીઓ પણ સરંક્ષણ ફંડમાં સ્વેચ્છાએ મોટી રકમો ભરી રહ્યા છે તથા સોનું આપી રહ્યા છે. એક એક ભારતી આજે દેશના સંરક્ષણ પ્રયાસોમાં હિસ્સેદાર થવા ઇચ્છે છે. સૌને માટે મોરચે જવાનું તો શક્ય નથી. પ્રજાનો એક નાનો વર્ગ જ એ કરી શકે છે. બાકી મોટો વર્ગ તો ઉત્પાદન વધારીને અને જરૂરી નાણાં પૂરાં પાડીને જ એમાં સક્રિય ભાગ લઈ શકે છે. એ દૃષ્ટિએ ઉપર સૂચવ્યા નાણાકીય ઉપાયો માટે આજનું વાતાવરણ ઘણું જ અનુકૂળ છે.

આ ચર્ચા દેશની આંતરિક જરૂરિયાતોની દૃષ્ટિએ આપણે કરી. પણ સંરક્ષણ પ્રયાસો માટે પરદેશી નાણું પણ મોટા પ્રમાણમાં જોઈશે. આપણો નિકાસવેપાર વધારીને એ મેળવી શકાય. પણ એમાં બહુ વધારો ઝટઝટ થવાની શક્યતા દેખાતી નથી. તેથી એકમાત્ર ઉપાય દેશમાં એકઠા થયેલા સોનાના જથ્થાને પ્રાપ્ત કરવાનો રહે છે. આંતરરાષ્ટ્રીય ભાવો અને દેશમાં પ્રવર્તી રહેલા ભાવો વચ્ચે રહેલી મોટી અસમાનતાને કારણે દેશમાં આજે મોટા પ્રમાણમાં સોનું એકઠું થયું છે. એક અંદાજ એવો છે કે દેશમાં અત્યારે લગભગ ૪૦૦૦ કરોડ રૂ. જેટલું સોનું હશે. આમાંનો ચોથો ભાગ પણ હાથ કરી શકાય તો પરદેશી નાણાં અંગેની આપણી સ્થિતિ હળવી થઈ શકે. આ સોનું મેળવવા માટે જાહેર કરવામાં આવેલી ગોલ્ડ બૉન્ડની યોજના લગભગ નિષ્ફળ ગઈ છે. જે શરતો સોનું મેળવવા માટે જાહેર કરવામાં આવી હતી, તે આકર્ષક ન હોવાને કારણે આમ બન્યું છે. તેથી બીજા ઉપાયો વિચારાઈ રહ્યા છે. મને એમ લાગે છે કે સોનાનો ખુલ્લો વેપાર બંધ કરી દેવામાં આવે, સોનાની લેવેચનું કામ એકલી રીઝર્વ બેંકને જ હસ્તક રાખવામાં આવે, અને સોનું હમણાં ભાવો ઘટ્યા તે વખતે જે સપાટીએ પહોંચ્યું હતું, (રૂ. ૮૪) તે ભાવોએ ખરીદવાની જાહેરાત કરવામાં આવે તો, સંભવ છે કે મોટા પ્રમાણમાં સોનું બહાર આવે. મંદિરો, દેવસ્થાનો, ટ્રસ્ટો વગેરે પાસે મોટા પ્રમાણમાં સોનું પડ્યું છે. આ સંસ્થાઓનો વ્યક્તિગત સંપર્ક સાધીને એ સોનું મેળવવાની પણ કોઈ વ્યવહારિક યોજના ઘડી કાઢવાની જરૂર છે.

સંરક્ષણ પ્રયાસોની આપણી અર્થવ્યવસ્થા પર કેટલીક કાયમી અસરો થશે તેનો થોડોક વિચાર હવે કરીએ.

(૧) સંરક્ષણ પ્રયાસોની પહેલી અસર રોજગારી પર થશે. રોજગારીમાં ઘણો મોટો વધારો થવા માંડશે, અને અનેક ઠેકાણે માણસોની મોટી ખેંચ વર્તાવા લાગશે. કોઈકને આ વાત અત્યારના સંજોગોમાં નવાઈ જેવી લાગશે કારણ આજે તો ચારે બાજુ રોજગારી ઓછી થવાનાં ચિહ્ન વર્તાય છે. માલનો ભરાવો થઈ ગયો હોવાને કારણે કારખાનાં બંધ થવાની વાતો પણ સંભળાય છે. પણ આ બધાં કામચલાઉ વલણો છે. સંરક્ષણ પ્રયાસો એક વખત બરાબર ચાલુ થઈ ગયા પછી ઉપર જણાવેલી પરિસ્થિતિ દૂર થશે. અને બધાં જ ક્ષેત્રોમાં માણસોની

બેંચ જણાયા વિના રહેશે નહિ. શરૂઆતમાં તાલીમ પામેલા માણસોની બેંચ એકંદર દેખાવા માંડશે. ત્યાર પછી એની અસર બિનતાલીમ પામેલા માણસો પર થવા લાગશે, કારણ તાલીમના મોટા કાર્યક્રમો પણ હાથ ધરવા પડશે. ધીરે ધીરે આખી વ્યવસ્થા પર આની અસર થવા માંડશે, અને સામાન્ય મજૂરીના દરો પણ ઊંચા જવા માંડશે.

બે યોજનાઓના અમલ છતાં જે પ્રશ્ન આપણે ઉકેલી શક્યા નહોતા, અને જેનું પ્રમાણ વધતું જતું હતું તે, બેકારીનો પ્રશ્ન આમ સંરક્ષણ પ્રયાસોને કારણે એકદમ ઉકેલાઈ જશે.

(૨) દેશમાં ટેકનિકલ માણસોની જરૂર એકદમ વધી જશે. તેથી મોટા પ્રમાણમાં ટેકનિકલ તાલીમના કાર્યક્રમો હાથ ધરવા પડશે. પરિણામે દેશની ટેકનિકલ જ્ઞાનની સંપત્તિ ઘણી વધવા માંડશે, જે દેશને કાયમ માટે ઉપયોગી થશે એ અર્થમાં દેશની અર્થ. વ્યવસ્થા ઘણી સધ્ધર થશે; અને કટોકટીના સમય પછી પણ દેશને તેનો લાભ મળશે.

(૩) બધાં જ ક્ષેત્રે ઉત્પાદન વધારવાની જરૂર હોઈ, તેમજ ઉપર જણાવ્યું તેમ, માણસોની બેંચ ઊભી થવાની હોઈ, સુધરેલી ઉત્પાદન પદ્ધતિઓ (improved *techniques of production*) અપનાવવાનું કામ સરળ થશે, અને બેકારીને કારણે જે કેટલીક ઓછી ઉત્પાદક કાર્યપદ્ધતિઓ પણ આપણે ચાલુ રાખવી પડી છે તે સહેલાઈથી છોડી શકાશે. એનો અર્થ એ નથી કે એવી કાર્યપદ્ધતિઓની કંઈ જ જરૂર રહેશે નહિ એવી કાર્યપદ્ધતિઓ પણ સમગ્ર ઉત્પાદન વધારવાની દૃષ્ટિએ મોટા પ્રમાણમાં ઉપયોગમાં લેવી પડશે પણ બંને વચ્ચે આજે જે સંઘર્ષ ચાલી રહ્યો છે તે તો મટી જશે. એટલા પ્રમાણમાં દેશની ઉત્પાદક શક્તિમાં વધારો થશે

આમ દેશની અર્થવ્યવસ્થાનો એકંદર ટોન (tone) ઊંચો જવાના પૂરેપૂરા સંજોગો છે. પરંતુ એ સંજોગોનો પૂરેપૂરો લાભ ઉઠાવવા માટે દેશે ચાલુ વપરાશમાં ભારે કરકસર કરવી પડશે, જરૂરી નાણાકીય સાધનો ઊભાં કરવાં જોઈશે, તથા બધાં ક્ષેત્રે ઉત્પાદન વધારવાનો કાર્યક્રમ પૂરા જોશથી ઉપાડી લેવો પડશે. આમ થશે તો ચીની આક્રમણ તેના સાચા અર્થમાં આ દેશને માટે આશીર્વાદ સમું (blessing in disguise) થશે.

---

[ અનુસંધાન પાના ૭૪ ઉપરનું ચાલુ ]

ચીનના યુદ્ધે માત્ર ભારત માટે જ નહિ, પણ સમગ્ર દુનિયા માટે પ્રશ્ન ઊભો કરી દીધો છે...૧૯૧૪ ને ૧૯૩૯નાં બે યુદ્ધોના અનુભવો પછી સ્વાભાવિક રીતે જ બુદ્ધિજીવીઓના માનમાં સવાલ ઊભો થાય છે : હજી યુદ્ધ શા માટે?

એક વિચારકે સાચું જ કહ્યું છે કે યુદ્ધ તો માણસના મગજમાં જીવે છે—જન્મે છે. એટલે કે યુદ્ધ અટકાવવું હોય તો માણસના વિચારોને નવો ઓક—નવું મૂલ્ય આપવું પડશે.

આજના યુદ્ધે એ સવાલ ઊભો કર્યો છે કે માનવજાતે જીવવું છે કે નહિ? અને ફરી યુદ્ધ ન થાય એ માટે આપણે શું કરવું જોઈએ? સાચા વિચારો અને સાચા જીવનનો માર્ગ એ જ ભાવિ યુદ્ધોને નિવારી શકશે આ કાર્ય બુદ્ધિજીવીઓનું છે

જીવનમાં ઉચ્ચ મૂલ્યો તરફ દૃષ્ટિ રાખવી જ જોઈશે. પરંતુ તેમ છતાં યુદ્ધ આવી જ પડે તો તેને લડી લેવું જોઈએ.

ટૂંકમાં આ યુદ્ધ તો શું, પરંતુ ભવિષ્યમાં ફરી કદિ કોઈ કાળે અને સ્થળે યુદ્ધ ન થાય એવી વિચારસરણી જન્માવવી જોઈએ.

અંતમાં, વિચારવિનિમય વર્તુળના સંચાલક અને યુવક-આગેવાન શ્રી. પ્રદ્યુમ્ન ભટ્ટે આભારવિધિ કર્યો હતો.

★

# ભારત-ચીન સીમા-સંઘર્ષ | નટવર શાહ

મુંબઈના એક અભ્યાસી મિત્ર — રાષ્ટ્રીય આંદોલનોમાં અને ચિંતનમાં ઊંડો રસ લેનાર ભાઈ—તરફથી આ લેખ મળ્યો છે. તેઓ ભાગ્યે જ લખે છે; અને લખવાનાં સૂચનો ટાળતા રહ્યા છે. આ છતાં ચીની આક્રમણે તેમને લેખ લખવા પ્રેર્યા છે.

આ લેખ અમારી દૃષ્ટિએ, મૂળભૂત દૃષ્ટિકોણ અને પૃથક્કરણની દૃષ્ટિએ, અયુક્તિકર છે. એથી અમે **સહવિચાર** રૂપે તે છાપીને અમારી ચાલુ આલોચના પાદનોંધ રૂપે મૂકીને વાચકો સમક્ષ બંને દૃષ્ટિબિંદુ રજૂ કર્યાં છે. —સંપાદક

**ભા**રત-ચીન સીમા-ઝઘડાએ હમણાં જે ઉગ્ર સ્વરૂપ પકડ્યું હતું અને ભારત તેમ જ જગત વધારે સ્ફોટક પરિસ્થિતિમાં મુકાતું માંડ ઊગરી ગયું છે એ તકે, મોડે મોડેય, આપણે આ વિષયમાં સાચી વસ્તુસ્થિતિ સમજવાનો અને એમ કરી માનસિક જાળાંઓ દૂર કરી આપણી વિચારભૂમિકાની સાફસૂફી કરવાનો પ્રયત્ન કરીએ એ અત્યંત આવશ્યક જ નહિ પણ આજનું કર્તવ્ય છે.

૧

બહુ ચવાઈ ગયેલી ઉક્તિ વાપરીનેય કહેવું જોઈશે કે દુનિયા આજે બહુ નાની બની ગઈ છે. કાર્લ માર્ક્સના જમાનામાં, વરાળયંત્રની શોધે એને ઠીક ઠીક પરિમિત કરી હતી. પણ ત્યાર પછી આઇન-સ્ટીનની શોધોએ અને તત્કાલીન વિચારોએ તો આખા વિશ્વને મનુષ્યની કલ્પનાની પરિસીમામાં આંતરી લીધું. અને હવે, છેલ્લાં પંદર વીસ વર્ષની વૈજ્ઞાનિક શોધોએ તો માનવબુદ્ધિના અને વિચારોના વિકાસ આડેના જાણે કે બધાય બંધ તોડી નાખ્યા છે અને જાગતિક અંતર ઘટાડવાની સાથે દેશ-વિદેશ, માનવ-માનવ વચ્ચેનું અંતરેય ખૂબ ઘટાડી દીધું છે. પરિણામે વિચારો અને બુદ્ધિની પરિસીમાઓ મોકળી થતી ચાલી છે, હિતદૃષ્ટિ વિશાળ બની રહી છે અને સ્વાર્થ સંકુચિતતા છોડી પરમાર્થ સાથે એકરૂપ થવા પ્રયત્ન કરી રહ્યો છે. સો વર્ષ, ત્રીસ વર્ષ—અરે, પ વર્ષ પહેલાંના વાદો અને વિચારશ્રેણીઓ આજે સંકી દેખાય છે અને આજની વ્યાપક વિચારદૃષ્ટિએ વાદો અને વિચારોને, આજના સંદર્ભમાં, ખોટા ન ઠરાવ્યા ત્યાં સ્થાનભ્રષ્ટ તો કરી દીધા જ છે. જૂ બધાય વાદો આજે એકમેકની વધારે અને વધ નજીક આવતા જાય છે. મૂડીવાદની સામે, પ્રતિકિ (anti-thesis) રૂપે સામ્યવાદ જનમ્યો. આજે બેઉ વાદોનું કલ્યાણ-રાજ્યના વિચારમાં એકીકર થઈ રહ્યું છે.

૨

સામ્રાજ્યવાદ, મૂડીવાદ અને સામ્યવાદ—આ બધા આજે એમનું સ્થાન ગુમાવ્યું છે. પણ એની સા સાથે આ વાદો વિષેની આપણી કલ્પનાઓ અ ખ્યાલોમાંય ઉચિત ફેરફાર થવાની જરૂર છે. સો શું પણ વીસ વર્ષ પહેલાંનીય સામ્રાજ્યશાહી આ નહિવત્ બની ગઈ છે. રહીસહી એક પોર્ટુગલ સામ્રાજ્યશાહી આજે અંતરિક અને જાગતિક દબાણ તળે અકળાઈ રહી છે. નિર્ભેળ મૂડીવાદનું આ દુનિયાના ખૂણે-ખૂણેથી અસ્તિત્વ નાબૂદ થઈ ગયું છે સંપૂર્ણપણે મૂડીવાદી હોય એવો દેશ આજે શોધ્યે

એમ નથી મૂડીવાદી કહેવાતા દેશોના આંતરિક
ઓ સંચાલનમાં આજે એક યા બીજા નામે
ણ તરફ વધતું જતું લક્ષ અપાઈ રહ્યું છે
આગળ, આવા આગેવાન મૂડીવાદી કહેવાતા
આજે એ ભાન સ્પષ્ટપણે થઈ ગયું છે કે એમની
શાન્તિ સમૃદ્ધિના પાયા આખી દુનિયાને એમાં
દાર બનાવ્યા સિવાય ઊંચા ઉતારી શકાય એમ
—અડગ પણ રાખી શકાય એમ નથી

સમય અને નવા વિચારોની અસર સામ્યવાદ ઉપર
એટલી જ થઈ છે કાર્લ માર્ક્સ અને એના
ગામીઓની મૂળ કરુણામૂલક વિચારભૂમિકામાંથી
ગિક ક્રાંતિએ જન્માવેલી એ સમયની અસમાનતા
અમાનવીકરણની પરિસ્થિતિની પ્રતિક્રિયા રૂપે
વાદનો જન્મ થયો હતો આખી માનવજાતને આ
છત્ર તળે આવરી લેવાની એની આકાંક્ષા અને
હતી પણ રશિયામાં સામ્યવાદી સરકારની થયેલી
ના પછી આર્થિક અને સામાજિક ક્ષેત્રે પરિ
તે અને સંયોગોમાં શરૂઆતમાં ધીમો પણ છેલ્લા
ક વર્ષમાં ઝડપી પનટો આવી રહ્યો છે સામ્યવાદની
ના જે સ્થિતિની પ્રતિક્રિયા રૂપે જન્મી હતી એ
તિ જ આજે અદૃશ્ય થઈ રહી છે અને એથી
વાદી વિચારો ઝીલવા અને સ્વીકારવા માટેની
સ્થિતિ વધારે અને વધારે અપકવ બનતી ગઈ છે
વાદના અનુસરણ અને અમલ દરમ્યાન રશિયને
અનુભવ અને વ્યાપક દૃષ્ટિ સહજ રીતે જ લાધ્યા
એણે એને આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે વર્ગવિગ્રહને બદલે
અસ્તિત્વના પાયા ઉપર બિનસામ્યવાદી દેશો સાથે
ધો બાંધવાની ફરજ પાડી છે—સામ્યવાદ માટે અન્ય
મા ભૂમિકા તૈયાર નથી એટલું જ નહિ બલ્કે
ર યા લડાઈ સામ્યવાદની પ્રગતિના પ્રેરક નીવડે
નથી એવી રશિયાના હાલના રાજકર્તાઓને
તિ થઈ ગઈ છે સામ્યવાદની બહિર્દૃષ્ટિમાં આ
ર થયો છે તેવો જ ફેરફાર આંતરિક દૃષ્ટિમાંય
યો છે ઉદ્યોગીકરણને જ વરેલા લોકશાહી અને
વાદી દેશોમાં ઉત્પાદનની નીતિરીતિ બાબતમાં
અનેક પ્રકારનું સામ્ય નજરે પડે છે સામ્યવાદની

અનેક જૂની નીતિરીતિઓને આજે રશિયામાં તિલાંજલિ
અપાઈ રહી છે ભૌતિક સમૃદ્ધિ એ જ જેનું લક્ષ્ય
છે એ દેશ અભાવ અને અલ્પતાના સમયમાં બાલિશતા,
બડાખોરી ગેરજવાબદારી અને ઝનૂનીપણું
ગમે તેટલી હદે દાખવે પણ લક્ષ્ય સધાયા
પછી એના વિચાર અને વર્તણૂકમાં ઠરેલપણું
આવે છે પોતાની સિદ્ધિઓ માટેની એની મમતા અને
આસક્તિ એ સિદ્ધિઓને આંચ આવે એવું કંઈ કરતાં
એવી સ્થિતિ ઊભી કરતાં એને રોકે છે અને ઊભી
થતી અટકાવવા પ્રેરે છે આ છે રશિયાની આજની
સ્થિતિ[1]

---

૧ સામ્યવાદ અને મૂડીવાદ તેના આદિ શુદ્ધ સ્વરૂપમાં—સિદ્ધાન્તમાં અને વ્યવહાર બંનેમાં—રહ્યા નથી અને આ ને આ સ્થિતિમાંય ટકી રહે એવો સંભવ નથી, એય સાચું છે પશ્ચિમી મૂડીવાદી દેશો તથા રશિયાઈ જૂથના સામ્યવાદી દેશોમાં આ ફેરફાર વરતાય પણ છે અનેક રીતે બંનેના પરિવર્તનો આવકારદાયી છે અને બંનેની વચ્ચે અમુક નિકટતા પણ આણનારા છે આમ છતાં—બંનેમાં આંતરિક શુભ અશુભ લક્ષણો હોવા છતાં, બંનેની મૂળભૂત શ્રદ્ધાનો ઢાંચો સર્વથા ભિન્ન છે મૂડીવાદી લોકશાહી દેશોની મૂળભૂત શ્રદ્ધા અને તેનો સામાજિક ઢાંચો વ્યક્તિ અને સંગઠન સ્વાતંત્ર્ય તથા લોકશાહીના સિદ્ધાન્તો ઉપર રચાયેલો છે ત્યારે સામ્યવાદની શ્રદ્ધા અને તેના ઢાંચામાં જ સર્વસત્તાવાદ Totalitarianism રહેલો છે માર્ક્સવાદ બન્યા પૂર્વેના માર્ક્સપ્રણીત કરુણામૂલક આદર્શની વિકૃતિ સ્તાલિનયુગમાં સામાજિક રાજકીય તંત્રરૂપે શિખરે પહોંચી ક્રુશ્ચોવના હાથે તે વિકૃતિઓ હળવી થઈ રહી છે. પરંતુ વ્યક્તિ અને સંગઠન સ્વાતંત્ર્યના લોકશાહી ધ્યેયનો સ્વીકાર કરવાની કોઈ કલ્પના હજી રશિયામાં કે બીજા કોઈ સામ્યવાદી દેશોમાં શક્ય જણાઈ નથી આથી જેઓ લોકશાહી ધ્યેયમાં દૃઢ શ્રદ્ધા ધરાવે છે તેઓ રશિયાની છૂટછાટોને પ્રગતિનું લક્ષણ ગણે છે ને તેને આવકારે છે, છતાં આજે

આટલું સ્પષ્ટ દેખાવા છતાંય આજે આપણે સામ્યવાદ વિષેના આપણા પુરાણા અને જર્જરિત ખ્યાલોને અનુસરીને આજની પરિસ્થિતિનું મૂલ્યાંકન કરવા બેસીશું તો એ, કમમાં કમ, આત્મવંચના કરવા જેવું ગણાશે સામ્યવાદના અખંડ-સળંગપણાની કલ્પના દશ વર્ષ જૂની થઈ ગયેલી છે અને આજે એના ભુક્કા થઈ રહ્યા છે. સામ્યવાદના કટ્ટરમાં કટ્ટર વિરોધીઓ પણ એમની એક વખતની આ કલ્પનાને સામ્યવાદ-વિરોધના અંધાપામાંથી જન્મેલ ભયપ્રેરિત ભૂલ તરીકે સ્વીકારવા લાગ્યા છે. આપણેય આ દશપંદર વર્ષ જૂની અને આજના સંયોગોમાં તદ્દન અસ્થાને કલ્પનાને વળગી રહીશું તો એ બૌદ્ધિક અંધભક્ત જ એક પ્રકાર ગણાશે.

રશિયા અને ચીનને, આંતરરાષ્ટ્રીય સામ્યવાદ અખંડ, સળંગ, સર્વગ્રાહી સામ્યવાદ—ને નામે એક પંક્તિમાં મૂકવા એ સામાન્ય ભૂલ જ નથી.[2] એ

---

ક્રુશ્ચોવ (જ્યાં સુધી તે સત્તામાં રહે ત્યાં લગી) અને ૧૯૨ પછી જે કોઈ સત્તામાં આવે તેને, તેના જૂથને કે તેની પાર્ટીને, જ્યારે-જેટલી છૂટછાટો યોગ્ય લાગે તેટલી જ ત્યાંની પ્રજા ભોગવી શકે—એ પાયાની હકીકત પલટાતી નથી પાયામાંથી પલટાઈ જવાનાં કોઈ જ લક્ષણો નથી. * * * માર્ક્સપ્રણીત આદિ-આદર્શ, જેમ જેમ ઘસાતો ગયો તેમ તેમ વિચારોની જગાએ પક્ષ, રાજ્યસત્તા અને તંત્રનો વ્યાપ વધતો ગયો. પરિણામે સામ્યવાદની છબી, તેના મૂળભૂત આદર્શોમાં નહિ પણ, તેની સર્વસત્તાવાદી સમાજપદ્ધતિમાં જોવા મળે છે. અને સામ્યવાદીઓની શ્રદ્ધા એના તંત્ર-વિસ્તારમાં પરિમિત બની ગઈ છે.

આવા સામ્યવાદી તંત્રનો દુનિયાભરમાં વિસ્તાર કરવાનું ધ્યેય, તમામ સામ્યવાદી રાજ્યસત્તાઓનું અને પક્ષોનું અટળ છે; અને પરિસ્થિતિ અનુસાર, કોઈ પણ પ્રકારનાં સાધનનો સ્વીકાર-પરિહાર કરવાનો તેમનો સિદ્ધાન્ત પણ અફર છે. સર્વસત્તાવાદના મૂળમાં રહેલી તેમની પ્રતિષ્ઠા અને તંત્રનિષ્ઠા પણ સુદૃઢ છે. અને આ બધું જ તો તેમને બીજાં તમામ લોકશાહી રાજ્યતંત્રો અને અર્થતંત્રો—મૂડીવાદી (કૅપિટલિસ્ટ), કલ્યાણવાદી (વેલ્ફેરિસ્ટ), વા સમાજવાદી (સોશ્યાલિસ્ટ)થી જુદાં પાડે છે તમે રજૂ કરેલો પ્રવેશક over simplificationને કારણે ઘણી બધી ગેરસમજો ઊભી કરે છે.

૨. સામ્યવાદ પોતે 'એક અખંડ-સળંગ અને સર્વગ્રાહી સૂત્ર છે' (વિશ્વમાનવ અંક ૪ પૃ. ૫). આનો અર્થ એવો છે જ નહિ કે જુદા જુદા દેશમાં પ્રવર્તતી સામ્યવાદી રીતરસમ રાજકીય નીતિ એકસરખી છે. રશિયા અને ચીનની વચ્ચે, સામ્યવાદી મૂળભૂત શ્રદ્ધા અને તંત્રનિષ્ઠાની એકતા હોવા છતાં, બંને વચ્ચે વ્યવહારની દૃષ્ટિએ સારી એવી ભિન્નતા છે જ આજની પરિસ્થિતિમાં રશિયા સામ્યવાદી હેતુ સિદ્ધ કરવાની શક્યતા યુદ્ધરહિત સહઅસ્તિત્વના રાહે (યુદ્ધ સિવાયના તમામ પ્રકારના માર્ગે) જુએ છે, અને એવો ખ્વાહેશ પણ રાખે છે. તે માટે તે અડીખમ પ્રયાસો અને પુરુષાર્થો કરી રહ્યું છે. ત્યારે, સામ્યવાદી સત્તામાંની જ બીજી એક મહાસત્તા ચીન આ નીતિને ક્રાંતિદ્રોહી ગણે છે, અને યુદ્ધરૂપી સાધન દ્વારા 'ક્રાંતિ' સિદ્ધ કરવા જગતભરમાં સામ્યવાદી પદ્ધતિ વિસ્તારવા ઝનૂની પ્રયાસ કરી રહી છે. રશિયા અને ચીન વચ્ચેના આ વિખવાદથી વિશ્વને જે કંઈ લાભ શક્ય હોય તેના તરફ બેધ્યાન રહેવામાં, તથા તેને અનુરૂપ આપણો વ્યવહાર અને વ્યૂહ ગોઠવવા સામે પૂર્વગ્રહ સેવવામાં, આપણી બેવકૂફી ગણાશે જોઈએ એ વાત સ્પષ્ટ છે. એટલે ભારત સરકારે આ બાબત સમતુલા જાળવવાની નીતિ અખત્યાર કરી તેનાં શુભ પરિણામો વિષે મતભેદ ન હોઈ શકે.

આમ છતાં, સામ્યવાદમાં સાધ્ય-સાધન-શુદ્ધિ વિષે જે ઘૃણાસ્પદ-cynic અવજ્ઞા રહેલી છે તેને પરિણામે પોતે જે-તે સમયે માનેલી 'ક્રાંતિ'ની સમજ અનુસાર, કોઈ પણ વચન અને

રહેલાં જોખમોનો ખ્યાલ લાવવા આપણે વિચારવું ઘટે છે કે આજના સંઘર્ષમાં ભારત સરકાર આવી માન્યતાથી પ્રેરાઈને વર્તી હોત તો એનાં કેવળ ભારત માટે જ નહિ પણ સારા જગત માટે કેવાં ભયંકર પરિણામ આવી શકત: રશિયા અને ચીન અખંડ-સળંગ-એક છે એવી ભૂલભરેલી માન્યતાવાળું વલણ જો ભારત સરકારે અખત્યાર કર્યું હોત તો આપણે જરૂર એ બે દેશોને, એમની વચ્ચેના મતભેદો તાત્કાલિક દાબી દઈ, એકમીજાની પડખે ઊભા રહેતા કરી દીધા હોત, એકબીજાની બાથમાં ધકેલી દીધા હોત. આનું પરિણામ કલ્પવા બહુ બુદ્ધિની જરૂર નથી. સામ્યવાદ પ્રત્યે આપણને ગમે તેટલો અણગમો હોય, એની સમાજપદ્ધતિ અને નીતિરીતિ આપણને ગમે તેટલી તિરસ્કરણીય લાગે, એનો વ્યક્તિસ્વાતંત્ર્યદ્રોહ આપણને ગમે તેટલો ઘૃણાસ્પદ લાગે, પણ આપણી આ સૂગ સ્વહિતની બાબતમાં આપણને જો આંધળા બનાવી દે, આપણી વિવેકબુદ્ધિનો લોપ કરી દે, તો એ બીજાને અપશુકન કરાવવા પોતાના મોઢે મેશ ચોપડવા જેવું થશે.

ઉપર ઉપરથી જોતાં અખંડ-સળંગપણાનો ભાસ કરાવતી આ બે મહાન સામ્યવાદી રાજ્યોની મૈત્રી સમાન રાજકીય અને રાષ્ટ્રીય હિતોના પાયા ઉપર રચાયેલી છે. આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે મૈત્રી આ જ પાયા ઉપર સંભવી શકે છે. બે દેશોનાં રાજકીય અને રાષ્ટ્રીય હિતો વચ્ચે જ્યાં સંઘર્ષ ઊભો થાય છે ત્યાં આ મૈત્રીનો અંત આવે છે. રશિયા અને ચીન જ્યાં સુધી બે અલગ અલગ દેશો તરીકે અસ્તિત્વ ધરાવે છે ત્યાં સુધી બે વચ્ચે આવા સંઘર્ષ માટે અનેક ક્ષેત્રે સંભાવ છે. આજે એ સંભાવનાએ મૂર્ત સ્વરૂપ લીધું છે અ એ કહેવાતા અખંડ-સળંગપણામાં પોલી ફાટો જગ નરી આંખે જોઈ શકે છે.

૩

વિચારશ્રેણી—ideology—ના પ્રસાર માટે યુ આદરવું એ વર્તમાન સંદર્ભમાં એક અવિચારણી વાત લાગે છે. કોઈ પણ દેશ એવા યુદ્ધનો વિચા સરખોય કરવા જેટલો મૂર્ખ હોઈ શકે એમ બુદ્ધિ કોરાણે મૂકીને વાત કરનાર જ કહી શકે. સામ્યવાદી સ્વરૂપમાં અસ્તિત્વ ધરાવતા દેશોય ચામડી નીચે તે રાષ્ટ્રવાદી રાજ્યો જ છે. ગઈ લડાઈ વખતે સ્ટાલિ રૂસી જનતાને ઉદ્દેશીને પિતૃભૂમિના રક્ષણ માટે હાક કરતો હતો. કટોકટીના પ્રસંગે આશરો રાષ્ટ્રીય ભાવન ઓનો જ લેવાયો હતો. આવો જ અનુભવ યુગોસ્લાવિ અને રશિયા વચ્ચેના અને તાજેતરના રશિયા અ ચીન વચ્ચેના મતભેદો પૂરો પાડે છે. એક વાત આં દીવા જેવી દેખાઈ આવે છે કે બધા દેશો મૂળે તે રાષ્ટ્રવાદી રાજ્યો છે. એટલે લડાઈ રાષ્ટ્રના હિત સંરક્ષણ માટે, સંવર્ધન માટે, રાષ્ટ્રની શક્તિ વધારવ માટે જ સંભવી શકે. આ સિવાયના કોઈ કારણસ આજ સુધી કોઈ લડાઈ થઈ જાણી નથી (સદીએ પહેલાંનાં ધર્મયુદ્ધો crusades-ને બાદ કરતાં) બધી આક્રમક લડાઈઓ સત્તાલોભપ્રેરિત અને બધ રક્ષણાત્મક લડાઈઓ રાષ્ટ્રહિતરક્ષાપ્રેરિત એ છે સિવાય અન્ય ઉદ્દેશથી લડાઈ સંભવી શકતી નથી એ પાયાની હકીકત છે, અને એ યાદ રહી જાય તે ઘણા ગૂંચવાડા ટળી જાય છે. મૂળ ઉદ્દેશની સાથે અને નાના નાના ઉદ્દેશો સંકળાયેલા હોય એમ બની શકે અને આ નાના ગૌણ ઉદ્દેશો પાછળ મુખ્ય ઉદ્દેશ ઢંકાયેલો રહે અથવા રાખવાનો પ્રયત્ન કરવામાં આવે એવુંય બનતું આવ્યું છે. પણ સાચી વાત ઝાઝો વખત છૂપી રહેતી નથી તેમ લડાઈના મૂળ ઉદ્દેશોય પ્રગટ થયા વગર રહેતા નથી.[3]

કૃત્યને 'તે કોઈ-કશા સ્થાયી મૂલ્ય કે આદર્શના ભાગરૂપે નહિ, પરંતુ તત્કાલ પેંતરારૂપે જ, યેન કેન પ્રકારે વિશ્વવિજય સ્થાપવાના સાધનરૂપે જ, માને છે. જે-તે ક્ષણે લેવાયેલું ગમે તેવું પગલું એક સળંગ ધ્યેય(સામ્યવાદના વિશ્વવિજય)ની કડી બની જાય છે. આ અર્થમાં સામ્યવાદી ક્રાંતિસૂત્ર તમામ પ્રકારનાં વચનો અને કર્મોને પોતાનામાં પોષતું એક અખંડ સર્વગ્રાહી સૂત્ર છે.

૩. વિચાર-શ્રેણી (આઇડિયોલોજી)ના પ્રસાર માટે યુદ્ધ આદરવામાં આવતું નથી. આ વિષે ૧લી

## ૪

આ વિચારો અનુસાર, ચીનના સીમા–આક્રમણને બે મૂલ્યો વચ્ચેના, બે સિદ્ધાંતો વચ્ચેના, બે સામાજિક પદ્ધતિઓ વચ્ચેના–લોકશાહી અને સામ્યવાદ વચ્ચેના–મૂળભૂત જાગતિક સંઘર્ષ તરીકે, અથવા એ દિશામાં પ્રથમ પગલા તરીકે ગણવામાં આપણે એક ખતરનાક દિશાચૂક કરી બેસીશું. સામ્યવાદ લોકશાહીને યુદ્ધથી પરાસ્ત કરી શકે એ વાત લોકશાહી સામ્યવાદને યુદ્ધથી પરાજય પમાડી શકે એના જેટલી જ હવાઈ છે. આમ સિદ્ધાંતોને વચ્ચે આણીને આપણે આક્રમણને પણ સિદ્ધાંતીપણાથી ગૌરવાંકિત કરીએ છીએ. એ પણ કોઈ સિદ્ધાંત માટે, મૂલ્યો માટે, લડે છે એમ સ્વીકારી લઈએ છીએ, એ વાત યાદ રાખવી ઘટે છે ચીનના આક્રમણને આવા ઊંચા સ્થાને બેસાડવું એ વિપરીત બુદ્ધિનું લક્ષણ છે. એક સાદા, સીધા, નગ્ન મુલકી આક્રમણને, ચીનના પ્રદેશભૂખને, યા કહો કે એની વિસ્તારવાદી પ્રવૃત્તિને આમ અજાણપણે મહાન આશયોથી નવાજીને, કદાચ આપણે દેશના સંરક્ષણ કરનાર કોઈક મહાન મૂલ્યો ખાતર જગતહિતાર્થે ધર્મયુદ્ધ ખેલતા હોવાના ગૌરવ ઘેનમાં મસ્ત થવા માગીએ છીએ, એવો આભાસ થયા વગર નથી રહેતો. આવી માન્યતા ભલે આપણા અહંને ક્ષણભર ફુલાવે પણ વાસ્તવિકતાના પવનના એક જ સપાટે આપણો ભ્રમ ભાગી જશે; ત્યારે તો કદાચ ઘણું મોડું થઈ ગયું હશે.[૪]

નક્કર વાત પર આવીએ તો આજ સુધી કોઈ સામ્યવાદી રાજ્યે બીજા રાજ્યમાં લડાઈ દ્વારા પોતાને

નોંધમાં સ્પષ્ટતા કરી જ છે. એટલે કોઈની બીજી માન્યતા સમજીને તેમની બુદ્ધિ વિષે શંકા કરવાનો અવકાશ જ નથી. વળી, મૂડીવાદી દેશો જેમ 'રાષ્ટ્રીય' હિતથી દોરાય છે તેમ સામ્યવાદી રશિયા અને ચીનના વ્યવહાર અને વિખવાદ પણ આ વાતનું સમર્થન કરે છે આ મુદ્દા ઉપર આપણે સંમત છીએ (જુઓ : વિશ્વમાનવ અંક ૪૭ પૂર્તિ પૃ. ૨૩થી ૨૫) * * છતાં આ અર્ધ-સત્ય છે. આજના બધા દેશો રાષ્ટ્રીયહિતની સાથે જ 'આંતરરાષ્ટ્રીય હિત' સાથે જોડાયેલા છે. આ મુખ્ય માળખું બે છાવણી–'પશ્ચિમ'ની અને 'સામ્યવાદ'ની છાવણી–રૂપે સૌને વિદિત છે. અને તટસ્થ તથા બિનજોડાણવાળા દેશો પણ આ બેઉ આંતરરાષ્ટ્રીય છાવણીઓથી અલિપ્ત નથી. × × દુનિયાની તમામ લડાઈઓ 'રાષ્ટ્રના હિતના સંરક્ષણ માટે, સંવર્ધન માટે, રાષ્ટ્રની શક્તિ વધારવા માટે જ સંભવી શકે'–આ વિધાન તો ઇતિહાસભરનાં યુદ્ધો અને ચીનના આપણા ઉપરના આક્રમણના ઇતિહાસથી ય સાવ વિરોધી છે...પરંતુ તમે બીજા વાક્યમાં જ સાચી વાત કહી નાખી છે કે–બધી 'આક્રમક લડાઈઓ સત્તા-લોભપ્રેરિત' અને બધી 'રક્ષણાત્મક લડાઈઓ રાષ્ટ્રહિત-પ્રેરિત' હોય છે. આ તમારા સૂત્રને આધારે જ, ચીનની આક્રમક લડાઈ રાષ્ટ્રહિતપ્રેરિત નથી, પરંતુ સત્તાલોભપ્રેરિત (વિસ્તારવાદ-પ્રેરિત સામ્રાજ્યવાદી) લડાઈ છે. એને કોઈ રીતે 'રાષ્ટ્રીય હિત'ની કહી નહિ શકાય

૪. આક્રમણને પણ સૈદ્ધાન્તિક ગૌરવથી અંકિત કરવાનો સવાલ જ નથી. કેમ કે અમુક હાંચાના સત્તાવિસ્તારનો જ તેનો હેતુ રહ્યો છે. એટલે અહીં પણ વિપરીત બુદ્ધિનો સવાલ જ ઉપસ્થિત થતો નથી. × × × પરંતુ ચીનના આક્રમણના હેતુમાં તેની 'પ્રદેશભૂખ' યા 'વિસ્તારવાદી પ્રવૃત્તિ'નો સમાવેશ તમે જ કરી લો છો. આ પછી એના આક્રમણમાં 'રાષ્ટ્રીય હિત'નો, તમે આગળ ઉપર ખાસ ભાર મૂક્યો તેવો, આશય રહેતો જ નથી!–તમે પોતે જ વિરોધાત્મક વિધાન કર્યું છે. ફરી એ વાત સ્પષ્ટ કરવી જરૂરી છે કે, આક્રમક કોઈ મહાન મૂલ્યો ખાતર આક્રમણ કરતો નથી; વળી તેની સામે પોતાનું રક્ષણ કરનાર તો, પોતાના સહજ કર્તવ્ય–સ્વાધીનતાની રક્ષા–દ્વારા, જરૂર જરૂર એક મહાન વૈશ્વિક મૂલ્ય સરજી જાય છે–અલબત્ત, જો આ સંરક્ષણ-યુદ્ધ પણ સિદ્ધાન્તરહિતના અને વિકૃત સાધનોથી બચી શકે તો.

વિસ્તાર ફેલાવ્યો નથી આવી પ્રવૃત્તિ સામ્યવાદના કાર્યક્રમમાં છે પણ નહિ. આ ઐતિહાસિક હકીકત છે. સ્થાપિત રાજ્યસત્તા સામે સ્થાનિક સામ્યવાદી બળોને મજબૂત કરવાં અને એમની ક્રાંતિકારી પ્રવૃત્તિમાં સહાય કરવી — આ રસ્તે જ સામ્યવાદનો વિસ્તાર વધારવામાં સામ્યવાદી સત્તાઓ રસ લેતી આવી છે. રશિયાએ તો આ પ્રવૃત્તિમાંથીય રસ કાઢી લીધો છે. એ આજે સ્થાપિત રાજ્યસત્તાઓને સહાય કરી રહ્યું છે. ચીન સક્રિય રીતે સ્થાનિક સામ્યવાદી પક્ષો દ્વારા ક્રાન્તિના બળોને પોષવા પ્રયત્ન કરે છે. (જેમ રશિયા લગભગ ૧૯૪૦–૪૨ સુધી કરી રહ્યું હતું.) પણ એની પ્રવૃત્તિ એટલે જ અટકી જાય છે.[૫] યુદ્ધ દ્વારા સામ્યવાદનો ફેલાવો કરવો એ રશિયાની જેમ ચીનનીય ગણતરીની બહારની વાત છે. હા, ચીન સામ્યવાદ અને એ જેને પશ્ચિમી સામ્રાજ્યવાદ કહે છે એની વચ્ચેના આખરી વિશ્વવિગ્રહને, સામ્યવાદના અસ્તિત્વ માટે, અનિવાર્ય ગણે છે. પણ રશિયા વિશ્વયુદ્ધને આત્મઘાતી ગણતું હોઈ સાચે જ સહઅસ્તિત્વમાં માને છે; એટલે ચીન એકલે હાથે, વિજયી થવાની આશાએ, તો યુદ્ધને ન જ વહોરી શકે.[૬] એટલે જ આજને તબક્કે અને નજીકના ભવિષ્યમાં સિદ્ધાંત કે મૂલ્યોની પુષ્ટિમાં ચીન માટે મોટા પાયા પરના યુદ્ધમાં ઊતરવાનું, એવું યુદ્ધ નોતરવાનું, કે કોઈ પરિસ્થિતિને એવા યુદ્ધમાં વિકસવા દેવાનું વિચારણીય નથી એમ માનવામાં ભૂલ થવાનો સંભવ નથી

---

૫. સામ્યવાદી સિદ્ધાન્ત અને કાર્યક્રમ અનુસાર સામ્યવાદનો વિસ્તાર કરવા માટે તમામ પ્રકારનાં સાધનોમાં રાજ્યસત્તાનો અને લશ્કરી સત્તાનો ઉપયોગ આવી જાય છે. ઉપરાંત 'સ્થાનિક સામ્યવાદી બળો' દ્વારા અનુકૂળતા પેદા કરવામાં અને એવી સ્થિતિ પેદા થતાં સત્તા અને લશ્કર દ્વારા લાભ લેવાનો બીજો વ્યૂહ પણ સામ્યવાદનો ઐતિહાસિક કાર્યક્રમ – આંતરરાષ્ટ્રીય કાર્યક્રમ રહ્યો છે. સામ્યવાદના વિસ્તારનો ઇતિહાસ પોતે આ બંને પ્રકારનાં દૃષ્ટાંતો રશિયા અને ચીન માટે, પૂરાં પાડે છે. તમે તેમની આવડી મોટી ફરજ, સિદ્ધિ અને હકીકત તરફ શાથી દુર્લક્ષ કરી શકયા ?

૬. 'સામ્યવાદ' અને 'પશ્ચિમી સામ્રાજ્યવાદ' વચ્ચેના આખરી વિશ્વવિગ્રહને ચીન સામ્યવાદના અસ્તિત્વ માટે અનિવાર્ય ગણે છે–આમ કહીને તમે વળી ઘણું બધું સ્વીકારી લીધું ! ચીનનો હેતુ 'વિશ્વ-યુદ્ધ દ્વારા વિશ્વક્રાંતિ'નો જ થયો ને ? એટલે કેવળ 'રાષ્ટ્રીય હિત'ની વાત રહેતી નથી. 'આંતરરાષ્ટ્રીય ક્રાંતિ' જ મુખ્ય હેતુ રહે છે. × × × અને હવે કાંઈ આ વાત વિચાર કે વિવાદની નથી. કેવળ 'રાષ્ટ્રહિત'નો જ સવાલ હોત તો, ચીન માટે ભારત પર આક્રમણ કરવાની જરૂર જ ન ઊભી થઈ હોત; અને આખા એશિયાને ભીંસમાં લેવાના મનોરથો ન સેવ્યા હોત; અને રશિયા સામેય વૈશ્વિક ધોરણે સંઘર્ષમાં ઊતરવાની જરૂર ન ઊભી થઈ હોત. તેજ રીતે, ભારત ઉપર આક્રમણ થતા જ પશ્ચિમી દેશોને જે ફાળ પડી ને દોડી આવ્યા – તેવું પણ શું કામ બન્યું હોત ? પશ્ચિમી દેશોમાં આજે અમેરિકા અને બ્રિટનની એક ધરી, અને ફ્રાન્સ–પ. જર્મનીની બીજી ધરી વચ્ચે ઘર્ષણ ચાલુ છે; બ્રિટન અને અમેરિકા વચ્ચેય ઘર્ષણ રહે જ છે. આ રાષ્ટ્રીય ઘર્ષણ ઉપરાંત આ બધા પશ્ચિમી દેશો બધા સામ્યવાદી દેશો સામે સંયુક્તપણે ઘર્ષણમાં છે. એટલે રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય હિત અને હેતુઓ માટે (મોટે ભાગે બંને ભેગાં જ હોય છે) લડાઈ થાય છે એ સ્પષ્ટ છે.

૭. ચીન રશિયાની સહાય વિના એકલે હાથે વિજયી થવાની આશાએ યુદ્ધ ન જ વહોરે એ બરાબર છે. પરંતુ એની ગણતરી તો, 'શુદ્ધ ક્રાંતિ'ને માર્ગેથી દૂર ખસડાઈ ગયેલા અને પશ્ચિમી દેશો સાથે સહઅસ્તિત્વના ધોરણે, અને ભારત જેવા સાથે દોસ્તીના ધોરણે, સંબંધો ગાઢ કરવાની હદે ભ્રષ્ટ બનેલા રશિયાને 'શુદ્ધ–ક્રાંતિ–માર્ગે' પાછું ઘસડી લાવવાની મનાય છે ! અને એમ ન જ બને તો રશિયાને દુનિયાના અન્ય સામ્યવાદી દેશોથી અલગ – અટૂલું પાડી દેવાની તેની ગણતરી જણાય છે. ચીનને મન આ યુદ્ધ એક સાથે અનેક મનોરથો પૂરા કરવા માટેનું છે–

## ૫

ચીનના હાલના ભારતી સીમાઓ પરના આક્રમણને કેવળ એક પ્રદેશભૂખ સિવાય બીજી કોઈ રીતે વર્ણવી શકાય એમ નથી. હવે આ પ્રદેશભૂખ કેટલી ઊંડી છે એનું માપ આપણે કાઢવું રહ્યું. એ કેવળ સીમાઓ કે લદાખના એક ભાગ પૂરતી મર્યાદિત છે કે વધારે વિસ્તૃત —આખું ભારત અને સમગ્ર અગ્નિએશિયાને આવરતી —છે એ બની શકે તેટલી અચૂકતાથી આપણે વિચારી લેવું જોઈએ.

દલીલ ખાતર આપણે માની લઈએ કે ચીન ભારત ઉપર અને સમગ્ર એશિયા પર લડાયક આક્રમણથી કે સ્થાનિક સામ્યવાદી બળો મારફત પોતાની હકૂમત અથવા વર્ચસ્વ સ્થાપિત કરવાની આકાંક્ષા રાખે છે. એમેય માની લઈએ કે એ સારુ એની પાસે પૂરતી યુદ્ધસામગ્રી અને લશ્કરી બળની જમાવટ પણ છે. પણ આટલું પૂરતું છે ? વિચાર—ideology કે પ્રચાર-બળે તો સામ્યવાદનો ફેલાવો આજે લગભગ અશક્ય બની ગયો છે. એને ફાલવાફૂળવા માટેનું જરૂરી સંયોગો—સંસ્થાનવાદ, ગરીબાઈ, શોષણ, નિરાશા—નું અસ્તિત્વ, આજે દુનિયામાંથી લગભગ નષ્ટ થઈ ગયું છે અથવા થઈ રહ્યું છે. એટલે સામ્યવાદી વિચારસરણી કે સૂત્રો અને એનો પ્રચાર બિનઅસરકારક બની ગયાં છે.[૮]

આજે પ્રવર્તતી પરિસ્થિતિમાં કોઈ દેશ ગમે તેટ[illegible] બળવાન હોય છતાં આંતરરાષ્ટ્રીય ક્ષેત્રમાં, સ્વેચ્છાએ સ્વેચ્છાચારીપણે કોઈ વલણ અખત્યાર નથી ક[illegible] શકતો કોઈ પગલું નથી ભરી શકતો. ઐ[illegible] હાસિક, ભૌગોલિક અને બીજી અનેક ગણતરીએ એ[illegible] વલણ અને પગલાં નક્કી થાય છે. કેવળ શાંતિપ્રિય[illegible] કે આંતરિક નબળાઈ જ નહિ પણ આંતરરાષ્ટ્[illegible] રાજકારણીય પ્રવાહ-પ્રતિપ્રવાહો, અન્ય દેશોનાં હિ[illegible] સાથે સંઘર્ષની સંભાવના, ભૌગોલિક પ્રતિકૂળતાએ આવી ઘણી બધી વાતો હરેક દેશની બાહ્યિક મહત્ત્વ[illegible] કાંક્ષાઓને મર્યાદિત કરે છે.

આ રીતે, ચીન સામે એની (આપણે કલ્પી લીધેલ[illegible] યા સાચી) વિસ્તારવાદી મહત્ત્વાકાંક્ષાઓને અવરોધ[illegible] નીચેની હકીકતો ખડી થયેલી દેખાય છે.

૧. દુનિયામાં યુદ્ધ-શાન્તિની તુલા જેમના હાથમ[illegible] છે એમ કહી શકાય એ બે મહાન અણુસત્તાઓ આ[illegible] આદર્શવાદી સિદ્ધાંતદૃષ્ટિએ નહિ તો પ્રત્યક્ષ લાભ હાનિની ગણતરીએ વિશ્વશાન્તિની પુરસ્કર્તા બનેલી છે.

દુનિયાના બધા દેશો આજે એકમેક સાથે એવ[illegible] ગૂંથાઈ-સંકળાઈ ગયા છે કે કોઈ પણ ખૂણામાં લડા[illegible] થાય તો આ બે સત્તાઓ એમાંથી નિર્લિપ્ત કે વિમુખ[illegible] રહી શકે નહિ; જો દરમિયાનગીરી કરે તો વિશ્વયુદ્[illegible] ભભૂકી ઊઠે.[૯] એટલે બન્ને સત્તાઓ આ સ્થિતિ ઊભ[illegible] થતી મૂળમાંથી જ રોકવાનો પ્રયત્ન કરે છે સામ્યવા[illegible] અને લોકશાહી વચ્ચે સૈદ્ધાંતિક રીતે ગમે તેટલો વિરોધ

---

જેમાં આ પણ છે (જુઓ વિ.મા. ૪૭ પૂર્તિ પૃ ૧૨-૧૩) અલબત્ત, આમાં તે ખોટું પડે ને જાતે જ અળગું અટૂલું પડી જાય તો તેમાં તેની ગણતરી ખોટી પડી ગણાય. પણ કયા સત્તાંધ-ધર્માંધ કે સૂત્રાંધ 'મંધાતા'ની બધી ગણતરીઓ ઊલટી વળી નથી? માઓ માટે પણ એની બધી ગણતરીઓ 'વંધ્ય મહેચ્છા' અને 'મરણોન્મુખ રાહ' બની જાય તો તેમાં નવાઈ શાની? (જુઓ વિ. મા. પૂર્તિ ૪૭ પૃ. ૧૪-૧૯)

૮. "ગરીબાઈ, શોષણ અને હતાશાની સ્થિતિ તથા કોઈ ને કોઈ સ્વરૂપનો સંસ્થાનવાદ આ દુનિયામાંથી લગભગ નષ્ટ બની ગયો છે"-તમારું આ વિધાન, એશિયા અને આફ્રિકાની આજની વાસ્તવિક પરિસ્થિતિ જોતાં, મનવાંછિત ગણાય —બલ્કે આ બધાને કારણે જ તો દુનિયાના અનેક દેશો—અને નવજાત સ્વાધીનતાવાળાં નાનાં નાનાં રાષ્ટ્રો—હજી સારા પ્રમાણમાં સામ્યવાદી પક્ષો અને સત્તાઓની અસરમાં રહ્યાં છે, ને હજી ખેંચાય પણ છે. સામ્યવાદના મૂળ આદર્શોનો સૂત્ર તરીકે ઉપયોગ કરીને આ દેશોની પ્રજાઓને પ્રભાવિત કરવામાં અને આકર્ષવામાં પણ હજી તેમને નિષ્ફળતા મળી નથી. ઉપર કહ્યાં તે ને તેવાં અનિષ્ટો લોકશાહી માર્ગે નષ્ટ કરી શકાય તો જ, ત્યારે જ 'સામ્યવાદી વિચારસરણી' (સૂત્રસરણી) બિનઅસરકારક બને...

ફૂટનોટ નં. ૯ પા. ૮૮ ઉપર)

હોય પણ આજને તબક્કે—અણુ યુગમાં—યુદ્ધ આત્મઘાતક જ નીવડવાનું એ વિષે રશિયા અને અમેરિકા વચ્ચે મતભેદ નથી. એ યુદ્ધને કોઈ પણ ઠેકાણે પ્રગટતું રોકવામાં બેઉ સત્તાઓ પોતપોતાની રીતે પ્રયત્નશીલ છે.

૨. ચીન વધારે બળવાન બને—સામ્યવાદી બળો વધારે સત્તાશાળી થાય—તો જગતમાં આજે યુદ્ધ અને શાન્તિ વચ્ચે સામ્યવાદી અને લોકશાહી સત્તાઓ વચ્ચે જે મુશ્કેલ સમતુલા જળવાઈ રહી છે એને ભયંકર આંચ આવે. અમેરિકા અને અન્ય પશ્ચિમી દેશો આવી સંભવિત ઘટનાને, એમના હિતો પર ભયાનક ફટકારૂપ લેખી, અશક્ય બનાવવા બધીય શક્તિ વાપરે.

૩. સામ્યવાદી સંઘની નેતાગીરી રશિયા પાસેથી ઝૂંટવી લેવા ચીન પ્રયત્ન કરી રહ્યું છે. આજે એની શક્તિ મર્યાદિત હોઈ એને ઇચ્છિત ફાવટ નથી મળી પણ એની શક્તિ વધતી જાય તો ચીન એક દહાડો રશિયા માટે જ ભયરૂપ બની જાય. આમેય આજે બેની વચ્ચે સામ્યવાદના સ્વરૂપ અને કાર્યનીતિ વિષે મેળ નથી રહ્યો; સરહદની અને મુલકી તકરારો પણ ભારેલી પડી છે. આ સ્થિતિમાં ચીનના વધારે શક્તિશાળી બનવાના દરેક પગલાને રશિયા ભયની નજરે નિહાળે અને એથી ચીનની શક્તિના વિસ્તારને રોધવામાં જ પોતાનું હિત જુએ એ ઉઘાડી વાત છે. અહીં એ નોંધવું અગત્યનું નહિ થાય કે રશિયાએ, પશ્ચિમી રાજ્યોને મુકાબલે, પોતાની શક્તિ વધારવા ચીનને સહાયક અને સાથી તરીકે બળવાન બનાવવું પણ એને પોતાથી (રશિયાથી) બળવત્તર ન બનવા દેવું, એ રુસી-ચીની સંબંધોના પાયાની અવ્યક્ત પણ નક્કર હકીકત છે.

ચીન યુદ્ધમાં વિજયી બને કે અન્ય રીતે એની શક્તિ વિસ્તારે એ જેમ રશિયાના હિતમાં નથી એટલું જ, બીજી બાજુ, ચીન યુદ્ધમાં હારીને કે અન્ય રીતે ક્ષીણવીર્ય બને તોય રશિયાની એક પાંખ નબળી પડી જાય—સામ્યવાદનું એક પડખું ઘવાઈ જાય અને એટલે અંશે, પશ્ચિમી સત્તાઓને મુકાબલે, રશિયા નબળું બની જાય. આમ ચીન યુદ્ધમાં ઊતરે તો એનું જે પરિણામ આવે તે રશિયાના હિતને હાનિકર્તા હોઈ, ચીનને આવું પગલું ભરતું જ રોકવા સિવાય રશિયા પાસે બીજો વિકલ્પ નથી.

૪. આક્રમક દેશે પોતે સર કરવા ધારેલા પ્રદેશની ભૌગોલિક પરિસ્થિતિનો, વાહનવ્યવહારની સાનુકૂળતાનો ય પહેલો વિચાર કરવાનો હોય છે ભારત પર ચડાઈ કરવાનો વિચાર કરનારને આ વિષયક મુશ્કેલીઓની કલ્પના જ ધ્રૂજાવે એવી છે. એ ઉપરાંત ચીન ગમા સુધી સમજે છે કે યુદ્ધસજ્જતા સિવાય અન્ય સર્વ બાબતોમાં ભારતની ચીન કરતાં સરસાઈ છે[૧૦] ભારતના ઔદ્યોગિક અને આર્થિક પાયાની સંગીનતા અને એની સ્વાતંત્ર્યાસક્તિ, શરૂઆતના આંચકા ખમીનેય લાંબા ગાળાનું યુદ્ધ ખેડવાની અને એમાં ટકી રહેવાની એને શક્તિ બક્ષે છે; ત્યારે ચીન માટે તો આવું લાંબું યુદ્ધ દુષ્કર નીવડ્યા વગર રહે તેમ નથી.

ઉપરના અને નાનાં નાના વિવિધ કારણો ચીનની મહત્ત્વાકાંક્ષાઓને મર્યાદિત રાખવા માટે પૂરતા છે. આવી વિશાળ અને તલસ્પર્શી મર્યાદાઓના ભાર તળે દબાયેલો દેશ ચીન મહાન વિસ્તારવાદી સ્વપ્નાંઓ સેવે એ માની શકાય એવી વાત નથી. ચીનના રાજકર્તાઓને એવા મૂર્ખ કલ્પવામાં ને ચીતરવામાં, નરમ ભાષામાં કહીએ તો ખચીત અતિશયોક્તિ છે.[૧૧]

---

૯ કોરિયા, લાઓસ, અલ્જેરિયા, કોંગો આદિ દેશોમાં લડાઈઓ થઈ ને ચાલુ છે,—તેમાંથી ગમે ત્યારે વિશ્વયુદ્ધ ફાટી નીકળવાનો ભય છતાં—'વિશ્વયુદ્ધ ભભૂકી ઊઠે જ' એવું બન્યું નથી. બલ્કે અણુયુગમાં અણુબોમ્બની હયાતી છતાં સ્થાનિક અને મર્યાદિત યુદ્ધ શક્ય છે. બે મહાસત્તાઓ પોતે સંડોવાતાં તો, એમાંથી વિશ્વ-યુદ્ધ ફાટી ન નીકળે એ માટે ખાસ મથે છે ક્યુબાની ઘટના જેટલી વિરલ છે એટલી જ સૂચક પણ છે

૧૦. ભારત અને ચીનની આર્થિક-ઔદ્યોગિક પ્રગતિની બાબતમાં ભારતની સરસાઈનો દાવો વધારે પડતો નથી?

૧૧. ૭ મી નોંધમાં જવાબ આવી ગયો છે.

'અહીં' સામ્યવાદી ચીનના એ આગેવાનો વિષે થોડુંક કહી લેવું ઉચિત છે. આજકાલ એમને હિટલર સાથે સરખાવવાનો અને એમના આપણી સાથેના વર્તનને હિટલરના પાગલપણા સાથે[૫] એક કક્ષામાં મૂકવાનો પ્રયાસ થઈ રહ્યો છે. આમ કરવામાં સુપ્રમાણતાનો ભંગ થાય છે. આપણી સરહદ ઉપર આક્રમણ કરવાના એમના અપરાધને આપણે ગમે તેટલો અધમ લેખીએ—પણ એથી, એમની પાછલી કારકિર્દી, પોતાની જનકલ્યાણની માન્યતાઓને મૂર્ત સ્વરૂપ આપવા માટેનો એમનો પ્રચંડ પુરુષાર્થ, એ અર્થે એમણે વેઠેલી યાતનાઓ ધ્યેયની સાધના માટેની એમની Missionary zeal આ બધું ભૂલી જઈને આજે આપણે એમને એક કેવળ પાગલ મહત્ત્વાકાંક્ષાને વશવર્તી ગામને ધ્રુજાવનાર ગુંડા જેવા હિટલરની પડખે બેસાડીએ, એ રીતે કદાચ આપણો વાજબી ગુસ્સો વ્યક્ત થતો હશે, સાચું મૂલ્યાંકન નહિ, સુપ્રમાણતાનું ભાન નહિ.[૧૨]

૧૯૫૭-૫૮ સુધી ચીનનાં ગુણગાન ગાનારાએ બિનસામ્યવાદીઓનીય સંખ્યા ઓછી ન હતી. કૂદકે-ભૂસકે પ્રગતિની મુક્તકંઠે પ્રશંસા થઈ રહી હ સામ્યવાદની નીતિરીતિ સાથે આપણે સંમત થઈએ; એ નીતિરીતિમાંથી જન્મતાં કાર્યો આપ હાનિકારક બને ત્યારે એનો સામનો કરીએ, એ યોગ્ય છે. પણ ગઈ કાલ સુધી એની જે સિદ્ધિ આપણને અદેખાઈને પાત્ર લાગતી હતી એનીય, એ છેલ્લા દુષ્કૃત્યને કારણે, આજે નિંદા કરવા લ જઈએ એમા વિવેક નથી, ન્યાય નથી, છે કેવળ પૂ ગ્રહિતપણાનું પ્રદર્શન.[૧૩]

---

૧૨. ચીની ક્રાંતિ દરમ્યાન, ત્યાંની પ્રજાએ અને સામ્યવાદીઓએ, માઓ ત્સે-તુંગની સરદારી નીચે જે પ્રચંડ પુરુષાર્થ કરી બતાવ્યો છે, જે કુરબાનીઓ કરી છે, જે યાતનાઓ સહી છે તેને હિટલરી-નાઝી પ્રવૃત્તિ સાથે સરખાવી ન શકાય એ સાચું છે. સામ્યવાદી સૂત્રોમાં રહેલું પ્રજાના મોટા ભાગના વર્ગો-સમૂહો માટેનું આકર્ષણ, વિવિધ કારણો સર, હજીય નષ્ટ થયું નથી. બલ્કે એ અમુક પરિસ્થિતિમાં તો, ધાર્મિક-મિશનરી ઝનૂનની જેમ, તેમને ભયંકર હદે આવેશમય અંધસાહસો પાછળ મરી ફિટવાની પ્રેરણા અને તાકાત આપનારું રહ્યું છે—આ હકીકત હજીય કોઈએ ભૂલવા જેવી નથી કે એને નજીવી ગણી કાઢવા જેવી નથી. અને ક્યોમિન્ટાન્ગના અમલ દરમ્યાન ચીની પ્રજાની જે ભયંકર દુર્દશા થઈ હતી તેનો ચીની સામ્યવાદી નેતાગીરીએ જે રીતે લાભ લીધો તેની વીગતો ઓછી મહત્ત્વની નથી. સત્તા હસ્તગત કર્યા પછી એજ સામ્યવાદી નેતાગીરી પ્રજાના અનેક સમૂહોને પોતાના ઓથાર નીચે—લાંબા વખત સુધી—રાખી શકે છે. કેવળ દમ કે જુલ્મથી જ આ બધું થાય છે એમ માન પણ ખતરનાક છે. સામ્યવાદી આદર્શો અં સૂત્રોનો ઉપયોગ, પ્રચંડ આકર્ષણ અને પુરુષાર્થ-સાધન તરીકે, સામ્યવાદી પક્ષો અને સત્તાએ જે રીતે કરી શકે છે એની જાણકારી વિન કેવળ એની સામે આવેશપૂર્ણ બરાડા-બખાળ કાઢવાથી ઊલટો જ અર્થ સરશે એમ કહેવામ પણ અતિશયોક્તિ નથી.

૧૩. તમે જ આગળ ઉપર (જુઓ ફૂટનો ૧૦ વાળો તમારો ફકરો) એવું કહ્યું છે કે 'યુદ્ધસજ્જતા સિવાય અન્ય સર્વ બાબતોમાં ભાર તની ચીન કરતાં સરસાઈ છે!' હવે તમે જ એની 'કૂદકે ને ભૂસકે સિદ્ધિ-પ્રગતિ'ની વાત કરો છો! હકીકતે એ સાચું છે કે—

તેની પ્રગતિ અને તેના અખતરાઓએ આખી દુનિયાનું ધ્યાન ખેંચ્યું હતું—દેશ વિદેશના નિષ્ણાતોએ (બિનકમ્યુનિસ્ટ અને કમ્યુનિસ્ટ વિરોધીઓએ પણ) એનાં બયાનો આપ્યાં છે. અલ્પવિકસિત રાષ્ટ્રોએ તો, તેના પ્રયોગો માંથી શીખવા જેવું હોય તે અપનાવવા સારુ અનેક નિષ્ણાત-અન્વેષણ-મંડળો મોકલ્યાં હતાં. ભારતે પણ એનો લાભ ઉઠાવ્યો છે.×××

કોઈપણ દેશ-રાજ્ય-પ્રજાની તમામે તમામ પ્રવૃત્તિઓને અને સિદ્ધિઓને દુષ્ટ અને અનિષ્ટ

ચીનના વિસ્તારવાદીપણા વિષે આજકાલ ઘણું કહેવાઈ-લખાઈ રહ્યું છે. એકાએક ઇતિહાસના ના આજે એ એક જ વાતની સાબિતી કરવા ઊઘડી ા. શ્રી. પં. નેહરુએ એક વખત ચીનની પ્રદેશ-ખને વર્ણવવા સામ્રાજ્યવાદને બદલે વિસ્તારવાદ ાદ વાપર્યો એટલે આજે આખાય ઇતિહાસમાં ાગે કે એક ચીન જ એ દુર્ગુણને આધીન થયેલું ખાઈ રહ્યું છે. આ એક અર્ધસત્ય જ નહિ બલ્કે તિહાસની અર્ધ-સત્ય રજૂઆત છે એક ચીન જ હિ પણ મનુષ્યમાત્ર, સમાજમાત્ર, અને રાષ્ટ્રમાત્ર otentially વિસ્તારવાદી છે. પ્રત્યેકમાં વિસ્તારવાદી ાકાંક્ષાઓનાં બીજ પડેલાં છે. જમીન, પાણી, હવા, ાતર અને પરિશ્રમની સાનુકૂળતા પર એ બીજમાંથી ણગા ફૂટવાનો, વધવાનો, ફાલવાફૂલવાનો આધાર હે છે. જગતનો ઇતિહાસ ઉથલાવવાની જરૂર નથી. આપણા જ મૌર્યો, ગુપ્તો; ચાલુક્યો, ચોલો, ંડયાઓ, ચોહાણો, વાઘેલાઓ, મરાઠાઓ, મોગલો, વેસ્તારવાદી નહિ તો શું હતા? આખો ઇતિહાસ મનુષ્યની સમાજની, અને રાષ્ટ્રની શક્તિને વિસ્તૃત કરવાના પ્રયાસોનો જ ઇતિહાસ છે. ભૌતિક ક્ષેત્રે આ પ્રયાસોમાંથી કલહો જન્મ્યા છે; આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે

લેખી દુર્લક્ષ કરવામાં અને નિંદા કરવામાં પૂર્વગ્રહ છે – જે આપણને જ નુકશાનકર્તા છે. ચીનનો મૂળભૂત સામ્યવાદી વિસ્તારવાદ ભયંકર હોવા છતાં તે દેશમાં કશું જ સારું બન્યું નથી, એમ કહેવું એટલે તો જગતના વિકાસના આખા ઇતિહાસનો જ ઇન્કાર કરવા બરાબર છે! ભયંકર ગુલામીના બર્બર યુગથી માંડી મૂડીવાદી – સામ્રાજ્યવાદના કાળ દરમ્યાન પણ, તેમની ઇચ્છા – અનિચ્છાએ, અનેક શુભ પરિણામો આવ્યાં જ છે. પરંતુ એથી-શું? આજે, એનાથી અંજાઈ જવાની જરૂર છે? સામ્યવાદી ચીનનું મૂળરૂપ પ્રગટ થયા પછી એની સિદ્ધિઓની વાહવાહ ગવડાવવી છે? કે આ સિદ્ધિઓ કયા રસ્તે, કેટલા – કેવા ભોગે થઈ તે બહાર આણવું જરૂરી છે?

યુદ્ધો થયાં છે — ગઈ કાલનો પીડિત પક્ષ આજે પીડક બને છે અને આવતી કાલે ફરી પાછો પીડિતની સ્થિતિમાં મુકાય છે.[૧૪]

ભારત કદી વિસ્તારવાદી બન્યું નથી એ વાત પણ એટલી જ બેહૂદી છે. વણમાગ્યા એ ગુણના અધિકારીપણાનો દાવો એક બાળક બ્રહ્મચર્યપાલનનો દાવો કરે એના જેવો છે. ભારતના ભૂતકાળનો ઉલ્લેખ કરતાં, ઇતિહાસના શિક્ષણની વિરુદ્ધ જઈ, આપણે એમ જ સમજીને વર્તતા લાગીએ છીએ કે જાણે આ દેશ હંમેશા આજના જેવો જ એકતંત્ર દેશ હતો. પણ, ભારત, અંગ્રેજોના આગમન પહેલાં, કદીય સુસંગઠિત રાજકીય એકમ ન હતું. આજની હદના એક રાજકીય એકમ તરીકે ભારતનું અસ્તિત્વ જ કદી ન હતું. જે કંઈ એકસૂત્રતા હતી તે કેવળ ધાર્મિક અને સાંસ્કૃતિક ક્ષેત્રમાં જ હતી. આવી સ્થિતિમાં, ભારતની તે સમયની સાંસ્કૃતિક પરિ-સીમાઓ ઓળંગીને વિસ્તારવાદી બનવાની કલ્પના

૧૪ ચીનના 'વિસ્તારવાદી' ઇતિહાસનો બચાવ કરવા મનુષ્ય – સમાજ – અને રાષ્ટ્રમાત્રની વિકાસવાદી વૃત્તિ અને પ્રવૃત્તિનું કવચ શોધવું પડ્યું? અરે, કુદરતના બીજમાંથી ફળરૂપે વિકસવાની નૈસર્ગિક પ્રક્રિયાને આગળ ધરવી પડી? 'મધ્યયુગમાં દુનિયાનાં અનેક સામ્રાજ્યો ઊભાં થયાં – છૂટાછવાયા નાના નાનાં ભૌગોલિક ઉપરાજ્યો (પ્રિન્સિપાલિટીઝ) માંથી સુકેન્દ્રિત શક્તિશાળી સામ્રાજ્ય ઊભાં થયાં – તે 'મધ્યયુગી ઐતિહાસિક વિકાસ'ની ઘટનાને 'આધુનિક વિસ્તારવાદી ઘટનાઓ' સાથે શી રીતે સરખાવી શકાય? ચીની વિસ્તારવાદે જે પ્રદેશ-ભૂખ પ્રગટ કરી હતી તેની સાથે; ભારતના ઇતિહાસને – સાંસ્કૃતિક સીમાઓમાં અને સાંસ્કૃતિક સંબંધો દ્વારા કરેલા વિસ્તાર સાથે'- સરખાવી શકાય એમ છે જ નહિ.

૧૫. હમણાં જ તમે ઉપર એવો આભાસ ઊભો કર્યો કે ચીનનો વિસ્તારવાદ દુનિયાના

પણુ એ વખતના ભિન્ન ભિન્ન રાજવીઓને ન આવી શકે. અને આંતરિક ક્ષેત્રે તો એ રાજવીઓએ ક્યા સીમાડાઓને કદીય પવિત્ર ગણ્યા છે ?[૧૫]

વિસ્તારવાદી આકાંક્ષાઓ સેવવી, આપણે જોયું તેમ, ચીન માટે અશક્ય જ હોય તો એના ભારતી સીમાઓ પરના આક્રમણુને આપણે મર્યાદિત આકાંક્ષાઓને અમલી બનાવવાના પ્રયત્ન તરીકે જ ગણવું રહે છે. આ મર્યાદિત આકાંક્ષાઓ કા તો સીમાઓના સાધારણ ફેરફારને લગતી, લડાખ પ્રદેશના અમુક ભાગ પૂરતી, કે બન્ને માટેની હોઈ શકે. આ અંદાજ કાઢવામાં ભૂલથાપ કરવી પરવડે નહિ. એમા અતિશયોક્તિ અલ્પોક્તિ જેટલી જ ભયાવહ છે. આપણું સજ્જતા એ આકાંક્ષાઓના આપણા અંદાજને અનુસરીને ઘડાવાની હોઈ, જેમ અલ્પાંકન આપણી પ્રતિરોધ-શક્તિને અપૂરતી રાખશે તેમ, વધારે પડતા મોટા ખ્યાલો આપણને કા તો બિનજરૂરી પ્રયાસોમાં શક્તિ અને સંપત્તિ વેડફવા પ્રેરશે; કાં તો હતાશા, નિરાશા, નિર્બળતા જન્માવશે. કા તો (અપરિમિત પરદેશી સહાય-મેળવવાના ખંતમાં) ઓલમાંથી ચૂલમાં નાખશે.[૧૬]

૬

જે પ્રદેશો ભૂતકાળમાં, ગમે તેટલા ટૂંકા ર માટે પણ, ચીનના સાર્વભૌમત્વ કે સર્વોપરિત્વ ં આવી ગયા હોય એવા પ્રદેશોને પોતાના નકશાએ આવરી લેવાનો શિરસ્તો ચીનમાં લાબા કાળથી ગયેલો લાગે છે આવા નકશાઓમાં બતાવાયેલા સઘ પરપ્રદેશોનો ચીન દાવો કરે છે અથવા એ દ પ્રસ્થાપિત કરવા પ્રયાસ કરે છે અથવા કરશે જ ક માનવામાં વાસ્તવિકતાની દૃષ્ટિએ અતિશયોક્તિ દ છે. પરંતુ ભારતીય પ્રદેશો પરના એના નકશ દર્શાવેલા દાવાના પ્રતિપાદનમાં એણે છેલ્લા પાંચ દરમિયાન આરંભેલા અને આચરેલા આક્રમણને કા ચીનના શાન્તિ-સ્વાગને સાશંક નજરે જોઈ એ ન નાકશિક દાવાઓને સીધા દાવાઓની પૂર્વતૈયારી લેખી સજાગ બની રહીએ એ સ્વાભાવિક, ઉચિત. ન સલામતીભર્યું છે. આટલું સમજીનેય એ વાત યાદ રાખ ઘટે છે કે ચીન સામે એની મહત્ત્વાકાંક્ષાઓને અવરોધ વિશાળ મર્યાદાઓ ઊભેલી છે. એટલે વર્તમાન સ ભર્મા, એ ગમે તેટલા વિસ્તારવાદી સ્વપ્નાં સેવતું હે તોય, પોતાની આકાંક્ષાઓને મર્યાદિત ક્ષેત્રમાં કેંદ્રિત કરવાનું ચીન માટે વિચારણીય રહે છે.

ચીનની આ આકાંક્ષાઓ જ્યાં કેંદ્રિત થઈ હોવ જણાય છે એ પ્રદેશોનો હવે થોડોક વિચાર !

---

બધા દેશોના જેવો – ભારતના મૌર્યો ગુપ્તો ચાલુક્યો, ચોળો, પાંડ્યો, ચૌહાણો, વાઘેલાઓ, મરાઠાઓ, મોગલોની માફક વિસ્તારવાદી રહ્યો છે. અને હવે તમે જે – ભારત વિસ્તારવાદી બની ન શક્યું તેનું કારણ આપો છો ! ભારતની તે સમયની સાંસ્કૃતિક પરિસીમાઓ ઓળંગીને વિસ્તારવાદી બનવાની કલ્પનાને જ અશક્ય ગણાવો છો ! – અને કેવળ આંતરિકક્ષેત્રે (દેશની અંદર અંદર) સીમાડાઓ પરની ચડાઈઓ ઉપર આવી જાઓ છો !

૧૬. ચીનના ભારત ઉપરના જંગી (૮૦,૦૦૦ સેના સાથેના) આક્રમણની પાછળ, તત્કાલ ભારત આખું હડપ કરી લેવાની ગણતરી કે યોજના ન હોય ને સમાજાય એવી વાત છે. તેની તત્કાલ નેમ ભારતના સીમાડાઓ ઉપરનો પોતાનો દાવો શસ્ત્રોના બળે ઠરાવીને આપણી

પાસે કબૂલાવવા પૂરતો હોવ એ પણ બને. પરં તેની આકાંક્ષા આટલી જ હોવાનું માની શકા એમ નથી. એક તો, એણે ૧૨૦૦૦ ચો. મા નો વિસ્તાર દબાવી લેવા છતાં ભારતે આંગળ સરખી ઊંચી કરી ન હતી; એટલે ચીનને આ આવા જંગી આક્રમણની જરૂર ઊભી થઈ જ હતી સીમાડાના સાધારણ ફેરફાર કરાવવાની મર્યાદિત આકાંક્ષા તો કશા મોટા આક્રમણ વિના જ અમલી બની રહી હતી – ધીમે ધીમે (૧૯૫૧ થી ૫૯ દરમ્યાન) એ પ્રદેશ ઉપર કબજો મેળવીને. એટલે જેને તમે બહુ ગણત્રીબાજ અને ડાહી નેતાગીરી ગણાવો છો એ તો આ પગલું ન જ ભરે – સિવાય કે તમે માનો કે

લઈએ. આ પ્રદેશો (બડાહોતી, સ્પિતિ ઇ. ને અક્સાઈ ચીન) ભારતના જ છે એ બાબતમાં આપણને તો શંકા જ નથી. આપણી પાસે એને લગતા, આપણે સાચા માનીએ છીએ એવા, પૂરતા પુરાવા છે. પણ સામે પક્ષેય એવા જ પુરાવા હોવાનું કહેવાય છે. એટલે આ પ્રદેશોની માલિકી વાંધામા પડી છે એમ કહી શકાય. ઇતિહાસ અને ભૂગોળ આ બાબતમા આમ કહે છે :—

**બડાહોતી :** ઉત્તર પ્રદેશના વાયવ્ય ખૂણે તિબેટ સાથેની સરહદ પર આવેલું આ નાનુ સ્થળ વર્ષમાં લગભગ આઠ-નવ મહિના બરફથી ઢંકાયેલું અને અવસનીય રહે છે. આ સમય દરમિયાન ત્યા પહોંચવાનુંય લગભગ અશક્ય બની રહે છે; એટલે પ્રજા કે પોલીસ કોઈ ત્યા રહેતું નથી. બાકીના સમયમાં ત્યાં છૂટાછવાયા ભરવાડો એમના ઘેટાં-ઢોર સાથે જોવા મળે છે. આપણું એક મુલકી થાણું અને ૧૯૫૫થી ચીનનુંય મુલકી થાણું રહે છે. આ સ્થળની માલિકીનો પ્રશ્ન ઘણાં વર્ષોથી — ઓછામા ઓછાં પચાસેક વર્ષથી વાધામાં રહ્યો છે. તિબેટમાં ચીનનું શાસન આવ્યું તે પહેલાં ભારત સરકાર અને તિબેટ સરકાર વચ્ચે અનેક વેળા આ બાબતમા લખાપટ્ટી થઈ છે. આ સમય દરમિયાન તિબેટ આ પ્રદેશમાંથી અવાર-નવાર કેટલીક જાતના વેરા પણ ઉઘરાવતું રહ્યું છે

બડાહોતી ઉપરાંત સરહદના બીજાં કેટલાંક સ્થળો બાબતમાં પણ છેલ્લાં પચાસેક વર્ષમાં આમ બનતું આવ્યું છે. ભારત સ્વતંત્ર થયું અને ચીનમાં સામ્યવાદી શાસન સ્થપાયું તે દરમિયાનના બે વર્ષના ગાળામાંય ભારત સરકારને બે ત્રણ વખત આવા પ્રશ્નોનો સામનો કરવો પડ્યો હતો.

**લડાખ :** કાશ્મીરના પૂર્વ ભાગમાં, ૧૩૦૦૦ ફૂટ કરતાં વધારે ઊંચાઈએ આવેલા આ પહાડી પ્રદેશનો લડાખનો પૂર્વ અને ઈશાન ભાગ અક્સાઈ ચીન તરીકે ઓળખાય છે. સરેરાશ ૧૭૦૦૦ ફૂટની ઊંચાઈનો આ પ્રદેશ નિર્જન અને વેરાન હોઈ ત્યાં કંઈ વસ્તી નથી અને ૧૯૫૯ પહેલાં ત્યાં લશ્કરી કે મુલકી કંઈ વહીવટ ન હતો. વહીવટ કરવા જેવું કંઈ હતું પણ નહિ ફક્ત નકશા ઉપર જ આપણે સારુ એનું અસ્તિત્વ હતું. એ પ્રદેશમા કોઈનેય કઈ રસ હોય એમ માનવાને કારણ ન હતું.

લડાખ પ્રદેશની પૂર્વ અને અગ્નિ સરહદ તિબેટની સરહદને મળે છે; પણ આ સરહદ જમીન ઉપર અંકાયેલી નથી તથા બીજી કોઈ રીતે સ્પષ્ટ થયેલી નથી. લડાખનો અક્સાઈ ચીન ભાગ, ૧૮૪૨ માં કાશ્મીરના મહારાજા ગુલાબસિંહ અને લ્હાસાના લામા ગુરુસાહેબ વચ્ચે થયેલા કરાર અનુસાર, આપણે માનીએ છીએ અને આપણા જૂના નકશાઓ સાક્ષી પૂરે છે કે ભારતમા છે ચીન દાવો કરે છે અને એના એટલા જ

---

તેના કરતા વિશેષ આકાંક્ષા તેની હોય – અને તે એ કે, દાણો દબાવી જોવો – એકવાર ભારતને ડધાવી દેવું, ને ઢીલું દેખાય તો અંદર ઘૂસી જવું અથવા ભવિષ્યમાં અનુકૂળતાએ ઘૂસી જવાની આ પૂર્વતૈયારી ગણાય. ચીનના એશિયામાંના વિસ્તારવાદી પ્રયાસો અંગે જાણ્યા પછી (જુઓ વિ. મા. ૪૭ પૂર્તિ પૃ.–૧૬/૧૯) તથા તમે જ સ્વીકારો છો તેમ, "ચીન સામ્ય-વાદના અસ્તિત્વ માટે વિશ્વવિગ્રહને અનિવાર્ય ગણે છે – એટલે કે વિશ્વસામ્યવાદના વિસ્તાર માટે વિશ્વયુદ્ધ અનિવાર્ય ગણે છે – આ સ્વીકાર્યા પછી એના અંતિમ ધ્યેય, અંતિમ આકાક્ષા વિષે તે પોતે જ આપણને કશી ભ્રમણામાં રાખતું નથી ! એથી જ એની તત્કાળ નેમ-આકાંક્ષાને અંતિમ આકાક્ષાની એક સળંગ કડી રૂપે જ જોવી રહી. અને એ રીતે જ તૈયારીઓ કરવી રહી – ૨૫૦૦ માઈલની સરહદો ઉપર ગમે ત્યારે ફરી જંગી હુમલો થવાની ગણત્રીએ જ વ્યાપક સુદૃઢ તૈયારીઓ કરવી રહી. ચીનની આકાંક્ષા વિષેની તમારી મૂળભૂત ગેરવ્યાજબી સમજણ સ્વીકારાય તો, તત્કાલ નહિ તોય ગમે ત્યારે તૂટી પડનારા – ગંભીર ભયનો અલ્પ-અંદાજ કરીને આપણે પૂર્ણ અને કાયમી તૈયારીઓ તરફ ઉદાસીન રહીશું – જેનું પરિણામ ભયંકર આવે.

જૂના નકશા બતાવે છે કે આ અકસાઈ ચીનનો પ્રદેશ તિબેટમાં છે. બંને પક્ષો પોત-પોતાની તરફેણમાં પોતાની દૃષ્ટિએ પુરાવા ધરાવે છે. આમ આ પ્રદેશની માલિકી વિવાદગ્રસ્ત બની છે. લગભગ સો વર્ષથી આપણા દાવાઓ સામે વાંધો લેવાઈ રહ્યો છે. આ બધું લક્ષમાં લેતાં એટલું સ્વીકારવું જોઈએ કે લડાખની પૂર્વે અને અગ્નિ સરહદ અને આ પટ્ટીની બાબતમાં આપણું કે તિબેટનું માલિકીપણું સ્પષ્ટપણે, નિઃશંકપણે, નિર્વિવાદપણે નક્કી થયેલું નથી.

બીજુ એક નોંધવા જેવી એ વાત છે કે લડાખના વતનીઓમાં શિક્ષણાર્થે તિબેટની રાજધાની લ્હાસા જવાનો પરંપરાગત રિવાજ છે. આ માટે એમને કોઈ જાતના પરવાના કે પાસપોર્ટની જરૂરત રહેતી નથી. ધાર્મિક દૃષ્ટિએ લ્હાસા એમનું આધ્યાત્મિક અને શૈક્ષણિક કેન્દ્ર છે. સેંકડો લડાખીઓ આમ તિબેટ અને લડાખ વચ્ચે ૧૯૫૯ સુધી પ્રતિવર્ષ મુક્તપણે આવજા કરતા રહ્યા છે. ૧૯૫૯ ના માર્ચ સુધી લડાખનો તિબેટ સાથે આવો ગાઢ સંપર્ક હતો.

**ઈશાન સરહદ:** અહીં સરહદ બરાબર સ્પષ્ટ થયેલી છે એટલે એ વિષે કોઈ વાંધાને કે શંકાને અવકાશ નથી. પણ મેકમેહોન લાઈન નામે જાણીતી થયેલી આ સરહદેય જમીન પર અંકાયેલી ન હોઈ એકએક ઠેકાણે, એ ખરેખર ક્યાં થઈને પસાર થાય છે એ વિષે, ચીન અને ભારત વચ્ચે મતભેદ છે. પરંતુ આ મતભેદ બહુ મોટા પ્રદેશને લગતો નથી એટલે બહુ મહત્ત્વનો નથી.

બડાહોતી, સ્પિતિ ઇત્યાદી નાનાં સ્થળો અને લડાખનો અકસાઈ ચીન પ્રદેશ આજકાલથી નહીં, તિબેટ ચીને કબજે કર્યું ત્યારથી નહિ, ચીનમાં સામ્યવાદી સરકાર આવી ત્યારથી નહિ, પણ પચાસ-સે વર્ષથી ભારત સરકાર અને તિબેટ સરકાર વચ્ચે દાવા પ્રતિદાવાઓનો વિષય રહ્યો છે એ આજના સંજોગોમાં યાદ રાખવું જરૂરી છે. આવા સીમાઝઘડાઓનો પતાવટ વાતચીતથી, શાંતિપૂર્વક, ન્યાયપુરઃસર કરવાનો સિદ્ધાંત ભારતે સ્વીકારેલો છે. ચીન એકપક્ષી રીતે બળથી, એના દાવાઓ કબૂલ કરાવવા મથે છે એની સામે જ આપણો વિરોધ છે, આપણો પ્રશ્ન છે, આજનું યુદ્ધ છે, આપણી સંરક્ષણાત્મક તૈયારીઓ છે. આપણે પ્રતિરોધી ચીનની આ બળ-નીતિને કરીએ છીએ અને એ એટલા પૂરતો જ મર્યાદિત રહેવો જોઈએ-આટલી મહત્ત્વની વાત સતત ધ્યાનમાં રાખવાની છે.[૧૭]

---

૧૭. સરહદોની બાબતમાં અહીં વીગતે ઊતરવું શક્ય નથી, એટલે થોડાક મુદ્દા જ નોંધું છું-(૧) બંને પક્ષના દાવા તો હોય જ. આપણા દાવાઓ વિષે આપણા મનમાં તો શંકા નથી ને? સામા પક્ષને તો હોય જ બધી વીગતે જાણવું મારે-તમારે માટે શક્ય પણ નથી. છતાં, ચીની પ્રજાને જેટલે અંશે અજ્ઞાન-અંધારામાં રાખવામાં આવે છે એટલું તો આપણે ત્યાં શક્ય નથી. આપણે તો સામી બાજુનું પ રેડિયો, અખબારો, કોમ્યુનિકો-દ્વારા થોડુંઘણું જાણવા પામીએ છીએ. અને વધુમાં, સરકારી વ્હાઈટપેપર્સના સાર અને દાવાઓ અંગેનો સાર રજુ કરતી પુસ્તિકાઓ ઉપરથી, તથા દુનિયાના મોટા ભાગના તટસ્થ દેશોના અને અભ્યાસીઓના અભિપ્રાયો પછી, આપણા દાવાની સચ્ચાઈ વિષે ભાગ્યે જ કોઈને શંકા રહી હશે. ચીનના પુરાવાઓ અને આપણા પુરાવાઓની બાબતનું પૃથક્કરણ પણ આપણા કેસને વધુ પુષ્ટિ આપે છે. (૨) ચીને આરંભથી ધારણ કરેલું ખંધું મૌન તથા ત્યારબાદ આપેલાં જુઠાં વચનો, આશ્વાસનો અને બાદ વિરોધાભાસી નિવેદનો, અને સાથોસાથ એક પછી વધારેલા દાવાઓ-અંતે છેક ૧૯૬૦ માં નવાં ઉમેરેલો ૨૦૦૦ ચો. મા. નો દાવો—આ બધું ભયંકર હદે આઘાત આપે તેવું છે. એની વિસ્તારવાદી ખંધી રમતનું ચોકાવનારું ચિત્ર ઉપસ્થિત થયા વિના નથી રહેતું. (૩) ચીનના સામ્યવાદી શાસન પૂર્વેનો, તિબેટનો ભારત સાથેનો કેટલોક સ્વતંત્ર વ્યવહાર, ચીનનો કેસ મજબૂત નથી કરતો; ઊલટો તિબેટ 'સ્વતંત્ર'

## ૭

મૂળે તો સઘળી આક્રમણ લડાઈઓ સ્થાન-શક્તિ-સત્તા માટેની લડાઈઓ છે. આમાં એક યા બીજા પક્ષને સાથ-સહાય આપનારાઓ સ્વહિતથી પ્રેરાઈને જ તે આપે છે. પોતાના રાષ્ટ્રિય હિતોનું સંરક્ષણ—સંવર્ધન એ પ્રત્યેક દેશનું પ્રાથમિક કર્તવ્ય હોઈ, એ કર્તવ્યને લક્ષમાં રાખીને દરેક દેશ એક યા બીજા પક્ષને મૈત્રી-સાથ-સહાય આપે એમાં કંઈ અજુગતુંય નથી. પણ આવી મૈત્રી-સાથ-સહાયના મૂળ આશયને લેનાર પક્ષ બરાબર ઓળખે એ અગત્યનું છે: આવી મૈત્રી-સાથ-સહાયમાં આપનારની દૃષ્ટિએ પરોપકાર નથી, ઉદારતા નથી, સ્વહિતની સેવા છે.

આ દૃષ્ટિએ પશ્ચિમી દેશો અને રશિયા તરફથી આપણને આ પ્રસંગે જે સહાય મળે તે માટે કૃતજ્ઞતા અનુભવીનેય એટલું તો યાદ રાખવું જ રહ્યું કે આ સહાય-સહકાર આપણા સ્વહિત અને એ દાતા દેશોના સ્વહિત વચ્ચેના સુમેળને આભારી છે આટલું ધ્યાનમાં રહી જાય તો એ સહાય-સહકારની-મર્યાદાઓ પણ લક્ષમાં આવ્યા વગર નહિ રહે. જે હિતદૃષ્ટિ સહાયની પ્રેરક છે તે મર્યાદક પણ છે

પશ્ચિમી દેશોનું સ્વહિત સામ્યવાદી દેશોની શક્તિને ક્રમમાં ક્રમ અત્યારને પાયે પરિમિત કરવામાં, એને વર્તમાન ક્ષેત્રમાં જ સમાવિષ્ટ રાખવામાં, અને સામ્યવાદી દેશોને મુકાબલે બિનસામ્યવાદી દેશોની શક્તિ વધારવામાં છે એમના તરફથી ભારતને અપાતી સહાય આ ત્રણેય રીતે એમને માટે સ્વહિતસાધક છે.

રશિયા અને એની સાથે જોડાયેલા સામ્યવાદી દેશોનું સ્વહિત ચીનની શક્તિ પરિમિત કરવામાં, એને વર્તમાન ક્ષેત્રમાં જ સમાવિષ્ટ રાખવામાં, અને પછાત અલ્પવિકસિત સ્વતંત્ર (non-aligned) દેશોને, પશ્ચિમી સત્તા-જૂથો સાથે જોડાઈ જતા અટકાવવા, પોતાના પગ ઉપર ઊભા રહેતા થવામાં સહાય કરવામાં છે આમ રશિયા તરફથી અપાતી સહાય પણ આ સર્વ રીતે એને માટે સ્વહિતસાધક છે.

આવતી કાલે સંયોગવશે આમાંથી એક યા બીજા દેશની હિતદૃષ્ટિ બદલાઈ જાય, એક યા બીજા કારણે ભારતને સહાય કરવાનું એને અહિતકારી લાગે, અથવા ભારતના દુશ્મનના સહાયક બનવાનું ઇષ્ટ લાગે તો આપણે, દુઃખ અનુભવીનેય, એમને ગાળો નહિ દઈએ; તેવી જ રીતે આજના એમના સહકારી વલણને ઉદારતા, નિઃસ્વાર્થતા ઇત્યાદિ ગુણોથી નવાજી અપ્રસ્તુત ગુણવાન કરવામાંય ન રાચીએ.[૧૮]

---

હતું એ વાત આગળ આવે છે; એ વ્યવહારને જોરે ચીનનો દાવો બતાવવાનો તમારો પ્રયાસ ગેરસમજ ઊભી કરનારો છે...અને ચીન પોતાને અનુકૂળ હોય ત્યારે 'બ્રિટિશ સમયની' સંધીઓ, સમજૂતિઓ, સંમતિઓ સ્વીકારી લે છે, ને ન અનુકૂળ હોય ત્યારે બ્રિટિશ સામ્રાજ્યવાદને આગળ ધરી ઇન્કારે છે! અંતે તો, આપણે ચીની સત્તાનું unscrupulous સ્વરૂપ સમજી લઈએ, આખા એશિયામાંની એની વિસ્તારવાદી ભૂખ અને તેને માટેના પેંતરા-પ્રયાસોથી જાણકાર થઈએ અને સાથેસાથ ભારતની રાજનીતિની બાધાઓ છતાં, સચ્ચાઈમાં ભભૂત વિશ્વાસ રાખી શકીએ તો દ્વિધાને કશું જ કારણ નથી રહેતું.

૧૮ ભારત ઉપરના ચીની આક્રમણ સમયની પરદેશી સહાય અંગે તમે કહેલો મુદ્દો બરાબર છે કે "આ સહાય આપણાં સ્વહિત અને દાતા-દેશોના સ્વહિત વચ્ચેના સુમેળને આભારી છે." પરંતુ આપણને ચીન સામેના યુદ્ધના કટોકટીના દિવસોમાં રશિયા તરફથી કશી જ મદદ મળી નહિ અને પશ્ચિમી દેશોએ ઉત્સાહપૂર્વક અને તાત્કાલ ઉપયોગમાં આવે તેવી શસ્ત્રાસ્ત્રોની મદદ મોકલી — આ બે હકીકતોને એક સરખી લેવામાં મોટી ભૂલ થાય છે. બંને પક્ષો પોતપોતાનાં સ્વહિત અનુસાર વર્ત્યા એ સાચું પરંતુ પશ્ચિમનું 'સ્વહિત' આપણા જીવનમરણના પ્રસંગે સાથ આપનારું બન્યું, ત્યારે રશિયાનું વર્તન આપણે માટે નહિ, ચીનને વધુ લાભદાયી રહ્યું! એવો સવાલ

[ વિશ્વમાનવ : નવે.-ડિસે. '૬૨

## ૮

પૂર્વસિદ્ધ છે કે, આપણો ચીન સાથેનો ઝઘડો એના ચોક્કસ દાવાઓ પૂરતો મર્યાદિત છે. આનો ફલિતાર્થ એ છે કે આપણે એની સામે લેવાનાં પગલાં પણ મર્યાદિત રહેવાં જોઈએ. આપણી પ્રતિક્રિયા (reaction)એ ચીનના આક્રમણની ક્રિયા સાથે સુપ્રમાણતા જાળવવી જોઈએ. સાપને દોરડું માનવા જેટલી તો આપણી બુદ્ધિ આંધળી નથી થઈ ગઈ, પણ ભયથી આંધળા બની દોરડાને સાપ માની બેસીએ એ સંભવિત છે. આવી ભ્રમમૂલક કલ્પનાઓથી ભયભીત બની એક અનિષ્ટમાંથી છૂટવા જતાં વધારે મોટા અનિષ્ટમાં ન ભરાઈ પડીએ એ માટે સાવચેત રહેવાની જરૂર છે. આજે દારૂમંધી વિરોધી ચળવળ, પાકિસ્તાન, ૪૦ આપણા ભયભીતપણાનો લાભ લેવા તૈયાર થઈ બેઠેલાં જ છે. એથીય મોટું જોખમ જુનવાણી વિચારબળો રૂપે ખડું થયેલું છે. અને સૌથી મોટું જોખમ સર્વભક્ષી યુદ્ધરૂપે આપણા દરવાજે હાજર છે. જરાક આવેગની અતિશયતા થઈ, જરાક સમતુલા ગુમાવી, જરાક ઔચિત્યનો ભંગ થયો, જોખમ-ભયને અતિ-સ્વરૂપ બનાવી જોયાં તો આપણે એવા માર્ગે ઘસડાઈ જઈશું કે જેમા પહેલા નહિ તો બીજા, ત્રીજા ચોથા, પાંચમા ડગલે, તકની રાહ જોતા સૌના શિકાર બનીશું.

નાની નાની વાતોને સ્વમાનનો પ્રશ્ન બનાવવી, વિરોધીના આચરણને અરુચિકર હરેક પગલાને આપણી અસ્મિતા પર પ્રહારરૂપે જોવું—આથી માનરક્ષા નથી થતી, બાલિશતા પ્રદર્શિત થાય છે, ઔચિત્યભંગ થાય છે. જેમ વ્યક્તિ–વ્યક્તિ વચ્ચેના તેમ રાષ્ટ્ર–રાષ્ટ્ર વચ્ચેના ઝઘડાની પતાવટમાં પ્રધાન લક્ષ લાભ હાનિની ગણતરી પર, ભિન્ન ભિન્ન પરિણામોના લાભહાનિની દૃષ્ટિએ મૂલ્યાંકન પર એ ન્યાય અને શાન્તિની જરૂરિયાતો પર આપવાનુ હોય છે સ્વમાન, ગૌરવ(prestige, pride)ની વાતો આમાં ન ભેળવીએ, એને ગૌણ સ્થાન આપીએ એ જ દેશની મનોશાન્તિ માટે ઇષ્ટ છે.

શ્રીમંતમાં શ્રીમંત દેશનીય સહાય કરવાની શક્તિને મર્યાદા હોય છે સહાય કરવાની ઇચ્છાનેય, સ્વહિતના મૂળમાં ઘા ન પડતો હોય તો, મર્યાદા હોય છે. એટલે અઢળક અને અમર્યાદ વિદેશી શસ્ત્રસહાયની આશા રાખવી બિનજરૂરી તો છે જ પણ આધાર વગરનીય છે. અને એ આશાએ જંગ ખેડવાની યોજનાઓ કરવી એ તો બેહૂદી જ વાત છે. માગી આણેલાં ભરૂતી કે દાનમા મેળવેલા બળ ઉપર આપણી યુદ્ધ–ક્ષમતા માટે મદાર બાંધવો એ નાદાની છે.[૧૯]

## ૯

જગતના બળિયામાં બળિયા દેશોય આજે આત્મતુષ્ટ બની નિર્ભયની નિદ્રામાં સૂઈ શકતા નથી. આપણેય પ્રત્યક્ષ અને સંભવિત ભયો સામે અને અન્યોની અન્યાયી અપેક્ષાઓ અને આકાંક્ષાઓ સામે આપણી પ્રતિકારશક્તિનો વિકાસ કરવો જ જોઈએ એ નિર્વિવાદ છે. આપણાં સ્વહિતોને સતત દૃષ્ટિ સમક્ષ રાખીઆપણી નીતિરીતિ ઘડાય પળાય એ સહજ અને સ્વાભાવિક છે. પણ સાથે એય યાદ રાખીએ કે એક દેશની સ્વહિતદૃષ્ટિ જગતનાં વ્યાપક હિતો સાથે જેટલા અંશે સુસંગતતા અને સુમેળ જાળવે છે તેટલે અંશે ઉદાત્ત બને છે, તેટલે અંશે લાંબા ગાળે કલ્યાણકારી બને છે. શાન્તિએ જગતની આજે પરમ કલ્યાણકારી વાન્છના છે. એ સર્વસ્પર્શી વાંછના સાથે આપણાં સ્વહિતોને અનુસંધિત કરીરાખવાની જાગરૂકતા જ આપણી સાધના–સિદ્ધિ–ધ્યેયને ગૌરવશાળી બનાવશે. વ્યાપક હિતદૃષ્ટિને અધિષ્ઠાત્રી બનાવી રાષ્ટ્રિય

કેમ નથી વિચારતા કે પશ્ચિમની જેમ રશિયાએ પણ આપણને તત્કાલ શસ્ત્રોની મદદ કરી હોત તો ચીનની છાતી બેસી ગયા વિના ન રહી હોત. પરંતુ રશિયા માટે એ અશક્ય રહ્યું!

૧૯. ઓલમાંથી ચૂલમાં ન પડવા અંગેની તમારી આ સલાહ સાચી છે. પણ સામ્યવાદી ચીનની આક્રમણવાદી અને વિસ્તારવાદી નેમ તથા તેની શક્તિ, રશિયાની મર્યાદા, આપણી લાંબી

(ચાલુ ફૂટનોટ પાન ૬૬ ઉપર)

હિતદષ્ટિને ગૌણ ગણવામા જ વિશ્વમાનવતાનો આવિષ્કાર છે

ચીનની આક્રમણ-નીતિનો પ્રતિરોધ એ જેમ આપણુ કર્તવ્ય છે તેમ સુલેહશાન્તિના દ્વાર બધ કરવા, બધ થાય તેમ વર્તવુ, સુલેહશાન્તિના પ્રયાસો ની અવહેલના કરવી એ અનુચિત અને ખોટુ છે ચીનની ૨૧મી નવેમ્બરની જાહેરાતે સુલેહની શક્યતાના દ્વાર ખુલ્લા કર્યા છે પાછા હઠી જવાનુ કરીને એણે એક રીતે કઈક અ શે એના પૂર્વકૃત્યનું કઈક અ શે પ્રાયશ્ચિત્ત કરવાનો પ્રયાસ કર્યો છે વ તચીતો શરૂ કરવા માટેની એની પૂર્વશરતો સ્થાનિક વિજયો મેળવ્યા પછી મુકાયેલી હોવા છતા, વિજેતાની શરતો નથી આ શરતો મુદ્દે તો ચીનની ત્રણ વર્ષ જૂની માગણીઓથી ભિન્ન નથી આમાય એણે છૂટછાટ મૂકવાની તૈયારી બતાવી છે પરિણામે આપણી (૮મી સપ્ટેમ્બરની યથાવત્ સ્થિતિ) અને ચીનની શરતો વચ્ચે વાસ્તવિક રીતે અનુ નધનીય અ તર રહ્યુ નથી આ પરિસ્થિતિમા સાવધ રહીએ પણ આત્મપ્રતિષ્ઠાના ખોટા ખ્યાલોથી દોરાઈ અક્કડાઈભર્યું વલણ અખત્યાર કરીએ એ ભારતના તેમ જ જગતના હિતમા નથી દુનિયાના બધાય દેશોની હિતદષ્ટિમા મૂળભૂત ફેરફાર થઈ રહ્યા છે સઘર્ષો દૂર કરવા અને શાન્તિ સાધવા અનેક ચક્રો ગતિમાન થયા છે આપણે ક્રમમા ક્રમે એ ચક્રોમા તેલ પૂરવા તો તૈયાર રહેવુ જ જોઈશે ૨૦

સદ્‌ભાગ્યે ભારતનું સુકાન આજે તવાયેલા કસાયેલા ધીગભીર, અને લોકનિષ્ઠ એવા લોકમાન્ય નેતાના હાથમા છે એની રાહબરી હેઠળ ભારત ઇષ્ટ અને ઉચિતના માર્ગથી ચલિત નહિ થાય એના યોગક્ષેમ આડેના સઘળા અ તરાયો દૂર થશે અને શાન્તિ અને કલ્યાણને માર્ગે ભારત અડગ પગના ભરતું રહેશેઓવ આશા અસ્થાને નથી

---

સરહદો ઉપર અસાધારણ સતત રક્ષણ માટેની આપણી જરૂરિયાત—આ બધા અ ગેનુ તમારુ મ તવ્ય મૂળભૂત રીતે મારી દૃષ્ટિએ, પરિસ્થિતિની ગભીરતા અને શીડાણને નજરઅ દાજ કરનારુ છે એ ને ભય તો એ છે કે આ સમજણનુ 'લોજિક' આપણને 'પશ્ચિમી જડબામાથી' બચાવવાને બદલે 'ચીની હોજરીમા' કોળિયો બનાવી દેવાની હદે વિઘાતક નીવડવાનો ભય છે

૨૦ ચીનની ૨૧ નવેમ્બરનું 'શસ્ત્રવિરામ' ની જાહેરાત, અને તે પછી તેણે એનુ જેટલે અ શે આચરણ કર્યું છે તે—બનેને આપણે શસ્ત્રયુદ્ધ કરતા જરૂર આવકારીએ છીએ એ 'શસ્ત્રવિરામ'ને તોડી પાડવા કઈ જ ન કરવામા ડહાપણ પણ છે ફરી વાટાઘાટો દ્વારા સમાધાન અને શાતિના દ્વારા જેટને અ શે ખૂને એટલે અ શે આપણે ગણી છીએ પરતુ ચીનનું આ 'શસ્ત્રવિરામ' કોઈ રીતે પોતાના 'પૂર્વકૃત્ય (પાપ)નુ પ્રાયશ્ચિત્ત' તો નથી જ નથી—એય સ્પષ્ટ છે બહુ બહુ તો, એ વિષ્ટિ-યુદ્ધની પૂર્વ તૈયારી છે એની શરતો, નેફામા આપણી સરહદો ઉપર આપણે જ નિર્બળ રહીએ અને લડાખનો મોટો વિસ્તાર એને ચરણે વધેરી દઈએ એવી, જણ્ય છે એટલે કે આપણે એને રીઝવીએ (એપીઝ કરીએ) તો તત્કાલ રૂઠેલા દેવ શાત પડે, ને ફરી લાગ આવે કોપાયમાન થાય કે થવાનો ચાળો કરે ત્યારે ફરી રીઝવવા તૈયાર રહીએ—આવો એનો સ્પષ્ટ ખેલ છે આ બધામાથી આપણુ હિત, સ્વમાન અને વિશ્વશાન્તિનુ ધ્યેય નજર સમક્ષ રાખીને આપણે સ્વસ્થતા અને સ્નેહપૂર્વક માર્ગ અ ખત્યાર કરવાનો છે



# પાકિસ્તાન | [ પાર્શ્વભૂમિકા ]

ભારત–પાકિસ્તાનનો સંઘર્ષ ભારતના ભાગલા થયા અને તેનાં બે સ્વતંત્ર રાષ્ટ્રો થયાં તે ઘટના સાથે જ સંકળાયેલો છે. આ આખી ઘટનાનો ઇતિહાસ અત્યંત કઠોર અને કરુણ છે—અમાનુષી કારવાઈઓ, ભયંકર યાતનાઓ, વિદ્વેષો અને વિષમય છે. એ બધું આજે ફરી તાજું કરવું અસ્થાને છે, અયોગ્ય છે. છતાં, બંને પ્રજાઓ અને રાજ્યકર્તાઓ વચ્ચે આજે જે વૈમનસ્ય છે એના તરફ આંખ મીંચામણાં કરવાં પણ અયોગ્ય છે. આજના અનિષ્ટનું ઊંડાણ જાણ્યા પછી બંને વચ્ચે એખલાસ અને સહકાર પુનઃસ્થાપિત કરવાની ભાવના જ સર્વોપરિ રહે એ ઇષ્ટ છે અને એ દૃષ્ટિએ સમાધાનના જે પ્રયાસો થયા છે તે તરફ દૃષ્ટિ કરીને, તૂટેલા તાર ક્યાંથી સાંધવા રહે છે તે જાણી લેવું જરૂરી રહે છે.

ભારતમાંથી અંગ્રેજોના જવાની વકી ઊભી થઈ ત્યાર સુધીમાં કોંગ્રેસ-લીગ વચ્ચેના સંઘર્ષો ઉગ્ર રૂપ ધારણ કરી ચૂક્યા હતા. અને ત્યારે—

૧૯૪૪માં રાજાજીએ કહ્યું હતું કે ભારતના ભાગલા પડે તોય, તે પછીય, બંને દેશો વચ્ચે સલામતી, સંરક્ષણ, વ્યાપાર અને અવરજવરના માર્ગો અંગે કરારો હોવા જરૂરી છે.

—ગાંધીજીએ પણ લગભગ આવી જ ભાવના પ્રગટ કરી હતી.

૧૯૪૪માં જ જિન્નાસાહેબે પણ કહ્યું હતું કે—

આ ઉપખંડ (ભારત–પાકિસ્તાનના) ઉપર કોઈ પણ બહારના દેશની બૂરી નજર પડશે અથવા આક્રમણ થશે તો પાકિસ્તાન એ સહી નહિ લે. બંને દેશો વચ્ચે 'મનરો ડૉક્ટ્રીન' જેવું પાળીશું. અમે પોતે જ આક્રમકને કહીશું: 'ભારત પરથી હાથ ઉઠાવી લો...'

આ પછી જ.જીન્નાએ ૧૯૪૭ના મેમાં, ભાગલા પૂર્વે, ફરી આ વાત ઉચ્ચારી હતી અને ભાગલા પછી ૧૯૪૮ માર્ચમાં જ્યારે કાશ્મિરમાં અથડામણ શરૂ થઈ ગઈ હતી ત્યારે ૫, એક સ્વીસ પત્રકાર ડૉ. એરિક સ્ટ્રેમ્ફને બંને દેશો મૈત્રી–જોડાણના ધોરણે તેમની સરહદોની સહિયારી રક્ષા કરશે—એવું જણાવ્યું હતું તથા આંતરિક શાંતિ પ્રાપ્ત થતાં બંને દેશોની પરદેશ–નીતિ પણ સમાન રહે એવી ભાવના પ્રગટ કરી હતી.

તો બીજી બાજુ, ૧૯૪૯માં– પં. નહેરુએ પણ 'સહિયારી વિદેશ નીતિ' રહે એવી સૂચના કરી હતી. અને ૧૯૫૦માં ન્યુયોર્ક ટાઈમ્સના પ્રતિનિધિ સી. એલ. સીડ્ઝ બર્ગરની સમક્ષ પણ 'આખરે તો રાષ્ટ્રીય રક્ષણ અંગેની સમાન નીતિ ઘડવી જ રહેશે'—એવો ભાર મૂક્યો હતો. અને તે જ વરસે (૧૯૫૦ મે માં), ભારત અને પાકિસ્તાનના તંત્રીઓની બેઠક સમક્ષ બંને દેશો વચ્ચે આંતરરાષ્ટ્રીય સંબંધો–અને તો સંરક્ષણ, અને ઘણા કિસ્સામાં આર્થિક બાબતોમાંય સહકારની નીતિ વિકસાવવા ઉપર ભાર મૂક્યો હતો.

પરંતુ આ પછી, ભારતનું વલણ બદલાયું જણાય છે:

* ૧૯૫૧માં કૉમનવેલ્થના વડા પ્રધાનોની પરિષદમાં કાશ્મિર–બીણ ઉપર સહિયારા રાજ્ય–અમલની દરખાસ્ત રજૂ થઈ હતી ત્યારે, પં. નહેરુએ એનો અસ્વીકાર કર્યો હતો, એટલું જ નહિ પણ તે વખતે એવું સ્પષ્ટ જણાવ્યું હતું કે આ સૂચન તો, કાનૂની રાષ્ટ્રીય સ્વતંત્રતા અને સત્તાને જ છેદનારું અને પરદેશીના હાથમાં સત્તા સુપ્રત કરી દેનારું છે! છતાં—

* ૧૯૫૩માં મહમદઅલી વડા પ્રધાન હતા ત્યારે તેમણે લોકમતના વહીવટદાર તરીકે એડમિરલ ચેસ્ટર નિમિત્ઝનું નામ આગ્રહ પૂર્વક પકડી રાખેલું. નહેરુએ તેને બદલે એશિયા અથવા યુરોપના કોઈ નાના દેશના પ્રતિનિધિનું નામ મૂકવા સૂચન કરેલું. પરંતુ ત્યારે મહમદઅલીની હઠને કારણે એ વાત તૂટી ગયેલી. એ વખતે પશ્ચિમી દેશોએ – ખાસ કરીને અમેરિકા – પિંટને પાકને પીઠ બળ આપવાને કારણે આમ બન્યાનું ભારતે માનેલું. અને એથી 'સહિયારા સંરક્ષણ'ની સૂચના જ્યારે પાકિસ્તાન તરફથી

રજૂ કરવામાં આવી ત્યારે પં. નહેરુએ ઘણું ગવાયેલું સૂત્ર ઉચ્ચાર્યું હતું : "કોની સામે સંરક્ષણ ?"

૦ આનું મુખ્ય કારણ એ હતું કે—ભારતે આ દરમ્યાન કોઈ પણ પ્રકારનાં ફોજી જોડાણ નહિ કરવાની નીતિ અખત્યાર કરી લીધી હતી

એટલે— બે વચ્ચેનું ફોજી જોડાણ તે કોઈક ત્રીજાની સામે તો ખરું જ ને? આ તર્ક નહેરુને જોડાણની નીતિથી વારતો હતો

આ તર્ક મુજબ, ભારત—પાકિસ્તાનની વચ્ચે સહિયારા સંરક્ષણના કરારથી થતું જોડાણ ચીન કે રશિયા (બે બલિષ્ઠ પડોશીઓ) સામે જ હોઈ શકે!

* ૧૯૫૮ માં, પ્રેસિડન્ટ અયુબ સત્તામાં આવ્યા ૧૯૬૦ માં તેમણે ય 'સહિયારા સંરક્ષણ કરાર'ની વાત આગળ ધરી. પછી તો પરિસ્થિતિ ઘણી બધી ફેરવાઈ ગઈ હતી

૦ ભારત અને પાકિસ્તાનની વિદેશનીતિ વચ્ચે જ આભ-જમીનનું અંતર પડી ગયું હતું! ભારત 'બિનજોડાણ'નું આગ્રહી હતું તો પાકિસ્તાન પશ્ચિમી છાવણી—અમેરિકા સાથે જોડાયેલું હતું

—હવે કશો મેળ ખાવો જ મુશ્કેલ હતો!

પરંતુ આ વર્ષોમાં—છેક ૧૯૬૦ માંય—પં. નહેરુને એવી કલ્પનાય ન હતી આવી શકતી કે 'ટૂંક સમયમાં જ ભારતને માથે સંરક્ષણનો કોઈ સવાલ ઊભો થશે

(ચીને આ પૂર્વે જ લડાખમાં ૧૨૦૦૦ ચો. મા. નો પ્રદેશ તો દબાવ્યો હતો, અને નેફામાં સંખ્યાબંધ સ્થળે ઘૂસણખોરી કરી હતી છતાં!)



# કાશ્મિર સમસ્યા : [પાર્શ્વભૂમિકા]

૧૯૪૭ ઓગસ્ટમાં ભારતને સ્વરાજ્ય પ્રાપ્ત થયું, અને પાકિસ્તાન પણ સ્વતંત્ર રાજ્ય તરીકે અસ્તિત્વમાં આવ્યું

૧૯૪૭ના સપ્ટેમ્બરમાં તો પાકિસ્તાની દળોએ કાશ્મિર ઉપર આક્રમણ શરૂ કરી દીધું અને ભારતે ઓક્ટોબરમાં 'પાકિસ્તાની આક્રમણ' સામે યુનોમાં ફરિયાદ નોંધાવી.

● યુનોએ પાકિસ્તાની આક્રમણને આક્રમણ રૂપે જોવાનો ઇન્કાર કર્યો, અને બંને વચ્ચે—આક્રમક દેશ અને તેના શિકાર બનેલા દેશને સરખા પાટલે બેસાડી—ન્યાય તોળવાના તથા સમાધાનના જે અણઘડ પ્રયાસો કર્યા તે દિવસથી તે પ્રશ્ન વધુ ગુંચવાયેલો બન્યો છે આ પછી જે ઉપાયો સૂચવાયા તે આવા હતા—

૧. સિક્યુરીટી કૌંસિલના પ્રેસિડેન્ટ સાથે બેસીને બંનેએ સમાધાન કરવું.

૨ યુનોની છત્રછાયા નીચે કાશ્મિરમાં લોકમત (પ્લેબિસાઇટ) લેવો આ લોકમત ઉપર નજર રાખવા સિક્યુરિટી કૌંસિલના કેટલાક સભ્યોનું 'તટસ્થ રાજ્યતંત્ર' ઊભું કરવું, જે તે દરમ્યાન કાશ્મિરનું રાજ્યસંચાલન કરે

૩. દરમ્યાન ભારતી અને પાકિસ્તાની ફોજી દળો યુનોના હાથ નીચે રહે સભ્ય-દેશોના ફોજી પ્રતિનિધિઓ ઉપરાંત એક આંતરરાષ્ટ્રીય ફોજી જૂથ આ પ્રદેશની શાંતિની રખવાળી કરે.

(ટૂંકમાં, કાશ્મિરની રાષ્ટ્રીય સરકારને માથે નવી 'આંતરરાષ્ટ્રીય' (!) સરકાર આવે!)

૪ ૧૯૪૮ માર્ચમાં નવું સૂચન થયું • કાશ્મિરની નેશનલ કોન્ફરન્સની ચુંટાઈ આવેલી સરકારની જગાએ, કાશ્મિર રાજ્યમાંના મુખ્ય મુખ્ય બધાં જૂથોના પ્રતિનિધિત્વવાળી સરકાર સ્થાપવી અલબત્ત, લોકમત લેવા માટેનું તંત્ર તો યુનોના મુખ્યમંત્રીએ નીમેલા અમલદારોનું રહે

પં. નહેરુ આની પણ વિરુદ્ધ હતા. પરંતુ માઉન્ટબેટનનાં ભારે દબાણ-સમજાવટ. પછી તેમણે સ્વીકાર કર્યો હતો.)

૫. અંતે, ૧૯૪૯ના જાન્યુઆરીની ૧લીએ શસ્ત્રમોકૂફી અમલી બની– પશ્ચિમી દેશોના પાંચ પ્રતિનિધિઓની હાજરીમાં યુનોની સિક્યુરિટી કૌંસિલે ત્રણ મુદ્દાનો ઠરાવ કર્યો-(૧) બંને પક્ષે શસ્ત્રમોકૂફી (૨) પાકિસ્તાને તેની સીધી અને આડકતરી (તાયફાવાળા, રેણાઓની) લશ્કરી ટુકડીઓ કબજે કરેલા પ્રદેશમાંથી પાછી ખેંચી લેવી. ઉપરની બે શરતોનું પાલન થતાં (૩) કાશ્મિરમાં પ્લેબિસાઈટ –લોકમત લઈ (સ્વનિર્ણયના સિદ્ધાન્ત મુજબ) આખરી ફેંસલો લેવો.

● પરંતુ પાકિસ્તાને પોતાનાં સૈન્યો પાછાં લેવાની શરત ન પાળી. ઉપરથી સતત નવા નવા હલ્લાઓ ચાલુ રાખ્યા.

આમ પ્રથમ પાયાની શર્ત પળાઈ નહિ છતાં યુનોએ લોકમતની તૈયારી માટેનું તંત્ર ગોઠવવા માંડ્યું. અને રાજ્યમાંની તમામ મુલ્કી (સિવિલ) અને ફોજી (મિલિટરી) સત્તાઓ આ લોકમત-તંત્રના હાથ નીચે રહે એવું ય ઠરાવ્યું!

ફરી પાછી, ચૂંટાયેલી રાષ્ટ્રીય સરકારને સ્થાને નવી સરકારની વાત આગળ આવી ઊભી રહી!

અને ફરી, પાકિસ્તાની દળો દબાયેલા પ્રદેશમાંથી હટી ન જાય ત્યાં સુધી કશું જ પગલું ભરાય તેની સામે, ભારતે વિરોધ ઉઠાવ્યો; લોકમત લેવાતો ઈન્કાર કર્યો.

૬. આ પછી, પાકિસ્તાની દળોને ખસેડાવી લેવા ઉપર જોર કરવાને બદલે, 'લવાદ'ની વાત રજૂ કરવામાં આવી, અને તેનો સ્વીકાર કરાવવા ભારત ઉપર ખાસું દબાણ થયું. કહેવાય છે કે ભારતનો તેલ-વ્યવહાર કાપી નાખવાની ધમકી પણ અપાઈ!

૭. કેનેડાના જનરલ મેકનોટને, સિક્યુરિટી કૌંસિલના તે વખતના પ્રમુખ તરીકે, બંને દેશોએ લશ્કરી દળો ધીમે ધીમે ઓછાં કરવાની સૂચના કરી—પરંતુ, *કાશ્મિરનો ઉત્તરપ્રદેશ પાકિસ્તાનની* હકુમત નીચે 'આઝાદ કાશ્મિર'ને તાબે ચાલુ રહે તે વિષે મૌન-સંમતિ સેવી.

૮. યુનોના કમિશનની જગાએ હવે 'પ્રતિનિધિ' તરીકે ઓસ્ટ્રેલિયાના ન્યાયમૂર્તિ સર ઓવેન ડિક્સનની નીમણૂક થઈ. તેમણે એ વાતનો સ્વીકાર કર્યો કે—

કાશ્મિરમાં, આરંભમાં પાકિસ્તાની રેણાઓએ અને પાછળથી પાકિસ્તાની સૈન્યોએ કરેલો "પ્રવેશ" આંતરરાષ્ટ્રીય કાનૂનની વિરુદ્ધ હતો.

અને તેમણે ત્રણ માર્ગો સૂચવ્યા—(૧) કાશ્મિરની 'નેશનલ કોન્ફરન્સ' અને 'આઝાદ કાશ્મિર તંત્ર'—બંનેના પ્રતિનિધિઓની સંહિયારી સરકાર સ્થપાય; અથવા (૨) યુનો એક પ્રમુખની નીમણૂંક કરે. અને રાજકારણની બહારનાં ન્યાયખાતામાં અથવા વહીવટી તંત્રમાં કામ કરનારી વિશ્વાસલાયક વ્યક્તિઓનું જૂથ યુનોએ નીમેલા પ્રમુખની સાથે, કામ કરે. અથવા (૩) યુનોના અમલદારોનું બનેલું તંત્ર રચાય.

ભારતે આનો સ્વીકાર પણ ન કર્યો. (શું આમાંથી બીજું સૂચન સર્વથા અસ્વીકાર્ય જ ગણાય?)

૯. ડિક્સને કાશ્મિરના ત્રણ વિભાગ પાડવાનું સૂચવ્યું:

(૧) કાશ્મિરનો જે પ્રદેશ પાકિસ્તાને દબાવેલો છે તે તેની પાસે રહે (૨) જમ્મુનો પ્રદેશ ભારત પાસે રહે (૩) કાશ્મિર—ખીણ યુનોના તંત્ર નીચે રહે. આ પ્રદેશનું ભાવિ પાછળથી લોકમત દ્વારા નક્કી થાય.

આ દરખાસ્તને કેનેડા, ઓસ્ટ્રેલિયા, ન્યુઝીલેન્ડ વગેરેએ ટેકો આપ્યો.

૧૦. ડિક્સન પછી ફ્રાન્ક ગ્રેહામની નીમણૂંક યુનોના પ્રતિનિધિ તરીકે થઈ. એમણે અમેરિકી *એડમિરલ નિમિત્ઝને લોકમત-વહીવટદાર* તરીકે નીમવાનું સૂચવ્યું. તથા કાશ્મિરમાં પાકિસ્તાની અને ભારતીય ટુકડીઓને સ્થાને યુનોનાં 'તટસ્થ' દળો કામ કરે એવું ફરીફરીને સૂચવ્યું.

(આ દરમ્યાન, કાશ્મિરમાં—

શેખ અબ્દુલ્લાના ટેકાથી—'સ્વતંત્ર કાશ્મીર' માટેનું કાવતરું' થઈ રહેલું જણાયું, તે દબાવી દેવામાં આવ્યું ) આ પછી નવી દરખાસ્ત રજૂ થઈ—

૧૧. પાકિસ્તાન અને ભારત પોતે જ સમાધાન કરે અને યુનો મદદરૂપ થાય. આ હેતુથી પ્રેસિડન્ટ આઈઝનહોવર તથા ડલેસે ભારત અને કાશ્મીરનો પ્રવાસ પણ ખેડ્યો અને ભારત–કાશ્મીર વચ્ચે એખલાસ સ્થપાય તેવી આશા પ્રગટ કરી. અલબત્ત, હજી પશ્ચિમી નેતાઓનું વલણ ડિક્સને સૂચવેલા કાશ્મીરના ત્રણ ભાગલાનું રહ્યું હતું

૧૨. કેનેડી સત્તામાં આવ્યા પછી બન્ને દેશો પોતાની રીતે સમાધાન કરે એના ઉપર મુખ્ય ઝોક રહ્યો છે અને વિશ્વબેંકના વડા યુજેન બ્લેકની મદદથી સમાધાન ઉપર આવવા સૂચન પણ થયું હતું

૧૩ તાજેતરમાં (૧૯૬૨ નવેમ્બર માસમાં) અમેરિકી–બ્રિટિશ પ્રતિનિધિઓ હારિમાન તથા સેન્ડિસે ભારત-પાકિસ્તાનના રાજ્યકર્તાઓને મળીને વિશેષ પ્રયત્ન પણ કર્યો છે







( અનુસંધાન ૧૬મા પાનાનું ચાલુ )

૩. કાશ્મિર-વેલી (કાશ્મિર ખીણનો તળપ્રદેશ)—જ્યાં મુસ્લિમ વસ્તી મોટા પ્રમાણમાં છે.

* આ ત્રણમાંથી ૧ લો વિભાગ આજે ય હજી પાકિસ્તાનના કબજે પડેલો છે. અને લડાઈ કરીને તે પાછો લઈ લેવાનો સવાલ ભારતે વિચાર્યો ય નથી—અને એવી સંભાવના પણ દેખાતી નથી. એટલે એ પ્રદેશ હકીકતે તો, પાકિસ્તાનને પચી ગયેલો છે!

* જમ્મુ-પ્રદેશ હિંદુબહુમતિ વાળો છે. અને પાકિસ્તાને પોતે જ એના ઉપર દાવો કર્યો નથી.

* એટલે વર્ષોથી સળગતો સવાલ રહ્યો છે કાશ્મિર-ખીણનો. અને હજી આજે ય એ એવો ને એવો સળગે છે.

૧૯૪૭ના ઓકટોબરમાં ભારત પાકિસ્તાનના આક્રમણ સામે યુનોમાં દાદ માગવા ગયું હતું. પરંતુ ત્યારે પાકિસ્તાનને 'આક્રમક' જાહેર કરીને પગલાં લેવાનો બદલે બંનેને સરખા ગણીને ન્યાય તોળવાના પ્રયાસો શરૂ થયા હતા.

એકંદર, આ વરસો દરમ્યાન, મંત્રણા શક્ય બનાવવાની પૂર્વ શર્ત તરીકે જે મુખ્ય ઉપાયો સૂચવાયા છે તે આ પ્રકારના છે—

(૧) કાશ્મિરમાં પ્લેબિસાઈટ (લોકમત) લેવો અને પ્રજાના સ્વનિર્ણયના અધિકાર અનુસાર ફેંસલો આણવો. આ લોકમત લેવાય તે દરમ્યાન—(અ) કાં તો ત્યાંના બધા પક્ષો-જૂથોની 'રાષ્ટ્રીય' સરકાર રચવી (આમાં 'આઝાદ કાશ્મિર'ના નેતાઓ—ગુલામ અબ્બાસ અને કે. એચ. ખુરશીદનો પણ સમાવેશ થાય) અથવા (આ) યુનોના વાહિન કમિશનની છત્રછાયા નીચે લોકમત લેવાય. (આ વાહિન વહીવટી તંત્રને લગભગ ત્યાંની ચુંટાયેલી લોકશાહી સરકારની ઉપરવટ જવાની સત્તા રહે) (૨) ૧૦-૨૦- વર્ષ માટે કાશ્મિરનું રાજ્યતંત્ર યુનોને હસ્તક સોંપી દેવું અને પરિસ્થિતિ પાકયે લોકમત લેવો. (૩) કાશ્મિરના ત્રણ ભાગલા પાડવા (ઉપર નોંધ્યા મુજબ); પાકિસ્તાને કબજે કરેલો ભાગ એને હસ્તક રહે; જમ્મુપ્રદેશ ભારતની સાથે રહે; અને કાશ્મિર-ખીણના પ્રદેશમાં ભારત અને પાકિસ્તાનની સહિયારી સરકાર રહે; અથવા એ ભાગ યુનોના હસ્તક રહે. (અથવા અયુબે તાજેતરમાં જાહેર કર્યા મુજબ કોમનવેલ્થને હસ્તક રહે!)

આ અને બીજી ઘણી દરખાસ્તો નિષ્ફળ ગયા બાદ—

● ૧૯૪૯માં પશ્ચિમી દેશોના પાંચ પ્રતિનિધિઓની હાજરીમાં યુદ્ધ-મોકુફીનો નિર્ણય લેવાયો અને સાથોસાથ કબજે કરેલા પ્રદેશ—આઝાદ કાશ્મિરમાંથી—પાકિસ્તાન પોતાના દળો પાછા ખેંચી લે એ પછી લોકમત લેવાવાનું પણ નક્કી થયું

● પરંતુ—પાકિસ્તાને પોતાનાં સૈન્યો પાછાં ખેંચી લેવાની શરત ન પાળી. ઉપરથી સતત નવા નવા હુમલાઓ ચાલુ રાખ્યા. આ પછી ભારત માટે પ્લેબિસાઈટની વાત અશક્ય બની ગઈ.

આ પછી, કાશ્મિરની સમસ્યા અંગે ભારતનું વલણ અક્કડ રહ્યું છે—

૧. સિદ્ધાન્ત દૃષ્ટિએ : (અ) ભારતનું કાશ્મિર ઉપર કાનૂની સાર્વભૌમત્વ છે. આના ઉપરનું કોઈ બંધન સ્વીકાર્ય હોઈ શકે નહિ (આ) કોઈ પણ નિર્ણય મુસ્લિમ બહુમતિના ધાર્મિક ધોરણે થાય તે ભારતના મૂળભૂત બિનસાંપ્રદાયિક સિદ્ધાન્તથી વિરોધી હોઈ સ્વીકાર્ય બની શકે નહિ...

૨. વ્યવહાર દૃષ્ટિએ : (અ) ચીને લડાખ ઉપર આક્રમણ કર્યા પછી કાશ્મિર-ખીણનું મહત્ત્વ, કાશ્મિર-ભારતના સંરક્ષણની દૃષ્ટિએ, અનેકગણું વધી ગયું છે શ્રીનગર (કાશ્મિર)થી લેહ (લડાખ)નો મુખ્ય માર્ગ આ ખીણમાં થઈને જતો હોઈને હવે અહીં કોઈ પણ પ્રકારની નવી ગૂંચ ઊભી કરવી યોગ્ય નથી.

(આ) ચીન સાથેનું યુદ્ધ પતે નહિ ત્યાં સુધી કોઈ મોટો ફેરફાર આખા કાશ્મિરની પ્રજાને તથા ભારતમાંની મુસ્લિમ પ્રજાને પણ ઉશ્કેરનારો બને (ઇ) આજે જો કોઈ મહત્ત્વનું હોય તો તે પરસ્પર વિશ્વાસની ભાવના અને સહકારની ભૂમિકા ઊભી કરવાના પ્રયાસો છે. ભારત ઉપર ચીની આક્રમણ થયા પછી પાકિસ્તાને

આંતરમાં પડખે ઊભા રહી જઈને, ભારતની પ્રજાનો વિશ્વાસ સંપાદન કરીને, નવો જ સંબંધ સ્થાપવાને બદલે ઊલટું જ કર્યું છે. આથી, કશી પૂર્વશર્ત વિના બન્ને પક્ષ તરફથી પ્રાથમિક વિશ્વાસના પ્રયાસો થાય એ ઇષ્ટ છે; ભારત એ માટે તૈયાર છે (પહેલાં રાવળપિંડીમાં અને પછી દિલ્હીમાં મંત્રણાઓનું ગોઠવાયું છે)

ટૂંકમાં—તત્કાલ કોઈ સમાધાન શક્ય નથી. એવી ઉતાવળ યોગ્ય પણ નથી.

*

પરંતુ ચીને ભારત ઉપર આક્રમણ કરીને નવી અને અતિ કઠોર વાસ્તવતા આપણુ ઉપર લાદી છે. એણે ભારતની સરહદોના સંરક્ષણની સમસ્યા વધુ ઘેરા સ્વરૂપે રજૂ કરી દીધી છે અને એની સાથેજ, આપણી ઇચ્છા-અનિચ્છાએ, પાકિસ્તાન સાથેના સંઘર્ષનો સવાલ, બૂમરેંગની જેમ સીધો આપણા મોં ઉપર ફેંકાયો છે

* પાકિસ્તાન સાથેનો આટલો લાંબો, આટલો ઉગ્ર અને આટલો ઝનૂની વિરોધ-સંબંધ ચાલુ રહે તો ભારત ચીન સામે પોતાની સરહદોનું સંરક્ષણ કરવા સમર્થ રહેશે? ચીનના વધુ વ્યાપક હુમલાઓ સામે ટકી રહેશે! ભારત અને પાકિસ્તાન જેવા ઉપખંડની રક્ષા ભારત-પાકિસ્તાનના સહિયારા પુરુષાર્થ અને સામર્થ્ય વિના શક્ય છે!

અનેક લશ્કરી નિષ્ણાતો અને રાજદ્વારી નેતાઓનું સ્પષ્ટ મંતવ્ય છે કે શક્ય જ નથી લેફ્ટેનન્ટ જનરલ સર ફ્રાન્સિસ ટુકર (બ્રિટિશ અમલ દરમ્યાન ભારતના પૂર્વ-ઝોનના કમાન્ડર)નો અભિપ્રાય (૧૯૪૭ દરમ્યાન પ્રકટ કરેલો) એવો છે કે-

આ ઉપખંડની રક્ષા ભારત-પાકિસ્તાનના સહિયારા પ્રયાસો વિના અશક્ય છે.

તો—પાકિસ્તાનનો સંબંધ નવેસરથી સ્થાપવો જ રહ્યો. ચીન ભલે તત્કાલ હુમલો ન કરે તોય, લડાખમાં તે ૧૪૦૦૦ ચો. મા. દબાવીને બેઠું છે; અને જો ભારત પોતાની એક એક તસુ ધરતી પરથી દુશ્મનને પાછા હઠાવવાની પ્રતિજ્ઞા ઉપર દૃઢ હોય તો તેણે, તત્કાલ અથવા થોડાક સમય પછી, અંતે તો કાયમી ભય દૂર કરવાની દૃષ્ટિએ, ટૂંકા અને લાંબા ગાળાના હિતની દૃષ્ટિએ, આ ઝગડો પતાવવો જ રહ્યો.

● ચીન પાકિસ્તાનને પોતાની શેહમાં વધુ ને વધુ ધસડે તે પૂર્વે ભારતે તેને પોતાની પડખે લઈ લેવું રહ્યું।

● અલબત્ત આનો અર્થ એવો નથી કે પાકિસ્તાનનું ભારત સાથેનું વલણ ગેરવ્યાજબી નથી, વા ટીકાપાત્ર નથી. પાકિસ્તાને અનેક પ્રકારે ભારતની સતામણી કરી છે, અને તેને દબાવી-દબડાવીને પોતાનું સંકુચિત હિત સાધી લેવામાં ઇતિશ્રી માની છે. એણે ધર્મને નામે, પાકિસ્તાનની અંદરની, કાશ્મીરની અને ભારતમંની ય મુસ્લિમ પ્રજામાં, સતત ઉશ્કેરણી ચાલુ રાખી છે અને પશ્ચિમની ઓથ લઈને ભારતને ભીંસમાં રાખવામાં બહાદુરી માની છે. તથા ભારત ઉપર ચીનનું આક્રમણ થયા પછી ય તેની નીતિ ભારતની મુશ્કેલ પરિસ્થિતિનો લાભ ઉઠાવવાની રહી છે દા. ત. તાજેતરમાં ભારત ઉપર ચીનનું જંગી આક્રમણ થતાં, અમેરિકા અને બ્રિટને તત્કાલ જરૂરી શસ્ત્રસહાય ભારતને મોકલી આપી તેથી, પાકિસ્તાન છંછેડાઈ ઊઠયું; તેણે ફરિયાદ નોંધાવી કે ભારતને મોટા પાયા પર શસ્ત્રો આપશો તો તેથી પાકિસ્તાનના માથે જોખમ અને ભય વધશે! × × અમે (પાકિસ્તાન) સીઆટો અને સેન્ટોમાં એક અગ્રણી સભ્ય હોવા છતાં અમને પૂછવામાં પણ આવતું નથી! × × × અમેરિકા-બ્રિટન અમને છેહ દઈ રહ્યાં છે! વગેરે.

વાત બહુ જ આશ્ચર્યકારક હતી—

ભારતને આ કટોકટીને પ્રસંગે તત્કાળ જે શસ્ત્ર સહાય મળી તે એવી કોઈ અકારણ ન હતી, અમર્યાદ પણ ન હતી. ચીનનાં ધાડાંને રોકવાની નેમપૂરતી જ હતી.

વળી, આ શસ્ત્ર-સહાય ચીન સામેના યુદ્ધ માટે જ વાપરવાની સ્પષ્ટ સમજણ બંને પક્ષે હતી.

* પાકિસ્તાનને 'સીઆટો', 'સેન્ટો'ના સભ્ય તરીકે આટઆટલાં વર્ષો થયાં ભરપટ્ટે શસ્ત્ર-સામગ્રી

[ વિશ્વમાનવ : નવેમ્બર-ડિસેમ્બર '૬૨

આપવામાં આવતી હતી. અને તે ય સામ્યવાદ સામે જ વાપરવાના હેતુથી આપવામાં આવતી હતી. ભારત ઉપર સામ્યવાદનો ભય આવતાં એ જ હેતુથી એને સહાય કરવામાં આવી હતી. એમાં પાકિસ્તાનની સંમતિનો કોઈ સવાલ જ ન હતો. 'કોઈ સ્વતંત્ર દેશ માટે આવી બાબતમાં આવે વખતું બીજા દેશની સંમતિની જરૂર નથી'—એવો જવાબ પણ હારિમાને અયૂબને આપી દીધો હતો.

પરંતુ પાકિસ્તાનના પેટમાં હવે તેલ રેડાયું હતું. તેણે કકળાટ શરૂ કરી મૂકી—

* પાકિસ્તાની લોકસભામાં એકાએક એવા સમાચાર પ્રગટ થયા (નવેમ્બર-૨૨) કે છેક ૧૯૫૧માં ભારત અને અમેરિકા વચ્ચે 'છૂપા લશ્કરી કરાર' થઈ ગયેલા હતા અને તે મુજબ ભારતને જંગી શસ્ત્રજથ્થો મળી રહ્યો છે† ×× અને 'પાકિસ્તાને 'સીઆટો', 'સેન્ટો' માંથી છૂટા થવું જોઈ શે' એવી ધમકી ય અપાઈ.

તા. ૨૮ મી ડિસેમ્બરે ભારત-પાકિસ્તાનના પ્રધાનો વચ્ચે રાવળપિંડીમાં મંત્રણા-પરિષદ શરૂ થઈ તેને આગલે દિવસે જ, પાકિસ્તાન અને ચીને 'તેમની સરહદોની બાબતમાં પરસ્પર સૈધ્ધાન્તિક સંમતિ' કરી લીધાની જાહેરાત કરી હતી. ખૂબી તો એ હતી કે પાકિસ્તાને કાશ્મિરના જે પ્રદેશો દબાવ્યા છે તેનો ય સમાવેશ આમાં થઈ જતો હતો!

મંત્રણા-પરિષદ પૂરી થતાં જ (તા. ૨૭મીએ) પાકિસ્તાનના વિદેશ પ્રધાન ચીન જશે અને મૈત્રીસંબંધો દૃઢ કરશે, ચાઓ એન-લાઇ આ માટે આતુર છે વગેરે સમાચારો પાકિસ્તાનથી પ્રગટ થવા લાગ્યા.

આ અરસામાંજ ચીન સાથે પ્રથમવાર પાકિસ્તાનના વેપારી કરારો થયાના સમાચાર પણ આવ્યા.

† હકીકત :–૧૯૫૨ થી ૧૯૫૯ સુધીમાં ભારતે અમેરિકા પાસેથી કુલ શસ્ત્ર-સરંજામની જે ખરીદી કરી હતી તે રૂ. ૨૯ કરોડ જેટલી જ હતી; અને આ રકમ પૂરી ચૂકવાઈ ગઈ ગયેલી છે. આ શસ્ત્રોનો ઉપયોગ પણ 'સંરક્ષણ' માટેજ લેવાની 'ખાત્રી' ભારતે આપેલી હતી.

પ્રેસિડેન્ટ અયુબના ખાસ પ્રતિનિધિ મિ. દહેલવીએ લંડનમાં (તા. ૮ ડિસે) એવી ધમકી પણ આપી કે જો બ્રિટન-અમેરિકા ભારતને જેટ બોમ્બરો (વિમાનો) આપશે તો કોમનવેલ્થમાં કટોકટી ઉભી થયા વિના નહિ રહે.

આ દિવસે જ, પાકિસ્તાનની સરકાર અને ત્યાંના વગદાર વર્તુંલો સાથે નીકટની રીતે સંબંધ ધરાવતા અંગ્રેજી દૈનિક પત્ર ડૉને એના અગ્રલેખમાં જે વિચારો પ્રગટ કર્યા તેને તો 'ભયંકર તોફાની' હેતુવાળા જ ગણાવી શકાય—

આ અગ્રલેખની વિશેષતા એ હતી કે પાકિસ્તાને ભારત કરતાં વધુ રોષ પશ્ચિમ ઉપર ઠાલવ્યો હતો અને પ્રેમ ચીન ઉપર!

એમાં જણાવ્યું હતું કે–

ક્યૂબામાંના વિજયને કારણે 'પશ્ચિમ'નાં માથાં ફરી ગયાં હશે... પણ 'પશ્ચિમી ડખલગીરી'ને એ વાત સ્પષ્ટ પણે કહી નાખવી જરૂરી છે કે મુસ્લિમ પાકિસ્તાન અને કમ્યુનિસ્ટ-ચીની પ્રજાસત્તાક વચ્ચે જે દોસ્તી ઘડાઈ રહી છે તે દિવસે દિવસે મક્કમ બનતી જશે! અને અંતે એ વાત સાબીત થશે કે આંતરરાષ્ટ્રીય એખલાસ માટે અને સહકાર માટે દિલની સચ્ચાઈ સાચો પાયો છે અને નહિ કે આ કે તે વિચારસરણી (આઈડિયોલોજી).

×× × અંતે પડકાર ફેંકવામાં આવ્યો હતો કે—

અમારા રાષ્ટ્રનો મિજાજ અંદર અને બહારનાં આર્થિક કે બીજા કશા દબાણથી નહિ બદલાય.

*

આ અગ્રલેખના બે દિવસ અગાઉ જ (તા. ૬-૧૨-૬૨) પાક-પ્રમુખ અયુબખાને અમેરિકન બ્રોડકાસ્ટિંગ કંપની તરફથી ટેલિવિઝન ઉપર બતાવવામાં આવનાર ફિલ્મ-મુલાકાતમાં અનેક મહત્ત્વના મુદ્દા સ્પષ્ટ કર્યા હતા :

—પાકિસ્તાન ચીન સાથે કોઈ કરારો કરવાની

યોજનામાં નથી તથા તેઓ પોતે ચીન જવાની વિચારણા પણ કરતા નથી.

—પાકિસ્તાન નજીકના ભવિષ્યમાં બિનજોડાણી દેશોના જૂથમાં શામેલ થાય એવી કોઈ શક્યતા નથી

—અમારી વિદેશનીતિમાં કોઈ પાયાના ફેરફાર થવાની વકી નથી

—ચીન સાથે અમે અમારો સરહદી ઝઘડો પતાવવા માગીએ છીએ. આ અમારી વિદેશનીતિનો જ એક ભાગ છે. સાથોસાથ અમારા પડોશીઓ સાથે મૈત્રીસંબંધો રાખવાની અમારી સર્વસાધારણ ઇચ્છાનો આ એક ભાગ છે

—પશ્ચિમે ભારતને અઢળક શસ્ત્રસહાય કરીને અમારી પ્રજાને ગભરાવી મૂકી છે અમે અમેરિકા અને બ્રિટનના ઘણા જૂના મિત્રો છીએ, છતાં તેમણે, આવા પ્રકારના મહત્ત્વના સવાલની બાબતમાં, અમારી સાથે વિચારણા પણ ન કરી! અમે અમારા મિત્રરાષ્ટ્રોની વિદેશનીતિ અંગે કશો 'વીટો'નો અધિકાર કે એવા કશાનો દાવો કરતા નથી, પણ આવી કટોકટીના સમયે અમેરિકા અને બ્રિટન શું કરે છે તે બાબત અમને જણાવે એવો હક તો અમે માન્યો હતો જ.

—લડાખ અને નેફામાં ભારતની પીછેહઠ થઈ છે તે કાંઈ શસ્ત્રોની અછતને કારણે નહિ, 'તેનાં બીજાં જ કેટલાંક કારણો છે.' × × × અમે એ પણ જાણીએ છીએ કે ભારતની ચીન સાથે લડવાની ખરેખરી મૂળભૂત ઇચ્છા જ ન હતી × × × 'ગમે તેમ પણ અત્યંત મુશ્કેલ (અતિ ઉંચાઈના પહાડી) વિસ્તારમાં નિર્ણાયક લડાઈ લડવી એ બેવકૂફી જ છે'

—સીઆટો અને સેંટોમાં એક મુખ્ય સભ્ય હોવા છતાં પાકિસ્તાન હવે તેમાં રહેશે કે કેમ વગેરે અનિશ્ચિત ગણાય ભારતમાં આટલા બધા મોટા પ્રમાણમાં ફોજી શક્તિ ઊભી કર્યા પછી, અને તેમની ફોજી ટુકડીઓનો વિસ્તાર કર્યા પછી તો, અમારે માટે અમારા પ્રદેશોની રક્ષાનો સવાલ જ મુખ્ય બની ગયો છે.

સીઆટો અને સેંટોના કરારમાંથી પાકિસ્તાન ખસી જાય એવું બને?—ના જવાબમાં પ્રેસિડન્ટે કહ્યું કે—આ કરારોમાં હવે શું રહ્યું છે?—એ જ અમારા લોકો વિચારી રહ્યા છે—અમારી સમગ્ર સલામતીની દૃષ્ટિએ જ તો!

—ભારત-ચીન વચ્ચે તો હવે કોઈ ને કોઈ પ્રકારનું સમાધાન થવામાં છે, આમ છતાં ભારત ૭ ડિવિઝન જેટલું સૈન્ય વધારી રહ્યું છે!...અને આજ પૂર્વે તેણે તેની આજુબાજુના નાના રાષ્ટ્રોને ધાકમાં દબાવ્યા છે એવું કંઈ અજાણ્યું નથી...અમેય એના આ દબાણ નીચે વધુ આવવાના જ

'ભારતને એવી બીક રહે છે કે તે ચીન સાથેના સંઘર્ષમાં અટવાયેલું હોય ત્યારે, તેનો લાભ લઈ, પાકિસ્તાન કાશ્મીરનો સવાલ શસ્ત્રના જોરે, ઉકેલી દેશે—આ શંકાનો જવાબ આપતાં પ્રેસિડંટે બીજી જ વાત આગળ ધરી

—આ તો કેવળ તર્કની વાત છે ભારત આ પહાડોમાં એટલી હદે ચીન સાથે બાથ ભીડી શકશે ખરું? અમારી સરહદેથી એ એટલું લશ્કર ખસેડી લેશે ખરું કે અમે ભારતમાં કૂચ કરી શકીએ? ભારત પાસે અમારા કરતાં ત્રણ ગણું સૈન્ય-શસ્ત્રબળ છે તેય એ વધારી રહ્યું છે—બે કારણે' (૧) ચીનની સામે લડવા અને (૨) અમને દબાવેલા રાખવા. છતાં નહેરુને હૈયે નવી વાસ્તવતા જાગે અને પાકિસ્તાનની મૈત્રીનું મહત્ત્વ સમજે તો કાશ્મીરનું ય સમાધાન અશક્ય નથી ..મોડા મોડાય નહેરુને આવું સૂઝે ય ખરું...

તો વળી, 'કાશ્મીરનું સંચાલન ૧૦ થી ૨૦ વર્ષ માટે યુનો લઈ લે'—એવા સૂચનનો જવાબ આપતાં તેમણે જણાવ્યું

—આવો વિચાર અવ્યવહારુ છે. યુનો નહિ પણ કોમનવેલ્થ પોતાના હાથમાં સંચાલન લે તો વધારે સારું—આ સમસ્યા વિશ્વરાજકારણની રમતનું સાધન ન બને એટલા માટે.

—અમેરિકનો જો અમારી પ્રજાને તેમની દોસ્તીના ઇરાદાની ફરીથી ખાત્રી કરાવવા માગતા હોય તો તેમણે તેમનું વજન – લશ્કરી વજન પણ – કાશ્મિરના ઉકેલ માટે નાખવું જોઈએ.

—સોવિયેત સંઘ ભારત અને ચીન વચ્ચે ફરીથી ભડકો ઊઠે એવું નહિ ઇચ્છે. એ ભારતને ટેકો આપવાનું ચાલુ રાખશે. અને હું માનું છું કે ચીન ઉપર તેની જે કાંઈ અસર છે તે ભારતના હિતમાં વાપરવાનું તે ચાલુ રાખશે.

'ડૉન'નો અગ્રલેખ અને પ્રે. અયુબની મુલાકાતના આ મુદ્દાઓ વચ્ચેનો ભેદ એટલો બધો સ્પષ્ટ છે કે (આ ઉપરથી અને બીજી અનેક ઘટનાઓ અને સમાચારો ઉપરથી એ વાત વધુ સ્પષ્ટ બને છે કે) પાકિસ્તાનમાંનો એક અતિ વગદાર નેતાગણ—સરદાર બહાદુરખાન, સુરાવર્દી, ખ્વાજા નાઝીમુદ્દીન વગેરે ભારત સામે ગમે તે ભોગે અક્કડ વલણ જાળવવા આગ્રહી છે. અને પ્રે. અયુબ ઢીલા ન પડે તે હેતુથી તેમના ઉપર બધી બાજુથી દબાણ કરી રહ્યા છે. એટલું જ નહિ પણ ઢીલા પડે તો એમનું સિંહાસન ડૂલ થવાની ભીતિ પણ જણાય છે.

*

એ વાત સ્પષ્ટ છે કે—

● ચીને કાશ્મિરના લડાખ વિસ્તારમાંનો ૧૪૦૦૦ ચો. મા. જેટલો પ્રદેશ પોતાની એડી નીચે દબાવ્યો, અને ઠેઠ કારાકોરમ ઘાટ સુધી ધસી જઈને, મૂળ ભારતનો પ્રદેશ—જે વરસો થયાં પાકિસ્તાની કબજામાં પડેલો છે—તેના ઉપર પણ પગદંડો લગાવ્યો ત્યારે તો, પાકિસ્તાને પણ ચોંકી ઊઠવું જોઈતું હતું. અને સામ્યવાદી ચીન સામેની લડાઈમાં તેણે અચૂક રીતે આગળ પડીને ભારત સાથે ખભેખભો લગાવી લડવું જોઈતું હતું. પરંતુ ત્યારે જ તેણે ઊલટો પેતરો નાખ્યો છે!

● પાકિસ્તાન 'સીઆટો' અને 'સેન્ટો'નું સભ્ય છે. આ બંને લશ્કરી જોડાણો ઊભાં કરવા પાછળ અમેરિકા–બ્રિટનની મુખ્ય નેમ એક જ, છે કે એશિયામાં સામ્યવાદનો પગપેસારો ન વધે, પગદંડો ન જામે: આવી આ સ્પષ્ટ નેમ અનુસાર જ પાકિસ્તાનને આરંભથી જંગી શસ્ત્રસહાય આપવામાં આવી છે. આમ છતાં, તેને શિરે જયારે ખરાખરીની જવાબદારી આવી પડી ત્યારે જ તેણે ઊલટો જ પેંતરો નાખ્યો છે!

પરંતુ આપણી સામે સવાલ તો એ છે કે—

પાકિસ્તાનની નીતિ આપણે સમજી લઈએ, એની મુરાદો આપણે જાણી લઈએ; અને કશી નવી ફસામણીમાં ઊતર્યા વિનાય આપણે પાકિસ્તાન સાથે નવો સહકારભર્યો સંબંધ સ્થાપી શકીએ—એ શું અશક્ય જ છે?

* ધર્મના પાયા ઉપર કાશ્મિરના ભાગલા પાડવાનું (એટલે કે તેના જ ધોરણે કાશ્મિરનો અમુક પ્રદેશ પાકિસ્તાનને હસ્તક સુપ્રત કરી દેવાનું) આપણે ન સ્વીકારીએ, એમાં ભારતના બિનસાંપ્રદાયિક સિદ્ધાન્તનું ગૌરવ જ છે.

* એજ રીતે ધાર્મિક પાયા ઉપર જ લોકમત (પ્લેબિસાઈટ) લેવાનું પણ અયોગ્ય જ છે

પરંતુ—આમાંથી શું એવું તારવવું રહ્યું કે પાકિસ્તાન સાથેનો ઝગડો બીજી કોઈ રીતે પતાવવો શક્ય જ નથી?

* પં. નહેરુએ પોતે જ બિનસંપ્રદાયિક ધોરણે 'પ્લેબિસાઈટ'ની વાતનું સૂચન કર્યું છે...તો બીજી બાજુ પાકિસ્તાને પોતે જ પ્લેબિસાઈટની હઠ ઢીલી મૂકવાનું વલણ બનાવ્યું છે.

* આવે વખતે શું કોઈ તટસ્થ નિષ્પક્ષ નિઃસ્વાર્થ પંચ–લવાદ દ્વારા કશું જ શક્ય નથી!

* આજ પૂર્વે પશ્ચિમી દેશોની જે ભડક ભારતને હૈયે પેસી ગઈ છે તે હસેની સ્થિતિમાં કેટલી વાસ્તવિક છે.

* અનેક તટસ્થ અને નવોદિત રાષ્ટ્રો યુનોમાં સભ્યપદ પામ્યા પછી, અને બે સત્તાજૂથોથી સ્વતંત્ર બિનજોડાણી દેશોનું કાર્ય યત્કિંચિત્ પરિણામદાયી બની રહ્યું છે ત્યારે, શું યુનો દ્વારા અગાઉ કરતાં વધુ ન્યાયી નિર્ણય મેળવવાની શક્યતા નથી? ખરેકે નહેરુએ

પોતે' જ કોરીઆથી માંડી કોન્ગો સુધીની અનેક ઘટનાઓના સમયે સમાધાન કરાવવા આગેવાની લીધી છે અને સક્રિય કામગીરી નોંધાવી છે તે પછી, લશ્કરી લવાદી વિષેની તેમની શ્રદ્ધા વધવી જોઈએ —અને પોતાના કિસ્સામાં તેને માટે વિશેષ હોંશ હોવી જોઈએ.

● ચીન સાથેના યુદ્ધના નિરાકરણ માટે ય, પં. નહેરુ પોતે જ, વખત આવ્યે, યુનોમાં અને આંતરરાષ્ટ્રીય હેગ-અદાલત સમક્ષ જવાની વાત જાહેર કરે છે ત્યારે, પાકિસ્તાનનો ઝઘડો 'જુદા પ્રકારનો છે' એમ કહી યુનો અને હેગની શક્યતાને શાથી ઇન્કારે છે?

> પાકિસ્તાનનો સવાલ સાર્વભૌમત્વનો છે ત્યારે ચીનનો સીમા-સરહદોનો છે એવી પં. નહેરુની માન્યતા અને દલીલ શું ગેરવ્યાજબી નથી? ભારતના સાર્વભૌમત્વને તો ચીને બરાબરનું ખંડિત અને અપમાનિત કર્યું છે મેકમોહન લાઈનને 'કહેવાતી' 'સામ્રાજ્યવાદી', 'નોટોરિયસ' કહીને નેફામાં સશસ્ત્ર આક્રમણ કરનાર ચીને ભારતના સાર્વભૌમત્વને પડકાર કરવામાં શું બાકી રાખ્યું છે? અને સિક્કિમ તથા ભૂતાનની સરહદોની રક્ષા અંગે ભારતની જવાબદારી છે છતાં, તે પ્રદેશોની સરહદો વિષે વાત કરવાની પણ ધસીને ના પાડી દઈને, અને કાશ્મિરનો પ્રદેશ દબાવી બેઠેલા પાકિસ્તાન સાથે એ પ્રદેશ સહિતની સરહદો અંગે સમાધાન જાહેર કરીને, ચીને ભારતના સાર્વભૌમત્વનું કયું લક્ષણ માન્ય કર્યું છે?

વળી, આજે તો સ્વાભાવિક રીતે જ પશ્ચિમી દેશો એમ ઇચ્છે છે ભારત-પાકિસ્તાન વચ્ચે એખલાસ થાય. એમ થતાં ચીનનો ભય ઓછો થઈ જશે, અને પરિણામે ભારતે પશ્ચિમનાં શસ્ત્રો, સાધનો અને લશ્કરી સહાય ઉપર વધારે પડતું તાબેદાર રહેવું નહિ પડે. શું આ પરિણામ ભારતના હિતમાં નથી? શું આથી પાકિસ્તાન અને તેની દ્વારા પશ્ચિમ વિશેષ ખાટી જવાનું છે?

● કદાચ આનાથી ઊલટું એમ કહી શકાય કે પાકિસ્તાન સાથેના સમાધાન પછી, પશ્ચિમનો અને તટસ્થ દેશોનો ભારતમાંનો વિશ્વાસ વધશે. પાકિસ્તાનના અનાદીર્ઘપણાને વારવાનું અને ડામવાનું ય વધુ સરળ બનશે.

બલ્કે પાકિસ્તાનને મનાવી લેવાની હદેય ભારત પગલું ઉઠાવે તોય, આ પગલું 'એપીઝમેન્ટ' નહિ ગણાય; 'એપીઝમેન્ટ' તો સામેથી બળ બતાવનારા આગળ નમતા રહેવામાં અને રખેને એ રીઝવાને બદલે રૂઠે એ ભયે એની માગણીઓને ઇચ્છા-અનિચ્છાએ, જાણ્યે અજાણ્યે, અનુકૂળ થવામાં રહેલ છે. ચીન સાથેના ૧૯૫૪ થી ૬૨ સુધીના આપણા વ્યવહારનો ઇતિહાસ વાંચનાર એ સબંધમાં 'એપીઝમેન્ટ'ની વૃત્તિ જુવે તો નવાઈ નથી.

## ૫. પશ્ચિમી શસ્ત્રસહાયની સમસ્યા

પશ્ચિમી શસ્ત્રસહાયની સમસ્યા પોતેજ કાંઈ ઓછી જટિલ નથી.

જ્યારે ભારત ઉપર એકાએક ચીની આક્રમણ તૂટી પડ્યું અને કેવળ ભારત માટે જ નહિ સમસ્ત એશિયાને માથે સામ્યવાદનો કટ્ટર ભય ઝઝૂમતો દેખાયો ત્યારે, સહજ કર્તવ્ય અને સહિયારાં હિતના ઉત્સાહે, પશ્ચિમી દેશો— મુખ્યતઃ અમેરિકા અને બ્રિટન સહાય માટે દોડી આવ્યા. તત્કાલ દર ત્રણ કલાકે ૪૦,૦૦૦ પૌંડનો સરંજામ ભરેલાં વિમાનો આવી પહોંચ્યાં; અને બાદ ભારતની વધુ વિસ્તૃત યાદી અનુસાર નવા સરંજામની ગોઠવણ ચાલુ થઈ ગઈ.

પરંતુ યુદ્ધ ક્યાં સુધી ચાલશે અને ભારતને કેવા પ્રકારની ક્યાં સુધીની લશ્કરી સહાયની જરૂર પડશે તેનો અંદાજ એકે પક્ષે શક્ય ન હતો; એટલે ટૂંકા અને લાંબા ગાળા માટે શસ્ત્રોની અને બીજી લશ્કરી મદદની સહાય અંગે વધુ વીગતે વિચારણા કરવાના પ્રયાસો શરૂ થયા ત્યાંજ એકાએક ચીને શસ્ત્રવિરામ જાહેર કર્યો. અલબત્ત, આ શસ્ત્રવિરામનું સ્વરૂપ પણ એ વખતે સ્પષ્ટ ન હતું. એમાંથી ફૂટનારાં ફણગા અજ્ઞેય હશી ચોકસાઈ ન હતી. આ સ્થિતિમાં લાંબા-ગાળાની શસ્ત્રસહાય અંગેની મંત્રણા ચાલુ રહે એ ઇષ્ટ હતું. અને તે મુજબ અમેરિકાના આસિસ્ટન્ટ સેક્રેટરી ઓફ સ્ટેટ મિ. એવરેલ હારિમાન તથા

બ્રિટનના કૉમનવેલ્થ મંત્રી ડંકન સેન્ડિસ, તેમના નિષ્ણાતોના કાફલા સાથે, ભારત આવી પહોંચ્યા. અને જે મંત્રણાઓ ચાલી તથા ત્યાર બાદ જે નિવેદનો થયાં તે પછી કેટલાક મુદ્દાઓ સ્પષ્ટ થયા—

૧. ભારત ઉપર ચીનનું આક્રમણ ચાલુ રહે તે કટોકટીની સ્થિતિમાં અમેરિકા અને બ્રિટન ભારતને જરૂરી શક્ય બધી મદદ આપશે.

૨. આ મદદ વિનામૂલ્યે, અથવા અલ્પમૂલ્યે, અથવા રૂપીઆમાં પૂરી કિંમતે પાછી આપવાની શરતે તથા લાંબા હપ્તાથી હશે.

૩. આ બધી મદદ 'કટોકટી'ની મદદ હશે. લાંબાગાળાની (long term) અને જંગી (massive) સહાય માટે મંત્રણાઓ કરવાની બાકી જ રહે છે.

૪. આ બધી સહાય માત્ર ચીન સામેના યુદ્ધ પૂરતી જ હશે.

૫ બ્રિટને આપેલાં શસ્ત્રો અને સાધનોની માલીકીનો હક્ક ફેરબદલ કરતાં પહેલાં ભારત બ્રિટનની સંમતિ મેળવશે.

૬. ભારત સરકાર આ શસ્ત્રોનું અને સામગ્રીના ઉપયોગનું નિરીક્ષણ અને સમીક્ષણ કરવા બ્રિટિશ સરકારના પ્રતિનિધિઓને જરૂરી સગવડ અને માહિતી આપશે.

૭ જે હેતુ માટે આ શસ્ત્રો અને સામગ્રી આપવામાં આવશે તે હેતુ માટે તેમની આવશ્યકતા ન રહે ત્યારે ભારત એ શસ્ત્રો અને સામગ્રી બ્રિટનની સરકારને પાછાં આપશે

આ સહાયની સામે બીજી કોઈ રાજકીય શરતો લાદવાનો સવાલ નથી એવી સ્પષ્ટતા પણ દાતાઓએ કરી છે. તેમ છતાં શરૂઆતમાં અમેરિકા-બ્રિટનનું એવું દબાણ અને પાછળથી એવો આગ્રહ રહ્યો છે કે ભારતે પાકિસ્તાન સાથેનો વિખવાદ દૂર કરવો જોઈએ. આમ થાય તો જ આ ઉપખંડના સંરક્ષણની બાબતમાં નિશ્ચિંતતા રહી શકે એમ ન થાય તો પછી બધી શક્તિ-શસ્ત્રો-સંપત્તિ ખાડામાં નાખવા જેવું થાય. માટે ભારતે પાકિસ્તાન સાથે સમાધાન કરી લેવું જોઈએ.

● વળી અમેરિકાના પ્રમુખે લાંબાગાળાની અને જંગી–લશ્કરી સહાય આપવા પહેલાં, ત્યાંના કાનૂન અનુસાર, ત્યાંની કૉંગ્રેસની પરવાનગી મેળવવી રહે છે, આવી પરવાનગી મેળવવા માટે કૉંગ્રેસને બે બાબતનો સંતોષ થવો જરૂરી ગણાય છે—

(૧) એ દેશ પશ્ચિમના લશ્કરી જોડાણજૂથ (નાટો, સીઆટો, સેન્ટો) વગેરેનો સભ્યદેશ હોવો જોઈએ.

(૨) એ દેશ સામ્યવાદના આક્રમણ સામે લડી રહ્યો છે એટલે કે એની યુદ્ધનેમ સામ્યવાદ સામેના સંગ્રામની હોવી જોઈએ.

ટૂંકમાં–ફોજી જોડાણવાળા દેશોને આપો· આપ અને ભરપટ્ટે મદદ આપી શકાય.

આ બધા પરથી એટલી વાત તો સ્પષ્ટ થાય છે કે–ભારત તેની કટોકટીની વખતે મોટી સહાયની અપેક્ષા પશ્ચિમ પાસેથી રાખે છે ત્યારે સ્વાભાવિક રીતે જ સામેથી એવી અપેક્ષા રહે કે એક બાજુ, ભારત આ સહાયક મિત્ર-દેશો (અમેરિકા-બ્રિટન) તરફના અને બીજી બાજુ, આક્રમક ચીન તથા તેના 'ભાંડુ' રશિયા સાથેના આજ સુધીના વર્તનમાં યોગ્ય ફેરફાર કરશે.

પરંતુ પશ્ચિમ પાસેથી કોઈ પણ પ્રકારની સહાય લેવા અંગે પં. નહેરુ આરંભથી ઠંડા હતા. તેમણે કહ્યું હતું : "નાછૂટકે દેશને લશ્કરી સહાય લેવી પડે ત્યારે જ તે લેતા હોય છે." (૫-૧૨-૬૨) × × × આ ઉપરાંત પણ શસ્ત્રોની સહાય લેવા જતાં જે કડવો અનુભવ ભારતને અગાઉ થયો હતો તે યાદ કરીને તેમણે લોકસભાની બેઠકમાં એવું ય કહી નાખ્યું હતું કે "શસ્ત્રોનું બજાર સૌથી ભયંકર બજાર છે; જો એમને ખબર પડે કે તમારે અમુક શસ્ત્રો જોઈએ છે તો તમારી પાસેથી નીચોવીને તેઓ દામ માગશે!" (અલબત્ત, આ જવાબ અગાઉ ઑટોમેટિક ખરીદી કેમ નહિ કરેલી તેના ખુલાસા પૂરતો હતો;) ઉપરાંત પં. નહેરુએ એવી મતલબનું પણ કહ્યું હતું કે, 'પશ્ચિમની ઉદારતા તેનાં પોતાનાં હિતોને કારણે છે.'

પં. નહેરુનાં આ નિવેદનો અને વિધાનોથી પશ્ચિમી દાતા દેશોની પ્રજા અને ત્યાંના રાજપુરુષોને તથા ભારતનાય અનેક રાજકારણી અગ્રણીઓને એવી છાપ પડી હતી કે અતિશય ગંભીર કટોકટીની વખતે તત્કાલ બિનશરતી સહાય આપનારા દેશો તરફ ભારતનું વલણ નગુણું રહ્યું છે—ઉપકારનો ભાવ તો દૂર રહ્યો.

બીજી બાજુ રશિયા તરફથી મળનારાં મિગ વિમાનો વિષે પં. નહેરુનો ઉત્સાહ વરતાતો હતો. એ થોડાંક વિમાનો ભલે બહુ મોટી શસ્ત્રસહાય ન હોય તેમ છતાં રશિયા વધુ 'ઊંડી મહત્ત્વ'ની સહાય કરી રહ્યાનો ઉલ્લેખ પણ પં. નહેરુએ કર્યો હતો, જે ઘણાને વિમાસણમાં નાખનારો હતો. જો કે એનો અર્થ એટલો જ હોઈ શકે કે રશિયા ભલે ચીનના સંબંધને કારણે શસ્ત્રો ન આપે, પણ ચીનને આક્રમક નીતિમાંથી પાછા વાળવાનું દબાણ કરશે—એવી ગણત્રી ખરી.

આમેય આરંભથી જ પં. નહેરુનું વલણ (૧૯૫૪થી) સંઘર્ષ ટાળવા માટે વધારે પડતી ઉદારતા અને છૂટછાટોનું રહ્યું જ હતું. અને ચીને ૮સપ્ટેમ્બરે ઉગ્ર આક્રમણ કર્યા પછી અને ખાસ તો નેફામાં પ્રથમવાર જંગી આક્રમણ કર્યા પછી પં. નહેરુએ ફરી ફરી જાહેર કર્યું કે કોઈ પણ જાતની વાટાઘાટો કરવા પૂર્વે 'આક્રમણ' પાછું ખેંચાઈ જવું જોઈએ. પરંતુ આ શરતનો અર્થ તેઓ એવો કરતા રહ્યા કે—'૮મી સપ્ટેમ્બર ૧૯૬૨ પૂર્વેની સ્થિતિએ ચીને પાછા ચાલ્યા જવું જોઈએ' કેમ જાણે ૮મી સપ્ટેમ્બર ૧૯૬૨ પૂર્વે ચીને લડાખમાં ૧૨૦૦૦ ચો. માં. જેટલો પ્રદેશ આક્રમણ કરીને દબાવ્યો હતો તે છતાં તે 'આક્રમણ' જ ન હોય! આના અનુસંધાનમાં જાણે ખુલાસો કરતા ન હોય એમ પં. નહેરુ કહેતા હતા કે "લડાખના અમુક ભાગમાંથી ચીનાઓને હાંકી કાઢવા આપણે શક્તિમાન બનીશું; પરંતુ બધા જ ભાગોમાંથી હાંકી કાઢવા અંગે હું કહી શકતો નથી." (આ અંક પૃ ૬૪) આવું શાથી? તો—"તે અગાઉ આપણી તરફેણમાં વટાઘાટોની અનુકૂળતા પેદા થવાની શક્યતા છે."

એક બાજુ દુશ્મનને ભારતની તસુ-તસુ ભૂમિ ઉપરથી હાંકી કાઢવાની આપણી પ્રતિજ્ઞા હતી. બીજી બાજુ પં. નહેરુના આવાં નિવેદનો ચાલુ જ હતાં—આથી સારી એવી ગેરસમજ અને મુંઝવણ વધી રહી હતી.

▫ હકીકત એટલી તો હતી જ કે પં. નહેરુ ચીન ઉપર અધિકમાં અધિક દબાણ લાવીને તેને વાટાઘાટના માર્ગે ઘસડી લાવવા માગતા હતા અને તે માટે, ભારતની નીતિ આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે પ્રામાણિકપણે શાંતિ અને સમાધાનની જ હતી અને ચીનના આક્રમણ દરમ્યાન રહી હતી એ વાત ફરી ફરી સ્પષ્ટ કરી આંતરરાષ્ટ્રીય દબાણ-શક્તિને તેઓ ભારતની તરફેણમાં વાળવા આતુર હતા.

◦ અને ચીનેય તો, આક્રમણ પૂર્વે, આક્રમણ દરમ્યાન પણ, પોતે શાંતિવાદી છે, પોતે જ ઊલટું વાટાઘાટ માટે આતુર છે એવી હવા ફેલાવવામાં બાકી રાખી ન હતી; એટલે એની જ એ 'પ્રગટ દાનત'-ના જોરે એના ઉપર દબાણ લાવવાનું શક્ય છે એમ પણ નહેરુને લાગતું હશે જ.

★

નહેરુની આ નીતિએ સારી એવી ઉહાપોહ જગાડી. એનું આલોચન જરૂરી પણ છે. આ આલોચના આપણને ચીનની યુદ્ધનેમના મૂળભૂત મુદ્દા ઉપર લઈ આવે છે, અને એ સમજવા માટે ચીનની ટૂંકા ગાળાની અને લાંબા ગાળાની યુદ્ધનીતિ તથા વિદેશ નીતિના પૃથક્કરણ તરફ વાળે છે, જેનો આધાર વળી, ચીની રાજ્યસત્તાના મૂળભૂત સ્વરૂપ વિષેની આપણી સમજણ ઉપર રહે છે.

## ૬. ભારતીય યુદ્ધનેમ

આપણી યુદ્ધનેમનો વિચાર કરીએ. એમ કહેવામાં કશી અતિશયોક્તિ નથી કે જ્યાં સુધી આપણા ઉપર સીધું ચીની આક્રમણ આવ્યું ન હતું ત્યાં સુધી આપણે એવું માની બેઠા હતા કે આજના અણુયુગમાં—દુનિયા આખી બે માથાતા જૂથો વચ્ચે વહેંચાયેલી છે તેવી સ્થિતિમાં—કોઈ પણ દેશ પોતાની બિનજોડાણની વિદેશનીતિ ઉપર ચાલે તો એ દેશ ગમે તેટલો નાનો

કે કમજોર હોય તોય એ બંને બાજુના આક્રમણથી બચી જઈ શકે એમ છે.

* આપણે બિનજોડાણવાદી—સહ અસ્તિત્વવાદી શાંતિવાદી હતા, છતાં આપણા ઉપર જ આક્રમણ આવ્યું! એટલે કે આપણે અમુક છીએ એટલા જ કારણે સર સૌ એજ છે એવા ભ્રમમાં આપણે ગયા. આપણે અમુક છીએ માટે આપણા પૂરતા તો સલામત છીએ જ—એ ભ્રમ ખોટો ઠર્યો.

—આપણે શાંતિવાદી હોઈશું એટલાથી નહિ ચાલે; આપણે સશક્ત પણ હોવા જોઈશે, એ વાત સ્પષ્ટ બની. આપણે આપણા સબળ પડોશીને રમાડી શકીએ એટલા ચતુર ભલે ન હોઈએ, પણ એના ભોગ બનવા જેટલા નિર્બળ અને ભોળા તો ન જ રહીએ. આ પદાર્થપાઠ ભારે કિંમતે શીખ્યા.

પરંતુ આ અરધો બોધપાઠ થયો; બાકીનો અરધો એ કે ચીનનું સ્વરૂપ સમજવામાં આપણે ભૂલ કરી. ચીનના જંગી આક્રમણ પછી જ નહેરુને ચીનના વિસ્તારવાદી ઈતિહાસની યાદ આવી. પરંતુ હજી એનું સ્પષ્ટ સ્વરૂપ દેખાયું છે શું?

ચીને પોતે જ શસ્ત્ર વિરામ કર્યો. વળી વાટાઘાટોના સંદેશા પાઠવ્યા અને ભારતે જ આક્રમણ કર્યાનો ઉહાપોહ પણ જગાવ્યો. સાથોસાથ પોતાનો કેસ સાચો જ છે અને ગમે ત્યારે સમાધાન માટે આતુર છે—એવી છાપ અનેક તટસ્થ રાષ્ટ્રો ઉપર પાડવામાં તે ઠીક ઠીક સફળ પણ થયું. ××× આપણે એના આ માનસિક પ્રચાર યુદ્ધની પૂર્વકલ્પના કરીને, પૂર્વ તૈયારીઓ ન કરી શક્યા. 'આપણો કેસ એટલો બધો સાચો છે...કે તટસ્થ રાષ્ટ્રો ચીનને આક્રમણકારી કહ્યા વિના નહિ રહે...આપણી સચ્ચાઈ પૂરવાર કરવાની ય જરૂર નથી...' વગેરે મનોભાવમાં આપણે રહ્યા. શાથી?

નહેરુએ ચીનને વિસ્તારવાદી કહ્યું હતું—'વિસ્તારવાદ એના ઇતિહાસમાં છે, એના સ્વભાવમાં એમ પણ કહ્યું હતું. અને છતાં—વિસ્તારવાદની સાથે જ આક્રમણવાદ જોડાયેલો છે એવો અર્થ કરવામાં ગફલત ખાધી હતી.

ઓક્ટોબર-આક્રમણ સીમા-સંઘર્ષ પૂરતું મર્યાદિત હતું એમ માની લીધા પછીય, વિસ્તારવાદીને માટે તો, એ પહેલો જ કોળિયો હોઈ શકે—એ વાત આપણે એના સ્પષ્ટ સ્વરૂપમાં સમજી શક્યા ન હતા એથી જ તો, એક બાજુ શસ્ત્ર-વિરામ કરીને ભારતની સરહદોથી સૈન્ય, પાછું ફરી રહ્યું હતું અને બીજી બાજુ એનાથી ય અનેક ગણી વધુ પ્રચંડ તૈયારીઓ સિક્કિમ-ભુતાન અને બારાહોટીની સરહદો ઉપર ચાલુ હતી. તથા છેલ્લા સમાચારો તો (તા. ૧૨-૧-૬૩) એવું ય સૂચવે છે કે સિક્કિમ-ભૂતાનની પૂનાગાં-સરકારો તેણે તિબેટમાં સ્થાપી દીધી છે; અને તિબેટને વિમાની ઉત્પાદનનું મથક બનાવાઈ રહ્યું છે. આ બધાં વિરોધાભાસી પગલાં આપણને ઘડીકમાં એની શાંતિનેમ ઉપર અને ઘડીકમાં એની યુદ્ધનેમ તરફ ઘસડી જાય છે. અને આપણે ચીનનો પૂર્ણ વ્યૂહ સમજવામાં ગફલત ખાધા કરી છે.

આપણી સામેનો સવાલ કેવળ એ નથી કે ચીન સાથેની વાટાઘાટોમાં આપણે સાચા પૂરવાર થઈશું કે નહિ? આપણી ચિંતા તો એ પણ છે કે વાટાઘાટો શરૂ થાય તો ય, તે દરમ્યાન પણ અને તે પછીય, ચીન ભવિષ્યના આક્રમણની તૈયારી કરીને જ ચાલે છે, તેની સામે આપણે પૂરતા શક્તિશાળી છીએ ખરા? ટૂંક સમયમાં પૂરતા શક્તિશાળી બની શકીશું ખરા?

● કે પછી આપણે એવું જ માનીને ચાલી શકીશું કે—ચીને શસ્ત્રવિરામ કર્યો છે અને કોલંબો દરખાસ્તોનો પણ સ્વીકાર કરે એવી શક્યતા દેખાય છે, આથી ભારતને યુદ્ધનો ભય નથી જ નથી?

● શું આપણે એવો વિશ્વાસ રાખીને નિરાંત સેવી શકીશું કે ભારતની શાંતિનીતિને કારણે રાશિયા અને તટસ્થ રાષ્ટ્રોને આપણે આપણી સાથે ખેંચી શક્યા છીએ; અને ચીન હવે આ રાજદ્વારી દબાણને વશ રહેશે જ?

પં. નહેરુએ પોતે ચીન વિષે જે માન્યતાઓ

પ્રગટ કરી છે તેની સાથે આવી માન્યતાનો મેળ ખાય એમ નથી હા.ત. નહેરુ કહે છે કે—

એક તો, ચીન હજી અવિકસિત સામ્યવાદી દેશ છે એથી એ કૃત્રિમ રીતે વર્તે છે જ્યારે રશિયાની જેમ તે વધુ પ્રગતિ કરશે, વધુ પકવ બનશે પછી એ વધુ સ્વાભાવિક બનશે એ પછી એને જ આક્રમણ નહિ પોષાય, અને સૌની સાથે, સહઅસ્તિત્વના ધોરણે, જીવતાં શીખશે

એટલે કે ચીન વિકસિત કક્ષાએ પહોંચે ત્યાં લગી તો નહેરુના મતેય ખાસો ભય ખરો જ! અને એ 'વિકસિત' ક્યારે ગણાશે? રશિયામાં સ્તાલિનની સત્તા રહી તે દરમ્યાન તેણે ઘણો વિકાસ કર્યો હોવા છતાં આક્રમણ અને યુદ્ધની નીતિ ચાલુ રહી હતી ક્રુશ્ચોવે એ નીતિ બદલી—એમાં વધુ વિકસિત હોવાનો સવાલ ક્યાં આવ્યો?

વળી, એમ પણ કહેવામાં આવ્યું છે (જુઓ પા ૬૫) કે 'ચીન કમ્યુનિસ્ટ દેશ છે પરંતુ એ એવા વિચિત્ર પ્રકારનો કમ્યુનિસ્ટ દેશ છે કે બીજા કમ્યુ દેશો પણ તેને ભયરૂપ અને જોખમરૂપ માને છે!'

એટલે કે—ખુદ રશિયા માટે પણ જે ભયરૂપ છે, અને જે એને પણ બદલો નથી, અને જે તટસ્થ રાષ્ટ્રોનો પણ ઉપયોગ પોતાના હિત માટે જ કરવાની બધી રમત રમી રહેલ છે એવો ચીન-દેશ ભારત માટે ભયરૂપ જોખમરૂપ રહેવાનો જ.

● ચીન વિશે કોઈ નવી ગફલતમાં રહેવું આપણને પાલવે એમ નથી કેમકે એ કોઈ તાર્કિક સમસ્યા નથી કોઈ દૂરના દેશની વાત નથી કે આપણો તર્ક સાચો પડે છે કે ખોટો એની ખાત્રી કરવા આપણું રાહ જોઈએ તો ચાલે

હકીકતે ચીનના સ્વરૂપ વિશે ત્રણ વાત સ્પષ્ટ હોવી જરૂરી છે—

—ચીન સ્વભાવે 'મધ્યયુગી વિસ્તારવાદી' છે

—ચીન ગુણે અર્વાચીન 'ઓર્થોડોક્સ' (જડ્ડી) સામ્યવાદી† છે

—સંજોગોવશાત્ એ આપણો 'વિરાટકાય પડોશી' છે

**પરિણામે**—આપણે વાટાઘાટો-સમાધાન દ્વારા શાંતિના સંબંધો જાળવવાનો ભરોસો રાખવો યોગ્ય નથી

એટલી વાત આપણે સમજી લેવી જોઈએ કે કેવળ વાટાઘાટો અને દબાણથી ચીનને સીમિત રાખવાનો પ્રયાસ અમુક સમય સફળ થાય તોય તેની કોઈ ગેરંટી નથી

વિસ્તારવાદી-આક્રમણખોર સામે પ્રતિકાર (આજની સ્થિતિમાં સશસ્ત્ર પ્રતિકાર) અનિવાર્ય છે ઇતિહાસનો એ પદાર્થપાઠ છે કે—

એક વાર આક્રમણખોર આપણી ભૂમિ દબાવી પાડે પછી વરસો સુધી વાટાઘાટો ચાલે તોય, એમાં ગુમાવવાનું આપણે જ રહે છે કેમકે—

આજે દબાયેલો પ્રદેશ આવતીકાલે આક્રમકના વાસ્તવિક અધિકારનો ગણાઈ જતો હોય છે અને આક્રમણખોર સાથે વાટાઘાટો દ્વારા સમાધાનનો અર્થ મોટે ભાગે આવો જ થતો હોય છે એક વાર આક્રમણખોરને હાથે આ ચાવી ચઢી ગઈ પછી એનો એ શિરસ્તો જ થઈ જતો હોય છે આક્રમણ અને વાટાઘાટો બંને એક જ હેતુ સારે છે

આ કારણે આરંભથી જ નિર્ણાયક બને તેવી પ્રતિરોધ (deterrent) શક્તિ અને આક્રમણ થયા

† 'ઓર્થોડોક્સ કમ્યુનિસ્ટ' એટલે એવું માનનારો કે ક્રાંતિકારી સૈન્યને શિરે આંતરરાષ્ટ્રીય સામ્યવાદી મુક્તિનું કાર્ય કર્તવ્યરૂપે રહેલું છે યુદ્ધ એ ક્રાંતિકારી રાજકારણનો એક તબક્કો છે અને વિશ્વશાંતિનું એ સાધન છે યુદ્ધમાં આક્રમક યુદ્ધ અને સંરક્ષક યુદ્ધ એવા ભેદો કૃત્રિમ છે શોષિતોની મુક્તિ માટે લાલસેનાનો પરદેશમાં પ્રવેશ એ આંતરરાષ્ટ્રીય ક્રાંતિ-યુદ્ધ જ છે

વધી ગયું વધશે એવી ધારણા છે. એટલે કે રૂા. ૮૦૦થી ૯૦૦ કરોડનો અંદાજ છે આ અંદાજ પણ કેટલો ઓછો છે તેનો ખ્યાલ આવે તે માટે થોડીક તુટક-છૂટક મળતી માહિતી—

—ચીની આક્રમણ દરમ્યાન ભારતનું લશ્કરી ખર્ચ રોજનું ૩ થી ૪ કરોડ રૂ.નું ગણાતું હતું! લશ્કરની સંખ્યા પાંચ લાખથી વધારીને ૧૫ લાખ કરવા જતાં ખર્ચ ઘણું વધી જાય. (૧૫૦૦ થી ૧૬૦૦ કરોડ રૂ.ની જરૂર પડે!) પહાડોમાં કેટલેક સ્થળે ૧ માઈલનો રસ્તો બાંધવા માટે જ ૧ લાખ રૂની જરૂર પડે છે!

*

આવી સદ્ધર તૈયારીઓનો હેતુ કયો?

સંરક્ષણની આવી સદ્ધર તૈયારીઓનો હેતુ એવો નથી કે–

● શત્રુ જ્યારે શાંતિપૂર્વક તેના ઘરમાં બેઠો હોય ત્યારે તેના અતિમ તબક્કાનો ખ્યાલ કરીને આપણે એના ઘરમાં ઘૂસી જઈને ખતમ કરવા આક્રમણ કરવું...અથવા વાટાઘાટો કરવા તૈયાર હોય ત્યારે માત્ર યુદ્ધની જ વાત આગળ ધરવી; સીમિત યુદ્ધની શક્યતા હોય ત્યારે ય વ્યાપક યુદ્ધમાં ધસી જવું અને વિશ્વયુદ્ધ દ્વારાજ સામ્યવાદને ખતમ કરવાના આવેશમાં સર્વનાશ વહોરી લેવો.

પરંતુ આનો એટલો હેતુ તો છે જ કે–

● આપણે તેના દરેક પગલાંને પહોંચી વળીએ એટલા, અને દરેક આક્રમક પગલાંને મૂળથી જ દબાવી દઈ શકીએ જેથી તે દિશાનું નવું પગલું તે ભરી ન શકે એટલા, જાગ્રત સશક્ત અને દ્રઢસંકલ્પ હોવા જોઈએ જ.

આવી સદ્ધર તૈયારીઓના ઉપાયો કયા?

એક વિચારસરણી આનો ઉપાય સૂચવે છે તે આ છે—(જોકે આમાં અંદર અંદર થોડાક થોડાક મતભેદો છે)—

(અ) એશિયામાં જ્યાં લગી સામ્યવાદી વિસ્તારવાદી ચીન હસ્તી ધરાવે છે ત્યાં લગી એશિયાનો કોઈ ને કોઈ દેશ આફતમાં મુકાવાનો જ છે. તેમાંય ભારત ઉપર ડોળો વિશેષ રહેવાનો જ. આની સામે આખું એશિયાનું રક્ષણ થાય તેવી દીર્ઘદૃષ્ટિવાળી વિદેશનીતિ ભારતે અપનાવવી રહી.

આ માર્ગે ભારતને સશક્ત અને સુદૃઢ બનાવવા પશ્ચિમના દેશો તૈયાર છે તેઓ ઈચ્છે છે કે ઉપરનું તેમ સ્પષ્ટ રીતે જાહેર કરીને, આવશ્યક લશ્કરી જોડાણનો ય સ્વીકાર કરીને, ભારતે આ યોજનાને કાયમી સ્વરૂપ આપી દેવું જોઈએ.

(બ) કેટલાક લશ્કરી જોડાણની વાત બાદ કરી પશ્ચિમ સાથે આવશ્યક-લશ્કરી-સહાયનો મૈત્રી સંબંધ સુદૃઢ કરી લેવા ઉપર ભાર મૂકે છે. આ રસ્તે તાકાલ અને લાંબા ગાળાની તથા તુટક-છૂટક અને જંગી-જથ્થાબંધ શસ્ત્ર-સામગ્રીની અને નિષ્ણાતો-તાલિમી સહાય લેવી જોઈએ.

(ક) તો બીજા કેટલાક આગળ વધી એમ કહે છે કે, ચીન હવે વર્ષ-બેવર્ષમાં અણુશસ્ત્રો અને અણુબોમ્બની તૈયારી કરી ચૂક્યું હશે. આમ થતાં આખા એશિયાની સમતુલા સંપૂર્ણ રીતે બદલાઈ જશે નાનાં નાનાં રાષ્ટ્રો ધ્રુજી ઊઠશે અને ત્યારે જો ભારતે ય નિશ્ચિતતા અને સ્વસ્થતા જાળવવી હોય તો આજથી અમેરિકાની અણુ-છત્રી (ન્યુક્લીઅર અંબ્રેલા) ની છાયામાં ચાલ્યા જવું જોઈએ.

(ડ) એક વિચાર એવો પણ રજૂ થયો છે કે 'એશિયાઈ સંયુક્ત રાષ્ટ્રો' જેવું સંગઠન જ આ આખી ભીડ ભાંગી શકે. સમસ્ત એશિયાના સહિયારા સંરક્ષણની યોજના જ કામિયાબ નીવડે એક તો એ પશ્ચિમ ઉપરના અતિશય આધારમાંથી આપણને બચાવી શકે, અને ભારતનો પાકિસ્તાન સાથેનો સહિયારા સંરક્ષણનો સવાલ પણ ઊકલી જઈ શકે. આવો વિશાળ હેતુ દૃષ્ટિ સમક્ષ આવતાં બે દેશો વચ્ચેની સંકુચિત ખેંચતાણ પણ ઓછી થઈ જાય, અને આખા એશિયાની એક પ્રેરક શક્તિ પ્રગટ થવા પામે તો, એકલા અટુલા પડેલા ચીને પણ, જુદા પાડીને, ડરાવી-ધમકાવીને, ચઢાઈ કરીને ઓહિયાં કરી જવાની તેની નીતિને મ્યાન કરવી જ પડે. જો ભારત અને પાકિસ્તાન એક વાર નબળાં પડી જાય તો, બ્રહ્મદેશ કે નેપાળ કે પાકિસ્તાન, અફઘાનિસ્તાન

એશિયાના કોઈ પણ દેશની મગદૂર નથી કે તે ચીનની પકડ બહાર રહી શકે; અને ચીન એકવાર અણુસત્તા બની ગયા પછી તેને તો દુનિયાના પ્રમુખ વિરાટ શક્તિશાળી રાષ્ટ્ર બનતાં વાર પણ કેટલી લાગવાની ? આ વખતે રશિયા અને ચીનના સંબંધો સુધાર્યા ગયા તો ?

આ બધો વિચાર કરીને સંયુક્ત એશિયા ( લગભગ ચીન જેટલી જ વસ્તી ) અસ્તિત્વમાં આવે તો સંરક્ષણ ઉપરાંત આર્થિક બાબતમાંય નીકટતા આવે.

૨. બીજી વિચારસરણી એવી છે કે-પ્રથમ તો, એકલા પશ્ચિમથી ભારતની પૂરી ભીડ ભાગવાની છે ખરી!– એ જ શંકાસ્પદ છે. અને પશ્ચિમ ઉપર અતિશય આધાર રાખવા જતાં ભારતે બીજાં અનેક ગંભીર જોખમોનો ભોગ બનવું પડશે.

(અ) કોઈ પણ દેશ જે મદદ કરે છે તેની પોતાની દૃષ્ટિ, નેમ અને ગણત્રી હોય જ. ભારત પાસે ય તેની એવી અપેક્ષા રહે જ. ભારતે બિનજોડાણની નીતિ છોડી દઈને શું પશ્ચિમ સાથે બંધાઈ જવું હિતાવહ છે?

દા. ત. વિદેશી શસ્ત્રો અને લશ્કરો આવે, વિદેશી નિષ્ણાતો આવે તો તેની સાથે તેના નિરીક્ષણ વિષે, તેના ઉપયોગ વિષે, અને અંતે તેનો ઉપયોગ કરવાના વ્યૂહાત્મક નિર્ણય વિષે ય, ભારતે ઘણી બધી બાંધછોડ કરવી પડે ને ભારતના નિર્ણયો અંતિમ ન રહે—ભારતની સ્વતંત્રતા ખંડિત થાય. ××× યુદ્ધ-નકહૂબી અથવા સંધિની શરતો અંગે પણ ઘણી મુશ્કેલીઓ ઊભી થાય.

(આ) ભારતે પોતાના શસ્ત્ર-ઉત્પાદન ઉપર જ વધુમાં વધુ મદાર બાંધવી જોઈએ. આમાં રશિયા અને પશ્ચિમી જૂથ—બંનેની પૂરી મદદ લેવી જોઈએ. પશ્ચિમના ઉપર વધારેપડતો આધાર રાખવા જતાં રશિયા સાથેનો મૈત્રી સંબંધ તૂટી જવાનો ભય રહે. તો અનેક ગંભીર રાજકીય સમસ્યાઓ જાગે —

—ભારત પશ્ચિમ તરફ ધકેલાઈ જાય તો રશિયા ચીન તરફ ધકેલાઈ જાય—એટલે કે આજે ચીન રશિયાને ભારતથી અળગું કરવા ને પોતાની સાથે ઘસડી જવા માથાં પછાડે છે તેમાં તેને સફળતા મળે.

(ઇ) બલ્કે ભારત પોતે જ 'શીતયુદ્ધ' અને આગળ જતાં શસ્ત્રયુદ્ધ દ્વારા વિશ્વસંગ્રામની ભૂમિ બની જાય— અને શસ્ત્રોની પ્રતિરોધક ( deterrent ) નીતિ નિષ્ફળ નીવડે ત્યારે brikmanshipના અંતિમ જુગારમાં જ પરિણમે !

એટલે કે – ભારતે કોઈ એક છાવણી ઉપર તો પોતાના સંરક્ષણનો મુખ્ય આધાર રાખવો ન જ જોઈએ.

*

પરિસ્થિતિ ઘણી પેચીદી છે.

બંને છાવણીઓ પાસેથી મળે તે મદદ લેવી જોઈએ જ—એ વિષે કોઈનો વિરોધ નથી. ભારત જો એક જ છાવણીમાં જોડાઈ જાય તો રશિયા ચીન તરફ ધકેલાઈ જાય અને એનાં ઘણાં ગંભીર પરિણામો આવે અને ભારત તેનું નિમિત્ત બને, એ ભય પણ સાચો છે. એટલે કેવળ એક છાવણી ઉપર જ બધો મદાર ન બાંધવાની, અને જતે દિવસે ભારતે પોતાના સંરક્ષણ માટે વધુમાં વધુ સ્વાવલંબી બનવાની— શક્ય તેટલું શસ્ત્રોત્પાદન ભારતમાં કરવાની—નીતિ પણ સૌને માન્ય છે

આમ છતાં, આ જેટલી દેખાય છે એટલી સરળ વાત નથી. પરિસ્થિતિ ઘણી કઠોર છે : એક તો, ભારતે ઘણા મોટા પાયા પર અને કાયમી સંરક્ષણની તૈયારી રાખવાની છે. અને બીજું એ કે શસ્ત્રો, લશ્કરી-નિષ્ણાતી સહાય અને આર્થિક વિકાસ માટે ભારતને જે નાણાં-માલ અને નિષ્ણાતોની જરૂર પડવાની છે તેનો ઘણો મોટો હિસ્સો પશ્ચિમી દેશો તરફથી મળવાની જ શક્યતા છે. આટલાં વરસો દરમ્યાન પણ તેનો જ ઘણો મોટો હિસ્સો રહ્યો છે; અને ચીની આક્રમણ દરમ્યાન તો કેવળ પશ્ચિમનો જ સક્રર આધાર મળ્યો છે.

એટલે વ્યવહારમાં તો એક વાત નિશ્ચિત છે કે—

ભારતે પશ્ચિમ સાથે આજના કરતાં ઘણી વધુ દૃઢ મૈત્રીના સંબંધો બાંધવા પડશે જ.

—રશિયા સાથેના સંબંધો જાળવી રાખવા છતાં એને આધારભૂત ગણીને ચાલી નહિ શકીએ. ચીન 'ભાંડુ' છે ને ભારત 'મિત્ર' છે એ ભૂલી જઇ થાપ ન જ ખાઈ બેસીએ.

## ૮. બિનજોડાણ નીતિનું નવનીત

કાયમી અને દૃઢ સંરક્ષણની સમસ્યાએ ભારતને પશ્ચિમ સાથેના વધુ નીકટના જોડાણ તરફ ધકેલ્યું છે એ હકીકત છે. આ હકીકતના પ્રકાશમાં ભારતની બિનજોડાણ નીતિનું પૃથક્કરણ મહત્ત્વનું ગણાય.

સૌથી પ્રથમ તો, ભારતની બિનજોડાણ નીતિનો હેતુ શો છે?

* પશ્ચિમી અને રશિયાઈ બેમાંથી કોઈ પણ એક જૂથમાં ભારત સામેલ થવા ઇચ્છતું નથી. એટલે કે બન્નેમાંથી કોઈ પણ એકની સાથે, બધી બાબતમાં, તેની જૂથ-શિસ્તથી જોડાઈને, બીજા જૂથનું બધી બાબતમાં, દુશ્મન બનવા માગતું નથી. કારણ કે આજે, બધી બાબતમાં, સામ્યવાદી દેશો અને પશ્ચિમી રાષ્ટ્રોમાંથી એકનો જ પક્ષ લઈ બેસી જવા જેવું છે નહિ. દરેક ઘટના વખતે, જે જૂથને પક્ષે ન્યાય હોય તે મુજબ વર્તન કરવાની સ્વતંત્રતા ગુમાવવા ભારત તૈયાર નથી.

વળી ભારત એક પક્ષે સામેલ થઈ જાય તો તે બંનેના ઝઘડાનું શિકાર બને. એમનું શીતયુદ્ધ ભારતમાં પ્રસરે. ભારતની પ્રજા સ્વતત્ર—તટસ્થ રહેવાને બદલે આ કે તે જૂથમાં વહેંચાઈ જાય. ઘરમાં આંતરવિગ્રહ અને વિશ્વમાં વિશ્વવિગ્રહનો ભડકો સળગાવવાનું સાધન બને.

ભારત બંને છાવણી સાથે સ્વતંત્રતાનો સંબંધ જાળવી રાખવા માગે છે—મથે છે. એકંદર આ બિનજોડાણનીતિ નિષેધાત્મક કે આભડછેટની નીતિ નથી; વિધાયક સક્રિય નીતિ છે.

● નવા રાષ્ટ્ર માટે આ બિનજોડાણ બહુ મહત્ત્વનું છે. તે એક જૂથમાં જોડાઈ ન જાય અને નક્કર રીતે, નીડર રીતે, સ્વસ્થ રીતે બંને જૂથને આવેશમય અખાડામણમાં ધસડાઈ જતા રોકી શકે તે હેતુ પણ સારા જ છે. આથી જ તો—

● ખુદ પશ્ચિમી દેશો અને રશિયા સુદ્ધાં—બન્ને સાવ વિરોધી જૂથો — ભારતની બિનજોડાણનીતિને ટેકો આપે છે.

આનું રહસ્ય એ છે કે—

આજે તો ચીન અને કમ્યુનિસ્ટ આધિપત્ય જમાવવા તડપતા હોય છે ત્યારે, અઢળક અણુશક્તિ ધરાવનારા બે મહાન દેશો અમેરિકા અને રશિયા યુદ્ધને ખાળવા આતુર છે!

આજે તો, બન્નેની પાસેનાં સર્વસંહારક વિશ્વવિનાશક અણુશસ્ત્રો જ જેમ જાણે પરસ્પર પ્રતિરોધક બની ગયાં છે! આ સર્વનાશની શક્યતાએ માંધાતાઓને શાંતિની ચિંતા અને રક્ષા કરવા તત્પર બનાવ્યા છે!

આજના જમાનાની આ એક વિશેષતા છે.

*

પરંતુ આ જમાનાની બીજી પણ એક વિશેષતા એ છે કે—અને આપણી આ ચર્ચા માટે ઘણી અગત્યની પણ છે તે એ કે—

આજે જે બે છાવણીઓ છે તે પણ આંતરિક રીતે કાંઈ એક જ શિસ્તવાળી રહી નથી.

● સર્વસાધારણ રીતે સામ્યવાદી છાવણી તો એક જ શિસ્તવાળી — એક જ ઘાટવાળી — આંતરરાષ્ટ્રીય, 'મોનોલિથિક' ઇમારત ગણાય છે—બલ્કે એ એનું એક વિશિષ્ટ લક્ષણ ગણાયેલું છે પરંતુ 'દુનિયા ભરમાં સામ્યવાદી સત્તાનો વિસ્તાર કરવો' એ એક અંતિમ નેમ સિવાય, એમનો વચ્ચે પણ, ભિન્ન ધરીઓ અને ઘટકો હવે જોવા મળે છે. આંતર-રાષ્ટ્રીય સામ્યવાદમાં રશિયા તથા મોટાભાગના કમ્યુનિસ્ટોની એક ધરી અને ચીન-આલ્બેનિયાની બીજી ધરી—આવા બે ખુલ્લા ઘટકો જોવા મળે છે. પશ્ચિમની નજરે, રશિયાઈ જૂથમાં પણ, હંગેરી અને પોલાંડ જૂથ-શિસ્તથી ઠીકઠીક બહાર છે અને રશિયાઈ જૂથની બહાર ફેંકાઈ ગયેલા યુગોસ્લાવિઆમાં, કમ્યુનિસ્ટ તંત્ર હોવા છતાં, ત્યાંનો ઢાંચો હજી વધુ

નિરાશો છે. આમ, તમામ સામ્યવાદી તંત્રોની નિષ્ઠા સામ્યવાદના સૂત્રમાં જ હોવા છતાં, અને એમના પોતાના દેશમાં સામ્યવાદી પક્ષનું જ એક-છત્રી વર્ચસ્ જળવાય તેવી તંત્રવ્યવસ્થા હોવા છતાં, અને સૌની નેમ પશ્ચિમી મૂડીવાદી તંત્રને ધરતી પરથી નામશેષ કરવાની હોવા છતાં—તેમની આંતરાષ્ટ્રીય લોખંડી શિસ્ત તૂટી ગઈ છે. અને દરેક દેશ પોતપોતાની પરિસ્થિતિ અનુસાર વર્તતો થાય તોય તેને પોતાની છાવણીમાં નભાવી લેવાનો **સહ-અસ્તિત્વવાદ** દાખલ થઈ ગયો છે!

તે જ રીતે—

● પશ્ચિમની છાવણીમાં પણ બે મુખ્ય ધરી જોવા મળે છે. એક છે – અમેરિકા-બ્રિટનની; અને બીજી છે – ફ્રાન્સ-પ.જર્મનીની. આ આખી છાવણીની નેમ દુનિયાભરમાંથી સામ્યવાદી સર્વસત્તાવાદને નાબૂદ કરીને લોકશાહી રાજ્યતંત્રોનો વિસ્તાર કરવાની છે. આમ છતાં આ બને ધરીની વચ્ચે આપસઆપસમાં જબરી (ખાસ કરીને ફ્રાન્સની બ્રિટન સામેની અને એનાથીયે વધુ કાતિલ અમેરિકા સામેની) અથડામણ જોવા મળે જ છે; એટલું જ નહિ પણ, એક જ ધરીના ગણાતી અને અનેક રીતે નીકટ જણાતી અમેરિકા-બ્રિટન-કેનેડા વચ્ચેય ઓછી અથડામણો અને ખેંચાખેંચ નથી. 'પશ્ચિમ' જૂથની જડબેસલાખ એવી કોઈ શિસ્તથી આમાંના કોઈ દેશ બંધાઈ ગયેલા નથી. અને આ આખી છાવણીના નેતા અમેરિકાની ગમે તેટલી દબાણનીતિ છતાં એનાથી કોઈ દબાઈ જતા નથી.

આ બાબત વધુ ધ્યાન ખેંચે એવું દૃષ્ટાંત તો પાકિસ્તાનનું છે.

પાકિસ્તાન, આમ તો, પશ્ચિમી છાવણીના વર્ચસ્ નીચેના 'સિઆટો' અને 'સેંટો'ના લશ્કરી જૂથમાં સામેલ છે. આ દૃષ્ટિએ તો તેણે ઘણી બધી 'કડક શિસ્ત'ના ભોગ બનવાનું આવે જ. આમ છતાં, આપણે આગળના પ્રકરણમાં જોઈ ગયા તે મુજબ, પાકિસ્તાન કોઈને બધા વિના, પશ્ચિમની પૂરેપૂરી મદદ મેળવી લીધા પછી, ચીનની સાથેની દોસ્તી પાકી કરી લેવાની છડેચોક ધમકી ખુદ અમેરિકા-બ્રિટનને આપે છે!

અને હજુ વધુ એક દૃષ્ટાંત યુગોસ્લાવીઆ પૂરું પાડે છે.

**યુગોસ્લાવીઆ** બીજા વિશ્વયુદ્ધ પછી રશિયાની સામ્યવાદી છાવણીનું એક સભ્ય હતું પરંતુ સ્તાલિને તેને દબાવવા માંડ્યું ને ટિટોએ એની સામે માથું ઊંચું કર્યું. પરિણામે યુગોસ્લાવીઆને આંતરરાષ્ટ્રીય સામ્યવાદી જૂથમાંથી કાઢી મૂકવામાં આવ્યું. અને એને અંદરથી ખતમ કરવા માટે, તેની જ સામ્યવાદી લીગમાં ભાગલા પડાવવા, અનેક કુટિલ માર્ગો લેવામાં આવ્યા. આમ છતાં, સ્તાલિન જેવા માંધાતા સામે ટિટો ઊભો રહી શક્યો. અને બીજી બાજુ એણે, આના જોરે જ, પશ્ચિમી દેશો પાસેથી જરૂરી સહાય પણ લીધી. આમ છતાં પશ્ચિમી દેશો આગળ પણ તેણે નમતું જોખવાને બદલે હમેશાં કુ ફાડો જ માર્યા કર્યો છે. અને ફરી વળી તે રશિયા (ક્રુશ્ચોવ) સાથેની દોસ્તી પાકી કરવા મથે છે.

આ બધાં દૃષ્ટાંતો એટલી વાત સ્પષ્ટ કરે છે કે—

● આજની પરિસ્થિતિમાં કોઈ એક જૂથ માટે તેના સભ્ય ઉપર લોખંડી શિસ્ત લાદવી શક્ય નથી. એ જૂથમાંનો અગ્રિયો બીજાને દબાવવા ભલે કોશીશ કરે પણ હવે એવી રીતે દબાવી દેવાનું એને માટે સહેલું નથી. અને ગમે તેટલી ભરપટ્ટે આર્થિક અને/અથવા લશ્કરી મદદ લેનાર નાના દેશોય, એટલા જ કારણે, દબાઈ જવાની જરૂર રહેતી નથી. આંતરરાષ્ટ્રીય સમાન નેમને કારણે આંતરરાષ્ટ્રીય મૈત્રી-જોડાણ ઘડાય છે ને જૂથ છાવણી રચાય છે. પરંતુ તે રાષ્ટ્રીય હિતવિરોધી બને ત્યારે તેની શિસ્તમાં રહેવાનું કોઈને પાલવે નહિ એટલે કોઈ પણ પ્રકારના મૈત્રી-જોડાણથી ભારતે ય ગભરાઈ જવાની જરૂર નથી. એની પાયાની નિષ્ઠા લોકશાહીની હોવાને કારણે તે બીજા લોકશાહી પદ્ધતિવાળા દેશો સાથે નીકટતા રચાપે અને સર્વસત્તાવાદી પદ્ધતિથી ઘટતું અંતર

રાખે તો એ સર્વથા ઉચિત છે. એમાં અનિવાર્ય રીતે કોઈ જોખમ કે ભય નથી.

શ્રી કૃપાલાનીએ આ વાત સૈદ્ધાન્તિક રીતે સ્પષ્ટ કરી છે —

* બિનજોડાણ એ કોઈ સિદ્ધાન્ત ન હોઈ શકે; એ તો એક રાજકીય નીતિ (પોલિટિકલ પૉલિસી) છે ગયા વિશ્વયુદ્ધ દરમ્યાન હિટલર સામેના યુદ્ધમાં બ્રિટને રશિયા સાથે લશ્કરી જોડાણ (એલાયન્સ) પણ કર્યું : પરતુ એથી શું બંને દેશ એકબીજાની શેહમાં દબાઈ ગયા ? એકબીજાના સ્વતંત્ર વર્તનમાં ઊણપ આવી ? એકબીજાની જીવન-પદ્ધતિ ફરજિયાત સ્વીકારવી પડી ?

આવું કશું જ અનિવાર્ય નથી એટલે કોઈ પણ દેશ તેના કાયમી અને દૃઢ સંરક્ષણ માટે સ્વૈચ્છિક જોડાણ કરે તેથી તેની સ્વતંત્રતા છીનવાઈ જવાનો ભય વધારે પડતો છે.

આ વાત સમજ્યા-સ્વીકાર્યા પછી, રશિયા અને પશ્ચિમ બંને સાથે યા એકની સાથે, આપણે ક્યારે અને કેટલું જોડાણ કરવું તેનો નિર્ણય આપણે રાષ્ટ્રીય-આંતરરાષ્ટ્રીય હિતોનો વિચાર કરીને એકંદર પરિસ્થિતિ અને ગણત્રીથી કરવાનો રહે છે.

આ બધાને અંતે બિનજોડાણ નીતિનું નવનીત આ હોઈ શકે—

૧ દુનિયાના દરેક દેશ વચ્ચેની સ્વાધીનતા કાયમ રહે; અને સહ-અસ્તિત્વ અને શાંતિપૂર્ણ હરીફાઈ દ્વારા પ્રગતિ કરવાની તક અને સગવડ દરેક દેશને માટે કાયમ રહે

૨. દરેક આંતરરાષ્ટ્રીય જૂથની અંદર પણ, જુદી જુદી સત્તાઓ વચ્ચેના મતભેદો છતાં, દરેક સભ્યની સ્વાધીનતા જળવાઈ રહે; અને તેમની વચ્ચેય શાંતિમય હરીફાઈ દ્વારા વિકાસની તક અને સગવડ ચાલુ રહે

ઉપરના બેઉ હેતુઓ સિદ્ધ કરવા માટેની નિષ્ઠાથી રાષ્ટ્રીય-આંતરરાષ્ટ્રીય હિતનો સમન્વય સાધીને, કોઈ પણ દેશ યા જૂથની શેહેરમાં તણાયા વિનાની, ગભરાયા વિનાની, દબાયા વિનાની વિદેશ નીતિ જ સાચી સ્વરૂપ અને સ્વતંત્ર બિનજોડાણ નીતિ હોઈ શકે

[ તા. ૧૨-૧-૬૩ ]






# નવાં પુસ્તકો

[ ચેતન પ્રકાશન ગૃહ લિ. વડોદરા ]

- **સુરભી** (કાવ્ય સંગ્રહ)
  જતીન્દ્ર આચાર્ય — રૂ ૧=૦૦

- **વળતાં પાણી** (વાર્તા સંગ્રહ)
  સરોજિની મહેતા — રૂ ૪=૦૦

- **પ્રેમાનંદ** (ગુર્જર કાવ્યશ્રેણી પુ ૩)
  સંપાદક : આલોચક : નગીનદાસ પારેખ
  [ હ. કા આર્ટ્સ કોલેજ-અમદાવાદ : ગુજરાતીના પ્રોફેસર ] — રૂ ૨=૫૦

- **ચંબલનાં કોતરોમાં માનવતાનું ઝરણું**
  લે. સુભદ્રા ગાંધી
  [ મધ્યપ્રદેશના બાગી લૂટારાઓમાં વિનોબાએ જગાડેલી માનવ-જ્યોતનું બયાન * રવિશંકર મહારાજે 'મહીના કોતરો'માં જગાડેલી જ્યોતની પૂરવણી સાથે ] — રૂ ૧=૨૫

